# ઊર્મિ નવરચના

દીપોત્સવી-૨૦૨૫

## સિંહ કથા વિશેષાંક



તંત્રીઓ

ઈશ્વરલાલ મો. દવે

જયમલ્લ પરમાર

# લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા






## ઉંચી જાતની ભૂકી ચામાં બિનહરીફ

આ ચા થોડામાં થોડા સમયમાં તમને પૂરું સોડમવાળા સોનેરી રંગની ચાના વધુમાં વધુ પ્યાલા પૂરા પાડે છે. તમે તેની લહેજત માણી જુઓ. તમારા અતિથિઓનો પણ આ ચાથી સત્કાર કરો. તમને આ પીવાની ખરેખરી મજા આવશે. તમારા મહેમાનો પણ આનંદિત થશે. તેના પ્રકારની બીજી બધી ચામાં લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા અજોડ છે

લીપ્ટન એટલેજ




સારી ચા

# ધી જુનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો-ઓપરેટીવ બેંક લી. જુનાગઢ

ટેલીફોન :- મેનેજર, ૨૦૭-૨૦૭એ
એકાઉન્ટન્ટ : ૨૭૮

ટેલીગ્રામ COOPBANK :
પોષ્ટ બોક્ષ નં. ૪

તા. ૨૬-૪-૧૯૫૯ ના રોજ મુંબઇ રાજ્યના સહકારી કાયદા હેઠળ નોંધાયેલ
મુખ્ય કચેરી :- વણઝારી ચોક, જુનાગઢ

પ્રમુખ :- શ્રી ચિતરંજન ર. રાજા
ઉપપ્રમુખ :- શ્રી દ્વારકાદાસ ના. ત્રિવેદી



| | લાખ |
|---|---|
| ૧. અધિકૃત શેર ભંડોળ | ૧૮૦,૦૦ |
| ૨. ભરપાઇ થયેલ શેરભંડોળ | ૧૦૩,૫૮ |
| ૩. અનામત ફંડ અને અન્ય-ભંડોળ. | ૩૨.૬૨ |
| ૪. કાર્ય ભંડોળ. | ૬૪૪,૦૦ |

## -: શા ખા ઓ :-

| | | | |
|---|---|---|---|
| ૧. વેરાવળ | ૬. કેશોદ | ૧૧. કુતિયાણા | ૧૬. માધવપુર-ઘેડ |
| ૨. માણાવદર | ૭. માંગરોળ | ૧૨, રાણાગાવ | ૧૭. ખીલખા |
| ૩. પોરબંદર | ૮. માળીયા | ૧૩. ભેંસાણ | ૧૮. ગીરગઢડા રોડ : ઉના |
| ૪. ઉના | ૯. તાલાળા | ૧૪. મેંદરડા | ૧૯. બાંટવા |
| ૫. વંથલી | ૧૦. વિસાવદર | ૧૫. ચોરવાડ | ૨૦. શાપુર |
| | | | ૨૧. ગીર-ગઢડા |

- દરેક પ્રકારની થાપણો આકર્ષક વ્યાજના દરે સ્વીકારવામાં આવે છે.
- પંચાયતો, મ્યુનીસીપાલીટી, જુદા જુદા પ્રકારના બોર્ડ અને ટ્રસ્ટની બેંકર તરીકે કામ કરે છે.
- દરેક શાખા પર તથા ગુજરાત અને મહારાષ્ટ્ર રાજ્યના શહેર ઉપર ચેક, ડ્રાફ્ટ ઈસ્યુ કરવામાં આવે છે.
- ગુજરાત રાજ્યના શહેરો તથા બીજા સ્થળો ઉપર હુંડી. બીલ વિ. વસુલ કરવાની વ્યવસ્થા કરવામાં આવેલ છે.
- જીલ્લાની સહકારી મંડળીઓ મારફત ખેડુતોને ખેતીવિષયક કામકાજ માટે ધીરાણ કરવા ઉપરાંત ગૃહ અને નાના ઉદ્યોગોના વિકાસ માટે પગારદાર કર્મચારીઓને તથા નાગરીક બેંકને પણ નાણાંકીય સગવડ પુરી પાડવામાં આવે છે.

વધુ વિગત માટે સંપર્ક સાધો.

મનહરલાલ ર. નારેચણીયા
બી, કોમ. એલ. એલ. બી.
મેનેજર.

ધીરાણ-વસુલાતનું સંકલન ન કરીએ તો
સહકારી પ્રવૃત્તિ ઉણપવાળી લાગશે

: ચિતરંજન રૂગનાથ રાજા

દેશની કાયાપલટ કરવાના કાર્યમા આર્થિક અને સામાજિક ક્રાંતિ અનિવાર્ય છે. જે સહકારી પ્રવૃત્તિ દ્વારા શકય બનાવી શકાય તેમ છે.

# ઊર્મિ નવરચના

## અનુક્રમણિકા ૧૪૨૯

તંત્રીઓ : ઈશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૦ નવેમ્બર ૬૯ : અંક : ૮ : સળંગ અંક : ૪૭૬

# તો હે ઇશ્વર ! માવડીને ભાર વેઠારવામાંથી મુક્તિ આપજે

સંપાદકીય

દેશમાં રાજકીય દાવાનળ માણસાઈનાં મૂળિયાં ચૂસી રહ્યો હતો. અંધકારનાં કાળાં ઝેબાણુ વાદળાં જામી રહ્યાં હતાં. જન જીવન વિપથગામી એવી પાગલ દોટ દઈ રહ્યું હતું. ભ્રમમાં હતું ગુજરાત કે પોતે સર્વથી મુક્ત છે. ત્યાં તો એકાએક એ વાદળાં ગુજરાત માથે ત્રાટકી પડયાં. ગુજરાતના પાટનગર માથે અંધકારના ઓથાર છવાઈ રહ્યા. કયે સુખે ગુજરાત દીવાળી ઉજવે ? કોને શાના અભિનંદન આપે ?

આત્મ પ્રતારણામાં રાચતા આપણે છેલ્લાં બાવીસ વર્ષથી હોળીને દીવાળી માનીને ઉજવતા આવ્યા. આજે એ દીવાળીમાં હોળીનાં પ્રગટ રૂપ દેખાણાં. જેને નથી દેખાણાં તેને મહાકાળીનો સાક્ષાત્કાર થવાનો બાકી હશે, કાં તો દૃષ્ટિજડ હશે.

દીપોત્સવીના ઝાકઝમાળની જે રોશની આપણે માણી રહ્યા હતા તે તો પ્રજાજીવનના ભૂતળની લાવાના ભડકા હતા તે કદાચ આજેય નહિ સમજીએ તો પછી ભરખાઇ ગયા કેડે વિમાસવાનું જ ક્યાં રહે છે ?

અમદાવાદનું કોમી હુલ્લડ તો જવાળાના મુખરૂપી છે. પેટાળમાં ખળકતા લાવાને હજી આપણે નથી પીછાન્યો. એક અકસ્માત બન્યો કે બાદશાહખાન આજે આપણી વચ્ચે છે. શાંતિના ફિરસ્તારૂપે જેમ ગાંધીજી નોઆખલીમાં ઘૂમતા હતા તેમ ઘૂમી રહ્યા છે. એમના પ્રત્યેક બોલના પડઘા આપણે ન છૂટકે પાડી રહ્યા છીએ. કારણ કે દેશમાં કોઈ એક બીજાનું કાને ધરે એવી સ્થિતિ રહી નથી અને બાદશાહખાનના બોલનો વિરોધ કરવાનું આપણામાં નૈતિક બળ નથી.

બાદશાહખાનના આંતર ચેતસથી પણ દેશમાં કોઇ આગ ઓલાણી નથી, અને વધી રહેલા ભડકા સૌ ઘેર બેઠાં ભાળી રહ્યા છીએ. આવતી કાલે બાદશાહખાન અફઘાનિસ્તાન સીધાવશે ત્યારે એમણે આપેલા આશ્વાસનથી વિશેષ આપણી પાસે એક બીજાને દાગવાના દારૂગોળા સિવાય બાકી શું હશે ? આજે તો દાઝયા છીએ. એટલે શીખામણ સહન કરી કરી રહ્યા છીએ. આમૂલ પરિવર્તનના ઊંડા અવગાહન અને એ માટેની ઉત્કટ લાગણી સિવાયનાં પ્રાયશ્ચિતનાં પાખંડ કેટલાં કારગત નિવડશે ?

કોંગ્રેસની સોગઠી ઘાયે ચડી છે, એને ધોયાં મારવામાં વિરોધ પક્ષો જામી પડયા છે, અને કોંગ્રેસ અને તેનાં સાધનો બચાવનાં બુઠાં શસ્ત્રો સમણી રહ્યાં છે. આમાં પ્રજાજીવનની સમૂળી ક્રાંતિના પ્રશ્નો કથળ્યા કરે છે. એમાં હિંદુ–મુસ્લિમની ઉપરછલી એકતાના ટાઢા ઢોળવાથી પ્રશ્નો હલ થશે કે ભૂગર્ભમાં ઊંડા ઘોજ કરશે ?

બાદશાહખાન જેટલી જ નિર્ભયતા અને નિખાલસતાથી બોલનારા બીજાઓની વાતો વિરોધમાં ખપે છે. પણ સડાનાં મૂળ દેખાડીને ઘણા બોલતા થયા છે એ કાળનું પરિબળ કામ કરે છે.

જગતના કોઇપણ દેશની લઘુમતિ સાથે ભારતના હિંદુ–મુસ્લિમ સંઘર્ષને સરખાવી શકાય તેમ નથી. આ કાળાંતરનાં વેર ધર્મને નામે અધર્મ ખેલતાં જ આવે છે, કાળાંતરથી એનો કોઇ ઇલાજ કાયમી એકતા સ્થાપી શકેલ નથી. ત્યારે એમ નથી લાગતું કે મૂળમાં જ કયાંક ખામી છે ? હિંદુને હિંદુ રહેવું છે, મુસલમાનને મુસલમાન રહેવું છે, પણ એમાંથી એકેયને ઇન્સાન બનવું ન હોય તો એમને કોણ એક કરી શકે ?

જેના પેટાળમાં કોમીદ્વેષ ઘોળાયા કરતો હોય એવી સામાજિક જડતાને આપણે હંમેશાં શાંતિનો કાળ ગણતા આવ્યા છીએ. ગાંધીયુગમાં પણ જે કાળે હિંદુ–મુસ્લિમ બિરાદરી જેવું જે થોડું દેખાતું હતું તે તો થોડી વ્યક્તિ પુરતી અને ઉપરછલી હતી. બાકીની તો સ્વાર્થની ભાગીદારી હતી. ગાંધીજીએ પણ તે દિવસે જેરૂસલામની અલ અકસા મસ્જિદના પ્રશ્નની જેમ ખિલાફતનો પ્રશ્ન ઉપાડેલો.

તે કાળે પણ હિંદુ મુસલમાનના ધર્મ અને સમાજની નીતિરીતિ જુદાં હોવાથી અને એમાં એકબીજાએ માથું ન મારવાની લક્ષ્મણ રેખા પડેલી જ હતી. એથી જન્મે હિંદુ એવા કોઇ કાર્યકર મુસલમાનના સમાજમાં કે એના સાચી ખોટી ધાર્મિક માન્યતાઓને સ્પર્શી પણ શકયો નથી. તેમ જન્મે મુસલમાન એવો કોઇ કાર્યકર હિંદુ સમાજ કે ધાર્મિક માન્યતાઓ કે રૂઢિઓના દોષ પ્રત્યે આંગળી પણ ચીંધી શકયો નથી. એ બન્નેમાં વાઘની બોડમાં હાથ નાખવાનું જ જોખમ રહેલું હતુ, આજે ય એમ છે. સારા દેખાતા સંબંધો તો સ્થિતિવશ રહ્યા છે.

બન્ને કોમ વચ્ચે કોઇ સમાન પ્રગતિ કે વિકાસની ભૂમિકા જ કદી રચાઇ નથી. સિવાય કે અર્થકારણ અને રાજકારણને જેટલો કાઇ અવકાશ મળે તેટલા પૂરતી જ. એણે તો વધુ ઉત્પાત સર્જયો છે.

જ્યાં સમાન ભૂમિકાની સપાટીએ મળ્યા છે ત્યાં અંતરમાં અવિશ્વાસ અને નફરતને મઝહબી અદબના ઢાંકણ દેવાયા છે. હિંદુ કાર્યકારોની એવી એકપક્ષી અદબ બીજા પક્ષની ધર્માંધતાને ઉત્તેજન આપવામા જ પરિણમી છે. જયારે મુસ્લિમ આગેવાની એ દંભથી અલગ જ રહી છે.

જો એકબીજી કોમોના ધર્મના મૂળ સિદ્ધાંતો એક જ હોય અને બન્ને કોમો તેમાં માનતી હોય તો ત્યાં કોઈ સમાન ભૂમિકા શા માટે કદી રચાણી નથી કે રચાતી નથી? જ્યાં સુધી બન્ને કોમ એક બીજાના સમાજ અને ધાર્મિક રૂઢિઓનાં દુષણો બતાવી ને દૂર કરવા જેવી સ્થિતિમા ન આવે ત્યાં સુધી એક બીજી કોમના કાર્યકરો એક બીજી કોમમા કઇ રીતે પ્રવેશી શકે ને શુ કામ કરી શકે? સિવાય કે આર્થિક રીતે એક બીજાને થોડા ઉપયોગી થાય ને રાજકીય સ્વાર્થનાં સગપણે સંધાય.

એ ગલત વિધાન છે કે આ બધાના મૂળમાં આર્થિક પછાતપણું જ પડેલું છે. આર્થિક પછાત પણું નહિ પણ બધા જ રોગના મૂળમાં સામાજિક અને ધાર્મિક પછાતપણું પડેલાં છે

કોમી વિષ તો આ ધાર્મિક અને સામાજિક પછાતપણામાં પડેલુ છે. એટલે જ્યા સુધી સમ જ અને ધર્મના માનવ ઉપકારક સિદ્ધાંતોની કોઇ સમાન ભૂમિકા બન્ને કોમ વચ્ચે ન સધાય ત્યાં સુધી કોઇ એકતા ન આવે, કદી ન આવે.

ત્યારે એવી કોઈ સામાન ભૂમિકા સિવાય રાષ્ટ્રીય વિકાસમાં સમાન ભાવે બન્ને કોમો સાથે મળીને કઇ રીતે કામ કરી શકે? આમદાન કે આર્થિક ઉત્થાન એનો ઇલાજ નથી જ નથી. બન્ને કોમોના મહાપુરૂષોની ભૂમિકાએ એકતાની જે શકયતા દેખાય છે તે બન્ને કોમોની સામાન્યજનોની ભૂમિકાએ કદી શકય બન્યું નથી, બનાવાનું નથી.

સવાલ એ છે કે ૨૨ વર્ષના સ્વરાજ કાળ દરમિયાન આવા બધા જ પ્રશ્નોનો ઉકેલ વિચારવાને બદલે એને વધુ જટિલ બનાવવાના કામમા જ આપણે સૌ લાગી પડયા હતા. હજી આપણો મોરો બદલવાનાં કોઇ ચિન્હ દેખાતાં નથી. પ્રશ્નોને પાયામાંથી જોવાને બદલે સમગ્ર સડાને સાબુત રાખીને—એની સપાટી ઉપર ઉકેલ શોધી રહ્યા છીએ. શિયાળાની ટાઢ પડતાં ચણોઠીનો ઢગલો કરી ને એને અંગારા માનીને તાપવાની વાંદરટોળાંની આત્મવંચનામાં આપણે પડયા છીએ.

સમગ્ર પ્રજાજીવનને સેડવી નાખીને માણસાઇના મૂળિયાં જ આપણે ખોદી નાખ્યાં છે. એથી નવો જન્મતો બાળક મોટો થતા થતા તો ભસ્માસુર થઇને ભય પમાડી રહેલ છે.

જો વેતર જ વંઠવા માંડે તો પછી ભાવાત્મક એકતા તો લોટ ફાકવા ને ભસવા જેવી હાસ્યાસ્પદ જ નીવડે ને? કોઇ ધંદેરાજી કે કોઇ નિજલિંગપ્પાજીના સંઘર્ષ કે એકતા સનસનાટીમાં આપણી શકિત રોકીને કયાંય નહિ લઇ જાય. પ્રજાજીવન ન પાંગરે ત્યાં આગેવાની વકરતી જ રહે.

માણસાઇના સ્તર પર ડગલાં માંડીને આગળ ન વધી શકીએ તો ઇશ્વરના આશીર્વાદ આપણા ઉપર કેમ કરીને વરસે? તો તો પછી ઇશ્વરને આરાધના જ કરવી રહે કે સડાનો ચેપ અમારાં મૂળિયાં સુધી પહોચી વળ્યો છે. એ સડો અમારા પુરતો જ રહેવા દે. એમ નવાં માનવીનો વધારો ન કરતાં માવડીને નવ મહિનાનો ભાર વેંઢારવામાંથી ઉગારી લે તોય નવા વર્ષે તારી કરૂણા વરસી કહેવશે પ્રભો!

# સિંહ, સંપાદન અને નિવેદન

જયમલ્લ પરમાર

સિંહ એક માત્ર ગિરમાં જ રહ્યા છે અને ગિરમાં સૌરાષ્ટ્રની પ્રાચીન અને મધ્યકાલીન જાતિઓનો વસવાટ. એકથી બીજા પ્રદેશમાં ઊતરતી ભ્રમણશીલ જાતિઓને કારણે જે તે પ્રદેશમાં વસવાટ કરેલી જાતિઓ સાથે કાયમી ધીંગાણાં થતાં તેમ ગિરમાં વસતી જાતિઓ સાથે સિંહોનાં નિત્યનાં ધીંગાણાં રહેતા આવ્યાં છે.

સિંહ સાથેનો એ જૂની ખમીરવંતી જાતિઓનો વસવાટ, સિંહ સાથેનો કાયમી સંઘર્ષ, પરિણામે એમનાં પાળેલાં પશુઓનું પણ જીવન રક્ષાની સાહજિક વૃત્તિથી સિંહનો સામનો કરવાનું કેળવાયેલું ખમીર, પ્રાગૈતિહાસિક કાળથી આર્યોના જીવનમાં સિંહનું મહત્ત્વ અને મારા ૧૯૫૭ થી ૧૯૬૫ સુધીના ગિરના આઠ વરસના નિતાંત રઝળપાટને પરિણામે સિંહનું, એની સાથે વસતાં માનવીઓનું અને સિંહનો સામનો કરતાં પશુઓનું સ્વરૂપ મનમાં કંડારાઇ ગયેલું.

## સંસ્કાર અને સંપાદન

શિકાર અંગેની વાતો તો પરદેશી સાહિત્યમાં અને પરદેશની જ બહુધા વાંચેલી. થોડી આપણે ત્યાંના વાઘ દીપડા અને હાથીની પણ ખરી. બાકી બાલ્યાવસ્થાથી રાજારજવાડાં તરફથી થતા શિકારની વાતો તો સાંભળ્યા જ કરતા. સત્તરેક વર્ષની ઉમરે જીવનનો ઝોક સત્યાગ્રહો અને રાષ્ટ્રીયતા તરફ વળી જતાં શિકાર ખેલવાની સ્થિતિ નહિ ઊભી થયેલી. જતે દિવસે તો શિકારની વિલાસીતા અને માંસાહારની વિફલતા અને અતે અનુપકારકતા પણ સમજાઇ. કેટલીક જાતિઓનાં તો લોહીમાંસ જ હરણાં સસલાં અને જળકુકડાંના શિકાર અને માંસાહારથી બંધાયેલા છે. એ સંસ્કારોમાંથી મારા જેવાને ઊગરવું મુશ્કેલ હતું પણ પહેલાં ધાર્મિક લાગણીથી અને પછી ગાંધીજીના સંસ્કારથી એમાંથી ઊગરી શક્યો, નહિ તો કાવાકસુંબા, દારૂની રમઝટ અને માંસાહાર વચ્ચે જ ઉછેર થયેલો.

વન્ય પ્રાણી રક્ષા અંગેની લાગણી ૧૯૫૦થી ૧૯૫૫ સુધીના 'ફૂલછાબ' દૈનિકના મારા સંપાદનકાળ દરમિયાન કેળવાણી. પણ હિંસા, વિલાસીતા, ક્રુરતા અને કેટલીક કરપીણુતા બાદ કરતાં સિંહ જેવાં હિંસક પ્રાણીઓના શિકાર, સિંહ સાથેના રોજના સંઘર્ષમાં બતાવાતી બહાદરી અને નિર્ભયતાની એક શાન તો લોહીના સંસ્કારને કારણે પણ ઘર કરી ગયેલી.

એમાં જ્યારે ગિરમાં અને ગિરકંઠાળનાં ગામડાંઓમાં રઝળવાનું થયું, સંબંધો કેળવાયા ત્યારે તો જંગલી પ્રાણીઓ પ્રત્યેની અને વણહથિયારે એની સાથે બાખડતાં માનવીઓ સાથેની લાગણી બળવતર બની ઊઠી. વાતો તો ખૂબ ખૂબ સાંભળવા મળતી. પણ ત્યારે લખવાનો તો લવલેશ ખ્યાલ અન્ય પ્રવૃત્તિ આડે આવતો નહિ.

એમાં આંખની તકલીફને કારણે અન્ય પ્રવૃત્તિનો વિચ્છેદ થયો. લોક સાહિત્યનાં અધુરાં સ્વપ્નને સાકાર કરવા 'ઊર્મિ નવરચના'નું સંપાદન બેક વરસથી હાથ ધર્યું ને અમારા જૂના જોડીદાર વજુભાઇ વ્યાસ સિંહના જીવનનો અભ્યાસ અને અનુભવ લેખમાળા રૂપે લઇને આવ્યા ત્યારે ફરી એ વન્ય પશુપ્રાણીઓ, એ સિંહ, સિંહ સમા માનવીઓની સતામણી શરૂ થઇ કે તારા લોક સાહિત્યના કારણે અમારા સ્થાનને રખે અન્યાય કરી બેસતો!

## સિંહની ભાઈબંધાઈ

સિંહ દીપડાની બે ત્રણ વાતો 'ઊર્મિ'માં પ્રગટ થઇ, એમાં મૂળ શ્રી. સુરગભાઈ વરૂની એવી ધૂનાની મોણપરીના માત્રા આપાની વાત વાંચીને તો દિલ હલી ગયું. સિંહની મૈત્રિનો આવો અજબ કિસ્સો કદી નહિ સાંભળેલો. માનવ માબાપની સિંહણ પુત્રી એલ્સાની ઘટના તો જુદી જ કોટિની છે, એ ધૂનાની મોણપરીના માત્રા આપાની સિંહ સાથેની મૈત્રિની

ઘટના જાણ્યા પછી સંતો સાથેની સિંહોની મહો બ્બતમાં લગીરે અતિશયોક્તિ ન લાગી. ત્યારથી સિંહની કથાઓનો આખો એક અંક કાઢવાની ઇચ્છા દિલમાં ઘર કરી ગયેલી તે દીપોત્સવીના સિંહકથા વિશેષાંક રૂપે પ્રગટ થાય છે.

## 'ઊર્મિ' ને પાને સિંહ સાહિત્ય

સિંહના જીવન વિષે ખાસ ઓછું લખવાનું રહેતું હતું, કારણકે ઊર્મિનવરચનાને પાને શ્રી. વજુભાઇ વ્યાસે ઢગલામોઢે સાહિત્ય ત્યાં સુધીમાં પીરસી દીધેલું. અત્યારસુધીમાં સિંહ અંગેના નીચે મુજબના અભ્યાસી લેખો અપાઇ ગયા છે :

૧. સહઅસ્તિત્વમાં માનનારાં (સિંહ અને અન્ય પ્રાણીઓ)

૨. ગિરનાં વન્ય પશુ પંખીઓ

૩ ભારતમાં સિંહોનો વસવાટ (પ્રાચીન-કાળથી)

૪. સિંહ પંક્રાન્તિકાળમાં (અસ્તિત્વનો-ભય)

૫. ગિરના અને આફ્રિકાના સિંહ (તુલના સાથે)

૬. વનરાજાની વિશિષ્ટ દેહરચના

૭. ગિરના સિંહનું બળ ને પરાક્રમ

૮. ટોળામાં ફરતા સિંહ

૯. સિંહનું રોમાંચક અને રસમય જીવન

૧૦, સિંહ-બેલાડનો દામ્પત્ય પ્રેમ

૧૧. સિંહણનું માતૃત્વ

૧૨. સિંહની શિકાર માટેની યુક્તિઓ

૧૩. સિંહને ભગાડતી ભેંસો

૧૪. પ્રાચીન કાળમાં સિંહનો શિકાર (પ્રકારો સાથે)

૧૫. આધુનિક કાળમાં સિંહનો શિકાર

૧૬. સિંહનું પાલન અને મૈત્રિ

૧૭. સિંહની પ્રાચીનતા

૧૮. વેદકાળથી સિંહનો વસવાટ

૧૯. સંસ્કૃત સાહિત્યમાં સિંહ

આટલું તો પ્રગટ થઇ ગયું અને હજી બીજુ પ્રગટ થવું બાકી છે. એટલે ખ્યાલ સિંહ અને માનવ તથા પશુઓના પરાક્રમી સંઘર્ષ, સંતના વચનને પળતા સિંહ અને સિંહ-શિકારની રોમાંચકતાનો જ હતો.

## સિંહ અને લોક જીવન

લોકજીવન અને સિંહને જુદા પાડવાનો તો પ્રશ્ન જ ન હતો, કારણ કે સિંહ ગિરિજન એવા લોકો વચ્ચે જ હતો અને છે. વળી શિકારીઓએ ભવ્ય પરાક્રમો દાખવ્યાં હોય તો પણ એ પરાક્રમોથી વધુ જાનફેસાનીથી શિકારની સગવડ ઊભી કરનારા બહાદુરો બધા તો લોકજીવનમાં જ રહેલા હતા ને છે. વળી સવાસો દોઢસો વરસ પહેલાં તો સૌરાષ્ટ્રને ડુંગરે ડુંગરે સિંહનો વસવાટ હતો પણ ધજા હંમેશાં શિખરો સમા રાજા મહારાજાઓને જ ચડી છે. પાયામાં પડેલા પથ્થરોને નહિ બાકી અદ્ભુત વીરત્વ બંધૂકધારીઓ કરતા સિંહ સાથે બથોડા લેનારે જ દાખવ્યાં છે. એની બીરદાવળીઓ કોણ રચે ? કોઈ ઝડવઝડ રચાણી છે. શિકાર કથાઓ સાથે એવા મરદને માથે બે ફાડિયાં જેવા વનવાસી બહાદરોને પ્રકાશમાં લાવવાનો મોકો મળ્યો એને તો અમે અમારાં અહોભાગ્ય જ માનીએ છીએ

## સિંહ કથા અંકનું સંપાદક મંડળ

આ અંકમાં સિંહ અંગેની સત્ય ઘટનાઓ તો પચાસેક આપી છે. પણ પુરા ચાર પાંચ મહિ-મહિનાનો તે પરિશ્રમ છે, કોઇ એકલે હાથે આટલી કથાઓ, દુહા, છંદ, કવિતો, પ્રશસ્તિગીત વગેરે સંપાદન કરી શકાય તે અશક્ય જ છે. આ અંકના જેટલા લેખકો છે તે બધાની એકધારી જહેમતનું આ પરિણામ છે. એટલે આ અંક કોઈ એકાદ બે જણાનુ સંપાદન નથી અંકના સંપાદન મંડળમાં નીચેના આપ્તજનોનો સમાવેશ થાય છે.

વજુભાઇ વ્યાસ, કાનજીભાઈ બારોટ. સુરગભાઈ વરૂ, કવિ કાનજી ગગુભાઇ લીલા, કવિ મેકરણ ગગુભાઇ લીલા, નુરમહમદ દોસ્ત

મહમદ. બળદેવભાઇ નરેલા, વૈદ્ય મોટાભાઇ ગઢડાવાળા, જેઠસુર દેવ; અમરૂ બારોટ. દ. શ્રી. પુંજાવાળા, ડૉ. મગનભાઇ ગોંડલિયા, રાજવીર ગઢવી, બાપલભાઇ ગઢવી, હીંગોળદાન નરેલા, કરસન પઢિયાર, પ્રસન્નકુમાર વસાવડા, પિંગળશીભાઇ ગઢવી મહંતશ્રી હરિકૃષ્ણામાચાર્ય, રાજુ દવે અને ખોડીદાસ પરમાર.

એ બધાને ત્રણ ચાર મહિના સુધી તો બેચેન બનાવ્યા છે. ઊભાઊભ રાખ્યા છે. સંશોધન અને લેખનમાં સતત પરોવેલા રાખ્યા છે. અગત્યનાં કામો પડતાં મુકાવી ને કનડવામાં બાકી રાખ્યા નથી. એમની મમતા, એમની આત્મીયતા અને લગન સિવાય આ કથાઓ, દુહા, છંદ, કવિત અને પ્રશસ્તિગીતો મેળવવાનું અસંભવ જ હતું. એ સૌએ સંભવિત બનાવ્યું છે.

## એ સૌ માફ કરે

સિંહ અંગેનું ઘણુંક સાહિત્ય આ અંકમાં નહિ સમાવી શકવાથી પડયું રહ્યું છે. જેમણે સૌએ એ મહેનત કરીને મોકલ્યું છે તે સૌ જરૂર માફ કરશે. છેવટ તો અંકમાં એ બધું સમાવવાની ગુંજાયશ જ ન હતી. આવડો અંક પ્રગટ કરતાંય આંખ્યું ઓડે આવી ગયું છે. છતાંય એક પરમ સંતોષ છે કે આવું સાહિત્ય એક સાથે એક જ અંકમાં આપી શકયા છીએ લોકસાહિત્યમાં સિંહને આલેખવો બાકી જ છે.

સિંહ અંગેની અઢળક ઘટનાઓ હજી વણપ્રીછી પડી છે. ફિલ્મી જગતથી વધું રોમાંચક, નવલકથાઓથી વધુ અદ્‌ભૂત રોચક અને રસમય. આ અંકમાં કાગડા સિંહ ને વરાહના એક રૂપક અને બે ત્રણ બેધકથા સિવાય સળંગ સત્ય ઘટનાઓ જ છે. કોઇ પરીકથા નથી, કોઈ કલ્પનાનું ઉડયન નથી.

## ખોડીદાસ અને સિંહ રેખાંકન

ખોડીદાસ પરમારને જરાક જુદા તારવી ને જોઉં તો તેઓ મમતાભાવથી જરૂર માફ કરશે. આ અંકને જે કાંઇ રેખાંકનો દ્વારા રૂપ મળ્યું છે તે ભાઈ ખોડીદાસના સ્નેહ સૌજન્ય અને અન્ય ચિત્રકામના ભારે બોજા હેઠળથી પણ ઉઠાવેલા પરિશ્રમનું પરિણામ છે. એમનાં રેખાંકનો સિવાય આ અંક અડવો લાગત. એ રેખાંકનો માત્ર સુશોભન નથી પણ રસ, ભાવ અને સંસ્કારનાં દ્યોતક છે. એમની પીંછી લોકજીવનના આલેખમાંથી ઉપસી છે, લોક ધરતીના ઘુંટાયેલા રંગોમાં ઝબોળાયેલી છે, ભરત ગૂંથણ, ભીંતિચિત્રો અને કંડારણોમાંથી એણે માનવ હૃદયનાં સંવેદનો ઝીલ્યાં છે, એમની દૃષ્ટિમાં વિજ્ઞાન છે પણ એનો પ્રાણ લોકનો–લોકોનો છે. એટલે લૌકિકમાં એણે અલૌકિક સૌંદર્યો નીપજાવ્યાં છે. આપ્તજનનો આભાર માનવા જતાં એમના સૌજન્યશીલ હૃદયને જરૂર આંચકો આવે.

## ગુજરાત રાજ્યનો વનવિભાગ અને તસ્વીરો

પરમાણંદભાઇ પ્રધાન રહ્યા એટલે આભાર માનવો જ રહ્યો. જંગલ ખાતાના ઉપમંત્રી શ્રી પરમાણંદભાઇ ઓઝાને અને એમના વડોદરાના વનવિભાગના પ્રકાશન અને સંપર્ક અધિકારીશ્રીને પણ સિંહની તસ્વીરો માટે ઠીક ઠીક તંગ કરેલા. છેવટ ગિરના ગોવિંદા સિંહની જે બે વિશિષ્ટ તસ્વીરો શ્રી. પરમાણંદભાઇ પાસેથી મળી આવી એ માટે એમના અને એમના ખાતાના ખૂબ આભારી છીએ. શંકર અને હિંદુની ઘટના એ શિવ પ કેરી જ રહેત.

એ જ રીતે ભાઇ ગુણવંત શેઠાણી બાઇ દીકરા જેવો હોવા છતાં એનો આભાર એટલા માટે માનવો રહ્યો કે ટાઈટલ પેઇજ ઉપરની તસ્વીર એણે મહેનત કરીને કાઢી આપી. ચિત્રોના બ્લોકસ પણ ઘણી ઝડપથી કાઢી આપ્યા. એ માટે શ્રી વજુભાઈ શેઠાણી, ભાઈ ગુણવંત અને એના ઉત્સાહી કર્મચારી ભાઇ સામજીભાઇના આભારી છીએ. સામજીભાઇએ પીંજરે પુરાયેલી સિંહણ પ્રેમ દીવાનીની તસ્વીર લઈ આપી તે માટે એના વિશેષ આભારી છીએ.

## જાહેર ખબર પૂરી પાડનારાને આભારી

ઉપર કહ્યું તે બધું હોત અને જાહેરખબર જ ન મળી હોત તો અંક કાઢવા પણું જ રહેતું ન હતું. કાં તો સામયિકનો અસાધારણ પ્રસાર હોય

કાં પરિસ્થિતિ હોય ને કાં મિત્રો હોય તો જ જાહેર ખબર મેળવી શકાય છે. ભારત સરકાર અને ગુજરાત સરકારના માહીતિખાતાના વર્ષભર માટેના ઋણ સ્વીકાર સાથે કહીએ કે વ્યવસાયી ધોરણે લગીર પણ નહિ, માત્ર સ્નેહના બળે જ જે જાહેર ખબરો મિત્રોએ આપી છે ને મેળવી આપી છે તે સૌનો અંતરની ઊંડી લાગણીથી આભાર માનીએ છીએ. જેમ પ્રકાશનનુ સાહિત્ય ઊર્મિના લેખક પરિવારને આભારી છે તેમ પ્રકાશન જાહેર ખબરો આપનાર અને મેળવી આપનાર મિત્રોને આભારી છે. એ તમામ સ્નેહીઓ સંસ્થાઓ ને પેઢીઓનો ખૂબ ખૂબ આભાર માનીએ છીએ.

## આભાર ગ્રાહકો તથા એજન્ટોનો

વીતી રહેલા વર્ષ દરમિયાન ગુજરાત અને બૃહદ ગુજરાતે વધુ ઉમંગ વધુ ઉત્સાહથી 'ઊર્મિ'ને આવકાર્યું છે. કટોકટીમાંથી તો 'ઊર્મિ' એક વરસ પહેલાં નીકળી ગયેલું. પણ નવી કટોકટી વર્ષ દરમિયાન આવી દેશમાં એક યા બીજા પ્રકારના દાવાનળને કારણે આલેખાતી 'ઊર્મિ'ની નિડર આલોચનાથી. જો કે આજે બાદશાહ ખાન કહી રહ્યા છે તેનાથી તો 'ઊર્મિ' એ ઘણું ઓછું કહ્યું છે. પણ પારકી મા કાન વીંધવા નહોતી આવી ત્યાં સુધી ઘણાને ઘણું કડવુ લાગ્યું અને એને કારણે દોઢસો બસો ગ્રાહકો થોડી વ્યક્તિ અને કેટલીક સંસ્થાઓના બંધ થયા. પણ આદર અનેક ગણો મળ્યો અને એ દોઢસો સામે ત્રણસો વધુ ગ્રાહક નોંધાયા.

લોકહૃદયમાં 'ઊર્મિ'એ એક નિશ્ચિત સ્થાન પ્રાપ્ત કર્યું છે. 'ઊર્મિ' ની નિડર આલોચના, વિચારોનો વૈજ્ઞાનિક વિકાસ અને માનવ ઘડતરના પાયા માટે જરૂરી એવુ લોકસાહિત્યનું ખમીર એનાં ઘોતક બન્યાં છે. દરમહિને 'ઊર્મિ'ને આવકારતા કુરીબંધ કાગળો મળે છે. અમારા ઉમંગ અને ઉત્સાહમાં ગ્રાહકોની એ દાદ બળનો ઉમેરો કરતી જાય છે.

'ઊર્મિના આધાર સ્તંભ સમા મિત્રોનું ઊર્મિના ગ્રાહકો વધારવાનું અને ઊર્મિ વધુમાં વધુ પંચાવવાનું એક મીશન બન્યું છે. એ બધાના નામોલ્લેખ સિવાય અત્રે આભાર માનીએ છીએ.

## સુરૂપ મુદ્રિકા અને તેના કર્મચારી

*ઝાઝા હાથ રળિયામણા ઊર્મિનવરચનાની સફાઈ,* સુઘડતા ને નિયમિતતા તો સુરૂપ મુદ્રિકાના સંચાલક ને ઉત્સાહી કર્મચારી ગણને આભારી છે. એક વખત મેટર પ્રેસમાં આપ્યા પછી નાનેથી મોટી તમામ ચિંતા સુરૂપ મુદ્રિકા જ કરે છે. અમારી ક્ષતિઓમાંથી પણ 'ઊર્મિ'ને ઉચકી લઈને સતત કાળજીભરી માવજત આપે છે. એમણે જો 'ઊર્મિ'ને પોતાનું ન ગણ્યું હોત, 'ઊર્મિ'નુ પ્રકાશન એમની ચિંતા ન બન્યુ હોત તો 'ઊર્મિ' ગ્રાહકોનો સંતોષ ન બની શક્યું હોત, સંચાલક અને કર્મચારીઓ એક સરખા મમત્વથી માવજત આપે છે. એમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ ગણાય. એમાં થોડાક શિષ્ટાચારમાં એટલા માટે ખેંચાઈએ છીએ કે કોઈનો આભાર માનવો જ હોય ત્યાં સુરૂપ મુદ્રિકા અને એમના કર્મચારી ગણનો આભાર ન માનીએ તો અવગણના સુકૃત લેખાય. બાકી તો આભાર એમની આત્મીયતા અને સૌજન્યને સંકોચ જ પમાડે.

## સૂચન અને સ્પષ્ટતા

સિંહની બીજી કથાઓ અને લેખો સાથે લોકસાહિત્યમાં સિંહનું જે સ્થાન છે તે અંગેનો એક લેખ સમાવેશ ન થઈ શકતાં આપવો બાકી રહ્યો છે. 'પહાડામાંય પ્રસિદ્ધ'ની ઘટનાઓમાં છેવાડે આપેલું ગીત શ્રી. જયમલ્લ પરમારનું રચેલું છે શ્રી. સુરગભાઈ વરુના દુહાઓમાં એક ઠેકાણે નોરે (નહોર)ને બદલે 'નળે' છપાયું છે તે સુધારીને વાંચવા વિ. દીવાળીના દળદાર અંકને કારણે ત્યાર પછીનો એક અંક ગયે વરસે પ્રગટ નહિ કરેલો તેથી ઊર્મિનવરચના અને તેના વાચકો વચ્ચે લાંબું અંતર પડી જતુ હોવાથી એક અંક મધ્યમ રાખતા ડિસેમ્બરનો અંક નિયમિત પ્રગટ થશે. આથી 'ઊર્મિનવરચના'ને સારી પેઠે સહન કરવું પડશે પણ વાચકોના પ્રેમ આગળ તે ગૌણ બની રહે છે.

एकोऽहमसहायोऽहं कृशोऽहम परिच्छिदः ।
स्वप्नेऽप्ये वं विद्या चिन्ता मृगेन्द्रस्य न जायते ॥

હું એકલો છું, હું અસહાય છું, હું દૂબળો છું, હું પરિવાર વિનાનો છું એવી ચિંતા સિંહને સ્વપ્નામાં પણ થતી નથી.

मृगेन्द्र वा मृगारिं वा सुखं व्याहरतां जनः ।
तस्यो मयपि व्रीडा क्रीडादलितदन्तिनः ॥

માણસો ભલેને તેને મૃગરાજ–મૃગેન્દ્ર કહે કે મૃગનો શત્રુ કહે, પરંતુ જે રમતાં રમતાં હાથીને દળી નાખે છે, તેને (સિંહને) તો એ બન્ને સંબોધનથી લજ્જા આવે છે.

उतुङ्ग मत्तयातङ्ग मस्तकन्यस्त लोचनः ।
आसन्नेऽपि च सारङ्गे न वाच्छां कुरुते हरिः ॥

જેની દૃષ્ટિ જાન અને મદોન્મત હાથીના ગંડસ્થળ ઉપર જડાઈ છે, એવા સિંહની એકદમ પાસે હરણું બેઠું હોય તો પણ તેને હણવાની ઇચ્છા સિંહ કરતો નથી.

जातःस्तन्यं न जग्राह कण्ठीरवकिशोरकः ।
चक्षु व्यापार यामस कुन्जे कुन्जरशालिनि ॥

કંઠમાં ખરેખર નાદ કરતા આ સિંહના બચ્ચાંએ હજુ તો માતાનું દૂધ પીવાનું છોડયું નથી ત્યાં તો હાથીઓથી શોભતી કુંજો તરફ તેની નજર ફરવા લાગી છે.

शूरोऽसि कृतविद्योऽसि दर्शनीयोऽसि पुत्रक ।
कुल तस्मन्द्रजातोऽसि गजो यत्र न हन्यते ॥

શિયાળના બચ્ચાંને પાળી પોષીને મોટું કર્યા પછી તેને સિંહણ કહે છે: "હે પુત્ર! તું શૂરવીર છે, વિદ્યા ભણેલો છે અને દેખાવડો છે, પરંતુ તું તે કૂળમાં જન્મ્યો છે જ્યાં હાથીનો સંહાર થતો નથી.

एकाकिनि वनवासिन्य राज लक्ष्मणीति शास्त्रे ।
सत्येच्छि्र ते मृगयतौ राजेति गिरः परिणमन्ति ॥

સિંહ એકલો છે, વનમાં વાસ કરનારો છે. રાજ્યની લક્ષ્મીથી રહિત છે અને નીતિશાસ્ત્ર જાણતો નથી. તો પણ સર્વ પ્રાણીઓ કરતાં તેનું પરાક્રમ વિશેષ છે. માટે બધા લોકો તેને "રાજા! રાજા!" કહે છે.

## એટલે એને સૌ 'રાજા! રાજા!' કહે છે



# પિંજર બદ્ધ

[ પૃથ્વી સોનેટ ]

હતો વનમહીં સદા વિચરનાર સમ્રાટ હું,
મને ન નડતાં કદીય સ્થળકાળનાં બંધનો;
થયું સઘન પિંજરે પતન આજ તો ચે લહું,
મુદા વનતણી. બનેલ વનરાજ હું બાગનો !

હતી ડણુક આભને ગજવતી, ગળામાં ભરી,
ક્ષણેક નજરે ચઢયે તરત હસ્તિઓ ભાગતા;
અહો પતન ! નાનકડાં શિશુય નાખતાં કાંકરી,
પણે હરણુ મશ્કરી સભર નેણુલે નાચતાં !

મહાન વનરાજ ! તો ય લઘુ માનવીની દયા,
કરું સહન ! ઝેર જાય પચતાં જગત્યંત્રનાં;
હતાં સ્વજન તેય સાથ તરછોડી ચાલ્યાં ગયાં,
ગયાં વન, ગયાં બધાં સ્વપન મસ્ત સ્વાતંત્ર્યનાં.

કદીક વનશૂળ જેમ ખટકે ઘણી વેદનાઃ
રહી હૃદયમાં ન સ્હેજ પણ મુક્તિની ઝંખના ? !

પ્રકાશ ગજ્જર



(પણ) ખુદ ફસી ફંદેમેં બુલબુલ કયા ખતા સૈયાદકી ?
( 'સિંહણ પ્રેમ દીવાની' જુઓ પાનું ૪૩૯ )

# સિંહનું સ્વરૂપ

ગીત સપાખરૂં

પંજા નાખતો આવિયો સિંહ, ડાલા મથો કાળજાળ,
ડાઢાળો હાલિયો દેતો, ડુંગરા ડણુંક;
હાથિયાં મૃગરા ઝુંડ, ભાળિયા પૃથીરે માથે,
લાગિયાં કતારાં કેતાં, કરેના ખણુંક—૧

ભૂહરી લટાળો, અતિ ક્રોધવાળો, કોપ કાળો,
ઢળે નશાં મોત ઢાળો, કરતો હૂંકાર;
સાંધે ફાળ વિકરાળ, કામ હંદો જાણે કાળ,
ચૂકે નહીં એક થાપે, સાંધિયો શિકાર—૨

ધરાણો રોપ ન ધરે, ભૂલથી ન પાછાં ભરે,
લાંઘણ્યો હોય તો કદી ખાય ના અખાજ;
છેતરી પેંતરો બાંધી, કરેના શિકાર કે'દી,
અટંકો ફેફરાં ફાડે, કેહરી અવાજ—૩

વીરતાને વરેલા છે, ધીરતા ગંભીરતાને,
સ્થિરતા ન છાંડે એવા કુળરા પ્રમાણ;
ગીરરા કંઠીર કરૂં કવિ કે વખાણ કેતા,
ઘૂમંતાં તાહરાં ટોળાં કરે ઘમસાણ—૪

બળદેવભાઈ નરેલા



કટાવકામમાં સાવજનું સુશોભન

# ભેંસું ચારતો સાવઝ

કાનજી બારોટ

દાના ભગતના ચલાળાના પુજા બારોટ વિસાવદર પાસે ચાવડ ગામે જેઠસુર ખુમાણના મહેમાન છે પુજા બારોટે જેઠસુર ખુમાણને પૂછ્યુ

"જેઠસુરભાઈ ! આખો મલક આપા ગીગાના દર્શન કરવા જાય છે મે હજી એમને જોયા પણ નથી મૂળ તો ઈ અમારે ચલાળાના જ આપા દાનાના શિષ્ય પણ મારુ ત્યારે બાળપણુ અને મને તો સાંભરે પણ નહિ કહેવાય છે કે આપા ગીગાને ખાખી બાવાની જમાતે ચીપિયા મારી કનડયા ને આપે ગીગે ચલાળુ મેલી દીધુ,"

જેઠસુર ખુમાણ કહે "હા દેવ ! ત્યાર કેડે તો એણે કૈંક સ્થાનો ચેતવ્યાં છે ગીગેવ તો જાગતો પીર છે નોધારાનો આધાર છે દુખિયાનો બેલી છે રોગિયાના રોગ ટાળે છે એની નજરૂમાં ભેદભાવ નથી એની જગ્યામાં અઢારેય વરણુ એક પાંતે જમે છે એના ચરણુમા જે જીવ જાય ઈ વેરભાવ વીસરી જાય છે અમાર તો આગણે જ ગગાજી છે"

ત્યા તો પુજા બારોટ એકદમ ઉત્સુક થઈને કહે "તયે ભાઈ સતાધાર જાશુ ? કેટલુક આઘુ છે?"

"પુજા બારોટ ! સાવ ઢૂકડુ ચાર જ ગાઉ"

આમ પુજા બારોટને સાથે લઈને ચાવડના જેઠસુર ખુમાણ વિસાવદર થઈને સતાધારને કેડે ચડયા તે દી આપા ગીગાની અવસ્થા સો વરસ ઉપરની, પણ હજી જીવતા હતા

બેય જણા વિસાવદર થઈને સતાધારને કેડે ચડયા એક ધાર વળોટીને બીજી ધારની ધકમા આવ્યા ત્યાં ધારની પેટાળમા જ સતાધારનુ ખાડુ ચરે ત્રણ-સોક જેટલી ભેંસુ લીલાકઝાર ખડ ચર છે

પુજો બારોટ કહે : "આ માલ કેનો ?"

"સતાધારની જગ્યાનો, આપા ગીગાનો" જેઠસુરે જવાબ દીધો.

ભેંસુથી એક જ નાડાવા છેટો નરસ ગરૂપ હોય એવો સાવઝ ઊભો છે પુજા બારોટે સાવઝ નજરે જોયેલો નહિ. ફક્ત વર્ણન સાંભળેલ કે સિંહ આવો હોય ને તેવો હોય

સાવઝ તો એની ગરવાઈમા ઊભો છે. પુજા બારોટ એને જોઈને સફાળા બોલી ઊઠયા

"ભાઈ જેઠસુર ખુમાણ ! ઓલ્યુ ભેંસુથી છેટુ ઊભુ છે ઈ જનાવર કયુ કહેવાય ?"

જેઠસુર આપાની એ બાજુ નજર ખેંચાણી ત્યાં તો સિંહ જોયો મનમાં થયુ કે બારોટને બીવડાવવા નથી વળી આ જગ્યાનો માલ છે. વખતે એકાદ ઢોરને સાવઝ મારી નાખશે તો। એમ વિચારી પોતાને ખભે ભરેલી બંદૂક છાતીએ ચડાવી ને સાવઝને ધૂંકરી ગ ડી મૂ ડુંગરામાં પડછંદા પડયા ભેંસુ ભડકી ને ભાગિયુ પણ ધુમાડાના ગોટામાં સિંહને એમ ને એમ ઊભેલો જોયો ન હલે કે ન ચલે

જેઠસુર ખુમાણ કહે "પુજા દેવ ! ભાગો સાવઝ ઉપરનો મારો બંધૂકનો ઘા ચુકાણો ગોળી સાવઝના માથા ઉપર થઈ સરકીને ગઈ હમણા આપણા દીમનો વછૂટશે"

બેય ભાગ્યા સતાધાર તરફ લફડ ભફડ કરતા અરધાક ગાઉ ભાગતાં ભાગતાં માડ સતાધાર આવ્યુ બેય શ્વાસ ધમણને પરસેવે રેબઝેબ થઈ ગયા છે

જગ્યામા દાખલ થતાં આપો ગીગો ઓસરીમા બેઠા બેઠા માળા ફેરવે છે

જેઠસુર ખુમાણ કહે "આપા રામ રામ !"

ભગત કહે "રામ રામ ! આવો આવો જેઠસુર ખુમાણ ! ભણુ રામ રાખે એને કોણ ચાખે ? ભા' માળા સાવઝાને મારૂ નાખતને ! તોળી બંધૂકના ધથકી ઊગરે ગો (ઊગરી ગયો) ભણુ માગી પાંણે જ બેહુ રે'તો હમણા માલમા જાતા શીખ્યો છે જીવ્યુ ગો, જીવુ ગો (જીવી ગયો, જીવી ગયો)

જેઠસુર ખુમાણ કહે: "બારોટજી જોયું ? આપા ગીગાનાં માલઢોર સાવઝ ચારે છે."

જેઠસુર ખુમાણ પગે લાગ્યા પછી પુંજો બારોટ આપા ગીગાને પગે લાગવા માંડયા.

આપો ગીગો કહે: "આ માટી કમણ ?"

જેઠસુર ખુમાણ કહે: "ચલાળા સાતા દેવના દીકરા પુંજો દેવ છે. તમારા દર્શને આવ્યા છે.

"ભણ્યુ દર્શન ઠાકરના. તવ્ય ભણને મોળા ઠાકરનો જ દેવ. (આપા ગીગાના ગુરૂ આપો દાનો ચલાળાના, એ હિસાબે) ભાભણ્યું ! તું મુહે પગે લાગતો નઈ. લે હું ઊભો થા. આપણે બથું લેં ને મળીએ."

આમ કહી આપો ગીગો એટલી ઉમરે જુવાન પુંજા બારોટને બથમાં ઘાલી ને મળ્યા. સંત ગીગાના પ્રતાપથી પુંજા બારોટનું જીવન પણ સંત જેવું બન્યું હતું સિંહને સંત બનાવે એ મનુષ્યને કેમ ન બનાવે ?

(૨)

ગઈકાલ સુધી હજી પાંચાળમાં સિંહનો વસવાટ હતો. એમ તો આખા સોરઠમાં હતો. પણ ગિરનો ચાંપલો સિંહ પાંચાળનો હોય એવો એનો દોહો છે:

ધરતી ત્રાડે ફ્રફ ફ્રફે, ઝપટ ન ઝીલે ઝાડ,
હું ચાંપો પાછો હટું (તો) પડ લાજે પાંચાળ.

પછી કોઈ બીજા ચાંપા નામના માણસના હોય તો ખબર નથી. પણ સંત આપા ગીગાના ગુરુ આપો દાનો. આપો દાનો આણંદપર ભાડલાના એટલે કે પાંચાળના. આપા દાના ગુરુ આપો જાદરો અને આપા જાદરાના ગુરુ- એટલે એના સસરા આપો હતો.

આપા રતાના ચરણુંમાં ગંગારામ અને મોતીરામ નામના બે સિંહ આળોટતા એ કથા તો જાણીતી છે, એમનો જમાઈ આપો જાદરો તો જમઝાળ ડાકુ હતો.

જાદરો આસો વદના અંધારિયાંની રાતે આપા રતા હારે ખેતરે વાસુ ગયેલા. અરધીક રાતે આપા રતાએ તાપણે ટાઢયું ઉડાડવા ગંગારામ ને મોતીરામને હાકલ કરી.

એક પછી એક બેય સિંહે આવીને આપા રતાના ખભે માથાં ઢાળ્યાં. નાના ગલુડિયાંની જેમ ભગતના પગમાં આળોટી ગયા. હાથ પગ ચાટયા. કયે છે કે ભગત આપો રતો સિંહના અંગે અંગે હાથ ફેરવીને કાંટા ઝાંખરા સાફ કરતા. કેશવાળી પંપાળતા. પગમાં કાંટા લાગ્યા હોય ઈ ચીપિયાથી ખેંચી કાઢતા ને રાત બધી સિંહ હારે વાતુંના ઝકોળ કરતા. સિંહ જાણે ભગતની વાતું સમજતા હોય એમ મીઠું મીઠું ઘૂરકીને હોંકારા ભણતા.

બગબગામાં બેય સિંહ તાપણે તાપી, ભગતની શિખામણું સાંભળી ગર્જના કરીને ઠાંગાની ધારૂંમાં પડછંદા પાડતા ચાલી નીકળતા.

લુંટારા જાદરાએ પરસેવે રેબઝેબ થઈને સગી આંખે પોતાના ભગત સસરાનો આ પ્રભાવ જોયો. અંગે અંગે નીતરી હાલેલો. જેની દીકરીને પોતે ઢોર માર મારતો એવા પોતાના ભગત સસરાના પગમાં બે વિકરાળ સિંહોને આળોટતા જોઈને વગર ડાકલે સરમાં માતા આવે એમ થર થર થર કાંપી રહ્યો. પ્રભાત પડતાં તો ઊઠીને આપા રતાના પગમાં લાકડી પડે એમ પડી ગયો. લૂંટારો આપો જાદરો સીધો ગયો ને મોટો સંત કહેવાઈ ગયો.

આજેય ગિરમાં એવા બે ચાર સાધુઓનાં નામ લેવાય છે. જેનું ઓઠીંગણ બનીને સિંહ સિંહણ બેઠાં હોય છે. સંતોને સિંહનો એવો સંબંધ આદુકાળથી હાલ્યો આવે છે. લોકો એને ચમત્કાર ગણે છે; પણ એ તો પ્રગટ પ્રેમની સિદ્ધિ છે.

---

વ્રોળે જો વનરાજ, કુંભાથળ કુંજર તણા;
જ ખુકથી ગણ ઝાઝ, વારણુ કડકે ના વીરડા.
તું જાયો સિંહણુ તણો, કે'વાણો સિંહણુ કંથ;
ભડ ભારથે ભીડતાં, પાછો ન પડે પંથ:
સા દુ ળો સાં ઢા ણુ, મે ગાજે નેવસ મરે;
ઈ ખ મે ખુ મા ણુ, વીરમદે હડદ્દો વધુ..

# આઇ લખમની બિરદાવળીએ

વજુભાઈ વ્યાસ

પાલીતાણાના ગારિયાધાર તાબે સખપરની સીમમા એક ડાલામથ્થો સાવઝ હરાડો થયો છે ભરવાડ રબારીના ઢોરનો બુકડો બોલાવી રહ્યો છે મીતિયાળાના ડુગરમાથી એક બાજુ કુડલા પથકમાં તો બીજી બાજુ ગારિયાધારની સીમમા ખોરાક માટે ભમતા ભમતા સાવઝ આવી ચડે છે ને દુધાળાં ઢોરનો સોથ બોલાવે છે

એવામા એક દી ગાયના ધણ માથે સાવઝ ત્રાટકયો હાહાકાર મચી ગયો ખારા ગામે મુકામ કરી રહેલા ગારિયાધારના દરબાર પૃથ્વીરાજ પાસે રાવ ગઈ રાજા તો ગા બ્રાહ્મણ પ્રતિપાળ ચડપ ઊભા થતા આખો ડાયરો અડ ડ ડ ડ કરતોક ને ઊભો થઈ ગયો.

કાંઈક ચારસો પાંચસો માણસો હાથ પડ્યુ તે હથિયાર લઈને દરબારની સાથે ચડી ચૂકયા એક સાવઝ ને જેર કરવા.

સિહ પણ કાળઝાળ એને જોયો ન હતો, ડણક સાંભળી ન હતી ત્યાં સુધી તો સૌને શૂરાતન ચડી વાગ્યુ'તુ. પણ જેવો આ નવહથ્થો કાંટયમા નજરે પડયો કે માણસ માડયા સરવા એક પછી એક. સિહ તો હજી આઘેરો કળાય છે પણ જેવો પડખુ મરોડીને બેઠો કે માણસ માડ્યુ ભાગવા તે થોડાક અગરક્ષકો ને ઠાકોર પૃથ્વીરાજ નકરા થઈ રહ્યા

ઠાકોર પણ મુઝાણા યાદ આવ્યો લુવારિયા ગામનો મરદ કાઠી જુવાન લુણવીર ખુમાણ ઠાકોર કહે :

"તમે એમ કરો ! લુણા ખુમાણને જ બોલાવો ઈ સાદુળાને પૂરો પડશે."

ભડ ગોલણ ભોકા તણા, જસમલડા જુવાન,
ખળકે પાગ ખુમાણ, લગર તાહરે લુણિયા.

લુણો ખુમાણ પગે સોનાના લગર–સાકળા પહેરતા. આ સોનાનાં લગર તો શૂરાના બિરદની નિશાણી રણક્ષેત્રમાંથી ભગાય નહિ, પર સ્ત્રી સામે નજર ન મડાય, ભાગતા શત્રુને મરાય નહિ એવા એવા વ્રતોનો પાલણહાર જ સોનાના લગર પહેરી શકે. લુણો ખુમાણ એવો નીમાધારી નર હતો

કસુબે કેસર ગળે, લવિંગા હદી લાંણ;
એળચીએ ચોગઠ વળે, સો લુણવીર ખુમાણ

એના કસુબે કેસર ઘોળાતાં, લવિગની લહાણો અપાતી અને ઊચી જાતની એલચીઓના ઘોબાભર મુખવાસ અપાતા. એવો એ લુણવીર ખુમાણ હતો

બોલાવતા તો થયો સાબદો ઢાલ તરવાર લઈને, ત્યા એના બાપ માણસુર ખુમાણ આવી ચડયા આતો સાદુળા સામે તરવાર ભેર જુદ્ધ જાતો ભાળ્યો. આઘેથી રાડ નાખી

"બાપ લુણા ! પાછો વળી જા, પાછો વળીજા ! આપણે એવી મરદાઈ બતાવવા નથી જાવુ ધણાય છે ઠાકોર ને !"

પણ પાછુ વળીને વ્રતધારીથી હવે જોવાય? પાછુ વળી ને જોયા સિવાય ઢાલ ઊંચી કરીને લુણો કહે છે.

"બાપુ ! હવે બેય નહિ બગાડુ." પડોચ્યો જ્યા ગોકીરો હાલતો હતો ત્યા, વાત કરતા વાર લાગે એમ આવ્યો સાવઝના માથે પરભારી હાકલ કરી:

"ઊઠ ! આહી શુ હાલી મળ્યો છો ? મારી મારી ને ગવતરી ઉપર તારૂ જોર કાઢછને !"

હજી લુણો બોલી રહે તે પહેલા તો ગાળ સાંભળીને કાળઝાળ બનેલો સાવઝ છલાગ્યો લુણા માથે લુણે આડી ઢાલ ધરીને પજાના ઘા ચૂકવ્યા ને લાગેલો જ તરવારનો વાર કર્યો પણ માથાનો ફરેલ સાવઝ એમ કાંઈ લુણાને મૂકે ? બરાબર જુદ્ધ જામ્યુ.

લોહીઝાણ લુણે પડખે થઈને સોઈ ઝાટકાને

ઘા કર્યો. બરાબર સિંહની પાતળી કમર ઉપર તે બે કટકે ઢાળી દીધો. આઘે ઊભા ઊભા જોનારે જેજેકાર કર્યા.

અંગે અંગે ઊઝરડાઈ ગયેલો લુણો આવ્યો સિંહને ઢાળી ને ઘેર. ત્યાં બાપે શૂરવીર બેટાને વધાવી લીધો. "ભલો કુળદીપક. આપણી ઈકોતેર પેઢી તેં તારી, પણ તારાં પ્રાક્રમ શીરપાવ વગરનાં ન જાય."

લુણવીર ઝબ ઘોડેથી ઊતર્યો ને પડખે ઊભેલા આંસાદરના ચારણને પોતાનો દેવાંગી પંચકલ્યાણી આપી દીધો. ચારણને માતા સરસ્વતીનો પ્રસાદ નહિ. ટૂંકા આશીર્વાદ આપ્યા. "નવલાખ લોબડિયાળિયુંના તને રખોપાં બાપ !"

અને પંચકલ્યાણી ઉપર બેસીને ચારણ આવ્યો આસોંદર. એને ઘરેથી ચારણ્ય જોઈ રહી: "આ શું ચારણ ?"

ચારણે માંડીને વાત કરી, આઈ લખમબાઈ કહે "અરે ચારણ! આવું શૂરાતન અને આવી મોજ ભાળી ને તારી છાતી ન ઉછળી ?"

આઈ લખમને માતાજીની કૃપા થઈ. બિરદાવળીની પાતાળ સરવાણી પ્રગટી :

સાવજ આવિયો, રણ હૂઈ રાવળ,
પોરસે અવસાર પાવળ,
હુ હુ ઘોડા મચી હાવળ;
કડછીઆ ભડ કેક.

ઝોપ બગતર અંગ જડિયો,
ચોંપસે પૃથ્વીરાજ ચડિયો,
લાવલશ્કર લેહ.

કસમસીય કોરંભ પીઠ કડકડ,
ખડડ ઢલાં ધરી ખડખડ
થડડ ઘોડાં ભડાં પરહર;
હાક વીરાં હૂઇ.

લુણીંગ આયો સેન લીજે,
કોપ ચકમક ચોળ કીજે,
દોનું ચારક વેણુ દીજે;
ઊઠ નહોર ! ઊઠ !

હુબકે કંઠ થાઈ હડહડ,
ફાડય અઠાં ફીણ ફડફડ,
ધણપે અંકાશ ધડહડ;
રિયો સામો રૂઠ.

ઝળઝળિય સાવજ ચાલ્ય ઝડપડ,
અવડાં અવડાં ભાંગ અડવડ,
વકટ બૂથા હુવા વડવડ;
વાઘ લુણીંગ વીર.

સર ભારાથ સામો જોર કરિયા,
ડાઢ નહોરાં નકે ડરિયો,
કડડ ઢગ હેક ઘાય કરિયો;
કોડીએ કંઠીર.

સાવઝ આવ્યાની રણહાક પડી. અસવારો પોરસમાં આવી ગયા. ઘોડાંની હાવળુંની હુક મચી. ત્યાં તો કૈંક ભડવીરો હાકલું દઈ ઊઠયા.

જોદ્ધાઓના આ કસમસાટથી પૃથ્વીને ધારણ કરી રહેલા કાચબાની પીઠ કડકડી ઊઠી. વીરોની હાક સાથે અંગે બખતર જડી, લાવ લશ્કર લઈને પૃથ્વીરાજ સાવઝ માથે ચડયો.

ત્યાં તો લુણો ખુમાણ કટક લઈને આવી ગયો. ચકમકથી અંગારા ખરે એવા ક્રોધથી લાલઝંબોળ બન્યો. આવતાંકને સિંહ બે ચાર વેણ સંભળાવી પડકારો કર્યો "ઊઠ નાહોર ! ઊઠ !"

સાવઝે હુબક કરીને ઘરઘરાટી સાથે ગર્જના કરી. ડુંગર જેવાં જડબાં ફાડી ને ફીણના ફોહા ઊડાડયા. આકાશ ધણધણી ઊઠયું. રોષે ભરાઈને સામો મંડાણો.

ઝળેળાટ વેગે સાવઝે ઝડપ કરી. આડાં અવળાં અંગ મરોડયાં. પછી તો સાવઝ ને લુણાની વચ્ચે વિકટ વઢવાડ થઇ. ભારે જુદ્ધ જામ્યું.

ભારતમાં–જુદ્ધમાં લુણવીરે ખરેખરું જોર કર્યું. સાવઝના પંજાના વિકરાળ નહોરથી કે રાક્ષસી દાઢથી લુણવીર ન ડર્યો. અને ભડવીર કાઠીએ એક જ ઘા વડે કડડડ કરતોક ને સાવઝનો ઢગલો કરી નાખ્યો.

# મેણાંના મારથી વિફરેલો વનરાજ

કવિ મેકરણ ગગુભાઈ લીલા

જે મારગ કેસરી ચડ્યો, રજ લાગી તરણાંય;
તે ખડ ઊભાં સૂકશે, નહિ ચાખે હરણાંય.

ચાચઈના નાના મોટા ડુંગરોની હારમાળાની ગાળિયોમાં ઘટાટોપ ઢળી પડેલ અંધારી વનરાઈમાં અઢાર ભાર વનસ્પતિના વારણા ઝીલતી શેત્રુંજી નદી ઊંધે માથે વહે છે. આમ તો ચાચઈનો ડુંગરો જ શેતલ ગંગાનું મથાળું. ડુંગરાની અધો-લમાં શેત્રુંજી નદીને કાંઠે ચાચબાઈ ચારણ આઈના નામથી ચાચઈ નામનું નાનકડું ગામડું (નેસડું), એક દરબાર ગઢ, સાત આઠ ચારણ, કાઠી, રાજગોર ને આહીરના ઝુંપડાં.

ચાચઈ ગામના ઠેબાણી કાઠી દરબાર માણ-શિયાવાળા મરદનાં બે ફાડિયાં. એમણે ચારણ આઈ ચાચમાઈમાના પ્રબળ પ્રતાપે દલખાણિયા ગામ કોડી-નારની સરકથી માંડીને સેમરડી, પાણિયુ, ચાચઈ લીલાનો નેહ, આંબાગાળો, મીઠાપર, વાસજાળિયો, વીજળીગાળો અને માલીના મંડપને આરો લઈ નવાબરાજની ડુંગરાળ લીલુડી ધરતી દબાવતાં દબા-વતાં ઠેઠ પાંચ ગાઉમાં પથરાયેલ કરકિયો ડુંગર ને આખો આવું ગીરનું કાંપરોટ. વીસાવદર પાસે રાજપરા ગામ સુધી પોતાને કબજે કરેલ.

આવી ગાંડીતુર રળિયામણી ગિરનો પ્રદેશ તો સાવજનું ઘર કહેવાય. ઠેબાણી કાઠી દરબાર માણશિયાવાળાના વંશના દરબાર જીવાવાળા તથા દરબાર ભાણવાળા બન્ને ભાઈઉં. મહેમાનુંનો માળવો. ભતપચ આરો લઈ ગયેલ. ગીરાસ તો જૂજ, પણ દલગજો બહુ મોટો. એમની પાસે પોતાનો જૂનો માણસ કોળી રાઘવ પગી રહે. જંગલ ખાતાનો નોકર (ગિરનો) પાણે પાણો જાણે. ફરી કાંકરી કળી જાય. સાવજના શિકારમાં ખૂબ પાવરધો. હાંકો કરવામાં સાવજને બીજાં જાનવરના સગડ પારખ-વામાં ખડની એક સળી હલે ત્યાં કળી જાય. જરાક-જાનવરનો ખખડાટ થાય તો, એક-ખેતરવા ભાગીને આઘો પોગી ગયો હોય અને કાં તો ઝાડ ઉપર ચડી ગયો હોય. આવો રાઘવ પગી ચાલાક, શિકાર ખાતાનો એક્કો માણસ.

એક વખત બરાબર ભાદરવો મહિનો. દર-બાર જીવાવાળાનું શેત્રુંજી નદી કાંઠે એક મોટું ખેતર. તેમાં પરહોડું પરહોડું, સાંઢિયા ચાલ્યા જાય એવો બાજરો ઊભેલ. એક એક હાથના તો બાજ-રાનાં ડુંડાં આવેલ. બાજરો પાક ઉપર આવી ગયેલો, પણ ગિરમાં રખોપું (ધ્યાન) ખૂબ રાખવું પડે, નહિ-તર પંખીની ખૂબ રંજાડય. સૂવરડાં (ડુક્કર) રમતે ચડે તો એની દાતરડીથી ખોદી નાખે. એટલે રખોપું મોલાતનું ખડે પગે રાખવું પડે. બાજરાનું ધ્યાન રાખવા પંખી ઉડાડવા રાઘવ પગીને દરબારે કહેલ. રાઘવ પગી સવારે બમબમામાં દિવસ ઊગું ઊગું થયો એ વેળાએ શેત્રુંજી નદી કાંઠાના ખેતરે બાજ-રાનું રખોપું રાખવા હાથમાં ગોફણ લઈ ઊપડ્યો.

રાઘવ પગી આસ્તે આસ્તે શેત્રુંજી નદીનો આરો (કાંઠો) ઊતરે છે ત્યાં બેલાડ જનાવર (સિંહને સિંહણ)ને નદીના ધૂના પાસે આછા પાણી પીતા જોયાં. સિંહણ પાણી પી સાવજની પડખે ઊભેલ છે. અને સાવજ પોતાના બન્ને આગલા પગ વાળી ઢૂંકી ઢૂકીને પાણી પીએ છે.

રાઘવ પગી બેલાડ જાનવર જોતાં નસંસ લો આસતે પગે સામે શેત્રુંજીનો આરો ચડતાં ચડતા પાછું વાળી સાવજ સામે જોયું. સાવજનું ધ્યાન પાણી પીવામાં છે. સિંહણનું ધ્યાન સાવજ તરફ છે. બન્ને જનાવરનું ધ્યાન નથી એમ રાઘવ પગી નદીનો કાંઠો ચડતો જાય છે, ત્યાં નદી કાંઠાના જાંબુડાના ઝાડ ઉપરથી એક મોટો બધો કાગડો બરા-બર સાવજ પાણી પીતો હતો તેની પાછળ ડેબાની પડખે પટ નાખો પડ્યો, અને સાવજે પાણી પીતાં

પીતાં વતળકીને ગુલાંટ ખાધી. ત્યાં જ વેકરડીમાં ભયમાં ને ભયમાં આળગોટિયું ખાઈ ગયો. બેઠકભર પાછળ પડી ગયો. રાઘવ પગીએ આ બધું નજરે જોયું.

એટલે પડકારો કરીને કહ્યું કે :

"હઠય ખીકણ્યના !"

સાવજે આ શબ્દો કાને સાંભળ્યા, ભોઠા-મણે મોઢે પાછા પગે પાસે ઊભેલ સિંહણ સામું જોઇ વોંઢળ્યો. (કુદયો) પણ વચ્ચે પાણીનો ધૂનો અને નદીના મોટા ભેડા, એટલે ફરંગટી ખાઇ નદીના આરા તરફ દોટ દીધી.

રાઘવ પગી તો મહા કાબેલ શિકારી. સમજી ગયો. સાવજ મારા ઉપર આવે છે, એટલે નદીના ભેડા ઉપરથી હડી કાઢી સાત આઠ આંબલિયુંનું ઝુંડ છે ત્યાં આંબલી માથે ચડી ગયો. આંબલિયો મોટી ખેરાટ, જમાનાની, ઊંચી કરાડે યે આભને આંબી ગયેલ. તેના માથે રાઘવ પગી ચડી ગયો.

સાવજ ઘડીના છઠ્ઠા ભાગમાં નદીના આરેથી ભેડા ઉપર આવી ગયો, અને આંબલી નીચે આવી ઊંચું મોઢું કરી વિકરાળરૂપે ફાટી આંખે જોયું. રાઘવ પગી મહા જાણભેદુ. આંબલી ઉપર ટગલી-સમા ઊંચે ઊંચે ચડી ગયો. સાવજ પોતાના પૂંછના ઝંડાને વળ દેતો દેતો ક્રોધમાં ઘૂરકી કરી. વળી રાઘવ પગીએ ટકાર કરી.

"હઠય ખીકણ્યના !"

ત્યાં સાવજે આંબલી નીચેથી લા સાંધી અને સાવજનો એક પંજો તોતીંગ આંબલીની ડાળમાં અથડાણો, ફાટલ મકરાણીનો જમૈયો પડે એમ આંબલીની ડાળમાં સાવજનો પંજો પડયો. ચાર ચાર આંગળ આંબલીની છાલનાં છોતરાં સોસરવા ચીરા પડી ઊતરી ગયા. ફડદાં પડી ગયાં. સાવજ પાછો પડયો અને પછી ઝરડકી દેતો જાય અને આંબલી ફરતા આંટાં મારતો જાય. નદીમાંથી સિંહણ આવી અને એક બાજુ ઊભી રહી ગઇ. સાવજ આંબલીને પૂંછના ઝંડાને વળ દેતોઆંટા ફરે.

બાજરાનું રખોપું રખોપાને ઠેકાણે રહ્યું. સાવજ ત્યાંથી ખસતો નથી અને રાઘવ પગી આંબલીની ટોચે ઉપરની ડાળના બેલાખડે ઘોડો પલાંગી બેઠો છે. રાઘવ પગીથી પછી રહેવાણું નહિ. ચહકા પડકારા કર્યા. દરબાર જીવાવાળાની ડેલીએ ડાયરો બેઠો છે ત્યાં સંભળાણું.

દરબાર કહે કે આજે શું ધોળે દિવસે જાન-વરે કયાંક રંજાડ કરી હશે? ભેંસુંના ખાડુમાં સાવજ પડયો હશે? આમ કહી બધા દાયરો દોડયા ને શેત્રુંજી નદી ઊતરી બાજરાવાળા ખેતર આવતાં રાઘવ પગી આંબલી ઉપરથી પડકારા કરે છે.

"બાપુ અહીં બેલાડ જનાવર (સાવજને સિંહણ) છે. હું માંડ માંડ ભાગીને આંબલી ઉપર ચડી ગયો છું. સાવજ અહીંથી ખસતો નથી. હું નીચે ઊતરી બધી વાત કરીશ. સાવજ ખાર ખાઇ ગયો છે. મને હેઠાં ઊતરવા દિયે તેમ નથી." પછી બધા દાયરે અને માલધારીએ હાકોટા કર્યા બોળા માણસનો સમૂહ ભાળી સાવજ અને સિંહણ ત્યાંથી ધેધૂમ અંધારીમાં ઊતરી ગયાં.

રાઘવ પગીએ આંબલીથી ઊતરી દરબાર જીવાવાળાને બધી માંડીને વાત કરી. જાંબુડેથી કાંકીડો પડયો. સાવજ પાણી પીતાં ભડકીને ભેંમાં વતળકયો. ગોથું ખાઇ ગયો. મેં નદીના આરા ને કાંઠે ઊભાં ઊભાં નજરે જોયું અને કહ્યું : "હઠય ખીક-ણ્યના !" અને સાવજ ત્યાંથી ત્રાટકયો. હું આંબલિયે ચડી ગયો. ચારે પલ્લા ઝાટકીને આવ્યો.

આમ લગોલગ ત્રણ દિવસ સુધી રાઘવ પગી બાજરાને રખોલે જાય ત્યાં સાવજ એ જ ટાણે આંબલીને આંટા ફરતો હોય. પછી તો બંધૂકધારી માણસોને ખાસ જોવા ખાતર બે વખત સાથે મોક-લેલા અને પછી હાકોટા કરે એટલે સાવજ ત્યાંથી નીકળી અને અંધારીમાં ઊતરી જાય. આવી હતી સાવજની સમજણ. કવેણ કોઇ દી ન સાંખે.

# રંગ છે લાખા બુધેલાને

અમરૂ બારોટ

ગીરની વકી વનરાયે ઢકાયેલા આદસ ગિયા ડુંગરના ગાળામા ભડની છાતી બેસી જાય એવા પધડા પડયા સાંજ વેળાએ સરાકડિયા દીમના જાતાં એક ખાડુ ઉપર વીજળી ત્રાટકી હોય અને જેમ જમીનના બે ભાગ થઇ જાય તેમ ભેંશુ બે ભાગે પડી ટોળે વળી ગઇ રણુકતા પારૂડાં ગજાળિયું કુઢિયુંના ઓથે લપાઇ ગયા

ભે ભૂડી ભડલગી, (મર) નર કળાવા ન દયે,
(આતો) પશુ બિચારા પામરા, (એને હરપળ
બીક રિયે,

ગોવાળ જાતનો રબારી, જમરે ગજે, જોતા તો કાળ સામે પગલા માંડે એવો તોય હેમતાઇ ગયો ગોબુ માથા પર તોળી ભમાંરયા પાડની પડખે ઓથ લઇ ગયો ભેંશુ પારૂડા અને ગોવાળ બધાય ગીરના ગોરી પામી ગયા કે ડણુક સાવજની છે

દી આથમવા માંડયો છે ધારના ગાળામા એરડા જેવો કાળમીઢ પાણે જડયો હોય એવો કેડો કયાક કયાક ડોકા દયે છે કાતો પાળા નીકર ઘોડા વાળા થઇને હાલે તો જ હલાય આવા કેડામા ઘોડાના ડાબડાનો અવાજ ગોવાળના કાને અથડાણો આથી મોટે સાદે કીધુ કે "એ જે હોય ઈ સેતજ્યો ઓ હો હો હોન ? જનાવર સે, તમ પાહેણુ ઘોડ સે તે જાળવ જ્યો !'

સામેથી અવાજ આવ્યો 'એ હા બીજલ ! મુને ખબર સે ઇ હમણા ઘણા દી થ્યા હળ્યો સે તે મારેય બંદૂક વગર ગાપતરા નથ થાતા"

'પણ જમાદાર ! ઇ અગ્લામા જ કયાક લાગેહ ધ્યાન દઇ વયા આવો આણી કોર્ય !"

હજી તો બેય આમ વાત કરે છે ત્યા તો કાળનો કાળ હોય એવો પાકડા રંગનો જબરો ગજાળો, ભૂરિયુ લૂટરિયુ કાન ઉપર ઝપાટા મારે છે, લાલ હિંગોળ જેવી ચીરાયેલી વાચા કાન સુધી ખેચાઇ ગઇ છે નમેલ ત્રાંબા જેવા નેત્રમાથી ક્રોધાગ્નિ ભભકે છે જીભનો લોળો વારી ઘડીયે ડબકાં દયે છે રૂપાની છૂરી જેવા ગરેડા ભય કરતામા વધારો કરે છે એવા વિકરાળ વનરાજે ભૂખ્યે પેટ ખાડુ ભણી ડગ માંડ્યાં

જમાદારની નજર ગઈ મનમા થયું કે ભૂડી થાહે ખભે લટકતી કાળી નાળવાળી બંદૂક હાથમાં ઝાલી નિશાન તાકીને ફટકારી ગ ડી મ ધણેણાટી બોલી ગઈ વનના મોરતા મહેકી ગયા પારેવડાના ટોળાં ફફડીને ઊડવા લાગ્યા એક બાજુએ બેય આદમીની ભીસ અને ભેંશના ટોળાના ફફડાટે વનરાજ હળવેકથી પાછો વળી ડણુક દેતો ધારના ગાળા ગજવતો અદૃશ્ય થયો જમાદારનું નિશાન ખાની ગયું હતુ

સિંહ ગયો અને જમાદારે તથા ગોવાળે ખાડુ લઈ તતડાવ્યા ગામ ભણી તે વેળુ આવે ઘર

આ બાજુ વિફરેલો વનરાજ વળાણુ દેતો ભાવરડીના કોલધાર નામના ડુંગરના આથમણે નાકે ઊતર્યો, જ્યાં આહીરોનાં છોકરા વાછરૂ ચારે છે એ બધાને નાકે ગંધ આવી

"હમીર ! તોજે નાકે ગંધ્ય નસે આવતી ? ભણે જનાવર લાગેહ !"

આમ હજી વાત હાલે છે ત્યાતો એક ગોવાળીઆ ઉપર ઝાકળિયા પૂગ્યા જેને સાવજે તરાપ મારી. છોકરો ચાલાક, રાડય ફાટી ગઇ પણ જમીન સારસો થઇ ગયો અને સાવજ સામેના કાળમીઢ પાણા સાથે અફળાયો બે ઠેકાણે અસફળ બનેલો વનરાજ વધુ વિફર્યો બે વાછરડાંનું મારણ કરી ખાધા વગર ડેડાણના 'પતરમાળા' ડુંગરાને ગાળી તરફ ઊતર્યો

નેહડાના માલધારીઓ હથિયારો લઇ સજાગ બન્યા. ભેંસુંના ખાડુ ભેળવી દેવાણાં. સો સો ના ટોળાં પાંચસોની સંખ્યામાં થવાં. નાનાં. પાડરૂ વાછરડાંને ઝૂંપડા પાછળના વાડામાં ઠાંઠી નેહડાની બાઇયું હાથમાં સાંબેલાં અને રવાયા લઈ ઝૂંપડાંની પડથારે બેસી ગઇ.

ચતુરીના નેસમાં ખબર પડી કે સાવજ ડેડાણુના પતરમાળા કોર્ય ઊતર્યો છે. આ નેસના રહીશ લાખા બુધેલાનું ખાડુ પરતમાળામાં છે તેથી ખભે કુહાડી લઇ અને ફટકાર્યા પતરમાળા કોર. ચાલીશથી પીસ્તાલીશ વરસનો લાખો બુધેલો પહાડી ગજાળો અજાનબાહુ હતો. સાવજનો ભેટો થાય તો ભોં ભેગો કરવાના મનસુબે એણે પતરમાળા ભણી પ્રયાણ કર્યું. અંગ ઉપરનાં રૂંવાડા...સમ....સમ...સમ.... બેઠાં થઇ રહ્યાં છે. મૂછના આંકડા કેરીની ફાડય જેવી આંખ્ય સુધી ઊભા થઈ એના ક્ષત્રિત્વને શોભાવી રહ્યા છે. થોડી ઘડીમાં તો લાખો બુધેલો પતરમાળે પોગ્યા. ગાળો ઊતરી નજર કરી તો પોતાનું હાથણી જેવી કુઢિયુંથી ભરેલું ખાડુ ચરે છે. ચારેકોર્ય નરી નિર્ભયતા વ્યાપેલી છે.

ઘણાં નામ કુંઢીતણાં નાંગલ્યું, ગોટકયું.
નેત્રસુ, નાનકયું, શીંગ નમણાં,
ગીડલું, ભૂતડું, ભોજ છોગાળિયું;
બીનડું, હાથણી, ગજાં બમણાં.—૧
ભીલડું, ખાવડયું, બોઘડું ભૂરિયું,
પૂતળું ઢીંગલું નામ પ્રાજા,
ભગરિયું. વેગડયું, વાલમ્યું, ભાલ્યખું,
રાણુા ખાડુ તણાં જાણ્ય રાજા—૨

આવી એક જુઓ અને બીજી ભૂલો એવી દોઢસો ભેંશ ખડને માથે પોળી ગઇ છે. કાદુભાઇ નામનો ગોવાળ ખભે લાકડીના ટેકે કાનમાં આંગળિયું નાખી લાંબે સાદે દુહા ફટકારે છે.

દૂધ ગોરસનાં દોણુલાં, મીઠી મોઢે છાશ્ય,
(ભલે) થા તું ભૂપતી(તોય) ગર્ય મેલીનો જાશ. ૧

"એ...એ..એ... કાદુભાઇ દોય! દવા(દુહા) ફટકાર્યે રાખ્ય હો તો એકાદું માલ ઓસું થાહે! ધ્યાન રાખ્ય બાપા! જનાવર આણીકોર્ય ઊતર્યાના વાવડ સે."

"મોળી વાત હાશી લાગેહ...બેહું સુખે સરતી નથ, પણ મુને એમ કે, ધરાણી સે ત્યે ઝુંફળિયું ખાયસે. પણ તમે ખાડુ ભેળા થઇ જાવ... હસ્યે તો...બાધણું થાહે."

આમ વાત હાલે છે ત્યાંતો ઘે...ઘે...ઘે... કરતો ..વિકરાળ વનરાજ કરમદીના દૂગાને ત્રોડી બહાર આવ્યો. આવતાં તરાપ દીધી લાખા આપા ઉપર. "અ..રે....તોળી હા પાડે...!" કહીને આપા લાખાએ માથાનો ફેંટો ડાબે હાથે લઇ જમણે હાથે સાવજનો ડાબો પંજો ઝીલી શીશામાં બૂચ મારે એમ ફેંટો ખોસી દીધો સાવજના નળઢિયા સુધી, અને ધક્કો મારી દોટ દીધી ખાડુ ભેળા થાવા. ભેંશું માંડી ઝુંફળિયું ખાવા. શીંગડા ત્રોડા કરી સાવજ કોર્ય ભીંસ કરી, આપા લાખાએ થોરની વાડય ઠેકવા ફૂદકો માર્યો ઈ ભેળા સાવજે ડાબો પગ ખેંચી આપાને પછાડી દીધા. પણ લાખો બુધેલો નાહિંમત ન હતો. એના વડવાનો દુહો પ્રચલિત છે.

બરછી બુધેલા તણી, થાટે થોભાઈના;
અરજણ તણી અંદ્યા, બાણ વરાહી બોદલા.

ગોઠણભેર થઈ હાથનો ટેકો દઇ જેમ હેતુને મળે એમ વનરાજ હાર્યે બથ લઇ બે હાથે કાન પકડી ફંગોળિયો કર્યો. પણ આતો જંગલનો રાજા. અથાગ બળનો સ્વામી કેમ જાય! વળી કૂદીને પડયો આપા લાખા ઉપર. છરિયું જેવા નહોર વાળો



કાઠી ભરતમાં ભરેલો સિંહ

પણ જો લાખા આપાના પેટને સમી ગયો લાખા ભુખેલો બળ કરી જમણા પગની પાટુ મારી સિંહની છાતી ઉપર એક રાસવા વનરાજ પાછો હટી ગયો પણ પેટમાથી આંતરડાનો લોચો કાઢતો ગયો નાડાવા આયો જઈને ઘૂરકી કરવા માડયો લાખો ભુખેલો વીરઆસન કરી ખોળામા આતરડાનો ઢગ લઈને બેઠો રણક્ષેત્રમાં શૂરવીરે કેસરીયા કર્યા હોય એવો લાનઢીગોળ રંગે શૂરવીરતાની મૂર્તિ જેવો શોભાયમાન બન્યો

એક હાથે આંતરડાનો લોચો પેટમા બેસાડી ઉપર પછેડીનો લપેટો લઈ ભેટવાળી દીધી

કાદુભાઈએ આ બનાવ જોઈ કુવાડી માથા ઉપર તોળી પાડા સાથે આવજ તરફ ભીસ કરી ત્યાં આપા લાખાએ પડકારો કર્યો

"આવીહમાં બાપ! કૂતર્યો વિફર્યોસે બાધ્યે નઈ પોગાય હવે તુ ઝટ ગામમાં જઈ માણુહ ભેળાં કર, નિકર આ તૂત નઈ જાય"

"પણ ભાઈ! તમારા આવા હાલ ને હું કેમ મેલીને જાવ?"

"મારી સત્યા મેલી ઝટ મે કીધુ એમ કરની!"

'પણ આ તમારી મોર્ય બેઠોહ એનું હું?'

"ઈ હવે કાંઈ નથ કરે એમ તુ હવે ગામ ભેળો થા"

કાદુભાઈએ નેહ તરફ ફટકાર્યા ગામેડ ભેળુ કરી ગોફણુ, બદૂક આડ હથિયાર વિગેરે સાથે બસો માણુસનું ટોળુ લઈને આવ્યો હાકલા પડકારા કરી સિંહને હડાવ્યો ભાયુ–દીકરાએ મળીને આપા લાખાને ઊભા કર્યા ખાટલે નાખ્યાં ચતુરીના નેસમા લાવ્યા ત્યાથી મોભના નેહડાના રહીશ ભગવાનભાઈ મોભના ટ્રેકટર ગીરમાથી ખાતર વહેતુ હતુ એમા નાખી લાખાભાઈને ખાંભા દવાખાને લાવ્યા પણ ખાંભાના ડોકટરોના હાથની વાત ન હતી, તેથી તેણે અમરેલી હોસ્પીટલે જવા સૂચન કર્યું

મોટરમા બેસાડી અમરેલી આવ્યા, આઠ આઠ કલાકની અસહ્ય વેદના છતા મોઢા પર ગ્લાની કે ઊહકારો નથી એવા ભડ આદમીને જોઈને ડોકટર પણ વિચારમાં પડી ગયા

"તમે ભેટ છોડી દો, મારે તપાસ કરવી પડશે"

"સાબ ભેટય ઈ જ મારૂ જીવન સે જો સોડીહ તો આ ઘડીએ પ્રાણ હાલ્યો જાહે'

"ના, ના, કઈ વધો નહિ, અમે અહિં જ છીએ ને!"

"। સાબ મને બધા હાર્ય રળી લેવા દયો" કહીને આપા કુટુંબ કબીલાને મળીને ભેટ છોડી

ભેટ છુટતા અતરડાનો લોચો બહાર નીકળી ગયો અને એ સાથે જ આપા લાખાનાં પ્રાણપખેરૂ હસતે મુખે રામ રામ સાથે શૂન્યમા મળી ગયું

રોવે રોવણહાર, મોકળિયા મન મેલી કરી,
(હવે) કીસે બધુ પાળ, સાયર ફાટ્યો સાખડા!
જાતની સમોવડ હોય જાકે,
રાતની સમોવડ નોય આ રિયણમા
ઇતો પળા લાખા જેડા જોધ પાકે–૨
તુ ભડ જાતા ભોકા તણા, હવે રોણા રહ્યા રાને
(પણ) પાથુને પાને (તુ) અમર લખાણો લાખલા

આ વાતને હજી સાત વર્ષ થયાં છે ગિર કાઠાની નજરે આ તાજો બનાવ હજાર એના કુટુંબ ને જોમ આપે છે ભાયું–દીકરા બાપના બિરદનો ગર્વ લઈ પોતાના રથુને પ્રેમથી પાળે છે

*

સાદુળા જે સિંહ, છ મહિના છોડે નહિ
દાતા એતા દિહ, જીવો એ ઝાઝુ જાણજો
મેગાજે સાદુળો મરે, જેને આઠે મહિનાની આશ
નો જીવે નજરાજ, સિધુ ગડગડતે સુરા ઉન

# સિંહણ પ્રેમ દિવાની

વજુભાઇ વ્યાસ

ભરજોબનમાં આવેલી સ્વછંદ, સિંહણ. એની જોબન ઘેલછાએ એક દિવસ વનનો માર્ગ ભુલાવી જૂનાગઢને માર્ગે ચડાવી દીધાં. ભમતી ભમતી આવી ચડી ચક્કરબાગના પ્રાણી સંગ્રહાલય પાસે. સિંહની ઘ્રાણ આવી. મારી છલાંગ ને વાડ કૂદી અંદર આવી.

સડેડાટ સિંહના પિંજરે આવી ઊભી. જ્યાં જુએ તો જેને પોતે શોધતી હતી એવો જ શોભીતો વનરાજ પિંજરામાં ટલ્લા દયે. સિંહે રૂપાળી યુવાન સિંહણને જોઇ. બેય સામસામા આવી ઊભાં રહી ગયાં, પણ વચ્ચે લોહના સળિયાની દીવાલ.

એક બીજાંને જોયાં ને તારા મૈત્રક રચાઇ ગયાં :

એક તાણે, બીજું તાકવે, ઝડ લાગી નેણાં;
જેડી પ્રીત સરાણિયા, એડી નહિ રાણા.

નેણાંની ઝડ લાગી ગઇ. બેય પંજા મેળવવા અધીરાં બન્યાં. પણ વ્યર્થ. મોઢે મોઢું ઘસવા માથાફોડ કરી ને પિંજર ઓલ્યા ભવનું વેરી બનીને વચ્ચે ખડું રહ્યું. બેય પ્રણયીએ પીંજરાને હચમચાવ્યું. પણ પ્રણયીમાં વિજોગના વાખા પાડતી માનવીની કિલ્લેબંધીએ મચક ન આપી. પ્યાર પોતાનાં સાધન શોધી લે છે. છેવટ બેયે જીભના લબકારા કર્યા. ધીરૂં મીઠું ઘૂરક્યાં અને અંગે અંગે ઝણઝણાટી વ્યાપી ગઇ.

સુદ આઠમના ચાંદે આ પ્રેમી પ્રાણીઓની આ અનાદિ લીલા નીરખીને ઇર્ષ્યામાં ને ઇર્ષ્યામાં વાદળમાં લપાતા છુપાતા જઇને અંધારૂં કરી મેલ્યું. રાતના છેલ્લા પ્રહરનાં ચે ઘડિયાં વાગતાં હતાશ સિંહણે વનનો મારગ લીધો, પ્રેમથી અસ્વસ્થ સિંહે ગર્જનાથી પહાડો ગજવ્યા.

દિન આખો સિંહ ઘાયલ મજનુની જેમ આંટા મારતો રહ્યો. લોહ પિંજરને ખખડાવતો રહ્યો. એની પ્રેયસી જ્યાં ઊભી રહીને પ્રેમના ઊના ઊના શ્વાસ લઇ ગઇ એ સ્થળ સામે ઊભા રહીને લાંબે શ્વાસે એની માદક ગંધ સુંઘતો રહ્યો. "હાયરે દૈવ ! મું મન લાગી તું મના, તું મન લાગી મું. કોઈ આ પિંજરને હટાવે એવું નહિ ?" એને આ લોઢાનું પિંજર છોડીને જોબનઘેલી સિંહણના પ્રેમને પિંજરે પુરાવું હતું.

શિયાળ બેટમાં અનંત ચાવડાની રૂપસુંદર કુંવરી પરણવાના કોડમાં કાષ્ટ પિંજરે પુરાયેલા ગિરનારપતિ રા કવાટની જેમ સિંહને પણ તળાજાના પરાક્રમી ધાણી ઉગાવાળા જેવો કોઇ ભાણેજ હોત તો જરૂર પોતાની ભાષામાં સંદેશો મોકલત કે :

પંચાવન બંધે પડયો, લોહ પિંજરની લાટ;
સિંહણ સ્નેહ અગાથ, મેળાવો નહિ મૃગેન્દ્રને.

સિંહણને પ્રિયતમ સાંપડ્યો પણ પિંજરે પડેલો. હતાશ હૈરે વિફરેલી સિંહણ વનમાં પાછી ફરી. એને મારણનો કોળિયો ગળે કેમ ઊતરે ? દિન બધો હાંફળિયાં માર્યાં. ઓહો હોહો ? વરસદી જેવડો દી વિત્યો. પણ સિંહણની તો રાતે ય ન ખૂટે.

મધરાતનો ગજર ભાંગ્યો. તેમનો ચંદ્ર અધુકડો રહ્યો ને મારી છલાંગ પ્રાણી સંગ્રહાલયની દીવાલ માથે. આવી સિંહના પિંજરા માથે. પિયુ એની વાટ જ નીરખતો હતો. પણ શું એમનો સનેહ ! બેય મહાપરાક્રમી પ્રાણી કાલાંઘેલાં થઇ ગયાં. પિયુ પાસે જ ઊભો હતો. કોઈ વિરહની વાટે એની પોત્યું કરવાની ન હતી. સુહિણીની જેમ મેહારને મળવા દરિયાનાં અતાગ પાણી કાપવાં હોત તો તો ક્યારંના કાપી નાખ્યાં હોત. આ તો આડાં લોઢાનાં રાક્ષસી પિંજર પડયાં હતાં. વિરહથી વ્યાકુળ

સિંહણે પીંજરા માથે કેટલીયવાર પંજા પ્રાછટયા ધૂરકિયું નાખી પણ હે દૈવ આવા વિજોગ!

ઓલી નાગમદેએ તો નાગને નીરખેલો પણ નાગ કોઇ સ્ત્રીનું મોઢું ન જોવાના વ્રતને કારણે મોઢા આડી ઢાલ ધરી રાખતો

બાધી જોવે બજાર, પ્રિતમ તમણી પાઘને,
અમણી કી અભાગ ધમળના ઢાલુ દિયો!

નાગમદેને પણ નાગના મોઢા આડની ઢલ લોઢાના પિંજર જેવી લાગેલી આંખ્યુના ઓડડે લોઢાની નેવળ બાંધેલી અનુભવેલી લોઢાની સાંકળ પગે બાંધવાથી જેમ પ્રાણી હલી ચલી ન શકે એવી આંખ્યુંની દશા અનુભવેલી

પગે બેડી પહેરિયે હાથે ડહકલા હોય,
નાગડા નેવળ ન્હોય આંખ્યુ કેરે ઓડડે

પણ સિંહણને તો આખો પ્રિયતમ પિંજરે પડેલો જ નીરખવાનો ઘડીક તો થયું હશે કે માનવીને આ દશામાં મૂકીને આવા પ્રેમની મોજ ચખાડવી જોઇએ પણ સિંહણ મુક્ત હોવા છતા સિંહના પ્રેમ પિંજરમા ધલવલતી હતી સિંહ લોઢા ના પિંજરે પ્રાછટયું નાખતો હતો

એક એવા બે બે એવા ચાર અને એમ આઠ આઠ દિવસ સુધી સિંહણ મધરાતનો ગજર ભાગતા દીવાલ ઠેકીને પિંજરે પોતાનો અનુપ પ્રેમ લઇ પછડાટુ ખાતી રહી અને વહેલી સવારે ભગ્ન હૈયે પાછી ફરતી રહી

બરાબર પૂર્ણિમાને દિને રખવાળોને થયુ કે હવે સિંહણને સિંહ બેય મસ્તીમાં ભરાતાં જોખમી બનતા જાય છે હોનારત કરી બેસશે એટલે સિંહના પીંજરા પાસે જ એક બીજુ પીંજરુ ગોઠવ્યુ એમા બકરુ મૂકયુ

મધરાત થાતા તો રોજની જેમ આવી પણ રઘવાટ ભરી ઉઘાડા પીંજરામા આંધળી થઇને ધસી પોતાના પિયુને ભેટવા વચમા બકરૂ પગે ચગદાયુ એની ભાન ન રહી પણ અથડાયું ને! એટલે એક ઝપાટે બાકરાંને દૂર ફેંકી દીધુ ત્યાં તો બારણુ બંધ થયુ

પ્રેમીને તો ત્યારે ન મળાયુ અને સિંહણ ચેતી પણ બહુ મોડું થઇ ગયુ હતુ એણે પિંજર તોડવા કાળજાતૂટ મહેનત કરી પંજા ભરાવ્યા માથાં પછાડયા ને લોહી લુહાણ દઈ થકી ત્યારે ફસડાઇ પડી

દિવસો સુધી એણે ખાવાનુ છોડી દીધુ એના વહાલા વનરાજના વિરહમા અરદસ્થ પર્ણ ને આટા મારતી રહી આ કઇ અબળા ન હતી પ્રબળા જેવો કાપ કરે એવો દૈવ પણ ન કરે

ધીરે ધીરે ધીરે શાંત થઇ સંગ્રહાલયના સંચાલકોએ પૂર્ણિમાના દિને પકડાયેલી તેથી એનું નામ પૂર્ણિમા રાખ્યુ પણ એ પ્રેમ દીવાનીને મન તો ચારે કોર અમાસના અંધારા જ ઘેરી વળેલા

મેહ જેઠવાની બાપડી ઉજળીને તો એટલુ ય સદ્‌ભાગ્ય કયા મળ્યુ હતું? પ્રેમને માડવડે પોંખાવા ગઈ ત્યારે એના પ્રિયતમ મેહ જેઠવાએ જાતપાતના બેકાર પિંજર આડાં ધરીને ઉજળીના પ્રેમને કયા ઉજ્જડ કરી નહોતો મેલ્યો? મેહ જેઠવાને કરગરી કરગરીને કાયલ થઇ ગઇ તોય મુખ જોવા નહિ પામેલી ઉજળીના જીવનના દૈવત હણાયા સિવાય એના અંતરમાથી એવા શાપ ન છૂટે કે તારી ઘૂમલી માથે કાળા કાગ કળેળશે સિંહણના પ્રેમને વિજોગના વખભર વાખા પાડનારાઓ માથે એના અંતરમાથી કેવા શાપ છૂટતા હશે એતો ઈશ્વર જાણે પણ બધાં પ્રેમપંથીઓની જેમ જલતી રહી હશે દિન રાત કે

તન સૂખ લકડી ભઈ લકડી જલ ભઈ ખાખ
મે પાપન એસી જલી ના કોયલા ભહો, ન રાખ
જો મે એસા જાનતી, પ્રિત કિયે દુઃખ હોય
નગર ઢંઢેરા ફેરની પ્રિત ન કીજો ન કોઈ.

*

# ચાંપલા સાવજનું રૂઠેલું નરપણું

કવિ કાનજી ગગુભાઈ લીલા

મોટું ધારી મૂકો એટલે ગીરના નાકા જેવું દલખાણીઆ ગામ દેખાય. ત્યાંથી ગીરમાં આગળ વધો એટલે ચાચઈ અને પાણિયા નામનાં બે ગામ આવે.

નાનકડાં, પંખીના માળા જેવાં, શેતલ નદી જ્યાંથી નીકળે છે તે ચાચઈના ડુંગરાઓની હારમાળા વચ્ચે અને કઠક ઝાડોના ઝુંડમાં બન્ને ગામ રળિયામણાં લાગે છે.

આવાં રળિયામણાં ગામોની મૂળ વસાહત ડુંગર ઉપર ચાચઈ માતાનું થાનક બેસાડી ઠેબાણી કુળના કાઠી દરબાર માણસિયાવાળાએ કરેલી, એ મૂળ પુરુષની ત્રીજી પેઢીએ દરબાર જીવાવાળા અને દરબાર ભાણવાળા થયા.

દરબારને પોતાને સાવજના શિકારનો ખૂબ શોખ.

મેડો બાંધ્યા વિના અને સામે ઊભા રહી કેટલાય સાવઝના શિકાર કરેલા. સાવઝની રજેરજ માહિતી એમની પાસે હોય.

પાણિયાને પાદર શેત્રુંજીને સામે કાંઠે બહુ ગીચ ઝાડી છે. વચમાં નાનું નેરૂં છે. આ ઝાડી એટલી ગીચ છે કે ત્યાં અજવાળું બહુ ઓછું પડે છે અને એટલે એનું નામ અંધારી કહેવાય છે.

આ અંધારીમાં એક બે સાવઝ તો કાયમ પડ્યા રહે.

ચાંપલા નામનો એક સાવઝ આ ઝાડીમાં રહે. મારણ કરી આવે અને ઝાડીમાં પડ્યો રહે. પગ ચાંપલા એટલે નામ ચાંપલો પડી ગયેલું. સગડ ઉપરથી વરતાય કે ચાંપલો અહીંથી નીકળ્યો લાગે છે. દોઢ દોઢ હાથની કેશવાળી, થાળી થાળી જેવડા પંજા, સામટી ભેંસુંની છાશ ફરતી હોય એમ ગળું ઘૂમવટા લેતું આવે, પોણા પોણા શેર પાણાની મોઢા આગળ છોલ-છાટી બોલતી આવે. ચાંપલાની હારનો સાવઝ ગીરમાં જોવા ન મળે. અગિયારેક હાથ લાંબો, ગોળાક જેવડું માથું, ડણકું દીએ ત્યાં તો ડુંગરાના ગાળા સામા હોંકારા દેવા માંડે. આવા ચાંપલાને શોધવા દરબાર ઘણી જ તજવીજ કરે પણ ક્યાંય લાગ લાગે નહિ.

પગીને હુકમ કે ચાંપલાના સગડ મળે કે તુરત ખબર દેવા.

એક દિવસ પગી શિકારે ગયેલ ત્યાં ચાંપલાના સગડ જોયા. છાનોમાનો એક ઝાડ પર ચડી બેસી ગયો.

એક મસત પાડો પણ થોડે દૂર રિયો રિયો ચરે.

ઘડીક પગી બેઠો ત્યાં તો પડછંદા બોલ્યા. ચાંપલો અને એક સિંહણ આવી ચડ્યાં.

પાડો ચરતો હતો એના એક પંજાની થાપટે ભુક્કા કાઢી નાખ્યા.

સાવઝની એક તાસીર હોય છે કે મારણ ખાવા માટે ખુલ્લું મેદાન જેવું વધારે એને ફાવે.

મારણ ખાવાની તૈયારી કરતાં તો ચાંપલે પાડાના બરડામાં દાંતના દાઢા બેસાડી, મોઢામાં ઉપાડી વોંકળાના કાંઠા ઉપર ફેંકવા ફગાવ્યો.

વોંકળાનો કાંઠો જરા ઊંચો હતો. કાંઠા ઉપર પાડો ન ગયો. ભેખડની હારે ભટકાઈને પાછો વોંકળામાં પડ્યો.

પાડો બહુ જ મોટો. વજન ઘણું, સિંહણે જોયું કે સાવજે પાડાને કાંઠાની ઉપર મારણ કરવા ફેંક્યો પણ પાડો કાંઠા ઉપર ફેંકાયો નહીં. પટકાઈને હેઠે પડ્યો. સિંહણ સિંહ પાસે ગઈ. જીભથી જરાક ચાટ્યો. પણ નિષ્ફળતાના ઝનૂનથી ધૂંધવાયેલો સિંહ રોષમાં જ રહ્યા.

સિંહણ આગળ આવી. પછડાઈને પાછા પડેલા પાડા પાસે ગઈ અને ડોકને નીંડોળી બધું ય બળ વાપરી સિંહણે પાડાને જોરથી કાંઠા ઉપર ફેંકી દીધો.

જેવો પાડો કાંઠા ઉપર પડ્યો કે સાવઝ ત્યાં

ગયો સિંહણ પાછળ પાછળ ગઈ ઝનૂનભર્યા સાવઝે ડણક મારી, ધરતીના ગાળા ગાજ્યા.

મારણનો પાડો પડયો હતો તેને એક ઝોંટથી રોષભર્યા સાવઝે પાછો વોકળામાં નાખી દીધો.

સાવઝ અને સિંહણ બન્ને પાછાં વોકળામાં આવ્યા પહેલી તકે પોતે પાડાને કાંઠા ઉપર ન નાખી શકયો અને સિંહણે નાખી દીધો તેથી પોતાની મર્દાનગી ઘવાતા છછણી ઊઠેલો.

સાવઝે કેશવાળી ખંખેરી મચરક દઈ પાડાને બરડામાથી દાંતના મજબૂત દાઢા ભરાવી એક બે કદમ પાછળ હટી જોરથી ઝટક મારતા એક જ ઝપટે પાડો જઈ પડયો વોકળાના કાંઠા ઉપર.

સાવઝ ક્રોધાવેશમાં આવી ગયો. માથુ ધૂણાવી કેશવાળી જોરથી ઝાપટી પંજો પછાડતો જેમ ડણક દીધી ત્યા સિંહણ કળી ગઈ કે સાવઝ એના ખરા રૂપમાં આવી ગયો છે. બદલી ગયો છે

સાવઝે મારણ તરફ નજરેય ન કરી અને લાગલો જ સિંહણ ઊભી હતી તેની કેડ ઉપર સોઈ ઝાટકીને પંજો મારતાં કડડ કરતી સિંહણ કડકી ગઈ. કડયના ભૂકડા બોલી ગયા.

સાવઝ મારણને જરાય હલાવ્યા–ચલાવ્યા વગર રીસમાને રીસમા પંજાની ઝીંક બોલતી ગઈ ને ચાલ્યો ગયો.

સિંહણ ઢગલો થઈને પડી ગઈ.

પગીએ જઈ દરબારને વાત કરી. બધા દાયરાને સાથે લઈ દરબાર આ બધુ જોવા ગયા. ચાપલો ચાલ્યો ગયો હતો. તેના પગના સગડ જેમના તેમ હતા.

સિંહણ કડય તૂટેલી હાલતમાં પડી હતી અને મારણવાળો પાડો બેમાંથી એકેય જરાય ખાધા વગરનો જેમનો તેમ મરેલો પડયો હતો.

પગીએ નજરોનજર જોયેલી બીના દરબાર શ્રી જીવાવાળા ઘણીવાર દાયરા આગળ કહેતા અને એમના મીઠા ગાલરસથી આ ઘટના એક રસિક વાર્તા બની જતી

*



કાઠિયાણીએ મોતીના પરોણામાં પરોવેલો સાવઝ

# વરાહ અને સિંહ

જયમલ્લ પરમાર

સંસ્કૃત સાહિત્યથી આજ સુધી સિંહ અને સુવ્વર (વરાહ)નાં યુદ્ધો ખેલાતાં રહ્યાં છે. માંસ ભક્ષક અને પ્રચંડ બળશાળી સિંહ સામે અમાંસ ભક્ષી એવું એક જ પ્રાણી સિંહ સામે થાય છે. સંસ્કૃત પ્રાકૃત ડીંગળી અને આજની લોકબોલીમાં એનાં ઘણા ઘણા કાવ્યના ઉલ્લેખો જોવા મળે છે. ઘણીવાર વરાહ માર ખાઇ જાય છે પણ સિંહને મચક આપતો નથી. અને કયારેક સિંહ અને વરાહ બન્ને સામસામા યુદ્ધ ખેલતા મરણ પામેલી હાલતમાં મળી આવે છે. ગિરના જંગલમાં આજે ય એવાં યુદ્ધો ખેલાય છે. નજરે જોનારા એનાં અદ્‌ભુત વર્ણન કરે છે. બે વરાહ વચ્ચે સિંહ ઝીક નથી ઝાલતો પણ બે સિંહ વચ્ચે એક વરાહ નિર્ભય પણે વિહરતો કે પાણી પીતો નીરખાય છે. સંવત્ ૧૮૮૦ના અરસામાં ભાવનગર મહારાજા શિહોરના ડુંગરામાં ફરવા નીકળેલા. ત્યાં એમણે સિંહ અને સુવ્વરને (વરાહ) સામસામા લડીને મૃત્યુ પામેલા જોયેલા. એનું વર્ણન કરવા મહારાજાએ રાજકવિ જેઠીભાઇ મહેડુને કહેલું. શ્રી જેઠુભાઇ મહેડુએ સિંહ અને વરાહનું જે ગીત રચ્યું તે અતિ પ્રસિદ્ધ છે.

એના દુહા પણ રચાયેલા અન્યત્ર નજરે પડે છે, સંસ્કૃત સાહિત્યમાં પણ આવી વાતો પ્રસિદ્ધ છે. લોક કવિએ આ ગીત સાથે જુક્તિથી એક વાર્તા ( સિંહને વરાહનું ખૂનખાર યુદ્ધ ) બનાવી છે. આ વાર્તામાં એ ગીત આખરમાં વણી લીધું છે. ગીત તો જેઠીભાઇ મહેડુનું છે. પણ દુહા કોના રચેલા છે તે હજી જાણવા મળ્યું નથી.

'વરાહ'ને 'એકલિયો' કે વકરેલો એકલદંતો (દંતરડીવાળો) કહેવામાં આવે છે. 'સુવ્વર' નામ તો પ્રખ્યાત છે. એને 'સૂર' પણ કહેવાય છે ને ગામડાંઓમાં તે વરાહના અપભ્રંશ 'વરાત' નામથી ઓળખાય છે. સુવરડાં કે ભૂંડડાંના ટોળાનો તે આગેવાન હોય છે. ઘણે ઠેકાણે એને 'ડુક્કર' પણ કહે છે.

વરાહ એ પ્રજાપતિનું રૂપ ગણાય છે. પ્રજાપતિ–એ વરાહ અવતાર ધારણ કરી પૃથ્વીને પાણીમાંથી બહાર કાઢી. અને દશ અવતાર માંહેનો પ્રથમ અવતાર તે વરાહ અવતાર ગણાયો. આરણ્યકમાં એને સો હાથવાળો અને શતપથ બ્રાહ્મણમાં એનો ઇમૂશ નામે ઉલ્લેખ છે.

કાશ્મીરમાં જે 'બારામુલ્લા'નો પ્રદેશ કહેવાય છે તેનું મૂળ નામ 'વરાહમૂળ' છે. એમ કહેવાય છે કે કશ્યપ ઋષિએ એ સ્થળ વરાહની દાતરડી વડે ખોદીને સતીસર નામના સરોવરનું પાણી વહેવા દઇ નહેર ખોદી, એમાંથી જેલમ નદી રૂપે વહી. એ સ્થળનું નામ વરાહમૂળ પડયું. જેમ સિંહનાં નામ ધારણ કરાય છે તેમ અગાઉ વરાહનાં નામ પણ વેદકાળ ને પુરાણકાળમાં ધારણ કરાતાં. એમાંથી એક વાત નિશ્ચિત થાય છે તે એ કે માંસભક્ષી પ્રાણીઓ કે માનવીઓ વિશેષ બળવાન હોય છે તે વાત ખોટી છે. વરાહ કદી માંસ ખાતો નથી. કચરો, વનસ્પતિ કે ગંદકી જ ખાય છે, છતાં સિંહ સામે બાથ ભીડવાનું અપ્રતિમ બળ ધરાવે છે.

મૃગ એટલે તો પશુ થાય છે. એના ઉપરથી મૃગયા એટલે કે શિકાર શબ્દ યોજાયો છે. જતે દિવસે હરણનો શિકાર બહુ થતાં હરણને મૃગ કહેવામાં આવ્યું અને સિંહને મૃગેન્દ્ર કહેવામાં આવ્યો.

શિકાર બહુધા ત્રણ પ્રાણીના વધુ થતા. પહેલાં વરાહનો અને હરણનો, કારણ કે બન્ને પ્રાણીઓ ખેતીના પાકને ખૂબ નુકસાન કરે છે. પછી સિંહનો, જે પાળેલાં પ્રાણીઓની જાનહાનિ કરે છે. શિકારની વધુમાં વધુ વાતો વરાહની છે. સ્વરક્ષણમાં અને સામનો છટકી જવામાં તે હિમતવાન પ્રાણી ગણાયું છે. પાણીમાં ડૂબકી દઇને પૃથ્વી ઉપર લાવવાથી માંડીને આજ સુધી વરાહને પાણી સાથે ખૂબ સંબંધ રહ્યો છે. સિંહમાં નૃસિંહ અવતારની મૂર્તિઓ ઓછી મળે છે. જયારે વરાહ અવતારની મૂર્તિઓ શિલ્પના આદિ સર્જનકાળથી જોવા મળે છે.

# સિંહ અને વરાહનું ખૂનખાર યુદ્ધ

કાનજી બારોટ

સોરઠી ગિરમાં કવત્તખો નામે એક ડુંગર. એની એક બાજુ સિંહનું રહેઠાણુ અને બીજી બાજુ બળથી છકી ગયેલા સૂવ નો વાસ જંગલનો રાજા કેસરી વૃદ્ધ થઈ ગયો છે, જ્યારે મદથી ફાટફાટ થતો સૂવર ભર યુવાનીમાં છે આ બેયની વચ્ચે ડુંગરની ટોચ ઉપર એક કાગડાનો વાસ કાગડો બેય બહાદુરોને નીરખ્યા કરે કાગડાના મનમાં થયુ કે આજ દિવસ સુધી પ્રાણી માત્રનાં મારા ખાધાં છે માણસનાં મડદાં પણ ઠોલ્યાં છે પણ આવા બળશાળીનુ માંસ કદી ખાધુ નથી, પણ એ બેના જીવતાં કેમ ખવાય? ગોઠવી કાઢી કરામત

એક દિવસ વખત જોઈને કાગડા સિંહ પાસે આવી બેઠા જુગ જુગનો વાલેસરી હોય એમ વાત કરતાં કરતા કાગડો સિંહને કહે

'સાવઝભાઈ! વખત હવે સાવ બદલાઈ ગયો છે હો?"

**કળજગ આવ્યો ઠાકરો, જગત બધી જાણે,**
**સાવઝની પથારીએ, શિયાળિયા મોજું માણે**

મોથનું ખોદતલ ને શેરડીના છોતાં ચૂસનારું એક સૂવરડુ કાંઈ ફાટ્યુ છે, કાંઈ ફાટ્યુ છે! કે જંગલનો રાજા તો હુ જ છુ સિંહ હવે બુઢ્ઢો થઈ ગયો છે એને વનની ગાદીએથી ઉઠાડી મૂકવો છે

આ સાંભળીને સિંહ કહે 'કાગડાભાઈ! વારાત (મદાંધ બનેલો નકરનો સૂવર) મસ્તાન છે એણે મારી સામે બાંય ચડાવી નથી"

"ઈ તમને ન સાંભરે સિંહભાઈ! હુ તો આ ડુંગર ઉપર કંઈક જુગોથી રહુ છુ, એના મોઢામા જે દાતરડી છે ને! ઈ પડેલા તમારા મોઢામા હતી ઈ વખતે તમારી ઉંમર નાની તે દી આ સુવર આથકી ગયો છે વનના ધણી! રાગ અને દુશ્મનને તો ઊગતા જ ડાભી દેવા ભલા'

'કાગભાઈ! વાત એમ છે કે એણે મારી આણ કરી નથી અને હુ આફરડો લડું તો તો મારૂં રાજાપણું લાજે,'

"પણ બાપુ! રાજાને દંડ તો ધારણ કરવો પડે ને?"

'તમારી વાત સાચી કાગભાઈ! પણ ગુનો કરે એના ઉપર તવાઈ થાય ઈ સૂવર મારા અપરાધ કરે તે દી જોયુ જાશે, તમે ખોટી ખટપટ કરામાં"

કાગડે જાણ્યુ કે આ સિંહ ચડાવ્યા ચડે તેમ નથી એટલે ઊડીને આવ્યો સૂવરને રહેઠાણે હલો પતો કરીને કાગડા કહે

"કેમ સૂવરભાઈ! છો તો મજામાં ને!

"કોણ મારી મજા માર એવો છે?

કાગરો કહે 'અરે સૂવરભાઈ! હુ વાહિથી કોઈના વગોણા ન સાંભળી શકુ ઓલ્યો સાવઝ તમારે ખેધે પડ્યો છે તમારા માટે ન બોલવાના બોલ બોલે છે તમને તો ઈ ભૂંડણના જ કહે છે એને સત્તાનો મદ ચડ્યો છે"

કાગડાની ચડામણીથી મદે છકેલા સૂવર બોલી ઊઠ્યા

"એ મ! એને કોઈ ભાઈડા ભેટ્યા નથી લાગતા એને મનમા ગો હોય તો આવે મેદાનમા!'

એક તો જુવાની ને પછુ જોર સૂવર તો ફાટીને ધૂવાડે ગયો છે કંઈક ઊભા શેરડીના વાઢ કરડી ગયેલ છે વજ્જર જેવી દાઢવાળો જ્યાં પડે ત્યાં દાળોવાળો કાઢે છે એક પગે ખડા છે એના દેહમાં કેટલાય ભાલા ને બરછિયુ ભાંગી ગયેલ છે બંધૂકની ગોળી તો એના ડીલમા ખડીંગ કરતી ભટકાઈને પાછી પડે છે આવા સૂવરને સિંહ સામ ઉશ્કેરાતો જોઈને કાગડો મનમાં હરખાણો મનમા ને મનમા કહે 'આપણી દૂધી લાગી સૂવરને વધુ ઉશ્કેરતાં કાગડા કહે

'વળી સાંભળો વાતત ભાઈ! ઈ સાવઝને

કેશવાળી ને પટા છે ને ! ઈ અસલમાં તો તમારા જ હતા. પણ તમે નાના હતા ત્યારે ઈ આંચકી ગયેલ છે. હવે તમે જુવાન થયા, તો ઇ કેશવાળી ને પટા પાછા માગી લ્યો; ઈ તમને જ ઓપે. એક તો તમારે વિકરાળ દાતરડી અને એમાં ભળે કેશવાળી ને ચટાપટા, એટલે તો પછી વનના રાજા તમે જ બનો. હવે અમારે ઈ બુઢ્ઢો રાજા નથી જોતો."

આમ સૂવરને સિંહ સામે લડવા તૈયાર કરી ને કાગડો મનમાં મલકાતો ઊડી ગયો.

આ બનાવ બની ગયા કેડે એક દિવસ સિંહ અને સૂવરનો પાણી શેરડે ભેટો થયો. સાવઝ જીભ બોળીને પાણી પીતો હતો ત્યાં તો સૂવરે સામી ઝાડી-માંથી પડકારો કર્યો.

"સાવઝા ! આ હદ મારી છે, પાણી પીતો નહીં."

સિંહ ગરવાઈથી કહે છે: "ભાઇ, આ જંગલ સૌનું સહિયારૂં છે. સભી ભૂમિ ગોપાલકી."

સિંહની ગરવાઈભરી વાણી સાંભળીને સૂવર બરાડી ઊઠ્યો:

"અરે સિંહડા ! સહિયારીવાળો થા મા, મારા બાળપણમાં મારી કેશવાળી ને પટા તું લઈ ગ્યો છો, પણ હવે હું જુવાન થયો છું, તો આપી દે મને !"

સિંહ કહે :

સું પટા પરમેસર દિયા, તોં ઘટ ગયા સમાઈ;
માસી જાયો મારતાં, મને લાખ વિમાસણ થાય.
હું તારે તળ આવિયો, તું મારે તળ આવ્ય;
પંજો તું પર પ્રાછટું, તો ભૂંડણ ભેળો ન થાય.

વાશતે સિંહનો પડકાર ઝીલી લીધો ને ગાજ્યો.

"તો હવે થાજે મરદ, હું તારે રહેઠાણે જ લડવા આવીશ, પણ પછી ગિંથરાં ફાડતો નહિ. માટીએ માટી મળે તંઈ પગની આંટીએ આંટી વળે." આટલું કહીને વિરડામાં પાણી પી ને ચાલતો થયો. સિંહ કોધથી બંબોળ થઈ પાણી પીધા વિના જ પોતાની બોડમાં પાછો ફર્યો.

કાગડે ઊડતાં ઊડતાં આ બેયની વડચડ સાંભળી અને મનમાં કહેવા લાગ્યો કે "થોડીક વાર લાગશે, પણ જોયા જેવી થાશે હો !"

સૂવરે ઘેર આવી ને ભૂંડણ પાસે પોરહ કર્યો: "એલી એ...ય ! મારૂં પરાક્રમ સાંભળ, આજ તો મેં સાવઝને તરસ્યો તગડયો."

ખાંડો સૂવર ખામણે, સાવઝ તરસ્યો જાય;
કવલખે જઈ પોરહ કરે, સાખ પૂરે વનરાઇ.

સૂવર તો જેઠ મહિનાનો કાકીડો ફાટે એમ ફાટયો હતો. એક શેરડીનું ખેતર ભેળવ્યું. નજીકના ગામમાં આ વાતની ખબર પડી. શિકારના શોખીનો ઘોડે સવાર થઈ, હથિયાર પડિયાર લઈ સૂવરને શિકારે ચડયા. વાડની વાડીના કૂવા ઉપર એક બાઇ પાણી ભરે છે. વાડમાં ઊભેલા સૂવરને પનિહારી કહે છે :

"એ પિટયા સૂવરડા ! ભાગ્ય ! તારી પાછળ કટક ચડયું છે."

આ સાંભળી સૂવર કહે છે :

"ઘેલી થામાં પનિહારડી, ઘેલી બૂમ મ પાડય;
આગ બળંતી ઠૂંઠડે, એમાં ભમર પડંતા ભાળ્ય."

આગના બળતા ઠૂંઠામાં જેમ પતંગિયા પડીને મરે એવી દશા તારા કટકની થાવાની છે માટે ઘેલી થઇને રાડયું નાખમાં !

આટલું કહેતાંક ને ઘોડેસ્વારોની વચમાંથી ભૂંહણ દેતો, કેટલાકને પોતાની દાતરડીથી વાઢતો કવલખે પોતાના ભોંયરામાં જઈ ને સૂતો. ઘાયલ શિકા-રીઓ ગામમાં આવ્યા. ગામમાંથી ઢોલ નગારાં શર-ણાયું અને નિશાન સાથે કવલખે કટક ચડયું. સૂવરના ભોંયરાં પાસે યુદ્ધનાં વાજાં વગડયાં :

"સૂવર સુતો ભોણમાં, ભૂંડણ ફેરા ખાય;
ઊઠને કંથ નિંદરાળવા, તારૂં ઘોડેઘર ભેળાય."

જવાબમાં સૂવર કહે છે :

"ભૂંડણ ચડયની રાફડે, કે'તાક હાળ મળ્યાં ?"

ભૂંડણ કહે છે :

"આભ વળુંભ્યો ભાલડે, ધરતી પાખરિયા."

સૂવર કહે છે :

"ભીરૂ મ થા ભામની, ભીરૂ વેણ મ ભાખ્ય;
સુ સામુ કો ચાલે નહિ, હૈડે હરમત રાખ્ય"

ભૂંડણ કહે છે :

"હલકે કટક હાલિયું, ઘર ઘૂરે નિશાન;
વાજા મથે જ વજિયા, તું ઘોરે એભાન!"

સૂવર કહે છે :

વાજા'વજે તો વજન દે, મર ઘૂરે નિશાન;
સુ ભાળ્યા જો વજે, તો વાજ્યા પરમાણ.

એમ કહેતોક ઊભો થઈ, ભોંયરા બહાર નીકળી, પગ ને દાતરડીથી ધરતીમાં એવી ખડતાળુ દીધી કે ગાડુ એક ધૂળ ખોદી નાખી ડમહાણ ચડાવ્યુ કટકને ધૂળ ઉડાડી આધળુ કર્યું. કેટલાકને દાતરડીથી વાઢ દીધા. લશ્કર ભાગી છૂટ્યુ.

ત્યાં તો સૂવરનો ગર્વ આભે ચડયો. ભુંડણી પાસે આવીને કહે છે "હે સ્ત્રી! જાડા દળ મે તગડયા, હવે એક સિંહ જીતવો બાકી છે એને ઘેર જઈને મારે એની સાથે ધીંગાણું કરવુ છે ઈ ધીંગાણામા વખતે મારૂં મોત પણ થાય. તો છોકરાં છાજડાનું ધ્યાન રાખજે."

આ સાભળીને ભૂંડણ સમજાવે છે કે

કથ મ જાઓ કવલખે, સિંહ છેડયો મ જાય;
સિંહણ જાયો છેડતા, વડી વમાસણ થાય.

મદાંધ સૂવર કહે છે

ભીરૂ થઇ તુ ભુંડણી, મુજને આવે લાજ;
ભેથી ભરાવું ભોંણમાં, થોડા જીવનને કાજ!
શતરૂ માથે સિંહડો, ગરવે ગાજે જેહ;
કાતો મારૂ મરદ થઇ, કાં તો પાડું દેહ.

આટલું કહેતોક પાછુ વળીને જોયા વગર વરાહ ઊપડયો આવ્યો સિંહને સ્થાને. હુંકાર કર્યો

હુ આવ્યો ઘર આંગણે, સિંહ ગયો સતાઈ;
ભેટે જ્યારે ભાયડા, ત્યારે શૂરની હરમત જાય.
તારૂં બળ જે સિંહડા, રગતી મારછ ગાય;
કઇક ભાલાં ભજિયાં, મોરે ઘટ મચકાઇ.

સૂવર આ પ્રમાણે માંડયો હાકલા ને પડકારા કરવા સિંહ ગુફામાં છે. ત્યારે સિંહણ સિંહને કહે છે :

જાઓ વહેલા જુદ્ધમાં, જો નાસી આવશો નાવ;
તો ભણો સુ બેનડી, તમું સુ ભા ભણાય.
તુ જાયો સિંહણ તણો, કે'વાણો સિંહણ કથ;
ભડ ભારથે ભીરતાં, પગ પાછો ન ભરે પથ.

કવલખા ડૂંગરની તળેટીમા પ્રભાતના પોરમાં સૂરજ ઊગતાં જ સિંહ અને સૂવરનુ રમખાણ મચ્યું, સૂવર તો દોટ દઈને દાતરડીનો ઘા કરે છે સિંહ ઘા ચૂકવી દયે છે. સાવઝ વિકરાળ બની સૂવરને થાપો ઝીકે છે. આમ બેય વચ્ચે ખરેખરૂ જુદ્ધ જામ્યુ છે કવિ આ બેય યોદ્ધાના યુદ્ધનું વર્ણન કરે છે :

ગીત સાણોર

કોઇ નીકળ્યો સિંહ સેલાન કરવા કજુ,
વદીજે તકે પરભાત વેળા;
દોય મામીઆણા વજીતા દીકરા,
ભાખરે શિહોરે હુઆ ભેળા.

ખરાસક તઠે વારાહ મુખ બોલિયો,
તવીજે કઠે ઉગાર તોરો,
સાત પેઢી તણુ વેર મુ સાંભર્યું,
અજાના મારતલ આવ ઓરો.

આદ દાવા તણી વાત મુખ આણમાં,
કાયર કૈ અમે નહિ કળશો;
નાહોરા બચાની આળ કરીએ નહિ,
મોથના ઓદતલ ધૂળ મળશો.

વાડરો વઢાસણ ફરી બોલ્યો વકર,
મલક જાણે અશી રીસ મોરી;
વાદ છાંડી કરી રહે તુ વેગળો,
તરત હુ કરૂ છુ વલે તોરી.

શેર બહાદર નથી નામ કાને સૂણ્યો,
ભારથે હાથીરા કાંધ ભાજે;
કરો ઘા મુજને સોઝ કાંઇ કરે,
લડયે જો હકુ તો દૂધ લાજે.

કળો કરવા કજુ વળ્યા બે કાટકી,

નવેખંડ રાખવા અમર નામો;
ભૂડવ્રી તણો કંથ મંડાણો ભારથે,
સિંહણી તણા ભરથાર સામો.

કડેડાટી કરીને મચાવ્યો કળો,
લખોમખ જોગણે રગત લીધો;
પટાધર થાપ વારાહ સર પ્રાસટી,
દાતરડી વાઈ સિંહ ઢાહ દીધો.

સરગમાં રંભ વેમાન જોવે ચડી.
જગત બાધી સરે રંગ જામ્યો;
પંચાણ મૂવો તે વૈકુંઠ પધારિયો,
પ્રાકમી સૂર કૈલાસ પામ્યો.

આવી રીતે બે દિવસ અને બે રાત સિંહ અને વરાહનું ઘોર ઘમસાણ ચાલ્યું, દી ઊગે છે ને લોકોનાં ટોળાંથી ઠક આ યુદ્ધને જોવા ચડે છે. ત્રીજે દિવસે સવારે સિંહે બધું બળ કરી એક પ્રચંડ થાપો મારી સૂંવરને ભાંગી નાખ્યો. પણ મરતા સૂંવરે દાંતરડીના છેલ્લો ઘા સાવઝના આફરામાં (પેટમાં) મારતાં સાવઝના આંતરડાનો ઢગલો થઈ ગયો; આમ બેય યોદ્ધા પોતાના બળનું પારખું દેતા રામશરણ પામ્યા.

ગીત સાણોરના કેટલાક શબ્દોના અર્થ :

૧. કજુ=માટે. ૨ વદીજે=કહેછે. ૩ વજીતા=પ્રસિદ્ધ. ૩ ભાખરે=ડુંગરે. ૫ બરાસક=જોરદાર. ૬ તઠે=ત્યાં. ૭ વારાહ=સૂવર. ૮ અજાના=મકરીના. ૯ આદ=આડી. ૧૦ નાડોરા=સાવઝના. ૧૧ આળ=છંછેડવું. ૧૨ વાઢનો વઢોસણ=શેરડીના વાઢનો વાઢનાર ખોદનાર. ૧૩ વકર=વક્ર–ક્રોધ. ૧૪ ભાજે=ભાંગે. ૧૫ સોઝ=વિચાર. ૧૬ કાશુ=શા માટે. ૧૭ કળો=કજિયો ૧૮ કાટકી=પડકારી. ૧૯ ભારથ=યુદ્ધ. ૨૦ લખોમખ=લાખો. ૨૧ જોગણે=જોગણિયુંએ. ૨૨ રગત=રક્ત. ૨૩ પટાધર=દાવપેચનો રમનારો. ૨૪ પ્રાસટી=મારી. ૨૫ ઢાહ=માર્યો,–ઢાળ્યો. ૨૬ રંભ=રંભા. ૨૭ પંચાણ=પંચાનન–સિંહનું નામ. ૨૮ સૂર=સુવ્વર.

*



કારડિયા રજપૂતના લોકભરતમાં સાવઝનો શિકાર

# મર્દોની મરણ મોજ

દ. શ્રી પુજાવાળા

મારા વિચારોના ઘોડાની લગામ ખેંચી ઊભા રાખી દીધા છે. હવે વાર્તા શૈલીમાં એક પ્રસંગ આવે એવો છે. પણ તોય તે તરંગના તોરીંગો કાગળની ધરતી ઉપર બે ડાબા માંડીને જ ઊભા રહ્યા છે. તે આ કલ્પનાના બે અશ્વોની બે પગલાંવા જમીનની વાત લખી લખાઈ જ જાય છે તે વાંચી લ્યો પછી મૂળ પ્રસંગ પર અવાશે જે રીતે વાર્તામાં વાર્તા જ હોવી જોઈએ, બીજું કાંઈ જ નહિ, નહિ તો ઔચિત્ય-ભંગ અને સંકલના ભંગ ને એવા ઘણા ઘણા ભંગની વાતો આવે. એ બધાય ભંગના દોષારોપણનો ટોપલો ઓઢીને હજી મારા મનના પાણિયાળા પાણી પંથા વાર્યા વળતા નથી. એટલે લ્યો લખી જ નાખું છું.

કોણ જાણે કેમ! પણ માણસ જાતમાં એવો તો અહંકાર આડધડ ઈશ્વરે ઝીંક્યો છે કે જંગલની હિંસક પશુપંખીઓના અહંકારી સ્વભાવ પણ આ માનવ-જાતને ખટકે છે. આ ને બીજા આવાં અનેક કારણો ભેગાં કરીએ ત્યારે માનુષ્ય-પ્રાણીની બુદ્ધિ-વિકાસના તબક્કા તપાસતાં તેનામાં શિકાર અને બીજી વૃત્તિઓ છે તેને માટે એ "જાત" માફ કરવા યોગ્ય ખરી કે નહિ? એ પ્રશ્નો પુછાયા જ કરવાના છે. પ્રાગ-ઐતિહાસિક સમયના માનવમાં અને ચંદ્રની ધરતી પર ધરાર પગ ધરતા માનવમાં કેટલે અંશે સામ્ય હશે? કેટલે અંશે ભિન્નતા હશે? આવા આવા અનેક પ્રશ્નો મારા માનસમાં મોટો પ્રશ્નાર્થ થઈ ઘોળાઈ રહ્યા છે આ બધાના ઉત્તર આપી શકાય તેમ નથી. પણ અમારે લોક-સાહિત્યના અભ્યાસીને તો આવું કાંઈ સમજાવવા માટનું એક હથિયાર છે. કોઈ એક પ્રસંગ રસપૂર્વક મઢીને રજૂ કરી દેવો તોય તે કેટલેક અંશે ઉપરના પ્રશ્નોનો કાંક અંશે ઉત્તર તેમાંથી મળી રહે તેમાં અમને મજા આવે છે.

હું એક ભક્તિરસ પ્રધાન શાંતરસની વાર્તા લખી રહ્યો હતો અનુકૂળ પવનની ગતિને આધીન થઈ કોઈ સફરૂ જહાજ તરફ જતું હોય તેમ વાર્તા વહી જતી હતી ત્યાં શ્રી જયમલ્લભાઈના પત્રરૂપી વાવડો ચડયો અને વહાણે શઢ ફેરવ્યું-ફેરવવું પડયું.

આપ હકીકત સમજી ગયા હશો, છતાં નથી સમજ્યા માની આગળ ચલાવું છું. વાત એમ બની કે શ્રી જયમલ્લભાઈએ પત્ર લખેલ કે ઊર્મિ-નવરચના માટે સિંહના શિકારનું કે તેના જીવનને લગતું કંઈક લખી મોકલો તો સારુ. પછી તો જેવી પેચી વાર્તા લખવા કલમ ઉપાડું ત્યાં ગિરનો સાવજ મારા સામો ઘૂરકિયાં કરી મને તેના સામું જોવા ફરજ પાડી રહ્યો હવે તો મારે એનું જ કાંઈક લખવું પડશે એમ લાગ્યું. છતાં માણસ-જાત તો લેખક રહ્યો એટલે તેમાં વારસાગત સ્વાર્થી સ્વભાવ પ્રમાણે ભેગું ભેગું માનવનું છાબડું પણ ઊંચું રહેતું કાંઈ કાંઈ ચિત્ર કરી નાખ્યું છે.

ઝાઝી નહિ, ત્રીશેક વર્ષ પૂરા નહિ થયાં હોય એવી હજી હમણાંની જ વાત છે લીલોડો સાડલો ધોઈ ધફોઈને ઓઢયો હોય અને સત્તર અઢાર વર્ષની નમણી નવોઢા રૂડી લાગે એવું રૂપાળું ડેડકિયાળી ગામ કુદરતી વનરાઈનો સાળુડો ઓઢી ભારે રળિયામણું દીસે છે આ ગામની રંગતમાં ઉમેરો કરનાર છે ગિરના સિંહ. સાવજ ગામના જ અવેડે પાણી પીવા મહિનામાં આઠ આઠ દસ દસ વખત દેખા દે છે. જેવો પટાધર પાદરમાં પધારે કે ગામનું ધણ માથે પૂંછ ફંગોળતું સિંકોટા નાખતું નજરમાં વધાઈ આપતું રઘવાયું થાય માલધારીઓ ખભે લાકડિયું ઉપાડી સામા થવા જાય તો કોઈ કોઈ વખત ગામેડું સાવજ જોવા ઉમટે. ગિરમાં સિંહને જનાવર કહે છે. જનાવર જોવાના ભોળા ગામડીયાના કોડ સામેથી સાવજો પૂરા પાડે છે અને વસતીને રમાડે છે

આજ બાર બાર દિવસ થયા પણ ડેડકિયાળી ગામમાં સાવજ ફરકો નહિ વાઘણિયા દરબાર શ્રી. અમરાવાળાની જીપ-મોટર વગડો ખૂંદે છે. ઝાડવે ઝાડવે પેટ્રોલના ધુંવાડાની વાસ ફેલાય છે. ક્યારેક ક્યારેક નિર્જન શાંત વનશ્રી બંદૂકોના બહારથી ધણ-

ધણી ઊઠે છે. ડેડકિયાળીનો દરબારી ઉતારો કારતુસોનાં હમાલ્યા અને હથિયારોથી ખડકાઈ ગયો છે. પચીસેક કાઠીઓ હોકારા પડકારાથી વાતાવરણ ગજાવી મૂકે છે.

દરબારશ્રીના બડકમદાજ માણસો આમ આઠ, દસ અને બાર બાર દિવસથી એકધારા સાવજના શિકાર પાછળ તનતોડ મહેનત કરી રહ્યા છે, પણ કોઈનું કાંઈ વળતું નથી.

એકાદ વખત હા હો કરી પગીઓ સાવજને સૂતો જગાડીને લઈ આવ્યા. પણ જેવી સાત આઠ શિકારીઓની બંદૂકો છાતીએ ચડી કે ખેલ ખલાસ. સિંહ તો જાળા ઝાંખરામાં અલોપ થઈ ગયો તે ન જડયો તે ન જ જડયો.

આજે બારમે દિવસે દરબાર અમરાવાળા તેમના ત્રણ સાથીદારો સાથે એકલા વગડો ખૂંદે છે. બપોરા ચડી ગયા છે. હજુ ચારમાંથી એકેય શિકારી મંડળના સભ્ય પાછા નથી ફર્યા. ઉતારામાં સનાળીના કવિરાજ મેકરણદાનભાઈ અને બીજા વીસ માણસો ચિંતાથી બાપુની વાટ જોઈ રહ્યા છે.

બરોબર ધોમ ધખ્યો ત્યારે હાથમાં બંદૂકનો જોટો, ખભા ઉપર લાંબા ઓડિયાં ઝુલતાં આવે, કડયમાં દીપડાના ચામડાના પટામાં મઢેલી તલવાર અને લોઢીનો છાંટો પણ કાઢયા વગર આરપાર નીકળી જાય એવી તેજીલી નજર ફેરવતાં દરબાર ડેડકિયાળીના પાદરમાં ત્રણ સાથીદારો સાથે પગે હાલ્યા આવે છે. એક પસાયતો સામે ચાલી બોલ્યો : "બાપુ ! તમારી જ વાટ જોતો હતો. સામે ખાતરની ઊથરેટીની ઓલી બાજુ એક સિંહ અને સિંહણ આવ્યાં છે. ઉતારામાં ડાયરાને વાત નથી કરી. બાપુ આપની જ વાટ જોતો હતો." જશ ખાટવા પસાયતો ફરી બોલી ઊઠયો.

"હં", "હં" બોલતા દરબાર તરત જ એક માથોડું ઊંચી અને અડધા નાડાવા લાંબી ઊથરેટી તરફ વળ્યા. તેમના ત્રણે સાથીદારો શિકારના નિયમ મુજબ પાછળ પાછળ બાપુનું પગલે પગલું દબાવતા ઊપડયા. આસ્તેથી સૌ ઊથરેટી ચડી ગયા. જેવું સામી બાજુ દરબાર સાહેબે જોયું કે કેસરીનું જોડું ચેતી



ખેડૂતના ભરતમાં ભરેલો સાવજ

ગયું સિંહણ સરકી ગઈ. સાવજ આળસ મરડી દરબાર સામે જોઈ રહ્યો હતો અને દરબાર અમરાવાળાની બાર બોરની બંદૂકમાંથી ગોળી છૂટી. સિંહના આગલા પગમાં ગોળી છરકતી વાગી. છનનન કરતી નીકળી ગઈ. કટ કટ દરબાર બીજી નાળનો ઘોડો ચડાવે ત્યાં તો સાવજે સીધો જ હલ્લો કર્યો. ઘૂકાર શબ્દ કરતાં પટાધરનું પેટ દેખાઈ જાય એટલો એ ઝાકી (કૂદી) ગયો.

એક બે ત્રણ ગણીએ એટલીવારમાં આ બધું બની ગયું. જેવો સાવજ દરબાર ઉપર ત્રાટકવા કૂદયો એવા જ તેમના ત્રણે સાથીએ થી ચારેક ડગલાં પાછા હટી જવાયું, અને ત્રણે જણા ઊથરેટી નીચે ભસોબમ જઈ પડયા.

ત્યાં તો દરબાર સાહેબની બંદૂકની બીજી ગોળી સાવજના સીનામાં જ વાગી ગઈ. અડગ મનના દરબાર એક ડગનું પાછળ હટયા નહિ. તેમના ત્રણે સાથીદારો ચપોચપ પાછા ઊથરટી ચડી ગયા. દરબાર અમરાવાળા પાછું ફરી વડિયાના રામભાઈ બસિયાને ગ બોધીને બોલ્યા "રામભાઈ! ઉનાળા કરામાં, મારી બંદૂક બરાબર વાગી છે"

રામભાઈ અને તેમના સાથીદારોને ભોંઠપનો ભાર ભારે થઈ પડયો. મર્દામર્દ માણસો હતા. માથે જાણે કે વીજળી ત્રાટકી. બીજી જ પળે રામભાઈ બદલી ગયેલા ઘવાયેલો સાદૂળો પડયો હતો. એ બાજુ કૂદી પડયા. વનરાજ ઘે ઘે ઘેં કરી ઘૂરકી ઊઠયો. ફીણનાં ફુણેટા રામભાઈના અંગ ઉપર ઊડયા. દરબારે તરવાર તાણી લીધી. રામભાઈના સાથીઓ પણ ઊથરેટી ઉપરથી મરણિયા બની ખાબકયા.

સાવજ રામભાઈ ઉપર હલ્લો કરવા લગભગ ઊભો થઈ ગયો હતો. ત્યાં તો રામભાઈ બસિયાએ સિંહની મૂછ તાણી લીધી.

અમરુબાપુ કહે "શાબાશ બહાદર! પણ રામભાઈ, હવે ભાવડાને ભોંઠપ દિયોમા. એ મરદના મરણની મોજ માણે"

દરબાર અમરવાળા આટલું બોલી રહે એ પહેલાં તો ઉતારામાંથી તેમના બીજા વીસ સાથીદારોએ બંદૂકો ઉપાડી દોટ મૂકી હતી. સનાળીના ચારણ દેવ કવિરાજ મેકરણભાઈ લીલા પણ બધાની સાથે આવ્યા.

મેકરણભાઈ રામભાઈનો વાંસો થાબડી બોલી ઊઠયા "વાહ વાહ પગધર! આજ તો એક મર્દના મરણની નહીં, ત્રણ ત્રણ મર્દની મરણ મોજ આપણે માણી છે રામભાઈ! મરણ વેળા ભલભલા ભાયડાના પણ છકા છૂટી જાય છે. તંઈ આ આમ જોઈ લ્યો! આ કેસરી! તેની લાલ આંખડી, તેની ખુમારી, તેના કંદરાના વાળ ઊભા થઈ ગયા છે. મરદાઈ સાવજને આંટો લઈ ગઈ છે અને રામભાઈ! બાપુએ પણ મર્દની રીતે મોત નોતર્યું હતું. એમની ગોળી જરાક ચાતરી હોત તો સાવજનો પંજો પોતાની ઉપર જ હતો. તમે ય મર્દ માણસની જેમ આગમ્યો. નહિ તો ઘાયલ સિંહની મોઢા આગળ હાથ લઈ જવાય બા!"

બાપુ અમરાવાળાએ તલવાર મ્યાન કરી લીધી. રામભાઈ ટાઢા પડયા. સિંહે એ જ ખુમારીથી પ્રાણ છોડયા. ડાયરો સૌ ઉતારામાં આવ્યા.

આનંદમાં વખત ઝપટથી વીતી જાય છે. સંજ્યુ વગી. સિંહનું શબ ઉતારાની આગળ રાખવામાં આવ્યું હતું. પેટ્રોમેકસ બત્તીઓ પેટાવી સૌ સાવજને જોઈને વાતોએ ચડયા હતા. કોઈ તેના પંજા માપતું હતું. તો કોઈ તેની કેસરી કેસવાળી પંપાળતું હતું. આખું શિકારી મંડળ લહેરમાં હતું, ત્યાં અંધારામાં કંઈક ઓળો કળાણો. કોઈએ કહ્યું, "એલા જાનવર છે!" સિંહણી આવી હતી. પગની ખડતાલ મારી એક ગાડાવા ધૂડય ઉડાડી સિંહણ ઘૂરકી ઊઠી. દરબાર આણા છોડી. 'બધા શાંતિથી સરકી જાય" સૌ ધીમે ધીમે આવા પાછા થઈ ગયા અને જોવા માંડયા કે શું થાય છે?

સિંહના શબની મંજુમાં શાંત નત્ મસ્તકે ગંભીર મુખમુદ્રાએ વનરાજની રાણી ઊભી રહી.

દરબારે કહ્યું, "ના! કોઈ એની ઉપર ઘા કરશો નહિ. એ તો પગધરની પરણેતર. તેના મર્દની મરણ મોજ માણવા આવી છે"

કહે છે સિંહણ ત્યાંથી ધીમે ધીમે ચાલી નીકળી વનમાં જઈને ગાઢ વનરાઈને ત્રાડુ પાડી પાડી સિંહણે આખી રાત ગજવી મૂકી હતી. એ ત્રાડુમાં માનવી તરફનો કાંઈ ઈશારો હશે ભલા! કે ભગવાન જાણે પછી?

# સંસ્કૃત સાહિત્યમાં સિંહ

વજુભાઈ વ્યાસ

સંસ્કૃત સાહિત્યમાં કવિઓ, લેખકો અને નાટયકારોએ સિંહને અન્ય રાની પશુઓ કરતાં અગ્રસ્થાન અને માન આપેલ છે. એમના રચેલા ગ્રંથોમાં સિંહના વર્ણનો રસ ભરપૂર આવે છે. ખાસ કરીને મૌર્ય અને ગુપ્તકાળમાં જે નાટકો, મહાકાવ્યો અને કથાઓ રચવામાં આવ્યાં, તેના સુંદર વર્ણનોમાં સિંહને પાને પાને અંકિત કરવામાં આવેલ છે. એ સમયે માનવજીવનમાં સિંહનું કેટલું આધિપત્ય હશે, માન હશે તેનું પ્રતિબિંબ તે સમયના કવિઓ, કથાકારો અને અને ગ્રંથકારોએ સાહિત્ય સર્જનમાં આબાદ રીતે પાડયું છે. સંસ્કૃત ગ્રંથોમાં સિંહના એક એક અંગનાં વર્ણનો કરવામાં આવેલાં છે. સિંહ એ એક જ એવું રાની પ્રાણી છે જે રૂપે અને રંગે રૂપાળું છે, સ્વભાવે મમતાળુ અને ઉદાર છે. શકિતશાળી અને પ્રચંડ સ્નાયુબળ ધરાવતું છે; રાની અને રૂદ્રસ્વરૂપી છે, એ રક્ષક તેમ જ ભક્ષક પણ છે.

સિંહના હૂકવાના અવાજ અંગે સંસ્કૃત મહાકવિ કાલિદાસે વર્ણવ્યું છે કે :

વસુધાધકંદરા દ્વિસપીં ।
પ્રતિ શબ્દોપિ હરેર્ભિનત્તિનાગાન ॥

[પર્વતની ગુફામાં રહેલાં સિંહનો પોતાનો અવાજ (હૂકવાનો) તો નહિ પરંતુ તેનો (ખાલી) પડઘોય હાથીને બીવરાવી હાંકી મૂકવાને સમર્થ છે.][1]

જયારે મહા સંસ્કૃત કવિ શ્રી. અશ્વઘોષે સિંહની પ્રચંડ ગર્જનાને ભગવાન બુદ્ધના દૃઢ સંકલ્પ સ્વરૂપે વર્ણવી છે. ભગવાન શ્રી બુદ્ધ પત્ની, પુત્ર અને કુટુંબ પરિવારનો ત્યાગ કરીને તપશ્ચર્યા માટે ચાલ્યા જાય છે, ત્યારે તેમના દૃઢ સંકલ્પને સિંહની સાથે સરખાવીને વર્ણવવામાં આવ્યું છે કે:

અથસવિક ચપડન જાય તાક્ષ :
પુરમવ લોકપનનાદ સિંહનાદમ્ ।
જન્મ મરણયો રદષ્ટયાતેન,
પુનરહં કપિલાહ્વયં પ્રવેષ્ટ ॥

(ત્યાર પછી વિકસિત કમળ જેવી આંખોવાળા તે કુમાર (સિદ્ધાર્થ) પાછળ રહેલા નગરને જોઈને સિંહ ગર્જનાની જેમ ગર્જના કરીને ગર્જયો, જન્મ મરણનો પાર પામ્યા વિના હું કપિલવસ્તુમાં ફરીથી પ્રવેશ કરીશ નહિ.)[2]

સિંહની ગર્જનાની પ્રચંડતાનું હુબહુ વર્ણન તો 'ગીતા'માં આપેલું છે. કુરુક્ષેત્રના મેદાન ઉપર મહાપ્રતાપી ભિષ્મ પિતામહ શંખ વગાડીને જે ગર્જના કરે છે તેને સિંહની ગર્જના–સિંહનાદમ્ તરીકે વર્ણવવામાં આવી છે.[3]

ક્ષ્વેડા તુ સિંહનાદ : સ્યાત ॥

વીરોની ગર્જનાને સિંહ નાદ કહેવામાં આવે છે.[4]

સિંહની ગર્જનાને અષાઢી મેઘની ગર્જનાની સાથે સરખાવવામાં આવેલ છે. સંસ્કૃત મહાકવિ ભારવિએ વર્ણવ્યું છે કે:

કિમવેક્ષ્ય ફ્લં પયોધરાન્ત્રનત :
પ્રાર્થયતે મૃગાધિપ : ।
પ્રવૃત્તિઃ ખલુ સામહિપસ: સહતે
નાત્ય સમુન્નયતિ યયા ॥

[હે મૃગાધિપ સિંહ તું કયા ફળની આશા રાખીને ગરજતા વાદળાંની સામે ગર્જના કરતો હશે? મહાપુરૂષનો જવાબ એ છે કે બીજાની સમુન્નતિ

---

૧. વિક્રમોવર્શિય, પ્રથમ અંક શ્લોક ૨૩.

૨. અશ્વઘોષ લિખિત "બુદ્ધચરિત"

૩ તસ્ય સંજનયન્હર્ષ કુરુવૃદ્ધઃપિતામહઃ
સિંહનાદમ્ વિનદ્યોશ્ચૈ શંખદંદમૈ પ્રણયવાન ॥
ગીતા અર્જુન વિષાદ શ્લોક–૧૨

૪. અમરકોષ, શ્લોક. ૫.

ખમી શકતો નથી ][5]

એક એવી માન્યતા રહેલી છે કે ચોમાસાની ઋતુ દરમ્યાન સિંહ વાદળાની ગર્જના સાંભળીને માથાં પછાડે છે અને વળતી ગર્જના કરે છે પરંતુ ખરેખર એ માથાં પછાડતો નથી. અલબત્ત, ગર્જના કરે છે ખરો.

સિંહનો પંજો કેટલો બધો જોરદાર અને ભારે છે તેનું વર્ણન સંસ્કૃત મહાકવિ રુદ્રે કરેલું છે. હાથી જેવા હાથીને પણ સિંહ એના પંજાથી ચીરી નાખે. છે એ કવિએ વર્ણવ્યું છે કે

યેન શૈશવપદે મદેભરાડ ગંડ સીમ
નખ રૈર્વિખંડિતમ્ ।
યૌવ તોત્સવમવાપ્ય કેસરી કેપ, દર્શયતુ ॥

[ જેણે બાળપણમાં મદોન્મત્ત હાથીનું ગંડ-સ્થળ પોતાના નખોવડે (પંજાથી) ચીરી નાખ્યું, તે આજે યૌવનના જોમમાં આવેલો સિંહ પોતાનું પરાક્રમ કોને બતાવે ? ][6] અર્થાત-માગ માલમ પોતાનું આ પરાક્રમ કોને કહે, કોને બતાવે ? સિંહ રાની પશુ ઓમાં મોટો હોઈ, એના પરાક્રમની વાત કોને કહે ? મહાકવિ શ્રી ભારવિએ પણ સિંહના પરાક્રમોની મહત્તા ગાઈ છે એણે વર્ણવ્યું છે કે

યેન ભિન્ન કરિકુમ્ભ વિસ્ખલન્મૌતિકાવલિ-
ભિરાગ્ચાતા મહિ ।
અદ્ય તેન હરિણાન્તિકે કથ કથ્યતાનુ-
હરિણા પરાકમ ॥

(જેણે ફાડી નાખેના ગંડસ્થળમાથી ખરતા મોતીની શેરથી ભૂમિને અલંકૃત કરી) એટલે લોહીઝાણ કરી) તે સિંહ આજે (નાના એવા) હરણા આગળ પોતાના પરાક્રમની વાતે કેવી રીતે કહે ?) [7]

વેતન્ડગન્ડ કન્ડૂતિપા ષિડત્યપરિ પથિના ।
હરિણા હરિણા શ્રીષુ કથ્યતા ક પરાક્રમ ॥

[હાથીઓને મારી નાખનાર સિંહ પોતાના પરાક્રમની વાત હરણના ટોળાને તે શું કહે ?]

સિંહ જેમ ભક્ષક છે તેમ રક્ષક પણ છે એ ભૂખ વિના પશુઓને મારતો નથી અને પોતાને આશરે આવનારને પણ એ મારતો નથી એના એ ક્ષાત્રવટના અને ઉદાર સ્વભાવનું વર્ણન પંડિત જગન્નાથે આબેહૂબ કર્યું છે

જઠર જ્વલન જ્વલતાપ્ય પગનશપક
સગા ગતાવિ પુર ।
કરિણા મરિણા હરિણા હરિણાલી
હન્યતા નુ કથમ્ ॥

(હાથીનો આ મહાન શત્રુ સિંહ જઠરાગ્નિથી બળી જતો હોય, ખૂબ ભૂખ્યા હોય તો પણ તે આશરે આવેલા હરણાના ટોળાને કેવી રીતે માર ? મહાન માણસ વિપત્તિમાં હોવા છતાં તે હલકું કામ કરતો નથી )[8]

રાજા ભર્તૃહરિએ પણ સિંહની બાબતમાં એમ જ કહ્યું છે કે

સિંહો જમ્બુકમણ્ડમાગત મપિ
ત્યક્તા નિહન્તિ દ્વિપમ્ ।
પ્રાય કૃચ્છ્રગતોઽતિ વાઞ્છતિજન
સત્વાનુરૂપ ફલમ્ ॥

રાની પશુઓમાં સિંહનો ખાવા અંગેનો સ્વભાવ જુદા પ્રકારનો છે તે પોતે શિકાર કરે છે અને પોતે શિકાર કરેલું જ ખાય છે બીજા રાની પશુઓનું મારેલું હોય એ તે ખાતો નથી એમના આ સ્વમાની સ્વભાવ અંગે કવિ શ્રી ભારવિએ વર્ણવ્યું છે કે

મદ સિક્ત મુખૈ મૃગાધિપ
કરિ ભિર્વર્તયતે સ્વયહતૈ ”

[સિંહ પોતે જ મારેલા (મદથી છવાયેલા મોવાળા હાથીઓ વડે પોતાની આજીવિકા ચલાવે છે.

---

૫ કિરાતાર્જુનિયમ્, બીજો સર્ગ, શ્લોક ૨૧

૬ ભાવવિલાસ, શ્લોક, ૧૦૪

૬, “ પ્રાસ્તાવિક વિલાસ ” (ભાવવિલાસ) શ્લોક ૪૮,

૭, “ પ્રાસ્તાવિક વિલાસ ” (ભાવવિલાસ) શ્લોક ૬૦

૮ કિરાતાર્જુન, સર્ગ બીજો, શ્લોક ૧૮.

એ આજીવિકા ચલાવવાનું બીજા ઉપર આધાર રાખતો નથી.]

સિંહ છેવટે તો મહાપુરૂષ જેવો મહાન રહ્યો, વળી વનનો રાજા એટલે એ ભૂખ્યો હોય છતાં એ અખાદ્ય ખાતો નથી:

**વનેઽપિ સિંહા મૃગમાંસ ભક્ષ્યા**
**બુભિક્ષિતા નૈવ તૃણું ચરંતી ॥**

(મૃગમાંસ એ જેમનો ખોરાક છે એવા સિંહો વનમાં ભૂખ્યા થાય ત્યારે પણ કદી ઘાસ ખાતા નથી)[૯]

**કિં જીર્ણં તૃણમત્તિ માન મહત્તા-**
**અગ્રેસર કેશરી ॥**

વનનો કેશરી સિંહ કદાચ ભૂખના દુઃખથી પિડાતો હોય તો પણ એ કદી ઘાસ ખાતો નથી.[૧૦] સરખાવો.

નીચી દૃષ્ટિ નવ કરે
મોટો જે કહેવાય,
સિંહ લાંઘણો સો કરે,
(તો) પણ તૃણ નવ ખાય.

સિંહને ઉદ્યમશીલ ગણવામાં આવે છે. એ પુરૂષાર્થ કરનારો છે. એટલે એનું નામ આપીને કહેવામાં આવે છે કે

**ઉદ્યમ નહિ સિદ્ધ્યન્તિ, કાર્યાણિ ન મનોરથૈઃ।**
**નહિ સૂપ્તસ્ય સિંહસ્વ, પ્રવશાંતિ મૂખે મૃગાઃ ॥**

[ઉદ્યમથી કાર્ય સિદ્ધ થાય છે, મનોરથથી નહિ. સૂતેલા સિંહના મોંમા પશુઓ એની મેળે પેસતાં નથી.]

રાજવી અથવા રાજવંશીઓના નામની પાછળ સિંહ શબ્દ લગાડવામાં આવતો હતો. કારણ કે સિંહ શબ્દ એ શ્રેષ્ટતા બતાવે છે. જેના નામની પાછળ સિંહ શબ્દ લાગ્યો એ શ્રેષ્ટજન, રાજન ગણાય છે. સંસ્કૃતમાં કહ્યું છે કે :

**સિંહ શાર્દૂલ નાગાદ્યા : પુંસી શ્રેષ્ઠાર્થ ગોચરા :॥**

[ જે નામની સાથે સિંહ શાર્દૂલ, નાગ, આદિ શબ્દો જોડાય છે, તે શ્રેષ્ઠતા બતાવે છે. ][૧૧]

એવી રીતે સિંહના રૂપ અને અંગે અંગેની પણ માનવી સાથે સરખામણી કરી છે :

**વરાંગ રૂપો પે તોય : સિંહ સિંહનનો હિસ :**

[ જે પુરુષ અંગમાં અને રૂપમાં શ્રેષ્ટ છે, તેને સિંહ–સિંહજન કહે છે. ][૧૨]

બચ્ચાંવાળી અથવા તાજી વિંયાયેલી સિંહણ પાસે જવાનું જોખમી ગણાય છે. કારણ સિંહણ ઘણીવાર ભુરાઈ બને છે અને પોતાનાં બચ્ચાં લઈ જવાના ભયથી એ સામો હુમલો કરવા પ્રેરાય છે. એના આ સ્વભાવનું કવિ શ્રી કાલીદાસે શાંકુતલમાં હુબહુ વર્ણન કર્યું છે.

રાજા દુષ્યંતથી વિસરાયેલ શંકુતલાનો પુત્ર સર્વદમન વન આશ્રમમાં સિંહણનાં બચ્ચાં સાથે રમે છે, ખેલે છે:

**અર્ધપીત સ્તનં માતુરામર્દ કિલ કેસરમ્ ।**
**પ્રક્રીડિતું સિંહશિશુ બ્લાત્કારેણ કર્ષિત ॥**

---

૯. પંચતંત્ર લબ્ધ પ્રણાશ, છઠી કથા.
ગુજરાતીમાં :-
**પંડ પુચ્છલિયો હોય, ભૂખ્યો તૃણ ભરખે નઈ**
**કરે વળાંભા કોઈ, કુંભાથળ પર કાગડા !**

૧૦. આ અંગેનો આખો શ્લોક નીચે મુજબ છે
ક્ષુત્ક્ષામેડપિ જરાકૃશોડપિ શિથિલપ્રાયોડપિ કષ્ટાંદશામ્।
આપન્નોડપિ વિપન્નદીધીતિરપિ પ્રાણેષુ નશ્યત્સ્વપિ।
મત્તે ભેન્દ્રવિભિન્નકુમ્ભોપશિત ગ્રાસ કબધ્ધ સ્પૃહઃ।
કિં જીર્ણં તૃણમત્તિ માતમહત્તા અગ્રેસર કેસરી ॥

( સિંહ ભૂખવેઠી રહ્યો હોય, ઘડપણને લીધે દૂબળો પડી ગયો હોય, શક્તિ ન રહેવાથી શિથિલ થઇ ગયો હોય, દુઃખ ગતિ પામેલો હોય; તેજહીન થઇ ગયો હોય, પ્રાણ નાશ થવા ઉપર હોય–આવી સ્થિતિમાં પણ મદોન્મત્ત હાથીના ગંડસ્થળને તોડીને માંસના કોળિયા (ભોજન)ની જ ઇચ્છા રાખતો હોય છે. પોતાને વિષે માન અને મોટાઇ ધારણ કરનારાઓમાં અગ્રસેર એવો આ સિંહ શું કદી તૂચ્છ ઘાસ ખાય છે ? )

૧૧. અમર કોષ, શ્લોક ૫૯
૧૨. અમર કોષ, શ્લોક ૯૨

[ માતાના સ્તનને અર્ધુ ધાવતા, ખેંચતાણથી અસ્તવ્યસ્ત વાળવાળા સિંહના બચ્ચાને પોતાની સાથે રમવા માટે એ (સર્વદમન) જોરથી ખેંચે છે અને કહે છે :

જૃમ્ભસ્વ સિંહ, દન્તાસ્તે ગણિયિષ્યે ।

(મોઢું ફાડ, મારે તારા દાંત ગણવા છે.)

એ વખતે આશ્રમવાસીઓ સર્વદમનને સમજાવે છે કે

એષા ખલુ કેસરિણી ત્વાં લઙ્ઘયિષ્યતિ ।
યદિ તસ્યા . પુત્રક ન મુન્ચતિ ॥

(જો તું એના બચ્ચાંને નહિ છોડે તો સિંહણ તારા ઉપર તરાપ મારશે.)[13]

સિંહનું બચ્ચુ છેવટે સિંહનું જ એટલે એ પણ એના બાપ જેવું પરાક્રમી ગણાય છે

ગિરિ ગગહનરેષુ ગુરુ ગર્વ ગુમ્ફિતો,
ગજરાજ પોત ન કદાપિ સચરે ।
યદિ બુધ્યતે હરિશિશુ સ્તનંધયો,
ભવિતા કરેણુ પરિશેષિતા મહી ॥

[ હે શ્રેષ્ઠ હાથીના બચ્ચા ! ભારે ગર્વથી ફુલેલો તું પર્વતની ગુફાઓમા કદી ફરીશ નહિ કારણ કે માને ધાવતુ સિંહનું બચ્ચુ જો જાગશે તો તે પૃથ્વી ઉપર ફક્ત હાથણીઓને (જ) બાકી જીવતી રાખે–અર્થાત બચ્ચાંને તો મારી જ નાખશે [14]

---

૧૩. 'અભિજ્ઞાન શાકુન્તલમ્' ૭ મો અંક શ્લોક ૧૪

૧૪. પ્રાસ્તાવિક વિલાસ, શ્લોક ૧૧.

*

# સિંહથી મરાયેલાનાં સ્મરણ ચિન્હો

અત્યારે તો ગીરના જંગલમાં શિકારની છૂટ નથી, પરંતુ જ્યારે છૂટ હતી ત્યારે ગીરના સિંહોએ કંઈક શિકારીઓના જાન લીધા છે. જેમાં રાજવીઓનો પણ સમાવેશ થાય છે ગોંડળ રાજ્યના રાજકુમાર નટવરસિંહજી તો વીસથી વધુ વર્ષ પહેલા જ સિંહના હાથે મરાયા એ સમયે ભેરિયા નેસની બાજુ ડાલામથ્થા એક સિંહના શિકાર કરવાનું યોજાયું એ રાજકુમાર માચડા ઉપરથી નહિ પરંતુ પોતે અઠંગ શિકારના ખેલાડી અને નિશાનબાજ હોઇ, જમીન ઉપર આડ લઇને શિકાર ખેલતા હતા. એમના બંદૂકની ગોળી ભાગ્યે જ ખાલી જતી એમા એક ડાલામથ્થા સિંહ ઉપર સનન . ...નન ગોળી છૂટી. ડાલામથ્થો ઘવાયો. સામાન્યત શિકારી પડખામા નહિ પરંતુ હૃદય ઉપર અથવા માથા ઉપર ગોળી મારે છે, જેથી વન્યપ્રાણી ભોય ભેગુ થઈ જાય છે પરંતુ આ રાજકુમારની ગોળી જરા ત્રાંસી ગઈ. સિંહ મરાયો પણ પૂરો નહિ અને ઘાયલ થઇને નીચે પડયો પાચ દસ અને પંદર મિનિટ થઈ પરંતુ એ ન હલે કે ન ચાલે એટલે રાજકુમાર એની નજીક ગયા એમ માનીને કે સિંહ હવે તો મરી ગયો છે. પરંતુ કુદરતને કરવુ હશે તે રાજકુમાર નજીક જતા, ઘવાઇને વકરેલો એ કૂદયો, રાજકુમારનુ પડખુ ફાડી ખાધુ સિંહને હાથે કમોત થયું ત્યાર બાદ આ સિંહને ત્રણ દિવસે મારવામાં આવ્યો.

એવી રીતે બીજા એક રાજકુમારનું પણ એમ જ મોત થયુ એમા સિંહ અને સિંહણ બંને ઉપર ગોળીઓ છોડવામાં આવી, એમાં સિંહ મરાયો પરંતુ સિંહણ નાસી છૂટી એની શોધ કરવામાં આવી, એ ન જડી પરંતુ પાછળથી એકાએક આવીને લાગ શોધી પોતાના પતિને ગોળીઓ મારનાર પર વેર લીધુ અને ત્યા જ ફાડી ખાધેલ. સાસણગામની સામે વાસાઢોળ ડુંગરામા આજે પણ બે સ્મરણચિહનો છે. એ છે સિંહના અને સિંહણના મુખે મરાયેલા બે અંગ્રેજોના રાજકોટના નવા વેસ્ટ દવાખાના પાસે કાર્નેજીનો કુમારો પણ સિંહ મુખે મરાયેલા કાર્નેજી અંગ્રેજનું સ્મરણચિહન છે

વ. વ્યાસ

# સાવજ શૂરો પીઠો

કાનજી બારોટ

ગિરના ડાભાળા નામે નેસમાં પીઠો રબારી છે. ભારી ભલકુડો. બાપનું નામ જસો ને એના બાપનું નામ કાનો.

એક દી સવારના પો'રમાં બરાબર દી ઊગ્યે પહર ચારીને પીઠે પોતાનું ખાડુ (ભેંસોનું ટોળુ) ઝોકમાં પૂર્યું. ત્યાં બારાપાટ તરફના બેક મે'માન આવ્યા. સામ સામા ખભે હાથ નાખી ને રામરામ કર્યા.

પીઠા રબારીની ઝોક [વાડો] વિઘાકવા જમીનમાં ગોળા કારે રહી ગઈ છે. એને એક પરહ[માથોડું] કાઠાળી કાંટાની વાડય છે ને તોતીંગ ઝાંપો છે. નાનો સૂનો ગઢ જોઇ લ્યો. સામટિયું દોઢસોક ભેંસું પીઠા પાસે છે.

ઝોકની માલીકોર જ પોતાને રહેવાનું ઝૂંપડું. મે'માનોને પીઠો ઝૂંપડામાં તેડી લાવ્યો. પીઠાની ઘરવાળીએ મે'માનોનાં દુઃખડાં લીધાં. ખબર અંતર પૂછયા. ઝૂંપડામાં જ બે ખાટલા ઢાળી રૂપાળી થીગડી ભાત્યવાળી ધડકિયું પાથરી મે'માનું ને બેસાર્યા. નેસમાં ખબર પડતાં આઠ દસ જણા મે'માનુંને મળવા આવ્યા. એમાંથી કેટલાક ખાટલે અને કેટલાક નીચે બેઠા. પીઠાનું નાનકડું ઝૂંપડું ઘડીમાં તો માણસોથી ચિક્કાર ભરાઈ ગયું.

ઝૂંપડામાં જ એક ખૂણે ચૂલો. પીઠાની ઘરવાળીએ એકદમ એક ભેંસ દોહી દૂધનું જ તપેલું ભરીને ચૂલા ઉપર ચા મેલ્યો. રબારણે ચાની ભૂકી મૂઠીએ મૂઠીએ અને ખાંડ ધોબે ધોબે તપેલામાં નાખી. રગડા જેવા ભેંસના દૂધના ચાના પ્યાલા સદર સોતા ભર્યા. પ્યાલા ને રકાબિયુંમાં તર જામી છે ને ધીમા પવનની ફુણગીથી તર થોડી થોડી હલી રહી છે. ચાના પ્યાલા પીરસાઇ રહ્યા છે. એક ખાટલે ચા અપાણો. બીજે હજી બાકી છે.

ગિરનાં છાતી સમાણા કણુદાર ખડ ચરી આવી ઝોકની માલીકોર ભેંસું ટોળે વળી ઓગાળના ગડાકા દયે છે. [વાગોળે છે] ત્યાં ઓચિંતાનો એક સાવજ ખાડુની ગંધે ગંધે ઝોકની એક માથોડું વાડય કૂદી ને અંદર પડયો. ભેંસું ભાગીને કેટલીક ઝૂંપડામાં ગરવા લાગી. ડાયરો બેઠો છે એની ઉપર એકદમ ભેંસુંએ ભીંસ કરી. અજડ ભેંસની જાત્ય:

"હે! હે! મરો! મરો!" કરતા રહ્યા ત્યાં તો બેય ખાટલે માથે ભીંસ દેવા માંડી. સૌ ઊભા થઇ ગયા. કોઇના હાથમાં ચાના પ્યાલા રહી ગયા, કોઇના ઢોળાઇ ગયા ને માંડ સૌ આદમી ઝૂંપડા બહાર નીકળ્યા. ત્યાં તો સામે જ એક ભેંસને સાવજે દબાવી દીધેલ. ભેંસ સાવજ નીચે કચરાતી મોતના બાંબરડા નાખે છે.

પીઠો રબારી મે'માનની ખાતર બરદાસમાં હતો, એટલે એના હાથમાં નાનો બડૂકો પણ ન મળે. માલધારીને પોતાના જીવ કરતાં જીવાઇ વહાલી હોય. ભેંસની આવી દશા જોતાં એણે જોરમાં ને જોરમાં હડી કાઢી. સાવજ પાસે પૂગ્યો તંઇ એને ભાન થયું કે પોતાની પાસે હથિયાર નથી. પીઠાએ વિચાર્યું કે હવે પાછા તો હટાય એમ છે નહિ.

સાવજ ભેંસની ઉપર છે અને પીઠો ઠેકીને ચડી બેઠો સાવજની ગરદન ઉપર ઘોડો પલાણે એમ. બેય હાથથી સાવજના બેય કાન પકડી સિંહને સજ્જડો સજ્જડ કરી દીધો. સાવજ હલે કે ચલે.

બીજા જણ સૌ સામે જ હતા ઇ બધાય તો હાંફળા ફાંફળા થઈ ગયા. પીઠાની ઘરવાળી તો હજી ચૂલા આગળ ભેંસું સોંસરવી થઇ ને ઝૂંપડા બહાર નીકળવાની મથામણ કરે છે.

બે ચાર જણ પાસે કુહાડિયો છે. પીઠો કહે: "એલા મારા હાથ સાચવી સાવજના માથામાં કુહાડીનો ઘા કરો!"

પણ કુહાડીવાળા જુવાનો હરેરી ગયા. ઇ

# સિંહ શિકારનાં પ્રશસ્તિ ગીતો

જયમલ્લ પરમાર

શ્રી. વજુભાઇ વ્યાસે આજપૂર્વના ઊર્મિ-નવ ચન.'ના અંકોમાં સિંહના શિકાર કેવાં કેવાં કારણોસર કરવામાં આવતા એની વિશદ્ છણાવટ કરેલી છે. આજે જ્યારે વાઇલ્ડ લાઇફ–વનચર પ્રાણીઓને બચાવી લેવાની જગત આખામાં ઝુંબેશ ચાલે છે ત્યારે ૨૦ વર્ષ પૂર્વેના સિંહ અને અન્ય પ્રાણીઓના શિકાર એક દુઃખદ પ્રકરણ બની રહે છે. જે કાળે બંદૂકોની શોધ નહોતી થઈ તે કાળે સિંહનો શિકાર ખેલવો એ લોઢાના ચણા ચાવવા જેવું હતું છતાં માનવ વસાહતો અને પોતાનાં પાળેલાં પ્રાણીઓના રક્ષણ માટે સિંહનો શિકાર અનિવાર્ય બની રહેતો.

એ પછી તો રાજા બાદશાહ થયા એટલે શિકાર–મૃગયા ખેલવા જ જોઇએ એવી એક પ્રણાલિકા બંધાઇ ગઇ અને બિનજરૂરી રીતે નિર્દોષ પ્રાણીઓની કતલ થતી જ રહી. ભારતમાં જંગલો ઘટતાં ગયાં તેમ જંગલનાં પ્રાણીઓની વસતી પણ ઘટતી ગઈ. છતાં શિકાર ન ઘટયો, જાણે કે હિંસક માનવીએ વનચર પ્રાણીઓને નેસ્ત નાબુદ કરવાની હોડ બકી પોતાનો જ અધિકાર આ જગત ઉપર હોવાનો દાવો સાબીત કરવાનો અખંડ હત્યકાંડ માંડયો.

બંદૂકો આવ્યા પછી તો શિકાર અતિ સરળ થઇ ગયો. ગમે તે સુરક્ષિત સ્થળે છુપાઇને કે સુરક્ષિત અંતરેથી માત્ર નિશાનબાજી લેવા જ આ શિકાર થતો રહ્યો. આફ્રિકાના જંગલોના સાહસવીર શિકારીઓને આ જમાતથી જુદા જ પાડવા રહે. કારણ કે એ શિકારીઓએ શૌર્ય, સાહસ અને કુનેહબાજી વિકસાવતાં વિકસાવતાં પ્રાણીઓ પ્રત્યેની લાગણી પણ કેળવી ને એનું વૈજ્ઞાનિક સંશોધન પણ કરી છેવટ વાઇલ્ડ લાઇફ–વનચર પ્રાણીઓનો સંહાર ન કરવા અને બચાવી લેવાનો નિર્ણય ઉપર આવ્યા, હિંસક પ્રાણીઓ સાથેની એમની મમતા–આત્મીયતા બંધાઇ રહી.

સૌરાષ્ટ્રના ગિર વિભાગને લાગેવળગે છે ત્યાં સુધી અંગ્રેજોનો અમલ આવતાં ને રજવાડાં સ્થિર થતાં જતાં સિંહના અને અન્ય પ્રાણીઓનો શિકાર રજવાડાંનો, અંગ્રેજોનો, અમલદારોનો અને શિકારીઓનો મોજ વિલાસ બની ગયો. એણે હિંસકપ્રાણીઓ હરણાં અને પક્ષીઓનો સોથ વાળી નાખ્યો. ૪૦ વર્ષ પૂર્વે એના વિરોધો પણ ઊઠતા, જીવ દયાવાળા પણ જોર કરતા થયા, પણ ગિરના જંગલમાં કોણ જીવ દયાવાળા વિરોધ કરવા જાય?

સિંહથી જાનહાનિ થતી હોય, દુધાળાં કે પાળેલાં પ્રાણીઓને ભયરૂપ બનેલ હોય ત્યા સિંહ કે બીજાં હિંસક પ્રાણીઓનો શિકાર અનિવાર્ય બને, પણ સ્વરાજ પહેલાંના કાળમાં અને ત્યારપછી સૌરાષ્ટ્ર રાજ્યની રચના બાદ પણ ગાંધીવાદી સરકારે કે સરકારોએ કોઇ રજવાડાંની કે અમલદારોની મોજ ને ખાતર સિંહના શિકારની જે છૂટ લેવા દીધી એ તો અક્ષમ્ય અપરાધ ગણાવો જોઇતો હતો.

બીજો પ્રશ્ન ગિરમાં જતા કે વસતા માલધારીઓ અને ખેડૂતોના અને સિંહના જીવન સંઘર્ષનો રહ્યો છે. ઠીક પડયું છે ત્યારે રાજકીય કારણોસર વસવાની છૂટ આપી છે, કામચી જેવા હુકમો કાઢી આપ્યા છે ને ઠીક પડયું ત્યારે ગિર છોડી જવાના કે વસવાટ દૂર કરવાના હુકમો છોડયા છે. સરકાર કે સરકારોએ વાઈલ્ડ લાઈફ અંગે ચોક્કસ નીતિ નક્કી કરી હોય તો પણ પરિસ્થિતિના દબાણ પ્રમાણે સરકારો વર્તી છે. પહેલાં સિંહોને મારવાનું ઘેલું હતું, હવે સિંહ–દર્શન માટે પશુઓને મરાવવાનું ઘેલું વળગ્યું છે. કામચી લાલચે ટટળતા પ્રજાજનો ચીંથરાં જેવા થઇ જાય પછી સિંહનું તો શું ગજું? એ કૂતરા જેવા થઇ ગયા છે.

સ્વરાજ પહેલાના ૫૦–૭૫ વર્ષનો ગાળો સિંહની હસ્તી માટે હોનારત સમો નિવડયો છે.

સિંહ માણસ કરતાં વધુ બળશાળી અને નહોર દાંતના કાતીલ સાધનોવાળું પ્રાણી છે. એ નહોર દાંત સામે માનવીએ ભાલા તલવારનું સાધન શોધ્યું ને ભાલાં તલવારથી માનવીએ સિંહ સામે યુદ્ધ ખેલ્યાં ત્યાં સુધી તો માનવી પણ બળશાળી, સાહસિક અને કુનેહબાજ રહ્યો. ત્યાં સુધી સિંહની સામે માનવીની પ્રશસ્તિ થાય તે સ્વાભાવિક હતું.

એ જ રીતે બરછી, કુહાડી, કટાર, જમૈયા ધારિયાં, લાકડી કે આડ હથિયારે જેણે સિંહની સામે જુદ્ધ ખેલ્યાં એ બધા ધન્યવાદને પાત્ર હતા અને છે. પણ માચડે ચડીને કે લાગમાં લઇને બંદૂકોથી સાવઝને મારવામાં થોડી હિંમતની જરૂર પડે જ, બાકી તો એ નિશાનબાજીના જ ખેલ હતા.

સાવ સાવઝની સામે જઇને બંદૂકે દેવામાં વધુ બહાદુરીની જરૂર પડે અને બંદૂકે દેવાતાં છતાં સાવઝ માથે આવે છતાં અણુડગ રહીને મરણિયો સામનો કરનારા ભડવીરો જ ગણાય. પણ સિંહની સાથે જંગલમાં વસનારા નિતાંત આડ હથિયારે સિંહ સામે જુદ્ધ ખેલતા રહ્યા છે, એ જ સૌથી વધુ બહાદુર રહ્યા છે. પણ એવાઓનાં પ્રશસ્તિ કાવ્યો ઓછાં રચાયાં છે. જ્યારે બંદૂકે મારનારાઓનાં, ઝાઝા માણસોએ વધુમાં વધુ સુરક્ષાનાં સાધનો વચ્ચે સાવઝને બંદૂકે દેનારાનાં પ્રશસ્તિ કાવ્યો વધુ રચાયાં છે.

બળ સિંહનું અગાધ પણ પ્રશસ્તિઓ એ સો વર્ષના ગાળામાં માનવીઓની જ વધુ રચાઈ છે. અને ખાનદાન અને ખમીરમાં પણ સિંહ જ માનવી કરતાં વધુ મહાન રહ્યો છે, ગરવાઇ પણ માનવી કરતાં સિંહમાં વધુ માલુમ પડી છે, છતાં પ્રશંસા એને બંદૂકે દેનારાઓની થઇ છે. એટલે કે સિંહે બધી સુરક્ષા વચ્ચે પણ માનવીને પરાસ્ત કર્યાં છે ત્યાં ય કોઇ સિંહનું પ્રશસ્તિ કાવ્ય નથી રચાયું. એવા પ્રસંગોએ પ્રશસ્તિકારોએ ભીનું સંકેલી લીધું છે. કારણ કે પ્રશસ્તિકારના એ નફામાં–હિતમાં નહતું.

જ્યારે માનવીની પ્રશસ્તિમાં એને એકાદ ઘોડું કે એકાદ ભેંસ તો જરૂર મળતી. અને આવા એકાદ ઘોડા કે ભેંસની ખાતર પ્રશસ્તિકારે નજીવા બનાવો માટે કે નજીવી બહાદુરી માટે અશોક ચક્રના વિજેતાથી પણ વધુ મહાન ચીતર્યો છે. અને આવી પ્રશસ્તિ મેળવવાની સ્પર્ધાએ સિંહોના વધુ હત્યાકાંડ સર્જ્યા છે.

રાજપુત યુગના એક હજાર વરસના ઈતિહાસનાં પ્રશસ્તિ કાવ્યો પણ અન્વેષણ માગે જ છે. ઊચિત અને અનુચિત પ્રશસ્તિઓ માટે. પણ એમાં રાજવીઓનાં કુળ, જાતિનાં મદ, અભિમાન, મહત્તા અને પ્રતિષ્ઠાની ભૂખ પણ ઓછી કારણભૂત નથી. રાજવીઓને એ રસ્તે ચડાવી દેવામાં બ્રાહ્મણો પણ વધુ જવાબદાર હતા. બૌદ્ધ અને જૈન સંપ્રદાયના જોર સામે બ્રાહ્મણોના જીવન સંઘર્ષનું, બ્રાહ્મણોની હસ્તી ટકાવવાનું અને પ્રભુત્વ મેળવવાના પરિણામે એ બનેલું.

સંસ્કૃત સાહિત્યમાં સિંહની પ્રશસ્તિઓ જ વિશેષ છે, અને સિંહના ગુણોથી માનવીને વિભુષિત બનતો જોતાં સંસ્કૃત કવિઓ નાચ્યા છે. સિંહના વિવિધ લક્ષણોથી, અલંકારોથી અને ઉપમાથી માનવીને વિભુષિત કરતાં સંસ્કૃત કવિઓએ ગૌરવ અનુભવ્યું છે.

લોક સાહિત્યમાં પણ કેટલુંક એવું સાહિત્ય સંસ્કૃતમાંથી ઊતરી આવ્યું છે, કેટલુંક સંસ્કૃત સુભાષિતના સીધા તરજુમા જ છે અને કેટલુંક મૌલિક પણ રચાયું છે. પણ પ્રશસ્તિ કાવ્યોની દૃષ્ટિએ જોતાં સિંહ કરતાં માનવીનાં ગીતો જ વધુ રચાયાં છે. કારણ કે સિંહ પાસે જર, જાગીર કે માલઢોર આપવાનું કોઇ સાધન હતું નહિ છે નહિ.

કેટલાંક પ્રશસ્તિ ગીતો ઘણા સમયાનુકૂળ ને માનવીના વીરત્વને યોગ્ય રીતે બિરદાવનારાં પણ છે. પણ દુઃખની વાત એ છે કે અસંખ્ય ઘટનાઓ એવી બની છે કે જેમાં માનવીએ અજબ સાહસ, અતુલ બળ અને અદ્‌ભૂત વીરત્વથી સિંહ સાથે યુદ્ધો ખેલ્યાં છે કે અકલ્પનીય બહાદુરી બતાવી છે એ બધાં વીરત્વ અણપ્રીછ્યાં રહ્યાં છે. એવી કેટલીક ઘટનાઓ આ અંકમાં મળશે અને એ સિવાયની અઢળક એકઠી કર્યા વગરની કે નોંધ પણ લેવાયા વગરની પડી છે.

છતાં એ સો વર્ષના ગાળામાં રચાયેલાં

પ્રશસ્તિત ગીતો એક હકીકત બની, એક ઇતિહાસ બન્યો, એમાં ક્યાંક વીરત્વ હતું તો ક્યાંક કવિનું રચના કૌશલ હતું. કલ્પિત ભવ્યતા હતી ને કવિત્વ શક્તિ પણ હતી. એ માટે આ અંકમાં પ્રશસ્તિ ગીતના કોઇ કોઈ નમુના આપેલ છે. કોઇક સમજવાં સરળ છે તો કોઇક કઠીન પણ છે. વિસ્તાર ભયથી અર્થો આપવા શક્ય નથી બન્યા.

એ જ રીતે સિંહની શક્તિ અને સ્વરૂપ વર્ણનનાં ગીતો પણ કેટલાંક આવ્યાં છે. સિંહની ઘટનાઓ તો અઢળક છે, જેમ જેમ મેળવતા ગયા તેમ તેમ એની વિપુલતાનો ખ્યાલ આવતો ગયો. પણ સિંહ અંગેનાં ગીતો, કવિતો, દુહા. છંદ વગેરે લોકજીવનના અન્ય પાસાંઓના પ્રમાણમાં બહુ ઓછાં રચાયાં છે. અહીં એક નીચે આપ્યું છે.

*

## તપસી

### ગીત સાણોર

લતાલુબ ગર્યવર્યાં, ઝાડ પા'ડ લીલુડાં,
આભને થોભ દઇ પા'ડ ઊભા;
તંબુ જેમ ખેંચીઆ, એમ વેલડી તરૂ પર,
ચોમાસે ગર્યવર્યાં દીએ શોભા. ૧
રાત દી સિંહના જિયાં રહેઠાણ છે,
ગડેડે મેઘ જી' સિંહ ગાળે;
વાણથી ઝોકમાં માલ ગોળે વળે,
ફડકથી પશુડાં થાય ફાળે ૨
ગોળા સમ માથડાં, તીન ફૂટાં ગજે,
શોભતી કાન લગ વાચ ચીરી;
લાલ લાલ જીભ જેમ આગથી લહલહે,
તમંકે આંખ બે જ્યોત તીરી ૩
કાળ કંટારજી ડાઢ વિકરાળ છે,
ઢાલવા છાતી ને ગીવાધારી;
ચાર પગ નોર તે જેમ જમૈયા સજ્યા,
ભયાનક રૂપ નરસિંહ ભારી ૪
રીયણ કે કેહરી, ગર્ય તણો રાજવી,
ફાંટ ફાંટ થપાટે ધૂળ ફોળે;
વારાત હાથી કે પાડાને વીખતણ,
બરો નવહથ્થો એ ગર્યાં ખોળે. ૫
જબ્બર કેશવાળી જાણ્યે જટાળો જોગંધર,
લટાઉં જટા છૂટ ગયું લપસી;
ગર્યવર્યાં ઝાડને પહાડના ગાળામાં,
તિતિક્ષા વેઠતો સિંહ તપસી. ૬

બારોટ સામતભાઇ
(કુંભણ)

ગર્યવર્યા–ગિરિવર. વારાત–વરાહ. તિતિક્ષા–સુખ દુઃખને સહન કરનારો. વાચ–મોંફાડ.

# સિંહના શિકારનું પ્રશસ્તિ ગીત

સ્વ. ગીગા રાવળ

(આ પ્રશસ્તિ ગીત ડેડાણના દરબાર ઉન્નડભાઇ ઉર્ફે દાદાભાઇએ સિંહનો શિકાર કરેલો તેનું છે. ઘણું કરીને આ ગીત ડોળિયાના સુપ્રસિદ્ધ સ્વ. ગીગા બારોટનું રચેલું છે. સપાખરાંની રચના ઉપર એમનો અદ્ભુત કાબુ હતો. પોતે શિઘ્ર કવિ હતા. ખૂબ ચતુર અને વ્રતધારી હતા. સિંહને વ્યાઘ્ર પણ કહે છે. એટલે કવિઓ જરૂર પડે વાઘ શબ્દોનો ઉપયોગ કરતા. ત્રીજી કડીમાં બે લીટી ખૂટે છે તે નથી મળી. સં.)

## ગીત–સપાખરૂં

ગજાં ત્રોડરો વાઘ ગરવર્યાંવાળો ગાઢો,
  ડરાવે સાવજાં ભારે ખાડાતાં હંમેશ;
બાણુમુખે નાખ્યા ભેળા ગજજદળાં ભાગે બીકે,
  ડુંગરાને ગાળે ગાળે હુંકે બિચે બાધોદેશ ૧

વરાડેલ ખરેખરો નાહોર છલકુ વધુ,
  પ્રાછટેહી વીખે જાતો હાથિયારા પ્રાણ;
ગજાં કુંભાથળાં કુલોળાં તક આખાં ગળે,
  ધરા વંકી ગર્ય માથે કાઢે ઘણો ઘાણ. ૨

પંજાળો ડણુંકે તંચે પાંચ દસ કોસ ત્રાસ પડે,
  રંજાડે હી માલ અત મચાવે હી રાડ; ૩

સાબદા ઘણા લોક તેની વાંસે માથાં ચૂંથે,
  ગૂંથે મેડા રોકે કેડા સાબદા ગાળાય;
ધમંકે આવતો થકો કાહીરાકા પાગ ધ્રૂજે,
  મિંયદળ આવ્યો વંકા માગાધાર માંય; ૪

સુણી બાત અસી કાને શીકારાકો ધણી ચડયો,
  પડયા નોબત હી ડંકા ગાજિયા જમીન પીઠ;
આયુદ્ધ અઢારે બાંધ્યા ભારત કરેવા અંગે,
  નંદહી ભાણુરે ઘોડાં હાંકિયા નત્રીઠ. ૫

ભેળાંહી મરદા મરદ્દ ઉનડુ કમંધ ભાથી,
  લોહી લાઠી બંકા કાઠી હટેના લગાર;
ક્રોધાળા કાંથળતણા કાતિયાળ પંડયે કંટા,
  મારણા સાદુળા ત્રાપે આગરા ઉબાણ. ૬

હાક વાગે જેલબીઆ સુમરા નકે પાછા હટે,
  બોરીચા એભલ ખરા રાડકા બરાડ;
પાંચસો થકી ન હટે ચોકીઆ શેલાર પાછા,
  પ્રશણુરી છૂટે ઉપાડણો પાડ ૭

ભડાં ખરાં અત ઘણાં અમીર ઉમરાવ ભેળા,
  શ્યામ ડેડાણુરા આયા ભુજાયું છકેલ;
કેસરી બતાવો કીયાં પામે જાવા નકો કે'દી,
  ખરો સાવઝાંહી મારે મચાવણો ખેલ. ૮

જાળાં ભુરાં વાળો આજ છંછેડી જગાડયો જ્યારે
  હડેડી ભારથે ઊઠયા પંજા નીમજી હઠીલ;
લીધી બ્રીજઝોડ જ્યારે આભ ખડેડવા લાગ્યો,
  કેસરી સિંહ સામે મંડાણો કોટીલ. ૯

ભારથે આટકયા જ્યારે સાદુળો ને બિયાભૂપ,
  વાગી હકડાઠ નોરી બાગરી વછટ્ટ,
ધુંવાધાર લાગી તિંયા, હલબલી હુઈ ધરા,
  પડે બંધુકારી ઘાણી છૂટી ગોળિયાં પ્રછટ્ટ; ૧૦

મંડાણું ધીંગાણું જામ્યું દેવતા કૈંક જોવા મળ્યા
  માથેહી વેમાન અને રોકયો રૂંધ્યો આસમાન;
જોગણુ–આયું જુવે જગ હાથમાં ત્રિશૂળ જડે,
  ખરો રગતારો તિયાં મચાયો હી ખગ. ૧૧

ભીમ હરે કરી વાર ગાયાંવાળી એમ ભણું,
  ડિયે હી શાબાશી (જેને) બધા દશેદેશ;
શામ પરતાપે તેગ દેગ તપે ગાદી,
  છડા અટંકા પ્રદેશ વાકા રાજા ઉનડેશ. ૧૨

*

# મરદાઈનાં પારખાં

સુરગભાઈ વરૂ

ભાવનગર મહારાજા ભાવસિંહજી અને મહારાણી નંદકુંવરબા પીલ ગાર્ડનમાં તાજો સાવઝ પકડાઈને આવેલો તે જોવા પધારેલાં. પીંજરામાં ઘવાયેલો સાવજ કોઈ સમ્રાટની અદાથી સૂતો હતો. નવેક હાથ લાંબો, કાળી શાહી ઢળેલી લાંબી કેશવાળી મોટી માણુ જેવડું માથું પછાડી પછાડીને લોહી-લુહાણુ થઈ ગયેલું.

મહારાજાએ સાવજ તરફ આંગળી ચીંધીને મહારાણીને કહ્યું :

"આ સાવજનો શિકાર કરવા મેં ઘણી મહેનત કરેલી. કેટલીયે વખત હાકા કરીને ઉઠાડેલો પણ કોઈ દી ઝપડાયેલો નહિ, આજે આપણા શિકારીઓએ સપડાવીને પકડતાં પાંજરામાં પુરાયો છે. પહેલાં જો નજરે પડયો હોત તો આ એકસપ્રેસ (બંદૂક) એના રામ રમાડી દેત."

"એ વખતે આપની સામો થઈને હલ્લો કર્યો હોત તો ?"

"અરે એના ભાર શું છે? આવા તો મેં કૈંક સાવજના શિકાર કરી નાખ્યા છે."

"એ હું કયાં નથી જાણતી! પણ હમણાં હમણાં કોણ જાણે પણ આપ સાવજનો શિકાર કરો છો એ મને નથી ગમતું. આપણે રાજા છીએ તો શું આ સિંહ અને સસલાં આપણી પ્રજા નથી!" મહારાણીએ પ્રશ્ન કર્યો.

"એવા ટાયલાવેડા આપણને ન પોસાય." મહારાજાએ જવાબ આપ્યો.

"આમ જુઓ તો! આ સાવજ કેવો પ્રચંડ છે? એની સુંવાળી કેશવાળી, એની ચમકતી સુંદર સોનેરી રુંવાટી, કેવો સુંદર છે? કોઈ ડુંગરાની ધારે આ સિંહ અને સિંહણ બેલાડ ઊભાં હોય અને માથે સંધ્યાનાં તેજ ઢળકતાં હોય ત્યારે કેવાં મસ્ત અને ભવ્ય લાગતાં હશે? આવા શકિત અને પરાક્રમના પ્રતિક જેવા સાવજને નિહાળવાને બદલે તેનો શિકાર કરવાનું અને પિંજરમાં પૂરવાનું કેમ મન થાય?" મહારાણીની આંખમાં કરૂણા ઊભરાઈ આવી.

"અમે તમારા સ્ત્રીના દિલની વાત સમજી શકતા નથી. તેમ તમને સ્ત્રીઓને શિકારના શોખની વાત કોઈ દી સમજાશે નહિ." મહારાજાએ કહ્યું.

"મારે એ સમજવી યે નથી. મારા મનમાં આ વનરાજને પિંજરમાં પુરાયેલો જોઈને કોઈ પરાજિત રાજા ઘવાયેલો નિરાધાર પડયો હોય એમ લાગે છે. મનમાં ન સમજાય તેવી વેદના જાગે છે. મનમાં એમ થાય છે કે આ પિંજરનું બારણું ખોલીને પિંજરમાં જાઉં અને એના ઘા ધોઈ એની કેશવાળી પંપાળું."

મહારાણીને લાગણીવશ થતાં જોઈને મહારાજે કહે :

"જો જો હો! સાવજનો કોળિયો થઈને મને કયાંક રખડાવતાં નહિ!"

"આ સાવજ સૂતો છે, એના પિંજરમાં જઈને પંપાળે એવો કોઈ બહાદુર હશે?" મહારાણીને ખરેખર આજ સાવજને પંપાળવાની રઢ લાગેલી.

"મારા બોલ ઉપર દીપડાના દરમાં દાખલ થઈને દીપડાને ભગાડીને દીપડાનાં બચ્ચાં લઈ આવેલા સુમાત જેઠલીઓ અને નરસિંહ શેઠીઓ આજ યાદ આવે છે. એ વખતના મેણાના ઘા સહન ન થવાથી જગને વલભ પટેલને ગોળીએ દીધેલો, અને ફાંસીએ ચડી ગયેલો. સુમાત આદસંગ છોડીને કયાંક ચાલ્યો ગયો છે. અરે હાં, યાદ આવ્યું, આ આપણા દફેદાર નારૂભાએ દીપડા સાથે બથોબથ્થ આવીને દીપડાને માર્યો છે, એ પીંજરામાં જાય એવો ખરો, લ્યો બોલાવું!" મહારાજા રંગમાં આવી ગયા.

"ના ના, એવા બહાદુર માણસને કારણ વિના મોતના મુખમાં ધકેલવો ?" મહારાણી ઝઝકી ઊઠ્યાં.

એવા માણસની પરીક્ષા કરી રાખી હોય તો કેક'દી કામ આવે અને તમારું મન થયું છે તો જુઓ તો ખરાં ! હું સામે ઊભો છું. સાવજ હલ્યા ભેગો તો ફૂંકી દઈશ." મહારાજા તત્પર થયા ને નારૂભાને બોલાવ્યા :

"અરે નારૂભા ! અહીંઆ આવો' તો !"

મહારાજાનો હુકમ થતાં છ ફૂટને ત્રણેક ઇંચ ઊંચો, ગજગજ પહોળી છાતી, સીધું અણિયાળું નાક, વિશાળ આંખો, લોખંડી ભૂજાઓ અને કાંધમાં જુવાની ભગડતૂતી રમતી હોય એવા પડછંદ નારૂભાએ આગળ આવીને મહારાજાને સલામ ભરી હુકમની રાહ જોતા ઊભા.

"કેવા છો ?" મહારાજાએ નારૂભા ગોહિલ છે એ જાણતા હોવા છતાં પૂછ્યું.

"છઉં તો ગોહિલ" નારૂભાએ નમ્રતાથી કહ્યું.

"મારો હુકમ માનો ?" મહારાજાએ પૂછ્યું.

"ગોહિલો મહારાજાના હુકમ માથે માથડાં ડૂલ કરતા આવ્યા છે." નારૂભાએ જવાબ આપ્યો.

"આ કાંઇ માથડાં ડૂલ કરવાની વાત નથી. મારે તો તમને સાવજના પાંજરામાં મોકલવા છે અને તમારે સાવજ માથે હાથ ફેરવવાનો છે, જશો ?"

"જરૂર હજુર !"

"તો કરો કંકુના !" એમ કહીને મહારાજાએ રખેવાળ પાસેથી ચાવી માગીને નારૂભાને આપી. નારૂભા ચાવી લઇને તાળું ઉઘાડવા જતા હતા ત્યાં મહારાજાએ કહ્યું :

"ઠેરો !"

'ઠેરો' કહેતાં નારૂભાએ મહારાજા સામું જોયું.

"આ તમારાં રીવોલ્વર અને કીરીચ અહીં મૂકીને જાઓ."

મહારાજાનો હુકમ થતાં કમરે લટકતી કીરીચ અને રીવોલ્વર કાઢીને મહારાજા પાસે મૂકી.



છીપાએ માતાની પછેડીમાં હાથવડે છાપેલો ગજમુખ સિંહ વ્યાલી

નારૂભાએ પીંજરાનું તાળું ખોલીને બારણું ઉઘાડયું અને પાછુ વાસી દઈ મક્કમ પગલે પીંજરામાં આગળ વધીને સાવજ તરફ ગયા.

તુરત જ મહારાજાએ બદૂક ખભે ચડાવી સાવજના માથાનું નિશાન લઈ લીધુ. વણુ થડકે નારૂભા સાવજ માથે નમ્યા અને માથે હાથ ફેરવ્યો. માથા ઉપર હાથ ફેરવી પછી વાસામા હાથ ફેરવીને ઠેઠ પૂછ સુધી હાથ ફેરવ્યો. "બીજી વખત" મહારાજાએ હુકમ કર્યો

નારૂભાએ તરત બીજી વખત માથાથી પૂંછ સુધી હાથ ફેરવવા માડયો. કોઈ ઘાયલ દિલને માથે હેતાળ હાથ ફરતો હોય તેમ ચિહને લાગ્યું.

"બસ, બહાર આવો." મહારાજાએ હુકમ કરતા નારૂભાએ પાછા ફરીને પીજરાનું બારણુ ઉઘાડયુ, બહાર નીકળીને ભટાક બારણું બધ કરી, આગળીઆરો દીધો, તાળુ વાસી ચાવી ફેરવી ત્યા અચાનક સાવજે લા સાધી મહારાજા તરફ કૂદયો પાચ ફૂટ ઊચે જાતો પીંજરાના સળિયાને વળગી પડયો. ને પીંજરાના સળિયા મોઢામાં લઇ વાળી નાખ્યા.

સાવજ પોના તરફ કૂદતાં મહારાજા બે ડગલા પાછા હઠી ગયા અને અચાનક બદૂકની લબલબિયે આગળી દબાતા હપમમ કરતી ગોળી વછૂટી ગોળી સાવજનું માથુ ચૂકી ગઈ ને કેશવાળી ને લબરકો લેતી ગઇ.

સાવજ ભુરાટો થઇ ને પાછો પડયો અને ખારો થઇને રીસમા પૂછના ઝડાને વળ દેતા ડણક ઉપર ડણક નાખતો હડૂકવા લાગ્યો. સાવજની ગર્જનાથી મહારાજાની ઘોડાગાડીએ જોડેલા ઘોડા ભડકીને ભાગ્યા, અને ઘોડાગાડીના ભાગીને ભુક્કા બોલાવી દીધા. બાજુના પીંજરામાં પૂરેલા સાવજો ભયના માર્યા એક ખૂણામા લપાઇ ગયા મહારાજાએ પાસે ઊભેલા મહારાણી સામે જોતા મહારાણી ખડખડાટ હસી પડયાં.

"નારૂભા !" મહારાજાએ નારૂભાને બોલાવ્યા.

"જી." કહીને નારૂભા સલામ ભરીને ઊભા રહ્યા

"તમે દારૂ પીઓ છો ?"

"જી ના." નારૂભાએ ઉત્તર આપ્યો

"તો પછે આ પાંજરામાં કેમ ગયા ? જોતા નથી તમે આ પાંજરામા હોત ને સિંહે આ રીતે હલ્લો કર્યો હોત તો શુ થાત ? પાંજરામા જતા પહેલા કાઇ વિચાર તો કરવો હતો ?" મહારાજાએ કહ્યુ.

"નામદાર ! હુકમ આપનારે વિચાર કરવાનો હોય છે. સૈનિક તો હુકમ પાળવાનો હોય છે સૈનિક વિચાર કરે તો સૈનિક ન બની શકે" નારૂભાએ નમ્રતાથી જવાબ આપતા કહ્યુ.

"પણ તમને સાવજે પતાવી દીધા હોત તો !" મહારાજાએ ફરીને પૂછ્યું.

"મોત અને જીવન એ તો ભગવાનના હાથની વાત છે અમારા સૈનિકની લાજ તો ભગવાન અને ઘરડાના પુન્ય રાખે છે" નારૂભાએ કહ્યું.

"સાંભળો છો ને !" મહારાજાએ મહારાણી તરફ જોઈને કહ્યુ.

"રજા હોય તો મારે નારૂભાને ઈનામ આપવુ છે !" મહારાણીએ મહારાજાની સમતિ માટે પૂછ્યું.

"તમારા તરફ મે એ માટે જ જોયેલુ." મહારાજાએ કહ્યુ

મહારાણીએ પોતાના ગળામાથી હાર કાઢી ને નારૂભાને આપતા કહ્યુ

"તમારી બહાદુરી હિમત અને સ્વામી ભક્તિ માટે હુ તમોને આ ઇનામ આપુ છુ."

નારૂભાએ હારનો સ્વીકાર કરી માથે ચડાવ્યો અને મહારાજા અને મહારાણીના મસ્તક ફરતો ફેરવી ને હારનો ઘોળ કરીને મહારાજાના ચરણુ પાસે મૂકયો. (ઘોળ કરે એટલે માથેથી અલાગલા ઉતારીને સમર્પિત કરે.)

પોતાના જોધારમલ બેટડાની ખુમારી અને વીરતાના અતરથી વારણા લેતી મા જેમ મલકી ઊઠે તેમ મલકી ઊઠયા મહારાણી નદકુ દરબા.

સેવકને ઇનામ આપતા સામેથી વિવેકના બે બોલ ભણુવાને બદલે હારનો ઘોળ કરીને નારૂભાએ લાપરવાહી દેખાડી તેથી મહારાજા ગુસ્સે થઇને આડુ જોઇ ગયા

# રાજાનો રાજા ટીલિયો

**વજુભાઈ વ્યાસ**

ગિરના વનને ધ્રૂજાવતા ટીલિયા રાજાનું થોડા વરસ પહેલાં અચાનક અવસાન થયું. ટીલિયા રાજા એટલે ગિરના જંગલનો સિંહ. સાસણ નજીક આવેલા શીરવણનેસ પાસે જ્યારે એ મરણ પામ્યો ત્યારે તેની સૌથી વહાલી રાણી લાસૂડી સિંહણ એની પાસે જ રહેલી, અને છેક છેવટ સુધી લાસૂડી એની પાછળ પાછળ સાસણ ગામના પાદર સુધી આવેલી. બનેલું એમ કે એક સિંહ બેલાડને (સિંહ દંપતી) પકડવા માટે જાનવડલાના માર્ગે પીંજરૂ ગોઠવવામાં આવેલું. એ પીંજરામા અચાનક લાસૂડી સિંહણ પકડાઇ ગઇ. એ ખબરથી ટીલિયો પીળીપાટના મારગેથી લાસૂડી સિંહણ પાસે આવ્યો અને પીંજરા પાસે લગભગ બાર કલાક સુધી બેઠો રહ્યો. પહેલાં તો એણે પીંજરા ફરતા ફેરા માર્યા, લાસૂડીની સામે ઊભા રહીને જીભ લાંબી કરીને એનું મોં ચાટયું પરંતુ જ્યારે એને ખાત્રી થઈ કે પકડાયેલી એની વહાલી પ્રિયતમા બંધનમાં છે, મુક્ત ફરી શકે તેમ નથી એટલે એણે પીંજરાની પાસે જ લંબાવ્યું. ભૂખ્યો તરસ્યો એ એમને એમ બેઠો રહ્યો. પરંતુ જ્યારે લાસૂડીને પીંજરામાંથી મુક્ત કરી એટલે એ ત્યાંથી ખસ્યો અને બન્ને જાલવડલાનેસના માર્ગેથી શીરવાણ તરફ ગયાં જ્યાં લગભગ બાર કલાક બાદ એનું મૃત્યુ થયું, જેને માટે એ તરફડિયાં મારતો હતો એ લાસૂડી સિંહણ ટીલિયાના મૃતદેહ પાસેથી ખસી જ નહિ. અને ટીલિયાને પોસ્ટમોર્ટમ માટે જૂનાગઢના પ્રાણીસંગ્રહાલયમાં લઈ જવાનો હોઇ, કહે છે કે લાસૂડી–એની પ્રિયતમા ઠેઠ સાસણ ગામની ભાગોળ સુધી પાછળ પાછળ આવેલી.

આ ટીલિયો સિંહ કોણ હતો? આ લાસૂડી કોણ હતી? બન્ને વચ્ચે આટલો દાંપત્યપ્રેમ ક્યાંથી? ટીલિયાનું નામ કોણે પાડયું? લાસૂડી એને ક્યાંથી ભેટી? આ બધી બાબતોની પાછળ શૌર્ય, પ્રેમ અને રોમાંચક પશુજીવનનો ઇતિહાસ રહેલો છે. વન્યપશુઓના અભ્યાસીઓએ એ નોંધ્યું છે કે જે પશુપ્રાણીઓનો ગર્ભધાન કાળ લાંબો હોય ત્યારે તેનું મગજ વિકસેલું જોવા મળેલ છે. આ વન્ય પશુપ્રાણીઓ પણ માનવજીવનની જેમ પ્રેમ, સુખદુઃખ, કુટુંબ પરિવાર, દાંપત્યજીવન, માંદગી વગેરે પ્રકારની લાગણી અને અસરો અનુભવતાં હોય છે. એનો સૌથી વધુ ઉત્કૃષ્ટ નમુનો સિંહના જીવનમાંથી જોવા મળે છે. વન્ય પશુઓમાં સિંહણનો ગર્ભધાન કાળ સૌથી વધુ લાંબો એટલે ૧૧૦ દિવસનો રહેલો છે. વન્યપશુઓમાં સિંહ એ સૌથી વધુ લાગણી ખાનદાન અને ઉદાર પશુ છે, જેનું દાંપત્યજીવન આદર્શ માનવામાં આવે છે, અન્ય વન્ય પશુઓના જીવનની સરખામણીમાં.

એ ટીલિયા સિંહનું નામ ટીલિયો કોણે પાડયું? ૫૦૦ ચો. માઇલમાં પથરાયેલા ગિરના પાંખા જંગલમાં કોઇ એવું ન હતું કે જે ટીલિયાને નહિ ઓળખતું હોય. ટીલિયાનું નામ પડતાં, સિંહોની વચ્ચે રહેનારાં માનવીઓ ટીલિયાને જોવા ભાળ મેળવતા, એકઠા થતા, એને જોવામાં કદી કંટાળો આવતો નહિ. ટીલિયો સિંહ જ્યારે એ પાઠડો હતો, નાનો હતો ત્યારે જંગલમાં સિંહનું રક્ષણ કરતા રખેવાળોના જણાવ્યા અનુસાર એ ઝઘડાખોર હતો, તોફાની હતો. નાનપણમાં એનાં તેજ, તરવરાટ અને તરાપ અનોખાં હતાં. એણે એનું બાળપણ શીંગવડો નદી કાંઠાના વનપ્રદેશમાં વિતાવેલું. એ અન્ય સિંહો સાથે બહુ ઝઘડતો અને લોહીલોહાણ થતો. માનવીની જેમ જ સિંહને પણ પ્રાદેશિક ભાવના (ટરીટોરીયલ ઇન્સ્ટીન્કટ) પ્રબળ રહેલી છે. એક સિંહ પોતાના માનેલા વનપ્રદેશમાં બીજા સિંહને આવવા દેતો નથી તેમ જ પોતાના વિહરવાના સ્થળ કે શિકાર મેળવવાના સ્થળની નજીક બીજા સિંહને ઢૂકવા દેતો નથી. પરિણામે ટીલિયો વારંવાર બીજા સિંહોની સાથે ઝઘડતો, અથડામણમાં આવતો. એથી એનું

કપાળ ઘવાતું અને વારંવાર ઘવાવાને કારણે એના કપાળમાં ટીલુ પડી ગયેલું, જેના ઉપરથી વનમાં વસતા માલધારીઓ એને ટીલિયો કહીને સંબોધતા અને ઓળખતા. એના કપાળમાં કુદરતી ટીલુ રહેલું નહિ, પરંતુ જે ટીલુ દેખાતું એ એના પરાક્રમ અને શૌર્યની નિશાનીરૂપ રહેલું હતુ. રાણુસંગની જેમ. આગળ જતાં એના કપાળનો મોટો ભાગ ઘવાવાને કારણે કાળાશ પડતો થઇ ગયો અને ટીનાં જેવો હૂગહુ બની ગયો. જે ઘા પાછળથી પાકીને એના માટે જીવલેણ નીવડયો કારણ કે ગયા ચોમાસામાં એના કપાળનો ઘા રૂઝાયો નહિ અને એમાં જીવાંત પડી ગઇ. પરિણામે એ ઘા ઊંડે ઊતરીને ઝેરરૂપ બની ગયો. વણરૂઝાયેલા આ ઘાએ જ એનું કસમયે મોત આણ્યું, સામાન્યત: સિંહનું આયુષ્ય ૩૦ વર્ષનું રહેલુ છે, જે વન્યપશુઓના અભ્યાસીઓ અને નિષ્ણાતોનું માનવું છે.

ટીલિયો મરણ પામ્યો એને આગલે વરસે એના કપાળના જીવાંત પડેલી એટલે વારંવાર એ ઝાડના થડ સાથે માથાં ઘસતો. છેવટ નક્કી થયું કે એની દવા કરવી. એનો તુમાર ચાલ્યો. પકડીને દવા કરવા જેવી સ્થિતિ ન હતી કારણ કે પકડાવાથી તો એ માથાં પછાડે અને બમણી ઇજા કરી બેસે છેવટે નક્કી થયું કે એ જ્યાં હોય ત્યાં જ એની દવા કરવી.

એ માટેનું કામ રખેવાળોને સોંપાયુ. પ્રસિદ્ધ રખેવાળ વીરમને એક યુક્તિ સૂઝી. બપોર પહેલાં ઝાડના થડ પાસે મારણ મૂકયુ અને ત્યારે એક લાંબા વાંસને છેડે દવાનાં પોતાં પાઉડર વગેરે રાખીને વાંસ તૈયાર રાખ્યો વીરમ ઝાડ ઉપર ચડી ગયો.

ટીલિયો આવ્યો. મારણ ખાધુ, પાણી પીધું અને બપોરના તડકામાં ઝાડના થડ પાસે જ ઊંઘવા માંડયો. એટલે વીરમે પેલા લાંબા વાંસને એના કપાળે હળવે હળવે ફેરવવા માંડયો. વાંસથી દવાનું પોતું ફેરવ્યું. વાંસ પોલો એટલે ઉપરથી પાઉડર વાંસમાં નાખીને આખા કપાળે ભભરાવ્યો. આમ એક અઠવાડિયા સુધી દવા કરવાથી કપાળની જીવાંત મરવા લાગી. દવા લગાડતી વખતે ટીલિયો જાગી જતો, પણ મીઠી ચળ આવવાને કારણે એને કપાળે દવા ચોપડાવવાનું ગમતું ત્યારે તો આઠ દિવસમાં એ સાજો થઇ ગયેલો.

પણ જાન્યુઆરી ૬૪ના મહિનામાં ફરીથી પીળીપાટને માર્ગે વિહરતો જોયો ત્યારે એનું એ જ કપાળ ઘવાયેલું હતું. આળું હતુ અને ચામડીનો કેટલોક ભાગ ઊખડી ગયેલો હતો.

જૂનાગઢમાં સક્કરબાગ પ્રાણીસંગ્રહાલયમાં સિંહની રીતસરની દવા હાથ લગાડીને કરવામાં આવે છે, પાટાપીંડી થાય છે, ઇન્જેક્શનો અપાય છે, રેચ અપાય છે, કેલશિયમ વગેરે યુક્ત ખોરાક અપાય છે, તેમ ટીલિયાની સારવારનું વિચારાયેલું પણ એને પકડવાનુ જોખમ જેવુ લાગેલું.

ટીલિયા રાજાનું મરણ થયું ત્યારે એનું આયુષ્ય અંદાજે ૨૦ વર્ષની આસપાસનુ રહેલું. કારણ કે સૌરાષ્ટ્ર રાજ્યનું એકમ થયું ત્યારે એ પાઠડો હતો, અને ત્યારે પણ એ સમયના રાજપ્રમુખ મહારાજા જામસાહેબના માનીતા સિંહ ચાંપલાની સાથે કોઇ કોઇ વાર જોવામાં આવતો.

ગિરના જંગલમાં આવેલા સિંહનું આયુષ્ય ઓછું આંકવામાં આવે છે. ઓકસફર્ડની હાવર્ડ વિદ્યાપીઠના જાણીતા પ્રાણીશાસ્ત્રી પ્રા. નીલ ટોડના અભ્યાસ અનુસાર ગિરના જંગલના સિંહ ઓછુ આયુષ્ય આફ્રિકાના સિંહોની સરખામણીમાં ભોગવે છે. ગિરના જંગલમાં ૨૦ વર્ષના સિંહ બહુ ઓછા રહેવા છે. એવા કેટલાક સિંહો છે જેમાં ચાંપલો (નાનો) ગોવિંદો, ભૂરિયો, રાતડો મુખ્યત્વે છે. ગિરના જંગલના કેટલાક સિંહ અને સિંહણો રીતસરના નામથી ઓળખાય છે, અને એ પ્રમાણે એની ભાળ રહે છે, એવી રીતે એ જુદા જુદા વિસ્તારોમાં વિહરતા, ફરતા જોવા મળે છે. ટીલિયો રાજા વચ્ચે બે વર્ષ સુધી જામવાળા વિસ્તાર બાજુ શીંગવડો નદીના જંગલમાં રહેલો, પરંતુ એ ખ્યાતનામ બન્યા પછી અને ખાસ કરીને પીળીપાટની રહીશ લાસુડી સિંહણના સંપર્કમાં આવ્યા પછી સાંઢબેડા અને જાનવડલા એમ સાસણરેંજ વિસ્તારમાં વિહરતો રહેલો,

ટીલિયાનો કુટુંબ પરિવાર પણ સાંઢખેડા વિસ્તારમાં રહેલો. છેલ્લા પાંચ વર્ષથી એ વિદેશી પ્રવાસીઓનો માનીતો બનેલો. ભારતના એ સમયના રાષ્ટ્રપ્રમુખ ડૉ. રાજેન્દ્રબાબુ સોમનાથ મંદિરના જિર્ણોદ્ધાર સમયે સૌરાષ્ટ્રમાં આવેલા અને ગિરના જંગલનો પ્રવાસ કરેલો ત્યારે તેઓએ ટીલિયાને જોયેલો. એ બાદ સ્વ. નહેરૂજીએ ગિરના જંગલનો પ્રવાસ કરેલો ત્યારે ટીલિયાની ભાળ મેળવવા ખૂબ પ્રયત્નો થયેલ પણ એ જામવાળા બાજુ વિહરતો હોઇ, મળી શકેલ નહિ.

જોર્ડનનાં રાજા અને રાણી ભારતના પ્રવાસે આવેલાં ત્યારે તેઓએ ગિરના સિંહ જોવાની ઇચ્છા વ્યક્ત કરી, એ મુજબ ગિરમાં સિંહ દર્શનનો કાર્યક્રમ ગોઠવાયો.

જોર્ડનના રાજા રાણી કેશોદ વિમાની મથકથી સાસણ ગયાં. ત્યાં માર્ગમાં કોઇકે એમને વાત કરી કે ગિરના જંગલમાં પણ એક રાજવી વસે છે. એનું નામ છે ટીલિયો. એને જોવાનું ન ચૂકતા. બસ, થઇ રહ્યું. સિંહ દર્શનના કાર્યક્રમમાં સિંહ સિંહણો જોયાં પરંતુ ટીલિયાને જોવાની વાત જોર્ડનના રાણી ન ભૂલ્યાં. એ તો કહે, "મારે તો ટીલિયો જ જોવો છે. એને ગમે ત્યાંથી બોલાવી લાવો...બોલાવી જ લાવો."

કાંસિયાનેસમાં આ પરદેશના મહેમાનો માટે સિંહદર્શનનો કાર્યક્રમ યોજવામાં આવેલ. એ કામ રખેવાળ હૈદરઅલીને સોંપાયું. સિંહ દર્શનની વ્યવસ્થા થઇ ગઇ. મહેમાનો જોવા આવ્યા. હૈદરઅલી એક પછી એક સિંહને ઝાડીમાંથી બહાર દોરવી લાવતો હતો. એમાં નજીકમાં જ કરમદાના ઢૂવામાં એક સિંહણની આખળી રહેલી, એ તાજી જ વિંયાએલી, એટલે હૈદરઅલી ત્યાંથી નીકળતાં એના ઉપર સિંહણ હુમલો કરવા તત્પર બની, એની આંખો અને મોરો બદલાયો, એણે રૂદ્રસ્વરૂપ ધારણ કર્યું અને જોતજોતામાં જ હૈદરઅલી ઉપર ત્રાટકી પડત...ત્યાં બાજુથી સિંહણની સામે જ સિંહ કૂદી પડયો અને સિંહણને રોકી રાખી. એ સિંહ હતો આપણો વનરાજ ટીલિયો. અને એ સિંહણ એ તેની ત્રણ રાણીઓમાંની એક માનીતી રાણી લાસૂડી. અતિ રૂપાળા સિંહણ. ૨૪ સિંહ સિંહણનો પરિવાર પાછળ મૂકી જનાર ૬૫૦ પૌંડ વજન ધરાવતા આ ટીલિયાને હજુ એ હૈદરઅલી યાદ કરીને કહે છે કે એ રાજાએ જ મને બચાવ્યો. એની દરમ્યાનગીરીથી હું 'બચી ગયો, નહિતર તે દી કાંસિયાનેસના મેદાનમાં સિંહણનો ભોગ બની જાત. નવ ફૂટ લાંબો અને ગીરનો વનકેશરી ટીલિયો ૨૪ વર્ષની ઉંમરે ૧૯૬૫ના ૧૮મી માર્ચના રોજ મરણ પામ્યો. તેની મરણનોંધમાં ગુજરાત સરકારે ખાસ લખ્યું છે કે, "આ સિંહે વચ્ચે પડીને બે વાર જંગલ રક્ષકોના જાન બચાવ્યા છે."

ગિરના જંગલમાં વિખ્યાત બનેલો સિંહ ત્રણ રાણીઓ લાસૂડી, બાડૂડી અને હેમકુંવરને રાખતો. ટીલિયો સિંહ વિહરતો હતો ત્યારે એને જોવા મુંબઇથી એક કુટુંબ ગિર-સાસણ આવેલું. આ કુટુંબમાં પુખ્તવયનાં સ્ત્રી પુરૂષો હતાં. બપોરે કાગીપાટને રસ્તે ટીલિયાના મુકામ ઉપર ગયાં. એ પીપરના ઝાડ નીચે આરામ કરતો નસકોરાં ઢસરડતો હતો. મહેમાનો ઠેઠ મુંબઇથી એને જ જોવા આવેલા. એટલે જંગલ શિકારીએ એને જગાડયો અને બહાર ખુલ્લા મેદાનમાં દોરવી લાવ્યો. ટીલિયો સિંહ શિકારની પાછળ પાછળ ચાલ્યો આવતો હતો તે જોઇને પેલા પ્રેક્ષકવૃંદમાંથી એક બહેન બોલ્યાં, "આમાં શું જોવું'તું ? આ તો પાળેલા કૂતરા જેવો છે!" પણ થોડીવારે જ્યારે મારણ જોઈને ત્રાડ મારી ટીલિયે તરાપ મારી ત્યારે ૧૦૦ ફૂટથી વધુ દૂર ઊભેલી પેલી સ્ત્રીને તો પરસેવો પરસેવો થઇ ગયો અને બીકને લીધે એમની આંખો બંધ થઇ ગઇ. અને દોડીને જીપમાં પેસી ગયાં. પાછાં વળીને સિંહને જોવા પણ ન રોકાયાં.

આમ સિંહનું રૌદ્ર સ્વરૂપ પૃથ્વી ઉપરના દૃશ્યને રોમાંચક-ભયજનક બનાવી દે છે. પરંતુ સિંહ જ્યારે માનવીને ઓળખી જાય છે, પરિચિત થાય છે ત્યારે કેવો વિનયી ને વિવેકી બની જાય છે તે જોઇને આપણને આશ્ચર્ય થાય છે. ગિરના જંગલમાં

એક જ માર્ગ ઉપર સિંહ અને માલધારીને આગળ પાછળ જતા જોઈએ છીએ ત્યારે વિસ્મયનો પાર નથી રહેતો ! અને સિંહ બતાવનારા શિકારીઓ સિંહને પડકારે છે, હાથમાં બકરું લઈને સિંહને દોરવે છે, એક સ્થળેથી બીજે સ્થળે દોરવીને લઈ જાય છે ત્યારે એ કહ્યાગરો બનીને પાળેલાની જેમ કામ કરે છે.

વિદેશી પ્રવાસીઓ, રાજપુરૂષો, અગ્રણિઓ અને એલચીઓનો એ માનીતો સિંહ હતો. એ અસલ શાર્દૂલ હતો. વનનો રાજા હતો. અને એટલે જ ભારત સરકારે છેલ્લે છેલ્લે વન્ય પશુઓની છાપવાળી વધુમાં વધુ કિંમતી રૂ. એકની ટપાલ ટિકિટ ઉપર એની તસ્વીર પ્રગટ કરેલી. ટીલિયો વિશ્વ પ્રસિદ્ધ સિંહ હતો. સાથેસાથ માલધારીઓ, જંગલના રખેવાળો, જંગલખાતાના અધિકારીઓ, અને વનવાસીઓનો માનીતો અને માનવંતો હતો. એના વિના આજે ગિરનું એ જંગલ સૂનું સૂનું લાગે છે. એના નામના પડઘા પડે છે.

*

## સિંહને રોટલા અને દૂધ !

સ્વાતંત્ર્ય પછી જૂનાગઢ પ્રાણી સંગ્રહાલય—સક્કરબાગના બંદીવાન સિંહોએ ભારે મુશ્કેલી ઊભી કરેલી. એ સમયે જૂનાગઢ જિલ્લાના કલેક્ટર તરીકે શ્રી બનેસિંહજી ઝાલા હતા. એ સમયે જૂનાગઢ રાજ્ય વિલિન પામ્યુ અને તાજું લોકરાજ થયું. પર્યુષણના દિવસોમાં મહાજનના અગ્રણીઓએ આઠ દિવસ સુધી કતલખાના બંધ રાખવા જાહેર કર્યું. કલેક્ટરશ્રીએ એનો અમલ કરવાનો. એની જાહેરાત કરાઈ. પરંતુ પ્રાણી–સંગ્રહાલયમાં રહેલા ડઝન સિંહોને શું ખવડાવવું ! મહાજને દબાણ કરી અને કહેવરાવ્યું કે સિંહોને રોટલા અને દૂધ આપો ! સક્કરબાગમાં બાર મણ દૂધ અને ગાડી ભરીને રોટલા આવ્યા. માંસ સુકાઈ જતાં દૂધથી ઢીલું કરીને, દૂધ નાખીને સિંહોને ખવરાવવામાં આવે છે. આ દૂધ–રોટલાને પણ દૂધથી ઢીલું કરેલું માંસ સમજીને સિંહો ખાઈ જશે એમ માનીને ડોલમાં રોટલા નાખી દૂધ આપવામાં આવ્યું. પીંજરાઓમાં આ ખોરાક મુકાયો. પણ સિંહોએ તો સુંઘતાં વેંત પંજા મારી ડોલો ઊંધી વાળી નાખી. સિંહો વધુ ખીજવાયા અને રાતભર ત્રાડો મારતાં શહેરીજનોની ઊંઘ હરામ બની. કહે છે કે શહેરના સિંહપ્રેમી સજ્જનોએ મહાજનના અગ્રણીને મળતાં, એક આગ્રહી મહાજન–અગ્રણીએ કહ્યું, "તો એમ કરો, સિંહો દૂધ–રોટલા ન ખાય તો પેંડા અને દૂધ ખવરાવો !" છેવટે ત્રણ દિવસના અનસન પછી અસલ ખોરાક ખાવા મળ્યો. કલેક્ટરે છેવટે મહાજનથી અકળાઈને રસ્તો કાઢયો કે, જૂનાગઢના કતલખાનાં ભલે બંધ રહે, પરંતુ ધોરાજીથી માંસ મગાવવું. ને એમ ધોરાજીનું માંસ સિંહોને ખાવા મળ્યુ. સિંહોને રોટલા અને દૂધ ખવરાવવાના અહિંસક પ્રયોગને એ સમયે ભારતના અખબારોએ ભારે પ્રસિદ્ધિ આપેલી. મુંબઈના એક અંગ્રેજી અખબારે પ્રથમ પાને ચોકઠામાં સમાચાર પ્રસિદ્ધ કરેલા. મથાળું બાંધ્યું "સૌરાષ્ટ્રના વિખ્યાત સિંહોને રોટલા ખવરાવવાનો પ્રયોગ !" મુંબઈના એક અઠવાડિકે પ્રથમ પાને એવું કાર્ટૂન છાપ્યુ, જેમાં એક ખાદીધારી કાર્યકર હાથમાં કડબનો પૂળો લઈને પીંજરામાંના સિંહોને ખવરાવતો હોય !"

# ગાયે દરબારનું નીમ સાચવ્યું

કાનજી બારોટ

ચાચઈ પાણિયાના દરબાર જીવાવાળા ને ભાણુવાળાની વાર. એમની પાસે કાદુ કરીને એક મકરાણી શિકારી. અચ્છો સગડ પારખુ.

એક દિનને સમે કાદુ મકરાણીએ દ. જીવાવાળાના દાયરામાં વાવડ દીધા કે બાપુ બે સાવજ છે ને એણે વેડય (વિયાણા વગરની) ગાયનું મરણ કર્યું છે.

જીવાવાળાએ ભરેલી બંધૂક લીધી ને ઊભા થયા. બધો દાયરો પણ સડડડડ કરતા દરબાર સાથે હાલી નીકળ્યા. શિકારી કાદુ આગળ ચાલ્યો. ને સહુને લાવ્યો સાવજવાળે ઠેકાણે. ત્યાં તો બીજું ગાયુંનું ધણ વીંખાઈ ગયું છે ને નાની વેડકીના મારણમાં બેય ડાલામથ્થાનો ભરખ પૂરો ન થવાથી ટીંબા ઉપર એક મસ્તાન ગાય ચરતી હતી, તેને બેય બાજુથી બેય સિંહોએ ઘેરી છે.

હવે દરબાર જીવાવાળાને એમ થયું કે આ શ્રાવણ મહિનો ચાલે છે ને સાવજને બંધૂકે મારવો ઠીક નહિ. પણ એમણે વિચાર્યું કે ગાયને બેય સિંહ વેડી દયે (જોખમી દયે) એમ લાગે તો તો કાદુને પણ કહ્યું કે એક સાવજને તું બંધૂકે માર અને બીજાને હું ફટકારું. બન્ને અચૂક નિશાનબાજ હતા.

ટીંબા ઉપર ચરતી ગાયે પોતાની બેય તરફ બે સાવજ જોતાં જ ચરવાનું પડતું મેલ્યું. ગાય શૂરાતનમાં આવી ગઈ. પૂંછના ઝંડાને વળ દઈને ઊંચે ચડાવ્યો. આંખ્યુંમાંથી અંગારા ખેરવવા લાગી. રૂંવાડે રૂંવાડાં સૂયાની જેમ ઊભાં થઈ ગયાં, ને બાજુ સાવજ નજીક હતો એના તરફ વિકરાળ બની દોટ દઈને વછૂટી.

ત્યારે સાચનાં પગલાં તો સાવજેય વરતે. સાવજ પોતા તરફ ધસ્યે આવતી ગાયનું ભયંકર રૂપ જોઈને ભાગ્યો. એમ ને એમ બેક નાડાવા સાવજને તગડીને પોતે પાછી ફરીને ટીંબા ઉપર ચડી ગઈ.

ત્યાં બીજો સાવજ ગાય પાસે આવી ગયો. પછી તો ગાય ગફલતમાં ન હતી ને જાગી ગયેલી. બીજા સિંહ સામે પણ સીંકોટા નાખતી ગાયે દોટ દીધી અને બીજો સાવજ પણ ગાયના ભયંકર ધસારાથી ભાગ્યો. એને તો ત્રણ નાડાવા તગડી ને પાછી એકદમ ટીંબા ઉપર ચડી ગઈ.

ત્યાં તો પેલો તગડેલો સાવજ ગાયની નજીક આવ્યો, ગાય ભડકીને ભાગે તો જ સાવજનો લાગ ફાવે ને થાપો મારે, પણ ભડકીને પાછી ફરવામાં આ ગાય સમજતી જ નથી. વળી બમણી વિફરીને પેલા સિંહ સામે દોટ દીધી. વળી વનરાજ ભાગ્યો. ઠીક ઠીક તગડી આવી ને પાછી ટીંબા ઉપર આવી ગઈ ને મોરચો સાચવી લીધો.

ત્યાં વળી બીજો સાવજ આવે ને ગાય હરમત હાર્યા વગર એની સામે મંડાઈ ને હડી જ કાઢે. આમ બેય સાવજ સામું એ ગાયે ઓછામાં ઓછું અરધો એક કલાક ધીંગાણું કર્યું. ભારે બળુકીને આક્રમણ કરતી ચકોર ગાય આગળ બેય સાવજે હારી ખાધું. એમાંથી એકેયની કારી ન ફાવી ને ધીંગાણું પડતું મેલી બેય રવાના ગઈ થયા.

ગાય એકલી અણનમ યોદ્ધા જેવી ટીંબા માથે ઊભી. દ. જીવાવાળાની અને ડાયરાની તો છાતિયું ફાટે. મોજના તોરા છૂટે. ગરીબ અને ગરવા ગણાતા એક ભડકણ પ્રાણીની બહાદુરી જોઈને સૌને અંગેઅંગ ઉમંગ વાધ્યો.

"વાહ ગવતરી! ઝાઝી ભલાયું તુંને, તેં તો ભારથ મચાવી ને બબ્બે સિંહણોના ભડવીરોને ભગાડ્યા."

દરબાર જીવાવાળાને નીમ હતું કે શ્રાવણ મહિનામાં કોઈ જીવની હિંસા ન કરવી. અહીં ગાયે પોતાની ભરડવીરાઈથી દરબારનું નીમ સાચવ્યું.

ગોવાળે જ્યારે ગાયને વાંભ દઈને બોલાવી ત્યારે ટીંબા ઉપરથી જેમ સિંહણ ઊતરે એમ હેઠી ઊતરી, ધીરી પડીને ગોવાળનો હાથ ચાટવા લાગી.

દ. જીવાવાળા ગોવાળને કહે : "આ ગાય કોની ?"

ગોવાળ કહે . "બાપુ,, દલખાણિયાના સુતારની."

દરબારે દલખાણિયા માણસ મોકલી સુતારને બોલાવ્યો. સુતારે આવીને દરબારને રામરામ કર્યા.

દરબાર કહે : "એ રામ રામ મિસ્ત્રી ! તમે અમારા ધણમાં ચરવા મોકલી છે ઈ તમવાળી ગાય ખરચી નાખવી છે ? (વેચવી છે ?) બોલો ! રૂપિયા બસો આપીશ !"

એ સમયમાં અત્યારે પાંચસો રૂપિયા બેસે એવી ગાય વીસ પચીસ રૂપિયામાં મળતી હતી. એ હિસાબે ત્યારના બસો રૂપિયા એટલે અત્યારના હિસાબે ચાર હજાર રૂપિયા ગાયની કિંમત થઈ.

સુતાર કહે : "બાપુ ! અમે ઘર આંખ્યાએ કાંઈં કરડીને ગાયને ઊછેરી છે. ઇતો બાપુ જીવાવાળાનો ભરોસો હોય એટલે એના ધણમાં ગાય મેલું, બીજે ચરવા પણ ન મૂકું. મારો દીકરો માગો તો પાંચ દી કામ કરવા સોંપું, પણ ગાયને તો બાપુ નહિ આપું. અમારા ગરીબની આથ (મૂડી) છે"

સુતારનો પોતાની ગાય ઉપરનો અનહદ પ્રેમ જોઇ દરબારે ગોવાળને કહ્યું કે : "આ મિસ્ત્રીની ગાયને આપણા તરફથી બે મણ કપાસિયા નીરજો. એણે આપણું વ્રત સાચવ્યું છે."

*

## સિંહ બેલાડને તરવારની ઉપમા

પંજા ઉપાડે રીહરી બણી, ક્રોધાળા સિંહરી નારી,
　　તાતી બિખ ધારી ભારી ભૂજંગણી સાથ;
ત્રોડવા હાથીરા ગૂંડ, સિંહણી જ્યુ કરે ત્યારી,
　　વેરાસરે ખારી ખારી તુહારી બાણાથ.

ધખાડે ધણેણે સિહ, ચાડે દોખિયાકું પ્રકે,
　　ભૂજંગી અખાડે બંબ ભભકે ભેંકાર;
પંજા એક ભેળા, મેંગળકા ગૂડ પાડે,
　　હરા પાતા હથી તેગ મચાવે હિંકાર.

ફોજાકું આછડે પડે, ધ્રુજાવે મેંમડે ફેટ,
　　ખડાં ખડાં પંજા ભેળી મચાવે ખીચાણ;
કરે ગજાં ઢાંહણી તીન દીનરી લાંઘણી કોપે,
　　સિંહણી સ્વરૂપ મૂળરાજરી કેવાણ.

*

# આઈ મુંગલી અને સાવઝ

કવિ મેકરણ ગગુભાઈ લીલા

સાદુળો વન સંચરે, કરણું ગયંદા નાસ;
પ્રબળ સોચ ભંવરા પડે, હંસા હોય હુલાસ.

હાથીનાં ટોળાંનો નાશ કરવા માટે સાવઝ જંગલમાં નીકળે ત્યારે ભમરા દુઃખી થઈ જાય છે. ભમરા ભય પામે છે કે હાથીના ગંડસ્થળમાંથી મદ-ઝરતી સુગંધી નાશ પામશે તો આપણે શેના ઉપર ગુંજારવ કરશું ? અને હંસ ખુશી થઈ જાય છે, કારણ કે સાવઝ હાથીનો નાશ કરતાં હાથીનાં ગંડ-સ્થળ ચીરશે એટલે એમાંથી ઝરતાં મોતીનો ચારો મળશે.

વનરાઈનો રાજા સાવઝ, એના દેહની સુંવાળપ, મરદાનગી, બળની ખુમારી, દમામભરી ચાલવાની છટા અને મન મોટાઇ તો સિંહ જેવા માનવી-ઓની એવી મોટાઈ જેણે અનુભવી હોય જાણી શકે.

મારણ કર્યું હોય ત્યારે પોતાનો બારોટ ઝરખ આવે એટલે મોજમાં ઘૂરકિયું કરતો જાય અને ઝરખ તરફ માંસના લોચા ફગવતો જાય, પણ ઝરખને મારવાની ઝપટ ન કરે. આવો દિલાવર અને સમઝદાર. સૂરજનો તાપ સહન ન કરી શકે એવો મુલાયમ, ગંદી જગ્યાએ પગ પણ ન મૂકે.

ઝીણી રેશમ જેવી વેળુડી પાથરી હોય ત્યાં બિછાનું જમાવવાનું વધુ પસંદ કરે. ઊંઘમાં અનહદ બેપરવા, એંઠાં જૂઠાંને અડે નહિ, વાસી ખાય નહિ અને ડણુકે હાથી જેવા પ્રાણીના ગાઢ ગૂંટી જાય.

પોતાનાં ઢોર માલ માટે કાયમનો ભય સ્વરૂપ હોવા છતાં જંગલમાં વસનારાં માનવીઓના દિલમાં સાવઝ માટે બહુમાન અને ઊંચું સ્થાન હોય છે. સાવઝવાળા વિસ્તારમાં વસનારાં માનવીઓ પણ સાવઝ જેવાં પાકે છે.

ઊંડી ગિરમાં માલીનો મંડપ કહેવાય છે ત્યાં ચારણ આઇ મુંગલીનો નેસ હતો. એ વખતે જૂના-ગઢ નવાબની હકુમત. આઇ મુંગલી કાંઇ બોલતાં નહિ. નગ્ન સ્થિતિમાં જ રહેતાં. કોઇ અજાણ્યું નવતર આવે તો પોતાના કેળના સ્થંભ જેવા સાથળ ઉપર અંગ ઢાંકવા પુરતું કપડું નાખે. આખો દિવસ બેઠાં રહે. વિકાર જેવી જાત નહિ. છાતીના બન્ને પયોધર માતાના થાન જેવા તદ્દન ખુલ્લા. પૂજ્યભાવથી દર્શન કરતાં ધરાઇએ જ નહિ.

નેસડાવાસી ચારણોએ શંકર ભગવાનનો એક ઓટો બાંધેલ. સાંજ વેળા આરતી થાય, ઝાલર વાગે, શંખ વાગે ત્યારે મુંગલી આઇ પોતાની કેડ ઉપર પાણુકોરાની પછેડી વીંટી ઊભાં થાય, દાંત કાઢતાં જાય અને તાળિયું પાડે.

એક વખત સ્વ. દરબાર જીવાવાળા અને સ્વ. કરણદાન લીલા આઈ મુંગલીના દર્શને ગયેલા. બન્ને ખૂબ શ્રદ્ધાળુ. આઇ મુંગલીનાં દર્શન કરી દ. જીવા-વાળાના મનમાં શંકા પેદા થઇ કે આ ચારણ આઈ ગાંડાં તો નહિ હોય ?

આમ વિચાર આવતાં મુંગલી આઇએ કર-ણુદાનભાઇ સામે જોઇને ખડ ખડ ખડ ખડ દાંત કાઢ્યા. દ. જીવાવાળાને તો આઈ મુંગલીના દાંત વેંત વેંત જેવડા વિકરાળ લાગ્યા અને કરણુદાન-ભાઇને માતાજીના દાંત દાડમની કળી જેવા દેખાયા. દ. જીવાવાળા આંખ્યું મીંચી ગયા. ઘડીક પછી આંખો ઉઘાડતાં કાંઈ નહિ.

દ. જીવાવાળા આઈ મુંગલીના પગમાં પડી ગયા. મને (લેખકને) દ. જીવાવાળાએ રૂબરૂ આ વાત કરેલી. દ. જીવાવાળાને બહુ અફસોસ થયેલો કે ક્ષત્રિય ઊઠીને આઇ જેવાં ચારણ આઈને ગાંડાં ગણ્યાં.

એવાં આઇ મુગલીનું ખાડુનું પાડું એક વખત સાવઝે માર્યું. મારીને મારણ કરે. નેસડે ખબર પહોં-ચતાં ચારણ ડાયરો ગોબા લઇને દોડયા. મુંગલી આઈ

પણ કેડે પછેડી વીંટીને સાથે ચાલી નીકળ્યાં, ને જ્યાં સાવઝ પાડનું મારણ કરતો હતો ત્યાંથી થોડે છેટે ઊભા રહ્યા

ચારણ ડાયરાને હાથના ઈશારાથી આઘા રહેવા કહ્યું અને સાવઝ સામે હાથ જોડી ખડ ખડ ખડ હસી પડયા જાણે કહેતા હોય કે નરસિંહ ભગવાન ! તમે ઊઠીને અમારા પાડને માર્યું ?

સાવઝ મારણ મૂકી, ચારે પલ્લા ઝાટકી પૂછનો ઝંડો અદ્દર કરી નમતે માથે રફ રફ કરતો, ભોઠામણનું એક ઓસિળાસું ખાઇ ચાલી નીકળ્યો

આ પછી આઇ મુગલીનું ખાડુ રેઢુ ચરતુ ને કયારેય સાવઝે રંજાડ કરેલી નહિ જૂનાગઢે નવાબે પણ આઇ મુગલીના ખાંડુની ચરાઈ માફ કરેલ આઇ મુગલી સૌરાષ્ટ્રનું એકમ થયા પહેલા દેવ થયા

*

# શર્મિષ્ઠા બંદીવાન બની ત્યારે

કોઇવાર સિંહણ વિફરે છે ત્યારે એ માતૃત્વને ભૂલી જાય છે અને ક્રોધથી સળગી ઊઠે છે એવે સમયે કોયલના બચ્ચાને કાગડીએ ઉછેરવા પડે એમ સિંહણના બચ્ચાને ઉછેરવા પડે છે

જૂનાગઢના વન્ય પ્રાણી સંગ્રહાલયની બંદીવાન સિંહણ શર્મિષ્ઠાએ આવો અનુભવ કરાવી દીધો શર્મિષ્ઠા એ ગિરની સિંહણ પાઠડી અને રૂપાળી ગિરમાથી એને પકડવામાં આવી પરંતુ પકડયા પછી ખબર પડી કે એ તો ગર્ભવતી છે પૂરા મહિને એને બચ્ચા જન્મ્યા સિંહણને ગર્ભાધાન પછી ૧૧૦ દિવસે બચ્ચા જન્મે છે

શર્મિષ્ઠા બંદીવાન બની ત્યારે ચોથો મહિનો ચાલતો હતો એથી એ ખિજવાયેલી અને ક્રોધાયમાન રહેલી બચ્ચા જન્મ્યા પછી પણ એનો ક્રોધ અને વેર ન શમ્યા અને એની દાઝ નીકળી બચ્ચાં ઉપર એણે બચ્ચાને અળગા રાખ્યા બચ્ચાને ધવરાવે જ નહિ વારંવાર એને સમજાવવા છતા, એની પાસે કૂતરાના કુરકુરિયાં જેવા બચ્ચા મૂકી આવવા છતા એ ધવરાવે જ નહિ ! પરિણામે બચ્ચાને ઉછેરવાનો પ્રશ્ન મૂઝવણ ભર્યો બન્યો છેવટે બચ્ચાને શહેરની તાજી વિયાતલ કૂતરી પાસે એ બચ્ચાને ઉછેરાવ્યા કૂતરી ખાટકીવાડાની પસંદ થઈ એને માસ ખોરાક તથા વિટામિન્સના ઇન્જેકશનો અપાયા કૂતરીને હૃષ્ટપુષ્ટ કરવામા આવી પછી પ્રથમ મોઢા ઉપર કપડ ઢાંકીને કુરકુરિયાં ધવરાવ્યા અને ધાવણ ચડતુ ગયુ એમ એક પછી એક કુરકુરિયાને ખસેડીને એની જગાએ સિંહણના બચ્ચાંને આંચળે વળગાડી દીધા આમ શર્મિષ્ઠાના આ ત્રણેય લાડકવાયા થોડાં અઠવાડિયા સુધી કૂતરી-નવી માતાને ધાવીને મોટા થયાં જૂનાગઢ પ્રાણી સંગ્રહાલયના વડાના કહેવા અનુસાર આવુ ભાગ્યે જ બને છે પરંતુ સિંહણને કૂતરીના બચ્ચા ધાવ્યા હોય એવુ તો બન્યું નથી કોયલ કાગડાનાં બચ્ચાંને ઉછેરી શકતી નથી !

*

# સાદુળો કેળાંબે વીંધ્યો

જેઠસુર દેવ (કુંભણ)

[ વીસેક વર્ષ પહેલાંના સિંહના શિકારના પ્રશસ્તિ ગીતનો આ બીજો નમુનો છે. આ કથાને ગીત મહુવાના ખારી ગામના દરબાર જહાભાઈ તથા તેમના ભાઈઓ અંગેનાં છે. એ વખતે હાજર હતા તે કુંભણ ગામના બારોટ શ્રી જેઠસુર જીવાભાઈએ રચેલું. શ્રી. જેઠસુરભાઈ 'જેઠસુર દેવ' નામે વિખ્યાત છે. આજે તો તેઓ સિત્તેરને ઘેર બેઠા છે. આંખોએ ઝાંખ આવી ગઈ છે. પણ હજી કયારેક રેડિયો ઉપરથી એમની વાર્તા લહેરાય છે. લગભગ દસેક વરસ પહેલાં શ્રી. જેઠસુરભાઈની વાર્તાઓ સૌરાષ્ટ્રમાં અને રેડિયો ઉપરથી ગાજતી. સૌરાષ્ટ્રની ખાનદાની, વિવેક અને લાખેણાપણાનું તેઓ ઘરેણું છે. જાજરમાન જૂનવટના તેઓ પ્રતિનિધિ છે. સૌરાષ્ટ્રની અસલિયત જાળવી રહેલા જે થોડાક આદરણીય પુરૂષો આપણી વચ્ચે છે, તેમાંના તેઓ એક છે.–સં ]

"ભણ્યુ...તોળા....ગગા ને...મોળી ગગી વેરે વરાવવો હોય તો સમૂરતે...પસાહ તોલા હેમ દીધું જોહે...! નકર...મોળે નસે નાતો કરવો...! મા' : મઈનાની બીજ તોળી ને તરીજ મોળી. જો નો આવ્યો તો...તોળેને મોળે...કેવળેય...મળ્યા...ના કોલ નઈ."

વેવાઈનું વેણુ સાંભળીને વડવસાધારનો ચારણુ મુંઝાણો. દૂબળું ઘર. એકનો એક દીકરો. જો આ માંયલો....સંબંધ ન થાય તો પછી નાતયમાં બીજું ઠેકાણું મળવું બહુ કઠણુ.

"ઠીક મા...વરૂડી....! તોળો...પૂતરસે તે તારે એડો સંબંધ કરવો પડહયે. વેવાયે સંકટમાં સોડયા સે....તો તોળે આશરેસું મા ? મોળી...વાર કરજે." આમ મનમાં આઈ વરૂડીનું સ્મરણુ કરતો ચારણુ વિચારે ચડયો.

ભેજામાં એકથી એક ચડિયાતા ગામ ધણી એની નજરે ચડવા માંડયા અંતે એક ઠેકાણે નજર લાગી.

"વાહ મોળી મા ! સનવાવ્યે ભીમો ગોહિલ છે. નવડ દાતાર, મોળી ભીંહ ભાંગે એડું એનું દરિયા દિલ છે." મનમાં ગાંઠય વાળી ચારણુ સનવાવને કેડે પડયો. ઊગતો પહોર છે. સનવાવના ખસિયા દરબાર ભીમો ગોહિલ અકડે ઠાઠ ડાયરો ભરીને બેઠા છે. રંગત ઢોલિયા ઉપર સવા સવા મણની તળાઈ સાચી ધડકિયુંથી ઢંકાયેલી છે, અને એના ઉપર ઠીમે ઠીમ અવળ કંધા ખસિયા દરબારો સૂછે તા દેતા કસુંબાનો રંગ દઈ દઈને સામસામી ધકમક બોલે છે. ચારણુ નજીક જઈ હાકલ કરી.

"ભલો, ભલો, ભલો ગોહિલો રાણુ ભલો, સનવાવરો નાથ, ખમ્મા પાથુના પાળણુને ઘણી ખમ્મા બાપ !

"મેં જોયો બાધો મલક, ઠાકર ઠીમે ઠીમ;
ભીમની રાતયે ભીમ, જનમ્યો નઈ કોઈ જહાઉત."

"ઓ હો હો હો, પધારો પધારો ગઢવી ! બઉ સારૂં......કર્યું. આજ અમારાં અહોભાગ્ય તે તમે દેવી પૂતર...પધાર્યા. આજ તો ડાયરાનો રંગ પણુ સારો જામશે." કહીને ઊભા થઈ ભીમો ગોહિલ બા પસા કરી બથ લઈને મળ્યા. ગઢવીને તેડીને પોતાને ઢોલિયે બેસાર્યા.

કસુંબા લીધા. ગઢવીએ રંગ દઈને કસુંબાની અંજલી આરોગી. અંગમાં અમલ આવ્યો અને ગઢવીએ વીરરસની વાત ઉપાડી. એની જીભે આજ જોગમાયા આવી. દૂહા, છંદ, અને ગીતની રમઝટ બોલવા માંડી. વેણે વેણે રૂંવાડાં ઊભાં થાય એવા પ્રસંગોએ ડાયરાને શૂરતાનો રંગ ચડાવી દીધો. ભીમા ગોહિલને મોજનો હિલોળો ચડયો.

"વા...હ...ગઢવી ! આજ તો અમને રણુ-

ક્ષેરે-ચડાવી દીધા. હવે મને મોકો દ્યો, બોલો, કઇ આશાએ આવ્યા છો ?''

''ધન્ય સે મોળા બાપ !''

સોનું સવાભાર, માગ્યુ સનવાવે મળે;
હવે જાને કમણ જાન, ભો ભરેવા ભીમડા !

''ઇ તો ઠીક પણ કટલ્યુ જોઇએ ?''

''બાપ ! મોળા વેવાયે મને વેણે બાંધ્યો છે. દીકરાના વેસવાળે, પચાસ તોલા હેમ મા મઇ-નાની બીજે જો દેશે તો વેસવાળ થાય. પણ મોળી કને નસે બાપ ! ઇ આશ કરીને ગોહિલા-નાથને સરણે આવ્યો છુ.''

''તો કરો ગદરી પાદા, મા માતરી પચાસ તોલા હેમ અને લગને વરકન્યાના સાચા લુગડાંની જોડ દયે પછે કાંઈ !'' એવા આ નવદાતારે ૧૯૦૩ની સાલમા હડમતિયાની સીમમા આડહથિયારે ઢાલ ઉપર પંજા ઝીલી એકલે હાથે સિંહનો શિકાર કરેલો. એ ના ભીમા ગોહીલના પુત્રો ભાયુ ભાગ પડતાં ખારી ગામ બાંધીને વસ્યા. પાટવી પુત્ર ભાઉભાએ બાપની દોમદોમ સાહ્યબી સાથે પ્રજાની સેવાના સુકાન હાથમા લઇ જમાવટ લીધી. એમને ઘેર પણ રામ-લખમણ અને ભરત જેવા પિતાના વચનપાલક પુત્રો છે. મોટેરા જહાભાઈ, વચેટેરા ગીગુભા અને નાનેરા પ્રતાપસિંહ આ બધા પુત્રો સાથે સંવત ૨૦૦૫ની સાલમાં એક સમે ડાયરો જમાવીને બેઠા છે. કાવા-કસુંબાની ધકમક બોલે છે એમા દેકારો બોલાવતું ઘણાક માણહનું ટોળુ આવ્યુ. આસ-પાસના ભંડારિયા, સાતાનેસ સોડવદરી, કરમદિયા, બગડાણા, ધરાઈ, મોણપર, દેગવડા, વગેરે ગામના ખેડુ માલધારી બોકાહો બોલાવતા આવે છે.

''એલા પણ છે શુ ?'' ડાયરો આખો ઊભો થઇ ગયો

''બાપુ ભાવુભા ! આપ બેઠા આજ ચાર દી થી મોટી કસટીમા મેલાણા છઈ. બાપુ ! કોળાંબા આસપાસ એક સાવજે આવી હાહાકાર મચાવ્યો છે બાપ ! અમણા ઘણાં માલઢોર મારી નાખ્યા હવે તો તમજેવા વાર કરે તો થાય''

હું મારા બાપા કર સાવજ જાવા નો પામે'' કહીને ભાવુભાએ હાકલ કરી

''ઇ ભેળા હાથીના કુંભાથળ ભાંગી નાખે એવા જુવાન જોધ જહાભાઈ, ગીગુભા અને પ્રતાપ-સિંહ ત્રણેય ભાયુ ઊભા થઈ ગયા.

'બાપુ આગ્યા કરો ! મા માતરી અને તમારા આશીર્વાદે કાં તો આજ જસ મળે છે ને કાં રૈયત ખાતર ખપી જવાનો મોકો મળે છે.''

''તો જાવ બાપ ! તમને રામની રખ્યા''

અને ભાયુ-દીકરા તથા સેવડીવદર દરબાર લાખો ગોહિલ અને આવેલું ટોળુ ગાડાં લઇ બંદૂકુ ખભામા ભરાવી કોળાંબા ડુંગરે પહોંચ્યા.

ડુંગરાની આથોળ્યે દરીયાદી દશે સાવજ મારણ કરી નિરાંતે પાણાની ઓથે સૂતો છે. રીડિયા થાતા આળસ મરડી પૂછનો ઝંડો માથા ઉપર ફેરવી ઊભો થયો પણ ભયંકર સ્વરૂપ છે, ગોળાક જેવડું માથું, માકડે રંગે. કાન સુધી લાલહી ગોળ વાચા ચીરાઇ ગઇ છે, ભુરિયું લટુરિયુ પવનમાં ઊડી રહી છે ગરેડીના ખીલા જેવી દાઢું કાળનું બીજું રૂપ દેખાડે છે, એવા વનરાજે ઘે .ઘે ..ઘે કરતી ટોળા ભણી દોટ દીધી. પણ કાયરોના ગાઢ છૂટી ગયા નકામા હતા એણે ઊંભે કેડે તતડાવ્યા ઘણા ગડથોલાં ખાતા માડય હેઠા પોગ્યા. અને ડેણુક દઈને વનરાજે જહાભાઇ ઉપર તળાપ મારી. તળાપ મારતાં જોરાળી બંદૂકમાથી ગોળી છૂટી ગ .ડી ..મ ધણેણાટી બોલી ગઇ. સાવજ ગડથોલું ખાઇ ગયો. પણ આતો વનરાજ, એમ કેમ મરે ! વળી તળાપ દીધી. ઈ ભેળી ગીગુભાએ ગોળી ફટકારી. જેમ ફંગોળિયો થાય એમ ઊંહ કરતો સિંહ પડયો. પડયા ભેળી જહાભાઇએ વળી ઘા કર્યો એ સાથે જ એનું પ્રાણપંખેરું ઊડી ગયુ.

''જહાબાપુની જે ! જહાબાપુની જે ! ફતેહ ફતેહ !

સાવજ મરાણો ! આમ જેજેકાર બોલી ગયો.

વાયે વાત ફેલાણી. આસપાસના ગામોના આગે-વાનોએ આવી ત્રણેય બાપુને ફૂલહાર કર્યા. એ સમયે હું ત્યાં હતો. આવો નજરે જોયો પ્રસંગ કયે સખે મગજમાં સૂવે અને કલમ ઊપડી:

## ગીત–સપાખરૂં

મોટા પાડીયા બુંબાટ હાકા, સાવજે ધરાકે માથે,
ગાઢીયા અનેક જીવ, જોરથી ગુંજાણુ;
વજાડીયા હાકા બાકા, ત્રોડી લોહ ગાઢા વંકા,
ભજાડયા ખેલહી ગજા, ઢાહણો ભૂરાણુ.—૧

વછૂટયા લોકરા ગાઢ, ખારીએ આવીયા વેગે,
મુખસે પાડતા રાડય, અથાગ મુંજાણુ;
ભીમ તણા રાજા આજ, લોકને ઊગારેં ભલા,
છોડીયા હમારા ગાઢ; જોરાણો સિંહાણ.—૨

વ્યાકુળ લોક કાંણી, સાંભળી ખસીયે વાણી,
કોપ્યો વનરાજ માથે, ભીમ રે કુમાર;
ગૌધન વાળી ઘાટ, સાંભળી ભાવુભા ગાઢે
પુત્રને આજ્ઞા આપી, પોગો આરપાર—૩

પાટવી જહોભા તેમ ગીગુભા તો મોટે પને,
ત્રીજો શૂરવીર જાણે, ચિત્તોડો પ્રતાપ;
ત્રહો ભાઇ માટી વટે, સાવજાને માથે ગૂઠયા,
ઊતર્યા ત્રિશૂળ, ચક્ર વજની અમાપ.–૪

સેડવાકા નાથ લાખા, હાથસા પ્રચંડ સાથે,
પવાડે હટે નઈ કેંદી, પાંચમા પાંડીર;
ચડી ફોજ ખારીએથી, ધૂંધળો આકાશ છાંયો,
રૂખારા આભ્રણ ચડયા, ઢાહલા કાંકીર.—૫

જરા જરા ક્રોધ અંગે, જાણુ કાળ દૂત જૂટા.
તરા તરા વ્યોમ માથે, ફરકયા તુંહાર;
ધરાં ધરાં ધરાં, જાગી નગારાંકી રીડઘાટી,
ઊઠાવી બંદુકાં શૂરા, ઘાટ બે આતુર—૬

પટાધર ગોહિલાણા, કોળાંબે ડુંગરે પોગ્યા,
જાગીયો વનરો રાજા, પટાજો જોરાણુ;
ડુંગરા ધ્રુજવા લાગા, સાટી વટે હાક દીધી,
ખરી ધુંખળાટી લાગી, ઝાંખા થીયા ભાણ.–૭

અડીખમ ખારી ધણી, મૂછડા ભરડે અડયા,
ચડયો અંગે વીરરસ, આકરા સુહાત;
મહા બીજલોડ ઘાવ, ફેંકીયા સાવજ માથે,
ઘટા કાળજારે કીધી, ફેફરાએ ઘાત.—૮

સાવજ મેદાન માથે, ધહોણીને લાહ સાંખી,
ડુંગરા ડોલવા લાગા, અધુત દેખાવ;
કાયરા ધ્રુજિયા કૈંક, ભાગિયા ગામને કેડે;
ભાગિયા ન ત્રણેય રણે, શૂરા નંદ ભાવ.—૯

વીંધિયો ગોળીયે સિંહ, ચારણીજયું કર્યો વેગે,
ઊઠીયો આળોટી પાછો, પ્રલેને આકાર;
ત્રીજી વાર તળપીયો, ઝડલાં ફાડતો તેમ,
પાડતાં મરદા ગાઢ, લોઠકાએ પાર.—૧૦

ઉપાડી તુફાક જસા, આકરા મામલે ઊઠયા,
છુટા ઘાવ સાસરિયે, લાગીયા સફેલ;
મરતાં ધણેણ્યો ભૂરો, મરદાસ સૂટે માણ,
હટીયા નઇ ભાવ નંદા, ધીંગાણે હઠીલ.—૧૧

પવાડે હઠાવ્યો સિંહ, પ્રથીનાથ સામે પગે,
સપાટયો લવાંકે સરે, જયારે સિંહાન;
સાવજારે માથે ગોળી, કાળચક્ર જેમ છૂટી,
છોડ ભેળો લોટ પોટ, ઊઠાડયો ચોગાન—૧૨

થડેડાટ લાગા જાગા, ડુંગરા આકરા થાવા,
કડેડાટ છૂટયા પ્રાણ, સિંહરા કરાળ;
હડેડાટ બીજલોડ, ધીંગાણામાં પ્રાણ હર્યા,
ખડેડાટ પશુપંખી, હરખાણ ખ.ળ.—૧૩

હાહાકાર લાગા વાગા, દેહમાં સુણીયા હાંકા,
મારીયા સિંહકુ આયા, ખારી યે મુકામ;
નવે ખંડે રીયા જહા, મરદારી કામા નામા,
આપીયા કવ્યાકુ દાન, કેટલાં ઇનામ.–૧૪

સંવત ૧૯૦૩ દાદાએ સિંહને ઠાર્યો,
ચીલો એના રાખ્યો બંશ, તારણા સંસાર;
વીરાને પાંચમાં સિંહ, સાદુળો કોળાંબે વીંધ્યો,
કવિ બિરદાવે ત્રણે, ભાવારા કુમાર.–૧૫

આ ત્રણેય ભાયું હાલ મોજુદ છે. બે ભાયુંમાં મોટાભાઈ જહાભાઇ તથા નાનેરા પ્રતાપસિંહ ખારીમાં ગરાસનો વહિવટ કરે છે, ત્યારે વચ્ટેરા ગીગુભાઈ મહુવા તાલુકા પંચાયતના પ્રમુખ છે.

# બહારવટિયાને બદલે સિંહ દર્શન

સુરગભાઈ વરૂ

મને શ્રી. રતુભાઇ અદાણીએ તાર કરીને જૂનાગઢ બોલાવેલો. હું જૂનાગઢ તેમને મળ્યો એટલે તેમણે મને વાત કરી કે આવતી કાલે બપોર સુધીમાં વેજલ કોઠે પહોંચવું છે. "શું કામ જવું છે ?" મેં તેમને પૂછતાં તેમણે ભૂપતે તેમને લખેલ કાગળ મારા હાથમાં મૂકયો. મેં કાગળ વાંચ્યો. કાગળ રતુભાઈ જો વચમાં પડે તો હવે તે બહારવટાંથી કંટાળ્યો છે તો રજૂ થવા માટે તેણે રતુભાઇને મળવા વેજલકોઠે બોલાવેલા. તેમાં શરત એ હતી કે તેમણે વેજલકોઠે વગર હથીઆરે કોઇને સાથે લીધા સિવાય આવતીકાલની બપોર સુધીમાં વેજલકોઠે આવવું.

શરત વાંચી હુ વિચારમાં પડયો. મને વિચારમાં પડેલો જોઈને રતુભાઇએ કહ્યું, "કેમ વિચારમાં પડી ગયા ! મારે તો તમારી પાસે એટલું જાણવું હતું કે ભૂપત દગો કરે ખરો ?"

"દગો તો ન કરે પણ તમને મારાથી એકલા જવા ન દેવાય. હું પણ તમારી સાથે આવીશ." મેં જવાબમાં કહ્યું.

"તમે સાથે આવો તો તો તેની શરતનો ભંગ થાય." રતુભાઈએ મને સાથે ન લઈ જવા દલીલ કરી.

"મારા આવવાથી શરતનો ભૂપત ભંગ નહિ ગણે-તેની તમે ખાત્રી રાખો. બાકી ઝાઝી વાતે ગાડાં ભરાય. વળી તેને જો સમજાવવો હશે અને ખરેખર કંટાળ્યો હશે તો હું તમનેય મદદગાર થઈ શકીશ. અને તેને પણ સારી રીતે સમજાવી શકીશ."

તેમણે મારી સાથે ઘણી રકઝક કરી પણ મેં મારી વાત છોડી નહિ એટલે તેમણે મને સાથે લીધો. પછી હથીઆરનો સવાલ ઊભો થયો. મેં કહ્યું : "વગર હથીઆરે ન જવાય. ભૂપત કે કોઇ બહારવટિયાની બધી જ શરત પાળવી જોઈએ એવું થોડું છે ? અને વગર હથીઆરે જઇને થોડા ભાલે ભરાવાય છે ? એટલે એક રીવોલ્વર સાથે લીધી અને જૂનાગઢમાં વાઘણિયાનો માણસ હતો રામ આહીર તેને પણ સાથે લીધો. બીજે દિવસે વહેલી સવારમાં જીપ લઇને તુલસીશ્યામ ઊપડયા અમે ગિરમાં ભૂલા પડયા અને શીંગવડો નદીમાં ઘણું પાણી હતું તેમાં અમારી જીપ ફસાણી. અમે ત્રણેયે જોર કરીને માંડ માંડ જીપ કાઢી, સાંજના પાંચ વાગે માંડ તુલસીશ્યામ પોગ્યા. ત્યાં એક ભોમિયાને લઈને વેજલકોઠે ગયા. પરંતુ ત્યાં ભૂપત ન હતો. હતા માત્ર થોડાં સીગારેટના ઠુંઠાં અને બૂટના સગડ. અમે મોડા પડયા હતા. "નક્કી આ તાજાં બીડીનાં ઠુંઠાં અને સગડ બહારવટીઆના. આપણે મોડા પડયા." રતુભાઇ નિરાશ થઇને બોલ્યા.

"આપણા અને તેના મળવાના અંજળ નહિ હોય અને જો તે અહીંઆ આવ્યા હશે તો તેને આપણા આવવાની જરૂર ખબર પડવાની. અને જો તેને બહારવટું છોડીને રજૂ થવુ હશે તો આપણે તેનો ભરોસો કરીને અહીંઆ આવ્યા હતા એટલે તે આપણો ભરોસો કરીને ગમે ત્યાંથી તમને કે મને ગોતતો આવશે. મારા મનમાં તો એમ છે કે તમે તેના કાગળ ઉપર આવો કે નહિ તેનું તેને પારખું લેવું હતું. પારખું લેવાઈ ગયું. હવે એ તમારી નજરે કયારેય નહિ પડે." મેં રતુભાઈને સમજાવવા કહ્યું.

રતુભાઈના મનમાં ભૂપતને ન મળાયું તેનો વસવસો રહી ગયો. અમે પાછા તુલસીશ્યામ આવ્યા. રાત રોકાઇને વહેલી સવારમાં પાછા ઊપડયા. અંધારું હતું. રતુભાઇ જીપ હાંકતા હતા હુ તેમની બાજુમાં બેઠો હતો. અમારી જીપ સડેડાટ દોડયે જતી હતી, અમે સરાકડિયા નેસ મૂકયો ત્યાં જરા અજવાળું થયું અને અમારી મોટરે એક ટેકરા ફરતો વળાંક લીધો

ત્યાં પાંચ સાત ફૂટ છેડે મેં બેલાડું (સિંહ–સિંહણ) ભાળ્યું. મેં રતુભાઇનો તુરત જ હાથ પકડી કહ્યું "મોટર ધીરી કરો. આ મામા આગળ જાય છે."

ત્યાં તો તેમણે સિંહ–સિંહણને જોયા અને મોટરને ધીમે પાડી દઇને મને પૂછ્યું," શું કરવું છે? મોટર પાછળ હાંકતાં પાછા નહિ ફરે? તેમ આપણી જીપને આગળ કાંયેય નથી અને પાછળ હૂડેય નથી"

"મારો સિંહનો અનુભવ કહે છે કે પાછાં નહિ ફરે અને છતાં આ રામ આયરને પૂછો!" મેં રામ તરફ જોઇને કહ્યું.

"વાઘણિયા દરબારે તો બે ત્રણ વખત સિંહ સાથે જીપને ભટકાડીને સિંહનો શિકાર કરેલો." રામે કહ્યું, મારી વાતમાં રામે ટાપસી પુરાવી એટલે મેં કહ્યું;

"અને છતાંય પાછા ફરશે તો મારી પાસે આ તમારી રિવોલ્વોર છે અને રામ પાસે બાર નંબર છે. પડયા એવા દેવાશે." એટલે રતુભાઇએ સિંહની નજીક જીપ લીધી. અમારી જીપ આગળ બે સિંહ જોડયા હોય તે રીતે આગળ સિંહ–સિંહણ અને પાછળ અમારી જીપ. જીવનમાં ભાગ્યે જ જોવા મળે તેવું બેલાડ અમારી આગળ રૂવાબભેર એની મદભરી ચાલમાં ચાલ્યું જતું. સિંહ અને સિંહણ સાડા ત્રણ ફૂટ ઊંચાં હશે અને દસેક ફૂટ લાંબાં હશે. બે ય પાકી જવાથી શરીરે થોડી થોડી શાહી ઢળી ગયેલી. સિંહને લાંબી લાંબી કેશવાળી ઢળકતી હતી. તેમના ગઠાદાર, ભરાઉ શરીર લોહીમાં થરક થરક થાય, અને મદમાં છકેલ ખરેખરું બેલાડ હતું. જેને સિંહનો અનુભવ ન હોય તે તો જોતાં જ કંપી જાય. આ જોમંનવંતું બેલાડ તો તેમના સિવાય દુનિયામાં કોઇની હસ્તી નથી તેમ પાછળ અમારી જીપની કે અમારી પરવા કર્યા સિવાય એમને એમ ચાલતું રહ્યું. ચાલતાં ચાલતાં એક બીજાંનાં મોઢાં ચાટતાં જાય અને ચાલ્યાં જાય. રતુભાઈને તેમની પાછળ જીપ હાંકતા હાંકતા કોણ જાણે તેમની નાનપણની આળવીતરાઇ સાંભળી કે કેમ તેણે મને પૂછ્યું. "હોર્ન વગાડું?"

"વગાડોને!" હું ય ગેલમાં આવીને મારું બાળપણ સંભારી બોલ્યો.

રતુભાઇને એટલું જ જોઇતું હતું, એ તો મંડયા હોર્ન વગાડવા.



કાગળ કટાઇ (સ્ટેન્સીલ)માં છલાંગતો સાવજ

પણ આ તો સોરઠી સિંહ અને સિંહણ. એનાં રુંવાડાંય ન ફરકયાં, ન તો એણે આરઝી હકુમતના સરસેનાપતીની સામે જોયું કે ન તો એણે આરઝી હકુમતના ભરતી પ્રધાનની પરવા કરી. ન તો એણે તેની ચાલ બદલાવી, ન તો તેણે અમારી સામે જોયું. કોઇ મસ્ત અવધૂત અને અવધૂતાણી શા તેમને અમારી પરવા ન હોય તેમ એ જ મદભરી ચાલે ચાલવાનું રાખ્યું. રતુભાઇએ સોએક વાર ગયા પછી મોટરને સાવ ધીમે પાડી પચાસેક વારનું અંતર અમારા અને તેના વચ્ચે પડવા દઇને, મોટરની સ્પીડ વધારીને ઠેઠ સિંહ પાસે લઇ જઇને એકદમ મોટરને રેઇસ કરી પણ આ તો વનનો રાજા. એ થોડો જૂનાગઢનો નવાબ હતો કે મોટરના અવાજે ભાગી જાય! એના પેટનું પાણીય ન હાલ્યું અને એની એ જ ચાલે બંને ચાલતા રહ્યાં, "વાહ તમારી મસ્તી!" રતુભાઇએ આફ્રીન થઈને કહ્યું.

આ રીતે અમે બેએક ફર્લાંગ ગયા હશું ત્યાં રસ્તાને ચડાણ આવ્યું. બંને ટેકરો ચડવા લાગ્યાં. ત્યાં ઉષાના ધરતી ઉપર કુમકુમ પગલા પડયા અને એ કંકુવરણા તેજમાં સિંહ અને સિંહણ રંગાઈ રહ્યાં. અમે ય આ રોમાંચકારી દૃશ્યથી મસ્ત બન્યા. અમારી જીપ પાછળ પાછળ ચાલતી હતી. ત્યાં ઢોળાવ ઊતરતાં રસ્તાનો વળાંક આવ્યો આ વળાંક વટાવતાં સિંહે કતરાઈને અમારી સામે જોયુ. રતુભાઈએ જીપ ઊભી રાખી કહ્યુ, "જુઓ તો! આ સિંહની આંખમાં પ્રેમની કે રોષની લાગણી દેખાય છે." મશ્કરીમાં મને કહ્યું.

"ભાઇ! મને તો બેપરવાઇની અને ગેમારાઇની લાગણી સિવાય કાંઈ દેખાતું નથી. પછી તો તમને જેવી દેખાતી હોય તેવી ખરી." મેં જવાબમાં કહ્યું.

"મને તો એ આપણને મગતરાં માનતાં હોય તેમ લાગે છે." રતુભાઇએ હસતાં હસતાં કહ્યું. અને સિંહે મોઢું ફેરવી લીધું અમારી મોટર પાછળ ચાલતી થઇ. અધીંક માઈલ ગયા હશું ત્યાં સડક પાસેથી એક કેડી નીકળી. સિંહ અને સિંહણને કોણ જાણે શું થયું! તેને અમે મગતરા નથી તેમ લાગ્યું હોય અને અમે સગડ નહિ છોડીએ એમ લાગ્યું હોય એટલે કેડીએ ચડી ગયા અને બાજુની ઘાટી ઝાડીમા અદૃશ્ય થઈ ગયાં. અમે અમારે રસ્તે પડયા. થોડેક ગયા હશું ત્યાં ચૌદેક વરસનો છોકરો પોતાની ત્રીસ ચાલીસ ભેંસો ચારતો હતો. અમને થયું કે સિંહ ને સિંહણ બાજુમાં ગયા છે અને આ છોકરો નાનો છે એટલે એને ચેતવતા જઇએ, એટલે જીપ ઊભી રાખી તેને બોલાવી બાજુની ઝાડીમા હમણાં જ બેલાડ ગયું છે તેથી ચેતતો રહેજે એમ શીખામણ દીધી

"એવા તો કૈંક કૂતરાઓ રખડયા કરે છે." ડાગ મારીને છોકરો ચાલતો થયો.

"ઓત તારીની!" કહીને રતુભાઇએ જીપને મારી મૂકી.

*

## ધણીના ધણી કેમ થયો ?

સિંહને બતાવનારા કુશળ ગણાતા કાથડ શિકારી એમના પિતાનું મોત કેવી રીતે થયુ તેનું કંપાવનારૂં વર્ણન કરે છે. કાથડના પિતા રાજાભાઈ તલવાર બાધતા અને તલવારથી શિકાર કરતા. એવામા જૂનાગઢના નવાબને સિંહના શિકારનો શોખ થયો જાનુડા–નેસની નજીક નવાબ માટે શિકારનો માચડો બંધાયો. નવાબ અંદર બેઠા, માણસોને ત્રણ બાજુએ ગોઠવ્યા, ચોથી બાજુએથી સિંહ મચાણ તરફ જાય એમ ગોઠવ્યુ. માણસોએ હાકો કર્યો. સિંહ મચાણ તરફ જવાને બદલે એક તરફ બેઠો અને આવ્યો નહિ. હાકો વારંવાર થવા છતાં એનું પાણી હલ્યુ નહિ એને મચાણ તરફ જવામા મોત દેખાયું ત્રણ બાજુએથી માણસોનો બોલાસ–હાકો એટલે ત્યા તો એ જઇ શકે નહિ પરિણામે એ સમયના નવાબી કાળના શિકારી રાજાભાઈ મચાણથી નીચે આવ્યા અને ખુલ્લી તલવાર કરી સિંહને પડકર્યો

"ધણીની સામે ધણી થઈને બેઠો છે શુ ? ચાલ, ઊભો થા કૂત્તા!" અને ગિરનો આ કૂત્તો રાજાભાઈ ઉપર ત્રાટકયો. બંને વચ્ચે રમખાણ થયુ. પરંતુ પુખ્તવયની ભેંસને પણ ગળેથી ઉથલાવી નાખે એના આ બળવાન સિંહે છેવટે રાજાભાઇને ચૂંથી નાખ્યા

# ખરે ખબરૂં થાય

નુરમહમદ દોસ્તમહમદ

શ્રી. નુરમહમદભાઇએ નવાબસાહેબના જમાનામાં વર્ષો સુધી ગિરમાં રહીને નોકરી કરી છે. ગિરમાં હજી સિપાહી, સંધી, બલોચ, મકરાણી વગેરે છુટા છવાયા રહેતા મળી આવશે. નુરમહમદભાઇ ગિરના ભોમિયા ને સિંહના અચ્છા જાણકાર છે. મળવા જેવા મરદ આદમી છે. તલવારની ધાર જેવાં એ જમાનાનાં ખમીર જુદાં હતાં. કરડા. મીઠા, ડાંખરા, દિલાવર અને ભડ આદમીઓ હજીએ ગિર અને એની આસપાસની ધરતી સંઘરીને બેઠી છે. જમાનાની પલટ જરૂર થઇ છે, પણ અસલી તાખમના આદમી મળે. નુરમહમ્દભાઈ આજે ઊના તાલુકાના ભાચા ગામે ખેતી કરે છે, ખેતી કેળવી જાણી છે.—સં. ]

નવાબ મહોબ્બતખાનજી જૂનાગઢથી સિંહના શિકારે સાસણ આવ્યા છે. એમના આવતાં પહેલાં એક સિંહને મારણ આપી આપીને એક અઠવાડિયાથી હેળવવામાં આવ્યો છે. વીસ સાલ પહેલાંની આ વાત છે.

નવાબ સાહેબની સાથે એમનો કેમ્પ ફોજદાર તમાચી હોથીભાઇ પણ છે. પૂરા માપનો આદમી. અંગે રૃષ્ટ પુષ્ટ ને અમસ્થો કોઈને સામો મળ્યો હોય તો સાવઝ જેવો લાગે. શિકાર માટેના કેમ્પની પૂરી જવાબદારી આ તમાચી હોથીભાઇને સોંપાણી છે.

મચાણ – માચડો બરોબર બંધાઈને એની પૂરી તપાસ થઈ ગઇ છે. અને નવાબ સરકાર માચડા ઉપર ગોઠવાણા. બંદૂકો નિશાન લેવા તૈયાર રાખીને બેઠા છે.

મારણથી હેળવેલો સિંહ નજીકના જ જંગલમાં હતો ત્યાંથી સિંહને મચાણ સુધી લાવવા હાકો શરૂ થયો. એ વખતના નવાબના ગિરના શિકારી સિપાહીઓ સિંહની પૂરી તકેદારી રાખતા આવે છે, જેથી સિંહ સીધો મચાણ તરફ જ જાય, અને છટકી ન જાય. આમ બધા સિપાહીઓ સિંહ સાથે પૂરા અંતર સાથે ચાલ્યા આવે છે.

એમાં સિંહ વીફર્યો અને બીજે રસ્તે વળી કરમદીનું એક ઝાડ હતું તેમાં ઘૂસી જઈને બેસી ગયો. સિપાહીઓએ ઘણી મહેનત કરી પણ સિંહ કરમદીના દૂવામાંથી ધરાસાર બહાર ન નીકળ્યો.

બહુ મોડું થવા માંડ્યું. સરકાર માચડા માથે તપતા હતા. કેમ્પ ફોજદાર તમાચી હોથીભાઈ સિપાહીઓ પાસે ઝડપથી પહોંચ્યા ને જરા ઊંચે અવાજે કહે:

"શું થયું ! આટલી બધી વાર કેમ થાય છે. ?"

સિપાહીઓ કહે: "સાહેબ ! શરૂઆતમાં તો સિંહ સીધો સીધો ચાલ્યો આવતો હતો. પણ અચાનક બદલ્યો ને કરમદીના દૂવામાં ગરીને બેસી ગયો છે. અમે બધાય પ્રયત્નો કરી છૂટયા પણ ઊઠતો નથી. પૂરો બગડી બેઠો છે. પરાણે ઊભો કરશું તો કો'કને નુકસાન કર્યા વગર નહિ રહે !

ત્યાં તો હોથીભાઇ સાવઝની જેમ ગર્જી ઊઠયો કે: "આપણો ધણી મચાણે બેઠો છે ને-આવી કાયર જેવી વાત કેમ કરો છો ? ગમે તેમ કરીને ઊભો કરો. સરકાર તૈયાર થઇને માચડે બેઠા હોય ત્યારે સૌનું પાણી ગુમાવવું છે? સિપાહીના દીકરા છો કે કોણ છો ?"

સિપાહીઓ પણ ત્યારે મરદા મરદ હતા બધા. કચ્છી જમાદાર ડોસલ, તથા સાલેમદમદ, નુરમહમદ જમાદાર, નુરમામદ ગંઝી ને મકરાણી દોસ્ત મહમદ સવનીવાળા. બધાયને ઝાટકો લાગી ગયો. એમ મુખા ગારવાની વાત હોય તો ક્યાં પાછી પાની કરવી છે? ફોજદાર તમાચી હોથીભાઇ કહે " હાલો હુંય તમારા ભેગો આવું છું."

અને ઊપડયા સૌ. આગળ બધા સિપાહીઓ અને જમાદાર અને પાછળ હોથીભાઈ ફોજદાર. જ્યાં સાવઝ બેઠો હતો એ કરમદીના દૂવાથી થોડે અંતરે જઈને માંડયા હોકો કરવા.

એક પછી એક આગળ હાલવા માંડયા અને જ્યાં હોથીભાઇ દૂવાથી થોડેક આઘા રહ્યા હશે ત્યાં બદ્લી બેઠેલા સાવઝે લા સાંધી. લાગલો જ આવ્યો હોથીભાઇ માથે. પહેલી જ તરાપે પાડી દીધા હોથીભાઇને અને ચડી બેઠો માથે. રાડય બોલી ગઈ.

આગળ હાલ્યા જતા બધાએ પાછળ જોયું ને ગભરાણા. સાવધ તો પલકારામાં સૌ થઇ ગયા પણ માણસ માથે બેઠેલા સાવઝને ગોળીએ કેમ દેવો? કાં તો સાવઝની માથે ચડી જઇને મોતનું જોખમ વહોરવું ને કાં માણસનું જોખમ વહોરવુ

નુરમહમદ ગંજી આબાદ નિશાનબાજ. ઘડીનોય વિલંબ કરે તો હોથીભાઇને સાવઝ ચૂંથી નાખે. હેઠો બેસીને એણે બંધૂકનું નિશાન લીધું ને અવાજ ભેળું સાવઝનું પડખું વીંધી નાખ્યું.

મરતાં મરતાં સિંહ મોઢું બદલાવવાની (હોથીભાઇ ઉપર બીજું વડછકું ભરવાની તૈયારી કરતો જણાતાં બંધૂક ચડાવીને બેઠેલા મકરાણી દોસ્ત મહમદે બરાબર ગરદન માથે ગોળી મારતાં સાવઝ હોથીભાઇ ઉપરથી નીચે ગોથલાઇ ગયો.

હોથીભાઇને સિંહ પાસેથી એકદમ ખેંચી લીધા. જોયું તો ખભા ઉપર નજીવી ઇજા થયેલી. હોથીભાઇ માથે સાફો બાંધતા, તે સાવઝે પછાડ્યા ત્યારે સાફો ખભા ઉપર પડી ગયો. સાવઝે ત્યાં જ પહેલું જોર કર્યું એટલે સાફાને કારણે ઈજા ઓછી થઇ. સિંહ બીજીવાર મોઢું બદલીને મારે ત્યારે જીવતો રહેવા દેતો નથી. પહેલી પકડમાં એટલું જોર હોતું નથી. બીજી વખત સાવઝ હોથીભાઇ માથે પકડ કરે એટલો વખત જ દોસ્ત મહમદની ગોળીએ રહેવા દીધો નહિ.

હોથીભાઇને કપડાં ખંખેરી ઊભા કર્યા. જ્યાં નવાબ સાહેબ મચાણે બેઠા હતા ત્યાં સૌ આવ્યા. બધાને જોઇને સરકાર કહે:

"કેમ બધા અહીં આવ્યા? બંધૂકોના અવાજ કેમ કર્યા? સિંહ ભાગી જ જાય ને!"

પણ જવાબ આપવાના કોઇનામાં શહૂર ન હતા. નવાબ સાહેબે હોથીભાઇ સામે જોયું તો પંજાદાર આદમી વેંત એક નીચા વરતાણા :

"કેમ તમે આમ છો?"

એટલે ધીરે ધીરે બધી હકીકત જણાવી. ત્યાં નવાબ સાહેબ એકદમ નીચા ઊતર્યા. પોતાની સાથેના માણસોને હુકમ કરતાં કહે:

"તમાચીને એકદમ જૂનાગઢ હૅસ્પીટલે લઇ જાઓ અને ડૉ. માર્ટીનને કહેજો કે, ખાસ કાંઇ ઇજા નથી થઇ એટલે તમાચીને કાંઈ ન થવું જોઇએ."

તાબડતોબ તમાચીને જૂનાગઢ લઇ ગયા. હૉસ્પીટાલે પહોંચતાં નવાબ સાહેબના હુકમની જાણ ડૉ. માર્ટીનને કરી. માર્ટીન બહુ કુશળ ડૉક્ટર હતા. એકદમ તમાચીને ઓપરેશન હોલમાં લઇ ગયા. હજી તો ઓપરેશનની શરૂઆત કરી ત્યાં તો તમાચી ટેબલ ઉપર જ ગુજરી ગયા. ડૉક્ટરને ય આશ્ચર્ય થયું કે આ શું બન્યું?

નવાબ સાહેબનો રસાલો શિકાર બંધ રાખી જૂનાગઢ આવ્યો. નવાબ સાહેબે તરત ખબર પૂછાવ્યા. ખબર મળ્યા કે તમાચી તો હજી ટેબલ ઉપર લીધા કે ગુજરી ગયા. નવાબ સાહેબના ય આશ્ચર્યનો પાર ન રહ્યો.

ડૉક્ટરને પુછાવ્યુ. ડૉક્ટરે ત્યાં સુધીમાં તપાસ કરી લીધેલી કે કયા કારણસર તમાચી ગુજરી ગયા છે. ડૉ. માર્ટીને નવાબ સાહેબને કહેવરાવ્યું કે "તમાચી ઉપર સિંહે અચાનક તરાપ મારતાં તમાચી એકદમ દેહસત ખાઇ ગયા હશે તે એના લીવરના-કાળજાના ત્રણ કટકા ફડકથી થઇ ગયા છે. એને કારણે તમાચી મરણ પામ્યા છે, ઇજાને કારણે નહિ"

*

# માલિકી કે મહોબ્બત ?

જયમલ્લ પરમાર

કહે છે કે રાવણનો વધ કરી લંકા કબજે કર્યા પછી રામે સિંહની જેમ હુંકારીને ગર્જના કરેલી કે હું ક્ષત્રિય, દશરથનો પુત્ર રામ, મારી પત્નીનું હરણ કરી જનાર રાવણનો વધ કરી મેં મારું પરાક્રમ પુરવાર કર્યું છે. મારું કામ પૂરું થયું છે. કહે છે કે વાલ્મિકી રામાયણ પ્રમાણે રામે ત્યારે સીતાની પરવા નહિ કરેલી.

બળ એ જ ન્યાયે રાવણે હરણ કર્યું અને એ જ ન્યાયે રામે રાવણનો વધ કર્યો! આદિકાળથી આજ સુધી આ બળનો ન્યાય જ રાજાશાહીથી સામ્યવાદી સરમુખત્યારશાહી અને ઠેઠ લોકશાહી સુધી એક સરખો પ્રવર્તમાન નથી શું?

અને બળ એ જ ન્યાય હોય તો તે સદા પુરૂષને પક્ષે જ રહ્યો છે? રામે ધનુષ ટંકારથી સીતાને મેળવ્યાં પણ ખરાં. રાવણનો વધ કરી છોડાવ્યાં પણ ખરાં અને છેવટ સીતાને વનવાસ પણ આપ્યો. એ શું સૂચવે છે?

શું માનવ જગતમાં કે શું પશુ જગતમાં પણ આ ન્યાય એક સરખો પ્રવર્તમાન છે. આ પુરૂષ પ્રધાન સમાજ રચનામાં પુરૂષે એક કરતાં વધુ સ્ત્રી કરતાં પાછું વાળીને નથી જોયું. સવેલાં કે પરસ્ત્રીનાં હરણ કરવાં, જુગારે રમાડીને પણ પરસ્ત્રીને પોતાની કરવી, એકથી અનેકને પરણવી એ એક દિવસ ધર્મ્ય મનાયું. આજે ય ઘણે ઠેકાણે મનાય છે.

એટલે કે પરસ્ત્રીના રૂપ માથે લોભાવું, પરસ્ત્રી હેલ ઊતરાવવાનું કહે તો જાનનાં જોખમ ખેડીને પણ એને ઘરમાં બેસાડવી એમાં એક માત્ર રામના અપવાદ સિવાય અધર્મ મનાયો નથી. જ્યારે પોતાની સ્ત્રી માથે કોઇ બીજો લોભાય તો એને ધરાશાયી કરવાનો ધર્મ મનાયો છે.

ઘર જાતાં, ઘર પલટતાં, ત્રિયા પડંતા તાવ;
તીનું ટાણાં મરણરા, કોણ રંક કોણ રાવ.

એટલે કે પોતે જેની છૂટ લેવામાં ધર્મ માને છે તે છૂટ સામો લે તો તે અધર્મ આચર્યો કહેવાય. અને આ બધા સમય દરમિયાન સ્ત્રીએ તો સતી જ રહેવાનું. પુરૂષે હરણ કરવું એ એનો ધર્મ અને સ્ત્રીએ પોતાનું હરણ ન થવા દેતાં જોહર કરવું એ સ્ત્રીનો ધર્મ. એમાં પણ જોહર થયાં એને બાદ કરતાં હરણ જ વધારે થયાં છે અને બળનો જ ન્યાય પ્રવર્ત્યો છે ને?

એનું ચોથું પરિણામ એક એ આવ્યું છે કે જ્યાં સોરઠી સિંહણ રૂપાં જેવી કોઇ ભેટી જાય (જુઓ 'સ્વયંવરના યુદ્ધે ચડતી સિંહણો) ત્યારે જોયા જેવી થાય. પણ એવી સિંહણ હોય તો જ વટકે ને? બાકી તો ચાંપલે સાવજે પોતાથી પાડો વોંકળાને કાંઠે ન ફેંકાયો ને સિંહણે વધુ બળ દાખવી કાંઠે ફેંકી દીધો (જુઓ 'ચાંપલા સાવઝનું નરપણું') એ પણ માદા માટે–નારી માટે મોતનાં જોખમ ઉતારે છે. જેવી રીતે ચાંપલા સાવજે વધુ બળ દાખવતી પોતાની સિંહણને ભોંય ભેગી કરી નાખી તેમ.

એટલે કોઇ એક સિંહણ માટે લડતા બે સિંહોનું દ્વંદ્વ તે પ્રેમનું ગણવું કે માલિકી હક્કનું–પ્રભુત્વનું ગણવું તે એક પ્રશ્ન જ રહે છે. માનવ જગતમાં એવી ઉદારતા અપવાદરૂપે કોઇ એક પ્રેમી દાખવી શકયો હશે, પણ સિંહને માટે તો એ શકય જ નથી. એમાં તો બળ એ જ ન્યાય નથી? ને એ બળને આધીન સિંહણને એ સિંહની પાછળ ચાલી નીકળવું નથી પડતું?

આફ્રિકન સિંહણ મિમતિવાબ સાથે સોરઠી સિંહ મોહન પોતાની સિંહણ રૂપાંને પડતી મૂકીને પ્રેમ કરી શકયો, પણ રૂપાં જો આફ્રિકન સિંહ થિઓડોરના પ્રેમમાં પડી હોત તો! અગર થિઓડોર રૂપાંના પ્રેમમાં પડયો હોત તો! સોરઠી સિંહ મોહન આ સાંખી શકત ખરો?

ખ્યાતનામ શિકારી કર્નલ શ્રી જોરાવરસિંહજી

પોતાના દક્ષિણ આફ્રિકાના પ્રવાસનો એવો એક સુંદર પ્રસંગ વર્ણવે છે કે દક્ષિણ આફ્રિકામા પ્રવાસ દરમિયાન એક સ્થળે એક સિંહ અને સિંહણ ઉપર મારી નજર પડી. પણ બન્ને પ્રેમમા ચકચૂર. પરાક્રમી નરનારીના પ્રેમ પણ પરાક્રમી હોય છે

થોડે દૂર એક સિંહ લપાઇને ઊભેલો. આ પ્રેમમસ્ત બેલાડનો રંગ જોઇને પોતે પણ કામાતુર થઇ ઊઠયો. અચાનક સિંહણ સાથે મસ્તીએ ચડેલા સિંહની નજર પેલા લપાઇને ઊભેલા સિંહની માથે પડી. વરતી ગયો કે આ લબાડ મારી સિંહણને પડાવી જવા જ આવ્યો છે

જોતા ભેળી જ એની આખમાથી ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠી. આંખોમાંથી અંગારા ખરે એવી વાતો જ સાભળેલી, પણ એ અહી નજરોનજર દીઠું.

આખના પલકારામાં પ્રેમની મસ્તીમાંથી ગગનભેદી ગર્જના સાથે સિંહ લપાઇને ઊભેલા સિંહ માથે તૂટી પડયો સામો પણ સિંહણબાળ જ હતો. ગાજ્યો જાય એવો હોત તો બેલાડની મસ્તી વચ્ચે સિંહણને લઇ જવાની લાલચ કરી કેમ ઊભો રહે ?

બે ય જુદ્ધે ચડયા. આમ અમારા જોતજોતામા જુદ્ધ જામી પડયું બન્નેની ત્રાડોથી આખુ જંગલ ગાજી ઊઠ્યું. જંગલ ભયંકરતાથી છવાઇ ગયું. પણ બેય પૂરા બળથી એક બીજા સામે તૂટી પડયા.

ઘડીક એક જીતતો લાગે તો ઘડીક બીજો. આમે ય સિંહોની લડાઇ બહુ ભયંકર હોય છે. એમા સિંહણની હાજરી હોય તો તે વધુ ભયંકર બને છે. (સ્વયંવરોમાં આમ જ બનતુ આવ્યું છે ને? પૃથ્વીરાજે સંયુક્તાનું હરણ કર્યું ત્યારે બીજુ શું બનેલુ ? સંયુક્તા ને નામે જેટલા ફૂલ ચડાવવા ઊતારવાં હોય એટલાં ચડાવી ઊતારીએ પણ છેવટે એ જ સંયુક્તાએ પૃથ્વીરાજને ઘેરીનો બંદીવાન બનાવવાની દશાએ પહોચાડયો ને દેશને માથે બરબાદી બેસાડી, પણ સિંને એવા સામ્રાજ્ય ખોવાની તરખડ પોતાના પ્રદેશ પૂરતી જ, બાકી સિંહણ જ એનુ સામ્ર જ્ય.)

અને પ્રેમી સિંહે આગંતુક સિંહને–પોતાના હરિફને પરાસ્ત કરી દીધો પંજાની થપાટો ખાઈ ખાઇને બીજામાં લડવાનુ શહુર નહોતું રહ્યુ. હિંમત ખોઇ બેઠો. ગોથા ખાઇ ગયો મહામહેનતે ઊભો થયો ને નીચી મૂડીએ, ચૂપ ચાપ લંગડાતો લંગડાતો જંગલમા ચાલ્યો ગયો

સિંહણ તો વિજયીને વરમાળ પહેરાવવાની પ્રતિક્ષા કરતી જ ઊભી હતી. પેલા સિંહે વિજયી નજરે પેલા હરિફને પીઠ ફેરવતો જોયો અને એક લાંબો શ્વાસ લઇ વિજયનો હુંકાર કરતી *ભયંકર ગર્જના કરી આખા જંગલને ધ્રુજાવી દીધું*. પરાજિત સિંહે પાછું વાળીને ન જોયુ। સિંહણને પોતાનો અપમાનિત ચહેરો બતાવે કઇ રીતે ?

સગ્રામ પૂરો થઈ ગયો, હવે સિંહણ આગળ આવી એના ચહેરા ઉપર લાલીમા પથરાઇ ગયેલી દેખાઇ. મદચક ચાલે સિંહ પાસે આવી ગેલ કરવા લાગી સિંહે તીરછી નજરે સિંહણ તરફ જોયું. એની આખમા હજી ક્રોધ ઝલકતો હતો પણ નારી છટાથી ક્રોધ શમવા લાગ્યો.

સિંહણની ગેલ વધતી ગઈ તેમ તેમ સિંહનો ક્રોધાગ્નિ શાંત થવા લાગ્યો. પૂર્વવત્ સ્વસ્થતા પ્રાપ્ત થતાં સિંહે પોતાનો વિજયી પંજો સિંહણના માથે મૂકયો. સિંહણ ઋજુભાવે સિંહના ઘાવ ચાટવા લાગી આ પ્રેમાળ સ્પર્શે સિંહના ક્રોધથી તંગ બનેલા સ્નાયુઓ શિથિલ કરી નાખ્યા અને સિંહણની ગોદમા માથુ મૂકી સૂઇ ગયો

એ સમયે સિંહણની મુખમુદ્રા દર્શનીય હતી. એનો ચહેરો અપૂર્વ આભાથી છલકતો હતો નારીની આ સાહજિક આંતર ચેતનાનું મહત્વ સૃષ્ટિનું એક અમોલું તત્ત્વ છે વિજયી નરના ઘાવ રૂઝવવાની એક માત્ર શક્તિ નારીમા જ છે,

(૨)

ત્યારે શુ માલિકીનું જ પ્રાબલ્ય છે ? મહોબ્બતનું નહિ ? સિંહના અતુલ પરાક્રમ પાછળ

સિંહણનું–નારીનું પ્રેરણા બળ નહોતું કામ કરતું? એક માતેલા સિંહને પરાસ્ત કરીને વિજયી બનેલો સિંહ સિંહણની ગોદમાં માથું મૂકીને જંપે છે તે શું બતાવે છે? નારી શક્તિ પણ જ્યારે વાત્સલ્ય મૂર્તિ બને છે ત્યારે વામણામાંથી વીરભદ્રો નથી સર્જાવતી શું? અને પ્રબળ બને છે ત્યારે જગતને ઊંધુંચતું કરવાની શક્તિ નથી ધરાવતી? બળ જેમ પુરૂષમાં છે તેમ નારીમાં પણ નથી? માત્ર પ્રકારો જુદા છે. ત્યારે નારી પોતાના બળનો પ્રાદુર્ભાવ નહિ કરી શકી હોય કે પુરૂષે નહિ થવા દીધો હોય?

માલિકી અને મહોબ્બત–પ્રભુત્વ અને પ્રેમનો આ સંઘર્ષ અનાદિ નથી શું? છેવટ પ્રેમના બળ આગળ પ્રભુત્વને પરાસ્ત થવું જ પડે છે. એ પછી વિજયી સમ્રાટ હોય, સિંહ હોય કે ચૌદ ભૂવનનો નાથ હોય.

જેમ વધુ પરાક્રમ તેમ પ્રેમ વધુ ઉદાત્ત. પરાક્રમીનો પ્રેમ સીધું સ્વાર્પણ માગી લે છે. એમાં નફા તોટાના હિસાબ નથી મંડાતા. પછી શું નર હોય કે શું નારી.

વધુ નહિ હજી ચાર પાંચ વરસ પહેલાંની જ વાત છે. ગિરનો એક વિભાગ તે ધાંટવડ અને દલખાણિયાનો. આ વિસ્તાર દુધાળાં ઢોર અને હિંસક પ્રાણી એમ બેયને ફાવતો આવે તેવો છે. અરે માણસો ય સિંહ દીપડાને માથે પછાડે એવાં પાકે છે. જોકે અંગે ઘણો ઉતાર આવી ગયો છે, પણ પ્રવૃત્તિ કબાલા તોડી નાખે એવી. અમસ્થું થોડું જંગલમાં જીવાય છે? નામખ્યાત સાવઝ ટીલિયો પણ આ પ્રદેશમાં ટલ્લા દેતો.

ગીચ ઝાડી, વખંભર નદી શીંગવડો, શીંગવડાનાં ઊંડાં કોતરો અને હાથ તાળી દઇ કોઇ હાલ્યું જાય પછી ભાર છે કોઇના કે પાંચ પંદર દી પાછા હાથ પડે?

આવા ગિરના પ્રદેશમાં દુધાળાં ઢોર મળતાં હોવાથી અવાર નવાર સિંહ ઊતરી પડે છે. એમાં એક બેલાડ સિંહ ને સિંહણ આવી ચડેલાં. વિહરતાં વિહરતાં એક નપાણિયા કૂવાને કાંઠેથી પસાર થાતાં બેધ્યાન સિંહણનો પગ લપટયો ને કૂવામાં ગોથું ખાઇ ગઇ.

તરત સિંહ થંભી ગયો. જોયું તો સિંહણ કૂવામાં જઇ પડેલી. બેબાકળો થઇ ગયો. ડગલાં માંડી ને ડોકાં તાણે પણ સિંહણ એમ કયાંથી ઉપર આવે? આકળ વિકળ થઈને માંડયો ત્રાડું દેવા. જંગલ ગજાવ્યું. કૂવા પાસે જાય, પાછાં પગલે પાછો ફરે ને ત્રાડું દયે.

ફરતાં સીમ જંગલનાં માણસો સજાગ થઇ ગયાં કે સિંહ કાંઇક ભુરાંટો થયો છે. નજીક હતાં તેમણે નોંધી ને જોયું તો અવાવરૂ કૂવા માથે આઘો પાછો થઇને સિંહ ઝળુંબ્યા કરે ને ત્રાડું દીધા કરે.

છેવટ સિંહ વધુ ધીરજ ન ધરી શકયો અને એણે સિંહણ પાછળ કૂવામાં પડતું મેલ્યું. પણ અટાટનો પડયો તે લોહી ઝાણ થઇ ગયો.

સિંહણના પ્રેમથી સિંહ કૂવામાં ખાબકયો. લોહીઝાણ થયો. ન ચાલ્યું ત્યાં નરનું નરપણું, ન ચાલ્યું પૌરૂષનું પ્રભુત્વ કે ન ચાલ્યું સિંહનું વિશ્વખ્યાત પરાક્રમ. એક પ્રેમનું બળ જ ચાલ્યું. પ્રેમના પ્રભુત્વે સિંહને કૂવામાં ખબકાવ્યો.

પણ સિંહ અને સિંહણને કૂવામાંથી કાઢે કોણ? સિંહ પડયો અજાડીએ, કાઢે એને ખાય. લોકો લાગણીથી દ્રવી ગયા. સિંહ અને સિંહણ કૂવામાં ત્રાડું દઇ દઇને થાકી ગયાં. એવી ત્રણ ત્રણ રાત ને ત્રણ દી પસાર થઈ ગયા.

છેવટ જંગલ ખાતાના અધિકારીઓને તેડાવ્યા. એમણે બેયને ઝકડાવીને કાઢયાં અને જૂનાગઢના વન્ય પ્રાણી સંગ્રહાલયના દવાખાને દાખલ કર્યાં. સારવાર શરૂ થઇ. ઇંજેકશનો માલિશ વગેરે ચાલુ થયાં.

સિંહણને બહું ઓછું લાગેલું. પણ સિંહને એટલે બધું લાગેલું કે તે ખાઇ શકતો નહિ. આજાર થઇને પડયો. સિંહ નથી ખાતો એટલે સિંહણે પણ ખાવાનું છોડયું. સિંહનું નામ પાડયું છે રોહિત અને સિંહણનું નામ પાડયું છે રોહિણી.

રૂડાં નામ પાડવાથી કાંઇ બિમારી ઘટે? સિંહની સાથે સિંહણે પણ માંડી લાંઘણું ખેંચવા.

એમને એમ છેવટ આબાર સિંહનું અવસાન થયું. પછી રોહિણીના આક્રંદનું પૂછવું જ શું? એણે અન્નજળનો ત્યાગ કર્યો અને સિંહનું મડદું કોઈને ખસેડવા દેતી નથી. પ્રાણી સંગ્રહાલયના સંચાલકોને મૂંઝવણનો કોઈ પાર પાર નથી.

છેવટ રોહિણીને ઘેનનું ઇન્જેક્શન આપી બેભાન બનાવી બીજા પીંજરામાં ખસેડવામાં આવી ત્યારે જ રોહિતનું મડદું ખસેડી શકાયું. ધીરે ધીરે રોહિણીને શોક ને ઉત્તેજનામાંથી વાળવાનું શરૂ કર્યું. સતત ત્રણ દિવસની મહેનત પછી રોહિણીએ થોડી સ્વસ્થતા મેળવી અને થોડું થોડું ખાવા પીવાનું શરૂ કર્યું.

રોહિણી હજુય જૂનાગઢના પ્રાણી સંગ્રહાલયમાં બંદીવાન છે. જ્યારે રોહિતના મૃતદેહમાં સ્ટફ ભરીને કાચના પિંજરે રખાયેલ છે.

પીંજરે પુરાયેલી રોહિણી હજીયે એના સાજણને શોધ્યા કરે છે ને વેળા કવેળા ગમગીન બની જાય છે :

સાજણ સીધાયા હે સખી, સૂના કરે અવાસ;
ગળે પાણી ન ઊતરે, હૈયે ન માયે સાસ.
સાજણનાં સપનાં રિયાં, વા'લાં રિયાં વિદેશ;
સંદેશો જો સાંપડે, જીવન જીવે વિશેષ.

(૩)

માનવીનું હૃદય વધુ સંસ્કારી હોવાને કારણે પ્રાણીના પ્રેમ જેટલી ઉત્કટતા નહિ હોય? ઉત્કટતા એ જડતાની નિશાની હશે? તો પછી તાદાત્મ્ય કોને કહેવાતું હશે? પોતાના પ્રિયતમનાં અધુરાં મૂકેલાં કામ એની પ્રેયસી કરે અને પ્રેયસીનાં અધુરાં પ્રિયતમ કરે એવી એક બીજાનાં અધુરાં પૂરાં કરવાની આપણી મહાન ફીલસુફી પ્રાણી સુધી કોણ પહોંચાડે કાં? સિંહનાં ક્યાં અધુરાં સિંહણ પૂરાં કરે અને સિંહણનાં ક્યાં અધુરાં સિંહે પૂરાં કરવાનાં?

કારણ કે માનવતાનાં, માનવ ઉત્કર્ષનાં, માનવ સેવા જેવાં કોઈ કામ આ પ્રાણીઓને કરવાનાં હોતાં જ નથી ને! એટલે જ કદાચ એકની પાછળ મરી જવાનું બીજું ઉતાવળ કરતું હશે. જડસુ રે જડસુ. શું કહેવું પશુને! આપણે તો એક મૂઓ ને બીજો ઊભો.

પંદરેક વરસ પહેલાં સૌરાષ્ટ્ર સરકાર હતી ત્યારે એણે ગિરના બોરિયાનેસમાંથી પકડેલાં એક સિંહને સિંહણ બેલાડને અમદાવાદની મ્યુનિસિપલ કોરપોરેશનને ભેટ આપેલાં. એને કાંકરિયાના વન્ય પ્રાણી સંગ્રહાલયમાં રાખેલાં.

ગિરના જંબુર ગામનો એક સીદી નામે બાબુ, એને રખવાળ તરીકે નીમેલો. આ સીદી બાદશાહ સિંહોને સાચવે, ખવરાવે પીવરાવે, બધી રીતે બેયનું લાલન પાલન કરે, અને સિંહ-સિંહણ અંદરના ઓરડામાં ચાલ્યાં જાય ત્યારે એનું એનક્લોઝર (વચલું બારણું) બંધ કરી આગળનું મોટું પીંજરું સાફ કરે, પાણીની કુંડી ભરે અને ખાવાનું પણ મૂકી આવે. આમ સિંહ સિંહણનાં લાલન પાલનથી સીદી બાદશાહ સાથે બેલાડ સારીપેઠે હેળવાઈ ગયેલ.

એમાં એક દિવસ વચલું બારણું બંધ કર્યા વિના બાબુ બહારનું પાંજરું સાફ કરવા અંદર ગયો અને સિંહણે એને જોયો. આવી અંદરના પીંજરામાંથી બહાર, ત્યાં સિંહ પણ એની પાછળ બહાર નીકળી આવ્યો. મોટા પીંજરામાં ત્રણેય ભેગાં થયાં. પણ સિંહણ ભુરાઈ હતી. એ બાબુની નજીક જવા માંડી. બરાબર નજીક આવી રહી ત્યાં સિંહે ઝડપથી આવીને સિંહણને પાછી હડસેલી દીધી. તીરછી નજરથી ધક્કો મારતાં જાણે કહેતા હોય:

કે "જોતી નથી આ દિનરાત આપણું ધ્યાન રાખે છે, આપણું લાલન પાલન કરે છે તો! એના ઉપર જ નગણી થઈને ધસી?"

સિંહે સિંહણને વારી ને બાબુનો જાન બચાવી લીધો. સિંહણ પણ સમજી ગઈ. સરદાર પાણીકરે આ સિંહનું નામ વનરાજ અને સિંહણનું નામ વનરાણી રાખેલું.

કેટલોક વખત તો બેલાડનું જીવન આનંદથી નિર્ગમન થયું. કુટુંબ પરિવારમાં બે બચ્ચાં પણ થયાં. પણ વનરાણી બિમાર પડી. ખૂબ સેવા સારવાર થઈ. વનરાણીની બિમારીથી વનરાજ અણમણો થઈ ગયો. ઉદાસીનતા ઘેરો વળી અને એક દિવસ

વનરાણી બે બચ્ચાં ને વનરાજને છોડીને ચાલી નીકળી.

વનરાજ એકલો થઇ રહ્યો. એનો સ્વાદ જીવનમાંથી ઊડી ગયો. ન ખાય, ન પિયે. પરાણે ખવરાવવાનું કરે, બાબુ સીદી પૂરા પ્રેમથી સિંહને હેત કરે પણ સિંહણની ખોટ કેમ કરીને પુરાય?

સિંહને જીવનમાંથી સ્વાદ ગયો અને એણે સિંહણ પાછળ દેહ છોડી દીધો.

મૂં મન લાગી તૂં મના, તૂં મન લાગી મૂં;
લૂણ વળુંભ્યો પાણીએ, પાણી વળુંભ્યો લૂણ.

પણ એનો કાળજે ઘા લાગ્યો સીદી બાબુને. એનાં ઊંઘ ભૂખ હરામ થયાં. ન સમજ્યો કે આ કાંઇ આપ્તજન થોડાં ગુજરી ગયાં છે? કે ન તો એના જાઇ ભાઇ અવસાન પામેલાં. પણ પ્રિત એવી છે મારા ભાઇ!

"આપ જલે ને જગ હસે."

છેવટ કાંકરિયા પ્રાણી સંગ્રહાલયના સંચાલક રૂબીન ડેવીડે હૈયાધરી આપી આપા ને ખાતો પીતો કર્યો.

(૪)

રામાયણમાં સીતા, મહાભારતમાં દ્રૌપદી અને ઇલિયડમાં હેલન યુદ્ધોનું મુખ્ય કારણ બનેલ છે. એટલે જ કહેવાયું હશેને! કે:

જર જમીન અને જોરૂ,
એ ત્રણે કજિયાનાં છોરૂ.

મૂડીવાદ અને સામ્યવાદનો ઝગડો જ આ જર ને જમીનનો છે ને? પણ લોકશાહીમાં સત્તાની એક ખુરશી માટે અનેક અહિંસક યોદ્ધાઓનાં યુદ્ધો માટે વધુ અવકાશ રહે છે. કારણ કે સત્તા એ જોરૂ—સ્ત્રી સ્વરૂપ છે. ત્યારે સિંહોના જીવનમાં સિંહણને સ્ત્રી ગણો, સત્તા ગણો, જર ગણો કે જમીન ગણો એ એક જ યુદ્ધ માટેનું સાધન બની રહે છે. શેષ માનવ જગતમાં અને પ્રાણી જગતમાં બધું સરખું જ છે.

ગિરના જંગલમાં સિંહનો શિકાર કરવાની મનાઇ થઇ એ પછી પણ સિંહના અકાળ મરણના બનાવો બનતા જ રહ્યા છે.

એક વખતે સૌરાષ્ટ્ર રાજ્યના સમયમાં એક સાથે સાત સાત સિંહો મરણ પામેલા મળી આવ્યા. અખબારોમાં ઉહાપોહ મચ્યો. સૌરાષ્ટ્ર રાજ્યની વિધાન સભામાં પ્રશ્ન પૂછાયો:

પ્રશ્ન: સિંહોનાં મરણ કયા સંજોગોમાં થયાં અને કેમ થયાં તે માનનીય મંત્રીશ્રી કહી શકશે?

જવાબ: હા, જરૂર કહી શકશે. ખાતાને મળેલા અહેવાલ મુજબ આ સાત સિંહોમાં ૭ નર અને એક માદા–સિંહણ હતી. આ માદાનો પ્રેમ જીતવા સિંહ સામસામા લડયા અને લોહીલુહાણ થઇ ગયા. એક બીજાને પંજા મારી ઊતરડવા લાગ્યા અને આખરે મરણને શરણ થયા.

પ્રશ્ન: તો વન્યમંત્રીશ્રી કહેશે કે સિંહણનું મૃત્યુ કેમ થયું?

જવાબ: પોતાના ચાહકોને પોતાની ખાતર અંદરો અંદર લડતા જોઇને છેવટે એ સિંહણે આપઘાત કર્યો.

સિંહ હંમેશાં સ્વયંવરથી વરે છે. અને બળવાન તથા જોબનવંતો સિંહ સિંહણ માટે વધુ આકર્ષણરૂપ બને છે. સ્વયંવરમાં ઘણીવાર સિંહો સિંહણ માટે સામસામા યુદ્ધો ખેલે છે. આવાં યુદ્ધોમાં પરાજિત સિંહ નામોશી વ્હોરી ને ચાલતો થાય છે ને ઘણીવાર આવા યુદ્ધોમાં એકાદ હરિફ મૃત્યુ પણ પામે છે. આવા પરાજયોમાં પરાસ્ત થયેલો સિંહ પાછલે બારણેથી પ્રવેશ કરીને વિજયી સિંહ માથે હુમલો કરવાનો બનાવ હજી સુધી નથી નોંધાયો.

*

માણસથી માછાં ભલાં, સાચી પ્રીત જ જાણ;
જો પાડે જળ જૂજવાં, નિશ્ચે છાંડે પ્રાણ.

# પહાડાંમાં ય પ્રસિદ્ધ

રાજવીર ગઢવી

[ આ પ્રસંગોના આલેખક જુવાનભાઈ રાજવીર ગઢવી ગિરમાં જ રહે છે ને ધોડકવા ગામે સર્વોદય ઉપકેન્દ્રનું સંચાલન કરે છે—સં. ]

કેસર, ચંદન ને નિજ કુરંગ,
ચારણ સેંદુર ને સિદ્ધ;
એતાં નગર ન નીપજે
પહાડામાં ય પ્રસિદ્ધ

સિંહ અને ચારણોનો આદિ વસવાટ જ પહાડો હતા. આજે પણ ગિરના જંગલમા બન્ને સાથે જ વસે છે. અને સિંહની સાથે વસનારાં પણ સર્વદમન જેવાં જ થાયને? ગિરમાં વસનારાં ચારણના બાળકો સર્વદમનથી ચાર છોગાંવા ચડે એવા પાકે છે.

માલધારી ચારણો એટલે દિન બધો ઢોરને લઈને જંગલમાં જ ભમવાનું. એક ગોબા (લાકડી) સિવાય એને બીજું હથિયાર ન હોય. તુલસીશ્યામ પાસે જૂનો મીઢાનો નેસ છે. આ નેસમાં એક માલધારી ચારણ હતો. એને બે દીકરા. એકનું નામ રાણો અને બીજાનું નામ રામ. હજી તરુણાવસ્થામા જુવાનીના મહોરેય નહિ ફૂટેલા. બેય ભેંસુના ખાડુમાં જાય. નવરા પડે ત્યારે માતાજીની સ્તુતિઓ ગાય.

પણ બેય રમતિયાળ. સિંહ કે સિંહણને જુએ એટલે અટક્ચાળો કર્યા વગર ન રહે. જાનવર ( સાવઝ ) ભાળે એટલે મનમાં ચટપટી થાય. ક્યારેક પાણા મારીને ચાળો કરે ક્યારેક લાકડીના ઘોદા મારીને સિંહને કરે ભગાડે, સાંઢેડા નેસથી થોડે દૂર આવાં અટક્ચાળાં કરવામાં આઠ દસ છોકરા એક દી ભળેલા. એક સિંહણને કરમદીના દૂવાને છાંયે સૂતેલી ત્યાથી તગડી. સિંહણ ઊંઘમાં લીધે જાય તે આઘે જઈને એક નાળામાં જઈને સૂતી

છોકરાં ત્યાં પહોંચ્યાં. પાણા મારી મારી ને પાછી ઉઠાડી. એમાં સિંહણ છંછેડાઈ ને મારી તરાપ; તે આગલા છોકરાના ડેકરા માથે ઝાતું કરી લીધું. છોકરાઓએ ગોકીરો કર્યો. માણસ ભેગું થઈ ગયું ને સિંહણને ભગાડી. પણ છોકરાને ખાટલે નાખીને લાવવો પડેલો.

રામ ને રાણો એવા અટક્ચાળા. એક દી ખરા બપોરનું ટાણું, જોયું તો એક ભેખડ નીચે વેળુમાં છાયો ઢળેલો એમાં એક સાવઝ ઘોર્યા કરે. બેય છોકરા ભેખડ ઉપર ચડી ગયા. બેય ભાઈ વાતું કરે કે "કેવો મીઠી નીંદરમાં ઘોરે છે? હાલો એને જગાડીએ, ભારે મજો આવશે."

બીજો કહે: "પાણા લાકડાંથી જગાડવામાં શું મજો?"

પેલો કહે: "તયેં સિંહને માથે જ ખાબકિયે. જોવા જેવી થાશે."

"હા, ઈ વાત સાચી હો! ભારે રંગ જામે, તંયે ખાબકવા દે મને!"

બેય નાના મોટા ભાઈ હુંસા તુંસી કરે છે. નાનો કહે હું પડું અને મોટો કહે હું પડું. ઘડીક વઢવાડ જેવું કર્યું. છેવટ રામ કહે "હું મોટો છું, એટલે મને જ પડવા દે"

રામ તો થયો તૈયાર ગોબો રાણાને આપીને પછેડીનો માર્યો કછોટો અને "હૂપ!" કરતોકને ભેખડ ઉપરથી ખાબક્યો બરાબર સૂતેલા સિંહને માથે.

સાવઝ પણ કાંઈ ભાગ્યો છે! કાઇ ભાગ્યો છે! પાછું વળીને જુએ ઈ બીજા. અને બેય ભાઈ દાંત કાઢી કાઢીને ઊંધા થઈ ગયા. "કેવો ભગાડયો કૂતરાને?"

આ મહા બળવાન પ્રાણી જેટલું બળવાન છે એટલું જ ભડકણ છે. જેટલું પરાક્રમી છે એટલું

જે ટરડકણું છે. એક વખત જો જાગી ગયો ને ક્રોધમાં આવી ગયો પછી તો બીજી ભાત્ય છે, પછી તો મોત સામે આવીને ઊભે તો ય છક્કા છોડાવી નાખે.

આ ચારણબાળ રામ અને રાણો પછી તો ચગતા ગયા. નાનો ભાઈ રાણો એક દી રામને કહે: "તું સિંહને સાથે ખાબકયો તો હું સિંહને ગળે ચામડાની ઢાલ પહેરાવી આવું."

ભારી જોખમનું કામ. જાગતા સિંહને ગળે હાથ નાખવાનું, પણ એનું તો રામ કે રાણાને નામ નિશાન ન મળે. બેય જણાએ ગોઠવણ કરી. ભેખડ પાસેથી સિંહ પસાર થાય ત્યારે એ અસાવધ હોય. એટલે ભેખડને અધોલે બે ય સંતાઈ રહે.

એમાં એક દી લાગ આવ્યો. સિંહ બરાબર ભેખડની અડોઅડ થઇને નીકળ્યો. જેવું સિંહનું માથું બહાર આવ્યું કે રાણાએ ઝબ દઈને ગળામાં ઢાલ પરોવી દીધી. સિંહ અચાનક પહેરામણીથી ભડકયો ને ભાગ્યો. ઢાલ સોતો ભાગ્યો જાય. મૂંઝવણનો કોઇ પાર નહિં. ગળે ભૂત વળગ્યા જેવું લાગે પણ ઢાલ શ્યે નીકળે ?

ઘણું ઝાવાં નાખ્યાં હશે, માથાં ઉલાળ્યાં હશે, પંજા ભરાવ્યા હશે. પણ ભાગ્યો જ જાય. બીજે દી છોકરા ઢાલ ગોતવા નીકળ્યા. એ ય તે સિંહના સગડે સગડે હાલ્યા જ ગયા. ગોતતાં ગોતતાં બારેક ગાઉ જાતાં ચૂંથાઇ ગયેલી ઢાલ મળી આવી.

(૨)

ગિર–સાસણથી દસેક માઇલને અંતરે ડીટા અને કાંટાનેસ આવેલ છે. આ ડીટા નેસમાં લખમણની નામે ચારણ માલધારી રહે. લખમણની શાખ ગેલવા એટલે લખમણ ગેલવાના નામથી સૌ ઓળખે.

આ લખમણને દસ બાર ભેંસો, એટલે નાનો એવો માલધારી. પણ ગિરના નેસમાં ગમે તેવી મુશ્કેલી કે સારા નરસા વરસમાં પણ અતિથિને કદી વરસ વરતાવા ન દે એવા દલગજા. આવ્યા ગયાના આદર સત્કારમાં ઓળઘોળ થઇ જાય.

લખમણ ગેલવો માલધારી નાનો પણ ગજાવાળો આદમી. એના દિલનું કાઠું જબ્બર. ભેંસું થોડી પણ સૂંઢ વિનાની હાથણી જોઇ લ્યો. સાવજની સામે બથોડાં લ્યે એવી. અને રાત દી સાવજ સાથે રહેનારાં માલઢોર હાડબળુકાં જ થાય. એ તો જેવો જેનો વાસ અને જેવો જેનો અભ્યાસ. હાલતાં સાવજ મારણની લાલચે આવી ચડે અને હાલતાં ભેંસું એને તગડી મૂકે.

એકવાર જંગલ ખાતાના ઉપરી અધિકારી અને બીડગાર્ડ (જંગલ ખાતાના રખવાળો) લખમણ ભેંસુ ચારતો હતો ત્યાં શોધતા શોધતા આવી ચડયા. આવીને કહે :

"ગઢવી ! આ બાજુના કરમદીના દૂવામાં સાવઝ બેઠો છે. એને અગારે ઉઠાડવો છે પણ કેમે ય કરતાં ઊઠતો નથી. તારી ભેંસુને પાણીમાંથી ઉઠાડય ને ઇ હાકો કરે તો કદાચ સાવઝ ઊઠે."

"હવે ઇમાં કઇ મોટી મામલત હતી ! સાવઝ ઉઠાડવો છે ને ! તે તમારાથી ન ઊઠયો ? ઇ તો ગર્યનો કૂતરો કે'વાય. અબઘડી ઉઠાડી દઉં."

લખમણ ગેલવે ભેંસુંને પાણીમાંથી ઉઠાડી. સીસકારો કરતાં તો દસે ય ભેંસે પૂંછડાંને વળ દઇને માથાં ઉછાળ્યાં. અંગ કમાન જેવાં કરી ત્રાંસે શીંગડે દસેય ઘોડિયું. કરમદીના દૂવા ફરતી ગોઠવાઇ ને સિંહને વચ્ચે લઇ લીધો. ઘોડી ઘોડીને સિંહને ઢીંકે લીધો.

અચાનકના આક્રમણથી સિંહ બેબાકળો થઈ ગયો. ભાગી છૂટવાનો મારગ ન મળે. એક બાજુ ધસારો કરે તો ત્રણ બાજુથી ભેંસું શિંગડે ઉડાડે. ફૂટબોલના દડા જેવી દશા કરી મેલી. થોડીવાર તો જુદ્ધ જામ્યું. પણ સિંહ ઘા કરવા કરતાં તો ભાગવાની જ વેળા સાંધતો હતો.

લખમણ ગેલવે ઘડીક ભેંસુંને સિંહ સાથે રમાડીને સિંહને જાવા દીધો. પણ લાદોડા કાઢતો ગયો. આ બધું નજરોનજર જોનાર અધિકારીઓ અને બીડગાર્ડો તો ખુશ થઇ ગયા. ભેંસુ પાછી આવી ને લખમણને ચાટવા માંડી. લખમણે ભલકારિયું દઇ દઇ ભેંસુને માથે હાથ ફેરવી પોરહાવી

પોરહાવીને હેત કર્યું. સરકાર તરફથી એને ૧૦૦ રૂપિયા ઇનામ મળેલું.

(૩)

જામવાળાથી ૭ એક માઇલને અંતરે મોતીડી અને સોમાનીસર નામના નેસ છે. ધાંતરડી નદી કાંઠાના આ નેસમાં ચારણ માલધારી વાજસુર રહે. શાખે કેરવા. ત્યારે આ નેસમાં ૭ સાત ઝૂંપડા. ભેંસુ ચારે ને માતાજીના મંગળ ગાઇ આનંદ કરે.

એક દીનો સમો, વાજસુર અને પાંચ ૭ ચારણો બેઠા બેઠા કાલી ઘેલી ભાષામાં માતાજીના છંદ ગાય ને વાતુંના ગલબા કરે. એમાં કોઈ શિકારીએ જંગલમાં સિંહને માથે બંધૂકનો ઘા કર્યો તે થોડો ઘણો ઘાયલ થઇને ઘુરાંટો ચયેલો સાવઝ ઓચિંતાનો માલના ઝોકમાં પડ્યો.

અચાનક સાવઝ ભાળતાં તો ભેંસુમાં ભંગાણ પડયું ને ઝૂંપડામાં બેઠેલા ચારણો મંડયા જેમ આવે એમ ભાગવા. પણ સાવઝ તો સીધો કૂદયો ઝૂપડામાં અને વાજસુરનો જમણો પગ મોઢામાં પકડીને માંડયો ઝોંટા મારવા.

વાજસુર ખાટલા માથે બેઠેલ. અચાનક સાવઝે પગ મોઢામાં લઇ લેવા છતાં જણ થડકયો નહિ. એમને એમ બેસી રહી સાવઝના બે કાન કચકચાવીને પકડયા ને માંડયો આમળવા. સાવઝ વાજસુરના પગમાં દાઢા ભરાવીને ઝંઝેડવા મથે અને વાજસુર સાવઝને જોર કરવા દયે નહિ. વાજસુર પણ સાવઝના કાનને ઝૂડની જેમ વળગ્યો.

વાજસુરે ઘણા ચહકા કર્યા કે "ધોડો ! ધોડો ! કોઈ આ સાવઝને ગૂડી નાખો. મેં બરાબર કાન પકડયા છે. ચહકવા નહિ દઉં. મરી જાઇશ તોય નહિ છોડું."

પણ કોઇની હિમત ન હાલી. વાજસુરને તો મરવા મારવાના જ ખેલ હતા. છેવટ એણે સાવઝની ગરદનમાં ડાબો પગ ભરાવ્યો અને જોર કરીને એક બાજુ સાવઝ ફંગોળ્યો ને બીજી બાજુ પોતે પડયો. ખાટલો ઉલળ્યો ને ધબાકા બોલ્યા. એમાં સાવઝ ભાગ્યો.

સાવઝે જમણો પગ વીંઝ્યો પણ સાજો સારો રહી ગયો. આજે વાજસુરની ઉંમર ૩૭–૩૮ વરસની છે. પગમાં સાવઝના દાઢાની નિશાનીઓ રહી ગઇ છે. આ વાતને હજી દસ અગિયાર વરસ માંડ થયાં હશે. ગર્યમાં સાવઝની હારે જીવનારાને સાવઝ થઈને રહેવું પડે છે. એમાં કોક દી સાવઝ શરમા આવે તો કોકદી માણસ શરમાં આવે. અને સાવઝ જેવા સાવઝ ભડકે તયેં માણસ પણ ભડકે તો ખરાંજ ને ?

(૪)

ગિરમાં રહેનારાંઓને જાનવર (સિંહ)ની બીક નથી હોતી એટલી ગર્ય (ગિર)ની બીક લાગે છે, એટલે કે ગિરમાં ઝાડનાં મૂળિયાંના ધોવાણવાળું પાણી પીવાથી 'પીઓ' થાય છે. પેટ આફરી ગયા જેવું મોટું થઇ જાય અને શરીર ગળી ને પીળું થઇ જાય છે એની બીક ભારે હોય છે. એક નદી બીજી ગિરની નદીને પૂછે છે :

શાવલ પૂછે જમરીને કે તારાં પાણી કેવાં ?
(તો, કે) હાંફે ઓકે ને આફરે, સવારે એવાં ને એવાં.

નદી જમરીનો ય તે બરો ઓછો ? પાછી એમાં અભિમાન લેતી હોય એમ કહે છે :

જમરી કે', હું જોરાવરી, કાબરો મારો જેઠ;
પેલાં નાખું ઝાટલે, ને પછી વધારૂં પેટ.

આ જમરી નદીમાં ઠેક ઠેકાણે ધૂના છે. માલધારીઓ એને પાટ કહે છે. કાળીપાટ, પીળી પાટ, નીંભાશની પાટ ને ધોકડવાની પાટ ને એવી બધી. જે વાઘાભાઇ માલધારીની વાત કરૂં છું એમનું ય ડેબું અત્યારે ગર્ય લાગી હોય એવું વધી ગયેલું છે. પંચાવનેક વરસની ઉમર છે. પણ આ વાત તો પંદરેક વરસ પહેલાંની છે. તે દી વાઘાભાઇની ભરજુવાની. ચાળીસેક વરસનો લોંઠકો આદમી.

દોઢીનેસના આ રબારી વાઘાભાઈનો નાનો ભાઇ ભેંસુ લઇને ચારવા ગયેલ તે ધોકડવાની પાટમાં બેસાડેલી. બપોરનું ટાણું તે વાઘોભાઇ પોતાના નાનાભાઇ માટે ભાત લઈને નીકળ્યા.

પાટથી થોડેક દૂર એક બેલાડ ભટકાણું (સિંહ ને સિંહણ). ભૂખ્યું હશે કે ભુરાંટું થયું હશે તે આવ્યું વાઘાભાઈની માથે. વાઘાભાઈએ બેલાડને આઘું રાખવા પત્થરો લઈને સિંહણ માથે ઠોક્યો. સિંહણને જડબામાં વાગતાં તો સિંહ ઉશ્કેરાણો અને લાગલી જ વાઘાભાઈના પેટ માથે તરાપ મારી.

વાઘાભાઈએ ઘણું બચવાનું કર્યું પણ બે વખત સાવઝે મોઢેથી ઝાવું કરી લીધું. સાવઝના નહોરથી અંગ ઊતરડાઈ ગયું. પણ વાઘાભાઈએ મરણિયા થઈને સિંહની ગરદન પકડીને માથેથી ફાળિયું ખેંચી સાવઝના મોઢામાં ભરાવી દીધું ને ઝપાઝપી થઈ પડી. વાઘાભાઈ સિંહ હારે બથ્થો બથ્થ આવી ગયા ને ગોકીરો કર્યો.

ગોકીરો નાનાભાઈને કાને પડતાં ગોબો લઈને દોડયો. ભેંસુ પણ પાણીમાંથી ઊઠી ઊઠીને દોડી સિંહને સિંહણ માથે. ચારે કોરથી ભીંસ કરીને બેલાડને ભગાડયું.

વાઘાભાઈને લોહી નીંગળતી હાલતમાં ઘેર લાવ્યા. માલધારીઓના આગ્રહથી ધોકડવે દવાખાને દાખલ કર્યો, પણ સુધારો ન થયો. પેટમાં અને નહોરના ઊઝરડામાં પાક થઈ ગયો. છેવટ ગિરની દેશી દવા કરી. 'વઢવેડીઓ નામના ઝાડની છાલથી સારું થયું.

આ વાઘાભાઈને અત્યારે જોઈએ તો જમરીનો દુહો યાદ આવે એવું મોટું ડેફરું (પેટ) છે. સિંહે મોઢાં માર્યાની અને નહોરના ઊઝરડાની નિશાની છે. એમને કોઈ દિવસ મેં કેડિયું પહેરતાં ભાળ્યા નથી. કોઈ ગામ ગામતરે જતા હોય અને પહેરતા હોય તો ભલે. નહિ તો એક કાછડી ને હાથમાં ગોબો લઈને જ જ્યારે જુઓ ત્યારે મળે. માલઢોરમાં પાછા પડી ગયા છે. હાલ જામવાળા પાસે ભાખા ગામે રહે છે.

(૫)

કોડીનારનું હરમડીઆ ગામ. ગામથી એકાદ માઈલ છેટે અંતુભાઈ ભટ્ટની વાડી છે. વાડી પાસે કરજાળા નામનું નેરડું છે. આ નેરડું એભલગઢના પાદરમાંથી નીકળી ને સાંગાવાડી નદીને મળે છે.

જગ્યા રળિયામણી. આઠેક વરસ પહેલાંની વાત. ત્યારે હજી કૂવાઓ ઉપર મશીન નહિ મૂકાયેલાં. નદી ઉપર ઓરીઆથી કે કોસ માંડીને પાણી પવાતાં.

કૂવાના પૈયાથી સોએક ફૂટને અંતરે એક ઘેઘૂર વડલો છે. એક દીના સમે બપોરના અગિ-



૧૭મી સદીની આખરના બિકાનેરશૈલીના એક ચિત્રમાં સિંહ અને પાડો

ધારેક વાગ્યે એક ડાલામથ્થો અચાનક આવી ચડયો, અને પૈના નજીક માલઢોર બાંધેલ તેમાંથી વાછરડાને પકડયો અને માડયો બાગરોટો બોલવા.

ત્યારે બે કોળીના છોકરા ત્યાં. એમાંથી એક ચૌદેક વરસનો ભાણુ નામનો છોકરો ધગી ગયો. લાકડી લઇને દોડયો. પણ દેવા જ માડયો સોઇ ઝાટકીને. લાકડીની પ્રાછટ બોલાવવા માડયો.

સાવઝનો બરડો બેવડ વાળી દીધો. સાવઝના મેઢામા વાછડો ને માડયો ભાણુ સામે ધૂરકવા.

પણ આ ચૌદ વરસના કોળી બાળે લાકડીઓ સબોડવા જ માંડી. ઝઝકયો જ નહિ.

સાવઝ વાછડાની બોચી માથે જોર કરી શકયો નહિ, પણ લાકડીની પ્રાછટે સાવઝને વાછડાની બોચી છોડી દેવી પડી લાકડીનો માર તો પડયા જ કરતો હતો, ત્યાં તો હાકલા પડકારા થયા ને લાકડિયુંના માર ખાતો સાવઝ મુંઝાઇ ને ભાગ્યો.

આજે એ વાછડો મોટો બળદ થઇ રહ્યો છે. ને ખેતીમાં સારૂં કામ આપે છે એનું નામ રાખ્યું છે સાવઝડો. ભાણો અટાણે જુવાનજોધ થઇ રહ્યો છે કોઇ મેઘાણી ઈ ટાંકણે હોત તો એની છાતી ગજ ગજ ફૂલાઈ ને માલીકોરથી ગીત ગૂંજવા માંડત કે:

## કિશોર કોળી

ચૌદ વરસનો કિશોર કોળી
કાચો કુમળો કિશોર કોળી
આગ ઝરતો કિશોર કોળી
ત્રાડ ગજવતો કિશોર કોળી
ઊભો રહેજે !

ત્રાડ દીધી કે ઊભો રહેજે
ગિરના કૂત્તા ઊભો રહેજે
કાયર કૂત્તા ઊભો રહેજે
ગા ગોઝારા ઊભો રહેજે
ગોબો લીધો

હાથ હીલોળી ગોબો લીધો
કુમળી વયનો કિશોર જોદ્ધો
દુધમલીઓ એ દોડયો સીધો
મૃગેન્દ્રના મૂંડામાં દીધો
પ્રાછટ બોલી

લાકડિયુંની પ્રાછટ બોલી
વાર કરી વેગ વટોળી
નાનકડા તેં દેહ નીંડોળી
સાવઝના બરડામાં ચોડી
ધૂમ મચાવી

ભડવીર ભાણે ધૂમ મચાવી
પંચાનનને પાઠ ભણાવી
જાખીનાં જડબાં ખોલાવી
વાછરને તે લીધ બચાવી
ડંકો દીધો

કિશોર ભાણે ડંકો દીધો
ભાણો નહિ તું ભાણ અટંકો
બનબંકો બાળકથી બીધો
વનરાવનનો મારગ લીધો
ભાણ પ્રકાશે

ભારતમાં જો ભાણુ પ્રકાશે
જ્ઞાન તણી જો જ્યોત છવાશે
યૌવનનાં અંતર અજવાસે
અંધારાં ઘટશે આકાશે
તરૂણ જાગે

તરવરિયા જો તરૂણ જાગે
કુમળાથી કંઠીરો ભાગે
દુખળિયાથી દૈત્યો ભાગે
છોરાથી છોગાળા ભાગે
જય વરતાશે

દીન દુખિયાંનો જય વરતાશે
ખુરાંટ ખેતર છોડી જાશે
ડોબાંના ડચકારા જાશે
દેશતણું ભાવિ પલટાશે

*

# મેણાના માર્યાં

સુરગભાઈ વરૂ

[ આ અંકમાં સિંહના પ્રસંગો આલેખનારા ઘણા ખરા સ્વાનુભવના જ પ્રસંગો આલેખે છે તે એની વિશિષ્ટતા છે. થોડીક જ કથાઓ એવી હશે જેણે સ્વાનુભવી પાસેથી સાંભળીને લખી હશે. ‘મરદોની મરણ મોજ’માં દ. શ્રી પુંજાવાળાએ વાઘણિયા દ. શ્રી અમરૂવાળાનો પ્રસંગ આલેખ્યો છે. આ ‘મેણાના માર્યાં’ પ્રસંગમાં પણ દ. શ્રી અમરૂવાળા આવે છે. આ પ્રસંગના આલેખક શ્રી સુરગભાઇ વરૂ વાઘણિયા દરબાર અમરૂવાળાના બનેવી થાય. એલ. એલ. બી. નો અભ્યાસ પૂરો કર્યા પછી શ્રી સુરગભાઇની વાઘણિયા તાલુકાના મેજીસ્ટ્રેટ તરીકે વરણી કરવામાં આવેલી. ભૂપત (ડાકુ) ત્યારે દ. અમરાવાળાનાં ઘોડાં સાચવતો અને ડ્રાઇવીંગ કરતો. ‘બહારવટીઆને બદલે સિંહ દર્શન’માં એ સંબંધે પણ ભૂપતને મળવા શ્રી સુરગભાઇ શ્રી રતુભાઇ સાથે જોડાયેલા. આમ ઘણાખરા આ પ્રસંગો સ્વાનુભવના જ છે. અને ‘મેણાના માર્યાં’ પ્રસંગ તો સિંહના શિકારમાં અને સિંહના જીવનમાં એક નવો જ પ્રકાશ પાડે છે.—સં ]

વાઘણીઆ દરબાર શ્રી અમરૂવાળાના ફૂઇના દીકરા નાનાભાઇ બસીઆ ભારે મશ્કરા. પંચ્યતું ૭ મણનું વજન, શરીર અદોદળું, માંડ માંડ હાલી શકે, પણ શિકારનો ગજબનો શોખ.

એક વખત અમરૂભાઇએ દીપડાનો શિકાર કરીને નાનાભાઇને ચીડવવા મોટરમાં નાખીને વાઘણીઆ લાવી નાનાભાઇને દીપડો દેખાડ્યો.

“બાપુ! મને તો સાથે તેડતા જાવો તો!” અમરૂભાઇને ઠપકો આપતાં નાનાભાઇએ કહ્યું.

“નાનાભાઇ! દીપડાના શિકારમાં તમે સાથે હો તો તમને મેડે (માચડે–મચાણે) માંડ માંડ ચડાવવા, અને બધાયે છુપાઈ ને દીપડાને શંકા ન જાય તે માટે શાંત બેસવાનું હોય તે વખતે તમે ઝોલે ચડો ને તમારાં નાખોરાં (નસ્કોરાં)ની શરણાયું ચાલુ થાય તમને બુંધિયાળને તે સાથે કોણ લઇ જાતું'તું?” નાનાભાઇની મશ્કરી કરતાં અમરૂભાઇએ કહ્યું.

“તો પછી મારૂં પેટ બાળવા અને મને દેખાડવા આ દીપડો શું કામ લાવ્યા?” નાનાભાઇએ ખીજાઇને કહ્યું.

“તે તમે ય શિકાર કરીને અમને ખીજવોને!” નાનાભાઇને વધુ ખીજવવા અમરૂભાઇએ મહર કર્યો.

“હવે બચાડી દીપડી મારી એમાં તો શું ડાઢો છો? એ...સાવઝ મારીને ન લાવું તો મારૂં નામ નાનો બસીઓ નહિ.” નાનાભાઇએ મૂછે તા દઇને કહ્યું.

આ વાતને મહિનાક દિવસનાં વહાણાં વિત્યાં હશે. રાતના દસેક વાગ્યાનો સુમાર હશે, દરબારગઢના ચોકમાં દ. શ્રી. અમરૂવાળા બીઝીક ખેલતા હતા ત્યાં હુડૂડૂડૂ કરતીકને મોટર પાસે આવી અને હોર્ન ઉપર હોર્ન વગાડતા નાનાભાઇ મોટરમાં બેઠા બેઠા મરકતા હતા.

“નાનાભાઇ! તમે તે શું ઇડરિયો ગઢ જીતી આવ્યા તો તે આટલાં હોર્ન વગાડો છો?”

“એ હા! હા! અહીંઆ આવો, કાંક દેખાડું!” નાનાભાઇએ કહ્યું.

“ઇ દેખાડવાનું તમારી પાસે રાખો, તમારે પગે મેંદી થોડી દીધી છે? ને હેઠા ઊતરો નહિ તો ટીંગાટોળી કરીને ઉતારવા પડશે!”

“હું મશ્કરી કરતો હોઉં તો મારા સમ, અને તમે અહીં ન આવો તો મારા સમ.” નાનાભાઇએ અમરૂભાઇને સમ દેતાં કહ્યું.

સમ દેતાં અમરૂભાઇ મોટર પાસે ગયા. એટલે મોટરની પાછળની સીટમાંથી તાજા જ મારેલા સાવઝનું ચામડું કાઢીને અમરૂભાઇને દેખાડીને પૂછ્યું:

"બોલો, જોઈ બાપુ! આ શેનું ચામડું છે?"

"છે તો સાવઝનુ" અમરૂભાઈ કહ્યુ

બીજુ ચામડુ ઉપાડીને નાનાભાઈએ ફરીને પૂછ્યુ "આ શેનુ છે?"

"હે! હે! નાનાભાઈ તમે ખરેખર બે સાવઝ માર્યા?" અમરૂભાઈએ નવાઈ પામીને પૂછ્યુ

"હવે હે હે શુ કરો છો? તમે તો એક દીપડી મારી'તી અને મારૂ પેટ બાળ્યુ'તુ હવે કોઈ દી પેટ બાળશો? બોલો, કેટલા ચામડા દેખાડુ?"

"બઉ બઉ તો ત્રણ સાવઝ માર્યા હશે એમા તો ચકલી કૂવેકે ચડી" અમરૂભાઈએ મશ્કરી કરતા કહ્યુ

"'નહિ વદુ,' 'નહિ વદુ' એ તમારા રાજાના લખણ ભારે રૂડા બોનો જોઉ! કેટના માર્યા હશે?"

"તમે ત્રણ માર્યા હોત તો એક ઘેટો સાચો ને મોણ ગાલના નગર આ અરોહળા ડીને કેટના સાવઝ માર્યા એ કહોને!"

"લ્યો ત્યારે ગણો!" એમ કહીને એક પછી એક ચામડા ઉપાડતા જાય અને એક બે ત્રણ ચાર પાચ એમ ચૌદ ચામડા ગણી દેખાડયા તેમા બે અર્ધા ખવાઈ ગયેલા ચામડા હતા

"અરે આ તો ચકો શણો રણ જીતીને સાવઝ મારીને પધાર્યા છે શાહબાશ નાનાભાઈ! તમે તો શિકારમા અમારૂ પાણી ઉતારી નાખીને સાવઝ મારવામા દુનિયાનો નવો રેકર્ડ ઊભો કર્યો"

"ઈ રેકર્ડની વાત કયાક છપાવતા નહિ, નહિ તો એજન્સીને જાણ થઈ તો અનીડા તાલુકાને પીખી નાખશે એટલે કોઈને ખબર ન પડે એમ તરનડા આ ચામડા રગાવા મોકલી દયો"

"એ તો બધુ થઈ રહેશે, પણ માડીને વાત તો કરો! આટલા સિહ કેમ અને કયાથી માર્યા?" અમરૂભાઈએ પૂછ્યુ

નાનાભાઈએ માડીને વાત શરૂ કરી

"હુ ગિરમા અનીડા તાલુકાના ડેડકિયાળી ગામે વજે (ખગાનો દરબાર ભાગ) જોખવા ગયેલો ગામના ખેડૂતોએ મને કહ્યું કે "નાના બાપા! આ સાવઝુએ ભારે ઉપાડો લીધો છે અઢાર સાવઝનુ ટોળુ એવુ હળી ગયુ છે કે રોજ ને રોજ એકાદ ગાય, બળદ કે ભેસ મારી નાખે છે આનો જો ઉપાય નહિ થાય તો અમારા ઢોર સાફ થઈ જશે"

"મે કહ્યુ કે આજે જો સાવઝ મારણ કરે તો મને ખબર દેજો હુ પે પેટ્રોમેકસમા ગ્યાસતેલ પુરાવી ને તૈયાર રખાવીશ

"થોડુ અધારૂ થયુ ત્યા ગામમા ઉતારાની બાજુમા જ ગામખાડ દાખલ થતુ હતુ ત્યા ખા ઉપર અઢાર સિહ ખાબકયા ને એક ભેસને મારી નાખી ભેસની મરણ ચીસ સાભળીને હુ એકદમ પેટાવેલી બત્તીઓ ઊપડાવીને તરત જ બહાર આવ્યો ભરેલી ત્રણ બદૂકો પસાયતા પાસે ઊપડાવી

"પાદરમા જોયુ તો અઢાર સિહ ભેસને ખાવા વળગી પડ્યા'તા મે બત્તિયુ સાવઝ બરોબર દેખાય તે રીતે ઝાડની ડાળે બધાવી દીધી ને પાસે આવેલા ઊકરડા ઉપર હુ ચડયો ઓડવો લઈને પસાયતાને બે બદૂક ઝાલી રાખવા કહ્યુ

"અને માઉઝર (બદૂકની જાત) ખભે ચડાવીને નિશાન લઈને ભડાકો કર્યો એક ભડાકે એક સાવઝ પડયો એટલે સાવઝ ભાગ્યા ભાગતા માથે બીજો ભડાકો કર્યો એટલે બીજો પડયો થોડેક સાવઝો ભાગ્યા ને પાછા ફર્યા ને પાછા ભેસને ખાવા લાગ્યા

"એટને મે પાછો ભડાકો કરી ને ત્રીજાને પાડયો સાવઝ ભાગે ને પાછા આવે બત્તીના તેજમા અજવાળ જાય એટને કયાથી બદૂક ફૂટે છે એ ખબર ન પડે એમ મે ૭ અવાજે ૭ સાવઝ ઢાળી દીધા.

"એટને તો સાવઝ ખરેખરા ખારા થઈને કુડાળે પડી ને ઘે ઘે કરીને ઘૂમવા માડયા એટલે પસાયતો કહે

"બાપુ! આ ૭ છેડાયેલા સિહ જીવતા રહેશે તો કોક માણસને વેડશે' એટને મે તેની ભરેલ એડનીકર (બદૂકની જાત) હતી તે ઉપાડી અને બીજા ૭ અવાજ કરી બીજા ૭ ને ઢાળી દીધા આથી બાકી રહ્યા તે ૭ પાછા હટી ગયા

"પણ ખૂબ જ ભૂખ્યા હોય કે કોણ જાણે પણ પાછા આવ્યા ને ત્યાં પડેલા એ સાવઝને ખાવા મંડ્યા. મને ય નવાઇ લાગી સાવઝને સાવઝ ખાય તેની. એ સાવઝને આ છ સાવઝ અડધા અડધા ખાઇ ગયા. એટલે મારો હાથ સખણો ન રહ્યો. બે જોટાળી એક્સપ્રેસ ભરેલી હતી તે ઉપાડીને એને વીંધી નાખ્યા.

"આમ બધા થઇને ચૌદ માર્યા. આ બંદૂકના તાશેરાથી અને સાવઝની ગર્જનાથી ગામેડુંએ ભેગું થઇ ગયેલું. એટલે પછી મેં ઉનારામાં પડેલી મોટર બહાર કઢાવી ને સિંહો માથે નખાવી અને ગામેડુંએ હાકલા પડકારા કર્યા ત્યારે બાકીના ભાગી ગયા.

"ઓલો બાપુ ! કોણ બુંવિયાળ ?" નાનાભાઇએ મૂછે તા દઇને હસતાં હસતાં કહ્યું.

"અવરતિયાની જાત જ આળવીતરી, એક બે ત્રણ નહિ ને ચૌદ સાવઝ ધબેડી નાખ્યા." અમરૂભાઇએ હસતાં હસતાં કહ્યું.

**નોંધ:** આ બધો બનેલો પ્રસંગ છે. આ બધાંય ચામડાં શ્રી. રતુભાઇ અદાણી અને મિત્રો અમરેલીના તરવડા ગામે ચર્માલય ચલાવતા એ ચર્માલયમાં રંગાવેલાં. આ પ્રસંગ જોતાં હું માનું છું કે આટલી મોટી સંખ્યામાં અત્યાર સુધીમાં એક સામટા ચૌદ સાવઝ કોઇએ નહિ માર્યા હોય. અને તે રેકર્ડ તરીકે રહે તેટલા માટે તમારા ઉપર લખી મોકલેલ છે. બીજું આમાં ઘણી વિચિત્ર વાત જાણવા મળે છે તે સિંહને સિંહ ખાઈ જાય તે સિંહનો સ્વભાવ જોવા મળે છે. વાઘણીઆ દરબારે પણ એક વખત સિંહ મારેલો ને બીજા સિંહ ભાગી ગયેલા, ને થોડીવાર થોભ્યા એટલે ભાગી ગયેલા સિંહોએ પાછા આવીને મરેલા સિંહને ખાધેલો. પહેલાં કહેવાતું કે કે ગિરમાં મરેલ સિંહનું પાડું (મડદું) જડતું નહિ. આ ઉપરથી અનુમાન કરી શકાય કે મરેલ સિંહને સિંહ ખાઇ જતા હશે. મારણ ઉપર ઊંદર મારવાની દવા છાંટવાથી એ મારણ સિંહ ખાય એટલે સિંહ મરી જાય છે તેમ એવા સિંહને ખાવાથી પણ બીજા સિંહો મરી ગયા હશે. અત્યારે તો ઊંદર મારવાની દવાથી જેમ આપઘાત સહેલા થઇ પડ્યા છે તેમ સાવઝનો પણ સોથ બોલાવી દીધો છે. પરિણામે સિંહની વસતી ખૂબ જ ઓછી થઇ ગઇ છે.



# ૧૩ નંબરનો રેલવે ડબ્બો

વજુભાઈ વ્યાસ

[ શ્રી વજુભાઈ વ્યાસે સિંહના જીવનના અભ્યાસમાં એકેય પાસુ ફેરવ્યા વગરનું બાકી નથી રાખ્યું, ખૂણે ખાંચરે જ્યાં કાંઇક મળે ત્યાં વજુભાઇ પહોંચ્યા જ હોય સિંહ અંગે જે કાંઇ પૂછો તે એમની પાસેથી અચૂક નીકળી આવે એમણે જૂનાગઢના એક રત્ન ફાટક સાહેબ અંગે નોંધ કરી છે કે ફાટક સાહેબ એટલા સિંહમય થઈ ગયેલા કે સામા મળે એટલે સિંહની જેમ જ ગર્જના કરતા તેમ શ્રી વજુભાઇ એટલા સિંહઘેલા થઈ ગયા છે કે એક ગર્જના કરવાનું બાકી રાખ્યું છે આ પહેલાં ઊર્મિ નવરચના' માં સિંહના વિવિધ અંગોના ૧૮ લેખ તેઓ આપી ચૂકયા છે આ સિંહકથા વિશેષાંકમાં પણ તેમણે અઢળક સામગ્રી આપી છે પણ એમાંની ઘણીખરી ગિરના સિંહ અંગેની છે અહીં આ સત્ય ઘટના તેઓ દક્ષિણ આફ્રિકાના સિંહની રજૂ કરે છે અદ્‌ભુત ને રોમાંચક ઘટના છે ગિરના સિંહોનો તો એમનો ઘણો ખરો સ્વાનુભવનો પણ અભ્યાસ છે જ્યારે દક્ષિણ આફ્રિકાના સિંહ અંગે પણ તેમણે ખૂબ વાંચ્યું છે –સ ]

દક્ષિણ આફ્રિકાના યુગાન્ડામાં રેલ્વે બંધાતી હતી ત્યારનો એટલે કે ૬૫ વર્ષ પહેલાંનો એક રેલ્વેનો ડબ્બો નૈરોબી સ્ટેશન પર હજુ મોજુદ પડયો છે એ રેલ્વેના ડબા ઉપર કોચ નંબર ૧૩ નો આંકડો લખેલો છે એ ડબ્બો એક સ્મૃતિરૂપે છે જે સ્મૃતિ ભયાનક વાતાવરણ ખડું કરે છે જેની પાછળ એક માનવખાઉ સિંહની લોહિયાળી કથા રહેલી છે

દક્ષિણ આફ્રિકાના જંગલોમાં સિંહનો કુદરતી વસવાટ રહેલો છે, અને સિંહને માટે આફ્રિકાના જંગલો જાણીતા છે, યુગાન્ડાની સરકારે રેલ્વે બાંધવાનું કામ ૬૫ વર્ષ પહેલાં હાથ ધરેલું ત્યારે એ સરકારે સ્થાનિક તેમજ બહારથી મજૂરોને બહુ મોટી સંખ્યામાં બોલાવેલાં, પરંતુ રેલ્વે જંગલ વિસ્તારમાં પસાર થવાની હતી ત્યાં એક સિંહ માણસખાઉ બનેલ અને આ સિંહે મજૂરોને બહુ સંખ્યામાં મારી અને ત્રાસનું વાતાવરણ ઊભું કરેલું જાણવા મુજબ માણસખાઉ સિંહે દોઢસોથી વધુ માણસોને ફાડી ખાધેલ પરિણામે રેલ્વે નાખવાનું કામ અટકી પડેલું અને કોઈ પણ મજૂર જંગલ વિસ્તારમાં કામ કરવાને તૈયાર ન થાય તેવી સ્થિતિ ઊભી થવા પામી એથી યુગાન્ડાની સરકારે એ માણસખાઉ સિંહનો શિકાર કરવાને લગતી જાહેરાત કરી અને એને માટે ઇનામની જાહેરાત કરેલ એ માણસખાઉ સિંહે એવો ત્રાસ ફેલાવેલો કે ત્યાં જવાનું નામ ભલભલા શિકારી લે એવી સ્થિતિ રહી નહોતી અને માણસખાઉ બનેલા સિંહનો શિકાર કરવો, એને મારી નાખવો એ કામ ખૂબ જ મુશ્કેલ બની રહેલું કારણ એણે ત્રાસનું વાતાવરણ ઊભું કરેલું હતું છેવટે એ માણસખાઉ સિંહને મારવાનું બીડું પંજાબની પોલીસના વડા અંગ્રેજ અફસર અને અચ્છા શિકારી ચાર્લ્સ હેનરી રિયાલે હાથ ધર્યું અને તેઓએ આ માનવભક્ષીને કોઇ પણ રીતે મારી નાખવાનું કામ હાથ ધર્યું એથી હેનરી રિયાલે ખાસ રેલ્વેનું સલુન લઇને માનવભક્ષી સિંહનો શિકાર કરવાનો કાર્યક્રમ હાથ ધર્યો તેઓની સાથે બીજા બે મિત્રો પણ રહેતા હતા એક હતા હયુનર અને બીજો તે મેરિયો પેરેન્ટી આ બન્ને વ્યાપારી ઓ નૈરોબી પોતાને કામે આવેલા હતા પરંતુ જ્યારે એમણે જાણ્યું કે એક વિખ્યાત બ્રિટિશ શિકારી રિયાલ આ માનવભક્ષીનો શિકાર કરવાના છે એટલે તેઓએ સાથમાં રહવાનું સ્વીકાર્યું તેઓ પણ સાહસિક સ્વભાવના હતા

હેનરી રિયાલ રેલ્વેના ઇન્સ્પેકશન ડબ્બામાં

કીમા જંગલ વિસ્તાર કે જ્યાં માનવભક્ષી સિંહે મજૂરોને મારી ખાધેલા ત્યાં આવ્યા. તેઓએ સ્ટેશન નજીક ડબ્બો એક બાજુએ ઊભો રાખ્યો. એ ડબ્બાને બે બાજુએ બારણાં હતાં. એ ડબ્બામાં રસોઇ કરવાનો પણ વિભાગ હતો. એ ડબ્બામાં એક બાજુએથી પ્રવેશાને બીજી બાજુએ જવાની કે નીકળવાની ગોઠવણ હતી. વળી આ રેલ્વેના ડબ્બાને બારીઓ પણ હતી, જે બંધ કરી શકાતી હતી. આ બારીએથી બહાર કોણ ગયું તે પણ જોઇ શકાતું હતું. વળી એ ડબ્બાના એક ભાગ ઉપર નીચે ઊતરવાનાં પગથિયાં પણ હતાં. આ ડબાના બન્ને બારણાં રાત્રે બંધ કરવામાં આવ્યાં. બારી ઉઘાડી રાખીને માનવભક્ષીના આગમનની રાહ જોવામાં આવી. એવું નક્કી કરવામાં આવ્યું કે અર્ધી રાત સુધી એકબીજાએ જાગતા રહેવું. તેમજ માનવભક્ષીના આગમન ઉપર નજર રાખતા રહેવું. આ પ્રમાણે નક્કી કરીને પહેલી અર્ધી રાત્રે પેરેન્ટીએ પહેરો ભરવાનું નક્કી કર્યું અને અર્ધી રાતે તે સૂવા જાય ત્યારે હેનરી રિયાલને જગાડીને જાય. એટલે એ પછીના ભાગમાં હેનરી રિયાલને પહેરો ભરવાનું કામ સોંપાયું અને સવાર પછી ત્રીજા જર્મન પ્રવાસી હ્યુનરે પહેરો ભરવો એમ નક્કી થયું.

રાત્રે એ ત્રણેય જણાએ ભોજન લીધું. બાદ હ્યુનરે ડબાના ઉપલા પાટિયાં પર સૂવા માટે લંબાવ્યું. એનો જાગવાનો વારો તો સાવ છેલ્લો આવતો હતો. એમણે સૂતી વખતે હેનરી રિયાલને કહેલું કે છેલ્લે પોતાને જગાડી દે. હેનરી રિયાલે ડબ્બાની નીચેની બેઠકના પાટિયા ઉપર લંબાવ્યું જ્યારે એક બાજુનું બારણું ખોલીને પેરેન્ટીએ પહેરો ભરવાનું શરૂ કર્યું. પેરેન્ટીનો પહેરો શરૂ થયો. અર્ધી રાત થઇ એટલે હેનરી રિયાલનો વારો આવ્યો! એમણે શિકારી રિયાલને જગાડ્યા અને કહ્યું કે હજુ સુધી કશું જોવા મળેલ નથી. તેમજ માનવભક્ષી સિંહ પણ દેખાયો નથી એટલે હેનરી રિયાલે ચોકી ભરવાનું કામ શરૂ કર્યું અને તેમની જગ્યાએ પેરેન્ટી ધાબળો ઓઢીને સૂઇ ગયા.

રિયાલ ચોકી ભરતાં લાંબા થઇને બેઠા. તેમની ભરેલી બંદૂક બાજુમાં પડી હતી અને સામે ડબામાં પ્રવેશવાનું બારણું ખુલ્લું રાખી માનવભક્ષીને માટે વાટ જોતા રહ્યા. એ અચ્છા શિકારી તો હતા જ, કદી એમનું નિશાન ખાલી જતું નહિ. એટલે એ નરભક્ષીને પૂરો કરવાની રાહ જોતા બેઠા હતા. નરભક્ષી આવે એટલે સામે ખુલ્લા બારણામાં એને આવવાનું આમંત્રણ હતું, એ અંદર આવે એવો જ એને પૂરો કરવો એવું નક્કી થયું.

સ્ટેશન માસ્તરના કહેવા અનુસાર આ ત્રણેય રાતના ૧૦ વાગ્યા સુધી તો અંદરોઅંદર વાતચીત કરતા હતા, અને એમનો અવાજ સાંભળવા મળતો હતો. પરંતુ અર્ધી રાત પછી ડબા તરફ જોયું તો ડબ્બાની રોશની સાવ ઓલવાઈ ગયેલી અને ડબામાં બધું સૂનમૂન હતું. કંઇ પણ અવાજ સાંભળવા મળતો નહિ.

મેજર જનરલ રોબર્ટના પ્રમુખપદે એક તપાસ સમિતિની સમક્ષ એ રાતના બનાવનું બયાન કરતાં પેરેન્ટીએ કહ્યું કે પોતે જ્યારે ઊંઘમાં ઝબકી ગયેલા ત્યારે હેનરી રિયાલને એમ કહેતાં સાંભળેલા કે સામે ઊંદરની બે ચમકતી આંખો દેખાય છે. આ વાત સાંભળીને સૌ હસી પડયા કે આવા કુશળ શિકારી હેનરી રિયાલ સિંહની ચમકતી આંખોને ઊંદરની આંખો કેમ માની બેઠા હશે? પરંતુ ખરીવાત તો એમ લાગી કે બન્ને માણસખાઉ સિંહ ધીમેધીમે યુક્તિથી બારણા સુધી આવી લાગ્યા. જરા ય અવાજ પણ ન થવા દીધો. એ રિયાલનો ચહેરો દૂરથી જોઈ શકતા હશે અને એમનું નિશાન પણ રિયાલ રહેલું હશે. એ સમયે એક નરભક્ષી સિંહે હળવેથી આગળ વધીને પેલા બારણામાં ઘૂસીને રિયાલ ઉપર તરાપ મારી અને રિયાલને ગભરાવી મૂકેલ. રિયાલને આવી ઓચિંતી એમના ઉપર તરાપ આવશે એવો ક્યાંથી ખ્યાલ હોય? રિયાલને ખબરે ય નહિ હોય કે એની સામે મોતનો પંજો ખડો હતો. એની સામે મોત ઊભું હતું. આવી કલ્પના કરવાનું આ ખ્યાતનામ શિકારી માટે મુશ્કેલ હતું.

રિયાલ પાસે આવતાં સિંહનો એક પંજો

પેરેન્ટીના શરીર ઉપર પણ પડયો. એ પંજો નરભક્ષી સિંહના પાછલા પગને હતો. એ પંજાથી પેરેન્ટી જાગી ગયેલ અને જોયું તો નરભક્ષીએ રિયાલને બરાબર ગળાથી પકડયો હતો. આ સમયે હયુનર પણ જાગા ઊઠેલ પણ સિંહ એવી સ્થિતિમાં હતો કે એને હટાવવો કે ભગાડવો મુશ્કેલ બનેલ. કારણ એના જડબાની પકડમાં રિયાલ આબાદ રીતે ફસાઈ ગયેલ. એટલે પેરેન્ટી તથા હયુનરના ગમે તેટલા પ્રયાસો છતાં રિયાલ બચી શકે એમ નહોતું. નરભક્ષી અંદર આવીને પોતાનો શિકાર કરવા જે આવેલ તે રિયાલને લઇને બારણામાંથી નાઠો અને દૂર ગાયબ થઇ ગયો. ચોતરફ અંધારૂં હતું એટલે કઇ બાજુ એ ગયો તેના પણ ખબર ન રહ્યા. અને રેલ્વેના ડબામાં તો ગભરાટ અને અવ્યવસ્થાનું વાતાવરણ ફેલાઇ ગયેલું હતું.

પેરેન્ટીની ભરેલી બંદૂક પણ બાજુમાં હતી. છતાં એ ગભરાટને લીધે કંઈ ન કરી શકેલ. જ્યાં નરભક્ષી શિકાર લઇને બહાર નાઠો કે તરત પેરેન્ટી બહાર આવ્યા અને શોરબકોર મચાવ્યો, પરંતુ કોઈએ માન્યું નહિ કે આવા મશહૂર શિકારી રિયાલનો આમ આંખના કણાની જેમ શિકાર થઇ પડશે. એ વાત કોઇ માનવા તૈયાર પણ ન થયું. પેરેન્ટી સ્ટેશન પાસે ગયા અને તુરત ચેતવણીની ઘંટડી વગાડી. સ્ટેશન માસ્તર પણ આવા સમયે શું કરે? તાર કરીને ચોતરફથી મદદ માગી અને તાર મુંજબ મદદ આવી, પણ ઘણુ મોડું થઈ ગયેલું. બીજે દિવસે પોલીસ આવી પહોંચી અને નરભક્ષીને માટે તપાસ કરી. ખૂબ ખૂબ તપાસ કરી, છેવટે એ રેલ્વે ડબાથી બરાબર એક ગાઉ દૂર એ ખ્યાતનામ શિકારી રિયાલનું અર્ધ ખવાઇ ગયેલું શબ હાથમાં આવ્યું. એ ખૂબ ખરાબ હાલતમાં ખવાઇ ગયેલું હતું. આ ખ્યાતનામ શિકારી ખૂદ નરભક્ષીનો ભોગ થઈ પડેલ તો બીજાનુ તો શું ગજું? એટલે આ ગભરાટ ભર્યા વાતાવરણને કારણે બધા રેલ્વેના મજૂરો નૈરોબી તરફ ચાલ્યા ગયા- કોઈ કામ કરવા તૈયાર ન થયું. એ સમયે રેલ્વે એન્જીનિયર તરીકે પેટરસન નામના અંગ્રેજ હતા. તેમણે આ ખબરથી પ્રતિજ્ઞા કરી કે કાં તેઓ નરભક્ષીને મારે છે, કાં પોતે મરે છે. અને તેમણે એક ગાડા ઉપર મંચ ગોઠવ્યો અને રાતે નરભક્ષીની શોધમાં એ અંગ્રેજ એન્જીનિયર ઊપડયો તેવામાં સામે જ નરભક્ષીનો ભેટો થયો. ધડ ..ધડ... ગોળીઓ છૂટી અને નરભક્ષી ત્યાં જ ઢળી પડયો. આ એક આકસ્મિક રીતે જ આ નરભક્ષીનો શિકાર ખેલાયો અને એ ઢળી પડયો. આ મરેલો નરભક્ષી સિંહ ભયંકર સિંહ હતો એની નાકથી પૂંછડી સુધીની લંબાઇ ૯ ફૂટ અને ૮ ઇંચ હતી. ત્રણ ફૂટ અને ૯ ઇંચ એ ઊંચો એના માથા ઉપર બન્ને ગોળી વાગેલી હોઇ એ ઢળી પડયો હતો. એને ઉપાડવા માટે આઠ માણસોની જરૂર પડેલી. એ ખૂબ જોરાવર સિંહ હતો ને માનવભક્ષી બની ગયેલો.

આ નરભક્ષીના મોતના ખબર દુનિયાભરમાં ફેલાયા. અમેરિકાના પ્રમુખ ખુદ રૂઝવેલ્ટે પણ અભિનંદનનો તાર મોકલેલો. એ પછી થોડા સમય બાદ બીજો માનવભક્ષી સિંહ પણ એવી રીતે મરાયો. આજે એ સફેદ રંગનો રેલ્વેનો ડબ્બો નૈરોબી સ્ટેશન પર મોજુદ છે, જે આ પ્રસંગનો પૂરેપૂરો સાક્ષી છે. ૬૫ વર્ષ પહેલાની આ ઘટના આ ડબો જોઇને તાજી થાય છે અને માનવભક્ષનું ભયાનક દસ્ય ખડું કરે છે.

*

છોટે મોટે કામ જિહિ, કરને લાયક હોય;
સિદ્ધ કરત સો ચાહતેં, સિંહન કે ગુન સોય
ગજ હણવાના ગર્વથી, અધિક કરે ઉતપાત,
સાવજ તું શૂરો ખરો, તદપિ તામસ તાત.

# ભડ કેસર ને ભૂટિયો

કાનજી બારોટ

"એ પરબત બાપુ, રામ રામ!"

"રામ રામ છોકરા! કયાં રે'વાં?"

"રે'વાનું તો હતું ઠાંગા દીમનું. અટાણે તો ઠેકાણું નથી. માલધારી આયરનું છોરૂ છઉં. નામ કાનુડો. સાખે ચભાડ. માવતર ને મોસાળમાં બધાં મરી ખૂટયાં છે. કોઈએ કહ્યું કે પરબત રાવળને આશરે જા. ઇ જાકારો નંઈ દયે. તો તમારા ભેળો રે'વા આવ્યો છું. તમારાં વાછરૂ પાડરૂ ચારીશ. તમારા રોટલા ખાલી નહિ બગાડું."

સાત આઠ વરસની ઉમર, રૂપાળી કાયા, ટૂંકી પોતડી, ખભે નાનો રાણ્યનો ગેડિયો, અને માથે ફકત જૂના લુગડાનો ફટકો બાંધ્યો છે. બાકી શરીર ઉઘાડું. એવે અનાથ છોકરે નેસમાં આવી પરબત રાવળને રામરામ કરી આશરો આપવા કહ્યું.

પાંચાળની ખડખાઉ ધરતીમાં ધીંગા નેસડાનો આગેવાન પરબત રાવળ પણ ગુણીજનરૂપ પંખીઓનો પ્રાગવડ. એની ઉપર જોગમાયાના ચારેય હાથ. ઘરમાં ભરપુર રિદ્ધિ સિદ્ધિ. ઘણ ખાડુનાં બો'ળાં દુઝાણાં. ઘરનો સુખી માણસ છે. કોઇ વાતની કમીના નથી. અને મેમાને તો ભલપના શેઢા વળોટી જાય એવો. કાયમ દસ વીસ મહેમાનો તો હોય જ.

આપા પરબતને છોકરો જીવરો ને પાણીદાર લાગ્યો. છોકરાને કહે છે:

"વાહ બેટા! તારૂં રૂડેરૂં નામ, કાનુડો ચભાડ. તુ ગે રહી જા. કોને ખબર છે, કોના ભાગ્યનું ખાતા હશું!"

કાનુડો ચભાડ પરબત રાવળ ભેળો રહી ગયો. નાનો હતો ત્યારે વાછરૂ પાડરૂ ચારતો, જુવાન થયો ત્યારે ભેંસું ચારવા માંડયો. આ ખાડુમાં સવાસો જેટલી ભેંસું. એક જુઓ ને એક ભૂલો.

ગૌયું અંબાડાળિયું
દોદો શીંગોડા વટ્ટ

એ ખાડુમાં એક પાડો, પણ હાથીનો પઠ્ઠો હોય એવો ને શીંગના ત્રણ ત્રણ આંટા વળી ગયેલ, આંખ્યુંમાં ટોપા ચડી ગયેલ, આંખ્યું માંડ કળાય. જાણે મેખાસુર, (મહિષાસુર) પાડાનું નામ ભૂટિયો.

એક રાતને સમે કાનુડો ભેંસું ઘોળીને પહર (પાછલી રાતે ઢોર ચારવા જાય તે) ચારવા ગયો છે. ભેંસું કેડ કેડ સમાણા ખડમાં ચરી રહી છે. સામટી ભેંસુંના ચરવાનો અવાજ વડછ વડછ વડછ સંભળાય છે. ભૂટિયો પાડો જ ભેંસું ચારી રહ્યો છે. કાનુડો તો પાણાનું ઓશિકું કરી લાંબું ડીલ કરીને સૂતો છે. પાડો ભેંસુંને એકઠ્ઠું રાખે છે. આડા અવળિયું થાવા દેતો નથી.

એમાં એક જનાવરે (સિંહે) આવી વાણ્ય નાખી. (સિંહ પોતાના નસ્કોરામાંથી જે ગંધ કાઢે છે તેનાથી ઢોર સમજી જાય કે સિંહ આવ્યો છે, ને પછી ભાગે. ભાગતાં ઢોરમાંથી એકાદને નોખું તારવી ને થાપો મારી પાડી દયે) પાડો સમજી ગયો. એકદમ ચરતી બંધ થઈને ભેંસું નોખનોખી ભાગતી હતી એને એક જથ્થે કરી અને પોતે સાવઝ સામે મંડાઇ ગયો.

ભેંસું ભૂટિયે પાડે એકઠ્ઠિયું કરી નાખતાં સિંહનો લાગ ફાવ્યો નહિ. એટલે બીજાઇ ને પાડા સામે મંડાણો. કાનુડો જાગી ગયો. પામી ગયો કે ભૂટિયા ને સિંહનું જુદ્ધ જામવાની તૈયારીમાં છે. પણ કાનુડાને ભૂટિયા માથે પૂરો ભરોસો. એટલે પડયો પડયો જુએ છે. મનમાં વિચાર્યું કે જો જનાવર પાડાને વેડે (નુકસાન કરે) તો જ ઊભા થાવું છે.

સિંહે લાગલી જ પાડા માથે તરાપ મારી પણ પાડો તો તૈયાર થઇને જ ઊભો' તો. જેવો સિંહ કૂદયો કે પાડો એક છોટિયાવા પાછલે પગે હટી ગયો. અને સાવઝના બેય પંજા ભોંય માથે ભટકાઇ ને ભોંઠા પડયા.

# હીરણ હલકાળી

દાદુભાઇ પ્રતાપદાન ગઢવી

[ ગિર જેમ સિંહની તેમ અન્ય પશુ પંખીઓ અને નદીઓની પણ જનેતા છે. ગિરની એ એ અથોક સમૃદ્ધિ વચ્ચે જ સિંહ રૂપાળો લાગે છે. ગિરનાં રૂપકડાં ઝરણાં ને નાની મોટી નદીઓ એ પશુ, પક્ષી અને વનશ્રીની જનમદાતા છે. નદીઓને કાકા સાહેબે લોકમાતા કહી છે, એનાં વર્ણન પણ કાકા સાહેબથી વધુ સારાં જડવા મુશ્કેલ છે. પણ લોકકવિ એવા લેખને માથે મેખ મારે એવા નદીઓનાં અઢળક રૂપને પોતાની પ્રાસાદિક શૈલીમાં રેલાવે છે. નવયુવાન ચારણ કવિ દાદુભાઇ પ્રતાપદાન ગિરની માના હૈયાં જેવી હેતાળવી હીરણ નદીનાં અથેક રૂપને કલકલ નિનાદે પ્રસન્નછટાનાં શિકરો વડે આ ગીતમાં રેલાવે છે.—સં ]

ડુંગરથી દડતી ધાર ઊતરતી, પડતી પડતી આખડતી,
આવે ઊછળતી જરા ન ડરતી, હરતી ફરતી મદ ઝરતી;
કીલકારા કરતી ડગલાં ભરતી, જાય ગરજતી જોરાળી,
હીરણુ હલકાળી જોબન વાળી, નદી રૂપાળી નખરાળી—હીરણુ

આંકડિયા વાળી વેલ્ય ઘટાળી, વેલડિયાળી વૃષ વાળી,
અવળાં આંટાળી જામી જાળી, ભેખડિયાળી ભે વાળી;
તેને દઈ તાળી જાતા ભાળી, લાખણિયાળી લટકાળી,—હીરણુ

જોગંદ જટાળા ભૂરી લટાળા, ચાલ છટાળા ચરચાળા,
ડણકે દાઢાળા સિંહણુ બાળા, દસ હથાળા દઇ તાળા;
મોટા માથાળા ગજવે ગાળા, હીરણિયાળા હુંકારી.—હીરણુ

ગાગડિયાવાળી મા મમતાળી, ખોડલ માડી ખપરાળી,
બેઠી ત્યાં બાળી કાયમ કાળી, જતન કરાળી જોરાળી;
થાનક લઈ થાળી નિવેદ વાળી, માનવ આવે સરધાળી—હીરણુ

ડેડાં ડળવળતાં ઝૂડ ઝળંબતાં, મઘરાં ફરતાં મોં ફાડી,
જળ કૂકડાં તરતાં બતક વિહરતાં, દાદર ડહતાં દન દાડી;
માછલિયુ ટોળાં કરે કિલોળાં, બગલાં બો'ળાં બહુ ભારી.—હીરણુ

ફળફૂલ ખીલંતાં કીશ કલતાં, પૂચ્છ ફીરંતાં પચરંગી,
થૈથૈ થનગનતાં મયુરાં કરતાં, નિત નાચંતાં નવરંગી;
ઢેલડિયું ઢુંગાં ચલતી રુગાં, એવાં મૂંગાં દ્રશ્ય વાળી—હીરણુ

ખળખળતાં ઝરણાં લીલાં તરણાં, ચરતાં હરણાં ઠેક ભરે.
કઇ શ્વેત સુવર્ણા નિલં વરણાં, કંકુ ચરણાં કૂલ કરે;
મધુકર ગુંજારં ભાત અઢાર, બની બહીરં બ્રદ વાળી.—હીરણુ

રાણ્યુ કેળંબા લઈ અવળંબા, જુવે ઝળુંબાં જળ બબા,
કરી કેશ કલંબા, બીખરી લંબા, જે જુગદંબા બન અંબા
'દાદલ' દિલરંગી છંદ ત્રિભંગી, બની ઉમંગી બરદાળી—હીરણુ

# સાવઝે મરજાદ ન લોપી

મહંતશ્રી હરિકૃષ્ણામાચાર્ય

તાલાળા મહાલના જંગલ વિસ્તારમાં આવેલ સાંઢબેડા વનરાજોના વસવાટના પાડોશમાં આવેલ માલધારીઓની જીવન વસાહત છે. અહીં કેટલાક માલધારીઓ ઝૂંપડા બાંધી કાયમને માટે વસેલા છે અને પશુપાલન તેમનો વ્યવસાય છે. પાડોશીના નાતે માલધારીઓ અને વનરાજો વચ્ચે નિકટનો સંબંધ સૈકા જૂનો છે. રસ્તા ઉપર આવતા માલધારીની ઘ્રાણુથી સિંહ પોતાનો રસ્તો બદલી માનવીઓની અદબ કરે છે.

સિંહ મોટે ભાગે પોતાનો ખોરાક જંગલના રાની પશુઓમાંથી મેળવી લેતો હોય છે. માલધારીઓના પશુધનને તે ભાગ્યે જ જફા પહોંચાડે છે. ભૂખના દબાણુને વશ બની માલધારીઓના ઝોક ઉપર આવતો સિંહ શરમ સાથે ચોરી કરવા જતો હોય તેવી લાગણીથી મારણ કરવા આવે છે. માતેલો મદમસ્ત સિંહ એક નાનકડા માલધારીના બાળકના હાકાથી શરમનો માર્યો મારણુ છોડીને ભાગી દેખાયો છે.

ચોમાસા દરમિયાન જંગલમાં ઘાસ અને બીજી વનસ્પતિ ઊગી નીકળવાથી ઝાડવાના ઘટા ટોપમાં મચ્છર, માખી, અને ડાસડાંનો ઉપદ્રવ વધી પડવાથી સિંહ પોતાની સુંવાળી કાયામાં આવા ડંખ સહન કરી શકતો નહિ હોઈ જંગલના કિનારા ઉપરની છાવડ જગ્યામાં ઊતરી આવે છે.

ગિરમાં ઊછરેલી ભેંસો સાવઝની સમોવડી ગણુાય છે. જંગલમાં પસર ચરવા ગયેલ ભેંસોના ખાડુ ઉપર સાવઝ ભાગ્યે જ હુમલો કરી શકે છે, કારણુ કેટલીક ભેંસોને માલધારીઓએ બાણુ નાખવાની તાલીમ આપેલી હોય છે. આવી બાણુ નાખનારી ભેંસો સાવજને જોતાંની સાથે મોઢામાંથી જીભ બહાર કાઢી જોરદાર રણકોટા સાથે સાવઝનો પીછો પકડી તેને જંગલની સરહદ છાંડાવી બહાર તગડી આવે છે. કેટલીક વખત એક કરતાં વધારે સાવઝ સાથે ધીંગાણુાનો વખત આવે ત્યારે ભેંસ પોતાની પીઠનો ભાગ કરમદી અથવા બીજા ઝાડના દૂવામાં ભરાવી સાવઝની સામે કલાકો સુધી શિંગડા ફેરવીને ઝઝુમે છે અને સલામત પોતાની ઝોક ઉપર પાછી ફરવાના દાખલા જંગલના જીવનમાં બહુ સામાન્ય ગણુાય છે.

ચરાણુની અછતવાળા વિસ્તારના માલધારીઓ માહ્ય મેના કારણે પોતાના પશુધનને જીવાડવા માટે ગિરમાં જતા રહે છે. આમ સીમરોલી ગામનો રબારી સીદી કરમટા, પોતાની ઓરત વાલી, બે દીકરાઓ અને ચારપાંચ ભેંસો અને એકાદ બે ગાયો સાથે સાંઢબેડાના નેસમાં ઝૂંપડી બનાવી માલ નભાવવા માટે આવી વસેલ છે. સીદી કરમટા મૂળ તો મહંત સીમરોલી ગામનો વતની છે પણુ પોતાનું સાસરિયું ગિરમાં હોવાથી વખતો વખત સાંઢબેડા જાનવરો સાથે નબળા વરસ દરમિયાન આવ જા કરે છે. આમ વખતોવખતની અવરજવરથી ગિરનો મુલક તેનાથી અને જાનવરોથીથી અપરિચિત નથી.

એક રાતે બધા માલધારીઓ સૂતા બાદ પાછલી રાતના એક સાવઝ અને શેણુ (સિંહણુ) ઝોક ઉપર ઓચિંતાં ચડી આવ્યાં. સાવઝ અને શેણુની ઘ્રાણુથી વાડામાં પૂરેલ ભેંસુ ઊભિયું થઇ ગયું અને પારૂ વાછરૂને વચમાં રાખી ફરતી પોતાની કાયાની વાડ કરી છીંકોટા મારી સૂતેલા ગોવાળોને આવેલ આફતથી સાવધાનીની સંજ્ઞા બતાવી. દરેક વાડાના ધાંગણિયારા આગળ સૂતેલા ગોવાળોને જગાડે છે. જાનવરોના સંજ્ઞાવાચક છીંકોટાથી પરિસ્થિતિ સમજી ગયેલા ગોવાળો જાગી ગયા અને ગોવાળોના હાકાથી આવેલ સાવઝ અને શેણુ ભાગી નીકળ્યાં. સાવઝ અને શેણુ જતાં જતાં સીદીના વાડા તરફ મરડાયા. પાછળથી માલધારીઓના હાકાથી શેણુ ભાગી છૂટી પણુ સિંહ સીદીના વાડાની ઊંચી વાડનો

ઓથ લઈ લપાઈ ગયો. હાકો આગળ નીકળી ગયો અને સીદી પણ બધા ગોવાળની સાથે શેષુ પાછળ નીકળી ગયો. વાડાની ઓથે લપાયેલ સાવઝ લાગ જોઈ છલાંગ મારી વાડામાં કૂદી પડયો ઊભી થઈ ગયેલ ભેંસોએ સાવઝની સામે છીંકોટા સાથે આક્રમણ કર્યું. બહાર નીકળવા માટેનો રસ્તો બંધ હોવાથી છલાંગ મારી સાવઝ ઝૂંપડા ઉપર કૂદી પડયો. જૂનાં અને મોળાઈ ગયેલાં લાકડાનું વળણુવાળા ઝૂંપડાનું છાપરું તૂટી પડયું અને સાવઝ ઝૂંપડાની અંદર જ્યાં સીદીની ઓરત અને બચ્ચાં સૂતાં હતાં ત્યાં જઈ પડયો.

ઓચિંતાના અવાજથી સીદીની ઓરત વાલી જાગી ગઈ. જાગતાની સાથે ઝૂંપડાના સામા કરે બે આંખો તગતગાવતો સાવઝ બહાર કૂદી પડવા માટે ત્રાટાના ભીતડા ઉપર પંજા લંબાવી બહાર નીકળવા ફાળ ભરતો દેખાણો, પણ છાપરા ઉપર ન પહોંચતાં પાછો નીચે પડયો. આ તમાસો જોતાંની સાથે વાલી પરિસ્થિતિ પામી ગઈ કે ઝૂંપડામાં જનાવર આવી ગયું છે. છાતી સ્થિર રાખવા હીંમત એકઠી કરી પણ જીવતા જાગતા મોતને નજરે જોયા બાદ ભલભલા મૂછાળાના પગ નીચેની ધૂળ નીકળવા માંડે, ત્યારે આ તો ઓરત જાત કેટલી હીંમત કરી બતાવે ? વાલીના મોંમાંથી ચીસ સરી પડી. બહાર કૂદવા ફાળું મારતો સાવઝ ઓરતના અવાજથી ખસિયાણો પડી સામેના ખૂણામાં ઊભી ગયો. માને રાડું નાખતી સાંભળી ઊંઘમાંથી છોકરાં જાગી ગયાં અને માની સાથે તેમણે પણ આક્રંદ શરૂ કર્યું.

વાલી ગભરાણી, છતાં તે રબારીની દીકરી હતી, ગિરમાં ઊછરીને મોટી થઇ હતી. આવા અનેક પ્રસંગોની વાતોથી તે વાકેફ હતી. એટલે ખાટલામાંથી ઊભી થઇ, કપડાં સંભાળ્યાં, મોટા દીકરાને બાંધેલા સીંકામાં ચડાવી ઉપર પોતાનું ઓઢણું સીંકાને ફરતું બાંધી દીધું. નાના દીકરાને ઝૂંપડાની આડીએ બાંધેલ કામચલાઉ ઘોડિયામાં નાખ્યો, ખાટલાને ઉપાડયો. પોતાના શરીરની આડે ખાટલાને ઢાલ માફક રાખી બે ડગલાં આગળ ચાલી ઝૂંપડાનું ધાંગણિયું ખોલી નાખ્યું. રસ્તો ખુલ્લો થતાંની સાથે સાવજ ભાગ્યો. ભાગતાં ભાગતાં તેણે ઝૂંપડાની આગળ બાંધેલ વોડકી ઉપર છલાંગ મારી પણ પાછળથી વાલીએ સળગતા લાકડાના વેઢા સાથે હાક મારી વોડકીને બચાવી લીધી.

ત્યાં તો ગોવાળો પણ શેષુ (સિંહણ)ને તગડી ઝોકમાં પાછા ફર્યા. વાત સાંભળતાની સાથે ગોવાળોમાં સણેણાટો ફેલાઇ ગયો, એક નાનકડાં ઝૂંપડામાં એક ઓરત અને બે માસુમ બાળકો સાથે પુરાયેલ સાવઝને ત્રણે જીવને મારતાં કેટલી વાર ?

પણ અનુભવી ગોવાળોએ અભિપ્રાય આપ્યો કે આંગણામાં સૂતા હોઇએ ત્યારે ઘણી વખત સાવજ બાજુમાં આવી જાય છે, રંગીન કપડું ઓઢયું હોય તો પણ ઘ્રાણથી માણસને ઓળખી કાઢે છે. માનવીની મરજાદા સાવઝ બને ત્યાં સુધી ન લોપે. સાંકડમાં આવી પડયો હોય તો ખીજવાવીને પોતાનો મારગ મોકળો કરી જતો રહે. એ માઝા મૂકે તો અહીં વસાય કેમ ? એતો આપણો રાજા કહેવાય.

વાલી જીવતી હતી ત્યાં સુધી પ્રસંગોપાત આ વાત ગર્વપૂર્વક કહી સંભળાવતી. અત્યારે પણ તેનો દીકરો ભગવાન વાત કરતો હોય છે કે મારી માને સાવઝ સામસામા આવી ગયેલાં.

*

જોરાવરસિંહ રાઠોડે સાવઝ સાથે બથોબથ આવી સાવઝને જમૈયાથી ઠાર કરેલો તેના બે દુહા.

ડક્કર કેર ડાલામથ્થો, કાયર ફડકે કૈંક;
અડર મહિપત એક, જોયો રાઠોડ જોરસિંહ.

મહિપત મારે કૈંક, સિંહ જબ્બર ઝાડે ચડી;
જોરો ઝગડે એક, બાહુબળ બાથે કરી.

# સાવજનાં સરવડાં

## એક હજારાં

સિંહ અને સિંહણને વાદ થયો. સિંહણ કહે કે આપણાં બાળ હાથીના કુંભસ્થળ તોડી નાખે તે મારા દૂધનો પ્રતાપ છે. સાવજ કહે એ મારા બિરદનો પ્રતાપ છે.

એમાં એક શિયાળનું બચ્ચું હાથ આવ્યું. સિંહ કહે જો તારા દૂધનો પ્રતાપ હોય તો આ બચ્ચાંને ધવરાવીને મોટું કર. એટલે સિંહણ તો છડે છડે શિયાળના બચ્ચાંને ધવરાવવા લાગી. પોતાનું બચ્ચું ભૂખ્યું રહે પણ શિયાળના બચ્ચાને વધારે ધવરાવે.

એક વરસ થયું ત્યાં તો શિયાળિયો ફાટયો. આકાશ ખાઉં કે પાતાળ ખાઉં ! જેને તેને સોણુ-કાઇ માંડયો કરવા. સિંહ તો બેઠો બેઠો બધું જોયા જ કરે. સિંહણ શિયાળીઆની સબળાઇ જોઇ મલ-કાયા કરે.

સાવજના બચ્ચાંને દૂધની તાણે પંડય ઉપર પૂરાં રૂંવાડાંય નથી આવ્યાં. ખહુરિયા જેવું લાગે.

એક દિવસ મોકો જોઇને સાવજ કહે "આજે આ હાથીના ટોળામાં છેલ્લો મોટો હાથી છે તેનો શિકાર કરવો છે. તો તારા શિયાળિયાને કહે કે હાથીને પાડે." સિંહણે શિયાળિયાને બિરદાવ્યો "જો જે હો, મારૂં દૂધ ન લાજે, માર્ય પેલા હાથીને !"

શિયાળિયો તો ભાથામાંથી તીર છૂટે એમ છૂટયો. હાથીને સાત આંટા માર્યા. વિચાર કર્યો કે કયાં બટકું ભરવું ? અને હાથીના પૂછની ડોડીએ બાધી પડયો. હાથીએ સૂંઢ ફેરવીને શિયાળિયને પકડયો. ત્રણ વખત હીલોળીને આકાશમાં ઉછાળ્યો તે ગયો ઘરરરર કરતો આકાશમાં ને હેઠો પડયો ત્યારે જમીન સાથે એવો ચોટી ગયો કે તાવીથે ઊખેડવો મુસ્કેલ બન્યો.

હાથીએ પોતાના બચ્ચાને હાકલ કરી. લડ-થડિયાં લેતો સિંહ બાળ ઊઠયો. પૂછ ઝાટકી ડણક દીધી ને ધણુણુણુ હાથીએ ઢોલ ઢોલ જેવડા પોદળા માંડયા કરવા. એ તો કૂદયો તે ગયો કુંભા-થળ ને માથે. પાછલા પગની ભીંસ દીધી. ચરકલી માથે સોઇ ઝાટકીને પંજો પ્રાછટયો માથામાં, તે હાથી પડયો મોઢવું પડે તેમ. સિંહણ ઝંખવાઇ ગઇ. સિંહ પોરહાણો. પણ શિયાળિયો સિંહણના પેટમાં પાકેલો નહોતો. ( દંતકથા )

બાપલભાઈ ગઢવી

## જો થઈ છે !

એક વખત જામનગરના જામવિભાએ સિંહના શિકારની તૈયારી કરી. હયદળ, પાયદળ અને શિકારી ફોજના માણસો સાથે ગિરના સાંઢબેડાના નેસમાં પડાવ નાખ્યો ને કીધું કે : "મારે હાથણી ઉપર બેસીને શિકાર કરવો છે."

ગિરના માલધારીઓએ અને ચોકીદારોએ સમજાવ્યા કે :

"બાપુ ! મેડા ઉપર રહીને શિકાર કરો તો સારૂં"

પણ હઠીલો જામ માન્યો નહિ. માણસોને કીધું કે :

"જાવ હાકોકરો અને જનાવરને આ તલા-વડીના આરા પર લાવો, અમે અહિ હાથણીને ઊભી રાખીએ છીએ."

આગલે દિવસે મારણ કરી એક સિંહનું કુટુંબ કરમદીના દૂવામાં સૂતું હતું. એમાં શિકારી ફોજના માણસોએ દૂવા ફરતા હાકલા પડકારા અને છીપરાં ઉડાડતા હાકો કર્યો. ગોકીરો સાંભળી સિંહના બે બચલાં બહાર નીકળ્યાં, પાછળ ખારી ખારી થાતી અને ઘૂરકિયું કરતી સિંહણ પણ બહાર આવી. કોઇના હાથનો કાંકરો અડી જાતાં ડાલામથ્થો સાવજ આળસ મરડીને ઊભો થયો. પૂંછને આમળેટી ત્રાડ દીધી અને પહાડમાં પડછંદા પડયા.

ઓથ લઈ લપાઈ ગયો. હાકો આગળ નીકળી ગયો અને સીદી પણ બધા ગોવાળની સાથે રોણુ પાછળ નીકળી ગયો. વાડાની ઓથે લપાયેલ સાવઝ લાગ જોઈ છલાંગ મારી વાડામાં કૂદી પડયો ઊભી થઈ ગયેલ બે સોએ સાવઝની સામે છી કોટા સાથે આક્રમણ કર્યું. બહાર નીકળવા માટેનો રસ્તો બંધ હોવાથી છલાંગ મારી સાવઝ ઝૂંપડા ઉપર કૂદી પડયો જૂના અને મોજાઈ ગયેલા લાકડાનું વળણુ-વાળા ઝૂંપડાનું છાપરું તુટી પડયુ અને સાવઝ ઝૂંપડાની અંદર જ્યા સીદીની ઓરત અને બચ્ચા સૂતા હતાં ત્યાં જઈ પડયો

ઓચિંતાના અવાજથી સીદીની ઓરત વાલી જાગી ગઈ. જાગતાની સાથે ઝૂંપડાના સામા કરે બે આંખો તગતગાવતો સાવઝ બહાર કૂદી પડવા માટે ત્રાટાના ભીતડા ઉપર પંજા લબાવી બહાર નીકળવા ફાળ ભરતો દેખાણો, પણ છાપરા ઉપર ન પહોંચતાં પાછો નીચે પડયો આ તમાસો જોતાંની સાથે વાલી પરિસ્થિતિ પામી ગઈ કે ઝૂંપડામા જનાવર આવી ગયુ છે છાતી સ્થિર રાખવા હીમત એકઠી કરી પણ જીવતા જાગતા મોતને નજરે જોયા બાદ ભલભલા મરદોના પગ નીચેની ધૂળ નીકળવા માંડે, ત્યારે આ તો ઓરત જાત કેટલી હીમત કરી બતાવે? વાલીના મોમાંથી ચીસ સરી પડી બહાર કૂદવા ફાળુ મારતો સાવઝ ઓરતના અવાજથી ખસિયાણો પડી સામેના ખૂણામા ઊભી ગયો માને રાડુ નાખતી સાભળી ઊંઘમાથી છોકરા જાગી ગયા અને માની સાથે તેમણે પણ આક્રંદ શરૂ કર્યું.

વાલી ગભરાણી, છતાં તે રબારીની દીકરી હતી, ગિરમાં ઊછરીને મોટી થઇ હતી. આવા અનેક પ્રસંગોની વાતોથી તે વાકેફ હતી. એટલે ખાટલા-માથી ઊભી થઈ, કપડાં સંભાળ્યા, મોટા દીકરાને બાંધેલા સીકામા ચડાવી ઉપર પોતાનું ઓઢણુ સીકાને ફરતુ બાંધી દીધુ નાના દીકરાને ઝૂંપડાની આડીએ બાંધેલ કામચલાઉ ઘોડિયામા નાખ્યો, ખાટલાને ઉપાડયો. પોતાના શરીરની આડે ખાટલા ને ઢાલ માફક રાખી બે ડગલા આગળ ચાલી ઝૂંપડાનું ધાંગણિયું ખોલી નાખ્યું. રસ્તો ખુલ્લો થતાંની સાથે સાવજ ભાગ્યો ભાગતા ભાગતા તેણે ઝૂંપડાની આગળ બાંધેલ વોડકી ઉપર છલાંગ મારી પણ પાછળથી વાલીએ સળગતા લાકડાના વેઢા સાથે હાક મારી વોડકીને બચાવી લીધી.

ત્યાં તો ગોવાળો પણ રોણુ (સિંહણ)ને તગડી ઝોકમા પાછા ફર્યાં વાત સાભળતાની સાથે ગોવાળો માં સણેણાટો ફેલાઈ ગયો, એક નાનકડા ઝૂંપડા મા એક ઓરત અને બે માસુમ બાળકો સાથે પુરાયેલ સાવઝને ત્રણે જીવને મારતા કેટલી વાર?

પણ અનુભવી ગોવાળોએ અભિપ્રાય આપ્યો કે આગણામા સૂતા હોઈએ ત્યારે ઘણી વખત સાવજ બાજુમા આવી જાય છે, રંગીન કપડુ ઓઢયુ હોય તો પણ ઘ્રાણથી માણસને ઓળખી કાઢે છે. માનવીની મરજાદા સાવઝ બને ત્યાં સુધી ન લોપે સાણ્ડમાં આવી પડયો હોય તો બીવરાવીને પોતાનો મારગ મોકળો કરી જતો રહે એ માઝા મૂકે તો અહીં વસાય કેમ? એતો આપણો રાજા કહેવાય.

વાલી જીવતી હતી ત્યાં સુધી પ્રસંગોપાત આ વાત ગર્વપૂર્વક કહી સંભળાવતી અત્યારે પણ તેનો દીકરો ભગવાન વાત કરતો હોય છે કે મારી માને સાવઝ સામસામા આવી ગયેલા.

*

જોરાવરસિંહ રાઠોડે સાવઝ સાથે બથોબથ આવી સાવઝને જમૈયાથી ઠાર કરેલો તેના બે દુહા

ઠક્કર કેર ડાલામથ્થો, કાયર ફફડે કે'ક,
અડર મહિપત એક, જોયો રાઠોડ જોરસિંહ.

મહિપત મારે કે'ક, સિંહ જબ્બર ઝાડે ચડી,
જોરો ઝગડે એક, બાહુબળ બાથે કરી

# સાવજનાં સરવડાં

## એકે હજારાં

સિંહ અને સિંહણને વાદ થયો. સિંહણ કહે કે આપણાં બાળ હાથીના કુંભસ્થળ તોડી નાખે તે મારા દૂધનો પ્રતાપ છે. સાવજ કહે એ મારા બિરદનો પ્રતાપ છે.

એમાં એક શિયાળનું બચ્ચું હાથ આવ્યું. સિંહ કહે જો તારા દૂધનો પ્રતાપ હોય તો આ બચ્ચાંને ધવરાવીને મોટું કર. એટલે સિંહણ તો છડે છડે શિયાળના બચ્ચાંને ધવરાવવા લાગી. પોતાનું બચ્ચું ભૂખ્યું રહે પણ શિયાળના બચ્ચાને વધારે ધવરાવે.

એક વરસ થયું ત્યાં તો શિયાળિયો ફાટયો. આકાશ ખાઉં કે પાતાળ ખાઉં! જેને તેને સોણુ-કાઇ માંડયો કરવા. સિંહ તો બેઠો બેઠો બધું જોયા જ કરે. સિંહણ શિયાળીઆની સબળાઇ જોઇ મલકાયા કરે.

સાવજના બચ્ચાંને દૂધની તાણે પંડય ઉપર પૂરાં રૂંવાડાંય નથી આવ્યાં. ખહુરિયા જેવું લાગે.

એક દિવસ મોકો જોઇને સાવજ કહે "આજે આ હાથીના ટોળામાં છેલ્લો મોટો હાથી છે તેનો શિકાર કરવો છે. તો તારા શિયાળિયાને કહે કે હાથીને પાડે." સિંહણે શિયાળિયાને બિરદાવ્યો "જો જે હો, મારું દૂધ ન લાજે, માર્ય પેલા હાથીને!"

શિયાળિયો તો ભાથામાંથી તીર છૂટે એમ છૂટયો. હાથીને સાત આંટા માર્યા. વિચાર કર્યો કે ક્યાં બટકું ભરવું? અને હાથીના પૂછની ડોડીએ બાઘી પડયો. હાથીએ સૂંઢ ફેરવીને શિયાળિયને પકડયો. ત્રણ વખત હીલોળીને આકાશમાં ઉછાળ્યો તે ગયો ઘરરરર કરતો આકાશમાં ને હેઠો પડયો ત્યારે જમીન સાથે એવો ચોંટી ગયો કે તાવીથે ઊખેડવો મુશ્કેલ બન્યો.

હાથીએ પોતાના બચ્ચાને હાકલ કરી. લડથડિયાં લેતો સિંહ બાળ ઊઠયો. પૂછ ઝાટકી ડણક દીધી ને ધણુણુણુણુ હાથીએ ઢોલ ઢોલ જેવડા પોદળા માંડયા કરવા. એ તો કૂદયો તે ગયો કુંભાથળ ને માથે. પાછલા પગની ભીંસ દીધી. ચરકલી માથે સોઇ ઝાટકીને પંજો પ્રાછટયો માથામાં, તે હાથી પડયો મોઢવું પડે તેમ. સિંહણ ઝંખવાઇ ગઇ. સિંહ પોરહાણો. પણ શિયાળિયો સિંહણના પેટમાં પાકેલો નહોતો. (દંતકથા)

બાપલભાઈ ગઢવી

## જો થઈ છે!

એક વખત જામનગરના જામવિભાએ સિંહના શિકારની તૈયારી કરી. હયદળ, પાયદળ અને શિકારી ફોજના માણસો સાથે ગિરના સાંઢખેડાના નેસમાં પડાવ નાખ્યો ને કીધું કે: "મારે હાથણી ઉપર બેસીને શિકાર કરવો છે."

ગિરના માલધારીઓએ અને ચોકીદારોએ સમજાવ્યા કે:

"બાપુ! મેડા ઉપર રહીને શિકાર કરો તો સારૂં"

પણ હઠીલો જામ માન્યો નહિ. માણસોને કીધું કે:

"જાવ હાકોકરો અને જનાવરને આ તલાવડીના આરા પર લાવો, અમે અહિ હાથણીને ઊભી રાખીએ છીએ."

આગલે દિવસે મારણ કરી એક સિંહનું કુટુંબ કરમદીના દૂવામાં સૂતું હતું. એમાં શિકારી ફોજના માણસોએ દૂવા ફરતા હાકલા પડકારા અને છીપરાં ઉડાડતા હાકો કર્યો. ગોકીરો સાંભળી સિંહના બે બચલાં બહાર નીકળ્યાં, પાછળ ખારી ખારી થાતી અને ઘૂરકિયું કરતી સિંહણ પણ બહાર આવી. કોઇના હાથનો કાંકરો અડી જાતાં ડાલામથ્થો સાવજ આળસ મરડીને ઊભો થયો. પૂંછને આમળેટી ત્રાડ દીધી અને પહાડમાં પડછંદા પડયા.

વિભોજામ હાથણીને માથે અંબાડીમાં બંધૂક લઇને બેઠા છે. ફરતા સોળ હથિયારધારી અંગરક્ષકો ગોઠવાણા છે. હાથણીના માવતે બરાબર કબજે રાખેલી હાથણીના સિંહની ત્રાડ સાંભળીને ગાઢ છૂટી ગયા ને કુંડાળે પડી ગઇ, અંગરક્ષકો ઉપાધિમાં પડયા કે હથિયાર સાચવવાં કે પંડને સાચવવું કે બાપુને સાચવવા! જામવિભાએ હાકલ કરી કે :

માવત ! હાથણીને સંભાળજે."

ચારેકોરથી ત્રાંભેડો બોલ્યો, અને હાથણી ભાગી પણ જેમ ધરતીકંપનો આંચકો લાગતાં સંગ્રહાલયનાં પૂતળા પડે તેમ અંબાડી પરથી અંગરક્ષકો જઇ પડયા. મોઢામાં સૂંઢ લઇ ઢોલ ઢોલ જેવા પોદળા પાડતી હાથણી ભાગી. જામવિભો એક ઝાડવાની ડાળે બાઝી પડયા, ને કીધું કે :

"હાથણીને રોકો, !"

પણ ઘોડાં વાંસે કરેય હાથણી શેની આંબવા દે ! અંબાડી તૂટી ગઇ માવત ઝાડવામાં કયાંક અટવાઇ ગયો, શિકાર શિકારને ઠેકાણે રહ્યો અને વિભાજામના હાથીખાંનામાં હાથણી પહોચી ગઇ.

કરશન પઢિયાર

*

## સુરગભાઈ વરૂ રચિત સોરઠા

ડણક દીયે ડાલા મથ્થો (ન્યાં) ભેંસા દળ ભંગાણ;
છૂટે પેટેથી છાણ, વાણય સૂણી વનરાજની.

હરણ રોઝ ને શેમરાં, (એ) વગડો વાઢી જાય;
ફેફરાં ફાટી જાય, વાણય સૂણી વનરાજની.

ડણકે ડુંગર ડોલતા, પહાડે પડે પડઘાવ;
ગજદળ ભાગે ગાવ, વાણય સૂણી વનરાજની.

ધન્ય સોરઠ ધરા, ધન્ય ધન્ય ...ગિરનાર;
(જ્યાં) ધીંગી ભેંસ ધરાર, સાવજ તગડે સૂરના.

ગજદળ ગોત્યાં ના જડે, શેમર જાય સંતાય;
(ત્યારે) વારાહ વગડામાંય, સિંહ જગાડે સૂરના.

ઘેટા ઘૂમે ઘમસાણવાં, કરતા ઢીંકા ઢીંક;
જરા ન ઝાલે ઝીંક, સાવઝ વાળી સૂરના.

પંજાળો લાંબે પને, માથું ઝોળા માણ;
જમદઢ ગરેડા જાણ, જમૈયા નળે જડયા.

*

# સિંહ પ્રાચીન તથા અર્વાચીન

(પ્રકાશન અને સંપર્ક અધિકારી વનવિભાગ : ગુજરાત રાજ્ય) પ્રસન્નકુમાર વસાવડા

ઇતિહાસના આદિ સમયમાં સિંહો મધ્ય યુરોપમાં ગ્રીસ અને બાલ્કન દેશમાં મળી આવતા હતા. એ પછી પણ ઘણા સમય સુધી સિંહોનું અસ્તિત્ત્વ હતું. ખ્રિસ્તિ ધર્મની શરૂઆતના સમયમાં સિંહો પેલેસ્ટાઇન, ઈરાન વિગેરે દેશોમાં પણ હતા. આપણા દેશમાં સેંકડો વર્ષો પહેલાં સિંધથી બંગાળ સુધી ઉત્તર ભારતમાં સિંહો મળી આવતા અને દક્ષિણમાં છેક નર્મદાના કાઠાં સુધી સિંહો હોવાના ઐતિહાસિક પુરાવા છે. ૧૬૫૦માં માળવાના જંગલોમાં સિંહો હતા, અને મોગલ સલતનતના સમય વખતે શહેનશાહ જહાંગીરે માળવાના જંગલોમાં સિંહનો શિકાર કર્યાની ઐતિહાસિક હકીકત મળી આવી છે. તે જ અરસામાં આબુ પર્વત ઉપર અને સાબરમતીના કિનારા ઉપર સિંહો હોવાનું માલુમ પડેલ છે. અંગ્રેજોના સમયમાં લગભગ ૧૮૩૨ સુધી ઘોડા ઉપર બેસીને સિંહનો શિકાર કરવાનો રિવાજ પ્રચલિત હતો. ગુજરાતમાં અમદાવાદ અને વડોદરા પાસે ૧૮૩૬ સુધી સિંહો જોવા મળેલા છે. ડીસા પાલનપુર અને આબુમાં ૧૮૮૧ સુધી સિંહોનું અસ્તિત્ત્વ હતું. પોરબંદર પાસે બરડાના ડુંગરમાં ૧૯મી સદીમાં સિંહો હતા.

વાઘ અને સિંહનું સાથે રહેવું અશકય હતું, કારણ કે સિંહનો સરળ સ્વભાવ અને હિંમતની સામે વાઘની લુચ્ચાઇ અને ઝપટ સિંહને માટે હાનીકારક નિવડયા. તે ઉપરાંત અંગ્રેજોના સમયમાં અંગ્રેજો તથા બીજા મોટા ભારતીય ઓફિસરો અને લશ્કરી અધિકારીઓના સિંહના શિકારના શોખે હિંદુસ્તાનના લગભગ બધા જ ભાગમાંથી આ પ્રાણીનો સદન્તર નાશ કર્યો ને છેવટે ગિરના જંગલમાં રડયા ખડયા સિંહો બચી ગયા, અને સદ્‌ભાગ્યે તેમને રક્ષણ મળવાથી ભારતમાં સિંહનું અસ્તિત્ત્વ કાયમ રહ્યું. સિંહની વસ્તી ગણત્રી ઘણાં વરસોથી કરવામાં આવતી. તેમાં ભૂતકાળની ગણત્રીઓ ખાસ કરીને સાધારણ નિરક્ષણ પર આધારિત હતી, પરંતુ ૧૯૫૦ ના વર્ષથી દર પ્રત્યેક પાંચ વર્ષે વસ્તીગણત્રીનું કામ હાથ ધરવામાં આવ્યું છે. અને અત્યાર સુધીની વસ્તી ગણત્રીના જુદા જુદા આંકડાઓ નીચે પ્રમાણે છે.

| વરસ | સિંહનો અડસટો |
|---|---|
| ૧૮૮૦ | ૧૨ |
| ૧૮૮૩ | ૩૧ |
| ૧૯૦૫ | ૧૦૦ |
| ૧૯૧૧ | ૨૦ |
| ૧૯૨૦ | ૫૦ |
| ૧૯૩૬ | ૨૮૭ |
| ૧૯૫૦ | ૨૧૯ થી ૨૨૭ |
| ૧૯૫૫ | ૨૯૦ |
| ૧૯૬૩ | ૨૮૫ |
| ૧૯૬૮ | ૧૬૦ |

સિંહ ખુલ્લા જંગલમાં રહેતું પ્રાણી છે. તેની લંબાઇ લગભગ નવ ફૂટ જેટલી હોય છે. તેનું વજન લગભગ બસોથી સવાબસો કિલો જેટલું હોય છે, સિંહ કરતાં સિંહણ કદમાં નાની હોય છે. અને સિંહના જેવી કેશવાળી તેને હોતી નથી. બચ્ચાંઓ ઉપર દીપડા જેવા ઝાંખા ગુલ હોય છે. જે પુખ્ત ઉંમરે અદસ્ય થઇ જાય છે. સિંહ બિલાડીની જાતનું પ્રાણી છે. આ જાતના પ્રાણીઓમાં સિંહ એક જ એવું પ્રાણી છે કે જેની પૂછડી ને છેડે વ.ળનો ગૂચ્છો હોય છે. સિંહની શારીરિક ખાસિયતો તેના માંસાહારી સ્વભાવની જરૂરત માટે સંપૂર્ણપણે બનેલી હોય છે. સિંહના મોઢામાં કુલ ૨૬ દાંત હોય છે. તેમાંથી આગળના નાના દાંત-મારેલા જાનવરનાં હાડકાં ઉપરનું માંસ તથા રેસાઓ કોતરી ખાવામાં વપરાય છે. આ દાંતોની બન્ને બાજુ ઉપર તથા નીચે જડબામાં બે રાક્ષસીઓ હોય છે.

નીચેનું જડબુ આડા ચાલતા મજાગરાની માફક બધ થતા ઉપર નીચેની રાક્ષસીઓ એક બીજાને સાથે એની મજબુત પકડ કરે છે કે જેથી અદરથી પકડ્યા પછી કોઇપણ શિકારને છટકવુ અશક્ય બની જાય છે રાક્ષસીની બાજુમા ઉપરના જડબામા ત્રણ અને નીચેના જડબામા બે છરી જેવી ધારવાળી તિક્ષ્ણ એવા કાપવાના દાત હોય છે જે કાતરની માફક માસના ટૂકડે ટૂકડા કરી નાખે છે

સિહની જીભ અત્યત ખરબચડી હોય છે અને તેની ઉપર અણીદાર નાની ગાંઠો હોય છે જેનાથી તે તેના બચ્ચાને બ્રશની માફક સાફ કરી શકે છે અને તેનાથી તે હાડકા ઉપર ચોટેલુ માસ સહેલાઈથી ઉખેડી ચાટી જઇ શકે છે સિહનો ખોરાક મોટા માસના ટૂકડાઓ ગળી જવા સાથે સકળાયલો હોઇ તેની જીભ ઉપર સ્વાદ બિંદુઓ ઘણા ઓછાં હોય છે તેમના પગ અને પજાઓ શિકાર માટ સપૂર્ણ ઉપયોગી અવયવો છે અને તેની મદદથી સિહ બિલકુલ અવાજ કર્યા વગર ઘાસ અને સૂકા પતામા પણ ચાની શકે છે

પજાના અઢાર નખો પ્રત્યેક આગલા પગમા પાચ અને પાછળના પગમા ચાર તેઓ ચાલતી વખતે અદર લઇને ચાલે છે પરતુ લડાઇ કરતી વખતે અથવા શિકાર વખતે આ અઢાર તિક્ષ્ણ છરીઓ કોઇપણ પ્રાણીના ટુકડે ટુકડા ઉડાવી દે તેવી શક્તિ ધરાવે છે સિહના આ નખોની અદરના પોલાણમા હરહમેશ ભયાનક જીવાત રહે છે જેથી તેનાથી થયેલો ઘા તાત્કાલીક સારવાર ન લીધી હોય તો અવશ્ય તે જીવાતથી થતા ઝેરને લીધે પ્રાણઘાતક નીવડે છે નરના પગની નિશાની માદા કરતા મોટી હોય છે અને લગભગ ગોળાકાર હોય છે જ્યારે માદાના પગની નિશાની સાધારણ લબગોળ હોય છે

ચાલતી વખતે સિહના આગલા પગની નિશાની ઉપર જ પાછલા પગની નિશાની નહી પડતી હોવાથી તેના નિશાનો બેવડા માલુમ પડે છે શિકાર કરતી વખતે સિહ માથું નીચુ કરી પગના ટેરવા ઉપર જરાય અવાજ કર્યા વગર આગળ ધસે છે અને છેવટે સપૂર્ણ ઝડપથી તરાપ મારી પ્રાણીને પકડી પાડે છે સિહની સાભળવાની શક્તિ તથા જોવાની શક્તિ અત્યત તીવ્ર છે પરતુ તેની સુઘવાની શક્તિ સાધારણ નબળી છે આ એક તેની ખોટ, બીજા પ્રાણીઓના બચાવ માટે ઘણી જરૂરી છે કારણ કે પરમાત્માએ જો સિહને તેની જોવાની અને સાંભળવાની શક્તિ જેવી જ શક્તિ વાળુ નાક આપ્યુ હોત તો દુનિયાનુ એક પણ પ્રાણી બચવા પામ્યુ ન હોત

સિહ કુટુબપ્રેમી છે અને હમેશા ટોળામા ફરે છે આવા સિહના ટોળાને અગ્રેજીમા "પ્રાઇડ" કહેવામાં આવે છે શિકાર વખતે નર એક બાજુથી શિકારના પ્રાણીને હકારે છે જ્યારે બીજી બાજુ માદાઓ તથા નાના બચ્ચાઓ તૈયાર જ બેઠા હોય છે જે ઝડપભેર શિકારને પકડી પાડે છે સિહો માટે નર માદાના સયોગ બાબતે કોઈ ખાસ ઋતુ નથી, પરતુ ગિરમા આ સયોગ ઓક્ટોબર, નવેમ્બર માસમાં થાય છે અને લગભગ ચાર મહિના પછી જાન્યુઆરી, ફેબ્રુઆરી માસમા માદા ઘણુ ખરુ બે બચ્ચાનો જન્મ આપે છે કે કેટલીક વખતે ત્રણને કદાચિત પાચ બચ્ચાનો જન્મ આપે છે બચ્ચાઓની ઉછેરવાની તાલીમ આપવાની ક્રિયા માદા કરે છે પરતુ નર તેઓની સાથે રક્ષક તરીકે રહે છે બચપણથી બચ્ચાઓને તેઓને શિકાર કરવાનો ભયકર ખેલ સારી રીતે શીખવાડવામા આવે છે આ તાલીમ પૂરી થયે લગભગ પાચ વર્ષની ઉમરે નર તથા લગભગ ત્રણ વર્ષની ઉમરે માદા સપૂર્ણ યુવા અવસ્થામા પહોચે છે આપણા દેશમા અમુક મા પ્રાણી સગ્રાહલયના સિહ પિતા અને વાઘણ માતાથી થયેલા બચ્ચાને 'લાયગર' કહેવામા આવે છે જ્યારે વાઘ પિતા અને સિહણ માતા તરીકે હોય અને તેનાથી થયેલા બચ્ચાને "ટાઇગોન" કહેવામા આવે છે

*

# સેંજળના સાદુળનો સાવઝ

કાનજી બારોટ

'સરવો સોરઠ દેશ, જ્યાં સાવઝડાં સેંજળ પીએ;
બાળું પાટણ દેશ, જ્યાં પાણી વિણુ પોરા મરે.'

એમ રાણક દેવડીએ અમથું નહિ કીધું હોય. એવા સરવા સોરઠ દેશમાં દસ દસ માઈલે ડુંગરા; ડુંગરે ડુંગરેથી દડતી સેંજળ નદિયું અને નદીએ નદીએ સાવજડાં સેંજળ પીતાં ઇ ઝાઝા વરસની વાત નથી.

કેટલાક કુદરતી જોગ બાધી જાય છે. સોરઠના ખુમાણુ પંથકમાં સેંજળ ગામ, ઘટાટોપ ઝાડી, સેંજળ નદી અને સાદુળ ખુમાણુની વારિયું. આ સેંજળ નદીમાં આજથી સવાસોક વરસ પહેલાં સાવઝડાં પાણી પીતાં.

સાદુળ ખુમાણુ પણ નામ એવા જ ગુણ. એમણે કૈંક સાવઝ દીપડાના શિકાર ખેલેલા. સાદુળ ખુમાણુને આભને ટેકા દયે એવા બે દીકરા. મોટાનું નામ કાથડ અને નાનાનું નામ માણુસિયો.

સેંજળ પાસે જ મદાવાનો ને બાવળાનો ડુંગર. એમાં મેપો કરી ને એક ભરવાડનો દંગો. આ મેપાની એક ખડાઇ ભેંસ ઉપર સાવઝ ત્રાટકયો ને મેપો મેખાસુર થઇને દોડયો. હાથમાં કુવાડી ને ફોડી ને સાવઝને ફટકારી. ઘવાયેલો સાવઝ ખડાઇનું મારણ પડતું મેલી ને ભાગ્યો. હાકલા પડકારા થયા, ગામેડું ભેગું થઇ ગ્યું ને ઘવાયેલો સાવઝ કાંટયમાં ભરાઇ ગ્યો.

સાદુળ ખુમાણ ડાયરો ભરીને બેઠા છે. ત્યાં ખબર પડી. સાદુળ ખુમાણુનો નાનેરા દીકરા માણુસિયે બંધૂક ઉઠાવી. સાવઝના લોહી નીતરતા સગડ લીધા, કાંટયમાંથી ગોતીને પડકારો કરી બંધૂકની ગોળીએ ઠાર માર્યો.

કવિજનની તો રત પાકી. માણુસિયાની મરદાનગીરી બિરદાવળીઓ રચાવા માંડી. પંદર દી થયા નથી અને એકાદ ચારણુ બારોટે બિરદાવળી રચી નથી. કોઇને કે'વરાવવાની જરૂર ન પડે કે આપા માણુસિયે સાવઝને બંધૂકે દીધો. સાદુળ ખુમાણુના ડાયરામાં કસુંબાની ને કવિતાની ધક બોલે છે.

એક દીનો સમો ને ડાયરો જામ્યો છે. સાદુળ ખુમાણુના મોટા દીકરા કાંથડ પણુ બેઠા છે. ઓછા બોલા પણુ બોલ્યે પળે એવા. કવિઓની જુક્તિ જોયા કરે છે. એમાં આવી ચડયા એક કવિ અને માણુસિયાની મરદાનગીનો દુહો ફટકાર્યો :

ધીંગો ગરવરનો ધણી, ડણુકંતો દહીવાણ;
માર્યો સાવજ માણુસી, રંગ ખુમા વજરાણુ,

દુહો સાંભળીને ડાયરાએ વધાઈયું દીધી. ત્યાં કાથડ ખુમાણુ પોતાના બાપને કહે : "બાપુ ! ભાઈએ સાવઝ માર્યો ઇ તો જાણે બરાબર, પણુ એમાં આ બિરદાવળીનાં લાંબાં લપસીંદર આળસતાં જ નથી અને કાણુક આ બધાય વારાઘડીએ વખાણુ કરું રિયા છે? સાવઝ બંદૂકે માર્યો ઇ તો સંદેશે મોત !"

એમાં એક કાઠી મરમ કર્યા વગર ન રહી શકયો :

"સાદુળ બાપુ ! આપણા કાંથડભાઇ તો બંધૂકને અડે ય નહિ હો ! સાવઝને ભણ્યે તરવારે જ વાંતરું નાખે હા આઆ !"

કાંથડ ખુમાણુ મરમને પી ગયા. જવાબ ન વાળ્યો. મુનિની જેમ જ અબોલ બેઠા રહ્યા. પણ આપા સાદુળ સમજી ગયા કે વાત વહમી થઇ ગેઇ. પોતાના પેટને તો ઇ ઓળખે જ કે કાથડ બોલ્યું પાળ્યા વગર નહિ રહે, એટલે સૌને સાનમાં સમજાવી દીધું કે હવેથી સાવઝના ખબર કાથડને કાને ન પડવા દેવા.

એવામાં એક દી સેંજળની સીમમાં સાવઝ ઊતર્યો, પણુ કેવો સાવઝ !

ઓપે ડુંગરાં જ ગરા નદીનાળા ગામ મીતિયાળા,
જોરાળા પજાળા સિંહ વસે છે જરૂર,
કરે કોણ હાળા ચાળા ભુહરી લટાળા કહું,
ક્રોધાળા ખેધાળા તેમ હેઠાળા કરૂર

જોયે જેની બેય આંખો ખેરના ઇંગારા જેવી,
ખરા દાત ગરેડીના ખીલા જેવા ખાસ
તીવ્ર શસ્ત્ર ધાર જેવા ચમકે નખાળા તેજ,
તેને જોતાં વેત લાગે કાયરાને ત્રાસ

ખીજીયો નખમે ડારા રહે સદા ખારા ખારા,
પીઠ ડોલે વસુધરાથી ક સાભળી ડણુક,
મેખારા પછાડ તાડફાડ છે અજારા માર,
ખડા હાથિયારા ત્રાહ કરકે બણુક

છોકરા છાના રિયે એવો ડાનામથ્થો પીઠ વડીને મારગે આવેલ આપા સદુળની વાડીમા એક વોડય (વિયાણુવગરની) ગાયને મારી ને ખાય છે

આપા સાદુળને સાદુગ નામના કોળીએ વાવડ દીધા કે

"બાપુ ! સેંજળમા બે સાદુળા છે ને એક ત્રીજો આવ્યો" [બીજો સાદુળ કોળી પોતે]

આ સાભળીને આપા સાદુળે તો સાવઝના શિકારે ચડવાની કરી તૈયારી હજી સાદુળ ખુમાણ સિંહના શિકારે ઊપડે તે પહેલા તો કાથડ ખુમાણ ઢાલ ને તરવાર લઇને નીકળી ગયા જીવલા ગોવાળે કાથડ ખુમાણને જાતા જોયા એટલે કહે

"ભાઇ ! હુ યે આવુ ?"

"તુ યે હાલ !"

બેય નીકળ્યા

સેજળિયા નદીને કાંઠે વાડીમાં રાવણાના ઝાડ હેઠ ગાયનું શરીર નોરને મોઢાથી ઝઝેડી માસના લોચા ગળી રિયો છે

કાથડ ખુમાણે જીવા ગોવાળને આથમણી કોર રહેવાનું કહ્યુ, પોતે ઊગમણી બાજુ આવ્યા જીવા ગોવાળે સામી બાજુ જઇ સાવઝને પડકારીને કુવાડી નાખી

કાથડે જાણ્યુ કે જીવલો ગોવાળ જશ ખાટી જશે, એટલે પોતે સિંહ જેવી જ ત્રાડ મારીને કહે

"હે ગાયના ખાનારા ! મોટી થાજે !"

સાવઝે જાણ્યું કે ખરો શત્રુ તો આણીકોર છે, અને ઓઠગીને કાથડ ખુમાર માથે દોટ દીધી ધ–ધ–ધ–ધ કરતોક ને કાથડને ફીણુને ફોંહે ભરી મેથી તરાપ મારીને કાથડ ઉપર પજો ઝીકયો

ત્યા તો કાથડ ખુમાણ ગોઠણિયાભર થઈ ગયા ને ડાબે હાથે ઢાલ ઉપર સાવઝનો પ ને ઝીલી જમણે હાથે સાવઝના પેટાળ માથે તરવારનો ઘા કર્યો પેટના નળ કાપી નાખ્યા, સાવઝનો ગરડો વળગ્યો રિયો.

કાળઝાળ સાવઝે એવા કપાઇ ગયેલા દેહે કાથડ ઉપર ઝપટ કરી પોતાના લોહીથી આપાને તરબોળ કરી ઢાલ માથે મેય પજા ઝીખી ઢાલને ડાચામા લઇ લીધી

લાગ મળતાં આપાએ અગને સેરવી લીધુ સાવઝે મરતાં મરતા ઢાલને ચાવીને જમીનમા ધાલી દીધી

હજી આપો સાદુળ તો શિકારીઓ સાથે હાલ્યા આવે છે જ્યા વાડીએ આવી ને જુએ ત્યા તો દીકરાને લોહીમબોળ દીઠો બાપે નવાઇ કરી

"જનાવરે લગાડયુ ?"

"ના, બાપુ ! આ તો સાવઝનું લોહી છે મને જરાય ઈજા નથી થઇ અને કવિઓ ગહેકી ઊઠયા

કટો ફૂલ તો મદમાતસ હે, ગુંથ તો સેલાન કહા,
ક્રોધમે હુલતો જોર ભરતો કઠાર
ગરવરા ધરા માથે, કેરહી કરતો ગાઢા,
ઝડાફેહી માલ ઢોર ભાગતો જગીર–૧

ધરતો મદ ફરતો ઊતરતો કાઠિયા ધરા,
અજગી ભારથે જગી ભાખ્યો અદ્ભુત,
અરાડો ભરતો ફાળ, ભાગિયા સધીર કેતા,
કેડે કેડા બાધી રાડય પડાવે કપૂત–૨

મદમેં તોડંતો માલ, મેલાવે મનુષ પ્રાણ,
પ્રચંડ થાપટ્ટી ઝોંટ પાડંતો પંજાળ;
બંકા વાત સૂણી ઝંકા સેંજળકા નાથ બંકા,
કડંકી ઉઠાયા ભડાં વેરિયા કા કાળ —૩

સાદુળકો નંદ ચાલ્યો, સિંહપે ચોગાન સામે,
કરી હાક જંગી વીર ભડાંક કાંથડેશ;
બંકા શૂર ધીર થઇ જા સિંહકા બેટા,
છોડું નહિ ધીંગાણે મેં ખડા સમરેશ —૪

ઝપટ બોલદ્ધી સૂણી, હડેડી ઊઠ્યો જંગી,
સામો એક રંગી ખુમો હટયો ના સધીર;
ક્રોધમેં છકેલ બડો, વિરોધ મેં ભૂપ કંટો,
ઝપટ થાપરી કરી પંજાળે જંગીર—૫

બછૂટી મ્યાન સે તેગ, હથા કાંથડેશ વીર,
મહા શૂર ધીર વીર હટયો ના મેરાણ;
પડી વીજ આભ થકી, પટાળે કેસરી પરે,
પાંડ જ્યું પ્રચંડ પડે (એમ) પાડિયો પંચાણ—૬

ખડા એક ઘાયે કાયા ટુકડા ખિલંક બાંકા, વિંધ્યાકુળ સુભટરા રાખવા વેંડુર;
પટાળા પાહોર પતિ નાહોર મારિયો પંડે, કહે સામતેશ કવિ રાખિયું શહુર—૭

આ કાંથડ ખુમાણુ સં. ૧૮૯૯માં કમળપૂજા ખાઇને દેવલોક પામેલા.

*

## વનરાજ વિહોણું વન

### રજુઆત: કવિ કાનજી ગગુભાઇ લીલા

એક સમયે એક જંગલમાં હાથી, વરાહ, વાઘ, ચિત્તા, હરણાં, શિયાળ ને સસલાંને ઉન્મત્તપણે વિચરતાં જોઇને કવિને કલ્પના આવે છે કે:

ઉન્મત્ત મતંગ લતા દ્રુમ તોરે, નિશંક વ્હૈ દોરે હે સ્યાર સસા;
બિનચિંત વ્હૈ ચિત્તો ચરિત્ર કરેરૂ, બઘેરે બડપ્પન લાય નસા;
મૃગ વ્હૈ ગતિ મંદ તહાં બિહરે, મિલિ ખોદત સૂકર વૃંદ રસા;
બનરાજ બિહીન બડે બનકી જુ, ભઈ કછુ ઓરકી ઓર દસા.

જુઓ તો ખરા! હાથીઓ મદોન્મત્ત થઇ આજે વેલીઓ ને વૃક્ષો તોડી રહ્યા છે, શિયાળ અને સસલા જેવાં નમાલાં પ્રાણીઓ પણ નચિંત થઈને દોડી રહ્યાં છે. ચિત્તાઓ મનથી ચિંતવી પણ ન શકાય તેવાં ચરિત્રો કરી રહ્યા છે, અને વાઘ તો મોટા બની વનનો રાજા બની બેઠો છે. હમણાં જે છલાંગતાં હોય તે ધીમી ગતિથી નિર્ભયપણે ફરી રહ્યાં છે. આ સુરવડાંનાં જૂથનાં જૂથ દાતરડીઓથી ધરતી ખોદી ને ધૂળ ઉછાળી રહ્યાં છે. નક્કી આ વનમાં વનરાજ ચાલ્યો ગયો છે. નહિ તો આવા વનની આ દશા ન હોય.

મૂળ તો ચિતોડના મહારાણા સંજજનસિંહજી ગુજરી જતાં ચિતોડમાં નાના માણસોનું જોર જામ્યું, પડોશી રજવાડાં પણ ભીંસ કરવા લાગ્યાં, આ બધી પરિસ્થિતિ જોઇ સાવઝ જેવો પુરુષ ચાલ્યો જતાં આ બધું થઈ રહ્યું છે તેવી કવિએ તુલના કરી છે.

*

# માનવ માબાપની સિંહણ દુહિતા

સક્ષેપક : વજુભાઈ

[ જેની ફિલ્મે જગત આખામા સનસનાટી મચાવી અને જે પુસ્તકનો જગતની ૨૧ અનુવાદ થયો છે, ને જેની લાખો નકલો ખપી ગઇ છે તે BORN FREE પુસ્તકનો સક્ષેપ કરી ને અહી સિંહદર્શનના વૈજ્ઞાનિક અભ્યાસી શ્રી વજુભાઈ વ્યાસે રજૂ કરેલ છે એ લેખિકાનું નામ છે જોય એડમસન એના પતિનુ નામ છે જ્યોર્જ એડમસન એમના ઉત્ત વિગતો તો આ સક્ષેપમા જ આપેલ છે. આ પુસ્તક સૌ પ્રથમ ૧૯૬૦મા પ્રગટ થયેલુ પ્રકાશક પેઢી વિલિયમ કોલીન્સ તરફથી એ પ્રગટ થયુ છે દુનિયા આખીમા આ સત્ય ઘટનાતી બતાવાય છે, મુબઇના માટુગાના થીએટર 'અરોરા' મા ગત ફેબ્રુઆરીમા એ ફિલ્મ પાચમી વાર આવી

આ સિહણ એલ્સાને ચાર વાસાથી દીકરી તરીકે રાખેલી તે અઢી વર્ષની પુખ્ત વર્ષ ત્યા સુધી એના માનવ માબાપને છોડવા માગતી નહતી એની રમ્ય, વાત્સલ્યમય, ભવ્ય માનવ હિંસક પ્રાણીના અદ્ભુત સ્નેહની આ રોમાચક ઘટના પુસ્તકના પ્રકાશક સત્ય માનવા તૈયાર ન એથી તેમને ઇગ્લાડથી વિમાનમા બેસાડીને એડમસન દપતી કેનિયાના જગલ વિસ્તારમા લઈ ગયા એલ્સાનુ રહેઠાણ હતુ તે વિસ્તારમા

પોતાના માટે તબુ ખેચીને જગલમા અદરના ભાગે જઇને એલ્સાને સાદ પાડવા જે જ્યોર્જ એડમસન બદૂકનો અવાજ કરતા તે રીતે અવાજ કર્યો અને એમના પત્ની જોય એડ પોતાની ખોવાયેલી પુત્રીને સાદ કરતા હોય તેમ સાદ કર્યો "એલ્સા ! એલ્સા !" ને માબાપના ગયી દુખી એલ્સા હરઘડીભેર આવી દોડતી પણ લાબા વિયોગે માબાપને મળવા દીકરી દોડે તેમ અને જોય એડમસનને ભેટી પડી પુસ્તકના પ્રકાશક પેઢીના સચાલકો હેરત પામી ગયા એલ્સા ભેગા એના ત્રણ બચ્ચાને તેડતી આવેલી અને સાથે એનો સિંહ પતિ પણ ખરો સિહ આવો રહી ગયેલો છેવટે એલ્સાને પગલી ફોસલાવી અને કુટુમ પરિવાર સાથે જગલમા અદરના સુધી મૂકી આવવા પડયા

આ બનાવે જગતને હેરતમા મૂકી દીધુ પુસ્તક પ્રકાશન પામ્યુ પછી તો એની ફિ ઊતરી અને જગપ્રસિદ્ધ બની સૌરાષ્ટ્રમા સિંહ સાથેની ભાઈબધી સિંહ સાથેનો સ્નેહ એ કોઈ વાત નથી સૂત્રાની એણગરીના કાઠી દરબાર માના આપાની વાત ખૂબ પ્રસિદ્ધ છે અને આપણા વચ્ચે સિંહ પાળેલા આવે છે એ તો હજી ગિરના જગલ માટે રોજબરોજની ઘટના છે આ ઘટના આપી છે જ એટલા માટે કે સિહ સાથેના માનવ સ્નેહની પ્રતીતિ થાય ચિત્રો ઘણાખરા જ અહીં આપ્યા છે અને પુસ્તકમાથી સિંહના શિકારના જગલના વર્ણનો છોડીને સિંહણ બીજી બાબતો છોડી ને માત્ર સ્નેહભાગ જ આપ્યો છે—સ ]

એય જોય જો તો ખરી હુ તારે માટે કઈક ભેટ લાવ્યો છુ !" એમ જ્યોર્જે કહ્યુ એટલે જોય એકદમ મકાનમાથી બહાર આવી, સ્ટેશનવેગનનું ખાનુ ઉઘાડીને જોયુ તો એમા ત્રણ બચ્ચા ખાના અને ભૂખથી પીડાતા મ્યાઉ મ્યાઉ એ બચ્ચા ને જોઇ ને જોયનુ માતૃવાત્સલ્ય

ઊંડક્યું અને એણે ત્રણે ય બચ્ચાંને ઊંચકી લીધાં.

માઉન્ટ કેનિયાથી એબેસિનિયા સુધી ઝાડા ઝાંખરાં અને અર્ધજંગલ જેવો વિશાળ પટ પથરાયેલો છે. જ્યાં ઊંચા ઊંચા ઘાસ થાય છે. જ્યાં ઘણાં પશુપક્ષીઓનો કાયમી કુદરતી વસવાટ છે. એ પ્રદેશના એક ભાગ તરીકે દક્ષિણ આફ્રિકાના કેનિયાની પૂર્વ સરહદ પર જ્યોર્જ એડમસન તે એમનાં પત્ની બન્ને જંગલનું જીવન ગાળતાં હતાં. જ્યોર્જ એડમસન એ સરકારી વન્યપ્રાણી રક્ષક તરીકે હતા. તેમનું કાર્ય પ્રાણી રક્ષા ઉપરાંત જંગલી પ્રાણીઓથી લોકોને બચાવવાનું પણ હતું. તેઓ એક અચ્છા શિકારી હતા. એડમસન દંપતીને જંગલી પ્રાણીઓ પરત્વે ભારે મમતા હતી. ઈસીઓલો (ગામ) નજીક એમનું નિવાસસ્થાન હતું. જંગલમાં આ એડમસન દંપતી અવારનાર સફરે સાથે ફરતાં હતાં.

૧૯૫૬ના ફેબ્રુઆરીમાં આ પ્રદેશમાં એક કરૂણ બનાવ બની ગયો. બોરન જાતિના એક સીદીને તે જંગલમાં કામે ગયેલ ત્યારે માણસખાઉ સિંહે ફાડી ખાધો. આ સિંહની સાથે બે સિંહણો પણ હતી. આ માણસખાઉ સિંહના ભયથી આખું ગામ થરથરી ગયું. સીદીઓ જ્યોર્જ પાસે આવ્યા અને આ માણસખાઉનો નાશ કરવા વિનંતી કરી. એથી જ્યોર્જ અને તેમના સાથીદારો સ્ટેશનવેગન લઈને માણસખાઉનો નાશ કરવા ઊપડયા. આ માણસખાઉ સિંહનો ઝાડી ઝાંખરાવાળા એક ખડકાળ પ્રદેશમાં વાસ હતો, ત્યાં જ્યોર્જ અને એમના સાથીદાર ગયા. સિંહને શોધીને એને ગોળીએથી ઠાર કર્યો, પરંતુ સિંહણને મારવી પડી કારણ કે એ સિંહથી વિખૂટી પડવા માગતી ન હતી, અને સિંહના રક્ષણ આડે ઊભી હતી. સિંહ અને સિંહણ બન્ને ઢળી પડયાં.

જ્યોર્જ સિંહણ પાસે ગયા તો એના આંચળ દૂધથી ભરેલા હતા. એટલે એ તાજી વિયાણી હતી. થોડે દૂર ભેખડ તરફ જતાં એની આખળી (વિયાંવાનું સ્થળ) જોઈ અને ભેખડ નીચે ત્રણ બચ્ચાં મ્યાંઉ મ્યાંઉ કરતાં હતાં. જ્યોર્જે એને ખેંચી કાઢયાં અને સ્ટેશન વેગનમાં નાખ્યાં. મા વિનાનાં બચ્ચાંને થોડાં ભૂખે મરવા દેવાય ! એટલે એ ઘેર લઈ આવેલ.

જોય તો એને જોઈને રાજી રાજી થઈ ગઈ. એ ત્રણેયને ઘરમાં લઈ ગઈ અને સૂવાડયાં.

પણ હવે કરવું શું ? એ ખૂબ નાનાં માંડ ત્રણ ચાર દિવસનાં હશે. એને પાવું શું ? દૂધ પાવું જોઈએ પણ કેવી રીતે પાવું ? એટલે ૫૦ માઈલ દૂરના શહેરેથી દૂધ પાવાની શીશી અને ટોટી મગાવ્યા. બાળકની માફક દૂધ પાવાનું શરૂ કર્યું. પણ રબ્બરની વાસ મારતી ટોટીથી બચ્ચાં શે દૂધ પીએ ? એ તો છી....છી....છી કરવા લાગ્યાં. જોય નિરાશ થઈ ગઈ. એને થયું બચ્ચાં મા વિનાના ભૂખે મરી જશે ! પરંતુ જ્યોર્જે યુક્તિ લડાવી, દૂધનાં ટીપાંને આંગળી ઉપર લઈને બચ્ચાંને ચટાડવા લાગ્યા, બચ્ચાંને સ્વાદ લાગ્યો અને આંગળી ચાટવા લાગ્યાં, આમ ધીમે ધીમે એને શીશીના દૂધ ઉપર ચડાવ્યાં.

પરંતુ આ એકલા દૂધથી એને શે નિરાંત



બાળક વિહોણાં જોય એડમસનને બાળક મળ્યાં. માના હેતથી ત્રણેય સિંહબાળાને ઉછેર્યાં. આ ચિત્રમાં પચાસેક દિવસનાં ત્રણેય બચ્ચાંને પ્રેમથી હૈયા સરસાં લઈ જોય એડમસન બેઠાં છે.

# માનવ માબાપની સિંહણ દુહિતા

સંક્ષેપક : વજુભાઈ વ્યાસ

[ જેની ફિલ્મે જગત આખામા સનસનાટી મચાવી અને જે પુસ્તકનો જગતની ૨૧ ભાષામા અનુવાદ થયો છે, ને જેની લાખો નકલો ખપી ગઇ છે તે BORN FREE પુસ્તકનો ગુજરાતી સક્ષેપ કરી ને અહી સિંહજીવનના વૈજ્ઞાનિક અભ્યાસી શ્રી વજુભાઈ વ્યાસે રજૂ કરેલ છે એ પુસ્તકના લેખિકાનું નામ છે જોય એડમસન. એના પતિનુ નામ છે જ્યોર્જ એડમસન એમના જીવન અગેની વિગતો તો આ સક્ષેપમા જ આપેલ છે. આ પુસ્તક સૌ પ્રથમ ૧૯૬૦મા પ્રગટ થયેલુ, ગ્લાસગોની પ્રકાશક પેઢી વિલિયમ કોલીન્સ તરફથી એ પ્રગટ થયુ છે દુનિયા આખીમા આ સત્ય ઘટનાની ફિલ્મ બતાવાય છે, મુબઇના માટુંગાના થીએટર 'અરોરા' મા ગત ફેબ્રુઆરીમા એ ફિલ્મ પાચમી વાર આવી ગઈ

આ સિહણ એલ્સાને ચાર વાસાથી દીકરી તરીકે રાખેલી તે અઢી વર્ષની પુખ્ત વયની થઇ ત્યા સુધી એના માનવ માબાપને છોડવા માગતી નહતી એની રમ્ય, વાત્સલ્યમય, ભવ્ય, માનવ અને હિંસક પ્રાણીના અદ્દભૂત સ્નેહની આ રોમાચક ઘટના પુસ્તકના પ્રકાશક સત્ય માનવા તૈયાર ન હતા એથી તેમને ઇગ્લાડથી વિમાનમા બેસાડીને એડમસન દપતી કેનિયાના જગલ વિસ્તારમા લઈ ગયા. જ્યા એલ્સાનું રહેઠાણ હતુ તે વિસ્તારમા

પોતાના માટે તબુ ખેચીને જગલમા અંદરના ભાગે જઇને એલ્સાને સાદ પાડવા જે રીતે જ્યોર્જ એડમસન બદૂકનો અવાજ કરતા તે રીતે અવાજ કર્યો અને એમના પત્ની જોય એડમસન જેમ પોતાની ખોવાયેલી પુત્રીને સાદ કરતા હોય તેમ સાદ કર્યો "એલ્સા! એલ્સા!" ને માબાપના વિયોગથી દુખી એલ્સા હરખભેર આવી દોડતી પણ લાબા વિયોગે માબાપને મળવા દીકરી દોડે તેમ આવી અને જોય એડમસનને ભેટી પડી પુસ્તકના પ્રકાશક પેઢીના સચાલકો હેરત પામી ગયા એલ્સા આવી, ભેગા એના ત્રણ બચ્ચાને તેડતી આવેલી અને સાથે એનો સિંહ પતિ પણ ખરો સિહ આવો ઊભો રહી ગયેલો છેવટે એલ્સાને પટાવી ફોસલાવી અને કુટુબ પરિવાર સાથે જગલમા અદરના ભાગે દૂર સુધી મૂકી આવવા પડયા

આ બનાવે જગતને હેરતમા મૂકી દીધુ પુસ્તક પ્રકાશન પામ્યુ. પછી તો એની ફિલ્મ પણ ઊતરી અને જગપ્રસિદ્ધ બની સૌરાષ્ટ્રમા સિહ સાથેની ભાઈબધી, સિહ સાથેનો સ્નેહ એ કોઈ નવી વાત નથી ધૂનાની મોણપરીના કાઠી દરબાર માત્રા આપાની વાત ખૂબ પ્રસિદ્ધ છે અને આપણા સતોને વચને સિહ પળતા આવે છે એ તો હજી ગિરના જગલ માટે રોજબરોજની ઘટના છે આ ઘટના અહીં આપી છે જ એટલા માટે કે સિહ સાથેના માનવ સ્નેહની પ્રતીતિ થાય ચિત્રો ઘણામાથી માત્ર ચાર જ અહીં આપ્યા છે અને પુસ્તકમાથી સિહના, શિકારના, જગલના વર્ણનો છોડીને, સિહણ બાળાની બીજી બાબતો છોડી ને માત્ર સ્નેહભાગ જ આપ્યો છે—સ ]

"જોય જોય, જો તો ખરી હુ તારે માટે કઈક ભેટ લાવ્યો છુ!" એમ જ્યોર્જે કહ્યુ એટને જોય એકદમ મકાનમાથી બહાર આવી, સ્ટેશનવેગનનું ખાનું ઉઘાડીને જોયુ, તો એમા ત્રણ બચ્ચા લથડિયા ખાતા અને ભૂખથી પીડાતા મ્યાઉ મ્યાઉ કરતા હતા એ બચ્ચા ને જોઇ ને જોયનુ માતૃવાત્સલ્ય છલકાઈ

ઊંડકયું અને એણે ત્રણે ય બચ્ચાંને ઊંચકી લીધાં.

માઉન્ટ કેનિયાથી એબેસિનિયા સુધી ઝાડા ઝાંખરાં અને અર્ધજંગલ જેવો વિશાળ પટ પથરાયેલો છે. જ્યાં ઊંચા ઊંચા ઘાસ થાય છે. જ્યાં ઘણાં પશુપક્ષીઓનો કાયમી કુદરતી વસવાટ છે. એ પ્રદેશના એક ભાગ તરીકે દક્ષિણ આફ્રિકાના કેનિયાની પૂર્વ સરહદ પર જ્યોર્જ એડમસન તે એમનાં પત્ની બન્ને જંગલનું જીવન ગાળતાં હતાં. જ્યોર્જ એડમસન એ સરકારી વન્યપ્રાણી રક્ષક તરીકે હતા. તેમનું કાર્ય પ્રાણી રક્ષા ઉપરાંત જંગલી પ્રાણીઓથી લોકોને બચાવવાનું પણ હતું. તેઓ એક અચ્છા શિકારી હતા. એડમસન દંપતીને જંગલી પ્રાણીઓ પરત્વે ભારે મમતા હતી. ઈસીઓલો (ગામ) નજીક એમનું નિવાસસ્થાન હતું. જંગલમાં આ એડમસન દંપતી અવારનાર સફરે સાથે ફરતાં હતાં.

૧૯૫૬ના ફેબ્રુઆરીમાં આ પ્રદેશમાં એક કરૂણ બનાવ બની ગયો. બોરન જાતિના એક સીદીને તે જંગલમાં કામે ગયેલ ત્યારે માણસખાઉ સિંહે ફાડી ખાધો. આ સિંહની સાથે બે સિંહણો પણ હતી. આ માણસખાઉ સિંહના ભયથી આખું ગામ થરથરી ગયું. સીદીઓ જ્યોર્જ પાસે આવ્યા અને આ માણસખાઉનો નાશ કરવા વિનંતી કરી. એથી જ્યોર્જ અને તેમના સાથીદારો સ્ટેશનવેગન લઈને માણસખાઉનો નાશ કરવા ઊપડયા. આ માણસખાઉ સિંહનો ઝાડી ઝાંખરાવાળા એક ખડકાળ પ્રદેશમાં વાસ હતો, ત્યાં જ્યોર્જ અને એમના સાથીદાર ગયા. સિંહને શોધીને એને ગોળીએથી ઠાર કર્યો, પરંતુ સિંહણને મારવી પડી કારણ કે એ સિંહથી વિખૂટી પડવા માગતી ન હતી, અને સિંહના રક્ષણ આડે ઊભી હતી. સિંહ અને સિંહણ બન્ને ઢળી પડયાં.

જ્યોર્જ સિંહણ પાસે ગયા તો એના આંચળ દૂધથી ભરેલા હતા. એટલે એ તાજી વિયાણી હતી. થોડે દૂર ભેખડ તરફ જતાં એની આખળી (વિયાંવાનું સ્થળ) જોઈ અને ભેખડ નીચે ત્રણ બચ્ચાં મ્યાંઉ મ્યાંઉ કરતાં હતાં. જ્યોર્જે એને ખેંચી કાઢયાં અને સ્ટેશન વેગનમાં નાખ્યાં. મા વિનાનાં બચ્ચાંને થોડાં ભૂખે મરવા દેવાય ! એટલે એ ઘેર લઈ આવેલ. જોય તો એને જોઈને રાજી રાજી થઈ ગઈ. એ ત્રણેયને ઘરમાં લઈ ગઈ અને સૂવાડયાં.

પણ હવે કરવું શું ? એ ખૂબ નાનાં માંડ ત્રણ ચાર દિવસનાં હશે. એને પાવું શું ? દૂધ પાવું જોઈએ પણ કેવી રીતે પાવું ? એટલે ૫૦ માઈલ દૂરના શહેરેથી દૂધ પાવાની શીશી અને ટોટી મગાવ્યા. બાળકની માફક દૂધ પાવાનું શરૂ કર્યું. પણ રબ્બરની વાસ મારતી ટોટીથી બચ્ચાં શે દૂધ પીએ ? એ તો છી....છી....છી કરવા લાગ્યાં. જોય નિરાશ થઈ ગઈ. એને થયું બચ્ચાં મા વિનાના ભૂખે મરી જશે! પરંતુ જ્યોર્જે યુક્તિ લડાવી, દૂધનાં ટીપાંને આંગળી ઉપર લઈને બચ્ચાંને ચટાડવા લાગ્યા, બચ્ચાંને સ્વાદ લાગ્યો અને આંગળી ચાટવા લાગ્યાં, આમ ધીમે ધીમે એને શીશીના દૂધ ઉપર ચડાવ્યાં.

પરંતુ આ એકલા દૂધથી એને શે નિરાંત



બાળક વિહોણાં જોય એડમસનને બાળક મળ્યાં. માના હેતથી ત્રણેય સિંહબાળને ઉછેર્યાં. આ ચિત્રમાં પચાસેક દિવસનાં ત્રણેય બચ્ચાંને પ્રેમથી હૈયા સરસાં લઈ જોય એડમસન બેઠાં છે.

રહે! અને આ પાઉડરના દૂધમા કસ પણ કેટલો? એટલે જોયે ગ્લુકોઝ, કોડલીવર તેલ વગેરે મગાવી, દૂધમા ભેળવીને પાના માડયુ બચ્ચા હોશે હોશે પીવા લાગ્યા અને મોટા થવા લાગ્યા

બચ્ચાને રાખવા માટે રજા લઇને ઈસીઓનો જઈ લાકડાનું પીજરૂ તૈયાર કરાવ્યુ અને જ્યોર્જ એડમસનને એ પ્રદેશનુ કામ પૂરૂ કરીને છાવણી સ કેલી ઈસીઓનો બાજુ રહેઠાણ ફેરવ્યુ સાથે આ ત્રણેય બચ્ચાને પણ ભેગા રાખ્યા આખો દિવસ આ બચ્ચા એડમસન દપતીની સાથે જ ઘરમા રહેતા રાત્રે ઘરમા જ લાકડાના પીંજરામા સૂઇ રહેતા નાના નાના બાળકોની જેમ જ એડમસન દપતીને ખોળે ઊછરવા લાગ્યા

આ ત્રણેય બાળ માદા હતા સિહણો હતી. મોટાનું નામ રાખ્યુ બોગી, વચલીનુ નામ રાખ્યુ લાસીકા અને સૌથી નાનુ જે દેખાવે સુદર હતુ, નબળુ હતુ તેનુ નામ રાખ્યુ એલ્સા. એલ્સા દૂબળુ ખરૂ પરતુ તરવરિયુ અને સમજુ હતુ, મમતાળુ હતુ એ જો એની મા સિહણ પાસે રહ્યુ હોત તો કદાચ જીવત પણ નહિ સામાન્યત આવા નબળા બચ્ચા મરી જતા હોય છે પરતુ અહીં તો ત્રણેય ઉપર ધ્યાન અપાતુ હતુ નબળા ઉપર વિશેષ ધ્યાન અપાતુ હતુ

સિહના બચ્ચા નાના હોય છે ત્યારે એના શરીર ઉપર દીપડા—વાઘની જેમ આછા આછા ગૂલ હોય છે, જે મોટા થતે ભૂસાઈ જાય છે એમ આ ત્રણેય બચ્ચા ગૂલથી શોભતા હતા અને રમતિયાળ હોય, આખો દિવસ કૂદાકૂદ કરી મૂકતા તોફાન કરતા અને ભાગફોડ કરતા હતા રસોડામા જઈને બધુ વેરણ છેરણ કરી મૂકતા, ઢોળી મૂકતા અને કનડગત કરતા હતા પણ જોય એડમસન મા તરીકે એમને લાડ લડાવીને ખુશ રાખતી બચ્ચાને સાચવવા માટે નુરૂ નામના એક માણસને (હબસીની જાત) નોકર તરીકે રાખેલો, જે આખો દિવસ બચ્ચાની દેખભાળ રાખતો અને તેની પાછળ પાછળ ભમતો હતો

આ સિહણના નાના બચ્ચાએ જ ગલનુ જીવન જોયુ ન હતુ એને મા પણ યાદ ન હોતી જોય એમની મા અને જ્યોર્જ એમના પિતા હતા એ મસનનું ઘર એ એમનુ ઘર હતું આ પાનક મા બાપ બચ્ચાને રમવા માટે ફૂટબોલ, રબ્બરના ટ્યૂબ ટાયર, દડા વગેરે આપતા હતા દીવાનખાનામાથી શયનખડમાથી ઓશિકા ચાદર અને કપડા ખેચી જતા અને તેનાથી રમતા એકબીજાની સામે ઘૂરકતા તોફાન કરતા અને શિકાર કરતા ઢોંગ તેમ હુમલો પણ કરતા શિકાર માટે લપાતા છુપાતા અને જે આ યુ તે પાડી દેતા કોઈવાર એડમસન દપતી ઉપર પણ હુમલો કરતા પરતુ એ નિર્દોષ ભાવે ખાસ કરીને જોય એમને ખૂબ સાચવતી, પોતાના સતાન હોય તેમ એના પર પ્રેમ કરતી વહાલ કરતી આમ સવારથી રાત સુધી ધીગામસ્તી અને તોફાન કરતા રાત્રે પણ સાથ સૂએ, અને કોઈવાર દોડીને અધારામા દૂર ચાલ્યા જાય તો એને શોધવા જવુ પડે રાતે એ તો દેખે પાછળ જનાર જોઈ શકે નહિ

એક દિવસ એડમસન દપતીને ત્યા મહેમાન આવ્યા એ તો આ સિહણોને જોઈને ઝબકી ગયા અને ઓરડામા પડ્યો એનો સામાન પડયો હતો તે આ ત્રણેય બહેનોએ વેરણછેરણ કરી મૂકયો ફેદી નાખ્યો રમકડાની જેમ રમવા લાગ્યા

આમ કરતા કરતા કરતા ત્રણ માસના થયા એટલે દૂધને બદલે માસરસ પાવાનુ શરૂ કર્યું, પણ તે શે પીએ? પરતુ ધીમેધીમે માસરસ ઉપર ચડાવ્યા એટલે તો હૃષ્ટપુષ્ટ થવા લાગ્યા જોતજોતામા ત્રણેય બહેનો વધી ગઈ પાચ મહિને તો બોગી ડાઘિયા કૂતરા જેવી લાગવા માડી એ ત્રણેય ને ઘરમા કયા સુધી રાખવી એ કોયડો થયો એક બાજુ મમત્વ બીજી બાજુ આવા જોખમી પ્રાણીઓને જાળવવાની સમસ્યા હતી ગમે તેમ તોય આ રાની પ્રાણીઓ અને એય સિહણ એટલે સાચવવા મુશ્કેલ હતા વળી એક બે નહિ પણ ત્રણ હતા આડોશી પાડોશી સૌને એના વિષે ચિતા અને ભય રહેતા મોટી કરેલી દીકરીઓને વિદાય આપવાનુ પણ મૂઝવણભર્યું હતુ અને તેમાય મા—જોય માટે તો વસમુ હતુ એક દિવસ દીકરીને ય સાસરે વળાવવી પડે છે,

એટલે એમ નક્કી થયું કે મોટી બન્નેને રોટરડામ પ્રાણીબાગમાં મૂકી આવવી, અને નાની એલ્સાને રાખવી. એ મુજબ મોટી બન્ને બેનોને નૈરોબી વિમાની મથક પરથી વિમાનમાં રોટરડામ મોકલી. બહેનોને વિદાય થતી એલ્સા જોઇ રહી, જોયને તો એથી ય વસમું લાગ્યું, એની આંખો આંસુઓથી ઊભરાઇ ગઇ.

હવે એલ્સા એકલી રહી, એણે થોડા દિવસ સુધી બહેનોને ગોતી, વારંવાર ઝાડી તરફ જાય અને પાછી ફરે, પણ એ બહેનો ન મળી એટલે એડમસન દંપતી તરફ વધુ ખેંચાઇ. ખાસ કરીને જોય તરફ. એ એની પાછળ પાછળ પડછાયાની માફક ફરતી. એલ્સાનેય ઊંડી બીક લાગી કે રખેને એને એની બે બહેનોની જેમ છોડી દેવામાં આવે! રાત્રે એ લાકડાના પીંજરામાં સૂતી નહિ, એને બદલે એડમસન દંપતીની સાથે કે નજીક સૂવા લાગી અને ઘણીવાર તો રાત્રે એક પગ જોયને અડાડી રાખતી. અંગૂઠો મોંમા લઇને ચાટતી પરંતુ એમાં ય જોખમ તો હતું, કારણ એની કાચકાગળ જેવી જીભ વધુ ચાટવા દેવામાં આવે તો ચામડી ઉખેડીને લોહી નીકળી આવે.

એલસા મોટી થઇ હતી, એનો ધક્કો લાગે તો પણ પડી જવાય. એ એડમસન દંપતી સાથે સ્ટેશન વેગનમાં ફરવા જતી, ગાડીમાં પણ જોયની બાજુમાં બેસવાનો આગ્રહ રાખતી અને ન બેસાડે તો મસ્તી કરતી, તોફાન કરી લાડ લડતી એટલે એના તોફાનમસ્તી આ માબાપને ભારે પડવા લાગ્યાં. એક બાજુ જોયની એકની એક દીકરી એટલે ખૂબ ખૂબ માતૃવાત્સલ્ય, બીજી બાજુ આ જાજરમાન સિંહણને સાચવવાની જવાબદારી. આમ મનુષ્ય પ્રાણી વચ્ચેની અતૂટ મમતાનું ખેંચાણ માનવ મા બાપ અને સિંહણ પુત્રી વચ્ચે સમસ્યા બની રહ્યું.

જોયને ઘણીવાર એમ લાગતું કે આ ત્રણેય બહેનોને જંગલ જીવનની સ્વતંત્રતામાંથી ઝૂંટવી લઇને ઘરમાં રાખવામાં ભૂલ કરી છે. તેમનું સ્થાન ઘર નહિ, સરકસ નહિ, પ્રાણીબાગ નહિ પરંતુ વનવગડામાં જ હોઇ શકે. પેટની દીકરી કરતાં ય સારી રીતે મોટી કરેલી એલ્સાની જવાબદારી એડમસન દંપતીને ભારે ચિંતાનો વિષય બન્યો હતો.

એલ્સા પહેલાં પાણીથી ભડકતી પરંતુ એડમસન દંપતી રજા લઇને હિંદી મહાસાગરના કિનારે હવા ખાવા ગયાં ત્યારે એલ્સા દરિયામાં નહાવા પડતી અને જોયની પાછળ પાછળ પાણીમાં ફરતી, છબછબિયાં બોલાવતી. એ એક વર્ષની થવા આવી હતી.



**એલ્સાને જંગલજીવનની કશી જ તાલીમ નહોતાં એને શિકાર અને જંગલજીવનની બધી તાલીમ આપવામાં આવેલી. આ તસ્વીરમાં એલ્સાને સાગર સ્નાન જોય એડમસન કરાવી રહ્યાં છે.**

એને અન્ય પ્રાણીઓનો પરિચય થવા માંડ્યો હાથીને જોઇને એ ઉશ્કેરાતી પરંતુ અને ફરીને પાછી માબાપને ઘેર આવી જતી એડમસન દંપતી માછી મારી કરવા જતા તો એ માછીને મોમાં લઇને કિનારે મૂકી આવતી અને સૌની સાથે જમવા બેસતી અને ફરવા જતી વખતે જોયને વસાતી ચાલતી જોયનો તો કેડો છોડવો એને ગમતો નહિ માના પડખામાંથી દૂર જતી નહિ જાય તો પાછી આવી જતી

પ્રવાસ દરમ્યાન એકવાર એલ્સા માંદી પડી ગઇ, એને બાદી થઇ ગયેલી એને વનવગડામાં સાધનો મેળવીને એને એનિમા આપવો પડેલો એકવાર તો એ ઊઠે જ નહિ છેવટે એને પલંગ સાથે ઊંચકવી પડી એનું એકલીનું વજન ખાસ્સું ૧૮૦ પાઉન્ડ હતું દરમ્યાન ઉત્તરનાયરો નદી વિસ્તારમાં માણસખાઉ સિંહનો રંજાડ વધી પડવાથી એડમસન દંપતીને એ બાજુ રહેવું પડયું એલ્સા પણ સાથે રહી માણસ ખાઉ સિંહને મારવામાં રાત દિવસ હેરાનગતિ વેઠવી પડતી અને જ્યોર્જ થાકીને ટેં થઇ જતા પરન્તુ જ્યારે આવીને એલ્સાને હાથ ફેરવતા ત્યારે એનો બધો ય થાક, એનો બધો ય કંટાળો ઓગળી જતા

એડમસન દંપતી પાછા ઇસીઓલો આવી ગયા એલ્સી ૧૮ મહિનાની થવા આવી અને ઋતુમાં બેસવા લાગી એના ઋતુકાળ દરમ્યાન શરીરમાંથી એક પ્રકારની સખત ગંધ આવતી હતી પાંચેક માસ એડમસન દંપતીને જુદા જુદા સ્થળોએ ફરવાનું થયું તો બધા સ્થળોએ એલ્સા સાથે જ રહી કેટલેક સ્થળે તો એ સાથે ચાલતી અને રાત્રે થાકી જાય એટલે પડખામાં સૂઇ જતી પરંતુ કોઇ કોઇ રાતે તે ઝાડી ઝાંખરામાં ચાલી જતી લાંબો સમય રોમાઇને પાછી આવતી ઋતુમાં આવેલી યુવાન સિંહણ એલ્સાને એક તરફથી સિંહને ભેટવાની ઉત્સુકતા જાગી, બીજી બાજુ મા બાપનો પ્રેમ છોડાતો નહોતો એડમસન દંપતીને પણ ખ્યાલ આવી ગયેલો કે હવે એ યુવાન સાથીદારની શોધમાં બેચેન છે

એકવાર તુરૂ સાથે એ ફરવા ગઇ પણ તુરૂને ળી આપીને એ સરકી ગઇ જ્યારે મા બાપને જાણ થઈ ત્યારે તેઓ ગાડી લઇને શોધવા નીકળ્યાં તો એ રગદોળાયેલી હતી, શરીર ઉપર ઊઝરડા હતા, જખમ પણ હતા એ સિંહને મેળવવામાં બીજી કોઇ સિંહણની ઇર્ષ્યાનો ભોગ બની હોય એમ લાગ્યું એ સવા બે વર્ષની થઇ એના અવાજમાં ફેરફાર થઈ ગયો, એના શરીરમાં ફેરફાર થઇ ગયો અને વારવાર નાસી જઇને સિંહનો સમાગમ શોધવા લાગી

એડમસન દંપતી સાથે ફરવા નીકળે તો પણ એ એવી દિશા તરફ દોરી જતી કે જ્યાં સિંહ પાકડો (યુવાન) ગયો હોય એડમસન દંપતીને સ્પષ્ટ જણાયું કે તે હવે સાથીઘેલી બની છે એનું માનસ બદલાઇ ગયેલું, વારવાર જંગલમાં જવા લાગેલી માત્ર એ જમવા માટે અને મા-બાપના લાડ માટે જ ઘેર આવતી હતી પરંતુ એ સ્થિતિ જ્યોર્જ એડમસન માટે માથાના દુખાવા સમાન બની કારણ એલ્સા જ્યારે બહાર ચાલી જતી અને રાત પડવા છતાં ય પાછી ફરતી નહિ ત્યારે જોય વારંવાર જ્યોર્જની પાછળ લાગતી અને કહેતી "જાવ જાઓ, એને ગોતી આવો, એ હજુ આવી નથી બિચારી ભૂખી તરસી હશે, ક્યાં ગઇ હશે!" અને જ્યોર્જ સ્ટેશન વેગન લઇને આંટા મારી આવે, શોધીને થાકે પણ એલ્સાનો પત્તો ન લાગે અને ઘેર પાછા ફરે ત્યારે જોય સૂન મૂન બની બેઠી હોય એને એની આ એલ્સા છોકરી વગર ગમતું જ નથી! એટલે જ્યોર્જને ફરીને શોધવા જવું પડતું અને બંદૂકના અવાજ કરીને એલ્સાને સાદ પાડવો પડતો એલ્સા બંદૂકનો અવાજ પારખી શકતી અને ગમે ત્યાં હોય ત્યાંથી આવી જતી

હવે એડમસન દંપતીએ એલ્સાના ભાવિ વિષે નિર્ણય કરી લેવાનો સમય પાકી ગયો હતો પરંતુ ત્યારે વિમાસણ ઊભી થઇ તેને મુક્ત જંગલ જીવન મહાલવા રેઢી મૂકી દેવી? જ્યોર્જ અને જોય એલ્સા જંગલમાં વસીને તેનું ઘર માંડે તેમ ઇચ્છતા હતા અને એલ્સા પણ તેના પ્રિયતમની શોધમાં હતી છતાં મા-બાપ-દીકરી વચ્ચેના સ્નેહ અને વાત્સલ્ય એમને છૂટા પડવા દેતા નહિ મા-બાપને લાગ્યું કે હવે જ્યારે એ જંગલના સિંહના સમાગમમાં આવી છે ત્યારે એને પરણાવી જંગલમાં સાસરે વળાવવી જોઇએ.

એવામાં એક પ્રસંગ બની ગયો. ચાંદની રાત હતી. મધરાત થઇ હશે. દૂર દૂરથી એલ્સાને બોલાવતો સિંહનો અવાજ થયો. પરંતુ એલ્સા એડમસન દંપતીને છોડીને કેમ જઇ શકે? છતાં એ પેલા આકર્ષિત અવાજને કારણે ઊભી થઇને ચાલવા લાગી તો જોયે જોરથી કહ્યું, "એલ્સા ત્યાં જવાનું નથી. ત્યાં બીજી સિંહણ હશે તો તને મારી નાખશે." એટલે એલ્સા પાછી આવીને બેસી ગઇ. પરંતુ એનું મન તો ચકળ વકળ થઇ રહ્યું. પરંતુ એણે કહ્યું માન્યું. આથી એડમસન દંપતીને વિચારતું કરી મૂક્યું. આમ ક્યાં સુધી એને રોકી શકાશે!

દર અઢી મહિને એ ઋતુમાં આવતી ત્યારે એના શરીરમાંથી એક પ્રકારની ગંધ પ્રસરી જતી અને એના સ્વભાવમાં ફેરફાર થઇ જતો. ત્યારે એ ફરવા નુરની સાથે જતી તો પણ આગળ ચાલવાનો આગ્રહ રાખતી અને લાગ મળતાં દૂર ડુંગરાળ ભાગ તરફ સાથીની શોધ માટે સરકી જતી.

હવે એલ્સા ૨૭ મહિનાની થઇ હતી અને પૂરી યુવાનીમાં આવી હતી. હવે તો એ બે રાત સુધી બહાર ફરી આવતી હતી અને ઘરે આવતી ત્યારે નિરાંતે ઊંઘતી હતી. પહેલાં તો ગમે ત્યાંથી ખાવા અને પીવા આવતી પરંતુ છેલ્લે કેટલોક સમય તો એ ખાવા માટે પણ આવતી નહિ. એને ધીમે ધીમે શિકાર કરતાં પણ થોડું આવડી ગયું હતું. અન્ય સિંહના ટોળામાં જઇને એ ખાવાનું પણ મેળવી લેતી હતી.

એડમસન દંપતી કેન્યા છોડવા માગતા હતા પરંતુ એલ્સાની ચિંતા હતી. એડમસન દંપતીને લાગ્યું કે મા બાપનો દીકરી પર સાચો પ્રેમ હોય તો દીકરીને સાસરે વળાવી દેવી જોઇએ. દીકરી ગમે તેટલી વહાલી અને લાડકી હોય તો પણ આખરે તો તેને પતિગૃહે જ મોકલી આપવી જોઇએ.

એવી વિદાય વેળા આવી ત્યારે માને ખાસ કરીને જોયને બહુ જ વસમું લાગ્યું. બેયને લાગ્યું કે એલ્સાને જો હંમેશને માટે જંગલને અને સિંહને સ્વાધીન કરી દેવી હોય તો તેની સાથેનો સંબંધ કાપી નાખવો જોઇએ. અને માબાપે તેને અહિં મૂકીને ચાલ્યા જવું જોઇએ. એથી તેમણે પોતાનું ઘર સમેટવાનું શરૂ કર્યું પણ એલ્સાને એનો વહેમ ગયો. એથી એ વધુ ને વધુ વિહ્વળ બન્યે જતી હતી અને જોયને છોડવા માગતી નહોતી, એને વળગી પડતી હતી, એટલે જ્યારે જ્યોર્જે ઘર સમેટવાનું શરૂ કર્યું ત્યારે જોય એને દૂર લઇ જઇને તેની સાથે વધુ વહાલ કરતી, દીકરીને પહેલી જ વાર સાસરે વળાવતી વખતની માની મનોવ્યથા જોય અનુભવી રહી હતી.

એલ્સાથી હંમેશને માટે છૂટા પડવાનું છે એ



રાતની વખતે એલ્સા પોતાનાં માનવ મા બાપથી જરાય વિખૂટાં પડવાનું પસંદ ન કરતી. પડખે જ સુઈ રહેતી અને મા બાપ પથારીમાં છે કે નહિ તેની ખાત્રી રહે તે માટે એક પંજો તેમની પથારીમાં જ રાખીને સૂતી.

ખ્યાલ 'દીકરી કરતાં ય મા જોયને બહુ સતાવી રહ્યો હતો. કેટલાય દિવસથી માની આંખો પાણીથી ભરાયેલી રહેતી દીકરીની વિદાય એને બહુ વસમી લાગી. ચારવાસાની હતી ત્યારથી ખોળે લીધેલી આ દીકરીને એવા લાડકોડમાં રાખી, ઊછેરી, એની ખાતર ટાઢ-તડકો સહ્યાં, એની ખાતર લાંબા પ્રવાસે જવાનું પણ ટાળ્યું પરંતુ છેવટે એ વેળા આવી પહોંચી કે એને કાયમ માટે છોડીને જવાનું છે.

ઘર સમેટાઇ ગયું. સામાન બંધાઇ ગયો. ગાડી ભરી લેવામાં આવી. એલ્સાના ગળે બાંધેલો પટ્ટો છોડી લેવામાં આવ્યો. એડમસન દંપતી એલ્સાને લઇને જંગલમાં દૂર દૂર નીકળી પડ્યાં. જુદા જુદા સ્થળોએ છાવણી નાખી સિંહ-પાડાની શોધ કરવા માંડી. એમાં એક અઠવાડિયા પછી એક સિંહ-પાડો જોવા મળ્યો. એ એલ્સાને માટે યોગ્ય સાથીદાર જણાયો એ યુવાન અને દેખાવડો હતો. એલ્સા એના તરફ આકર્ષાઇ પણ એને ખ્યાલ આવી ગયો કે એડમસન દંપતી તેને છોડી જવાનાં છે, એટલે એ ગાડીથી નીચે ઊતરી નહિ, એક હરણાને જોઇને એલ્સા એના ઉપર કૂદી એટલે લાગ જોઇને એડમસન દંપતી એને છોડીને ભારે હૈયે પાછાં ફર્યાં.

એડમસન દંપતીએ વિચાર્યું કે અઠવાડિયા સુધી જોવું કે એલ્સા એકલી રહી શકે છે કે કેમ! એને એનો પ્રિયતમ તો એ જ સ્થળે મળી ગયો હતો, પરંતુ જોયનું હૃદય ઝાલ્યું ન રહ્યું, એ શું કરતી હશે, એણે ખાધું હશે? પાણી પીધું હશે? પ્રિયતમે એને સાચવી હશે? વગેરે વિચારમાં જોયને અઠવાડિયાનો સમય તો અસહ્ય થઇ પડ્યો. માબાપ દીકરીને મળવા અધીરાં બન્યાં તેઓ તેને મળવા જ્યાં એલ્સાને મૂકી ગયેલા ત્યાં ગયાં. જોયે બૂમ પાડી, "બેટી એલ્સા! એલ્સા!"

અને આશ્ચર્ય વચ્ચે એલ્સા નદીને સામે કાંઠેથી શ્વાસભેર દોડી આવી. આવીને એકદમ એ ચાટવા લાગી, જોયના આગળા મોંમાં લઇને ધાવવા લાગી અને એનું આખુંય શરીર જોય ઉપર ઢાળી દીધું જ્યોર્જની સાથે શરીર ઘસ્યું, ઘુરરાટી કરી એના પ્રેમ અને સંતોષ વ્યકત કર્યાં. મા એને ફોસલાવી છોડી ગઇ એથી એ થોડીવાર તો જોયની સામે ટગર ટગર જોઇ રહી એની આંખોમાંથી પાણી ટપકવા લાગ્યાં. જોયે એના મોં પર હાથ ફેરવીને આશ્વાસન આપ્યું. વહાલ કરી મા-દીકરી બંને ભેટ્યાં.

થોડા દિવસ માબાપ અને દીકરી સાથે રહ્યાં, સાથે ફર્યાં પરંતુ માબાપને હવે ખાતરી થઇ કે એલ્સા હવે એકલી રહી શકે એમ છે, એણે એનો પ્રિયતમ શોધી લીધો છે, એ શિકાર પણ કરી શકે છે. પૂરેપૂરી દેખભાળ કરીને એડમસન દંપતીએ દીકરીને કાયમને માટે સાસરે વળાવી.

એકની એક દીકરીને સાસરે વળાવીને માબાપ એકલતા અનુભવે એવી એકલતા જ્યોર્જ અને જોય અનુભવી રહ્યાં હતાં પણ એમને સંતોષ હતો કે દીકરીનું મન હવે શ્વસુરગૃહે વસી ગયું છે.

આમ છતાં માબાપ એલ્સાની ખબર કાઢી જતાં હતાં. એડમસન દંપતીનું રહેઠાણ એલ્સાના શ્વસુરગૃહથી લગભગ અઢીસો માઇલ દૂર હતું. એડમસન દંપતીએ એ જંગલના રખેવાળોને ભલામણ કરી, એલ્સાનું ધ્યાન રાખવા કહેલું પરંતુ જોયનું મન



અદ્ભૂત ને રોમાંચક દૃશ્ય છે આ સિંહણ પુત્રી અને માનવ માતાના આલિંગનનું. એલ્સાને આઠ દિવસ જંગલમાં મૂકી આવ્યા બાદના પ્રથમ મિલને મા દીકરી ભેટી પડે છે.

જ્યારે ઊંચક થતું ત્યારે તેઓ એલ્સાને મળી આવતાં.

એવામાં એડમસન દંપતીને ખબર પડી કે એલ્સા ગર્ભવતી છે. એથી તેમને ખૂબ ખુશી ઉપજી. જોય એની દીકરીને આવે સમયે મળવા ખૂબ આતુર હતી. તેઓ મળવા ઊપડયાં. જોયના મનમાં થયું કે એલ્સા તેને ઓળખશે! તેની પાસે આવશે! તેની સાથે પ્રેમ કરશે! એલ્સાના વનપ્રદેશમાં આવીને જોયે બૂમ પાડી, "બેટી એલ્સા! એલ્સા!" અને જ્યોર્જે એલ્સાને બોલાવવાના સંકેત તરીકે બંદૂકના ધડાકા કર્યા. ખાત્રી હતી કે એલ્સા આવ્યા વગર નહિ રહે.

અને એલ્સા આવી. નદી કાંઠેથી એ દોડતી આવી. એના આંચળમાં દૂધ ભર્યાં હતાં. એ આવી તો ખરી પણ સાથે એક પછી એક એમ ત્રણ નાનાં બચ્ચાંને મોંમાં પકડીને લાવી. જાણે તે તેની માને કહેતી ન હોય! "મા! મા! જો તો ખરી! તું નાની થઇ છો! આ તારાં દોહિત્રો કેવાં છે! હવે તું એને રમાડ!"

અને દોહિત્રોને ખૂબ પ્રેમથી રમાડી, એલ્સાને વહાલ કરી અને એડમસન દંપતીએ ભારે હૃદયે વિદાય લીધી.

*

## વેટિકનના માસિઆઇ ભાંડુ–અમર અને આશા

નામદાર પોપ પોલ છઠ્ઠાના રાજ્યના પાટનગર વેટિકન શહેરમાં બે માસિયાઈ ભાંડુ વસે છે. એ છે ગિરના સિંહ–બચ્ચાં અમર અને આશા. ના. પોપને ભારત સરકારે બે બચ્ચાં ભેટ આપ્યાં છે. એ ગિરના જંગલના સિંહ બાળ છે. ભારત સરકારે ના. પોપને ભેટ આપવા આ બચ્ચાંને મેળવવા ગિર જંગલના સત્તાવાળાઓને જણાવ્યું. જેના ઉપરથી ૪ થી ૬ મહિનાનાં બચ્ચાંની શોધાશોધ ચાલી. ગિરના ગાળેગાળા અને ધારેધાર જોઇ વળ્યા. પછી એવાં નાનાં બચ્ચાંવાળી સિંહણ મળવી મુશ્કેલ બની. છેવટે સિરવાણ નેસ પાસે એક સિંહણ અને બે બચ્ચાં મળી આવ્યાં. આ સિંહણ અને બચ્ચાંને મેળવવા મારણ અપાયું. પરંતુ જ્યારે બે બચ્ચાંને લેવા જંગલના અધિકારીઓ ગયા ત્યારે પેલી સિંહણની બે બેનો–અન્ય બે સિંહણો પણ આવી ચડી. આમ ત્રણ સિંહણો અને બચ્ચાંની સંખ્યા થઈ. આ બે આગંતુક સિંહણોને ખસેડવાનું કાર્ય બહુ મુશ્કેલ બન્યું. દિવસો પછીની મહેનત પછી બે સિંહણોને દૂર ખસેડી શકાઈ.

હવે એ બચ્ચાં અને એની માને પીંજરામાં પૂરવાનું નક્કી થયું. મારણ ગોઠવાયું, સિંહણ અંદર ગઇ પરંતુ મારણ કરીને ઝડપે બહાર નીકળી ગઇ. બે નાનાં બચ્ચાં પુરાઇ રહ્યાં. પણ એને લઈ કેમ જવાં? પેલી મા તો પીંજરા ફરતી ઘૂમતી રહી. એ ચક્કર ચક્કર ફર્યા જ કરે. કોઈને નજીક ન જવાદે અને બચ્ચાં ઘેલી બની ગઈ. ન ખાય, ન પીએ. ખૂબ જ ઉશ્કેરાયેલી રહે. એને ખસેડવા ઘણા પ્રયત્નો થયા, પણ સિંહણ એકની બે ન થઈ. અને કામ જોખમ ભર્યું બન્યું. સિંહણને એનાં બચ્ચાં માટે માથાં પછાડતી જોઇને સૌ મૂંઝાયા. છેવટે એમ નક્કી થયું કે બે બચ્ચાંમાંથી એક માદાને ઊઠાવી લેવું અને બીજા નર બચ્ચાંને છોડી દેવું, જેથી સિંહણ શાંત બને. એ મુજબ માદા બચ્ચાને છૂપી રીતે ઊઠાવી લઈ, નરને છોડી દેવામાં આવ્યું. અને એટલી જ ઉમરનું નર બચ્ચું વિસાવદર બાજુ કૂવે પડી ગયેલું તેને લઈ આવવામાં આવ્યું.

આમ નર બચ્ચાંને માદા બચ્ચાં સાથે હેળવી, બંનેને સાથે શાંતાક્રુઝથી વિમાન રસ્તે વેટિકન મોકલી દેવામાં આવ્યાં નરનું નામ રખાયું અમર અને માદાનું નામ રખાયું આશા. આજે બંને ના. પોપની નજરીમાં બંદીખાને ઉછરી રહ્યાં છે.

# શા'બાશ બેટા !

સુરગભાઇ વરૂ

ધોડાવડીના નેસમાં બાધો ભગત નામે રબારી ગિર ઓલાદની સારી સારી વીણુત પચાસેક ગાયોનું ધણ રાખીને રહેતો. એને રાણા નામનો સોળ વરસનો દીકરો. ગાયુના ઊભાં ઊભાં બોઘરણું દૂધ પીઇ જાય સોળ વરસની ઉમર, પણ કાઠું ઘણું કરી ગયેલો.

એક દી બાધા રબારીને ત્યાં મેમાનો આવેલા એટલે ગાયોને પહર ચારવા રાણાને મોકલ્યો અને પોતે મેમાનોની સરભરા કરવા રોકાયા. સવારમાં રાણાએ ગાયુંને પહર ચરાવીને ઝોકમાં પૂરી અને બાધા પાસે જઇને પોક મૂકી કે: "પાછા વળતાં હમણાં જ ગોરી ગાયને સાવજે મારી નાખી."

બાધાએ વાત સાંભળતાં જ ઊભા થઇને રાણાને જોરથી લાફો માર્યો. લાફા ભેળો રાણો જોરથી ગડથોલું ખાઇ ગયો. બાધાએ રાણાને કહ્યું :

"શરમ નથી આવતી ? રબારીનો દીકરો રોતો રોતો આવીને વીલડનો થઇને કહે 'બાપા આપણી ગાયને સાવજે મારી નાખી.!'"

આમ થપાટ પડતાં તો રાણામાં સૂતેલું દેવાતન થપાટ ભેગું સફાળું જાગી ગયું. રાણાએ કડિયાળી ડાંગ લઇને દોટ મૂકી.

મેમાનોએ બાધાને ઠપકો દીધો કે આમ દીકરાને મરાય ? બાધાએ કહ્યું :

"રબારીનો દીકરો રોતલ થાય અને સાવઝ ગાયને મારી જાય તો ગિરમાં ગાયું રાખી રિયા."

રીસમાં ને રીસમાં દોડયા જતા રાણા પાછળ તેનો બાપ ને મેમાન પણ ઊપડયા.

સાવઝ જ્યાં ગાય ખાતો હતો ત્યાં રાણાએ સૂસ ભર્યા આવીને ફડાક ફડાક એમ લાકડીથી પ્રાછટ બોલાવી. લાકડીની પ્રાછટ પડતાં સાવજ ભાગ્યો. થોડે ભાગીને પાછા આવીને જોયું ત્યાં ગાય પાસે નાનકડો છોકરો લાકડી તોળીને ઊભો હતો. આવો છોકરો તેને મારી જાય તેથી સાવજને વસમું લાગ્યું અને ત્રાડ દેતો પાછો ફર્યો પણ રાણો લાકડી વીંઝતો સામો થયો.

સાવજના વેંતમાં રાણો કેમે ય આવે નહિ. રાણાને પાછા હટાવવા–તેને ડરાવવા સાવજે ઘણાં આવલાં માર્યાં. રાણાને બીવરાવવા ઘણી ઘુરકિયું કરી, ત્રાડો નાખી પણ આજ રાણાયે છોકરું મટી ગયો હતો. બાપના બોલે નચિકેતાએ જેમ જમનાં દ્વાર ખખડાવેલાં તેમ રાણો વિકરાળ સાવજને પડકારી ઊભો રહ્યો.

બાધો અને મેમાનો રાણાને સાવજ સાથે ઝૂઝતો ભાળી, આ તાસીરો જોવા થંભી ગયા. મેમાનોએ બાધાને હાકો કરવા કહ્યું એટલે રાણાએ તેમને વાર્યા અને કહ્યું :

"રાણાને સાવજ સાથે એકલો ઝૂઝતા શીખવા દયો પછી એને કોઈ દી વાંધો નહિ આવે."

બાધો અને મેમાનો ફડે કલેજે સાવજ અને રાણાનો જંગ જોતા રહ્યા. ત્યાં તો સાવજે વધરાયા થઇને રાણા માથે હલ્લો કર્યો. રાણો સાવચેત હતો. રાણો કુદીને બે ડગલાં પાછો હટી ગયો અને સોઇ ઝાટકીને સાવજના માથામાં કડિયાળી ઝીકી. માથામાં લાકડી પડતાં સાવજ ફરંગટી ખાઇને જઇ પડયો. રાણાએ બીજી લાકડી ફટકારી. સાવજ લથડિયું ખાતો ભાગ્યો અને ફાળ વળતાં પલાયન થઇ ગયો.

"શાબાશ બેટા !" કહી બાપાએ દોડીને રાણાને તેડી લીધો. અને બે–ચાર બકા ભરી લીધા.

## નરસંગ દર્શન

નાગેશ્રીમાં નાજાભાઇ વરને ભક્તિનો રંગ લાગી ગયેલો. ભક્તિ અને વૈરાગમાં શરીર અને મનને ગાળી નાખીને શામળિયા સાથે સૂરત સાધી દીધેલી. લોકો તેમને ભગતબાપુ કહે. એક વખત તેઓ તુળશીશ્યામ દર્શન કરીને ખજૂરીના નેસ

ગયેલા. ત્યાં જગાભાઈ મનને ત્યાં આસન રાખેલું. બે ત્રણ માલધારીના જુવાનોએ આવીને તેમને કહ્યું:

"ભગતબાપુ! સાવજ જોવો હોય તો બાજુમાં જ મારણ કર્યું છે. જોવો હોય તો હાલો!"

"નરસંગના દર્શન કરવાની તો ઘણા દી થી ઈચ્છા છે. ભારે કામ થયું પણ આપણા રામ તો હથિયાર રાખતા નથી, અને ધારો કે સાવજ સામો થાય તો શું કરવું? એની કો'ક સમજ પાડો તો આવીએ." નાજા ભગતે જવાબ આપ્યો.

જગાભાઈ–મન નાજાભગતની વાતનો અર્થ સમજી ગયા પરંતુ જુવાનો તેમની વાતનો અર્થ ન સમજ્યા, એટલે તેમણે જવાબ આપ્યો:

"સાવજ સામો થાય અને જો માણસ ભાગે તો સાવઝ પાછળ થાય અને જો માણસ સામો ઊભો રહે તો માણસને નુકસાન ન કરે."

–"અમે તો ભાઈ બિન અનુભવી અને તમે અનુભવી અને જાણકાર કહેવાવ, એટલે તમે તો જાણે નો ભાગો, અને તેથી તમારી ઓથે ઊભા રહીને અમે નરસંગના દર્શન કરશું." નાજા ભગતે કહ્યું.

આમ વાત કરી આ ત્રણ માલધારી જુવાનો સાથે જગાભાઈ મન અને નાજાભાઈ સાવઝ જોવા ઊપડયા. જુવાનો સાવજે જે ઠેકાણે મારણ કરેલું તે ઠેકાણે જવાની બીજી કેડીએ જઈ ચડયાં અને અચાનક સાવઝ જ્યાં મારણું ખાતો હતો તેની બરાબર માથે જઈને ઊભા રહ્યા. સાવજ મારણું ખાતો હતો ત્યાં આ બધાને ધડબડ કરતા સાથે આવતા ભાળીને ઘેં ઘેં કરતોકને મંડળી સામે ઘૂરકાટી કરતો દોડયો. તાજા જ મારેલા રોઝને ફાડીને ખાતા સિંહનું મોઢું રગતે લાલબંબોળ થઇ ગયું હતું. કેશવાળીઓ લોહીથી રંગાઇ ગઈ હતી અને લોહી ટપકતું હતું. લોહીથી ભેખુત બનેલા એવા વિકરાળ સાવજને ભાળ્યા ભેળા તો કાચા પોચાનાં છાતીનાં પાટિયાં બેસી જાય. કાળજું અને છાતી થડક ઉથડક, થડક ઉથડક સોવાવા માંડે.

"આવા કરાળ સાવઝને પોતાના તરફ દોટ મૂકતાં જે જુવાનો આગળ ચાલતા હતા તેના તો છક્કા છૂટી ગયા અને મૂઠિયું વાળીને ભાગ્યા અને બાજુમાં આવેલ ઝાડ ઉપર ચડી ગયા. બડાઈ હાંકનાર જુવાનોને ભાગતા ભાળી જુવાનોને નાજાભગતે કહ્યુ:

"એ ભણે જુવાનો! આમ ભાગીને અમને ભૂંડા લગાડોમાં, ભલા માણહ કાળથી ભાગીને કયાં જાહો, એતો તમે જ્યાં હશો ત્યાં ઝડપી લેશે."

નાજાભગતની આ વાત સાંભળે તો તો જુવાનો શેના? સાવઝ નાજાભગત અને જગાભાઇ મનની નજીક આવી જતાં તેની સામે ડગલાં આગળ વધી નાજાભાઇએ કહ્યું:

"હું તો તમારી કેંદુની વાટ જોઉં છું. તમારા ખપમાં આ શરીર આવતું હોય તો એનાથી રૂડું



પિત્તળની તાસકમાં તીક્ષ્ણ ઓજારથી કોતરેલું ચિત્ર 'સાબર અને બારાશીંગુ'

વાનું બીજું કર્યું હોય શકે ?" આમ કહેતાં સાવજ પાછો ફરી ગયો એટલે જગાભાઈ મનને નાજાભગતે કહ્યું : "હું ભગવાન છું એવી ડંફાશ મારનાર હરણ્યકંસ જેવો પણ આ નરસંગને ભાળ્યા ભેગો ભાગેલો ત્યારે ,આ બચાડા જુવાનોનો શુ વાંક ? જુઓ જુઓ આ કરાળકાળના રૂપમાં ઊભેલ નરસિંહનુ ધ્યાન ધરો તો તમને પેલો નટખટ કનૈયો બંસી બજવતો ઊભેલો દેખાશે ."

એમ કહીને સિંહના રૂપમાં જાણે કનૈયાનું દર્શન કરતા હોય તે રીતે આંખ મીચીને ઊભા રહ્યા. થોડીવારે આંખ ઉઘાડીને જોયું તો સિંહ મારણ ખાતો હતો ત્યાં ઝરખ સાવજ આગળ રગતો રગતો ટળવળતો હતો. તેને બતાવી જગાભાઈએ કહ્યું :

"ભગતબાપુ ! આ ઝરખ જુઓ, એ સાવજનો બારોટ ગણાય ને આજ તેની શીખ લેવા આવ્યો છે."-સાવજે ટળવળતા ઝરખ સામે ઘુરકાટી કરીને દોટ મૂકી એટલે ઝરખ ભાગી ગયો. એટલે સાવજ મારણ ખાવા મંડયો. એટલે ઝરખ આવીને પાછો ટળવળવા માંડયો. સાવજે મારણમાંથી માંસનો લોચો મોઢે તોડીને ઝરખ તરફ ફેંકયો એ લઈને ઝરખ છેટો જઈને ખાવા માંડયો.

" હવે વનનો ખરો રાજા." નાજાભગતે કહ્યું: "દુનિયા ટળવળતી હોય અને પોતે એકલપેટો આરોગતો હોય એ રાજા શેનો ?"

આ વનરાજના નરસિંહ રૂપે દર્શન કરીને જગાભાઈ મન અને નાજાભગત પાછા ફર્યા. ઝાડ ઉપર ચડીને બેઠેલા જુવાનોને હેઠા ઉતાર્યા. જુવાનો નીચું જોઈ પાછળ, ચાલવા લાગ્યા, તેમને હસીને કહ્યું.

"ભાઈ ! કાળનું રૂપ જોવું એ સહેલું નથી. કાળની બીક તો ભલભલા પાસે પારોઠનાં પગલા ભરાવે છે અને પીઠ મુકાવે છે."

## ' લે હાહરીના લેતો જા ! '

ચીખલકુબામાં ગાગો નામનો રબારી રહે. શરીરે અલમસ્ત એવો, જાડોહો, પંજાદાર આદમી, અને ગાઢા બળિયો. ચાલીસ પચાસ ભેંસનું ખાડું રાખે. આવા બળુકા જુવાનને. તેની રોજ એક એક ભેંસ મારીને સાવજે તેને કવરાવી દીધો તેટલે તેના ભાઈબંધ દેવાતમનને કહ્યું : "આ સાવઝ રોજ હળી ગયો છે તે રોજ એકએક ભેંસ મારે છે, એનો કાંઈ ઉપાય નહિ કરીએ તો તે મને રખડાવી દેશે."

"સાવઝને તો આપણે ગમે તેમ પતાવી દઈએ પણ આ જૂનાગઢ રાજનો કાળો કાયદો, સાવઝને સોટી માર્યાની પણ ખબર પડે તો આપણા વાંહા બરાબર કરી નાખે." જવાબમાં દેવાતભાઈએ કહ્યું.

"પણ કાંક કર્યા સિવાય છૂટકો નથી," ગાગે લાચાર થઈને કહ્યું.

"સાવઝ જાણે ખૂબ ભડકણુ અને એરૂથી ભારે બીએ, જો તેના માથે એરૂ નાખ્યો હોય તો ભડકે પણ એરૂ નાખવો કેમ" ? દેવાતે ,મુંઝાઈને કહ્યું.

"આ રસ્તો બરોબર છે, આપણે બે ત્રણ એરૂ મારીને ગાળીઆ સાથે બાંધીને સાવજને જો ગાળિયો પહેરાવી દઈએ તો કામ થઈ જાય." ગાંગાએ કીધું.

આ બંન્નેએ બે ત્રણ સાપ મારીને ભેગા કર્યા અને એક દોરડાનો ગાળિયો કરીને તેની સાથે સાપ બાંધ્યા. એક સડી ગયેલી ઢાલ હતી તેને પણ ગાળિયા સાથે બાંધી અને જે સાંકડે રસ્તેથી રોજ સાવજ નીકળતો હતો ત્યાં રસ્તાના એક ઝાડ ઉપર સાવજના નીકળવાના સમય પહેલાં બન્ને ચડી ગયા. થોડીવાર થઈ અને સાવજ નીકળતાં ગાળિયાનો સીફતથી ઘા કરીને સાવજની ડોકમાં પરોવી દીધો. ગાળિયો ગળામાં પડતાં સાવજ ભડકીને ભાગ્યો. પગમાં ઢાલ ભટકાયને એરૂ અડતાં કૂદે. સાવજ થઈને કૂદે. પાછલા પગે કૂદીને ગૂડ નાખે અને દેવાત અને ગગો ઝાડ ઉપર ફૂદકા મારે. "બેટાને ભેસું બઉ ભાવતી હતી. લે હાહરીના લેતો જા !" એમ કહે ને દાંત કાઢે. સાવજ ભડકીને ભાગી ગયો અને આ દિશાએ પાછો કોઈ દી. ઢુંકાયો નહિ.

# લોકજીવનમાં સાવજ

ખોડીદાસ પરમાર

પચ્છમાદી દશ્યને માથે દેવે દીધેલી કાળી હીસબી જેવી રસાળ સોરઠ ધરાને માથે જૂગજૂનો ગિરનાર અડીખમ ઊભો છે. એની ભેંકાસર જેવી ખીણ અને લીલીકુંજાર જેવી કંદરા વળોટ ચોદશ્યે ઘેઘૂર ગિરનું જંગલ ઊભું છે. આ જંગલની લળુંબ-ઝળુંબ વનસંપત્તિમાં દિવસેય સૂરજ નારાયણના તેજ-તલક છાંયા ન દેખાય એવી તો ઘોર–ઘૂંચાવળ, જેમાં સેંજલનદીઓ પણ વહરાવ્હેણે અને પાતળપરે વહે છે, આવી ઘોર વનરામાં ગિરનારી સાવઝરાણાના રાજ અમર તપે છે તેથી જ કહેવાયું છે કેઃ

"કાળું પાટણ દેશ્ય, જ્યાં
પાણી વન્યા પૂરા મરે,
આ સરવો સોરઠ દેશ્ય,
જ્યાં સાવઝડાં સેંજળ પીવે."

આમ એ કેસરીસિંહના દુનિયાભરમાં બે ઠામ જ રહેઠાણ, એક તો અંધારિયાખંડ આફ્રિકામાં અને બીજું એશિયા ખંડમાં, સૌરાષ્ટ્રમાં જ ગિરના જંગલમાં ટોળે રહી વનગૌરવને વધારી દીધું છે.

સૌરાષ્ટ્રની જુગજૂની ભોમકાને માથે વરસે પાંચ વરસે અકાળદુકાળના એંધાણ ઊતરી જ પડે છે, ત્યારે દશ્યે દિશામાંથી મેઘરાજા મહેર કર્યા વગર, પાઘડીનો વળ છેડે ઉતારી તેને નીચોવ્યા વગર જ, ભાગી છૂટે છે, ત્યારપછી આ ધરતીને માથે ઠેર ઠેર અકાળદુકાળની ડાકલિયું જ બજે છે. પાણી વગરના ચરાણ પણ વાવરે ફૂડીને વિહમી જાય છે. હોળીની ઝાળ આભને આંબવા મથે ત્યાં સુધીમાં તો લીલા-છમ ઝાડનાં પાંદડાંએ હોરઢાંખર ચાવી જાય છે, ને પછી વગડો ને સીમ આખી ઠૂંઠી, ચૂડના વાંઢા જેવી થઈ જાય છે. એ ટાણે સૌરાષ્ટ્રભરના માલધારીની મીટ વનરાણી લીલુડી ગરના પેટાળમાં મંડાય છે, અને પછી તો મને કે કમને જીવ જેમ જાળવી રાખેલા ડોબાને લઈ વાંઢપડાદીને સૌરાષ્ટ્રભરના માલધારી જણ ગિરના ઊંડા પેટાળમાં ઊતરી જ પડે છે. જોકે ત્યાં ગિર સિવાયની ભેંસો જ વધારે સાવઝનો શિકાર બની જાય છે, છતાં માતામાવલડી જેવી ને ઓછા વરસાદે પણ કોળાંબતી ગિર સૌને સંઘરીને આશરો ને જીવતદાન આપે છે, તેથી દરેક માલઢોરને ત્યાં ખાધાખા ચરાણ મળી રહે છે. વરસવળોટ પૂરતું તો માલઢોર પોતાનું આયખું ખેંચીને આવતા વરસની રાહ જોઈ, મેઘરાજાની મહેર વાંચ્છતુ વિમાસી રહે છે, ત્યાં બીજાં વરસનો બેઠો અષાડેય ધડૂકી ઊઠે છે. વાદળે વાદળે નોબતું ગડગડી ઊઠે છે ને ગરજતો મેઘ ગિરને માથે વરસી પડે છે.

આ ગિરના ઘેઘૂર જંગલમાં જ સાવઝ છે. તેથી વિશેષ તો ગિરના માલધારીઓ જ ગિરના સાવઝની સમજદારી અને એબ આબરૂને વિશેષ જાણે છે બાકીના સૌરાષ્ટ્રના બહુ ઓછા લોકોએ સાવઝને નજરે દીઠો હશે. માત્ર સાવઝના ગૌરવને તેમજ તેના વિષેની પરંપરાગત વાતો સાંભળીને જ મોટા ભાગના લોકોએ સાવઝને વનના રાજવી તરીકે નવાજી દીધો છે. ગીરમાં વસતા મૂળ માલધારીઓ, રબારી, ભરવાડ ચારણ, આયર વગેરે તો સાવઝને મૂળથી જ પારખે છે. પણ બહારથી વાંઢયે આવેલો જણ વરસવળોટમાં પણ સાવઝની અમૂકતમૂક ખાસિયતો તો જાણતો થઈ જ જાય છે અને ત્યાંના મૂળ રહેવાસી પાસેથી પણ સાવઝની દિનચર્યાનો વળોટ વગેરે જાણીને સાવઝ વિષે તે થોડું ઘણું તો જાણી જાય છે. અને મે વરસે ત્યારે ગિરમાંથી માલ હાંકીને તે પાછો પોતાની મૂળભોમમાં પોગી જાય છે. પછી તે માલધારી સૌથી વધારે તો ગિરના સાવઝની જ વાતું કર્યા કરે છે, તેના કાળઝાળ રૂપરંગ, ખાનદાની, તેમજ ગરવાઈની વાતો તે હાવભાવથી અને તેજીલી જબાનથી સૌ કોઈને કહે છે. તે સાંભળીને જેણે સાવઝ જોયો નથી તેવા લોકોના દેખામાં આ જબરા જનાવરની અનોખા પ્રકારની આકૃતિ કંડા-

વાર્તાઓમાં તો સાવઝના જીવનરૂપની અનેક વાતો વર્ણવાઈ છે. જેમાં રાજવીરૂપની મોટપ 'સિંહ અને ઉંદર'ની વાર્તામાં દેખાય છે. તો બળ ઉપરની મુસ્તાકી અને ભોળપણ 'સિંહ અને શિયાળ'ની વાતોમાં વર્ણવાયું છે. વળી સંપની સાથે દોસ્ત જેમ રહેતા સાવઝ સોરઠીવાતોમાં ઠેર ઠેર વર્ણવાયાં છે.

સાવઝના કંડારરૂપો સાંચી, ભારહૂત પહેલાંના મળે છે. તે જૂના કાળથી જ ચક્રવર્તીનો પ્રતીકરૂપે જ લેખાયો છે. બળવાન રાજવીઓના ગર્વ, અભિમાનનું પ્રતીકરૂપ સિંહાસન, જેના ઉપર તે રાજવી ઠાઠમાઠથી બેસે છે, તેમાં પણ સિંહમુખના જ કંડાર હોય છે. તેથી તે લોકગીતોમાં પણ રૂડી રીતે ગવાયું છે. "પરભુ સોનાના સિંઘાસણ, રૂપલાના બાજોઠ." વળી, સાવઝ અમાપ બળવાળો હોવાથી તે મહામાયાશક્તિના વાહનરૂપ પણ લેખાયો છે. જેમકે શક્તિશાળી હાથીની સૂઢ, સિંહના પંજા અને લોઠકુ શરીર, આ બધી શક્તિઓ ભેગી કરીને લોકકલાકારોએ એક નવું જ પ્રાણી બનાવ્યુ જેમાં અમાપશક્તિ હોય છે તેને "ગજમુખ સિંહવ્યાલી" કહે છે. અને તેને મહાશક્તિ પોતાના વાહન તરીકે વાપરે છે.

લોકકળા અને કારીગરીમાં સાવઝ અવનવા રૂપે અને શોભનક્ષમ આકારે વિહરતો દેખાય છે. તેમાં ભરત, ચિત્રમાં તો સાવઝના અનેક રૂપશોભનો જોવા મળે છે. તદ્ઉપરાંત લાકડાના નાના રમકડામાં, સાવઝમુખા હાથવલયોમાં, લાકડીના હાથા ઉપર એમ જુદા જુદા માધ્યમની કલા, કારીગરી અને કસબમાં સાવઝના અનેકરૂપ જોવા મળે છે.

સૌરાષ્ટ્રના દેશી રાજરજવાડાના રાજા મહારાજાઓ આ સૌરાષ્ટ્રના સાવઝનો શિકાર બહુ શોખપૂર્વક ખેલતા, પણ સામાન્ય ગ્રામજનોએ સાવઝને બહુ નજદીકથી તો ભાગ્યે જ જોયો હતો. શહેરોના સંગ્રહસ્થાન અને સરકસમાં પાછળથી લોકોએ સિંહને જોયો. સ્વરાજ આવ્યા પછી તો ગિરના જંગલમાં મુક્ત રીતે વિહરતા સાવઝના 'સિંહ દર્શન' યોજાય છે, તેનો લાભ લઈને ઘણા લોકોએ હવે સાવઝને છૂટો ફરતો જોયો છે. વળી સિંહ વિષે અનેક વિદ્વાનોએ રસભરી ઘણી માહિતીઓ આપી, તેનાં પુસ્તકો લખ્યાં, અનુભવો લખ્યા અને સાવઝની રહેણીકરણીની અનેક પ્રકારની છબીઓ પણ છાપી, તેથી સાવઝના જીવન સંબંધે આજે તો લોકોને ઘણી માહીતિ મળી ગઈ છે.

સાવઝ પાંજરે પુરાય પછી તેની સ્થિતિ દયનીય બને છે. તે જોરાવર હોવા છતાં કશું જ કરી શકે તેમ નથી, તેથી તેના અનુસંધાને કોઈ જુવાનજોધ માણસ રોગમાં સપડાય અને પથારીવશ થઈ જાય, ત્યારે તેને માટે કહેવત કહેવાય કે, "કેવો શીળ (સિંહ) સાંકળ્યો છે." (સિંહને સાંકળે બાંધ્યો છે.) જેને બંધન ન હોય તેને બંધનમાં જકડી લીધો છે

લોકપ્રજાએ સિંહને પાતળી કેડના આદર્શરૂપ વર્ણવ્યો છે. તેથી લોકસાહિત્યમાં જ્યારે જ્યારે કેડનું વર્ણન આવે ત્યારે સાવઝની કેડની જ ઉપમા અપાય છે. જેમ કે.

"હાંરે વણઝારા રે, તારી કડયનો વળાંકો વણઝારા રે,
કે જાણે સાવઝનો સાંકો વણઝારા રે.

નારીરૂપના વર્ણન પણ સિંહણની કેડ સાથે સરખાવાય છે.

"હામ કામ લોચના, રૂપ રંગ અથોકના"
"ભૂખી સિંહણના જેવો કેડનો વાંક."

ખરેખાત સિંહસિંહણની કેડ આવી પાતળી નથી હોતી. ગધેડા કરતાં વેલરની કેડ પ્રમાણમાં પાતળી હોવા છતાં તે આટલી બધી તો નહિ જ.

લોકજીવનમાં સાવઝ નામથી ખૂબ પ્રખ્યાત હોવા છતાં તેને જૂનાકાળમાં બહુ ઓછા લોકોએ જોયો હતો. તેથી તેના મૂળરૂપ કરતાં તેના કલ્પિત રૂપનાં ગ્રામલોકોએ રૂપસુંદર વિધાનો અને વર્ણનો આપ્યાં છે. અને આજે તો અનેકોએ સિંહને જોયો છતાં તે ચીલાચાલુ વર્ણન ચાલ્યા જ કરે છે તે જ કંઠસ્થ રૂપવર્ણનની દઢરેખ કરામત છે ને !

*



ગિરનો રાજા ગોવિંદો. તસ્વીરકાર શંકરની સાહસિકતાનું માન કરવા આ સાવઝનું નામ ગોવિંદાને બદલે શંકર રાખવામાં આવ્યું છે.



ગિરના જંગલમાં પોતાની સામે લા સાંધતા સાવજ ગોવિંદાની સાતેક ફૂટ દૂરથી તસ્વીરકાર શંકરે ખેંચેલી તસ્વીર

ધર ધીંગા ગરવો ધણી, માઢુ ધીંગા મજજ
નકલંક કેસરી નીપજે, ધીંગા ખોખડ ધજજ

# ગોવિંદો શંકર ને હૈદુ

જયમલ્લ પરમાર

ટીલિયા સિંહનું અવસાન થતાં આજે સિંહ ગોવિંદો ગિરનો ખ્યાતનામ સિંહ બન્યો છે. આ ગોવિંદો ગિરના પશુરક્ષક માંહેના ભાઈ હૈદરઅલી-હૈદુનો ખાસ મહોબ્બતી છે.

સિંહની છેલ્લી વસ્તી ગણતરીના દિવસો અને એ જ ટાણે સિંહનું રેકર્ડીંગ અને કચકડે મઢવાનું કામ જોડાજોડ થાય. ગુજરાત રાજ્યના માહીતિ ખાતાના ફ્રાટેલ પિયાલાના ફોટોગ્રાફર શંકરને ગોવિંદાની રેખા એ રેખા ખેંચતી અતિ નિકટથી તસ્વીરો ખેંચવાની અદમ્ય તલપ. સિંહ હજી સંયમમાં રહે પણ શંકર ન રહે.

શંકરની આ ગાંડી ધૂને શંકર પાસે અનેક સાહસિક કામો કરાવ્યાં છે. અપ્રાપ્ય એવી તસ્વીરો પડાવી છે. જેવો એ ભોળો ને નિખાલસ એવો જ એ નિડર ને સાહસિક જેવો એ ઉદ્દંડ ને મરણિયો એવો જ એ સ્નેહાળ ને દિલાવર. પ્રેમ ને વિરોધ એકસાથે જગાવે એવો. ઉતાવળ ને ઉગ્રતા એનાં લક્ષણો પણ પ્રેમ ને સમજદારીથી વાળ્યો વળી ને સ્વાર્પણનાં ડગલાં દેતા રહે એવો સિંહના સંસ્કારોવાળો.

ભયને એ કદી પીછાનતો નહિ, તેમ બે છેડા કદી મેળવી શકતો નહિ. સ્નેહ માટે સદાય ખરપાનો રહેતાં આર્થિક બેહાલી એને ગુંગળાવ્યા કરતી છતાં એટલો જ બેપરવા ને બેનમા.

સાહસિક સ્વભાવે એને અખાડિયન બનવેલો અને રાજકોટ સત્યાગ્રહ દરમિયાન જાનને હોમીને ઝૂઝેલો અને તસ્વીરો દ્વારા પણ રાજકોટ રાજ્ય અને એજન્સી સામે એણે જુદ્ધ જ માંડેલું. ઘણું ઘણું સહન કરેલું એણે એ કાળે.

એ પછી સૌરાષ્ટ્ર રાજ્યની રચના થતાં એના માહીતિ ખાતાનો તસ્વીરકાર બન્યો પણ પટાવાળાથી માંડી ને પ્રધાનો સુધી એ બધાને એક સરખા જ લેખતો. સ્નેહ ભાળે ત્યાં માથું આપવા તૈયાર અને માથું ફરી જાય ત્યાં મોટા ચમરબંધીની મર્યાદા તોડતાં તે કદી ન અચકાતો.

રાજકોટના સત્યાગ્રહથી ફૂલછાબ દૈનિકના મારા સંચાલન દરમિયાન મને એણે ઘણું ઘણું કામ આપેલું. એના સિવાય સૌરાષ્ટ્ર સરકાર સામે ઘરખેડની, ભૂપતની ડકાયતીથી ઊભા થયેલા સંજોગોની, વેચાણવેરાની ને ફી વધારાની લડતો અને બબ્બે ચૂંટણીઓમાં પત્રકારત્વને ક્ષેત્રે હું અધુરી જ લડતો લડી શક્યો હોત.

'ફૂલછાબ' ના આજના તસ્વીકાર ભાઇ ગુણવંત સેદાણીને મેં ભાઇ શંકર પાસે જ તૈયાર કરવા મૂકેલા. ભાઇ ગુણવંતના ઝડપ વેગ અને જોખમ વહોરીને કામ કરવાનાં કેટલાક ગુણો કેટલેક અંશે ભાઇ શંકરને આભારી છે.

સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન ગિરના સિંહોના શિકાર માટે બહારથી આવતાં મહેમાનો અને ત્યાર-પછીના સિંહ શિકારના પ્રતિબંધ સુધીમાં શંકરને સિંહો સાથે સ્નેહ સંબંધ બંધાઇ ગયેલો. વિકરાળ સિંહોની અપ્રાપ્ય તસ્વીરો એ દિવસોમાં 'ફૂલછાબ'-ને પાને શંકરને કારણે જ પ્રસિદ્ધ કરી શકાયેલી. સિંહ સૌરાષ્ટ્રનું ભૂષણ છે એવી લાગણી ત્યારે હજી કેળવાતી હતી.

સિંહ પ્રત્યેનું શંકરનું આકર્ષણ વધતું જ ગયું. કોઈએ ન ખેંચી હોય એવી સિંહની તસ્વીરો ખેંચવાની એની ઝંખના ઉત્તરોત્તર બળવત્તર બનતી ગઇ. એ મોકો શંકરને સિંહની છેલ્લી વસતી ગણતરી દરમિયાન મળી ગયો. એના જીવનનો એ પહેલો ને છેલ્લો ચિરંજીવી પ્રસંગ બની ગયો.

એવી અતિ નિકટની, છતાં સિંહના વિવિધ ભાવોની તસ્વીરો ખેંચવા ગુજરાત રાજ્યના જંગલ ખાતાના ઉપમંત્રી શ્રી પરમાણંદ ઓઝા અને પશુ



સ્વ. તસ્વીરકાર શંકર

રખેવાળ એવા હૈદુનાં સહકાર ને ઉત્તેજન મળી ગયાં.

સિંહનાં તમામ લક્ષણો ધરાવતા ગોવિંદાની એવી તસ્વીરો ખેંચવા નક્કી થયું. શ્રી પરમાણુંદભાઈ ઓઝા અને શંકર ગોવિંદાસિંહની નિયત જગ્યાએ નિયત સમયે પહોંચી ગયા. પણ હૈદુ ત્યારે એ વખતે ન પહોંચી શક્યો.

સિંહ ગોવિંદા એના બાદશાહી દબદબા સાથે બેઠેલો શંકરે જોયો. હૈદુની ઠીક ઠીક વાટ જોઈ. શંકર અધીરો બન્યો, સિંહને સિંહના વિવિધરૂપે પછી તસ્વીરો ખેંચવાનું ન પે બને.

સાવઝની પાસે જતાં સાવઝને શાનો ડર લાગે? ખૂબ નજીકથી તસ્વીરો ખેંચવા શંકર તો ધસ્યો ગોવિંદા તરફ. ઘણું કરીને એ વખતે લખમણ કરીને એક રક્ષક સાથે હતો. પણ વણ હથિયારે સિંહને માથે ધસતા શંકરને એ કેટલોક બચાવી શકે? પાછો રોઈ વાહનમાંથી નહિ, જમીન ઉપર જ.

એમાં સિંહ ડાલ્યો ને શંકર ગાડો ઠીક ઠીક નજીક જઈને એક ફોટો પાડી લેતાં વનના બાદશાહ ગોવિંદાને થયું કે આ કો'ક પોતાની સામે કાં'ક તાકી રહ્યું છે ને પાછું ઊંચું નીચું થઈ રહ્યું છે. એટલે ગોવિંદા ખબરદાર બનીને થયો બેઠો.

પણ હવે શંકરને કોઇ રોકી શકે તેમ ન હતું. શંકરમાં શંકરનાં ત્રણેય લક્ષણ, ભોળપણ, ઉગ્રતા ને ઉદારતા. એમાં શંકરની લાગણીઓ ત્યારે ઉગ્ર બની ગયેલી. ધારી તસ્વીર લીધે જ છૂટકો. સિંહ ગોવિંદો શંકરની સામે મંડાણો, પણ શંકર અડગ રહ્યો, અંગમાં જરાકે ય ચડકાટ અનુભવે તો તસ્વીર ક્યાંથી ખેંચાય? અણીના ટાણે શંકર અપૂર્વ સ્વસ્થતા મેળવી લેતો. બાકી અસ્વસ્થ

શંકરે બીજો ફોટો લીધો ને ગોવિંદે પેંતરો લીધો, ત્યાં ત્રીજો ફોટો લીધો ને સિંહ તરાપની તૈયારીમાં આવ્યો, બન્ને લગોલગ આવતા જાય. બરાબર બેય વચ્ચે સાતેક ફૂટનું અંતર રહ્યું ત્યાં સિંહે લા સાંધવાનું કર્યું ને શંકરે ચોથો ફોટો ઝડપી લીધો ને હળવેકથી પાછે પગલે પાછો ફરતો ગયો. એ ચોથા ફોટાએ સિંહને, ગિરને, અને ગુજરાતને ખૂબ જગ પ્રસિદ્ધિ અપાવી. શંકરના જીવનનો એ અવિસ્મરણીય ને જીવનમાં એક વિજયી નેમ હાંસલ કર્યાના આનંદ અને સંતોષનો બનાવ બની રહ્યો. એ તસ્વીરોમાંથી બે મુખ્ય તસ્વીરો વાચકો આ અંકમાં આર્ટ પેપર ઉપર પ્રગટ થયેલી જોઈ શકશો. એક છે ગોવિંદો બેઠેલો તેની. બીજી છે શંકર ઉપર તરાપની તૈયારીમાં આવતા ગોવિંદાની. સાચી વાત એ છે કે ગોવિંદે જ શંકરની લાજ રાખી. નહિ તો સાત ફૂટ પાસે આવેલાને પાછો શું કરવા જવા દયે? ગોવિંદે જ શંકરને મોતના મોંમાંથી જાવા દીધો.

પણ હજી શંકરના દિલને સોંસરી નહોતી વળી, હજી એના જુદા જુદા કોણથી ફોટા લેવાની તો મનની મનમાં જ રહી ગયેલી. એટલે બપોર થતાં હૈદરને લઈને પાછો ગોવિંદા પાસે પહોચ્યો. ગોવિંદાની ગર્જના ને ઘૂરકિયુંનુ રેકોર્ડીંગ કરવા માટે માઈક વગેરે રાખવાની જગ્યા પણ નક્કી કરવાની હતી. ગોવિંદો એના મિજાજમાં અને મરતીથી ત્યાં જ આરામમાં પડયો હતો.

હૈદરે જેમ માણસ માણસને જગાડે એમ

ગોવિંદાને જગાડવા ગોવિંદા સાથે વાત કરવા લાગ્યો.

"એલા આપણે ત્યાં કોણ મેમાન આવ્યા છે ઈ તો જો! આમ પડયો છો શું? બેઠો થા, બેઠો થા!"

આમ સિંહને હૈદર બેઠો કહી રહ્યો છે ને અક્ષરે અક્ષર સમજતો હોય તેમ સિંહ બેઠો થયો. પણ શંકરને સળવળિયો ઊપડેલો. એટલે પોતે ને હમેશા બેય ઊંચાનીચા થયા કરે. એટલે શંકરને જોતાં જ ગોવિંદે ઘૂરકાટી નાખી. આ વખતે તો નજીક જાતાં ભોળા શંભુય શંકરની લાજ રાખે તેમ ન હતું.

વનના રાજાને થયું કે પોતાની આણુદાણનો અનાદર કરનારું કોઇ માનવી પોતાની બે ઇજ્જતી કરી રહ્યું છે. ગોવિંદે ઘૂરકાટી નાખતાં શંકરે હૈદર સામું જોયું ને હૈદરે સિંહ સામું જોઇને કહ્યું કે:

"ગોવિંદા! આ તું શું કરી રહ્યો છો? આ તો તારી છૂબિયું ખેંચવા આવ્યા છે. આપણા મેમાન છે. એની સામે ઘૂરકિયું કરાય! એટલું તો સમજ!"

હૈદરનું માન રાખીને ગોવિંદો ચૂપચાપ બેસી રહ્યો. માઇક વગેરે માટે જગ્યાનું માપ વગેરે લઈ લીધું પણ શંકરને જુદી જુદી તસ્વીરો ખેંચવી હતી એનું શું? સિંહ આઘો ન હટે એટલા માટે અગાઉથી એને માટે ત્યાં જ બધી સગવડ રાખવામાં આવેલી. પાણી ભરેલું લોઢાનું એક બકડિયું પણ થોડેક આઘે પડેલું.

શંકર હૈદુને કહે: "હૈદુ! દોસ્ત, ગોવિંદાને આ બકડિયામાં પાણી પીવરાવ તો ફોટો ખેંચવાની ભારે મજા આવે."

હૈદુ આઘે પડેલું પાણીનું બકડિયું લઇ આવ્યો અને સિંહની ઠીક ઠીક નજીક મૂકીને પાછો થોડાક આઘે ઊભા રહીને ગોવિંદાને કહે:

"ગોવિંદા! પાણી પી લે!"

પણ ગોવિંદો ન હલ્યો કે ન ચલ્યો. પોતાના મિજાજમાં જ બેઠો રહ્યો. એટલે હૈદુ કહે:

"એલા ગોવિંદા! આજ તો મારી લાજ રાખ! હું તારી કેટલી સેવા કરું છું? દોસ્ત થઇને આજે આબરૂ ગુમાવવા કાં બેઠો? આટલી ય મારી વાત આજ નહિ માને! ઊઠ! ઊઠ! પાણી પી લે દોસ્ત!"

અને સરવા કાને હૈદરની વાત સાંભળી ધીરેથી ગોવિંદો ઊઠયો. ગૌરવથી પાણીના બકડિયાં તરફ ડગ માંડયાં ને હૈદરને ખુશ રાખવા, એની ઇજ્જતથી બકાડયામાંથી થોડું પાણી પીધું.

શંકર એક તો ગાંડો હતો અને આ જોઈ ને વધુ ગાંડો થયો. એણે ખેંચાય એટલી તસ્વીરો ખેંચી. અને આ બધો સમય નજીકના એક ઝાડની બેલાખી માથે બેઠાં બેઠાં ઉપમંત્રી શ્રી. પરમાણંદભાઈ ઓઝા આરામથી આ બધો તમાશો જોયા કરતા હતા.

હૈદરે કોઇ વીજળીના હંટરથી નહિ, તેમ કોઇ લાંબા અણીદાર હથિયારથી નહિ, તેમ કોઈ તત્કાલિન લાલચથી નહિ પણ લાંબાકાળના સહવાસની માનવીની મહોબ્બતથી જ સિંહ પાસેથી ધાર્યું કામ લીધું. પ્રેમની એ તાકાત છે. આજે એ જ તાકાતને કારણે હૈદર અનેક માણસોને ગોવિંદા નજીક લઇ જઈને દેખાડી શકે છે. એ સંસ્કાર ભયનો નહિ પણ પ્રેમનો છે.

ગોવિંદાના વિવિધ કોણથી પાડેલી તસ્વીરો લઇને એક રાતે શંકર ઉમંગથી મને બતાવવા આવ્યો ત્યારે એણે અતિ ઉત્સાહથી અને પાગલપ્રેમથી આ બધી વાતો માંડીને કરેલી.

વાત કરતાં શંકર ઉત્કટ ભાવમાં આવી જતો ત્યારે પૂરી પ્રગટ ન કરી શકતો. એટલે પછી બધું, ઊભા થઈને પૂરા અને જોશીલા અભિનયથી બધું સમજાવતો.

શંકરના આ પરાક્રમી સાહસથી ખુશી થઇને શ્રી. પરમાણંદભાઇએ ગોવિંદાનું નામ શંકર રાખ્યું. પણ અફસોસ કે શંકરનું એ છેલ્લું જ પરાક્રમ બની રહ્યું ને એ પછી થોડા જ મહિને બ્રેઇન હેમરેજથી શંકરનું અવસાન થયું. એ અકાળ અવસાન અમ જેવા મિત્રોને કાળજે ઘા મારી ગયું. એ સિંહ તો ગયો, માત્ર શંકર નામ રહી ગયું.

# શીખામણ સિંહને હોય

કાનજી બારોટ

બિચારી સુઘરીની પણ માણસે આપદા બેસાડી છે. કોક બાઇના વાળ જીથરમીથર હોય તો કહે 'સુઘરીના માળા જેવું માથું છે' ઈ જીથર ચીથર માથા ઉપરથી સુઘરીનો ખ્યાલ કરતા થઈ જવાય પણ એનું નામ તો છે સુગ્રહી, એમાથી સુઘરી થઈ ગયુ.

આ ચકલી જેવડું નાનકડુ પક્ષી એવી ખૂબીથી માળો બાંધે છે કે મે અનરાધાર વરસતો હોય, પશુ પક્ષી ઝાડમીડનો દાળોવાટો નીકળી ગયો હોય, પણ આ પક્ષી એવી સુઝનારજુ છે કે બારેય મેઘ ખાંગા થાય તો પણ એના માળામા પાણીનું ફોરવુ ન પડે. એવું વૃક્ષ ગોતીને એની ડાળે એવો રૂપાળો માળો ગૂંથે છે. માળામા પણ બેવણ ખાના હોય, એક ચણ રાખવાનું અને બીજુ બચ્ચાંને રાખવાનું. અને જ્યારે આ માળામાં બેસીને એ પક્ષી ઝૂલતુ હોય ત્યારે ભારી રૂડુ દેખાય છે

એક દિવસનો સમો–ત્રણ ત્રણ દિવસ થયા વરસાદ બંધ નથી થતો એવી એલી મચી છે એમાં સુઘરીના માળા નીચે એક સિંહ વરસાદમા પલળતો પલળતો ઓથ લઈને ઊભો રહ્યો.

જે ઝાડે સુઘરીને માળો તે ખજૂરીનું ઝાડ હતું એમા સિંહને ઓથ કેવોક મળે? ભીંજાઇ રહ્યો છે આવી સિંહની દશા જોઇ સુઘરી પોતાના ધણીને કહે છે કે :

"હે સ્વામીનાથ! તમે કહો તો સિંહને શીખામણ આપુ ?"

સુઘરીનો નર કહે છે. "દેવી! એમાં શુ! થોડીક જીભ ચલાવવાથી કોઈનું ભલું થાતુ હોય તો સારુ ને!"

નીચે વરસાદમા પલળતા સિંહને સંબોધીને સુઘરીએ કહ્યુ :

"હે વનના રાજા! આપ શા માટે દુઃખ વેઠો છો. આવા સમયે તો કોઇ ઘાટો ઝાડનો દૂવો ગોતીને એમા બિરાજોને! આ ખજૂરીનું ઝાડ આપ જેવાનું રક્ષણ ન કરી શકે"

સિંહ કહે. "બાઇ! સાચી વાત છે. હે ત્યારે તારી વાત માની કરમદીના દૂવામાં ચાલ્યો જાઉં છું." એમ કહી સમજી કરીને સિંહ ચાલતો થયો

સિંહે પોતાની શીખામણ માની એમ જાણી સુઘરી તો પોરહાણી ત્યાં એક વાંદરો પણ આ વરસાદમાં પલળી, ઠરીને ઠીકરા જેવો થઇ થર થર ધ્રુજતો ધ્રુજતો દાંતની કડકડાટી બોલાવતો ખજૂરીના ઝાડ નીચે આવીને બેઠો.

સુઘરી વળી એના પતિને કહે છે.

'હે સ્વામીનાથ! આ વાંદરજી ભાઈને ઉપદેશ આપુ ?"

સુઘરીનો વર સુઘરો કહે '

"એને શીખામણ આપવી રહેવા દે, ઈ શીખામણ જોગ નથી પેલો તો સિંહ હતો, ઇ સમજ્યો, આ વાંદરો નહિ સમજે."

સુઘરી કહે: "સમજે ન સમજે ઇ એનાં તકદીર, આપણે કહીએ તો ખરા!"

સુઘરો કહે: હું તો તને ના પાડુ છુ, પછી તારી મરજી. થાવા દે"

સુઘરી વળી પોતાના પતિની થોડીક રજા મળતાં ડાહી ડમરી થઇને કહે છે કે.

"હે વાંદરજી ભાઇ! મનુષ જેવા ઇશ્વરે આપને અવયવ આપ્યા છે તો આવા વિકટ સમયમા કોઇ ઝૂંપડું બાંધીને રહો તો ઠીક ગણાય.

અંગ હાલે ને આળસ કરે, મોટી ખોટ નરા,
તરણે તરણે સુઘરી, આદરતી જ ઘરા.

વાંદરે આ શબ્દો સાંભળતાં વાંકું ડાચું કરીને ઊંચે જોયું તો વેંઢા જેવડું પંખી પોના જેવા મોટાને શીખામણ આપતું સાંભળ્યું. વાંદરાનું અભિમાન ઘવાણું ને બોલ્યો :

"અરે તારી જાતની સુઘરી ! તું ટચુકડી મને શીખામણ દે છે ? તારો માળો સલામત છે એટલે ને ?"

એમ કહીને જે કૂદ્યો સુઘરીના માળા તરફ તે ઝલી ઝોંખી ને ફેંકી દીધો. સુઘરા ને સુઘરીને જાન બચાવવા માળામાંથી બહાર ઊડી જાવું પડ્યું.

સુઘરો સુઘરીને કહે :

"લે લેતી જા ! કાઢય ફાયદો શીખામણ દઈને, શીખામણ સિંહને હોય, વાંદરાને ન હોય :

શીખામણ સિંહકો દિયે, શીખામણ ઈસકો સુહાય;
શીખામણ બંદરકો નદિયે, અપના ઘર લુટાય.

*

## બોકડા ને દીપડાનું જુદ્ધ

### રજુઆત : વૈદ્ય મોટાભાઈ (ગઢડાવાળા)

સિંહ સામે જો સુવર, પાડો ભેંસ અરે ઘોડાં ગાય જેવાં પ્રાણી પણ લડે તો પછી બોકડો દીપડા સામે કેમ ન લડે ? આમ તો સિંહ દીપડા ને વાઘનું બોકડો મારણ ગણાય છે. એટલા માટે એ બધાને 'અજમાર' કહેવાય છે. અને હજી સિંહ દીપડાને હેળવવા બોકડાનું જ મારણ મુકાય છે ને ! કવિઓ ગાઈ ગયા છે કે "સિંહ અજામાં કરે ગરજના, કસ્તુરી મૃગ રાજન." અને બકરીના વાઘમાં સિંહનું બચ્ચું મોટું થયેલું અને જ્યારે એને ભાન કરાવવામાં આવ્યું ત્યારે બેં બેં કરવાનું ભૂલી ને ડણક દેતાં શિકાર પાડેલાની કથાઓ પણ આપણે ત્યાં ક્યાં નથી ? બોકડો ને દીપડો જુદ્ધે ચડ્યા હશે કે નહિ એ તો રામ જાણે. પણ કવિની કલ્પનાએ તો બોકડાને ય દીપડામાર બનાવી દીધો છે. બધાંયનાં ગીતો હોય અને બોકડાના જુદ્ધનાં ન હોય એમ કેમ બને ? અહીં એવું એક ગીત ભાવનગરથી વૈદ્ય મોટાભાઈ (ગઢડાવાળા) એ મોકલ્યું છે તે આપ્યું છે. સં.

બોકડો દીપડો જંગલમાં બાટકયા,
દીપડે બોકડાને ભલો દાઢયો;
બોકડે શીંગડી ભરાવી બાલમાં
વજરની કટારીએ જેમ વાઢયો – ૧

દેવના દીકરા આફળ્યા ડુંગરે,
ડુંગરે ડુંગરે હાક દીધી;
શિયાળિયાં લોંકડા કહે જે શેઢાડાં,
(આતો) લાખની બોકડે લાજ લીધી. – ૨

જીવતા હશું તો મનમાં જાણશું,
કો'ક દી અસલી વાત કાઢી;
બરફ છોડીને આવિયો દીપડો,
બોકડે ભલી તરવાર બાંધી – ૩

# સિંહ અને સૂવર

નુરમહંમદ દોસ્તમહંમદ

પાંચ છ વર્ષ પહેલાંનો પ્રસંગ છે. સાસણ અને કાસિયાનેસ વચ્ચે આવેલા આલાવાણી નેસ પાસે સમી સાંજે મારણ માટે નીકળેલ સિંહ અને સૂવરડાનું ટોળું ભેટી ગયું. સૂવરડાના ટોળા ભેળો એનો એકલ સરદાર પણ ખરો.

સિંહને જોતાં જ જૂના વેર યાદ કરતાં હોય તેમ સૂવરડાં સાબદાં થઇ ગયાં. એકલદંતા વરાહે પગની ખડતાલ મારીને છીંકોટા કર્યા. પોતાના અગેવાનના જોરે સૂવરડાં જોરમાં આવી ગયાં અને સિંહને ઘેરી વળ્યાં.

સિંહભાઇને સંગ્રામ ખેડવાની વેળા ન રહેવા દીધી, ચારેકોરથી સૂવરડાંએ સિંહને ભીંસમાં લીધો અને એકલિયો સિંહની સામો મંડાઇ ગયો. સિંહ-ણનો ભડવીર ભાગીને જાય ક્યાં? પાસે જ સાગ-ડાનું ઝાડ. સિંહભાઈએ છેવટ ઝાડે ચડીને જાન બચાવ્યો. સૂવરડાં સિંહ વળગ્યો હતો એટલે ય સાગ-ડાના ઝાડે ચડી શકે તેમ નહતું એટલે વિજયના હુંકાર કરીને હાલતાં થયાં. આવા મહા બળવાન પ્રાણીના કયારેક આવા હાલ પણ થાય છે.

સિંહ હિંમતવાન અને જેમ બળવાન પ્રાણી છે તેમ વાઘ જેટલી તો નહિ પણ શિકાર માટે થોડી કુનેહ પણ વાપરનારું પ્રાણી છે. એટલે જ્યારે હાથી જેવાં પ્રાણી સિંહની ડણકથી ભાગે છે ત્યારે પ્રાણીઓમાંથી એકમાત્ર સિંહ સામે થનાર વરાહ–સૂવરથી ક્યારેક સાંડસામાં સપડાતો હોવા છતાં સૂવ-રડાંનો શિકાર ખેલી પણ જાણે છે.

ગાય અને બીજાં પ્રાણી ઉપર મોટે ભાગે પાછળથી સિંહ તરાપ મારી પીઠ માથે થાપા સાથે ભીંસ દઇને કાંતો પોતાના પ્રચંડ બળથી કેડ ભાંગી નાખે છે અથવા સિંહના પીઠ પાછળના ઘાના જોરથી જનાવર પછડાઈ ને ચત–ચિત્ત થઇ જતાં જનાવરના પગ વચ્ચે આવી પરભારું ગળું પકડી એનું લોહી મોંડે છે.

પણ સૂવર સિંહને જોઇને ભડકતો પણ નથી તેમ ભાગીને પીઠ પણ ફેરવતો નથી. એટલે સૂવર જ્યારે સિંહની સામો થાય ત્યારે સિંહ બેસી જાય છે.

સિંહને બેઠેલો જોઇ સૂવર જેવો દોટ મેલે છે કે સિંહ એને નજીક આવવા દઈને છલાંગ મારીને સૂવરને ટપી જાય છે. અને ટપતી વખતે પંજાથી ખરડતો જાય છે.

આથી છંછેડાઈને સૂવર ભારે ગુસ્સામાં આવી દાતરડી ને પગ વડે એકદમ ધૂળ ખોદવા માંડે છે. એનું જોર ત્યાં લગાડે છે. સૂવર ધૂળ ખોદતો બંધ થાય એટલે વળી સિંહ ભીંસ કરે છે એટલે ફરી પાછો સૂવર ધૂળ ખોદવા માંડે છે.

આમ આમ સિંહ અને સૂવરની જાનની રમત ચાલ્યા કરે. વખત આવ્યે સિંહ સૂવર ઉપરથી છલાંગીને પંજાથી છંછેડતો રહે, સૂવર ધૂળ ખોદતો રહે ને સિંહ ભીંસ કરી કરીને સૂવર પાસે ધૂળ ખોદાવી સૂવરને થકવી નાખે છે.

સૂવર થાકેલો દેખાય એટલે એને છેતરવા સિંહ સૂવર સામે આંખ રાખીને એની આસપાસ આંટા મારે છે. મલ્લકુસ્તીના દાવમાં એક મલ્લ બીજા મલ્લને પકડ લેવા કુંડાળે પડી જાય તેમ સિંહને આંટા મારતો જોઇ સૂવર સિંહની સામે જ અંગ ફેરવતો રહે છે. પણ ધૂળ ખોદી ખોદીને થાકી ગયો હોય એટલે સિંહની માથે બહુ ઝપટ કરી શકતો નથી.

સૂવરને સિંહના લાગમાં ન આવવા ચક્કર ચક્કર ફરવું પડે છે. એમાં સિંહનો લાગ આવી જતાં જોશીલી તરાપ મારીને સૂવરની ઉપર બરાબર ગરદન માથે કૂદીને સૂવરને ભોંય ભેગો કરી પોતાના પ્રચંડ બળથી ભીંસ દઇ સૂવરના હાડકાંના ચૂરા કરી નાખે છે.

સૂવર ચીસા ચીસ કરી મૂકે છે. જ્યાં સુધી સૂવરની ચીસ ચાલુ રહે ત્યાં સુધી સિંહ પંજાથી અને મોઢેથી લીધેલી પકડ છોડતો નથી અને ભીંસ દઈને દાઢ દબાવતો જ રહે છે ને સુવરને જમીન સાથે મસળતો જ રહે છે. આમ સૂવર ખલાસ થઇ ગયા પછી પંજાની પકડ ચાલુ રાખીને પછી જ મોઢું બદલી સૂવરને દાઢાથી ઝંઝેડીને, ઉતરડીને ખાય છે,

# મનમોર બની થનગાટ કરે

પિંગળશીભાઇ ગઢવી

ગિર મોરાં, સર દાદુરાં, અમરત ફળ ચુવાં;
હેતુ જો કુવચન, જનમભોમ, વિસરશે મુવાં.

ગિરના વનનો મોરલો, તળાવ સરોવરનાં દેડકાં, આંબાની પરિપક્વ શાખ, સ્નેહીજનનું કુવચન અને જનમભોમ એટલાં તો મરીએ ત્યારે જ વિસરાય, બાકી અવિસ્મરણીય રહે છે. ગિરના સિંહને જેમ રાષ્ટ્રીય પ્રાણી તરીકે માન્ય કરવામાં આવેલ છે તેમ મોરને રાષ્ટ્રીય પક્ષી તરીકે માન્ય કરવામાં આવ્યું છે. ગિરની શોભા એકલા સિંહની નથી. અન્ય પ્રાણીઓ સાથે વિપુલ પક્ષીવારિધિ ન હોત તો ગિર એકલા સિંહગર્જનથી બિહામણું જ લાગત. સિંહ ગર્જન સામે મયુરોના ગહેકાટથી અને પક્ષીઓના કલરવથી ગિર જેમ નયનરમ્ય તેમ કર્ણપ્રિય લાગે છે. ગિરની વારણાં લેતી વનરાઇ આ પશુ પક્ષીઓથી દિલડોલાવણ લાગે છે: બથું ભરીને ભેટીએ એવી હેતાળવી લાગે છે. એકલા સિંહને જોવા હોય તો જૂનાગઢના સક્કરબાગમાં કે અનેક પ્રાણી સંગ્રહાલયો કે સરકસમાં કયાં નથી જોવા મળતા !

પણ સિંહનું દર્શન રળિયામણું લાગે છે ગિરના જંગલને કારણે, અને એ જંગલ રળિયામણું લાગે છે એનાં પશુ પંખીઓથી. જેમ ગર્જન, ગૌરવ, ખમીર, ખાનદાની અને પરાક્રમથી સિંહ શોભે છે તેમ રંગ, રૂપ, છટા, પિચ્છ, અભિમાન અને ગહેકાટથી મયુર શોભે છે. અરે આ મોરલાને જોઈને તો માણસ ગાંડાં ગાંડાં થઈ જાય છે. એના ગહેકાટે કંઇક માણસો ગામડામાં મોરલાની જેમ હજી યે કેહૂક, કેહૂક ગહેકાટ કરવામાં મસ્તી માણે છે. હાલારના એક ગામમાં સાત ભરવાડ જુવાનોએ મોરલાના વાઘા સજ્યા, પિચ્છના ઝૂંડ પાછળ બાંધ્યાં, એક ઊંચા કોઠે ચડયા અને સાતેયે જુવાનો એક સાથે કેકારવ કરતા કરતા કોઠેથી ઊડવાનું કરી પડીને સાતેયે પ્રાણ છાંડેલા. આજે સાતેયની ખાંભિયું પૂજાય છે.

આવા મોરલાનું કવિવર ટાગોરનું શ્રી. મેઘાણીભાઇનું રૂપાંતર શ્રી. પિંગળશીભાઇએ સાંભળ્યું અને એમનું હૃદય પણ ગહેકાટ કરી ઊઠયું : 'ઘનઘોર ઝરે, ચહું ઓર મારૂં મન મોર બની થનગાટ કરે.' મેં તો એમને લોકસાહિત્યમાં મોરે જે નવેય રસ પૂર્યા છે તેની મદીલી રંગભરી રસભરી રજુઆત કરવા કહેલું. પણ કવિનો પ્રાણ પુલકાટ કરી ઊઠયો, હાથ ઝાલ્યા ય કેમ રહે ? મેઘાણીભાઈની મોરની કડી એમના મનમાં ગુંજારવ કરી રહી. છંદની મદ ઝરતી ચાલ, આવી તો કહે પચીસેક કડી હોય તો પણ જાણે ગાયા જ કરીએ. કવિનું મન વળ્યું જ નહિ. દિવસ આખો ગુનગુનાટ ચાલ્યા જ કરે, છેવટ મદનસ્ત રસઝરતી ને રંગભરી આઠ કડી લખાણી ત્યારે જ દિલ જંપ્યું. એ મોર વગર તો ગિરની કે સિંહની પણ શોભા શી ? માણવા જેવું ગીત છે. સિંહની અને ગિરની પણ શોભાં વધારે એવું. ખુશ નસીબી એ છે કે ચારણ બારોટાની ઊગતી પેઢીમાંથી નિસર્ગની મમતા છૂટી નથી.

## મનમોર બની થનગાટ કરે

વનરાઇમાં કુંજ આલાપ કરી
પચરંગીય કેશ કલાપ કરી
મન લેત હરી સુમલાર કરી

મહાદેવ સમી જગ તારક મૂરત કંઠ નીલે વિષપાન કરે
તવ સૂરત મૂરત જોઈ મારૂ મન મોર બની થનગાટ કરે
મન મોર બની થનગાટ કરે

શિરપે વિધ ફૂલનકી કલગી
લંબ કોમળ ડોક નીલામ્બરશી
ઘનઘોર ચડયોં ગગને ગરજી
કલશોર સુણી મન મસ્ત વિજોગણ વામ પિયુ પિયુ સાદ કરે
તવ સૂરત મૂરત જોઈ મારૂં મન મોર બની થનગાટ કરે

મધરો મધરો મલકાટ કરે
સંગ ઢેલડિયે ગહેકાટ કરે
જાણે ઝૂલતો હી ડોળ ખાટપરે
નવ જોબન વ્રજ ગોવાલનમા વર સાંવરિયો ચળકાટ કરે
તવ સૂરત મૂરત જોઈ મારૂ મન મોર બની થનગાટ કરે

ઢળકે જદ કેશ કલા ધરકે
નગ નીલમ શ્વેત હીરા ઝળકે
નભ મંડળ ચાંદલિયા ચળકે
સુવરણ તણાં મયુરાસન ઉપર શાહ નવો દમદાટ કરે
તવ સૂરત મૂરત જોઈ મારૂ મન મોર બની થનગાટ કરે

લખી દામની બાદલમાં ભડકા
કરી ડોકની સાંકળના કટકા
પ્રતિ ઉત્તર દેત પડે પડઘા
ઘન ઘોર તણા હડેડાટ સુણી ગિરિ કંદરાઓ ગડેડાટ કરે
તવ સૂરત મૂરત જોઈ મારૂ મન મોર બની થનગાટ કરે

થનગનતો સોવર પાળ પરે
મન ગમતો જંબૂર ડાળ પરે
ગઢ કાંગરેને ગિરિમાળ પરે
વન વાડીએ ને પનઘટ દીઠો ચોક મેડીએને મહેલાત પરે
તવ સૂરત મૂરત જોઇ મારૂં મન મોર બની થનગાટ કરે

તવ પિચ્છ એવો પમરાટ કરે
જોઈ બાળકડાં ખખળાટ કરે
કાન કુવર મુગટ માથ ધરે
કંઈ નાર સુહાગણ પિવ વળોંભીને વીઝણુલે ઉકળાટ હરે
તવ સૂરત મૂરત જોઇ મારૂં મન મોર બની થનગાટ કરે

તારો કઈ વિધાતાએ ઘાટ ઘડયો
કઇ પીંછીએ અજબ રંગ પૂર્યો
ગણુ પંખિયાંનો શણગાર કર્યો
વૃદ્ધ બાલ યુવાન કવિ નર નારનાં ચિત્ત હરી સવળાટ કરે
તવ સૂરત મૂરત જોઈ મારૂ મન મોર બની થનગાટ કરે

# મરદાઈના મામલા

કવિ કાનજી ગગુભાઇ લીલા

પચ્ચીસી પહેલાંના બે વીસીના સિંહના શિકાર અર્ધો સોરઠ સરકારની ગિર, કાંઇક મિતિયાળાનો ડુંગર ને અર્ધામાં ચાચઇ પાણિયાના કાઠી દરબાર જીવાવાળાનો ભાગ પડે. અર્ધામાં જૂનાગઢ અને અર્ધામાં સીતાફળીની જેમ જ.

ચાચઈ પાણિયાનો ગિર વિસ્તાર એટલો ઘટાટોપ. સાગ, બેરિયાં, રાયણ, કરમદાં, ખજૂરી ને ખાખરાનું અડાબીડ જામેલ છે. વનસ્પતિની કઠઠ ઝાડી, શેત્રુંજીનો કાંઠો અને અવળાં સાળાં ફાટેલાં નેરણાં, વંકી જગ્યા. સિંહના શિકાર માટે આથી વધુ અનુકૂળ જગ્યા ગોતવી મુશ્કેલી પડે.

વળી માલધારીનાં નેસડાં પડયાં જ હોય એટલે માલઢોરનું મારણ પણ સિંહને મળ્યા કરે, એથી સાવઝનો વસવાટ રહ્યા જ કરે.

દ. જીવાવાળા બધી રીતે ગજાદાર આદમી. અઠંગ શિકારી, અચ્છા નિશાનબાજ અને દિલાવર આદમી. વરસમાં બે ચાર રજવાડાંના કેમ્પ સિંહના શિકાર માટે ચાચઈ પાણિયા પડયા જ હોય. દ. જીવાવાળા બધી જ સગવડ કરી આપે.

શિકાર મચાણ બાંધી, નીચે મારણ બાંધી અને મચાણ ઉપરથી થાય અને મચાણ ઉપર બેસી શિકારીઓ અને પગીઓના હાકાથી સિંહને મચાણની દિશામાં વાળી ને સામો આવતાં મચાણ ઉપરથી બંધૂકે દેવાય.

એમાં એક દી બિકાનેર મહારાજાનો સંદેશો શિકાર માટે આવ્યો. દ. જીવાવાળા ઘણા રાજી થયા ને લખી મોકલ્યું કે ખુશીથી પધારો.

બિકાનેર મહારાજાનો કેમ્પ પાણિયાના પાદર પડયો. તંબુ ખેંચાણા, શિકારીઓ, પગીઓ ને કંઇક માણસો ભેગાં થયાં. ભેગા કવિ કરણીદાન જેવા બિરદાવવાવાળા કવિઓ પણ ખરા.

પગીઓ સાવઝની શોધખોળમાં પડયા અને સગડ વરતી કાઢી એક વિકરાળ સાવઝને ગોતી કાઢયો. મહારાજાના રસાલાને તૈયાર થવા હુકમ થયો દ. જીવાવાળાએ મચાણ તૈયાર કરવા અને મારણ બાંધવા વરધી આપી ત્યાં મહારાજા બોલી ઊઠયા:

"નહિ જીવાભાઇ! હું મચાણ ઉપરથી શિકાર નથી કરતો. હાકો કરી સાવઝને કાઢે અને સાવઝ સામો આવે એટલે જમીન ઉપર મેજ કે ખુરશી માથે બેસીને શિકાર કરું છું. મચાણ ઉપર બેસીને શિકાર કરવો એ મારા સિદ્ધાંતની વિરૂદ્ધ છે."

"પણ બાપુ આ તો ફાટેલો સાવઝ છે. જેનો જોટો ન જડે એવો, એટલે મચાણ બંધાવીએ તો ઠીક." યજમાન દ. જીવાવાળાએ સલામતીના ખ્યાલથી કહ્યું.

મહારાજાએ દૃઢતાથી કહ્યુ: "નહિ, જીવાભાઇ! શિકાર તો જમીન ઉપર રહીને જ કરવો, મચાણ ઉપરથી તો નહિ જ."

હાકો કરવાના હુકમ દેવાણા. હાકા કરવામાં તો મરદ માણસનું કામ છે. શિકાર કરનારા તો વધુમાં વધુ જળવાય એટલી સલામતી જાળવે છે પણ હાકા કરનારા તો જાનના જોખમમાં જ હોય છે. એણે તો દરેક શિકારે જમીન ઉપર રહીને જાનના જોખમ ખેડીને જ શિકારની સગવડ ઊભી કરી દેવાની હોય છે.

આવા હાકા કરવામાં જીવાભાઇ ધાધલ મરદા મરદ આદમી. હજુ હૈયાત છે. ઓછા બોલો આદમી પણ કાળનો ય કોળિયો કરી જાય એવો જવાંમર્દ. એવા બે ચાર જણાએ સાવઝ હતો ત્યાંથી હાકા શરૂ કર્યા.

બિકાનેર મહારાજા માટે એક મેજ રાખવામાં આવ્યું. મેજ ઉપર પોતે બેઠા. પડખે બે એ. ડી. સી. તૈયાર બંધૂકે ઊભા રહ્યા.

પણ મારણુ કરીને સૂતેલા સાવઝને જગાડી ને ધાર્યા માર્ગે લઇ જવો એ તો શેષનાગની મૂછ ખેંચવા જેવુ કઠીન કામ, હાકો થાતા સાવઝ જાગી ગયો પૂછનો ઝંડો ઝાટકી આળસ મરડીને બેઠો થયો પગની ખડતાળ મારી હૂંક દીધી.

હૂંક દેતા તો ગિરના ડુંગરાઓમા પડછંદા પડયા. માણસોના મનમા એમ થયું કે સાવજ અમારા પાસે આવી ગયો. જેમ હાકલા પડકારા થયા કે સાવજ ભુરાટો થઇ ને બિકાનેર મહારાજા બેઠા હતા તે તરફ ધસ્યો

મહારાજના ખોળામાં મેનલીકર બંધૂક. પડખે બાર નંબરનો જોગ પડયો છે અને સાવઝ આવવાની દિશામાં નજર નોંધીને બેઠા છે સાવઝ તદ્દન નજીક આવી ગયો પણ મહારાજા શાંત છે,

પડખે દ જીવાવાળા મોટરો પાસે ભરી બંધૂકે બેચાર માણુસો સાથે ઊભા છે. વખત છે ને મહારાજાની બંધૂકનો બાર કદાચ ખાની જાય ને સાવઝ લગાડી દયે તો પોતાને મરવુ પડે એટલે પૂરી સાવધાનીથી ઊભા છે.

સાવઝ નજીક આવતા દ જીરાવાળાએ મહારાજાને ચેતવ્યા. મહારાજાએ હાથની ઈશારતથી તૈયારી બતાવી

મહારાજાએ મેનલીકર ઉપાડી, ત્યા તો આવ્યો મહારાજાની ઉપર સાવઝનો લા સાધવો ને બંધૂકનું છૂટવુ બેય એક સાથે બન્યું બરાબર માથામાં ગોળી લાગતાં સાવઝ એક છોટિયાવા ગોથુ ખાઈને પડયો.

દ. જીવાવાળાએ મહારાજાને બથમા લઈ લીધા કહે કે : "ઘણાને શિકાર કરતા જોયા છે, પણ આટલી સ્વરાઈ, આટલી હિમ્મત ને જમીન ઉપરથી શિકાર કરતાં આ પહેલીવાર જોયા"

મહારાજાએ માણુસોને ઈનામ અકારામ આપ્યાં ને દ જીવાવાળાને ઉંચા ફાયલી બે બંધૂકો આપી. દ. જીરાવાળા બીજુ ઈનામ સ્વીકારતા નહિ.

*

## ટાઢા પહોરના

ગિરના જંગલમા નીલા જેવા સિંહ છે એ બધા એક યોગીનો પરિવાર છે અને એટલે તો જ્યારે ભજન–કિર્તન હોય છે ત્યારે સિંહો ભજન સાભળવા આવે છે!

મુંબઈના પત્રકાર શ્રી, કમળા માનકેકરે ગિર જંગલનો સિંહ દર્શનનો પ્રવાસ કર્યા પછી મુંબઈના અંગ્રેજી અખબાર 'સનડે સ્ટાન્ડર્ડ માર્ચ ૧-૬૫ ના અંકમા સિંહ અંગે અંગ્રેજીમા એક લેખ લખ્યો છે

એમાં એમણે એવુ નોંધ્યુ છે કે ગિરના સિંહ માનવભક્ષી કદાપિ બનતા નથી અને માનવ ભયથી દૂર જ રહ્યા છે કારણ ગિરના લોકોની માન્યતા મુજબ અગાઉ લોકોએ ત્રણ સિંહને મારી નાખેલા અને સિંહણ બચી ગયેલી આ સિંહણોએ કાળો કેર વર્તાવી દીધો એટલે લોકો એક યોગી પાસે ગયાં અને સિંહણોથી બચવા પગે પડયા.

પેલા યોગીએ લોકોને કહ્યુ, "બચ્ચાઓ! હુ સિંહણોને સમજાવીશ" એમ કહીને મંત્રબળે યોગી સિંહ સ્વરૂપ ધારણ કરીને સિંહણો પાસે ગયા સિંહણોને સમજાવી પરંતુ સિંહમાથી માનવી સ્વરૂપ ધારણ કરવાનો મંત્ર જ એ ભૂલી ગયા! બસ, એ તો સિંહને સિંહ જ રહ્યા આ સિંહ અને પેલી ત્રણ સિંહણો ગીરના જંગલમા સાથે રહીને દાંપત્ય જીવન ગાળ્યુ અને અત્યારે ગિર જંગલમા જે સિંહનો પરિવાર છે તે આ યોગીનો પરિવાર છે

અને એટલે તો જ્યારે ગિરમાં ભજનકિર્તન હોય છે ત્યારે આ સિંહો (યોગીનો પરિવાર ખરોને!) ભજનકિર્તન સાભળવા આવે છે! આમ આ મુંબઈના પત્રકારે ખરી શોધ કરી

# ભૂવાને ભૂત ભેટયો

સુરગભાઇ વરૂ

ઇંટવાયા ગામમાં કાના નામનો ડાકલિયો જોગી રહે. તે ધુંધવાણુા ગામે ગયેલો. ત્યાંથી દસેક બકરાં ખરીદીને સરકડીઆ નેસમાં જતો હતો. આજે ભૂવો થાપવા માટે સરકડીઆ ભોજા ભગતને ત્યાં ભેગા થયેલા અને કોને માતાજીનો ભૂવો થાપવો તે માટે ડાકલું વગાડવા કાનિયો પોતાનાં બકરાં સાથે સરકડીઆ તરફ જતો હતો.

ત્યાં રસ્તામાં બાવળની કાંટય આવી અને કાંટયમાંથી ડણુક દેતો ડાલામથ્થો નીકળ્યો. સાવજને ભાળતાં જ બકરાં બેં બેં કરતાં ભાગ્યાં. કાનિયાથી રાડય પડાઇ ગઇ. 'એ માર્યા !' 'એ ખાધા !'

સાવજ બકરાંની પાછળ પડે એ પહેલાં તો કાનિયો જોગી ડાકલું વગાડતો સાવજની આડો પડયો અને સાવજ સામે ડુહૂક ડુહૂક ડાકલું મંડયો વગાડવા. સાવજે તો બકરાંની પાછળ પડવાનું છોડીને કાનિયોની સામો ડાકલું સાંભળવા મંડાણો. સાવજને ડાકલું સાંભળવાની મજા પડી. જોર કરીને ડાકલું વગાડતાં કાનિયો થાકી ગયો, અને એનું ડાકલું વાગવું જ્યાં ધીમું પડે ત્યાં સાવજ કાનિયા સામો ઘૂરકે અને પાછો કાનિયો મંડે ડાકલું વગાડવા, ડુહૂક ડુહૂક.

કાનિયો ડાકલું વગાડતો ભાગવાનો લાગ શોધી ભાગવા જાય ત્યાં 'ઊંહહ' કરતોક ને સાવજ આડો પડે. પાછો કાનિયો ડાકલું વગાડે. કાનિયાના ડાકલાંએ તો જંગલને જગવી મૂકયું. આજ જંગલમાં જાણે ભૂતાવળ ભેગી થાતી ડાકલાંના તાલે નાચતી હોય તેવું વાતાવરણ ખડું થયું.

આમ ખરે બપોરે ડાકલાંનો અવાજ સાંભળીને મીંઢાતર નેસમાંથી માલધારીઓ દોડીને આવ્યા. ત્યાં તેમણે ડાકલા વગાડતા કાનિયાને અને ડાકલાના નાદ ઉપર મંડાયેલા સાવજને ભાળ્યા, એટલે હાકલા પડકારા કરીને સાવજને ભગાડયો. કાનિયાના ખીકમાં ડોળા ફાટી ગયેલા અને "એ માર્યા !" "એ ખાધા !" બોલતો ડાકલું વગાડતા કાનિયાને પકડીને ટાઢો પાડયો. આમ ભૂવાને ભૂત ભેટી ગયો.

## સાવજે પાણી ઉતાર્યું

લેરીઆના નેસમાં દેવાત કાતીઆળ કાઠી ત્રીસેક ભેંસું રાખીને રહે. સ્વભાવે ભારે રમુજી તેમની બાજુમાં માધો રબારી રહે. એક વખત માધા રબારીની ચાર ભેંસું સાવજે મારી નાખી. દેવાત કાતીઆળ ભેંસુનો ખરખરો કરવા ગયા. અને ખરખરો કરી તેને પૂછ્યું :

"હેં માધાભાઈ ! તમે સાથે હતા ને સાવજે એક બે નહિ ને ચાર ભેંસ મારી નાખી ?"

"એ આપા દેવાત ! ડાઢવું રેવા ઘો, ખોખરો ભેટી ગયો હોય તે દી ખબર પડે, અને પહેલાં મારી વાત સાંભળીને પછે ઠપકો આપવો હોય તો આપજો. આજ સવારે હું ભેંસું લઈને પહર ચારવા ગયો હતો. ભેંસું દાણો દાણો થઇને ચરતી હતી. મારા ખાડુએ કેટલાય વખત સાવજને તગડેલા, એટલે હું તો નિરાંતવો થઇને ઊભો હતો. ત્યાં તો ખોખરો એની સિંહણ સાથે ખાડુમાં પડયો અને મારી પૂતળની (ભેંસુનું નામ) મધરી મોઢામાં લઇને મોઢાની ભીંસ દેતાં તો પૂતળ ફસાઇ પડી. ભેંસે રાડ પાડી. અને હું ગોબું લઇને દોડયો.

ત્યાં તો ખોખરો ઝપટ કરીને ભગરને લાગમાં લઈને તેને પણ પાડી અને ઘટાક ઘટાક બન્ને ભગરનું લોહી પીવા માંડયો. હું તેના તરફ દોડું ત્યાં તો ઢીંગલ માથે પડયો અને તેને પણ ઢાળી નાખી.

મેં ખાડુને વાંભ્યું. ખાડુ ભેગું થાય તે પહેલાં તો ભૂરીના ભૂકા બોલાવી નાખ્યા. મેં તો લાકડી ફગાવી દીધી અને શામજી મારાજને ધા નાખી. હે લીલી ઝંડીવાળા ! હવે તો તારો આશરો.

તું જ મારું ખાડુ બચાવ્ય "સિંહ અને સિંહણુ ભૂરીને ખાવા વળગ્યા એટલે મે બાકીના ખાડુને ભેગું કર્યું અને આ ખોખરાને વધારે વતાવવો સારો નહિ, એમ માનીને ઘેર આવ્યો. આજ મારી આંખ સામે મારી ચાર ચાર હાથણી જેવી ભેસુને મારી નાખી તયે મે કાઇ આવલા મારવામા થોડી મણા રાખી હશે ? આપા દેવાત ! ડોક દી બેલાડ ભેટી જાય અને રમતે ચડે ત્યારે હો તો ખબર પડે."

"હવે ખબર પડયા પડયા, એ બચાર ખોખરૂ શુ કરતુ તું ?" દેવાત કાતીઆળ આમ કરીને પોતાની ઝોકે આવ્યા.

બીજે દિવસે સવારમા તેની ઝોકમા તેના વાછડાને ૫ પાળતા બેઠા હતા સાવજ ખાડુ માથે આવી ન શકે એટલે દોઢ દોઢ માથોડુ વાડ ઝોક ફરતી કરી હતી.

ત્યા અચાનક તેમના હાથમાથી કોઇકે વાછડાને ખેચ્યો. આમ સામુ જુએ તો ખોખરો દેવાત કાતીઆળ પાસેથી વાછડાને મોઢામા લઈને ખોખરે આચકી લીધો. દેવાત કાતીઆળે પાસે પડેલો જોડો ઊપાડીને સાવજના મોઢા માથે માર્યો

પાસે ઊભેલ પાડો ભડકીને ભાગ્યો તે પાસે બેઠેલ ઊંટ ઉપર પડયો. ઊંટ બેબાકળો બનીને પાડા સોતો ઊભો થઇ ગયો, અને દેવાત કાતીઆળ કાઇ કરે તે પહેલાં વગર સંચળે જેમ સાવજ આવ્યો હતો તેમ દોઢ માથોડુ વાડ ઠૂદીને વાછડો લઇને ચાલ્યો ગયો.

દેવાત કાતીઆળે માધા રબારીને સાદ કર્યો: "એ માધાભાઇ, અહી આ આવજો, કાં'ક રોનક દેખાડું !" માધા ભગતે આવીને જોયુ તો પાડો ઊંટ માથે ચડયો હતો આ દશ્ય જોઇ અને ખડખડ હસી પડયા અને દેવાત કાતીઆળે માધા રબારીને બધી વાત કરી.

"કાં આપા દેવાત ! ખોખરે પાણી ઉતારી નાખ્યું ને ?" માધા રબારીએ કહ્યું.

"પણ મે એને મોઢા માથ જોડો તો માર્યો હતો ને !" દેવાત કાતીઆળે પોરહ કર્યા

## સાધુની શેખી

ગિરમાં ખજૂરીના નેસમાં ઉદાસી સંત પ્રેમદાસજીનો ધૂણો અને ખજૂરી એ સાવજનું ઘર જ્યારે પ્રેમદાસજી તેમની મઢીએ રહેતા ત્યારે ઘણીવાર સિંહ તેમના ધૂણા આગળ તેમના આશ્રમમા આવીને ચાલ્યા જાય સવારમા માલધારીઓ મહારાજના દર્શને આવે ત્યારે સાવજના સગડ ભાળે પ્રેમદાસજી મઢીએ હોય ત્યારે માલધારીઓને નિરાત. તેમના ઢોરને પણ સાવજ ન મારે આવી ઘણી વાતુ માલધારીઓ કરે, પ્રેમદાસજી તો પોતાની મઢી છોડી આદસગ ચાલ્યા ગયેલા.

એક ઉત્તર હિંદુસ્તાની સાધુ ગિરમા આવ્યા અને તેમણે ખજૂરીના નેસમા આસન જમાવ્યુ. માલધારીઓએ તેમને ઉદાસી મહારાજની આવી ઘણી વાતો કરી. રાત પડી એટલે માલધારીઓએ મહારાજને કહ્યુ :

"બાપુ આ નેસમા સાવજ રોજ પાણી પીવા આવે છે તો નેસમાં ચાલો, રાત વરતના તમને કદાચ હેરાન કરે."

માલધારીઓની વાત સાભળી સાધુ ગુસ્સે થઇ ગયા અને બોલ્યા·

"કયા ઉદાસી મહારાજ શેરકી સાથ રહ સકને થે તો કયા હમ સાધુ નહીં હૈ ? હમ ભી ઇધર ઠહરેંગે"

"બાપુ ! ઈ વેન રેવાદ્યો, આ જગલમા તમને કઇ થયુ તો અમને નેસવાસીઓને બટો બેસે. એટલે તમને કહીએ છીએ."

આમ મહારાજને ખૂબ સમજાવ્યા પણ મહારાજ એકના બે નો થયા અને હઠે ચડી ગયા. નેસવાસીઓને સાધુનુ પારખુ કરવાનું મન થયું. એટલે તેમણે બે જુવાનોને અધારૂ જામતા પિત્તળના બોઘરડા સાથે મોકલ્યા. આ બેય જુવાનો બોઘરડામાં મોઢુ નાખીને અબેહૂબ સાવજ હુકાવી બેય જણા મહારાજની બે બાજુ સામસામા જઇને ઓથે ઊભા રહ્યા, અને એક જણે બોઘરડામા મોઢુ ઘાલીને 'ઊ...હ !' કરતા તો મહારાજને સાવજની ગર્જના

લાગી. મહારાજના ગાઢ મોકળા રહ્યા. ત્યાં તો બીજી બાજુથી સાવજની ગર્જના સંભળાણી.

મહારાજને ચીપિયો ને ઝોળી લેવાની ફુર્ય નો રહી અને ભાગ્યા. બેય જુવાનો તેમની પાછળ સાવજ હુંકારતા પાછળ પડયા. મહારાજને કોઠામાં શ્વાસ ન માય. છાતી ધમણની જેમ ધમાવા માંડી. નેસમાં માંડમાંડ પૂગ્યા. પણ નેસવાસીમાંથી કોઇનું નામ નો જાણે. નેસને બદલે 'નીસ' આવડે, એટલે ફાટેલ સાદે એ "નીસભગત! એ નીસભગત!" એમ બે-ત્રણ સાદ કરતાં તો મહારાજનો સાદ ફાટી ગયો. પછી તો બોલાય પણ નહિં.

નેસ ભેગા મહારાજ થેઇ જતાં જુવાનો મહારાજની પાસે ગયા અને ટાર્ચ કરી તો મહારાજ. ડોળા ફાટી ગયેલા. અને બોલવા માટે ખાહી કરે પણ અવાજ નો નીકળે અને કોપીન બગાડી મૂકેલી તેની વાસ છૂટે. જુવાનોએ જઇને મહારાજને ટાઢા પાડયા અને નવરાવી ધોવરાવીને સાફ કર્યા, અને મહારાજની પાસે ત્રણ ચાર જણા સૂતા પણ બેબાકળા બનીને જાગી જાય. મહારાજનો ફાટી ગયેલો સાદ છ મહીને પાછો આવ્યો.

*

## તરવરતી મારકણી બે આંખો

ગિરના જંગલમાં વિચિત્ર અનુભવ એક મામલતદારને થયેલો. દસેક વર્ષ પહેલાં ગિરના જંગલમાં સિંહોની સાથે વસતા માલધારીઓને જમીન ઉપર વસાવવા મામલતદાર અને માલધારી કાર્યકરો જીપમાં ફરતા હતા. એમાં એક સમી સાંજે જીપ રસ્તાના વળાંક આગળથી પસાર થઈ. જ્યાં આગળ સિંહ માટેનું મારણ ગોઠવાયેલું. અને મારણ ઉપર સિંહ ત્રાટકવાની તૈયારીમાં હતો. જેવી જીપ મારણ પાસે પહોંચી કે સિંહ કૂદયો. અને મારણ ઉપર જઈ પડયો. જીપના આગળના ભાગમાં લોહી ખરડાયેલા મોંએ એણે ત્રાડ મારી, બે પાંચ સેંકડમાં જીપમાં બેઠેલા સૌને સ્વર્ગ નરકમાં દેખાયું. મામલતદાર કે જેમણે સિંહનું આ વિકરાળ સ્વરૂપ પહેલી જ વાર જેયું તેમની તો છાતી બેસી ગઇ. શરીર ધગ્યું અને તાવ ચડી ગયો. એમને બોલવાની પણ હોશ ન રહી એટલે બાજુના કડકિયા નેસના ઝુંપડામાં એમને લઈ જવામાં આવ્યા, ખાટલા ઉપર સૂવડાવ્યા. એને બીક તો એવી પેસી ગયેલી કે હમણાં સિંહ આવશે, હમણાં સિંહ ત્રાટકશે એવા વારંવાર ભણકારા લાગવાથી એમના ખાટલા પાસે બીટગાર્ડ—જંગલના ચોકીદારાને રાત્રે સુવરાવવા પડયા. ઓછામાં પૂરૂં ઝુંપડાના બારણા બંધ કરી, જીપને આડી રાખવામાં આવી જેથી અંદર સૂતેલા મામલતદાર સાહેબને હિંમત રહે! મામલતદારને આખી રાત એમ થયું કે હમણાં સિંહ આવશે! સિંહ આવશે!

અને હજુયે એ મામલતદારને સિંહની રૌદ્ર સ્વરૂપી પેલી બે આંખો નજરે તરે છે. જિંદગીના આ અનુભવને હજુયે તેઓ યાદ કરે છે.

*

# સિંહની છેડતી

નુરમહમદ દોસ્તમહમદ

ગિરના જામવાળા રેઈન્જમા બાબરિયા નામે ગામ છે ૧૯૪૦ના અરસાની આ વાત છે રાતના દસેક વાગ્યાનો સુમાર હશે અમે મકરાણી અબ્દે રહેમાનને ત્યા વાળુ કરતા હતા ત્યા ઢોરનો બાબરેટો મોટ્યો ને હોકારા સાભળ્યા

મકરાણી અબ્દેરેમાન કહે કો'કની ઝોકમા જનાવર (સિંહ) પડ્યુ લાગે છે જમવાનુ છોડી ને તરત અમે બહાર આવ્યા ત્યા જઇને જોયુ તો એક ખેડૂતની ૭ સાત ફૂટ ઊંચી વાડ ઠેકીને અંદરથી વોડકી ગાયને સિંહે બહાર ફેકી દીધેલી જોઇ આ વોડકુ સાસ લેતુ હતુ, અને ખેડૂતના તમામ ઢોર ભડકીને વાડ તોડીને બહાર નીકળી ગયેલ

આ બહાર નીકળી ગયેલ માલમાથી એક પૂરી ઉમરના ગોધનાને ભગાડી બાબરીઆ ગામની બાજુમા આવા પટેલનુ ખેતર છે, એ ખેતર વચ્ચે વેણ્યનો ઊંડો ઝરેરો છે તેમા ગોધાને પછાડીને તેના ઉપર સિંહણ બેઠી હતી અને સિંહ ઊભો ઊભો પોતાના પૂંછને વળ દેતો હતો

અમારી સાથે ફોરેસ્ટ ખાતાનો હાસમ બીજલ ગાર્ડ અને અમે બધા છ સાત જણ હતા ઘડીક તો અમે સિંહણને મારણ કરતા જોઈ ને એનો આનંદ લેતા સિંહ પણ જોયો ગોધનો મરી ગયો છે એ જાણી અબ્દેરેમાને બેટરી ફેકી લાકડી સાથે ધસી કરતા સિંહણ મારણ માથેથી ઠેક મારીને ઊઠીને સિંહ સાથે ચાલતી થઈ નજીક જઇને જોયુ તો ગોધનો સાવ ખલાસ હતો

હવે સિંહણ ને સિંહ શુ કરે છે તે જોવા અમે ત્રણ ચાર સિપાહી અને ખેડૂતો જરા આઘા જઇને ઊભા રહ્યા ત્યા તુરત બન્ને જનાવર મારણ ઉપર આવી ગયા અજવાળી રાત હતી એટલે બધુ દેખાતુ હતુ, અને અમારી પાસે બેટરી હતી

પ્રથમ સિંહણ મારણ ત્રણેક ફૂટ ખાડામા પડ્યુ હતુ તેને વચ્ચેથી મોઢામા પકડીને બહાર ફેકવા કોશીશ કરતી હતી સિંહ તેની બાજુમા ઊભો ઊભો સિંહણની કોશીશ રમુજથી જોતો ગેલ કરતો દેખાતો હતો સિંહણે ખૂબ ખેચતાણ કરી પણ ગોધનાને બહાર ન ફેકી શકતા છેવટ નિરાશ થઇને ઊભી રહી એટલે પછી સિંહ બાજુમા આવ્યો સિંહણ આઘી ખસી ગઇ સિંહે ગોધનાને વચ્ચેથી મોઢાથી પકડી બે પગ ઝરેરાના કાંઠા ઉપર ભરાવી ઝોટ મારી એટલે તેના માથા ઉપરથી તેનાથી આસરે ૧૫ થી ૨૦ ફૂટ તે ગોધાને ફેકી દીધો

ગોધનો ઉપર ફેકાતા સિંહણ તેના ઉપર છવરાઇ ગઇ અને સિંહ પણ મારણના પાછલા ભાગથી માસ તોડવા લાગ્યો અમે સિંહની તાકાતને અને મારણ કરવાની મજા નઈ રહ્યા હતા સિંહને સિંહણની મારણ ઉપર પૂરી જમાવટ થઈ ગઇ હતી ત્યા અમે અબ્દેરેહમાનને કહ્યુ કે

“હવે બન્ને ને તુ હગાવી દે તો ખરો ” એટલે અબ્દેરેહમાને અમને ત્યા જ ઊભા રહેવાનુ અને બે ત્રણ જે નબળા હોય તેને ચાલ્યા જવાનું કહ્યુ કારણ કે દસ માણસના ટુંગામાથી એકાદ પણ માણસ ભાગે તો બાકીના નવેય જણાનો સિંહ સામનો કરે છે

અમારામાથી એક બેટરી લઈ ઊભો રહ્યો અને બીજા ઝાડની ઓથ લઈ ઊભા રહ્યા. અબ્દેરેહમાન લપાતો છુપાતો સિંહ અને સિંહણથી દસ બાર ફૂટ છેટે રહી મારણ ઉપર એક મોટા પથ્થરનો ઘા કર્યો ત્યા સિંહ અને છલાગ મારી ને થોડે છેટે જઇ ઊભા રહ્યા ને ધીરે ધીરે ચાલતા થય

અમે મારણ પાસે ગયા ત્યા મારણથી થોડે છેટે એક ત્રણ ચાર પાઉંડ વજનનો માસનો લોચો પડેલો જોયો અબ્દેરેહમાનનો પથ્થરનો ઘા કરવા અને સિંહને લોચો તોડવો એ બેય એક સાથે બનતા

સિંહથી માંસનો લોચો ફગવાઇ ગયો હશે. ઘણીવાર ખરાબ માંસ હોય તોપણ તોડીને આઘે મૂકી આવતા હોય છે ને સારો ભાગ ખાય છે.

અમે પાછા હટી જતાં ફરી બેલાડ મારણ ઉપર આવેલ. ફરી અબ્દેરેમાનને રમત કરવાની ચાનક ચડી પણ અમે એને વાર્યો. કારણ કે મારણ ઉપરથી એક બે વાર હટાવ્યા પછી જો એને છંછેડવામાં આવે તો સિંહ બદલી જાય છે ને હટવાને બદલે સામો થાય છે. જ્યારે પૂંછડાનો ઝંડો માથે લઈ પૂંછડાને ઝટકો મારે છે ત્યારે સમજી લેવું કે હવે સિંહ બદલ્યો છે. પછી છંછેડવામાં પૂરૂં જોખમ.

મારણ કર્યા પછી બચ્ચાં ભેગાં ફરવા જેવડાં હોય ત્યાં બચ્ચાંને મારણ ઉપર છૂટાં મૂકે છે. બચ્ચાંને ત્યારે તાલીમ પણ આપે છે. પછી સિંહણ મારણ ઉપર બેસે છે ને ત્યારપછી સિંહ મારણ ખાય છે. બચ્ચાં સાથે ફેરવવા જેવડાં ન હોય ત્યાં સિંહણ પેટની નળી સુધી મોઢામાં માંસ ભરીને બચ્ચાં પાસે લઇ જાય છે ને બચ્ચાં પાસે જઇ અંદરથી માંસ કાઢવા ઓકતી હોય તેટલું જોર કરીને બહારથી અન્નનળી સુધી ભરેલું માંસ કાઢે છે.

પૂરૂં મારણ કર્યા પછી સિંહ કે સિંહણ નઘરોળની જેમ ઊંઘતાં હોય છે. એક વખત હું જાનવડલા થાણા ઉપર ઘાસનું કામ ચાલતું હોઇ ગયેલો. મારી સાથે બેલીમ સિપાહી હાસમ તથા મકરાણી શાહ મુરાદ હતા. સડક નજીક મોતીપાણી નામનું છેલું છે. ત્યાં એક મોટો વડલો છે. આ વડલાના થડનો ટેકો લઇને સડક ઉપરથી જોઈ શકાય તેમ સૂતો હતો.

મારા સાથીદારોએ ઇશારો કરીને મને બતાવી કહે આ સિંહની ઊંઘની ખાત્રી કરવી હોય તો બતાવીએ. એટલે સિપાહી હાસમ ઘોડી ઝાલીને ઊભો રહ્યો અને શાહ મુરાદ તેની પાસેનો રૂમાલ લઈ સિંહને માથે ઓઢાડીને આવતો રહ્યો. ફરી પાછો મોકલતાં તે રૂમાલ પાછો લઇને આવતો રહ્યો.

એટલા વખતમાં સિંહે એક બે વખત પડખાં ફેરવેલ, પણ ફરી પાછો ઘસઘસાટ ઊંઘી ગયો. શાહ મુરાદે પાછા આવી ને એક પથરો લઈ સિંહ માથે ફેંકયો એટલે એકદમ સિંહ ઊભો થઇ જોવા માંડયો ને ફરી પાછો પડખાભર થઇ સૂઈ ગયો.

સિંહની ઊંઘ અઘોરી જેવી હોય છે. મારણ કર્યા પછી પાણી પીને એક બીજા સાથે કૂતરા મીંદડાંની જેમ ગેલ કરે પછી સારી જગ્યાને છાંયો જોઈ સૂઇ જાય. પછી ઘોર્યા જ કરે, અઘોરીની પેઠે:

સિંહ ઊંઘતો હોય ત્યારે કાગડાને જલસો પડે છે. સિંહ સૂતો હોય ત્યારે એના મોઢા ઉપર બેસી સિંહના દાંતમાં ભરાઈ રહેલ માંસ ખેંચીને ખાય છે. એમાં ભૂલથી કાગડાથી ચાંચ લાગી જાય તો 'હુંઊંઊં' જેવો થોડો અવાજ કરી પાછો સૂઇ જાય છે. ઊંઘમાં આવો અઘોરી હોય છે.

*



# ચાંપબાઇની ચોકી

પિંગળશીભાઈ ગઢવી

એક હાથે બગદિયો, બીજે હાથે સિંહ,
ચોરાડી ચાપલતણી, કોઇ ન લોપે લીહ.

ટંકારા ગામમાં ચારણ હરપાળ કવળને ઘરે બહુ જ મોટી ઉંમરે એક દીકરીનો જન્મ થયો દોઢેક મહિને નાઇધોઈને ચારણ્ય રેણાકને ઓરડે આવી ત્યારે હરપાલને બોલાવીને વાત કરી કે 'જુઓ તો ખરા આ દીકરીને! એનું નામ શું રાખશું !"

હરપાલે આવીને દીકરી સામે જોયું તો હાથની મૂઠિયું વાળી ને ઘુઘલાં કરે છે પગ સામે નજર કરી તો બેય પગે ચાપલી હરપાલ કવળ ઘડીક તો ચારણ્ય સામે જોઇ રહ્યા પછી મોઢું મરકાવતો બોલ્યો

"ચારણ્ય! આ દીકરીનું નામ કોઇ બ્રાહ્મણને પૂછવાપણું નથી નામની સાથે જન્મી છે એના પગ સામે તો જુઓ! હું જ નામ આપી દઉં 'ચાંપબાઈ' બરાબર છે ને? તને ગમે છે ને?"

'હા, ચાંપબાઈ તો મને બહુ ગમે છે" ચારણ્યે વળતો જવાબ આપ્યો

દીકરી બેય પગે ચાંપલી હોવાથી હરપાલે ચાંપબાઈ નામ આપ્યુ

એક દિવસ બેય માણસો બેઠાં છે, એમાં દીકરીની ચિંતા કરતા હરપાલથી બોલાઈ જવાયુ કે "અરે આ દીકરીનું શું થાશે? કાઈ આરોવારો છે? બિચારી પાગળી અવતરી"

"ચારણ! સતનાં તેજ તો એવા વેહરડામાં જ હોય છે એ કાંઈ જોવાનું નથી આ દીકરીનો જનમ થયો ત્યારથી આપણું ઘર અભરે ભરાણું છે. મને તો આ દીકરી જોગમાયાનો અવતાર લાગે છે, નહિતર આવું તેજ હોય નહી"

આવી વાતો કરી બેય માણસ દીકરી ચાંપબાઇ ઉપર અનોધાં હેત વરસાવે ને લાડકોડમાં ઉછેર કરે

હરપાલને દીકરી ચાંપબાઈ ઉપર અનહદ હેત છે દિવસ આખો મીઠા મલાવામાંથી નવરોજ ન પડે વાતની વાતમાં કહે "ચાંપબાઈ તો મારી ચાંપબાઈ છે, ચાંપબાઈ જેવી દીકરી ક્યાંથી? ભગવાનની પૂરી કૃપા હોય તો જ મળે."

ગાલ ઉપર હાથ ફેરવીને પૂછે

"હે મા! તું કોનો અવતાર આવી છે, કે તો ખરી! તારી આંખોના તેજ જોતાં તો જાણે અંબા આવી હોય એમ લાગે છ હાથ જોતાં લાંબા લાંબા અન્નપૂર્ણા જેવા એટલે અન્નપૂર્ણેશ્વરી હોય તો પણ કહેવાય નહી, કારણ કે તું આવી ત્યારથી કોઠારિયામાં જુવાર ખૂટતી જ નથી, અને તારો વાન જોતાં તો અસલ વરવડી–બહુ શામળી"

આમ હરપાલ ચારણ હમેશા કાલી કાલી વાતો કરતો દીકરીના લાડ લડાવે

હવે તો ચાંપબાઈની ઉમર પણ સત્તર અઢાર વરસની થઈ ગઇ છે પણ કોઇ ચારણે આવીને માગું નાખ્યું નથી દેખીતા જ અપાંગ અંગવાળાનું કોણ કરે? હરપાલને એ ચિંતા નથી ચાંપબાઇ આખી જીંદગી બેઠાં બેઠાં ખાય તોય ખૂટે એમ નથી ઘરે જમીન ઘણીય છે માલઢોરનો પણ મોટોથી ઝબીરો છે, ફકત કામમાં એકાવાઈ ખરી

ચાંપબાઈ દૂઝાણાના કામકાજમાં સાંજ સવાર ટકો દિયે ને નવરી થાતાં માતાજીના થડા પાસે બેસીને ધૂપ ધ્યાન કરે આખા ગામમાં ચાંપબાઇ આઈ તરીકે જ ઓળખાય છે

એક દિવસ ચાંપબાઈએ હરપાલ ગઢવીને વાત કરતા કહ્યું "બાપુ! મારે હીંગળાજ જવું છે"

"અરે દીકરી! બહુ વિકટ મારગ ત્યાં અપાંગ શરીરે ત્યાં કેમ પોગાય? અને મારે આવડો ઝબીરો મૂકીને નીકળવું કેમ! હીંગળાજ તો આપણે જવું જોઈએ પણ અહીં કોઈ સંભાળે એમ છે?'

"બાપુ તમારૂં કોઈનું કામ નથી. મને રજા આપો તો બધાના સાટાની હું જ જઈ આવું, આપણા સાથીને ગાડું જોડીને મોકલો. મારે બીજા કોઈનું કામ નથી. ત્યાં રસ્તામાં મને કોની બીક છે?"

"ના ના ના મા! તારે બીક કોની હોય? હું તને ઓળખું છું કે તું કોણ છે, એમાંય વળી જેની રગમાં સતનાં, તેજ રમતાં હોય એને બીવાનું હોય જ નહિ. ચારણની દીકરી જો બીએ તો અમે આશરો કોનો લેશું? મને એ વ્યાધિ નથી, પણ તું પગે પાંગળી રહી એટલે ચિંતા રહે છે."

"ના બાપુ, એ વ્યાધિ કરતા નહિ, મને ગાડું જોડાવી આપો તો હું જઈ આવું." દીકરી ચાંપબાઈએ આમ વાત પકડી રાખી એટલે હરપાલે કહ્યું: "ભલે મા! જેમ તું કહે એમ"

હરપાલે સાથીને કહી ગાડું જોડાવી આપ્યું. આઈ ચાંપબાઈએ જોઈતી કરતી વસ્તુ તેયાર કરી ભાતું પાણીનું ઠામ, પાગરણ, લઈને હીંગળાજ પરસવા રવાના થયાં.

જ્યાં સાંજ પડે ત્યાં રાતવાસો રોકાઈને દિવસ ઊગતાં રવાના થાય. એમ થાતાં કચ્છમાં અંજાર મૂકતાં સીનોગરા પાસેના ખેડોઈ ગામની સીમમાં આવ્યાં. દિવસ આથમવાની તેયારી છે, એટલે ખેડોઈ ગામની સીમમાં રાત રહેવાનું નક્કી કર્યું. એક ચરિયાણ આવતાં ગાડું છોડીને પડાવ નાખ્યો.

ગામમાં જતાં આવતાં માણસોએ આઈ પાસે આવીને વાત કરી કે: "અહિં અંતરિયાળ રાત રહેવામાં જોખમ છે. સાવઝનો ત્રાસ બહુ જ છે. હમેશાં એકાદ ઢોરનું મારણ કરે છે, માટે ગામમાં રોકવાનું રાખો."

આમ વાત થતાં આઈએ સાથીને કહ્યું કે: "તો ગામમાં જ જઈ ને તપાસ કરો કોઈ સગવડ આપે તો ગાડું જોડીને ગામમાં જઈએ. આવું જોખમ શા માટે ખેડવું?"

સાથી ખેડોઈ ગામમાં આવ્યો. ગામમાં રજપૂતની વસ્તી છે. ભીમાજી કરીને ટીલાત માણસ છે, એને જ ઘરે આવીને વાત કરી કે: "આઈ ચાંપબાઈ હીંગળાજની જાત્રાએ જાય છે. આજની રાત અહિંયા રોકાવું છે. સગવડ કરી આપો, તો અમારે તો સીમમાં જ રહેવાનું હતું પણ સૌ કહે છે કે સાવજની બીક લાગે છે માટે રાતની રાત આશરો આપો."

અવળ ચંડીલો ને અભિમાની ભીમોજી બોલ્યો કે: "આઈને વળી બીક શેની? સાવજથી બીતી હોય તો આઈ શેની હાલી નીકળી છે તે આઈ થઈ ને?" આમ મશ્કરી કરતાં ઉડાઉ જવાબ આપ્યો.

ગાડા ખેડુ તો તરત જ હાલી નીકળ્યો. આઈ ચાંપબાઈપાસે આવીને વાત કરી કે: "ગામના આગેવાન ભીમાજીએ મશ્કરી કરીને ઉડાઉ જવાબ આપ્યો કે આઈ હોય તો કાંઈ સાવજથી બીએ? આઈ તો સાવજ ઉપર સવારી કરે!"

સાથીને મોઢેથી ભીમાજીની વાત સાંભળીને આઈએ કહ્યું કે: "હશે ભાઈ! દુનિયા છે, એના બોલવા સામે ન જોવાય.

જામે જીતની બુદ્ધ હે, ઈતની દેત બતાય;
વાકો બુરો ન માનીએ, ઓર કહાંસે લાય:"

"કાંઈ નહી, ગામમાં નથી જાવું, અહિંયા જ રોકાઈ જઈએ. જરા જાગો રાખવું." આમ નક્કી કરી એક વોંકળાને કાંઠે ગાડું છોડીને પડાવ નાખ્યો.

રાતે વાળુ પાણી કરીને લંબાવ્યાં. ઘડીએ ઘડીએ જાગો રાખીને અવાજ કરે છે, ચારે બાજુ નજર કરે છે. રાતનો ગજર ભાંગતાં થાકોડાની ઘસઘસાટ ઊંઘ આવી ગઈ, એમાં ડાલામથો સાવજ આવ્યો ને બળદનું મારણ કર્યું. બળદે રાડય નાખીને તરત જાગી ગયાં. હાકો કર્યો એટલે સાવજ તો ભાગી ગયો પણ બળદ મરી ગયો.

સવાર થયું. રવાના થવું છે પણ એક બળદે ગાડું થોડું ચાલે? એટલે આઈએ સાથીને કહ્યું કે: "ભાઈ, ગામમાં જા, કોઈ બળદની સગવડ કરી આપે તો!"

સાથી ગામમાં આવ્યો. ભીમાજી પાસે જઈને વાત કરી કે સાવજે અમારા બળદને મારી નાખ્યો છે, માટે એક બળદની સગવડ કરી આપો એમ આઈએ કહેવરાવ્યું છે."

ભીમાજીએ કહ્યુ : "આઈના બળદને કાંઈ સાવજ મારે? બળદ મારી નાખ્યો હોય તો આઈ શેની કહેવાય છે? આઈ હોય તો સાવજને જ ગાડે જોડી લિયે. બળદ માગવા હાલી નીકળ્યો છે!" આમ ઉડાઉ જવાબ આપીને મશ્કરી કરી એટલે ગાડા ખેડુ ઠાલો હાલી નીકળ્યો. આઈ પાસે આવ્યો. વળી વાત કરી કે "આઈ! આ ભીમાજીએ તો હદ કરી. દેવુ ન દેવુ એની મરજી પણ મુસાફરોની આમ મશ્કરી કરી હેરાન કરે છે આ વખતે પણ કહ્યુ કે આઈ હોય તો સાવજને ગાડે જોડી લિયે, બળદ માગવા શું હાલી નીકળ્યો છે?"

ભીમાજીની આવી તોછડાઈથી આઈ ચાંપબાઈને દુઃખ થયુ કે વાટમારગુને સગવડ આપવી તો યા રહી, ઉલટાનો આમ ઠઠામશ્કરી કરી માણસોને મુસીબતમા મૂકે છે. આઈને ક્રોધનો આવેશ આવ્યો. રૂપ બદલ્યુ ને દૈવી સ્વરૂપ ધારણ કરતાં સાથીને કહ્યું કે

"જા ઝટ, ગામમાં ભીમાજીને કહે કે સાવઝને ગાડે જોડે છે, હાલ્ય જોવા માટે"

સાથીએ ગામમાં આવીને વાત કરતા ભીમાજીને ગ્રામવાસી સૌ પડાવ પાસે આવ્યાં, એટલે આઈ એક હાથમા પરોણો લઈ પાસેની બાવળની કાટયમાં ગયા તો સાવઝ પડયો પડયો નીદર ઘોરે છે પરોણાની ઝાપટ મારી એવો ગર્જના કરતો ઊભો થયો, ને લા નાખી એવી આઈએ કાનની બૂટ પકડી લીધી ત્યાં સોજી બકરી જેવો થઈ ગયો

આઈ દોરીને હાલી નીકળ્યાં. સાવજને લઈને આવતાં જોઈ માણસોના હાંજા ગગડી ગયાં, સૌ ધ્રુજી ઊઠયાં, હાથ જોડી લાબે સાદે કરગરવા લાગ્યાં. "એ આઈ ચાંપબાઈ! માફ કરો, અમે અપરાધી છીએ"

ભીમાજીની છાતી તો ડાકલાના પડ જેમ સોવાવા લાગી. જાણ્યે પોતાના માટે જ આવતો હોય એમ થવા લાગ્યુ. ભાગીને પણ કયા જવુ! ત્રુટતે સાદે રાડય નાખી બોલી ઊઠયો "એ આઈ મારો ગનો માફ કરો, હુ પાપી છુ, મે તમને ન ઓળખ્યાં. હું જ બળદ લાવી આપુ છું"

ભીમોજી આમ કરગરતો હતો ત્યાં આઈ નજીક આવ્યાં ભીમોજી છેટેથી નોધારી લાકડી પડે એમ પગમાં પડીને માફી માગી "આઈ હવેથી કોઈનું દિલ દુખાય એવું નહી બોલુ, માફ કરો"

ગ્રામજનો અને ભીમાજીની કાકલુદી સાભળી આઈ શાંત થયાં. મીઠા મીઠા વેણથી ગામને કહ્યુ "ભાઈઓ! વાટ મારગુને બને એટલી સહાય આપવી જોઈએ એ ગામની ફરજ છે, એક ઝાડને છાંયે બેઠેલા માણસ પાસે બીજો આવે તો પ્રથમ બેઠેલાએ આવકાર આપવાની ફરજ છે તમો ગામના આગેવાન ઊઠીને આમ મુસાફરને હેરાન કરો તો જવુ કોની પાસે? આથરા ધરમ પાળતાં શીખો માણસનો દેહ મળ્યો છે, કાંઈક ભલાઈ કરી છૂટો"

એમ કહી સાવજને છોડી મૂકતાં કહ્યુ કે. "જા સામે જોયા વિના સીધો તારા રહેઠાણે વહ્યો જા" સાવજ પછું વાળીને જોયા વિના કાટયમા જતો રહ્યો

ભીમાજીએ ગામમાંથી એક બળદ લાવી આપ્યો. આઈ ગાડુ જોડાવી રવાના થયા. પણ ગામને બીક બેસી ગઈ કે આઈ કોચવાણા છે એ આપણે માટે સારૂ નથી થયુ, એટલે ગામ આંતગ્વાસુ પાઘડી નાખીને આડુ ફરીને વિનતી કરી કે "આઈ! આ સાવજ અમને જીરવા નહિ દિયે. અમારૂ મન બહુ બીએ છે

આઈએ ગામને આશીર્વાદ આપ્યો. ગામને ફરતો આંટો દઈને એક રેખા દોરીને આણ આપી. ત્યારથી ખેડોઈ ગામમા કોઈ રાની જાનવર રંજાડ કરતું નથી

ખેડોઈ ગામે ઝાપામાં આઈ ચાપબાઈની દેરી ચણાવી સામે એક સાવજ આળેખીને ઊભાડયો છે આખુ ગામ રાતે સૂતી વખતે ચાપબાઈની ચોકી આપતા આ દુહો બોલે છે

એક હાથે બળદિયો, બીજે હાથે સિંહ;
ચોગડી ચાંપલ તણી, કોઇ ન લોપે લીંહ

ગિરના માલધારીઓ પણ રાતે સૂતી વખતે 'આઈ ચાંપબાઈની ચોકી' એમ કહીને લબાવે છે

❋

# મે ગાજે સાદુળો મરે !

સુરગભાઇ વરૂ



એક વખત નાગેશ્રીના દેવાતભાઇ વરૂ તેમના પંદર વીસ મિત્રો સાથે તુળશીશ્યામ દર્શને જતાં રસ્તામાં ખેડીઆ ગામે પરમાણંદભાઇ પાસે રોકાણા અને પરમાણંદભાઈને (ખેડીઆ સરકારને) સાથે લઇને ઊપડયા. એક તો આપા ડાયરો અને તેમાં શેતરંજીમાં ગાગડીઓ ભળે તેમ પરમાણંદભાઇ ભળ્યા. પછી પૂછવું જ શું ? આનંદની અને મશ્કરીની છોળું ઊડે ? (આજે પરમાણંદભાઈ ઉપમંત્રી છે તે.)

તુળશીશ્યામના દર્શને ફરીને ડાયરો મીંઢાને નેસ આવ્યા. વડલા હેઠ ડાયરો ખાટલો ઢળાવીને બેઠા હતા ત્યાં બે સાવજ મેમાનોના ઘોડાં ચરતાં હતાં તે તરફ આવતા ભાળી પરમાણંદભાઇએ મશ્કરી કરતાં કહ્યું:

"એ આપાઓ ! મલકને બીવરાવો છો પણ આ મામાઓ તમારાથી નહિ બીએ અને જો કોંકના ઘોડાને મારશે તો સામાન માથે લઇને જાશો તો ભારે રૂડા લાગશો !"

થોડા જુવાનો ઘોડા સાચવવા દોડીને ઘોડા તરફ ગયા અને દેવાતભાઇ અને પરમાણંદભાઇ ભગવાનભાઇ બોરીચાને સાથે લઈને સાવજ જોવા સાવજ તરફ ગયા. આ ત્રણે જણાને પોતા તરફ આવતા ભાળી સાવજ પાછા ફરી ગયા. એટલે ત્રણે જણા તેમની પાછળ પાછળ ગયા. દેવાતભાઇએ ભગવાન બોરીચાને પૂછ્યું:

"હેં આપા ભગવાન ! બધા વાતું કરે છે કે સાવજમાં એક સાદુળો થાય છે. તેનો દુહો છે. મે ગાજે સાદુળો મરે, જેને આઠે મહીનાની આશ' એ પ્રમાણે મે ગાજતાં સાદુળો માથાં પછાડીને મરે તેવી વાત સાંભળી છે તો એ વાત સાચી ?"

"આગુના જુગમાં હોય તો કોણ જાણે. મે ગાજવાથી માથાં પછાડીને સાવજ મર્યો હોય એમ અમે તો કાંઇ જાણ્યું નથી, પણ આ બે સાવજ હાલ્યા જાય છે તેમાં ઓલ્યો જેનું ગોળા જેવડું માથું છે અને લાંબી કેહવાળો છે એને અમે કેસરી કહીએ છીએ, અને ઓલ્યો બઠકા જેવડો હાલ્યો જાય છે જેનું માથું નાનું અને પૂછડું ટૂંકું છે એને અમે ગધૈયો કહીએ છીએ. એમાં એક ત્રીજી જાત થાય છે. એ આ બન્ને કરતાં લાંબો હોય છે, એને કેશવાળી પણ થોડી હોય છે એને અમે વેલર કહીએ છીએ. આ બધામાં કેહરીને બહુ વતાવવા જેવો નહિ. ગધૈયામાં તો તેના નામ પ્રમાણે ગુણ છે એ બીકણ ખરો."

આમ સાવજની જાતની ઓળખાણ આપી ભગવાન બોરીચાએ આગળ ચલાવ્યું:

"મે ગાજે સાવજ મરતો નથી પણ કયારેક બરોબરની એલી જામી હોય અને ખરેખરો મે મંડાણો હોય અને સમ વળળક સમ વળળક વીજળી સળકા કરતી નાચતી હોય અને કુડુકુડુ કરતો મે ધણેણતો હોય ત્યારે કયારેક કયારેક એની સામો વાદ માંડીને આવો કોઇ કેસરી હડેડતો મંડાય ત્યારે કહેવું પડે કે, ખરેખરો સાદુળો."

"એ આપા ! ટાઢા પોરની હાંકોમાં, અમેય ગર્ય વેડી છે પણ આવું કોઇ દી સાંભળ્યું નથી," પરમાણંદભાઈએ ભગવાન બોરીચાને ધખવવા કહ્યું:

"તમે ગર્ય વેદી પણ બેડીઆમાં અને કયારેક નેસડાના ઝૂપડામાં, અને પારખું કરવુ હોય તો ઓલ્યો જુઓ જાળી હાલ્યો જાય. દેવાતભાઇ તેમની માથેથી ગોળી જાય તેમ બંધૂકનો ભડાકો કરે તો પછી જુઓ મજા! કેહરી અને ગધેયાનું પારખું થઇ રે'શે."

"તે આ તમારા આપા દેવાતમાં ક્યાં હિંમત છે? કરેને ભડાકો! આમ કુતરાની જેમ ચાલ્યા જતા સાવજ જોવાની મજા યે શુ પડે?" પરમાણુંદભાઇએ દેવાતભાઇ પાસે બંધૂકનો અવાજ કરાવવા મેણું માર્યું.

એટલે દેવાતભાઇએ હવામા ગોળી બેય સાવજની માથે જાય તે રીતે ગોળીબાર કર્યો અને હમમમ કરતી ગોળી છૂટી. સણુણુણ કરતીકને બેય સાવજ સાથેથી ગાજતી ગઇ. બંધૂકનો ભડાકો સાંભળીને ગધેયો તો સૂડલો લાદોડો વેરતો પલાયન થઈ ગયો અને સાદુળો પૂંછડાને ગુસ્સામાં વળ દઇને ચક્કર ખાઇ સામો ફરી ગયો અને ગોધલો ગોધલાને ભાળીને ત્રાડ નાખે એમ ત્રણેય જણા સામે ત્રાડ નાખી. કેહૂક કેહૂક મોરલા કંપી ઊઠયા, અને ડુંગરાના ગાળે ગાળામાથી પડછંદા ઊઠયા.

"હં, હવે જોવાની મજા પડી" પરમાણુંદભાઇએ કહ્યુ. થોડીવાર આ સાવજને ડણકતો જોઇને ત્રણેય જણા પાછા ફર્યા. બપોર સુધી ગર્જના કરતો સાવજ ડણકયા કર્યો પરમાણુંદભાઇએ કહ્યું: "આપા ભગવાન! તમારી વાત સાચી આજ કેસરી અને ગધેયાની ઓળખાણ થઇ ગઈ."

### "સાવજ મળે તો આમ મારૂ'

પંદરેક વર્ષ પહેલા ગિરમાં મરુઝરનો ત્રાસ વધવાથી એક સિંહ નાગેશ્રીની સીમમાં આવી ચડેલો બે ત્રણ દિવસ બે-ત્રણ ઢોર મારી નાખ્યા અને ઘોળાદ્રોના નેરાંની દોઢ દોઢ માથોડું ગુંચી પાન્યમાં (નદીનુંઘાસ-પ્રાનબાજરિયું) દિવસે પડયો રહે. ગોવાળીઆ એક દિવસ જતા સાવજને જોઈ ગયા, એટલે ગામમાં આવીને જુવાનીઆઓને વાત કરી કે સાવજ જોવો હોવ તો પાન્યમાં પડયો છે. બધા જુવાનો ભેગા થઇને દેવાતભાઇ પાસે ગયા અને તેમને વાત કરી કે: "આઇ સાવજ જોવા આવવું હોય તો ચાલો.

સો દોઢસો માણસો અને સાથે, સો બસો છોકરાં બાળી દેવાતભાઇએ તેમને સાવજ જોવા જવા ના પાડી. આમ છોકરાઓને સાથે લઈ જઈને સાવજ જોવા ન જવાય, પરંતુ જુવાનો તો દેવાતભાઇને બપોરે સુવા દઇને સાવજ જોવા ઊપડયા. સાથે ઢોલ ઊપડાવ્યો. દસ વીસ ડબા લીધા. અને હાથમા લાકડિયુ, કુહાડિયું અને ધારિયાં સાથે ઊપડયા. ઘોળાદ્રોના નેરાં પાસે જઇને ઢોલને ધડૂકાવ્યો. અને ડબા વગાડીને હાકલા પડકારા કરીને વગડાને ગજાવી મૂકયો. પણ સાવજ તો આ અવાજની પરવા કર્યા સિવાય પાનમા પડયો પડયો ઘોર્યા કર્યો.

આટલા બધા અવાજ કર્યા છતાં સાવજ ન ઊઠતાં જુવાનોએ માન્યું કે સાવજ ચાલ્યો ગયો હશે. એટલે જુવાનોએ સાવજને જોનાર ગોવાળને ક્યાં સાવજ સુતો છે એવુ પૂછતા તેણે ઠેકાણું બતાવ્યું. એટલે જુવાનો ટીખળે ચડી ગયા અને પાન્યમાથે લાકડિયુંની ઝાછટ બોલાવવા માડયા અને બધા કહેવા માંડયા કે "સાવજ મળે તો આમ મારી નાખીએ." પણ આ સાવજનો ભડનો દીકરો જરાય જાગ્યો નહિ.

ત્યાં ઓચિંતાની ભોજ વરૂ નામના જુવાનની લાકડી સાવજના ઢીંઢા માથે પડી. લાકડી પડતાં સાવજ ઓઇજ્યો અને ભોજ ભાગતાં પાછળ પંજાનુ ઝાવુ કરીને ભોજનો વાસો નોરથી ઉતરડી નાખ્યો. અને જુવાનો ભાગ્યા રીડીઆ રમણ થઇ ગઇ. કેટલાયની કાળડિયું પડી રહી. સાવજ તો પંજાનું ઝાવુ કરતોકને નદીનો કાંઠો ચડીને ચાલતો થયો, એટલે ભોજને ઘર તરફ વળાવીને જુવાનો પાછા સાવજની પાછળ ગયા

કડીઆળીના ખારા સુધી સૌ સાવજની પાછળ પાછળ ચાલ્યા જાય. ત્યાં કડીઆળીના બે કોળીના જણ સામા ચાલ્યા આવતા હતા તેને સાદ કરીને કહ્યું. "પાછા ફરી જાવ! સાવજ આવ્યો" એમાથી એક પાછા ફરી જાવને બદલે આડા ફરી

જાય એમ સમજતાં લાકડી લઈને આડો ફર્યો. એટલે સાવજે તેના તરફ ઘૂરકી કરતાં તે ભાગ્યો. સાવજે તેના વાંસામાં પંજાની ઝપટ કરીને તેનાય વાંસાને ચીતરડી નાખ્યો અને સાવજ સાણાના ડુંગર તરફ વે'તો થયો. જુવાનોને કોઈકે કહ્યું. 'આમ મામાઓ વાંહે પડયા છો તો કો'કને પીંખી નાખશે માટે ગામ ભેગા થઈ જાવ." એટલે જુવાનો ગામમાં આવ્યા.

ભોજને આજે ય લોકો "સાવજ ગળ્યો હોત તો આમ મારી નાખું" એમ કહીને ચીડવે છે.

## શિકારીનો શિકાર

એક વખત વાઘણિયા દરબાર શ્રી. અમરભાઈએ સાવજનો શિકાર કરતાં સાવજ ઘાયલ થઈને ભાગી ગયેલો. તેને ગોતવા સવારે તે જતા હતા ત્યાં તેમની વીડીમાં ઢોર રાખીને પડેલ ચારણે આડાફરીને કહ્યું.

"બાપુ ! મારી એક વાત સાંભળીને પછી સિંહને ગોતવા જાવ."

"વારુ, ટૂંકાણમાં પતાવો." અમરભાઈએ કહ્યું.

"એ બાપુ ! એક જ મિનિટમાં." એમ કહી ગઢવીએ વાત શરૂ કરી.

"હું ગોંડળ તાબાની ગિરમાં નેસ નાખીને પડેલો. ત્યાં ગોંડળ દરબાર શ્રી. ભગવતસિંહના નાનાકુંવર—નામ તો મને નથી આવડતું એ શિકાર કરવા આવેલા. શિકારી કરાફાતના. દોડતા હરણને ત્રણસો કદમથી પાડી દે. ઊડતા પંખીને પણ પળવારમાં પાડે એવી બંધૂક હાથ બેસી ગયેલી. અમારા સામે જ માંચડો નાખીને કુંવરસા'બ શિકાર કરવા બેઠા અને મારણ બંધાવ્યું. સાવજે મારણ કરતાં કુંવર સાહેબે ગોળી છોડી. સાવજને ગોળી વીંધી મોંમાં નીકળી ગઈ, પણ ગોળી ત્રાસી વાગતાં સાવજ મર્યો નહિ અને ઘાયલ થઈને ભાગ્યો.

કુંવરસા'બ રાત હોવાથી નીચે ઊતરીને ઉતારે ગયા. અને સવારે એક નોકર સાથે સાવજને ગોતવા ઊપડ્યા. પોતા પાસે બંધૂક અને નોકર પાસે પણ બંધૂક. સાવજ ઘાયલ થઈને એક જાળામાં પડયો હતો. કુંવરસા'બ અને આ માણસ જેવા તેની પાસેથી નીકળ્યા તેવો જ સાવજે કુંવર માથે હલ્લો કર્યો. કુંવરે બંધૂકનો સાવજ માથે ધા કર્યો. આ ગોળી પણ ત્રાસી વાગી. સાથેનો નોકર સાવજનો હલ્લો થતાં ભાગી ગયો, સાવજે બીજી વખત કુંવર ઉપર હલ્લો કર્યો. કુંવર બીજી વખત ભડાકો કરવા જાય ત્યાં બંધૂકમાં બીજું કારતુસ નહિ.

"આમ જુએ ત્યાં નોકરને ભાગતો ભાળ્યો એટલે કુંવરે બંધૂક સાવજની આડે ધરી. સાવજે મોઢામાં બંદૂક લઈને બંદૂકના ભૂકડા બોલાવી દીધા. કુંવર આ ઝપાઝપીમાં પડી જતાં સાવજે કુંવરનું ગળું મોઢામાં લઈને ભીંસ દીધી અને ઝંઝેડી દઈને કુંવરને ચૂંથીને ફગવી દીધા. સાવજને બે બંદૂકના ધા પૂરતા હોવાથી તે પણ કુંવરને પાડીને મર્યો.

"અમે બધા દોડીને ત્યાં ગયા. કુંવર સાહેબને મરેલા જોયા. નોકરે ઓતાને પોક મૂકી. ગોંડળ મહારાજા ભગવતને ખબર પડતાં તેઓ મોટરને વહીને પધાર્યા. પોતાના કુંવરની આવી દશા જોઈ તેમની આંખમાંથી ટપટપ આંસુ ટપકી પડ્યાં. તેમણે કુંવર તરફ આંગળી ચીંધી કહ્યું: 'શિકારીનો પણ આવી રીતે કોઈવાર શિકાર થઈ જાય છે.'

"બાપુ ! મારી વાત પૂરી થઈ." એમ કહીને ચારણે વાત પૂરી કરી, ત્યાં તેમના માણસોએ આવી વાત કરી કે સાવજ નુસાનીઆમાં મરેલો પડ્યો છે. સાવજને ઉતારે લઈ આવવાનું કહી અમરભાઈ ઉતારે ગયા.

*

જા કુલ જૈસી રીત હે, તાકો એસો ભાવ;
આધા માંકે પેટમેં, આધો ગયંદ સર ઘાવ.
મિટે ન સેજ સ્વભાવ, જેહિ બિધિ જિનકું દલો;
દેખત સિંહન દાવ, ગર્ભ ત્રોડી કુંજર ડરો.

# સિંહના સોબતી

વજુભાઈ વ્યાસ

નવાબી કાળમા જંગલના વડા તરીકે શ્રી. હરિપ્રસાદદેસાઇ કામ કરતા. જેઓ પાછળથી જાણીતા બહારવટિયા કાદુમકરાણીને પણ મળેલા તેઓ ગુજરાત : જાણીતા મહિલા આગેવાન શ્રી પુષ્પા બહેન મહેતાના પિતા થાય શ્રી પુષ્પાબહેન ઘણી-વાર કહે છે કે પોતાનો ઉછેર આ ગિરના જંગલમા થયો છે એમણે ગિરનું ઝાડવે ઝાડવુ જોયેતુ. એ સમયે તો ગિરનુ જંગલ ખૂબ ગીચ અને રમણીય હતુ શ્રી પુષ્પાબહેન નાનાં હતા ત્યારે સાસણ ગામના ચેકમા હાલ જ્યાં મસ્જીદ છે તેના ઓટલા આગળ રમતા હતા. બાજુમા ગાય બાંધેલી. એમાં એક સવારે સિંહ અને સિંહણ ગાય ઉપર કૂદ્યા. એમા સિંહણે શ્રી પુષ્પાબહેનને બાજુએ હડસેલી મૂક્યાં અને બને સિંહ સિંહણ ગાય ઉપર તૂટી પડયા દરમ્યાન કોલાહલ થતા બને ભાગ્યાં પણ પુષ્પાબેનને સિંહણે બચાવી હજુયે શ્રી પુષ્પાબહેન મહેતાં આ સ્મરણ વર્ણવે છે અને સિંહણે એમને કેવી આસાનીથી બચાવેલ એને યાદ કરે છે સિંહ અને સિંહણમા સિંહણ સ્વભાવે વધુ વાત્સલ્ય ભરી અને મમતાળુ છે એનું કારણ એનું માતૃત્વ હશે સિંહણમાં માતૃત્વની ઘણી પ્રબળ લાગણી રહેલી છે

## મરણિયુ માતૃત્વ

(૨)

જૂનાગઢ રાજ્યના સમયમા રેલવેના પાટા નખાતા હતા ત્યારની એટલે ૧૯૧૪ના અરસાની આ વાત છે. વિસાવદર અને સાસણ ગામ વચ્ચે પાટા નખાયા અને એના ઉપર પહેલ વહેલુ રેલ્વેનું એન્જીન દોડયુ એવામાં સાસણ ગામ તરફ રેલ્વેના પાટા ઓળગતા સિંહણની પાછળ પાછળ દોડયે આવતું બચ્ચુ એન્જીનમા કચરાઇ ગયુ. એન્જીન ડ્રાયવરે ઘણી મથામણ કરી પરંતુ ન બચાવી શકાયુ. મા તો કૂદી ગઇ પરંતુ બચ્ચુ એટલી ઝડપે ન કૂદી શક્યુ. આ સમયે પેલી સિંહણ પાછી ફરી અને એન્જીનને રોકવા તરાપ મારી, અંદર ચડતી ચડતી રહી ગઇ. બચ્ચાને કચરી નાખનારનું એ વેર લેવા અર્ધો માઇલ સુધી પાછળ પાછળ દોડી, બહાવરી બની ગઇ. પછી તો જ્યારે જ્યારે એ સ્થળે એન્જીન નીકળે ત્યારે પેલી સિંહણ ગમે ત્યા હોય, દૂર હોય કે નજીકમા હોય પરંતુ રેલ્વેના એન્જીનનો અવાજ સાંભળી એ દોડી આવતી અને એન્જીન ઉપર તરાપ મારતી લાગલગાટ ત્રણેક મહિના સુધી સિંહણે આમ કરેલુ. આ કિસ્સો એ સમયના રેલ્વેના બાહુ શ્રી. ફાટકે નોંધેલો અને આ પ્રસંગ પછી શ્રી ફાટક સિંહના ભારે પ્રસંશક બની ગયેલા.

આવો જ કિસ્સો દક્ષિણ આફ્રિકાના જંગલમા બનેલો જે કર્નલ જોરાવરસિંહજીએ નોંધ્યો છે તેઓએ નોંધ્યુ છે કે થોડા વર્ષ પહેલા એક સિંહણ પોતાના બચ્ચાને શોધતી શોધતી ૮૦ માઇલ દૂર નીકળી ગઇ બન્યુ એવુ કે કેટલાક શિકારીઓ આ સિંહણના બચ્ચાને પાળવા માટે પકડીને લઇ ગયા સિંહણને એની જાણ થઇ ત્યારે એ બચ્ચાને શોધવા નીકળી અને ગંધે ગંધે ભૂખી તરસી એકધારી ચાલતી રહી. આખરે એક રાતે જે પીંજરામાં એના બચ્ચાને પૂરવામાં આવ્યુ હતુ એ પીંજરાને શોધી કાઢયુ. પીંજરાનું બારણુ બંધ હતુ એટલે પીંજરાના નીચેના ભાગમા બખોલ કરી ત્યાથી તોડી નાખીને એ બચ્ચાને લઇ જઇને જ જંપી.

## સિંહઘેલા ફાટક સાહેબ

માનવી સિંહની જેમ ગર્જના કરી શકે? હા એક માનવી એવો હતો જેમને સિંહની જેમ ગર્જના કરવાની લત કહો કે આદત પડેલી. એ એમની સ્વાભાવિકતા હતી. એ માનવી તે સ્વ. દત્તાત્રય મોરેશ્વર ફાટક. મૂળ દક્ષિણી બ્રાહ્મણ, જૂનાગઢ સ્ટેટની રેલ્વેના એ બાહુ. સાસણ વિસાવદર રેલ્વે લાઈન એમણે નાખેલી.

એમાં રેલ્વેની ઠેલણગાડીએ ફરતા ફરતાં એમણે વિસાવદર પાસેના કાસિયા નેસના પાદરમાં બે બચ્ચાંવાળી સિંહણ જોઈ. રેલ્વે શરૂ થઈ અને શ્રી. ફાટક રેલ્વેના એન્જીનને લઈને વિસાવદરથી સાસણ તરફ ઊપડયા. માર્ગમાં બરાબર કાંસિયાનેસ પાસે જ આ સિંહણનું બચ્ચું એન્જીનમાં કપાઈ ગયું. સિંહણ કાળ ઝાળ બની અને દિવસો સુધી એન્જીનની પાછળ પાછળ બહાવરી બનીને દોડતી રહી બસ, ત્યારથી શ્રી ફાટકને સિંહ–સિંહણના જીવનમાં રસ લાગ્યો,

પછી તો તેઓ નિવૃત થયા પછી યે જંગલમાં જતા. કોઈ વાર ધેરથી પૂછયા વિના ગિરના જંગલમાં ફરતા, સિંહ–સિંહણનું ટોળું જોઈને ગાંડા ગાંડા થઈ જતા. એમાંથી એમને એવો રસ લાગ્યો કે જ્યારે એમને ધરે મળીએ ત્યારે એ સિંહની જેમ ગર્જના કરીને સ્વાગત કરતા. એ હંમેશા કહેતા કે સિંહ આમ ગર્જે, સિંહણ આમ ગર્જે, બચ્ચાં આમ બોલે ફરે વગેરે. એમને સિંહના જીવનમાં ખૂબ રસ પડયો, એમણે લેખન કાર્ય પણ કર્યું અને ખાસ કરીને સિંહના જીવનમાં રસ લેનારાઓનું એક વર્તુળ જૂનાગઢમાં એમણે ઊભું કરેલું.

થોડા વર્ષ પહેલાં સિંહ....સિંહ કરતાં એમનું અવસાન થયું. એમના પલંગ પાસે સિંહના ફોટા, સાહિત્ય અને સિંહ અંગેનું વસ્તુ તેઓ રાખતા. તેઓ કહેતાઃ "સિંહના જીવનમાંથી મને ઈશ્વરની પ્રેરણા મળે છે. મને થાય છે કે હું મારી વૃદ્ધાવસ્થા પેલા સિંહ, સિંહણ અને બચ્ચાંની વચ્ચે ગાળું." તેઓ અનેક સિંહને ઓળખતા, દેખભાળ રાખતા, અને મરતાં સુધી તેઓ સિંહ...સિંહ કરતા મર્યા. સિંહનું પુરૂં જતન નથી થતું એ એમના જીવનનો મોટામાં મોટો વસવસો હતો.

## સિંહ–સંગાથી કાંથડ, વિરમ અને હૈદરઅલી

ગિરના સિંહની રગે રગ અને પગે પગ જાણકાર છે ત્રણ શિકારીઓ, જેઓ હાલ રખેવાળનું કામ કરે છે–કાંથડ, વીરમ અને હૈદરઅલી. તેઓ પહેલાં સિંહના શિકાર માટેની ગોઠવણોનું કાર્ય કરતા, માંચડા બાંધતાં, હાકો ગોઠવતા અને સિંહના શિકાર માટેની જંગલની બધી વ્યવસ્થા ગોઠવતા. પરંતુ શિકાર ઉપર પ્રતિબંધ આવ્યા પછી તેઓ રખેવાળીનું કામ કરે છે. જંગલના જુદા જુદા પ્રદેશમાં રહીને સિંહની દેખભાળ રાખે છે.

કાંથડના પિતા રાજાભાઈ પણ ગિરમાં હતા. સિંહથી એનું મરણ થયું. હૈદરઅલી હૈદુને નામે ઓળખાય છે તે તથા વીરમ જૂના શિકારીઓ છે.

આ ત્રણેય રખેવાળો ચાંપલો, ભૂરિયો, ટીલિયો, લાંબડો વગેરે સિંહોના ખાસ ઓળખીતા. એવી રીતે લાસુડી, હેમકુંવર, બાડુડી વગેરે સિંહણોના પણ ઓળખીતા. ચાંપલો અને ટીલિયો સિંહ મરણ પામ્યા. સિરવાણનેસ પાસે એક ઝરડાની ઈજા થવાથી આંખે બાડી બનેલ બાડુડી સિંહણ પણ ટીલિયાની પાછળ મરણ પામી. આ સિંહો–સિંહણોને તેઓ પગલાંથી, હુકવાના અવાજથી ઓળખી જાય છે.

સિંહ દૂર હોય, એકાદ માઈલ દૂર હોય પરંતુ એના હુકવાના અવાજ પરથી એ કયા રસ્તે, કઈ ઢોર કેડીએ નીકળશે એ આ રખેવાળો કહી શકે છે. એટલું જ નહિ પરંતુ પગલાં ઉપરથી સિંહ કે સિંહણ કયા રસ્તે પસાર થયાં, હાલ કયાં હશે, કયાં રાત રોકાશે, બપોરા કરશે વગેરે પણ તેઓ અજબ રીતે વર્ષો જૂના તેમના અનુભવોના આધારે કહી શકે છે. જેમ પગી પગેરૂં કાઢીને ચોર લૂટારાને શોધી કઢે છે એમ સિંહના આ ગણ દોસ્તો એમના પગલાં જોઈને એમની હિલચાલ કહી આપે છે.

આ રખેવાળો સિંહ સાથે એટલા પરિચિત થઈ ગયા છે ને સિંહના સ્વભાવને એટલા ઓળખી ગયા છે કે રાતે કે દિવસે સિંહની ભાળ મેળવવા નિર્ભયપણે ગિરના જંગલમાં ભમતા હોય છે. બકરૂં હાથમાં લઈને પાછળ ધાર્યા સ્થળે પાછળ પાછળ સિંહની હેરફેર કરાવે છે. અને આમ હેરફેર કરાવતી વખતે કેટલીવાર એમની અને સિંહની વચ્ચે કયારેક કયારેક માત્ર પાંચ દસ ફૂટનું અંતર જ રહેતું હોય છે.

ઘણીવાર લાકડીના ઘોદા મારીને પણ સિંહને

જગાડે છે સ્વ નેહરૂજી સિંહ જોવા આવેલા ત્યારે નઘરોળપણે ભીખા સિંહને લાકડીના ઘોદા મારીને ઉઠાડેલો

પણ હમેશા એમનુ જીવન આસાન હોય છે એમ માની લેવાની જરૂર નથી જીવને મૂઠીમા લઇને જ જીવવાનુ હોય છે પણ એટલી તૈયારી ને હિંમત સાથે તેમનામાં વર્ષોના અનુભવથી એક આત્મવિશ્વાસ પેદા થઇ ગયો હોય છે.

## સિંહણના મોમાથી

શિકારીઓમાના વીરમે એકવાર કમાલ કરેલી સાસણ ગિરથી પાચ માઇલ દૂર સરતગઢમા મધરાતે સિંહણ એક ઓરડીમા ઘૂસી ઓરડીમા આગળ પુરૂષ સૂતેલો પાછળ એની ઓરત અને બાજુની ખાટલીમા નાની બાળકી

સિંહણ ઘરમા ઘૂસી જતા એની છલાંગથી પુરૂષ ચકાચો જાગી ગયો એ બહાર ભાગ્યો, એની પાછળ એની ઓરત પણ ભાગી અને ઓરડીનુ બારણુ બધ કર્યું પછી ખ્યાલ આવ્યો કે હજુ નાની બાળકી તો પેલા ખાટલીમા અદર રહી ગઇ છે છાપરાના નળિયા ખસેડીને જોયુ તો સિંહણ ઘટી પાસે ખૂણામા લપાઇને બેઠી હતી એ બકરી જેવો અવાજ સાભળીને અદર ધસી આવેલી દરમિયાન શિકારી વીરમે આવીને નળિયા ખસેડી એ ઓરડામા કૂદકો માર્યો અને સિંહણથી થોડે દૂર સૂતેલી બાળકીને લઇને બારણામાથી એ બહાર આવ્યો સિંહણ તો વીરમને જોતી રહી. કદાચ એને ઓળખી પણ ગઇ હોય પણ એણે ન તો બાળકીને ઈજા કરી કે ન તો શિકારીને આજ રખેવાળ અને સિંહનો સાથીનો માનવી વીરમ એક વાર સિંહના મોમાથી જીવનુ જોખમ લઇ આવેલો

એક વખત આ જગની સિંહોએ ભારે કડવો અનુભવ કરાવી દીધેલો એક શિકાર સમયે સિંહો હતા પણ સિંહણ ન હતી એટલે વીરમે એને હકાવવા બદૂક તાકી, પરતુ બદૂક ફૂટે તે પહેલાં સિંહણ છલાગ મારી વીરમ ઉપર આવી પણ એવી રીતે આવી કે પેલી બદૂકની નળી એના મોમાં ગરી જવાથી ફૂટી અને એ હટી ગઇ બીજી બાજુ વીરમ પણ પડયો પરતુ દૈવ યોગે બચી ગયો

સાઢિયા બેડા નેસના માલધારી ગલો આજપણ હજુયે એ દિવસની યાદ કરે છે અને વાત કરે છે ત્યારે ચારે તરફ જોઇને વાત કરે છે, કેમ જાણે સિંહ એના ઉપર ત્રાટકવાના ન હોય! સિંહની વચ્ચે ઉછરેલા, ધોળા પૂણી જેવા વાળ અને દાઢી ધરાવતા આ ગલા રબારીને સિંહનો ભારે કડવો અનુભવ થયો છે

ગલો રબારી કહે 'તે દી સાજે સાઢિયા બેડા નેસમા માલમેલાના ખડુ સાથે હુ પાછો ફરતો હતો ત્યા નજીક આવતા જોયુ તો ભૂખ્યોડાંસ થયેલો સિંહ પદરવીસ ફૂટ દૂર ભેંસોના ખાડુની પાછળ પાછળ પગલા માંડતો આવતો હતો પણ લાકડી સિવાય એને ભગાડવો મુશ્કેલ ખુલ્લા મેદાનમા આવ્યા બાદ હાકારો કર્યો પણ સિંહ પાછો ન હટ્યો એટલે હાથમા બૂઢો-લાકડી હતો તેને ફેરવીને તેના ઉપર છૂટો ઘા કર્યો ઘા કરતા તો એ બેય ઉપર ત્રાટકવાને બદલે મારા ઉપર ત્રાટક્યો મારા જમણા પડખાને પકડયુ ત્યાં બીજા માલધારીઓના હાકોટા પડકારાથી એ ભાગ્યો, પણ ખાટલો ત્રણ મહિનાનો આટલો થયો"

પછી ગલો કહે, "ખાટલો તો થયો પણ એ સિંહે મારો કેડો છોડયો નહિ' ગલાના કહેવા મુજબ લાગલાગાટ છ મહિના સુધી જ્યારે જ્યારે એ સિંહ એને જોતા ત્યારે એના તરફ ઘૂરકયા કરતો, ખીજવાયેલો રહેતો અને એને કારણે ઝૂપડા બહાર જવાનુ પણ ગલાને માટે મુશ્કેલ બની ગયુ હતુ

છેવટ જ્યારે એણે એનો વનપ્રદેશ બદલ્યો ત્યારે એણે એનો કેડો છોડયો સાઢિયા બેડા એ સાસણ ગામથી સાત માઈલ દૂર સિંહ જોવાનુ સ્થળ છે જ્યા અચૂક સિંહ જોવા મળે છે, વળી ત્યા માલધારીઓનો મોટો નેસ હોઇ ભૂખ્યા સિંહોને મારણ મળવાની પણ શક્યતા રહ્યા કરે છે

# ચાંપલો સાવઝ

કવિ મેકરણ ગગુભાઇ લીલા



હોથલ પદમણી અને ઓઢાજામનું એસાણું ગિરના કનરા ડુંગરા અથોલમાં ડેરા તંબુ નખાઈ ગયા છે. બસો ત્રણસો માણસોની હલક બોલે છે. ઝાડવે ઝાડવે માનવીની ઠઠ લાગી છે. અઢારભાર વનસ્પતિથી ભરેલી ગિર માનવીના અવરજવરથી સજીવન બની ગઈ છે.

જૂનાણાના બાદશાહના શાહજાદા 'છોટામિયાં' ગિરમાં સાવઝના શિકારે પધાર્યા છે. આમ તો નામ હતું શેર જુમ્માખામ. પણ હુલામણું નામ છોટામિયાં સાહેબ. જૂનાગઢ નવાબ રસુલખાનજી ના – જે –

**રસુલખાની બાગમાં**
**લીલો લીંબડો રે લોલ**
**અંદર છે કાંઈ એલચડીનાં ઝાડ રે**

એ રસુલખાનજીના ગાદીવારસ બડા શાહજાદા છોટામિયાં. એમના કોઇ અંગ્રેજ મિત્ર પોતાની મેમ સાથે આવેલા. શિકારનો ઘણો શોખ અને મેમ સાહેબને સાવઝને જંગલમાં જોવા ઘણી રઢ.

જેતપુર દ. મૂળુવાળા રાજકુમાર કોલેજમાં સાથે ભણેલા. એથી ખાસ ભાઇબંધી. દ. મૂળુવાળા-ની હદમાં કનરા ડુંગરની અથોલમાં શાહજાદા છોટા-મિયાંના રસાલે મુકામ નાખ્યો.

આ તો શાહજાદાનો પડાવ, એમાં શું કમીના હોય? બહારવટીઆ કાદુ મકરાણીના ભાણેજ ગુલ-મહમદભાઇ એવખતે જંગલના ઉપરી માણસોને હુકમ છૂટયા. ગાંડીતુર ગિરમાં વનરાઇનો રાજા એવો ડાલા-મથ્થો સાવઝ ગોતવો છે. પહેલાં મેમ સાહેબને નજરે જોવો છે, પછી શિકાર કરવો છે.

ગુલમહમદભાઇ નીચેના મહિયા રાજાભાઇ જમાદારને હુકમ થયો. પગી શિકારીઓ મળી ગિર આખીને ઢંઢોળી, ખૂંદીવળી ડાલામથ્થો સાવઝ ગોતે. બલી રાજાના વખતમાં વામન ભગવાને ધરતીને પગે ખૂંદી હતી એટલી ઝડપથી ગિરની ધરતી ખુંદાવા લાગી.

ગોતતાં ગોતતાં મધુવંતી નદીના પહોળા વહેણ પટમાં સાચાં મોતીડાં પાથરેલ હોય એવી વેળુડીમાં બન્ને બાજુ વનરાઇનો વીંઝણો વાહર ઢોળી રહ્યો છે, કઠ્ઠ ઝાડી. નદીના બેય કાંઠે ઝાડવાંની કતાર લાગેલી ત્યાં બીજાનું બીજાથી વનરાઇનો રાજા ભર નીંદરમાં ઘોરી રહ્યો છે. પડખે જ એની માદા સિંહણ સૂતી છે.

રાજા જમાદાર આ જોઇ ગયા. સીસોટી થઇ. ઘડીના છઠ્ઠા ભાગમાં નદી કાંઠાના સાગડાના ઝાડ ઉપર માચડો બંધાઇ ગયો. ફરતાં નસંઘસ માણસો ગોઠવાઇ ગયાં. અને એટલી જ ઝડપથી શાહજાદા છોટામિયાં, દ. મૂળુવાળા, શાહજાદાના અંગ્રેજ મિત્ર અને એનાં મેમ તથા અન્ય રક્ષકો માચડા ઉપર ગોઠવાઇ ગયા.

મેમ સાહેબને નદીના પટમાં જીવતું સાવઝ યુગલ બતાવવામાં આવ્યું. મેમ સાહેબ ખુશ ખુશ થઇ ગયાં. હવે સાવઝ કેમ ઊઠે, ચાલે અને ફરે છે

કેમ તે જોતુ છે ગુનમહમદભાઇએ રાજા જમાદારને સકેતથી કમ કર્યો રાજાભાઈ જમાદારે મધુવતીના ઊચા કાઠા ઉપર ઊભા રહી હાથે ભરવાની બે જોગળી બધૂક સાથે હાકન કરી

અહી નન સરકનો ધણી આ યો છે ને તુ શ સુતો છો ? ઊઠ ! ઊભો થા !

આમ કહીને એક મોગા કાકરાનો ઘા કર્યો પત્થર બરાબર સાનઝના ડેમામા લાગ્યો ચારે બાજુ નજર કરી રાજા જમાદારને નદીના કાઠા ઉપર ઊભેના જોતા સાનઝે એક તળપ દેતા નદીના કાઠા ઉપર સાનઝના આગના પજા અને મોઢુ લાગ્યા

રાજા જમાદારના હાથમાથી બધૂક પડી ગઇ એટને પનિયાનો ગોટો કરી હાથ આડો દીધો સાનઝ રાજા જમાદારનો ડાબો હાથ ચાની ગયો હાથ કોણીથી જુદો પડી ગયો

છોટામિયા સાહેબ તથા તેમની શિકારી મડળી ચીતરામણમા આળેખાઇ ગયા છોગામિયાએ બધૂક ઉપાડી પણ ગનમહમદભાઇએ ના પાડી કે રાજાભાઇ ને લાગી જાય હાકોગ પડકારા થના એટલે ડાના મથ્થો સાનઝ ત્યાથી થોડોક હટયો રાજા જમાદારે ઊભા થઇ હડી કાઢીને એક ઝાડ આડા આની ગયા અને છોટામિયાની બધૂક ફૂટી સાનઝના પગના પજામા ગોળી લાગી સાવજ ઘાયન થઇને ઘાટી વનરાઇમા ગેબ થઇ ગયો

મેમ સાહેબે તથા છોટામિયા એ સિહણ ઉપર બધૂકનો ઘા કરવાની ના પાડી સિહણ ગભરાતી ગભરાતી ત્યાથી ચાની ગઇ

પછી સાનઝની ઘણી ગોતણ થઇ પણ સાનઝ જુનાગઢની ગિરની હદ મૂકી ગાયકવાની ચાચઇ–પાણિયા ગિરની હદમા ઊતરી ગયો પગે લૂનો થઇ ગયો પણ અજાજૂડ જનાવર પછી નેસ ાવાસીઓએ તેનુ નામ પાડયુ ચાપનો વા તો પાછળથી રૂઝાઇ ગયેનો પણ એના પગના સગડ ઉપરથી પરખાઇ જાય કે ચાપનો કઇ બાજુ ગયો હશે

અને કા ા છોટામિયા સાહેબનું તે દિવસે બચુ

ચલી બ્રિજલોટ, આધા કોસ કે ગીરદ મારે,
અવાજે અસલ, મેઘનાદ જૈસી માને હૈ,
ધડકકે ધરતી, ફડકકે નારિયા વેરી,
કીરતી જહાન મધ્યે, જાહેર સુજાને હૈ,
નાહોર બિકરાલ તાકો, હરદમ હી નાશ કરે,
કહે કવિરાજ પ્રિન્સ ઓફ વેલ્સ દરસાવે હૈ,
શેર જુમ્માખાન તેરી બહાદુરી બધૂક કહુ,
કલકત્તા બબઇ ઔર બિલાત મે બખાને હૈ

અને સાવઝને સામે પડકારો કરનાર રાજાભાઇ જમાદારનો હાથ ચવાઇ ગયો તેને બે સાતીની જમીન મળી

પછી આ ચાપના સાવઝના શિકારની બધા રાજા મહારાજાઓને રઢ લાગી ચાપનાના શિકાર માટે કઇક રાત રમી ગયા પણ ચાપલાનો શિકાર ભારે પડી જાય એવો

જામ રણજીતસિહને છોગામિયાના શિકારની જાણ થઇ થઇ અને એક દિવસ ચાચઇ પાણિયાના દ જીવાનાળાને ત્યા જામ રણજીતસિહ મહેમાન થયા એ પ્રદેશ ગાયકવાડી એટને ગાયકવાડ સરકાર તરફથી પણ બદોબસ્ત થયો

એ ગિરમા શેત્રુજી નદીના મને કાઠે ઢળી પડેન વનરાઇનાળા ભાગને અધારી કહેવામા આવે છે ત્યા સાત આઠ વડના છે આ વડનાના ઝાડમા ઉપર જામ રણજીત તથા દ જીવાનાળા અને સાત આઠ માણસો ગોઠવાઇ ગયા

ચાપનો સાનઝ એ અધારીમા આમનીના ઝૂડમા મોગા મૂળિયામા સતાઇ ગયેન હાકો થાય હાકોટા પડકાગ થાય પણ સાવઝ બહાર નીકળે નહિ પરભાતના ચા નાસ્તો કરીને ઝા માથે બેઠના પણ સાવઝ કોઇ રીતે બહાર નીકળે નહિ શિકારીઓ પગીઓ બધા થાકી ગયા

જામ રણજીતે કહ્યુ સાનઝ છે કે નહિ?

જવાબ મળ્યો કે સાવઝ અધારીમા જ છે પણ બહાર નીકળતો નથી બનોરના રોગના ઠરના આ ધા ગ માથી મા મોન ાઇએ ક્હેરા યુ કે બાપા ! છાશ ઢરી જાય છે (જમવાનુ મો થાય છે)

પડધરી તાલુકાના ગોલીટા ગામના દરબાર જાડેજા મેરૂભા જામ રણજીતના એ ડી સી. એમણે વિનંતી કરી કે : "બાપુ ! બહુ મોડું થઇ ગયું છે. દ. જીવાવાળાને ત્યાં ગઢમાં બધાં જમવાની રાહ જોઇ બેઠાં છે, પછી આપની મરજી."

જામ રણજીત કહે: "મેરૂભા ! ચાંપલો નીકળ્યા વગર જમવું નથી.

મેરૂભા કહે: "તો આપ કોઇને હુકમ કરો અંધારીમાં ઊતરે."

જામ રણજીત કહે: "મેરૂભા તમે જ જાઓ."

તરત હાથમાં રીવોલ્વર લઇને મેરૂભા અંધારીમાં ઊતર્યા. પાછળ ચાર લેન્સર્સના માણસો જામ સાહેબે મોકલ્યા.

ગિરના શિકારીઓ અને પગીઓ તો કરાફાતના ચાલાક હોય છે એટલે સિંહની ઝપટથી પાકા માહિતગાર.

મેરૂભા કાંઠેથી ઊતરતાં ખખડાટ થયો અને ચાંપલા સાવજે સામેથી લા સાંધી હડી કાઢી. મેરૂભા અને સાવજનો ભેટો થઈ ગયો. મેરૂભાએ એક હાથે પનિયાનો ગોટો કરેલ ને બીજે હાથે રીવોલ્વરનો ઘા કર્યો. સાવઝ ધાર્યા બહાર કૂદતાં રીવોલ્વરનો ઘા ખાલી ગયો. સાવઝ ત્રાંસો પડતાં એક હળદરવાના ઝાડ સાથે ભટકાણો. ત્યાં તો લાન્સર્સના ચારેય માણસોની બંધૂકો છૂટી ધન...ધન...ધન. પણ સાવઝને એકેય ઘા લાગ્યો નહિ. અને ચાંપલો સાવ સાજો નરવો વનરાઇમાં ઊતરી ગયો. આજની ઘડી અને કાલનો દી. જામ રણજીતે મેરૂભાનો વાંસો થાબડ્યો. મેરૂભાની મરદાનગીનાં વખાણ કર્યાં.

આમ ચાંપલાને ભીડવવા ને શિકાર કરવા કૈંક રાજા મહારાજા અને શિકારીઓ કારતુસો મોંઘા કરી ગયા, પણ ચાંપલો અણીશુદ્ધ બધાં ધીંગાણાંથી પાર થાતો ગયો. ચાંપલાની રાડ બોલી ગઇ.

માચડે ચડીને વગર સિંહ માર્યે જો શિકારીઓનાં કવિત જોડાતાં હોય તો પછી ચાંપલાના પરાક્રમોનાં કવિતો જોડ્યા વગર લોકો રહે ? માલ ઢોરને નુકસાન કરતો હોવા છતાં ચાંપલો ગિરવાસીઓનો લાડકો બન્યો. અને સિંહના ઇતિહાસમાં કોઈ એક સિંહને બિરદાવતા ઘણા બધા દુહા જોડાયા હોય તો તે ચાંપલાના. ગિરના એક છેડાથી બીજા છેડા સુધી એ દુહા ગાજતા આખી સોરઠ માથે ગાજતા થયા:

**છોટામિયાંના શિકારમાં, ભારે થયેલ ભીંસ;**
**લાંકાળા તે દી લૂલો થયો, ચાંપલિયો ભડસિંહ.**

**છોટામિયાંના શિકારમાં, વતળકયો હથ્થાં વીસ;**
**લાખેણો લૂલો થયો, ચાંપલિયો ભડ સિંહ.**

**પંડ મોટું ને પગ લૂલો, તળપે હથ્થાં ત્રીસ;**
**ડણકે ગિરના ડુંગરે, ચાંપલિયો નરસિંહ.**

**ગિર ડુંગરની ગાળિયે, ડણકે દશે દિશ;**
**સાવઝમાં છોગાળો કહું, ચાંપલિયો નરસિંહ.**

**ભડાં ભડ ભડકી જતા, ઘટાટોપ ગર્ય ઘીંસ;**
**વનરાઇયુંમાં વિચરે, ચાંપલિયો નરસિંહ.**

ચાચઇ પણિયા દરબાર જીવાવાળા અને દરબાર ભાણવાળા. બન્ને ભાઈયું. અકુટ રોટલો. એ ગામ વચ્ચે એક માઇલનું છેટું થાય. પણ બન્ને ભાઇ એકબીજાથી ઘડીભર છેટા ન રહી શકે. ચાચઈ ગામથી દ. ભાણવાળા સવારમાં પાણિયા ગામે દ. જીવાવાળા પાસે પહોંચી જાય. અને ક્યારેક વાળુ કરી રાતે એકાદ માણસ સાથે લેના જાય અનેચાચઇ વહ્યા જાય.

એક વખત વાળુપાણી કરી દ. ભાણવાળે પોતાની રોઝી ઘોડી તૈયાર કરી. દ. જીવાવાળે સાથે માણસ મોકલવાનું કહ્યું. પણ દ. ભાણવાળે કહ્યું : "આપણી રોઝી ઘોડી રાંગમાં હોય પછી ચાચઇ ક્યાં છેટું છે ?"

ઘોડી કરાફાત, ગિરની બોઇ ને સાવઝની વાણને (વાસ) પારખનારી. પાણિયાથી દ. ભાણવાળા ઘોડી ઊપર રવાના થયા. થોડેક છેટે નાગવા આડી શેત્રુંજી નદી ઊતરી સામે કાંઠે કાંઠે ચાલ્યો જાય.

દરબાર ભાણવાળે ઘોડી હાંકી મૂકી. એકાદ ખેતરવા સાત વડલાની ઘટા આવે છે ત્યાં પોગ્યા. ઘોડીએ ફરડકો કર્યો. ચંદ્રમાનું અજવાળિયું ઝોકાર જેવું. દરબારે સામે રસ્તા ઉપર નજર ફેરવી ત્યાં પાંચ સાવઝ રસ્તો રૂંધીને બેઠેલા. દરબારે નજરે જોયા. ઘોડી ફરડકા કરવા લાગી.

દ ભાણુનાગા તો ગિરના જાણુભેદુ સમજી ગયા કે સાવઝ આપણા માટે જ બેઠા છે એટને ઘોડીથી ઊતરીને ઘોડીને ઉડાળ મૂકી દીધી. ઘોડી પણ જાણી ગઇ ઘોડીએ આમા ગામ તરફ ચારે પગના ઝાટકી પાટી કાઢી પાછળ બે સાવઝ ને એક સિહણ ગયા અને દરબાર ફરતો એક સાવઝ આટા દેવા માડયો

દરબાર પાસે ફક્ત એક ઝીણી નેતરની સોટી અને ખીસામા પીસ્તોલ પણ દરબારના ગાઠ ત્રૂટી ગયા, માર્યા કે મારશે! સામે એક સિહણ બેઠક ભર બેસી ઓગાળાસા ખાવા લાગી

દરબારે પોતાને આટા ફરતા સાવઝ તરફ પોતાના સાફાનો ઘા કર્યો આટા ફરતો સાવઝ સાફાને સૂઘવા લાગ્યો. દરબારે ઉતાવળા પાછા પગે વડલાનુ થડ આડ દઈ દીધુ. સાવઝ સાફો સૂઘવા લાગ્યો દરબારે ઉતાવળા પાછા પગે વડનાનુ થડ આડ દઇ દીધુ સાવઝ સાફો સૂઘી વડને આટા દેવા લાગ્યો દ ભાણુવાળાની રાડ ફાટી ગઇ રીડ કરી.

પાણિયા ગામે દ જીવાનાગો હજી ટોકો પીતા હતા ડાયરો બેઠો હતો દોનરનાના કાઠી દ માત્રા વાળા કહે બાપ! ભાણુભાઇને જનાવરનો ભેટો થયો લાગે છે રીડ સભળાણી ડાયરો બધા ઘોડા નદી ઊતરી સાત વડને આવતા વડલાને આટા ફરતો સાવઝ જોયો ને એક રસ્તામા બેઠેલ જોયો

જાણુ ભેદુ પગી પારખી ગયા બાપુ! ચાપલો સાવઝ છે

હાકોટા થયા જનાવર ત્યાથી જતા રહ્યા અને ઘોડી આગા ગામે જીવાભાઇ ધાધલના ઝૂપે જઇને ઊભી રહી પાછળથી ત્રણ સાવઝને ત્યા માનધારીએ તગડયા ઘોડીને હાથ કરી પણ તે દિવસથી ઘોડીનો અવાજ ગયો હણહણતી બધ થઇ ગઇ પાચેય સાવઝ સવારો સવાર આગડના દોરા ફૂટયા સુધી વડની આસપાસ હુકયા કર્યા

દ ભાણુવાળા બહુ શ્રદ્ધાળુ ને ભોળા જ્યારે પાણિયાથી બવા ડાયરો આવ્યા ત્યારે દ ભાણુવાળા ચાપલા સાવઝને બરાબર ઓળખી ગયેલ એટને બને હાથ જોડીને કહ્યુ

"એક તો અમારી ગિરમા રહેવુ, અમારાં માનદોરને મારવા, અમારુ જ ખાવુ અને અમને કનડવા! આવુ કાઇ નરસિહ ભગવાન તમને શોભે?

ત્યારપછી ચાપના સાવઝે રહેઠાણ બદલાવ્યુ ને તુલસીશ્યામના જગલમા ચાલ્યો ગયો વાત સાભળી છે કે ત્યા એક સાધુની ધૂણીએ આવી બેસતો અને સાધુ તેમને આવો નરસ ગજી એમ આવકાર આપતા

દ જીવાનાગા કહેતા કે પછી ચાપનો કોઇ રાજા મહારાજા કે અગ્રેજની બધૂકથી મરાણો નથી પણ સાધુની ધૂણી પાસે તુલસીશ્યામના જગલમા માદો પડી શ્યામજીના ચરણમા પ્રાણ છોડયા

પોતાના માનગેરને મારનાર ચાપના સાવઝને ગિરના માલધારી ચારણોએ ખૂબ બિરદાવ્યો છે છે ને છેલ્લે તેના મરશિયા ગાય છે ને કાયમ સભારે છે

**મરદ તને મારવા, (કઈ) ભટકયા સોરઠ ભૂપ**
**ચાપલિયો સ્વર્ગે ગયો, રૂડી વનરાઈનુ રૂપ**

# સિંહ લક્ષણની પ્રાચીન કથાએ.

સંપાદક : રાજુ દવે

યમુના નદીના કિનારા ઉપર એક પૂંછલે પડેલ સંજીવક નામના બળદને છોડી દઈને એનો માલિક ચાલ્યો ગયો. કાળક્રમે બળદને મુક્તિ મળી અને જંગલનો લીલો ઘાસચારો મળતાં ફાટીને ધુંવાડે ગયો. એવો જામ્યો એવો જામ્યો કે મહાદેવના પોઠિયા જેવો મદમસ્ત બનીને ગર્જના કરવા લાગ્યો.

આ વનનો રાજા સિંહ કે જેનું નામ પિંગલક હતું, તેણે એક દિવસ સંજીવકની ભયંકર ગર્જના સાંભળી. પોતાથી પણ વધારે ગર્જના કરનાર કોઈ પ્રાણી આ વનમાં આવી ચડયું છે એવા ભયથી ભાગીને સિહે તો પોતાની ગુફામાં ગરી જઈ પોતાનો વનપ્રદેશ છોડી જવા વિચાર્યું.

આ પિંગલક નામના સિંહને દમનક અને કરટક નામના બે શિયાળ મંત્રી. સિંહ મારણ કરે ને આ બે લુચ્ચા મંત્રીઓને વગર મહેનતે ખાવાનું મળે. સિંહને ઉદાસ જોઈ બન્ને શિયાળે ખૂબ નમ્રતા ને વિવેકભરી વાણીમાં કારણ પૂછયું.

સિંહ કહે. "આ વનમાં મારા કરતાં પણ વધુ બળવાન પ્રાણીની ગર્જના મેં સાંભળી એટલે હવે જીવ બચાવવા આ વન છોડી જવું જોઇએ."

શિયાળ મંત્રીઓ કહે: "પૂરી તપાસ તો કરીએ ! પછી વન છોડવાનું વિચારીએ."

સિંહે તપાસ કરવાની સંમતિ આપી. શિયાળવાંએ તપાસ કરી ત્યાં તો બળદિયો નીકળ્યો. ભલે ને માતેલો થઈ ગયો હોય, પણ આખર તો બળદિયોને !

આવીને સિંહને વાત કરી ત્યારે સિંહનો શ્વાસ હેઠો બેઠો. પછી સિંહ કહે: "એને અહિં લઈ આવો. હું અભય વચન આપું છું. તેને નહિ મારૂં."

અભય વચનથી સંજીવક બળદ સિંહ પાસે આવી રહ્યો. સેવક બની ગયો ને સિંહને એવો પોતાના પ્રભાવ નીચે લઈ લીધો કે સિંહ બળદિયાની આંખે જ જુએ શિયાળ મંત્રીઓની સામે પણ ન જુએ.

શિયાળિયાંને થયું કે આ તો ભૂંડી કરી એટલે તેમણે એકબાજુથી સિંહના કાન સંજીવક વિરૂદ્ધ ભભેર્યા અને બીજી બાજુથી સંજીવકને સિંહ વિરૂદ્ધ ઉશ્કેર્યો. છેવટે સિંહને સંજીવક લડી પડયા. સંજીવક મરાયો ને શિયાળવાને સંજીવકનું માંસ ખાવાનું અને સિંહનુ મંત્રી પદ બેય મળ્યાં. સિંહ બરાબર બુધ્ધુ બનતો રહ્યો, બળ હોય પણ બુધ્ધિ ન હોય, બળ હોય પણ કાળજું ન હોય તો આવું થાય.

આવી જ એક કથા છે મદોત્કટ નામના સિંહની. એને ત્રણ પ્રધાનો હતા. એક કાગડો, બીજો શિયાળ ને ત્રીજો દીપડો. ત્રણેયનું કામ સિંહના બળથી થતા મારણ ઉપર તાપડ દેવાનું અને સિંહને જરૂર પડયે શિકાર શોધી દેવાનું.

એમાં એક દિવસે પોતાના વનપ્રદેશમાં અઢારેય અંગ જેનાં વાંકા છે એવું એક ઊંચું પ્રાણી જોયું. સિંહ કદી વન છોડી ને બહાર ગયેલો નહિ. એટલે પોતાના મંત્રીઓને પુછયું કે આપણા જંગલમાં આવું તે કેવું વિચિત્ર પ્રાણી આવ્યું છે ?

કાગડો તો જેમ જંગલનો તેમ માનવ વસવાટનો પણ ભોમિયો. જ્યાં ઊડીને જોયું ત્યાં તો ઊંટ નીકળ્યું. જઈને સિંહને ખબર આપ્યા કે "મહારાજ ! આ તો અઢાર અંગે વાંકું ઊંટ નામનું પ્રાણી છે. ઘાસ પાંદ ખાનારૂં."

સિંહ કહે: આપણા દરબારમાં નવતર પ્રાણીનો વધારો થશે. હું એને અભય વચન આપું છું. માટે લઈ આવો એ વિચિત્ર પ્રાણી ઊંટને."

ઊંટે તો આવીને સિંહને પ્રણામ કર્યા ને સિંહે પોતાના સેવકગણમાં ઊંટને સ્થાન આપ્યું.

એક સમયે હાથી સાથેના યુદ્ધમાં સિંહ ઘાયલ થયો. જખમ કેમેય કર્યા મટે નહિ, બિમારી વધતી ચાલી. સિંહ ગુફામાં જ પડયો રહે, હાલવા ચાલવાની

શક્તિ નહિ એટલે શિકાર કરી શકે નહિ તેથી લાંઘણો ખેંચવા માંડયો સિંહની સાથે એના શિકાર ઉપર નભતા કાગડો, શિયાળ ને દીપડા પ્રધાનોની પણ એ જ હાલત થઈ

સિંહે પોતાના મંત્રીઓની સલાહ પૂછી કે "આ સ્થિતિમાં લાંબુ નહિ ખેંચાય જખમ જલદી ન રૂઝાય તે તો સમજ્યા પણ ખાધા વગર કયાં સુધી ખેંચાય ?"

મંત્રીઓ તો વાટ જોઈને બેઠા હતા ચડાવ્યો સિંહને કે 'આ ઊંટને શા માટે મારી નથી ખાતા ? ઘાસ ખાનારા પશુઓ આપણા ખોરાક માટે જ ભગવાને બનાવ્યાં છે "

સિંહ કહે 'મે એને અભયદાન આપ્યુ છે તેનુ શુ ?"

લુચ્ચા મંત્રીઓ કહે, "પણ ઊંટ સામે ચાલીને પોતાને ખાવનુ તમને કહે તો તમને શુ વાંધો છે ? તમારૂ વચને ય રહે ને ખાવાનું ય મળે "

સિંહ કહે "તો મને વાંધા નથી,

ત્રણેય મંત્રીઓએ જડ બુદ્ધિના ઊંટને ગળે ઊતરાવી દીધુ કે "આપણા સ્વામી ભૂખે મરે છે શિકાર કરી શકે તેમ નથી એટલે અમે સામે ચાલીને જ આપણા શરીર એમને અર્પણ કરવાનુ નક્કી કર્યું છે "

ઊંટ તો ભોળવાઈ ગયુ. ચારેય ગયા સિંહ પાસે કાગડો કહે

'મહારાજ ! મને ખઓ "

સિંહ કહે 'તારામા માંસ કેટલુ ? મારૂ મોઢુ પણ ન ભરાય, હાલતો થા ભાઈ !'

શિયાળ કહે 'મને ખાઓ "

સિંહ કહે "તારાથી પણ મારૂ પેટ ન ભરાય તુ ય હાલતો થા "

દીપડો કહે 'મને ખાઓ "

સિંહ કહે 'તને ખાઉ તો પણ અર્ધો ભૂખ્યો રહુ, માટે તુ ય હાલતો થા "

છેવટ ઊંટે પોતાની કાયાનો સ્વીકાર કરવાની વિનંતી કરતા સિંહે તે સ્વીકારી, ને આમ ત્રણેય લુચ્ચા પ્રાણીઓએ પોતાના પેટ સારૂ સિંહ પાસે ઊંટને મરાવી નાંખ્યો ત્યાર તો સિંહ ધરાણો, પણ બુદ્ધિમાન પ્રાણીઓની યુક્તિ પ્રયુક્તિથી જ.

એવી જ એક સિંહ અને ગધેડાની કથા છે સિંહ મહા બળવાન પણ એક રાજાએ શિકારમાં ઘાયલ કરેલો તે છટકી આવેલો માંદો પડયો, શિકાર કરવાની તેવડ ન રહી ભૂખે મરવા માંડયો

એનુ મંત્રી એક જંબુક નામનુ શિયાળ કહે કે "મહારાજ! આમ તે કયા સુધી બેસી રહેશો ? આપની સેવા કરતા અમેય ભૂખે મરીએ છીએ "

સિંહ કહે " કોઈ ગધેડાને મારી પાસે લઇ આવ તો એના કાન અને કાળજુ ખાઉ તો તરત સાજો થાઉ, પછી જોઈ લે મારી ઝપટ !"

શિયાળો કહે "ગધેડાને લઈ આવતા કેટલીવાર ! અબ ઘડી લઈ આવુ "

શિયાળિયો તો ફરતા ફરતા ઠઠ એક ગામના નદી કિનારે પહોચ્યો ત્યાર માડ એક ગધેડો મળ્યો, ગધેડો મળતાં શિયાળ કહે

'હે ગર્દભરાજ ! ખાતા પીતા કયે દુખે આટલા દૂબળા છો ?'

"અરે વાત પૂછોમા. ખાવામા તો ડફોણા મળે છે ને ધોબીના કપડાનો ભાર વેંઢારી વેંઢારીને મારો બરડો બેવડ વળી ગયો છે "

"ત્યારે દુખમાં શુ કામ પડયા છે ? ચાલો મારી સાથે, એવા વનમાં લઈ જાઉ કે ખાવા પીવાના તો રાત દી જલસા ને કાઈ કામ નહિ ત્યા સુંદર ગધેડી સાથે તમને પરણાવશુ મતવાલા બની જશો, મતવાલા !'

ગધેડો તો ગામ છોડીને હાલ્યો શિયાળ સાથે જલસા ઉડાવવા જંગલમાં શિયાળિયો એને ઠક સિંહના બોણ સુધી લઇ ગયો

ત્યા તો સિંહે મારી ગધેડાની પીઠે તરાપ, પણ

તનમાં તેવડ નહિ તે ગધેડો ભડક્યો ને ભાગ્યો. સિંહના પંજા ભોંય ઉપર પછડાયા.

શિયાળ મંત્રી કહે : "તમે એક ગધેડાને મારી શકતા નથી ત્યારે હરણાંને કેવી રીતે મારશો ?"

સિંહ કહે: "હું જરા નબળો પડી ગયો છું ને પાછો વ્યાકુળતાથી ઉતાવળો થઈ ગયો, એમાં ગધેડો છટકી ગયો. હવે પાછો લઈ આવ તો જોઈ લે ભાઈડાના ભડાકા !"

શિયાળે પણ ઘણા દિવસથી માંસ ખાધેલું નહિ એટલે ગયો ગધેડાની પાછળ.

"કાં ગર્દભરાજ ભાગી આવ્યા ?"

"અરે વાત ન પૂછો શિયાળભાઈ! કોઈક વિકરાળ પ્રાણીએ જે મારી મારા માથે તરાપ તે જાન બચકે પાયા. માંડ ભાગી છૂટયો."

"ભડકણ રે ભડકણ, સાવ ભડકણ, ત્યાં કેવું વિકરાળ પ્રાણીને કેવી તરાપ. શંકા ભૂત ને મંછા ડાકણ. હાલો, પાછા હાલો. વનના મેવા મૂકીને આ ઉકરડા શું ફંફોસો છો ? ડફણા ન ખાવા હોય તો હાલો પાછા, જલસા કરાવીશ જલસા."

ગધેડો તો પાછો હાલ્યો શિયાળ સાથે, જ્યાં સિંહના ભોણ પાસે ઊભો રાખ્યો ત્યાં સાવધ બનીને બેઠેલા સિંહે ગધેડાને બરાબર ઝડપી ને ચીરી નાખ્યો.

પણ એટલી મહેનત કરતાં સિંહ હાંફી રહ્યો. શિયાળને ગધેડો સોંપી પોતે થાક ઊતારવા સ્નાન કરવા ગયો. ત્યાં પાછળથી શિયાળ ગધેડાના બેય કાન અને કાળજું આરોગી ગયો.

સિંહ પાછો આવીને જુએ તો ન મળે કાન કે ન મળે કાળજું. શિયાળને પૂછયું કે:

"આ ગધેડાના બે કાન અને કાળજું ક્યાં ગયા ?"

શિયાળ કહે: "અરે રામ ! એ હતાં જ ક્યાં ? ગધેડાને કાળજું ને કાન હોત તો ફરી અહીં આવત જ શાનો ? "

પણ એકલા ગધેડાને જ ! સિંહને નહિ ?

*

## સિંહ–સૌ કોઇના ઘોપાનો વિષય !

ગિરના સિંહ–હવે એવો વિષય બની ગયા છે કે એમાં ગમે તેમ ઘોપા મારી શકાય.

ગાંધી પુરાણા–ભકત અને લીંબડીના શિયાણી ગામવાસી સ્વામી આનંદે "ભૂમિપુત્ર" તા. ૨૬-૪-૬૯ ના અંકમાં ગિરના સિંહની વસ્તી અંગે પોતાને એક પત્રકાર સાથે થયેલી વાતચીતોનો લેખ લખ્યો છે લેખને અંતે લખ્યું છે કે, "મારૂં માનવું છે કે ગિરમાં સિંહના બે ત્રણ કુટુંબો છે. નરમાદા બચ્ચાં સહિત કુલ સંખ્યા પાંચ સાત આઠ દસથી વધુ નહિ હોય. વળી આધુનિક વિજ્ઞાનની દોડ આગળ જુગ-જુગના જોગંદર હિમાલયે પણ જેમ નીચા નમીને કુરનેસ કરી, સલામી ભરી, તેમ ગિરનાં જંગલના આ બાદશાહોના બે ત્રણ કુટુંબો મોગલ સમ્રાટ બહાદુરશાહની સ્થિતિએ પહોંચીને છાપ્પનિયાનાં રાંકા કે સદાવ્રતનું ખાનારાં માગણની હાલતે પહોંચીને સદાવ્રતનું પાડું બકરૂં મળવાની આશાએ નીમેલ ટાઈમે મિનિસ્ટરોએ નકકી કરેલ બૂથ ઉપર આવે છે અને એવા "સદાવ્રત"ના ડોલ પર દિવસ ગુજારે છે, આવી છે એશિયામાં એકલા અજોડ એવા ગિરના સિંહોની ગતિસ્થિતિ. બીજી બધી નવલ કથા"

પત્રકારનો પ્રશ્ન : "પણ સરકારી રાહે સત્તાવાર બહાર પાડવામાં આવેલો આંકડો ૨૮૬ નો હોય તો તેનો તમારી પાસે શો જવાબ છે ?"

જવાબ : "કહેતા તો દીવાના, લેકિન સુનતા ભી દીવાના ? "

# લોકધરતીનું સોહામણું સુરખાબ ડૉ. મગનલાલ ગોંડલિયા

જયમલ્લ પરમાર



પહેલીવાર ઝડવઝડ જોયેલા ૧૯૫૨–૫૩ માં મગનભાઈને અને પિંગળશીભાઈને એક જ સમારંભમાં. તે દિવસે તો અમારી સૌની ભર યુવાવસ્થા. પણ જોયેલા જ. બગસરાને અને મગનભાઈમે એક સાથે.

પરિચય તો થયો તે પછીનાં પાંચ સાત વર્ષે. અને પહેલા જ પરિચયે વહી જવા બેઉની સંસ્કૃતિની અજસ્રધારાએ – મધ્ય કાઠિયાવાડના જીવંત ઇતિહાસની એમની અસ્ખલિતધારાએ મુગ્ધ બની ગિઠયો. એક જ દિવસમાં જાણે એક જ સંસ્કૃતિના સહયાત્રીઓ હોઈએ એવો અનુરાગ બંધાઇ રહ્યો.

એમને મળીએ અને છેવટ છૂટા પડીએ ત્યાં સુધી એમની વાકધારાનો નાના ટુચકા, દરબારી કરામતો, સંતોની સુવાસ અને જૂનવાણી ઇતિહાસ તથા બહાદુરો અને બહારવટીઆઓની વાતોનો પ્રવાહ બંધાઈ રહે. એમની વાતના વડલે દૂહા અને ચોપાઈનાં બહુવિધ પંખીઓ કલરવ ગુંજન કરી રહે.

અડીખમ આદમી, શ્વાસ ખાવા ન થોભે, બોલનાં બંધ થાય નહિ અને બીજાનો વારો આવે નહિ. વારો આવે જ ક્યાંથી? જળધોધથી જેમ પડયે આવતા હોય ત્યાં!

એ પછીનાં દસેક વરસમાં તો અંતરંગ સંબંધો બંધાઇ ચૂક્યા. મહેમાનોના માળવા સમા આ મોભાદાર આદમીમાં મીઠપનાં મોજાં ખળકે. પ્રથમ પરિચયે પોતાનાં કરી લેવાનો આ સહજ સ્વભાવ આજના યુગે અપ્રાપ્ય બનતો જાય છે.

વચગાળાનાં એ દસેક વરસ દરમિયાન હું લોકસાહિત્યના વિવિધ રચના કામમાં પરોવાઈ રહેલો. પણ ૧૯૬૮ માં જ્યારે 'ઊર્મિનવરચના'નું સંપાદન હાથ ધર્યું ત્યારે સૌ પ્રથમ એ વિચાર આવ્યો કે મેઘાણીભાઈના કાળ દરમિયાન જે શક્ય નહતું તે આજે ઘણું શક્ય છે. તે દિવસે એમણે કોઈ જાજરમાન વાર્તાકારને કલમ પકડવાનું કહ્યું હોત તો હમી મશ્કરીમા જ લેખાત.

પણ ત્યારે કોઇ બે પાંચ પંદર લોક સાહિત્યના રસિયા વાર્તાઓ એકઠી કરી કરી ને પોતાને નામે પ્રગટ કર્યે જાય એ ગા સંચિત કરેલી કમાઈને વહેલી ખરચી નાખવાનો વ્યવસાય હતો. વાર્તાઓનું રસાયન જેના હૃદયમાં, જેના જીવનમાં ઘુંટાતું હતું તે ઘુંટાતું બંધ થાય, વાતો વિકૃત રૂપ ધારણ કરતી જાય અને લોક સંસ્કૃતિ ભ્રષ્ટ બને અને લોકસાહિત્યનો પ્રવાહ વહેતો બંધ થાય, જેનું છે તેને શ્રેય ન મળે અને વિવિધ રૂપવૃ નિરિધરસોથી રસાયેલું એનું રૂપ બીજાં જ બીબાંમાં ઢળી જાય. સિવાય કે લેખક લોકધરતીથી સ્નેહાયો હોય.

સ્વ. ગગુભાઇ જેવા પ્રતાપી વાર્તાકારના શ્રી. કાનજીભાઈ લીલા અને શ્રી. મેકરણભાઇ લીલા જેવા કવિ પુત્રો પાસે કલમ પકડાવવી તો આસાન હતી. સ્નેહના બળે એ તો શક્ય બને. કારણ કે એ તો વાર્તાકલાના કસબીઓ છે. અરે નવયુવાન ચારણ બારોટને પણ ઉત્સાહ ઉત્તેજનની જરૂર પડે, અમરદાસજી જેવા સાધુ પાસે પણ કલમ પકડાવી શકાય કારણકે એ તો નવયુગી કથાકાર છે પણ મગનભાઇ પાસે કલમ પકડાવી એ તો પૃથ્વીરાજના પટાવત ચામુંડરાયને હથિયાર પકડાવવા જેટલું કપરું હતું.

કાઠી દરબારની સુવર્ણ સાંકળે જે નહોતા બંધાયા તે કલમે ક્યાંથી બંધાય? મુક્ત માનવી અથોક વાત ડાહ્યા પણ એતો એમની પરંપરા અને

રસિકતાના એક ભાગ રૂપે. વળી તાજા જ ભૂતકાળના એમને મોઢે તાળાં લાગેલાં છે. કાઠી દરબારો સાથેના એમના સંબંધો હજી એવા જ મ્હોરી રહ્યા છે. એમની ભલપ અને રખાવટથી એ સંબંધો દેશભરમાં પથરાઈ રહ્યા છે. જૂના અને નવાયુગની સાંકળ સરખા છે.

પણ એમની ઈતિહાસ રસિકતા, એમની સંસ્કૃતિ ચાહના અને સ્નેહબળે જ એ સંસ્કૃતિના એવા બહુવિધ રંગે એક રંગીલા સુરખાબનું મનોહારી ઉડ્ડયન આપણે માણી શકયા.

બહુવિધતામાં એકવિધતા કચ્છના રણપ્રદેશમાં અપરૂપ સૌંદર્ય મંડિત સુરખાબ પક્ષી જેવી એટલા માટે કહી, કે પક્ષી જગતમાં અંગાંગના વિવિધ ઘાટ અને એક એકથી જુદા એવા રંગોનું સોહામણું સામંજસ્ય. એવા વિવિધઘાટ અને વિવિધરંગોનો એક અપરૂપ આકાર.

જન્મે સાધુ, વ્યવસાયે ડોકટર, રખાવટે જૂનવટ, પ્રવૃત્તિએ નવી અને જૂની પ્રણાલિઓનાં પગલાં ભરનાર, મહેમાનોનો માળવો. આ બધી જૂનવટ વચ્ચે વેશભુષા બધી આધુનિક, સદૈવ કાર્યરત છતાં સંબંધોમાં સંપૂર્ણ હાત્કાઇ, ખીજમાં ખારા પણ એ ખીજ તો દિલ દરિયાની સપાટી ઉપરના તરંગો જેવી. રીઝમાં તનતોડીને કર્યાં ભેગાં કરવાનો એકધારો ને અદમ્ય પરિશ્રમ ઉઠાવનારા. એક અબુધ જનથી માંડીને ઉચ્ચ આગેવાનો સુધીના સૌ સાથે એક સરખી ભલપ. અને આ બધું છતાં એમની સાધુ પરંપરાના સંસ્કારની સૌમ્ય આભાથી પ્રકાશિત.

આ સાધુ પરંપરા તો ગોંડલના સુપ્રસિદ્ધ સંત શિરોમણી લોહલંગરીજી મહારાજથી ઊતરતી આવી છે. ત્યાંથી ગોંડલિયા સાધુઓની પરંપરા શરૂ થઇ, અને મગનભાઇનું મૂળ તો ગિરના બોદાના નેસના સાધુ બનેલ અલખના ઉપાસક ચારણ સુધી ચાલ્યાં જાય છે. એ અમર સ્વામીના સુપ્રસિદ્ધ પુત્ર થયા નથુરામ ગોંડલિયા. (ખંભાળિયાના) મૂળદાસજી જેવા અનેક પ્રતાપી સાધુઓ આ પરંપરામાં થયા. એમની જ વેલમાં બાપુ ગોવિંદરામ થયા. જેમણે જીવતાં સમાધ લીધેલી. આ બધી કથાઓ 'ઊર્મિ'માં પ્રગટ થઈ ગયેલી છે. બાપુ ગોવિંદરામના થયા ઓધવદાસજી અને ગંગારામ. એમાં ગંગારામ બાપુના ઘેર લાખાપાદર રેલ્વેના શેત્રુંજી કાંઠાના હાલરિયા ગામે તા, ૨૦–૧૧–૧૯૧૩ના રોજ મગનભાઈનો જન્મ થયો. પિતા એજન્સીના શિક્ષક એટલે અર્ધા કાઠિયાવાડમાં બચપણથી જ ફરવાનું અને ભણવાનું થયું. બચપણથી જ બેહદ રૂંબાડાં, આ તોફાની છોકરો કોઇ ડાળે વળગશે કે નહિ એવો પિતાને અજંપો. તોફાનો હદ બહાર જતાં પિતાના મિત્રોએ બગસરા સીવીલ સ્ટેટ ડિસ્પેન્સરીના કુશળ ડોકટર એમ. કીસનસીંગ પાસે કમ્પાઉન્ડીંગ શીખવા ફરજ પાડી.

પંખીને ડાળ મળી ગઇ. વૈદું એ તો પરંપરાનો સંસ્કાર. કમ્પાઉન્ડીંગમાંથી પસાર થયા. કવોલીફાઇડ ડોકટર થયા. શકિતને સહારો મળતાં બે કાંઠે બંધાઈને વહેવા લાગી. એમના કાર્ય પ્રદેશના સમાજના અનેકવિધ ક્ષેત્રે એના પ્રગતિ અને વિકાસ સધાતાં ગયાં. ઓકટોબરના 'ઊર્મિનવરચના'ના અંકમાં પોતા વિષેનો પરિચય આપતાં એમની નમ્ર લેખિનીએ ઘણું ઘણું કહી આપ્યું છે.

સાધુ પરંપરાના સંસ્કાર ને સેવા, ઉછેર તળ કાઠિયાવાડમાં, કાઠી દરબારો ને કુશળ વણિક કામદારો વચ્ચે અનુભવ. એમાં ૧૯૩૫થી ભક્ત કવિ શ્રી. દુલાભાઇ કાગના પરિચયમાં આવ્યા. એમના પ્રેમી બની રહ્યા. એ દરમિયાન શ્રી મેરૂભા ગઢવીના પરિચયમાં આવ્યા ને સ્નેહસાંકળે બંધાઇ રહ્યા પિંગળશીભાઇ તો અંતરંગ મિત્ર બની રહ્યા. લોક ધરતીની વાણીના એમના સંસ્કારો એ રીતે પોષાયા. વાતડાહ્યા તો હતા જ.

કલમ પકડાવવાથી એક ફાયદો એ થયો કે પહેલાં એ જ બોલતા ને બીજા સાંભળતા, હવે વસ્તુ સંગ્રહ માટે બીજાને પરાણે બોલતા કરીને પોતે સાંભળે છે.

જેવો એમનો અનુભવ બહુવિધ છે એવી જ એમની કલમ બહુવિધ છે. વિવેકની મર્યાદાઓ વચ્ચે અનેકવિધ ઘટનાઓમાં મુક્ત પણે ઉડ્ડયન કરે છે. રસીલી અને રંગભરી ચાલે કયારેક કટાક્ષ વેરતી, કયારેક મર્માળું હસતી હસાવતી દમામભેર ચાલે છે.

ભાષા રમતિયાળ, શૈલી છટાયુક્ત કયારેક વર્ણનોની આછી માધુરી વેરી જાય. પણ વક્રોક્તિ દાખવતી એમની રંગભરી બાનીમાં માનવજીવનનાં પડો વીંધીને જેમ દંભના પડદા ખોલી બતાવે છે તેમ માનવીના હૃદય ભાવ સુધી ખેંચી જઇને સાત્વિક મનોભાવની આછી આછી ઝલકાથી પ્લાવિત કરે છે. અનેક વિષયોમાં રમમાણ કરતી એમની કલમ રમુજ અને ગાંભીર્યનો એક સરખો આસ્વાદ આપે છે. ડો. મગનભાઇ ગોંડલિયા ખરેખર આપણી લોક ધરતીનું સોહામણું સુરખાબ છે.

# વાર્તાકથન અને વાર્તાલિખનની ઉભય કલાની સિદ્ધિના બરદાયી

# કાનજીભાઈ બારોટ

જયમલ્લ પરમાર

ગિરના જામવાળા ગામે દૂધની તર જામે એવા જામેલા લોકડાયરામાં બરાબર મધરાતે કાનજીભાઈને પહેલવહેલા સાંભળેલા એ પછી ભવનાથના મેળામાં એમનો કાર્યક્રમ ગોઠવેલો અને છેવટ રેડિયો ઉપર



કાનજીભાઈ બારોટ

પણ આવ્યા. ત્યાં સુધી તો એમની કુળ પરંપરાથી અજાણ રહેલો.

દેવડાના મઘમઘાટ જેમ સંબધો મહોરતાં વાતની વાતમાં જાણવા મળ્યું કે મેઘાણીભાઈએ પોતાને સોરઠી સંતોના દર્શન કરાવનાર શુકનદાતા તરીકે વર્ણવ્યા છે તે, હડાળાના સ્વ. દ. શ્રી. વાજસુરવાળાની નવલખા મોતીની 'માળાના કવિ વિદ્વાનો ને વાર્તાકારોની માળાનું અણમૂલ મોતી સુરા બારોટ એમના મોટા બાપુ થાય.

સુરા બારોટના ભાઇ ગેલા બારોટ, ગેલા બારોટના ભુટા બારોટ અને ભુટા બારોટના આજના આપણા લોકપ્રિય વાર્તાકાર કાનજી બારોટ.

એમની તરુણાવસ્થામાં કદી કોઇને કલ્પના સરખી નહિ હોય કે એક દિવસ ઓખા મંડળથી મુબઈના ઝંપા સુધી એમનો ડંકો વાગતો થશે. વાર્તાકથન કલાના ખાલી પડ માથે પડેલા નગારે એમનો ઘાવ પડશે

બે તમા બાળક, પરાણે પંચ ગુજરાતી ભણ્યા. સંતોની જીવન ફોરમથી મન મસ્ત બની ઊઠેલું. એથી ભજન ભાવમા દિનરાત ભમે. દિવસો ને રાતોની રાતો લખીરામજીની મંડળીમાં સૂર પુરાવે ને ઝાંઝ વગાડે. ને મધ્ય-કાઠિયાવાડથી જૂનાગઢના વડાલ સુધી ઘૂમે.

ન કુટુંબની પરવા, ન પૈસાની. એક વરસ તો મન એવુ વેરાગી થઇ ઊઠયું કે પૈસાને સ્પર્શ ન કરે. કોઈ આપે તો એક પુસ્તકમાં મૂકવાનું કહે. જરૂર પડે કોઇક પાસેથી એમાંથી કઢાવી લે. સ્નેહી અને કુટુંબ પરિવારને થયું કે હવે નક્કી બાવો બની જશે, સાતેક વરસનો અણવાડે પગે તુલસી શ્યામનો ભાદરવી અમાસનો મેળો કર્યો અને શિવરાત્રી જેવા બીજા મેળા પણ પગ.

વાચનનો અજબ રસ. એક દિવસ ગિર કાંઠાના કડાયા ગામે ઝાંઝેસરી નદીને કાંઠે પ્રવીણ સાગર વાંચતાં એટલા મશગુલ થઇ ગયેલ કે નદીના મઘરિયા ધૂનામાં જઇ પડયા. ગાંધીયુગના પ્રભાવ નીચે એવા આવેલા કે બની શકે તેટલા સભારંભોમાં હાજરી આપીને વાર્તાઓ કરે. એક દિવસ ટીંબલાથી ચાલી નીકળ્યા તે જઇને અમદાવાદ ગાંધીજીના આશ્રમે જઈ ઊભા રહ્યા ત્યાં સ્વ. નરહરિ પરીખને પણ રા નવઘણી વાર્તા સંભળાવેલ. રાષ્ટ્રીય જુવાળમાં કૂદી પડવા હલુંબા ઊપડેલ પણ જીવનની એકીકરાઇ અને હજી જીવનનો પંથ પાકો નહિ થતાં એ રહી ગયું. પણ રાષ્ટ્રીયતા અને ગાંધીજી પ્રત્યે અપાર પ્રેમ. એટલે એમની આખી વાર્તાકલાને રાષ્ટ્રીયતાનો ઓપ અપાઈ ગયો છે ને ઝોક સુધારા તરફ અને સમાજ પરિવર્તન તરફનો રહ્યો છે.

મોરના ઈંડાને ચિતરામણ ની જરૂર ન હોય. કુળ પરંપરા વાળાકાઠીએ અને સીસોદીયા ભ્હેરોની વંશાવળી રાખવાનું, પણ અદ્ભુત હાસ્ય વાર્તાકાર પિતા ભુટા બારોટ કાનજી ભાઇની સાતવરસની

વર્ષે દેવલોક પામ્યા.

યજમાનો મજમુ એટલે સુરાબારોટ અને એમના પુત્ર ભીખા બારોટ સાથે યજમાનોમાં જાય. વાર્તાની પ્રેરણા સુરાબારોટની સેવા અને આશિષથી મળી, એમાંથી વાર્તાકલાની ગંભીરતા અને ગૌરવ પ્રાપ્ત થયાં. જ્યારે સિતાર ઉપર વાત કહેવાની કળા ભીખા બારોટ પાસેથી પ્રાપ્ત થઈ. અને હાસ્ય કટાક્ષની છોળો ઉડાડવાનો પિતા ભુટા બારોટનો સંસ્કાર ઊતરી આવ્યો.

ધીરે ધીરે ચલાળા ને અમરેલી એમની લોક વાર્તાની કર્મભૂમિ બની. અમરેલીના બાલુભાઇ ખેતાણી, ટીંબલાના ગુણગ્રાહક દ. જેઠસુરવાળાનાં પ્રેરક ઉત્તેજન મળ્યાં. ચલાળા અને ઝરના શેઠિયાઓ મારફત મુંબઈનાં તેડાં થયાં ને મુંબઇએ એમને વધાવી લીધા. ઘાટકોપરમાં બાપાલાલ ગાંધી અને હરિભાઇ દોશી એમની વાર્તાકલાનું સ્થાન બન્યા.

વાર્તા વિકસ્યે જતી હતી. અભ્યાસ વધ્યે જતો હતો. વાચન વિશાળ બન્યે જતું હતું. જાગતિક દૃષ્ટિ. યુગના પ્રવાહોની અજબ પરખ. એટલે પ્રવાહોની પકડ કરી ને વાતોમાં વણ્યે જાય. એમાં ચલાળાના શ્રી. નાથાલાલ ચંદારાણા અને ગિરહરમડીઆ અંતુભાઇ ભટ્ટના સહવાસ સત્કારે કાનજીભાઇ નાનાં વર્તુળોમાંથી વિશાળ પટમાં આવતા થયા.

આજે રેડિયો કાનજીભાઈની વારતા વગર આથમતો નથી એ રેડિયાના આમંત્રણથી રાજકોટ આવ્યા. પોતાને ન ફાવ્યું. સંચાલકોના આગ્રહ છતાં રેડિયો છોડી ગયેલા તે રેડિયોના શ્રોતાઓના આજે અત્યંત પ્રીતિપાત્ર બન્યા છે.

વાર્તા કથનમાં એમનાં ત્રણ અંગો છે. વાર્તા, ગેયતા એટલે ગાવાનું અને સિતાર વાદન. સિતારમાં પરજ કે ધૂન બાંધી લે છે, પછી આંતરે આંતરે ઝાલાનો સ્પર્શ આપે. સિતારની લયકારી બંધાય એથી વાર્તાની સુરાવટ બંધાઇ જાય છે. એથી આખું વાર્તા કથન સંગીતના આરોહ અવરોહના હિલોળમાં વહે છે.

કંઠ ઘેરો ને પડછંદા પાડતો, દુહા છંદ ગીત કવિતના રસની જમાવટ કરતા જાય. જબાન મીઠી લહેકાવાળી અને ગાનનો પ્રકાર વાર્તા કથનની લયકારીથી બંધાયેલો બારોટ શૈલીનો.

પ્રેમ, શૌર્ય, શૃંગાર, ભક્તિ અને દિલેરીના ભાવ વ્યક્ત કરતી વાર્તામાં ઠેર ઠેર હાસ્ય કટાક્ષ વેરતા જાય. વાર્તા કથનની એમની ગતિ બધા જ ભાવો પ્રગટ કરવા છતાં શાંતરસમાં વહે છે, ઔત્સુકય ઘણું, આવેશ નહિ.

ભાષા સરળ, મર્માળી ને સર્વભોગ્ય હોવાથી શહેરો અને ગામડાંમાં એક સરખી ચાહના પામે છે. આ મીઠી, રાવળી મોજીલી સૌરાષ્ટ્રીય જબાન આજે ગુજરાતને પણ ઘેલું લગાડી રહી છે. કારણ કે એમનું કથન પણ મસ્ત મોજીલું અને દિલ ડોલાવણ છે.

સવાલ તો આ ખૂબ લોકપ્રિયતા પ્રાપ્ત કરી ચૂકેલી વાર્તાકથન શૈલીને લેખન શૈલીમાં ઊતારવાનો હતો. વાર્તાકથનને વાર્તાલેખનમાં ઉતારીને ગમે તેમ તોય લખેલા એટલે ઠંડા શબ્દોમાં કથનની ઉષ્મા પ્રગટાવવી, વાર્તાના હાર્દ સાથે ભાવવાહી બનાવવી, સુદીર્ઘ કથન શૈલીમાં લેખનનું લાઘવ લાવવું એ કેટલી વીસે સો થાય છે તે તો વાર્તાકથનના લેખક જ જાણી શકે.

પણ અજબ પ્રભુત્વ સિદ્ધ કર્યું છે શ્રી. કાનજીભાઈએ. જેવા વાર્તાકથનના તેવા જ વાર્તા લેખનના ઠાવકા ને પાવરધા કલાકાર સિદ્ધ થયા છે. શ્રી. કાનજીબારોટ.

વાર્તાકથનનું હાર્દ, મર્મ વેગ, જુસ્સો અને જમાવટ તેઓ વાર્તા લેખનમાં અગીશુદ્ધ ઊતારે છે. વાકયોના તળપદા મરોડમાં ભાવ સાથે માનવમનનું ઊંડું અવગાહન ઉપસાવે છે. અને વાર્તા એકધારી પડતી આવે છે જળધોધની જેમ.

એમની આ વાર્તાકલાની સિદ્ધિ અનુભવ ચિંતન અને એકધારા વિદ્યાર્થી સમા અભ્યાસનું પરિણામ છે. એ વાર્તાકથન અને વાર્તાલેખનની ઉભય સિદ્ધિ પાછળ એમનું તે દિશાનું સતત પ્રગતિશીલ તત્ત્વ કામ કરી રહ્યું છે. જેવાં કાનજીભાઇએ વાર્તાકથનમાં લોકપ્રિયતાનાં શિખરો સર કરવા માંડયાં છે તેવાં જ વાર્તા લેખનમાં પણ અવશ્ય લોકપ્રિયતાનાં શિખરો સર કરશે. કાનજીભાઇ ઉદયમાન યુગના ઉભય કલાના કલાધર છે.


Ram Bros
TAILORS & CUTTERS
SIR LAKHAJIRAJ ROAD
TOWN HALL
RAJKOT

Oormy-Navrachana Rajkot-1 Nov. ('69) કિ. ૫-૦૦ Regd. No. G. 68





## એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી જયોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાથી મોટી રકમ બનીને રાષ્ટ્રના ઉપયોગી કાર્યોમા મદદરૂપ થાય છે



# નાની બચત

નાનેરા પ્રયાસોનુ મોટેરૂ પરિણામ

*ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત*

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણસ્થાન સુરૂચિ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે ગેસફોર્ડ, રાજકોટ-૧




તંત્રીઓ : ઇશ્વરલાલ દવે · જયમલ્લ પરમાર

વર્ષ : ૪૦ : ફેબ્રુઆરી '૭૦ : અંક ૧૧ : સળંગ અંક : ૪૭૯






ગ્રાહકોને —

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઇપણ મહિનાથી ગ્રાહક થઇ શકાય છે.

* ગ્રાહકોને અંક પંદર દિવસ સુધી ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહકે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ–નવરચના'ના લવાજમના દર

| | | |
|---|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂ. | ૧૦–૦૦ |
| વાર્ષિક–પરદેશમાં | રૂ. | ૨૧–૦૦ |

લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

* બદલાના સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિ–નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.


ઊર્મિ–નવરચના કાર્યાલય
૧૩, જગનાથ પ્લોટ
રાજકોટ ( જિ. રાજકોટ )



પ્રકાશક ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ યાજ્ઞિક રોડ, કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ, રાજકોટ–૧



"ગમે તે સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં"

ગુજરાતી સાહિત્ય પરિષદના રજતજયંતી અધિવેશન નિમિત્તે આ અધિવેશનની 'સ્મૃતિ પ્રસાદી' સંકલિત કરતો 'ઊર્મિ નવરચના'નો આ વિશેષાંક પરિષદના પ્રતિનિધિઓ તથા સ્વાગત સમિતિના સદસ્યો–મિત્રોને એક અમોલા સંભારણારૂપે મોકલાઈ રહ્યો છે.

આશા છે "માણ્યું તેનું સ્મરણ કરવું એમ એક લહાણું" રૂપ આ પ્રયાસ બની રહેશે.

વિક્રમકિશોર બૂચ – પ્રફુલ્લ નાણાવટી
દિલસુખરાય દવે – ડૉ. મહેન્દ્ર દવે
અ. સૌ. વનલીલા માંકડ
મંત્રીઓ
સ્વાગત સમિતિ

સ્વાગત સમિતિ
ગુ. સા. પરિષદ અધિવેશન ૨૫મું
જૂનાગઢ ૧–૨–'૭૦



Guvp 69/470

ધીરાણ-વસુલાતનું સંકલન ન કરીએ તો
સહકારી પ્રવૃત્તિ ઉણપવાળી લાગશે

: ચિતરંજન રૂગનાથ રાજા



એક દીવાથી બીજો દીવો પેટાય છે... એક નાનકડી
જ્યોત ઘર આખામાં અજવાળું કરી મૂકે છે...

આપ રોજ એક એક પૈસો કે એક એક રૂપિયો બચાવતા જાઓ તો એ નાનકડી બચતમાંથી મોટી રકમ બનીને રાષ્ટ્રનાં ઉપયોગી કાર્યોમાં મદદરૂપ થાય છે.



# નાની બચત

નાનેરા પ્રયાસોનુ મોટેરૂ પરિણામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

RPC 1215



## નરસિંહને

જન્મના, જાતિના, વર્ણના જૂઠડા-
ભેદ દૂરે દઇ તેં ફગાવી,
હરિતણા જન ગણી સ્વજન, તે સંગમાં
સકલ સંસાર દીધો બિછાવી.

જોયું તે ગાયું ને અજબ અનુભૂતિને
રસમધુર વાણીમાં વ્યક્ત કીધી;
ધન્ય રે ધન્ય નરસિંહ નર! ધન્ય! તેં
ધન્ય ગુજરાતની ભોમ કીધી.

જીવન ને કવનના પરમ અદ્વૈતને
સાધતી પ્યાલી તેં અજબ પીધી,
ધન્ય રે ધન્ય નરસિંહ નર! ધન્ય! તેં
ધન્ય ગુજરાતની ભોમ કીધી.

શ્રી. મનસુખલાલ ઝવેરીના
કાવ્યમાંથી

## ધ્વનિ એનો

ફરી ફરી વત્સલ જનમંગલ
ધ્વનિ એનો સાંભરે,
કિરણ ફૂટતાં નવાં યુગે યુગ
આશિષ એની વરે.

કોટિ કોટિની આરત મૂંગી,
હતી ધબક જે રગરગ ઊંડી;
એ જ અહો કંઠે ગાંધીને
પ્રાણ અભિનવ ધરે.

પથ્થર પથ્થર નિર્ઝર પ્રગટ્યા
ધરા–ગગનના છેડા ધબક્યા
અહો, ગાંધી ઉદ્‌ગાર કાળની
કલગી થઈ ફરફરે.

—હસિત બૂચ



# સાહિત્ય પરિષદનો આ અધિવેશન અંક

—તંત્રીઓ

જૂનાગઢ સાહિત્ય પરિષદના ૨૫મા અધિવેશને જે સાંસ્કારિક ચેતના જગવી છે તેનાથી પ્રેરાઈને 'ઊર્મિનવરચના'નો આ ફેબ્રુઆરી અંક અધિવેશનના વિશેષાંક તરીકે પ્રગટ કરતા અમે ઘણી ઘણી રીતે કૃતાર્થતા અનુભવીએ છીએ

જે કાર્ય ઘણા વર્ષોની જહેમતથી પૂરતુ નથી સધાતુ તે કોઈક વિરલ પ્રસંગથી એકાએક આકાર લઈ ઊઠે છે દેશ અને ખાસ કરીને ગુજરાત રાજકીય વિષમતામાથી પસાર ન થતા હોત તો સાહિત્ય પરિષદના ૨૫મા અધિવેશને જગાવેલી ચેતનાનો અનુભવ સાર્વત્રિકરીતે સમગ્ર ગુજરાતને સામયિકો દ્વારા પણ પૂરતા પ્રમાણમા થયો હોત

ઉલટ પક્ષે એવો અનુભવ થયો કે બધી રાજકીય વિષમતા વચ્ચે પણ પ્રજાજીવનની સાસ્કારિક ચેતના જાગતી અને વિકસતી જ રહે છે શ્રી સ્નેહરશ્મિએ આ અંકમા પ્રગટ થયેલા એમના લેખમાં એનો સૂચકરીતે નિર્દેશ કર્યો છે

જૂનાગઢના ૨૫મા અધિવેશનના રોકાણને કારણે જ 'ઊર્મિનવરચના'નો જાન્યુઆરી અંક તા ૧લીને બદલે તા ૫મીએ પ્રગટ કરી શકાયેલો એ પછી તો અધિવેશનનો વિશેષાંકની તૈયારી કરવા માટે સમયનો ઘણો ટૂંકો ગાળો જ રહેતો હતો એ ટૂંકા ગાળામા જે કાઈ શકય બની શકયુ છે તે સાહિત્ય પરિષદની જૂનાગઢની સ્વાગત સમિતિને જ આભારી છે જેટલુ સાહિત્ય પ્રગટ કરી શકાયુ છે તેટલુ મેળવી આપવામા સ્વાગત સમિતિએ એક દિવસનોય વિલબ થવા દીધો નથી

આ સહૃદયતા અને આ તત્પરતા નહોત તો આ વિશેષાંક અમે પ્રગટ ન કરી શકત આ અંકમા પ્રગટ થયેલી તસવીરો અને અન્ય બ્લોકસ પણ સ્વાગત સમિતિને જ આભારી છે

આખર 'ઊર્મિનવરચના' જે સાસ્કૃતિક મૂલ્યો લઈને આગળ વધી રહ્યુ છે તે સાહિત્ય પરિષદ અને સ્વાગત સમિતિના સસ્કારયજ્ઞમાથી પોતાની જાતને જુદી તારવીને કેવી રીતે જોઈ શકે ? એટલે આ વિશેષાંક પણ એવી આત્મીયતાના જ ફળસ્વરૂપ છે

આ અંકમા સાહિત્ય પરિષદના અગ્રેસરોના અને જે બીજા લેખો પ્રગટ થયા છે તેનો આભાર માનતા એટલા માટે જ દિલ સકોચ અનુભવે છે અને 'ઊર્મિનવરચના' લોકસાહિત્યની નાનકડી જે એક જેહાદ લઈને ઝૂઝતુ હતુ તે શિષ્ટસાહિત્ય અને લોકસાહિત્ય વચ્ચેની દીવાલને ૨૫મા અધિવેશને સહજભાવે તોડી નાખી છે ત્યારે તો ખાસ કરી ને અધિવેશનના વિશેષાંકનો આ નાનકડો પ્રયાસ સરસ્વતીમા સગમિત થયેલા બે સાહિત્ય પ્રવાહો પછીના એક મગલ પ્રારભરૂપ છે

બે વર્ષ પહેલા 'ઊર્મિનવરચના'ને અમે નવો ઝોક આપ્યો ત્યારે અમે 'વિદ્વત્સાહિત્ય અને લોકસાહિત્યનો સમન્વય સાધવુ એવી ભાવના સાથે નવપ્રયાણ કરેલુ અમારી એ ભાવના ૨૫મા અધિવેશનના એકાત્મભાવથી સાકાર થઈ ઊઠયાનો આનદ અમે પ્રગટ કર્યા સિવાય રહી શકતા નથી

આ અંકનુ મુખપૃષ્ઠ શોભાવતા ચિત્ર માટે અમે શ્રી વૃંદાવન સોલકીના આભારી છીએ સ્વાગત સમિતિની સમૃદ્ધ 'સ્મારિકા'ની સ્મૃતિરૂપ એ ચિત્ર મુખપૃષ્ઠ ઉપર આપેલ છે આધુનિક ટેકનીકથી લોકકળાના મોટીફને ઉપસાવવાની શ્રી વૃંદાવન સોલકીની કલાદક્ષતા ધન્યવાદને પાત્ર છે શ્રી બચુભાઈ રાવતના શબ્દોમા આજે તેઓ ગુજરાતના કલાક્ષેત્રે કાઠ કાઢી ગયેલા છે

અંતમા શ્રી ઉમાશકર જોશીના પ્રમુખપદની નિવૃત્તિના વ્યાખ્યાનનો જે ભાગ આ અંકમા છપાયો છે તે 'આકાશવાણી રાજકોટના સૌજન્યના પણ અમે આભારી છીએ

# ચારણ કવિરાજ ઈસરદાનજીનું મૃત્યુ વર્ષ

શ્રી ડોલરભાઇ માંકડ (કુલપતિ સૌ. યુનિ.)

ઈસરદાનજીના જન્મ અને મરણના સમય માટે થોડો વિવાદ છે. રાજસ્થાનમાં નીચેનો દુહો પ્રચલિત છે :

પનરાસૌ પિચ્ચાણવૈ જન્મ્યાં ઇસરદાસ
ચારણ વરણ ચકારમેં ઉણુદિન હુવૌ ઉજાસ

મોતીલાલ મનોરિયા (હાલાં ઝાલા રા કુંડળિયા ભૂમિકા પૃ. ૨)

આ પ્રમાણે ઈસરદાનનો જન્મ સં. ૧૫૯૫માં થયો હતો. પણ યદુ (તૃતીયખંડ પ.૧૨૩) નીચેનો દુહો આપે છે :

સવંત પંનર પંનરમેં જનમે ઇસરચંદ
ચારણ વરણ ચકોરમેં ઉણુદિન હુવો આનંદ
સર૫ ભૂ૧ સર૫ શશી૧ બીજ ભૃગુ શ્રાવણ સિતપખ સાર
સમય પ્રાત સુરા ઘરે ઇસરમો અવતાર

આ પ્રમાણે ઈસરદાનનો જન્મ સં. ૧૫૧૫ના શ્રાવણ સુદ ૨ શુક્રવારે થયો હતો.

ડો. મનોરિયા પ્રમાણે (એ જ પૃ. ૬) ઈસરદાનનું મૃત્યુ સં. ૧૬૭૫ની આસપાસ ૮૦ વર્ષની ઉંમરે થયું.

યદુ (૩, પૃ. ૧૨૮)માં નીચેનો દુહો છે :

સંવત સોળ બાવીસ બુધ સુદ નવમી મધુમાસ
ઈશાણંદ કવિ ઉદ્ધરે વિશ્વ કરો વિશ્વાસ.

આ પ્રમાણે ઈસરદાનનું મૃત્યુ સં. ૧૬૨૨માં ચૈત્ર સુદ નવમીના દિવસે બુધવારે થયું. આ અનુશ્રુતિ મુજબ ઈસરદાનજી ૧૦૭ વર્ષની ઉંમરે દેવ થયા.

ઈસરદાનજી જામ રાવળના બારોટ હતા–જામ રાવળ સં. ૧૬૧૮માં મૃત્યુ પામ્યા. તે પછી સં. ૧૬૨૦માં ધ્રોળના જામ જસાજી રણમાં પડયા તે પ્રસંગે ઈસરદાનજીએ જ 'હાલાં ઝાલાં રા કુંડળિયા'નું કાવ્ય રચ્યું હતું એમ ડો. મનોરિયા માને છે અને તે સ્વીકારવા યોગ્ય છે.

`ઈસરદાનજીના મૃત્યુ વિશે નિર્ણયાત્મક પૂરાવો મળે છે. ઈસરદાનનાં એક પત્ની સોનબાઈ હતાં અને ઈસરદાનના મૃત્યુના સમાચાર સાંભળીને એ સતી થયાં હતાં. તેનો પાળીઓ આજે પણ મોરબીથી ત્રીશેક કિલોમીટર દૂર માળિયા પાસેના વીરવદરકા ગામમાં છે. વીરવદરકા ગામની પશ્ચિમે ડાડાનો ઓરડો કહેવાય છે તેમાં વચ્ચે આ સતીનો પાળીઓ છે અને આજુબાજુ બીજા શૂરાપુરાના પાળીઆઓ છે. ઓસરી ઉતાર ઓરડો છે. પાળીઆમાં સતીનો હાથ છે અને તેમાં નીચે મુજબ લખાણ છે :

૧ સંવત સોળ બાવીસ સદ તે
૨ રસ ચઇત્ર માસ ઇશાણંદ ૬
૩ ૧... ... .... .... .... ....
.... .... ... . . ... ...



[ અનુ૦ પૃષ્ઠ ૭૭૫.

# ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૫મા અધિવેશનના પ્રમુખો, સ્થળ અને સાલ

| પ્રમુખો | સ્થળ | સાલ |
|---|---|---|
| (૧) શ્રી ગોવર્ધનરામ મા. ત્રિપાઠી | અમદાવાદ | ૧૯૦૫ |
| (૨) ,, કેશવલાલ હ. ધ્રુવ | મુંબઈ | ૧૯૦૭ |
| (૩) ,, અંબાલાલ સાકરલાલ દેસાઈ | રાજકોટ | ૧૯૦૯ |
| (૪) ,, રણછોડભાઈ ઉદયરામ દવે | વડોદરા | ૧૯૧૨ |
| (૫) ,, નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા | સૂરત | ૧૯૧૫ |
| (૬) ,, હરગોવિંદ દ્વા. કાંટાવાળા | અમદાવાદ | ૧૯૨૦ |
| (૭) ,, કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી | ભાવનગર | ૧૯૨૪ |
| (૮) ,, રમણભાઈ મહીપતરામ નીલકંઠ | મુંબઈ | ૧૯૨૬ |
| (૯) ,, આનંદશંકર બાપુભાઈ ધ્રુવ | નડિયાદ | ૧૯૨૮ |
| (૧૦) ,, ભોળાભાઈ જીવણજી દેસાઈ | નડિયાદ | ૧૯૩૧ |
| (૧૧) ,, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | લાઠી | ૧૯૩૩ |
| (૧૨ ,, મોહનદાસ કરમચંદ ગાંધી | અમદાવાદ | ૧૯૩૬ |
| (૧૩) ,, શ્રી કનૈયાલાલ મુનશી | કરાંચી | ૧૯૩૭ |
| (૧૪) ,, અરદેશર ફરામજી 'ખબરદાર' | અંધેરી | ૧૯૪૧ |
| (૧૫) ,, વિદ્યાગૌરી રમણલાલ નીલકંઠ | વડોદરા | ૧૯૪૩ |
| (૧૬) ,, રામનારાયણ વિ. પાઠક | રાજકોટ | ૧૯૪૬ |
| (૧૭) ,, કનૈયાલાલ મા. મુનશી | જૂનાગઢ | ૧૯૪૯ |
| (૧૮) ,, હરસિદ્ધભાઈ વ. દિવેટિયા | નવસારી | ૧૯૫૨ |
| (૧૯) ,, કનૈયાલાલ મા. મુનશી | નડિયાદ | ૧૯૫૫ |
| (૨૦) ,, કાકાસાહેબ કાલેલકર | અમદાવાદ | ૧૯૫૯ |
| (૨૧) ,, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | કલકત્તા | ૧૯૬૨ |
| (૨૨) ,, રસિકલાલ છો. પરીખ | મુંબઈ | ૧૯૬૪ |
| (૨૩) ,, જ્યોતીન્દ્ર હ. દવે. | સૂરત | ૧૯૬૬ |
| (૨૪) ,, ઉમાશંકર જે. જોશી | દિલ્હી | ૧૯૬૮ |
| (૨૫) ,, ત્રિભુવન પુ લુહાર 'સુન્દરમ્' | જૂનાગઢ | ૧૯૬૯/૭૦ |

## પરિષદના વરણી થયેલા હોદ્દેદારો

પ્રમુખ

શ્રી. સુન્દરમ્

ઉપપ્રમુખો

શ્રી. ઝીણાભાઈ દેસાઈ–સ્નેહરશ્મિ.

શ્રી. યશવંત શુક્લ

મંત્રીઓ

શ્રી. ગુલાબદાસ બ્રોકર

શ્રી. પીતાંબર પટેલ

શ્રી. વિનોદ અધ્વર્યુ

કોષાધ્યક્ષ

શ્રી. દામુભાઈ શુક્લ

કારોબારીના અન્ય સભ્યો :

શ્રી. ઉમાશંકર જોષી

શ્રી. અનંતરાય રાવળ

શ્રી. ભોગીલાલ સાંડેસરા

શ્રી. નટવરભાઈ પંડ્યા—ઉશનસ

શ્રી. હીરાબહેન પાઠક

*

# ગુજરાતી સાહિત્ય પરિષદનાં અધિવેશનો

( એક વિહંગાવલોકન ) શ્રી. વિક્રમકિશોર બૂચ

"...સાહિત્યની દુનિયામાં યે જૂનાગઢે પોતાના નામની એક અમર કોતરણી કરી. ભક્ત કવિ નરસિંહ જૂનાગઢની માતા હતો, ગુજરાતી ભાષાને કવિતાનો કંઠ આપનારો જૂનાગઢનો નરસૈંયો હતો. અને નરસૈંયાનું રચેલું, ગાંધીજીએ ગાયા પછીથી આપણી દુનિયાના કરોડો માનવીઓના કંઠમાં મઢાઇ ગયેલું, "વૈષ્ણવજન તો તેને રે કહીએ..." નું જગપ્રસિદ્ધ કાવ્ય પણ જૂનાગઢની સાહિત્ય રસિક ભૂમિને માથે જ પ્રકટયું હતું. અહીંથી થોડેક દૂર વસેલા કાઠિયાવાડના નંદનવન સમા ચોરવાડમાં પણ સાહિત્યનો બગીચો હજુ તો ગઇ કાલ સુધી જ ફોરેલો હતો. "સ્વર્ગ"નાં પુસ્તકોના લોકપ્રિય કર્તા અમૃતલાલ પઢિયારની મંડળી રમણીય ચોરવાડમાં હજૂ તો હમણાં જ વસતી હતી.

"ચારણી સાહિત્ય સોરઠમાં ફૂલી અને ફાલી રહ્યાં... અંધારી અથવા અજવાળી રાતે સાંભળો તો સોરઠના રબારીની વિલક્ષણ હલક હૈયાને હલાવવાનું હજુય કારણ બને. મહાગુજરાતના સાહિત્યકારોને જૂનાગઢના ગિરે અને ગિરનાં નેસડાઓએ આપેલી વસ્તુઓનો હિસાબ સાહિત્યના કોઇ રસિયાએ રાખ્યો ખરો? ગળાંની હલક, દિલની કવિતા, આંખમાં વસતી કલ્પના અને અંગમાં ઉછળતો ઉત્સાહ —આવા સોરઠના સીમાડે મહાગુજરાતના આવતી કાલના સાહિત્યને લગતી આશાઓ પણ જરાય ઓછી નથી...."

(સ્વ. શ્રી સામળદાસ ગાંધી)

આ નરસૈંયાની ભૂમિમાં, સાહિત્યરસિક ભોમકામાં અને આવતીકાલની આશાઓનાં પિયુષ ઉદરમાં સમાવતી ભૂમિમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૫મું રજત જયંતી અધિવેશન ઇસુના ૧૯૬૯ના વર્ષાન્તે મળી ગયું. જૂનાગઢના સાહિત્યપ્રેમી, સંસ્કારપ્રિય નગરજનો માટે તા. ૨૬–૨૭–૨૮ ડિસેમ્બરના આ ત્રણ દિવસો ચિરંજીવી સંભારણું બની ગયા છે.

કવિ નરસિંહની ભૂમિમાં મળી ગયેલ સંમેલનમાં જતા અને આવતા બંને પ્રમુખો પણ ગુજરાતના કવિવરો શ્રી ઉમાશંકર જોશી અને શ્રી સુંદરમ્ હતા એ પણ યોગાનુયોગ જ કહેવાય.

આઝાદીના ઉષ:કાળે, નવી રાજ્ય વ્યવસ્થા અને તંત્ર અંકિત થઇ રહ્યાં હતાં, ગાંધીજીએ આ ફાની દુનિયામાંથી વિદાય લીધી હતી. એ ટાણે ૧૯૪૭માં અહીં જૂનાગઢમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૭મું અધિવેશન મળ્યું હતું.

સાહિત્ય પરિષદનું અધિવેશન જયારે જયારે મળે છે ત્યારે સાહિત્યિક વર્તુળોમાં પરિષદના સ્વરૂપ અને કાર્યપ્રણાલી અંગે વિવિધ સૂચનો–મંતવ્યો તત્સમય પૂરતાં રજૂ થાય છે જ; પણ પરિષદની કાયાપલટ અંગે પછી જેને follow up કાર્ય કહેવાય એવું કશું થતું નથી અને તેથી ફરી બે કે અઢી–ત્રણ વર્ષે અધિવેશન મળે ત્યારે પાછા ઠેરના ઠેર–એવી જ સ્થિતિ પ્રવર્તે છે.

ગુજરાતી સાહિત્ય પરિષદનું પોતીકું કાર્ય શું છે?

ગુજરાતમાં અને ગુજરાત બહાર અન્ય સંસ્થાઓ પણ એક યા બીજી રીતે ગુજરાતી ભાષા દ્વારા સાહિત્ય અને વિજ્ઞાનનાં ક્ષેત્રોને સાંધે છે. આ સંસ્થાઓ અને પરિષદના કાર્યક્ષેત્રના સીમાડાઓ કયાં જોડાય છે અને કયાં જૂદા પડે છે એ વિચારવાનો સમય પાકી ગયો છે.

પરિષદ સિવાયની અન્ય સંસ્થાઓને ઉપકારક થાય એવું કાર્યક્ષેત્ર પરિષદનું હોવું ઘટે. આ બધી સંસ્થાઓથી ન થાય એવું ગુજરાતી ભાષા અને સાહિત્યને વિકસાવવાનું, સમૃદ્ધ કરવાનું અલગ કાર્યક્ષેત્ર પણ પરિષદનું બની શકે. ફ્રેન્ચ એકેડમી જેવી પરિષદને બનાવવાનો કેટલાક વિદ્વાનોએ મનોરથ પણ સેવ્યો છે.

સાહિત્ય પરિષદનાં અધિવેશનો સામાન્યતઃ પ્રતિ બે વર્ષે મળે છે. સંયોગાધીન આમાં ફેરફાર પણ થયા છે.

આજ સુધીમાં મળેલાં અધિવેશનોમાં અમદાવાદમાં ચાર અધિવેશન ૧૯૦૫, ૧૯૨૦, ૧૯૩૬ અને ૧૯૫૯ માં મળ્યાં છે, મુંબઈમાં પણ ચાર ૧૯૦૭, ૨૧, ૪૧ અને ૬૪. નડિયાદમાં પરિષદ ત્રણવાર મળી છે: ૧૯૨૮, ૩૧ અને ૫૫ માં. સુરત રાજકોટ, વડોદરા અને જૂનાગઢમાં પરિષદનાં બે–બે વાર અધિવેશન યોજાયાં છે, સુરતમાં ૧૯૧૫ અને ૧૯૬૬ રાજકોટમાં ૧૯૦૯ અને ૧૯૪૬, વડોદરામાં ૧૯૧૨ અને ૧૯૪૩, અને જૂનાગઢમાં ૧૯૪૯ અને ૧૯૬૭.

આ ઉપરાંત ભાવનગરમાં ૧૯૨૪માં લાઠીમાં ૧૯૩૩માં, કરાંચીમાં ૧૯૩૭માં અને નવસારીમાં ૧૯૫૨માં અધિવેશન મળ્યાં છે.

ગુજરાત બહાર કલકત્તામાં ૧૯૬૨ માં અને દિલ્હીમાં ૧૯૬૮માં પણ ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિવેશન મળ્યું છે.

ગાંધી શતાબ્દિ વર્ષને પરિણામે દિલ્હી પછી તુરત જ ૧૯૬૯માં જ અધિવેશન ગાંધી જન્મભૂમિમાં વિચારાયું.

આ અધિવેશનોના અધ્યક્ષો અને હોદ્દેદારોએ સમયોચિત યથાસમયે પરિષદને ઉષ્મા તો આપી જ છે, છતાં પ્રારંભકાળમાં પરિષદને જીવંત અનુમોદન આપી ટકાવી રાખવામાં પહેલી વીસીના પ્રમુખોએ ભારે બહુમૂલ્ય કાર્ય કર્યું છે.

ઈ. સ. ૧૯૦૫માં અમદાવાદની સાહિત્યસભાના યુવક વર્ગમાં પ્રથમ કલ્પના આવી કે ગુજરાતી સાહિત્ય પરિષદ ભરવી આ કલ્પના નવીન હતી. મહારાષ્ટ્રમાં એ સમયે શરૂ થયેલી મરાઠી પરિષદની સંસ્થામાંથી એ પ્રેરણા ઉદ્ભવી ન હતી. ગુજરાતી સાહિત્ય સભાએ–મંડળનું આ નામમાં રૂપાંતર થયું– તે સમયે નક્કી કરેલા ઉદ્દેશોમાં સાહિત્ય પરિષદ ભરવી એ એક ઉદ્દેશ હતો.

પ્રથમ પરિષદના અહેવાલ ઉપરથી જણાય છે કે નર્મદ અને મણિલાલ દ્વિવેદીની અભિલાષા પરિષદ ભરવાની હતી. ગુજરાતી સાહિત્ય પરિષદને ઉત્પન્ન કરવાનું માન એ સાહિત્યસભાના યુવકવર્ગને જ છે એટલું જ નહિ પણ આ નવીન કાર્ય અંગે અનેક અડચણો, સમભાવ વિનાના પુરુષો તરફના ઉપહાસ ઈત્યાદિને જીતી એ સમારંભને વિજયી બનાવવાનો યશ પણ એમનો જ છે. ગુજરાતમાં ઇ. સ. ૧૯૦૪ માં ઉનાળામાં સ્વ. શ્રી ગોવર્ધનરામની સાથે ગુજરાતી સાહિત્ય સભા અમદાવાદના પ્રમુખ શ્રી રમણભાઈ તથા મંત્રીઓ શ્રી હીરાલાલ હરિલાલ દેસાઈ તથા શ્રી રણજીતરાય નાનાભાઈએ પરિષદ ભરવાની ચર્ચા કરી હતી.

પરિષદના મંગલાચરણની પૂર્વ ભૂમિકા કંઈક આવી હતી; અને પછી તો મંગલ અધિવેશન પ્રસંગે સાક્ષર શ્રી. ગોવર્ધનરામના આશીર્વાદ સાંપડયા. સાહિત્યના સાતત્યનું જ્ઞાન શ્રી. કેશવ હ. ધ્રુવે ૧૯૦૭ માં કરાવ્યું. વ્યગ્ર દશાને પ્રાપ્ત થયેલી પરિષદને ૧૯૦૯માં રાજકોટમાં શ્રી અંબાલાલ દેસાઈએ ટકાવી રાખી તો ૧૯૧૨માં વડોદરામાં શ્રી રણછોડભાઈ દવેએ તેને પગભર બનાવી. પરિષદને તેજસ્વિની બનાવી શ્રી. નરસિંહરાવ દિવેટીયાએ ૧૯૧૫માં સુરતમાં.

આ ટાંકણે પરિષદને સ્થાયી સ્વરૂપ આપવા વિચારણા ગતિમાન બની અને એકતા સમિતિની રચના પણ થઈ.

૧૯૨૦માં આ સમયે અમદાવાદમાં પરિષદનું છઠ્ઠું અધિવેશન શ્રી. કાંટાવાળાના અધ્યક્ષસ્થાને મળ્યું. પરંતુ મહાત્મા ગાંધી અને ગુરુદેવ ટાગોરનું પણ આ જ સમયે મિલન થતાં આ બંને મહાનુભાવોની તેજ પ્રભામાં પરિષદ ઢંકાઈ ગઈ.

છતાં પણ શ્રી. કાંટાવાળાએ પ્રયત્નો જારી રાખ્યા અને તેમના વડપણ નીચે પરિષદે સ્વરૂપ બદલ્યું. પરિષદ મંડળની રચના થઇ અને તેમાથી પરિષદનું સંમેલન સ્વરૂપનું પોત ઉપસ્યું.

૧૯૨૪માં શ્રી. કમળાશંકર ત્રિવેદીના પ્રમુખસ્થાને ભાવનગરમાં મળેલા અધિવેશન સમયે પરિ-

ષદને મંડળ તરીકે રજીસ્ટર કરાવવાની યોજના થઈ.

૧૯૩૧માં પરિષદને શ્રી ભુલાભાઈ દેસાઇના પ્રમુખસ્થાને મળેલા વ્યવસ્થિત બંધારણ પછી પ્રતીતિ લાગવા માંડી કે અનેક કવિ–સાક્ષરો, સાહિત્ય રસિકોની લગભગ આખી સૃષ્ટિ પરિષદથી વિમુખ બનવા લાગી છે.

૧૯૩૬માં ખુદ મહાત્મા ગાંધીજીએ "બંધારણ" નો પ્રશ્ન ઉપસ્થિત કરાતાં કહ્યું કે : "સાહિત્ય પરિષદમાં 'ડેમોક્રસી'ના બધા નિયમો નહિ હોય... આવી સંસ્થામાં 'ડેમોક્રસી'નું ધોરણ ન ચાલે. ચલાવવામાં આવે તો તે 'ડેમોક્રસી' નહિ પણ 'મોબોક્રસી' થાય.'

ગાંધીજીએ પોતાની આ વાત સમજાવતાં બેન્ક અને હાઈકોર્ટનું દૃષ્ટાન્ત આપ્યું હતું. બેન્ક કે અદાલતનો કારભાર ચલાવવાની જેમાં કાર્યશક્તિ હોય, પ્રમાણિકતા હોય, ન્યાયની જેમાં શુદ્ધ દૃષ્ટિ હોય તે જ કાર્યની ધુરાનું વહન કરી શકે.

આ પછી પણ "પરિષદ મુક્તિ"નો જંગ ખેલાયો અને જિતાયો ! નવું બંધારણ ઘડાયું અને લોકશાહી બંધારણવાળી પરિષદ બની. આજે પરિષદ લોકશાહી બંધારણ હેઠળ કામ કરે છે—યથામતિ, યથાશક્તિ.

પરિષદનું જે ૨૫મું અધિવેશન જૂનાગઢમાં મળી ગયું તેમાં બે શકવર્તી નિર્ણય લેવાયા છે. અને એ દૃષ્ટિએ આ અધિવેશન ઐતિહાસિક બની રહેશે. અન્ય સાહિત્ય સાથે લોકસાહિત્યનું સ્થાન સ્વીકારાયું એ પ્રથમ નિર્ણય અને પરિષદનું પોતાનું ભવન નિર્માણ કરવાના નિર્ણયને અમલમાં મૂકવાની પ્રવૃત્તિનો મંગલ પ્રારંભ થયો તે બીજો નિર્ણય.

બાકી તો પરિષદના જીવનમાં છેલ્લાં ૬૮ વર્ષો જોઈશું તો જગતની અને પલટાતી પરિસ્થિતિ સાથે કેવો મેળ ચચવાઈ રહ્યો છે (!) તે સહેલાઈથી દેખાઈ આવે છે.

શ્રી સુંદરમ્ કહે છે એ મુજબ જગતની ઘણી ઘણી વસ્તુઓ, વસ્તુ માત્ર, નવું સર્જન માગી રહી છે અને તે માટેની મહામોંઘી કિંમત ચૂકવીને તે એ નવું સર્જન પામી પણ રહી છે.

આપણી સાહિત્ય પરિષદ આ નવા યુગ પલટાની અગ્રગામી જ્યોતિર્વાહિકા બની રહે, આપણે તેના ધુરંધરો બનીએ.

શ્રી સુંદરમની આ શુભ આશાઓ આપણો સંકલ્પ બની રહો !



ગિરી તળાટી ને કુંડ દામોદર, ત્યાં મહેતાજી નાહવા જાય

# જૂનાગઢનું સાહિત્ય પરિષદ અધિવેશન

શ્રી જયમલ્લ પરમાર

(તા. ૨૫મીની શોભાયાત્રાથી તા. ૨૮મીની પૂર્ણાહુતિ સુધીની કાર્યવાહીનું સળંગ દર્શન)

ગુર્જરાધિપતિ સિદ્ધરાજ જયસિંહે સોરઠ જીત્યું, જૂનાગઢ પડ્યું ત્યારે, સોરઠની જનતાના હૃદયમાંથી ભણકારો ઊઠેલો કે :

ગોઝારા ગરનાર, વળામણ વેરીને કિયો,
મરતાં રાખેંગાર, ખરેડી ખાંગો નવ થિયો,

ગુજરાતના સાક્ષરરત્ન કવિઓ ગુજરાતી સાહિત્ય પરિષદનું રજત જયંતી અધિવેશન લઇને જૂનાણાને આંગણે આવ્યા ત્યારે સોરઠની જનતાએ હૈયાનાં હેતથી સામૈયાં કર્યાં કે :

શેરી વળાવી સજ કરું ઘરે આવો ને,
આંગણીએ પથરાવું ફૂલ મારે ઘરે આવો ને.

કારણ ? સિદ્ધરાજ જયસિંહ ભૂમિવિજેતા હતો. એ સોરઠની સંસ્કાર લક્ષ્મી લૂટવા આવેલો. જ્યારે ગુજરાતનાં કવિરત્નો હૃદયવિજેતા હતા, એ સંસ્કાર લક્ષ્મીનુ સ્થાપન કરવા આવેલા.

લાંબા વિગ્રહને અંતે પોતાની મનકામના પૂર્ણ કરી સોરઠની સંસ્કાર લક્ષ્મીને બળપૂર્વક સાથે લઈને સિદ્ધરાજ પાછો ફર્યો ત્યારે ગિરના ટહુકતા મોરને સોરઠની જનતા કહે છે કે :

કાં ટૌકે ગરજ છ મોર ! ગોખે ગરવાને ચડી;
કાપી કાળજ કોર, પીંજર દાઝયો પાણીએ.

ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિવેશન ગરવાની ગોદમાં શરૂ થયું અને કોયલના શુકનવંતા ટહુકાર શરૂ થયા :

હરિયા બનકી કોયલાં, હરિયા બનકા મોર;
મન જરિયા હરિયા કરે, બોલ બોલ નિસ ભોર

અધિવેશનના ત્રણેય દિવસ કોયલના ટહુકાર ચાલુ રહ્યા, ત્યારે શ્રી. ઉમાશંકર કહે બધું તો ઠીક પણ બીજે જ્યાં જશું ત્યાં આ કોયલના ટહુકાર ક્યાંથી લાવશું ?

કાળી શી કોયલ શબદે સોહામણી,
આવે રે કોયલ આપણા દેશમાં.

સાક્ષરો અને કવિરત્નો જ્યારે પાછા ફર્યા ત્યારે પોતાની સાથે શીતકારી અને શ્રુતિમનોહર કોયલના ટહુકાર લેતા ગયા.

ગુજરાતના મહમદ બેગડાએ સાડા ત્રણ વરસ સુધી જૂનાગઢને ઘેરો ઘાલ્યો. માંડલિક પડ્યો. સોરઠ સર થયું, ત્યારે નરસિંહ મહેતાનું સંકીર્તન સિંધુ-ગાન બની ભારતના પ્રદેશે પ્રદેશે ભક્તિનો પ્રવાહ વહેવડાવી રહ્યું હતું.

મહાકાળના પાંપણ પલકારે બાર બાબી ને તેરમી ટોપી અલોપ થયાં. સોરઠના સપુત ગાંધીજીએ ભારત ભારતના ઘરે કર્યું એ રાજકીય નહિ પણ સંસ્કારિતાનો વિજય હતો, ને એ જ સંસ્કારગાન ગાજતું રહ્યું છે :

વૈષ્ણવજન તો તેને કહીએ
જે પીડ પરાઇ જાણે રે–

જૂનાણાને પાધર ગુજરાતની સાહિત્ય પરિષદના અધિવેશને એ જ સંસ્કારગાન રેલાવ્યું. સંસ્કારના જૂજવાં રૂપમાં એકતાનું દ્યોતક બન્યું. રાજકીય રીતે વિભક્ત પણ સંસ્કારિતાથી અવિભક્ત સોરઠ અધિવેશન ટાણે એક બન્યું.

ગાંધી શતાબ્દિના વરસમાં ગાંધીજીની જનમ ભોમકામાં જ પરિષદનું અધિવેશન મળે એવી પરિષદની ભાવના થઇ. ગાંધીજીનું મૂળ વતન કુતિયાણા, જનમ પોરબંદરમાં એટલે અનુકૂળતાને કારણે પોરબંદરને બદલે જૂનાગઢમાં અધિવેશનનું ટૂંકા ગાળામાં નરસિંહનગર ખડું થઇ ગયું

### વીસ વર્ષના ઉભય છેડે

બે દાયકા પહેલાં આ જૂનાગઢમાં સ્વ. શ્રી સામળદાસ ગાંધીએ ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિ-

વેશન બોલાવેલું. સ્વાગતાધ્યક્ષ સામળદાસ ગાંધી તે દિવસે સત્તાસ્થાને. આ વખતે સ્વાગતાધ્યક્ષ રતુભાઈ અદાણી હતા. રાજકીય વિષમતાથી એમણે સત્તાસ્થાન છોડી દીધેલું. શ્રી સામળદાસ ગાંધી જૂનાગઢ આરઝી હકુમતના સરનશીન હતા. શ્રી. રતુભાઈ આરઝી હકુમતના સર સેનાપતિ હતા. વીસ વર્ષમાં પ્રજાજીવને અનેક પલટા ખાધા. મિત્રો હતા તે વિરોધી બની ગયેલા ને વિરોધી હતા તે મિત્રો બની ગયેલા. સમગ્રપણે વિષમતા વ્યાપી રહેલી.

શ્રી. સામળદાસ ગાંધીએ બોલાવેલું અધિવેશન નવસ્વાધીનતાની ઉગતી ઉષાએ રાજકીય દબદબાથી મળેલું. શ્રી. રતુભાઈના માર્ગદર્શન નીચે આવકારેલું અધિવેશન સ્વાધીનતા પ્રાપ્ત કરનાર કોંગ્રેસના વિભાજિત થયેલા બે જૂથના જટિલ સંઘર્ષ વચ્ચે લોક લાગણીના પ્રચંડ જુવાળ સાથે મળ્યું.

એવું જ કાંઈક ગુજરાતી સાહિત્ય પરિષદના રજત જયંતી અધિવેશન અંગે બન્યું છે. બે દાયકા પહેલાં જૂનાગઢ અધિવેશનના પ્રમુખ સાક્ષર રાજપુરુષ શ્રી. કનૈયાલાલ મુનશી હતા. ત્યારે રજત જયંતી અધિવેશનના વિદાય લેતા અને પ્રમુખપદે આવતા નવયુવાન પેઢીના ગાંધીયુગના બે શ્રેષ્ઠ કવિઓ શ્રી. ઉમાશંકર અને શ્રી. સુંદરમ્ હતા. સાહિત્ય પણ એ બે દાયકામાં ઓછા સંઘર્ષમાંથી નથી પસાર થયું.

## સારસ્વતોનાં સામૈયાં

બધી રીતે બદલાઈ રહેલાં મૂલ્યો વચ્ચે વિદાય લેતા વરસના ડિસેમ્બરની ૨૫મીની સાંજે ચાર વાગ્યે સાહિત્ય પરિષદના ધુરંધરોનાં જે અનોખાં સ્વાગત કર્યાં એને કોઈએ રાજા ભોજના સમયની કલા સંસ્કૃતિની રસિકનગરી સાથે સરખાવેલ છે તો કોઈએ અશ્વઘોષે વર્ણવેલા રાજકુમાર સિદ્ધાર્થની શોભાયાત્રા સમ વર્ણવેલ છે. જનસાધારણના હૃદયમાં રહેલા સરસ્વતી પુત્રો પ્રત્યેના આદર-ઉમંગનાં એ પૂર હતાં. લોકોને 'શોભાયાત્રા' શબ્દમાં હજી સમજ નથી પડતી. એમણે તો વ્હાલપ ઘૂંટીને વધાવ્યા, સરસ્વતી પુત્રોનાં સામૈયાં કર્યાં. જનસાધારણના હૃદયમાં સંતો અને સરસ્વતીપુત્રો વચ્ચે ઓછો તફાવત રહેલો છે. નવી વ્યાખ્યામાં શ્રી. સુંદરમ્ સંત જ છે, અને સંસ્કાર સૌજન્યે શ્રી. ઉમાશંકર પણ એ જ વ્યાખ્યામાં ન આવી જાય? બન્નેના હૃદયની સુવાસ તો નરસિંહ નગર ! પ્રવેશ દ્વારે સામૈયાં શોભતાં વધાવીઆ સૌને વ્હાલભરી રીતે શ્રી. ઉમાશંકર અને શ્રી. સુંદરમ્ મળ્યા તે સાંઈમાંઈમાં જ ફોરી રહી. એમના મુખમાંથી આનંદોદ્ગાર નીકળ્યા કે "પ્રજાના ચૈતન્યમાં આનંદ લહરી ચાલી ગઈ હોય એવો અનુભવ થયો."

## વૃંદાવન સોલંકીની કલાકૃતિઓ

ઊડી ને આંખ વળગે તેવું નરસિંહ નગરનું પ્રવેશદ્વાર હતું. સૂતળીને ઘેરા વાદળી રંગમાં રંગીને એને ભૌમિતિક આકાર આપવામાં નૂતનતા, રંગદર્શીતા અને સાદગીથી એ શોભતું હતું. એ જ રીતે સૌરાષ્ટ્રની લોકકલાના મોટીફને ઉપસાવતું મંચની પાર્શ્વભૂ ઉપર આભલાંભર્યા કંતાનના ટૂકડાઓના સંધાનનું સુશોભન પણ નાવીન્ય નીપજાવતું હતું. સ્વાગત સમિતિ તરફથી પ્રકાશિત થયેલ સમૃદ્ધ સ્મારિકાનું મુખપૃષ્ઠ પણ જૂનાગઢના સ્મૃતિ અવશેષોના આધુનિક ચિતરામણની કલાદૃષ્ટિનું શ્રી. વૃંદાવન સોલંકીની કલાનું કૌતુકપ્રેરક રસ દર્શન કરાવતું હતું.

પ્રગટપણે જ એમાં બે મત પડતા હતા. એકમત રંગ અને રેખાસૃષ્ટિના તળપદી કલાના આ આધુનિક મોટીફનો પ્રશંસક હતો. બીજો મત આ મોટીફને કલાની તરંગલક્ષી પ્રયોગશીલતા માનતો હતો. જેમાં કલાકારનું વ્યક્તિત્વ ઉપસતું હતુ પણ લોકકલાની સાર્વજનિકતાનું સંવેદન નહોતું ઉપસતું. એમને મતે આસપાસના બાગ, બગીચા, ઈમારતો, સમિયાણો અને સંમેલનની રચના સાથે લોકકળાના મોટીફની પ્રયોગશીલતા મેળ નહોતી લેતી. લોકકલાની રંગદર્શી સમૃદ્ધિનું પ્રાગટ્ય એમાં નહોતું થતું. પણ શ્રી. વૃંદાવનની પ્રયોગશીલ કલાદૃષ્ટિએ વિચારતા ઘણાને કરી મૂકયા. સાદગીભરી એમની કલાદૃષ્ટિનો નવો ઉન્મેષ સૌએ માણ્યો.

## સજ્જન સાહિત્યિક રાજ્યપાલ

સોનામાં સુગંધ ભળે તેમ આ અધિવેશનનું

ઉદ્‌ઘાટન કરવાનું એક સાહિત્યિક રાજપાલને હસ્તે કરાવવાનું નક્કી થયેલું. અન્યથા આ શુદ્ધ સંસ્કાર સમારંભને એટલા પૂરતો પણ રાજકીય પાસ લાગી જાત.

જીમખાનાના વિશાળ ઉદ્યાનમાં નરસિંહ-નગરનું અધિવેશન સ્થળ હતું અને પાસેના જ છાત્રાલયના વિશાળ ઉદ્યાનમાં સ્વાગત કાર્યાલય, ભોજનાલય અને કેટલીક ઉતારાની પણ વ્યવસ્થા હોવાથી આઠો પહોર હરતો ફરતો સમારંભ રચાઇ રહેતો. પાંચ સાત મિનિટના પગલે જેમના ઉતારાની વ્યવસ્થા થયેલી તેમાંથી સદાના સુવાળા કેટલાકને કપાણુ પણ લાગતી. સર્વ સુંદર પ્રણાલિકા પડી કશા જ પ્રોટોકલ સિવાય રાજપાલ શ્રીમન્નારાયણે સૌની સાથે બપોરનું ભોજન લીધું તેમાં. એટલું જ નહિ પણ અધિવેશનનો ઉદ્‌ઘાટન સમારંભ પૂરો થયો ત્યાં સુધી ઉત્સાહજનક હાજરી આપી. સમારંભને યથોચિત ગૌરવ આપ્યું. નહિતોએવું બનતું આવે છે કે આ પ્રકારના અતિથિ વિશેષોની હાજરી સાથે અમલદારો અને આગેવાનો અડાભીડ મચાવે છે ને પોતાનું કામ પૂરું થતાં અતિથિ વિશેષો ઊઠીને ચાલતા થાય એટલે સમારંભમાં ભંગાણુ પડે એમ મોટાભાગના ઊઠીને ચાલતા થાય છે.

સોરઠનું સંસ્કૃતિ પ્રદર્શન

સાડા અગિયાર વાગ્યે સોરઠ અને જૂનાગઢની સંસ્કૃતિ સમૃદ્ધિનો આછો પરિચય કરાવતા સ્વાગત સમિતિ તરફથી યોજાયેલા પ્રદર્શનનું ઉદ્‌ઘાટન શ્રી. ઉમાશંકર જોષીને હાથે થયું. એકસો વર્ષ પહેલાં જૂનાગઢમાંથી પ્રગટ થતાં સામાયિકો, ચારસો વરસ પહેલાંના હસ્તલિખિત સામવેદના ગ્રંથ અને સંવત ૧૫૨૧માં લખાયેલ સેવાદાસ વૈષ્ણવના પદોની હસ્તપ્રત આ પ્રદર્શનને વિશિષ્ટતા અર્પતાં હતાં.

તા. ૨૬મીની એ બપોરના એક વાગ્યે નરસિંહનગરમાં શરણાઈ ગૂંજી ઊઠી. ભારતખ્યાત નોબતના ઘેરા મધુર નાદની સ્વરાવલિઓ અને ધ્વનિ આંદોલને જૂનાણાને જાણ કરી કે હવે ઉદ્‌ઘાટનનો સમય થતો આવે છે.

દસેક હજારની મેદની સમાય એવડા વિશાળ મેદાનમાં છથી સાત હજાર શ્રોતા બેસી શકે એવડો સુશોભિત મંડપ પ્રતિનિધિઓ, પ્રેક્ષકો, શ્રોતાઓ અને આમંત્રિત મહેમાનોથી ઊભરાવા લાગ્યો.

પ્રમુખો આવી ગયા. રાજપાલ આવી ગયા ને તાળીઓના ગગડાટ વચ્ચે સમારંભનો પ્રારંભ થયો શ્રી. વાલાભાઇના સામગાનથી. એ પછી ઋગ્વેદના શ્લોકો બાદ વાતાવરણ મધુર સ્તવનોથી પ્રસન્ન ગંભીર બન્યું. એ પછી સાહિત્યજગતમાં પોતાને અનધિકૃત પ્રવેશ કરનારા તરીકે પિછાન આપનારા શ્રી. રતુભાઈ અદાણીએ પોતાના સ્વાગત પ્રવચનના વાચનની શરૂઆત કરી.

સ્વાગત પ્રમુખ શ્રી. રતુભાઇ

ત્રીસેક વર્ષ પહેલાં શ્રી. રતુભાઇએ મેઘાણી-ભાઇ સંચાલિત સાપ્તાહિક 'ફૂલછાબ'માં શ્રી. રવિશંકર મહારાજના જીવન પ્રસંગો લખવાથી શરૂઆત કરેલી. એ જીવનપ્રસંગોથી પ્રેરાઇને જ મેઘાણીભાઇએ શ્રી. રવિશંકર મહારાજની મુલાકાત લઇ, મહીનાં કોતરો ભમીને 'માણુસાઇના દીવા' લખેલા. પચ્ચીસેક વરસ પહેલાં રાષ્ટ્રના નવનિર્માણના કાર્યમાંથી મળેલા મોતી સમા ઘટનો–પ્રસંગોનું રસાળ ને ચોટદાર વાર્તા નિરૂપણ શ્રી. રતુભાઇએ કરેલું. એ પછી 'રજળુની રોજનીશી', 'પ્રવાસી' વગેરે નામે થોડું ઝાઝું લખતા જ રહ્યા છે. પ્રકૃતિથી તેઓ રચના કાર્યકર છે પણ લેખન એમને સહજ સાધ્ય છે. એમણે જે પહેલું પુસ્તક લખ્યું તે 'દીઠું મેં ગામડું જ્યાં' ખૂબ પ્રસિદ્ધિ પામેલું. લેખનનું ખમીર તળપદ ધરતીનું રહ્યું છે. ઉર્મિ-નવરચના'માં ૪૨ નાં 'સમરાંગણુનાં સંસ્મરણો' આલેખતી એમની લેખમાળા ગુજરાતના ક્રાંતિના ઇતિહાસનું ઊગતી પેઢી માટે પ્રેરક ગ્રંથસમી બની રહે તેમ છે. ગુ.શિ.સ. માટે પુસ્તિકાઓ પણ લખી છે.

સોરઠ–સાહિત્ય ને સ્વાગત

એમણે પોતાના સ્વાગત પ્રવચનમાં સૌરાષ્ટ્ર–સોરઠનું આછેરું દર્શન કરાવી નરસિંહ મહેતાથી માંડીને અમૃતલાલ પઢિયાર સુધીનાને યાદ કર્યા. ચમત્કારો

ને દંતકથાઓમાં દટાયેલા નરસિંહ મહેતાના ચરિત્રનું શુદ્ધ નિર્માણ કરવાનું સૂચન કર્યું અને સાહિત્યકારોને યુગની સાથે તાલ મિલાવવા આછેરી ટકોર પણ કરી લીધી. છેવટમાં સાહિત્ય પરિષદના વિદ્યામંદિર મકાન માટે સાહિત્યકારો ઉપરાંત પ્રજાનો પણ ધર્મ હોવાની યાદ આપી એના મંગલ પ્રારંભરૂપ સ્વાગત સમિતિ તરફથી રૂપિયા ૧૦૦૧ જાહેર કર્યા. તાળીઓના ગગડાટથી તેનાં વધામણાં થયાં.

## વિજ્ઞાન ને આત્મજ્ઞાનનો સેતુ–સાહિત્ય

શ્રી. રતુભાઈના સ્વાગત પ્રવચન પછી રજત જયંતીને અનુલક્ષીને રાજપાલ શ્રીમન્નારાયણે ૨૫ દીપ પ્રગટાવ્યા ત્યારે વાતાવરણ આનંદ વિભોર બની ઊઠયું. હિંદીમાં પોતાનું ઉદ્‌ઘાટન પ્રવચન કરતાં શ્રીમન્નારાયણે કવિવર ટાગોર, ગાંધીજી અને વિનોબાજીની સત્ય શિવ અને સુંદરની સાહિત્ય સંજ્ઞા આપી. સાહિત્ય અને આધ્યાત્મિકતાની ખૂટતી કડીરૂપ બનવાની ભાવના વ્યક્ત કરી અને માનવી માનવી વચ્ચેનું અંતર ઓછું કરે એવા સાહિત્ય નિર્માણનો અંગુલિ નિર્દેશ કર્યો.

એ પછી શ્રી. વિક્રમભાઈ બૂચે સંદેશા વાચન કર્યું. તેમાં કાકાસાહેબ કાલેલકરનો સુદીર્ઘ પણ ઉલ્લેખનીય સંદેશો હતો કે "ભારતીય સંસ્કૃતિના પાયામાં આપણે જે કાળગ્રસ્ત વિનાશકારી તત્ત્વ આત્મીયતાથી આપણે સંઘરતા આવ્યા છીએ તે ચાલુ જ રહેશે તો આપણો વિનાશ નિશ્ચિત છે. ભારતીય સંસ્કૃતિનો પાયો વ્યાપક કરવાના પ્રયત્નો આપણે છોડી દીધા છે. તે અંગેની અસ્વસ્થતા સૌના દિલમાં જાગે તો આપણે ઘણું કરી શકીશું."

એ પછી શ્રી. યશવંત શુક્લે ગત અધિવેશન પછીના અહેવાલની રૂપરેખા આપી. પરિષદના મકાન માટેની ટહેલની યાદ આપી. આજીવન-સભ્યો ૨૦૬ છે તેના એક હજારને આંકડે પહોંચાડવાની અપીલ કરી.

## ઈશ્વરને પડકારમાંથી પ્રેમમાં

ત્યારબાદ પ્રમુખપદનો પ્રસ્તાવ રજૂ કરતાં શ્રી. હીરાબહેન પાઠકે શ્રી. સુન્દરમને ઝંખનાના કવિ તરીકે વર્ણવ્યા. તેમની વિવિધ રૂપેણ ઝંખના આધ્યાત્મિક ઝંખના બનીને વધુ તીવ્રરૂપે વ્યક્ત થતી હોવાનું જણાવ્યું. કવિતા ઉપરાંત નવલિકા, વિવેચના અને પ્રવાસ વગેરેમાં શ્રી. સુન્દરમ્‌ના પ્રદાનનો ખ્યાલ આપ્યો. અને એવા ગૌરવશીલ પ્રમુખ મળવા માટે આનંદ વ્યક્ત કર્યો.

પ્રસ્તાવને ટેકો આપવા કવિ શ્રી ઉશનસ ઊભા થયા. સુન્દરમ્‌ના વ્યક્તિત્વ કરતાં ય વિશેષ તો જાણે ભક્તિભાવથી શ્રી. સુન્દરમ્‌ની સંસ્કાર જીવનના ચાલક બળ તરીકે પિછાન આપી. ગાંધીયુગને વાચા આપનાર એક સાથે બે કવિ મળ્યા તેવા ગુજરાતના સદ્‌ભાગ્યનો એમણે ખ્યાલ આપ્યો. એમણે કહ્યું કે એકવાર ઈશ્વરના અસ્તિત્વને પડકારતા તેમના ઉગ્રવાદમાંથી તેઓ અરવિંદના પ્રેમની સાધના કરી રહ્યા છે. તેમણે કહ્યું કે બ. ક. ઠાકોરની કવિતામાં જેમ પ્રવાહિતાની ઊણપ લાગે છે, કવિ કાન્તમાં સત્ય માટેનાં મંથનનાં દર્શન થાય છે, અને કલાપિમાં ઊર્મિનો ઉન્મેષ દેખાય છે તેમ સુન્દરમ્‌ની કવિતામાં દયારામથી માંડીને નરસિંહરાવ સુધીની વ્યાકુળતા કોઈ અખૂટ ઝંખના ઠેર ઠેર વ્યક્ત થાય છે. શ્રી. સુન્દરમ્‌ના સાધના વિકાસના સંદર્ભમાં ગાંધીજી અને મેઘાણીભાઈનો ઉલ્લેખ કરતાં વિવેકી કવિ શ્રી. ઉશનસ જરા ભાવવિવશ બની રહેલા જણાયા. પ્રસંગ પણ એવો જ હતો ને!

## શ્રી. ઉમાશંકરનું અભિજાત અર્પણ

સમારંભને છાજે એવા ગૌરવપૂર્ણ પ્રેક્ષકો વચ્ચે ચૈતન્યભાવની લહરો ચાલી રહી છે. શ્રી. ઉમાશંકરે એ ભાવમયતાને અનેરો ઓપ આપ્યો. પ્રસ્તાવને વધાવતાં એમણે કહ્યું કે ગિરિવર ગિરનારના ખોળે, આ નરસિંહની ભૂમિમાં કુદરત પણ ભારદ્વાજ પંખીના ગાન અને કોયલના કલશોરથી આવકાર આપી રહી છે. અજંપાના આ યુગમાં ઝંખનાનો કવિ સાહિત્ય પરિષદને લાધે તે ગાંધી શતાબ્દિના વર્ષનો એક સુયોગ છે. સુન્દરમ્ સુંદરનો બંદા છે અને તે શિવ અને સત્યની યાત્રારૂપે પ્રતીત થાય છે. એમણે કહ્યું કે આમ તો સુન્દરમ્ મારા

કરતાં બે વર્ષે મોટા છે, હું એમનાથી બે વર્ષ નાનો છું. પરિષદના પ્રમુખ તરીકેનું મારું પદાર્પણ તો સુન્દરમ્ ના પ્રમુખસ્થાન માટેની ભૂમિકારૂપ હતું.

શ્રી. ઉમાશંકરની આ અભિજાત નમ્રતાએ સૌને હલાવી નાખ્યા. પરિષદના પ્રમુખપદના સ્વીકાર માટે સુન્દરમ્ ઊભા થયા અને ઉમાશંકરભાઈએ લાલ દસ્તાથી વીંટેલો અહેવાલ અર્પણ કર્યો ત્યારે અનુપમ દૃશ્ય રચાઈ રહ્યું. સમારંભ સમસ્ત ભાવવિભોર બની ઊઠયો. ખુદ શ્રી. સુન્દરમ્ એટલા ભાવમય બની ગયા કે એમનું અણુએ અણુ આનંદના રોમાંચ અનુભવતું જણાયું. વાણી મૌનમાં ચાલી જતી જણાઈ. એમણે ગ્રંથ બગલમાં દબાવ્યો. લાલ વસ્ત્ર કાંડા સાથે રાખીને એની સાથે ગેલ કરતાં જણાયા. શ્રી. રતુભાઈને લાગ્યુ કે તે વસ્ત્ર એમને સાચવવું પડે છે. તેથી ઊભા થઈને લેવા ગયા ત્યારે શ્રી. સુન્દરમ્ બાલસહજ ભાવથી કહે "ના, એ નહિ આપું, એ મને ગમે છે." ત્યારે સમસ્ત સમારંભ એમની સરલતાના આનંદથી હસી ઊઠયો.

## અજંપાના યુગમાં ઝંખનાનો કવિ

એમણે કહ્યું કે વાણી જાણે કે મારી પાસેથી વિદાય લઈ રહી છે. 'મારી વીણાની વાણી જગાડી તું જા' એમ ફરીથી કહેવુ પડે એવી પરિસ્થિતિ છે. શ્રી. અરવિંદ જેને દેવમુહૂર્ત કહે છે તેવી જાણે કે આ ક્ષણ છે. એમણે કહ્યું કે ગાંધીજીમાં જે સાધના હતી તે આગળ જતી દેખાઈ એટલે હું અરવિંદમાં આવ્યો. એ શક્તિને જાણે કે હું અડીને બેઠો છું. પણ ત્યાં એક મૌન આવે છે જે ચૂપ કરી દે છે. એ મૌનમાથી આગળ કોણ લઈ જશે? સાહિત્યકારો લઈ જશે ?

આ સર્જકો કોની તરફ નજર રાખે છે? જનતા તરફ? જનતાને નારાયણ સમજીને નમસ્કાર કરજો અને તમારામાં વાણી આવશે. એ વાણી મનથી ઉપરના મૌનના પ્રદેશમાંથી આવશે. જ્યાં ભગવાન રહેલા છે. એમણે પરિષદની વાત કરી. ગોવર્ધનરામે કહેલા સાહિત્યસેવીઓ માટેના એક કલ્યાણગ્રામની રચનાની વાત કરી. અને સવિશેષ જે સૌને લાગે વળગે છે તે જોડણીની વાત કરી કે શુદ્ધ જોડણી કોઈ લખતું નથી. ગાંધીજીએ વર્ષો પહેલાં એનો ભુંગિયો પીટયો હતો. આટલાં વરસ થયાં છતાં એ વાત જવાની ત્યાં પડી છે. કેવળ સાચી જોડણીની ઝૂંબેશ પાંચ દશ વર્ષે સફળ થાય તો પણ સાહિત્ય પરિષદની તે એક મોટી સિદ્ધિ લેખાશે.

ભાવમય બનેલા શ્રી. સુન્દરમ્ના વિચારોના તાંતણા ત્રૂટક છૂટક રહ્યા. અનુસંધાન ઓછું જળવાયું. એમણે પોતાના છાપેલા વ્યાખ્યાનમાંથી થોડા ફકરા વાંચ્યા. ઘણાને લાગ્યું કે બોલવા કરતાં વ્યાખ્યાન જ વાંચી જવું જોઈતું હતું. ઘણાને લાગ્યું કે છાપેલા વ્યાખ્યાનનો મોટો ભાગ 'દર્શન' ઉપર–પ્રભુ ને માનવીના સંબંધ ઉપર હતો. તે વાત એમણે આનંદ રોમાંચમાં પણ ટૂંકમાં કહી બતાવી.

## નગરપાલિકા તરફથી સત્કાર

શ્રી. સુન્દરમ્ના પ્રમુખીય વ્યાખ્યાન બાદ આભારવિધિ થયો અને જય જય ગરવી ગુજરાતના સમૂહગીતથી પ્રથમદિનનો સમારંભ ઉત્સાહ આનંદ વચ્ચે પૂરો થયો. સમારંભમાં જ જૂનાગઢ નગરપાલિકા તરફથી સાહિત્યકારોનો સત્કારવિધિ થવાની જાહેરાત થયેલી. એ મુજબ રસ્તો વળોટતાં જ આવેલા નગર ઉદ્યાનમાં નિરાંતવો સત્કાર સમારંભ યોજાયો. આ સત્કારવિધિ કરતાં જૂનાગઢમાં સાહિત્યકારોની વિસ્તૃત નામાવલિ સાંભળી ત્યારે સાહિત્યમાં જૂનાગઢનું પ્રદાન જોતાં મુગ્ધ થઈ જવાય. આ સમારંભમાં પણ રાજ્યપાલ શ્રીમન્નારાયણ અને શ્રી. મદાલસાબહેને હાજરી આપી પ્રસંગને વધુ ગૌરવ આપેલું. જેમનાં નામ સાંભળતા કે વાંચતા હોઈએ પણ નજરે દીઠા ન હોય એવા સાહિત્યકારોનો મુખદર્શન પૂરતો પણ પરિચય ત્યાં કરાવવામાં આવ્યો તેથી સૌને આનંદ આવ્યો.

રાતના મનોરંજન કાર્યક્રમમાં જૂનાગઢ જે નાટ્યકલામાં પણ મેદાન મારતું જાય છે તે પાત્રોની અગવડથી નાટ્યપ્રયોગ ભજવી શકે તેમ ન હતું, તેથી ભારત સરકારના ક્ષેત્રિય પ્રચાર વિભાગ તરફથી જવનિકા આર્ટસ થિયેટર તરફથી "પ્રેમળજ્યોત"

નામનું પ્રચારલક્ષી નાટક ભજવાયું. તેથી દર્શકો તે રાતે મનોરંજનની ધારી મજા ન માણી શક્યા. જે સ્તર પર પરિષદ ચાલી રહી હતી તે સ્તરની આબોહવાને તે માફક આવે તેમ ન હતું.

## વિવેચન અને સર્જન

તા. ૨૭મીની સવારે ચોઘડિયાં વાગ્યાં. શરણાઇના મધુર સૂરોના ગિરનારની પ્રાચીન શિલાઓએ પડછંદા પાડયા. રાતના ઉજાગરા અને થાકથી નીંદર ઘેરેલા પ્રતિનિધિઓ ઉતાવળે તૈયાર થવા લાગ્યા. શ્રોતાઓ સમય પહેલાં જ નરસિંહનગરના મંડપમાં પોતાનું સ્થાન લેવા લાગ્યા. સવારની બેઠક વિવેચન વિભાગના અધ્યક્ષ શ્રી. સુરેશ જોષીના વ્યાખ્યાનથી શરૂ થઇ.

વ્યાખ્યાનનું શિર્ષક હતું 'વિવેચનનો અંત?' અને આ શિર્ષકમાં જ વિવેચનનો અંત નહોતો આવી જતો પણ નવા વિવેચનનો ત્યાંથી જ પ્રારંભ થતો હતો. શ્રી. સુરેશ જોષી નવી પેઢીના વિદ્રોહી સાક્ષર ગણાય છે. શિક્ષિતવર્ગની નવી હવાના તે માનીતા મોવડી છે. સાહિત્ય પરિષદમાં વિવેચન જેવા વિષયનું અધ્યક્ષીય પ્રવચન એમને ફાળે આવ્યું તે સાહિત્ય પરિષદના નવઆયુનો પણ દિશાદોર સૂચવે છે. વર્ષો જૂના બંધિયારપણાને ભેદીને સાહિત્ય વાસ્તવની વધુ નજીક આવી રહ્યું છે તેમ કશા જ હીચકીચાટ વગર કહી શકાય.

એકબાજુ ગાંધીદર્શન બીજી બાજુ અરવિંદદર્શન અને ત્રીજી બાજુ વાસ્તવદર્શનના નવયુગના ત્રિભેટે સાહિત્ય આવીને ઊભું છે. કલાનો, રૂપનો, સૌંદર્યનો આસ્વાદ–રસદર્શન બાંધેલી વ્યાખ્યાઓ કે કેવળ બુદ્ધિજન્ય રીતે લઇ શકાય ખરો? શ્રી. સુરેષ જોષીએ પોતાના વિદ્વતાપૂર્ણ પ્રવચનમાં ઘણા મૂળભૂત પ્રશ્નો ઊભા કરી દીધા હતા. કેટલાક વિવાદસ્પદ પણ રહ્યા છે, પણ એ વિવાદ આવકારદાયક રહ્યો.

એમણે અધ્યાપકીય વિવેચન, વિવેચનનાં કર્તવ્ય, સૌંદર્યશાસ્ત્રમાં રૂપની વિભાવના, કલાની અદ્વિતીયતા, અશ્લીલતા વગેરે અનેક પ્રશ્નોને આવરી લીધેલા. એમના પ્રત્યેક પ્રશ્નના તત્ત્વાન્વેષણથી માત્ર વિવેચનના વિષયને જ નહિ સાહિત્યના નવસર્જનને પરખવાની પણ નવી દિશાઓ દેખાડી છે. આધુનિક સાહિત્યના સર્જન પ્રકારો પ્રત્યે સહિષ્ણુતા દાખવવા એમણે જણાવ્યું છે. એટલા બધા પછી પણ શ્રી. સુન્દરમે પૂછેલો પ્રશ્ન તો ઊભો જ રહે છે કે આ સર્જકો કોની તરફ નજર રાખે છે? આ સાહિત્યકારો આપણને કયાં લઇ જશે? આ સર્જન કેવળ નિજાનંદલક્ષી જ હોય તો તો પ્રશ્ન જ નથી.

## વિવેચન ઉપર વિચાર

વિવેચન વિભાગની ચર્ચામાં શ્રી હરિવલ્લભદાસ ભાયાણી, શ્રી અનિરૂદ્ધ ભટ્ટ, શ્રી ગુલાબદાસ બ્રોકર, શ્રી ઉપેન્દ્ર પંડ્યા, શ્રી. વિનોદ અધ્વર્યુ, શ્રી. યશવંત શુકલ, શ્રી. કાંતિલાલ કલાણી, શ્રી. ઉમાશંકર જોષી વગેરેએ ભાગ લીધેલો.

શ્રી વિનોદ અધ્વર્યુએ શ્રી. સુરેશ જોષીને અનુમોદન આપતાં જણાવેલું કે વિવેચન અને સર્જન જોડાજોડ ચાલવાં જોઈએ. આજકાલ પરંપરાયુક્ત અને ઉદ્દામ એમ બે પ્રકારનાં વિવેચન જોવા મળે છે. પણ જે ઢગલાબંધ પુસ્તકો બહાર પડે છે તે છૂટા લેખોના સંગ્રહ સમા જ હોય છે.

શ્રી અનિરૂદ્ધ બ્રહ્મભટ્ટે વિવેચનને બંધિયાર બનતું અટકાવવા સાત્ત્વિક ઉહાપોહને આવકાર્યો હતો. શ્રી. હરિવલ્લભદાસ ભાયાણીએ પરિભાષાનો પ્રશ્ન ઉઠાવેલો કે ઘણીવાર લેખક શું કહેવા માગતો હોય છે તે સમજવામાં પણ ભૂલ થતી હોય છે.

શ્રી. ઉશનસે જણાવ્યું કે શ્રી. સુરેશ જોષી આ જમાનાના અસંતુષ્ટ માનવી છે. ઉહાપોહ પ્રચાર મટી શ્રદ્ધા બને તે જરૂરી છે. આજે જેટલું સમાનતાપૂર્વક લખાય છે તેટલું આપણા પૂર્વજોના વખતમાં ન લખાતું. શ્રી. યશવંત શુકલે જણાવેલું કે સર્જનક્ષણે એક રાસાયણિક પ્રક્રિયા ચાલતી હોય છે અને શબ્દની કલામાં વ્યક્તિત્વનો પ્રવેશ થાય છે, તે પૂરેપૂરી આત્મવિલોપના કરીને વૈજ્ઞાનિક ચોકસાઇ પામી શકે અને આશય છોડીને કૃતિ પાછળ કેન્દ્રિત થઈ શકે.

## વિવેચક અને વિવેક

શ્રી. ગુલાબદાસ બ્રોકરે જણાવ્યું કે શ્રી. સુરેશ જોષીએ ઉઠાવેલો રસ અને સંભારનો મુદ્દો વધારે ઉંડાણભરી ચર્ચા માગી લે છે. તે સ્પષ્ટ રીતે થવી જોઇએ.

શ્રી. ઉમાશંકર જોષીએ કહ્યું કે શ્રી. આનંદશંકર ધ્રુવ રસ સંદર્ભમાં જ જીવન સંદર્ભની વાત કરતા હતા. શ્રી. બ. ક. ઠાકોર કલાપિની કવિતા–શૈલીના વિરોધી હતા તો પણ જયારે બે મુખ્ય કવિઓ ગણાવવાના હતા ત્યારે તેમણે કાન્ત અને કલાપિને ગણાવ્યા હતા. અસહિષ્ણુતામાં પણ સુનિષ્ઠ વિવેચકે વિવેક રાખવો જોઇએ. તેમણે જણાવ્યું કે સમકાલીન રચનાને સમજવાની શક્તિ હોવી જરૂરી છે. અસંતુષ્ટ થવું તે પણ એક અધિકાર છે. ઊંચી નજરે જોવું ને નીચી નજરે ચાલવું તે સાચી રીત છે. સર્જન માટે ઉહાપોહ જરૂરી છે.

પ્રમુખ શ્રી. સુન્દરમે કહ્યું કે વિવેચન બંધાતા મકાનની પાલખ છે. સર્જક આગળ ચાલે છે ને વિવેચક તેની પાછળ જ ડગલું માંડે છે. સાચા વિવેચકો-જ્ઞાનીને ત્રીજું નેત્ર રૂપે છે અને બધી ય વસ્તુનું દર્શન તેને શક્ય બને છે. કેટલાંક વિવેચનો મેં કવિતા કરતાં પણ વધુ રસથી વાંચ્યાં છે. એમણે કહ્યું કે પરિષદ ઉપનિષદ બને તો કેવું સારું ? આપણે એ દિશામાં જતા હોઇએ તેવું લાગે છે. આ સંમેલનમાં જાણે એક મોટો વર્ગ ચાલતો હોય તેમ શ્રોતાઓ પણ આ સાધનામાં ભાગીદાર બને છે.

ત્રણ નાના નિબંધો પણ વંચાયા. જેમાં, શ્રી. ઉપેન્દ્ર પંડયાએ 'કાકા કાલેલકરની કલાદષ્ટિ' માં રહેલ વિસંવાદ બતાવ્યો. 'સાંપ્રતકાલીન વિવેચન' અંગે શ્રી. નવીન દેસાઇ બોલ્યા અને પ્રાધ્યાપક શ્રી. ચંદ્રકાન્ત મહેતાએ સ્વાતંત્ર્યોતર ગુજરાતી કવિતામાં રાધાકૃષ્ણને રજૂ કર્યા.

## શાસ્ત્રીજી ને શોધયાત્રા

બપોરના બીજી બેઠક શરૂ થઇ તેમાં સૌથી વિસ્તૃત પ્રવચન સંશોધન વિભાગના અધ્યક્ષ શ્રી. કે. કા. શાસ્ત્રીનું હતું. આ "શોધયાત્રા" શિર્ષક ધરાવતું છાપેલું પ્રવચન ખાસ્સું ૪૨ પાનાનું કદ ધરાવતું હતું. પણ એમાં ચાર વિભાગો સમાયેલા હતા. ભાષા સંશોધન, જૂના સાહિત્યનું સંશોધન, ઇતિહાસ સંશોધન અને પુરાતત્ત્વ સંશોધન.

સિરોરને ઘેર પહોંચવા આવેલા આ અંગુઠિયા પંડિતે વગર વાંચ્યે જયારે ચારે ય વિષયોને ન્યાય આપતો અસ્ખલિત ધારાએ વાક્પ્રવાહ વહેવડાવ્યો ત્યારે તાડ જેવડા દેખાયા. શાસ્ત્રમતોનું ખંડન અને મંડન કરતાં પંડિતો જે વાક્યુદ્ધો ખેલતા હશે કંઈક તેવા પ્રચંડ નાદે એમણે વિશાળ મંડપને ધ્રુજાવ્યો. પાછળથી જયારે મેં પૂછયું કે વકતૃત્વ વખતે કંઇ ગિરની સિંહગર્જનાઓ યાદ આવી કે શું ?

ત્યારે કહે "ના, નાના હતા ત્યારે બાપા અમને બધાં બાળકોને તકતૃત્વની તાલીમ આપતા. પિતાની તાલીમનું આ પરિણામ છે."

એમણે છેલ્લાં ચારેક વર્ષ દરમિયાન ચારેય ક્ષેત્રોમાં થયેલ કામકાજ વર્ણવી બતાવ્યાં. ગુજરાતી ભાષાની ૮૦૦ વર્ષની પરંપરા બતાવી. હેમચંદ્રાચાર્યથી નર્મદ સુધીનો હુંઢાળી, મારવાડી ને ગુજરાતીના વિવિધ પ્રકારોનો પરિચય આપ્યો. નરસિંહ મહેતાનું સાહિત્ય હજી ઘણું અપ્રગટ હોવાનું જણાવ્યું. દટાઇ પડેલા મહાનિબંધોના સંપાદનની જરૂરિયાત બતાવી. ગુજરાતની નદીઓના રેતીના થરો નીચે દટાયેલા ભૂસ્તરીય ભાગો તરફ ધ્યાન દોર્યું. હડપ્પા અને મોહિંજો દડોની સૌરાષ્ટ્રમાંથી મળેલી પરંપરાનો ખ્યાલ આપ્યો. વેદકાળથી પુરાણ કાળ સુધીના પ્રમાણો આપ્યાં. ગુજરાતના લખાઇ રહેલા સાંસ્કૃતિ ઇતિહાસ સાથે સૌરાષ્ટ્રનો સર્વાંગીણ ઇતિહાસ લખાવો જોઇએ તેવું સૂચન કર્યું. એમણે દ્વારિકા અને ગિરિનગરની વિસ્તૃત આલોચના કરી. આમ સતત દોઢ કલાક સુધીમાં એમણે ચારેય વિષયને ખૂબ ન્યાય આપ્યો.

પરિષદની કાર્યવાહી દરમિયાન શ્રી. કે. કા. શાસ્ત્રી, ડો. હરિવલ્લભ ભાયાણી અને 'પથિકના' તંત્રી શ્રી. માનસિંહજી બારડ સાથે સુદર્શન તળાવના સ્થળનું નિરીક્ષણ કરીને કેટલાક નમૂના પણ લેતા

આવેલા અને સુદર્શન તળાવની સીમાઓનો પણ ખ્યાલ આપ્યો.

### નવ નિબંધોનું વાચન

કુલ ચોવીસ નિબંધો આ સંબંધમાં આવેલા. એમાંથી નવ નિબંધોનું વાચન થયું. શ્રી. ઉમાશંકરભાઈએ પ્રેમાનંદના 'નાગદમન'માં ભૂજંગી છંદમાં જ્યાં 'ગુજરાતી ભાષા' નો ઉલ્લેખ છે ત્યાં તે ભાષા તરીકે નહિ પણ 'ગુજરાતીભાષા' એટલે કે એક છંદ તરીકે ઉલ્લેખ હોવાનું પ્રતિપાદિત કર્યું.

શ્રી. કાંતિલાલ વ્યાસે 'શબ્દોના આદાન' અંગે વાચન કર્યું. શ્રી. ભાનુશંકર આચાર્યે રઘુવંશના સ્તુતિ શ્લોક વિષે વાચન કર્યું. શ્રી. હરિવલ્લભદાસ ભાયાણીએ 'જળકમળ છાંડી જા ને બાળા' એ નરસિંહની પ્રભાતી અંગેના કૃતૃત્વનો જૂનો પ્રશ્ન રજૂ કર્યો. તે ઉપરાંત શ્રી. કનુભાઇ શેઠ, પુષ્પકાન્ત ધોળકિયા, ગોસ્વામી મોહનપુરી તથા હરનારાયણ પંડયાએ પણ પોતપોતાના નિબંધોનું વાચન કર્યું ને બીજા દિવસની અધિવેશનની બીજી બેઠક પૂરી થઇ.

### લોકસાહિત્યનો કાર્યક્રમ

રાતના લોકસાહિત્યના કાર્યક્રમમાં દસેક હજારની હુકળતી મેદની અને સારસ્વતો સમક્ષ સરસ્વતીપુત્રોએ લોકસાહિત્યના અનેકવિધ રસોની રંગત પાથરી દઈ લોકસાહિત્યના કેટલાંક અંગોનો રસભર્યો પરિચય આપ્યો. લોકસાહિત્યના આ કાર્યક્રમનો વિસ્તૃત ખ્યાલ 'ઊર્મિનવરચના' માસિકના જાન્યુઆરી અંકમાં અપાયો છે.

આ કાર્યક્રમે સાહિત્યકારો અને મેદનીનાં દિલ ડોલાવ્યાં. શિષ્ટસાહિત્ય અને લોકસાહિત્યના કવિ ગાયક અને કથાકારોને વધાવતાં શ્રી ઉમાશંકરભાઈએ જણાવ્યું કે આ સાહિત્ય કોઈપણ હિસાબે જળવાવું જ જોઇએ. એનો પ્રવાહ થંભી જતો અટકાવવો જ રહ્યો. લોકસાહિત્યનું વિશેષ સંશોધન કરવાની અગત્ય સમજાવીને કહ્યું કે શામળાજીના એક લોકમેળામાં પોતે સાંભળેલાં લોકગીતોએ પોતાને ગેય ગીતો લખવા પ્રેર્યા હતા. સ્વ. મેઘાણીભાઇને સાથે લઇને સાબરકાંઠાના લોકસાહિત્યનું સંશોધન કરવાની પોતાની ઇચ્છા હતી. પણ મેઘાણીભાઇ સ્વર્ગે સીધાવ્યા અને એ કાર્ય ન થઇ શક્યું. શ્રી. ઉમાશંકરભાઇએ જણાવ્યું કે લોકસાહિત્યની નવી પેઢી ઊભી કરવામાં પરિષદ પણ પોતાનો યોગ્ય ફાળો આપી રહેશે.

લોકસાહિત્યકારો અને મેદનીએ શ્રી. ઉમાશંકરભાઈના લોકસાહિત્યના આવકારને હર્ષોન્માદથી વધાવ્યો. લોકસાહિત્યકારો તરફથી પણ જાહેરાત થઈ કે પરિષદના મકાનફંડ માટે લોકસાહિત્યકારો પણ પોતાની સેવાઓ આપી રહેશે ત્યારે તાળીઓના ગગડાટથી એ જાહેરાત વધાવાઈ. આ આનંદમય વાતાવરણમાં શ્રી. બચુભાઇ રાજાએ હૈયાના ઉમળકાથી લોકસાહિત્યકારોનો સ્વાગત સમિતિવતી આભાર માન્યો.

### દર્શક અને ગાંધી દર્શન

તા. ૨૮ મીની પ્રભાતે શરણાઈએ નોબતના દીપચંદીના તાલે પ્રભાતના સૂર છેડયા ત્યારે વનઉદ્યાનોમાં પક્ષીઓ કલરવ કરી ઊઠયાં ને શ્રોતાઓની ભરચક હાજરી વચ્ચે ગાંધી દર્શન વિભાગના અધ્યક્ષ શ્રી. દર્શક-મનુભાઈ પંચોળીનું ટૂંકું પણ મનનીય વ્યાખ્યાન શરૂ થયું. બહુવિધ વ્યક્તિત્વ ધરાવતા શ્રી. મનુભાઈ ગાંધી-વિચારના નવી પેઢીના તત્ત્વજ્ઞ છે. તળ ધરતીના સામર્થ્યવાળી પણ વિદ્વતાપૂર્ણ એવી એમની આગવી વકતૃત્વ શૈલી છે. શબ્દની શક્તિ વિચારોને અભિવ્યક્ત કરવા સંસ્કૃતપ્રચુર શબ્દોની જટિલ વાક્યરચનાની અટવીમાં નહિ પણ સરળતામાં —કેટલી ચોટ કેટલું સમર્થ—છે તે એમના ટૂંકા, મુદ્દાસર અને મનનીય વ્યાખ્યાનમાં જણાયું.

એમણે ગાંધીજી પૂર્વેનાં આપણાં ભાષાસાહિત્ય અને તેમના આગમન પછીનાં આપણાં ભાષાસાહિત્ય વચ્ચે રહેલા યુગપલટાનો તફાવત બતાવીને કહ્યું કે "ગુજરાતમાં તેઓ હોત જ નહિ, આ ગુજરાતીમાં તેમનું લખવા બોલવાનું થયું જ ન હોત તો ગુજરાતી સાહિત્ય અને ભાષાનું કાઠું આજે

કેવું હોત તે વિચારતાં જ પ્રાસ્કો પડે છે." જીવનના સંદર્ભમાં ગાંધી દર્શનની વિશેષતા એમણે સમજાવી. ગાંધીજીએ પણ જેમાંથી પ્રેરણા લીધી તે રસ્કિન અને માકર્સ વચ્ચે આજે વિગ્રહ હોવાનું જણાવ્યું.

**નકશાના ખંડ–ભાગ અને આકૃતિ**

ગાંધીદર્શન વિભાગમાં સારી પેઠે ચર્ચાઓ થઇ. શ્રી. વિજયરાય વૈદ્ય, શ્રી, શિવકુમાર જોષી, શ્રી બાલમુકુંદ દવે, શ્રી. હીરાબહેન પાઠક, શ્રી. રમેશ બેટાઇ, શ્રી. જસભાઈ પટેલ, શ્રી. શાંતિલાલ મહેતા, શ્રી. પ્રેમશંકર ભટ્ટ, શ્રી, દામુભાઇ શુકલ, શ્રી. અમૃતલાલ મોદી, શ્રી. ઉમાશંકર અને છેવટ સમાપન શ્રી. સુન્દરમે કર્યું.

શ્રી. શિવકુમાર જોષીએ ગાંધીજીના અભયની શીખ સાહિત્ય અને આચાર દ્વારા જીવનમાં ઉતારવાની અપીલ કરી, શ્રી. પ્રેમશંકર ભટ્ટે ગાંધીજીએ જીવનમાં મૂલ્યો ઉતારીને પ્રજાને આપ્યાં તેમ જણાવ્યું. શ્રી. અમૃત મોદીએ આજની કસોટી ગાંધીમુલ્યોને સતેજ બનાવશે તેમ જણાવ્યું. શ્રી. જસભાઇ પટેલે ગાંધીજીને સમયધર્મનું સૂત્ર આપી જનાર તરીકે વર્ણવ્યા. શ્રી. દામુભાઇએ કહ્યું કે માનવીના સનાતન પ્રશ્નોના ઉત્તર ગાંધીજીએ પ્રચલિત સુગભાષામાં આપવા પ્રયાસ કર્યો છે, શ્રી. હીરાબહેન પાઠક ગાંધીજીના 'મંગલ પ્રભાત'ને તેમની આચાર સંહિતા વર્ણવી. શ્રી. બાલમુકુંદ દવેએ સત્ય એ જ ઇશ્વર એવું નક્કર તારણ આપનાર તરીકે ગણાવ્યા.

શ્રી. સ્નેહરશ્મિએ ખલિલ જિબ્રાનના કથન ટાંકીને એક નકશાનો દાખલો આપી જણાવ્યું કે નકશાના છૂટા ભાગોમાંથી આખો નકશો કરી દેવા બાળકને કહેવામાં આવ્યું. બાળક મુંઝાઈ ગયો, પણ નકશાની બીજી બાજુ માનવ આકૃતિ હતી તે મેળવી દેતાં આખો નકશો બની ગયો. એ જ રીતે ગાંધીજી વ્યક્તિના પરિવર્તન દ્વારા જગતનું પરિવર્તન કરવામાં માનતા હતા.

**ગાંધીજી ઉર્ધ્વયાત્રી**

શ્રી ઉમાશંકરે જણાવ્યું કે ગાંધીજીની યાત્રા એ ઉર્ધ્વયાત્રા છે. માણસ ન ભરી શકે તેવું પગલું તેમણે ભર્યું નથી. ગાંધીજીને એક પણ પગલું ભગવાનથી દૂર જવાય તેવું ભરવું નથી, પણ તેમનો રસ્તો તો પડોશીના ઘર પાસેથી નીકળે છે. જ્યાં ઇશ્વરની સાન્નિધ્યમાં ન લઇ જાય તેવું એક પણ પગલું ભર્યું નથી. ગાંધીજી પૂર્ણતા તરફ આગળ વધતા રહ્યા છે. એને માટે 'અર્ધસત્ય' શબ્દ બરાબર નથી. 'અપુર્ણસત્ય' એના કરતાં સારો શબ્દ છે. અપૂર્ણને તત્કાળ પૂરતું સત્ય માનીને એ વ્યવહાર ચલાવે છે. અને પૂર્ણ તરફ આગળ વધે છે. સાધન શુદ્ધિની વાત એમને એમાંથી લાધી છે. ગાંધીજીના કર્મયોગમાં વિચારનો નિષધ નથી. એમનામાં ત્રિવિધ યોગ છે. ગાંધીજીમાં વ્યક્તિની સાધના પ્રજાકીય સાધના બની ગઈ. જગતમાં હિંસા તો છે જ. ગાંધીજીનો આશય અહિંસાના ક્ષેત્રનો વિસ્તાર કરવાનો છે.

એ પછી દર્શકે ગાંધીજીના જીવન સંદર્ભને અનુલક્ષીને કાંઇક ચિરંજીવી આપી જવાની અપીલ સર્જકોને કરેલી.

ચર્ચાનું સમાપન કરતાં શ્રી. સુન્દરમે જણાવ્યું કે આપણે જે ચર્ચી રહ્યા છીએ તે વિષય ઘણો ગહન છે. તે વિષય નથી. પણ જીવન છે. ગાંધીજીએ 'હે રામ !' શબ્દ ઉચ્ચારીને જીવનભરની મથામણને અંતે જે તાર સાંધવા મથતા હતા તે ચરિતાર્થ કરી બતાવ્યું.

**સાહિત્યસંગમનું આનંદગાન**

સવારની બેઠક પૂરી થઇ. બપોર ચડી ગયા, શ્રી. રતુભાઇને રોનક સૂઝયું કે ભોજન વખતે જ દુહા લોકગીતોની રમઝટ બોલાવવી. બપોરનું ભોજન પીરસાવા માંડયું ને એકાદ લોકગીત બાદ લોક ગાયકોએ હળવેકથી મીઠાં ફટાણાં શરૂ કર્યાં. સાજનીઆને વધાવતા જઇને બધા જ મોવડીઓને રંગસહાણમાં લીધા. આનંદનું મોજું છવાઇ રહ્યું. ભોજન પુરું થવા આવતાં શ્રી. દાદુભાઈએ પોતાનું હીરણ હલક.ભરીનું ગીત ઉપાડયું. ધ્રુવપદ બીજાઓએ ઉપાડી લીધું. અને એવું જામ્યું કે શ્રી. ઉમાશંકર ભાઈ સાથે બીજા કવિલેખકોએ પણ તે ઝીલી લીધુ. રંગની મસ્તી છવાઇ રહી લોકસાહિત્યકારોને

વગર ભોજને તૃપ્તિ થઈ ગઈ. એકી અવાજે બોલી ઊઠયા કે આજે ઉમાશંકરભાઈએ શિષ્ટ સાહિત્યને લોકસાહિત્ય વચ્ચે ખખડી રહેલી દીવાલ પણ તોડી નાખી છે.

લોકસાહિત્યકારો એટલા ઉમંગમાં આવી ગયા કે માત્ર નાચવાનું જ બાકી રાખ્યું. જો કે મોટેરાઓ આડા અવળા થતાં નાચી પણ લેતા હશે. એમના ઉતારામાં તો રંગત જામેલી જ રહેતી. પણ વિધિવત દીવાલ તૂટવાની બાકી હતી.

## રાષ્ટ્રીયકરણને પાઠય પુસ્તકોની સમિતિ

બપોર પછીની બેઠક દરમિયાન મધ્યસ્થ સમિતિની કારોબારીની બેઠક મળી. નવા હોદ્દેદારોની વરણી વગેરેમાં ઠીક ઠીક સમય ગયો. ૨૫ મા અધિવેશનની આ છેલ્લી બેઠકમાં ચાર ઠરાવો થયા. એકતો બે વર્ષ દરમ્યાન અવસાન પામેલા સાહિત્યકારોને શોકાંજલિ અર્પતો. જે એ ઊભા થઈને એક મિનિટની મૌન પ્રાર્થના સાથે પસાર કર્યો.

બીજો ઠરાવ પાઠય પુસ્તકોના ગુજરાત સરકારે કરેલા રાષ્ટ્રીયકરણ પછી જે પ્રકારની સમિતિ નીમાયેલી છે તે માટે ચિંતા વ્યક્ત કરીને તેમાં યોગ્ય માણસોની વરણી થાય તે અંગેનો હતો.

પાઠય પુસ્તક અંગેનો ઠરાવ શ્રી. દામુભાઇ શુકલે વિશદ રીતે મૂકેલો અને શ્રી વિનોદ અધ્વર્યુએ તેને ટેકો આપેલો. ઠરાવ હલચલ મચાવે તેવો હતો. એમાં ઘણા ઘણા પ્રશ્નો ઊભા થતા હતા. રાષ્ટ્રીયકરણ કરવા માટેના જે બે મતો હતા તેમાં જ આ ભય સમાઇ જતો હતો. પણ ભ્રષ્ટાચાર અને શોષણ એટલાં ફાલતાં ફૂલતાં જતાં હતાં કે એક મતે રાષ્ટ્રીયકરણ એનાં કેટલાંક દૂષણો સાથે પણ અનિવાર્ય ગણાવ્યું. બીજો મત વિવિધ પ્રજાસમૂહને શિક્ષણના તદ્‌વિદોનો જે વ્યાપક લાભ મળવો જોઇએ તે રાષ્ટ્રીયકરણથી મળતો બંધ થશે તેવો હતો. આમાં તો તદ્‌વિદોનું પણ રાજ્યીકરણ થઈ ગયાની સ્થિતિ ઊભી થઇ. આ અંગે બોલતાં શ્રી. રતિલાલ છાયાએ ખૂબ જુસ્સાપૂર્વક બાળકોના વાલીઓને અપીલ કરેલી. પણ એનો ગર્ભિતાર્થ તો રાષ્ટ્રીકરણ જ એક અવરોધરૂપ હોવાનો હતો. રાજકારણના વિષચક્રમાં ઊછરતી પેઢીના શિક્ષણઅંગે પ્રજાજાગૃતિ નથી લાવી શકતી તેનું આ પરિણામ છે. પોતાનાં જ બાળકોનું ભાવિ રગદોળાવાનું છે તેની કે એના શિક્ષણ કે સંસ્કારની ચિંતા કરવા જેટલી માબાપોમાં હજી જાગૃતિ નથી લાવી શકાઇ. જાગૃતિ સર્વાંગીણ રીતે જ આવી શકે. બાકીનો બધો ઉહાપોહ જ રહે અને તે ચોક્કસવર્ગ પૂરતો જ.

## લોકસાહિત્યનો શકવર્તી ઠરાવ

એ પછી લોકસાહિત્યકારો માટે ગુજરાતી સાહિત્ય ક્ષેત્રે શકવર્તી એવો લોકસાહિત્યનું મહત્ત્વ સ્વીકારતો ઠરાવ પરિષદની ૬૫ વર્ષની કારકિર્દીમાં પ્રથમવાર જ આવ્યો. શિષ્ટસાહિત્ય અને લોકસાહિત્ય વચ્ચેની જે દીવાલ તૂટી ગયેલી એના ફલસ્વરૂપ જ એ હતો.

શ્રી સ્નેહરશ્મિએ આ ઠરાવ મૂકયો. લોકસાહિત્યના હાર્દને સમજાવતી રસિક પણ ગંભીરતાપૂર્ણ રજુઆત કરતાં એમણે સાબરકાંઠાથી શ્રી. ઉમાશંકર જોષી લઈ આવેલા લોકગીતની કડીનું એક જ ચરણ કહ્યું કે :

> ડોરી ગાગર મધે ભરી
> ને ઉપર ચીતર્યા મોર

આ ગીતના હાર્દની સંસ્કૃત સાહિત્યની નાનીશી તુલના સાથે મહત્ત્વનો નિર્દેશ કરી એને જાળવવા, વિકસાવવા અને તાલીમ આપવાની સરકારને વિનંતી કરી.

શ્રી. પિતાંબર પટેલ પોતાના લોકસાહિત્યના વૈવિધ્યપૂર્ણ અનુભવોનાં દષ્ટાંતો આપી લોકસાહિત્યની સમૃદ્ધિનો વિશદ ખ્યાલ આપીને ઠરાવને ટેકો આપ્યો.

## નિવેદન અને અભિનંદન

આ ઠરાવ ઉપર થોડું બોલવા પ્રમુખ શ્રી તરફથી મને ઈજન મળતાં એક ઐતિહાસિક નિર્ણય લેવા બદલ પરિષદને ખૂબ ખૂબ ધન્યવાદ આપ્યા. સ્વ. મેઘાણીભાઇ જીંદગીભર લોકસાહિત્યના વકીલ બનીને આખર સુધી બે સાહિત્ય વચ્ચેની

ભેદ દીવાલ તોડવા ઝૂઝતા રહ્યા તેનો ખ્યાલ આપ્યો. મેઘાણીભાઈ પછી લોક સાહિત્યના વિકાસ વિસ્તારની જે પ્રવૃત્તિઓ ૨૦ વર્ષથી ચાલી રહી છે તેનું ટૂંક બયાન આપ્યું સાથો સાથ લોકસાહિત્યની પ્રવૃત્તિઓને રૂંધવા અથવા વિફળ બનાવનારા બળોનો નિર્દેશ કરી જણાવ્યું કે પરિષદે લોકસાહિત્યનું મહત્ત્વ સ્વીકારીને જે હૃદયપૂર્વકનો આવકાર આપ્યો છે તે સાહિત્યજગતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થશે.

પરિષદના કેટલાક અગ્રેસરો અને જૂની પેઢીના સાક્ષરો સિવાય નવી પેઢીના સાહિત્યકારોને આ ઠરાવનું ઐતિહાસિક મહત્ત્વ ન સમજાય તે સ્વાભાવિક છે. કારણ કે ૬૦ વર્ષ પહેલાનો પાંડિત્યયુગનો આ ઝગડો હતો. એ પચાસ વર્ષ પુરાણી મેઘાણીની લોકસાહિત્ય માટેની જેહાદના જેઓ સાક્ષી હોય તેને જ આ ઠરાવનું મહત્ત્વ સમજાય. સૌરાષ્ટ્ર લોકસાહિત્યકારોથી સભર ભરેલું છે નવી પેઢીના એમને ઓછી સ્પર્શી છે એ પછી પણ પ્રશ્ન લોકસાહિત્યના મૂલ્ય સ્વીકારનો રહેતો હતો.

## પરિષદ લોકપ્રાણને સ્પર્શી ગઈ

લોકજીવનના સંદર્ભમાં લોકસાહિત્ય વિશાળ ફલકમાં પથરાયેલું છે. ગાંધી યુગમાં અને તે પછી પણ કવિતા, વાર્તા, નવલ–નવલિકા, ચિત્ર, શિલ્પ, નાટ્ય, નૃત્ય, સિનેસૃષ્ટિ, અલંકારો અને સુશોભનોમાં; રેડિયો અને મનોરંજન કાર્યક્રમોના લોકસાહિત્યનો મૂક પ્રભાવ પથરાયા જ કર્યો છે 'ગાંધી યુગથી આપણા સમગ્ર સાહિત્ય અને સર્વાંગીણ કલાક્ષેત્રમાં લોકસંસ્કૃતિના પ્રભાવની તુલનાત્મક ક્ષા કરવાનો શ્રેષ્ઠ અવસર હવે આવ્યો લેખાય

મેઘાણી પછી લોકસાહિત્યની તુલનાત્મક ,વવેચના કદાચ ઓછી થઇ હશે પણ પ્રત્યેક ક્ષેત્રમાં લોકસાહિત્યના વિકાસની પ્રવૃત્તિઓ સતત ક્રિયાશીલ રહી છે પ્રજાકીય સન્માન મળ્યે જતું હતું પણ વિદ્વદ્ સન્માનને અભાવે તે મનોરંજનના લપસણા માર્ગે ઢળ્યે જતું હતું લોકસાહિત્યના રખેવાળોને આનો ઘણો મોટો રંજ હતો. લોકસાહિત્યકારો એક છૂપા અપમાનની લાગણી અનુભવતા હતા. એને રંગમંચના સન્માન મળતાં હતાં પણ વ્યાસપીઠનાં નહોતાં મળતાં. લોકસાહિત્ય–લોકકળાનું ક્ષેત્ર સાહિત્ય પરિષદની સભ્ય સંખ્યા કરતા પણ અનેકગણું મોટું છે. એ બધાના આનંદની અવધિ નથી રહી.

ઘણાને આ નહિ સમજાય કે સાહિત્ય પરિષદ આ ઠરાવ દ્વારા લોકપ્રાણને સ્પર્શીને સાચા અર્થમાં લોકોની નજીક આવી છે. અને એટલે જ પરિષદના આ ઠરાવને મેં શકવર્તી કહ્યો છે. લોકસાહિત્યકારોના અત્યાનંદનું પણ એ જ કારણ છે.

સ્વાગત સમિતિ પણ અત્યાનંદમાં આવી ગયેલ. કારણ કે જે વર્ષોથી વાટ જોઈ રહ્યુ હતુ તે જૂનાગઢને આગણે સિદ્ધ થયું.

ચોથા એક ઠરાવમાં ગુજરાતમાં સાહિત્ય સંસ્થાઓ, યુનિવર્સિટીઓ અને હરિઓમ આશ્રમ જેવી સંસ્થાઓ તરફથી કેટલાક ઉપયોગી ગ્રંથો તૈયાર કરી પ્રકાશિત કરવાનું કામ ચાલે છે તેની ખાસ નોંધ લેવામાં આવી હતી.

એ પછી આભારવિધિ પણ ઉત્સવના આનંદ વચ્ચે થઈ. સ્વાગત સમિતિ તરફથી શ્રી. બચુભાઈ રાજાએ પોતાની હળવી રમુજી શૈલીમા ખટમીઠાં સંભારણા સાથે વિધિની સરૂઆત કરી. શ્રી રતુભાઇએ પણ ક્ષતિઓ રહી જવા પામી હોય ને જે અગવડો વેઠવી પડી હોય તે માટે માફ કરવા વિનંતી કરી. શ્રી. સ્નેહરશ્મિ, ને શ્રી પીતાંબરભાઇ પટેલે પોતાનો હૃદયભાવ ઉમળકાથી ઠાલવ્યો. અને એ જ રીતે શ્રી. ઉમાશંકરભાઈએ વિદાય વેળાના હૃદયોદ્ગારથી વાતાવરણને સ્નેહભીનું કરી મૂક્યું.

એમણે મીઠાં સંભારણાં સાથે સૌરાષ્ટ્રના પ્રણાલિકાગત આતિથ્ય, સ્વાગતસમિતિ દ્વારા કરવામાં આવેલી ભોજનની ઉત્તમ વ્યવસ્થા તથા હૃદયંગમ પ્રાકૃતિક વાતાવરણનો ભાવપૂર્ણ ઉલ્લેખ કર્યો.

## પરિષદની ફલશ્રુતિ

પરિષદની ફલશ્રુતિ વિષે બોલતાં તેમણે કહેલું કે ગુજરાતના સંસ્કાર દેહને પુષ્ટ કરવામાં

પરિષદની કામગીરીને સફળતા મળતી જાય છે. શિષ્ટસાહિત્યના સર્જકો અને લોકસાહિત્યના ગાયકો અને સર્જકો એક જ જાજમ ઉપર મળ્યા અને એક બીજાની બહુ નજીક આવ્યા એ આ અધિવેશનની બીજી સફળતા છે. લોકસાહિત્યના વ્યવસ્થિત શિક્ષણ માટેની સંસ્થા આપી શકાય એવું વાતાવરણ મળ્યું જોઈએ. અહીં જોવા મળેલી આત્મીયતાને પરિણામે નવા જમાનામાં પણ લોક-સાહિત્યની કલાનું સ્થાન ટકી શકશે એવી આશા જન્મી છે.

પરિષદના મકાન ફંડ માટે પણ વેગ મળ્યો છે, એમ કહેતાં શ્રી. ઉમાશંકરભાઈએ રાજ્યપાલશ્રી, સ્વાગત સમિતિ તથા લોકસાહિત્ય-કારોની જાહેરાતોનો ઉલ્લેખ કરેલો. તેમણે કહેલું કે ગુજરાતને સરસ્વતીનું પોતાનું મંદિર હવે જલદી મળશે એવી શ્રદ્ધા જન્મી છે.

રાતના ૯ વાગ્યે કવિ સંમેલન યોજવામાં આવેલું. એમાં ૪૨ કવિઓએ ભાગ લીધેલો. સંચાલન શ્રી. ઉમાશંકર જોષીએ કરેલું. રાતના એક વાગ્યા સુધી આ રસપ્રવાહ વહેતો રહેલો. છેવટ રાષ્ટ્રગીતના ગાન સાથે પરિષદની પૂર્ણાહુતિ થઇ. ત્રણેય દિવસ દરમિયાન પ્રતિનિધિઓ માટે જૂનાગઢનાં જોવા લાયક સ્થળોની વાહનની જે વ્યવસ્થા સ્વાગત સમિતિ તરફથી કરવામાં આવેલી તે પ્રમાણે ત્રણેય દિવસ પ્રતિનિધિઓમાંથી ઘણાએ તે સ્થળો જોવાનો લાભ લીધેલો. એ જ રીતે સોરઠનાં વિખ્યાત સ્થળો, શારદાગ્રામ અને સિંહદર્શન માટે કરેલી વ્યવસ્થાનો લાભ પૂર્ણાહુતિ બાદ ૧૫૦ જણાએ લીધેલો.

પરિષદના મકાનફંડમાં સમારંભ દરમિયાન સ્વાગત સમિતિ, રાજ્યપાલશ્રી, શ્રી સ્નેહરશ્મિ ઉપરાંત સાહિત્યકારોએ જે ફાળો નોંધાવેલ તે રૂપિયા ૧૭ હજાર સુધી પહોંચી ગયેલો.

પૃષ્ઠ ૭૦૪ થી ચાલુ ]

તે દીવાન અમરજી—એ બન્નેનાં તૈલચિત્રો તેમજ દીવાન અમરજીની તલવાર પણ આ પ્રદર્શનમાં પ્રદર્શિત કરવામાં આવી હતી.

પ્રદર્શનના બીજા એક ભાગમાં જૂનાગઢમાંથી એકસો વર્ષ પહેલાં પ્રગટ થતાં સામયિકો રાખવામાં આવ્યાં હતાં. 'સૌરાષ્ટ્ર દર્પણ' 'વિજ્ઞાન વિલાસ' વગેરે સામયિકો એકસો વર્ષ પહેલાંના સામયિકોને તેમજ તત્કાલીન છાપકામ વગેરેનો આછો ખ્યાલ આપતાં હતાં.

સં. ૧૫૨૧માં હાથે લખાયેલો ગ્રંથ પણ ખાસ ધ્યાન ખેંચતો હતો. સેવાદાસ નામના કોઈ અનભિજ્ઞ વ્યક્તિના વૈષ્ણવ સંપ્રદાયના હજારો પદો એ ગ્રંથમાં સંગ્રહાયેલાં છે. સાક્ષર શ્રી. કે. કા. શાસ્ત્રી તથા સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી ડોલર-રાય માંકડે ખૂબ જ ઝીણવટભરી રીતે આ ગ્રંથોનું અવલોકન કર્યું હતું.

તે જ રીતે ચારસો વર્ષ પહેલાના સામવેદના હસ્તલિખિત ગ્રંથો પણ ખાસ આકર્ષણનું કેન્દ્ર હતા. શ્રી. વાલાભાઇ ત્રિપાઠીના અંગત સંગ્રહમાંથી એ ગ્રંથો પણ પ્રદર્શનમાં સુયોગ્ય રીતે રાખવામાં આવ્યા હતા.

જૂનાગઢ પણ જુદા જુદા ક્ષેત્રે વિચારે છે. તેની પ્રતિતી કરાવતા છાપકામની લિપિઓના ફોટો-ગ્રાફ્સ પણ ધ્યાન ખેંચતા હતા. આ ફોટોગ્રાફ્સનાં છાપકામ માટે અક્ષરોના નવા વળાંકો માટે પ્રયાસ કરવામાં આવ્યો છે. શ્રી. ભક્તિલાલ સોલંકીના આ પ્રયોગો પણ સાહિત્યકારો માટે દર્શનીય હતા.

ગાંધીશતાબ્દિના વર્ષમાં જ પૂ. બાપુની જન્મભૂમિ સોરઠમાં આ પરિષદ મળી રહી છે ત્યારે તેનો ખ્યાલ પણ વ્યવસ્થાપકોની નજર બહાર નથી રહેતો. રાષ્ટ્રપિતા પૂ. મહાત્મા ગાંધીના સમગ્ર જીવન અને કાર્યને આવરી લેતા ૩૧ ભવ્ય ચિત્રો પણ આ પ્રદર્શનમાં યોગ્ય રીતે મૂકવામાં આવ્યાં હતાં.

પ્રદર્શનની ઉદ્‌ઘાટન વિધિ વખતે કવિશ્રી સુંદરમ્, સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના કુલપતિ શ્રી. ડોલરરાય માંકડ, ઉપમંત્રી શ્રી. ઓઝા અને અન્ય સાહિત્યકારો અને અગ્રગણ્ય નગરજનોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. દીપ પ્રગટાવીને કવિ શ્રી. ઉમાશંકર જોષીએ પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કર્યું હતું. આ પ્રદર્શનના અવલોકન પછી શ્રી. ઉમાશંકર જોષી, શ્રી. સુંદરમ્ વગેરે સૌએ આવું સુંદર પ્રદર્શન યોજવા બદલ અભિનંદન આપ્યાં હતાં. પરિષદના ત્રણે દિવસો દરમિયાન અધિવેશનમાં પધારેલા પ્રતિનિધિઓ તથા નાગરિકોએ ખૂબ મોટી સંખ્યામાં આ પ્રદર્શનને અવલોકવાનો લાભ ઉઠાવ્યો હતો.

# સંસ્કૃતિ દર્શન

શ્રી. ઇન્દુકુમાર દે. જોષી



"કોઇ પણ સંસ્કૃતિનો એકાએક જન્મ થતો નથી. એવી રીતે કોઇ પણ સંસ્કૃતિ એકાએક નાશ પામતી નથી સંસ્કૃતિ તો એક પ્રવાહ છે,– સરિત પ્રવાહ. નદી જે રીતે નિરંતર વહ્યા કરે છે તે જ રીતે સંસ્કૃતિ પણ અવિરતપણે વહ્યા જ કરે છે. અહીં યોજાએલા આ નાનકડા પ્રદર્શનમાં આપણને એ વાતની પ્રતિતી થશે. જૂનાગઢને એની પોતાની સંસ્કૃતિના સદીઓનાં વહેણ છે. એનું આ પ્રદર્શનમાં દર્શન થાય છે."

ગુજરાતી સાહિત્ય પરિષદના સુવર્ણ જયંતી અધિવેશનના પ્રસંગે તા. ૨૬ મી ડિસેમ્બરે સવારે ૧૧II વાગે પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કરતાં કવિ શ્રી. ઉમાશંકર જોશીએ ઉપર મુજબ જણાવ્યું હતું. સાહિત્ય પરિષદના ટાકણે ખાસ યોજાએલા નરસિંહ નગરની બાજુમાં સરદાર ચોક પાસે આવેલા જિલ્લા ગ્રંથાલયમાં આ પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. જૂનાગઢના ઇતિહાસ, સંસ્કૃતિ અને લોકજીવનની ઝાંખી કરાવતા આ પ્રદર્શનમાં જુગ જૂની સોરઠ ધરાનો અચ્છો પરિચય કરાવવાનો સફળ પ્રયાસ થયો હતો.

ભગવાન સોમનાથની ભૂમિએ યુગો સુધી અનુભવેલી તડકી છાંયડીઓનો ખ્યાલ પણ આ પ્રદર્શનમાંથી મળી રહેતો હતો. ૧૨૫થી વધુ સંખ્યામાં સોમનાથના જૂના મંદિરના અવશેષોની જુદા જુદા કોણોથી લેવાએલી તસ્વીરો સોમનાથની ભૂતકાળની ગાથાની ગવાહી આપતી હતી. એ જ સમયનો મૂર્તિકલાનો સાક્ષીરૂપ 'શાલભંજિકા' 'દેવાંગના' વગેરે ખંડિત મૂર્તિઓ પણ ખાસ ઉલ્લેખનીય ગણી શકાય એવી હતી.

જૂનાગઢ જિલ્લો એના ગિરના જંગલ અને વનસ્પતિ માટે જ નહીં પણ એના 'સિંહો' માટે વિશ્વભરમાં જાણીતો છે આ પ્રદર્શનમાં ગિરના જંગલની આછી પણ ઝાંખી થઇ શકે તેવો પ્રયાસ કરવામાં આવ્યો હતો. તેમાં સિંહયુગલ, હરણ, સાબર વગેરે પ્રાણીની 'મમી'ઓ તેમજ જંગલની વનસ્પતિઓ સુયોગ્ય રીતે ગોઠવવામાં આવી હતી.

પ્રદર્શનના એક વિભાગમાં સોરઠના લોકજીવન સાથે સંકળાએલી વસ્તુઓ પણ ગોઠવવામાં આવી હતી જામાં હળ–કળિયું–દંતાળી વગેરે ખેત સાધનો–ગૃહ સુશોભન અને કલાની ઝાંખી કરાવતા ૬૦ વર્ષથી પણ વધારે જૂના–ચાકળા–ચંદરવા–ગણેશ-સ્થાપન–કર્તનકલાના નમૂનાઓ, મોતીના હાર સ્તંભો, ગૃહદ્વાર–ગાડું (કલા–સભર), બળદની મોની ભરતની ઝૂલ વગેરે પણ ધ્યાન ખેંચતા હતા.

બીજા એક વિભાગમાં હૂક્કો–પાનપેટી–રેફ્રીજરેટર (નવાબી યુગનુ) વગેરે ખાસ ઉલ્લેખનીય હતા. ઉપરકોટ વિસ્તારમાંથી ખોદકામ કરતાં મળી આવેલી સૈકા જૂની વસ્તુઓમાં, માટીના વાસણુના અવશેષો, કટાયેલી પણ એક યુગમાં જેની ગણના હશે–તેવી કટાયેલી તલવારો, ઉપરકોટના ખોદકામના પરિણામે મળી આવેલા અનાજ ભંડારમાં સંગ્રહાયેલો વર્ષો જૂનો બાજરો વગેરે વસ્તુઓ જૂનાગઢનો જુગજૂનો ઈતિહાસ તાજો કરતો હતો.

પથ્થરોને વાણી આપનાર પ્રખર સંશોધક ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી અને સોરઠની ધરતીના ઇતિહાસ સાથે જેમનુ નામ હંમેશા વણાયેલું રહેશે



[ અનુ૦ પૃષ્ઠ ૭૦૩

# શેરી વળાવી સજજ કરું....

શ્રી. લલિત વસાવડા



ગરવા ગિરનારની ગોદમાં, સાડાપાંચસો વર્ષ પહેલાં જે નગરની ગલીઓમાં 'ગોવિંદ હરે'ની ધૂન અને કીર્તનના ગુંજરવ ઊઠયા હશે, 'દાતાર જમિયલશા'ના લોબાનની ભભકે આભ ધૂંધળું બન્યું હશે એ જ પુરા પ્રાચીન નગરીએ આભ ઊંચી અટારી અને અટ્ટાલિકાએથી એક નવલું દૃશ્ય નિહાળ્યું. ગઢ ગિરનારની શિખરશ્રેણી અને પહાડી કંદરાઓમાં ફરી પાછાં ઝાંઝ, ઢોલકના પડઘા ગૂંજ્યા, શરણાઈઓ ગહેકી, ઢોલ ઢબૂકયા. ફૂલ–ગુલાબની ધૂસર ધૂલિથી તે દિવસનો નમતો પહોર રંગરંગીલો બન્યો. જૂનાણાના આંગણે ગુર્જર ગિરાના બે બે પ્રતિભાવાન્ કવિ–મનીષીઓ પધારતા હતા–આદ્ય કવિની જન્મભોમમાં સાડા પાંચ શતાબ્દિનો કાળ સંકેલાઈને બે પ્રતિનિધિ દ્વારા સાક્ષાત્કાર થતો હતો. બન્ને સરસ્વતી પુત્રોને સન્માનવા જૂનાગઢ હેલે ચઢયું હતું.

ગુર્જરગિરાના સાહિત્યસ્વામીઓને, ગુજરાતી સાહિત્ય ગંગોત્રી સમી પરિષદના કર્ણધારોને સતકારવા જૂનાગઢને હૈયે કો' અનેરો હુલ્લાસ, તરવરાટ અને થનગનાટ હતા. સ્વાગત સમિતિ આ 'સારસ્વતો'નું સ્વાગત આપણી પ્રાચીન પરંપરાથી કરવા વિચારતી હતી. સર્વપ્રથમ તો સામાન્ય રીતે, આજના શુષ્ક વાતાવરણ સમું સ્વાગત હશે તેવો સહુના મનમાં ખ્યાલ હતો. અત્યાર સુધી તો પરિષદના સ્થળે જતાં પ્રમુખોને પરિષદ વેળાં પાંચ–પચીશ જણના 'હાલરા'માં મૂંગા મૂંગા જતાં નિહાળ્યા હતા. જૂનાગઢમાં નવું ન કરી બતાવે તો નવાઈ લેખાવી જોઈતી હતી. થયું પણ તેમજ !

સ્વાગતની વાત નીકળી ત્યાં મુ. શ્રી રતુભાઈને અચાનક જ વિચાર સૂઝયો. "સ્વાગત અંગે, 'શોભાયાત્રા' કાઢી હોય તો ? બે–પાંચ શણગારેલાં ગાડાં હોય, ભજનિક હોય અને આપણે પ્રમુખના ઉતારેથી પરિષદ મંડપે જઈએ તો ?" ત્યાં બેઠેલા સહુ ગેલમાં આવી ગયા. "વાહ, ભાઈ, વાહ તો તો રંગ જામે...."આવડી નાનકડી ભૂમિકા બંધાયેલી. સમય પણ ઝડવઝડ રહેલો ... વિચારતાં વિચારતાં થયું કે પ્રમુખો જ્યારે ગામમાં આવે ત્યારે જ સ્વાગત કરીએ, પણ સ્વાગત માત્ર પેલાં લટકણિયાં જેવા ફૂલહાર પહેરાવી દઈએ અને પછી સડસડાટ મોટરમાં ઉતારે પહોંચી જઈએ તેમાં કંઈ ઉમળકો ન આવે.

વાત ઘોળાવા માંડી. રતુભાઈ પરંપરાગત શૈલીની શોભાયાત્રા વિષે વિચારવા માંડયા. બીજા મિત્રો પણ પોત પોતાની કલ્પનાનો સંભાર મેળવવા માંડયા. આ મંથનમાંથી નવનીત સાંપડયું. રંગે તો જૂનાગઢના સ્વાગતને, જૂનાગઢની શારદાભક્તિને આ ગુર્જરગિરાના સરસ્વતીનન્દનોને શેર શેર સોઢી ચઢાવ્યાં. આખાય પ્રસંગને સોનેરી રંગ ચડાવી દીધો.

નગરપાલિકાના સભાખંડમાંથી, જૂનાગઢના હૃદયભાગે આવેલા આ સ્થળે વરાયેલા પ્રમુખ કવિ સાધક સુંદરમ્ અને વિભાગીય પ્રમુખશ્રી. ઉમાશંકરનું સ્વાગત કરવા નગરના આગેવાનો, અધિકારીઓ, સંસ્થા સંચાલકો, સભાસદો જોડાયા હતા.

નગરપાલિકાના વિશાળ સભાખંડમાં અંદર અને બહાર માનવ મહેરામણ છલકતો હતો. આ જ સ્થળે એક જમાનામાં સ્વામી વિવેકાનંદ જૂનાગઢની મૂલાકાત વેળા રહી ગયેલા; એ જ સ્થળે ફરી વર્ષો પછી સાધક-શ્રદ્ધેય સારસ્વતોનું સન્માન થયું.

રાજકોટથી મોટર રસ્તે આવી પહોચેલા સાહિત્ય શ્રેષ્ઠી સર્વશ્રી ઉમાશંકરભાઈ તથા સુન્દરમ્‌ને સત્કારવા થનગની રહેલા માનવ સમુદાયે વિધિવત્ સ્વાગત કર્યા પછી આ પ્રસંગની વિશિષ્ટતારૂપ અને આજસુધીની પરિષદની પાંસઠ વર્ષની કારકિર્દીમાં ક્યારેય નહીં તેવી ભવ્ય "શોભાયાત્રા" નગરપાલિકા દ્વારેથી પરિષદ સ્થળે–નરસિંહનગર સુધીની આરંભાઇ.

રાજકુમાર સિદ્ધાર્થની શોભાયાત્રાનું સંસ્કૃતના મહાકવિ અસ્વઘોષે જેવું 'બુદ્ધચરિતમ્'માં વર્ણન કર્યું છે તેવું દસ્ય જૂનાગઢ જનપથ-રાજપથ સમા મહાત્મા ગાંધી માર્ગ પર રચાયુ.

સ્વાગત સમિતિના આ વિશિષ્ટ આયોજનને માત્ર અતિથિઓ જ નહીં પણ રહેવાસીઓ પણ આશ્ચર્ય મુગ્ધ રીતે જોઇ રહ્યા. કયારે અને કેમ આટલી તૈયાર થઇ? કોણે કરી? કોઈને કશો જ ખ્યાલ ન આવે અને ઊંઘમાં ઘેરાયેલાની અચાનક આંખ ઊઘડે ને જેમ અવનવું દસ્ય નિહાળે તેવું જ નગરજનો માટે થયું!

પરંપરાગતરીતે યોજાયેલી શોભાયાત્રાની સૌથી મોખરે હતા–મંગળવાદ્ય ગણાતો આપણો પ્રાચીન વાદ્ય વિનાયક ઢોલ. ઢોલના સ્વાગત ઢબકારે હૈયે હૈયે એક રોમાંચ ઊઠતો હતો–એક નાદ સ્વની સાથે કસૂંબલ કેફ ઘુંટાતો હતો. પ્રાચીન રીતિથી, ખોવાયેલાં ઐતિહાસિક વર્ષોથી જેમના વંશ-પરામાં મધઝરતી સૂરાવલિમાં જે વાદ્ય ગૂંજતુ રહ્યું છે તે શરણાઇનો સથવારો પણ ઉત્સાહઘેલા ઢોલીડાઓને સાંપડયો હતો. શરણાઇ ગહેકાવતા મીરભાઇઓ–હાજી કાસમ અને હાજીભાઈ વર્ષોથી પેઢી દર પેઢી શરણાઇના સૂરને, કંઠની સુરાવટમાં સાચવી બેઠા છે. આજે એ "ભાડુતી" નહોતા–રોજમદારી નહોતા, આજ તો મનના ગુવાલે ગાવા આવ્યા હતા, બજાવવા આવ્યા હતા.

આઠ આઠ ઢોલવાળાની ત્રંબાળુ ઢોલપર પડતી એકધારી દાંડી અને વર્ષોથી માના દૂધમાંથી પીધેલી શરણાઇની મધઝરતી ચાકરમીઠી સુરાવલી... વાતાવરણમાં એક રંગ આવી ગયો, રોનક આવી ગઇ.

ઢોલ શરણાઇ પછી આવી સુખપુરની રાસ મંડળી. સંસ્કૃતિના પોશાકચિહ્નો સાથે ભાવ, તાલ અને લયથી લટકે હીંડતી આ રાસમંડળીમાં ઝાંઝ, પખાજ, મૃદંગ, ઢોકડ, મંજીરાનો સમૂહરવ હતો તો સાથો સાથ હતો સોરઠી નરવો કંઠ. કંઠના ગહેકાટમાં આજનો ઓચ્છવ જાણે શબ્દ બનીને, ગીત બનીને વેરાતો હતો:

"મારો વાલો આવ્યાની વધામણી હોજી રે.
આજની ઘડી રળિયામણી...."

સરસ્વતીપુત્રોને, શારદાતનયોને, વાક્ અને અર્થના સાચા–સાધકોનું સન્માન હતું, શબ્દબ્રહ્મના દત્તચિત ઉપાસકોના આગમનની રળિયામણી ઘડી હતી. ગોકુળ આવેલા ગિરધારીને સન્માનવા થનગનતા ગોપહ્રદયની લાવણી જૂનાણાના આંગણે ઉમાશંકર–સુન્દરમ્–ઋત અને સાધનાના સત્કાર માટે સાગર છોળે છલી રહી.

કીર્તન મંડળીની પછી આવે છે પાંચ પાંચ ગાડાંની હેડય. કેવી છે એ હેડય! હૈયે વસી જાય તેવી. પિત્તળિયા, રણઝણતાં ગાડાં, મોરના ઈંડા જેવા વઢિયારા બળદ–જાણે મદઝરતા હાથીની છોટી સી પ્રતિકૃતિ શા દેહ સૌષ્ઠવ, મોતી મઢી રાસ્યું અને આભલાં મઢી ઝૂલે, તેલ પાયેલી, હાથીદાંતશી ચળકતી શિંગડિયોના અનોખા શણગાર, કૈલાશ લોકથી ઊતરી આપેલા નંદીના વંશ જ જેવા આ ગોવત્સો એમની મહત્તા જાણે સમજી ગયા હોય તેમ ઉત્સાહઘેલા બની ઉતાવળા ડગ માંડી રહ્યા હતા. માનવહૈયાના હર્ષ હિલોળા સાથે નંદીના પગ પણ ધરાતલ માથે છબતા નહોતા. આ ગાડામાં પણ બાળગોપાળ વિવિધ સ્વરૂપે બિરાજતા હતા.

આગલા ગાડામાં સોરઠમાં વસતી પચરંગી

વસતીના રીતિરિવાજ, પરંપરાગત પોશાક, વ્યવસાયને પ્રગટ કરતાં પ્રતિનિધિ બાળકો—નિર્દોષ ભૂલકાંઓ... વેદપાઠી બ્રાહ્મણ, ત્રાજૂડી તોળતો વણિક, મૂછ મરડતો બંકો રજપૂત, ગિરની પાટ શીલા શા દેહ સૌષ્ઠવનો અધિકારી મેર, આયર, ભરવાડ આદિવાસી. સૌના મોં ઉપર ઉત્સાહની ઝલક, આતિથ્યનો ઉમંગ. પછી ગાડામાં સાંસ્કૃતિક કાર્યવિશેષ અને સાધનધારી ભૂલકાં તો વળી ત્રીજામાં ભૂમિગત વિશેષતા. ભૂગોળ ઈતિહાસ અને સંસ્કૃતિ નાનકડાં, કચકડાના પૂતળાં શા પણ ભાગે આવેલ 'વેશ' અદાકારીથી ભજવી જતાં બાળકો અતિથિઓનું અને પર્યવેક્ષકોનું આગવું આકર્ષણ બની રહ્યાં હતાં. રૂમઝુમતું પિત્તળિયું ગાડું રણવગડાની વાટે દડતું જતું હોય અને ઘૂઘરાના ઘમકારે, તેલ પાયેલ ધરીના લય બદ્ધ કીચૂડાટે સોરઠી કંઠની સંગત સાંભળી છે? એક અનેરો લહાવો છે, એ અહીંપણ આકાર લેતો હતો. પ્રાદેશિક વૈશિષ્ટ્ય ધરાવતા પોશાકમાં સજ્જ થયેલી કિશોરીઓ—બહેનો સાકર સ્વાદીલા કંઠે ગીત ગાતી હતી. સોરઠી ઢાલ—મીરની શરણાઈ અને ગહેકતા મોરલા શો સોરઠીનારીનો મધમીઠો કંઠ.

એ પછી આવે છે સંગળતા સૂચક આભૂષણો—વસ્ત્રો પહેરેલી, માથે મોતી ભર્યા કળશ લીધેલી કુમારી કન્યકાઓ. કંઠમાંથી ઝરતું ગીત, સંગળધ્વનિનો આલેખ માંડતાં વાદ્યો, શાસ્ત્રીય શુકન સમા મોતી ભર્યા કળશ. સોરઠી આતિથ્ય સંસ્કારની આભા સોળેકળાએ જાણે ખીલી ઊઠી. જનપથ પર હજારોની સંખ્યામાં ઊભેલા નાગરિકો અભિનંદી રહ્યા હતા. પ્રમુખશ્રીના વૃષભવાહનને શણગારેલા કલાત્મક ગાડામાં બેઠા હતા શ્રી સુન્દરમ્, શ્રી ઉમાશંકર જોષી અને સ્વાગત પ્રમુખ શ્રી રતુભાઇ અદાણી. બેના મનમાં આ સન્માનને સત્કારવા મીઠી મુંઝવણ અને એકના હૈયામાં પરમ પરિતોષ!

શોભાયાત્રાના પ્રારંભે તે સમસ્ત જૂનાગઢ શહેરવતી નગરપાલિકાના પ્રમુખશ્રી ધીરુભાઇએ અને સમગ્ર જિલ્લા તરફથી જિલ્લા પંચાયતના પ્રમુખશ્રી વિજયદાસજીએ પુષ્પમાળા પહેરાવી બન્ને સન્માનીય અતિથિઓને સત્કાર્યા. પછી તો પગલે પગલે આ સત્કાર વિધિ ચાલી. હૈયાના ઉમળકાને, મનના મનોરથને સરસ્વતી સાધકોના સન્માન દ્વારા સરસ્વતીનું સન્માન કરવા નગરની ત્રીસથી વધારે સંસ્થાઓએ પગલે પગલે પુષ્પાંજલિ અર્પીને સ્વાગતની ભવ્યતામાં અનેરો ઉમેરો કર્યો, ઊજળો ઓપ આપ્યો. નગર પાલિકા, જિલ્લા પંચાયત, ચેમ્બર ઓફ્ કોમર્સ, રોટરી, લાયન્સ, જુનિયર ચેમ્બર્સ, અખિલ હિન્દ મહિલા પરિષદ, જનસંઘ શાખા (જૂનાગઢ) હાટકેશ ભ્રાતૃમંડળ, ભગિનીમંડળ, મિલન સાહિત્ય સંસ્થા, નરસિંહ મહેતા ચોરાસમિતિ, શ્રી. નરસિંહ સાહિત્ય સભા, બહાઉદ્દીન કોલેજ, કૃષિ વિદ્યાલય, કોમર્સ—લૉ કોલેજ, રૂપાયતન, શિશુમંગ આમ અનેક નાની—મોટી સંસ્થાઓ અને વ્યક્તિઓએ પોતાની યજમાન ભાવનાને આકાર આપ્યો. અતિથિઓના ગાડાં પાછળ નગરજનોનો વિશાળ સમૂહ શિસ્તબદ્ધ રીતે ચાલતો હતો. અનેક સાહિત્યપ્રેમી ભાઇઓ—બહેનો, આગેવાનો આ સમૂહમાં અવસરના અનેરા ઉત્સાહમાં જાણે 'સાજન' બની મહાલી રહ્યા હતા.

શોભાયાત્રા રંગતભરી બની રહી, ઉત્સાહ અને ઉમંગથી આખોય પ્રસંગ માનવમન મિલનનો એક મધુર મહોત્સવ બની રહ્યો. આજના અર્થલક્ષી અને રાજકીય પ્રધાનદર્શી યુગમાં કોઇપણ સાહિત્યકારનું આવું અદ્‌ભૂત અને ઉમળકાભેર સ્વાગત થાય એ વાત ઘણાને કલ્પનાતીત હતી, ન માન્યામાં આવે તેવી હતી. આટલો વિશાળ સમૂહ જાહેર રાજમાર્ગ પરથી આટલા દબદબાથી નીકળ્યો હોવા છતાં આખીયે યાત્રાનું શિસ્ત ભારે પ્રસંશા માગી લ્યે તેવું હતું. બે કે ત્રણ આગંતુક જેવા પોલીસ કર્મચારી સિવાય આખીય યાત્રા અને માનવ સમૂહ સ્વવ્યવસ્થિત પ્રબંધમાં જ હતો. એકપણ સ્વયંસેવક નહીં, કશો ડોળદમામ નહીં, પણ મનની મધુરપ અને આદરભરા આતિથ્યનો દબદબો સર્વત્ર છવાયેલો હતો.

આશ્ચર્યમુગ્ધ થયેલા એક પ્રાધ્યાપક તો બોલી ઊઠેલા. "રાજપુરુષોના અને ધર્મગુરુઓનાં જ સ્વાગત થાય છે તેવું નથી, સુંદરમ્ અને ઉમાશંકર

નગરપાલિકાના વિશાળ સભાખંડમાં અંદર અને બાહર માનવ મહેરામણ છલકતો હતો. આ જ સ્થળે એક જમાનામાં સ્વામી વિવેકાનંદ જૂનાગઢની મૂલાકાત વેળા રહી ગયેલા, એ જ સ્થળે ફરી વર્ષો પછી સાધક-શ્રદ્ધેય સારસ્વતોનું સન્માન થયું.

રાજકોટથી મોટર રસ્તે આવી પહોચેલા સાહિત્ય શ્રેષ્ઠી સર્વશ્રી ઉમાશંકરભાઈ તથા સુન્દરમ્ ને સત્કારવા થનગની રહેલા માનવ સમુદાયે વિધિવત્ સ્વાગત કર્યા પછી આ પ્રસંગની વિશિષ્ટતારૂપ અને આજસુધીની પરિષદની પાસઠ વર્ષની કારકિર્દીમા કયારેય નહી તેવી ભવ્ય "શોભાયાત્રા" નગરપાલિકા દ્વારેથી પરિષદ સ્થળે-નરસિંહનગર સુધીની આરંભાઇ

રાજકુમાર સિદ્ધાર્થની શોભાયાત્રાનું સંસ્કૃત ના મહાકવિ અશ્વઘોષે જેવુ 'બુદ્ધચરિતમ્'મા વર્ણન કર્યું છે તેવુ દશ્ય જૂનાગઢ જનપથ-રાજપથ સમા મહાત્મા ગાંધી માર્ગ પર રચાયુ

સ્વાગત સમિતિના આ વિશિષ્ટ આયોજનને માત્ર અતિથિઓ જ નહી પણ રહેવાસીઓ પણ આશ્ચર્ય મુગ્ધ રીતે જોઇ રહ્યા કયારે અને કેમ આટલી તૈયાર થઇ? કોણે કરી? કોઈને કશો જ ખ્યાલ ન આવે અને ઊંઘમાં ઘેરાયેલાની અચાનક આંખ ઊઘડે ને જેમ અવનવુ દશ્ય નિહાળે તેવુ જ નગરજનો માટે થયુ!

પરંપરાગતરીતે યોજાયેલી શોભાયાત્રાની સૌથી મોખરે હતા-મંગળવાદ્ય ગણાતો આપણો પ્રાચીન વાદ્ય વિનાયક ઢોલ ઢોલના સ્વાગત ઢબકારે હૈયે હૈયે એક રોમાંચ ઊઠતો હતો-એક નાદ સ્વની સાથે કસૂંબલ કેફ ઘુંટાતો હતો પ્રાચીન રીતિથી, ખોવાયેલા ઐતિહાસિક વર્ષોથી જેમના વંશપરામા મધઝરતી સૂરાવલિમાં જે વાદ્ય ગૂંજતુ રહ્યુ છે તે શરણાઈનો સથવારો પણ ઉત્સાહઘેલા ઢોલીડાઓને સાંપડયો હતો શરણાઇ ગહેકાવતા મીરભાઇઓ હાજી કાસમ અને હાજીભાઈ વર્ષોથી પેઢી દર પેઢી શરણાઇના સૂરને, કંઠની સુરાવટમાં સાચવી બેઠા છે આજે એ 'ભાડુતી' નહોતા-રોજમદારી નહોતા, આજ તો મનના ગુનાસે ગાવા આવ્યા હતા, બજાવવા આવ્યા હતા

આઠ આઠ ઢોલવાળાની ત્રબાળુ ઢોલપર પડતી એકધારી દાંડી અને વર્ષોથી માના દૂધમાંથી પીધેલી શરણાઇની મધઝરતી સાકરમીઠી સુરાવલી વાતાવરણમાં એક રંગ આવી ગયો, રોનક આવી ગઇ.

ઢોલ શરણાઇ પછી આવી સુખપુરની રાસ મંડળી સંસ્કૃતિના પોશાકચિહ્નો સાથે ભાવ, તાલ અને લયથી લચકે હીંચતી આ રાસમંડળીમાં ઝાંઝ, પખાજ, મૃદંગ, દોકડ, મંજીરાનો સમૂહરવ હતો તો સાથો સાથ હતો સોરઠી નરવો કંઠ કંઠના ગહેંકાટમાં આજનો ઓચ્છવ જાણે શબ્દ બનીને, ગીત બનીને વેરાતો હતો

'મારો વાલો આવ્યાની વધામણી હોજી રે
આજની ઘડી રળિયામણી "

સરસ્વતીપુત્રોને, શારદાતનયોને, વાક્ અને અર્થના સાચા-સાધકોનું સંમાન હતું, શબ્દબ્રહ્મના દત્તચિત ઉપાસકોના આગમનની રળિયામણી ઘડી હતી ગોકુળ આવેલા ગિરધારીને સન્માનવા થનગનતા ગોપહૃદયની લાગણી જૂનાણાના આંગણે ઉમાશંકર-સુન્દરમ્-સંત અને સાધનાના સત્કાર માટે સાગર છોળે છલી રહી

કીર્તન મંડળીની પછી આવે છે પાંચ પાંચ ગાડાંની હેડય કેવી છે એ હેડય! હૈયે વસી જાય તેની પિત્તળિયા, રણઝણતાં ગાડાં, મોરના ઇંડા જેવા વઢિયારા બળદ-જાણે મદઝરતા હાથીની છોટી સી પ્રતિકૃતિ શા દેહ સૌષ્ઠવ, મોતી મઢી રાસ્યુ અને આભલાં મઢી ઝૂલે, તેલ પાયેલી, હાથીદાંતશી ચળકતી શિંગડિયોના અનોખા શણગાર, કૈલાસ લોકથી ઊતરી આવેલા નંદીના વંશ જ જેવા આ ગોવત્સો એમની મહત્તા જાણે સમજી ગયા હોય તેમ ઉત્સાહઘેલા બની ઉતાવળા ડગ માંડી રહ્યા હતા માનવહૈયાના હર્ષ હિલોળ સાથે નંદીના પગ પણ ધરાતલ માથે ટકતા નહોતા આ ગાડામા પણ બાળગોપાળ વિવિધ સ્વરૂપે બિરાજતા હતા

આગલા ગાડામાં સોરઠમાં વસતી પચરંગી

વસતીના રીતિરિવાજ, પરંપરાગત પોશાક, વ્યવસાયને પ્રગટ કરતાં પ્રતિનિધિ બાળકો—નિર્દોષ ભૂલકાંઓ... વેદપાઠી બ્રાહ્મણ, ત્રાજૂડી તોળતો વણિક, મૂછ મરડતો બંકો રજપૂત, ગિરની પાટ શીલા શા દેહ સૌષ્ઠવનો અધિકારી મેર, આયર, ભરવાડ આદિવાસી. સૌના મો ઉપર ઉત્સાહની ઝલક, આતિથ્યનો ઉમંગ. પછી ગાડામાં સાંસ્કૃતિક કાર્યવિશેષ અને સાધન-ધારી ભૂલકાં તો વળી ત્રીજામાં ભૂમિગત વિશેષતા. ભૂગોળ ઈતિહાસ અને સંસ્કૃતિ નાનકડાં, કચકડાના પૂતળાં શા પણ ભાગે આવેલ 'વેશ' અદાકારીથી ભજવી જતાં બાળકો અતિથિઓનું અને પર્યવેક્ષકોનું આગવું આકર્ષણ બની રહ્યાં હતાં. રૂમઝુમતું પિતળિયું ગાડું રણવગડાની વાટે દડયું જતું હોય અને ઘૂઘરાના ઘમકારે, તેલ પાયેલ ધરીના લય બદ્ધ કીચૂડાટે સોરઠી કંઠની સંગત સાંભળી છે? એક અનેરો લહાવો છે, એ અહીંપણ આકાર લેતો હતો. પ્રાદેશિક વૈશિષ્ટ્ય ધરાવતા પોશાકમાં સજ્જ થયેલી કિશોરીઓ—બહેનો સાકર સ્વાદીલા કંઠે ગીત ગાતી હતી. સોરઠી ઢોલ—મીરની શરણાઈ અને ગહેકતા મોરલા શો સોરઠીનારીનો મધમીઠો કંઠ.

એ પછી આવે છે મંગળતા સૂચક આભૂ-ષણો—વસ્ત્રો પહેરેલી, માથે મોતી ભર્યા કળશ લીધેલી કુમારી કન્યકાઓ. કંઠમાંથી ઝરતું ગીત, મંગળ-ધ્વનિનો આલેખ માંડતાં વાદ્યો, શાસ્ત્રીય શુકન સમા મોતી ભર્યા કળશ. સોરઠી આતિથ્ય સંસ્કારની આભા સોળેકળાએ જાણે ખીલી ઊઠી. જનપથ પર હજારોની સંખ્યામાં ઊભેલા નાગરિકો અભિનંદી રહ્યા હતા. પ્રમુખશ્રીના વૃષભવાહનને શણગારેલા કલાત્મક ગાડાંમાં બેઠા હતા શ્રી સુન્દરમ્, શ્રી ઉમા-શંકર જોષી અને સ્વાગત પ્રમુખ શ્રી રતુભાઇ અદાણી. બેના મનમાં આ સન્માનને સત્કારવા મીઠી મુંઝવણ અને એકના હૈયામાં પરમ પરિતોષ!

શોભાયાત્રાના પ્રારંભે તે સમસ્ત જૂનાગઢ શહેરવતી નગરપાલિકાના પ્રમુખશ્રી ધીરુભાઇએ અને સમગ્ર જિલ્લા તરફથી જિલ્લા પંચાયતના પ્રમુખશ્રી વિજયદાસજીએ પુષ્પમાળા પહેરાવી બન્ને સન્માનીય અતિથિઓને સત્કાર્યા. પછી તો પગલે પગલે આ સત્કાર વિધિ ચાલી. હૈયાના ઉમળકાને, મનના મનો-રથને સરસ્વતી સાધકોના સન્માન દ્વારા સરસ્વતીનું સન્માન કરવા નગરની ત્રીસથી વધારે સંસ્થાઓએ પગલે પગલે પુષ્પાંજલિ અર્પીને સ્વાગતની ભવ્યતામાં અનેરો ઉમેરો કર્યો, ઊજળો ઓપ આપ્યો. નગર પાલિકા, જિલ્લા પંચાયત, ચેમ્બર ઓફ કોમર્સ, રોટરી, લાયન્સ, જુનિયર ચેમ્બર્સ, અખિલ હિન્દ મહિલા પરિષદ, જનસંઘ શાખા (જૂનાગઢ) હાટકેશ ભ્રાતૃમંડળ, ભગિનીમંડળ, મિલન સાહિત્ય સંસ્થા, નરસિંહ મહેતા ચોરાસમિતિ, શ્રી. નરસિંહ સાહિત્ય સભા, બહાઉદ્દીન કોલેજ, કૃષિ વિદ્યાલય, કોમર્સ—લૉ કોલેજ, રૂપાયતન, શિશુમંગ આમ અનેક નાની—મોટી સંસ્થાઓ અને વ્યક્તિઓએ પોતાની યજમાન ભાવનાને આકાર આપ્યો. અતિથિઓના ગાડાં પાછળ નગરજનોનો વિશાળ સમૂહ શિસ્તબદ્ધ રીતે ચાલતો હતો. અનેક સાહિત્યપ્રેમી ભાઇઓ—બહેનો, આગેવાનો આ સમૂહમાં અવસરના અનેરા ઉત્સાહમાં જાણે 'સાજન' બની મહાલી રહ્યા હતા.

શોભાયાત્રા રંગતભરી બની રહી, ઉત્સાહ અને ઉમંગથી આખોય પ્રસંગ આનવમન મિલનનો એક મધુર મહોત્સવ બની રહ્યો. આજના અર્થલક્ષી અને રાજકીય પ્રધાનદર્શી યુગમાં કોઈપણ સાહિત્ય-કારનું આવું અદ્ભૂત અને ઉમળકાભેર સ્વાગત થાય એ વાત ઘણાને કલ્પનાતીત હતી, ન માન્યામાં આવે તેવી હતી. આટલો વિશાળ સમૂહ જાહેર રાજ-માર્ગ પરથી આટલા દબદબાથી નીકળ્યો હોવા છતાં આખીયે યાત્રાનું શિસ્ત ભારે પ્રસંશા માગી લ્યે તેવું હતું. બે કે ત્રણ આગંતુક જેવા પોલીસ કર્મચારી સિવાય આખીય યાત્રા અને માનવ સમૂહ સ્વવ્યવસ્થિત પ્રબંધમાં જ હતો. એકપણ સ્વયંસેવક નહીં, કશો ડોળદમામ નહીં, પણ સનની મધુરપ અને આદરભરા આતિથ્યનો દબદબો સર્વત્ર છવાયેલો હતો.

આશ્ચર્યમુગ્ધ થયેલા એક પ્રાધ્યાપક તો બોલી ઊઠેલા. "રાજપુરુષોના અને ધર્મગુરુઓનાં જ સ્વાગત થાય છે તેવું નથી, સુંદરમ્ અને ઉમાશંકર

જેવા સાહિત્યિક સંસ્કાર સપૂતો–સારસ્વતોનું પણ એથી ય અદકી અદબ ભવ્યતાથી સ્વાગત થાય છે એ સોરઠી પ્રજાના દિલાવર સંસ્કારનું વિશિષ્ટ લક્ષણ જ છે."

સાચે જ ગુજરાતની સમગ્ર ધરતી ઉપર "સિદ્ધહૈમ"ના રાજકીય સન્માન પછી સદીઓ પછી સારસ્વત સન્માનનું આવું સ્વાગત થયું હશે. હજાર વર્ષનો ઇતિહાસની દૃષ્ટિએ આ અમોલો અવસર!

નરસિંહનગર પાસે ગુજરાતી શૌર્યદક્ષતાની મૂર્તિ સ્વ. સરદાર સાહેબના બાવલાં પાસે શોભાયાત્રા આવી પહોંચી ત્યારે દાંડિયા રાસની રમઝટ બોલી. અત્યારસુધી અંતરમાં ઘોળાઇ રહેલી, આનંદની હેલી જાણે વરસી પડી, મન, પગ અને હાથ જાણે એકતાલ બની ગયા. આવકારના આનંદની છોળ સહુકોઇને નખશિખ ભીંજવી રહ્યાં. રાસદાંડિયાની રમઝટમાં અંતરની આનંદ લાગણી ગૂંજી ઊઠી..

" શેરી વળાવી સજ્જ કરું ઘેર આવો ને "

સાહિત્ય પરિષદની ૨૫મી જયંતીનો અવસર આ શોભાયાત્રાના આયોજને ઊજમાળો બની ગયો. લોકહૈયાની નિર્બન્ધ લાગણીની છોળ મા શારદાના ચરણ પખાળી રહી અને સરસ્વતીના સાધકો, શબ્દ બ્રહ્મના આરાધકોને સન્માની જૂનાગઢની જનતા તથા સ્વાગત સમિતિ એ પ્રાચીન પરંપરાની સંસ્કૃતિ સરવાણી પુનઃ પ્રગટ કરી.

આપણા એક પીઢ સાહિત્યકાર તો આ સ્વાગતથી ભારે પ્રભાવિત થઈ ગયા. એમણે તો એક મિત્રને પોતાની લાગણી પ્રગટ કરતાં કહ્યુ :- "આવું સ્વાગત સપને પણ ધારેલું નહીં. ખરેખર જૂનાગઢ સરસ્વતી સાધનાની નવી દિશા દેખાડી ગયું."

શ્રી સુન્દરમ્ અને ઉમાશંકર પણ ત્યાં ઉતરીને નાના મોટા સહુને ઉષ્માપૂર્વક મળ્યા. ગાડાવાળાને, ભજનિકોને, નાના ભૂલકાંઓને, કન્યાઓને પણ.



ધરતી સોરઠ દેશની, ગઢ જૂનો ગિરનાર;
સાવજડાં સેંજળ પીએ, નમણાં નર ને નાર.

# ગુજરાત અને લોકસાહિત્ય

જયમલ્લ પરમાર

આશ્ચર્યની વાત છે કે અમદાવાદમાં મળેલી પહેલી જ ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનમાં 'લોકકથા ને લોકગીત' ઉપરનો નિબંધ શ્રી. રણજીતરામ વાવાભાઈ જેવા વિદ્વાને વાંચેલો. એ પછીના સાહિત્ય પરિષદના અધિવેશનોમાં આ 'લોકસાહિત્ય' ખોવાઈ ગયું તે ખોવાઇ જ ગયું. એ પછી વિદ્વાનોની આ પરિષદથી અવગણના પામેલા લોકસાહિત્યનું સંશોધન, સર્જન અને રજૂઆતનો પ્રવાહ તો ચાલુ જ રહેલો. સ્વ. મેઘાણીભાઇએ લોકસાહિત્યના સમાલોચન ગ્રંથમાં એનું વિસ્તૃત બયાન આપેલું છે.

રાજા, રજવાડા ને નાની મોટી ઠકરાતોના દરબારી ડાયરામાંથી મેઘાણી પૂર્વે જ આ લોકસાહિત્યનો પ્રવાહ સામાજિક સમારંભોમાં આછો પાતળો વહેતો થઇ જ ગયેલો. અરે સાહિત્ય પરિષદોમાં પણ એની રજુઆત શ્રી. મેરૂભા ગઢવીના વાર્તાકાર પિતા સ્વ. મેઘાણંદ ગઢવી અને બુઝર્ગ ચારણ વિદ્વાન શ્રી. માવદાનજી રત્નુ જેવી સમર્થ વ્યક્તિઓ દ્વારા થતી હતી. તો બીજી બાજુ સનાળીના સ્વ. ગગુભાઇ નીલા, લાઠીમાં સ્વ. સામંત નીલા, ભાવનગરના સ્વ. પિંગળશીભાઇ પાતાભાઈ, પાટણના સ્વ. ઠારણભાઇ, શ્રી. શંકરદાનજી દેથા જેવા અડીખમ કવિઓ અને વાર્તાકારો માત્ર રાજદરબારે જ નહિ પણ સામાજિક ક્ષેત્રે પણ પ્રકાશી રહ્યા હતા.

એ દોર વિદ્વત્ સાહિત્યની ભૂમિકા ઉપર સ્વ. મેઘાણીભાઇ અને ભક્તકવિ શ્રી. દુલાભાઈ કાગ, સ્વ. રાયચુરા તથા શ્રી. મેરૂભા ગઢવીએ પકડી લીધો.

મેઘાણીભાઇ તો લોકસાહિત્યને સાહિત્ય ક્ષેત્રે શિષ્ટસાહિત્ય જેટલું જ સ્થાન અપાવવા એક જેહાદ બની રહ્યા, લોકસાહિત્યનો મેરુદંડ અને મશાલચી બની રહ્યા. મેઘાણીભાઇ પૂર્વે ને મેઘાણીભાઇ પછી લોકસાહિત્યને એમના જેવો સમર્થ વકીલ એકેય મળ્યો નથી. ધરતીનું ધાવણ એમણે જેટલું પીધું એના કરતાં સવાયું કરીને સમાજને દીધું.

મેઘાણીભાઇના કાળે જ લોકસાહિત્યમાં નવી કેડીઓ પડવા માંડેલી. પણ મેઘાણીભાઇએ લોકસાહિત્યના સામર્થ્યથી નવી સર્જન કેડીઓ પાડી. ગાંધીજીએ જે લોકયુગનાં મંડાણ કર્યાં તેથી એ કેડીઓ રાજમાર્ગ બનવા માંડી.

એ કાળની નવયુવાન પેઢીના કવિ લેખકો ઉપર લોકયુગનો અજબ પ્રભાવ પડેલો. એમાંથી આજના આપણા બે સમર્થ કવિઓ શ્રી ઉમાશંકર અને શ્રી. સુન્દરમને પણ બાદ કરી શકીએ તેમ નથી. એ જ રીતે આપણા ખ્યાતનામ લેખકો શ્રી પન્નાલાલ, શ્રી. પેટલીકર, સ્વ. ચૂનીલાલ મડિયા અને પીતાંબર પટેલને પણ બાદ કરી શકાય તેમ નથી.

મેઘાણીભાઇ પછી ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં લોકસાહિત્યના વિશાળ અર્થમાં ઘણું કામ થયું છે ને થઇ રહ્યું છે. સાહિત્યના અર્થમાં કવિતા વાર્તા, સંશોધન અને વિવેચનનો જ સમાવેશ થતો હોય તો આપણે લોકસાહિત્યને બદલે લોકસંસ્કૃતિ શબ્દ જ વાપરવો પડે. રૂઢ અર્થમાં મોટેભાગે એ ચાર વિષયોનું ખેડાણ કરનારાને જ સાહિત્યકાર કહેવામાં આવે છે. પણ રણજીતરામ સુવર્ણચંદ્રકે એ ફલક ઘણું વિસ્તાર્યું છે.

મેઘાણી જેટલું સંશોધન સંપાદન અને સર્જન લોકસાહિત્યના ક્ષેત્રે કોઇ એક વ્યકિત કરી શકેલ નથી, પણ એ ક્ષેત્રે સંશોધન, સંપાદન અને સર્જન કરનારી એક આખી પેઢી ઊભી થઈ ગઇ છે. સિનેસૃષ્ટિએ તો ૪૦ વર્ષ પહેલાંથી લોકસંસ્કૃતિના કથાવસ્તુ સૂર અને શબ્દોને ઝડપવા માંડેલા. નાટય પ્રયોગોએ પણ એ ક્ષેત્ર ઝડપી લીધું. આપણા કરતાંય આપણા લોકસાહિત્યનું વધારે મહત્ત્વ પામી જનારા પરદેશી વિદ્વાનોની નજરે એ

મૂક્યું. અંગ્રેજીકાળ દરમિયાનના એ સાહિત્યસેવી અંગ્રેજો પછી કદાચ પહેલ વહેલા ડૉ. બાઉએ આવીને આપણાં ગીત–વાર્તાનાં રેકર્ડીંગ મેઘાણી-ભાઈના કાળ દરમિયાન કર્યાં. એ પછી હમણાં જ આવી ગયેલા બર્લીન યુનિ. ના ડૉ. વેસ્ટ પોલ સુધી આપણા લોકસાહિત્યના સંશોધન સંગ્રહ ને અભ્યાસ માટે પરદેશી અભ્યાસીઓની એક સાંકળ રચાઈ ગઈ છે.

બહુ ઓછા આપણા સાહિત્યકારો ને સાહિત્ય-સંસ્થાઓને ખ્યાલ હશે કે ગુજરાતની જૂની જાતિઓ વચ્ચે ઠેર ઠેર આ પરદેશી અભ્યાસીઓ બબ્બે વરસથી થાણાં નાખીને પડયા છે. એ જુની જાતિઓના જીવન અને સાહિત્યના સંશોધન અને સંગ્રહ અંગે આપણી કોઈ સાહિત્ય સંસ્થા જે નથી કરી શકી તે પરદેશી અભ્યાસીઓ વડે આજે થઈ રહ્યું છે.

શ્રી રતુભાઈ અદાણીએ પોતાના સ્વાગત પ્રવચનમાં જૂનાગઢના નવાબીકાળમાં કનરા ડુંગર ઉપર સત્યાગ્રહને કારણે ૮૪ મહિયાઓની જે કતલ થયેલી તેના કરેલા ઉલ્લેખ અંગે બહુ ઓછા સાહિત્યકારોનું ધ્યાન દોરાયું હશે. ત્યારે અમેરિકાનો પી. એચ. ડી. માટે અભ્યાસ કરતો એક વિદ્યાર્થી મહિયાના સત્યાગ્રહ અને ગાંધીજીના સત્યાગ્રહ વચ્ચે-ની કોઈ સંકલના શોધી રહ્યો છે.

આપણી યુનિવર્સિટીઓનું ધ્યાન પણ આ લોકસાહિત્ય તરફ દોરાયું ને ક્યાંક વિભાગો ખોલાયા છે તો લોકસાહિત્યના એકાદ વિષયમાં પી.એચ.ડી. થવા માટે આજે કુડીબંધ વિદ્યાર્થીઓ કામ કરી રહ્યા છે. પણ એને તાત્ત્વિક માર્ગદર્શન આપી શકે એવા વિદ્વાનો આપણી પાસે પૂરતા નથી. અને ક્ષેત્રિય કામ માટેની તત્પરતા ઓછી છે.

પુરાતત્ત્વમાં આપણે જેટલો રસ લઈએ છીએ તેટલો સંસ્કૃતિઓના અંકોડા સમી પ્રાચીન એવી જીવંત જાતિઓના સાહિત્યમાં રસ લેતા નથી તે આપણી કરુણતા છે. સ્વાગત સમિતિ તરફથી પ્રકાશિત થયેલી 'સ્મારિકા'માં બહુશ્રુત અને સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિમાં જ આળોટેલા શ્રી. કે. કા. શાસ્ત્રી જેવા વિદ્વાનના 'સૌરાષ્ટ્રનો મધ્ય-કાલીન ગુજરાતીના સર્જકો'વાળા લેખમાં ચારણ અને બારોટ કવિ–લેખકોમાંથી માત્ર બેના જ નામોલ્લેખ મળે છે. એક કવિરાજ ઈસરદાનજીનું અને બીજું માંડણ ભગતનું. ત્યારે ઇસરદાનજીથી લઈને સન ૧૮૬૦ સુધીમાં તો મધ્યકાલીન ગુજરાતીના ચારણ બારોટ સર્જકોની એક સાંકળ પડેલી છે. એ કામ આજે સૌરાષ્ટ્ર યુનિવર્સિટીએ ઉપાડી લીધું છે.

સૌરાષ્ટ્રનું એની ભૌગોલિકતા અને પ્રાચીન જાતિઓને કારણે લોકસાહિત્ય અને કલાક્ષેત્ર વિશિષ્ટ પ્રદાન રહેલું છે. મેઘાણીભાઈથી શરૂ થયેલો પ્રવાહ સાહિત્ય અને કલાનાં તમામ ક્ષેત્રે ચાલુ જ હતો. મેઘાણીભાઈના અવસાન પછી અમે એ લોકસાહિત્ય અને કળાના ઉત્થાન, વિકાસ અને વિસ્તાર માટે સંગઠિત પ્રયાસો હાથ ધર્યા

ભૂતપૂર્વ સૌરાષ્ટ્ર રાજ્ય સૌરાષ્ટ્રની સંસ્કારિક ચેતના સાથે એકતાલ મિલાવતું હતું. સૌરાષ્ટ્ર રાજ્યના પણ સાંસ્કૃતિક મનોરથો હતા. એણે અમારા પ્રયાસો વધાવી લીધા ને પ્રત્યેક ક્ષેત્રે પ્રોત્સાહન આપ્યું.

લોકસાહિત્ય અને શિષ્ટસાહિત્ય તથા અન્ય ક્ષેત્રોમાં કામ કરી ગયેલ સમર્થ વ્યક્તિઓની જયંતીઓ ઊજવવા માટે એક સમિતિ નીમવામાં આવી. એનું વાર્ષિક ૧૬ હજારનું બજેટ હતું. મેઘાણી-જયંતી માટે વાર્ષિક પાંચ હજાર ખર્ચાતા. દર વર્ષે લોકસાહિત્ય માટે ખ્યાતનામ વિદ્વાનને આમંત્રણ અપાતું અને એ માટેના વિસ્તૃત નિબંધનું વાચન થતું અને ત્રણ દિવસ સુધી એ જયંતી લોકસાહિત્યના કાર્યક્રમથી ઊજવાતી.

દૈનિક 'ફૂલછાબ'નું સંચાલન ત્યારે હું કરતો હતો એટલે ૧૯૫૦ થી ૧૯૫૫ સુધી સાહિત્ય અને કળાનાં તમામ અંગોના ઉત્કર્ષ માટે એ એક સબળ સાધન બની રહેલું.

૨૧મી જાન્યુઆરીના સ્વાતંત્ર્યદિને જવા-

હરલાલજીએ દિલ્હીમાં દર વર્ષે લોકનૃત્યોનો મહોત્સવ શરૂ કર્યો. સૌરાષ્ટ્ર રાજ્યના પંચાયત અને વિકાસ ખાતાના મંત્રી શ્રી. રતુભાઈ તો લોકસંસ્કૃતિનો જ જીવ: એમણે સૌરાષ્ટ્ર રાસોત્સવ વિજયાદશમીને દિને ઊજવવો શરૂ કર્યો. ગામડાંઓની તાલુકા હરિફાઈ યોજાતી પછી જિલ્લાના તાલુકાઓની જિલ્લા હરિફાઈ ને જિલ્લાઓની રાજ્ય હરિફાઈ યોજાતી. આ મહોત્સવે અબોલને બોલતા કર્યા, અવગણાયેલાઓને આદરમાન દેતા કર્યા ને અગોચર ખૂણે પડેલાઓને ઝળાંઝળાં પ્રકાશમાં લાવી મૂક્યા. લોકજીવનમાં સાંસ્કારિક જાગૃતિનો જુવાળ આવ્યો ને સૌરાષ્ટ્રનાં લોકનૃત્યો વિશ્વખ્યાત બન્યાં.

કહેવાની ભાગ્યે જ જરૂર રહે કે આ ક્ષેત્રે કામ કરનારા અમારા જેવા સૌની શક્તિ રાજ્ય તરફથી થતી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં સંકળાયેલી જ રહેતી. એમાં રાજ્ય અને પ્રજાનો પણ એકાત્મ ભાવ હતો.

દિલ્હીમાં સંગીત નાટક અકાદમી સ્થપાઈ. સારા દિલમાં થયું કે સૌરાષ્ટ્ર તો કલાધામ છે. અહિંયા શા માટે અકાદમી ન થઇ શકે? 'ફૂલછાબ' દૈનિક દ્વારા એના પ્રથમ પ્રયાસો હાથ ધર્યા. થોડા મિત્રોએ મળીને મંડળ રચ્યું. કાર્યક્રમો શરૂ થયા. પણ અકાદમી રાજ્યાશ્રય સિવાય શક્ય ન બને. રાજ્યે અમારી વિનંતીનો સ્વીકાર કર્યો ને ત્રણ વર્ષ બાદ સ્વાયત્ત એવી સૌરાષ્ટ્ર સંગીત નૃત્યનાટક અકાદમી અસ્તિત્વમાં આવી. લોકસંસ્કૃતિની ભૂમિકા ઉપર જ આ અકાદમીની સરકારે રચના કરેલી.

આ અકાદમી તરફથી લોકસંગીતને લોકનૃત્યોના વર્ગો લેવાતા. લોકનૃત્યો ને લોકગીતોનાં રૂપકો તૈયાર થતાં ને ભજવાતાં. લોકસંસ્કૃતિને સાકાર કરતાં લોકપ્રિય બનેલાં બે નાટકો પણ આપ્યાં. 'શેતલને કાંઠે'ને 'ધન્ય સૌરાષ્ટ્ર ધરણી.' 'ભવાઈ કલાકાર સંઘ' સ્થાપ્યો ને ભવાઈના શુદ્ધ ને તંદુરસ્ત પ્રયોગો આપ્યા. ભવાઇ સંમેલનો યોજ્યાં. ભવાઇ મંડળીના તેજસ્વી જુવાનોને નૃત્ય સંગીતની તાલીમ પણ આપી.

ચીનના આક્રમણ વખતે 'ધન્ય સૌરાષ્ટ્ર ધરણી' ના ૨૦ ગામોમાં પ્રયોગો કરીને અમે ૬૦ હજાર રૂપિયા અને ૧૧૧ તોલા સોનું રાજ્ય સરકારને આપવાનો બનાવ કદાચ ભારતભરમાં વિરલ છે. એ બળ પણ આ લોકસાહિત્યનું જ.

સૌ વિશેષ ત્રણ મોટાં ત્રણ ત્રણ દિવસનાં લોકસાહિત્ય સંમેલનો યોજ્યાં. રાજકોટ, સુરેન્દ્રનગર અને ભાવનગરમાં. જેમાં ૧૫૦ થી ૧૭૫ કલાકારો ભાગ લેતા. જેમાં લોકસાહિત્યનાં તમામ અંગો રજૂ થતાં. આ સંમેલનોએ કલાકારોને પ્રતિષ્ઠિત કર્યા. લોકસાહિત્યની સમૃદ્ધિ પ્રકાશમાં લાવી શકાઇ અને મુંબઇની આઈ. એન. ટી. જેવી સંસ્થાઓ સુધી એની પ્રેરણા પહોંચી.

આ અકાદમી પાછળ પ્રોત્સાહન શ્રી રતુભાઈનું જ રહેલું. ગુજરાત રાજ્ય થયા પછી આ અકાદમી જે 'સંગીત નાટ્ય ભારતી'ના સામાજિક સંસ્થાના રૂપે રહી અને સરકારી સહાય એ મુજબ ચાલુ રહી તે શ્રી. રતુભાઈના પ્રયાસોને કારણે જ.

રાજકોટમાં રેડિયો ઘર ઉતારવામાં લોકસાહિત્ય માટેના અમારા અવિરત પુરૂષાર્થનો એક ઇતિહાસ પડયો છે. લોકસંસ્કૃતિની સમૃદ્ધિની પ્રતીતિ કરાવ્યા બાદ જ તે મળ્યું છે. અને શરૂઆતનાં ચાર પાંચ વરસ સુધી તો ગાયકો, ભજનિકો, કથાકારો, વાર્તાકારો વગેરેને ખેંચી લાવી, પસંદગી કરી મેળમાં મૂકવા પાછળ અમે દિવસ રાત ખેંચ્યા છે. એ પછી ઠીક ઠીક વર્ષો સુધી એનું ઊંચું સ્તર ટકાવી રાખવા અમે જહેમત ઉઠાવી છે.

સૌરાષ્ટ્ર રાજ્ય પછાત વર્ગ બોર્ડની સ્થાપના થઈ ત્યારે સાંસ્કૃતિક ઉત્કર્ષ માટે શ્રી રતુભાઈની નજર દોડી. લોકસાહિત્યના ધુરંધરો નવી પેઢીને વારસો આપતા જાય એ માટે લોકસાહિત્ય વિદ્યાલયની સ્થાપના કરી. લોકસાહિત્યનાં પ્રમુખ બળોને એમાં સાંકળી લેવાયાં. આ વિદ્યાલય દસ વર્ષ ચાલ્યું એમાં અમે સાઠ વિદ્યાર્થીઓને બબ્બે વર્ષની તાલીમ આપી તૈયાર કર્યા. જેમાંના ૪૦ જેટલા જુવાનો વિવિધ ક્ષેત્રે સેવાઓ આપીને લોકસાહિત્યનો

સંસ્કાર પ્રચાર કરી રહ્યા છે.

જે ત્રણ મોટાં લોકસાહિત્ય સંમેલનો યોજી શકેલા તે અકાદમી અને લોકસાહિત્ય સભાના ઉપક્રમે જ. આ સંમેલનમાં સૌ પ્રથમ શ્રી ડોલરભાઈના પ્રમુખપદે શ્રી. રતુભાઈના હાથે ભક્તકવિ શ્રી. દુલાભાઈ કાગ અને શ્રી. મેરૂભા ગઢવીનું બહુમાન કરી અકાદમીના ફેલો નીમેલા.

આ લોકસાહિત્ય વિદ્યાલય દ્વારા રાજકોટ રેડિયો ઘરને ભક્ત કવિ શ્રી. દુલાભાઈ કાગ અને શ્રી મેરૂભા ગઢવીનું ૩૮ કલાકનું રેકર્ડીંગ કરાવી આપેલું. અમારા પ્રવાસ પર્યટન અને આ વિદ્યાલયના રેકર્ડીંગના દિવસો દરમિયાન રેડિયોઘરના ગાયકો અને એના પ્રોડયુસર પણ તાલીમ પામતા રહ્યા છે.

આ ઉપરાંત જેના સંપર્કમાં અમે આવેલા અને નહિ આવેલા એવા કંઈ કહેણી અને કાવ્યના નામી અનામી કવિ ગાયક ને કથાકારોના કાર્યક્રમો ઓખાથી માંડીને આફ્રિકા સુધી ચાલવા જ કરતા હતા. વાર્તા કવિતાને ક્ષેત્રે પણ ઘણા નવા નવા ચહેરા ચમકતા હતા.

પણ એક કામ રહી જતું હતું તે મેઘાણીભાઈએ લોકસાહિત્યની જે પરંપરાઓના સમર્થ કવિ–વાર્તાકારો પાસેથી સાહિત્યધન મેળવેલું એ પરંપરાઓના જાજરમાન વારસદારોને જ લખતા કરવાનું. 'ઊર્મિનવરચના'ની જવાબદારી મેં બે વર્ષથી સંભાળી છે ત્યારથી એ મારના સ્નેહભર્યા પ્રયાસો સફળ થતા આવે છે ને આજ સુધીમાં ૨૦ થી ૨૫ કલમો વિવિધ શૈલીની પ્રસિદ્ધ વારતાઓ પીરસતી આવે છે.

આજ સુધીમાં ૧૨૫ જેટલી લોકકથાઓ પ્રગટ કરી શકાઈ છે. પ્રાચીન દુહા ૭૦૦ પણ પ્રગટ થતા આવે છે ને લોકસાહિત્યનું લેખન ક્ષેત્રે નવસર્જન પણ થતું આવે છે.

અંગતરીતે જેમણે જે કાંઈ પુસ્તકો લખ્યાં તે સિવાય લોકસાહિત્યના પ્રકાશન ક્ષેત્રે ઝાઝું નથી કરી શકાયા. સૌરાષ્ટ્ર પછાત વર્ગ બોર્ડ દ્વારા ભાઈ જયંત મલકાણુ દ્વારા 'સૌરાષ્ટ્રની પછાત જાતિઓ'ના ત્રણ ગ્રંથ તૈયાર કરાવી શકેલા, જ્યારે લોક સા. વિદ્યાલયના અમારા ગુરુજી પાસે કાવ્ય રચના માટેનો એક મોટો ગ્રંથ તૈયાર કરાવી શકયા જેની હસ્તપ્રત આજે સૌ. યુનિ પાસે પડી છે.

બાર મહિના પહેલાં ૬૯ ના જાન્યુઆરીની ૧૯ મી તારીખે સૌ. યુનિ.એ ચારણ વિદ્વાનોનું બહુમાન કર્યું ત્યારે અમારા પુરોગામીઓની અને અમારી ઝંખના ઘણે અંશે તૃપ્ત થઈ.

ગુજરાતી સાહિત્ય પરિષદના જૂનાગઢના અધિવેશન અંગે સ્વાગત સમિતિએ શોભાયાત્રાથી માંડીને લોકસાહિત્યના કાર્યક્રમ સુધી જે કાંઈ કર્યું તે સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિનો જ સંસ્કાર હતો. ગુજરાત અને સૌરાષ્ટ્રના પ્રજાસમૂહો વચ્ચેની ભાવાત્મક એકતાનું એ દ્યોતક હતું.

પણ રણજીતરામ વાવાભાઈએ ગુજરાતી સા. પરિષદના પહેલા અધિવેશનમાં બીજ વાવેલું અને મેઘાણીભાઈથી માંડીને અમારા સુધીની જે કંઈ ઝંખના હતી તે ૬૫ વર્ષ પછી પરિષદે લોકસાહિત્યનું મહત્ત્વ સ્વીકારી ને આવકાર્યું ત્યારે તે ઝંખના પરિતૃપ્ત થઈ. અમારા આનંદની પરમાવધિ એ કારણે થઈ.

*

# સાહિત્ય પરિષદનું જૂનાગઢનું યાદગાર ગરવું અધિવેશન

શ્રી. પીતાંબર પટેલ

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૫મું અધિવેશન ડિસે. ૧૯૬૯માં તા. ૨૬, ૨૭ અને ૨૮ મીએ જૂનાગઢ મુકામે મળી ગયું. આ અધિવેશન બે ત્રણ કારણે યાદગાર બની રહેશે.

શ્રી. મુનશીજી પાસેથી, નવા બંધારણ પ્રમાણે લોકશાહી સ્વરૂપે પરિષદ સૌ સાહિત્યકારો પાસે આવી ત્યારથી અધિવેશનો અને જ્ઞાનસત્રોમાં ખૂબ જ ઉત્સાહ પ્રગટેલો જોવા મળ્યો છે. કલકત્તા, મુંબઈ, સૂરત, દિલ્હી એક એકથી અદકાં અધિવેશનો યોજાયાં હતાં. પ્રતિનિધિઓની સંખ્યા પણ ખૂબ જ વધતી રહી હતી. દિલ્હીમાં તો તેનો આંક વધીને હજાર ઉપર પહોંચ્યો હતો. આવી અમર્યાદિત, બંને દૃષ્ટિએ મુશ્કેલી ઊભી કરે એવી હતી. બીજું સ્વાગત સમિતિને મંડપ, સુશોભન, ઉતારા, વ્યવસ્થા, સાંસ્કૃતિક કાર્યક્રમ વગેરે પાછળ ઘણું ખર્ચ થયું હતું. આવડા મોટા ખર્ચને કેવી રીતે પહોંચી વળવું એ નિમંત્રણ આપનાર સંસ્થાને માટે એક સમસ્યા પણ બની ગઈ હતી.

એથી પરિષદે બંધારણમાં આવશ્યક સુધારા કર્યા અને સાહિત્યરસિકો માટે કેટલાંક નિયંત્રણો મુકાયાં. એનું સુંદર પરિણામ જ્ઞાનસત્ર પ્રસંગે શારદાગ્રામમાં અને અધિવેશન ટાણે જૂનાગઢમાં જોવા મળ્યું. જૂનાગઢ અધિવેશનમાં લોકોની સંખ્યા વધુ જોવા મળી. સહેલાણીઓ હવે પ્રમાણમાં ઘણા ઓછા થઇ ગયા છે. નવા સુધારેલા બંધારણ પછીનું જૂનાગઢ પ્રથમ અધિવેશન હતું. તેમાં લેખકોનું પ્રતિનિધિત્વ વધ્યું એ ધ્યાન ખેંચે તેવું સુભગ પરિણામ છે. તેમ અહીં સાદગીનું સાહિત્યિક નિર્મળ વાતાવરણ, પૂનમની શીતળ ચાંદનીના પેઠે છવાયેલું દેખાયું. અધિવેશનમાં મંચ કે શણગાર કે કાર્યક્રમ કે તેના આયોજનમાં ક્યાંય ઠઠારો, આંજી નાખે એવો ભભકો કે શ્રીમંતાઇનો આડંબર પ્રગટ કરે એવો ચમકાર ન્હોતો. પણ સમારંભને ઉચિત એવી નિર્મળતા અને સાદગીની પ્રસન્નતા સરોવરના કમળની સુન્દરતાની જેમ સોહાઇ રહેતી હતી. હવેનાં અધિવેશનો વ્યવસ્થાની દૃષ્ટિએ આવાં સારાં હળવાં હિતાવહ બની રહેશે. જૂનાગઢ અધિવેશને એક યાદગાર કેડી પાડી આપી છે.

બીજું જૂનાગઢનું અધિવેશન પરિષદનું પણ હળવું અધિવેશન હોઈ ઐતિહાસિક અધિવેશન હતું. અલબત્ત, પરિષદે એ વિશે કશો ગોકીરો કર્યો નહતો. ૨૫ મા અધિવેશનના ખ્યાલથી કંઈ વિશિષ્ટ કાર્યક્રમ પણ યોજાયો ન્હોતો. પણ સ્વાગત સમિતિએ સંયમ અને વિવેકથી ઉમળકાભરી ૨૫ મા અધિવેશનની ઊજવણી કરી. તા. ૨૫ મીએ સાંજના વિદાય લેતા પ્રમુખ શ્રી. ઉમાશંકર જોશી અને વરાયેલા પ્રમુખ શ્રી. સુન્દરમનું પ્રેમભર્યું સ્વાગત કરી તેમને શણગારેલા ગાડામાં બેસાડી 'શોભાયાત્રા'માં નગરમાં ફૂલાવ્યા, ફૂલડે વધાવ્યા. પચીસ બાળાઓએ ૨૫ મા અધિવેશનની યાદમાં માથે કળશ અને મોતી ભરેલા નાળિયેરથી પ્રમુખોને વધાવ્યા. આ સ્વાગતનું દૃશ્ય અભિરમ્ય હતું. સુદીર્ઘ કાળ સુધી આંખ અને અંતરમાં સચવાઇ રહે એવું એ પ્રજાકીય ઉત્સાહનું સ્વાગત હતું.

'શોભાયાત્રા' એ પરિષદના અધિવેશન માટેનો પ્રથમ વિરલ પ્રસંગ હતો. શણગારેલાં ગાડાંમાં આકર્ષક વેશભૂષામાં બેઠેલાં બાળકો સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિની ઝલક દેખાડી રહ્યાં હતાં. કૃષિ, ગોપાલન, ભજનિક સંસ્કૃતિ સાથે સોરઠની ભૂમિના ઉજ્જ્વળ ઈતિહાસની પુનિતયાદ તાજી કરાવે તેવાં નરસિંહ, ગિરનાર, ઉપરકોટ, સોમનાથ વગેરેની ઝલક પણ નયન રંજક હતી. એ શોભાયાત્રા જોવા જૂનાગઢનાં નરનારીઓ રસ્તા પર, ઓટલા પર,

અટારીએ, બારીમાં, ઝરૂખામાં ઊભાં રહ્યાં હતાં. આપણી ગુર્જરી ભાષાના એ બંને કવિઓને—પ્રમુખોને ફૂલડે વધાવતાં હતાં. આ શોભાયાત્રા ૨૫મા અધિવેશનની યાદ સુદૃઢ કરી રહેશે. કદાચ આગામી અધિવેશનો માટેની એક પ્રણાલિકા પણ બની રહે.

જૂનાગઢનું ૨૫મું અધિવેશન એક બીજા મહત્ત્વના કારણે પણ યાદગાર બની રહેશે. ચાલુ વર્ષ ગાંધી શતાબ્દિનું વર્ષ છે. આપણા રાષ્ટ્રપિતાએ પોરબંદર–સોરઠ ભૂમિમાં જન્મ ધારણ કરી એ ભૂમિને પણ ગૌરવ અર્પ્યું છે. શતાબ્દિ પ્રસંગે ગાંધીજીની જન્મ ભોમકામા અધિવેશન મળે તે પણ એક વિરલ સ્મૃતિ બની રહેશે પરિષદે પણ એ જ કારણે 'ગાંધી દર્શન' તેવો વિષય પણ ચર્ચા માટે રાખ્યો હતો ચર્ચામાં તેનો પડઘો પણ સારો પડયો હતો.

બીજો સુભગ સંજોગ પણ ઊડીને આંખે વળગે એવો છે કે વિદાય લેતા પ્રમુખ અને વરાયેલા પ્રમુખ બંને ગાંધીયુગના અગ્રિમ કવિઓ છે. આ અધિવેશનમાં એ બંને કવિઓ એક સાથે મળ્યા તે પણ એક યાદગાર ઘટના બની રહેશે

પરિષદના અધિવેશનનું ઉદ્ઘાટન ગાંધી વિચારને વરેલા રાજ્યપાલશ્રી શ્રીમન્નારાયણે કર્યું હતુ. ૨૫મા અધિવેશનના પચીસ દીવડા પ્રગટાવવામાં આવ્યા હતા પ્રથમ બેઠક સુધી ઉદ્ઘાટક બેસી રહ્યા અને બેઠકને પણ ગૌરવ અર્પ્યું હતું. આવુ ઔચિત્યપૂર્ણ ઉદ્ઘાટન શતાબ્દિ વર્ષની યાદ તાજી કરાવતું હતું.

જૂનાગઢ અધિવેશનમાં પરિષદે મકાનફંડનો પ્રારંભ કર્યો અને તેનો સારો પડઘો પડયો. સ્વાગત સમિતિએ એક હજાર આપવાની જાહેરાત કરી મકાન ફંડના શુકન કરાવ્યાં. આશા રાખીએ કે આવતા અધિવેશન સુધીમા સાત લાખ જેટલી રકમ મળી રહેશે

અધિવેશન સોરઠમાં મળે અને 'સાચુ સોરઠિયો ભણે ..' એ દુહાનો લલકાર સાંભળવા ન મળે તે જ નવાઇ ! તા. ૨૭ રાતના લોકસાહિત્યકારો અને ગાયકોનો ડાયરો રાખ્યો હતો. તેનું સંચાલન સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિના અભ્યાસી અને લોકસાહિત્યના જીવ શ્રી જયમલ્લ પરમારે કર્યું. એ કાર્યક્રમની સફળતા તેના કુશળ સંચાલનમાં રહેલી હતી એ સૌ સુજ્ઞ સાહિત્યકારો નીરખી શકયા હતા

લોકસાહિત્યનો ડાયરો કેટલાકને માટે તો તદ્દન નવો જ કાર્યક્રમ હતો. તેમાં આવતા કટાક્ષ, અવળવાણી, પ્રાસંગિક ચીમકી, હળવી ટકોર વગેરેથી ગીત, કથા અને દુહાની કહેણી આલ્હાદક બની હતી. સંચાલકે લોકસાહિત્યનું વૈવિધ્ય પણ સારૂં પીરસ્યું. એથી એ આખોયે કાર્યક્રમ સતર્પક બનીરહ્યો

શ્રી. કાનજી ભૂટા બારોટની લોકકથા કહેવાના શૈલી સૌને મુગ્ધ કરી ગઇ. વાણીની સબળ અભિવ્યકિતની એ સુંદર યાદ બની રહેશે. આપણી ભૂમિમા કેવુ, અવનવુ, વૈવિધ્ય સભર વિપુલ લોકસાહિત્ય પડયું છે તેનું પણ સૌને દર્શન થયું. ચારણી સાહિત્યને સ્વ. મેઘાણીએ સાહિત્યિક વ્યકિતત્વ અર્પ્યું. એવુ કાર્ય હજુ થવાનું ઘણું બાકી રહે છે. તેમ ચાબખી, કહેણી, કંઠની પરંપરાઓ પણ ચાલુ રહેવી જોઇએ. એ ખ્યાલથી પરિષદે તેની તાલીમશાળા ચાલુ કરવાનો ઠરાવ પણ કર્યો છે. ઇચ્છીએ કે પ્રજા અને સરકારના સંયુકત પ્રયાસથી સફળ તેનુ સારુ પરિણામ આવશે.

લોકસાહિત્યના ડાયરો એ કાર્યક્રમ પણ ૨૫મા અધિવેશનનો યાદગાર પ્રસંગ બની રહેશે

આ અધિવેશનમાં પરિષદે પણ વિભાગીય પ્રમુખોની બેઠકો ખુલ્લા અધિવેશનની બેઠક બનાવી. એથી શ્રોતાઓને પણ મોટો લાભ થયો. ભારેખમ વિષયમા પણ જૂનાગઢના સાહિત્યરસિકો મોડા સુધી બેસી રહેતા છેલ્લા વકતા સુધી હાજરી સારી રહેતી એ પણ એક ધ્યાન ખેંચે એવી ઘટના ગણાય. નાગરિકોની આવી સાહિત્યરસિકતા બહુ ઓછી જોવા મળે છે

મારા જેવા જે બધા જ અધિવેશનોમાં ભાગ લે છે તેવાઓને પણ જૂનાગઢ અધિવેશન આ ગણાવ્યાં તે કારણોસર યાદગાર બની રહેશે એની સુવાસ ચોમેર પ્રસરતી રહેશે અને પરિષદની કાર્યવાહીમાં પણ નવુ બળ પૂરશે.

# તસ્વીરોમાં સાહિત્ય પરિષદનું ૨૫મું અધિવેશન



નિવૃત્તથતા પ્રમુખ શ્રી. ઉમાશંકર તથા વરાયેલા પ્રમુખ શ્રી. સુન્દરમ્ તા. ૨૫ની સાંજ પહેલાં જૂનાગઢ આવી પહોંચતા સ્વાગતપ્રમુખ શ્રી. રતુભાઈ અદાણી ફૂલહારથી અભિવાદન કરે છે.



'શોભાયાત્રા' જૂનાગઢની રસિકનગરીમાં સારસ્વત સપુતોનું સ્વાગત સરઘસ. શણગારાયેલા ગાડામાં શ્રી. સુન્દરમ્, શ્રી. ઉમાશંકર તથા શ્રી. રતુભાઈ.



અધિવેશનનુ ઉદ્‌ઘાટન રાજ્યપાલ શ્રીમન્નારાયણ ૨૫ દીપ પ્રગટાવીને કરે છે એમને સાથ
આપે છે શ્રી દિવ્યકાંત નાણાવટી શ્રી બચુભાઈ રાજા તથા બન્ને પ્રમુખો



નિવૃત્ત થતા પ્રમુખ શ્રી ઉમાશંકર જોષી વરાયેલા પ્રમુખ શ્રી મુ ટરમૂને અહેવાલગ્રંથ અર્પણ
કરે છે મંચ ઉપર શ્રી મદાલસાબહેન, શ્રી ડાલરભાઈ શ્રી પીતાંબર પટેલ અને શ્રી.
નાયબ મંત્રી પરમાણંદ ઓઝા વગેરે બેઠલા છે



વિવેચન વિભાગના અધ્યક્ષ શ્રી. સુરેશ જોષી. પાસમાં એક બાજુ શ્રી. સ્નેહરશ્મિ. બીજી બાજુ શ્રી. પીતાંબર પટેલ



સંશોધન વિભાગનું વ્યાખ્યાન આપતા શ્રી. કે. કા શાસ્ત્રી



'ગાંધી દર્શન' વિભાગના અધ્યક્ષસ્થાનેથી વ્યાખ્યાન આપતા શ્રી. મનુભાઈ પંચોળી–દર્શક



તા. ૨૮ના કવિ સંમેલન વખતે 'નરસિંહ મહેતા ચોરા સમિતિ' તરફથી નરસિંહ મહેતાના શ્રી. કે. કા. શાસ્ત્રીએ સંપાદિત કરેલા અપ્રગટ ૧૦૮ પદોના ગ્રંથનું ઉદ્‌ઘાટન પ્રમુખશ્રી સુન્દરમ્ તરફથી થઈ રહ્યું છે.



તા. ૨૮ની રાતના કવિ સંમેલનમાં શ્રી. રતિલાલ છાયા કાવ્યવાચન કરે છે. શ્રી. મેરૂભા ગઢવી, શ્રી. ઉમાશંકર, શ્રી. સુન્દરમ્, અને વિશાળ કવિ સમુદાય મંચ ઉપર દેખાય છે.

# સોરઠ સાહિત્ય અને સ્વાગત

સ્વાગત પ્રમુખ : રતુભાઈ અદાણી

જૂનાગઢને આંગણે ૨૧ વર્ષ પછી ફરી આજે ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિવેશન મળી રહ્યું છે. આ શુભ પ્રસંગે આપ સૌનું હું સ્વાગત સમિતિ વતી ભાવભર્યું સ્વાગત કરું છું.

રાષ્ટ્રપિતા ગાંધીજીની જન્મશતાબ્દિનું આ વર્ષ છે. દુનિયાના મોટા ભાગના દેશોએ પોતપોતાની રીતે જન્મશતાબ્દિનો કાર્યક્રમ ઊજવીને આ યુગપુરુષને શ્રદ્ધાંજલિ અર્પી છે. આપણો દેશ પણ છેલ્લા સવા વર્ષથી વિવિધ કાર્યક્રમો દ્વારા ગાંધી જન્મશતાબ્દિ ઊજવી રહ્યો છે.

ગાંધીજીએ ચીંધેલા માર્ગને આપણે છોડી દીધો છે અને ગાંધીજીને આપણે ભૂલી ગયા છીએ એવું તો આપણા ઉપર આળ હતું જ. એવામાં કમનસીબે આ શતાબ્દિના વર્ષમાં જ કેટલાક એવા બનાવો બન્યા અને બની રહ્યા છે જેને કારણે આપણા માટે નીચાજોણું થયું છે. આવા સંજોગોમાં આપણે જે રીતે ગાંધી જન્મશતાબ્દિનો કાર્યક્રમ ઊજવી રહ્યા છીએ એની યથાર્થતા વિશે કેટલાક મિત્રો પ્રશ્ન ઉઠાવે છે. આ પ્રશ્ન આપણને વિચારતા કરી મૂકે છે.

ગાંધીજીના માર્ગને અનુસરવાની આપણી ઈચ્છા અને પ્રયાસ હોવા છતાં આપણી અશક્તિ અને ઊણપને કારણે આપણે એ માર્ગ ચાતરી ગયા હોઈએ તો પણ જેમણે આપણા રાષ્ટ્રને નવી દૃષ્ટિ અને નવું જીવન બક્ષેલ છે એમના ઋણને કેમ વિસરી શકાય? ગાંધી જન્મશતાબ્દિના કાર્યક્રમો દ્વારા આપણે રાષ્ટ્રપિતા પ્રત્યેનો આપણો ઋણભાવ વ્યક્ત કરીએ છીએ અને એમને આપણી ભાવભરી શ્રદ્ધાંજલિ અર્પીએ છીએ.

ગુજરાતી સાહિત્ય પરિષદે પણ આ જ ભાવથી પ્રેરાઈને ગાંધી જન્મશતાબ્દિના આ વર્ષમાં મળતું અધિવેશન ગાંધીજીના જન્મસ્થાનમાં કે એ વિસ્તારમાં યોજાય એમ ઈચ્છયું. જેમાં ગાંધીજીના જન્મસ્થાન પોરબંદરનો સમાવેશ થાય છે એવા જૂનાગઢ જિલ્લા માટે આ એક સદ્ભાગ્યની વાત બની રહી. અધિવેશન માટે સૌ પ્રથમ નજર ઠરેલી પોરબંદર ઉપર, પરન્તુ અમે સૌ મિત્રોએ અમારી અનુકૂળતા ખાતર અધિવેશન માટે જૂનાગઢની પસંદગી કરી. અમારી આ વ્યવસ્થાનો પરિષદે સ્વીકાર કર્યો.

જૂનાગઢ જિલ્લાને અને ખાસ કરીને જૂનાગઢને પરિષદના યજમાન બનવાનો અને આપ સૌનું સ્વાગત કરવાનો આ રીતે અવસર મળ્યો એ માટે સ્વાગત સમિતિ વતી હું પરિષદના પ્રમુખશ્રીનો અને કાર્યવાહક મિત્રોનો હૃદયપૂર્વક આભાર માનું છું.

મારા નમ્ર અભિપ્રાય અનુસાર ગાંધીજીના જન્મસ્થાનના પ્રદેશમાં અધિવેશન યોજીને પરિષદે એક મોટી જવાબદારી વહોરી છે. અધિવેશનની કાર્યવાહીમાં આ જ દૃષ્ટિએ ગાંધીદર્શન નામના ખાસ વિભાગની

વ્યવસ્થા વિચારવામાં આવી છે આશા છે કે ગાંધીદર્શન વિભાગમાં રજુ થનારા નિબંધો અને એના ઉપરની ચર્ચા વિચારણા ખૂબ જ ઉપકારક નીવડશે; અને અધિવેશનની સમગ્ર કાર્યવાહી ગાંધીજીને આપણી ભાવભરી નમ્ર શ્રદ્ધાંજલિ બની રહેશે

સોરઠમાં જૂનાગઢને આંગણે આ અધિવેશન મળી રહ્યું છે. ત્યારે આ પ્રદેશના ઐતિહાસિક અને સાંસ્કૃતિક ભૂતકાળનું થોડું સ્મરણ કરું તો એ અસ્થાને નહીં ગણાય

ઈતિહાસની કેડીએ સર્વપ્રથમ પગલાં માંડનાર આપણા રાષ્ટ્રના પ્રાચીન ઇતિહાસમાં સોરઠની ભૂમિ આગવું સ્થાન ધરાવે છે સૌરાષ્ટ્રની સૌથી જૂની આર્ય રાજધાની કુશસ્થળી પાછળથી આ પ્રાગૈતિહાસિક પાટનગર ઓળખાયું દ્વારિકા તરીકે કેટલાક વિદ્વાનોના મત અનુસાર આજે જ્યાં જૂનાગઢ વસેલું છે, એ જ ભૂમિ ઉપર આ દ્વારિકા નગરી વસેલી હતી

કુંતાના વસવાટ ઉપરથી ઓળખાતું કુંતલપુર (કૂતિયાણા) વામનનું જન્મસ્થાન વામનસ્થળી (વંથળી) હેડમ્બાવન, રૂક્ષ્મણીજીનું પિયર માધવપુર, કૃષ્ણસખા સુદામાજીની સુદામાપુરી, ગિરમાં આવેલ ભીમચાસ અને જ્યાં અર્જુને બાણ મારીને કુંતામાતા માટે પાણી મેળવ્યું કહેવાય છે એ બાણેજ, કોડીનાર પાસે આવેલું મૂળ દ્વારકા, જ્યાં પારધીને હાથે કૃષ્ણ ભગવાનને પગમાં બાણ વાગ્યું એ ભાલકાતીર્થ, દેહોત્સર્ગ, આ બધાં સ્થાન અને નામની આસપાસ વણાયેલ ઈતિહાસ અને કથા મહાભારતકાળમાં પણ આ ભૂમિનું અસ્તિત્વ અને મહત્ત્વ દર્શાવે છે

ધર્મ અને સંપ્રદાયની દૃષ્ટિએ જોઈએ તો આ ભૂમિ ઉપર કોઈ એક જ ધજા ફરકી નથી અનેક સંપ્રદાયો અને વિચારધારાનો અહીં સુભગ સમન્વય જોવા મળે છે ગઝની, ખીલજી, તઘલખ અને ઝફરખાનના ઝનૂની આક્રમણો પછી પણ સંસ્કૃતિની અણનમ ધજા લહરાવી રહેલ શૈવસંપ્રદાયનું સમગ્ર ભારતનું મહાન તીર્થસ્થાન સોમનાથ, નાથસંપ્રદાયનું સૌથી મોટું બેસણું ગિરનારી ગોરખનાથ, જૈનસંસ્કૃતિના દર્શન કરાવતાં ગિરનાર ઉપરનાં જિનાલયો, ઉપરકોટ તથા ધારાગઢ દરવાજે આવેલાં બૌધચૈત્યો સમ્રાટ અશોક, અને ત્યારબાદ સ્કંદગુપ્તે કોતરાવેલા ભગવાન તથાગતના ઉપદેશ વચનામૃતો સંઘરીને બેઠેલો અશોક શીલાલેખ, પાટણનું પ્રસિદ્ધ સૂર્યમંદિર, સ્વામી નારાયણ સંપ્રદાયના સ્થાપક શ્રી સહજાનંદ સ્વામીનું મૂખ્ય મથક લોજ અને આવા બીજાં મહત્ત્વનાં સ્થાનોને ધારણ કરતી સોરઠ ભૂમિએ સમસ્ત ભારતના સામાજિક અને સાંસ્કૃતિક ઈતિહાસની નાનકડી આવૃત્તિ છે

ગુરુદત્તના બેસણા નીચે વિસ્તરેલા આ જૂનાગઢ શહેરમાં જ ગુર્જર ગિરાના આદ્યકવિનો જન્મ થયો છે ગુજરાતી સાહિત્ય અને સંસ્કારમાં આજે સાડા પાંચસો વર્ષ પછી પણ તાજગીની ફોરમ પ્રસરાવતી કવિતાના સર્જક અહીં જન્મ્યા છે એનું જૂનાગઢના પ્રજાજનોને ગૌરવ હોય એ સ્વાભાવિક છે

આભડછેટને આપણા સમાજનું કલંક લેખાવીને, એ કલંક દૂર કરવા માટે ગાંધીજીએ પોતાના જીવનને હોડમાં મૂકીને કરેલા ભગીરથ પ્રયાસો પછી અને આપણા પવિત્ર બંધારણે સૌ ભારતવાસીઓને બક્ષેલા સમાન હક્ક અને દરજ્જા પછી પણ હજી આપણા સમાજમાંથી આભડછેટ નિર્મૂળ બની નથી. આવું રૂઢિચૂસ્ત માનસ ધરાવતા સમાજમાં આજથી સાડા પાંચસો વર્ષ પહેલાં કશી હોહા, ધામધૂમ કે પ્રચાર વિના, સમદૃષ્ટિનો મંત્ર ગાઈને અસ્પૃશ્ય લેખાતા ભાડુંઓની વચ્ચે જઈ ભજન ધૂન જમાવતા આ ભાવદર્શીની હિંમત, ધીરજ અને સહનશીલતાની તો કલ્પના જ કરવાની રહી

નરસિંહ મહેતાનો સાહિત્યિક અભ્યાસ તો ઘણો થયો છે અને હજી થશે પરન્તુ આ મહાન તત્ત્વચિંતક કવિના જીવનને દંતકથાઓના ઢગલામાંથી ઉગારીને શુદ્ધ સ્વરૂપે આલેખવું બાકી રહ્યું છે ગુજરાતના સાહિત્ય અને સંશોધનમાં રસ ધરાવતા મિત્રો આટલું કરશે તો એમનો ફાળો બહુ અગત્યનો બની રહેશે

વિશાળ સાગરકાંઠો ધરાવતા, ગરવો ગિરનાર, બરડો અને નાની મોટી અનેક ડુંગરમાળથી શોભતા, મધુવંતી, ઉજ્જવંતી, કપિલા, હિરણ, સરસ્વતી જેવા

મીઠાં નામો ધરાવતી નદીઓનો શણગાર સજેલા, અને રાષ્ટ્રીયપ્રાણીનું બહુમાન પામેલા ૨૫૦ જેટલા સાવજને પોતાની ગોદમાં લઈને બેઠેલા અને ખમીરવંતા લોકોને ખોળે રમાડતા આ સરવા સોરઠ દેશના પાણે પાણે કોઈ શૂરા, સતિયા, સંત, જોગમાયા કે સમર્થ પુરુષોનો ઈતિહાસ લખાયો છે એમ કોઈ કહે તો એને અતિશયોકિત ન લેખવા વિનંતી છે.

**સતીને શૂરની માતા, સંતને ભક્તની પ્રસૂતા**
**કેસરી સિંહની જનેતા, નમન સૌરાષ્ટ્રની ધરણી.**

એવી આ ધરણીમાં જેમણે ધર્મને ખાતર, સ્વમાનને ખાતર, ગૌરક્ષાને ખાતર પોતાના જાનની આહૂતિ આપી છે, જેમણે સેવા અને ભકિતનો મંત્ર ઝીલીને નિસ્વાર્થ ભાવે દુ:ખિયા લોકોની સેવામાં સારુંયે જીવન ખર્ચી નાખ્યું છે, એવા અનેક શૂરાઓ, સંતો અને ભક્તોનાં સ્થાનક પથરાયેલાં જોવા મળે છે.

આ ભૂમિએ સમાજને કેવળ શૂરાઓ અને સંતો જ આપ્યા છે એવું નથી. મુત્સદીઓ, અભ્યાસીઓ, સાધકો, તત્ત્વચિંતકો સાહિત્યકારો અને વિદ્વાનોના જ્યોતિમંડળે પણ આ વિસ્તારને ગૌરવ અપાવ્યું છે. આદ્યકવિ નરસિંહ મહેતા ઉપરાંત નાથભવાન્, પંડિત ગટુલાલજી. શ્રીમન્ નથુરામ શર્મા, પુરાતત્ત્વવિદ્ ડૉ. ભગવાનલાલ ઈંદ્રજી, શીલાલેખોની ભાષા ઉકેલનાર પિતાપુત્રની જોડી શ્રી વલ્લભજી હરિદત્ત આચાર્ય અને ગિરજાશંકર આચાર્ય, તવારીખ–એ–સોરઠ જેવો ફારસી ભાષામાં પ્રમાણભૂત ઈતિહાસ લખનાર દીવાન રણછોડજી, સૌરાષ્ટ્રની એકતાના પ્રથમ પુરસ્કર્તા દીવાન અમરજી, સુધાકર શ્રી મણિશંકર, બર્માના ગાંધી તરીકે ગાંધીજી દ્વારા પ્રશંસા પામનાર શ્રી મદનજીત વોરા, સૌરાષ્ટ્રના સાધુ–જેમની જન્મશતાબ્દિ પણ આ જ વષમાં છે એ શ્રી. અમૃતલાલ પઢિયાર, રંગભૂમિને સાહિત્ય સંસ્કારનો ઓપ આપનાર બેરિ. નૃસિંહ વિભાકર, સિદીક જૂનાગઢી આ છે સોરઠે સમાજને ચરણે ધરેલ મહાનુભાવોનાં કેટલાંક મોજીલાં નામ.

આ સૌના શિરમોર છે આપણા યુગપુરુષ ગાંધીજી, જેમની જન્મશતાબ્દિ ઉજવાઈ રહી છે. જીવનનું એકપણ અંગ એવું નથી જેને ગાંધીજીએ સ્પર્શ કરીને નવો ઘાટ આપ્યો ન હોય. સાહિત્યક્ષેત્રે એમનો ફાળો મૂલવવાનું આપણું–ખાસ કરીને મારું તો ગજું નથી. ૧૯૩૬માં આ જ પરિષદને એમણે નવી દષ્ટિ આપી. પંડિતો અને વિદ્વાનો પૂરતા મર્યાદિત બની રહેલા સાહિત્યને એમણે બહુજન સમાજમાં સ્થાન અપાવ્યું. ગુજરાતી ભાષામાં કેટલું જોમ, કેટલું ખમીર છે એનું આપણને ભાન કરાવ્યું. જોડણીની અતંત્રતા ટાળીને એમણે ગુજરાતી સાહિત્ય ઉપર બહુ મોટો ઉપકાર કર્યો છે. ગુજરાતી સાહિત્ય ગાંધીજીના જીવન અને કાર્યમાંથી કદાચ પ્રેરણા અને બળ મેળવતું રહેશે.

જૂનાગઢના પ્રજાકીય ઈતિહાસના અનેક ઊજળા પ્રસંગોમાંથી પણ એક બે પ્રસંગનો ઉલ્લેખ કરું તો અસ્થાને નહીં ગણાય. આ જૂનાગઢના નવાબીરાજ માટે મરી ફીટનારી મૈયાકોમ ઉપર રાજ્યે જતે દહાડે નવા લાગા લેતરી નાખ્યા. રાજ સામે વાંધો પડે એટલે બહારવટું ખેડવુંએ તે દિવસોમાં સામાન્ય વાત લેખાતી. પણ આ મૈયા લોકોએ એ માર્ગ પસંદ ન કર્યો. અહિંસા અને સત્યાગ્રહ જેવા શબ્દો અને એનો મર્મ ન જાણનારા આ મૈયા કોમના આગેવાનો કનરા ડુંગર ઉપર રિસામણે ગયા. વાટાઘાટને નામે રાજ્યે દગો કર્યો. હથિયાર બાંધી અને વાપરી જાણનારા મૈયાઓને લડવું નહોતું, રિસામણે જવુ હતું, એટલે હથિયાર પડિયાર તો ઘેર મૂકીને આવેલા. આ નિ:શસ્ત્ર મૈયાઓ ઉપર સંવત ૧૯૩૯ના પોષ મહિનાની અજવાળી પાંચમને કાળે પરોઢિયે જૂનાગઢની સેના તૂટી પડી. મૈયાઓ સામી છાતીએ ઊભા રહ્યા. એમની ગરદન ઉપર તલવાર નહીં કૂહાડા ચાલ્યા. કોઈ મૈયો ખસ્યો નહીં. પોતાની ટેક ખાતર ૮૪ મૈયાઓ અડગ ઊભા ઊભા મોતને ભેટયા. આજે પણ કનરા ડુંગર ઉપર આ ૮૪ સત્યાગ્રહી શહીદોની ખાંભીઓ ઊભી છે. અહિંસક સત્યાગ્રહનો આવો ઊજળો દાખલો બીજે કયાં જોવા મળશે ?

આ જ જૂનાગઢના નવાબે પાકીસ્તાન સાથે જોડાણ કરતાં સોરઠની પ્રજાએ બળવો કર્યો. સ્વ. શ્રી. શામળદાસ ગાંધીની આગેવાની નીચે આરઝી હકુમતની રચના થઈ. સફળ લોકક્રાન્તિનો આ ઈતિહાસ તો

હજુ તાજો છે

સ્વરાજ પહેલા નવાબીકાળમા જાહેર પ્રવૃત્તિને આ પ્રદેશમા કોઈ સ્થાન ન હતુ એક પુસ્તકાલયનુ ઉદ્ઘાટન કરનારને રાજ્યે ગિરફતાર કર્યાના દાખલા છે પરન્તુ સ્વરાજ પ્રાપ્તિ બાદ આર્થિક અને સામાજિક ક્ષેત્રની સાથે સાથે શિક્ષણ ક્ષેત્રે પણ આ જિલ્લો પ્રગતિ કરી રહ્યો છે

શારદાગ્રામ એ શિક્ષણ ક્ષેત્રે કેવળ આ જિલ્લાનુ નહી પણ સમગ્ર ગુજરાતનુ ગૌરવ છે પોરબદરમા નવયુગ કેળવણી મડળદ્વારા માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ સસ્થાઓનો સારો વિકાસ થયો છે સોરઠ શિક્ષણ અને સસ્કૃતિ સઘ પણ શિક્ષણ અને સસ્કાર ક્ષેત્રે પોતાનો નમ્ર ફાળો આપી રહેલ છે વેરાવળ, જૂના ગઢમા પ્રજાકીય સસ્થાઓ દ્વારા મહાવિદ્યાલયો ચાલી રહ્યાં છે શિશુમગલ, સર્વોદય આશ્રમ, રૂપાયતન અને અન્ય કેળવણી મડળો શિક્ષણ ક્ષેત્રે પોતાનો ફાળો આપી રહ્યા છે

જૂનાગઢમા નરસિહ સાહિત્યસભા, મિલન, સોરઠ સશોધન મડળ અને અન્ય મડળો સાહિત્ય, સસ્કાર સશોધન ન શિક્ષણક્ષેત્રે સેવા આપી રહ્યા છે

આર્થિક સામાજિક અને શૈક્ષણિક ક્ષેત્રે થતા વિકાસની વાતોમા સસ્કૃતિ વિકાસ ભુલાઈ ન જવો જોઈએ પેઢી દરપેઢીથી જળવાઈ રહેલો અને સ્વ શ્રી મેઘાણીભાઈ, ભક્તકવિ શ્રી દુલાભાઈ કાગ અને અન્ય કવિઓએ વિકસાવેલો લોકસાહિત્ય, ચારણીસાહિત્ય, કથાસાહિત્ય અને લોકગીતોનો ભવ્ય વારસો પ્રજાના સાસ્કૃતિક વારસાનુ જતન કરી રહેલ છે સોરઠની ભૂમિ ઉપર જોવા મળતાં જુદી જુદી જાતનાં લોકનૃત્યોમાં પણ અહીના સસ્કાર અને ખમીરનુ દર્શન થાય છે

આ વિસ્તારનો કાંઈક પરિચય આપવાનુ મારુ કાર્ય પૂરૂ થયુ

એક એવી ટીકા છે કે સ્વાગત સમિતિના પ્રમુખ પોતે જ જાણે સાહિત્ય પરિષદના પ્રમુખનુ કામ કરતા હોય એવી રીતે સાહિત્ય વિશે એક મોટુ વ્યાખ્યાન ચલાવે છે, એકને બદલે બે વ્યાખ્યાનો મળશે એમ માની કેટલાકે આ રિવાજને વધાવ્યો છે જ્યારે કેટલાકને મન પરિષદના પ્રમુખ તરીકે જે સાહિત્ય સ્વામીની વરણી થાય છે એમના ક્ષેત્રમાં પદાર્પણ કરવાનો આ પ્રયાસ વિવેકભગ લેખાયો છે અમારી સ્વાગત સમિતિએ સાહિત્યક્ષેત્રની બહારના મને જેવાને સ્વાગત પ્રમુખ તરીકે પસદ કરીને પરિષદની આ અગેની ચિંતા ટાળી છે, ગુજરાતી સાહિત્યની ગતિવિધિ વિષે ખાસ કાંઈ કહેવાનો હુ કોઈ અધિકાર ધરાવતો નથી

પરતુ હું એટલુ જાણુ છુ કે પરિષદને વધુ અસરકારક અને કાર્યક્ષમ બનાવવા માટે અત્યાર સુધી અનેક સાહિત્યકાર મિત્રોએ ઉપયોગી સૂચનો કર્યા છે સભવ છે કે બધા સૂચનોનો સ્વીકાર કે અમલ ન થઈ શકયો હોય પણ દૂર રહ્યા રહ્યા હુ એટલુ જોઈ શકયો છું કે ઉપકારક અને શુભ એવુ કાંઈક નવું કરવા અને આગળ વધવા પરિષદ તરફથી જાગૃતિપૂર્વક પ્રયાસો થઈ રહ્યા છે.

બધિયારપણુ તો હવે જીવનના કોઈ ક્ષેત્રમા ટકી શકે એમ નથી, પરતુ મદ ગતિ પણ હવે કોઈને પરવડે એમ નથી આગામી વર્ષોમા નિશ્ચિત કાર્યક્રમ અને ગતિશીલતા એ હવે કોઈપણ સગઠન કે સસ્થા માટે અનિવાર્ય છે પરિષદે આ દૃષ્ટિએ ગભીરપણે વિચારવાનુ રહેશે

પણ આ તો સસ્થાના દેહની અને કાર્યક્રમની વાત સાહિત્યકારોને ભાગે તો એથી યે અનેકગણી વિશેષ જવાબદારી રહી છે

સમાજમાં સાહિત્યકારના સ્થાન વિષે બોલતા ભક્તકવિ શ્રી દુલાભાઈ કાગને મે એમ કહેતા સાંભળ્યા છે કે સફાઈ કામદારો હડતાળ પાડે તો શહેરના ગદકીના ઊભરાતા ઢગલાં જોઈને લોકો ત્રાસી જાય, વીજળીવાળા હડતાળ પાડે તો અધકારમા ગોથા ખાવાં પડે, પાણીવાળા હડતાળ પાડે તો સૌને તરસ્યા મરવુ પડે, ડૉકટરો હડતાળ પાડે તો પણ ઘાઘા થઈ જઈએ, શાક કે દૂધવાળા હડતાળ પાડે તો પણ મુશ્કેલીનો પાર નહી પણ કોઈ કવિ લેખક કે સાહિત્યકારો

હડતાળ પાડે તો આવી હડતાળથી એમના રોજીંદા જીવનમાં થોડો કંઈ વિક્ષેપ પડવાનો છે?

પરંતુ કવિઓએ હડતાળ પાડી હોત તો સમાજને રામાયણ, મહાભારત, ભાગવત, કે ગીતા જેવા સમગ્ર ભારતને એકતાને તાંતણે બાંધનારા આધ્યાત્મિક, સામાજીક, ધાર્મિક અને નૈતિક શિક્ષણના ભંડાર સમા, જ્ઞાન અને ભક્તિરસને રેલમછેલ કરતા, મહામુલા ગ્રંથો કયાંથી સાંપડયા હોત?

ભૂતકાળની ભવ્યતાનો વારસો સંઘરી લઇને જ્યાં રવિ ન પહોંચે ત્યાં કવિની નજર જરૂર પહોંચાડીને, પ્રકૃતિના ગૂઢ કોયડાઓ ઉકેલીને, તમિસ્રમાં ગડથોલિયાં ખાતા જીવોને ખબરદાર કરીને ભાંગેલા દિલમાં આશા અને જીવન પ્રગટાવીને, ઘવાયેલાં હૈયાંઓને રૂઝાવવાનો પ્રયત્ન કરીને કવિઓ તથા લેખકોએ કે સર્જકોએ સમાજ ઉપર ઓછો ઉપકાર કર્યો નથી.

આ સાહિત્યકારોની-સર્જકોની કોઈ જુદી દુનિયા ન હોઈ શકે. એ સમગ્ર સમાજનું અંગ છે, સાહિત્ય એ સમાજ કે જીવનનો કોઈ અલગ વિભાગ નથી. પરંતુ સમગ્ર જીવન ઉપર પ્રભાવ પાડી પાથરી શકે એવું એક બળ છે.

દુનિયામાં સર્જાયેલી ક્રાંતિઓના મશાલચી ગમે તે હોય, એની ભૂમિકા નિર્માણ કરનાર અને પ્રેરક બળ બની રહેનાર તો કોઈ સર્જક જ જોવા મળશે. કવિ કે લેખક વાસ્તવિકતાથી વિમુખ થઇ શકે નહીં.

સ્વ. શ્રી મેઘાણીભાઇ જેવાને આથી કોઈ વિમુખતા દેખાઇ હશે, માટે તો એમને ગાવું પડયું :—

ધરતીને પટે પગલે પગલે
મૂઠી ધાન વિના નાનાં બાળ મરે,
પ્રભુહીન આકાશેથી આગ ઝરે
અહોરાત કરોડ કરોડ ગરીબોના પ્રાણ
ધનિકોને હાથ રમે
ત્યારે હાયરે? હાય? કવિ તને
પૃથ્વીને પાણી તણાં શેણે ગીત ગમે?

એમણે પ્રકૃતિનાં, પ્રાણીનાં, પંખીનાં ગીત તો રચ્યાં અને ગાયાં છે પણ સાથે સાથે :—

અમે કંટકનો પુનિત તાજ
પહેરી શિર પરે આજ
પીડિત દલિતોનું રાજ
રચવાને આવ્યાં.

એમ ગાઇને એમણે લોકોનાં અરમાન અને ખમીરને પણ વાચા આપી છે. ત્યારે એમને કોઇએ સામ્યવાદી નહોતા કહ્યા. કારણ કે પીડિતોની વેદનાને તે વાચા આપી રહ્યા હતા.

ગાંધીજીની હાક સાંભળીને ઘટમાં ઘોડાં થનગનાવતા અને આતમની પાંખ વીંઝતા અનેક યુવાનો યુદ્ધભૂમિ ઉપર ચાલી નીકળ્યા. એમનામાં જોમ હતું, શહાદતની ભાવના હતી, પણ :

કોઈ પ્રિયજન તણાં નેન રડશો નહીં
યુદ્ધ ચડતાને અપશુકન કરશો નહીં
કેસરી વીરના કોડ હરશો નહીં
મત્ત યૌવન તણી ગોન કરશો નહીં.

એવા એમના મનોરાજ્યને વાચા આપવાનું કામ તો કવિ મેઘાણીભાઈએ જ કરવું પડયું.

આપણો દેશ આઝાદ થયો અને છેલ્લાં બાવીસ વર્ષથી આપણે વિકાસયાત્રાનો પ્રારંભ કર્યો છે, એનાં કેટલાંક શુભ પરિણામ જોવા મળે છે. અને સાથે સાથે ચોમેર જોવા મળે છે વિસંવાદ, વિખવાદ અને વેરઝેર. સદ્‌ભાવ અને વિશ્વાસનો પાયો હલી ગયો છે. આછાં નીર ડહોળાઈ ગયાં છે. ચોમેર આંધી ચડી છે.

આવા વિષમકાળે માનવીના દિલમાં સદ્‌ભાવ 'પ્રેમ' શ્રદ્ધા અને વિશ્વાસ પુનઃ સંસ્થાપિત કરવાનું, ઉશ્કેરાયેલાં, વિફરેલાં અને તપ્ત હૈયાંઓને શાંત કરવાનું કામ સાહિત્યકારો નહીં કરે તો કોણ કરશે?

રાજકારણથી દૂર રહેવાની કે સાહિત્યમાં રાજકારણ ન પ્રવેશવાની સાવધાની—સલાહ સાંભળવા મળે છે. હું તો એમ કહેવાની રજા લઉં કે મારે મન આ સવાલ ઊઠતા નથી. જો કેવળ રાજકારણ નહીં પણ સમગ્ર જીવન ઉપર સાહિત્યનો પ્રભાવ પડે એવી સ્થિતિ નિર્માણ કરી શકાય તો!

આનંદ અને સદ્ભાગ્યની વાત છે કે પરિષદને પ્રમુખ તરીકે સાધક કવિશ્રી સુંદરમ્ સાંપડ્યા છે જૂનાગઢને આંગણે પધારેલા આપ સૌ સાહિત્યકાર અતિથિઓ એમના નેતૃત્વ નીચે અધિવેશનની કાર્યવાહી દ્વારા કેવળ સાહિત્યની દુનિયાને નહી પણ સમગ્ર સમાજને નવી દીપ્તિ અને પ્રેરણા મળે એવું પાથેય આપી રહો એવી અભ્યર્થના સાથે ફરી વખત આપ સહુનું સ્વાગત સમિતિ વતી ભાવભર્યું સ્વાગત કરી વિરમું છું.

ગુજરાતી સાહિત્ય પરિષદને પોતાની પ્રવૃત્તિઓનું વ્યવસ્થિત રીતે સંચાલન કરવા અને વિકસાવવા પોતાના મકાનની જરૂરિયાત સ્વીકારીને પરિષદના પ્રમુખ શ્રી ઉમાશંકરભાઈ જોશીએ પોતાના તરફથી રૂ ૧૦૦૦નું દાન આપી મકાન ફંડની શરૂઆત કરી છે અને સાહિત્યકારો–લેખકો–કવિઓને યથાશક્તિ ફાળો આપવા અપીલ કરી છે પરન્તુ પરિષદના મકાન માટે નાણાની આવશ્યકતા જોતાં પ્રજાએ પણ આ માટે ઉદાર ફાળો આપવો જોઈએ આ દિશામાં પ્રારંભ થાય એ દૃષ્ટિએ અને પ્રજા-ફાળાના પ્રતિક તરીકે સ્વાગત સમિતિએ ફૂલ નહી તો ફૂલની પાંખડી તરીકે રૂ ૧૦૦૧/ એક હજાર એકનો ફાળો આપવાનો નિર્ણય કર્યો છે એની જાહેરાત કરતાં મને આનંદ થાય છે આશા છે કે અમારા આ નમ્ર ફાળો પરિષદ માટે આવશ્યક પ્રજાકીય ફાળો એકઠા કરવામાં સહાયરૂપ થઈ પડશે

*



ત્રણેક હજાર વરસની સંસ્કૃતિના અવશેષો સંઘરીને બેઠલો સોરઠનો સંત્રી—ઉપરકોટ

# સાહિત્યે વિજ્ઞાન અને આધ્યાતિકતાની કડીરૂપ બનવું જોઇએ

(સાહિત્ય પરિષદના ૨૫મા અધિવેશનનું ઉદ્દઘાટન પ્રવચન) રાજ્યપાલ શ્રીમન્નારાયણ

ગુજરાતી સાહિત્ય સમ્મેલનકા ઇતિહાસ બડા ઉજ્જવલ ઓર પ્રાચીન હૈ. ગાંધી–શતાબ્દિ વર્ષ મેં સમ્મેલન કે ૨૫વેં અધિવેશન કે ઉદ્દઘાટન કે અવસર પર આપને મુઝે સ્મરણ કિયા ઇસકે લિયે બહુત આભારી હૂં. ગુજરાતી ભાષાકે ગણ્યમાન્ય કવિયોં ઔર સાહિત્યકારોં સે યહાં મિલકર બહુત પ્રસન્નતા હુઈ. મૈં આપ સબકા હાર્દિક અભિનંદન કરતા હૂં.

સન ૧૯૨૦ મેં ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરને ગુજરાતી સાહિત્ય સમ્મેલન કે સમ્મુખ એક મહત્ત્વપૂર્ણ ભાષણ દિયા થા ઔર ઉસકે અન્ત મેં યે શબ્દ કહે થે :–

"The ultimate truth in man is not in his intellect or in his matrial wealth, it is in his imagination of sympathy, in his illumination of heart, in his activities of self-sacrifice, in his capacity for extending love far and wide across all barriers of caste and colour, in his realising this world not as a storehouse of mechanical power but as a habitation of man a soul with its eternal music of beauty and its inner light of a divine presence."

ઉસી વર્ષ મહાત્મા ગાંધીજીને ગુજરાતી સાહિત્ય પરિષદ મેં ભાષણ દેતે હુએ અન્ત મેં કહા થા :–

"આપણી પ્રજા સત્ય લખતી, સત્ય બોલતી અને સત્ય આચરતી થાય એ મારી અંતઃકરણની પ્રાર્થના છે."

સંસ્કૃત સાહિત્ય મૈ પરમેશ્વરકો 'સત્યમ્ શિવમ્ ઔર સુન્દરમ્' કી સંજ્ઞાઓંસે પુકારા ગયા હૈ.

યહી સદ્‌ગુણ ઉચ્ચકોટિકે સાહિત્ય મેં ભી વિદ્યમાન હોતે હૈ. સચ્ચા સાહિત્ય તો વહી હો સકતા હૈ જિસમેં હમેં સત્ય કે દર્શન હો, જો કલ્યાણકારી હો ઔર સુન્દર ભી હો. વહી સાહિત્ય સાર્થક કહલાયા જા સકતા હૈ જિસકે દ્વારા મનુષ્ય અપને સચ્ચે સ્વરૂપ કો પહચાન સકે, સેવા વ ત્યાગકી ભાવના સે પ્રેરિત હો ઔર ઉસકા જીવન સુન્દર વ સુખમય બન શકે. અન્યથા વહ સાહિત્ય કેવલ વાણી કા વિલાસ હોગા ઔર સમાજ વ રાષ્ટ્રકો ઊંચા ઉઠાને મેં અસમર્થ ઠહરેગા.

યહ અકસર કહા જાતા હૈ કિ કલા કલાકે લિયે ઔર સાહિત્ય સાહિત્ય કે લિએ નિર્મિત કિયા જાતા હૈ. કુછ વિચારકોને સમઝાયા હૈ કિ કલા ઔર સાહિત્ય જીવનકે લિએ હૈ. કિન્તુ હમેં એક કદમ ઔર આગે બઢના હોગા. યદિ હમારા જીવન શુદ્ધ ઔર સાધનામય હૈ તો વહી સચ્ચા સાહિત્ય હૈ, સચ્ચી કલા હૈ. રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીને નોઆખાલી શાન્તિ–યાત્રા કે સમય એક પત્રકાર કે પૂછે જાને પર કહા થા :

"મેરા જીવન હી મેરા સન્દેશ હૈ." ઉનકી પ્રત્યેક ક્ષણ સમાજ, દેશ વ દુનિયા કી સેવા મેં બીતતી થી. ઉનકી રગ-રગ મેં રામ–નામ કે જપકી ધ્વનિ થી. ઉનકા રોમ–રોમ સત્ય ઔર અહિંસા કે સનાતન સિદ્ધાન્તોંસે ઝંકૃત થા.

આચાર્ય વિનોબા ને બારબાર દોહરાયા હૈ કિ અબ મઝહબ ઔર સિયાસતકે દિન લદ ચુકે હૈ, ઔર વિજ્ઞાન વ રુહાનિયતકા જમાના આયા હૈ। વર્તમાન યુગ વૈજ્ઞાનિક કહલાતા હૈ. સાથ હી સાથ અધ્યાત્મ વ આત્મજ્ઞાનકી શક્તિ તેજી સે

विकसित हो रही है यदि विज्ञानके ऊपर रुहा नियतका नियंत्रण न रहा तो वह हमे विनाशकी ओर ले जायगा, किन्तु अगर विज्ञान और आत्मज्ञानका समन्वय हो सके तो फिर विश्व विकासकी ओर अग्रसर होगा और एक नये प्रकारका समाज निर्मित हो सकेगा जो आजके समाजसे कही अधिक कल्याणकारी, प्रगतिशील व शान्तिमय होगा विज्ञान और अध्यात्मके बीचकी यह कडी साहित्य ही बन सकता है

उच्च प्रकार के साहित्य द्वारा ही विज्ञानको रुहानियत की ओर ले जाया जा सकता है इसीलिये हमारे जीवन मे साहित्यको इतना ऊंचा स्थान दिया गया है और दिया जाना चाहिये विज्ञान द्वारा आज मानव चन्द्रमा पर उतरकर वहां की मिट्टी और पत्थरका विश्लेषण कर सकता है यह सचमुच एक अभूतपूर्व सफलता है किन्तु साहित्य द्वारा हम मनुष्य के हृदयो को एक-दूसरे के अधिक निकट लाने मे सफल हो सकते है इस विज्ञान के जमाने मे अगर साहित्य के जरिये आध्यात्मिकता का वातावरण न बनाया जा सका तो हम भले चंद्रमा और मंगल-ग्रह पर सशरीर उतर सके, किंतु हमारे दिल और दिमाग एक-दूसरे से सुदूर होते जायेंगे और दुनिया शान्ति के बजाय विध्वंस की ओर तेजीसे बढती जायगी इस दृष्टिसे साहित्यकारों व कलाकारो का उत्तरदायित्व बहुत बढ जाता है

किन्तु इस कामको और आगे बढाना आवश्यक है ताकि आधुनिक विज्ञान और प्रगतिका लाभ हमारी ग्रामीण जनता को उपलब्ध हो सके यह कहनेकी आवश्यकता नही है कि जनता के लिये यह साहित्य सस्ता किन्तु सुरुचिपूर्ण होना चाहिये

कुछ महीने पहले अहमदाबाद और गुजरातके कुछ अन्य स्थानोंमे जो साम्प्रदायिक दंगे हुए उनसे हम सभीको बहुत रंज हुआ है. सारे देशमे लोगोको आश्चर्य हुआ कि गांधीजी के गुजरातमे इस प्रकारकी हिंसा किस प्रकार फूट सकी यह स्पष्ट है कि भविष्यमे इस प्रकारकी शर्मनाक घटनाओंको रोकनेके लिये शहर और गांवके लोगोको रोकनेके लिए शहर और गांवके लोगोको 'सर्वधर्मसमभाव'का विचार गहराई व व्यापकतासे समझना होगा गांधीजीने अपने जीवनकालमे निरन्तर यह प्रयत्न किया कि देशमे सच्ची राष्ट्रीय एकता स्थापित हो और जाति, भाषा, धर्म आदि के संघर्ष समाप्त हो किन्तु यह हमारा दुर्भाग्य है कि गांधी-शताब्दि वर्षमे ही भारतमे बहुत से स्थानो पर विध्वंसक घटनाएं बड पैमाने पर हुई है और उनके कारण देशकी प्रतिष्ठा को भारी धक्का लगा है इसलिये यह आवश्यक है कि हम उपयोगी साहित्य द्वारा लोगोमे सहिष्णुता और पारस्परिक सहकार्यकी भावना जागृत करे एक विशाल देशकी जनताके दिल और दिमाग भी विशाल होना जरूरी है संकुचित भावनाओ और तंग नजरिये से तो हमारा राष्ट्र छिन्न-भिन्न हो जायगा

मुझे इसका बडा सन्तोष है कि गुजरात प्रदेश मे उच्चकोटि के कवि, कलाकार और साहित्यकार पैदा होते रहे है हमारे बीच आज भी उत्कृष्ट श्रेणी के साहित्यकार विद्यमान है मुझे इसके तनिक भी सन्देह नही है कि श्री उमाशंकर जोशी, श्री सुन्दरम् व 'स्नेहरश्मि' की कविताएं केवल गुजराती साहित्य मे नही लेकिन भारतीय साहित्य की भी अमर कृतियां गिनी जायेगी गुजरात का साहित्य सामान्यत सात्विक है गहन है और प्रगतिशील है इस दिशा मे गुजराती साहित्य परिषद् ने बहुत वर्षो से अमूल्य और उज्ज्वल सेवा की है उसे गुरुदेव रवीन्द्रनाथ और राष्ट्रपिताका आशीर्वाद मिला है मेरी श्रद्धा है कि गुजराती साहित्य परिषद मे भी इसी प्रकार समाज व देशकी भव्य सेवा करता रहेगा

*

# અભિજાત અર્પણ

(ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૫મા અધિવેશનમાં નિવૃત્ત થતા પ્રમુખશ્રીના હૃદયોદ્‌ગાર) ઉમાશંકર જોષી

અખિલ બંગિય ભારતપરિષદ છે, તેણે ૧૯૬૧-માં કલકત્તામાં પોતાનું અધિવેશન ભર્યું હતું—આ અધિવેશન કવિવર રવીન્દ્રનાથ ટાગોરની શતાબ્દિ નિમિત્તે ભરવામાં આવ્યું હતું. આમ તો આ શતાબ્દિ ઉત્સવ પ્રત્યેક મોટા શહેરોમાં ઊજવવામાં આવ્યો હતો, પણ આ પરિષદે—ટાગોરના જન્મસ્થાન જોડાસાંકોમાં—જઇને ભર્યું. ગુજરાતી સાહિત્ય પરિષદને પણ છેલ્લાં દસ વર્ષમાં બહાર ફરવાની ટેવ પડી હતી. કલકત્તા, દિલ્હી વગેરે શહેરોના ગુજરાતીભાષી ભાઈ-બહેનોએ તે અંગે પ્રેરણા આપી હતી. પણ આ ગાંધીશતાબ્દિ વર્ષમાં એની નજર આ જિલ્લા તરફ હતી. ગાંધીજીનું જન્મસ્થાન એ કાંઇ કોઇ મુકરર કરેલી જગ્યા નથી—જે સ્થળે કોઇ શુભ ભાવનાનો ઉદય થાય ત્યાં ગાંધીજીનું જન્મસ્થાન આપણે કલ્પી લેવું જોઇએ, એની શતાબ્દિ માટે પણ બેસી રહેવાની જરૂર નથી—જ્યારે પણ શુભ ભાવનાનો ઉદય થાય ત્યારે એમનો જન્મ છે.

પણ આપણું સદ્‌ભાગ્ય છે કે ગયે વખતે આપણે ભારતની રાજધાનીમાં જઈ શકયા અને આ વખતે ભારતની હૃદયધાની ગાંધીભૂમિ—એમની જન્મભૂમિ ત્યાં આપણે સૌ મળ્યા છીએ. હવે જે કામો કરવાનાં છે તેમાં—એ બેનો પરસ્પર સંબંધ એ એની વ્યાખ્યા કરવી સહેલી નથી. ભાષા મારફત અનેક વહેવારો ચાલે છે. પણ એમાં પ્રતિભાશાળી સર્જક-કળાકાર ઉપયોગ કરે છે, એ ભાષાની એક મુખ્ય પ્રવૃત્તિ છે. વિવેચન એવી એક બીજી પ્રવૃત્તિ છે, સાહિત્યવિદ્યા એને કહે છે, સાહિત્યવિદ્યા એ બધી વિદ્યાઓનો નીચોડ છે. આ બધું કામ શબ્દના ઉપાસકો કરતા હોય છે. બન્ને વર્ગો એ જનતાની પાસે જાય છે, પોતપોતાની રીતે ભાષાનો સંબંધ મનમાં સમજી લેતા હશે. આવો સરસ પ્રસંગ આજે અહીંઆ સાંપડયો છે. અહીંના સૌ કાર્યકરોએ જે જહેમત ઊઠાવી અને આ પ્રસંગ યોજયો છે, તેને માટે આભાર દર્શન તો થશે, જે રીતે એમણે આ પ્રસંગને ગોઠવ્યો છે એનો આરંભ ગઈ કાલે સાંજે થયો, તે તે રીતે થયો. શોભાયાત્રા પ્રજાના હૃદયની અંદર જાણે આનંદ ચૈતન્યની લહરી ચાલી ગઇ હોય એમ લાગે છે.

પરિષદનાં આવાં જુદાં જુદાં સ્થળે ભરાતાં અધિવેશનો પરિષદને લોકોની પાસે લઈ જાય છે. ઊંઘતા ભમરડા જેવી શાંતિ શ્રી. સુન્દરમ્ આ પ્રવૃત્તિઓમાં રહીને લેશે એવો મને વિશ્વાસ છે. શ્રી. સુન્દરમ્ મારાથી બે વર્ષ મોટા છે. હું બે વર્ષ નાનો છું. પણ શ્રી. સુન્દરમ્ આ સ્થાને પદાર્પણ કરે તેની ભૂમિકારૂપ હું આ સ્થાને રહ્યો છું.

ભાઇશ્રી સુન્દરમ્, આપને હું આ કાર્ય—જે



ભાર તો છે જ નહિ–પોતે જ કહ્યુ છે 'હુ પુષ્પ થઇ આવીશ તારી પાસમા તમે આ ભાર લો' એટલુ જ નહિ, પણ પરિષદને છેલ્લા દસ વર્ષમા અનેક નવા કાર્યકરો સાંપડ્યા છે, હવે તેઓ જ બધો ભાર ઉઠાવી લે તેવુ વાતાવરણ સર્જાય, એ હજારનું જે વર્ષ ઘણુ દૂર લાગે, પણ જે અનેક નવા તરુણો નીકળી રહ્યા છે, તેમને માટે તો એક ઉંમરો છે, બે હજારની સાન પછી જ એમને મુખ્ય જીવન તો જીવવાનુ છે. તેઓ બધા પણ આ સસ્થાનો કાર્યભાર ઉપાડી લે અને એની પ્રેરણા ભાઇથી સુન્દરમ્ પામેથી મળે એવી પ્રાર્થના સાથે હુ ગયા અધિવેશનનો રિપોર્ટ એમના હાથમા અર્પણ કરુ છુ.

*

# આરંભે મધુર રવે.

પરિષદની પ્રત્યેક બેઠકનો પ્રારભ સગીતની સુમધુર સુરાવલિથી થાય તેની ખાસ વ્યવસ્થા સ્વાગત સમિતિ એ કરેલી આ માટેની પસદગી પણ દાદ માગે લે તેવી હતી સગીત ભાસ્કર પંડિત આદિત્યરામજીએ સસ્કારેલી અને આમ જૂઓ તો આદ્યકવિ નરસિહે પોતાની રચનામા જે શાસ્ત્રીય રાગોની ગૂથણી કરી છે તે તેને સગીતના મર્મજ્ઞ તરીકે પ્રગટ કરે જ છે જૂનાગઢમા ભારતીય સગીત વિદ્યાલયના સચાલક શ્રી અરુણકાન્ત સેવક એક સગીત–સાધક તરીકે અને કલાકારરૂપે હવે તો ઠીક ઠીક જાણીતા થયા છે પરિષદના મગળ ઉદ્ઘાટન વેળા સહુ પ્રથમ સામવેદ તથા ઋગ્વેદના મત્રોચ્ચાર સપૂર્ણ શાસ્ત્રીય ઢબે કરવામા આવ્યા.

વેદના ગભીર ઘોષયુક્ત આશીર્વચનો પછી, શ્રી સેવક અને તેના સાથીદારોએ સકલિત કરેલુ 'શારદા સ્તવન' ખૂબ જ સુંદર રીતે, સૂરની સજાવટ, છન્દની માધુરિમા અને સગીતની આરોહઅવરોહની લહરીઓમાં રમતુ મૂકી સમગ્ર વાતાવરણને સગીતની મહેકથી ફોરમતુ કરી દીધુ પ્રથમ બેઠકના પ્રારભે શારદા સ્તવન' અને અતે, ગુજરાતની આરાધના પણ 'જય જય ગરવી ગુજરાત' આ મડળી એ જ કરી

પ્રત્યેક બેઠકના પ્રારભ પહેલાં આપણા મશહૂર શરણાઇ–નોબત સાધકો પોતાની કળાને આ વાદ્યો દ્વારા માગલ્યપૂર્ણ અને મધુર રીતે સમગ્ર વિસ્તારને–વાતાવરણને ભરી દેતા આ એક નાવીન્યપૂર્ણ વિશિષ્ટ આયોજન હતુ નરસિહનગરનુ વિસ્તીર્ણ મેદાન, કલાત્મક મડપ, સામે ઊભેલો ગરવો દેવ ગિરનાર, માગશર માસનું ગિરનો વહેતી નદી જેવુ નિર્મળુ આકાશ અને નીચે ગોરભાના શરણાઇ–નોબતના સૂર મા શારદાના બેસણાને ભારી ગૌરવ અને મગળરૂપ આપી રહ્યા હતા

તા ૨૭મીએ સવાર–બપોરની બેઠકમા જૂનાગઢના આગણે ચાલી આવતી કીર્તન પરપરાના ધવલકુ–ધોળના આવર્તનમા મધુરકઠે સૂર તથા સ્વરનો સગમ સાધતા પદો રજૂ કર્યા શ્રીમતી જયમતી બહેન શુકલે સગીતની સાધના પરમ ચેતનાની આરાધનારૂપ ગણી, પોતાની કલાઅર્ઘ્ય જગતસ્વામીના પાદપ્રક્ષાલને ધરતા જયમતીબહેને બન્ને બેઠકોના પ્રારભે છેડેલી મધુર મીડ દિવસો સુધી ગૂજતી જ રહેશે તો અતિમ દિવસની બેઠકોના આરભે પોતાના મધુર કઠની હલકથી વાતાવરણને પુલકિત–મુદિત કરનાર બહેન મિનાક્ષી હવે પણ વિદ્યાર્થી અવસ્થાથી જ મોટેની સાધનાને શિરમોર કરી રહ્યા

સરસ્વતી આરાધનાના સર્વસ્વરૂપો શબ્દ, સગીત અને તૂલિકાનો ત્રિવેણી સગમ પરિષદના ત્રણેય દિવસ છલકતો–છલકાવતો રહ્યો —"લ"

# વિન્દેમ દેવતાં વાચમ્

(૨૫મા ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનના અધ્યક્ષસ્થાનેથી) શ્રી સુન્દરમ્

આ એક અજબ મગજવાળો કવિ એવું એવું કવી ગયો છે કે વાણીનો વ્યવહાર કરવા બેસીએ છીએ ત્યારે એના શબ્દો, એની જ પ્રાર્થના, પુનઃ પુનઃ આપણે ઉચ્ચારેલી, આપણી સમક્ષ આવીને ઊભી રહે છે. આ વાણીદેવી, વાગ્દેવતા આપણને મળો એવી આપણી પ્રાર્થના છે.

આમ તો આપણા મુખમાં વાણી ક્યારથી આવીને બેઠેલી છે, પણ એ એના ઉત્તમોત્તમ રૂપે તો અમુક સમયે જ આપણી પાસે આવે છે. ઉર્ધ્વનાં, ઉપરની સૃષ્ટિઓમાં રહેલાં બધાં તત્ત્વો પોતાની મેળે, આપણી પાસે આવે છે. બેશક, આપણી પ્રાર્થના તેમને આપણા પ્રતિ પ્રેરે છે, પણ તે આપણી સાથે ક્યારે સંગમ સાધશે તેનો સમય–નિર્ણય તો તે જ પોતે કરે છે. એનો સમય નથી પાકતો ત્યાંસુધી તે આપણા હાથમાંથી સરકી જતી રહે છે. આપણને એ મળી ગઈ એમ માનીએ તે જ સમયે તે સરકી જતી હોય છે. अविज्ञातं विजानताम्. એટલે જાણે કે આપણું બધું કહેલું અ–ભણિત અ–કવિત બની રહે છે અને પાછો આરાધનાનો યજ્ઞ આપણે આદરવાનો રહે છે. થઈ ગયેલી સિદ્ધિની મૂડી ઉપર આપણે આગળ વધી શકતા નથી. કારણ, હજી તો ઘણું ઘણું અ–સિદ્ધ અ–વ્યક્ત, અનાકૃત પડેલું છે, બાવનની બહાર, બાવનથી ઉપર બેઠેલું છે. એ પરાત્પરને અહીં નીચે આવવા દેવા માટે આપણને પ્રાપ્ત થયેલી વાણીને મૂક કરી દેવાની રહે છે. વિચારોના સમરાંગણ જેવા કે મહા બજાર જેવા મનને નીરવ કરવાનું રહે છે, અનેક ભાવોના કોલાહલોના આક્રોશોના આગાર જેવા હૃદયને શાંત કરવાનું રહે છે, અને ત્યાર પછી આપણી–धियः ને પ્રેરનાર દેવતા સક્રિય બને છે— The Transcendent acts, અનુદ્‌ગારિત શબ્દ આપણી પાસે આવે છે–And the hushed heart hears the unuttered Word.

મારી સ્થિતિ કાંઈક આવી થઈ રહી છે. આપની સમક્ષ કહેવા માટે જે કાંઈ વિચાર્યું હતું તે જાણે આપ્યું ન આપ્યું ને મારી પાસેથી છિનવાઈ ગયું છે, અને જેમ જેમ વિચારતો જાઉં છું તેમ તેમ પ્રતિક્ષણે છિનવાતું જાય છે. ન જાને, આવતી ક્ષણે શું થશે. એની જવાબદારી હવે મારી નહિ હોય.

આપે પ્રેમપૂર્વક મને આ સ્થાન માટે બોલાવ્યો અને હું એ પ્રેમની આજ્ઞાને આધીન થઈ અહીં આવ્યો છું. મારે માટે કંઈ કર્તવ્ય છે એવા ભાનથી આ જવાબદારી મેં સ્વીકારી છે. અને જે ક્ષણથી આ જવાબદારીની લાગણી મારામાં જન્મી ત્યારથી હું કાંઈ એક નવા જન્મ જેવી સ્થિતિ અનુભવવા લાગ્યો. આપણી આ મહાન સંસ્થાના ઊગમથી માંડીને આજ સુધીની બધી ક્ષણોમાં હું જાણે કે જીવી આવ્યો,



એટલું જ નહિ, જે ગુજરાતની સાંસ્કારિક ચેતનાની એકમાત્ર પ્રતિનિધિ જેવી આ સંસ્થા છે તે ગુજરાતના વ્યાપક જીવનની સાથે હું એકરસ બનવા લાગ્યો આખું ગુજરાત, એનું બહુરંગી અને સુસમૃદ્ધ, ભૂત અને વર્તમાનનું જીવન, એ બધાંની અંદર જાણે લીન બની રહ્યો. અંટલી મોટી પ્રાપ્તિની મેં આશા રાખી ન હતી આ સ્થાનનું ગૌરવ અને માન અનુભવતો હું રોમાંચિત તો થાઉં છું, પરંતુ આ સૂક્ષ્મ અનુભૂતિ મારે માટે અકલ્પ્ય હતી એ અનુભૂતિ એક નવું કર્તવ્ય ઊભું કરે છે.

પેલા જર્મન કવિ ટોલરના શબ્દો યાદ આવે છે

અહો કવિ, તું દોર અમોને !

પણ પ્રશ્ન થાય છે કે આ કવિ આપણને ક્યાં દોરી જો. જ્યાં આપણે, માનવમાત્રે જવાનું છે ત્યાંનું દર્શન એને હશે એ પ્રતીતિમાંથી આ પ્રાર્થના તેના પ્રતિ થાય છે. कवय क्रान्तदर्शिन . કવિ ક્યાંક આગળ જઈને જોઈ આવતો હોય છે, સબમરીનમાંના પ્રવાસીઓ માટે પેરિસ્કોપ કામ કરતો હોય છે તેમ કવિ પાણીમાં ડૂબેની પ્રાકૃત ચેતનાથી ક્યાંક ઊંચે ચઢી દૂર સુદૂરની, સ્થૂલ ક્ષિતિજની પાછળની બીજી ભૂમિને જોઈ આવતો હોય છે અને આ ભૂમિની ભૂગોળ, તેમ જ ખગોળ કઈ, કેવી હશે ?

આ બધી વસ્તુઓનો વિચાર કરતાં મન સ્તબ્ધ થઈ જાય છે પણ પછી કાંઈક આછું આછું અજવાળું દેખાવા લાગે છે બત્રીસ પૂતળીની વાર્તાઓમાં આવતું પેલું વિક્રમ રાજાનું આસન યાદ આવે છે એ દટાઈ ગયેલા આસનના ટેકરા ઉપર ગોઠવાઈને બેસતા અને એ બેસનાર છોકરામાં વિક્રમની ચેતના પ્રગટતી, એ અપૂર્વ બુદ્ધિપ્રતિભા દાખવતો પણ એ ચમત્કારને જોઈ, એ આસનને ખોદાવી તેના ઉપર જ્યારે ભોજ રાજા બેસવા ગયો ત્યારે પૂતળીઓએ તેને થંભાવી દીધા અને પૂછ્યું કે, થોભી જા, કહે, વિક્રમ જેવી તારામાં શી શી શક્તિ છે ?

આ પ્રમુખસ્થાન તે આપણી સારસ્વત ચેતનાના અવતાર જેવી આ પરિષદનું વિક્રમ આસન છે અત્યાર સુધીનો એ આસનનો હું દ્રષ્ટા રહ્યો છું; દૂર સુદૂરથી એના ગૌરવની આભા મેં નમાંચિત બનીને માણી છે નાવ નજીકથી પણ એની સ્નિગ્ધતા મેં અનુભવી છે મારું સ્થાન, મેં આ પરિષદના પ્રમુખ તરીકે આવેલી આપણી પ્રશસ્ત વિભૂતિઓના બાળક તરીકે, શિષ્ય અને સૈનિક તરીકે અનુભવ્યું છે મારો અને એમનો અને આપણા સૌનો આ પૂર્વજ અને પૂર્વગ, પુરોહિત પુરુષો સાથેનો સંબંધ એમનાં વિત્ત-સંતાન તરીકેનો છે પણ એમની સંપત્તિના વારસદાર તરીકે આ કાર્યભાર આપણે માથે આવે છે, તો એ પૂર્વજો અને એમનું આ આસન આપણને વિચાર અને વાણી આપશે, धियो यो न प्रचोदयात् ની પ્રાર્થના આ નવી રીતે ઉત્તરિત થશે

આ વિચાર અને વાણી શાં હશે ?

આનો ચવચારુ ઉકેલ તો આચાર્ય ક્ષિતિમોહન સેને કહેલા એક ટુચકા મુજબ ઘણો સહેલો ને સટ લાગે છે, એ મહાવિદ્વાનને અમે જ્યોતિસંઘમાં બોલાવી ગયેલા ત્યારે ત્યાંની બહેનો સમક્ષ પોતે શું કહેવું તેના દૃષ્ટાંત લેખે તેમણે તેમના એક પહેલવાન વિદ્યાર્થીની વાત કહેલી એ પરણીને તેમની પાસે આવ્યો અને તેમને પૂછવા લાગ્યો કે અમારી પ્રથમ મિલનની રાત્રે હું એને મળું ત્યારે મારે શી વાત કરવી, ત્યારે તેમણે કહેલું કે, તને જે વિષય પ્રિય હોય તેની વાત કરજે. અને આ વ્યાયામશીલ નવપરિણીત યુવાન જ્યારે દીપકથી ઝળહળતા એના શયનાગારમાં પોતાની પ્રિયતમ પત્નીને મળ્યો ત્યારે વાત ઉપાડતાં તેણે શું કહ્યું—તને પંજા લડાવતાં આવડે છે ?

આપણા અત્યારના મિલનની ભૂમિકા સૌથી વિશેષ તો હું પ્રેમની અનુભવું છું અને પેલા ગુરુની આજ્ઞા મુજબ મારા પ્રિય વિષયની વાત કરવા જાઉં તો પંજા લડાવવા જેવું પણ બને પણ હું એવો અતિશય વ્યાયામબદ્ધ માણસ નથી મને કવિ તરીકે અને પ્રેમી તરીકેનો મારો વ્યવહાર કરવાની રજા જો મળતી હોય તો મારી આ કવિતાને મારી મદદમાં લાવું —

આજ મારું પ્રિય જેહ તેહને
બાહુ માંહિ લઈ બેસી હા રહું,
ને અનંત મુજ પ્રીત - ગીતને
એહ કર્ણમહીં હા રટયા કરું.

આ રીતે પછી આ પરિષદ કેવી બનશે તે હું કલ્પી શકતો નથી. અને પેલા વ્યાયમવીરે ગુરુની સલાહ મુજબ શું કર્યું હશે, કમલ જેવા કોમળ પોતાની પ્રિયતમાના હાથ જોયા પછી એ પંજા સાથે એનો પંજો કેવી રીતે મળ્યો હશે, એ કોમળતાએ પેલા લોખંડી કે પાષાણી પંજાને કેવી રીતે પિગળાવી દીધો હશે એ વાર્તા હજી આપણે જાણવાની રહે છે.

*

આપણી આ પરિષદ, ગુજરાતની આપણી આ મહાન સંસ્થા સાઠ કરતાં વધુ વર્ષો વિતાવી ચૂકી છે. આપણા વિદ્‌જ્જનોએ એને કન્યારૂપે, યુવતીરૂપે વર્ણવી છે, એને માટે ગૃહસ્થાશ્રમની કે ચિરબ્રહ્મચર્યની કલ્પના સેવેલી છે. પણ મનુષ્યની આ પરિભાષાને વળગી રહીશું તો પછી આપણે એને માટે જરા–મરણની પરિભાષામાં પણ વાત કરવી પડશે. વાસ્તવિક રીતે તો પરિષદની ગતિ આપણા જેવા પ્રાકૃત માનવોને હાથે રચાતી રહી છે, છતાં સ્વતઃ તે માનુષી વસ્તુ નથી. આ પરિષદ તો આપણી સારસ્વત ચેતનાનો આવિષ્કાર છે, દિવ્ય ચૈતન્યવાળી સદા વહેતી ગતિવાળી સરસ્વતીનું આપણી વચ્ચે આ પ્રાકટય, કહો કે અવતરણ છે. રણજિતરામ જેવા ભગીરથોએ એને તપ કરીને પ્રસન્ન કરી નીચે બોલાવી છે અને આપણા ગોવર્ધનરામ જેવા શિવ–શંકરોએ એને પોતાની જટામાં ઝીલી છે, અને એ પતિતપાવની ને આપણા અનેક ભગીરથો પોતપોતાના પિતૃઓના મોક્ષ માટે, પોતપોતાની ભાવનાઓની સિદ્ધિ અર્થે દોરતા રહ્યા છે. એમનાથી દોરાતી એ ભલે ગમે તે દિશામાં જતી રહી હોય, અન્તર્લુપ્તા સરસ્વતી જેવી તેની સ્થિતિ થઇ હોય, છતાં તે ચિરયૌવના અને શાશ્વતરૂપિણી છે. અને એ રીતે આપણી વચ્ચે તેનો આવિર્ભાવ આ નવા નવા ઉન્મેષોમાં સતત થતો રહેવાનો છે, અને આપણી 'ધિયઃ'ને પ્રેરતી તે 'चोदयित्री सूनृतानाम्' આપણને આપણા ઈષ્ટતમ અને કલ્યાણતમ કર્તવ્યમાં લઈ જશે.

આ પરિષદની સિદ્ધિ–અસિદ્ધિઓનું જમા–ઉધાર પાસું ભલે ગમે તેવું હોય, અને માણસના હાથની વસ્તુમાં આમ હજી થતું જ રહેવાનું, પરંતુ એની સમગ્ર મુદ્રા જોઈશું તો જણાશે કે આપણી સાંસ્કારિક ચેતનાની પ્રતિનિધિરૂપ એવી સંસ્થા તો આ જ એકમાત્ર છે. ગુજરાતની જે ઉત્તમોત્તમ વિભૂતિઓ છે, સર્જનના, ચિંતનના, ભાવનાત્મકતાના પ્રદેશના જે અગ્રણી પુરુષો છે તે બધા એક કે બીજી રીતે આ પરિષદના સાથે સંકળાયા છે, એમના વ્યક્તિત્વે, એમની પ્રતિભાએ, એમની શક્તિએ અહીં આવીને પોતાની કોક ઉત્તમોત્તમ અભિવ્યક્તિ આપેલી છે. આ પરિષદના રંગમંચ ઉપર, એના પ્રમુખોએ, એના અનેકવિધ વિભાગીય પ્રમુખોએ, એને નિમિત્તે સરજાયેલા અનેકાનેક નિબંધોએ જે સમૃદ્ધિ પીરસેલી છે તે જોતાં પ્રશ્ન થશે કે એવો કયો વિષય છે જેનો વિચાર આ પરિષદમાં થયેલો નથી. આપણે 'સાહિત્ય'ના નામથી આપણું કામ શરૂ કર્યું છે, પણ એ 'સાહિત્ય' તો વાણી જે જે વસ્તુને સ્પર્શી શકે છે તે વસ્તુમાત્રને પોતાના આશ્લેષમાં લેતી પ્રવૃત્તિ બની ગયું છે. આપણા સાહિત્યના પ્રશ્નો, કેળવણીના પ્રશ્નો, ભાષાના, લિપિના, પાઠ્યપુસ્તકોના પ્રશ્નો, તત્ત્વચિંતનના, લોકકલ્યાણના અને ઈશ્વર પરાયણતાના પ્રશ્નો, એમ આપણે ઘણું ઘણું વિચાર્યું છે. રમણભાઈએ એમના આઠમી પરિષદના પ્રમુખ સ્થાનેથી એમના વિનોદની રીતે નોંધ્યું છે તે મુજબ માત્ર 'પુનર્જન્મનો' જ પ્રશ્ન પરિષદમાં વિચારવાનો બાકી રહ્યો છે!

અને આવું બધું બહુવિધ વિશ્વરૂપ ચિંતન મનન કરતાં કરતાં આપણે કર્મનો પથ પણ યથાશક્તિ ખેડયો છે. પરિષદે પોતાના હેતુઓનું આકલન કરતાં પોતાના કાર્યની રૂપરેખા આંકી પણ છે. એ દિશામાં એને પોતાને હાથે કેટલીક ઘણી નોંધપાત્ર સિદ્ધિઓ થઈ છે તો કેટલીક વસ્તુઓ તેની પ્રેરણાથી કોઈને કોઈ રીતે સધાઇ છે. દા. ત. પરિષદની પહેલી બેઠકની જ આપણે જોડણીનો મહાપ્રશ્ન વિચારવા માંડયો, અને તે હવે સિદ્ધ બન્યો છે, ભલે તે કાર્ય પછી ગાંધીજીના આદેશથી ગુજરાત વિદ્યાપીઠે

કર્યું અહીં જ આપણા કાર્યક્ષેત્રનો, કાર્યશક્તિનો, તેની મર્યાદાનો પ્રશ્ન આપણને સમજાવવા લાગે છે પરિષદે કાંઈક સક્રિયતા કરવી જોઈએ, પણ શુ કરવુ જોઈએ, એ પ્રશ્ન ફરી ફરીને ઊભો થાય છે અને ફરી ફરીને આપણે કઈક તેનો ઉકેલ લાવવા મથીએ છીએ અને લાવીએ પણ છીએ

જરાક ઊડે જઈને જોઈશુ તો જણાશે કે આપણે શુ કરવુ છે, એના કરતાં કરનાર કોણ છે એ પ્રશ્ન વધારે મહત્ત્વનો છે એ પહેલો પ્રશ્ન છે કાર્યશક્તિવાળા અને કાર્યની ભાવનાવાળા, ધગશ વાળા, માણસો હશે તો તેઓ અનેક કામો કરી નાખશે એક રણજિતરામ હતા, અને તેમણે પરિષદ ઊભી કરી એક ગાંધીજી હતા અને તેમણે જોડણીકોષ કરાવી આપ્યો પણ અહીં બીજો મહત્ત્વનો પ્રશ્ન ઊભો થાય છે તે વ્યક્તિ અને તેની સાથે સકળાતી સમષ્ટિનો કોઈ પણ કાર્યને વ્યાપક કરવાને માટે સમષ્ટિને તેમાં લેવાની રહે છે, એકના રણજિતરામ કે ગાંધીજીથી પરિષદ કે જોડણીકોશ તૈયાર ન થઈ શકે એટલે પછી આ વ્યક્તિ પોતાની આસપાસ પોતાના વિચાર અન ભાવના, પ્રેરણા અને આદર્શની પાછળ કેટલાને કેવી રીતે આકર્ષી શકે છે, આમ ની શકે છે તેનો પ્રશ્ન ઊભો થાય છે અને અહીં પછી માનવપ્રકૃતિ ઊભી કરી શકે તેટલી અનેકાનેક પરિસ્થિતિઓ, સારી માઠી અને હરેક રીતની ઊભી થઈ શકે છે. અને આપણે ત્યાં એવુ બન્યુ છે

રણજિતરામે પરિષદનો સૂત્રપાત નાખ્યો, પણ આ પરિષદમા ભેગા થતા આપણા સાક્ષરો કેવી રીતે હળશે મળશે અને શુ શુ કરશે એના પ્રશ્નો પછી ડોળા ફાડીને સામે આવવા લાગ્યા પરિષદમાં હળતા મળતા, કરતાકારવતા સજ્જનોને હાથે કે કોઈક કઈક એવુ થયુ કે કવિ ન્હાનાલાલ સદાને પરિષદથી રિસાઈ ગયા પરિષદના વ્યવહાર માટે બધારણની જરૂર જણાવા લાગી, પણ એ બધારણ ઉપજાવતાં ઉપજાવતાં પરિષદને પચીસ વર્ષ લાગ્યાં અને એક ધારાશાસ્ત્રીને આપણે પરિષદના સુકાને બધારણ બનાવવાને બેસાડ્યા ને બધારણ બનાવ્યુ પરિષદના એકવીસમા વર્ષે, પ્રમુખસ્થાનેથી રમણભાઈ નોધે છે તેમ, ત્યાં સુધીમાં કાયદાઓનો એક મોટો ભારો પરિષદ આગળ ઊભો થઈ ગયો હતો અને ૧૯૩૧માં પરિષદને શ્રી ભૂલાભાઈ દેસાઈના પ્રમુખપદે મળેલા વ્યવસ્થિત બધારણ પછી વળી એવુ થયુ કે આ પહેલાં તો માત્ર એક કવિ-સાક્ષર તેનાથી વિમુખ થઈ ગયા હતા, અને હવે તો અનેક કવિ–સાક્ષરો, સાહિત્યરસિકોની લગભગ આખી સૃષ્ટિ પરિષદથી વિમુખ બનવા લાગી

વ્યક્તિ અને સમષ્ટિના મેળની વચ્ચે કઈક વસ્તુ હજી ખૂટતી હતી બધાર ણુ બન્યા પછી જે મહા સક્રિય વ્યક્તિ પરિષદના રગમચ ઉપર આવી તેણે સાહિત્યજગતની સમષ્ટિ સાથે પોતાની રીતે વ્યવહાર આદર્યો અને એમાં એવુ બન્યુ કે આ પહેલાં જેવી રીતે કવિ ન્હાનાલાલ પરિષદથી અળગા થઈ ગયા હતા તેવી રીતે હવે આપણી એક બીજી સાક્ષરવ્યક્તિ, બળવતરાય ઠાકોર, તેનાથી અલગ બની ગયા. બેશક, કવિની પેઠે એ પરિષદ પ્રતિ ઉદાસીન તો ન રહ્યા, 'પરિષદની મુક્તિ'નો જગ તેમણે ખેલ્યો, કહો કે પ્રેર્યો અને પાર પણ પાડયો, પણ પરિષ ના રગમચ ઉપર તેમનુ પગલુ પછી કદી ન પડ્યુ ૧૯૩૦ પછી બીજા પચીસેક વર્ષ ગયાં અને ૧૯૫૫માં નવો બધારણીય તબક્કો રચાયો. બધારણમાં ઈષ્ટ પરિવર્તન માટેનો મોરચો નવલોહિયા સાહિત્યકારોએ ૧૯૩૬થી, અમદાવાદમાં ભરાયેલા સમેલનમાં ગાંધીજી આવ્યા ત્યારથી માંડયો હતો પણ એ મોરચા પરની પૂરી સક્રિયતા ૧૯૫૫માં નડિયાદમાં, પરિષદના સુવર્ણ મહોત્સવ પ્રસગે રચાઈ–એને પરિષદના જીવનની ખરેખર સુવર્ણ ઘટના કહેવી જોઈએ અને પછીનાં થોડા વર્ષોમા–૧૯૫૯ મા નવી શકલવાળા, બકઠા જે લોકશાહી–ડેમોક્રેટિક બધારણ માટે અવાજ પુકારતા હતા તેવા બધારણ વાળી પરિષદ બની પરિષદના બધારણનો આ ત્રીજો તબક્કો બન્યો, અને આપણે એ પૂરા લોકશાહી બધારણ હેઠળ કામ કરીએ છીએ આપણી યથામતિ, યથાશક્તિ

અત્યારે આપણે પરિષદના લગભગ ૬૪મા વર્ષમાં છીએ અને આ દીર્ઘ કાળ દરમિયાન ભરાતાં રહેલા તેનાં અધિવેશનોના ૨૫મા અધિવેશનમાં મળીએ છીએ. પરિષદનાં આ અધિવેશનોની આ રજતજયતી

છે. અને એવા ધન્ય પર્વે આપણે આજે જે મળીએ છીએ તેનો એક આનંદ અનુભવતા આપણે હવે ભવિષ્ય તરફ દૃષ્ટિપાત કરી શકીશું.

આ ભવિષ્યમાં આપણે અત્યારના લોકશાહીવાળા 'ડેમોક્રેટિક' બંધારણ હેઠળ છીએ છતાં એનાથી એકાદ કદમ આગળ વધાય તો વધીએ. બંધારણનો પ્રશ્ન જ્યારે અમદાવાદના સંમેલનમાં, ૧૯૩૬માં ગાંધીજી આગળ ઊભો કરવામાં આવ્યો ત્યારે તેમણે કહેલું : 'સાહિત્ય પરિષદમાં 'ડેમોક્રસી'ના બધા નિયમો નહિ હોય...આવી સંસ્થામાં 'ડેમોક્રસી'નું ધોરણ ન ચાલે. ચલાવવામાં આવે તો તે 'ડેમોક્રસી' નહિ પણ 'મોબોક્રસી' થાય.' આ વાતનું ચિંતન આપણે વધુ કરવાની જરૂર છે. ગાંધીજીએ પોતાની વાત સમજાવતાં બૅન્કો અને હાઈકોર્ટોનો દાખલો આપેલો અને કહેલું કે એમાં તો એ બૅન્કનો કારભાર ચલાવવાની જેમાં કાર્યશક્તિ હોય, પ્રામાણિકતા હોય, ન્યાયની જેનામાં શુદ્ધદૃષ્ટિ હોય તે જ કાર્યની ધુરાનું વહન કરે. સાહિત્યનું જે પ્રાણરૂપ તત્ત્વ છે, સાહિત્યના જે પ્રશ્નો છે, અને જેને માટે આપણે સૌ પ્રવૃત્ત થયા છીએ તેનો નિર્ણય કોઈ બહુમતીના આધારે થઈ શકવાનો નથી. એને માટે તો સાહિત્યજગતની જે ઉચ્ચતમ પ્રજ્ઞાઓ હોય એની દ્વારા પ્રવૃત્તિનું નિર્માણ થવું જોઈએ. એમની દ્વારા પ્રવૃત્તિનો આરંભ, પ્રવૃત્તિની દીક્ષા અને દિશા રચાવી જોઈએ.

અને આ કેવી રીતે બનશે ? પરિષદ તે આગળ વધીને હવે ઉપનિષદ બનવી જોઈએ. આપણી સંસ્કૃતિના આદિકાળમાં જેવી રીતે વિદ્યાસંપન્ન ગુરુની પાસે બેસીને વિદ્યાર્થી તત્ત્વની પ્રાપ્તિ કરતો, ગુરુનું જ્ઞાન, ગુરુની મેધા, ગુરુનું વ્યક્તિત્વ, એના એ નિકટતમ સંપર્કમાં આવી તેનું તે પાન કરતો, તેનાથી પુષ્ટ અને વૃદ્ધિંગત થતો, કંઈક એવી રીતે આપણી પરિષદની અંદર આપણા પ્રતિભાશીલ સાહિત્યકારો, માત્ર સાહિત્યકારો જ નહિ, આપણી સાંસ્કારિક ચેતનાના પ્રદેશની હરકોઈ સિદ્ધ વ્યક્તિની આસપાસ તેમના નિકટતમ સંપર્કમાં પહોંચાય, તેમનું સ્નિગ્ધ સાંનિધ્ય સેવાય અને એમાંથી આપણી નવી નવી પેઢીઓ પુષ્ટ થતી જાય એવું કાંઈ થવું જોઈએ.

આપણી સાહિત્ય પરિષદની પ્રવૃત્તિમાં આપણા સર્જકો, ચિંતકો, આપણા મેધાવી વ્યુત્પન્ન પુરુષોનો સંપર્ક, આપણને જે અન્યથા વ્યાપક રીતે મળતો રહે છે તે વધારે નિકટતર સાંનિધ્યમાં રચાય એવું બનવું જોઈએ. દા.ત. ગાંધીજી જ્યારે અમદાવાદના ૧૯૩૬ના અધિવેશન વખતે વિષયવિચારિણીમાં પોતાનું હૃદય ઠાલવતા હતા ત્યારે મેં જોયેલું કે એ એક નાનકડી ઉપનિષદ જ બની રહી હતી. એટલું જ નહિ, એ આખું અધિવેશન ગાંધીજીની આસપાસ ઉપનિષદ જેવું બની ગયું હતું, કેમકે એમણે જનમાત્રને પોતાના હૃદયની નિકટમાં નિકટ લઈ લીધા હતા. આપણા સર્વ સાહિત્યસર્જકો, તત્ત્વચિંતકો, જીવનદ્રષ્ટાઓ અને આપણા સૌની વચ્ચે એક આવો વધુ નિકટતર સંપર્ક રચાય, બંધારણની આંટીઘૂંટીઓમાં ઊતર્યા વિના, આપણે એકબીજાની પડખે બેસી જઈએ, આપણા અગ્રગામી પુરુષોની આસપાસ ગોઠવાઈ જઈએ, આપણાથી એકબીજાના અંતરતમમાં જવાય તેટલા જઈએ, આપણું ઉત્તમોત્તમ બીજાને આપીએ અને બીજાનું લઈએ, આપણા વ્યવહારમાં એક ઊંડું સૌહાર્દ, આહ્લાદક સૌજન્ય આવે, એક મધુર સંવાદિતા આવે, એક સઘન એવું આત્મૌપમ્ય, આત્મૈક્ય, એકરૂપતા આવે અને આપણે એક પૂર્ણ સંવાદમાં અને પૂર્ણ સત્યમાં પહોંચેલો કે પહોંચવા મથતો સાહિત્યસંઘ બની રહીએ આવી કાંઈક અભીપ્સા હું સેવું છું.

આપણા સાહિત્યનો જગતની સાથે, જનતા સાથે જે સંપર્ક હોય તેની વાત તીવ્રરૂપે આપણી વચ્ચે જ્યારથી ગાંધીજી આવ્યા ત્યારથી બનવા લાગી. ૧૯૨૦ના અધિવેશન વખતે તેમણે સાહિત્યકારોને કહેલું, 'સાહિત્ય પરિષદને હું કહું છું કે આપણા કોસ હાંકનાર જેવાના મોંમાંથી અપશબ્દ કઢાવો અને નહિ તો આપણી અવનતિનું પાપ તમારે શિરે રહેશે.' અને ૧૯૩૬ના અધિવેશન વખતે પોતે જે દરિદ્રો અને રોગીઓની વચ્ચે રહેતા હતા તેમના જેવા અતિ પ્રાકૃત જનોને માટે આપણે 'સાક્ષરો શું આપી શકીએ તેની ટહેલ નાખી હતી. આ કરુણાપૂર્ણ પુકાર ઘણો સાચો હતો. પણ જરા ઊંડા ઊતરીએ તો પ્રશ્ન આટલો સરળ અને સહેલો નથી.

આપણી અવનતિનું પાપ માત્ર સાક્ષરોને માથે જ શી રીતે આવશે? આપણા સાક્ષરોને પોતાને જ જુઓ ને? કોમ હાંકનારના અપશબ્દોની સામે હરીફાઈમાં ઊતરે એવા અપશબ્દો શું આપણા સાક્ષરોની પાસે નથી રહ્યા? તો આપણે પૂછવું પડશે કે આ બંનેની અવનતિનું પાપ કોને માથે મૂકી શકશે? જીવનની અવનતિ માત્ર અપશબ્દો પૂરતી જ નથી. આખું જીવન અને જગત અપ-તત્ત્વોથી ભરેલું છે ખરી રીતે તો જગત રચાયું છે ત્યારથી દસ્યુઓ અને પણિઓ, વૃત્રો અને અસુરો, રાક્ષસો અને આતતાયીઓ પ્રગટતા રહેલા છે, એમ આખું યે વિશ્વ એક વિરાટ સમસ્યારૂપે રહેલું છે એ સમસ્યાની ચાવી આખરે તો પ્રભુના હાથમાં છે

પણ આખું જગત સમસ્યાના આ અંતિમ છેડે હજી પહોંચ્યું નથી અંદિશા તરફ જવાની તેની સનાતન યાત્રા હજી પણ ચાલુ છે જગતમાં પલટા પછી પલટા, પરિવર્તનોની અને ક્રાંતિઓની પરંપરા, વિચારો અને ભાવના અને કાર્યશક્તિમાં પ્રચંડ ઉન્મેષો આવતા રહ્યા છે અને એ રીતે આપણે સૌ આગળ વધતા તો રહ્યા જ છીએ આપણી સાહિત્ય પરિષદના જીવનમાં છેલ્લા ૬૫ વર્ષ જોઈશું તો જગતની અને હિંદની પલટાતી પરિસ્થિતિ સાથે આપણે કેવા સંકળાયેલા રહ્યા છીએ તે સહેલાઈથી દેખાઈ આવે છે

૧૯૦૫માં આપણે પરિષદના મંગળાચરણ કર્યા અને એ જ અરસામાં ૧૯૦૭માં સુરતમાં કોંગ્રેસને નવો ક્રાન્તિકારી જન્મ મળ્યો ૧૯૨૦માં અમદાવાદમાં પરિષદ મળે છે અને ગાંધીજીનો અસહકાર રણમહાશંખ ફૂંકાય છે, અને બીજા દસ વર્ષમાં સત્યાગ્રહનો મહાસંગ્રામ મંડાય છે ૧૯૩૬માં આપણે ગાંધીજીને પરિષદમાં લઈ આવીએ છીએ નવા બંધારણનો સંકલ્પ સેવીએ છીએ ત્યાં તો ૧૯૪૨માં આપણે બધા એવા મરણતોલ સ્વાતંત્ર્યજંગમાં અટવાઈ જઈએ છીએ કે કે પેલા બંધારણનો વિચાર કરવાની પણ ક્ષણ આપણને મળતી નથી અને આ આપણો જંગ તે આખા જગતના મહાજંગોનું એક અંગ જ છે. જગતને માટે જાણે યુદ્ધ એ જ મહાન સિદ્ધિસાધન હોય તેમ અદિકાળથી તે લડતું જ રહ્યું છે. જહિ શત્રુમ્નો મંત્ર ભગવાનને સતત આપવો પડયો છે આ છેલ્લાં સાઠ વર્ષમાં જગતમાં વિરાટ પાયા ઉપર બે મહાયુદ્ધો થયાં અને એ પછી માનવે સેવેલી શાંતિ એ મિથ્યા વસ્તુ હોય તેમ માનવની આસપાસ કોઈ ને કોઈ જંગ ઊભો થતો જ રહ્યો છે

જગતની ઘણી ઘણી વસ્તુઓ, વસ્તુ માત્ર, પલટો માગી રહી છે, નવું સર્જન માગી રહી છે અને તે માટેની મહામોંઘી કિંમત ચૂકવીને તે એ નવું સર્જન પામી પણ રહી છે આપણે જ્યારે જ્યારે જાગ્રત રીતે વિચારતા થયા છીએ ત્યારે ત્યારે આપણી આસપાસ આપણને યુગપલટો, અને ક્રાંતિઓ થતી દેખાઈ છે અને આજે છેલ્લો બે વિશ્વયુદ્ધો પછી, જગત એક નવી ક્રાંતિના ઉંબર ઉપર ઊભેલું છે અને આ ક્રાંતિ તે પહેલાની ક્રાંતિઓ કરતા ઘણી જુદી અને ઘણી ઊંડી છે પહેલાની ક્રાંતિઓ રાજકીય હતી, આર્થિક હતી, આજની ક્રાંતિઓ મૂલગામી છે માણસ જે મૂલ્યોને મૂલતમ સમજીને વળગી રહેતો હતો તે બધા આજે ઉપરતળે થઈ રહ્યા છે વિસર્જિત થઈ રહ્યાં છે માણસ જેને પરમ આદર્શ અને પરમ શક્તિ માનતો હતો તે પણ હવે પોલા અને સત્ત્વહીન દેખાવા લાગ્યાં છે આપણાં નૈતિક અને વૈચારિક મૂલ્યો આજની પરિસ્થિતિને માટે કશા પણ કામકાજ નીવડતા નથી. માનવ પોતાની દુર્વૃત્તિઓને જીતી શકે તેવું એકે બળ જ્ઞાનનું કે સંકલ્પનું, તેની પાસે નથી

આ જાણે કોઈ નવી સાધના, નવી સિદ્ધિ આવવાની હોય તે પૂર્વે જૂનાના વિસર્જનનો વિશ્વવ્યાપી યજ્ઞ ચાલી રહ્યો છે નવા નવા દૃષ્ટિકોણો ઊભા થતા જાય છે માણસના કપડામાં, વેશભૂષામાં, તેના રસોમાં તેની જીવન વિષેની ચરિતાર્થતાની શોધમાં પગે ને પગે પરિવર્તન થઈ રહ્યું છે જીવનની પરમ તૃપ્તિની શોધ માણસને એવો તો આકુળવ્યાકુળ કરી રહી છે કે બાહ્ય સમૃદ્ધિઓથી છલકાતું જીવન છેવટે આત્મઘાતમાં જ પોતાનો મોક્ષ જુએ છે. આપણે સાંભળીએ છીએ કે અમેરિકાના સૌથી સમૃદ્ધ સંસ્થાન કેલિફોર્નિયામાં આપઘાતોનું પ્રમાણ જગતના સૌ દેશો કરતાં વધારે છે.

આ પરિવર્તનના વેગીલા ચક્રોની ગતિ જગતના અને તેના જ પ્રતિબિંબરૂપ આપણા સાહિત્યમાં પણ સરજાવા લાગેલી છે. જગતનું સાહિત્ય, કવિતા, નવલ આજે નવા નવા આવિર્ભાવોમાં પહોંચી રહેલાં છે. આપણું સાહિત્ય પણ, આપણી કવિતા, આપણી નવલકથા, નવલિકા, આપણો સાહિત્યિક અભિગમ પણ આપણે જેની કદી કલ્પના કરી ન હતી તેવાં રૂપોમાં ગતિ કરવા લાગ્યાં છે. આપણને કદી કલ્પના ન હતી કે આપણી કવિતામાં અપદ્યાગદ્ય કે અછાંદસતા પાછી આવશે, પણ તે એવી તો ધસારાબંધ આવી રહી છે, અને એવા તો સામેના છેડે જઈને કે અપદ્યાગદ્યના આપણા આદ્ય સર્જક ન્હાનાલાલ પણ મોંમાં આંગળાં નાંખી દે. આપણા છંદો, આપણી પદાવલિ, આપણી ચિત્રાત્મકતા, આપણાં પ્રતીકો, કાંઈ ને કાંઈ અભિનવતાની શોધમાં લીન બની ગયાં છે. અને પ્રાચીનના વિસર્જનની આ ક્રિયા ઘડીક તો એવી ગતિમાં પહોંચેલી છે કે તેણે છેવટે આત્મવિસર્જનમાં જ લીન થવું પડે છંદ ન જોઈએ, તો પછી વિષય પણ ન જોઈએ, કાવ્યનું મથાળું ન હોય, કાવ્યનો વિષય ન હોય, તો પછી કાવ્યનો કાંઈ અર્થ પણ શા માટે હોય? કવિતાને વિચારોના ભારણથી મુક્ત રાખો, કવિતાને 'શુદ્ધ કાવ્ય' બનાવો અને એની શોધમાં પછી શુદ્ધના નામે શૂન્ય હાથમાં આવી રહે તો નવાઈ નહિ. અત્યારની બહિર્લક્ષી સંસ્કૃતિ માણસને આપઘાતમાં મૂકી આવે છે, તેમ જ આવી આજની કવિતા પણ પોતાના ઘાતમાં પહોંચી શકે છે.

પરંતુ જે મૃત્યુ પામે છે તે તો બાહ્ય શરીર છે. અંતરાત્માનું મૃત્યુ નથી. આપણું સાહિત્ય, કવિતા, આપણી નવી સર્જકતા અત્યારે ઠીક ઠીક પ્રયોગોમાં ગતિ કરી રહી છે. અમારી પેઢીના કવિઓની પછી નવી કવિપેઢી કેવી આવશે તેનો ઉત્તર ઘણા જ કુતૂહલપ્રેરકરૂપે મળવા લાગ્યો છે. ખરેખર, આવું આવું આપણે ત્યાં લખાશે એ કદી કલ્પનામાં ન હતું. અને એ નવા ઉન્મેષની પાછળ ત્યાં સચ્ચાઈનું તત્ત્વ છે ત્યાં આપણા નવા કવિઓના સર્જનમાં નવા લેબાસ હેઠળ પણ શુદ્ધ કવિતા સરજાવા લાગી છે. આપણી નવલકથા અને નવલિકા સાચા નવોન્મેષો પામી રહી છે. બેશક, હમેશાં બને છે તેમ અપક્વ કલાશક્તિમાંથી ઘણી ઘણી અપક્વ કૃતિઓ રચાય, તેની બોલબાલા પણ થાય એવું અત્યારે પણ થઈ રહ્યું છે. પરંતુ આપણે અત્યારે એક સંક્રાંતિના નવા તબક્કામાંથી પસાર થઈ રહ્યા છીએ, આખું જગત એક નવા આવિર્ભાવમાં પહોંચવાને કટિબદ્ધ બનેલું છે. એવે વખતે જાણે જીવનસિદ્ધિનો એક નવો મોરચો રચાઇ રહ્યો છે. માનવના જીવનવ્યાપારમાં અત્યારે અનેક અદૃશ્ય ઊર્ધ્વ બળો કામ કરી રહેલાં છે; બેશક, અનેક અદૃશ્ય એવાં અધોરૂપ બળો પણ પોતાનો બહાર પૂરવેગમાં ફેલાવી રહ્યાં છે, પણ તે બધાં સૂક્ષ્મ રીતે જોઈશું તો જણાશે કે પોતાની સંપત્તિને છેવટની વાપરી નાખવા માગતાં હોય, પોતાની શક્તિનો છેવટનો કયાસ કાઢી લેવા માગતાં હોય તેમ પોતાને અશેષ કરવા માટે ગતિ કરી રહ્યાં છે. જગતમાં આટલા વિશાળ પાયા ઉપર થઈ રહેલી ઊથલપાથલ એ આ બધાં અપ–તત્ત્વોના જાણે કે વિદાય સમારંભ જેવી છે. આને અંતે એક મંગલમય મધુર સુંદર શિવરૂપ જગત રચાવાનું છે. અને એ જગતમાં આપણું સાહિત્ય પણ એક મંગલમય શિવ સુન્દર સ્વરૂપને ધારણ કરશે.

આ પરિવર્તનની મહાક્રિયાને આપણે સમજીએ, વધાવીએ, આપણાથી થાય તેટલો એ પૂર્ણ પલટો પોતામાં રચીએ અને એક નવા અતિમાનુષ અવતાર માટે તૈયાર થઈએ.

આપણી પરિષદ આ નવા યુગપલટાની અગ્રગામી જ્યોતિર્વાહિકા બની રહે, આપણે તેના ધુરંધરો બનીએ.

નવા સર્જનની, નવી ક્રાંતિની, નવી સિદ્ધિની આપણી આરાધના વધુ ને વધુ બળવતી બનો, વધુ ને વધુ તેજસ્વી બનો. વિશ્વની પરમ સર્જક શક્તિ પોતાના સંકલ્પને જગતમાં સક્રિય કરી રહી છે તેની મહાક્રિયામાં આપણે પણ આપણું પૂર્ણ ભાવપૂર્વક સમર્પણ કરીએ, આપણે તેના સહકારી અને સહચારી બનીએઃ सहवीर्यं करवावहै.

# વિવેચનનો અંત ?

(વિવેચન વિભાગના અધ્યક્ષસ્થાનેથી આપેલું વ્યાખ્યાન) શ્રી સુરેશ હ. જોષી

આ સ્થાનેથી સૌ કોઈ સાહિત્યરસિકને માટે મહત્ત્વના કેટલાક પ્રશ્નોની માંડણી કરવાનો અવસર મને પ્રાપ્ત થયો છે એમાં હું એક વિશિષ્ટ વ્યક્તિ તરીકે મારું કશું મહત્ત્વ જોતો નથી. અહીં જે કરવાનો હું પ્રયત્ન કરું છું તે આપ સૌના વતી કરું છું. અહીં જે કહીશ તે પૈકીનું ઘણું તો આપમાંના ઘણા વિચારતા જ હશે. આવી પરિષદને જે કારણે ગૌરવ પ્રાપ્ત થાય તેનું જ ગૌરવ મારે મન છે, અને એ છે સ્વસ્થ, ગંભીર પર્યેષણા આવી પર્યેષણા શક્ય તેટલે અંશે એના પર્યેષકની વ્યક્તિગત વિલક્ષણતાઓ અને મર્યાદાઓથી, અભિગ્રહો અને પ્રતિગ્રહોથી, મુક્ત રહેવી ઘટે. પણ સૌથી મોટી અને અક્ષમ્ય લેખાવી ઘટે એવી મર્યાદા તે અલ્પ કે પરિમિત જ્ઞાનની છે, ને જો વળી એ અલ્પતાનું કે પરિમિતતાનું ભાન હોય તે છતાં જો એ ચલાવી લેવાતું હોય તો એ વધુ અક્ષમ્ય બની રહે. આ મર્યાદાઓમાંથી બને તેટલે અંશે હું મુક્ત રહેવાનો પ્રયત્ન કરીશ.

આપણી અદ્યતન સર્જનપ્રવૃત્તિ અને વિવેચનપ્રવૃત્તિ વચ્ચેનો સંબંધ જોઈને કેટલાકને એમ લાગે છે કે સર્જન હરણફાળ ભરી છે ત્યારે વિવેચન હજી કચ્છપગાતએ ચાલી રહ્યું છે. જેમ જેમ આપણા કહેવાતા સહૃદયોની સંવેદના આ નવા આવિષ્કારોથી દૂર રહેતી જાય છે તેમ તેમ એમની વિવેચના આધુનિક સંદર્ભથી વેગળી થતી જાય છે, એ કારણે એ અપ્રસ્તુત પ્રશ્નો નાહક ઉપસ્થિત કરે છે. પ્રસ્તુત પ્રશ્નોની ચર્ચા કરવાની સજ્જતા ન હોવાને કારણે, એટલું જ નહીં પણ એ સજ્જતા પ્રાપ્ત કરવાની દાનત સુદ્ધાં ન હોવાને કારણે કેવળ કહેવાતા સૈદ્ધાન્તિક મુદ્દાઓના ચર્વિતચર્વણમાં કે પિષ્ટપેષણમાં રાચે છે. પોતાની આ મર્યાદા ઢાંકવાને એ મૂલ્યનાશ કે મૂલ્યહ્રાસનો હાઉ ઊભો કરે છે, અરાજકતાનું નામ લે છે. વાત આટલેથી અટકતી નથી. વિદ્યાપીઠમાંના સાહિત્યશિક્ષણ પર પણ આની અસર પડી છે. શિષ્ટ અને માન્ય એવો વર્ગ નીવડેલી કૃતિઓ જ સાહિત્યના વિદ્યાર્થીઓ સુધી પહોંચે એવો, કદાચ વિદ્યાર્થીના અને સાહિત્યના હિતમાં, આગ્રહ રાખે છે. આથી અમુક સાહિત્યપ્રકારો, અમુક નીવડેલી કૃતિઓ અને અમુક સર્જકોમાં જ સાહિત્યનો અભ્યાસ સમાપ્ત થઈ જાય છે. આથી આજનો સાહિત્યનો વિદ્યાર્થી અદ્યતન કે સમકાલીન સાહિત્ય પરત્વેનો અભિગમ કેળવવાનું શીખતો નથી. સદ્યોદ્યત જાગ્રત વિવેચન સર્જનપ્રવૃત્તિને ઉપકારક નીવડે. આજનું વિવેચન આ કર્તવ્ય બજાવી શકતું નથી. આથી સર્જકોનો એક વર્ગ આવા વિવેચનથી ઊફરો ચાલી ગયો છે. આપણી સાહિત્યિક પરમ્પરા સાથે અદ્યતન ઉન્મેષોનો સંબંધ જોડી આપવાનું, પરમ્પરામાંથી જે પોષણ મેળવવું ઘટે તેની ભૂમિકા રચી આપવાનું કાર્ય પણ આપણું વિવેચન ઝાઝું કરતું હોય એવું દેખાતું નથી. આથી અન્તિમે જઈને સર્જકોનો એક વર્ગ તો એમ જ કહેવા લાગ્યો છે કે વર્તમાન સંદર્ભમાં વિવેચનની પ્રવૃત્તિ નિરર્થક છે. વિવેચન જે માન્યતા અર્પે તે પરત્વે હવે આ વર્ગ પૂરેપૂરો ઉદાસીન છે એવું તો નહીં કહેવાય. પણ એટલા ખપપૂરતું વિવેચન એ પોતાના વર્ગમાંથી જ ઉપજાવી લે છે. રૂઢ વિવેચનની એ ઘણી વાર આ રીતે વિડંબના પણ કરે છે, તો કેટલીકવાર વિદ્રોહના એક સ્વરૂપ લેખે રૂઢ વિવેચનનાં જે ગૃહીતો છે તેનાથી બીજા અન્તિમે જઈને ગૃહીતોની જાહેરાત કરે છે આમ કહેનારાઓનાં આ વિધાનોમાંથી આક્રોશ કે અનુચિત અભિનિવેશનું તત્ત્વ ગાળી નાખીને જોઈશું તો અમુક અંશે એમાં તથ્ય છે એવું લાગ્યા વિના નહીં રહે. આખા સમાજની રુચિના ઘડતર પર અમુક એક વર્ગની જોહુકમી ચાલવી ન જોઈએ. જો આવી પરિસ્થિતિ ચાલુ રહે તો આપણી રસવૃત્તિ મંદપ્રાણ બની જાય. ખોટી

રીતે ચૂંધીખોર બની જાય. એને પરિણામે સમાજનો, સાહિત્યમાં રસ લઇ શકવાની ક્ષમતા ધરાવનારો, મોટો વર્ગ નવી સર્જનવૃત્તિને પૂર્વગ્રહદુષ્ટ દૃષ્ટિએ જોતો થાય અને ધીમે ધીમે એનાથી વિમુખ થતો જાય; કાવ્ય એના ભાવકથી છેટું થતું જાય. કવિ વેગળો પડી જાય, અલગારીપણું કેળવે; તો વળી કેટલાક સર્જકો આવી સ્થિતિને સહી ન લેખી શકે તો માન્યતા તથા સ્વીકૃતિ પામવા માટે સાહિત્યેતર અંશોનો સમાવેશ કરતા થઇ જાય. આ પ્રકારનું સમાધાન સર્જનના ગૌરવને ભોગે થાય, માટે આખરે તો એ એમને માટે ક્લેશકર જ નીવડે. આને પરિણામે સાહિત્યના અનુભાવનથી જે મૂલ્યબોધનો ઉપયોગ સામાજિક ચેતનામાં થતો આવે તેમાં ઊણપ આવે, એટલે અંશે આપણું સંસ્કારજીવન દરિદ્ર બને.

કેટલાક ગંભીરપણે એમ માને છે કે વિવેચન શક્ય જ નથી. કૃતિનો સાર આપી છૂટનારું, અથવા તો એનો અર્થ તારવી આપનારું કે એનો નર્યો અનુવાદ કરી આપનારું વિવેચન આપણી રસવૃત્તિને કેળવવામાં ઝાઝું ઉપયોગી થતું નથી. કૃતિને મૂલવનારા વિવેચન વિશે પણ વિચારવું જરૂરી છે. આવી મૂલવવાની પ્રવૃત્તિ કયા ધોરણે થાય છે? એક બાજુથી એમ કહેવાય છે કે કોઇ પણ કળાકૃતિ એ કળાકૃતિ હોવાને કારણે અદ્વિતીય હોય છે. જે અદ્વિતીય હોય તેને કોઇ જોડે સરખાવાય, વિરોધાવાય શી રીતે? એનું પુનરાવર્તન કરવાનો શો અર્થ? એને વિશે તમે કશું પણ કહેવા જાઓ તો ખરેખર શું કહેતા હો છો? જો એ અદ્વિતીય હોય છે તો એને એના વડે જ માણી શકાય, જો બીજા કશાનો એ માટે આશ્રય લઇએ તો એની અદ્વિતીયતાનો ભોગ આપીને જ. આ રીતે અદ્વિતીય કૃતિ વિશે કશું કહી શકાય નહીં, એ અદ્વિતીય હોવાને કારણે એની તુલના થઇ શકે નહીં. મૂલ્યમાં તો તુલના હોય, ઉચ્ચાવચતાની વાત હોય. કાવ્ય વિશે વાત કરતાં બીજું કાવ્ય રચી દેવાનો કશો અર્થ નથી. કળાકૃતિ માત્રની આ અદ્વિતીયતા વિશેનો દાવો સાચો છે? કેટલાક વિવેચકો એમ કહે છે કે કોઇ કૃતિને અદ્વિતીય કહેવાથી વાસ્તવમાં તો એને વિશે કશું જ કહેવાતું નથી. જો અ અદ્વિતીય છે, બ અદ્વિતીય છે, ક અદ્વિતીય છે તો આ બધી અદ્વિતીયતાઓ વચ્ચે કશું સમાન તત્ત્વ છે? એક અદ્વિતીયતાને બીજી અદ્વિતીયતાથી શી રીતે નોખી પાડી શકાય? અદ્વિતીયતા ઓછીવત્તી માત્રામાં છે એમ આપણે કહી શકીશું? કળાકૃતિને એનું આગવું રૂપ હોય છે એમ કહીએ છીએ ત્યારેય અમુક કૃતિનું રૂપ ઓછી માત્રામાં સિદ્ધ થયું છે ને અમુક કૃતિનું વિશેષ માત્રામાં એમ જો કોઈ કહે તો એનો આપણે શો અર્થ કરવો? આપણે એમ પણ કહેવાતું સાંભળીએ છીએ કે કાવ્યમાં અલંકાર હોય, પ્રતીક હોય, છંદ પર પણ કવિનું પ્રભુત્વ હોય, ભાષા પર પણ પ્રભુત્વ હોય–આ બધું જ હોય છતાં એ કાવ્ય ન બનતું હોય એમ બને. તો આ કાવ્યત્વ શી રીતે સિદ્ધ થાય છે? કથાસાહિત્ય વિશે વધારે મુશ્કેલી ઊભી થાય છે. એમાં રૂપની વાત કરવાનું આપણા વિવેચનને ઝાઝું ફાવ્યું નથી. ગદ્યશૈલીને તપાસવાનાં ઓજાર હજુ એને લાધ્યાં નથી. આથી એમાંનો માનવસંદર્ભ, એમાંની વાસ્તવિકતા, એમાંનું જીવનદર્શન આવી બધી, રસકીય દૃષ્ટિએ સર્વથા પ્રસ્તુત નહીં એવી, વીગતો આપવામાં આવે છે. પાત્રોનું સારા હોવું કે ખરાબ હોવું એ નૈતિક દૃષ્ટિએ જોવાનું હોતું નથી. અધમ પાત્રનું માનસ પણ જો કળામય રીતે આલેખ્યું હોય તો એ રસાસ્વાદની સામગ્રી બની રહે છે એ હકીકત હંમેશાં સ્વીકારાતી લાગતી નથી, પૂરાં સિદ્ધ નહીં થયાં હોય એવાં, છતાં જેમના પર લેખકે ઉત્તમ કે અસાધારણ નૈતિક ગુણવત્તાનું આરોપણ માત્ર કર્યું હોય એવાં, પાત્રોની પ્રશંસા કરવામાં આવે છે. આથી ઘણી વાર આપણું વિવેચન કૃતિની aesthetic બાજુને ગૌણ ગણીને જ ચાલતું દેખાય છે. જો વિવેચન આવી aesthetic ભૂમિકાને સ્વીકારતું ન હોય તો સર્જકોને એની સાથે શી નિસ્બત? આથી વિવેચનથી સર્જકને કશો લાભ થાય એવું આજના મોટાભાગના સર્જકો માનતા નથી.

આ ઉપરાંત, આપણું વિવેચન પરિભાષાનો આશ્રય લઇને મૂળ મુદ્દાને ચર્ચવાનું ટાળે છે. આ

પરિભાષા બહુધા અસ્પષ્ટ કે અચોક્કસ સંકેતવાળી હોય છે. કૃતિની સંકુલ સમૃદ્ધિનો એથી તાગ મળતો નથી. આપણે કાવ્ય રમણીયતાનો કે સૌન્દર્યનો બોધ કરાવે એવું હોવું જોઈએ એમ કહીએ છીએ ત્યારે ખરેખર આપણી અપેક્ષા શી હોય છે? આને પરિણામે આપણી મોટાભાગની ચર્ચા અછડતી બની રહે છે.

એક બાજુથી આત્મલક્ષી દૃષ્ટિબિન્દુનો વિવેચનમાં બને તેટલો પરિહાર કરીને એને શાસ્ત્રની કોટિએ સ્થાપવાનો પ્રયત્ન પણ થાય છે. શાસ્ત્રમાં અપેક્ષિત objectivity કળાના આસ્વાદમાં પૂરેપૂરી શક્ય છે ખરી? જો આત્મલક્ષિતાને સ્વીકારીએ તો કોઈ કૃતિ વિષે જુદા જુદા મત પ્રકટ થવાના. આ મતની સ્થાપનાની ભૂમિકા પણ આત્મલક્ષી જ રહેવાની. આથી, પૂરેપૂરું મતૈક્ય સાહિત્યમાં ઈષ્ટ ન હોય તોય કોઈ કૃતિ પરત્વેના પ્રતિભાવો સંબંધી વિનિમય સાર્થ બની રહે. એવી ભૂમિકા શાને આધારે રચી શકાશે?

આ ઉપરાંત આજની વિવેચનની પરિસ્થિતિ પરત્વેનો જે અસંતોષ છે તેનું એક કારણ આજકાલ થતું અધ્યાપકી વિવેચન છે. જૂની પેઢીના અધ્યાપકોની વાત જવા દઈએ તોય નવી પેઢીના અધ્યાપકોના વિવેચન સંગ્રહો જોતાં મોટે ભાગે એવું જણાઈ આવશે કે એમના વ્યવસાય અંગે જે પુસ્તકો જોડે પાનું પાડવાનું આવ્યું તે પુસ્તકો વિશે જ એમણે લખ્યું હોય છે. આજના સાહિત્યિક સર્જન જોડે એને ઝાઝી લેવાદેવા નથી, જો હોય છે તો કોઈ મિત્ર કવિ કે મિત્ર વાર્તાકાર પ્રત્યે બન્ધુકૃત્ય આચરવા પૂરતી જ. આથી આમ વિવેચનનાં પુસ્તકો પ્રગટ થતાં રહે છે. છતાં એનો ઉપયોગ વિદ્યાર્થીઓના અભ્યાસમાં મદદરૂપ થવા પૂરતો જ બની રહ્યો છે. વિવેચનનું કાર્યક્ષેત્ર આમ અત્યંત સીમિત બની રહ્યું છે. પરીક્ષાર્થીઓ એને મને કમને વાંચે છે. સાહિત્યને એના સાચા ભાવકો સુધી રસબોધ કરાવીને પહોંચાડનારા વિવેચકો બહુ નથી. જે છે તે ટિપ્પણ કરનારા છે.

કળાની, સાહિત્યની કે એના જુદાં જુદાં સ્વરૂપો કે પ્રકારોની વ્યાખ્યા આપવાના પ્રયત્નો પણ કેટલા સફળ નીવડયા છે? જેને કળાકૃતિ કહીએ છીએ તે દરેકમાં અમુક સરખાપણું હોય છે અને એને આધારે કલાનાં સામાન્ય લક્ષણો નક્કી કરી શકાય અને વ્યાખ્યા બાંધી શકાય એવી માન્યતાને હવે પડકારવામાં આવી છે. કળાનું ક્ષેત્ર વિસ્તરતું રહે છે, એમાં અભિવ્યક્તિનાં નવાં નવાં સાહસો થતાં રહે છે. એમાં નવા નવા પ્રયોગો થતા રહે છે, પરિવર્તનો થતાં રહે છે. આને કારણે વ્યાખ્યા બાંધી શકાય એવાં નિશ્ચિત લક્ષણોની યાદી કરવાનું અશક્ય બની રહે છે. આથી જો આવી વ્યાખ્યા બાંધવાનો દુરાગ્રહ રાખવામાં આવે તોય નવી રચનાઓ એ વ્યાખ્યાને નિરર્થક કરી જ નાખે. આથી જ દૃઢ વ્યાખ્યાને બાજુએ રાખીને દરેક ક્ષેત્રમાં થતા પ્રયોગો એવી હદે પહોંચે છે કે તે તે સાહિત્યપ્રકારનાં લક્ષણોથી બીજે છેડેનાં જ લક્ષણો એ ધરાવતા હોય એવું લાગે છે. આથી નવલકથાની પ્રચલિત વ્યાખ્યાથી દૂર નીકળી ગયેલી કૃતિને અ-નવલકથા કે પ્રતિ-નવલકથા કહેવાનું વલણ જોવામાં આવે છે. આવા નવા પ્રયોગો અને આવિષ્કારો વિશે કશું કહી શકાતું નથી કે એની આડે કશો અન્તરાય ઊભો કરીને એને કૃત્રિમ રીતે નિયંત્રિત પણ કરી શકતા નથી એટલે ત્રિકાલાબાધિત કાવ્યશાસ્ત્રનો ખ્યાલ હવે છોડી દેવામાં આવ્યો છે. આવી પરિસ્થિતિને ધ્યાનમાં લઈને જ કળાની વ્યાખ્યાને 'Family-resemblance' ના પ્રકારની કે Open-texture વાળી કહીને સ્વીકારવામાં આવે છે. આમાં દરેક કલાકૃતિની આગવી વિશિષ્ટતા કે અદ્વિતીયતાને ધ્યાનમાં રાખવામાં આવી હોય છે. કળાના ક્ષેત્રમાં નવો ઉન્મેષ પ્રકટ કરે, મૌલિકતા દેખાડે, કશું અભૂતપૂર્વ સિદ્ધ કરે તેનું જ જો ઊંચું સ્થાન હોય તો પછી દૃઢ લક્ષણોના પર ભાર મૂકતી વ્યાખ્યાનો આગ્રહ ન રાખી શકાય તે દેખીતું છે. નવા ઉન્મેષો પ્રત્યે જે અસહિષ્ણુતા દેખાય છે તેનું કારણ આવી વ્યાખ્યાઓને વળગી રહેવાનું લક્ષણ છે. અત્યાર સુધીમાં જે થઈ ચૂક્યું છે તેને આધારે ભવિષ્યના સર્જનોનું નિયંત્રણ કરતા નિયમો ઘડી નહીં શકાય. જો વિવેચન

સાહિત્યના પ્રકારોમાં થતા નવા આવિષ્કારોને અ-સાહિત્ય, અ-કવિતા, અ-નવલકથા વગેરે કહીને વર્ણવશે તો અ-કવિતા ગણાઈ જવાના ભયથી શિષ્ટ વર્ગનાં માન્ય ધોરણો સાથે સમાધાન કરીને એ લોકો જેને કવિતા કહે તેનાં લક્ષણો સ્વીકારીને રચના કરવાનો પ્રયત્ન કોઇ સાચો સર્જક કરશે નહીં. એને બદલે એ અ-કવિતા જ રચવાનું પસંદ કરશે. પણ આવો વિદ્રોહ ફેશન બની જાય ત્યારે જે કવિતાય નથી કે અ-કવિતાય નથી તેવી રચના કરીને વિદ્રોહીમાં ખપવાનો પ્રયત્ન કરશે. ત્યારે વિવેચકોએ રૂઢ ખ્યાલો પ્રત્યેની વફાદારી છોડી દઈને જે સાચું છે ને જે કૃતક છે તે વચ્ચેનો વિવેક કરી આપવાવાનો રહેશે. બધાને જ અ-કવિતાના વિશાળ વર્ગમાં ધકેલી દેવાથી કે પુણ્યપ્રકોપ પ્રગટ કર્યાથી વળતું નથી. માધ્યમની નવી શક્યતાઓ જો પ્રગટ થતી આવતી હોય તો તે સાહિત્યના લાભમાં જ છે.

સાહિત્ય કરતાં અન્ય કળાઓમાં આ પ્રશ્ન વધારે ઉગ્રરૂપે ચર્ચાય છે. ચિત્રકળામાં કે શિલ્પમાં માધ્યમને નવી રીતે વાપરવાના જે પ્રયોગો થાય છે તેમાં કળા એ માનવીની કૃતિ છે એ વાતના પર પણ હવે ઝાઝો ભાર મૂકવામાં આવતો નથી, જેને 'કોન્ક્રીટ મ્યુઝિક' કહે છે તેમાં અનેક પ્રકારના અવાજો (મોટરને એકાએક બ્રેક મારવાનો અવાજ, વાસણ પડવાનો અવાજ, બૂમ પાડવાનો અવાજ, ટકોરા, ઠપકારા)ને ભેગા કરીને ગૂંથવામાં આવે છે. આમાં કોણ ગાયક અને કોણ વગાડનાર? એવી રીતે ચિત્રકાર કે શિલ્પી પણ તૈયાર પદાર્થોનો ઉપયોગ કરે તો એમાં કર્તૃત્વ કોનું? બરફ પડતો હોય ત્યારે ઝીલાતા બરફના જે બારી આગળ આકારો થાય તે સુન્દર લાગે, પણ એનું કર્તૃત્વ કોનું? જાપાનીઓ રેતી અને ખડકોનો બગીચો બનાવે છે. એમાં પવન અને સમુદ્રનાં જળ પથ્થરોને જે આકાર આપે છે તેનો જ એઓ ઉપયોગ કરે છે. એમાં કર્તૃત્વ કોનું? આથી એમ કહેવાવા લાગ્યું છે કે કોણે રચ્યું તે મહત્ત્વનું નથી, તમારી સમક્ષ તો પરિણામ છે ને તમે એનો રસાસ્વાદ લો છો. આ રીતે નાટકમાં પણ પાત્રો વિના કેવળ ટેઈપ કરેલા અવાજો, 'સાઉન્ડ ઇફેક્ટ'ને આધારે જ નાટક રજૂ કરવાના પ્રયોગ થયા છે, એમાં કોઇ જીવતાં પાત્રો આવતાં જ નથી. આથી હેતુપૂર્વક અને સભાનતાથી કરવામાં આવેલી રચના તે કળા એવું વિધાન પણ કળાના ક્ષેત્રને પરિમિત કરશે.

આમ છતાં જો આપણે આવા બધા જ પ્રયોગોનો કળામાં સમાવેશ કરીએ તોય એ બધામાં સમાન એવાં કયાં લક્ષણો ચીંધી બતાવી શકાશે? કેટલાક એમ કહે છે કે કળાકૃતિમાં એક પ્રકારની સુગ્રથિતતા હોય છે, અને એમાં સ્વયંસંપૂર્ણતાનો અનુભવ થાય છે. એક વિવેચકે જાપાનના હાઇકુનો દાખલો આપીને કહ્યું છે કે જે હાઈકુ માત્ર અનુકરણરૂપ છે કે કૃતક છે તે જાણે જીવનમાંથી પરાણે આંચકી લીધેલું ને ખંડિત લાગે છે અને એમાં આખું વિશ્વ અકબંધ સચવાઇ રહેલું લાગે છે. પણ આવી સુગ્રથિતતાને સ્થાને હવે માત્ર નરી સહોપસ્થિતિ (Juxtaposition)ને મૂકવામાં આવે છે. એક અંગ જોડે બીજા અંગને સંબંધ ખરો પણ સંબંધ જોડનારી કડીઓને પ્રગટ ન કરવામાં આવી હોય, સુગ્રથિતતાની પરવા રાખ્યા વિના પણ કોઇક સર્જક કૃતિનું નિર્માણ કરે. કળાના કર્તૃત્વનો પ્રશ્ન મહત્ત્વનો ન ગણીએ તોય જે માનવીનું સર્જન છે, અને જેનો આસ્વાદ માનવી કરે છે તેની જ આપણે ચર્ચા કરતા હોઇએ છીએ એ પણ ભૂલવાનું નથી. આથી વખતોવખત વિવેચનમાં જે વિભાવનાઓ બંધાતી આવે છે તેની ફેરતપાસ થતી રહેવી જોઇએ. એવી વિભાવનાઓ બાંધવી તો જરૂરી છે જ, પણ એને આત્યન્તિક ગણી લેવાનું વલણ ખોટું છે. જો એમ કરવામાં આવે તો એવી સંજ્ઞા ચોક્કસ સંકેત વિનાના ઠાલાં ખોખાં જેવી જ બની રહે છે. આવી વિભાવનાઓ પરિમિત ક્ષેત્રમાં ઉપયોગી નીવડે છે, પણ સર્જનની સંકુલ અને વૈવિધ્યપૂર્ણ પ્રવૃત્તિની સમગ્રતાને આવરી લઇ શકે એવી એક વ્યાખ્યા બાંધવાનો આગ્રહ ખોટો જ કરતો આવ્યો છે. જેને nickel plated કહે છે તેવી વ્યાખ્યાઓને જો ચલણી બનાવવાનો આગ્રહ રાખીએ, એ જે સંદર્ભ-પૂરતી સાચી હોય તેનાથી વ્યાપક અને વિસ્તરતા

જતા સંદર્ભ પ્રત્યે પણ એને લાગુ પાડવાનો આગ્રહ રાખીએ, પ્રચલિત રુચિથી ઊફરી જતી રચનાઓ સામે એને શસ્ત્ર રૂપે ઉગામવામા આવે તો અનિષ્ટ પરિસ્થિતિ ઊભી થાય પરિસ્થિતિની સંકુલતાને આવરી લેતી એવી કશી વ્યાખ્યા મહા પરિશ્રમે બાંધ્યા પછી એને મમતાપુર્વક વળગી રહેવાનુ વલણ જોવામા આવે છે આમ થી ધીમે ધીમે સિદ્ધાતનિષ્ઠાને સ્થાને સિદ્ધાતજડતા દેખાવા માડે, આ વલણ આગળ વધે એટલે કૃતિને તપાસવાનુ જે ધોરણ હોય તે આદેશનું રૂપ ધારણ કરે, અસહિષ્ણુતા વધે આને પરિણામે એક વર્ગનુ જે સાહિત્ય તે બીજા વર્ગનું અસાહિત્ય બને. જ્યાં સુધી 'સાહિત્યમા આ હોવુ જોઇએ' એવો આગ્રહ જડપણે રાખવામાં આવે છે ત્યા સુધી આવી પરિસ્થિતિ રહેવાની જ. એને 'અરાજકતા'ને મોટે નામે ઓળખાવીને સાહિત્યમાં કટોકટી જાહેર કરવાનો અત્યુત્સાહ પણ કેટલાક બતાવવાના જ, અથવા તો પોતાને ન રુચતી પ્રવૃત્તિઓ પરત્વે અનુલ્લેખેન મારણમની નીતિ અપનાવવાના.

વિવેચક જે વિધાનો કરે છે તેમાના કેટલાક આપણે 'સાચુ' કે 'ખોટુ' કહી શકીએ એ સ્વરૂપનાં હોય છે, જયરે કેટલાક વિધાનો આપણને પ્રમાણભૂત લાગે છે અથવા તો નથી લાગતા. એમા સાચા ખોટાનો સવાલ ઉપસ્થિત થતો નથી. એમા કૃતિનું interpretation કરવામા આવ્યુ હોય છે, એ વાજબી લાગે અથવા ગેરવાજબી લાગે. આવા અર્થઘટનોમા, અથવા 'અર્થ' શબ્દ કેટલોક નિરર્થક ગોટાળો ઊભો કરે એમ લાગતુ હોય તો, મર્મઘટનોમા અમુક મર્મઘટન સાચુ ને અમુક ખોટુ એમ કહી શકાશે? એવી વૈજ્ઞાનિક ચોકસાઈને અહી અવકાશ ખરો? જો વિવેચન એ બૌદ્ધિક પ્રવૃત્તિ હોય તો આવો વિવેક કરવો જ રહ્યો. આ જ રીતે આપણે વિવેચન જે પ્રશ્નો ચર્ચે છે તેમાથી કૃતક પ્રશ્નો અને સાચા પ્રશ્નોનો વિવેક કરવો જરૂરી સમજીએ છીએ. કળાકૃતિમા સંદિગ્ધતા સમૃદ્ધિના પર્યાયરૂપ બની રહેતી હોય છે, આથી તો વાચ્યાર્થ કરતા વ્યજનાનું મહત્ત્વ છે જો આમ હોય તો કોઇ પણ વ્યજના-સમૃદ્ધ કૃતિનું કયુ અર્થઘટન વધુ સાચુ કે એક માત્ર સાચું ગણવું? કેટલાક એમ માને છે કે કૃતિનું આવુ એક આદર્શ અર્થઘટન કે significance હોય છે અને સહૃદયોનો પ્રતિભાવ એને આંબવા મથે છે, વિવેચનનું લક્ષ્ય પણ એ જ છે જો આમ ન માનીએ તો એક જ કૃતિનાં, કેટલીક વાર પરસ્પર વિરોધી લાગતા, જુદાં જુદાં અર્થઘટનોને સ્વીકારવાનાં રહે આ બધાં અર્થઘટનો પરસ્પર વિરોધી હોય એવુ માનવાને કારણ નથી, એ પરસ્પરને પૂરક પણ નીવડે એથી વિવેચનમા અરાજકતા ફેલાતી નથી કે એમાં વિવેચનની કોઇ તાર્કિક શિથિલતા રહી છે એમ માનવાનું કારણ નથી. જો કૃતિનું એકમાત્ર આદર્શ અર્થઘટન હોય અને એને જ જો પ્રમાણભૂત લેખવાનું હોય તો એનો નિર્ણય શાને આધારે થઈ શકે? આવા નિર્ણયો આખરે તો કેટલીક રસકીય ઉપપત્તિઓને આધારે જ કરવામા આવતાં હોય છે. આ ઉપપત્તિઓ ઉપપત્તિ હોઇને એમા અનિશ્ચિતતાનુ તત્ત્વ રહેવાનું જ. તો પછી એને આધારે સિદ્ધ થતા નિર્ણયને આખરી કે એકમાત્ર સાચો નિર્ણય શી રીતે કહી શકાય? આથી જુદા જુદા અર્થઘટનોની શકયતાને સ્વીકારવી, એટલું જ નહી પણ ચીંધી બતાવવી; એમાં આ સાચી ને આ ખોટી એવું કહેવાનો દુરાગ્રહ છોડી દેવો, એ પૈકીની જે કૃતિની સંકુલતાને અને સમગ્રતાને વધારે આવરી લઇ શકતી હોય, અને વધારે વિશદ કરીઆપતી હોય એની સાથે વધુ સંબદ્ધ લાગતી હોય તે તેટલે અંશે વધુ સ્વીકાર્ય એવુ જ માનવુ રહ્યું આમાંના કોઇ અર્થઘટનો mutually exclusive હોતા નથી. કૃતિ પરત્વે ઘણા જુદા જુદા અભિગમો હોઇ શકે અને એ અભિગમોને એની તાર્કિક ભુમિકા હોઈ શકે. આવી તાર્કિક ભુમિકા કે રસકીય ઉપપત્તિનું સ્વરૂપ તપાસીએ તો એનું વાજબીપણું કે ગેરવાજબીપણુ પર ખઈ જાય કૃતિના બધા જ અર્થઘટનો સાચા જ હોય એવુ કહેવાનો આશય નથી કૃતિના અનુલક્ષમાં એની ઉપપત્તિઓને તપાસીને એનો નિર્ણય કરી શકાય. આપણી 'સરસ્વતીચંદ્ર'ની જુદી જુદી વિવેચનાઓને તપાસી જોવી ઘટે.

'રૂપ' સંજ્ઞા વિશે ઘણી સંદિગ્ધતા પ્રવર્તે છે. આપણી સાહિત્યમીમાંસામાં એ સંજ્ઞાનો પ્રવેશ પ્રમાણમાં તાજેતરમાં જ થયો છે. એને વિશેની કેટલીક ગેરસમજો તો એટલી ઉઘાડી છે કે એને ચીંધી બતાવ્યાથી વિશેષ કશું કરવાની ભાગ્યે જ જરૂર છે. રૂપ એટલે બાહ્ય કલેવર કે આકાર, સામગ્રીને એકત્રિત કરીને રાખવાનું બીબું આવી સમજ રૂપને કશુંક બાહ્ય તત્ત્વ ગણે છે. આવી સમજ પ્રમાણે રૂપ તો નિમિત્ત માત્ર છે, મહત્ત્વ સંભારનું છે. અમુક સંભારને માટે અમુક રૂપ અનિવાર્ય હોય એવો સંબંધ આ દૃષ્ટિએ સ્થાપિત થતો નથી કે અનિવાર્ય બનતો નથી. તો કેટલીકવાર એમ પણ કહેવાય છે કે જીવનદર્શન કે દૃષ્ટિ રૂપનું વિધાયક તત્ત્વ છે. જો જીવનદર્શન શું છે તેનું જ્ઞાન હોય તો રૂપની શોધ શા માટે? તો એ તો માત્ર એનું બીજા આગળ સંક્રમણ કરવાનું સાધન માત્ર બની રહે. તો રૂપની સાર્થકતા એ આ જીવનદર્શનને કે સર્જકને અભિમત અનુભવને કેટલી દક્ષતાથી સંક્રમિત કરે છે તેના પર આધાર રાખે છે એમ કહેવું રહ્યું. અહીં વળી આ જીવનદર્શન સર્જકનો આશય બની રહેશે, અને લેખકના આશયને આધારે કૃતિને આસ્વાદવાની રીતિની મર્યાદાઓ વિશે આપણે આગળ ચર્ચા કરી ગયા છીએ. વળી અહીં જીવનદર્શનનો જ્ઞાનબોધ નહીં પણ રસબોધ ઉદ્દિષ્ટ છે. જે જીવન દર્શનને જ્ઞાનની પરિભાષામાં મૂકી શકાય તેમાં સંદિગ્ધતા દોષ લેખાય, જ્યારે કળામાં સંદિગ્ધતા સમૃદ્ધિનું કારણ બને. આમાં અમુક વિષયની માહિતી પ્રાપ્ત કરવાનો પ્રશ્ન નથી, અહીં તો રસબોધથી ચેતોવિસ્તાર સિદ્ધ કરવાનો છે.

કળાકૃતિના આ સંયોજનને ઉપલબ્ધ કરનાર, એના રૂપનો સાક્ષાત્કાર કરનાર જ રસાનુભવ માણી શકે. ચિત્ર જોનાર જો આ સંયોજનને પામતો નથી તો એને ફલક પર રંગના છૂટાછવાયા ડાઘા કે ટપકાં જ દેખાશે. આ સંયોજન વિના કળાકૃતિ તે સામગ્રીનો ઢગલો છે. આ સંયોજનને કારણે જ એને એની વિશિષ્ટ સંજ્ઞા પ્રાપ્ત થાય છે. સામગ્રીનો ઉપચય તે રસાસ્વાદનો વિષય નથી, એમાંથી સિદ્ધ થતું રૂપ જ રસાસ્વાદનો વિષય છે. એમાં યોજાતો ક્રમિક સાદૃશ્યોનો સમવાય આપણો ચેતોવિસ્તાર સાધી આપે છે. આ સાદૃશ્યોનો અનુવાદ આપણે આપણી ચેતનામાં સિદ્ધ કરી શકીએ. આપણું વિવેચન રસાસ્વાદને માટે જો આ રૂપરચનાની પ્રક્રિયાને મહત્ત્વનું લેખશે તો રસકીય સંદર્ભની બહારની કેટલીક અપ્રસ્તુત વીગતોને અત્યારે જે સ્થાન મળે છે તે નહીં મળે. આવા અભિગમને કારણે આપણી આસ્વાદ માણવાની શક્તિ પણ ઘડાતી આવશે.

અત્યારની કેટલીક અભિવ્યક્તિઓ કે આવિષ્કારો વિશે ઔચિત્યના, નીતિના પ્રશ્નો ઊભા થતા રહે છે, એ રસકીય સંદર્ભની બહારની પ્રવૃત્તિ છે એવું પણ કહેવાતું સંભળાય છે. સાચી વાત તો એ છે કે દરેક વિશિષ્ટ રચનાના અનુલક્ષમાં જ એની ચર્ચા થવી જોઇએ. તો ય આવાં વલણો, એના ઉદ્‌ગમ પાછળની ભૂમિકા અને એના રસકીય સંદર્ભ સાથેના સબંધ વિશેના મુદ્દાઓ હમણાં હમણાં આપણે ત્યાં ઉપસ્થિત કરવામાં આવે છે, પણ એ વિશેની ચર્ચા અછડતી અને ઘણીવાર તો પૂર્વગ્રહ પ્રેરિત લાગે છે. ગઇ સાહિત્ય પરિષદના સાહિત્ય વિભાગના પ્રમુખના વક્તવ્યમાં પણ એનો ઉલ્લેખ હતો, આવાં વલણોને સભાનપણે અપનાવનારાં કેટલાંક જૂથ આપણે ત્યાં છે, એમના વલણના નિદર્શનરૂપ કૃતિઓ અને કોઈક વાર એ વિશેનો ઉહાપોહ એમનાં લઘુ સામયિકોમાં પ્રગટ થતાં રહે છે. હવે તો આવાં પ્રસ્થાનો ત્વરિત ગતિએ થતાં રહે છે અને કેટલીક વાર એટલાં જ જલદી સમેટાઇ જાય છે. આવું બને તે પહેલાં એ પ્રવૃત્તિએ ઉપજાવેલાં ઇષ્ટ પરિણામોને આપણે ઓળખી લેવાં જોઈએ. શિષ્ટમાન્ય વર્ગ આ પરત્વે કંઈક ઉદાસીન રહેતો લાગે છે, તો કેટલીક વાર એનું વર્તન કંઇક અસહિષ્ણુ કે વિરોધી હોવાનો પણ ભાસ થતો રહે છે. અસ્તિત્વવાદી, સર્‌રિયાલિસ્ટ મઠ (Camp) વાળા અને છેલ્લે છેલ્લે ક્યુબિસ્ટ તરીકે પોતાને ઓળખાવનારા સર્જકો દેખાવા લાગ્યા છે.

આપણી રુચિના જે નિર્ણાયકો અને સંરક્ષકો છે તેની સામેનો વિદ્રોહ પણ આવાં વલણોમાં દેખાય

છે. એમનાં સ્થાપેલાં ધોરણોની સામે એઓ પોતાનાં ધોરણો સ્થાપવા ઈચ્છે છે અથવા તો જાણી કરીને અરાજકતાની પરિસ્થિતિ સર્જવા ઇચ્છે છે. એ જૂથો પૈકીના કેટલાક જોરશોરથી રૂપરચના, સંઘટન, ટેકનિક વગેરેની ઉપેક્ષા કરે છે. આવા ફેરફારો સાહિત્યનાં બધાં જ સ્વરૂપોમાં થયા નથી મોટે ભાગે એ કવિતામાં અને કંઇક અંશે ટૂંકી વાર્તામાં થયેલા દેખાય છે. નાટકોમાં પણ 'એબ્સર્ડ' પ્રકારની કૃતિઓ આપવાના પ્રયત્નો થયા છે, પણ એવા થોડા પ્રયોગો પછી એ પ્રવૃત્તિ આગળ વધતી દેખાતી નથી.

આપણી રસવૃત્તિ કેળવાતી જાય છે તેમ તેમ કલા અને અશ્લીલતા પ્રશ્ન પરત્વે ઓછા ઉગ્ર અને વધુ સહિષ્ણુ બનતા જઇએ છીએ. કળા અશ્લીલ હોઇ શકે? અથવા એમ કહી શકાશે કે કળા અને અશ્લીલ એ પરસ્પર વિરોધી સંજ્ઞાઓ છે? કળા હોય ત્યાં અશ્લીલતા ન હોય અને અશ્લીલતા હોય ત્યાં કળા ન હોય એમ કહી શકીશું? અશ્લીલ નો સંકેત, આ ચર્ચા પૂરતો, સ્પષ્ટ કરી લઇએ. એમાં જાતીય સંબંધની અંગત કહી શકાય એવી વીગતો ઉત્તેજક રીતે આલેખવામાં આવી હોય, વાચક કે પ્રેક્ષકની જાતીયવૃત્તિને એમાં પ્રતિકો, પદાર્થો અથવા અત્યંત અંગત સ્વરૂપનાં કહી શકાય એવાં દૃશ્યોને ગ્રામ્ય કે સાવ ઉઘાડી રીતે યોજવામાં આવ્યાં હોય ત્યારે એને અશ્લીલ કહી શકાય. પ્લેટોના જમાનામાં સજાતીય યૌનસંબંધ નિષિદ્ધ નહોતો. ઇંગ્લેન્ડમાં એ માટે ઓસ્કાર વાઈલ્ડનો દંડ થયો, તે વળી એવા સંબંધને આજે ગુનહિત કૃત્ય ન ગણવું એવું નક્કી થયું. ઓગણીસમી સદીના અન્તમાં વિનસ દ મિલોનાં શિલ્પને જર્મનીમાં અશ્લીલ લેખવામાં આવ્યું, આવી પરિસ્થિતિમાં કળા અને અશ્લીલતા વિશે શું કહેવું?

જેનો ઇરાદો જ અશ્લીલતાને ઉશ્કેરવાનો છે તેને માટે તો કૃતિનું કળાતત્ત્વ ઊલટાનું અન્તરાયરૂપ બની રહે છે. એનો વાચક આ યૌનવૃત્તિને ઉત્તેજિત કરનારા પ્રસંગોની પકડમાંથી છૂટે નહીં એ જ એની ચિન્તા હોય છે. આથી શૈલીનું તત્ત્વ ભાવકના ધ્યાનનો દાવો કરે અને એ રીતે યૌનવૃત્તિની પકડમાંથી છૂટીને એ રસવૃત્તિને સન્તોષવા તરફ વળે તો એનો આશય માર્યો જાય. અને માટે આમ કળાતત્ત્વનો પરિહાર જરૂરી બની રહે છે. જીવનનો જે પ્રત્યક્ષ અનુભવ કલામાં પ્રવેશે છે ત્યારે પ્રતીકો, કલ્પનો, ધ્વનીઓ ભાષાની શક્તિ—આ બધાં તત્ત્વો એ અનુભવની સામગ્રી અને ભાવકની વચ્ચે આવીને એનું નવું જ રૂપ સિદ્ધ કરે છે. આથી કલામાં માનવી પોતાની અને જીવનની વચ્ચે પ્રતીકને મૂકતો આવ્યો છે. આથી આપણી વૃત્તિઓનું વિમોચન કે વિરેચન થવા ઉપરાંત કલાનો આનંદ પણ પ્રાપ્ત થાય છે.

કર્તાનો આશય મહત્ત્વનો નથી. કૃતિમાં શું સિદ્ધ થયું છે તે જ આપણે માટે તો મહત્ત્વનું છે. સમગ્ર માનવસંદર્ભ કલાકારની સામગ્રી છે. સામાજિક નિષેધોને કારણે જે અનુભવ આપણે પોતાને માટે પણ એનુ રૂપ પામી શકતો નથી તેનો એ પ્રકારનો સાક્ષાત્કાર જો આપણે ન કરી શકીએ તો એટલે અંશે આપણી રસવૃત્તિનો હ્રાસ થાય. વળી કૃતિને એની સમગ્રતામાં જોવી જોઈએ, એમાંથી જુદો પાડેલો કોઇ અંશ, એના સંદર્ભની બહાર એનું રસકીય વાજબીપણું ખોઇ બેસે છે. માત્ર 'dirty bits' શોધી શોધીને વાંચનારા તો નેબોકોવની 'લોલિટા'ને પણ કંટાળીને મૂકી દેતા હોય છે. ફ્રેન્ચ ફિલ્મ ફેસ્ટિવલ થયો ત્યારે થોડાં નગ્ન દૃશ્યો જોવાની અપેક્ષાએ લોકોનો કેવો ધસારો થયો હતો! 'હિરોશિમા મોં એમોર' જેવી ફિલ્મ પણ કેવળ આવી વૃત્તિથી જોવા આવનારા લોકો હતા. એમની દૃષ્ટિએ એમને ઉત્તેજિત કરનારાં દૃશ્યો આવે ત્યારે સમગ્ર સંદર્ભને ભૂલીને અસંયત બનીને એઓ સિસકારા બોલાવતા હતા. કળાકૃતિના કાર્યક્ષેત્રને મર્યાદિત કરવાને બદલે આવા લોકોની રસવૃત્તિને વિકસિત કરવા માટે એમને વધારે ને વધારે કળાકૃતિના સમ્પર્કમાં લાવવા જોઇએ અને એમની રુચિને પરિષ્કૃત કરવાની વ્યવસ્થા સમાજે કરવી જોઇએ આપણી રુચિનું ક્ષેત્ર કેટલુ તો પરિમિત થઇ ગયું છે! નવલકથાનું સર્જન કરનાર કાવ્યસર્જનને સમજી શકતો નથી કે માણી શકતો નથી તો પછી સાહિત્યકાર ચિત્રકાર કે શિલ્પીની કૃતિમાં રસ લે એવી પરિસ્થિતિની કલ્પના જ શી રીતે કરવી? સંવેદનપટુ ગણાતા સર્જકોનું આ

જડભરતપણું આપણા સંસ્કારજીવનની સમસ્યા છે. આપણે કાનુની શાસનનો ઉપયોગ કરીશું, દંડ શિક્ષા કરીશું ને સામાજિક કલ્યાણની જવાબદારી અદા કર્યાનો સન્તોષ માણીશું. આપણા સમાજમાં કળા વિના ચલાવી લેનારો જડભરત કોઇ કાળે અર્ધ-વિકસિત, અર્ધમાનવ કે ગુનેગાર લેખાયો નથી. ઘણી વાર સર્જકો પોતે પણ એમને સાહિત્ય કે કળાના સમારંભોમાં અગ્રસ્થાને બેસાડે છે. એમની રેઢિયાળ અને સૂફિયાણી સલાહ નીચી મૂંડીએ સાંભળીને એને હારતોરા પહેરાવી કૃતકૃત્યતા અનુભવતા દેખાય છે. આથી વધુ અશ્લીલ દશ્ય શું હોઇ શકે ? ભદ્રતાના વરખ પાછળ અભદ્રતાને ઢાંકવાની ધૂર્તતા તે શિષ્ટાચારમાં ખપે છે. કળાની કક્ષાએ નહીં પહોંચતી, લોકારાધનમાં રાચતી કેટલીય કૃતિઓ પુરસ્કૃત થતી રહે છે! કળાહીનતા આપણને જાણે ખટકતી નથી.

આથી પ્રશ્ન એ થાય છે કે આપણા સર્જકની કે સાહિત્યરસિકની સજ્જતા કેટલી છે? એ પોથી-પંડિત થાય કે પ્રચલિત પરિભાષાનો શુકપાઠ કરતો થાય એવું આપણે ઈચ્છતા નથી. ચર્ચાસભાઓમાં કે સંવિવાદોમાં એ વિદ્વત્તાપૂર્વક સાહિત્યસિદ્ધાન્તો રજૂ કરી શકે એમ પણ આપણે કહેતા નથી. પણ સાહિત્ય કે કળાને લાગેવળગે છે ત્યાં સુધી આપણે તો સમસ્ત વિશ્વના વારસદાર છીએ. એ વારસાથી સ્વેચ્છાએ વંચિત બનીને જીવવાનું એને ન પરવડે. આપણા જમાનાની સંવેદનાનો ઘાટ આપનારા પ્રમુખ સર્જકો, એમની સર્જનપ્રવૃત્તિ, અને એનાથી થતા સંઘાત–પ્રતિઘાત આ બધાંનો એ બને તેટલે અંશે પ્રત્યક્ષ સમ્પર્ક સાધતો હોવો જોઇએ. ખણ્ડ-દર્શન એ એનું સૌથી મોટું પાપ છે. રસવૃત્તિની ઉદારતા એ એનો સૌથી મોટો ગુણ છે. જે સમર્થ છે તેનું જ એ સન્માન કરે, જે અલ્પસત્ત્વ છે તેને એ પુરસ્કારે નહીં. લોકોની ભીડમાં એ પોતાપૂરતું એકાન્ત શોધી લે, પણ એને પોતાનો વિશિષ્ટાધિકાર નહીં લેખે, સાચા ઊહાપોહથી એ ભાગે નહીં તો કુથલી અને વ્યર્થ વિતંડામાં એ રાચે પણ નહીં. અહંમાન્યતા કે તુંડમિજાજીપણું એને બાલિશ લાગે તો આત્મશ્રદ્ધા અને પોતાને નિમિત્ત બનાવાને સૌના વતી સત્ય ઉચ્ચારવાની નિષ્ઠા એ કદી છોડે નહીં. સમાજે કે રાજ્યે કે એવા કોઇ વગ ધરાવતા વર્ગે આપેલી માન્યતા માટે એ પડાપડી કરે નહીં કે આ કે તે જૂથને રાજી રાખવા માટે એ નિર્ભીકતાનો સોદો કરે નહીં. સર્જક કરતાં એ સર્જનના પક્ષમાં રહે, જડભરતોની ઉપેક્ષાને એ પુરસ્કાર ગણે. સૌથી વિશેષ તો એ પોતાનામાં રહેલા સર્જકને સદા જીવતો રાખવા અવિરત પુરુષાર્થ કરતો રહે.

અણુનું વિભાજન થયાના સમાચાર જ્યારે રશિયન ચિત્રકાર કાન્ડિન્સ્કીએ જાણ્યા ત્યારે એ બોલી ઊઠેલો : "Oh ! then everything is possible." એ જ રશિયાના લેખક દોસ્તોએવ્સ્કીની નવલકથા 'બ્રધર્સ કેરેમેઝોફ' નું પાત્ર ઈવાન પણ એક વાર આમ જ બોલી ઊઠેલો : "If God dose not exist, everything is possible" આમ જમાને જમાને માનવી આ ઉદ્ગાર કાઢતો રહ્યો છે. કળાના ક્ષેત્રમાં પણ આ જમાનો atomizationનો છે. વિભાજિત કરીને અનિવાર્ય એવા સૂક્ષ્મતમ અંશને પામવાનો જમાનો છે. જે પડ તૂટતું નહોતું તેને તોડી નાખવાનો જમાનો છે, આપણે હવે 'બધું જ શક્ય છે' એવો આનન્દભર્યો સાક્ષાત્કાર કરવો જોઇએ. જર્મન કવિ હોલ્ડરલિને કવિતાને ક્રીડા કહીને ઓળખાવી હતી. એમાં રમનાર પોતાને ભૂલી જાય છે. માટે જ એને માનવીની એ સૌથી નિરુપદ્રવી પ્રવૃત્તિ લાગી હતી. પણ જર્મન ફિલસૂફ હાઇડેગર કહે છે કે કળા એવી ક્રીડા હરગીઝ નથી. સાચી કવિતા એવું વિશ્વ સ્થાપે છે જેમાં દરેક પોતાને એ જેવો છે તેવો અને એવો શી રીતે થયો તે જાણે છે. ઇતિહાસ અને પરમ્પરા સાથે એને સંબંધ છે છતાં એ માત્ર ઐતિહાસિક પરિબળોની નીપજ નથી, એથી ઊલટું એમ કહેવું જોઈએ કે કવિતા જ સૌ પ્રથમ ઇતિહાસને શક્ય બનાવે છે. એણે યોજેલાં કલ્પનોનું અને રૂપકોનું વિશ્વ ખડું થાય છે. આ પ્રથમ આ વિશ્વમાં ઐતિહાસિક ઘટનાઓ આકાર ધારણ કરે છે, વળી ભાષા એ માનવીના હાથમાં આવેલું સૌથી ખતરનાક ઓજાર છે, કારણ કે એ જેટલું પ્રગટ કરે છે તેટલું જ ઢાંકે છે. આપણને પરિચિત પરિચિત માનવીઓમાંય ગૂંચવાર માનવના બળિ ઢંકાઈ જાય છે, આખરે એ જ આપણી વચ્ચેથી લદપાર થઈ જાય છે. આપણને અપરિચિતતામાં હડસેલીને વિસ્મય જગાડીને એ માનવને શોધવાને પ્રેરવા એ કવિતાનું કાર્ય છે, આ કાર્ય એણે એની અદ્વિતીય અને અનનુકરણીય રીતે કરવાનું છે.

# શોધયાત્રા

(સંશોધન : ભાષા સાહિત્ય–ઈતિહાસ પુરાતત્ત્વ : વિભાગના પ્રમુખનું વ્યાખ્યાન) શ્રી કેશવરામ કા. શાસ્ત્રી

ગુજરાતની પ્રાચીનતમ રાજધાનીના અવશેષોની આસપાસ ઊભી થયેલી મધ્યકાલીન રાજધાની જૂનાગઢમાં સ્વરાજ્યના ઉષ:કાલે ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૭ મા અધિવેશન પછી આજ ૨૧ વર્ષે થતા ૨૫ મા સંમેલનમાં 'સંશોધન' કિંવા 'શોધ-વિષય'ને સ્વતંત્ર વિભાગ તરીકે મૂકવાનો કદાચ આ પહેલો જ પ્રસંગ છે અને એને માટે મારા જેવા એકદેશી સંશોધક ઉપર વિભાગના સંચાલનની જવાબદારી સોંપીને મારું જે ગૌરવ કરવામાં આવ્યું છે તે માટે પરિષદની મધ્યસ્થ સમિતિનો અને એના નિર્ણયમાંથી ફલિત થયેલાં નામોમાંથી મારા નામને પસંદગી આપવા માટે સ્વાગત સમિતિનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. મને એમ લાગે છે કે જૂનાગઢ જિલ્લો–જૂનો સોરઠ પ્રાંત મારી જન્મ-ભૂમિ છે, એમાં મારા જીવનનો ૩૧ મા વર્ષ સુધીનો સમય વીત્યો છે, એ સંબંધે જ સ્વાગત સમિતિએ મને આ માન આપવાનું વિચાર્યું હોય તો મારી એવી ધારણાને નિર્મૂલ તો નહિ જ કહી શકાય.

'સંશોધન' કિંવા 'શોધ' આ ભૂમિમાં કોઈ નવીન પ્રયત્ન નથી, જ્યારે યુરોપિયન સંશોધકો ભારતવર્ષના ઈતિહાસ અને પુરાતત્ત્વના વિષયમાં આગેકૂચ કરી રહ્યા હતા તે અર્વાચીન આદિકાલમાં જૂનાગઢના જ એક સપૂત ડૉ. ભગવાનલાલ ઈંદ્રજીએ લિપિવિદ્યા અને ઇતિહાસ–પુરાતત્ત્વના ક્ષેત્રમાં ઉચ્ચ કક્ષાની સિદ્ધિઓ હાંસલ કરી હતી. એ આપણા આદિ સંશોધક વિદ્વાન અને એમના જ મંગલ સ્મરણથી અહીં આ આરંભ કરી રહ્યો છું. આજ ટાંકણે સૌરાષ્ટ્રને જ શોભાવી ગયેલા સ્વ. વલ્લભજી હરિદત્ત આચાર્ય, શ્રી. વજેશંકર ગૌરીશંકર ઓઝા અને સ્વ. ગિરિજાશંકર વલ્લભજી આચાર્યનું, તો ગુજરાતનાં અન્ય ગામોમાંથી આવી જૂનાગઢને કર્મક્ષેત્ર બનાવી સંશોધનક્ષેત્રે નાનાં મોટાં પ્રદાનોથી શોભાવી ગયેલા પ્રો. શાપુરજી હોરમસજી હોડીવાલા, પ્રો. નર્મદાશંકર ભોગીલાલ પુરોહિત અને પ્રો. શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રીનું પણ સ્મરણ કરી લઉં છું. અને દાક્ષિણાત્ય વિદ્વાન શ્રી દત્તાત્રેય બાળકૃષ્ણ ડિસકળકરને પણ યાદ કરવા જ જોઈએ. આ જ ટાંકણે સૌરાષ્ટ્રના ભિન્ન ભિન્ન પ્રકારના સંશોધકો સ્વ. જગજીવન કાળિદાસ પાઠક, શ્રી ધીરસિંહજી ગોહેલ, શ્રી ગોકુલદાસ દ્વારકાદાસ રાયચૂરા, અને મારા આત્મીય સ્વ ઝવેરચંદ કાળિદાસ મેઘાણી અને શ્રી હરિલાલ રંગીલદાસ માંકડ, અને જામ-નગરના સુપ્રસિદ્ધ વિદ્વાન મહામહોપાધ્યાય શ્રી. હાથીભાઈ હરિશંકર શાસ્ત્રીને પણ કેમ ભૂલી શકું? મારી પ્રાણરૂપ સંસ્થા ભો. જે. અધ્યયન સંશોધન



વિદ્યાભવનમાં તાલીમ લઈને નીકળી આવેલા જુવાન પુરાતત્ત્વ–શોધકોમાં નામ સ્થાપી ગયેલા ભાઈશ્રી સ્વ. પુરુષોત્તમ પી. પંડયા આજે પણ આંખ સામે તરવરી રહ્યા છે.

આજે સૌરાષ્ટ્રના સહસંશોધકોમાં, સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના કુલપતિ પ્રો. ડોલરરાય રંગીલદાસ માંકડ અને ઇતિહાસ–પુરાતત્ત્વના ક્ષેત્રમાં ઇતિહાસવિદ શ્રી. શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઇ, મારા સ્વજનો શ્રી. હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી અને ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી, ડૉ. કૃષ્ણકુમારી વીરજી, અને ભાઈ શ્રી મધુસુદન ઢાંકી અને વયોવૃદ્ધ વિદ્વાન શ્રી મણિલાલ વોરાના ચાલુ સંશોધન–કાર્યો વ્યવસ્થિત રીતે બહાર આવી રહ્યાં છે. આચાર્યા શ્રીમતી ડૉ. પ્રિયબાળા શાહ, ડૉ. પ્રવીણભાઇ પરીખ, પોતાના સ્થાન ઉપર રહીને ગુજરાત રાજ્યના પુરાતત્ત્વ ખાતાના નિયામક શ્રી જયેંદ્ર નાણાવટી અને પશ્ચિમ વર્તુલના અધ્યક્ષ ઉત્સાહી કાર્યકર શ્રી. છોટુભાઇ અત્રિનાં કામો પણ સૌરાષ્ટ્રને યશ અપાવ્યે જાય છે.

સૌરાષ્ટ્ર અતિપ્રાચીન કાળથી ગુજરાતના મુખ્ય વિભાગથી એકાત્મક જ રહ્યો છે. આનર્ત અને સુરાષ્ટ્રની એકાત્મકતા તો સૌરાષ્ટ્રના વાયવ્ય ખૂણે આવેલી દ્વારવતી–દ્વારકાનું પુરાણોમાં 'આનર્ત-પુરી' તરીકે પણ નામ જાણીતું રહ્યું છે એનાથી સુસિદ્ધ છે. 'હરિવંશ'માં જણાવ્યા પ્રમાણે મધુ દાનવે પોતાના જમાઇ હર્યશ્વને 'અનૂપ' દેશ–ભાગથી સુસમૃદ્ધ સુરાષ્ટ્ર બક્ષિસ આપ્યો ત્યારે આનર્ત પણ એના કબજામાં આવી જશે એમ સૂચવેલું, જે સુરાષ્ટ્ર સહિતના 'આનર્ત' નો સહેજે ખ્યાલ આપી જાય છે. પ્રો. ડોલરરાય ર. માંકડે સુરાષ્ટ્ર એ આજે જેને 'સોરઠ' કહેવામાં આવે છે તે અત્યારના જૂનાગઢ જિલ્લાનો પ્રદેશ અને આજના સૌરાષ્ટ્રનો બાકીનો ભાગ યા ઉત્તરભાગ આનર્ત એવો અભિપ્રાય આપ્યો છે તેને પણ નજર બહાર રાખી શકિયે એમ નથી. સ્થાનનો વિસ્તાર કે સંકોચ જે કાંઈ હોય, આનર્ત અને સુરાષ્ટ્રનો સંબંધ એકાત્મક જ રહ્યો છે એ સત્યને ટાળી શકાય એમ નથી. અને હકીકત તો એ છે કે ગુજરાતનો ઈતિહાસ એટલે જ સૌરાષ્ટ્રનો ઇતિહાસ. આજે પ્રાગ્–ઇતિહાસ આદ્ય ઈતિહાસ અને ઇતિહાસના યુગોના સર્વાંગીણ ઈતિવૃત્તના મૂળમાં 'સુરાષ્ટ્ર' જ પડયો છે. પ્રાગ્–ઈતિહાસનાં કેટલાં બધાં સ્થાનો 'સુરાષ્ટ્ર'માં–આજના સૌરાષ્ટ્રમાં જાણવામાં આવ્યાં છે. સંશોધનના પ્રત્યેક ક્ષેત્રમાં આમ ગુજરાતને એનું ભાથું મેળવવામાં આ સૌરાષ્ટ્ર પ્રાણુરૂપ બની રહ્યો છે.

૧. ભાષા–સંશોધન :

આપણી ભાષા ગુજરાતી ભાષા છે. આપણે આપણા શિક્ષણ, સાહિત્યલેખન, રાજ્યનો વ્યવહાર, વગેરે આદાનપ્રદાનમાં ગુજરાતી ભાષાનું છેલ્લાં સવાસો વર્ષમાં માન્ય થયેલું સ્વરૂપ સ્વીકારીને ચાલિયે છિયે. માન્ય સ્વરૂપ લેતાં આપણે એ સ્પષ્ટ રીતે સમજવાનું છે કે શિષ્ટ પુરુષો આજે લેખન અને વાણીમાં જે સ્વરૂપ પ્રયોજે છે તે આ છે. આનો અર્થ એ છે કે ગુજરાત – સૌરાષ્ટ્ર – કચ્છમાં પ્રવર્તતી સ્થાનિક અને જ્ઞાતિગત બોલીઓની આગવી લાક્ષણિકતાઓના પાસથી એ વિમુક્ત છે. એ ખરું છે કે માન્ય ભાષા–સ્વરૂપના મૂળમાં પણ હોય છે તો કોઇ એક બોલી જ. અહીં એના ઇતિહાસમાં હું ઊંડો નહિ ઊતરું ; મેં અન્યત્ર સૂચક રીતે બતાવ્યું જ છે. અહીં એટલું જ કહું કે હોપસાહેબે વાચનમાળાઓ તૈયાર કરાવી અને વ્યાકરણની પણ રચના કરી ત્યારે અમદાવાદની એ વખતની 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'માં બેસી એ સમયની પ્રજાના લાડીલા મનોરંજક કવિ દલપતરામ ડાહ્યાભાઈ ભાષાને ચોક્કસ પ્રકારનો આકાર આપી રહ્યા હતા. બુદ્ધિપ્રકાશ' માસિક દ્વારા ગદ્યને ઘાટ આપ્યે જતા હતા, અનેક પદ્યો લખીને પણ ચોક્કસ માળખું સ્થાપિત કર્યે જતા હતા. એ જ સમયે સુરતમાં 'ડાંડિયો' નામના સામયિક દ્વારા કવિ નર્મદાશંકર પણ ગદ્ય અને પદ્યને ચોક્કસ પ્રકારની સ્થિરતા આપવા પ્રયત્ન કરી રહ્યા હતા. યોગ જ એવો બન્યો કે અમદાવાદમાં શિક્ષકોને તૈયાર કરનારી મહાશાળા સ્થપાઇ અને એમાં મહીપતરામ, નવલરામ વગેરે દક્ષિણ ગુજરાતમાંથી આવેલા મહાશિક્ષકોને પણ હોપવાચનમાળામાં સ્વીકારાયેલા ઢાંચાની ભાષામાં તાલીમ આપવાનું થયું. પરિણામે કવિ

નર્મદાશંકરનો સુરતી ધાટ કદી વ્યાપકતા ધારણ કરી ન શકયો અને કવિ દલપતરામનો ઝાલાવાડી ઢાંચો પ્રાણરૂપ બની ગયો. આપણે એ સારી રીતે જાણિયે છિયે કે આકાશેઠકૂવાની પોળ કે લાખા પટેલની પોળના ધુરંધર નાગર વિદ્વાનોની સ્થાનિક બોલીનો કોઈ પાસ તાત્કાલીન શિષ્ટ ગણાતી જતી અને ભવિષ્યમાં માન્યતાની કક્ષાએ પહોચનારી ભાષાને લાગ્યો નહિ એક બીજું પણ વિચિત્ર બન્યુ તે એ કે અમદાવાદની તાલીમી મહાશાળામા તાલીમ પામવા આવેલાઓમા મોટી સંખ્યા ઝાલાવાડના શિક્ષકોની જ રહ્યા કરતી હતી અને ગુજરાત–સૌરાષ્ટ્ર કચ્છની અને મુંબઈની પણ સરકારી તેમજ ખાનગી શાળાઓમાં મોટા ભાગના શિક્ષકો ઝાલાવાડી હતા. આમ જાણ્યે–અજાણ્યે તળ ઝાલાવાડની બોલીને ઉપસાટ મળ્યો અને કેંદ્રમાં ગોઠવાઈ ગઈ એણે જરૂર પડતાં પ્રાંતીય બોલીઓમાથી પણ શબ્દો–રૂઢિપ્રયોગો–કહેવતો જેમ લીધા તેમ વ્યવહારની અનેકવિધતાને પહોચી વળવા સંસ્કૃત અને અંગ્રેજી ભાષાઓમાથી, લોકમા છેલ્લા સાતેક સૈકાઓથી હરત–ફરતા થઇ ચૂકેલા અરબી–ફારસી–તુર્કી અને ફિરંગી–અંગ્રેજી વગેરે ભાષાઓમાંથી પણ તત્સમ અને તદ્ભવ શબ્દોની બહોળે હાથે આયાત કરી અને વિજ્ઞાનની અનેકવિધ શાખાઓ, વર્તમાન પત્રકારત્વ, અદાલતો, તાર–ટપાલ વગેરેને લગતા વ્યવહારોને પહોચી વળવા આયાત ચાલુ જ રાખી છે

આપણા વિદ્વાનોને આ જાતની સૂઝ છેક નર્મદાશંકરના સમયથી આવવા લાગી હતી ચોક્કસ પ્રકારના ઉચ્ચારણો લેખનમા કેવી રીતે વ્યક્ત કરવા એની પહેલી ચિંતા નર્મદાશંકરને થયેલી હતી, તો બીજી પ્રમાણ ચિંતા નરસિંહરાવ દિવેટિયાને થયેલી હતી. ગુજરાતી વ્યાકરણ લખવાના સમગ્ર પ્રયત્નો પણ હોપ દાહેમના વ્યાકરણથી કંઈક વિશિષ્ટતાએ ચયેલા, પરંતુ ૧૯૪૬માં મારા તરફથી ' ગુજરાતી ક્રમિક વ્યાકરણ, ભાગ ત્રીજો ' પ્રસિદ્ધ થયો ત્યા સુધી ગુજરાતી સ્વાભાવિક ઉચ્ચારણોના વિષયમાં કોઈએ સાવધાની જરા જેટલી પણ બતાવેલી નહિ; અને છેક આજે પણ આપણાં શાળાકીય નાના મોટાં વ્યાકરણોમા એ વિશે કોઈ પ્રકારની ઝીણવટના દર્શન થતાં નથી. સ્વતંત્ર પ્રયત્નોમા ડૉ પ્ર... લાલ ન દવે અને ભાઇશ્રી ડૉ. પ્રબોધ પંડિતને ફાળે એ માન જાય છે. આ બંને વિદ્વાનો ધ્વનિપ્રક્રિયાના ઊંડાણમાં ઊતર્યા છે. પ્રસંગવશાત્ આ દિશામાં મારે પણ વિશિષ્ટ રીતે ઝુકાવવાનો યોગ આવ્યો હતો અને છેક ૧૯૨૯થી આ ક્ષેત્રમાં કાંઇ અને કંઇ મારા ગજા પ્રમાણે આપતો રહ્યો ડૉ પ્રબોધ પંડિતનો ' ગુજરાતી ભાષાનું ધ્વનિસ્વરૂપ અને ધ્વનિપરિવર્તન ' ભારે શ્રમપૂર્વક, તદ્દન અર્વાચીન પદ્ધતિએ લખેલો ગ્રંથ છે મહાશાળાના અભ્યાસક્રમની દૃષ્ટિએ મારે ' ગુજરાતી ભાષાનો વિકાસ અને અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ' એ મથાળે ગ્રંથ લખવાનો પ્રસંગ આવ્યો ત્યારે સાડાચાર વર્ષ ઉપર ગુજરાતી ધ્વનિપ્રક્રિયાના વિકાસ વિશે–ખાસ કરીને સ્વરો અને વ્યંજનો વગેરે ઉચ્ચારણો કયા સ્થાનોમાંથી કઇ ઉચ્ચારણપ્રક્રિયાથી વ્યક્ત થાય છે એ વિશે તેમજ ગુજરાતી સ્વરો અને વ્યંજનો કેવી રીતે ઊતરી આવ્યા છે એ બતાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો હતો

ધ્વનિતંત્ર વ્યુત્પત્તિ અને વ્યાકરણ આ વિષયોમા આપણે ત્યાં ગણ્યા ગાંઠયા કહી શકાય તેટલા જ વિદ્વાનો છે ડૉ હરિવલ્લભ ભાયાણી આ વિષયમા ભારે શ્રમપૂર્વક કાર્ય કરી રહ્યા છે ભિન્ન ભિન્ન સામયિકોમાં અવારનવાર એમના લેખો આવ્યા કરે છે. આ વર્ષે જ ' થોડોક વ્યાકરણ વિચાર ' એ મથાળે ૧૩ લેખાનો સંગ્રહ છપાયો છે તદ્દન વર્ણનાત્મક પદ્ધતિ ( descriptive method ) નો જ સમાશ્રય કરી જીવંત ગુજરાતી ભાષાને જોવાનો એમનો પ્રયત્ન છે પૃથ્વી ઉપરની પ્રાચીન ભાષાઓમાંથી સ્વલ્પ ભાષાઓને પોતાને વ્યાકરણ છે સંસ્કૃત ભાષા એક જ સમૃદ્ધ ભાષા છે કે જેને માત્ર વર્ણનાત્મક પદ્ધતિએ મહર્ષિ પાણિનિએ વ્યાકરણમાં સમગ્ર રીતે જકડી લીધી છે આમા ભાષાની પરંપરા જોવાનો પ્રયત્ન નથી હોતો, કાને જે સંભળાય છે અને એ ૧ જ બળે જે લિપિસ્થ થયું હોય છે તે જ સ્વરૂપના બંધારણના પૃથક્કરણનો કોઇ

પણ પ્રકારના પૂર્વગ્રહ વિનાનો આ પ્રયત્ન હોય છે. એમાં બીજી ભાષાઓનો–એક કુળની કે ભિન્ન કુળની કે પોતાની સાથે લોહીથી બંધાયેલી બોલીઓનો પણ –'બોલી' તરીકે સ્વીકાર નથી હોતો. ભાષાઓમાં બોલીઓનાં તત્ત્વો ન સ્વીકારમાં આવે એવું કાંઈ નથી હોતું; પરંતુ એ સ્વીકાર 'વિકલ્પ' તરીકે સૂચિત હોય છે, જે વપરાશથી માન્ય કોટિમાં આવી ગયો હોય છે. આપણે ત્યાંનાં છેક હોપ સાહેબથી લઈને લખાયેલાં વ્યાકરણો, બે અપવાદે, બધાં વિવરણાત્મક છે. અપવાદ તે કમળાશંકર ત્રિવેદીનું 'બૃહદ્‌વ્યાકરણ' અને મારું 'ગુજરાતી ભાષાશાસ્ત્ર-ગ્રંથ ૩ જા'માંનું 'પારંપરિક વ્યાકરણ.' આપણાં વિવરણાત્મક વ્યાકરણોના સંસ્કૃત વ્યાકરણો અને અંગ્રેજી વ્યાકરણોના સંમિશ્રણ જેવાં જ રહ્યાં છે.

ડૉ. ત્ર્યંબકલાલ દવેનો 'સ્વાધ્યાય' (સં. ૨૦૨૦–૨૧ સને ૧૯૬૪)ના (૩ જા અંકમાં) 'બોલી અને બોલીવિજ્ઞાન' આ વિશે પ્રસિદ્ધ થયેલો લેખ આ દિશામાં કામ કરનારાઓ માટે સારું માર્ગદર્શન પૂરું પાડે એમ છે. વ્યક્તિગત બોલીઓના વિષયમાં આપણે ત્યાં છૂટાછવાયા પ્રયત્ન થયા છે. વાઘેરોની બોલી ઉપર ડૉ. દવેના માર્ગદર્શન નીચે એક અધ્યાપકે પ્રયત્ન કર્યો છે. મારા માર્ગદર્શન નીચે મોડાસા કૉલેજના હિંદીના અધ્યાપક ડૉ. લાભશંકર ડું. જોશીએ ડુંગરપુર–વાંસવાડાની 'વાગડી' બોલી ઉપર સુવ્યવસ્થિત મહાનિબંધ લખ્યો છે. બીજા બીજા પ્રયત્નો પણ ચાલુ છે, પરંતુ આમ કર્યે વર્ષો નીકળી જવાનાં. ગુજરાત પાસે આ દિશામાં ધ્યાન આપી શકે તેવી પાંચ યુનિવર્સિટીઓ છે. હવે તો ગુજરાત પાસે સુવ્યવસ્થિત કાર્ય કરી શકે તેવા ભાષાતત્ત્વજ્ઞો પણ છે. તે તે યુનિવર્સિટી પોતાના કાર્યપ્રદેશને જ પસંદ કરી આ દિશામાં સરળતાથી આગળ વધી શકે. મારી પાસે ડૉ. ત્ર્યંબકલાલ દવેએ સિદ્ધ કરેલી પદ્ધતિની મદદથી તૈયાર કરેલી 'પ્રશ્નાવલી' તૈયાર છે. મારા તરફથી સમગ્ર ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ અને સરહદના પ્રદેશોને ૧૦૮ વિભાગમાં કરી નાખવામાં આવ્યા છે તેવો નકશો પણ તૈયાર કરવામાં આવ્યો છે. સૂચિત સ્થાનો ઉપર જઈ સૂચવ્યા પ્રમાણે વ્યવસ્થિત નોંધણી તેમજ જરૂરી ટેપ–રેકૉર્ડિંગ કરવામાં આવે તો પૂરતી સામગ્રી મળી રહે. પછી તો માત્ર ચાર નિષ્ણાતોની સમિતિ જ પૂરતી છે.

આમ આપણે ભાષા વિશે કરવાનાં કામોમાં ગુજરાતી માન્ય ધ્વનિઓ અને બોલીગત ધ્વનિઓનો અભ્યાસ, ભાષા અને તે તે બોલીનાં વ્યવસ્થિત પારંપરિક તુલનાત્મક અને વિવરણાત્મક વ્યાકરણો, અને માન્ય ભાષા તેમજ બોલીઓનો ઉદાહરણો–પ્રયોગો સાથેનો સંદર્ભકોશ એ મુખ્ય વસ્તુ છે, જેને માટે ભાષા અને બોલીઓની મોજણી એ પ્રાથમિક કાર્ય છે.

## ૨. જૂના સાહિત્યનું સંશોધન :

ગુજરાતી ભાષાને આઠસો વર્ષની એની સુદીર્ઘ પરંપરા છે. ગુજરાતી ભાષાનાં મૂળ બારમી સદીના આચાર્ય હેમચંદ્રે એમના 'સિદ્ધ હેમ' સંસ્કૃત વ્યાકરણના આઠમા અધ્યાયમાં આપેલા પ્રાકૃત ભાષાઓના વ્યાકરણને છેડે અપભ્રંશ ભાષાનું લોકસાહિત્યમાંથી દુહા–સાહિત્ય ઉદાહૃત કરીને વ્યાકરણ બાંધી આપ્યું છે તેમાં જોવા મળે છે. ગુજરાતી ભાષાએ 'ગુજર ભાખા'ની સંજ્ઞા પ્રાપ્ત કરી ૧૫મી સદીના લગભગ આરંભના સમયમાં. આ અઢીસો ત્રણસો વર્ષોના ગાળામાં જે કોઈ સ્વરૂપ પશ્ચિમ ભારતવર્ષના વિશાળ ભૂભાગમાં વ્યાપક હતું તેની સંજ્ઞા વિશે વિદ્વાનોમાં મતભેદ છે. મારા મનમાં એ વિશે કોઈ સંદેહ નથી. એ વિશાળ દેશ જ ગુર્જર દેશ હતો. અને 'ગૌર્જર અપભ્રંશ' હોવાનું ચૌલુક્યોની સાથે વૈમનસ્ય ધરાવનારા ધારાના ભોજે જ કહેલું હોઈ એ નામની પ્રામાણિકતા સંદેહાતીત છે. કર્નલ ટોડે રજપુતાનાનું નામ 'રાજસ્થાન' આપ્યું એના ઉપરથી ગ્રિયર્સને એ ભૂભાગના ભાષાકુટુંબનું નામ 'રાજસ્થાની ભાષા' આપ્યું; અને એ પ્રવાહમાં ખેંચાઈને ઇટાલિયન વિદ્વાન ડૉ. તેસ્સિતોરિએ રાજસ્થાનના ગુજરાત સહિતના પ્રદેશની જૂની ભાષાને 'જૂની પશ્ચિમી રાજસ્થાની' કહી તે ભાષા ૧૫ મી ૧૬ મી સદીમાં સાહિત્યનું વાહન હતી, પણ સાથોસાથ એ યુગમાં જ પ્રાદેશિક ભેદો પડી

ચૂકયા જ હતા ખુદ તેસ્સિતોરિએ જ ઉપયોગમાં લીધેલી હાથપ્રતોમાની પાચ પ્રતોમાં 'મારવાડી સસ્કાર' કહ્યા જ છે. હકીકત તો એ છે કે ગુજરાતી મારવાડી ઢૂઢાળી એ ત્રણે ભાષાઓની સ્પષ્ટ જુદી પડી જાય તેવી લાક્ષણિકતા ધરાવતી પ્રતો એ સમયની મળે જ છે એનો અર્થ બહુ સ્પષ્ટ છે કે ૧૨ થી ૧૪ મી સદી સુધીમા એકાત્મક સ્વરૂપ ધરાવતી ભાષા ૧૫ મી સદી આમપાસ પ્રાદેશિક બોલીઓના સ્વરૂપમા પ્રથમ જુદી પડી અને ૧૫ મી સદીથી ત્યાં ત્યા તે તે બોલી વિકસતાં એમાથી ગુજરાતી અને મારવાડી ભાષાએ મોટા પ્રમાણમ વિકાસ સાધ્યો, ઢૂઢાળી(જૈપુરી)નો વિકાસ અ થસ્થ થવાની દૃષ્ટિએ મર્યાદિત રહ્યો, પર તુ આગળ જતાં તે તે વિશાળ ભૂ–ભાગોમાં ગુજરાતી મારવાડી–મેવાડી ઢૂઢાળી (જૈપુરી) મેવાતી અહીરવટી હાડૌતી માળવી અને નિમાડી ભાષા કે બોલીઓ ત્યા ત્યાની લોકભાષા તરીકે વિકસી આવી ડૉ ઉમાશંકર જોશીએ તેસ્સિતોરિની સૂચવેલી 'જૂની પશ્ચિમી રાજસ્થાની'-નુ 'મારુગુજર' એવુ નામ આપ્યુ છે હકીકતે તેસ્સિતોરિ જે ભૂમિકાની વાત કરે છે તે પૂર્વનું આ બધી ભાષાઓના મૂળ મથાળરૂપ એવુ 'ઉત્તર ગૌર્જર અપભ્રશ'નું સ્વરૂપ તેને 'મારુગુર્જર' નામ બધ બેસે બેશક, આ સજ્ઞા પણ 'પશ્ચિમી રાજ સ્થાની'ની જેમ જ માની લીધેલી સજ્ઞા છે સાચી અને ઇતિહાસપુષ્ટ સજ્ઞા તો 'ઉત્તર ગૌર્જર અપભ્રશ' છે. સ્વ. કેશવ હ ધ્રુવે અને એમને અનુસરીને મે પણ આ હેમચન્દ્રથી ૧૫ મી સદીના આરભ સુધીની ભાષાને 'પ્રાચીન ગુજરાતી', જેને પ. બેચરદાસજીએ 'ઊગતી ગુજરાતી' કહી, અને ૧૫ મી સદીથી ૧૮ મીના પૂર્વાર્ધ સુધીની ભાષાને 'મધ્યકાલીન ગુજરાતી' કહી તે બે સજ્ઞાઓ પણ આરોપિત માત્ર છે. જેમ પૂર્વયુગનું નામ 'ઉત્તર ગૌર્જર અપભ્રશ' છે તે પ્રમાણે 'મધ્યકાલીન ગુજરાતી'ની ઇતિહાસપુષ્ટ સજ્ઞા 'ગુજર ભાખા' છે ભાલણે એકથી વધુ સ્થાનોમા આ સજ્ઞાનો ઉલ્લેખ કર્યો જ છે. અને અર્વાચીન ગુજરાતી ભાષાની તો પ્રેમાનંદે જ 'બાંધુ નાગદમણ ગુજરાતી ભાષા' એમ 'ગુજરાતી ભાષા' સજ્ઞા સમર્થિત કરી જ આપી છે

'ગુજર ભાખા'થી ગુજરાતી લ ક્ષણિકતાઓ પ્રબળ રીતે સ્થાપિત થઇ ચૂકી હતી ૧૫મી સદીના આરંભથી જ છેટલા સાડા ચારસો વર્ષોનો વિશાળ સમય ગુજરાતી ભાષાના જૂના અનેક સાહિત્ય પ્રકારોના વિકાસથી સમૃદ્ધ બન્યો છે અને છેલ્લા સો—સવાસો વર્ષોએ અગ્રેજી સાહિત્યપ્રકારોના ઉત્તરોત્તર થતા આવતા ગાઢ પરિચયને કારણે અર્વાચીનતર ગુજરાતી ભાષાને આજના જગતસાહિત્યમા પોતાના અનેક અર્વાચીન સાહિત્ય–પ્રકારોના ખેડાણથી યોગ્ય સ્થાન લાવી આપ્યુ છે

છેલ્લાં પચાસ વર્ષોમા મધ્યકાલીન સાહિત્યની અધિકૃત વાચનાઓ જરૂર પ્રકાશિત થઇ, પણ એની સખ્યા ઓછી જ કહી શકાય એનાં બે કારણ છે એક તો એ કે એ કામ ભારે સમય અને શ્રમ માગી લે છે, એ આ વિષયની તાલીમની પણ અપેક્ષા રાખે છે, અને એની પાછળ કરેલા શ્રમનું વળતર નજીવુ છે. અને અત્યાર સુધી કાચા પાકાં જે કોઇ સપાદનો થયા તે અન્યાન્ય સસ્થાઓ તરફથી જ કે જેને પુસ્તકો લાબે ગાળે ખપે તોયે નુકસાનની કોઇ ચિંતા ન હોય એ માટેની રકમો–આ એવી અનામત રકમો હોય તો એના વ્યાજ–માથી પ્રકાશનો થયા કરે સાહિત્ય એ તત્તત્કાલીન પ્રજાનું પ્રતિબિંબ છે એ ઐતિહાસિક તત્ત્વ તરફ જ સમાન્ય બેદરકારી અનુભવાય છે નરસિંહ મહેતાના આત્મચરિતના જ કાવ્યો, ઉદાહરણ તરીકે, લઈયે તો એમાં નરસિંહના સમયના સમાજનું કેવુ સૂચક ચિત્ર ઊપસી આવે છે! એ યુગમાં બાળલગ્ન એ અત્યત સામાન્ય વસ્તુ હતી. ખુદ નરસિંહ મહેતાનાં પણ લગ્ન નાની ઉમરે થયાં હતા. નરસિંહ તદ્દન રખડુ કે માત્ર સતોમાં ભટકતો જ રહેતો હશે એમ કહી શકાય એમ નથી 'બાઈ મૂને હરિ જોવાની ટેવ પડી' એ હાર માળાના આરંભના પદમા 'આખા દાહાડાનો રળી ખપી આવ્યો, ભાભીએ મૂક્યુ' ન પાણી' એ વાકય નરસિંહનું બચપણમા પણ કંઈક કામે જવાનું સૂચવે જ છે ભાભીના મહેણાથી નરસિંહ ઘર છોડીને તપ

કરવા ગોપાનાથ મંદિરમાં જાય એ પણ એના બેરોજગારપણાનું નહિ, પરંતુ કામ પર જવાનું કહી જાય છે. કામે જવા છતાં, 'રળી ખપી' આવ્યા છતાં પણ ભાભીના તરફથી તરછોડાટ અનુભવતાં હજી કિશોર અવસ્થા વટાવતા નરસિંહને લાગી આવે છે. તપનું જે શુભ ફળ મળ્યું હોય તે, પરંતુ પાછો આવતાં ગુણપાડ તો ભાભીનો જ માને છે એ એની સ્વયંભૂ વૈષ્ણવતા છે. સાથે રહેવાનું ઠીક ન લાગવાથી પ્રથમ તળાજામાં જુદું ઘર લઇ રહે છે અને આમ છતાં ચળભળાટ ચાલુ રહ્યો હશે એટલે જૂનાગઢ આવી નાગરોના વાસમાં જઇ રહે છે. એને પોતાના જ્ઞાતિબંધુઓ તરફથી કનડગતના રૂપમાં કનડગત નથી, પણ ટીખળનો ભોગ બનવાના પ્રસંગ આવ્યા કરે છે. સામળદાસના સગપણનો પ્રસંગ, મામેરાના પ્રસંગે વેવાઈ–વેવાણ તરફથી કસોટી, અને હૂંડીના પ્રસંગમાં પાછું નાગર ભાઇ-ઓનું ટીખળ–આ સૂચક વસ્તુ છે. સાંપ્રદાયિક વિદ્વેષ પણ એ જમાનામાં હતો જ એ મંડળિકના દરબારમાં હારની કસોટીનો પ્રસંગ કહી બતાવે છે. ગુજરાતી સાહિત્યમાં જ નહિ, ભારતીય અન્ય સાહિત્યમાં પણ ભકિતની અચિંત્ય રીતે ભીડ ભાંગ્યાના પ્રસંગ ખુદ પોતે જ વર્ણવે એવું સાહિત્ય જાણવામાં આવ્યું નથી. નરસિંહ મહેતાની ઉજ્જવળ પ્રતિભા એની ભીડના પ્રસંગોમાં સર્વત્ર પ્રભુકૃતિને તાદૃશતામાં મૂર્ત કરી આપે છે.

જૂના ગુજરાતી સાહિત્યની–નોંધપાત્ર સાહિત્ય-કારોની પણ અધિકૃત વાચનાઓના ક્ષેત્રે હજી પા પા પગલી જ થઈ કહેવાય. સંપાદનનું શાસ્ત્રીય ધોરણ હજી જોઇયે તેવું નિશ્ચિત થયું નથી, અને તેથી ભિન્ન ભિન્ન સંપાદનોમાં સંપાદકીય વિભિન્નતા જોવા મળે છે. ડૉ. ઉમાશંકર જોશીના મુખ્ય સંપા-દકપણા નીચે પ્રેમાનંદના દશમસ્કંધનો એક ખંડ અને અખેગીતા છેલ્લાં વર્ષોમાં પ્રસિદ્ધ થયાં છે. મારા દ્વારા આવાં સંપાદનો ચાલુ છે. ડૉ. શિવલાલ જેસ-લપુરા આ દિશામાં વ્યવસ્થિત કામ કર્યે જાય છે. સંપાદન કેવી રીતે કરવું એ વિષયમાં ૧૯૩૮માં જ્યારે મારા તરફથી 'ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી' પ્રસિદ્ધ થઇ ત્યારે એના પ્રાસ્તાવિકમાં નિયમો બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. જનક દવેએ ફાર્બસ ત્રૈમાસિક (૧૯૬૭ના અંક બીજા)માં 'જૂની ગુજરાતી કૃતિઓનું સંપાદન' એ મથાળે ચર્ચાવિચા-રણા કરી છે. આપણી મોટી મુશ્કેલી મધ્યકાલીન ગુજરાતી ભાષાની જોડણીની છે. એકંદરે શુદ્ધ હોય તેવી પ્રતો વિરલ જ હોય છે, વળી લહિયાઓને હાથે ભૂમિકાભેદ પણ થયા કર્યા છે. આ કારણે એક જ કૃતિની એકથી વધુ મળતી પ્રતોમાં એકરૂપતાનો સર્વથા અભાવ જ વરતાતો હોય છે. આમાંથી સંગત નિયમો તારવીને એક ચોક્કસ ધોરણ નક્કી કરવાની પણ અનિવાર્યતા છે. સંપાદકોને તત્તત્કાલીન ભાષા-ભૂમિકાઓનો સ્પષ્ટ ખ્યાલ હોવો જરૂરી જ છે. આવું ન હોવાને કારણે સંપાદકીય શિથિલતાઓનાં દર્શન દુર્લભ નથી. આપણે ત્યાં દીર્ઘ અનુભવ ધરાવનારા પીઢ સંપાદકો છે તેમના માર્ગદર્શન નીચે વ્યવસ્થિત રીતે પ્રયત્ન થાય તો આ માર્ગ સરળ બને.

અર્વાચીન ગુજરાતી ભાષામાં પ્રચારમાં રહેલા તદ્ભવ અને દેશજ શબ્દો–કયો કયારે અસ્તિત્વમાં આવ્યો એ જાણવું હોય તો જૂની ગુજરાતીની હાથ-પ્રતોનો જ આશ્રય લેવો પડે. એવું કર્યા સિવાય જ આપણે ત્યાં આંધળિયાં કરવામાં આવે છે અને તેથી જ શબ્દકોશ નિરર્થક નીવડે છે. દર વર્ષે માત્ર ચાર આંકડાની ઓછામાં ઓછી રકમ પણ પ્રત્યેક યુનિ-વર્સિટી ફાજલ પાડે તો આ દિશામાં શકય પ્રકારની ગતિ સાધી શકાય.

મહાનિબંધો માટે કોઇ એક કૃતિ લઈને એનો સર્વાંગીણ અભ્યાસ સાધવામાં આવે છે તેના મહાનિબંધો દટાઇને પડયા રહે છે. મારા એક શિષ્ય ડૉ. ધીરુભાઈ દેશાઈએ ભાલણનાં ભાવગીતોની અધિ-કૃત વાચના કર્યે દશથી વધુ વર્ષ નીકળી ગયાં છે; પરંતુ હજી સુધી એણે સૂર્યના તાપના દર્શન કર્યાં નથી. આવાં કારણોને લઇ વિદ્યાર્થીઓ નાસીપાસ થઈ આ પ્રકારના સંપાદન–કાર્યમાં પ્રવૃત્તિ કરતા નથી. આ દિશામાં યુનિવર્સિટીઓએ જ મહાનિ-બંધોના સંપાદનકાર્યને વેગ આપવા પ્રવૃત્ત રહેવું જરૂરી છે. આની પાછળ ખર્ચ પણ કાંઇ નથી અને

યુનિ ઓને પ્રકાશનગ્રાંટો મળતી હોય છે અને વાપરી ન શકવાને કારણે જપ્ત થતી હોય છે

હાલ તરત હાથ ધરવા જેવા કામોમાં ૧ ગુજરાત, મુંબઈ, પૂના, સુરત, વડોદરા, નડિયાદ, વલ્લભવિદ્યાનગર અહિયામાંડા વગેરે સ્થળોના હસ્ત લિખિત પુસ્તકસંગ્રહોમાં વેર વિખેર પડેલી હાથ-પ્રતોમાંથી તેમજ જૂનાગઢ જેવા સ્થળોનાં ઘરોમાં જ્યાં ક્યાંય પણ ખૂણે ખાંચરે પડી હોય તેવી હાથ પ્રતો મેળવવાનો પ્રયત્ન કરી એઓમાંથી નરસિંહ મહેતાના પદોની નકલ કરી લેવાનું કામ એ સાથે તે તે પ્રતમાં બીજી અન્ય સાહિત્યકારોની પણ રચનાઓ જોવા મળે તો એની હાલ સમય પૂરતી યાદીઓ જ કરી લેવાનુ કામ આ બેઉ કામો આપણી ભિન્ન ભિન્ન યુનિવર્સિટીઓએ ઉપાડી લેવાં જોઇયે અહી નોંધવુ જોઈયે કે 'હારસમેના પદો અને હારમાળા'ની બીજી આવૃત્તિ મારા સંપાદકત્વે ફાર્બસ ગુજરાતી સભાએ છપાવી છે, ચાતુરીઓની પણ અધિકૃત વાચના એ જ સંસ્થાએ મારા માર્ગદર્શન નીચે શ્રી ચૈતન્યબહેન દિવેટિયાએ સંપાદિત કરેલી છપાવી છે 'નરસૈના પદો' મારા સંપાદકત્વે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ બહાર પાડયા છે, અને નરસિંહના 'આત્મચરિતના કાવ્યો' જૂનાગઢની 'શ્રીનરસિંહ મહેતા ચોરા સમિતિ' તરફથી મારા સંપાદકત્વે અહી જ પ્રકાશિત થયા છે ૨ ભાલણની કાદંબરીના બંને ભાગ અને નળાખ્યાનની મારી અધિકૃત વાચનાઓ આવી ગઇ છે એ સિવાયની ભાલણની સળંગ રચનાઓનું વહેલામાં વહેલી તકે સંપાદનકાર્ય, ભાલણના ભગવદ્ગીતાનું તો અધિકૃત સંપાદન મારા શિષ્ય ડૉ. ધીરુભાઇ દેસાઈએ એમના મહાનિબંધના વિષય તરીકે સિદ્ધ કરી આપેલું જ છે તેનું પ્રકાશનકાર્ય આપણી યુનિવર્સિટીઓમાંની કોઇ પણ એક વહેલામાં વહેલી તકે ઉપાડી લે ૩ ગુજરાતી સાહિત્ય પરિષદે પ્રેમાનંદની પ્રામાણિક રચનાઓની અધિકૃત વાચનાઓ સ્વ પ્રો રામનારાયણ પાઠક અને મારા સંયુક્ત સંપાદકત્વે પ્રસિદ્ધ કરવાની યોજના કરેલી અને એના ફલસ્વરૂપે ચંદ્રહાસ-સુધન્વ-અભિમન્યુ આખ્યાનોની વાચનાઓનો એક ગ્રંથ પ્રસિદ્ધ થયો બીજા ગ્રંથ માટે હૂંડી-વિવાહ-શ્રાદ્ધ-મામેરું નક્કી થયેલાં આમાંનાં ત્રણ કાવ્યો છપાઇ પણ ગયાં, પરંતુ પ્રેસ જ બંધ થતાં ફર્માઓ રેરવટલે પડયા મામેરું શ્રી ચૈતન્યબાળા દિવેટિયા દ્વારા સંપાદિત કરાવી ફાર્બસ સભા દ્વારા પ્રસિદ્ધ કરાયું આ ચારેનું સંપાદન તૈયાર છે અને ગુજરાતી સાહિત્ય પરિષદ જ એ તરત પ્રસિદ્ધ કરે એ જરૂરી છે પ્રેમાનંદના દશમસ્કંધનું વ્યવસ્થિત પ્રકાશન ગુજરાત યુનિવર્સિટી કરી રહી છે એક ભાગ ૨૮ અધ્યાયનો શ્રી ઉમાશંકર જોશી અને ડૉ. હ ચુ ભાયાણીએ સંપાદિત કરેલો પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે અને બીજા ભાગનું-પ્રેમાનંદે જ્યાં 'રુકમિણીહરણ'ના પ્રસંગ સુધીનું અપૂર્ણ રાખ્યું છે ત્યાંસુધીનું કામ ચાલુ છે અને એક વર્ષમાં આપણી સમક્ષ આવી જશે 'સુદામાચરિત્ર'નું સંપાદન કરી મારા તરફથી ફાર્બસ સભાને પ્રકાશન માટે સોંપવામાં આવ્યું છે 'નળાખ્યાન'ની શાળાકીય વચના આ વર્ષે જ ડૉ. શિવલાલ જેસલપુરાની સહાયથી અમારા સંપાદન તરીકે છપાઈ છે, અને એની અધિકૃત વાચના માટેની સામગ્રી મારી પાસે તૈયાર છે બાકીની રચનાઓનું કામ, મારી ભાવના એવી છે કે ગુજરાતી સાહિત્ય પરિષદની યોજના પ્રમાણે, મારા તરફથી તૈયાર થાય છે તે માળામાં પ્રસિદ્ધ કરવામાં આવે ૪ ચોથું મહત્ત્વનું કાર્ય દયારામની રચનાઓનું- એની ગુજરાતી રચનાઓનુ તરત હાથ ધરવું જોઇએ આમાંથી એના જ હસ્તાક્ષરની પ્રત ઉપરથી 'રસિકવલ્લભ'ની વાચના મારા તરફથી તૈયાર થયેલી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ તરફથી પ્રસિદ્ધ થઈ છે દયારામના શિષ્ય રણછોડ જોશીના પ્રપૌત્ર અને દયારામની રચનાઓના એક સમર્થ અભ્યાસક અધ્યા જીવણલાલ છગનલાલ જોશી એમના મહાનિબંધના વિષય તરીકે દયારામનું પદ-ગરબી સાહિત્ય મોટા ભાગની દયારામના જ હસ્તાક્ષરમાં પ્રાપ્ત થતી એમની માલિકીની પ્રતોમાંથી તેમજ એમની માલિકીની બીજા નહિયાઓને હાથે નકલ થયેલી અને બીજા સંગ્રહોમાં સચવાયેલી પ્રતોની મદદથી સંપાદિત કરી રહેલા છે તે મંજૂર થતાં જ એના પ્રકાશનની વ્યવસ્થા થવી જોઇએ

અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ દયારામની વ્રજ ભાષામાં રચાયેલી 'અનુભવમંજરી'ના પ્રકાશનથી એનો આદર કર્યો છે. દયારામની વ્રજ ભાષાની રચનાઓના પ્રકાશનની જવાબદારી ગુજરાત યુનિવર્સિટીએ ઉઠાવી છે અને ડા. અંબાશંકર નાગર અધ્યા. જીવણલાલ જોશીની સહાયથી એ દિશામાં આગળ વધી રહ્યા છે. આ ત્રણુ કામોને તરત અગ્રતા આપવાની હું જરૂર જોઉં છું.

લાલભાઈ દલપતભાઈ સંસ્કૃતિ વિદ્યામંદિર-અમદાવાદ જૈન રચનાઓના પ્રકાશન તરફ ધ્યાન આપી રહી છે અને ડૉ. શિવલાલ જેસલપુરા લાવણ્યસમયની કૃતિઓ એ દ્વારા પ્રકાશિત કર્યે જાય છે. સ્વતંત્ર પ્રકાશન પણ ડૉ. જેસલપુરા કર્યે જાય છે.

આ પૂર્વે ધ્યાન દોર્યું છે તે પ્રમણે ગુજરાતી ભાષાનો સંદર્ભ શબ્દકોશ તૈયાર કરવાને માટે આ. હેમચંદ્રની અપભ્રંશ રચનાઓથી લઇ વિકસી આવેલા 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ'ની રચનાઓ, ૧૬મી સદી લગભગથી શરૂ થયેલી ગુજરાતી સંપૂર્ણ લાક્ષણિકતા ધરાવતી 'ગુજર ભાખા'ની રચનાઓ, અને લેખનમાં પણ સંપૂર્ણ રીતે અર્વાચીન ભૂમિકાને સાચવી રાખતી છેક દયારામ અને છોટમ સુધીની રચનાઓના પરીક્ષણની ખાસ જરૂર છે. આ દિશામાં હજુ આપણે પા પા પગલી પણ માંડી નથી. 'ભગવદ્‌ગોમંડળે' એના નવ મહાકોશગ્રંથોરૂં કાચો મસાલો જરૂર આપ્યો છે. પરંતુ એમાં મુદ્રિત સાહિત્ય જે કાંઇ મળ્યું—સાચું ખોટું—તેની સહાય લેવામાં આવી છે, તે તે શબ્દના જાણીતા એકથી વધુ અર્થો પણ નોંધ્યા છે, પણ ક્રમિક અર્થવિકાસની ઐતિહાસિક પરંપરાનો એમાં સ્પર્શ સુદ્ધાં નથી. ગુજરાત વિદ્યાપીઠનો એ દિશામાં પ્રયત્ન સાંભળવામાં આવ્યો છે, પરંતુ પૃષ્ઠભૂમિકાના અભાવે એ પ્રયત્ન ફલદાયક નીવડવા વિશે શંકા રહે છે. અને વ્યુત્પત્તિકોશ પણ ત્યારે જ સિદ્ધ થઇ શકે કે જ્યારે છેલ્લાં આઠસો વર્ષોની પરંપરા એના સંપાદકોની આંખ સામે સૂર્યના પ્રકાશની જેમ પ્રકાશી રહી હોય.

અને ગુજરાતી ભાષાના વ્યાકરણની પાછળ પણ આ સુદીર્ઘ પરંપરા પડી છે તેનો ઉપયોગ એના સુવિશદ 'પારંપરિક વ્યાકરણ'માં થવો જોઇયે. મારા તરફથી એની પ્રામાણિક પગદંડી સ્થાપવાનો 'ગુજરાતી ભાષાશાસ્ત્ર-ગ્રંથ ૩ જો' માં પ્રયત્ન થયો છે, જેમાં મુદ્રિત ગ્રંથોનો જ સહારો લેવામાં આવ્યો છે. એનો અધિકૃત પ્રયત્ન તો દટાયેલા દબાયેલા પડેલા હસ્તલિખિત ગ્રંથોની સહાયથી જ પ્રમાણિત થઇ શકે.

## ૩ ઇતિહાસ-સંશોધન :

આરંભમાં જ બતાવ્યું છે તે પ્રમાણે ગુજરાત પાસે એના પ્રાગૂ-ઇતિહાસ આદ્ય-ઇતિહાસ અને ઇતિહાસના યુગોની સુદીર્ઘ પરંપરા પડી છે. ડૉ. હસમુખ ધી. સાંકળિયાની મંડળી દ્વારા સાબરમતીની ખીણમાં લાંઘણેજમાં કરવામાં આવેલા સંશોધનોએ લાખથી વધુ વર્ષો ઉપર આ ભૂ-ભાગમાં પણ આદિ માનવ હોવાનો સગડ મેળવી આપ્યો છે. આ તો પાશેરામાં પહેલી પૂણીનું ટોચકું જ માત્ર છે. તળ-ગુજરાતનો સમગ્ર મધ્યભાગ સમુદ્ર અને સૌરાષ્ટ્ર કચ્છની સહિયારી સીમા સુધીનો ઘણે ઊંડે સુધી રેતી અને માટીથી દબાયેલો છે એટલે ખાસ કરી એની સાબરમતી શેઢી વાત્રક મેશ્વો મહી વિશ્વામિત્રી નર્મદા તાપી એ નદીઓ સુધીના પ્રદેશોમાં નદીઓનાં બેઉ બાજુનાં ભાઠાંઓ અને કાંઠાઓના ભૂભાગોમાં સંશોધનને વિપુલ પ્રમાણમાં અવકાશ છે. એના ભૂસ્તરીય થરોમાંથી ઘણું ઘણું મળી શકે એમ છે. ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છના પથરાળ પ્રદેશોમાં પણ એક ઉપર એક થરો કાળના અમાપ અંતરાલમાં જામતા રહ્યા છે તેણે પણ મહત્ત્વનાં રહસ્યો ખુલ્લાં કરી માનવ-વસાહતોની પૂર્વે ચેતન પશુઓ વગેરેના અશ્માવશેષોના બળે ભૂભાગની સજીવતાનો સગડ આપ્યો છે. અતિ પ્રાચીન કાળનો ભારતવર્ષના ભૂભાગને પ્રમાણિત કરતો ગોંડવાણાનો પ્રદેશ, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ ધ્રુવના પ્રદેશ, આફ્રિકાના પ્રદેશ અને દક્ષિણ અમેરિકાના પ્રદેશ સાથે એકાત્મક હતો, એ સિદ્ધાંત તો જાણીતો છે. છેલ્લા પખવાડિયામાં અમેરિકી વિદ્વાનોએ દક્ષિણ ધ્રુવપ્રદેશમાં હિપોપોટેમસના અશ્માવશેષ મળ્યા છે તે દ્વારા આ સિદ્ધાંતને ભારે મહત્ત્વનું બળ આપ્યું છે. હિંદી મહાસાગર હજુ

અસ્તિત્વમાં આવ્યો જ નહોતો તેવો અઢી અબજ વર્ષ ઉપરનો આ ઇતિહાસ છે. એ વખતે દક્ષિણ ધ્રુવના પ્રદેશ પાસેથી પૃથ્વીનું વિષુવવૃત્ત પસાર થતું હતું. પૃથ્વીના અયનચલનની ધીમી પ્રક્રિયાથી વિષુવવૃત્ત ઉત્તર બાજુ ખસતું આવે છે. એ જ કારણે ઉત્તર ધ્રુવનો પ્રદેશ પણ વિષુવવૃત્ત નજીકથી ચલિત થતો જ રહ્યો છે. સ્વર્ગીય લોકમાન્ય બાલ ગંગાધર ટીળકે આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ સમર્થિત કર્યો છે એનું રહસ્ય અમેરિકન વિદ્વાનોની ઉપલી શોધથી સ્વતઃ જ સિદ્ધ થઈ શકે એમ છે. યુરલ પર્વતની સુદીર્ઘ તળેટીમાં, ત્યાંથી ખસતા છેક મધ્ય એશિયામાં આર્યોનો નિવાસ ઠીક ઠીક સમય સુધી રહ્યો હોય તો એ પૃથ્વીની અયનચલનની પ્રક્રિયાથી જ સિદ્ધ થઈ શકે.

'સૌરાષ્ટ્રની ભૂસ્તરરચના' અને સૌરાષ્ટ્રના પાષાણયુગો વિશે પણ ડૉ. હસમુખ સાંકળિયાના 'પથિક'ના ૧૯૬૮ના 'સૌરાષ્ટ્રના ખાસ અંક' (જુલાઈ–ઑગસ્ટ)માં લેખો પ્રસિદ્ધ થયેલા છે તેમાં પણ સૌરાષ્ટ્રના આદિ માનવનો ખ્યાલ આપવાનો પ્રયત્ન જોવા મળે છે.

કચ્છના ભૂભાગના આદિ માનવ વિશે પણ ડૉ. હસમુખ સાંકળિયાએ ઠીક ઠીક માહિતી એકઠી કરી આપી છે. ગયે વર્ષે જ 'પથિક'ના (ઑક્ટોબર ૧૯૬૯ના દિવાળીના) અંકમાં 'કચ્છમાં આદિ અશ્મયુગ'નો અભ્યાસપૂર્ણ લેખ છપાયો છે તેમાં એમણે 'અણુખેડયા' કચ્છના પ્રાચીનતમ યુગમાં ડોકિયું નાખવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે એનું સૂચન જ માત્ર અહીં બસ છે.

આપણે આટલે ઊંડે ક્યાં જઈયે ? છેલ્લાં ચાર–પાંચ હજાર વર્ષોનો આપણો પ્રાગ્–ઇતિહાસ પણ આપણે ત્યાં એટલો જ સમૃદ્ધ છે. પંજાબમાં હડપ્પા અને સિંધમાં મોહેં–જો–દડોનાં સ્થાનોનાં ઉત્ખનનોથી એ ભૂભાગ ઉપર સિંધુ સભ્યતા અને સંસ્કૃતિની સમૃદ્ધ વસાહતોનો ઇતિહાસ ઉકેલાયો. એની જ પરંપરા ભારતવર્ષનાં અન્ય સ્થાનોમાં હોવી તો જોઈયે જ, પરંતુ ક્યાં ? એનો તાણો સૌરાષ્ટ્રમાં ખેંચાયેલો મળી આવ્યો. સુરેન્દ્રનગર જિલ્લાના લીંબડી તાલુકાનું રંગપુર, રાજકોટ જિલ્લામાં ભાદરકાંઠે રોઝડી, જામનગર જિલ્લામાંનું લાખાબાવળ, એની નજીકનું અમારા, પ્રભાસપાટણ નજીકનું 'નગરા,' અને છેલ્લે સૌરાષ્ટ્ર ગુજરાતના ભૂભાગોની સંધિએ આવેલું લોથલ એ વગેરે સ્થાનોમાં એ પરંપરાનો સ્પષ્ટ અને સૂચક પ્રકાર મળી આવ્યો છે. વધુ શોધોએ કચ્છમાં તો મોટી સંખ્યામાં આ પરંપરાના સ્થાનો મેળવી આપ્યાં છે. દેસળપર, ગૂંતળી, કેરાસી, સુરકોટડા, પાણુ મઠ, લાખાપર, ખારીકાખંઢા, પીરવાડા ખેતર, ઝાંઘર, કોટડા આ સ્થળોનું થોડું ઝાઝું ઉત્ખનન થયું છે અને એણે સિંધુ સંસ્કૃતિના ઉત્તર કાળની પરંપરા સાંચવી રાખ્યાનું બતાવ્યું છે, કચ્છમાં બીજાં પણ સ્થાનો મળી આવે એમ છે. કચ્છના મારા છેલ્લા પ્રવાસમાં નખત્રાણા તાલુકાના નવા મિરસરા ગામ નજીક 'ગઢવાળી વાડી' નામના સ્થાનમાં ત્યાં નીકળેલા શંકુ આકારના એક પથ્થરની ભાળ મળતાં એ જોવાનો અચાનક જ યોગ મળ્યો. ત્યાં જતાં માલૂમ પડ્યું. એ તો માટીમાં દબાઈ ગયેલા કિલ્લાની દીવાલોના અવશેષો અને હડપ્પાકાલીન સચ્છિદ્ર મૃત્પાત્રો (perforated jars)ના ઠેર ઠેર પડેલા અવશેષો. અંદાજે ૨૦૦૦ x ૧૦૦૦ ફૂટના વિસ્તારના આ કિલ્લાની અંદરની જમીન ઊંચી છે, જ્યારે બહારની જમીન છ સાત ફૂટથીએ વધુ નીચી છે. બહાર ખેતર કરવાને માટે એક સ્થળે માટીના બહારના ઢાળ ખોદી કાઢવામાં આવ્યા છે, જેમાં અગ્નિ ખૂણે દસેક ફૂટની ઊંચાઈની દીવાલ, તો નૈર્ઋત્ય પશ્ચિમે બારેક ફૂટની ઊંચાઈવાળી દીવાલ જોવા મળે છે. આ દીવાલ બારેક ફૂટ પહોળી અણઘડ મોટા પથ્થરોની બનાવેલી અને બહારની જમીનથી પણ દસેક ફૂટ નીચે પથ્થરની ભાઠ સુધી ગયેલી, નજીકનો કૂવો જોતાં જણાયેલી, જોવામાં આવી. અમારી જાહેરાત પછી ગુજરાત સરકારના પુરાતત્ત્વ ખાતાએ પણ પ્રતિનિધિ મોકલી એ સ્થાનની તપાસ કરાવી છે અને અમારા નિર્ણયને પ્રમાણિત કરી આપ્યો છે. દેસળપુર ગૂંતળી અને કોટડા પણ

પણ અમારાં જોયેલાં છે; એ બેઉ કરતાં આ સ્થાન વધુ મોટું છે અને ખેડૂતોના જણાવ્યા પ્રમાણેના કિલ્લાની દક્ષિણ બાજુએ આવેલા પહાડો અને કિલ્લાની વચ્ચેના માઇલ જેટલા વિસ્તારમાં નીચે મકાનોના પાયા અને રસ્તાઓ જાણવામાં આવ્યા છે. અમને આશા છે કે આનું વ્યવસ્થિત ઉત્ખનન કરવામાં આવે તો ઊંડાઈએ મુદ્રાઓ જેવા સૂચક પદાર્થો પણ નીકળી આવે.

આમ સૌરાષ્ટ્ર કચ્છમાં સિંધુ સભ્યતા અને સંસ્કૃતિની પરંપરા પણ મોજૂદ પડી છે. અને આદ્ય-ઈતિહાસયુગ તો આનર્ત સુરાષ્ટ્ર અનૂપ માહિષક કચ્છ આભીરનો સજીવ કોટિનો પડયો છે. સજીવ કોટિનો એ દષ્ટિએ કે વૈદિક સંહિતાઓથી લઇને દસમી બારમી સદી સુધીમાં રચાયેલાં પુરાણો સુધીમાં અનેક કથાનકો સંઘરાયેલાં પડયાં છે તેમાં આદ્ય-ઇતિહાસયુગના તાણાવાણા જોવા મળે છે. પ્રમાણની દષ્ટિએ વિચારતાં ગ્રંથની જેટલી પ્રાચીનતા તેટલી સત્યની નિકટતા. મનુસ્મૃતિ અને મહાભારત રામાયણ હરિવંશ મત્સ્ય વાયુ બ્રહ્માંડ વિષ્ણુ ભાગવત વગેરે પૌરાણિક કોટિના સાહિત્યથી સ્વતંત્ર સાહિત્યમાં યાસ્કનું નિરુક્ત, પાણિનીય અષ્ટાધ્યાયી વ્યાકરણ, મહત્ત્વના પ્રાચીન સૂત્રગ્રંથો આમાં ઉપયોગી થઇ પડે છે. ચંદ્રગુપ્ત મૌર્યથી સૌરાષ્ટ્રનો ઇતિહાસયુગ શરૂ થતો હોઇ કૌટિલ્યના અર્થશાસ્ત્રને આપણે આદ્ય-ઈતિહાસયુગને માટે ઉપયોગી ગણતા નથી.

વૈદિક સાહિત્યમાંથી આ ભૂમિ સાથે સંબંધ ધરાવતા હોય તેવા ત્રણ જ નિર્દેશ છે. ઋગ્વેદના બીજા મંડળના તેરમા સૂક્તની આઠમી ઋચામાં 'ઊર્જયંતી' નજીક ઇંદ્ર નર્મુર નામના દાનવને માર્યાનું સૂચવાયું છે. લુડવિગ આ કિલ્લો હોવાનું માને છે. સ્વ. ડૉ. આનંદશંકર ધ્રુવે આનો સંબંધ ઊર્જયંત ગિરનાર સાથે હોવાનો મત આપ્યો છે. સૌરાષ્ટ્રનો પ્રદેશ આર્યોના આગમન પૂર્વે આર્યેતર પ્રજાથી વસેલો હતો એ વિષયમાં આજે મતભેદ નથી. યાદવોની પૂર્વે આભીરો અર્ધ આર્ય કોટિના હતા. અને મહાભારત હરિવંશ વગેરેના જણાવ્યા પ્રમાણે આભીરો સૌરાષ્ટ્રના પ્રદેશમાં પણ પથરાયેલા હતા કે જેવા કચ્છ વાગડના પ્રાચીન આભીર પ્રદેશમાં પણ. આભીરોની પહેલાં અહીં કોણ હતું? સૌરાષ્ટ્રમાં વસતા કોળીઓના પૂર્વજો પુરાણોમાં જણાવેલા કૌલ લોકો ખરા? માર્કંડેયપુરાણમાં દેવીમાહાત્મ્યમાં રાજા સુરથનો કૌલો સાથેનો વિગ્રહ એ કઈ ભૂમિમાંનો? સુરથનો સિંધુ સૌવીર સાથેનો સંબંધ એવું માનવા ન પ્રેરે કે દેશના 'સુરાષ્ટ્ર' નામ સાથે 'સુરથ' નામને કોઇ સંબંધ હોય? તો એ આર્યો અને કૌલો વચ્ચેનો, ઇંદ્રે નર્મુરની હત્યા કર્યા પછીનો, આ એક પ્રાચીનતમ બનાવ સૌરાષ્ટ્રની ભૂમિ સાથે સંબદ્ધ હોય.

બીજો નિર્દેશ ઋગ્વેદનાં ખિલ સુક્તોમાં સોમેશ્વર અને પ્રાચી સરસ્વતીનો ધ્યાન ખેંચે તેવો છે. સ્વ. રત્નમણિરાવ ભીમરાવે એમના 'સોમનાથ' પુસ્તકમાં આ તરફ ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કર્યો છે. ખિલસૂક્તો કેટલાં પ્રાચીન, એ પ્રશ્ન ઊભો જ છે, પરંતુ મહાભારત રામાયણ વગેરેના માન્ય સમયથી એ સમય પૂર્વનો હોવા વિશે શંકા કરવા જેવું નથી જ.

ત્રીજો સમર્થ નિર્દેશ છાંદોગ્ય ઉપનિષદનો ઘોર આંગિરસના શિષ્ય દેવકીનંદન કૃષ્ણનો છે. આ નિર્દેશો પછી ઇ. સ. પૂર્વે ૬ ઠ્ઠી સદીમાં થયેલા મનાતા 'અષ્ટાધ્યાયી વ્યાકરણ'ના કર્તા પાણિનિનાં સૂત્રોનો તેમજ સૂત્રોને માટે કરેલા ગણપાઠનો અને પાણિનીય 'શિક્ષા'નો પણ કહી શકાય. વ્યાકરણની પ્રક્રિયાઓની ચર્ચા કરતાં ઉદાહરણો તરીકે અનેક શબ્દો લીધા છે તેઓમાં દેશનામો નદીનામો નગરીનામો વગેરે નોંધાયેલાં છે. નગરીનામોમાં માહિષ્મતી અને વલભી ઘણાની નજરમાં આ પૂર્વે આવી ચૂકયાં છે, પરંતુ 'ગિરનાર' હજી સુધી કોઈની નજર ખેંચી શકયું નથી. સૂત્રગ્રંથોમાં બોધાયનનાં ધર્મસૂત્રોમાંનો 'સુરાષ્ટ્ર'-નો અર્ધ પવિત્ર દેશ તરીકે થયેલો નિર્દેશ જૂના સમયમાં આ ભૂભાગમાં આર્યેતર પ્રજા રહેલી હોવાનું કહી જાય એમ છે.

ઇતિહાસયુગમાં આવ્યા પછી તો ત્રણ પ્રકારના શુદ્ધ પુરાવાઓનું બળ પ્રાપ્ત કરવાની સરળતા છે: ૧. ઉત્કીર્ણ લેખો–એ તામ્રપત્રો હોય, શિલાલેખો

પણ હોય અને સિક્કાઓ પણ હોય ર વિદ્યાની ભિન્ન ભિન્ન શાખાઓના ગ્રંથો—એ શાસ્ત્રગ્રંથો હોય ટીકાગ્રંથો હોય લલિત સાહિત્યના ગ્રંથો પણ હોય, અરે, પુરાણ કોટિના ગ્રંથો પણ હોય, તો અનુશ્રુતિઓના બળ ઉપર રચવામાં આવેલા પ્રબંધપ્રગ્રંથો અને તવારીખો પણ હોય અને ૩ વિદેશી યાત્રિકોના હેવાલો પણ હોય આપણે ત્યા અભિનવ પદ્ધતિએ યુરોપિયન સંશોધકોએ તેમજ ભારતીય સંશોધકોએ આવાં પ્રમાણોને આધારે ચંદ્રગુપ્ત મૌર્યથી લઇ છેલ્લી સદી સુધીનો ઇતિહાસ સિદ્ધ કરવામાં પહેલાં અને છેલ્લાં સાધનોનો ઉપયોગ ઠીક ઠીક પ્રમાણમાં કર્યો છે, જ્યારે વચ્ચે I સાધનોનો ઉપયોગ ભાગ્યે જ થયો છે એમાં પણ પુરાણકોટિના ગ્રંથોની મોટે ભાગે ઉપેક્ષા જ કરવામાં આવી છે પુરાણોને પણ ઇતિહાસ-લેખનમાં સ્થાન હોવું જોઇયે એ તરફ કલકત્તા હાઇકોર્ટના ન્યાયમૂર્તિ પાર્જિટરે ગઇ સદીના અંતભાગમાં ધ્યાન દોર્યું અને એમણે પૌરાણિક રાજવંશોનો નિશ્ચય કરવામાં પૌરાણિક વૃત્તાંતોનો ઉપયોગ કર્યો આપણે જ્યારે સ્કંદપુરાણનું વાચન કરીયે છિયે ત્યારે માલૂમ પડ્યા વિના રહેતું નથી કે સાતમી આઠમી સદી સુધીના ઇતિહાસની કેટલીક ખૂટતી કડીઓ પૂરી કરવાનું એનાથી સરળ બને છે

ગુજરાતનું ખરેખર સદ્ભાગ્ય છે કે અમદાવાદના અમારા ભોળાભાઇ જેશિંગભાઇ અધ્યયન સંશોધન વિદ્યાભવનની નવ ગ્રંથોમાં ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ તૈયાર કરી પ્રકાશિત કરવાની યોજનાને ગુજરાત રાજ્યે સ્વીકારી વાર્ષિક દેણગી દ્વારા પાંચ વર્ષમાં એનો મોટો ભાગ સિદ્ધ કરી આપવાની સુવિધા કરી આપી છે ગુજરાતના પ્રથમ કોટિના ઇતિહાસવિદો પ્રો રસિકલાલ છોટાલાલ પરીખ અને ડૉ હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી ગુજરાતના પીઢ તેમજ નવલોહિયા તદ્વિદોની સેવાઓનો પણ યોગ સાધી એ ગ્રંથમાળા તૈયાર કરી રહ્યા છે આવતે વર્ષે એના પહેલા બે ગ્રંથ પ્રસિદ્ધ થશે જ એવી અમને પૂરી શ્રદ્ધા છે આ સ્થળે ગુજરાત રાજ્ય, ભો જે વિદ્યાભવન અને એ ગ્રંથમાળાના સહ-સંપાદનનું કાર્ય સંભાળનારા બેઉ વિદ્વાનોના જેટલા અભિનંદન કરિયે તેટલા થોડા છે

એવી જ આનંદની વાત સૌરાષ્ટ્રના સર્વાંગીણ ઇતિહાસની છે સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના બહુશ્રુત કુલપતિ શ્રી ડોલરરાય ર માંકડે યોજના તૈયાર કરી લીધી છે અને ગુજરાતના તદ્વિદોની સાથે આખા માળખાની વિચારણાનું કાર્ય પણ આરંભી દીધું છે, આપણી પાસે એક મહત્ત્વની મુશ્કેલી પણ છે ભો જે વિદ્યાભવન તરફથી તૈયાર થવાના ગુજરાતના સર્વાંગીણ ઇતિહાસમાં સૌરાષ્ટ્ર અને કચ્છ બન્ને સમાઇ જાય છે, અરે ગુજરાતના ઇતિહાસને પ્રાચીન સૌરાષ્ટ્રનો જ પ્રાગ્-ઇતિહાસ આદ્ય-ઇતિહાસ અને પ્રાચીન ઇતિહાસ પ્રાગ્રૂપ છે, એટલે સૌરાષ્ટ્રનો ઇતિહાસ લખતા નકામું પુનરાવર્તન ન થાય એ વિશે ખૂબ પૂરી સાવચેતી રાખવાની છે એક વસ્તુ સ્પષ્ટ છે કે ગુજરાતના સર્વાંગીણ ઇતિહાસમાં સાર્વત્રિક દૃષ્ટિ હશે, જ્યારે સૌરાષ્ટ્રના ઇતિહાસમાં સૌરાષ્ટ્ર વિશે કેંદ્રિત હશે અને તેથી નિરૂપણમાં કેટલુંક તારતમ્ય રહેશ, તેમ મહત્ત્વનું જતું નહિ કરાય પરંતુ સૌરાષ્ટ્ર પાસે છેલ્લા બાવીસસો વર્ષોના વિશાળ ફલકમાં કેટલીક વિશિષ્ટતા કેંદ્રિત થઇ શકે એમ છે આ વિશિષ્ટતાઓ ઉપસાવી શકાશે એના પ્રાક્-ચૌલુક્યકાલીન શિલ્પ સ્થાપત્ય અને પ્રજાકીય ફેરફેર એવા વિષયો છે કે જે સૌરાષ્ટ્રમાં જ સવિશેષ જુદા તરી આવે છે અને છેલ્લા બારસો વર્ષોમાં તો સૌરાષ્ટ્રમાં નાના મોટાં અનેક રજવાડાં વિકસ્યાં છે, જેઓને ગુજરાતના સર્વાંગીણ ઇતિહાસમાં ઉપસાવી શકાય એમ નથી પ્રાગૈતિહાસિક અને આદ્ય ઐતિહાસિક સમયની સામગ્રીનું ભાથું સૌરાષ્ટ્ર પાસે પ્રચુર પ્રમાણમાં છે જ

ઇતિહાસની ચર્ચા કરતી વેળા સૌરાષ્ટ્રને જ લગતા બે ત્રણ પ્રશ્નોની થોડી મીમાંસા અહીં કરવી ઠીક પડશે આપણી સામે દ્વારકા, ગિરિનગર, રૈવતક, સુદર્શન તળાવ અને પિંડારક તીર્થના સ્થાનોના નિર્ણયનો પ્રશ્ન છેલ્લાં વર્ષોમાં ઠીક ઠીક ચર્ચાયો છે આવા પ્રશ્નોનો નિર્ણય પ્રમાણો-પુરાવાઓની આનુ

પૂર્વીથી જ લાવવાનો હોય છે. આરંભમાં બતાવ્યું તે પ્રમાણે તે તેના નિકટના સમયના પુરાવા પછી પછીના પ્રાપ્ત થતા પુરાવાઓ કરતાં વધુ મહત્ત્વ ધરાવે એ તદ્દન સમજી શકાય એવી વાત છે. ગિરિનગર અને સુદર્શન તળાવનાં સ્થાનોનો નિર્ણય કરવાનું બહુ વિકટ નથી, કારણ કે વિસ્તાર તો નિશ્ચિત જ છે, એમાંથી કેટલો ગણવો એટલું જ વિચારવાનું રહે છે. આ દિશામાં ડૉ. રમણલાલ ના. મહેતા, ડૉ. પ્રિયબાળા જી. શાહ, શ્રી. છોટુભાઈ અત્રિ અને મારા તરફથી અમુક ચોક્કસ પ્રકારનાં મંતવ્યો રજૂ કરવામાં આવ્યાં છે. હરિવંશને આજથી બે હજાર વર્ષ પૂર્વેનો ગણિયે તો એ સુરાષ્ટ્રમાં જ કોઇ પહાડની તળેટીમાં 'ગિરિપુર' હર્યશ્વે વસાવ્યાનું કહે છે. એ પૂર્વે પાણિનિ પોતાના સમયમાં સારી રીતે વ્યાપક થઇ ચૂકેલા શબ્દોને વ્યાકરણની દૃષ્ટિએ વિચારે છે અને એમાં 'ગિરિનગર'નો ઉલ્લેખ કરે છે. રાજસ્થાનમાં પહાડની ધારો વચ્ચેની તળેટીમાં નગરો–ગામો વસેલાં જોવા મળે જ છે. સૌરાષ્ટ્રમાં સૈંધવો–જેઠવાઓની રાજધાની ભૂમલી–ઘૂમલીની વસાહતનું સ્થાન આપણી સામે છે. આ જોતાં અંદરના પહાડનાં પગથિયાંથી લઇ પશ્ચિમે દામોદર કુંડ તરફની ઘાટીની વચ્ચે સુવર્ણરેખાના કાંઠા સુધીની પ્રમાણમાં ચપટ જમીન પસંદ કરવામાં આવી હોય તો એ અસંભવિત નહિ હોય. ઘાટીના પશ્ચિમ ભાગે દ્વાર ઉપર દામોદર કુંડ અને સ્કંદગુપ્તના ગિરિનગરના પ્રતિનિધિ ચક્રપાલિતે ઈ. સ. ૪૫૭માં કરાવેલું ચક્રભૃત્ વિષ્ણુનું મંદિર એ નગરની પશ્ચિમ સીમા સરળતાથી બતાવે એમ છે. ત્યાંથી બહાર નીકળતાં જ સુવર્ણરેખા, એનો જ ફાંટો વિલાસિની, અને આગળ જતાં હજામના ચોરા નામક ડુંગરની દક્ષિણ હાંસમાંનો વોંકળો–પલાશિની, આ ત્રણે નદીઓના સંગમ પછી એકાત્મક થઈ વહતી સુવર્ણરેખાને આંતરી લઇ સુદર્શન તળાવ ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં તૈયાર કરવામાં આવેલું હતું. અને ગિરિનગરનો વિકાસ પણ સીમિત ન રહેતાં સુદર્શન તળાવની પશ્ચિમ–ઉત્તરે સુવર્ણરેખાના બેઉ કાંઠે પણ ક્ષત્રપોના સમયમાં વસાહત વિસ્તારી હોય. સુદર્શન તળાવને સંકુચિત કરી સ્કંદગુપ્તના સમયમાં ઇ. સં. ૪૫૫માં ચક્રપાલિતે ઘડેલા પથ્થરોથી નાનો બંધ બંધાવ્યો, જે પણ ભવિષ્યમાં ફરી તૂટતાં ક્ષત્રપકાલીન વસાહતમાં પણ વસવું જોખમ ભરેલું થતાં ઊંચાણમાં આજના જૂનાગઢના વિસ્તારમાં વસાહત વિકસતી રહી. એને જ કારણે તળેટીનું 'ગિરિનગર' પણ ઉચ્છિન્ન થતું ચાલ્યું અને એણે ઊર્જયંત પર્વતને જ પોતાનું નામ 'ગિરનાર' આપી દીધું. આ સંભાવના જ છે અને એને પ્રબળ પુરાવાઓની અપેક્ષા નથી એમ ન જ કહી શકાય.

આપણને અત્યારે દ્વિધામાં નાખનારો પ્રશ્ન તો દ્વારકા રૈવતક અને પિંડારકનો છે. દ્વારકાને કોડીનાર પાસે સમુદ્રકાંઠે મૂળ દ્વારકાના સ્થળે કે નજીક પાણીમાં માનવા જતાં 'પિંડારક તીર્થ' ને એના આજના સ્થળેથી સૌરાષ્ટ્રના ઉત્તર કિનારેથી લઈ ઉપાડીને દક્ષિણ કિનારે લાવવું પડે છે. બીજી બાજુ દ્વારકા અને રૈવતકના અતિ ગાઢ સાહચર્યને કારણે દ્વારકાને જૂનાગઢની નજીક મૂકવું ઉપસ્થિત થાય છે, કારણ કે ગિરનારનું નામ રૈવતક પણ જૈન અને જૈનેતર સાહિત્યમાં મળે છે. ઊર્જયંત રૈવતક અને ગિરનાર એ પર્યાયવાચક નામો, અને પછીથી તો અંદરનો એ ઊર્જયંત અને ત્રિલેખ શૈલને મથાળે વાઘેશ્વરીના મંદિરવાળો ભેંસલો એ રૈવતક, કારણ કે તળેટીમાં રેવતી કુંડ પણ છે જ. અહીં આપણે મહાભારત વગેરે પુરાણકોટિના સાહિત્યનાં પ્રમાણોનો આનુપૂર્વીની દૃષ્ટિએ વિવેક કરવાનો હોય છે. મહાભારત પ્રમાણે રૈવત ક્રીડાશૈલ માત્ર હતો, જેના ઉપર ચડીને વિહાર કરવાનું તદ્દન સામાન્ય હતું. દ્વારકા–દ્વારવતી ફરતે પાણીથી સુરક્ષિત જ હતી, અને યાદવાસ્થળીને અંતે સમુદ્રે એને પાણીમાં સમાવી લીધી. પેલો દ્વારકાની પૂર્વ–ઇશાને દ્વારકાના જ નિકટવર્તી ભૂભાગમાં આવેલો રૈવતક–નાનો ક્રીડાશૈલ પણ પાણીમાં ગરક થયો. પ્રભાસ પાસે કૃતસ્મર નામક ગિરિ હતો તેનો આજે કોઇ અવશેષ નથી; એ પણ રૈવતકના જેવી જ દશા પામ્યો હોવા વિશે શંકા રાખવા જેવું રહ્યું નથી. અને દ્વારકાની વસાહતની ચારે બાજુ ક્રીડાશૈલો હતા એવું પણ જાણવા મળ્યું છે. આ બધા

પાણીમાં વિલીન થવાની અશક્યતા નથી જ. મહાભારતમાં સમગ્ર દ્વારકાને ડૂબાડતા હરિમંદિર બચી ગયાનું કશું મળતું નથી, એ પ્રથમ વાર દેખાય છે વિષ્ણુપુરાણમાં અને પછી ભાગવતમાં. અહીં આપણને પ્રમાણોની આનુપૂર્વી જ આજની દ્વારકાની વિષ્ણુપુરાણના સમય જેટલી પ્રાચીનતા તો બતાવી જ જાય છે. ડૉ. હસમુખ ધી. સાંકળિયાની આગેવાની નીચે દ્વારકાના જગતમંદિરની નિકટમાં કરેલા ઉત્ખનનમાં બે હજાર વર્ષથી તો એક ઉપર એક એમ ત્રણ વસાહતો મળે જ છે, એટલે ડૂબેલી દ્વારકા અને નવી વસેલી દ્વારકાની નિકટતા પણ સમજી શકાય એમ છે. આ સ્થળે નિર્ણય ઉપર આવવાનો કોઈ પ્રયત્ન નથી. પ્રમાણોનો ઉપયોગ કરવામાં કેવી અને કેટલી વિવેકબુદ્ધિ વાપરવાની છે, એ બતાવવા પૂરતો જ આ પ્રયત્ન છે.

અહીં ઇતિહાસની ચર્ચા પૂરતી કરતાં શ્રી. શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈને અભિનંદન આપવાની તક હું જતી કરી શકતો નથી. બાર વર્ષ પૂર્વે એમણે સૌરાષ્ટ્રનો ઇતિહાસ પ્રસિદ્ધ કર્યો હતો. આ દિશામાં એ એક ગણ્ય કોટિનો પ્રયત્ન હતો. ગયે વર્ષે જ એમણે નવેસરથી લખી સૌરાષ્ટ્રનો ઇતિહાસ પ્રજા સમક્ષ મૂક્યો છે, મારા અભિપ્રાયે એમાં કાચો મસાલો વિપુલ પ્રમાણમાં ભર્યો છે. સૌરાષ્ટ્રના સર્વાંગીણ ઇતિહાસના લેખનમાં એ ખૂબ ઉપયોગી થઈ પડશે. ફારસી ભાષા ઉપરનો એમનો કાબૂ મુસ્લિમ તવારીખોમાંના ઘણા વિસંવાદો દૂર કરવામાં ઉપયોગી નીવડયો છે.

## ૪. પુરાતત્ત્વ-સંશોધન :

આજે હવે એ અત્યંત સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે રાજાઓના વિગ્રહ અને રાજ્યોની ઊથલપાથલોમાં 'ઇતિહાસ' મર્યાદિત નથી રહ્યો; ત્યાં ત્યાંની પ્રજાઓની સભ્યતા અને સંસ્કૃતિ વિશેની સર્વાંગીણ માહિતી એનું નામ 'ઇતિહાસ' છે, અને સર્વાંગીણ માહિતી કાંઈ ગ્રંથસ્થ જ થઈ હોતી નથી. ગ્રંથસ્થ માહિતીઓ પણ એટલી અપૂર્ણ હોય છે કે એમાંથી કોઈ ચિત્ર ખડું થઈ શકતું નથી. સાચો ઇતિહાસ તો ભૂગર્ભમાં દટાયેલો પડયો હોય છે આપણે જોયું કે આ ગુજરાતના ઇતિહાસયુગનો આરંભ તો ચંદ્રગુપ્ત મૌર્યના સમયથી જ. એ પૂર્વેના આદ્ય-ઇતિહાસયુગ—એનો સમય પ્રાચીનતમ વૈદિક સંહિતા ઋગ્વેદનાં પ્રાચીન મંડલોનો તે—નો સમય જ્યારથી પ્રતિપાદિત કરિયે, વધારે સાચું એ કે પુરવાર કરિયે, અને એ પૂર્વેનો પ્રાગ્ ઇતિહાસયુગ. આ પ્રાગ્-ઇતિહાસ યુગનો આરંભ તો અનંતકાળમાં પડયો છે. આ પૃથ્વીની સપાટી ઉપર આદિમાનવ ક્યારે હતો. ત્યાંથી માંડીને આ આરંભ ઇતિહાસવિદો છેક આદિમાનવનું અસ્તિત્વ પૃથ્વીની સપાટી ઉપર થયું ત્યારથી ઇતિહાસનો સગડ મેળવવા ઉત્સુક રહ્યા છે. અને તેથી જ ભૂગર્ભના થરોની તપાસને પણ આજે ભારે મહત્ત્વ આપવામાં આવે છે. લાખો અને કરોડો વર્ષ પૂર્વે ચેતન પ્રાણીઓનો વિકાસ થયો એ જાણવાનું ભૂગર્ભમાં દટાયેલા જડ ચેતન પદાર્થોના અશ્મીભૂત થયેલા પદાર્થો (Fossils)થી શક્ય બન્યું છે. સાબરમતીની ખીણમાં આજથી ત્રીજા દાયકાના પ્રથમ પાદમાં ડૉ. હસમુખ સાંકળિયાની આગેવાની નીચે ઉત્ખનન વગેરે પ્રકારોથી સંશોધન કાર્ય થયું ત્યારે આ ભૂમિમાં વસતા આદિ માનવનો સગડ હાથ લાગ્યો. આ બધી વાતો લાખ-બે લાખ વર્ષ ઉપર સહેજે જાય છે. અને એ રીતે ભૂમિની વસાહતના ઇતિહાસના તાણાવાણા મેળવી શકાય છે. એની પાસે સિંધુ સભ્યતા અને સંસ્કૃતિના સમયની વાતો કેવી અર્વાચીન છે એ સમજી શકાય એમ છે. છતાં ભારતવર્ષના ભૂતળ ઉપર એ સભ્યતા અને સંસ્કૃતિનો ભૂમિની સપાટી નીચે થોડા જ મીટર નીચેથી ખ્યાલ મળતાં જ આપણા દેશના જ ઇતિહાસની વચ્ચે ખૂટતી કડી જાણવાની-ભારતવર્ષના માની લીધેલા ઇતિહાસ વિશેની માન્યતાને જુદો વળાંક આપવાની—દિશા ખૂલતાં પણ ઇતિહાસ-સંશોધકોએ કેવો આનંદ અનુભવ્યો ! આજે ઇતિહાસના ત્રણ તબક્કાઓમાં પ્રાગ્-ઇતિહાસનો આરંભ આપણે માટે તો ત્યાંથી જ છે એવો સંતોષ લઈ શકાય છે, કારણ કે વર્તમાન સામાજિક અને ધાર્મિક ઇતિહાસનાં મૂળ ત્યાં સરળતાથી પહોંચે છે.

અને ભારતવર્ષના સિંધુ સભ્યતા અને

સંસ્કૃતિના યુગની પરંપરા ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છમાં સતત ચાલુ રહી હતી અને એનો સવિશેષ ખ્યાલ આપનારાં ઉત્ખનનોએ આર્ય સભ્યતા અને સંસ્કૃતિનું સંમિશ્રણ તબક્કાવાર કેમ થતું રહ્યું હતું એ બતાવી પણ આપ્યું છે. આજે ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છનો લગભગ સળંગ ઇતિહાસ મેળવવાની એનાથી સુવિધા ઊભી થઇ છે. આવાં સ્થાનો સહજ રીતે પણ મળી આવે છે. આ પહેલાં જ કચ્છના નખત્રાણા તાલુકાના નવા ખિરસરા ગામ નજીકની ગઢવાળી વાડીના સ્થાનની અચાનક થયેલી મુલાકાતના ફળ વિશે નિર્દેશ કર્યો જ છે. આપણી પાસે તાલીમ લીધેલા કાર્યકરો પણ છે જ. અમારે માટે તો આનંદની વાત છે કે ભો. જે. વિદ્યાભવન છેલ્લા ત્રીસ વર્ષોથી 'ભારતીય સંસ્કૃતિ' શાખામાં અનુસ્નાતક વિદ્યાર્થીઓ તૈયાર કર્યે જાય છે તેઓ આ ક્ષેત્રે ગણ્ય કોટિની સેવાઓ આપ્યે જાય છે. એમાંના જ એક શ્રી પુરુષોત્તમ પી. પંડયા, જેમણે પ્રભાસપાટણ પાસે હિરણના કાંઠા ઉપર 'નગરા'ના અવશેષોમાંથી સિંધુ સભ્યતા અને સંસ્કૃતિની કડી મેળવવામાં સફળતા મેળવી હતી તે આજે આપણી પાસે હયાત નથી, જ્યારે શ્રી જયેન્દ્ર નાણાવટી હાલ ગુજરાત રાજ્યના પુરાતત્ત્વ ખાતાના નિયામક તરીકે ફરજ બજાવી રહ્યા છે.

ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છ પાસે એનાં મંદિરો, વાવો અને જૂનાં મકાનોની, એના સમૃદ્ધ કિલ્લાઓ અને તળાવોની સમૃદ્ધિ કયાં ઓછી છે ! અને ગુફાઓ તો ભારતવર્ષની અન્ય ગુફાઓની સરખામણીમાં પોતાનું સ્થાન માનભેર સાંચવી શકે છે. નજીકનાં જ વર્ષોમાં ગોંડળ પાસે ખંભાલીડાની ગુફાને સ્વ. પુરુષોત્તમ પંડયાએ જાણીતી કરી છે. 'પથિક'-ના તંત્રી શ્રી માનસિંહજી બારડ કચ્છની ભાષા–બોલીઓ, શિલ્પ–સ્થાપત્ય વગેરે બતાવવાને માટે છેલ્લા ત્રણ વર્ષથી મને કચ્છમાં લઇ જાય છે. અત્યાર સુધીમાં મારા ચાર પ્રવાસ થઇ ચૂકયા છે. કચ્છના પ્રવાસો ખેડવાનો મારો મુખ્ય આશય તો કચ્છીની બોલીઓ અને કચ્છમાં બોલાતી ગુજરાતી બોલીઓનો પરિચય સાધવાનો હતો, પણ એ જ મુખ્ય ન રહ્યું અને કચ્છના ઇતિહાસ–પુરાતત્ત્વમાં પણ ઊંડે ઊતરવાનો યોગ મળતો રહ્યો છે. મારા પ્રવાસોની સંપ્રાપ્તિઓના હેવાલ ગુજરાત સંશોધન મંડળ–મુંબઈના ત્રૈમાસિકમાં અને શ્રી માનસિંહ બારડના 'પથિક'ના અંકોમાં આવ્યા કરે છે. આ જ રીતે ત્રણ પ્રવાસ પશ્ચિમ સૌરાષ્ટ્રના છેલ્લાં ત્રણ વર્ષોમાં ખેડયા છે અને એની સંપ્રાપ્તિના હેવાલ પણ ગુ. સં. મંડળના ત્રૈમાસિકના અંકોમાં છપાયા છે. તળ–ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં સંશોધનને મને સોંપાયેલા ચારે વિષયોમાં પણ પૂરતો અવકાશ છે: કચ્છના મારા ત્રણ વર્ષ ઉપરના પહેલા પ્રવાસમાં કચ્છની ૮મી–૯મી સદીની કહી શકાય તેવી વાઘમ ચાવડાના પાટગઢની તળભૂમિ અને ૪થી–૫મી સદીની કહી શકાય તેવી–એ નગર નજીકની બૌદ્ધ ગુફાની જાણકારી સૌથી પ્રથમ પ્રસિદ્ધ કરવા ભાગ્યશાળી થયો. છેલ્લા પ્રવાસમાં, આ પૂર્વે સૂચવાયું છે તેમ, નખત્રાણા તાલુકાના નવા ખિરસરા પાસેથી ગઢવાળી વાડીના સ્થાનની હડપ્પાકાલીનતા શોધી કાઢવાની દેરુળપુર–ગૂંતળીમાંના ગૂંતળીનગરની પૂર્વ દીવાલના નદીના ભાઠામાં બીજી–ત્રીજી સદીની એક ગુફા પ્રસિદ્ધ કરવાની, તદ્દન નષ્ટ થઇ ચૂકેલાં ગૂંતળીની તળભૂમિમાં ઢગલા નીચે મકાનનો એક માળ જ શોધી કાઢવાની તક ઝડપી શકયો. બે વર્ષ ઉપરના પશ્ચિમ સૌરાષ્ટ્રના પ્રદેશમાં બરડા ડુંગરની પશ્ચિમ બાજુએ રાણપુર નામક જૂની રાજધાની નજીક વિંગેશ્વર મહાદેવના રૂપમાં બૌદ્ધ સ્તૂપ અને એની નજીક પાંચ બૌદ્ધ ગુફાઓ શોધી કાઢવાની તક પણ મેળવી શકયો. આ મારા પ્રવાસોના ફલસ્વરૂપે જ ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છમાં છેલ્લાં પંદરસોથી સોળસો વર્ષો દરમ્યાન થયેલાં મંદિરોનાં શિખરોનો પણ પ્રત્યક્ષ અભ્યાસ કરવાનો લાભ મળ્યો અને શિખરોના નિરનિરાળા ત્રણ પ્રકારો ઉપરાંત મરાઠાઓના આગમન પછી ચોથો પ્રકાર પણ ખેડાયો, તેનો પરિચય આપવા પણ સમર્થ થઇ શકાયું.

ગુજરાત રાજ્યના પુરાતત્ત્વ ખાતાએ પણ ૧૯૬૪ થી ૧૯૬૮ સુધીનાં ચાર વર્ષોનો હેવાલ હમણાં જ પ્રસિદ્ધ કર્યો છે, જેમાં કેટલીક નવી

સંપ્રાપ્તિઓ નોંધપાત્ર છે. ૧૯૬૪–૬૫ના વર્ષમાં રાજકોટ જિલ્લામાં પાળ નામના ગામમાં હડપ્પીય વસાહત, ભાવનગર જિલ્લામાં હાથબ ગામની જૂની વસાહત, ગોંડળ પાસેના રોઝડીના હડપ્પાકાલીન ટીંબામાંથી સોનાના ૫૨૦ સૂક્ષ્મ પારા વગેરેની સંપ્રાપ્તિ; ૧૯૬૫–૬૬ના વર્ષમાં રાજકોટ જિલ્લામાં જસદણ પાસે અને વલસાડ જિલ્લામાં ઉનાઈ પાસે પદમ ડુંગરીમાંથી બે લાખ વર્ષ જૂનાં પથ્થરયુગનાં હથિયારો, ગોંડળ નજીક રોઝડીના ટીંબામાંથી પથ્થરની કુહાડીઓ, રાજકોટ જિલ્લાના પાળ પાસેથી લઘુપાષાણયુગના અવશેષો, એ જ જિલ્લાના બાબરા તેમજ આણંદપુર–ચોટીલા પાસે હડપ્પીય ટીંબા વગેરે, ૧૯૬૬–૬૭ના વર્ષમાં વડનગરમાંથી ઇ. સ. ૬૭૦ અને ૭૮૯ના બે જોડ પ્રાચીન તામ્રદાનશાસનો, ભરૂચ જિલ્લાના ઝઘડિયા તાલુકાના ઝાંઝપોર ગામે કડિયા ડુંગર ઉપરની બૌદ્ધકાલીન લાગતી સંત ગુફાઓ વગેરે; ૧૯૬૭–૬૮માં જસદણના બોરા ગામની ગુફા, ભૂજ (કચ્છ) નજીક રામપર વેકરાનો હડપ્પાકાલીન ટીંબો, અને રાજકોટ જિલ્લાના કોટડાસાંગાણી તાલુકામાં એવો જ ખરેડાનો ટીંબો, ઉપરાંત ઇતિહાસયુગના છ જેટલા ટીંબાની મોજણી-આ સંપ્રાપ્તિ ઘણી આશા આપનારી છે. સાબરકાંઠા પોશીના નજીકના પ્રાચીન મંદિરોના સંરક્ષણનું કામ પણ નોંધપાત્ર છે. અહીં મ. સ. યુનિવર્સિટીના પુરાતત્ત્વ ખાતાને ન ભૂલી શકાય. દેવની મોરી, શામળાજી, નગરા, જોખા ધાતવા વગેરેનાં ઉત્ખનનો અને તપાસો ખૂબ જ મહત્ત્વપૂર્ણ નીવડ્યાં છે

છેલ્લાં ચાર વર્ષોમાં ચાર કૃતિઓ ઇતિહાસને લગતી પ્રસિદ્ધ થઈ છે તેમાં ગયે વર્ષે પ્રસિદ્ધ થયેલ છે તે શ્રી. શંભુપ્રસાદ હ દેસાઈના 'સૌરાષ્ટ્રના ઇતિહાસ'ની નવી પરિમાર્જિત આવૃત્તિ વિશે આ પૂર્વે સૂચન થયું છે ડૉ. હરિપ્રસાદ ગં શાસ્ત્રીનો 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ' અને ડૉ. છોટુભાઈ ર. નાયકના 'મધ્યકાલીન ભારત, ભાગ ૧–૨' એ મહત્ત્વની બે કૃતિઓની પણ અહીં નોંધ લેવી જોઈયે અહીં વિનમ્ર ભાવે એ પણ ઉમેરું કે 'સૌરાષ્ટ્રની પ્રાચીન નગરીઓ'ની ગ્રંથમાળા તૈયાર કરી એક એક નગરીની સર્વાંગીણ અથવા મુખ્યતેસરની કહી શકાય તેવી ઐતિહાસિક સંસ્કૃતિક વિગતો આપવાની મારી યોજના છે, જેના ફલસ્વરૂપ 'માંગરોળ–સોરઠ' એ પહેલો ગ્રંથ બે વર્ષ ઉપર પ્રસિદ્ધ થયો છે. અત્યારે 'ધૂમલી' વિશે લેખનકાર્ય ચાલુ છે. આની પાછળનો મારો આશય ત્યાં ત્યાંના રાજવંશોની તેમજ એ પ્રદેશમાં આવી વસેલી જાતિઓ વિશે પણ પ્રામાણિક વિગતો સાદર કરવાનો છે અહીં શામળાજી, અમરેલી, દ્વારકા, દેવની મોરી, અને 'નગરા' વિશેનાં ઉત્ખનનોના પ્રસિદ્ધ થયેલા હેવાલોને પણ આપણે ભૂલી ન શકિયે

ગુજરાતના વિદ્વાનો ઉપરના ચારે ક્ષેત્રોના ગણ્યા ગાંઠ્યા જ છે. ગુજરાતી ભાષા અને બોલીઓના ક્ષેત્રમાં ડૉ. ત્ર્યંબકલાલ ન દવે, ડૉ. પ્રબોધ બ. પંડિત, ડૉ. હરિવલ્લભ ચુ ભાયાણી, ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા, અધ્યા. શાંતિલાલ આચાર્ય વગેરે વ્યવસ્થિત કામ કરી રહ્યા છે. મારાથી પણ મારા દ્વારા તેમજ મારા શિષ્યો દ્વારા કરાવી રહ્યો છું. 'સોરઠની બોલી' ઉપર મારા એક અંતેવાસી અત્યારે કામ કરી રહ્યા છે જૂની ગુજરાતી ભાષાના ક્ષેત્રે ડૉ. હરિવલ્લભ ભાયાણી અને મારા અંતેવાસી ડૉ. શિવલાલ યુ જેસલપુરા વ્યવસ્થિત કામ કરી રહ્યા છે. ઇતિહાસ–ક્ષેત્રે પ્રો. રસિકલાલ છો. પરીખ, ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી, એમનો બહોળો શિષ્યવર્ગ, શ્રી ડેલરરાય ર. માંકડ શ્રી શંભુપ્રસાદ હ દેસાઈ વગેરે વ્યવસ્થિત કાર્યો કરી રહ્યા છે. આ ક્ષેત્રે મારા ગજા પ્રમાણેની સેવા આપવાનો મારો પ્રયત્ન પણ ચાલુ છે પુરાતત્ત્વના ક્ષેત્રે ગુજરાત રાજ્યના પુરાતત્ત્વ ખાતાના નિયામક શ્રી. જયેંદ્ર નાણાવટી, પશ્ચિમ વર્તુલના શ્રી છોટુભાઈ અત્રિ એ બેઉ વિદ્વાનો સતત સજાગ છે વડોદરા યુનિના ડૉ. રમણલાલ નાગરજી મહેતા ઉત્ખનનના કામમાં સતત સંલગ્ન રહ્યા છે, તો ડૉ. હરિલાલ ગૌદાણી, શ્રી મધુસૂદન ઢાંકી, શ્રી હરિશંકર પ્ર. શાસ્ત્રી, શ્રી મુકુંદ રાવળ વગેરે વિદ્વાનોના પ્રદાન ચાલુ છે. અહીં સબહુમાન ઉલ્લેખ કરવાનું ન ભૂલિયે કે ડૉ. હસમુખ ધી. સાંકળિયા અત્યંત પુરાયુગથી લઈ છેક ઇતિહાસ યુગ સુધીના ઉત્ખનનો અને સંશોધનો પાછળ પોતાનો સમગ્ર સમય આપી રહ્યા છે. સૌરાષ્ટ્ર અને કચ્છના મારા વાર્ષિક પ્રવાસોના ફળ ર૯૯૧ છે, છતાં પણ વ્યવસ્થિત રજૂ થતાં આવે છે ચારે ક્ષેત્રે પ્રવૃત્તિ થોડા ઝાઝા પ્રમાણમાં ચાલુ છે એ ભારી આશા આપનારી વાત છે આવા કામો પાછળ રાજ્યનો આશ્રય અને યુનિવર્સિટીઓની સહાયોનો પ્રવાહ વહેતો રહે તો કામો વધુ ઝડપભેર આગળ વધે.

# ગાંધી દર્શન

(ગાંધી દર્શન વિભાગના અધ્યક્ષસ્થાનેથી આપેલું વ્યાખ્યાન) શ્રી. મનુભાઈ પંચોળી

ગાંધી શતાબ્દિના આ વર્ષમાં ગુજરાતી સાહિત્ય પરિષદની સ્વાગત સમિતિએ "ગાંધી દર્શન" વિભાગની યોજના કરી તે સહજ અને સુયોગ્ય છે. તે માટે તેમને પ્રથમ હું ધન્યવાદ આપીશ, કારણ કે ગાંધીજીના વિચારો પર મનન કરવાની આજે જેટલી જરૂર છે તેટલી કદી ન હતી.

ગુજરાતી ભાષા અને સાહિત્ય પ્રત્યેનો ગાંધીજીનો અનુરાગ, અને તે ભાષા વાંચનારાઓને કાંઈક આપી જવાની મહાત્મા થવા છતાં તેમણે સેવેલી વાસના અનાસક્તિયોગની પ્રસ્તાવનામાં શબ્દબદ્ધ કરી છે. "ગુજરાતી ભાષાનું મારું જ્ઞાન ઓછું હોવા છતાં તેની વાટે ગુજરાતીઓને મારી પાસે રહેલી જે કંઈ મૂડી હોય તે આપી જવાની મને હંમેશાં ભારે અભિલાષા રહેલી છે."

માતૃભાષાનો આદર, મહિમા જ એમણે આપણને નથી બતાવ્યાં, પણ પોતાના લેખનદ્વારા ગુજરાતી ભાષાના સામર્થ્ય અને સંયત સાદગીભર્યા સૌંદર્યને સ્થાપિત કરેલ છે તે આપણે સૌ જાણીએ છીએ.

ગાંધીજી સાહિત્યકાર હતા કે નહિ તેની ચર્ચા એમના જમાનામાં પણ સાહિત્યને ટૂંકા અર્થમાં લેનારા કેટલાક લોકો કરતા અને હજી પણ કોઈકવાર ઊઠે છે. પણ ગુજરાતમાં તેઓ હોત જ નહિ, યા ગુજરાતમાં તેમનું લખવા–બોલવાનું થયું જ ન હોત તો ગુજરાતી સાહિત્ય અને ભાષાનું કાઠું આજે કેવું હોત તે વિચારતાં જ ધ્રાસ્કો પડે છે.

પણ ખુદ ગાંધીજીને પૂછયું હોત તો તેઓ તો ગુજરાતી ભાષાના પ્રેમીથી વધારે કશો દાવો ન કરત; તત્વત : તેમનો દાવો તો નમ્ર સત્યશોધકનો જ હતો, અને સત્યની શોધ કરતાં ચડિયાતો પુરુષાર્થ પ્રજાજીવનના ઉદય માટે બીજો એકેય નથી જ.

આખરે હરેક પ્રજાની ભાષા તે પ્રજાના પુરુષાર્થમાંથી ઘડાઈ હોય છે. મનુષ્યના ચિત્તમાં ઊઠતા ભાવો જે સાહિત્યક ભાષાનું જન્મસ્થાન છે, તે કાં તો તૃપ્ત ભાવોનું પુનર્નિર્માણ હોય અને કાં તો અતૃપ્ત ભાવોનું કલ્પનોત્થ ચિત્રણ હોય.

આમ હોવાથી પ્રજાનો પુરુષાર્થ જેટલો પ્રબળ, ઉચ્ચાશયી અને વ્યાપક તેટલી તે પ્રજાની ભાષા સમૃદ્ધ અને સ્ફોટક ગુણોવાળી બનવાની.

અને ગાંધીજીનો નમ્ર સત્યશોધકનો પુરુષાર્થ એક બીજું પણ વિશેષ લક્ષણ ધરાવે છે, તે એ કે એ પુરુષાર્થ સામૂહિક હતો.

તેઓ માનતા કે "બીજાના જેવું જ મને પણ સડીને ગંધાઈ ઊઠે તેવું ખોળિયું મળેલું છે." અને બીજાની જેમ જ પોતે પણ ભૂલને પાત્ર છે. આથી જ તે માનતા કે પોતાને માટે જે શકય બન્યું છે તે બીજાને માટે પણ શકય છે.

આમાંથી તેમના ભારેમાં ભારે પ્રયોગો પણ હમેશાં સામૂહિક અને અપ્રગટ રાખવાનું વલણ કેળવાયું હતું.

હું જ્યારે 'પ્રજાકીય પુરુષાર્થ' શબ્દ વાપરું છું ત્યારે આ સંદર્ભમાં વાપરુ છું. ભાગ્યે જ બીજા કોઈ મહાપુરુષે આ વસ્તુ ચરિતાર્થ કરી છે.

ગાંધીજી પૂર્વેનાં આપણાં ભાષા, સાહિત્ય અને તેમના આગમન પછીનાં આપણાં ભાષા અને સાહિત્ય વચ્ચે જે યુગપલટા જેવો ફેરફાર દેખાય છે તેનું મારા નમ્ર મતે કારણ ઉપર કહ્યું તે છે. તેમના જમાનામાં ગાંધીજી બોલતા નહોતા–દેશ બોલતો હતો. ગાંધીજી જ પ્રયોગો કરતા નહોતા, દેશ આખો પ્રયોગશાળા બની ગયો હતો. તેમનાં અનુભવ–ચેતના વૈયક્તિક નહિ, સામૂહિક બની રહ્યાં હતાં.

આ પ્રયોગોનો પાયો શો હતો ? તેની દિશા શી હતી.

ગાંધીદર્શનનો પાયો વ્યકિતગત અને સામાજિક જીવનની રચના સત્ય અને અહિંસાને વળગી રહીને થાય તે છે. મનુષ્યમાં રહેલ ઇશ્વરી તત્ત્વનો વિકાસ આ સિવાય સંભવિત નથી અને એ તત્ત્વને પિછાણ્યા સિવાય મનુષ્યને શાંતિ મળવાની નથી ગાંધીજી પૂર્વના દાર્શનિકો આ બે ગુણોનો વિકાસ વ્યકિતગત જીવનમાં થાય તેટલુ જ પૂરતુ ગણતા હતા તેમણે કહ્યુ છે :

If non violence could not affect the masses, it is waste of effort for individuals to cultivate it Truth and non-violence are thus no cloistered virtues, but applicable as much in forum and the legislatures as in the market place"

તેમની પૂર્વેના વિચારકો આ ગુણો વ્યક્તિઓ આચરી શકે તેમ માનતા પણ ગાંધીજીને તે પૂરતુ ન લાગ્યુ તેઓ કહેતા 'જૈસા જુગ વૈસા જોગી પોતાના યુગને ઓળગી જઈને કોઇ યોગી ન બની શકે. અને બીજુ સત્ય-અહિંસા વર્તમાન વચ્ચે ચલાવવાનાં છે બખતરની કસોટી યુદ્ધ છે તેમ આ ગુણોના વિકાસ માટેની કસોટી માણસનુ સામાજિક વર્તન એ પાયા પર સ્થિત થાય તે છે વ્યાજ પર બેઠાડુ જિંદગી ગાળી શકવાનુ તત્કાલીન સમાજમાં સ્વીકૃત હોય છે પણ તેમાં અહિંસા કે સત્ય નથી અને જો નથી તો તે પાપ જોડે અસહકાર કરવાની સત્ય અને અહિંસાના ઉપાસકની ફરજ છે અને તેમ ન કરે તો પોતે કોઈક ભ્રમણામાં છે અધમ સમાજમા ઉત્તમ વ્યકિતઓનો પરિપાક સંભવિત નથી સત્ય અને અહિંસા જો ગુફામાં વસતા યોગીઓ માટે શક્ય હોય તો તેમને તેની કિંમત નહોતી તેઓની દઢ માન્યતા હતી કે જીવનનાં બધાં જ ક્ષેત્રોમા આ ગુણોનુ સાર્વભૌમત્વ સ્થાપવુ જોઇએ, પછી તે અર્થશાસ્ત્ર હોય, આરોગ્યશાસ્ત્ર હોય કે શિક્ષણશાસ્ત્ર અનાસકિતયોગની પ્રસ્તાવનામાં કહ્યુ છે 'સામાન્ય માન્યતા એવી હોય છે કે ધર્મ અને અર્થ પરસ્પર વિરોધી વસ્તુ છે વ્યાપાર ઈત્યાદિ લૌકિક વ્યવહારમાં ધર્મ સચવાય નહિ, ધર્મનો ઉપયોગ કેવળ મોક્ષને અર્થે કરાય ધર્મને સ્થાને ધર્મ શોભે, અર્થને સ્થાને અર્થ" "મારી મતિ પ્રમાણે ગીતાકારે આ વહેમને દૂર કર્યો છે તેણે મોક્ષ અને વ્યવહાર વચ્ચે આવો ભેદ રાખ્યો નથી પણ વ્યવહારમાં ધર્મ ઉતાર્યો છે જે ધર્મ વ્યવહારમાં ન લાવી શકાય તે ધર્મ નથી એવી સૂચના ગીતામાં છે એમ મને લાગ્યુ છે" એ જ પ્રસ્તાવનામાં આગળ સ્પષ્ટ કર્યુ છે 'લૌકિક કલ્પનામાં ભકત એટલે વેવલો માળા લઈને જપ કરનાર સેવાકાર્ય કરતાં પણ તેની માળામાં વિક્ષેપ આવે તેથી ખાવા-પીવા વગેરે ભોગ ભોગવવાને સમયે જ માળાને હાથમાંથી મૂકે ઘંટી ચલાવવાને સારુ કે દરદીની સારવાર સારુ કદી નહિ"

માણસમાં જો વિસંવાદ કે સંઘર્ષ પડયો હોય તો તેનો પડછાયો કે તેની આજુબાજુના સમાજમાં પડયા વિના રહે નહિ, તેમ જ મનુષ્યની આજુબાજુના સમાજમાં જે વિસંવાદ કે સંઘર્ષ પડયો હોય તેનો ઓછાયો તે મનુષ્યના ચારિત્ર્ય પર પડયા વિના ન રહે સમાજ અને મનુષ્ય બન્ને સંલગ્ન, પરસ્પરાશ્રયી પરસ્પરને ઘડનારા છે

આ વાત સ્વીકારાઈ નહોતી તેથી એક વિસંવાદ ચાલ્યા કરતો હતો ગુસાંઈજી મહારાજનું "ઢોર ગંવાર, પશુ અરૂ નારી, યે સબ તાડન કે અધિકારી' આ આંતરવિસંવાદનો નમૂનો છે આ વિસંવાદ ટાળવાના ઉપાયો શોધવામાં નહેતા આવ્યા તેવુ પણ નથી સમાજરચના બદલી નાંખો એટલે મનુષ્ય બદલાઈ જશે રાજસત્તા કબજે કરો, તેને પોતાના હાથમાં રાખી સમાજમાં ચાલતા હરેક પ્રકારના અન્યાયો દૂર કરો નવા અવિસંવાદી માનવોનો જન્મ થશે આ માટે જે હિંસા, કપટ, જુઠ્ઠાણુ જરૂરી હોય તે વાપરો કાંટાથી જ કાંટો નીકળે તેમ કહેવાતુ

ગાંધીજી આવાં સરળ સૂત્રોની જાળમાં ફસાયા નહોતા માણસ તેની સમાજરચના કે અર્થરચનાનું માત્ર પ્રતિબિંબ છે તેવુ તેમણે માન્યુ નહોતુ માણસને સદ્ગુણો શીખવો એટલે સમાજ બદલાઈ જશે તેવા વ્યક્તિ-સુધારણાના માર્ગને પણ તેમણે પૂરતો નહોતો ગણ્યો ગાંધીજીએ વ્યક્તિની સ્વસુધારણા કરી કે કરતા કરતા સમાજના દોષો સામે સત્યાગ્રહ કરતાં

શીખવ્યું. કારણ કે માણસ પોતાની જાતને સુધાર્યા સિવાય સમાજને સુધારવા જાય તો દંભ વધી નવો વિસંવાદ જન્મે છે. વાઢકાપમાં વપરાતાં ઓજારો પ્રથમ જંતુવિહીન જોઈએ, નહિતર ઓજાર જ જંતુ વધારવાનું સાધન બને.

તેમણે સત્ય અને અહિંસાને એક જ સિક્કાની બે અવિભાજ્ય બાજુ ગણાવી હતી. અહિંસા વિનાનું સત્ય તે અહંમન્ય—સ્વસંતુષ્ટ સરમુખત્યારીમાં પરિણમી શકે છે. અહિંસા વિનાનું સત્ય એટલે ઝનૂન. આવા સત્યે અનેક જોન ઑફ આર્ક અને અનેક હસ કે ગેલિલિયોના ભોગ રજમાત્ર થડકાર વિના લીધા છે. યુરોપના પ્રોટેસ્ટંટ–કેથલિકનાં યુદ્ધો અને ઇંકવીઝીશનો, કે રશિયા–ચીનની દશકે દશકે થતી પરસ્પરની કતલ કે સફાઈ આની સાહેદી છે. અહિંસા વિનાનું સત્ય છેવટે સ્વકેન્દ્રી સરમુખત્યારીમાં પરિણમે છે. ત્યારે બીજી બાજુ સત્યથી વિખૂટી પાડેલી અહિંસા વેવલાઈ, દંભ કે આત્મપ્રતારણાને જન્મ આપે છે.

દૂધની સફેદાઈ અને સ્વાદ જેમ અભિન્ન છે તેમ ગાંધીદર્શનમાં સત્યઅહિંસાનું મનાયું છે.

આ દર્શન તેને સ્વીકારનારમાં સત્ય ને માટે કેસરિયાં કરવાની શકિત અને અહિંસાને કારણે પ્રતિસ્પર્ધીને ચાહવાની વૃત્તિ પેદા કરે છે. સોક્રેટીસની જેમ તે માને છે કે માણસ પાપ કરતો નથી. ભૂલથી દોષ કરે છે. દરેક પાપ તેના આચરનારને અવશ્ય નુકસાન કરે જ છે. પોતાને નુકસાન કરવાનું કોઈ પસંદ કરે નહિ, છતાં માણસ પાપ કરે છે તે શા કારણે ? ખોટી સમજ કે અધૂરા જ્ઞાનને કારણે. જો તેને પોતાનું પગલું પોતાને જ નુકસાન કરી રહ્યું છે તેમ ખાતરી થાય તો તે દોષમાંથી નિવૃત્ત થયા વિના ન રહે. આથી તેને કોઈકે ખાતરી કરાવી આપવાની રહે છે કે તેનો દૃષ્ટિદોષ છે. આવી ખાતરી માત્ર દલીલથી ન થાય. દલીલમાં પ્રેમ, સક્રિય પ્રેમ ભળવો જોઈએ. પ્રેમનું પ્રથમ લક્ષણ અભયદાન છે. વિરોધીને અભય બક્ષ્યા પછી જ સત્યાગ્રહ ચાલે છે. આ વાતને આજની સાહિત્ય પરિષદના પ્રમુખે જ પોતાની કાવ્યબાનીમાં જે રીતે કહી છે તેથી વધારે સારી રીતે હું ભાગ્યે જ કહી શકું !

“હણો ના પાપીને, દ્વિગુણ બનશે પાપ જગનાં
લડો પાપો સામે અડગ દિલના ગુપ્ત બળથી.
પ્રભો સાક્ષી રાખી, હૃદયભવને શાંત મનડે
પ્રતિદ્વેષી કેરું હિત ચહી લડો, પાપ મટશે.”

કવિએ ‘લડો—લડો’ તેમ બે વાર કહ્યું છે. સાચે જ ગાંધીજી મહાન લડવૈયા હતા જ. તેમને લાંબો વખત એકાદ લડાઇ વિના ચેન પડતું નહિ. દલીલમાં તેમનો વિરોધ સમાપ્ત થતો હોત તો તે સુધારાવાદી ગણાત. પણ સક્રિય વિરોધ તેમની નસેનસમાં હતો. આથી ઘણીવાર એક સત્યાગ્રહ પૂરો થયો ન હોય ત્યાં તે બીજો ઉપાડતા.

પણ તેમના સત્યાગ્રહના બે મોરચા હતા. સરકાર સામેનો એક મોરચો અને પ્રજા સામેનો બીજો મોરચો. તેમાંયે બીજો મોરચો તેમને મન અગત્યનો હતો. લોકશાહીમાં સરકાર અગત્યની ન હોય, લોક શબ્દ જ કેન્દ્રસ્થાને હોય તો લોકવર્ગને ઊંચે લેવો તે જ સાચી વ્યૂહરચના છે. લોકશાહીમાં શાહી “શેડો” અને લોક “સબસ્ટન્સ” છે. તેમણે માન્યું હતું: “દૂધમાં જેટલું ફેટ હોય તેટલું જ વલોણામાં નીકળે. એટલે વલોણાનો વાંક કાઢવા કરતાં કેવા કેવા ફેરફારોથી દૂધમાં ફેટ વધે તે તરફ ધ્યાન આપવું જોઈએ.”

તેઓએ જોયું કે પરદેશી રાજ્ય આપણા લોકોની કેટલીક એબોને કારણે આવ્યું છે અને ટક્યું છે. તાવ તો અંદરના રોગને કારણે છે, એટલે તાવનો સામનો કરવો, તે વધતો ન જાય તે પણ જોવું. તે માટે તાત્કાલિક ઉપાય કરવા પડે તે કરવા, પણ જે કારણોસર તાવ આવ્યો છે તેને શોધી તેનું નિવારણ કરવાને પૂરી અગત્ય આપવી. આ ઉપાયોને તેમણે રચનાત્મક કાર્યક્રમ નામ આપ્યું અને તેમણે ત્યાં સુધી કહ્યું કે રચનાત્મક કાર્યક્રમનો પૂર્ણ અમલ એટલે સ્વરાજપ્રાપ્તિ. શરૂમાં તેમણે ખાદી, અસ્પૃશ્યતાનિવારણ, રાષ્ટ્રીય શિક્ષણ અને હિંદુ–મુસ્લિમ ઐક્ય એ ચાર મુદ્દાઓ દેશ પાસે મૂકયા. અને દેશ તેનો પૂરો અમલ કરે તો “એક વર્ષમાં સ્વરાજ’ લવાય તેવી શ્રદ્ધા જણાવી.

પહેલા ત્રણ કાર્યક્રમો આપણે કંઈક પણ કરી શકયા. જાડી, ખરબચડી, રૂપરંગ વિનાની ખાદી આપણે પહેરી. પહેરી જ નહિ પણ તેમાં ઘણા ઘણા ગુણ જોયા. તે માટે લાઠીઓ ખાધી, જેલયાત્રાઓ કરી. રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ પણ ઊભી કરી અને તે દ્વારા નવા સમાજ માટે, ફેરફાર વધાવી લેનારી આગેવાનોની આછીપાતળી હરોળ ઊભી કરી. જો આંકડા કાઢવામાં આવે તો ત્રીજી ચૂંટણી સુધી આપણી ધારાસભા કે સંસદમાં ગુજરાત વિદ્યાપીઠ, કાશી અને બિહાર વિદ્યાપીઠના સ્નાતકો ઝળકતા દેખાશે

અસ્પૃશ્યતાનિવારણના કામે જ દેશના ત્રણ ભાગલા થતા રોકયા હરિજનોને આંબેડકર કરતાંયે ગાંધી અને કોંગ્રેસમાં વધારે વિશ્વાસ છે તેમ એકથી વધારે ચૂંટણીઓમાં તેમણે બતાવ્યું.

પણ હિંદુ–મુસ્લિમ એકયના મુદ્દા પર આપણે મામૂલી કામ કર્યું. તેમાં જોઈએ તેટલી દિલચસ્પી સૌએ ન લીધી. તેનાં કારણો પણ હશે જ. પણ ઈતિહાસ કારણોને દાદ નથી દેતો; તે તો ક્રિયાને વશ છે.

પરિણામ વિચ્છેદની હૃદયભાંગતી શોકાંતિકા !

જે દોષ આપણા સમાજમાં હતો, જેનું નિવારણ સ્વરાજનો સ્વાદ ચાખવા આવશ્યક હતું, તે આપણે દૂર ન કરી શકયા અને પરિણામે આજે પણ સ્વાદ વિનાનું સ્વરાજ અનુભવીએ છીએ.

ગુલામી અંગ્રેજોના દોષે આવી છે તેવું સસ્તું વિધાન તો સો કોઈ કરતા હતા. પણ ગુલામી સ્વરાજ માટે આવશ્યક ગુણોના અભાવે આવી છે એ ગુણો કેળવ્યા વિના સ્વરાજ આવે નહિ, આવે તો તેમાં સ્વાદ રહે નહિ તેમ કહેનાર તો ગાંધીજી એક જ હતા.

ખભે ખાદીના તાકા લઈ, ગામડાં ઘૂમનારા રચનાત્મક કાર્યકરો તે દ્વારા આમ અને ભદ્ર વર્ગનું અનુસંધાન કરી દેશનું ઐકય સ્થાપતા હતા અસ્પૃશ્ય મનાતા દેશજનોને ભેટી, ભેદની દીવાલોને તે તોડતા હતા.

લોકોને મત મળ્યો તે પૂર્ણ સ્વરાજ નથી. પણ મત મળ્યો તે સારું થયું છે. પણ તે મંત્રદ્વારા જ દેશનું ઐકય પણ થઈ શકે છે અને અનૈકય પણ થઈ શકે છે. પ્રાંતવાદ, ભાષાવાદ, નદીપાણીના ઝઘડા શિવસેના, ગોપાલ–કિસાનસેના. વગેરે બધાનો ઉત્પાત સર્જવામાં મતશક્તિનો ફાળો છે જ. કારણ કે આખરે મત તો એક પાઇપલાઈનનો નળ છે. તેમાંથી શું વહેશે તેનો આધાર ટાંકીમાં–મતદારના મનરૂપી ટાંકીમાં–ચોક્ખું પાણી છે, મેલું પાણી છે કે દૂધ છે તેના પર રહેલો છે.

૧૯૩૦માં ઘર છોડીને નીકળ્યો ત્યારે માનતો તેમજ હજુયે માનું છું કે સ્વરાજમાં લોકોને ભૂલ કરવાનો પણ અધિકાર છે, તે જ સ્વરાજની આખરી સાબિતી છે પણ લોકો ભૂલ–દોષ ન કરે, તેમના મનના ટાંકામાં નિર્મળ પાણી પ્રવેશે, મેલું પાણી પ્રવેશ્યું હોય તો પણ તેનો મેલ કલોરિનથી કપાઈ જાય તે જોવાની આગેવાનોની–ભણેલાની લોકહિતચિંતકેની ફરજ છે. તે ફરજ દહાડે દહાડે ઓછી બજાવાય છે અને તેથી મતદાન સંકુચિત વૃત્તિનું મતદાન થતું જાય છે.

સંપૃકત સત્ય અને અહિંસાના વિચારમાંથી એક બીજી ઉપપત્તિ પણ ગાંધીએ આપી છે અને તે વિકેન્દ્રિત સમાજરચનાની. કેન્દ્રિત અને જટિલ સમાજરચનામાં લોકશાહી હોય તોપણ વ્યક્તિ પરસંચાલિત પ્યાદું જ બની જશે. સમાજમાં રહેવા છતાં તે ઐકયને બદલે એકાકી ભાવ અનુભવશે અને તો આત્માએ "એકોઽહં બહુસ્યામ્"ની લીલા જે આનંદ માટે શરૂ કરી છે તેનો અર્થ નહિ રહે. આ ખાલીપણાની ભયાનકતાએ દુનિયાના સૌથી સમૃદ્ધ સમાજમાં એલ. એસ. ડી., મારજુરિના જેવા ચિત્તને બેહોશ, પરવશ ને બેજવાબદાર બનાવનારાં માદક દ્રવ્યોનો ફેલાવો કર્યો છે; ગુનાખોરીની સંખ્યા વધારી છે અને કેંદ્રિત ઉત્પાદનવાળું વાજબી વિતરણ પણ વ્યક્તિત્વના સુમેળભર્યા ઉન્મેષ માટે પૂરતું નથી તેમ સાબિત કર્યું છે. ત્રિકાલદર્શી ઋષિની જેમ ગાંધીજીએ સમજાવેલું જ કે સસ્તા ઉત્પાદનનું ગાંડપણ આખરે માણસને જ સસ્તો કરી મૂકશે. અને તેના કામની સાથે કશા હેતુ કે સાર્થકતાનો અનુભવ નહિ

કરે એટલે ભરચક વિપુલતા વચ્ચે એકાકીપણાનો અનુભવ કરતો થશે.

આનો ઉપાય ઉત્પાદન અને શક્ય હોય તો વિતરણ અને ઉપભોગ પણ નાના ઘટકમાં થવાં જોઈએ.

જેમાં બધાંને માણસ ઓળખી શકે તેવડા સમાજમાં તેનો પાયાનો અર્થવ્યવહાર ગોઠવાય તો માણસ શ્રમની સાર્થકતા એટલે સર્જકતાનો અનુભવ કરશે.

આવા વિકેન્દ્રીકરણથી કદાચ ઉત્પાદન થોડું થશે, પણ સસ્તા ઉત્પાદન માટે જ માણસનો જન્મ નથી થયો. તે જન્મ્યો છે નિજાનંદ માટે. જો તેનો આનંદ જ ખોવાઈ જતો હોય તો તે સસ્તાપણાંને શું કરવું છે?

યંત્રોનો ગાંધીજીએ નિષેધ નથી કર્યો, તેમણે તેની મર્યાદા વિષે ધ્યાન ખેંચ્યું છે. આ ધ્યાન તેમણે સાચી રીતે ખેંચ્યું હતું તેમ આજે સમૃદ્ધ સમાજ સર્જ્યા પછી વિચારકો સ્વીકારે છે.

પણ ઋષિનો ગુનો એ છે કે તે બીજાના કરતાં વહેલું જોઈ જાય છે અને પછી તેનાથી ચૂપ રહેવાતું નથી.

પણ આ વાત કહેનાર કાંઈ ગાંધીજી પહેલા જ ન હતા. તેમના કરતાંયે પારદર્શક રીતે રસ્કિને તે જોયું હતું અને તેમના કરતાંયે વધારે સચોટ કાવ્યમય ગદ્યમાં તે વાત તેણે કહી હતી:

It may be proved with much certainty that God, intends no man to live in this world without working. But it seems to me no less evident that he intends every man to be happy in his work. It is written 'in sweat of thy brow' but it has never written in the breaking of the heart thou shall eat thy bread.

It is not that men are illfed but that they have no pleasure in work by which they make their bread and therefore they look to wealth as only means of pleasure.

Never had the upper classes so much sympathy with the lower as they have at this day and yet never they were so much hated by them.

We have much studied and much perfected of late the great civilized invention of the division of labour. Only we give it a false name. It is not truly speaking the labour that is divided but the men divided into mere segments of man broken into fragments and crumbs of life so that all the little peace of intellingence that is left in man is not enough to make a pin or a nail. But exhausts itself in making a point of a pin, or the head of a nail. Now it is good a desirable thing truly to make many pins in a day. but if we could only see with what crystal sand their points are polished-sand of human soul-we should think, there might be some loss in it also.

And the great cry that rises from all our manufacturing cities louder than their furnace blast, that we manufacture everthing there except man. We blich cotton and strengthen steel and refine sugar, and shape pottery but to brighten, to strengthen, to refine or to form a single living spirit never enters

પહેલા ત્રણ કાર્યક્રમો આપણે કાંઈક પણ કરી શકયા. જાડી, ખરબચડી, રૂપરંગ વિનાની ખાદી આપણે પહેરી પહેરી જ નહિ પણ તેમાં ઘણા ઘણા ગુણ જોયા તે માટે લાઠીઓ ખાધી, જેલયાત્રાઓ કરી. રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ પણ ઊભી કરી અને તે દ્વારા નવા સમાજ માટે, ફેરફાર વધાવી લેનારી આગેવાનોની આછીપાતળી હરોળ ઊભી કરી. જો આકડા કાઢવામાં આવે તો ત્રીજી ચૂંટણી સુધી આપણી ધારાસભા કે સંસદમાં ગુજરાત વિદ્યાપીઠ, કાશી અને બિહાર વિદ્યાપીઠના સ્નાતકો ઝળકતા દેખાશે

અસ્પૃશ્યતાનિવારણના કામે જ દેશના નવા ભાગલા થતા રોકયા હરિજનોને આંબેડકર કરતાં ગાંધી અને કોંગ્રેસમાં વધારે વિશ્વાસ છે તેમ એકથી વધારે ચૂંટણીઓમા તેમણે બતાવ્યુ.

પણ હિંદુ–મુસ્લિમ ઐકયના મુદ્દા પર આપણે મામૂલી કામ કર્યું તેમા જોઇએ તેટલી દિલચસ્પી સૌએ ન લીધી તેના કારણો પણ હશે જ. પણ ઈતિહાસ કારણોને દાદ નથી દેતો, તે તો ક્રિયાને વશ છે.

પરિણામ વિચ્છેદની હૃદયભાંગતી શોકાંતિકા !

જે દોષ આપણા સમાજમા હતો, જેનુ નિવારણ સ્વરાજનો સ્વાદ ચાખવા આવશ્યક હતુ, તે આપણે દૂર ન કરી શકયા અને પરિણામે આજે પણ સ્વાદ વિનાનું સ્વરાજ અનુભવીએ છીએ

ગુલામી અંગ્રેજોના દોષે આવી છે તેવુ સસ્તુ વિધાન તો સૌ કોઈ કરતા હતા. પણ ગુલામી સ્વરાજ માટે આવશ્યક ગુણોના અભાવે આવી છે એ ગુણો કેળવ્યા વિના સ્વરાજ આવે નહિ, આવે તો તેમાં સ્વાદ રહે નહિ તેમ કહેનાર તો ગાંધીજી એક જ હતા.

ખભે ખાદીના તાકા લઈ, ગામડાં ઘૂમનારા રચનાત્મક કાર્યકરો તે દ્વારા આમ અને ભદ્ર વર્ગનું અનુસંધાન કરી દેશનું ઐકય સ્થાપતા હતા અસ્પૃશ્ય મનાતા દેશજનોને ભેટી, ભેદની દીવાલોને તે તોડતા હતા

લોકોને મત મળ્યો તે પૂર્ણ સ્વરાજ નથી. પણ મત મળ્યો તે સારું થયું છે. પણ તે મતદ્વારા જ દેશનું ઐકય પણ થઈ શકે છે અને અનૈકય પણ થઇ શકે છે પ્રાંતવાદ, ભાષાવાદ, નદીપાણીના ઝઘડા શિવસેના, ગોપાલ–કિસાનસેના વગેરે બધાનો ઉત્પાત સર્જવામાં મતશકિતનો ફાળો છે જ કારણ કે આખરે મત તો એક પાઇપલાઈનનો નળ છે. તેમાંથી શુ વહેશે તેનો આધાર ટાંકામાં–મતદારના મનરૂપી ટાંકીમાં–ચોકખું પાણી છે, મેલુ પાણી છે કે દૂધ છે તેના પર રહેલો છે

૧૯૩૦માં ઘર છોડીને નીકળ્યો ત્યારે માનતો તેમજ હજુયે માનું છુ કે સ્વરાજમાં લોકોને ભૂલ કરવાનો પણ અધિકાર છે, તે જ સ્વરાજની આખરી સાબિતી છે પણ લોકો ભૂલ–દોષ ન કરે, તેમના મનના ટાંકામાં નિર્મળ પાણી પ્રવેશે, મેલુ પાણી પ્રવેશ્યુ હોય તો પણ તેનો મેલ કલોરિનથી કપાઇ જાય તે જોવાની આગેવાનોની–ભણેલાની લોકહિત ચિંતકોની ફરજ છે. તે ફરજ દહાડે દહાડે ઓછી બજવાય છે અને તેથી મતદાન સંકુચિત વૃત્તિનુ મતદાન થતુ જાય છે.

સંપૃકત સત્ય અને અહિંસાના વિચારમાંથી એક બીજી ઉપપત્તિ પણ ગાંધીએ આપી છે અને તે વિકેન્દ્રિત સમાજરચનાની. કેન્દ્રિત અને જટિલ સમાજરચનામાં લોકશાહી હોય તોપણ વ્યક્તિ પર સંચાલિત ખ્યાદુ જ બની જશે. સમાજમાં રહેવા છતાં તે ઐકયને બદલે એકાકી ભાવ અનુભવશે અને તો આત્માએ "એકોઽહં બહુસ્યામ્"ની લીલા જે આનંદ માટે શરૂ કરી છે તેનો અર્થ નહિ રહે આ ખાલીપણાની ભયાનકતાએ દુનિયાના સૌથી સમૃદ્ધ સમાજમાં એલ. એસ ડી., મારીજુઆના જેવાં ચિત્તને બેહોશ, પરવશ ને બેજવાબદાર બનાવનારાં માદક દ્રવ્યોનો ફેલાવો કર્યો છે; ગુનાખોરીની સંખ્યા વધારી છે અને કેન્દ્રિત ઉત્પાદનવાળુ વાજબી વિતરણ પણ વ્યકિતત્વના સુમેળભર્યા ઉન્મેષ માટે પૂરતું નથી તેમ સાબિત કર્યુ છે ત્રિકાલદર્શી ઋષિની જેમ ગાંધીજીએ સમજાવેલુ જ કે સસ્તા ઉત્પાદનનું ગાંડપણ આખરે માણસને જ સસ્તો કરી મૂકશે અને તેના કામની સાથે કશા હેતુ કે સાર્થકતાનો અનુભવ નહિ

કરે એટલે ભરચક વિપુલતા વચ્ચે એકાકીપણાનો અનુભવ કરતો થશે.

આનો ઉપાય ઉત્પાદન અને શક્ય હોય તો વિતરણ અને ઉપભોગ પણ નાના ઘટકમાં થવાં જોઈએ.

જેમાં બધાંને માણસ ઓળખી શકે તેવડા સમાજમાં તેનો પાયાનો અર્થવ્યવહાર ગોઠવાય તો માણસ શ્રમની સાર્થકતા એટલે સર્જકતાનો અનુભવ કરશે.

આવા વિકેન્દ્રીકરણથી કદાચ ઉત્પાદન થોડું થશે, પણ સસ્તા ઉત્પાદન માટે જ માણસનો જન્મ નથી થયો. તે જન્મ્યો છે નિજાનંદ માટે. જો તેનો આનંદ જ ખોવાઈ જતો હોય તો તે સસ્તાપણાંને શું કરવું છે?

યંત્રોનો ગાંધીજીએ નિષેધ નથી કર્યો, તેમણે તેની મર્યાદા વિષે ધ્યાન ખેંચ્યું છે. આ ધ્યાન તેમણે સાચી રીતે ખેંચ્યું હતું તેમ આજે સમૃદ્ધ સમાજ સર્જ્યા પછી વિચારકો સ્વીકારે છે.

પણ ઋષિનો ગુનો એ છે કે તે બીજાના કરતાં વહેલું જોઈ જાય છે અને પછી તેનાથી ચૂપ રહેવાતું નથી.

પણ આ વાત કહેનાર કાંઈ ગાંધીજી પહેલા જ ન હતા. તેમના કરતાંયે પારદર્શક રીતે રસ્કિને તે જોયું હતું અને તેમના કરતાંયે વધારે સચોટ કાવ્યમય ગદ્યમાં તે વાત તેણે કહી હતી:

It may be proved with much certainty that God, intends no man to live in this world without working. But it seems to me no less evident that he intends every man to be happy in his work. It is written 'in sweat of thy brow' but it has never written in the breaking of the heart thou shall eat thy bread.

It is not that men are illfed but that they have no pleasure in work by which they make their bread and therefore they look to wealth as only means of pleasure.

Never had the upper classes so much sympathy with the lower as they have at this day and yet never they were so much hated by them.

We have much studied and much perfected of late the great civilized invention of the division of labour. Only we give it a false name. It is not truly speaking the labour that is divided but the men divided into mere segments of man broken into fragments and crumbs of life so that all the little peace of intellingence that is left in man is not enough to make a pin or a nail. But exhausts itself in making a point of a pin, or the head of a nail. Now it is good a desirable thing truly to make many pins in a day. but if we could only see with what crystal sand their points are polished–sand of human soul–we should think, there might be some loss in it also.

And the great cry that rises from all our manufacturing cities louder than their furnace blast, that we manufacture everthing there except man. We blich cotton and strengthen steel and refine sugar, and shape pottery but to brighten, to strengthen, to refine or to form a single living spirit never enters

into our estimate of advantages "

"એ વાત ઠીક ઠીક ખાતરીપૂર્વક સાબિત કરી શકાય કે ભગવાન કોઈ પણ કામ કર્યા વિના જીવતર ગુજારે તેવુ ઇચ્છતો નથી પણ એ પણ મને સાફ દેખાય છે કે ઇશ્વર દરેક માણસને તેના કામમા આનંદિત રહે તેમ ઇચ્છે છે એવુ કહેવાયુ છે કે 'તુ તન તોડીને રોટી કમાજે,' પણ મન તોડીને રોટી કમાવાનું કહેવાયુ નથી

"માણસને પૂરતો ખોરાક મળતો નથી તે વાત નથી, પણ તે રોટી કમાવા માટેના શ્રમમા આનદ અનુભવતો નથી, અને એટલે તે આનદ માટેનુ એકમાત્ર સાધન પૈસા છે તેમ માનતો થયો છે

"કોઇપણ જમાનામા ઉપલા વર્ગને નીચલા વર્ગ તરફ આજે છે તેટલી સહાનુભૂતિ નહોતી અને છતાં આજે તેઓ તરફ નીચલા વર્ગની આજ જેટલી ઘૃણા પૂર્વે કદી નહોતી.

"છેલ્લે છેલ્લે આપણે સંસ્કૃતિની મહાન શોધ સમા શ્રમવિભાગ વિષે ઘણો અભ્યાસ કરી, સપૂર્ણતા આણેલ છે ફક્ત આપણે એને નામ જ ખોટુ આપેલ છે ખરુ કહીએ તો એ પદ્ધતિમાં શ્રમના ટુકડા નથી થતા, પણ માણસના ટુકડા થાય છે, માણસને વિભાગો ટુકડા કે જીવનની ઝીણી ઝીણી કરચોમા છિન્ન ભિન્ન કરી નાંખવામા આવ્યો છે આથી જે થોડી ઘણી બુદ્ધિ તેનામા બાકી રહી ગઈ છે તે સાદી પીન-અરે ખીલી સુદ્ધાં બનાવી શકે નહિ, પણ તેની જાત પીનનું ટોપકુ બનાવવામાં કે ખીલાનુ માથુ ઘડવામા ઘસાઈ જાય છે એક દિવસમાં વધારે ટાંકણીઓ બનાવાય તે સારી વસ્તુ છે, પણ આપણે જો એ જોઇ શકીએ કે આ ટાંકણીનું મથાળુ ચમકતુ કરવા માટે જે રેતીના કણ વપરાય છે તે માનવ આત્માની રેતીના કણ છે, તો આ કાઈક ખોટનો ધધો છે તેવો ખ્યાલ આવે

"અને આપણાં વ્યાપાર ઉદ્યોગથી ધીકતાં શહેરોમાંથી તેમની લોખડની ભઠ્ઠીઓના કરતા યે એક પ્રચડ આક્રોશ ઊઠી રહ્યો છે તે સાંભળીએ તો કહેશે કે આપણે બધુ પેદા કરી રહ્યા છીએ સિવાય માણસ આપણે કાપડને રગરગીન કરીએ છીએ, લોખડને પાણી પાઈએ છીએ, ખાંડને શુદ્ધ કરીએ છીએ, વાસણોને ઘાટ આપીએ છીએ, પણ એકાદ આદમીનેય રગમા ઝબોળવા, પાણી ચઢાવવા, શુદ્ધ કરવા કે ઘાટ આપવાનું આપણા હિસાબના અદાજોમાં આવતું નથી"

મિત્રો, રસિકનની આ શબ્દવેધી વાણીથી ગાંધીજી પણ ઘવાયા હતા તે તેમણે કહ્યુ છે.

પણ આ અવસરે આપનુ ધ્યાન હુ બે બાબત તરફ દોરવા માગુ છુ : પહેલુ એ કે આ વિચારો રસ્કિને તેમના સ્થાપત્યમીમાંસા કરતા ગ્રંથ 'સ્ટોન્સ ઑફ વેનિસ'માં મૂકયા છે, યંત્રની ઘેલછા જે સૌંદર્ય, સુરૂપતાનો નાશ કરી રહી છે તે જોઈને પ્રગટેલો આ આક્રોશ હતો

'અન ટુ ધિસ લાસ્ટ' જે તે જમાનાના પ્રચલિત અર્થશાસ્ત્ર સામેનો આક્રોશ છે, તે પાછળનુ સર્જન છે.

અને બીજી બાબત એ કે ઇગ્લાંડની પાર્લામેન્ટમાં ૧૯૦૬ મા જ્યારે પ્રથમવાર મજૂર પક્ષ દાખલ થયો ત્યારે તેના ૨૯ સભ્યો હતા તે બધાને પૂછવામાં આવ્યુ કે તમને મજૂર પક્ષમાં ભળી, સમાજવાદી થવાની સૌથી વધારે પ્રેરણા કયા પુસ્તકમાથી મળેલી? બધાએ જવાબ આપેલો રસ્કિનના 'અન ટુ ધિસ લાસ્ટ'માંથી

શબ્દને મહત્ત્વ આપનારા આપણ સૌને સાનદ ગૌરવ ઉપજાવે તેવી આ બીના છે અસરકારક થાય છે સોનુ કે શસ્ત્ર નહિ, પણ શબ્દ હકીકતમાં યુરોપમાં આજે વિગ્રહ હોય તો તે રસ્કિન અને માર્ક્સ વચ્ચે છે, અનટુ ધિસ લાસ્ટ અને કૉમ્યુનિસ્ટ મેનિફેસ્ટો વચ્ચે છે જેઓ લોકશાહી સમાજવાદીઓ છે તેમનુ પ્રેરણાસ્થાન અનટુ ધિસ લાસ્ટ છે પણ રસ્કિનની શબ્દશક્તિનુ મૂળ બાઈબલ પ્રેરિત અનુકપા છે ગ્રથનુ નામ જ બાઈબલની સુવાર્તા પરથી યોજ્યુ છે વ્યાપક અનુકપા તે જ અહિંસાનું બીજુ નામ છે,

ગાંધી શતાબ્દિ પ્રસગે શબ્દશક્તિમાં માનનારા આપણે સૌ આ સત્યથી પ્રોજ્જ્વલ અનુકપાનો અનુભવ કરીએ એટલુ કહીને હુ સમાપ્ત કરીશ

# ૨૫મા સાહિત્ય પરિષદ અધિવેશનમાં થયેલા ઠરાવો

## પાઠયપુસ્તકોની સમિતિ અંગે
### ઠરાવ

પાઠય પુસ્તકોના રાષ્ટ્રીયકરણનો નિર્ણય જાહેર કરીને ગુજરાત રાજ્ય સરકારે ઊછરતી વિદ્યાર્થી પેઢીઓના હિતમાં રસાળ ભાષામાં તર્કશુદ્ધ રીતે લખાયેલાં, આકર્ષક રજુઆતવાળાં સચિત્ર અને સુંદર પાઠય પુસ્તકો રચાશે એવી આશા સતેજ કરી હતી, તે થોડા વખત ઉપર પાઠયપુસ્તકો અંગેની જે પ્રકારની સમિતિની રચના કરી છે તેથી ભોંઠી પડી છે તેની નોંધ લેતાં ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૫માં અધિવેશનની આ સભા ઊંડું દુઃખ અનુભવે છે. ઊછરતી પેઢીઓના કૂમળા ચિત્તમાં ભાષાના અને જ્ઞાનના પાયાના સંસ્કારો ઠારવાનું કામ કરનારા પાઠયપુસ્તકોનું નિર્માણ, શુદ્ધ કેળવણીની દૃષ્ટિએ પ્રયોગો વિચાર અને આયોજનપૂર્વક થવું જોઇએ, તેને બદલે સંકુચિત મમતાઓમાં અને વહીવટી આંટીઘૂંટીઓમાં તેને અટવાવી દઇને રાજ્યે શૈક્ષણિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે ગંભીર કટોકટી સર્જી છે, અને વારંવાર ઉચ્ચારાયેલા જાગ્રત લોકમતની સરિયામ ઉપેક્ષા કરી છે, તેને આ અધિવેશન ચિંતાજનક લેખે છે. તેથી આ અધિવેશન ગુજરાત રાજ્ય સરકારને વિનંતી કરે છે કે તત્કાળ આ પ્રશ્ન અંગે પુનઃ વિચારણા કરીને પાઠયપુસ્તકોના નિર્માણનો જેમને સમૃદ્ધ અનુભવ હોય તેવા શિક્ષકો, ભાષાવિદો, કલાકારો અને તદ્વિદોની બનેલી પાઠય પુસ્તક સમિતિ રચીને રાષ્ટ્રીયકરણનો મૂળ હેતુ સિદ્ધ કરે અને પ્રજાનો વિશ્વાસ સંપાદન કરે.

દરખાસ્ત : દામુભાઈ શુકલ
ટેકો : વિનોદ અધ્વર્યુ

## લોકસાહિત્ય અંગે
### ઠરાવ

પ્રજાજીવનના શીલ અને સત્ત્વની માવજત માટે અનિવાર્ય એવી લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિની આપણી સરવાણીઓ જાગતિક ચેતના સાથે સંગમ સાધતી વહેતી રહે એ દૃષ્ટિએ લોકસાહિત્ય અને લોકસંસ્કૃતિની તાલીમ આપતી સંસ્થાઓને જીવતી રાખવા તેમજ આ પ્રવૃત્તિઓના વિકાસ માટેની વિગતવાર યોજના તૈયાર કરી તેને વહેલામાં વહેલી તકે અમલમાં મૂકવા આ અધિવેશન ગુજરાત રાજ્ય સરકારને આગ્રહભરી વિનંતી કરે છે.

દરખાસ્ત : ઝીણાભાઈ દેશાઇ
ટેકો : પીતાંબર પટેલ

*

## આવકારદાયક ગ્રંથ પ્રકાશન અંગે
### ઠરાવ

ગુજરાતમાં સાહિત્ય સંસ્થાઓ, યુનિવર્સિટીઓ અને હરિઓમ આશ્રમ જેવાં મંડળો તરફથી ગ્રંથ પ્રકાશનનું કાર્ય આયોજનપૂર્વક ચાલી રહ્યું છે તેની આ સંમેલન આનંદપૂર્વક નોંધ લે છે અને બધી પ્રવૃત્તિઓના હેવાલ 'પરબ' દ્વારા રજૂ થતા રહે એવી વ્યવસ્થા કરવાનું કાર્યવાહક સમિતિને સૂચવે છે.

દરખાસ્ત : કેશવરામ શાસ્ત્રી
ટેકો : હીરાબહેન પાઠક

તા. ૨૮–૧૨–૬૯

*

# 'વિવેચનનો અંત ?'—વિશે ટૂંક ચર્ચા

શ્રી ઉપેન્દ્ર પંડ્યા

સમકાલિન સાહિત્ય પરત્વે યોગ્ય અભિગમ આજનું વિવેચન કેળવી શક્યું નથી, આજના ઉચ્ચ-શિક્ષણમાં પણ એને ઘટતું સ્થાન ને મહત્ત્વ અપાયું નથી, પરિણામે આજનું આપણું વિવેચન પણ એક-માર્ગી, યાંત્રિક, ઘરેડિયા બની ગયું છે, એ દશા નથી સારી સર્જન-વિવેચન માટે કે નથી સારી સમ-કાલીન સાહિત્યના આસ્વાદક વર્ગ માટે, આવી ટકોરથી શ્રી. સુરેશ જોષીએ એમના વક્તવ્યનો આરંભ કર્યો છે. સમકાલીન સાહિત્ય—માત્ર ગુજરાતનું, ભારતના અન્યાન્ય પ્રાંતોનું જ નહિ, વિશ્વ સમસ્તનું—વિશે આપણને અહીં મળી છે તેવી, એકંદરે સ્વસ્થ, સમ-તોલ વિચારણાની ખરે જ ખૂબ જરૂર હતી. એની પ્રત્યે આંખમીંચામણાં તો ન જ હોય; પણ એ વિશે આંધળો અહોભાવે ન હોય. અહીં સમગ્ર લખાણમાં જે ઉન્નત તાટસ્થ્ય, સ્વચ્છ તાઝગીભરી વિચારણા ને એકંદરે પૂર્વગ્રહયુક્ત માનસ જોવા મળે છે તે તૃપ્તિકર છે અદ્યતન કે સમકાલીન સાહિત્ય પરત્વે જે અભિગમ હોવો ઘટે છે, તે કેળવવામાં આ વ્યાખ્યાન ઘણું ઉપકારક નીવડે તેવું છે. વ્યાખ્યાનની મર્યાદામાં રહીને, પણ પોતાના વિવેચનમાં સાંકળી લઇને, શ્રી. સુરેશ જોષીએ, સાહિત્યકારના કર્તૃત્વની, તેની કૃતિ વિશેના તેના આશયની, એ આશયને અવ લંબીને કે સ્વતંત્રરીતે વિવેચક દ્વારા થતા કૃતિના મર્મઘટનની, આ મર્મઘટન કે હાર્દ દ્વારા આપણે જે પામવા મથીયે છીએ ને સર્જક જે સિદ્ધ કરવા મથે છે તે—કૃતિના કેન્દ્રમાં રહેલ રૂપનિર્માણ—ની, રૂપઘટન પ્રક્રિયાને ય કદીક ન ગાઠતી, એનેય અતિક્રમી જતી નવીનતાની—પ્રગલ્ભતા કે અરૂઢતાની, કલામાં ડોકાતી અશ્લીલતાની—જે ચર્ચા કરી છે તે પણ વિચારદ્યોતક ને વિચાર-પ્રેરક છે

પણ એક પ્રશ્ન ઊઠે છે. આધુનિક સાહિત્ય વિશે ચર્ચા કરનાર જે કોઈ હોય તે સૌ ઘણે ભાગે આપણે ત્યાં 'કહેવાતા' સહૃદયો છે. સમકાલીન સાહિત્યને લગતા પ્રસ્તુત પશ્નોની ચર્ચા કરવાની એમનામાં કશી સજ્જતા નથી, અરે 'દાનત સુદ્ધાં ન હોવાને' લીધે જ તેઓ પિષ્ટપેષણ કરે છે ને પોતાની મર્યાદા ઢાંકવા 'મૂલ્ય હ્રાસનો હાઉ' ઊભો કરે છે, એમ છેક જ એમણે શા આધારે માની લીધું હશે ? સમકાલીન સાહિત્યને યોગ્ય પરિપ્રેક્ષ્યમાં મૂકી તેને મૂલવવાની નિષ્ઠા પોતાને પક્ષે છે, સામે પક્ષે કંઈયે નથી, એમ જાતે થઈને માની લેવામાં થોડી અનુદારતા તે પૂર્વગ્રહ-પીડિત માનસનું ઉતાવળિયાપણું તો નથી ? સામે પક્ષે સૂઝ ને શક્તિ ઓછાં હોય એમ બને, પણ એની નિષ્ઠાને સાવ ખામુખા પડકારવાથી જ પોતાની નિષ્ઠા સાબિત થઇ શકે એવું થોડું છે ? "આખા સમાજની રુચિના ઘડતર પર અમુક એક વર્ગની જોહુકમી ચાલવી ન જોઈએ." ખરી વાત છે, ન જ ચાલવી જોઇએ. પણ આવી જોહુકમી ચાલે છે એમ એમણે શા આધારે માની લીધું ? 'આખા સમાજની રુચિના ઘડતર'ને અસર કરનારાઓ પાસે પણ પોતાની સાચી રસવૃત્તિને વસ્તુ પરામર્શ કરતી તોલન શક્તિ વિના બીજી કોઈ સત્તા, શસ્ત્ર કે શક્તિ થોડી જ છે ? ઓછામાં ઓછું આખા સમાજની રુચિ પર જોહુકમી ચલાવતી જે કોઈ મંડળી કે વર્ગ હોય (એકાદ બે વ્યક્તિ તો નહિ જ હોય ને ?) તેને લગતા નક્કર દૃષ્ટાંતો આપ્યા હોત તો એમની માંડણી તર્કની વધુ સંગીન ભૂમિકા પર પ્રતિષ્ઠિત થઈ શકી હોત.

વળી એ લખે છે નવી પેઢીના અધ્યાપકોમાં વિવેચનો "જે પુસ્તકો જોડે પાનું પાડવાનું આવ્યું" તે વિશે હોય છે. હા, એથી એ નાનકડા વર્તુળમાં જ રમ્યા ને રાચ્યા કરે, એ મોટી મર્યાદા છે. સમ-કાલીન સાહિત્ય પરત્વેની એની જાગરૂકતા આમ ઓછી હોય એ ઈષ્ટ ન ગણાય. પણ આટલો ગેરલાભ સ્વીકારી લીધા પછીએ, આપણે પૂછીશું કે અધ્યાપકીય વ્યવ-સાયમાં પડેલાનો જેની સાથે પોતાને પાનું પડ્યું છે તે વિશે પણ જો ઉત્તમ અભ્યાસ લેખ આપી શકતા

હોય, પ્રામાણિક ને પ્રમાણભૂત વિવેચન આપવા મથતા હોય, તો તેમનો કાંકરો કાઢી નાખવો વ્યાજબી છે ?

સમકાલીન સાહિત્યનું યથાર્થ ગૌરવ થઈ શકે —ન વધુ, ન ઓછું—તે માટે પણ, જે નીવડેલું છે તેની યે ફેરતપાસ થાય, પલટાતી રુચિના સંદર્ભમાં એને આડેધડ સ્વીકારી ન લેવાય. તે એટલું જ જરૂરી છે. ને છેવટે તો, જે સમકાલીન છે ને સભ્યશીલ છે તે સમય જતાં ભૂતકાલીન નહિ બને ? મુદ્દાનો સવાલ સાહિત્ય વિશેની આપણી સાચી સમજણનો છે.

એમણે જણાવ્યું છે તેમ, સમકાલીન રચનાઓ દ્વારા, "માધ્યમની નવી શકયતાઓ જો પ્રગટ થતી આવતી હોય તો તે સાહિત્યના લાભમાં જ છે." એ સૌ સ્વીકારશે. પણ અહીં 'જો' ને 'તો' એ બે શબ્દો કેટલું બધું વજન લઈને ઊભા છે ? માધ્યમની નવી શકયતાઓ જેમાં મોકળી રીતે દેખાય છે તેવી કૃતિઓનો નિર્દેશ કરી, એ શકયતાઓ કેવી રીતે એમાંથી નીપજી આવી છે તે દર્શાવ્યું હોત તો એમનું કથન વિશેષ બળવાન બનત.

કર્તૃત્વ કલાકૃતિમાં ખરેખર કોનું ? આ પ્રશ્ન એમણે છેડયો છે. જે સર્જન સમૂહગત છે, જે કલા સમન્વિત શકિત ને પ્રયાસનું પરિણામ છે તે વિશે—સાહિત્યથી ઈતર કલાઓ વિશે, આ પ્રશ્ન વિચારવાનો કદાચ રહે. પણ સાહિત્યના ક્ષેત્રમાં આ પ્રશ્ન એટલો જટિલ બનવાનો સંભવ ઓછો જ જણાય છે.

"કળા અથવા સાહિત્ય વિશેની સુઝ કાવ્યશાસ્ત્રનાં થોથાં ઉથામવાથી ખીલતી નથી" એ વિધાન વધુ પડતું આક્રમકને એકાંગી નથી ? સાહિત્યપદાર્થની સાચી સમજણ માટે નથી ઐકાન્તિક મહત્ત્વ સિદ્ધાન્તોનું કે નથી સિદ્ધાન્તો જે દ્વારા ઘડાય છે, પલટાય છે, સ્થિર થાય છે, તેની દૃષ્ટાન્તરૂપ કલાકૃતિઓનું. હકીકતે, જેમ વિચાર વિનાનો આચાર પાંગળો બનવા સંભવ છે, ને આચાર વિનાનો વિચાર એક તરફી કે એકાંગી બની જવાનો ભય છે, પણ બંને વસ્તુતઃ એકમેકને પ્રેરે છે ને પોષે છે, તેવું જ સિદ્ધાન્તોનું ને સાહિત્યકૃતિઓનું છે. આનંદવર્ધન, અભિનવગુપ્ત, એરિસ્ટોટલ કે લો જોઈનસ વગેરે ઉપયોગી નથી, એમની સાહિત્યિક તત્ત્વચર્ચા તુચ્છ ટૂંપણું છે, એમ તો શ્રી સુરેશ જોષી પણ નહિ જ કહે. તો પછી કાવ્યશાસ્ત્રના ગ્રંથોનો અનાદર શા માટે ?

સમકાલીન કે અદ્યતન સર્જન હંમેશાં રસકીય સંદર્ભની બહાર જાય છે, એમ માની ન લઈએ તે વ્યાજબી છે. પણ એને એનું 'આગવું પોયેટિક્સ' હોય છે, એમ એમણે જણાવ્યું છે, આ 'આગવું પોયેટિક્સ' શું તે એમણે થોડુંકે સ્પષ્ટ કર્યું હોત તો સારું થાત. સાહિત્ય પ્રમાણે 'પોયેટિક્સ' પણ એટલું બધું જુદું માનવાની જરૂર છે ખરી ? આ મુદ્દો ઘણી વિચારણા માંગી લે છે.

સમકાલીન સાહિત્યનો ઉચિત રીતે મહિમા થાય તે એક વાત છે. પણ એનાથી વધુ પડતા અભિભૂત થઈને એના જ મોહમાં પડવું એ બીજી વાત છે. ને જો એમ જ થાય તો ખાસ તાત્ત્વિક ફેર પડતો નથી. એક પંથ કે સંપ્રદાય પ્રાચીનનો પૂજક બને ને બીજો સંપ્રદાય અર્વાચીનનો આરાધક બને—એટલું જ. પણ જે એકમેકમાં ખૂટે છે કે વધુ ઓછા પ્રમાણમાં છે, તેનો પક્ષવૃત્તિથી અનાદર થાય કે ઉપેક્ષા થાય તો તે ઈષ્ટ કે આરોગ્યપ્રદ ભાગ્યે ગણાય. વૃક્ષને ફળ ને ડાળપાંદડા નવાં આવે છે, પણ વૃક્ષ સાવ નવું હોતું નથી, અલબત જીર્ણ તો ન જ હોઈ શકે. પણ મૂળિયાં ને થડ સાબુત હોય ને જીવંત હોય તો તેની પર જ નવાં પલ્લવપ્રસૂત બેસે છે. અંતે, તો સમકાલીન કે પૂર્વકાલીનસર્જન પણ સાહિત્ય નામના વ્યાપક પદાર્થમાં જ અંતર્ભાવ પામવાનાં છે, એ ન ભૂલીએ.

*

# જૂનાગઢ જ્યાં સાહિત્ય પરિષદે નવો વળાંક લીધો

શ્રી ઝીણાભાઇ દેસાઈ

૧૯૬૯ના ડિસેમ્બરની ૨૫મીથી ૨૮મી સુધીના ચાર દિવસો ૬૪ વર્ષ જૂની ગુજરાતી સાહિત્ય પરિષદની યાત્રામાં અવિસ્મરણીય બનશે ને એના ઉલ્લેખ સાથે જૂનાગઢ એક સાહિત્યતીર્થ તરીકે એની અનેક સાંસ્કૃતિક અભિવ્યક્તિઓ સહિત મન આગળ ખડું થઇ જશે એમ જો કોઈ નોંધે તો તેમાં ભાગ્યે જ અતિશયોક્તિ લેખાય,

૨૫મીએ અમે જૂનાગઢ પહોંચ્યા, સમ્મેલન ૨૬મીથી શરૂ થવાનું હતું, પરંતુ ૨૫મીએ સંમેલનના વરાયેલા પ્રમુખ શ્રી સુન્દરમ્‌ના માનમાં જૂનાગઢની સ્વાગત સમિતિએ શોભાયાત્રા યોજી હતી, પગના ન્યૂરેલજિયાને કારણે શોભાયાત્રામાં જોડાવાનું મારે માટે મુશ્કેલ હતું એટલે એ યાત્રા જે શેરીમાંથી પસાર થવાની હતી તેના એક ઊંચા મકાનના પહેલા માળના ઝરૂખામાંથી એ યાત્રા જોગનો લહાવો મેં માણ્યો. સૌરાષ્ટ્રની રંગસભર સુષમા ને ગીતોની હલક ને વાદ્યોની રમઝટથી ભરેલો લોકોની મુગ્ધતાનો એ ભાવભર્યો ઊર્મિ ઉછાળ હતો. એ શોભાયાત્રાનું શબ્દચિત્ર એ યાત્રાની વાસ્તવિકતા આગળ ઝાંખું જ જણાવાનું, એની કઇ કઈ વિગતો નોંધવી ! એ યાત્રા માટે જોડેલા ખુલ્લા રથો, એ રથના બળદો, તેમના અંગ પરના શણગારો, આકળા–મંડિત તેમના શિંગડાં, તેમના ગળાના કળામય ઘૂઘરા, તેમના કપાળ પર રમતાં ચારુ ફૂમતાં, એ રથોના શણગાર એ બધું જાણે સુન્દરતા પાસે કશુ શેષ રહેવા ન દેતાં અહીં જ એની છૂટે હાથે લહાણ કરી દેવી હોય એવા ઉમળકાથી યોજાયું હતું.

રંગ રેખાનું આવું સુભગ મિલન પોતે જ એક કવિતા રૂપ હોઇ તેમાં ગભરુ કિશોર કિશોરીઓ ભળે પછી તો વૃન્દાવન ધરતી પર કોઈ જગ્યાએ હોય તો—

અહીં તે અહીં તે—
અહીં તે જ ખરે !

એવા ઉદ્‌ગાર જ મનમાંથી નીકળી પડે ને!

વૃન્દાવનની યાદ આપતાં એ રૂપાળાં બાળ ગોપગોપીઓ જોતાં આંખો આનંદથી નાચી ઊઠતી હતી, એક ગાડામાં એમણે વૃન્દાવન ખડું કર્યું હતું તો બીજામાં કૃષિ સંસ્કૃતિની શોભા હતી, ત્રીજામાં રણબંકા ક્ષત્રિયયુગની ચારુતા હતી તો ચોથામાં ગુજરાતના આદિ કવિ જૂનાગઢના ભક્ત નરસૈયાંની ભજનમંડળીની રમઝટ હતી, એ સાથે હતાં આપણા લોકસંગીતની સુધાની હેલી વરસાવતાં સોરઠી વાદ્યો. એ શોભાયાત્રાની મધ્યમાં સ્વાગત સમિતિના પ્રમુખ શ્રી રતુભાઇ અદાણી પોતાના બન્ને સન્માન્ય અતિથિઓ – પરિષદના નિવૃત્ત થતા પ્રમુખ શ્રી ઉમાશંકર જોષી ને પરિષદના વરાયેલા પ્રમુખ શ્રી સુન્દરમ્‌નો સાથ કરીને બેઠા હતા. જૂનાગઢની એ મોટી શેરી રસ્તાની બન્ને બાજુએ મુગ્ધ પ્રેક્ષકોથી ખીચોખીચ એમનામાં ભરી હતી ને એમનામાં ચમકતી શિસ્ત એ શોભાયાત્રાનું એક આગવું મંગળ સ્વરૂપ બની ગઇ હતી. આમ જૂનાગઢમાં મળતા ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનની જે રીતે શરૂઆત થઇ તેના કરતાં વધુ સારી શરૂઆતની કલ્પના ભાગ્યે જ કરી શકાત–એવી એ સર્વાંગ સુન્દર બની.

સાંજે શ્રી સુન્દરમ્, ઉમાશંકર અને અન્ય મિત્રો સાથે અમે નરસિંહ મહેતાના ચોરાની યાત્રાએ ગયા, ત્યાં નરસિંહ મહેતાની પાંચ સૈકા જૂની સુન્દર પ્રતિમાના દર્શનથી સૌ મંત્રમુગ્ધ બન્યા, ત્યાંના ભાવિક પૂજારીએ આભૂષણ અને વસ્ત્રરહિત એ મૂળ મૂર્તિનાં દર્શન કરાવ્યાં ત્યારે એ પ્રતિમા પરનાં કળાત્મક રીતે કંડારાયેલાં વસ્ત્રો, પાઘડી ને આભૂષણો એટલાં તો સુન્દર જણાતાં હતાં કે તેના પરનાં સાચાં આભૂષણ, વસ્ત્રો ને પાઘડી માત્ર બિનજરૂરી જ નહિ પણ મૂળના સૌન્દર્યને બાધાકર્તા પુરવાર થતાં હતાં પણ મંદિરની પરંપરા અનુસાર

પ્રતિમાને બાહ્ય ઉપકરણો વિનાની રાખવાનું શક્ય ન હતું એવું પૂજારીએ જણાવતાં અમારે માટે એ અંગે કશું સૂચવવાપણું રહ્યું નહિ, અમે બધાએ વૈષ્ણવ-જન ભજનના સમૂહગાન, સુન્દરમ્‌ના "મારી બંસીમાં બોલ બે વગાડી તું જા" ગીત ને "શ્રી કૃષ્ણ ગોવિન્દ હરે મુરારે,"ની ધૂન સાથે સાયં "પ્રાર્થના નરસિંહ મહેતાની નિશ્રામાં કર્યાનો લહાવો લીધો.

સમ્મેલન અંગે સ્થાનિક સ્વાગત સમિતિને અનેક મુશ્કેલીઓનો સામનો કરવાનો હતો, સંમેલનના બે દિવસ પહેલાં જ એ કાર્યકર્તાઓને રાજ્ય ક્રીડા મહોત્સવ માટે આવેલાં લગભગ પાંચ હજાર ભાઇ–બહેનોના આતિથ્યની વ્યવસ્થા કરવાની હતી, સંમેલન પ્રતિનિધિઓ માટેના ઉતારામાં પાણીની અગવડ હતી, પરંતુ એ બધી મુશ્કેલી સારી રીતે હલ કરી સ્વાગત સમિતિએ ઘરના જેવું વાતાવરણ સર્જવા પોતાનાથી બનતું બધું કર્યું હતું. સામાન્ય રીતે આવાં સમ્મેલનોમાં ખાણી પીણી અંગે સૌની રુચિ સંતોષાય એવું આયોજન થવાનું મુશ્કેલ હોય છે. પણ આ સંમેલનમાં એ મુશ્કેલી પણ હલ થયેલી નજરે પડતી હતી, ભોજનની વાનગીમાં સાદગી પથ્ય ને સૌરાષ્ટ્રની ભોજનકળાની તાજગીભરી સભાનતા હતી ને આપણા સમૂહજીવનમાં જવલ્લે જણાતા એવા શિસ્તની સ્વાભાવિકતા હતી, આ ઘટના એ કારણે નોંધપાત્ર બનતી હતી કે રાજકીય ક્ષેત્રે ભલે આજે આપણે ભારે અનવસ્થામાં ગબડી પડયા હઇએ, લોકસમૂહ તો પોતાની રીતે આપણી સંસ્કૃતિને આઝાદીને છાજે એવો પોતાના જીવનની પુનર્ઘટના કરી જ રહ્યો છે.

છવ્વીસમીએ સંમેલનનું ઉદ્‌ઘાટન થયું, એ માટેનો મંડપ કલાત્મક રીતે શણગારાયો હતો, વિવિધ રંગને આકારવાળા ચાકળાઓથી પ્રમુખની બેઠક પાછળના ભાગને મોડર્ન આર્ટમાં કોઇ કોઇ વખતે નજરે પડતી આકૃતિની ચારુતાથી સજાવવામાં આવ્યો હતોને ચોમેર મનને પ્રસન્નતાથી ભરી દે એવું વાતાવરણ સર્જવામાં આવ્યું હતું, સમ્મેલનની શરૂઆત પ્રાર્થનાથી થઇ, એમાં સંમેલનના ઇતર આયોજનમાં જે ઝીણવટ હતી એની કંઈક કમીના વરતાઇ, પ્રાર્થના વધુ પડતી લાંબી બની ને આગલે દિવસે શોભાયાત્રામાં જે સોરઠી કંઠોની શ્રી લહેરાતી હતી તે અહીં કંઈક ઊણી લાગી. આ ખોટ બીજા દિવસની બેઠકની શરૂઆતના ભાવભર્યા સંગીતથી પુરાઇ ગઇ.

સંમેલનની શરૂઆત સ્વાગત પ્રમુખ શ્રી રતુભાઈ અદાણીના ટૂંકા ને સૌરાષ્ટ્રની સાંસ્કૃતિક સુષમાની લહેરીઓથી ભરેલા સત્કાર પ્રવચનથી થઈ, શ્રી શ્રીમન્નારાયણનું પ્રેરક ઉદ્‌ઘાટન પ્રવચન તેમનામાં રહેલા સંવેદનશીલ સાહિત્યકારની મુદ્રાની અભિવ્યક્તિરૂપ બન્યું ને એ સ્થાનના તે ગુજરાતના રાજપાલના પદ કરતાં પોતાના નિજના હકથી સહજ અધિકારી હતા એવું વરતાતું હતું, પરિષદના નિવૃત્ત થતા પ્રમુખ શ્રી ઉમાશંકરનું પ્રવચન મંત્રીઓએ રજૂ કરેલા પરિષદ પ્રવૃત્તિના હેવાલને વધુ દીપ્તિમન્ત બનાવવા ઉપરાંત પરિષદની મંગળ શરૂઆત માટે સુન્દર હવા સર્જી ગયું, શ્રી સુન્દરમ્‌એ પોતાનું છાપેલું વ્યાખ્યાન ન વાંચતાં એમાંની કેટલીક મહત્ત્વની વિગતો પોતાની રસળતી ને કેટલીક વખત ચિન્તનમાં ખોવાઈ જતી શૈલીમાં કર્યું, શ્રી અરવિન્દ આશ્રમના એક અગ્રગણ્ય અંતેવાસીની લાક્ષણિકતાથી શ્રી અરવિન્દના મહાકાવ્ય "સાવિત્રી"નાં ઉચ્ચ શિખરોની ઘડીભર તેમણે શ્રોતાઓને યાત્રા કરાવી ને તે પછી પરિષદના સ્વરૂપના પોતાના દર્શનમાં એમને સહભાગી બનાવતાં પરિષદે હવે ઉપનિષદ બનવાનું છે એવી પોતાની ઝંખનાને અભિવ્યક્તિ આપતાં પરિષદની આંતર ચેતનાના બૃહદ પ્રદેશનું નાનકડું પણ સુરેખ રેખાચિત્ર દોરી કહ્યું કે સાહિત્ય પરિષદ માટે 'સાહિત્ય' તો વાણી જે જે વસ્તુને સ્પર્શી શકે છે તે વસ્તુ માત્રને પોતના આશ્લેષમાં લેતી પ્રવૃત્તિરૂપ બની ગયું છે. સાહિત્ય, લિપિ, ભાષા, કેળવણી, પાઠ્ય પુસ્તક, તત્ત્વચિન્તન, લોકકલ્યાણ, ઇશ્વરપરાયણતા આદિ કેટકેટલા પ્રશ્નો પરિષદની સક્રિય વિચારણા હેઠળ રહેતા આવ્યા છે તેનો ઉમળકાભર્યો ઉલ્લેખ કરતાં તેમણે આઠમા સાહિત્ય સંમેલનના પ્રમુખપદેથી રમણભાઈએ એમની રમૂજી રીતે ઉચ્ચારેલા શબ્દો યાદ કર્યા કે 'માત્ર પુનર્જન્મ'નો જ પ્રશ્ન પરિષદમાં વિચારાવાનો બાકી છે!' પરિષદની અનેકવિધ પ્રવૃત્તિ-

એના આવા મિતાક્ષરી ઉલ્લેખ સાથે એની વિવિધ સિદ્ધિઓનો ઉલ્લેખ કરી વર્તમાન સાહિત્ય પ્રવાહોની મૂલવણી કરતાં કંઈક નવું કરવા માટેની આજે જે મથામણ ચાલી રહી છે તેમાં રહેલી બહિર્લક્ષિતાના ભયસ્થાનનો તેમણે નિર્દેશ કર્યો ને તે સાથે નોંધ્યું કે નવા ઉન્મેષની પાછળ જ્યાં સચ્ચાઈનું તત્ત્વ છે ત્યાં આપણા નવા કવિઓના સર્જનમાં નવા લેબાસ હેઠળ પણ શુદ્ધ કવિતા સરજાવા લાગી છે. એ સચ્ચાઈનું તત્ત્વ આપણી સર્જક પ્રવૃત્તિમાં વ્યાપક બનવાની અખૂટ શક્યતાઓ આપણી સમક્ષ ઊભી થઈ રહી છે, એનો નિર્દેશ કરી તેમણે આપણી સાહિત્ય યાત્રા માટે મંગળ ભાવિની આગાહી સાથે પોતાના વ્યાખ્યાનનો ઉપસંહાર કર્યો. પરિષદને ત્રણ વિભાગીય પ્રમુખ શ્રી સુરેશ જોષી, શ્રી કેશવરામ શાસ્ત્રી અને મનુભાઈ પંચોળી–દર્શકનાં સુન્દર વ્યાખ્યાનો પણ સાંપડ્યાં

દિલ્હીમાં મળેલા છેલ્લા સાહિત્ય સમ્મેલનમાં કોઈ પણ ઠરાવ ન કરવાનો જે સંયમ પરિષદે દાખવ્યો હતો તે પરંપરા અનિવાર્ય રીતે મહત્ત્વના બનેલા બે ઠરાવો બાદ કરતાં આ વખતે પણ ચાલુ રહી એ બે ઠરાવો હતા પાઠ્યપુસ્તકોના રાષ્ટ્રીયકરણની કાર્યવાહી પરત્વે પરિષદની ચિન્તા અને લોકસાહિત્યની પરંપરાને જીવન્ત ને પ્રાણવાન રાખવાના સંકલ્પને લગતા, એ અંગેનાં વ્યાખ્યાનોમાં એ પ્રશ્નોની ગંભીરતા સારી રીતે ઊપસી ને પરિષદના કાર્યવાહકો એ સંબંધમાં કરવા જેવું કશું જ કરવાનું બાકી નહિ રાખે એવી અપેક્ષા જન્મી.

આ સંમેલનનું ખાસ આગળ તરી આવતું લક્ષણ તે સમ્મેલનની કાયાપલટ અત્યાર સુધીનાં સમ્મેલનો મહદંશે મેળા જેવાં રહ્યાં હતાં, એમાં સાહિત્ય નિમિત્તરૂપ હતું, એના વિભાગોની કારવાઈ કેવળ ઔપચારિક બની ગઈ હતી, અને એથી સાહિત્ય પદાર્થ પરિષદ પ્રવૃત્તિમાં આગંતુક જેવો નહિ રહે તે કારણે જ્ઞાનસત્રનું આયોજન થયું, પરંતુ જૂનાગઢ સમ્મેલન અત્યારસુધી થઈ ગયેલા જ્ઞાનસત્રોની એક બૃહદ્ આવૃત્તિ જેવું બન્યું, અને એથી અનેકના મો પર 'પરિષદ નવો વળાંક લઈ રહી છે' એવા ઉમળકાભર્યા શબ્દો રમતા હતા સમ્મેલનના ત્રણે વિભાગીય પ્રમુખોનાં ભાષણો આખા સમ્મેલને પૂરા રસથી ને ભારે આદરથી માત્ર સાંભળ્યાં જ નહિ પણ એ સાથે પોતાના મનનો તાર પૂરી સજ્જતા સાથે મેળવ્યો, કલાકોના કલાકો સાહિત્યની સૂક્ષ્મ ચર્ચા સાંભળતા હજારો પ્રેક્ષકો મુગ્ધતાથી બેસે ને મંડપ બહાર કોઈને ખ્યાલ સરખો પણ ન આવવા પામે કે મંડપમાં હજારો માણસ બેઠાં છે એ આ યુગ પ્રજાજીવનનું સંસ્કૃતિક સ્તર કેટલી ત્વરાથી ઊંચું આવી રહ્યું છે એનું એક હૃદયંગમ દૃશ્ય હતું. સંમેલન હવે થોડા વખતમાં જ્ઞાનસત્રની ગરજ સારશે ને બબ્બે વરસે ભરાતા એનાં અધિવેશન વાર્ષિક બનશે એવા મનોરથ આ દૃશ્ય જગાડી ગયું.

આમ અનેક રીતે નોંધપાત્ર બનેલું આ સમ્મેલન એની પૂર્ણકળાએ પાંગરી ઊઠ્યું એના ડાયરામાં, સૌરાષ્ટ્રની ભોમકામાં રહેલી સંસ્કાર સમૃદ્ધિ એની બધી લાક્ષણિકતાઓ સાથે લોકકવિઓના એ ડાયરામાં જે રીતે અભિવ્યક્તિ પામી તેથી સમ્મેલનમાં સૌ પ્રભાવિત બની મંત્રમુગ્ધ થયાં. આપણી ભાષામાં રહેલું ખમીર, આપણાં આગવાં ભાવપ્રતીકો, ને લોકહૃદયનો એમાં અનુભવાતો પ્રાણવાન ધબકાર આ ડાયરાની અવિસ્મરણીય અનુભૂતિરૂપ બની ગયાં. શ્રી જયમલ્લ પરમારે એના કરેલા વિવેકભર્યા સંચાલને એને ઓર ઉઠાવ આપ્યો શ્રી મેરૂભા, શ્રી લાખાભાઈ, શ્રી પિંગળશી, શ્રી કાનજી બારોટ, શ્રી ખારાવાલા, શ્રીમતી દિવાળીબેન, શ્રી જિતુદાન આદિ લોકકવિઓએ શ્રોતાઓના મન પર જાણે ભૂરકી નાખી, પશ્ચિમના ઉત્તમ સાથે ખભે ખભા મિલાવી ઊભું રહી શકે એવું કેટલું બધું આપણી પાસે લોકવારસા રૂપે સચવાઈ રહ્યું છે તેનો આ ડાયરામાંથી ખ્યાલ આવતાં આપણે આપણી સંસ્કૃતિક સરવાણીઓથી કેટલા બધા અલગ પડી ગયા છીએ એનું ભાન થતું હતું ને મન ઊંડી વેદનામાં ડૂબી જતું હતું. સમ્મેલનને લોકસાહિત્ય અંગે પસાર કરેલો ઠરાવ આ અનુભૂતિના સીધા પરિણામરૂપ હતો આ ઘટના લોકસાહિત્ય ને આપણા આજના સાહિત્ય સંગમ માટે પ્રેરક શક્તિ જેવી અને એવી આશા આ સમ્મેલને પ્રગટાવી છે. એ જો પાર પડે તો વિશ્વસાહિત્યમાં આજે જેની નહિ જેવી ગણના છે તેવા આધુનિક ભારતીય સાહિત્યની એક શાખા તરીકે ગુજરાતી સાહિત્ય સમોવડીઆના અધિકારથી જગતના સભ્યમાં સભ્ય લેખાતા દેશોના સાહિત્યની પંક્તિમાં ગૌરવપૂર્ણ સ્થાન લઈ શકે, અનેક યુગોના સાક્ષી જેવા ગરવા ગિરની છાયામાં મનમાં જાગતી આવી ઊર્મિઓ સાથે એ સંમેલનમાંથી જ્યારે પાછા વળવાનું થયું ત્યારે એની મીઠી સારભ પણ સાથે સાથે આવી ને એની લહાણ કરતાં મન ધરાતું નથી.

# ગુ. સા. પરિષદ ૨૫મું અધિવેશન

શ્રી કેશવરામ કા. શાસ્ત્રી

ગયા ડિસેમ્બરની તા. ૨૬, ૨૭, ૨૮ના દિવસોમાં જૂનાગઢ ખાતે ખાસ ઊભા કરેલા 'નરસિંહ નગર'ના પ્રાંગણમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૫મું અધિવેશન ગુજરાતના પહેલી હરોળના કવિ અને સાધક શ્રી. 'સુંદરમ્'ને પ્રમુખપદે મળી ગયું. વિદાય થતા પ્રમુખ પ્રો. ડો. ઉમાશંકર જોશી જેવા પહેલી હરોળના કવિ સર્જક અને વિવેચકનો શ્રી. સુંદરમ્ સાથે સ્થાન-બદલો એ પણ એક હૃદયંગમ પ્રસંગ હતો. જૂનાગઢ એટલે ગુજરાતી ભાષાના આદિ કવિ ભક્ત નરસૈંયાની સારસ્વતભૂમિ. અહીં રહી એ ભક્ત પ્રવરે અસામાન્ય પ્રકારના સાહિત્યનો પુરસ્કાર કરી પોતાની આગવી પ્રતિભાથી ગુજરાતી સાહિત્યને તદ્દન નવો પ્રકાર સુલભ કરી આપ્યો. એ જ ભૂમિ ઉપર સાધક શ્રી સુંદરમ્‌નું સાહિત્ય પરિષદને મળેલું નેતૃત્વ એ એક સુભગયોગ હતો. એ જુનાગઢનાં પણ ભાગ્ય હતાં કે શ્રી સુંદરમ્ આ સ્થળે ઉપસ્થિત થયા અને એમની આધ્યાત્મિક સાધનાનો પરિચય જૂનાગઢને મળ્યો.

પરિષદ-સંમેલનના ત્રણે દિવસો અનેક રીતે નોંધપાત્ર બની રહ્યા. જૂનાગઢના સાહિત્યપ્રેમી નાગરિકોએ શ્રી. રતુભાઈ અદાણી જેવા પીઢ નેતાની આગેવાની નીચે પરિષદની બધી જ પ્રવૃત્તિઓને વેગ આપવાનું બીડું ઝડપી લીધું અને સોરઠની ગરવી ધરાના આતિથ્યનો ભારતનાં ભિન્ન ભિન્ન સ્થળોમાંથી આવેલા સાહિત્યકારો અને સાહિત્યપ્રેમી પ્રતિનિધિઓને સંમાનવાનું ગૌરવવંતું કાર્ય કર્યું. એ સાથે જૂનાગઢ પ્રદેશનાં મંત્રમુગ્ધ કરે તેવાં વિહારધામો અને યાત્રાધામોનાં દર્શન કરવાની પ્રતિનિધિઓને સરળતા કરી આપી. રમણીયતા ક્ષણે ક્ષણે જ્યાં નવીનતા ધારણ કરી રહી છે તેવી યોગીરાજશા ગરવા ગિરની વન્યસમૃદ્ધિનાં દર્શન કરવાં એ પણ જીવનનો એક લહાવો છે. યજમાનોએ એ લહાવો લેવાની વ્યવસ્થા કરી આપી એ એક વિશિષ્ટતા જ કહી શકાય.

આ વખતે વિભાગો ઓછામાં ઓછા રાખવામાં આવ્યા હતા. તેથી જ ત્રણે દિવસની કારવાઈમાં વિશૃંખલતાને અવકાશ મળ્યો નહોતો. વિભાગીય પ્રમુખોનાં ભાષણો થયાં અને તે વિભાગમાં આવેલા નિબંધોમાંથી, જેઓ હાજર હતા તેમના નિબંધો વંચાયા, એ સમગ્ર કાર્યક્રમ સરળ બની રહ્યો. ત્રણે દિવસની શ્રોતાઓની હાજરી પણ ધ્યાન ખેંચનારી નીવડી હતી. આટલા વિશાળ મંડપ નીચે તો બેસવા જગ્યા ખાલી નહોતી પરંતુ ત્રણે બાજુ કિનારા ઉપર પણ ઊભા રહીને સાંભળનારા શ્રોતાજનોની સંખ્યા ધ્યાન ખેંચતી હતી. લાઠીના ૧૧મા સંમેલનથી લઈ જૂનાગઢ ખાતેના ૨૫મા સંમેલન સુધીના સંમેલનોમાં ભાગ લેવાનો મને યોગ મળ્યો છે. ૧૯૪૮માં જૂનાગઢમાં જ આરઝી હકૂમત વખતે સદ્ગત શામળદાસ ગાંધીના નેતૃત્વે બોલાવવામાં આવેલા અધિવેશનમાં પ્રમાણમાં રાજશાહી ઠાઠ હતો. આ સંમેલન કેવળ જનતાનું જ હતું અને જનતાએ ઉમળકાથી આમાં સાથ આપી જૂનાગઢની સાનનો મહેમાનોને અચ્છો ખ્યાલ આપ્યો હતો. આટલી જનસંખ્યા અને પરિષદની નીરસ કહી શકાય તેવી કારવાઈ છતાં ક્યાંય ઉચાટ, ક્યાંય ઉપેક્ષા, ક્યાંય અવ્યવસ્થા અનુભવાયાં નહિ. એ પ્રજાકીય શિસ્તનો પણ એક અચ્છો નમૂનો કહી શકાય. શ્રી. વિક્રમભાઈ બૂચ, શ્રી. ચિત્તરંજન રાજા, શ્રી દિવ્યકાંત નાણાવટી વગેરે નાગરિક બંધુઓની વ્યવસ્થાશક્તિની પણ કસોટી હતી, અને એમાંથી પાર ઊતરી ગયા એ પણ આ ધરાની જ ખાસિયત કહી શકાય. ત્રણે દિવસના રાત્રિના લલિત કાર્યક્રમો પણ નોંધપાત્ર હતા. બીજા દિવસનો લોકસાહિત્યના નિષ્ણાતોએ આપેલો કાર્યક્રમ સૌરાષ્ટ્રનાં પણ સોરઠના ધરામાં ખીલેલા લોકસાહિત્યની ભિન્ન ભિન્ન વાનગીઓનો રસથાળ આપી નવીનોને પણ

શૌર્યની એક નાની-શી ઝલક ઉપજાવવવામાં શક્તિમાન હતો. ત્રીજા દિવસના મુશાયરામાં જુદા જ પ્રકારે શ્રોતાઓના દિલખેંચનારી કવિતાએ એના નવલોહિયાળ અને પીઢ કવિઓ દ્વારા આકર્ષણ જમાવ્યું હતું.

ત્રણ વિભાગોના જે નિબંધકારો હાજર હતા તેમણે પોતાના નિબંધોનો સાર આપ્યો. મારો મોટો ભાગનાં અધિવેશનોનો, ગુજ. સા. પરિષદના હોય, ઇતિહાસ પરિષદના હોય, પ્રાચ્ય વિદ્યાપરિષદનાં હોય કે એવી બીજી પરિષદોના હોય, નિબંધવાચનથી સંતોષ થતો નથી સંતોષ થતો નથી એ અર્થમાં કે પોતાના નિબંધોનો પૂરો મર્મ ટૂંકા સમયમાં સમજાવી શકાતો નથી અને બે વર્ષ પછી પરિષદનો હેવાલ પ્રસિદ્ધ થાય ત્યારે જ સભ્યોને જ એનો લાભ મળે છે. ત્રણ દિવસ, એમાં પણ હકીકતે તો ૧ લી-ઠેઠની બેઠકો પરિષદની ઔપચારિક વાતોમાં જતી હોય છે અને ૨ થી ૫ મા જ વિભાગીય પ્રમુખો અને વિભાગીય નિબંધોના વાચન થતાં હોય છે ચાર બેઠકો આ કામને માટે પૂરતી નથી. દરેક વિભાગને અલગ અલગ પાડી ચારે મંડપો તે તે વિભાગનું કામ થય તો કેટલેક અંશે સફળ થવાય, પરંતુ એમ કરવા જતાં જનતાને એનો લાભ આપી શકાતો નથી આનો ઉકેલ કેવી રીતે લાવવો એ વિચારવા જેવું છે. હજી પ્રયોગો જ થાય છે એમ કહી શકાય વિભાગ થોડા હોય તો કેટલેક અંશે લાભ થાય એ આ સમયની આયોજનાથી કાંઇક અનુભવાયું સાહિત્યના પ્રકારો અને વિવરણ વિષયોનાં થયેલા ખેડાણને જોતા તદ્દન થોડા વિભાગો થોડા જ લાગે છે જૂનાગઢ ખાતેના અધિવેશને કાંઈક દોરવણી આપી છે અને એનો હજી પણ સવિવેક વિચાર કરી તોડ કાઢવામાં આવે એ જરૂરી ખરું.

જૂનાગઢ ખાતેનું આ અધિવેશન સફળ થયું છે એનો યશ આવેલા મહેમાનો કરતા સ્થાનિક સ્વાગત સમિતિને જ ભાગે જાય છે શ્રી રતુભાઈ સોરઠને, એમા પણ જૂનાગઢને પોતાનું નિવાસસ્થાન અને સામાજિક તેમજ શૈક્ષણિક કાર્યક્ષેત્ર બનાવીને રહ્યા છે, એ જ ગુજ સા. પરિષદના સારસ્વત સમારંભનું મહાત્માજીના જન્મ શતાબ્દિના આ વર્ષમા કારણભૂત બન્યું છે. મહાત્માજી સોરઠનું સંતાન હતા અને ગુજ સાહિત્યને 'ગાંધીયુગ'નો ઝોક આપી ગયેલા, બારના સંમેલનના પ્રમુખ એ ગાંધીજીની જન્મ શતાબ્દિ ગુજ. સા. પરિષદ સોરઠમા ઊજવે એવી સૌ સાહિત્યકારોની ભાવના હતી તે સફળ કરી આપવાનો યશ જૂનાગઢના કાર્યકરોને જાય છે એ બધા જ ભાઇઓ એ માટે અભિનંદનને પાત્ર બની રહ્યા છે

આ જ ટાંકણે ભક્ત કવિવર્ય અને મહાન સંત નરસિંહ મહેતાના 'આત્મચરિતના કાવ્યો'નું કવિસંમેલનના આરંભે ભક્ત હૃદયના સાધક, પરિષદના પ્રમુખ શ્રી સુંદરમ્‌ને હાથે પ્રકાશન જાહેર થયું અને એનું ગૌરવ શ્રી નરસિંહ મહેતા ચોરા સમિતિ'ના કાર્યવાહકોને મળ્યું એમાં આ લેખકને પણ ગૌરવાન્વિત કરવામાં આવ્યો, એ પણ એક સુયોગ હતો ધન્ય કાર્યમાં સૌને ધન્યવાદ મળ્યો તેમાં આ લેખક પણ એક પાત્ર બની રહ્યો મારે મન સંમેલનના આરંભથી લઇ અંત સુધી માંગલ્ય જ જળવાઈ રહ્યું એ પ્રતાપ આ ધરામાં વિકસેલા પરમસંત ભક્ત કવિવર્ય નરસિંહ સિવાય બીજા કોનો માનવો? એમના જ પ્રતાપમાં સફળતા લાવી આપનારા સૌ સ્થાનિક ભાઈઓનો પ્રતાપ સમાવિષ્ટ થઇ જાય એવી ભાવના પણ સોરઠનાં સંતાનોને મન મીઠી વાત છે.

*

# શું સંભારૂં ? શું વીસરૂં ?

શ્રી ચિત્તરંજન રાજા

ગુજરાતી સાહિત્ય પરિષદનું રજતજયંતી અધિવેશન જૂનાગઢના આંગણે મળી ગયું—માત્ર મળી ગયું નહીં પરન્તુ ભારોભાર સફળતા મળી તેનો આનંદ અદકેરો જ હોય. પરિષદ આવી સારી રીતે, આટલી સફળ રીતે ઊકલી જશે એવો તો સ્વપ્નેય ખ્યાલ નહોતો. આ હજી ગઈકાલની વાત જાણે લાગે છે. નરસિંહ મહેતા જયંતી પ્રસંગે શ્રી ગુલાબદાસ બ્રોકર જૂનાગઢ આવેલા, ગાંધીશતાબ્દિના વર્ષમાં પરિષદ ગાંધીજીની જનમ ભોમકામાં મળે તેવી પરિષદના આયોજકોની અંતરેચ્છા ખરી. બાપુની જન્મભૂમિ—પોરબંદરમાં કૈંક અનુકૂળતાઓ નહોતી. ગુલાબદાસે આ વ્યથા અમારી સૌની મોંએ કહી. પોરબંદર એટલે જૂનાગઢ જિલ્લાનું જ ગામ. જૂનાગઢમાં થાય એ પોરબંદરનું જ ગણાય અને પોરબંદરમાં થાય તોય એ જૂનાગઢનું ગણાય એવી લાગણી પણ ખરી. એટલે ગુલાબદાસ જ્યારે શ્રી રતુભાઈને મળ્યા ત્યારે રતુભાઈએ 'આપદ્ધર્મ' લેખે આ પ્રસંગ ઉકેલવાનું બીડું ઝડપ્યું.

'પરિષદને નિમંત્રણ અપાયું—સ્વીકારાયું'.

હવે કમ્મર બાંધીને કામ કરવાના દિવસો પણ આવી લાગ્યા. સહુ મિત્રો મળવા માંડ્યા. વિવિધ સમિતિઓ રચાવા માંડી. કાર્યકરો કામે લાગી ગયા. મુખ્ય પ્રશ્ન આર્થિક બાજુનો હતો, ખર્ચને પહોંચી વળવાનું કામ કપરૂં હતું. દિવસો સુધી અમે ગાંધીશતાબ્દિ પ્રદર્શનીમાં ગાંધીદર્શન દિલ્હી રોકાયેલા રહ્યા. પરિષદના દિવસો ટૂંકા થવા લાગ્યા. અધૂરામાં પૂરૂં રાજ્યકક્ષાના યુવક મહોત્સવ ને ક્રીડા મહોત્સવ અહીં યોજાયા. આઠ દિવસ સુધીમાં પાંચથી છ હજાર જાત્રાળુ, અતિથિઓ તેમાં આવ્યા અને દિવસો પણ બરાબર પરિષદની તૈયારીના મોકે જ રહ્યા. ઉભય જગ્યાએ કામ કરનારા એકના એક. પણ સારા કામમાં જો વિઘ્ન ન આવે તો કેમ ચાલે? અને વિઘ્નો પાર કર્યા વગર સફળતાનો આનંદ શે માણી શકાય! સદ્‌નસીબે પરિષદના અધિવેશન પ્રસંગે કોઈ મોટું વિઘ્ન અમને નડ્યું નહીં એ ઈશ્વરની કૃપા.

પરન્તુ, આ જ દિવસોમાં ઉપર કહ્યું એમ યુવક મહોત્સવ, ક્રીડા મહોત્સવના કારણે પરિષદના પ્રતિનિધિ અતિથિઓ માટે આવાસની ભારે તકલીફ ઊભી થઈ, મુખ્ય પ્રશ્ન જ આવાસનો હોય અને સારો, આરામદાયી આવાસ આપવા સ્વાગત સમિતિએ, ઉતારા સમિતિએ જે મથામણ કરી છે તેનો હું સાક્ષી છું. એટલે કેટલી મહેનત, દોડધામ પરિશ્રમ પડયો છે તે સારી રીતે જાણું છું. ઉત્તર ધ્રુવના યાત્રી સ્કોટે ધ્રુવવિજયની પોતાની યાત્રા નોંધમાં એક સરસ વાત લખી છે. સ્કોટે લખ્યું છે : "જો જીવતો રહ્યો નો મારે તમને મારા સાથીદારોના સખ્ત પરિશ્રમ, ધ્યેય સિદ્ધ માટે અથાગ પ્રયાસો અને પરસ્પર પ્રત્યેની સહાનુભૂતિની વાતો કહેવાની રહેત" મારે પણ આ લેખ દ્વારા પરિષદના પચ્ચીસમા અધિવેશનને સાંપડેલી સફળતા પાછળ રહેલી અંતર ભાવ વાતો લખવી રહી છે. કૈંક નામી અનામી સાથીદારોના સંગઠન, સેવા અને નિષ્ઠા આ પાછળ રહ્યાં છે.

પરિષદની તૈયારીઓ [illegible]. જગ્યા પણ ચોક્કસ થઈ. ગરવા ગિરનારના [illegible] સરદાર ચોકની આડમાં નરસિંહ નગર રચાયું. [illegible] પણ કલાત્મક પ્રવેશ દ્વારે [illegible] અતિથિઓ, પ્રતિનિધિઓનું [illegible] રંગેલી સુતળી અને વાંસના [illegible] આકાર 'પ્રવેશ દ્વાર' [illegible] ઉપરાંત [illegible] દર્શન [illegible] રચના [illegible] આજસાંની [illegible] સાથ [illegible] અને આજસા—ના [illegible]

ઓપવે તેવું સંયોજન રચાયું તે ખરેખર વિશિષ્ટ બની રહ્યું. સંપૂર્ણ સાદગી તથા કલાવૃત્તિની યથાસ્થાન ગોઠવણી દ્વારા અધિવેશન સ્થળ ખુદ એક વ્યક્તિત્વ–એક આત્મા ઊભી કરતુ હતું. આ આખીય સંયોજના ગુજરાતના ઊગતા– હવે તો ઠીક ઠીક રીતે કળાક્ષેત્રે 'કાઠુ' કરી ગયેલા ભાઈ વૃંદાવન સોલંકી અને કાથી મિત્રોએ કરી હતી. ટાચા દિવસો, સાધનો અને સગવડ વચ્ચે આવુ મનોહર રૂપ અને ઓપ આપવો એ જરાયે હળવી કે ઊતરતી વાત નથી.

અધિવેશનમાં આશરે ૫૦૦ જેટલા સાહિત્યો, સાહિત્ય રસિકો આવ્યા ત્રણ દિવસનો આ 'સારસ્વત યજ્ઞ' મંડાયો ત્યારથી પૂર્ણાહુતિ સુધી જૂનાગઢમાં સાહિત્યનું વાતાવરણ છવાઈ ગયું શોભાયાત્રાથી માંડીને વિદાયની ક્ષણ સુધી કેટલાક સાહિત્યકારો તો ખરેખર અમારા જ બની ગયા એમ કહું તો ખોટુ નથી. બાકી સ્વ મડિયા કહેતા હતા તેમ એય સાચું લાગ્યું કે પરિષદના અધિવેશનમા આવનારા મોટા ભાગના પ્રતિનિધિઓ માન સહેલાણી જ બની રહે છે. પરિષદ રેલવેનું કન્સેશન મેળવી આપે છે, રૂા. ૫ દસ કે વીસમા ત્રણ–ચાર દિવસના ખાવાપીવાની વ્યવસ્થા થઈ જાય, બાદશાહી સગવડતા વચ્ચે આવી સહેલ કયાંથી સાંપડે? આ વાત પણ થોડે વત્તે અંશે સાચી પડી લાગી. પરિષદના ગોઠવાયેલા કાર્યક્રમ અનુસાર રોજ બપોરના ૩–૦૦ થી અધિવેશનની બેઠકો શરૂ થતી. સવારની બેઠક લગભગ ૧૨–૧૨–૩૦ વાગે પૂરી થાય પછી ભોજનનો સમય થાય. વચલા ગાળામા નગર પર્યટનની અમે કરેલી વ્યવસ્થામાં પચાસેક જેટલા સહેલાણીઓ થશે તેવી માન્યતા હતી; પણ તરત જ ત્રણથી ચાર બસો ની વ્યવસ્થા કરવી પડી. પ્રતિનિધિઓ માફ કરે, પણ સાડા ચારસો પાંચસો પ્રતિનિધિઓમાથી ચાર બસ ભરાઈને જાય એટલે ૨૦૦–૨૨૫ બસ્સો સવાબસ્સો જણા તો સહેલમા ઉપડયા, જે બસો લગભગ સાડા ચાર પાંચે પરત આવવાની. એટલે અધિવેશનની બેઠકોમાં પ્રતિનિધિઓની સંખ્યા અધઝાઝેરી જ રહેતી

"સહેલાણીઓ" ઓછા કરવા કેટલાક નિયંત્રણો પરિષદે મૂકર્યાં જ છે. પણ આ નિયંત્રણોનું પાલન કેટલે અંશે? અને સાચી વાત એ પણ ખરી હવે group discussions સમૂહ ચર્ચાઓ જ રાખવી જરૂરી છે. ઠીક ઠીક સમૂહના આગ્રહ કરતાં ખરેખરા દસ–બાર અભ્યાસુઓ–ખાસા અભ્યાસુઓ મળે એ અગત્યનુ નથી? સંભવ છે એ જ ઉપયોગી નીવડે નહી? ખેર, પણ આખરે તો આ પરિષદ–પ્રસંગ તો અંગ્રેજીમા જેને Get together જેવો ગણાવી શકાય આમ છતાં આ વખતે સાચુ હીર ઝળકયું પણ ખરું. જૂનાગઢમાંથી ઠીક ઠીક સંખ્યામાં રસિકો હાજર રહ્યા. ચર્ચાઓમા ભાગ લેનાર અહીં થી નહીંવત્ રહ્યા કદાચ તેની પાછળનું એક કારણ એ પણ હોય કે સાહિત્ય રસિકો–સેવીઓ "યજમાન લક્ષ"માં ખૂચ્યા હોય ને છેક છેલ્લી ઘડી સુધી નવરાશ ન પણ મેળવી શકયા હોય! સામાન્યત: દિલ્હી–સુરત–કલકત્તા કરતાં અધિવેશન મંડપમાં સાહિત્યરસિકોને શ્રોતાઓની સંખ્યા સારી હતી–માત્ર અસ્તિત્વ રૂપે નહી પણ એક અંગરૂપ બની રહી હતી તેમ કહેવુ જરા પણ અતિશયોક્તિ ભર્યું નથી જ.

દરરોજ રાત્રે યોજાયેલ મનોરંજન કાર્યક્રમમાં શીખામણ તો સગી મા આપે તોય ન ગમે અમૃત પણ જો ઔષધિ હોય તો કોઈ ન પિયે તેવો "પ્રેમળ જ્યોતિ" નો અનુભવ થયો. ૧૯૪૬માં સ્વ. મેઘાણીભાઈ જીવતા ત્યારે મળેલી રાજકોટ ખાતેની સોળમા સાહિત્ય પરિષદમા લોકસાહિત્ય સર્જકો, લોકકવિઓ રજૂ થયેલા, તે ફરી સારી રીતે આ પરિષદમાં રજુ થયા કવિશ્રી કાગ ન આવી શકયા તેનો મનમા ખણખણો રહી ગયો રંગ હતો રોનક હતી, પણ આત્મા થોડોઘણો ઓઝપાયેલો રહ્યો. સાક્ષરોએ લોકવાણીની તાજપ ને મધુરપ માણી, બિરદાવવામા ખામી ન રાખી જૂનાગઢે એક ખૂટતી કડી સાંધી આપી.

કવિસંમેલન પણ આદિકવિની જન્મભોમકામા સારૂ જામ્યું. અત્યાર સુધી ધીરતા, ધીટતા, ગંભીરતાના વેશમાં નિહાળેલા સુંદરમને સ્થાને કવિ સંમેલનની તે ભાગતી રાતે ફરી "વસુધા" અને "કાવ્યમંગલા" ના કવિને માણ્યા. મનભર અને

મનહર રીતે. જૂનાગઢમાં તો છેલ્લાં આઠવર્ષથી કાવ્ય પ્રવૃત્તિના મૂળ ઉંડાણુ પકડી ગયા છે એટલે રંગ રાખે જ તેમાં શી નવાઈ !

આ તો થઇ સ્વાગત સમિતિના પક્ષે વાત. પણ આવેલા પ્રતિનિધિમાં અનેક રંગ કળાયા. આપણા એક પ્રસિદ્ધ લેખક તો મંડપમાં પ્રવેશ્યા જ નથી તેમ કહું તો ચાલે ! કેટલાકના દુર્વાસારૂપનો ભોગ પણ સ્વયંસેવકો તો ઠીક સ્વાગત પ્રમુખ ખુદ પણ બન્યા ! આ ત્રણેય દિવસો દરમીઆન અનેક વિવિધ સ્વભાવના પ્રતિનિધિઓ મળ્યા. માનવ સ્વભાવના અનેક ચિત્રવિચિત્ર ભાવ–અનુભવ સાંપડયા. એક સાંજે હજુ ભોજનનો સમય સાડાસાતનોઃ– ત્યાં સાતેક વાગે એક ભાઇ સ્વાગત સમિતિ કાર્યાલયમાં આવી ધમકયા. "અરે કોઈ આહીં અમારો ભાવ પૂછતું નથી !" જમવાનું આપવાના હોય તો વ્યવસ્થા કરે, નહિંતર ખાઈ લેશું લોજમાં આ તે કેવી વ્યવસ્થા ! પત્રકારોને તો જવાનો સમય થઇ ગયો." ભાઈ કોઈ વૃત્તાંત નિવેદક હતા–રાજ્યપાલશ્રીના કાર્યક્રમ પૂરતા આવેલા. ધૂંવાકૂંવા આ ભાઇને સ્વાગત સમિતિના કાર્યકર ભાઈ જેમ સમજાવે તેમ બરાડા વધતા ગયા ! આખરે ધીર સ્વભાવ રાખી બેઠેલા રતુભાઈ અકળાયા નહીં પણ વ્યથિત થયા. હળવેથી પેલા ભાઈ પાસે જઈ ઘડિયાળમાં સમય પૂછ્યો. જવાબ મળ્યો "સાત."

મંદ હસતાં રતુભાઇએ કહ્યું : "અરે ભાઇ ! જમવાનો સમય તો સાડા સાતનો આપેલ છે તે કેમ ભૂલી જાવ છો ?" તુરત જ પેલા ભાઈ ઠંડાગાર... હળવે પગલે કાર્યાલય છોડી ગયા.

આવા તો કેટકેટલાય પ્રસંગો યાદ આવે છે. સ્વભાવની અછડતા અને સૌજન્યતા, અગવડ ઊભી કરવાની ટેવ અને નિભાવી લેવાની ઔદાર્યતા આહીં ડગલે પગલે જોવા મળ્યાં. ઉમાશંકરનો મૃદુ મધુર સ્વભાવ, સુન્દરમ્‌નો સાધક સૌજન્યપ્રભ સ્વભાવ, ભાઇ યશવંતનો public relationsમાં કુશળ કાર્યકર જેવો સદાય હસમુખો હસતો ચહેરો. કંઇક ખૂટયા જ કરે તેવો ભાવ સતત્ મોં પર રાખી, ભીતરથી તૃપ્ત દીસતા પીંતાબર આજેય સ્મરણે ચડે છે. 'અલગારી'નું અવધૂતપણું માણવા ન રુચ્યું, પણ અમારા સૌરાષ્ટ્રના ગામડાંમાં ત્રાગું કરનારા, માર મારીને લાગો વસૂલ કરનારા બાવા સાધુના સ્વભાવની 'ઝલક' પણ સાંપડી. ગામ ગામના પાણી પીધેલ માણસ એક ડોલ પાણી માટે કેવો આકળો ઉતાવળો થઇ વાણીનો વિવેક ચૂકે છે એય જોયું !

મહેમાનો તો કિસમ કિસમના આવ્યા; પણ એક અનોખા અતિથિઓનો ઉલ્લેખ કર્યા વગર રહી શકતો નથી. પોરબંદર આર્ય કન્યા ગુરુકુળની આશરે ૧૫૦ જેટલી બહેનો આ ત્રણે દિવસ દરેકે દરેક કાર્યક્રમમાં આવતી. ખાસ 'બસ' લઇને આવેલી આ બહેનો શાંતિ અને શિસ્તથી અધિવેશનમાં આવતી. નિયત્ જગ્યાએ બેઠક લેતી અને કાર્યક્રમ પૂરો થયે એટલી શાંતિ શિસ્ત અને સ્વસ્થતાથી સ્વસ્થાને જતી. ખરેખર એ બહેનોની સાહિત્યપ્રીતિ ને જ્ઞાન પિપાસાને અભિનંદું છું.

નરસિંહ મહેતાની ભૂમિમાં, ગાંધીશતાબ્દિવેળા યોજાયેલી આ પરિષદનું સુકાન શ્રી રતુભાઇએ માત્ર વિચારવાદી કર્યકરની રીતે નહીં પણ વ્યવહાર નીતિજ્ઞની શોભા વડે શોભાવ્યું. જે કંઈ શ્રેય પ્રેય આ અધિવેશનનું હોય તો તે સ્વાગત પ્રમુખના હોદ્દાની રૂએ તો ખરૂં જ, પણ એથી વિશેષ તો આખાય કાર્યક્રમને પાર પાડવા દિવસ રાત એમણે કરેલી મહેનત, જહેમત માટે તેમને જ છે.

'૪૮ની પરિષદ જોયેલી.

રાજકીય ઠાઠમાઠ – દબદબો તો ખરો જ. પણ સાથોસાથ એ જ મંચ ઉપર રાજનેતાઓનું અધિકારીઓનું સન્માનપત્ર પણ ખરૂં. ત્યારે ૧૯૬૯નું પરિષદનું અધિવેશન સંપૂર્ણ રીતે "પ્રજાકીય" વ્યવસ્થા–સગવડતાથી માંડીને ઠીક, પણ ઉદ્‌ઘાટક તરીકે આવેલા રાજ્યપાલશ્રી પણ સાહિત્યિક શ્રીમન્‌નારાયણ પહેલા હતા– રાજ્યપાલ પછી. સહુ સાહિત્યિક પ્રતિનિધિઓ સાથે જમ્યા અને એક પૂરી બેઠક સુધી બેસીને સાહિત્યની ગતિવિધિય જાણી–માણી. આ બે પરિષદના અધિવેશનો વચ્ચેનો ઘણો મહત્ત્વનો ફરક મારી દૃષ્ટિએ.

"मधुरेण समापयेत्" એમ સારોય પ્રસંગ સુખદ રીતે, મધુરતાથી ઉકલી ગયો.

# યાદના આલોકમાં

શ્રી દિવ્યકાંત નાણાવટી

ગુજરાત સાહિત્ય પરિષદનું ૨૫મું અધિવેશન ગઈ તારીખોમાં ગુજરાતના આદ્ય કૃષ્ણભક્ત નરસિંહની ભૂમિમાં મળી ગયું ત્રણ દિવસ યોજાયેલ આ 'સારસ્વત યજ્ઞ'નો યથાશક્તિ લાભ આ વિસ્તારના અને ગુજરાતના સાહિત્યિક રસજ્ઞોએ સારી રીતે માણ્યો. કોઇપણ તાત્કાલિક સફળતા નિષ્ફળતા માપવી સહેની નથી નીર આછરવા દેવાનો સમય ન મળે ત્યાં સુધી આલોચના કે પ્રસંશારૂપે જે પ્રાપ્ત થાય તે એકાંગી રહેવાના જ પરન્તુ એક ભાવકની દૃષ્ટિ એક જ આખાયે સંયોજનના સાક્ષીરૂપે સ્વાને રહેવાનો યોગાનુયોગ સાંપડ્યો પરિણામે આ ત્રણ દિવસની સ્મૃતિઓએ આપેલી અનુભૂતિ યથાઅનુમતિ શબ્દસ્થ કરવા પ્રયત્ન કરું છું

જૂનાગઢને આંગણે સાહિત્ય પરિષદનું સત્તરમું સંમેલન ૧૯૪૯માં મળ્યું એ કાળ તદ્દન જૂદો હતો તેમ કહું તો ચાલે ૧૯૪૭ આઝાદી પર્વની પર્વણી જ્યારે સારાયે રાષ્ટ્રમાં આનંદના ઓઘ વાળતી હતી ત્યારે જુનાગઢની પ્રજા ઉપર પાકિસ્તાન સાથેના તત્કાલીન મુસ્લિમ શાસકના જોડાણના ભીષણ ઓથાર ઊતર્યા સમસ્ત વસ્તીના લલાટે ભાવિની અનિશ્ચિતતા લેખાવા માંડી એક અજ્ઞાત ભય, દહેશત અને અત્યાચારની ધ્રુજારી સહુ કોઇના અંતરદીપને ઓલવી નાખે તો નવાઈ નહી તેવી ભીષણ બિભીષિકા છવાયેલી ભય અને આતંક પીડિત જૂનાગઢવાસીઓએ વહાલા વતનને સલામ કરી, બેવતન-બેઘર બની હિજરત કરવા માંડી ભગવાન સોમનાથ અને ગરવો ગુરુ ગિરનાર કાળની આ અજબ લીલાના મૂક સાક્ષી બની રહ્યા

સાથોસાથ, જૂનાગઢ પર ઘેરાયેલાં આ કાળાં વાદળોમાંથી જનજાગૃતિની સોનેરી કોર ઝગમગી ઊઠી આરઝી હકૂમતની રચના થઈ-જનતાએ પોતાની સ્વાતંત્ર્ય કૂચ આરંભી ગામડે ગામડું જાગી ઊઠ્યા નવોન્મેષની ચેતના સહુ કોઈને સ્પર્શી ગઈ અને માનવ જાગૃતિ સમક્ષ શચીન્દ્રનું સ્થાન પણ જો સુરક્ષિત ન રહ્યું હોય તો આ તુચ્છ નવાબીની શી વિસાત ? આરઝી હકૂમતના સંગઠન દ્વારા યુદ્ધની રણભેરી જગવ્યા વિના જ સ્વાયત્તતા સ્થપાઈ અને લોકક્રાંતિનો સાદ્યંત વિજય થયો કમનસીબે, આ આખીયે કથાને-એક મહાકાવ્યના કથાવસ્તુને-કાવ્યરૂપ આપનારી સમર્થ લેખિની હજુ સુધી સાંપડી નથી !

આઝાદીના એ આનંદ-ઓચ્છવમાં જ સાહિત્ય પરિષદનું સત્તરમું સંમેલન નજીક હતું. સ્વ શામળદાસભાઈએ પરિષદને જૂનાગઢના આંગણે નોતરી. જૂનાગઢની ધરતીમાં ધરબાયેલા પણ પરચક્રના શાસનના કારણે ધરતી ફાડી નહી નીકળેલા સંસ્કાર પ્રવાહને તેમણે પુનઃ વહાવવાનો પ્રયત્ન આદર્યો હોકને યાલાલ મુનશી આ અધિવેશનના પ્રમુખ હતા અનેક સાહિત્યકારો અને સાહિત્યરસિકો આ પરિષદ પ્રસંગે જૂનાગઢના અતિથિ બની રહ્યા રાજ્યકાળમાં આમાંના ઘણા આવેલા, ઘણાને બોલાવી શકાયા હોત પણ સ્વાતંત્ર્ય સંગ્રામની ધ્વનિરેખા ઝીલતો કોઈ સાક્ષર, સાહિત્યકાર રાજ્યને મંજૂર નહોતો એક મજાનો પ્રસંગ યાદ આવે છે મૃત્યુ પહેલાં સ્વ ઝવેરચંદ મેઘાણી અત્રે આવેલા તે પહેલાં તો રાજ્યના પોલીસ અધિકારી શ્રી છેલભાઈને ત્યાં અવાર નવાર આવતા પણ ત્યાર અમે નાના અને વળી ત્યારે મેઘાણીનું આગમન પણ લોકસાહિત્યના સંપાદક તરીકેનું ત્યારપછી તો મેઘાણી સ્વાતંત્ર્ય સંગ્રામના લડવૈયા થયા, ક્રાન્તિના શંખધાપક થયા રાજ્યોની દૃષ્ટિએ 'બળવાખોર" ગણાયા એટલે અમે કોલેજિયનો તત્કાલીન નિયમાનુસાર મેઘાણીભાઈનું પ્રવચન ગોઠવવા તે સમયના પોલીસ અધિકારી શ્રી નકવીને મળવા ગયા મંજૂરી ન જ મળી જાહેર વક્તવ્ય ગોઠવી ન શકાયું.

મનમાં ભારે વસવસા સાથે સ્વ મેઘાણી પાસે આવીને અમે પોલીસ અધિકારીની નામંજૂરીની વાત કરી, તેમનો લાભ લઈ શકવાની ગૂમાવેલી તકનો શોકરાય ઠાલવ્યો

સ્વ. મેઘાણી હસતાં હસતાં બોલ્યા: "અરે ભાઈ મને બોલવાની મંજૂરી ન આપી તેમાં સંકોચાવ છો શું ? તમારો પોલીસ અધિકારી મને મંજૂરી ન જ આપે ને ! તેમાં નવાઈ શી ?"

એક મિત્રે ખૂલાસો કરતાં કહ્યું : "ના, ના પણ અમે તો માત્ર કવિ મેઘાણી–સાહિત્યકાર મેઘાણી માટે—"

"હા ભાઈ, એટલે જ મંજૂરી ન મળે ને ! હું રહ્યો કવિ અને એ રહ્યા ન કવિ– મંજૂરી કયાંથી મળે ?" સ્વ. મેઘાણીના આ શ્લેષાત્મક વ્યંગથી સહુ હસી પડેલા.

પ્રસંગ યાદ આવવાનું કારણ આ જ. આજે એ જ જૂનાગઢની ધરતી ઉપર સાહિત્ય પરિષદના માણેક સ્થંભો રોપાય છે.

'૪૯ની એ પરિષદ રાજકીય દબદબા અને ઠાઠથી થઈ. પ્રજાનો પણ ઉત્સાહ અનેરો હતો–સ્વાતંત્ર્ય સલામતિ અને ભાવિ સુખની મંગળ સ્વપ્નસૃષ્ટિ હતી. રાજ્ય અને વહિવટીતંત્ર સાહિત્ય પરિષદની સેવામાં હતું. મુનશીજી પણ એક રીતે તો આ સ્વાતંત્ર્ય હિલચાલના પ્રણેતા ખરા ! શામળદાસભાઈની ધસારાબંધ શૈલીમાં લખાયેલું સ્વાગત પ્રવચન જૂનાગઢનો રંગીન–ભાતીગળ ઇતિહાસ આલેખતું હતું. ભારે દબદબાથી આ અધિવેશન પૂરું થયું. દિવસો સુધી લોકોને સ્મરણમાં રહે તેવો આ સાહિત્યિક સમારોહ હતો તેમ કહું તો અસ્થાને નથી.

ત્યાર પછી તો જૂનાગઢના જનજીવનમાં–નગર જીવનમાં અનેક વળાંકો આવ્યા. સંસ્કાર પ્રવૃત્તિ–સાહિત્ય પ્રવૃત્તિનો નવપલ્લવિત થતો રોપ કોણ જાણે કેમ પણ અકળ કારણોસર કરમાવા માંડયો અનેક શહેરની આ ઉપેક્ષિતા સ્થિતિને એક સાહિત્યકાર મિત્રે તો જૂનાગઢને વાતવાતમાં સાહિત્ય ક્ષેત્રે "ઉસર ભૂમિ" waste land કહી નાખી. ત્યાં જ પ્રા. તખ્તસિંહ પરમાર, પાજોદ દરબાર શ્રી રૂસ્વા સાહેબ, લલિત વસાવડા, મનુભાઈ ત્રિવેદી 'સરોદ' વિગેરે મિત્રોના સહકારથી સાહિત્ય પ્રવૃત્તિના પુનઃ મંડાણ થયાં. "મિલન" તથા નરસિંહ સાહિત્યસભાની પ્રવૃત્તિઓ દ્વારા સાહિત્યપ્રવૃત્તિને–વૃત્તિને ઠીકઠીક વેગ મળ્યો.

નરસિંહ મહેતાની તપ પ્રયાણ જયંતી નિમિત્તે આવેલા શ્રી બ્રોકરે પરિષદના આગામી અધિવેશનને ગાંધીજીના જન્મભોમ વિસ્તારમાં, નહીં તો પછી સૌરાષ્ટ્રમાં કોઈપણ સ્થળે પરિષદ યોજાય તો ઈષ્ટતા રહેશે તેવી ઈચ્છા વ્યક્ત કરી. મુ. રતુભાઈ સાથે પણ વાત થઈ ને તા. ૨૩–૫–૧૯૬૯ની સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘની ખાસ બેઠકમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૫મું અધિવેશન જૂનાગઢમાં ભરવાનું નિમંત્રણ આપવાનું નક્કી થયું. અને પરિષદનું રજતજયંતી–સંમેલન જૂનાગઢના આંગણે મળી ગયું.

ગુજરાતી ભાષા અને સાહિત્યમાં ૧૯૪૯ પછી ઘણા વળાંકો આવ્યા, યુનિવર્સિટી કક્ષાએ ગુજરાતી ભાષા માધ્યમ બની, અનુસ્નાતક કક્ષાએ, સંશોધનાત્મક કક્ષાએ ગુજરાતી સાહિત્ય માટે સગવડતાઓ ઊભી થઇ. પ્રકાશન પ્રવૃત્તિ પણ વધી છે. સામાન્ય જનગણમાં પણ વાચનભૂખ ઊઘડી છે. ગુજરાતમાં જ પાંચેક યુનિવર્સિટીઓ સ્થપાઈ, કોલેજો તો ઘણી વધી છે. શિક્ષણના પ્રસાર સાથે સાહિત્યનો પ્રચાર પણ વધ્યો છે. એટલે બાવીસ વર્ષે જ્યારે પરિષદનું અધિવેશન ભાવકરૂપે નિહાળવાનો પ્રસંગ આવ્યો ત્યારે એક ચોક્કસ કુતૂહલ – મૌગ્ધ્ય પણ હતાં.

પ્રતિનિધિઓની સંખ્યા સારી એવી વધી. કેટલાંક નિયમનો પણ કરવાં પડયાં છે, નહિંતર પ્રતિનિધિઓની સંખ્યામાં ઉત્તરોત્તર વધારો થતો રહે છે તેવું પરિષદના સંયોજકો પાસેથી પણ જાણ્યું. લોકોની સાહિત્યિક અભિરુચિ વધી છે જાણી આનંદ થયો. વિવિધ વિભાગોમાં આવેલા વિભાગીય પ્રમુખો તો તત્ક્ષેત્ર પૂરતા માન્ય વિદ્વાનો હતાં એટલે તેમના પ્રવચનોમાં ઊંડાણ અને નવનીત પૂરા પ્રમાણમાં હતાં. "દર્શકે" પોતાના ગાંધીદર્શન પરના પ્રવચનમાં ગાંધીવાદનું બણગું ફૂંકયા વગર સૈદ્ધાંતિક રીતે ગાંધી અસરનું તાદશ દર્શન આપ્યું અગાઉની ('૪૯ની) પરિષદના અધિવેશન કરતાં મારી દૃષ્ટિએ સાહિત્યિક રીતે આ અધિવેશન વિશેષ સાહિત્યોન્મુખ હતી. ભાગ લેનારા વક્તાઓ પ્રમુખો, પ્રેક્ષકોમાં એક ગહરાઈ, રસદૃષ્ટિ

માટે ૧૯૬૯ના ડિસેમ્બરની તા. ૨૬-૨૭-૨૮ના દિવસો નક્કી થયા

જૂનાગઢને વીસેક વર્ષ પહેલાં પણ ગુજરાતી સાહિત્ય પરિષદનું સ્વાગત કરવાનો અવસર સાંપડેલો. સોરઠની ધરતીને પાકિસ્તાન સાથે જોડવાના નવાબના નાપાક નિર્ણયને પડકારી, આરઝી હકૂમત દ્વારા લોકક્રાન્તિ સર્જી આઝાદી હાંસલ કરનાર પ્રજાનો એ વખતનો અવર્ણનીય ઉત્સાહ, સોરઠ સરકારનાં વિપુલ સાધનો, પ્રમુખ તરીકે શ્રી કનૈયાલાલ મુનશી અને સ્વાગત પ્રમુખ તરીકે જાજરમાન જૂનાગઢના પોરસથી પોરસાતા શ્રી શામળદાસભાઈ ગાંધી. આવા ઝળહળાટ વચ્ચે મળેલા એ અધિવેશનને સાંપડેલી સફળતા અને સ્વાગત સમિતિ ઉપર વરસેલી પ્રશંસા અને ધન્યવાદની વૃષ્ટિના સ્મરણો આજે પણ જૂનાગઢના લોકોમા આનંદ અને અભિમાનની લાગણી જન્માવે છે.

મીઠા સંસ્મરણોએ ભૂતકાળ માટે જગાડેલ આનંદ અને ભવિષ્ય માટે જન્માવેલ ચિંતાની તીવ્ર લાગણી વચ્ચે સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘે ૨૫ મા અધિવેશન માટે સ્વાગત સમિતિની રચના થાય ત્યાં સુધી આવશ્યક પ્રબંધ સમિતિની રચના કરી. ત્યાર બાદ સ્વાગત સભ્યો નોંધાયા. સ્વાગત સમિતિની, વ્યવસ્થાપક સમિતિની અને જુદી જુદી જવાબદારીઓ માટે પેટા સમિતિઓની રચના થઈ.

પરિષદના અધિવેશનમાં જૂનાગઢના આંગણે હજારેક મહેમાનો આવશે એવી ધારણા હતી. એમના ઉતારા, ભોજન, સભામંડપ ઈત્યાદિની વ્યવસ્થા કરવાનું બહુ મુશ્કેલ ન હતું. એ માટે મકાનો, મેદાનો પસંદ કરી લેવાયાં. વ્યવસ્થા માટે પૂરતો સમય હતો. સ્વાગત સમિતિને નિરાંત હતી.

એવામા રાજ્યકક્ષાના બે-ત્રણ કાર્યક્રમો માટે પણ જૂનાગઢની પસંદગી થઈ. જૂનાગઢને માટે એ આનંદની વાત હતી પણ પરિષદની સ્વાગત સમિતિમાં એક યા બીજા પ્રકારની જવાબદારીઓ સંભાળીને બેઠેલા મિત્રો પૈકીના જ મોટા ભાગના મિત્રો ઉપર આ કાર્યક્રમોની જવાબદારી આવી પડી.

તા. ૧૫-૧૨-૧૯૬૯થી શરૂ થયેલા વિવિધ કાર્યક્રમોની તા. ૨૪-૧૨-'૬૯ના રોજ પૂર્ણાહુતિ થઈ. જૂનાગઢના લોકોએ આ કાર્યક્રમોની મોજ અને મસ્તી માણ્યાં. પણ સાથે સાથે રાત અને દિવસની સતત કામગીરીને પરિણામે થાક પણ એટલો જ અનુભવ્યો. એક વખતના જાજ્વલ્યમાન ગણાતા પણ આજે પ્રમાણમાં મર્યાદિત સાધનો ધરાવતા જૂનાગઢે આ કાર્યક્રમોને સફળ બનાવવા માટે પોતાની બધી શક્તિ ખર્ચી નાખેલી.

પરિષદ માટે નિયત થયેલા મકાનો, મેદાનો અને સાધનો તા. ૨૪ સુધી તો આ અણધાર્યા આવી પડેલા કાર્યક્રમમા રોકાયેલા રહ્યા. એ જ મકાનો અને સાધનોનો તા. ૨૫મીએ પરિષદ માટે ઉપયોગ થઈ શકે તેમ નહોતું. છેલ્લી ઘડીએ વિકલ્પ વ્યવસ્થા વિચારવી પડી. અધિવેશન માટેનું મેદાન તારીખ ૨૩મીએ મળ્યું. ઉતારા માટે મેળવેલાં બીજા મકાનો પણ તા. ૨૪મીએ મળ્યાં. પ્રદર્શન માટેનું મકાન પણ તા. ૨૪મીએ મળ્યું અને તા. ૨૫મીએ પરિષદના નિવૃત્ત થતા નવા વરાયેલા પ્રમુખો જૂનાગઢને આંગણે આવી પહોંચ્યા. તા. ૨૬થી પરિષદની કાર્ય• શરૂ થઈ.

આ સંજોગોમાં, સ્વાગત સમિતિએ અને જૂનાગઢના તેમજ જિલ્લાના અનેક ભાઈ બહેનોએ અધિવેશનને સફળ બનાવવા માટે શક્ય એટલી જહેમત ઉઠાવી. છેલ્લા પંદર દિવસનો થાક ખંખેરી નાખ્યો. ફરી એ જ ઉત્સાહ, એ જ ભાવના, એ જ સ્ફુર્તિ અને એ જ ઉમળકાથી સૌ અધિવેશનના કામમાં લાગી ગયા.

જૂનાગઢના લોકોએ પણ શોભાયાત્રાથી માંડીને પરિષદની પૂર્ણાહુતિ સુધી સારી સંખ્યામાં હાજરી આપીને અધિવેશનમાં જે રસ દાખવ્યો એ તો આ અધિવેશનને કેવળ સફળ બનાવવામાં જ નહીં પણ એને નવો વળાંક આપવામા યાદગાર તત્ત્વ બની રહ્યું.

પરિષદના ત્રણ દિવસો દરમિયાન મનોરંજન અને સંસ્કાર કાર્યક્રમના ભાગ તરીકે લોકસાહિત્યનો જે કાર્યક્રમ ગોઠવાયો એના પાછળ ખાસ હેતુ અને

દૃષ્ટિ હતા. આપણા લોકજીવનને, સમાજ જીવનને સમૃદ્ધ બનાવવામાં આ લોકસાહિત્યનો ફાળો જેવો તેવો નથી અને છતાં શિષ્ટસાહિત્ય અને લોકસાહિત્યને નામે પેદા થયેલી કે અનુભવાતી એક જાતની દીવાલના કારણે ગુજરાતી સાહિત્ય પરિષદના પરીઘમાં લોકસાહિત્યને મળવું જોઈતું સ્થાન જાણે મળતું નહોતું. પરિષદમાં આવેલા સાહિત્યકાર મિત્રોને લોકસાહિત્યના જુદા જુદા પાસાઓનો પરિચય થાય અને પરિષદમાં લોકસાહિત્યને પણ યોગ્ય સ્થાન મળી રહે એ આ કાર્યક્રમ યોજવા પાછળની દૃષ્ટિ હતી. આ કાર્યક્રમને અંતે પરિષદના મોવડીઓના મોંમાંથી સરી પડેલા અને પરિષદે લોકસાહિત્યના ઉત્તેજન અને વિકાસ માટે કરેલો પ્રસ્તાવ જોતાં આ કાર્યક્રમ યોજવા પાછળનો હેતુ ધાર્યા કરતાં વધુ સફળ થયો એમ કહી શકાય. માતાનો ખોવાઇ ગયેલો ખોળો ફરી સાંપડે અને બાળકોને જે આનંદ થાય એવો જ કંઇક આનંદ લોકસાહિત્યના ધૂરંધરોએ અનુભવ્યો.

જૂનાગઢના આંગણે મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદના આ અધિવેશનને સફળતા મળી હોય એમાં અને સ્વાગતસમિતિનો ભાર હળવો કરવામાં પરિષદના નિવૃત્ત થતાં પ્રમુખ શ્રી ઉમાશંકરભાઈનો અને વરાયેલા પ્રમુખ કવિ શ્રી સુંદરમ્નો ફાળો નાનો સૂનો નથી. તા. ૨૫ મીએ આ બન્ને મ્હાનુભાવોએ જૂનાગઢમાં પ્રવેશ કર્યો ત્યારથી તા. ૨૮ મીએ એમણે વિદાય લીધી ત્યાંસુધી એક એક કાર્યક્રમ માટે એમણે દાખવેલો રસ, પરિષદના મોવડીઓથી માંડીને નાનામાં નાના કાર્યકર અને સ્વયંસેવક માટેનો એમનો આત્મીયભાવ, સૌને પ્રોત્સાહિત કરવાની એમની કળા અને સદાય વેરાતું સ્મિત, આ બધાં કારણે જીવતી જાગતી કવિતાની મૂર્તિ સમા શ્રી ઉમાશંકરભાઈ જોશીએ અને પોતાની સાધનામાં સૌને ખેંચી લેતા સાધક કવિ શ્રી સુન્દરમે ચાર દિવસમાં સૌનાં દિલ હરી લીધાં. પરિષદનું આ અધિવેશન ઔપચારિક અધિવેશન બની જવાને બદલે એક વિશાળ પરિવારના મિલન સમું બની ગયું. સાહિત્યની દુનિયામાં આ અધિવેશનની શી અને કેવી અસર થશે કે રહેશે એ તો ભવિષ્ય કહેશે પણ રામને બદલે ભરતને લાધેલું આ સોણું જૂનાગઢ અને સોરઠની ધરતી માટે તો અનેક રીતે ઉપકારક બની ગયું.

*

[ પૃષ્ઠ ૬૮૭ થી ચાલુ

૪ સાનબાઈ ... ... ....સતી

૫ થીઆં... ... ... ... ....

આમાં ઈશાણંદ કવિનું નામ સ્પષ્ટ છે, સાનબાઇ એટલે સોનબાઈ પણ વંચાય છે. સતી થીઆં એમ પણ છે. અને સતી થવાની તિથિ સં. ૧૬૨૨ ચૈત્ર સુદ ૧૩ પણ સ્પષ્ટ છે. ઉપરના યદુના દુહા પ્રમાણે ઇસરદાનજી સ. ૧૬૨૨ના ચૈત્ર સુદ નવમીના સચાણામાં (જામનગર પાસે) મૃત્યુ પામ્યા. ત્યાંથી વીરવદરકા સમાચાર આવ્યા હશે ત્યારે ચૈત્ર સુદ તેરસનાં દિવસે સોનબાઇ સતી થયાં હશે એમ લાગે છે.

પણ વીરવદરકાના પાળીઆનો આ લેખ નિર્ણય કરી આપે છે કે ઈસરદાન સં. ૧૬૨૨માં દેવ થયા હતા. આટલા સ્પષ્ટ પુરાવા પછી હવે આ બાબતમાં કોઇ શંકા રહેવી ન જોઈએ.

# ધન્ય એ અવસર! ધન્ય એ નિર્ણય!

શ્રી હરસુરભાઈ ગઢવી

'ગુજરાતી સાહિત્ય પરિષદ'નું પચ્ચીસમું અધિવેશન, ગરવા ગિરનારની છત્રછાયા હેઠળ ગઢ 'જૂનાગઢ'ને આંગણે યોજવાનું છે, એ વાતની તો જાણ હતી અધિવેશન સફળતાપૂર્વક પૂર્ણ થઈ ગયાની વિગત પણ વર્તમાન પત્રો દ્વારા જાણવામાં આવેલી ત્યાં સુધીમાં, કંઈક નવુ–સ્વપ્નામય ધર્યું ન હોય એવુ સાવ અણકલ્પેલુ–એવુ કાંઈક શુભ કાર્ય, એ અધિવેશનમા થઇ ગયાનો અણસારો સુદ્ધાં સાંપડયો ન હતો એ અધિવેશનમાં, સહુ પ્રથમ જ, પ્રાચીન સાહિત્ય પ્રત્યે સદ્ભાવના જાગૃત થયાની, એનું સાચુ સ્થાન નિશ્ચિત થયાની, એનું જતન કરવાનો નિશ્ચય જાહેર થયાની, શુભ વિગતો સહુ પ્રથમ તો જાન્યુઆરી માસના 'ઊર્મિ નવરચના'ના અંક દ્વારા જ પ્રાપ્ત થયેલી હૃદયમા આનંદની લ્હેર ઊઠી રહી એ અંગેનો વૃત્તાંત, ઉપરા ઉપર ત્રણ વખત વાચી ગયો, ત્યારે જ તૃપ્તિ થઇ સંતોષનો ઓડકાર આવ્યો સ્વાભાવિક રીતે જ શબ્દો સરી પડયા 'ધન્ય, એ એ અવસર! ધન્ય, એ નિર્ણય!'

આમ તો દરેક દેશમાં, લોકસાહિત્યનું સ્થાન નિશ્ચિત હોય જ છે વિધિવત્‌ની મહોર લાગી હોય અથવા લાગેલી ન હોય તો પણ આમજનતાના હૃદયમાં એનું સ્થાન નિશ્ચિત સ્વરૂપે અંકિત થયેલુ જ હોય છે. નહિતર સદીઓ પુરાણુ એ સાહિત્ય, વિદ્દ્જનોથી વિમુખ રહ્યું હોવા છતાય આજ દિન પર્યંત જીવિત કેવી રીતે રહી શકે?

આપણુ પ્રાચીન સાહિત્ય, મુખ્યત્વે આમ-જનતા દ્વારા કર્ણોપકર્ણ સચવાઇ રહ્યું હોવાથી કંઇક દોષ યુક્ત થવાની–પાઠાંતર થવાની દહેશત નકારી શકાય નહિ પરંતુ હવે તો એનો પણ ઉકેલ આવી જવાની શકયતા જણાય છે સૌરાષ્ટ્ર યુનિવ સિંટી અને ત્યાર પછી ગુજરાતી સાહિત્ય પરિષદે પણ એને 'રક્ષવા યોગ્ય'ની મહોર મારી દીધી છે, એટલે વ્હેલે–મોડે આપણા પ્રાચીન સાહિત્યનું ભાવિ ઉજ્વળ જ જણાય છે. સાથોસાથ એ સાહિત્યના પ્રેમીઓ,–હિમાયતીઓ માટે સક્રિય બનવાની ફરજ પણ થઇ પડે છે ગુજરાતી સાહિત્ય પરિષદે, ઉપ-રોક્ત ઠરાવ કરીને જાણે એ માટેનું આહ્વાન આપી જ દીધુ છે. લોકસાહિત્યના ક્ષેત્રે જાગૃતિનો જુવાળ આવી રહ્યો છે નવુ સર્જાતુ થયુ છે

સાહિત્ય પરિષદનું પ્રોત્સાહન મળતાં પ્રાચીન સાહિત્યની ગણના થશે એના સંગ્રાહકોના સન્માન થશે ઘણા અપ્રગટ રહેલા કવિ–લેખકો ની રચનાઓ પ્રકાશમા આવશે ને લોકસાહિત્યના નવા સર્જકોને બળ અને ઉત્સાહ મળશે લોકસાહિત્ય કથળતું અટકશે

લોકસાહિત્યનો યથોચિત આદર કરનારા સર્વે મહાનુભાવોનો આદર કરવાનું સહેજે દિલ થઈ આવે છે પણ આદરમાન દેવુ કોને? કોને એમાંથી બાકાત રાખવા? ધન્યવાદ દેવો કોને–કોને? સુંદર સુશોભીત મહાલયને? એને ચણનારા કુશળ કારીગરને? કે પાયામા પુરાયેલા પેલા અણઘડ પત્થરાઓને? એ પ્રશ્ન સતાવે છે. એટલે હું તો મેઘાણીભાઇથી માંડીને સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના આપણા કુલપતિ સુધીના અને લોકસાહિત્યના આપણા આજના ઝંડાધારી સુધીના સૌને આ ધન્ય કાર્યની સિદ્ધિ કાજે, થોડો–ઘણો પણ પરિશ્રમ ઉઠાવ્યો હોય–પ્રયત્ન કર્યો હોય, તે તમામ નામી–અનામી મહાનુભાવોને આદર ધન્યવાદ પાઠવુ છુ. અલબત્ત સવિશેષ ધન્યવાદના અધિકારને પાત્ર તો 'ગુજરાતી સાહિત્ય પરિષદ'નું જૂનાગઢના આંગણે તાજેતરમા યોજાઇ ગયેલુ અધિવેશન અને એની યોજક સ્વાગત સમિતિ જ ઠરે છે ધન્ય એ અવસર! અને ધન્ય એ નિર્ણય!

*

# સજન સુવાણ્યું સ્નેહની

(સા. ૫. ની તા. ૨૭મી રાતના કાર્યક્રમનું એક કલા–સંભારણું)

જયમલ્લ પરમાર

સમંદર હીલોળા લેતો હોય એમ તે દી સારસ્વતોનો અને જૂનાણાની રસિકનગરીનો માનવ સમૂદાય આનંદના હેલે ચડયો હતો. એક એક સૂર, એક એક ધ્વનિ, એક એક શબ્દ મોરલો બની ને મેદનીને હૈયે ઝીંગોરી રહ્યો હતો. માનવસાગર તો હતો જ પણ માલમીનો મનસાગર પણ હતો. લોકકવિને હતાશાનાં વેણ કાઢવાની વેળા આવે એવો એ સમૂહ નહોતો કે :

**મળિયલ મૂઠ ઘણા, મનસાગર મળિયા નહિ;**
**હામું હૈયામાં રહી, દાઝ ઘણેરી દાદવા.**

સુમારભાઈના તીવ્ર મધુર શરણાઈ સ્વરે સુલેમાનભાઈએ નોબત ઉપર હીંચ, કેરવા અને ત્રિતાલનાં રૂપ બાંધી, ધ્વનિનાં આંદોલનો ઉઠાવી ને મેઘનાદનો વૈભવ ખડો કર્યો ત્યારે મેદનીને વર્ષાનાં વાદળ ગોરંભાયા કરતાં હોવાનો અનુભવ કરાવ્યો.

નાદ વૈભવના રોમહર્ષણ માથે નવલોહિયા ચૂનંદા લોકગાયકોએ સૂરીલા પણ જોમદાર દુહાઓની રમઝટ બોલાવી. લાખાભાઈ ગઢવીનો દિલ બહેલાવતો દર્દીલો સૂર, અમરદાસજી ખારાવાળાનો સંગીતનાં બધાં મેદાનો સર કરતો કેળવાયેલો કંઠ, દાદુદાન ગઢવીનો સૂઝવાળો સૂરીલો કંઠ, કરસન પઢિયારનું ઘંટા આરતી સમું ગરવું ગોરંભતું ગળું ને જિતુદાન ગઢવીના ખટકદાર હલકભર્યા કંઠે દુહાગાનમાં રસરંગની છોળો છલકાવી દીધી. દુહા માથેના છંદગાનની વેગીલી ઝપટથી સ્વરાંદોલનોનું આભામંડળ બંધાઈ ગયું.

સ્વરથી આંદોલિત આભામંડળ માથે લાખાભાઈ ગઢવી અને દીવાળી બહેન ભીલના લોકગીતે વિરહ–શ્રૃંગારની રસરેલ લહેરાવી :

**હું તો કાગળિયા લખી લખી થાકી**
**કાનુડાને મનમાં નથી.**

એ પછી દીવાળીબહેનના કાકુસ્વર સ્પર્શિત કણદાર કંઠની મુલાયમ માવજતથી સમારંભમાં આનંદની પુલકાવલિઓ ઊઠી. ભાઈ કરસન પઢિયારે ત્યાં તો હીંચના હીલોળા લેવરાવ્યા.

મેદનીના દિલ બહેલાવણ માથે જિતુદાને દુહાના અર્થ–ભાવની રસિક રજૂઆત કરી :

**કવિ કેહૂ અખર વો અખર હૈ,**
**અવર બેન વો બેન;**
**વો કજ્જલ હૈ ઠીકરી, વો કજ્જલ હૈ નેન.**

મેદનીને મુગ્ધ કરી બાકીના ગજના ત્રણ દુહા સાથે. ત્યાં શ્રી. દાદુદાન ગઢવીએ પોતાની હૃદયંગમ હલકથી શૃંગારને સજીવન કર્યો અને શ્રી. લાખાભાઈ ગઢવીએ લોકપ્રિય ભજન "પેલા પેલા જુગમાં રાણી"નું ભાવગંભીર હલક સાથે પ્રછન્ન છટાથી ગાયું.

નોબત શરણાઈના વીરરસ માથે શ્રૃંગારની બિછાત બિછાવીને છેવટ તો ભકિતરસમાં જ વિરમેને ! ભજનના ભકિતમય વાતાવરણ માથે અમરદાસજી ખારાવાળાએ 'રામની માનવતા' નોકથારસ વિવિધ રસોમાં ચગાડીને મર્મવિનોદથી મેદનીને રસતળબોળ કરી.

ત્યાં પિંગળીભાઈ ગઢવીએ સૌરાષ્ટ્રનું આછું સંસ્કૃતિ દર્શન કરાવી ચારણી છંદોના ઢંગ, રચના અને તાકાત દ્વારા વીરરસ ખડો કરી દીધો.

રંગમસ્તીના ધમધમાટમાં અરધાક રાતનો ગજર ભાંગી ગયો. શ્રી. કિમાશંકરભાઈએ કળા અને કલાકારોને બિરદાવતાં અમલનો રંગ ચડાવી દીધો. પણ કલાકારોના દિલમાં તો :

**સાયર લેયું થોડિયું, મુંજા ઘટમાં ઘણેરિયું,**
**હકડી તડ ના પોગિયું, (ત્યાં) દૂજી ઊપડિયું**

વીરરસ માથે જ વેદાંત શોભે. શ્રી. મેરૂભા ગઢવીએ લોકગીતોમાં ઉપનિષદ કઇ રીતે ઝીલાયું છે તે ઉપનિષદના શ્લોકો સાથે લોકગીતની એક એક કડી ગાતા જઈને તુલનાત્મક રીતે રજૂ કરતાં સારસ્વતો ભાવભીના બની ગયા.

અને કાનજી બારોટે કલાના ઉત્તમ નમૂનારૂપ વાર્તાના મંડાણ સાથે અનેક રસોની લહાણ કરતા જઈ હાસ્ય રમૂજની છોળો છલકાવીને વાર્તાના કરૂણાંત માથે ભાવગંભીરતાની ભવ્યતા અર્પી દીધી, ત્યારે રાતના બીજા પ્રહરની ઝાલર માથે બેના ટકોરાએ રણઝણતા હૃદયે સમારંભ સમેટાયો.

# છેડી રસિક બીન ને....

( એક યાદગાર સાહિત્યિક કાર્યક્રમ–કવિ સંમેલન )

શ્રી. લલિત વસાવડા

સાહિત્ય પરિષદ એટલે શબ્દ સાધનાનો ત્રણ દિવસ ચાલતો અખંડ જ્ઞાનયજ્ઞ. શબ્દ સાધનાના ત્રણેય દિવસો સાહિત્યના અનેક રૂપોની રસ ગંભીર ચર્ચા થાય–વિચારાય, સાથોસાથ દિવસ ભરની જ્ઞાન ગોષ્ઠિના અંતે શરીરનો અને મનનો થાક ઉતારવા, સાથોસાથ સ્થાનિક વિસ્તારની લલિતકલાના સુરૂપ પ્રતિનિધિત્વનો અતિથિઓને ખ્યાલ મળી રહે એ ધ્યેયથી પરિષદના અધિવેશનના દિવસો દરમિયાન રોજ રાત્રે કંઈક વિશિષ્ટ મનોરંજન કાર્યક્રમ યોજાય છે.

જૂનાગઢ ખાતેનું સાહિત્ય પરિષદનું અધિવેશન અનેકરીતે નવપ્રસ્થાનના સીમા ચિહ્નરૂપ રહ્યું. શોભાયાત્રાથી માંડીને જ કહીએ તો પણ ચાલે. લાંબા વખતથી પરિષદના મનોરંજન કાર્યક્રમો તેનું ધ્યેય, પરિમાણ થોડાવત્તે અંશે વિસરી ગયા હતા. પરિણામે, બૌધિક જ્ઞાનોપાર્જન કાર્યક્રમના બદલે લોકરુચિને લક્ષ્યમાં રાખી આ કાર્યક્રમો નક્કી થતા.

જૂનાગઢમાં લોકસાહિત્યના કાર્યક્રમે અનેરી ભાત પાડી, એક ઊજળી કેડી આંકી. સ્વ. મેઘાણીભાઈની સ્મૃતિને ભાવાંજલિ આપવાનો યશ જૂનાગઢ ખાટી ગયું. સાહિત્યની આડંબરી સૂગ ગળી ગઈ અને પેલા સાચૂકલા લોકસાહિત્ય સાધકે આ માટે વાપરેલા શબ્દોની જેમ આભાસી અંતરાય શી દીવાલો ધરાશાયી થઈ ઢળી પડી ! સાહિત્યિક સાક્ષરોની સૂગ માત્ર લોકસાહિત્ય સામે જ હતી તેવું નથી. સાક્ષરી આંડબરને હંમેશાં સરળતા–સહજતા સામે સૂગ રહેતી જ આવી છે. આ જ કારણોસર ૧૯૪૯માં જૂનાગઢને આંગણે યોજાયેલ સાહિત્ય પરિષદમાં યોજાયેલ ‘મુશાયરા’ પછી પરિષદના કાર્યક્રમોમાંથી ‘ગઝલકારો’ ઉપેક્ષિત થયા....ક્રમશઃ પરિષદના મનોરંજન કાર્યક્રમમાંથી શબ્દ સાધનાનો એક માત્ર કાર્યક્રમ ‘કવિ સંમેલન’ લુપ્ત થયું–અનેક કારણોસર અને અનેક ઉભયપક્ષી દોષારોપણ પછી. સ્વાભાવિક રીતે જ રજૂઆતના કારણે, સરલતાને કારણે ગઝલ લોકપ્રિય કાવ્યપ્રકાર રહ્યો છે. સરલતા કે લોકમનની ચાહના એ અશિષ્ટ ગણાતું હોય તો એ સાહિત્યના માપદંડની કમનસીબી પણ હોય !

આદ્યકવિની ભૂમિમાં પરિષદનો પ્રસંગ હોય, જૂનાગઢના જુવાન કવિમિત્રો સારા એવા કલમકશો હોય, ઉપરાંત ભાગ્યે જ બનતો સુયોગ–વિદાય લેતા અને વરાયેલા પરિષદ પ્રમુખો ગુજરાતી ભાષાની, ગુજરાતી કવિતાની યુગસર્જક કવિબેલડી હોય ત્યારે જો કવિ સમ્મેલન ન યોજી શકાય તો પછી ક્યારેય નહીં અને કોઈનું નહીં એ સૂત્ર વાતાવરણમાં ઘુમરાવા „માંડ્યું’.

‘મિલન’ પરિવારના લગભગ પંદરેક જેટલા કવિઓ આજે ગુજરાતના સામયિકોમાં પોતાની કાવ્ય પ્રતિભાના સ્ફુલ્લિંગો પ્રગટાવે છે. જેમાં ભાઈ રાજેન્દ્ર શુક્લ, મનોજ ખંડેરિયા, પ્રફુલ્લ નાણાવટી, ‘શ્યામ’ વીરુ પુરોહિત મુખ્ય છે. જ્યારે રચના અને રજુઆત બંને દ્વારા લોકહૃદયમાં કવિમિલનો ને પ્રીતિપાત્ર બનાવનારા મિત્રોમાં સર્વશ્રી ‘બરબાદ’ બિપિન ફિફાણી (હાસ્ય ડાકોર), ગોવિંદ ગઢવી, ઈન્દુભાઈ જોશી, મહાપ્રસાદ ‘સેવક’ લાભશંકર દવે, પથિકજી વિગેરે મુખ્ય છે. મિલને સીંચેલી રસવૃત્તિનું પ્રતિબિંબ કવિ સંમેલનમાં લોકોની સબળ હાજરી અને વિવિધ કવિઓની વિવિધ શૈલીથી લખાયેલ રચના સાંભળવા દાખવેલો ઉત્સાહમાં ઊઠતું હતું.

પરિષદના અતિથિઓ, પ્રતિનિધિઓમાંથી કવિઓને નિમંત્રવાનું તથા સ્થાનિક મિત્રોને નિમંત્રવાનું કાર્ય પણ ‘મિલન’ અને ‘નરસિંહ સાહિત્ય સભા’–એ બે સંસ્થાઓએ જ સ્વીકારેલું. તે સારી રીતે પાર પાડી શકાયું. સ્થાનિક બારેક જેટલા કવિમિત્રો અને બહારના મળી કુલ્લે લગભગ પિસ્તાળીશ જેટલા વાણી સાધકો નરસિંહનગરના ખાસ રચાયેલા અધિ-

વેશન પ્રાંગણની ભવ્ય વિશાળ વ્યાસપીઠ પર વિરાજ્યા. આમાં ગઝલકારો પણ હતા, શુદ્ધ પાંડિત્યપૂર્ણ રચના કરનારાઓ પણ હતા, લોકસાહિત્યની બાનીમાં લખનારા, રજૂ કરનારા પણ હતા. અનોખા વ્યક્તિત્વવાળા કવિ મિત્રો અને અનોખા કાવ્ય પ્રકારોની રસહેલી મંડાવાની હતી. વાતાવરણ જાણે શારદા સાધનાથી ગોરંભાવા માંડ્યું હતું. કાલિદાસે કહેલાં વાકઅર્થો સંપૃક્તૌ–ના આરાધકોને સાંભળવા લગભગ પાંચહજારની મેદની ઉત્સાહ ભરી આતુરતાથી એકતાન બની હતી.

વ્યાસપીઠ ઉપર ઉપસ્થિતિ રહેલા કવિઓમાં સર્વ શ્રી સુન્દરમ્, ઉમાશંકર જોશી, બાલમુકુન્દ દવે, પિનાકીન ઠાકોર, મુરલી ઠાકુર, નાથાલાલ દવે, ભાગીરથી બહેન મહેતા, હીરાબહેન પાઠક, ઉશનશ,' યશવંત ત્રિવેદી, બકુલ ત્રિપાઠી, સ્નેહરશ્મિ, અનિલજોશી, રમેશ પારેખ, જીતુદાન ગઢવી, રતિલાલ છાયા, સુધાંશુ, પિંગળશીભાઈ, ભાનુપ્રસાદ પંડયા, માધવ રામાનુજ, ચન્દ્રકાન્ત શેઠ, સુંદરજી બેટાઈ, મહેન્દ્ર દવે, રામચંદ્ર વેલ, ચંન્દ્રકાંત દત્તાણી, પ્રબોધ પરીખ, સુશીલા બહેન ઝવેરી, શાંતિલાલ મહેતા વિગેરે આ ઉપરાંત સ્થાનિક કવિમિત્રોમાં સર્વશ્રી મનોજ ખંડેરિયા, પ્રફુલ્લ નાણાવટી, 'શરર', 'બરબાદ', મહાપ્રસાદ સેવક, ગોવિંદ ગઢવી, 'સ્મિત' વીરેન્દ્ર પુરોહિત, 'શ્યામ' સાધુ, લાભશંકર દવે, પથિક, ઇન્દુભાઇ જોષી વિગેરે ઉપસ્થિત હતા.

કવિ સંમેલનની શરૂઆત પૂર્વે ગુર્જરગિરાના આદિકવિ ભકત નરસિંહને સ્મરણાંજલિરૂપ એક નવતર–વિશિષ્ટ આયોજન થયું. નરસિંહના આત્મચરિત્રના લગભગ ૧૦૮ પદોનું વિદ્દ્વર્ય કે. કા. શાસ્ત્રીએ સંપાદન કરેલ " આત્મચરિત્રનાં પદો "નું આ નિમિત્તે શ્રી નરસિંહ મહેતા ચોરા સામતિએ પ્રગટ કરેલું આ પુસ્તક ઉદ્દ્ઘાટન વિધિ પણ શ્રી સુન્દરમના વરદ્ હસ્તે યોજાયો. કવિ સંમેલનના કાર્યક્રમનો પ્રસંગ, નરસિંહના અપ્રગટ પદોનું આકલન એ વર્તમાન યુગના પ્રતિષ્ઠિત કવિ–સાધકના હસ્તે તેનું ઉદ્દ્ઘાટન–એક સરસ સુયોગ સધાઈ ગયો. આમ, આદિકવિના સ્મરણથી જ આ કવિ સંમેલનનો પ્રારંભ થયો.

કવિ સંમેલનના પ્રારંભમાં જ કવિ શ્રી રતિલાલ છાયા રજૂ થયા. પોતાની બુલંદ સ્વરમાધુરી સંસ્કૃતમય રચના છતાં સરલ પ્રવાહ અને રજૂઆતની આગવી છટાએ રતિલાલ છાયાએ વાતાવરણને કાવ્યત્વની મહેકથી ભરી દીધું.

રતિભાઇ પછી આવ્યા શ્રી 'સેવક'. સાગર કિનારાની ગોષ્ઠિને તેમણે આ રીતે કાવ્યબદ્ધ કરી :

" દરિયો એ આવી વાત કિનારાને કહી ગયો
લૂંટાઇ ગયા છે મારાં રતન વાત વાતમાં "

જોશીલી રીતે રજૂઆત કરી સેવક લોક પ્રસંશાની દાદ મેળવી ગયા. પિનાકીન ઠાકોર–હસતા ચહેરાના આપીઢ કવિ પણ રંગમાં આવી ગયા એમ લાગ્યું.

" અને એ રૂપનું શું આટલું અભિમાન રાખે
અરે એતો અમારી આંખનો ઉપકાર છે સાકી"

'દાગ'ની પંક્તિ યાદ આવી ગઈ "યહ હુશ્ને પરવાઝ, આંખોકા એક ધોખા હૈ, ઔર કુછભી નહીં." પિનાકીને વૈજ્ઞાનિક પરિભાષામાં પણ કવિતા કહી. પિનાકીન પછી આવ્યા ગોવિંદ ગઢવી 'સ્મિત' સૂરીલા કંઠનું કામણ સહુને કરી ગયા;

" શી ખબર એ ઝાંઝવાના જળ હતાં
દોટ એટલે રણમાં ઠાલી ગઇ
શૂન્યતાના સાગરે ડૂબાડવા હાથ મારો
લાગણી ઝાલી ગઇ ! "

બાલમુકુન્દે " ચેતન ચોરો " રજૂ કરી કવિમાં રહેલી ગંભીર, પ્રૌઢ શૈલીનું આસ્વાદન કરાવ્યું. નાથાલાલ દવેએ પ્રીતને જીવન મહાલયની સોનાની ચાવી ગણાવી ગાયું કે :

" આ પ્રીત જીવનની ચાવી છે;
સોનાની સાવ બનાવી છે
એ જતન કરી જાળવજો
કંઈ ખબર વિના ખોવાઈ જશે. "

મુરલી ઠાકુરે "ફરી ગુજરાતમાં અવતાર માગું છું" કહીને કવિની ગુજરાતભકિત સાદર કરી.

તો, ગહેકતા કંઠના કવિ 'પથિક' માવન જીવનની મૂલ્યવાન સંપત્તિ" આંખો "ને ય બિરદાવી :

"આંખો છે માનવ જીવનનો અરીસો
પ્રતિબિમ્બ એમાં હૃદયનુ પડે છે
રહી ને મૌન કેટ કેટલુ કહી જાય છે આંખો."

લોકસમૂહે આંખોના કવિને ઉત્સાહથી બિરદાવી લીધા. હીરાબહેને પ્રકૃતિ સાથે સાન્નિધ્ય કેળવી કોયલકૂજન કાવ્યમા ગૂંથ્યુ તો ભાગીરથી-બહેનનો રંગ વળી સ્વસ્થ, આધ્યાત્મિક રવ બની રહ્યો.

યશવંત ત્રિવેદીએ લોકભોગ્ય રજૂઆતમાં વર્તમાન પરિસ્થિતિને સાકાર કરી.

"મારી દંતકથાનો ચાંદ મને કોઈ લાવી આપો
બોરસલ્લીની ડાળ હવે તો, વસતનું ઝુમ્મર થઇને ઝૂલે"

છટાદાર બાની ખરી !

તો ઇન્દુભાઈ અતિયથાર્થવાદ વાચાળ કલ્પનામાં લઇ ગયા :

"સૂરજના સાત અશ્વો રાતે પડી પડે છે
કયારેક ભર બપોરે અ ધ.ર થઈ જવાનો
જંગલની કેડીને શી રમત સૂઝી છે
વેળાકવેળા દરિયો ય ભેંકાર થઇ જવાનો"

કવિ સંમેલનનો દોર બરાબર જામ્યો હતો સંચાલન સંભાળી રહેલા ઉમાશંકર પણ સર્વાંગે ખીલી ઊઠયા હતા. કવિ મિત્રો પણ રંગમાં હતા. જનસમૂહ પણ વાણીના વરદપુત્રોને આકંઠ સાંભળી રહ્યો હતો. સમયની અપાયેલ મર્યાદા કવિ મિત્રો ભારે સૂચકતાથી અને સંભાળથી સાચવી રહ્યા હતા. રસસમાધિની તદ્રુપતા સધાતી જતી હતી કવિ–ભાવક-કવિતાનું ભાવ સંક્રમણ સધાતું જતું હતું. ભાઇ બકુલ ત્રિપાઠી ચેતનવંતી સ્ફુરણા લાવી ગયા હાસ્યની લહર સર્વત્ર તેમણે ફેલાવી દીધી—પણ સાથો સાથ પૂરા ઔચિત્ય અને આભિજાત્યથી. 'દોઢ નિશાળીઆ'-ની કવિતા પાટી કોરી નથી તેની પ્રતીતિ કરાવી જ આપી. શબ્દો લડાવી ને શ્લેષના આશ્રયે તેમણે રંગત જમાવી. તો ભાઇ પ્રફુલ્લ નાણાવટીએ આજની ગઝલે જે સિદ્ધ કર્યું છે, જે પ્રાપ્તવ્ય મેળવ્યુ છે તે વિચારઘનતા, સરલ સહજતા અને આસ્સ્વત કાવ્ય વિભાવના પોતાની આગવી શૈલીથી રજૂ કર્યા:

"પહોંચી ગયા હવે તો અમે એ મુકામ પર
પડછાયો પણ જગતને અમારો નડે નહી,"

અને રમેશ પારેખે પણ :

"દર્પણુશી આંખ્યુંતમે ફેરવી લીધી ને
મારો ચ્હેરો ઢોળાઇ ગયો ધૂળમાં–"

તો નવીન ઉન્મેષના કવિ અને રુચૂર ટહુકાના માણીર કવિ શ્રી. મનોજે વિરહીની વેદના ને તળપદા રંગોમાં, તળપદા વાતાવરણને ઉન્નત પદાવલીમાં છટાદાર કટાવ શૈલીમાં આરત કરી,

"અરધી રાતે......
સૂના ઢોલિયે ભરત ભરેલા,
મોર ઓચિંતા એકસામટા સીમ ભરીને
ટહુકે અને ભારેલી વેદનાનો ભાર....
"આ જ તમે તો અજાણુ એવી
કોક ઘટામાં જઇને બેઠા ને અહીં
આજે અરધી રાતે...."

તો ભાઇ અનિલ જોશીએ પણ 'ગેસ ચેમ્બર' કાવ્ય દ્વારા આધુનિક યુગની ગુ ગળામણુ શબ્દસ્થ કરી ગુજરાતી સાહિત્યમાં 'નવીન'–હવે તો ધોરિયાતી દોરી ગૂંથી– પ્રચલિત થઈ ગયેલો કાવ્ય પ્રકાર 'હાઈકુ'ને શ્રી સ્નેહરશ્મિએ ઠીક ઠીક રીતે બહેલાવ્યા તેમના મતે અને મને હાઈકુ તેમની આગવી સિદ્ધિ છે. પ્રકૃતિની મધુર રમ્યતા તેણે ચમત્કૃતિના ભાવ સાથે આલેખી–

"પહાડની પાછળ પૂનમ ઢળે
ઝંખતી મારી આંખ
સાગરે એને રમતી જોવા
ચહુ પહાડને મળે પાંખ"

પ્રથમવાર અત્રે મળેલી સાહિત્યપરિષદ વખતે હજી જેમનો જન્મ થયેલો એવડી નાની ઉમ્મરના કવિ શ્રી વીરૂ પુરોહિતે લયબદ્ધ રીતે કલકલતું ગીત રજૂ કર્યું.

"કોક અહીંના ખાલીપાને, ગરમાળાનું જંગલ માને;
તમે અહીંઆ ધૂમ્મસ છાયા.

જીરણ ગઢની પાસે આવો,
મખમલિયાળી ભીંતને ફૂટી, આજ હવે તો પાંખ."

ગીતની પંક્તિએ પંક્તિએ સમાનધર્મા કવિબંધુઓ અને ભાવિકો ડોલ્યા.

આશરે પિસ્તાળીશ જેટલા કવિઓ આ કવિ સંમેલનમાં રજૂ થયા. ગુજરાતમાં અનેક રીતે વિશિષ્ટ એવું કવિસંમેલન ભાગ્યે જ યોજાયું છે. કાવ્યનો એકએક પ્રકાર આ કવિ સંમેલનમાં રજૂ થયો. છંદાસ રચના, સોનેટ, ગઝલ, ગીત, છંદોબદ્ધ હાઇકુ, મુક્તક, બેત, શેર, નઝમ, કચલ કાવ્ય, દુહા, છંદ, લોકબાનીમાં રચાયેલ, આમ વિવિધ પ્રકારો રજૂ થયા. મોડીરાત સુધી ગિરિકંદરાઓમાં વાણીના વરદ્ પુત્રોના સરસ્વતી આરાધનના ફૂલ પડઘા પાડતા રહ્યા. શ્રોતાઓ અને કવિઓ વચ્ચે ભાવસંક્રમણની શૃંખલા બંધાઇ ગઈ.

ઉમાશંકરભાઇનું સંચાલન બેનમૂન રહ્યું. વચ્ચે એક ચિટ્ઠી આવી "બાળકાવ્ય કોઈ રજૂ કરે તેવી વિનંતિ"—અને ઉમાશંકરભાઇએ પોતે જ વિશ્વના અંતસ્ રહસ્યને પ્રગટ કરતું બાળશૈલીમાં લખાયેલું એક ચિત્રકાવ્ય રજૂ કર્યું. સરલ શબ્દાવલી, રજૂઆતની રવાનીથી આ કાવ્ય ખૂબ ખૂબ દાદ મેળવી ગયું. વિદ્વાન ઉમાશંકર માંહેનો કવિ ઉમાશંકર પોતાના પ્રિયપ્રકારની રજૂઆતમાં ભારે ખીલ્યો. એક નાનકડી કથા એમણે કાવ્યમાં બાંધી લીધી.

પૃથ્વીના જનસમૂહે ભગવાન પિનાકપાણિ પાસે તેમના નંદીને લોકાચારના આજ્ઞા લેવા મોકલ્યો. ભગવાન શંકર તો પોતાના "પોઠીઆના" ગુણ જાણે ને? એટલે બહુ જ ટૂંકા શબ્દોમાં સૂત્ર આપ્યું. "ત્રણવાર નાહ્ય એકવાર ખાય" જગતના લોકોની શારીરિક અને માનસિક શૂચિતા જાળવવા આપેલ આ આજ્ઞા શિરસાવંદ્ય કરી નંદી તો પરત ઊપડયો, ત્યાં ચમત્કૃતિ સર્જાઇ.

"ડોલતો ડોલતો નંદી જાય
ત્રણવાર નાહ્ય એકવાર ખાય—
ત્રણવાર નાહ્ય એકવાર ખાય
એકવાર નાહ્ય, ત્રણવાર, એકવાર નાહ્ય,
ત્રણવાર ખાય
ઊલટા સુલટું, ઊલટા સુલટું થાય
એકવાર નાહ્ય ત્રણવાર ખાય"

જગતના માનવોએ તો આ આજ્ઞા શિરોમાન્ય ગણી. ત્યારથી સૃષ્ટિમાં ભૂખ વધી—શૂચિતા કમ થઈ. માત્ર ભૂખના "કાળા કેર"ને કવિએ સુંદર ઉપાલંભ રીતે રજૂ કર્યો. બાળકો તો રજૂઆતની મોજ માણી ઊઠયા, સમજદાર તેમાં રહેલી અર્થ સિદ્ધિથી મુગ્ધ થયા.

કવિશ્રી સુન્દરમ્ ત્રણદિવસની ગંભીર ગહરાઇપૂર્ણ ચિંતનાત્મક "બોજ ગઠરી" ઉતારી સાચા અર્થમાં 'ત્રસુધા' 'કાવ્ય મંગલા' અને 'યાત્રા'ના કવિ બની રહ્યા. સાધકમાં સૂઇ રહેલો પ્રાચીન કવિ જીવ પોતાના સમાનધર્મીઓ અને પોતાના સાચા સાધના પંથે ઘડાભર તો આરોહણ કરી રહ્યો. સુન્દરમે એક પંક્તિના કાવ્યોથી માંડી પોતે કરેલા અતીતકાલીન કાવ્ય પ્રયોગોની તેમની આગવી શૈલીથી રજૂઆત કરી.

"જગની સર્વ કડીઓમાં
સ્નેહની સર્વથી વડી"

અને

"તને મેં ઝંખી છે યુગોથી ધીખેલાં, પ્રચંડ સહરાની તરસથી" સાથો સાથ ઉર્મિસ્પંદનની નાજૂક બાબત એમણે કુશળતાથી આલેખી.

"જલને ઉરમાં જ્યારે ઝંખના ઊર્મિની થઇ
આમંત્ર્યો તટથી ત્યારે શુષ્ક કંકરને ત્યાંહી"

સુંદરમે કાવ્ય લહાણુથી સૌને તૃપ્ત કરી દીધા તેમના "બક્ષિસ"ને તો યાદ કરી કરીને તેમણે રજૂ કરવા માંડયું ત્યારે કવિ જ્યાં વિસ્મરતા હતા ત્યાં શ્રોતાવર્ગની ત્રીજી હરોળમાં બેઠેલા બકુલ ત્રિપાઠી, ઓકર અને શિવકુમાર પંક્તિઓ બોલી પૂરું કરતા હતા.



[ અનુ૦ પૃષ્ઠ ૭૮૬

# સન્નિષ્ઠોની યાદ

મંત્રીઓ : સ્વાગત સમિતિ

પરિષદની સ્વાગત સમિતિમાં અહર્નિશ કામ કરનારા કેટલાક સન્નિષ્ઠોની યાદ સ્હેજે જ આવી જાય છે આવા એક મિત્ર તે પ્રા. તખ્તસિંહજી પરમાર. મૂળે જ જૂનાગઢમા સાહિત્ય પ્રવૃત્તિ ને અથાગ પરિશ્રમ દ્વારા, "કાઉ ધા ઝીલીને" પણ ઉછેરનાર શ્રી પરમારની બરાબર પરિષદના અગત્યના ટાણે જ ભાવનગર મૂકામે બદલી થઇ. એકબાજુ સ્વાગત સમિતિની રચના થઈ, કામકાજ શરૂ થયાં, એકબાજુ પ્રા. પરમાર જેવા સંવેદનશીલ કાર્યકર જૂનાગઢથી દૂર થયા. પરન્તુ, પ્રા. પરમારે સ્વાગત સમિતિને વચન આપેલું. "મારાથી શક્ય તમામ સહાય કરતો રહીશ. જરૂર પડયે રજાઓ લઇને પણ આવીશ. મારાથી બનતા સ્વાગત સભ્યો ભાવનગરમાથી પણ નોંધીશ" ભાવનગર ગયા પછી શ્રી. પરમારની તબિયત બગડી. પારિવારિક સંજોગો પણ કૈંક આડા ફંટાયા. કામનો બોજો પણ કૈંક વિશેષ છેલ્લે તો સખ્ત ફ્લુમાં પટકાયા. શરીરમા ત્રણ ત્રણ ડીગ્રી ધીખતા તાવે તખ્તસિંહજીએ ભાવનગરમાંથી ૭૫થી વધારે સભ્યો નોંધી સારી એવી રકમ એકઠી કરી આપી સ્વાગત સમિતિના પોતે ઉપપ્રમુખ, એ નાતે પરિષદના દિવસો જૂનાગઢમા હાજર રહેવુ જ ઘટે. તાવ ૨૨મીએ ઊતર્યો. ૨૩મીએ જૂનાગઢના પરિયાણ કરે, ત્યા તેમનો કિશોરપુત્ર સીડીએથી પડયો. ભારે આતરિક ઇજાના કારણે સખ્ત રીતે બેભાન પુત્રને 'ઇશ્વર ભરોસે' મૂકી બહાર મૂકવાનું પગલું કયા પિતાથી ઊપડે? તબીબોએ પણ સતત જાળવણી અને દેખરેખની ભલામણ કરી, પ્રત્યેક પળની ગભીરતા દર્શાવી. એકબાજુ કર્તવ્ય, બીજી બાજુ સ્નેહ, વાત્સલ્ય. કર્તવ્ય જીત્યુ! બેભાન પુત્રની પથારીએથી તખુભા જૂનાગઢ આવ્યા. તેમના શ્રીમતીએ પણ આ કર્તવ્યનિષ્ઠ પતિને કર્તવ્ય ન છાંડવા ભારે હિમ્મત આપી!

જૂનાગઢ સ્વાગત સમિતિની ખિદમતમા તખ્તસિંહ હાજર થયા. ચિત્તમા ભારે ચિંતા છતા આગ્રહે આવેલા અવસરને ઝાંખપ ન લાગે તેમ હસતો ચહેરો રાખી કામે વળગી ગયા. પણ, આ વાતની ખબર શ્રી રતુભાઈ, દિવ્યકાન્તભાઈ, ઉમાશંકરભાઇ સહુને પડી. પ્રા. પરમારને પુત્ર પાસે પહોચી જવા ખૂબ સમજાવ્યા. આખરે ફરજ અધૂરી છોડી જવાના ભારોભાર કચવાટ સાથે તેઓ બીજા દિવસે ગયા

આવુ જ બીજા કેટલાક મિત્રો માટે, બન્યું ઉતારાની જવાબદારી જેમનીમાથે તે અમારામાથી પ્રફુલ્લભાઈ નાણાવટીને સરકારે સોંપેલી કામગીરી પણ ઘણી અગત્યની. ૧૫ ડિસેમ્બરથી સતત્ ઊજાગરા, અત્યત પરિશ્રમ, જવાબદારીઓની ચિંતા પરિણામે ૨૩ મી તારીખથી તેમને ભારે ફ્લુ-તાવ શરૂ થયો. ખાધા પીધા વગર દિવસ ને રાત એક જગ્યાએથી બીજી જગ્યાએ ઉતારા ગોઠવવામા તેઓ મચી રહ્યા ધગધગતા તાવે તેમણે દાખવેલી કર્તવ્યનિષ્ઠા દાદ માગી રહી ભોજનની ભારે અને વખણાયેલી વ્યવસ્થાવાળા મિત્રોમા શ્રી શાન્તિભાઇ ભટ્ટને રાજ્ય સરકારે પણ એ જ જવાબદારીમાં નાખેલા. એટલે રોજના ચારચાર હજાર માણસોને જમાડવાની વ્યવસ્થાની દેખરેખ દિવસ ને રાત ચાલી. શાન્તિભાઈ પરિષદના દિવસોમાં ગળું બેસી જવાના કારણે બોલી શકે નહી, ખાઇ શકે નહી, આંખોના પોપચાં પણ સૂઝી ગયેલાં ને ભોજન મંડપે કામ આપતા જ રહ્યા. તો ભાઈ પ્રિયકાન્ત વસાવડા, ૨૫ મી રાત્રે જ ભોજન વ્યવસ્થામા દોડાદોડી કરવા જતા પડી ગયા ભારે વાગ્યું. આખ સહેજમાં જ બચી આંખના ઉપલા ભાગે ત્રણ થી ચાર ટાંકા આવ્યા, પણ ભાઇ પ્રિયકાંતે ટાકા લેવડાવી અર્ધો કલાકમા પાછુ કામસંભાળી લીધેલુ. મોડી રાતે ઘરનાને ખબર પડયા, કુશળતા પૂછવા તેમના પિતા આવ્યા ત્યારે સૂઝેલા જખ્મે વેદનાને વિસારે પાડી દઈને તેઓ તો પીરસવાની વ્યવસ્થામા જ મચેલા.

તો, પેલા જૂદા જૂદા ઉતારાના સ્વયંસેવકો પણ સન્નિષ્ઠતામાં ક્યાં ઊતરે તેવા હતા ? મનોરંજન કાર્યક્રમનું આકર્ષણ કોને ન હોય? ખુદ પ્રતિનિધિઓએ પૂછેલું "ચાલો આવવું છે ને મનોરંજન કાર્યક્રમમાં ત્યારે દઢતાપૂર્વક સ્વયંસેવકો જવાબ વાળતા "આપ પધારો અમારી તો અહીં ફરજ છે. તે કોઈપણ ભોગે છોડાય ?" આવા સારા કાર્યક્રમો છોડી આ કિશોરો ફરજ ઉપર ચીટકી રહ્યા. જેની પ્રસંશા શ્રી. ઉમાશંકરભાઈએ પણ કરી.

પરિષદ જોવા જાણવા માણવા માટે વંથળીના કસ્તુરબા કન્યા છાત્રાલયની બહેનો જૂનાગઢ આવેલી. પોતાના સીધાપાણી લઇ, ઉતારાની વ્યવસ્થા કરેલી. નિરાંતે પરિષદમાં બેસવાના, જોયા–જાણવા સાંભળવાના કોડ. ત્યાં રસોડે સ્વયંસેવકોની હાકલ પડી. પોતાના કસ્તુરબા કન્યા છાત્રાલયની ત્રીશેયબહેનો સાથે મંજુબેન ગાંધી રસોડે આવી ગયાં. સવારના ૭–૦ થી રાતના ૧૦–૦ ! છતાં હસમુખે ચહેરે પેલો આનંદ આ પરિશ્રમમાં પામવાનો તેમને હૈયે તો પરિતોષ જ હતો.

—અને રતુભાઇ...એક રચનાત્મક, વિવિધપૂર્ણ કામોની જવાબદારીઓ વચ્ચે છેલ્લા દિવસોમાં સ્વાગત સમિતિ કાર્યાલયમાં દિવસ ને રાત બેસી રહે. તાર, ટેલીફોન મિટિંગો, મુલાકાતો, જુદા જુદા સ્થળની ચકાસણી, ભંડોળ માટે દોડાદોડી. ખાવા પીવાના ઠેકાણા નહીં. છતાં કાર્યાલયના દરેક કાર્યકરને સમયસર ભોજન–ચા–વિગેરે માટે પૂછ્યા કરે, તે ચિંતા પણ ઉપાડયા કરે. એમના માટે કશું લખાય તેમ નથી, વેદનો એક સરસ શબ્દ યાદ આવે છે नेति नेति ।

શોભાયાત્રાના ગાડાખેડૂતોને કહ્યું : જૂઓ કોઇ મોટા નેતા નથી, ગવર્નર નથી કે વડાપ્રધાન નથી. આ તો સાહિત્યકારો છે. તમે આવશો શોભાયાત્રામાં ?" કોઇ લાલચ, દબાણ કે પ્રસિદ્ધિનું પ્રલોભન નહોતું, પણ હૃદયની લાગણીનો ઊમળકો એવો હતો કે ગાડાખેડૂતો પણ શણગારેલાં બળદો, ગાડાંઓ ફૂલભપકાદાર પહેરવેશ પહેરી આવી ગયા ! આ ઓચ્છવ સહુનો હતો, કોઈનો લાદેલો કે આપી દીધેલો ક્યાં હતો ?

*

પૃષ્ઠ ૭૮૧ થી ચાલુ ]

"રાજાના દરબારમાં મેં રસિકડી બીન છેડી અને
તેં તાશ ઠમકારથી સકળનાં ચોરી લીધાં ચિત્તને
રાજા ત્યાં હરખ્યો, સભા ખુશ થઇ: "માગી-
લિયો ચહ્ય સો"

બંને આપણ થંભિયાં. પણ ન કૈં સૂઝયું જ
શું માગવું ?

ને પાછાં હસી આપણે મનભર ગાયા બજાવ્યા
કર્યું :"

રાત્રે એક વાગે કવિસંમેલન પૂરું થયું. આશરે સાડા ત્રણ ચાર હજારની શ્રોતાશ્રેણી કાવ્યાનંદનાં રસાયેલી સ્વગૃહે વળી.

પરિષદનું અને જૂનાગઢનું આ કાવ્ય સંમેલન એક અમોલું સંભારણું બની રહ્યું.

ટપાલ વહેલા નાખો જેથી
તરત રવાના
કરી શકાય

કામકાજ બંધ થવાના સમયે
આવતી જથ્થાબંધ ટપાલનો ભાર
ડાકઘરો માટે એક મોટો પ્રશ્ન ઊભો કરે છે
આને કારણે ભરાવો થાય છે
અને વિલંબ પણ થાય છે

ટપાલ વહેલા નાખવાથી દિવસના ભાગમાંજ
રવાના થતી ડાકમાં તેને શામેલ કરી
શકાય છે અને વિના વિલંબે યથાસ્થાને
પહોંચાડી શકાય છે

ટપાલ નાખવા માટે સાંજ વેળાની શા માટે રાહ જોવી?

**ભારતીય ડાક અને તાર**



davp 69/19

Oormy-Navrachana Rajkot-1 (Feb '70) કિં. ૨-૦૦ Regd. No. G. 68

# ઊર્મિ નવરચના



ફાગણ આયો હે સખી, વસિયલ અંગ દહંત,
મેરા પિવ પરદેશમેં કૈસે ખેલું બસંત !

આલી ગુમાન છાંડકે, ઊઠ કર ખેલો ફાગ,
કલ પછતૈ હો બહાવરી, ફીર નહિ અંસા ફાગ.

પિવ બિન જો રંગ ડારીએ, લાજત બનકે કાગ,
મૈં સોહાગન શ્યામકી, ક્યોં નહિ લાજત ફાગ ?

પારણ રંગમેં ડૂબ ગયા, તુ યહાં બેઠી રોઈ,
પ્રીત કીની સો નિભાઈએ, આન દેખી મત મોહી.

પ્રીત પિયુસે હો ગઈ, અબ નહિ આનસે હોય,
આનહીસે જો પ્રીત કરે, વો નહિ પ્રીતકી હોય.

તેરા પિવ પરદેશમેં, ખેલે આનસુ ફાગ,
તુ યહાં રોવત બહાવરી, યહ તેરા બડભાગ.

(જુઓ પૃ૪ ૮૩૩)

તંત્રીઓ : ઇશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર : માર્ચ-૧૯૭૦ : સળંગ

# લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા




## ઉંચી જાતની ભૂકી ચામાં બિનહરીફ

આ ચા ઓછામાં ઓછા સમયમાં તમને પૂર્ણ સોડમવાળી સોનેરી રંગની ચાના વધુમાં વધુ પ્યાલા પૂરા પાડે છે. તમે તેની લહેજત માણી જુઓ. તમારા અતિથિઓનો પણ આ ચાથી સત્કાર કરો. તમને આ પીવાની ખરેખરી મઝા આવશે. તમારા મહેમાનો પણ આનંદિત થશે. તેના પ્રકારની બીજી બધી ચામાં લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા અનેરી છે

લીપ્ટન એટલેજ




સારી ચા

# ૩૦ લાખ મહિલાઓ ખોટી ન હોઈ શકે

ગયા ચાર વર્ષમાં ૩૦ લાખથી પણ વધુ મહિલાઓએ **'લુપ' સ્વીકાર્યું છે.** આ મહિલાઓ જાણે છે કે લુપ :

**અસરકારક છે**—સંતતિ નિયમનની [illegible] ભરોસાપાત્ર પદ્ધતિઓ પૈકી એક પદ્ધતિ છે.

**સરળ છે**—લુપ ગોઠવવામાં ડૉક્ટરને થોડી મીનીટો જ લાગે છે.

**કઢાવી શકાય છે**—નવું બાળક જોઈએ ત્યારે લુપ બહાર કઢાવી શકાય છે.

**સગવડતાવાળું છે**—એક વખત લુપ ફાવી જાય પછી તમારે બીજી પદ્ધતિ અજમાવવાની જરૂર નથી. લુપથી સંભોગ સુખમાં વિઘ્ન નડતું નથી.

**બિન-હાનિકારક છે**—લુપથી કંઈ રોગો થતા નથી તેમજ જો તેની બીજી કંઈ અસર થઈ હોય તો તેની સરળ સારવાર થઈ શકે છે.

મોટા ભાગની સ્ત્રીઓ માટે લુપ માફકસર છે એવું ડૉક્ટરોએ કાળજીભર્યા અભ્યાસબાદ જણાવ્યું છે. જેમને માફક ન આવ્યું હોય તેવી થોડી સ્ત્રીઓ માટે જન્મ સમય અંતર જાળવવા માટે તથા સંતતિ મર્યાદા માટે બીજી પદ્ધતિઓ હાજર છે. નજીકના કુટુંબ નિયોજન કેન્દ્રની મુલાકાત લ્યો. કુટુંબ નિયોજનની સલાહ તથા સેવા મફત મળે છે.



**અફવાઓ** માનવાને બદલે **તમારા ડૉકટરને** માનો.

davp 69/265

ધીરાણ-વસુલાતનું સંકલન ન કરીએ તો
સહકારી પ્રવૃત્તિ ઉચુપવાળી લાગશે

: ચિતરંજન રૂગનાથ રાજા

## 'ઊર્મિનવરચના' માસિકની માલિકી તથા બીજી માહિતી અંગેનું નિવેદન

| | |
|---|---|
| ૧ પ્રકાશનનું સ્થળ . . | ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ. |
| ૨ પ્રકાશનની સામયિકતા... . | માસિક |
| ૩ મુદ્રક અને માલિકનું નામ...... | જયમલ્લ પરમાર |
| રાષ્ટ્રીયતા ... | ભારતીય |
| સરનામું . ... | ૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ |
| ૪ પ્રકાશકનું નામ . .. | ઈશ્વરલાલ મો દવે |
| રાષ્ટ્રીયતા........ | ભારતીય |
| સરનામુ... .. | ૧૩, જાગનાથ પ્લોટ . રાજકોટ. |
| ૫. તંત્રીનું નામ ... | ઈશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર |
| રાષ્ટ્રીયતા . . | ભારતીય |
| સરનામુ ..... | '૧૩, જાગનાથ પ્લોટ : રાજકોટ. |

હુ ઈશ્વરલાલ મો દવે, આથી જાહેર કરુ છુ કે, ઉપર જણાવેલી હકીકતો મારી સમજ અને માન્યતા મુજબ સાચી છે

ઈશ્વરલાલ મો. દવે

તા ૨૮-૨-૧૯૭૦ પ્રકાશકની સહી

## સાભાર સ્વીકાર

સૌરાષ્ટ્રનું લોકભરત : લેખક-આલેખક : શ્રી. ખોડીદાસ પરમાર : ગુજરાત રાજ્ય લોક સાહિત્ય સમિતિ દ્વારા પ્રકાશિત : રાયખડ-અમદાવાદ. મૂલ્ય . રૂપિયા સાત.

ગીતા દોહાવલિ : અનુવાદક : શ્રી. પિંગળશી મેઘાણંદ ગઢવી પ્રકાશક. સોરઠ શિક્ષણ અને સંસ્કૃતિ સંઘ' જૂનાગઢ' મૂ. ત્રણ રૂપિયા

મેરે ગીત-આપકી મહેફિલ લે સરજુ આનંદ. પ્રકાશક મહેશકુમાર ચં શાહ. મૂ. સવા રૂપિયો, દેસાઈ પોળ, નડિયાદ.

હલેસા : લે દામોદર ભટ્ટ 'સુધાંશુ'. પ્રકાશક . ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય : અમદાવાદ. મૂ ૬.

સન્નિષ્ઠ પ્રકાશન : અમદાવાદ.

યુગપુરુષ ગાંધાજી . લે ઈન્દુલાલ યાજ્ઞિક મૂ ૦-૪૦.

દાંડીકૂચ બે કાવ્યો : લે મણિભાઈ દેસાઈ, જયકૃષ્ણ સુરતી . ધર્મેન્દ્ર માસ્તર મૂ. ૩-૦

સ્વર લિપિમાં આશ્રમ ભજનાવલિ ભાગ-૨, મૂ. ૪-૦૦ પ્રકાશક. ભારતીય સંગીત વિદ્યાલય ટ્રસ્ટ. અમદાવાદ

નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ-૧૪.

સરદાર વલ્લભભાઈ પટેલના લેખો લે. મણિબહેન પટેલ. મૂ ૨ ૫૦.

વિકાસવાર્તા લે મણિભાઈ દેસાઈ મૂ ૩-૦

એક સાધિકાની જીવન યાત્રા અનુવાદક : વનમાલા દેસાઈ મૂ ૧૨-૦૦

સરદારશ્રીને શ્રદ્ધાંજલિઓ લેખક : મણિબહેન પટેલ મૂ ૩-૦૦

ગાંધીજીની અપેક્ષા લે હરિપ્રસાદ વ્યાસ મૂ ૪-૦૦.

# યે દિલ્લી !

'ગાંધી દર્શન' કા દર્શન કો હમ આયે હૈ યે દિલ્લી !
સાથ સાથ હી તેરા દર્શન ભી પાયે હૈ અય દિલ્લી !
ક્યા કહૂં અભિમાન ભરા ઇતિહાસ પુરાના યે દિલ્લી !
આગે બઢતા રહા હૈ તેરા નયા જમાના અય દિલ્લી ! ૧

કિતને જંગ મચાયે કિતની સેના ખા ગઇ યે દિલ્લી !
કિતને દફે યે કાલીયમના લાલ બના ગઇ યે દિલ્લી !
કિતની ત્રષ્ના હૃદય ભરી હૈ બાત બતાદે અય દિલ્લી !
પક્કા નિર્ણય લે કર ઉસ્કા જવાબ દે દે અય દિલ્લી ! ૨

કૌરવ પાંડવ કુરૂવંશ કી ચહૂવાન કી યે દિલ્લી !
ગોરી તઘલગ ગુલામ લોધી અરૂ મોગલ કી યે દિલ્લી !
યુરોપવાસી બ્રિટાનિયાકો સ્વપ્ન દિખાયા યે દિલ્લી !
અબતો સારે ભારતીયોં કો ગોદ બિઠાયા યે દિલ્લી ! ૩

કિતને વરસોં હાથ પરાયે રહી પરતંતર યે દિલ્લી !
કિતને વરસોં બાદ ભઇ તું આજ સ્વતંતર અય દિલ્લી !
અબતક ક્યું નહી શાંત હુઇ તુમ ક્યોં કચ કચ કરતી અય દિલ્લી !
નહીં સમજ મેં આત તિહારી કૈસી વરતી અય દિલ્લી ! ૪

પાક ચીન કે સાથ સીમા પર ખડી રહી થી યે દિલ્લી !
સભી પક્ષ કો સાથ મિલાકર લડ રહીથી યે દિલ્લી !
દેખ રહીથી દુનિયા સારી દોટ લગાદી યે દિલ્લી !
લોટ ગઈ દુશ્મન કી ટૂકડી ચોટ લગાદી યે દિલ્લી ! ૫

કહતે થે યોં અચૂખ ભુટા લાલ કરેગા કયા દિલ્લી ?
ચાવલ ખાને વાલે ધોતીદાસ લરેગા કયા દિલ્લી ?
તોડ ફોડ ઉસકી સબ ટેકેં વિજય વરીથી યે દિલ્લી !
છપ્પન કોટી હિરદેમેં અભિલાષ ભરી થી યે દિલ્લી ! ૬

મેં માના થા સ્વાધીન હોકર શાંત રહેગી યે દિલ્લી !
સ્વભાવકી તો હે ન દવાઈ કહાં મિલેગી અય દિલ્લી ?
કોઇ નહી મિલતા તો આપસ ધંધ મચાતી યે દિલ્લી !
ઐસી અગરા ખોર અનાદિ તુમ કહેલાતી અય દિલ્લી ! ૭

ભૂલ ગઇ કયું પનરા ઓગસ્ટ કોલ દિયાથા યે દિલ્લી !
નંગે ભૂખે રહે ન ઐસા બોલ દિયાથા યે દિલ્લી !
દૂર હટાદે સબ કઠીનાઇ સુખ પ્રદાતા અય દિલ્લી !
છપ્પન કોટિ ભારતીઓં કી ભાગ્ય વિધાતા અય દિલ્લી ! ૮

છોડ દીજિયે આશ પરાઈ કછુ ન રખના અય દિલ્લી !
અપની તાકત પર જીવન કા નિશ્ચય રખના અય દિલ્લી !
નઇ રોશની દિખલાદે કર સુંદર સર્જન અય દિલ્લી !
ભારત રક્ષા કાજ દીજિયે સર્વ સમર્પન અય દિલ્લી ! ૯

અબતો માનવ સંસ્કિતિકા લાડ લડાના અય દિલ્લી !
દુનિયાભરમેં વિશ્વ શાંતિકા પાઠ પઢાના અય દિલ્લી !
હુતાત્મા શહીદોં કી ઉજ્જવલ શાન બઢાના અય દિલ્લી !
ગાંધીજી કી સ્વપ્ન સૃષ્ટિ કો સિદ્ધ બનાના અય દિલ્લી ! ૧૦

પિંગળશી મેઘાણંદ ગઢવી

[ દિલ્હીમાં 'ગાંધીદર્શન' પ્રદર્શનની તા. ૨૩-૨૪મી એ પૂર્ણાહુતિ હતી. આ પ્રદર્શનના રચનાત્મક વિભાગની જવાબદારી શ્રી. રતુભાઈ અદાણીએ સંભાળેલી. જૂનાગઢ સાહિત્ય પરિષદમાં લોકસાહિત્ય અંગે જે એક નવી ચેતના પ્રગટ થઈ છે તેના અનુસંધાનમાં લોકસાહિત્યના કાર્યક્રમ દ્વારા ગાંધીજીને અંજલિ અપાય એવી ભાવના એમના દિલમાં જાગી, અને ફેબ્રુઆરીની ૨૧-૨૨-૨૩ તારીખના ત્રણ કાર્યક્રમો યોજાયેલા. આ 'ગાંધીદર્શન'ના પ્રવાસને અનુલક્ષીને દિલ્હીને સંબોધીને શ્રી. પિંગળશીભાઈએ અગાઉથી જે કાવ્ય લખેલું તે અહીં આપ્યું છે. આ કાર્યક્રમનું સંયોજન શ્રી. જયમલ્લ પરમારે કરેલું. વ્યવસ્થાની જવાબદારી શ્રી. રતુભાઈના માર્ગદર્શન નીચે શ્રી. દિનુભાઈ માંકડે સંભાળેલી. આ કાર્યક્રમમાં :

શ્રી. કાનજી બારોટ, શ્રી. પિંગળશી ગઢવી, શ્રી. અમરદાસ ખારાવાળા, શ્રી. લાખાભાઈ ગઢવી, શ્રી. અમરનાથ નાથજી, શ્રી. પુષ્પાબહેન છાયા, શ્રી. દીવાળીબહેન ભીલ, શ્રી. જિતુદાન ગઢવી, શ્રી. કરસન પઢિયાર, શ્રી. દાદુદાન ગઢવી, શ્રી. હાજીભાઈ, શ્રી. સુલેમાન જુમા અને સુમારભાઈ, વગેરેએ ભાગ લીધેલો, ]

# વડવાનલનાં આગમ ભાખતા આંચકા

સંપાદકીય

મિત્રોના પત્રો મળે છે કે સંપાદકીય કોલમમાં રાજકારણના પ્રવાહોનું આલેખન કાં છોડી દીધું? પણ દિગ્પાળોએ જ્યાં દશેય દિશાના છેડા છોડી દીધા હોય ત્યાં આલેખન કોનું કરવું?

હમણાં તો :

ખેડવો, હચમચાવો, ખૂંદો જીતો;
પડો, આખડો દોઝખી તળિયા લગી.

એવો રાજકારણનો નાટારંભ મંડાણો હોય ત્યાં કલમ કોના માથે પકડવી? માનવનિષ્ઠા માથે રાજકારણના મોચડા મરાઈ રહ્યા છે. પ્રમાણિકતા અને પવિત્રતા માથડાં ઢાંકીને વૈધવ્યના વસમા વલોપાત કરે છે. રાજકીય પક્ષોની સૈદ્ધાંતિકતા અને વફાદારી ઊડતી રકાબીની જેમ ચકાકારે ચડી ગઈ છે. શિકાર કરનારા જ શિકાર બની રહ્યા છે.

આજના મિત્રો તે આવતી કાલે દુશ્મન બની જાય છે. ઘડી પહેલાના દુશ્મનો ઘડીના છઠ્ઠા ભાગમાં મિત્રો બની જાય છે. પાડવા પછાડવાની જેહાદો બધી ધર્મ અને નીતિને નામે જ પરાપૂર્વથી ચાલી આવતી તેમ આજના પ્રજાસત્તાક ગણાતા ભારતની લોકશાહીમાં પૂરબહારમાં ચાલી રહી છે.

કેટલાકની તો હાંસી ઠેકડી ઊડાડવા જેવું પણ નથી રહ્યું. બૌદ્ધિક કસરત પૂરતી એ ઠીક છે. પણ નિર્જન નદીને કાંઠે ઘ્રોમ ધખતા બપોરે એક કાઠી દરબાર પોતાની એકની એક ચોરણી વેણુમાથે સૂકવી ને નદી વચ્ચે ઝબોળિયાં ખાતા હતા. ત્યાંથી ચરતો ચરતો એક ગધેડો નીકળ્યો દરબારને થયું કે હાલ્યો જશે ઘ્રો ચરતો ચરતો, પણ ઘ્રો ચરતાં ચરતાં બરાબર ચોરણી માથેથી જ ચાલ્યો. દરબારને ઝાટકો નીકળી ગયો. પછી ગમ ખાઈને કહે:

"ભણે તને ગદ્ધાને ગદ્ધો કાઉં ભણું ?"

માણસ જેવો હોય તો એને ગધેડો કહેવાય. પણ ગધેડાને ગધેડો કહેવાથી કયો વિનોદ પેદા થાય?

સૌ એક બીજાને તોડવા આભજમીનનાં કડાં એક કરી રહ્યા છે. છતાં સામસામી જનતા પાસે હવે ફરિયાદ કરે છે કે "જુઓ! અમારી સમાજવાદી અને સ્થિર સરકારને આ લોકો તોડવા માગે છે."

આ તો એક બીજા ચોર, એકબીજાના ઘરે ખાતર પાડતા જાય અને ફરિયાદ કરતા જાય એવું છે. હકીકતમાં તો બેય પોતાના ઘરમાં જ ગણેશિયા ભરાવી રહ્યા છે. કારણ કે ભારતની પ્રજા તો એક છે. ઘર તો પ્રજાનું છે ને પોતે ય પ્રજાના છે. ફરિયાદ જનતા પાસે કરે છે પણ દોર તો રાજકીય પક્ષોએ પોતાના હાથમાં જ રાખ્યો છે. આ ફરિયાદો છેવટ તો જનતાની કાંધે ચડી બેસવા માટેની જ છે ને!

અરે પોતાના રાજ્યને ભારત સરકાર કે પૃથ્વીની કોઈ તાકાત નમાવી શકશે નહિ, ડરાવી શકશે નહિ એવી બડાશો સરાચોક ફેંકતા થયા છે. કેમ જાણે એમનું રાજ્ય ભારતથી અલગ, અરે પૃથ્વીથી પણ અલગ કોઈ શનિના ગ્રહ માથે આવેલું હોય? કારણ કે ચંદ્રલોક સુધી તો પૃથ્વીની એક સત્તા પહોંચી ગઈ છે. એ સિવાયના ગ્રહનો આદમી જ આવું બોલી શકે ને?

જો કોઈ બેવકૂફીથી પોતાના પક્ષમાં ભળી જાય તો એની શિંગડિયું તરત જ સોને મઢાવે, ને એનો એ પાછો સામા પક્ષમાં ભળી જાય તો તરત એને 'મલકના ઉતાર' તરીકે આલેખવામાં મણા ન મેલે. એનો એ પાછો પોતાના પક્ષમાં આવી મળે ત્યારે ફૂલડે વધાવે. બોલનો તો તોલ જ નથી રહ્યો.

માર ખાતા જાય ત્યારે સામાને ભોં ભેગો કરી નાખ્યો હોય એમ 'લે તો જા! લેતો જા!' એવી વપેકાઈ વતાવે. હારે ત્યારે પોતાની જીતનાં પડઘમ વગડાવે. જેમ તૂટતું જાય તેમ પોતાના ગઢ કિલ્લામાંથી કાંકરી પણ ખરે તેમ નથી એવા પડ-

કહતે થે યોં અયૂબ ભુટા લાલ કરેગા કયા દિલ્લી ?
ચાવલ ખાને વાલે ઘોતીદાસ લરેગા કયા દિલ્લી ?
તોડ ફોડ ઉસકી સબ ટેંકાં વિજય વરીથી યે દિલ્લી !
છપ્પન કોટી હિરદેમેં અભિલાપ ભરી થી યે દિલ્લી ! ૬

મેં માના થા સ્વાધીન હોકર શાંત રહેગી યે દિલ્લી !
સ્વભાવકી તો હે ન દવાઈ કહાં મિલેગી અય દિલ્લી ?
કોઇ નહી મિલતા તો આપસ ધંધ મચાતી યે દિલ્લી !
ઐસી અગરા ખોર અનાદિ તુમ કહેલાતી અય દિલ્લી ! ૭

ભૂલ ગઇ કયું પનરા ઓગસ્ટ કોલ દિયાથા યે દિલ્લી !
નંગે ભૂખે રહે ન ઐસો બોલ દિયાથા યે દિલ્લી !
દૂર હટાદે સબ કઠીનાઇ સુખ પ્રદાતા અય દિલ્લી !
છપ્પન કોટિ ભારતીઓં કી ભાગ્ય વિધાતા અય દિલ્લી ! ૮

છોડ દીજિયે આશ પરાઈ કછુ ન રખના અય દિલ્લી !
અપની તાકત પર જીવન કા નિશ્ચય રખના અય દિલ્લી !
નઇ રોશની દિખલાદે કર સુંદર સર્જન અય દિલ્લી !
ભારત રક્ષા કાજ કીજિયે સર્વ સમર્પન અય દિલ્લી ! ૯

અબતો માનવ સંસ્કિતિકા લાડ લડાના અય દિલ્લી !
દુનિયાભરમેં વિશ્વ શાંતિકા પાઠ પઢાના અય દિલ્લી !
હુતાત્મા શહીદોં કી ઉજ્જવલ શાન બઢાના અય દિલ્લી !
ગાંધીજી કી સ્વપ્ન સૃષ્ટિ કો સિદ્ધ બનાના અય દિલ્લી ! ૧૦

પિંગળશી મેઘાણુંદ ગઢવી

[ દિલ્હીમાં 'ગાંધીદર્શન' પ્રદર્શનની તા. ૨૩-૨૪મી એ પૂર્ણાહુતિ હતી. આ પ્રદર્શનના રચનાત્મક વિભાગની જવાબદારી શ્રી. રતુભાઈ અદાણીએ સંભાળેલી. જૂનાગઢ સાહિત્ય પરિષદમાં લોકસાહિત્ય અંગે જે એક નવી ચેતના પ્રગટ થઈ છે તેના અનુસંધાનમાં લોકસાહિત્યના કાર્યક્રમ દ્વારા ગાંધીજીને અંજલિ અપાય એવી ભાવના એમના દિલમાં જાગી, અને ફેબ્રુઆરીની ૨૧-૨૨-૨૩ તારીખના ત્રણ કાર્યક્રમો યોજાયેલા. આ 'ગાંધીદર્શન'ના પ્રવાસને અનુલક્ષીને દિલ્લીને સંબોધીને શ્રી. પિંગળશીભાઇએ અગાઉથી જે કાવ્ય લખેલું તે અહીં આપ્યું છે. આ કાર્યક્રમનું સંયોજન શ્રી. જયમલ્લ પરમારે કરેલું. વ્યવસ્થાની જવાબદારી શ્રી. રતુભાઈના માર્ગદર્શન નીચે શ્રી દિનુભાઈ માંકડે સંભાળેલી. આ કાર્યક્રમમાં :

શ્રી. કાનજી બારોટ, શ્રી. પિંગળશી ગઢવી, શ્રી. અમરદાસ ખારાવાળા, શ્રી. લાખાભાઈ ગઢવી, શ્રી. અમરનાથ નાથજી, શ્રી. પુષ્પાબહેન છાયા, શ્રી. દીવાળીબહેન ભીલ, શ્રી. જિતુદાન ગઢવી, શ્રી. કરસન પઢિયાર, શ્રી દાદુદાન ગઢવી, શ્રી. હાજીભાઈ, શ્રી. સુલેમાન જુમા અને સુમારભાઈ, વગેરેએ ભાગ લીધેલો, ]

*

# વડવાનલનાં આગમ ભાખતા આંચકો

સંપાદકીય

મિત્રોના પત્રો મળે છે કે સંપાદકીય કોલમમાં રાજકારણના પ્રવાહોનું આલેખન કાં છોડી દીધું? પણ દિગ્પાળોએ જ્યાં દશેય દિશાના છેડા છોડી દીધા હોય ત્યાં આલેખન કોનું કરવું?

હમણાં તો :

ખેડવો, હચમચાવો, ખૂંદો જીતો;
પડો, આખડો દોઝખી તળિયા લગી.

એવો રાજકારણનો નાટારંભ મંડાણો હોય ત્યાં કલમ કોના માથે પકડવી? માનવનિષ્ઠા માથે રાજકારણના મોચડા મરાઈ રહ્યા છે. પ્રમાણિકતા અને પવિત્રતા માથડાં ઢાંકીને વૈધવ્યના વસમા વલોપાત કરે છે. રાજકીય પક્ષોની સૈદ્ધાંતિકતા અને વફાદારી ઊડતી રકાબીની જેમ ચક્રાકારે ચડી ગઈ છે. શિકાર કરનારા જ શિકાર બની રહ્યા છે.

આજના મિત્રો તે આવતી કાલે દુશ્મન બની જાય છે. ઘડી પહેલાના દુશ્મનો ઘડીના છઠ્ઠા ભાગમાં મિત્રો બની જાય છે. પાડવા પછાડવાની જેહાદો બધી ધર્મ અને નીતિને નામે જ પરાપૂર્વથી ચાલી આવતી તેમ આજના પ્રજાસત્તાક ગણાતા ભારતની લોકશાહીમાં પૂરબહારમાં ચાલી રહી છે.

કેટલાકની તો હાંસી ઠેકડી ઊડાડવા જેવું પણ નથી રહ્યું. બૌદ્ધિક કસરત પૂરતી એ ઠીક છે. પણ નિર્જન નદીને કાંઠે ઘોમ ધખતા બપોરે એક કાઠી દરબાર પોતાની એકની એક ચોરણી વેળુમાથે સૂકવી ને નદી વચ્ચે ઝબોળિયાં ખાતા હતા. ત્યાંથી ચરતો ચરતો એક ગધેડો નીકળ્યો દરબારને થયું કે હાલ્યો જશે ઘ્રો ચરતો ચરતો, પણ ઘ્રો ચરતાં ચરતાં બરાબર ચોરણી માથેથી જ ચાલ્યો. દરબારને ઝાટકો નીકળી ગયો. પછી ગમ ખાઈને કહે:

"ભણે તને ગદ્ધાને ગદ્ધો કાઉં ભણું ?"

માણસ જેવો હોય તો એને ગધેડો કહેવાય. પણ ગધેડાને ગધેડો કહેવાથી કયો વિનોદ પેદા થાય?

સૌ એક બીજાને તોડવા આભજમીનનાં કડાં એક કરી રહ્યા છે. છતાં સામસામી જનતા પાસે હવે ફરિયાદ કરે છે કે "જુઓ! અમારી સમાજવાદી અને સ્થિર સરકારને આ લોકો તોડવા માગે છે."

આ તો એક બીજા ચોર, એકબીજાના ઘરે ખાતર પાડતા જાય અને ફરિયાદ કરતા જાય એવું છે. હકીકતમાં તો બેય પોતાના ઘરમાં જ ગણેશિયા ભરાવી રહ્યા છે. કારણ કે ભારતની પ્રજા તો એક છે. ઘર તો પ્રજાનું છે ને પોતે ય પ્રજાના છે. ફરિયાદ જનતા પાસે કરે છે પણ દોર તો રાજકીય પક્ષોએ પોતાના હાથમાં જ રાખ્યો છે. આ ફરિયાદો છેવટ તો જનતાની કાંધે ચડી બેસવા માટેની જ છે ને!

અરે પોતાના રાજ્યને ભારત સરકાર કે પૃથ્વીની કોઈ તાકાત નમાવી શકશે નહિ, ડરાવી શકશે નહિ એવી બડાશો સરાચોક ફેંકતા થયા છે. કેમ જાણે એમનું રાજ્ય ભારતથી અલગ, અરે પૃથ્વીથી પણ અલગ કોઈ શનિના ગ્રહ માથે આવેલું હોય? કારણ કે ચંદ્રલોક સુધી તો પૃથ્વીની એક સત્તા પહોંચી ગઈ છે. એ સિવાયના ગ્રહનો આદમી જ આવું બોલી શકે ને?

જો કોઈ બેવકુફીથી પોતાના પક્ષમાં ભળી જાય તો એની શિંગડિયું તરત જ સોને મઢાવે, ને એનો એ પાછો સામા પક્ષમાં ભળી જાય તો તરત એને 'મલકના ઉતાર' તરીકે આલેખવામાં મણા ન મેલે. એનો એ પાછો પોતાના પક્ષમાં આવી મળે ત્યારે ફૂલડે વધાવે. બોલનો તો તોલ જ નથી રહ્યો.

માર ખાતા જાય ત્યારે સામાને ભોં ભેગો કરી નાખ્યો હોય એમ 'લે તો જા! લેતો જા!' એવી વષેકાઈ વતાવે. હારે ત્યારે પોતાની જીતનાં પડઘમ વગડાવે. જેમ તૂટતું જાય તેમ પોતાના ગઢ કિલામાંથી કાંકરી પણ ખરે તેમ નથી એવા પડ-

કારા વધારતા જાય. ત્યારે ત્યારે શકકરકંદના હોય.

સાંબેલાધારે વરસાદ મંડાણો હોય ત્યારે ત્રાટાનાં ઝૂંપડાંને ટકાવવા માટેનું આ બધું કકળાણ છે. નહિ તો આવો ગોકીરો કરવાની ઉપાધિ જ શા માટે કરવી પડે ? પણ હવે ડનલોપીલોની ગાદિયું ભાલે ભરાણી છે. એમાં વેંતવેંત ઊંડા ઊતરીને આરામસેજે લેટવાના દહાડા આવી ભરાણા છે. છતાં સાપના મોઢામાં ઝડપાયેલો દેડકો માખી પકડવાનાં ઝાવાં મારી રહ્યો છે.

પહેલાં દેશ ૨૦–૨૫ પક્ષો વચ્ચે જ વહેંચાઈ રહેલો. હવે એવા દરેક પક્ષના રાજ્યવાર વાડા બંધાઇ ગયા છે. એકનો એક પક્ષ બીજા રાજ્યના પોતાના પક્ષનાં હિતોનો વિરોધી બની રહ્યો છે. એવા પ્રાદેશિક પક્ષોમાં પણ એક સાંધે ત્યાં તેર તૂટે એવાં તડાં પડી રહ્યાં છે. પક્ષનું જ જ્યાં પ્રદેશિકરણ અને વિભાગીકરણ થઇ ગયું છે ત્યાં લઘુમતિ કોમોનું ભારતીયકરણ કરવાને બદલે દરેક પક્ષો પોતાના પક્ષનું જ ભારતીયકરણ કરે તો પણ આ દેશ માથે ઈશ્વરના આશીર્વાદ ઊતરે.

આ ભયાનક સત્તાદ્વિપ કામરાજ નાદર જેવા પાસે હિંદી ભાષાના વિરોધને નામે દક્ષિણ હિંદને બાકીના હિંદથી અલગ પાડવના દેશદ્રોહી દાવ ખેલી રહ્યા છે, તો બીજા ઘણા સમાજવાદને નામે, ક્રાંતિને નામે આર્થિક અસમાનતાને તોડનારાં અને સામાજિક સમાનતાની નજીક લઇ જનારાં બેન્કના રાષ્ટ્રીયકરણ જેવાં પગલાંને ઉપરથી આવકારે છે, કારણ કે લોકો વિરોધી ન બની જાય, પણ અંદરથી એવાં જ પ્રજા–ઉપકારક પગલાંને તોડવાની ખતરનાક ચાલ ખેલી રહ્યા છે ને ગરીબોના ઉદ્ધારની વાતો કરે છે.

જો એમ ન હોય તો બેન્કનાં રાષ્ટ્રીયકરણના વિરોધ કરનારા પક્ષો સાથે તેઓ જોડાઇ જ કેમ શકે ? એક બાજુ બિનસાંપ્રદાયીકતાના બેરખાં બને છે, સામા પક્ષને કોમવાદી ચીતરે છે, ને બીજી બાજુ કોમ કોમ વચ્ચે વિદ્વેષ જગવનાર પક્ષો સાથે હાથ કેમ મિલાવી શકે ?

૨૨ વર્ષ સુધી બંધાણ્યો એવો પ્રજાને આંધળો પાડો બનાવી શકાશે એવા ખ્યાલમાં જ એવા પક્ષો ન હોય તો એક ઘડી પણ એમની આ કુટિલતા ગાંધી–જવાહર–લોહિયા–આ. નરેન્દ્રદેવ–સ્ટાલીન–લેનીન કે માઓ ને નામે ચાલી જ ન શકે. ન તો શ્યામપ્રસાદ મુખરજીને નામે ચાલી શકે કે ન આંબેડકર કે જનાબ ઝીણાને નામે ચાલી શકે.

કારણ કે આટલાં અખબારો, આટલી પત્રિકાઓ, આટલાં નિવેદનો, આટલાં ભાષણો ને આટલાં સંમેલનો ભરે છે તો પ્રજાને હવે મૂરખ બનાવવા માગે છે તે માટે જ ને ! આજે જે ચાલી રહ્યું છે તે પ્રજાની મુર્ખાઇનું પરિણામ છે કે જાગૃતિનું ? કે પછી આ બધો આગેવાનીનો જ ઉત્પાત છે ?

અમને એમ લાગે છે કે આ પ્રજાની જાગૃતિનો સળવળાટ છે. વિરાટની જાગૃતિની પ્હો ફાટી રહી છે. રાજકીય પક્ષો, ને તેના આગેવાનો અને કાર્યકરોની આ દોડધામ, પ્રજાને પોતામાંથી વિશ્વાસ હલી ગયો છે. એવા ભયમાંથી થઈ રહી છે. બેન્કોના રાષ્ટ્રીયકરણના સુપ્રીમ કોર્ટના ચુકાદા પછી બે સિવાયના બધા પક્ષો ઇન્દિરાજીના જ પગલાં આસપાસ એક યા બીજી રીતે ગોઠવાઇ ગયા છે તે જ એનું દ્યોતક છે. એ વિજયો ઇંદિરાજીના પણ પ્રજાના છે.

દરેક રાજ્યો વર્ષોથી નહોતા ઊકલતાં તેવા પ્રશ્નો એક એક નહિ, એક સામટા ઊકેલવા સ્પર્ધાભરી દોટ દઈ રહ્યા છે તે પણ એ જ બતાવે છે કે એમના પગ નીચેની ધરતી હવે સરકી રહી છે. પ્રજા હવે જાગી ગઇ છે. અનેક અનિષ્ટોમાંથી ઓછા અનિષ્ટની પ્રજાને હવે પસંદગી કરવાની જ હવે રહે છે. ત્યારે જાગૃતિનો દંભ કરીને એની પાછળ પાછળ દોડયે આવતા અને જાગૃતિ લાવી ને પ્રજાને આગળ લઇ જવાનું માર્ગદર્શન કરાવનારાઓને પ્રજાએ હવે ઓળખી લેવા રહે છે.

પ્રજા આજે પોતાની આગેવાનીને શોધી રહી છે. આગેવાનો ઉતાવળમાં છે. પ્રજા ઉતાવળમાં હોય તો 'સામાજિક ન્યાય અને આર્થિક અસમાનતા મીટાવવામાં ઉતાવળી છે, આગેવાનીને સ્વીકારી લેવામાં નહિ આજે પ્રજાની અપેક્ષાને–જાગૃતિને પહોંચી વળે એવા આગેવાનો મળતા નથી. પ્રજા જૂનામાં

વિશ્વાસ મૂકી શકતી નથી. નવી આગેવાની ઊભી થતી નથી. જૂનામાંથી સાચક હોય તે જ મેદાને પડી શકે તેમ છે. એટલે આજ સુધી પ્રજાની સાચી ખોટી આગેવાની લેનારાની જનતા કપરી કસોટી કરી રહી છે. ઘઉંમાંથી કાંકરા ફેંકાઈ જાય તેમ નબળી–લાલચુ–ખાઉકડ દંભી કે ભૂખાળવી આગેવાની ફેંકાઈ રહી છે, આજે પ્રજાના હૃદયમાંથી ને આવતીકાલે સલામત માનેલી ખુરશીઓ ઉપરથી.

એ ભયભીત દશાને કારણે જ ભારતમાં અન્ય ક્ષેત્રે એક બનીને ઊભા રહેનાર સંસ્થા કોંગ્રેસ, સ્વતંત્ર પક્ષ અને જનસંઘ ગુજરાતમાં હાથ મિલાવી નથી શકયાં.

ગુજરાતમાં સત્તાધારી કોંગ્રેસ ગમે તેટલા મજબુતીના દાવા કરે તો પણ આજે એની સામે ઈન્ડીકેટ કોંગ્રેસનો એક પડકાર ઊભો થઈ રહ્યો છે. એક નવું બળ, એક વધારાનો સલામતીને બિન-સલામતીમાં ફેરવી નાખે એવો અંદરથી જ એક વિરોધ પક્ષ ઊભો થઇ રહ્યો છે. જે વિરોધી બળ ગુજરાતના પ્રત્યેક ક્ષેત્રે પડકારરૂપ બની રહેશે. ધારા-સભા, કોરપોરેશનનો, સુધરાઇઓ, સહકાર ક્ષેત્રે ને પંચાયતોમાં પણ. આવતાં બે વર્ષ અજંપાના જ વીતશે.

સ્વતંત્ર પક્ષ પણ સત્તાધારી કોંગ્રેસના વિરોધમાંથી જ બળ મેળવી શકે તેમ છે અને જનસંઘ પણ બીજી કઇ રીતે બળ મેળવે ? કોંગ્રેસના વિભાજન પછી ગુજરાતની સત્તાધારી કોંગ્રેસ સામે ત્રીજું બળ ઈન્ડીકેટ કોંગ્રેસનું ઊભું થઈ રહ્યું છે. એ જ સત્તાધારી ગુજરાતની કોંગ્રેસને વધુમાં વધુ ફટકો મારી શકે. કારણ કે જે કાંઇ તૂટવાનું છે તે તો એમાંથી જ તૂટવાનું છે. ૧૯૭૨ની ચૂંટણી પહેલાં સ્વતંત્ર પક્ષ સાથે ગુ.ની સત્તાધારી કોંગ્રેસ હાથ મિલાવે તો એકાએક ઇન્ડીકેટ કોંગ્રેસને બળ મળી જાય. એટલે પ્રધાન મંડળની સલામતી હોય ત્યાં સુધી એય તે શકય નથી. સ્વ. પક્ષ સત્તામાં ભાગીદારી માગે છે.

બિહાર ને ઉત્તર ભારતમાં ગુપ્તાની સરકાર તૂટતાં સંસ્થા કોંગ્રેસને જે ફટકો પડયો છે તેની અસરથી ગુજરાતમાં સોપો પડી ગયો છે. અને વહીવટી કાર્યોને પડતાં મેલી તાલુકાથી માંડીને રાજય કક્ષાનાં સંમેલનોની ઝડીમાર પણ એ જ કારણે ચાલી રહી છે.

બનાસકાંઠા ને કચ્છનો દુકાળ, ઉત્તર ગુજરાતનો અસંતોષ, કચ્છ અને સૌરાષ્ટ્રને અન્યાયના જે પ્રશ્નો ઊભા થયા છે તેને સંતોષવા જેટલી વધુ સવલતો અપાશે તેટલો વિરોધ પક્ષોનો જ વિજય વરતાતો જશે. કારણ કે એ બધાં પગલાં હવે અવસર ચૂકયા પછીનાં છે. સ્પષ્ટપણે દબાણ હેઠળનાં છે. સામાજિકન્યાય માટેની લાગણીનાં નહિ.

ભારતીય રાજકીય પક્ષો કોંગ્રેસની નબળાઇ-માંથી પેદા થયેલા. કોંગ્રેસનો વિરોધ કરીને આગળ આવેલા એમાંથી કોઇના પગ નક્કર ધરતી ઉપર છે જ નહિ. એટલે કોંગ્રેસ વીંખાતાં એ બધા પણ વીંખાવા માંડયા છે. એમાં ઇંદિરાજીના બાકી બચેલા શાસનનો વિરોધ કરીને હવે કેટલુંક બળ મેળવી શકવાના ? ઇંદિરાજીની સરકાર પ્રતિ ક્રાંતિવાદી પગલાં ભરે, પ્રજામાં પોતે જ ઊભી કરેલી અપેક્ષાઓ સંતોષવામાં નિષ્ફળ નિવડે તો જ વિરોધ પક્ષો એમાંથી બળ મેળવી શકે. પણ આજે તો સામ્ય-વાદીઓ આપસના આંતરવિગ્રહમાં ઊતરતા જાય છે, બીજા બધા વિચારો અને વર્તનના દ્વંદમાં હોઇ આંતરીક વિખવાદમાં ફસાઈ વીંખાતા જાય છે. ત્યારે આજ સુધી ઇન્ડીકેટની શાસક કોંગ્રેસ જ સૌથી વધુ નક્કર પુરવાર થતી આવે છે. એ વિચાર વર્તનના દ્વંદમાંથી ગુજરાતના બે પ્રમુખ પક્ષો કોંગ્રેસ અને સ્વતંત્ર પક્ષ બાકાત રહી જ ન શકે.

ગુજરાતની સત્તાધારી કોંગ્રેસનું સૌથી મોટું ભયસ્થાન એ છે કે ઇંદિરાજીને ઉથલાવવા પોકાર સૌથી પહેલો એણે પાડયો છે. મોરારજીભાઇની આગેવાની નીચે ઇંદિરાજીને ઊથલાવવા એ કટિબદ્ધ થયેલ છે. વિરોધપક્ષનાં બીજાં રાજયો અને ગુજરાત રાજયનાં ઇંદિરાજીની સરકાર સાથેના સંબંધોમાં પણ એટલો તફાવત રહેવાનો, અને એથી જ ઇન્ડીકેટ કોંગ્રેસ અંત સુધી ગુજરાત સરકારને ઊથલાવવા એકેય પાણો ઊથલાવ્યા વગરનો નહિ રહેવા દે. એ સંજોગોમાં ગુજરાતને અન્યયાની વાત

આખી પ્રજાને પકડી રાખવા કેટલુંક બળ કરી શકશે? આમ ૧૯૭૨ની ચૂંટણી સુધી સ્થિતિ પ્રવાહી જ રહેવાની. સિવાય કે ઇંદિરાજીની સરકારને ઊથલાવી નાખી શકાય.

પણ આજે તો ઇંદિરાજીને ઊથલાવનારા જ બધા ઊથલી રહ્યા છે. પટ્ટાબાજીના ખેલમાં અત્યાર સુધીતો ઇંદિરાજી જ અજેય પુરવાર થયાં છે. રાષ્ટ્રપતિની ચૂંટણી પહેલાં બેંગલોરમાં પોતાની આર્થિક કાર્યક્રમની નોંધ પસાર કરાવ્યા પછી બિહારમાં ઇન્ડીકેટનું સંયુક્ત પ્રધાનમંડળ રચીને અને ઉત્તર ભારતમાં ગુપ્તાજીને ઊથલાવીને ચરણસીંગને બેસાડી હુકમનું પાનુ પોતાના હાથમાં રાખ્યા સુધી એક એક મોરચો સર કરતાં ગયાં છે. આવતી કાલની કોઇને ખબર નથી, પણ બજેટ બેઠક બાદ ઇન્ડીકેટનું બધું બળ મહીસૂર અને ગુજરાત તરફ જ વળે એ સ્વાભાવિક છે.

તેમાં ય નંદાજી અને સંજીવૈયાને પ્રધાન મંડળમાં લઈને મેદાન મારી ગયાં છે. કુત્સિત તર્કો કરનારાઓના મોઢામાં એ તર્કો પાછા ગળાવ્યા છે. એક સાથે ગુજરાત, હરિયાણા, તેલંગાણા અને આંધ્રને ઊંચા ઉઠાવી લીધાં છે. ગુજરાતને કેન્દ્રમાં પ્રતિનિધિત્વ મળતાં ગુજરાતમાં ઇન્ડીકેટને બળ મળી જશે. પણ ઘૂવડની જેમ સૂરજ ઊગ્યે આંખો બંધ કરીને અંધકારના જ પોકારો પાડયા કરનારાઓને આ બધું નહિ સમજાય. એ બધાં દરિયા નીચેની આગ ભભૂકવાનાં આગમનાં એંધાણ છે.

*સા. પ.નો અધિવેશન અંક*

'ઊર્મિનવરચના'એ જે ભાવનાથી સમય અને સાધનોની અડાભીડ વચ્ચેથી જૂનાગઢ સાહિત્ય પરિષદનો અધિવેશન અંક બહાર પાડયો એને અત્યાધિક આવકાર મળ્યો છે. ખરીદદારને એકાદ કોપી પણ બેલેન્સ ન હોવાથી સબહુમાન ના પાડવી પડે એવો છેલ્લાં બે વરસ દરમિયાન આ પહેલો પ્રસંગ છે. એ કારણે ફેબ્રુઆરીથી વધુ નવા ગ્રાહકો નથી નોંધી શકાયા અને નવેમ્બરના હિસાબથી ગ્રાહક થનારાઓને પણ ના પાડવી પડી છે.

ઉપરૂ તો અધિવેશન અંક માટે ખૂબ ખૂબ અભિનંદન મળ્યાં જ છે પણ વાચકોના અનેક અભિનંદન પત્રો મળ્યા છે. એ બધાનો સમાવેશ કરી શકીએ તેમ ન હોવાથી એ પત્રો પ્રગટ ન કરતાં એક સાથે એ સૌનો અહીં આભાર માનીએ છીએ.

અધિવેશન અંકમાં જે કાંઇ છે તે ગુજરાતી સાહિત્ય પરિષદ અને જૂનાગઢ–સ્વાગત સમિતિનું જ છે અમે તો અમારી મર્યાદામાં એને સંકલિત કરીને મૂક્યું છે તે જ. એટલે એ બધાં અભિનંદન અમને નહિ પણ ગુ.સા. પરિષદ અને જૂનાગઢ સ્વાગત સમિતિને ફાળે જ જાય છે.

ઉલટપક્ષે આ અધિવેશન અંકને અનેકરીતે વધુ સમૃદ્ધ, વધુ રળિયામણો કરી શકાયો હોત, પણ અમારાં સાધન સગવડની મર્યાદાને કારણે તે શક્ય નથી બન્યું તેટલી ઉણપ રહી ગઈ છે.

અધિવેશન અંકમાં એક આભાર માનવાનો રહી ગયેલો તે તસ્વીરકાર શ્રી. રામ રાતડિયાનો. પાછળથી ખબર પડી કે અમદાવાદના નૂતન આર્ટ સ્ટુડીઓવાળા–આ ડબલ ગ્રેજ્યુએટ શ્રી રાતડિયા પુરાતત્ત્વના અભ્યાસી છે, એટલે જ કદાચ આખા અધિવેશનને શિલ્પમાં મઢી લેવાની સ્વસ્થતાથી તસ્વીરો એંચતા હતા. 'ઊર્મિ'ના અધિવેશન અંકની વિસ્મૃતિમાં કતડિયા જેવા રાતડિયા ક્યે રહી શકે. ઊર્મિને પાને તસ્વીરોમાં અધિવેશનને અલંકૃત કરવા માટે અમે એમના આભારી છીએ.



# સંવેદન સ્નેહ-રશ્મિનું

સુરગભાઇ વરૂ

સાહિત્ય પરિષદનો અધિવેશનનો અંક વાંચતાં શ્રી. સુરગભાઈને શ્રી. સ્નેહરશ્મિનું 'હાયકુ' નજરે ચડયું. એ 'હાયકુ' હાથ ન પડયું પણ સંવેદન જગાડી ગયું તે આખો પત્ર ને કાવ્ય અહીં રજૂ કરેલ છે.-સં)

"ઊર્મિ' વાંચતાં 'હાયકુ' સ્નેહરશ્મિનું નજરે ચડયું. તેને પાળવા અને હાથ કરવા મહેનત કરી. પણ 'હાયકુ' તો તેના નામ પ્રમાણે 'હાયકુ' નીકળ્યું. હાથતાળી આપી ભાગી ગયું તે આજની ઘડી ને કાલનો દી. પણ બિચારૂં ભાગતાં ભાગતાં એક ખંડ કાવ્ય, બે ગીતો અને મુમતાજના તાજના સોરઠા મૂકતું ગયું. તે તમને મોકલું છું. મોકલ્યા વગર નથી રહી શકયો તેથી મોકલ્યા છે. ભાવ, ભાષા, રસ અને દર્શનની અભિવ્યકિતની દષ્ટિએ તમને ગમશે તેમ માનીને મોકલું છું. કારણ કે સીદીભાઈને સીદકાં વહાલાં.

આ ખંડકાવ્ય એ જીવનમાં કોઈ એવી અદ્‌ભુત અને વિચિત્રક્ષણે-એકક્ષણના પ્રસંગને મૂર્ત કરતી ક્ષણ માટે લખાઈ ગયું છે. જીવનમાં એકાએક રૌદ્રતા અને ભયાનકતા પ્રગટતાં માણસની-ના, સાધકની અને ચિંતકની ધીરતા, વીરતા, સંયમ અને દર્શન હલબલી ઊઠે છે. અને 'શું સાચું' ? એવું ઉગ્ર સંવેદન અને મંથન જન્માવે છે. ઉપરાંત સાધક આવી ક્ષણે કેટલો અસહાય બની જાય છે તે બતાવી કરૂણતા જન્માવે છે.

અસત્ અમંગળ અને કુરૂપતાનો હોમ કરતાં સાધક જો સાવધ ન રહે તો અજાણતાં સત્યમ્ શિવમ્ સુંદરમ્ બળી જઈ રાખમાં ભળી જાય છે, પ્રગટેલી જ્યોતિ બુઝાઇ જાય છે અને પાછળ રહે છે માત્ર તમસ.

શાંત, બિભત્સ, શૃંગાર, કરૂણ, હાસ્ય, વીર, રૌદ્ર, ભયાનક અને અદ્‌ભુત રસ એક ક્ષણમાં એક સામટા ઊભા થઇ એક ક્ષણમાં શાંત રસમાં ભળી જાય છે અને એક દર્શન પ્રગટે છે. પવન-મહાપ્રાણ-ચૈતન્ય-બ્રહ્મ જે સચરાચરને વ્યાપી નિરંતર વિલસી રહ્યું છે તેની જ આ જગત માયા છે, અને ભલભલા સાધકને આ માયા એક ક્ષણમાં ચક્કરમાં ફસાવી ક્ષુબ્ધ અને અસહાય બનાવે છે.

પત્રનો જવાબ લખ્યા સિવાય તમે રહી શકવાના નથી, તેથી જવાબ લખવા વિનંતી કરતો નથી."

## સુમન ને પવન

ભોગ, રોગ ને શોકથી ત્રાસી
રગરગમાં ગઈ છાઇ ઉદાસી,
ધીક ધીક છે આ જીવન વિલાસી.
તૃષ્ણા ત્યાગી
બન્યો વિરાગી
ત્રિવિધ તાપને
દીધા દાગી
સાકારને નિરાકાર હું લેખું
સત્યમ્ શિવમ્ સુંદરમ્ પેખું

અલખ અલખની ધૂન જગાવી
જોગી બેઠો, ધૂણી ધખાવી...૧

અસત્ અમંગળ ને કુરૂપશા કાંટા
રાંકા ને ટેંટા એ રાંટા
કરડા, ઠરડા, જરડા બાંટા

ભરાઇ ગયા ત્યાં ભેખડીએ
એ ચડી ગયા હોય ઠેકડીએ
ને કાણી, બાડી આંખડીએ

દીલે દાઝતા
દીલે દઝવતા
ખી..ખી.. કરતા
ખેલ પ્રેમના
બળતા બળતા
જોઈ રહ્યાંતા....૨

પવન ને સુમન
ઉપવનમાં
ના, મધુવનમાં
કે વાટડીએ
ને સરવરને ઘાટડીએ
હાં હૈયાની હાટડીએ
મળ્યાં હતાં
હળ્યાં હતાં
ને ગળ્યાં હતાં
પ્રીતની ગોઠડીએ.

હળુ હળુ
હૈડે હૈડાં હળી ગયાં
ને એક મેકમાં મળી ગયાં..૩

ગીત પ્રેમનાં
ના, હાર જીતનાં
ત્યાં જામ્યાં'તાં
જ્યાં ચૂમ્યાં'તાં
હોઠને હોઠડીએ;
ને જામ્યાં'તાં
જળાં જળાં
દીલની દેવડીએ
દીવડા ઝુકે
ને વાવડાની ફુંકે
દીવડા ઠરી ગયા...૪

જ્યાં ,ખર્યું ફૂલડું
મોંઘા મુલનું
સુંદર રંગે
કોમળ અંગે
મધુર ગંધે
માથે ઊંધે

જાતું એ ધૂણીમાં પડિયું
ને જોગીની નજરે ચડિયું...૫

સત્યમ્, શીવમ્, સુંદરમ્
સહેસા !
ત્યાં ચળી ગયાં
ને ચડી ગયાં
પવનની પાવડીએ
ને સંયોગ, વિયોગની વેલડીએ
લળી લળી વારણીએ
વળી ગયાં
ને બળી ગયાં
જોગી આંગળીએ..૬

ત્હોય ફૂલ ના હાથ પડયું,
અંતરનું જંતર રડી પડયું.

હાય પુષ્પ આ બળી ગયું
ને રૂપ રાખમાં ભળી ગયુ
સાકાર શૂન્યમાં મળી ગયુ
ને તેજને તમસ ગળી ગયું.. ૭

ક્ષણ ભંગુર આ જીવન શું સાચું !
જગત સાચું કે સપનું સાચું ?
અહમ બ્રહ્મ કે તત્વમસિ સાચું !
સર્વમ્ ઇદમ્ ખલુ બ્રહ્મ એ સાચુ !
જગ ધાવીને જીવ આ જીવતો
તો ય જગતને મિથ્યા કહેતો ?
પડછાયા સાથે પ્રીતિ કરતો
બ્રહ્મની માયાએ કર્યો ફજેતો
જોગી બોલ્યો બળતો બળતો...૮

સંસાર નિરંતર પ્રેમે રચાતો
પ્રેમને છે પવનથી નાતો
પવન ન્હોય તો મૃત ગણાતો,
પવન સુમનની સુગંધ રેલવતો
મિલન વિદાયની બંસી બજવતો
જીવન મૃત્યુના રાસ ચગવતો
પવન બોલ્યો "હું હું" કરતો
જોગી ભલા તું જાણી લે'તો...૯

# મેઘાણીભાઈ અને લોકઢાળ

જયમલ્લ પરમાર

મુસ્લિમોનું ભારતમાં આગમન થયું, ત્યારથી તો શાસ્ત્રીય સંગીત લગભગ રાજાશાહીના કાળ સુધી રાજ્યાશ્રયે જ નભતું આવ્યું છે.

દ્રુપદ ધમારની ગાયકીમાં જે કાળે એકવિધતા આવી ગઇ, પ્રવાહીતા મંદ પડી ત્યારે ગાયકી શરુ થઇ. ભારતની એ રસગંભીર ને ભક્તિ રસભરી ગાયકીમાં મુસ્લિમોની રંગીલી ગાયકીનું હળવાપણું ભળ્યું. ભકિતસંગીત શ્રૃંગારમાં રૂપાંતરિત થવા માંડયું.

સાડા સાતસો વર્ષ પહેલાં અલાઉદ્દીન ખીલજીના એક ઇરાની ગાયક અમીર ખુશરૂએ એ ખ્યાલની ગાયકીની શરુઆત કરી, મૃદંગ તોડીને તબલાં બનાવ્યાં અને વીણામાંથી સિતાર બનાવી. સેહ એટલે ત્રણ, તાર એટલે તંત્રી. ત્રણ તારનું વાદ્ય તે આજની આપણી સિતાર.

ખ્યાલની ગાયકી કર્ણકઠોર બનવા લાગી એના કરવત કકરાવવા જેવા તાન આલાપ અને એકધારીતામાંથી નિરસતા પેદા થઇ ને કંઠ કસરત બની ગઈ. એથી ટપ્પા અને ઠુમરી પેદા થયાં. કાળ જતાં ટપ્પામાંથી પણ રસ ઘટી ગયો, અને ઠુમરી થોડી ટકી ગઇ. મંદિરોમાં આ શાસ્ત્રીય ગાન ભક્તિપ્રધાન રહેવા છતાં રંગીલાપણાની અસરથી મૂકત નથી રહી શકયું. શાસ્ત્રીયસંગીતના રાધાકૃષ્ણ પણ પૂરેપૂરાં શ્રંગારી બની રહ્યાં.

અપવાદ બાદ કરતાં સાડા સાતસો વરસથી આ ખ્યાલની ગાયકીમાં લગભગ કશો જ ફેરફાર નથી થયો. રાજ્યાશ્રયે નભતી ગાયકીમાં જેનો આશ્રય તેને રીઝવવાનું તત્ત્વ રહેવાનું જ, પરિણામે ખ્યાલની ગાયકી અતિશય શ્રૃંગાર પ્રધાન રહી છે. અતિશય ટેકનીકલ બનતાં છેવટ ભાવ રસ ઘટયાં, એટલે અંગભાવ પેદા કર્યા. સંગીતનો એક ઉત્તમ પ્રકાર શાસ્ત્રીયતા, જડતા, અહંતા, શ્રૃંગારિતા અને મનોરંજકતાની જટિલ આંટીએ ચડી ગયો છે.

રાજ્યાશ્રય ગયો છતાં એ શ્રૃંગાર રહી ગયો, અને સાથે તાન–આલાપની જે નિરસતા–જડતા આવી ગઇ છે તે તો રહી જ. પરિણામે જનસામાન્ય ફિલ્મીસંગીત તરફ વળી ગયો. આ ફિલ્મીસંગીત સામે હળવા સંગીતનો એક પ્રકાર જોર કરીને જીતવા મથે છે. પણ એય તે ફિલ્મીસંગીત તરફ જ કીટભ્રમર ન્યાયે ઢળી રહ્યો છે,

શાસ્ત્રીય સંગીત સામે એકકાળે બીજું સંગીત પણ પ્રચલિત હતું. જનમનનું રંજન કરનારૂ. 'રંજકો જન ચિત્તાનામ' એવું વાગ્ગેયકારોનું સંગીત હતું. લોકસંગીત અને શાસ્ત્રીયસંગીત વચ્ચેનું એ સંગીત. સંગીતશાસ્ત્રમાં જે દેશીસંગીત તરીકે ઓળખાતું આવ્યું છે. આ દેશીસંગીત લોકસંગીત અને શાસ્ત્રીય સંગીતની સેળભેળ સાથે લાઇટ મ્યુઝીક સુગમસંગીત સ્વરૂપે ફિલ્મીસંગીત સામે જીવવાનાં ઝાવાં નાખી રહ્યું છે. એના પગ લોકસંગીતમાં છે, પેટ દેશી સંગીતમાં છે, હૈયું ફીલ્મી સંગીતમાં છે અને માથું શાસ્ત્રીયસંગીતમાં છે.

જેમ અંગ્રેજો ગયા છતાં અંગ્રેજિયત રહી ગઇ, તેમ મુગલાઇ અને નવાબી ગઇ છતાં શાસ્ત્રીય સંગીતનો દરબારી શ્રૃંગાર અને કંઠ કસરતની કર્કશ જડતા રહી ગઈ. જ્યારે દેશી સંગીત પેલા વર્ણસંકર એવા સુગમ સંગીતમાં પલટાઇ રહ્યું છે. શાસ્ત્રીયતા પુરવાર કરવા માટે ગમે તેવી વિદ્વતા કે વિવેચનની દેમાર કરવામાં આવે, બીજાને અરસિક કે અબૂઝ ઠરાવવામાં આવે, છતાં કોઇપણ સંગીત લોકોના ભાવ અભાવને છોડીને અરણ્યવાસ સ્વીકારી શકતું નથી.

આમ શાસ્ત્રીય સંગીત એ મુસ્લિમ કાળથી પ્રધાનતઃ દરબારી બનીને પરને રીઝવનારું સૂરતું ગાણું બન્યું, ત્યારે લોકસંગીત એ નિજાનંદનું લોકજીવનની પ્રવાહીતાનું ભાવનું ગાણું. બન્યું શાસ્ત્રીય સંગીત એ વ્યકિતનું ગાણું છે, વર્ગનું ગાણું છે. જ્યારે લોકસંગીત વ્યકિત અને સમષ્ટિ બંનેનું

ગાન છે. વિશેષે સમૂહગાન—સંઘગાન છે. એટલે કે સમાજનું ગાન છે.

લોકસાહિત્યનું સર્વોચ્ચ સામર્થ્ય છે એની શ્રાવ્યતા. વાણી એ મુખ્યત્વે શ્રુતિનો વિષય છે. નાદને આપણે બ્રહ્મ કહીએ છીએ. એ નાદ જ લોકસાહિત્યનો વાહક છે, અને નાદના વાહક બન્યા છંદ અને ઢાળ.

ઢાળ ગમે તેવો પ્રબળ અને મસ્ત હોય છતાં એમાં સાત્ત્વિકતા ન જળવાય તો સમૂહ એને સંઘરી જ ન શકે. કારણ કે પ્રચંડ આવેગો અને ઊર્મિઓ વ્યક્ત કરનારો સૂર સંઘના સંવેદનોમાં ઘુંટાઇને બહાર નીકળે છે. વળી સામાજિક સુરક્ષાની જવાબદારી આ સમૂહને માથે હોય છે, એટલે વિકારી ઉત્તેજના અને નીતિનું જાહેર લિલામ કરનાર ઉચ્છૃંખલ સ્વરો લોકસમૂહ કદી સંઘરી જ શકયા નથી. અન્યથા એમાં સંઘોર્મિઓ કે સાર્વજનિક સંવેદન સંભવી જ ન શકે અને જે દિવસે આ વૃત્તિઓને ઉછાંછળી બનાવતા સ્વરોનું સંઘગાન બની જશે, તે દિવસે પ્રજાનું સર્વાંશે પતન થઇ ચૂકયું હશે. એની શરુઆત તો થઇ ચૂકી છે. આજે લોકસંગીત પણ પરને રીઝવવાનું વ્યક્તિગાન બનીને પોતાનું અસલી પોત ખોઇ રહ્યું છે.

મેઘાણીભાઇનો પ્રાણભૂત સંસ્કાર જ આ લોકજીવનનો. એટલે એમના સમગ્ર સાહિત્ય સાથે મોટાભાગનાં ગીતો પણ લોકઢાળોમાં જ રચાયાં.

મેઘાણીભાઇના શબ્દોમાં જ જોઈએ "હું જ્યારે દેશીઢાળો યોજું છું, ત્યારે મારી અંદર નર્યા એ પદબંધરૂપે નહીં, પણ એની જોડે જમાનાઓથી લાગી રહેલા તળપદા સંસ્કારો સમેત વિશિષ્ટ વ્યક્તિ રૂપે ખડા થાય છે. આ ઢાળોને પોતપોતાના આશ્વાસ નિશ્વાસ હોય છે. ઢાળોના ઉચ્ચાર માત્રમાં જ નહીં, પણ એની લઢણમાંય ગુજરાત ટહુકી રહે છે, એ હસે છે, રડે છે, હીજરાય છે, વિક્રમે ચડે છે, પ્યાર કરે છે, કોપ કરે છે. એ ઢાળોમાં ઢળાતી મારી કૃતિ—નિજકૃતિ કે અનુકૃતિ પોતાનો સ્વતંત્ર દેહ ધારણ કર્યા વગર રહી જ ન શકે."

મેઘાણીભાઈનો કહેવાનો અર્થ એ કે શબ્દની જેમ ઢાળને પણ પોતાના ઠસ્સા, રૂપ, લાવણ્ય અને ઓજસનું એક વ્યક્તિત્વ હોય છે એટલે કે એ જ પ્રકારે એની માવજત થઇ શકે.

જો મેઘાણીભાઈ એકલા કવિ જ હોત, અને ગાયક ન હોત તો લોકઢાળોમાં નિજની કૃતિ કે અનુકૃતિ પ્રયોજવાનું એમને માટે ઘણું મુશ્કેલ બન્યું હોત. અગાયક કવિઓનાં ગેય ગીતો એ કારણે જ મેઘાણીભાઈ જેટલાં પ્રચલિત કે લોકપ્રિય નથી બન્યાં.

મેઘાણીભાઈ તો કવિ, ગાયક અને સંયોજક પણ હતા. એટલે ટાગોરે જેમ બંગાળના પયાર છંદમાં ફેરફારો કરીને રવીન્દ્ર સંગીતના નવાં નવાં સ્વરૂપો સર્જ્યાં તેમ મેઘાણીભાઇએ સંસ્કૃત છંદોમાં, લોકઢાળોમાં, અને સાદા હરિગીત ઉપરાંત ચારણી છંદોને ભાંગી વિવિધ લઢણોના ઢાળ આપ્યા છે.

આમ લોકઢાળોના એમણે મૂળના તત્ત્વને જાળવી લઇને નવાં નવાં અને સંગીતક્ષેત્રે ઉપકારક એવાં સ્વરૂપો આપ્યાં છે. પરભાષાના જે રૂપાંતરો એમણે આપ્યાં તે પણ સોરઠી તળપદા ઢાળોમાં અને મૂળના તત્ત્વોને વફાદાર રહીને નવા નીપજાવેલા પણ લોકોને પરાયા ન લાગે તેવા ઢાળમાં જ આપ્યા છે.

ઢાળોમાં પણ માત્ર લોકગીતો જ નહીં, ચારણી છંદોની પણ એમણે અનુપમ રચનાઓ આપી છે :

ચારણી સાહિત્યની ભાષા, મર્મ માપ, છંદ-ગીતો અને પિંગળ અન્યભાષાના સાહિત્ય કરતાં સમજવા થોડાં અઘરાં પડે છે, એટલે જૂજ કવિઓએ ચારણી પ્રબંધોનો પ્રયાસ કર્યો છે. આધુનિક ગુજરાતી ભાષામાં મારી નજરે તો મહાકવિ નાનાલાલ અને આપણા ત્રિભુવનભાઇ ગૌ. વ્યાસ એ બે જ ચડે છે. લોકકવિમાં શ્રી. ભૂધરજી જોષીનું નામ જરૂર મૂકી શકાય.

ત્યારે ચારણી સિવાયની કોમોના માણસો માટે કલ્પના પણ ન કરી શકાય, એવું જ અશક્ય મનાતું તે વણિક મેઘાણીએ શક્ય કરીને બતાવ્યું. માત્ર અભ્યાસ દ્વારા અર્થો કરીને જ નહીં, પણ ચારણી લઢણમાં જ ચારણી છંદો રચીને એ જ

[છંદોના નવા સ્વરૂપો નીપજાવીને અને ચારણી છંદોને એ જ ઢંગથી સફળ રીતે ગાઇ બતાવીને લોકોને ગાંડા કરીને. આમસમુદાયને ચારણી કૃતિઓને સાંભળવાની ધીરજ અને સમજવાની દૃષ્ટિ મેઘાણીએ જ આપી. ચારણો, રાવળો અને બારોટોએ એ ઋણુ ચૂકવવાનું હજી બાકી જ રહે છે. મેઘાણી મંદિરનો પૈસો શિવનિર્માલ્ય ગણીને જ એ થઇ શકે. અન્યથા લોકસંગીત–એ સંગીતની કળા કે કળાકારો સંસ્કાર મટીને ધંધાદારી ગાવણું ન બને તે જાળવવું રહેશે. ઇષ્ટ દેવના દર્શને જતાં નિષ્કામ માનવી દેવને ચરણે કશું ધરવા જ જાય છે પ્રસાદની લાલચે નથી જતા. અને પરસાદની લાલચે જનારા જે કળા બતાવશે તે કંઠનો અને હોઠનો ગુણુ હશે. હૈયાનો નહિ.

અર્વાચીન કવિઓએ જે લોકવાણી ઝીલતાં ગીતો અને ભજનો રચ્યાં અને રચે છે એ મેઘાણીભાઈએ ચીંધેલી કેડીએ જ. જૂના ઢાળોમાં નવાં ગીતો રચવાની જે કેડી મેઘાણીભાઇએ પાડી, તેનું ઢાળ–છંદના ક્ષેત્રે ઐતિહાસિક મૂલ્ય ઓછું નહીં અંકાય. આજે તો એ પગદંડીનો રાજમાર્ગ બની ગયો છે. અહીં નવા ઢાળ રચનારાઓને અને જૂના ઢાળોને અથવા તો લોકઢાળો અને મેઘાણીભાઇના ઢાળોને નવા ઢંગથી અગર તો આધુનિક રંજનાત્મક ઢંગથી ગાનારાઓને એક જવાબ મળી રહે છે.

લોકગીતોના ઢાળ એટલા બધા મૌલિક અને બહુરંગી છે કે એના સતત સમાગમથી નવા તાલ, નવા ઢાળ, જરૂર ગુંજતા કરી શકાય છે. પણ એ જૂના ઢાળો જ એટલા અદ્ભુતને અખૂટ છે કે નવાં સર્જન સિવાય પણ સદીઓ સુધી નવીનતા આપ્યા કરે, પણ એ ક્ષેત્રે અવધૂતો ઓછા પાકે છે.

નવા ઢાળોને લોકઢાળ કહેવાથી કંઈ લોકઢાળ બની જતા નથી. નવા રચાયેલા ઢાળોને લોકો પોતાના રસાસ્વાદની સરાણે ન ચડાવે, કંઠના હિંડોળે ઝુલાવતા રહી કઢંગાપણું કે ખડબચડાપણું ન મિટાવે, સમૂહને સુગમ એવો રસાનુભવ ન કરાવે, સાર્વજનિક સંવેદનના સૂરોને ઝીલવાનું સામર્થ્ય ન બતાવે ત્યાં સુધી તે લોકઢાળ બની જતો નથી. લોકગીતોને કે મેઘાણીભાઇનાં ગીતોને વિવિધ સ્વરે, નવા સ્વર સંયોજને ગાવાની કોઇને ના ન પાડી શકાય. પણ મૂળનું સત્ત્વશીલ પોત જળવાઇ રહે, ભાવનું રસોદ્દીપન કરે, અને પ્રજાના નવા ઉદ્ભવતા મનોરથો સાથે તાલ મેળવી શકે તેવા પ્રાણુવાન સ્વરોનું નવસંસ્કરણ કોઇપણ કરી શકે, પણ પ્રજાનો પ્રાણુ વિકૃત દશાને પામે તેવું વૃત્તિઓની માત્ર ઉત્તેજનાને પોષે તેવા સ્વર–વૈવિધ્ય કે ઢાળ–વૈવિધ્યથી પ્રજાકીય અસ્મિતાનો જ હ્રાસ થાય છે. એમાંથી છીછરૂં ને ક્ષુલ્લક મનોરંજન જરૂર મળતું રહે છે. પણ એથી એક મહાન પ્રજાના ચારિત્ર્ય ઘડતરને પાયામાંથી જ લૂણો લાગતો રહે છે. નવા માનવના નવનિર્માણનું સુરેખ ચિત્ર જેની સમક્ષ હોય તે જ ઉપકારક ઢાળ યોજી શકે. બાકીના ક્ષુદ્રને ક્ષણુજીવી રહીને પણ નવનિર્માણને દૂષિત કરતા જશે.

લોકગીતો કે ભજનોમાં એવું ભાવની નજાકત લાવવી, જટિલ સ્વર રચનાના કૌશલ પાછળ ભાવને ભૂંસી નાખીને સ્વરની કૃત્રિમ ચમત્કૃતિ બતાવવી, લયના વેગથી, તાલની ઝડઝમકથી જ્ઞાનતંતુઓને બહેરાં–જડ બનાવીને શ્રોતાઓને મૂર્છિત બનાવવા એમાં તાલ સ્વરના આવેગનો એક પ્રકારનો નશો જ પેદા થાય છે. એ સિવાય એમાંથી એકેય ભાવનું રસોદ્દીપન થતું નથી. એથી શ્રોતા પોતાના સાહજિક આનંદની શક્તિ ગુમાવતા રહે છે. પછી તેને વધુને વધુ નશો ચડે તેવું જ સંગીત પીરસતા રહેવું પડે છે. જનતામાં પણુ સૂર ને લયનો બુદ્ધિભ્રમ પેદા થાય છે, એમાંથી રસ કે ભાવની ભ્રમિત એવી પ્રતીતિજનક આગ્રહની જડતા પેદા થાય છે. વિભ્રમને જ સત્ય માની લેવામાં આવે છે.

ત્યારે મેઘાણીભાઈના લોકજીવન અને લોકસાહિત્યના સંસ્કારે અને ચારણી સાહિત્યના અભ્યાસે મેઘાણીભાઇને નાદ વૈભવવાળા તળપદા શબ્દોની એક લયબદ્ધ કાવ્ય કાવ્યશૈલી આવી, તે જ રીતે એ શબ્દોને વ્યક્તને કરતા પ્રબળ આવેગો અને ઊર્મિઓવાળા ભાવને વ્યક્ત કરતા મસ્ત ને મુક્ત છતાં સંયમી એટલે કે સત્ત્વશીલ ઢાળો નીપજાવવાની શક્તિ આપી.

મેઘાણીભાઈનાં ગ્રંથસ્થ થયેલાં ૨૬૦ ગીતોના ઢાળોને ચાર ભાગમાં વહેંચી શકાય.

૧. લોકગીતોના ઢાળોમાં
૨. ચારણી છંદોમાં
૩. લોકગીતો અને ચારણી છંદો ભાંગીને નવા નીપજેલા ઢાળ-છંદોમાં
૪. અને રાગદારીમાં

શાસ્ત્રીયરાગોનું સામાન્ય જ્ઞાન તો મેઘાણીભાઈને હતું જ. એથી જ એમણે ભૈરવી, કાલિંગડો, દેશ, સોરઠ, માઢ, આશાવરી અને બિહાગ વગેરે રાગોમાં પોતાની રચનાઓ આપી છે. આ રાગોએ પણ અક્ષરદેહે અને સ્વરદેહે લોકઢાળોના જ ઢંગ પકડયા છે. મેઘાણીભાઈએ શાસ્ત્રીય રાગોનાં સ્વર-સંયોજન નથી કર્યાં, પણ રાગોને લોકઢાળનાં રૂપ જરૂર આપ્યાં છે.

એમનું સૌથી લોકપ્રિય ગીત 'કસુંબીનો રંગ' ભૈરવીની છાયાવાળું જ છે. 'તુજ સુખની મહેફિલમાં તું સહુને નોતરજે પણ જમજે અશ્રુનો થાળ એકલો' એ સુંદર કૃતિ પણ ભૈરવીમાં જ છે. ત્યારે 'મારા જ્ઞાન ગુમાનની ગાંસડી ઊતરાવો શીરેથી આજ' 'મારી માઝમ રાતનાં સોણલાં' વગેરે માઢ રાગમાં જોડાયેલાં છે તો–

'આવજે આવજે વા'લી બા'
'તારા નામમાં ઓ સ્વતંત્રતા'

'ઊઠો સાવજ શૂરાની બેટડી' વગેરે દેશ અને સોરઠની અસર તળેની લઢણના છે. એ જ રીતે 'દીવડો ઝાંખો બળે', 'દીવડો તરતો, જાય, 'સતાવે એ મુખડાની યાદ' વગેરે બિહાગની રચનાઓ છે.

'પ્યાસ રહી સળગી' એ રચના આશાવરીની છે. તો એમનું સુપ્રસિદ્ધ ગીત 'રકત ટપકતી સો સો ઝોળી' કાલિંગડાની છાયાનું છે. વૃત્ત છંદોમાં એમણે મનહર, હરિગીત, સુલખંકી, ઝુલણા, લાવણી, સ્ત્રગ્ધરા, રેખતાની ચાલ, ચારણી, કુંડળિયા, રેણકી ને ચરચરી વગેરે છંદોમાં રચનાઓ કરી છે.

છંદો અને ઢાળોની તથા એમણે જે નવાં સ્વરૂપો એમાંથી નીપજાવ્યાં છે, તેની ચર્ચા જુદો જ વિષય માગી લે છે. બાકીની એમની બધી રચનાઓ લોકઢાળોમાં જ થયેલી છે.

અરે પરપ્રાંતમાંથી ઢાળો ઉપાડીને જે નવી રચનાઓ આપી છે, તે પણ આપણી પોતીકી જ લાગે. જાણે કે આપણા જ ઢાળે આપણે ગાતા હોઈએ–

સોણલાં લાવ્યે રે
હો સોણલાં લાવ્યે રે
વીરાને પારણે ઝુલાવા નીંદરડી!
સોણલાં લાવ્યે રે!

એક મારવાડી લગ્ન ગીત ઉપરથી એમણે હાલરડાનો આ ઢાળ ઉતાર્યો. 'ચૂડલો લાયો રે વનીજી, લાયો રે' જો કે મારવાડના અને આપણા સારંગ-માઢ પ્રધાન લોકઢાળોનું પિયર એક જ છે. પછી પ્રાદેશિક વિશિષ્ટતાથી મઢાયાં છે.

જેમ પરપ્રાંતના ઢાળ ઉપરથી નવા ઢાળની રચના કરતા એમ પરભાષામાં પણ કયારેક ગીતોની રચના કરી દેતા અને તે પણ પરભાષાના જ પ્રખ્યાત ઢાળમાં- સંપૂર્ણપણે બંગાળના સુપ્રસિદ્ધ ઢાળ ભટિયાલીની ઝાંટમાં એમણે એ ગીતને રમતું મેલ્યું. ગ્રંથસ્થ નહિ થયેલું તે ગીતનું નામ છે "અલ્ટીમેટમ" એટલે કે 'આખરી પડકાર.'

૧૯૩૯માં એક બાજુ બ્રિટન જર્મની સાથે યુદ્ધમાં રોકાયેલું હતું. ભારતને પોતાની પરાધીનતાની બેડીઓ તોડવા શું કરવું તેની સૂઝ પડતી ન હતી. બંગાળમાં ગરમદળની સ્થાપના થયેલી, અને ગાંધીજી ઉપર તથા કોંગ્રેસ પર ભારે દબાણ થઈ રહેલું. સ્વાધીનતાનો જંગ ખેલવા માટે પૂ. બાપુએ એમને છૂટ આપી કે "આપો કાર્યક્રમ" ત્યારે ગરમદળ કહે "બસ અંગ્રેજ સરકારને ૭ મહિનાનું અલ્ટીમેટમ આપી દો. ૭ મહિના વીત્યા કેડે 'કહે હવે બીજા ૬ મહિનાનું અલ્ટીમેટમ આપી દો.' શરદચંદ્ર બોઝ આ ગરમદળના આગેવાન હતા. ત્યારે અલ્ટીમેટમની પોકળતા બતાવવા મેઘાણીભાઈએ આ ગીત રચેલું. અતિ પ્રાસંગિક હોઈને મેઘાણીભાઈએ આ ગીત ગ્રંથસ્થ નથી કર્યું.

આમાદેર બાંગલા દેશેર
એઇ જે નૂતન કાર્જ કોરમ
દિયે દાઉ એકટા દાદા
લાંબા ચોડા આલ્ટીમેટેમ !

પોતે નાટકના ભારે રસિયા. ભજવતા પણ ખૂબ. ૧૯૪૦માં તો ઘડીક અમને અને અને એમનેય અવૈતનિ મંડળ ઊભું કરવાની ઇચ્છા થઇ આવેલી. ત્યારે એ મંડળમાં કેટલાંક નામો સાથે શ્રી. વજુભાઈ શાહ અને શ્રી. કાંતિભાઇ કારીયાના નામની પણ અમે ગણતરી કરતા. પહેલું નાટક ભજવવાનું અમે વિચારેલું મેઘાણીભાઇનું જ ભાષાંતરિત નાટક—'શાહજહાં'

એ સંસ્કારે ટાગોરના 'નટીરપૂજા'ના એક ગીતને એમણે નાટકીય ઢંગને આબાદ ઢાળ ઊતારેલો, અને પાછો બંગાળીને બંગાળી :

હાંરે એણે માઝમ રાતે મને એકલીને
કાનમાં શું રે કીધું ! શું રે કીધું !
વારવાર એ જ સૂર
ચલો મોરી સાથ દૂર

હાંરે ગગન ઘૂમટમાં એ જ નાદ ગુંજે કે
કાનમાં શું રે કીધું ! શું રે કીધું !
હાંરે એની ફોરમ ફોરાય પ્રાણ કુંજે કે
કાનમાં શું રે કીધું ! શું રે કીધું !

બંગાળીનો ઘણો સારો અભ્યાસ. એના ઢાળ ઢંગથી પણ ઠીક ઠીક પરિચિત. એટલે મૂળ બંગાળી ગીતના જ ઢાળને અનુરૂપ એવો આપણો તળપદો ઢાળ આસાનીથી શોધી લેતા.

ટાગોરના કવિ જીવનની પ્રતિભાના ઇતિહાસના મહાન બનાવરૂપે એક દિવસ ઓચિંતું કાઈ તેમને દર્શન થયું એમ પોતે લખી ગયા છે. પ્રભાત સંગીતના એ ગીતનું નામ 'નિર્ઝરેર સ્વપ્નભંગ.'

અંતરમાં સુષુપ્ત પડેલી પ્રતિભાનો એ પ્રથમ સળવળાટ. ઢાળ પણ એવો જ શોધવો જોઇએ. અને મેઘાણીભાઈને આપણા પ્રભાત ગાનમાંથી એ લાધ્યો:

ગાવડી દયો ગોપાળ લાલ

ગાલડી દયોને ગોતી રે
ગાવડી દયો ગોપાળ—

એના ઉપરથી ટાગોરનાં 'જાગેલા ઝરણાં'ના સુપ્રસિદ્ધ ગીતને અપરૂપ ઢાળે ઊતાર્યું.

કોણ જગાડે, કોણ જગાડે, આવીને કોણ જગાડે રે
ગોમ–ગુફાની ગોદમાંથી મારાં, નેનને કોણજગાડેરે
આવ્યું કયાંથી પરભાતનું કિરણ
આથડે ઘોર અંધારે રે ?
પંખી કેરૂં ગીત કયાંથી
શરણાઇ લલકારે રે –કોણ જગાડે.

એનું એ ગીત લાવણીની લઢણમાં પણ કેટલું ઝમકભર્યું ઉતારે છે ?

આ અતલ ઘોર ગહ્વરે, પ્રાણ મુજ પરે
સૂર્ય–કર પડે, ખબર શી કયાંથી
આ ગુફા તણો અંધાર, પંખી કિલકાર
પ્રવેશ્યા કયાંથી ?

આ નવી ઝંખના, નવી પ્યાસ, હો અવરૂંધન નવ માને આ દિલને શું થઇ ગયું ? જાય નવ સહ્યું રહ્યું નવ ભાને !

આષાઢી બીજનાં ઘટાટોપ વાદળ'નાં હરતીઓ ઈંદ્રને રાજદરબારે ઉમટી પડયા છે, ને સળળક વળળક એવી વીજ વછૂટે છે:

ભીડેલા આભને ભેદી કો રાજબાળ
તાળીઓ પાડતી છૂટી
બાપુના લાખ લાખ હેમર હાથીડલા,
હાંકતી હાંકતી છૂટી હો રાજબા
તાળીઓ પડતી છૂટી,

તદ્દન નવસર્જિત ઢાળ, છતાં જરાય પરાયો ન લાગે એવાં જ એના મસ્તીને વેગ તદ્દન સાદા તળપદા ઢાળમાંથી કેવા કરૂણ ગંભીર ભાવના ગીતો ઉઠાવે છે ? ઢાળતો આપણો સાદો સીધો:

'ઓધવજી મેં આવડું ન'તું જાણ્યું)

એમાંથી નાવિકનું હાલરડું ઉપાડયું-

'વાહોલિયા તમે ધીરા રે ધીરા વાજો
મેહુલિયા તમે મધરા મધરા ગાજો

ઐની મારી લેરો સમુદરની
હળવે હાથે હીચોળો નાવલડી
હીચોળે જેવી બેટાને માવલડી
વાહોલીયા તમે ધીરા રે ધીરા...

આ નાવિકનું હાલરડું એના ઢાળમાં વિરહ અને વાત્સલ્યના સંમિશ્રિત ભાવોનું હૃદયંગમ ચિત્ર ખડું કરે છે. માત્ર સૂરના પ્યાસીના કંઠમાંથી એ ભાવો નીપજવા મુસ્કેલ. સંવેદનશીલ ગાયકને કંઠે ગવાતાં દિલ હલાવી નાખે છે.

કેટલાંક ગીતોમાં તો મેઘાણીભાઈએ કોઈ મસ્ત ઢાળ મળી જતાં એ જ ઢાળના એ લોકગીતની શરૂઆતની પંક્તિઓ ઉઠાવી ઉઠાવીને એમાં પછી સુરમ્ય કલ્પનાની નવી રચનાઓ આપી છે.

કરવા ગયા બાળગીત અને બની ગયું લોકગીત એવું :

લીલા છે મોર કાળી વાદળી રે
એકવાર ઊભાં રો' રંગવાદળી
વરસ્યાં વિણ શાને વહ્યાં જાવ રે
એકવાર ઊભાં રો' રંગવાદળી

એક રાતે ભાવનગરના કાછીઆઓના રમઝટ રાસ સાંભળ્યા. પહેલી જ લીટી ચૂંટી ગઈ.

'કાનુડાને ઘેર્યો વનરાવન ગોપીએ'

ઘેર આવ્યા. ગુંજન ચાલુ રહ્યું. ઘૂઘરે રમતાં ઈંદુબહેનને હાલરડે હિંચોળતા હિંચોળતા એ ઢાળ માંડયો હાલરડે ઊતરવા-

'ઘૂઘરો ઘૂમે છે બેનીબાના હાથમાં
રાતદી રમે છે રંગીલીના સાથમાં
જાણે રમે વાડીમાં મોર
બેનીબાના ચિતડાનો ચોર
ઘૂઘરો ઘુમે છે બેનીબાના હાથમાં

એક કરુણ લગ્નગીત હાથ પડી ગયું.

પરણવાના પ્રથમ દિવસો પાણી શેરડે નવવધુના કાનમાં સાહેલી સાવધ બનવા સૂચવે છે. "સંભાળજે! ક્યાંય જવા દઈશ નહીં! રાત રમી આવવાની એમને આદત થઈ પડી છે! પાલવ પકડી રાખજે." કયું એ લગ્ન ગીત ?:-

સોનલા ઈંઢોણી રૂપા બેડલું રે
પાલવ છોડજો
પાણીડાં ગઈ'તી તળાવ
નવજાદી નવ પાલવ છોડજો.

અને એ જ લગ્નગીતની દ્રુતચાલ બદલી જરા વિલંબીત ચાલતું કેવું કારુણ્ય ભરપુર ગીત મેઘાણીભાઈએ ઉતાર્યું ? કુંવારાં કલંક ઉતારવા બાઈ પોતાના બાળકને રાતવેળાએ વનની કાંટ્યમાં રમતું મૂકી આવવા જાય છે પછી ધાવણની પ્યાસે ધલવલતાં બાળકની ડોક દબાવી મારીને મેલી આવે છે.

'વનરાતે વનકેરી કાંટયમાં રે રાતાં ફૂલડાં
હાંરે બાઈએ પધરાવ્યાં પેટનાં બાળ
વનરામાં ગલ રાતાં ફૂલડાં'

માનવીના ઉત્કટતાપૂર્ણ સુખાનુભવ, વેદનાનુભવ, કે સંઘોર્મિના અનુભવવાળો માનવ જે કાંઇ ગાશે તેમાં સ્નિગ્ધ સજલ નીલાંજને આંજેલ આંખડીનો જ પુલકાટ હશે.

અષાઢી મોરના થનગનાટ જેવો—
નવ મેઘ તણે નીલ આંજણીએ
મારાં ઘેઘૂર નેન ઝગાટ કરે
મારાં લોચનમાં -મદઘેન ભરે.
વનછાંય તળે, હરિયાળી પરે
મારો આતમ લહેર બિછાત કરે
સચરાચર શ્યામલ ભાત ધરે
મારો આણુ, કરી પુલકાટ,
ગયો પથરાઇ સારી વનરાઇ પરે
ઓરે ! મેઘ અષાઢીલો આજ
મારે દોય નેન નિલાંજન ઘેન ભરે.
ઘનઘોર ઝરે ચહું ઓર
મારૂં મન મોર બની થનગાટ કરે
મન મોર બની થનગાટ કરે—

(અપૂર્ણ)

# નાગદમણ

કંઠસ્થ : શાબાબેન ના. પરમાર
જીવીબેન બા. ચૌહાણ

સંગ્રાહક : ખોડીદાસ ભા. પરમાર

આ લોકગીત (ધોળ) એ ખરે જ અભણ છતાં મર્મજ્ઞ ગ્રામજનતાનું દેશકાળ અને ધાર્મિક વલણને રજૂ કરતું ટચૂકડું ગ્રામીણ કંઠસ્થ આખ્યાન જ છે. તેના પ્રસંગમાં લાઘવ તો છે જ, ઉપરાંત પોથીપંડિતના વચન જેવું ધર્મવાક્ય પણ ઉચ્ચારાયું છે. કે અપત્યપ્રેમ બતાવતા જશોદામા જો પશુ-ગાડરીની જેમ કૃષ્ણની પાછળ ધરામાં પડયાં હોત તો આ ભોમકા માથે કદીપણ માવતર પહેલાં છોરુંનું અકાળ કદી ન થાત.[૧] વળી કથાનકમાં નાગ નાથવા જવાનું વળું પણ બદલી નાખ્યું છે. કા'ન મામા-કંસના જગત માટે કમળફૂલ લેવા જ પડે છે. પછી તો નાગ નાથી, કમળ લઇને બહાર આવે છે. બીજાં લોકગીત (રાસડા)માં કાન ધરામાં પડે છે ત્યારે નાગણીઓ તેને કાળી નાગના રહેઠાણમાં ચડી આવવા માટે અબૂઝ ગણી તેની સાથે સંવાદ કરે છે.[૨] તે પછી કૃષ્ણ કાળીનાગને નાથ્યો.

ટૂંકા છતાં એક નાનકડા મર્યાદિત કથાપ્રસંગને સુંદર રીતે રજૂ કરતાં આ બંને લોકગીતો કંઠસ્થ–લોકસાહિત્યમાં ટચૂકડા આખ્યાન જેવા શું નથી લાગતાં ?

## નાગદમણ

મામા કંશે મોટો જગન આદર્યો,
પડયા રે કંમળફૂલના કામ રે.

કિયે કિયે દેશ કંમળ હશે ?
કેને કીજીએ કંમળ લેવા જાય રે ?

નંદજીનો કુંવર બાળો કાનજી,
બાળો કા'નો કંમળ લેવા જાય રે.

સોના ગેડી ને રૂપા દડુલિયો,
બાળો કા'નો દડે રમવા જાય રે.

આંચથી તે દડૂલો દોટાવિયો,
જઇ પડયો જમના જળપૂર્ય રે,

દડાની વાંહે પડયો કાનજી,
બાળો કા'નો પોગ્યો સે પતાળ્ય રે.

ચ્યારે તે દશ્યના ચ્યાર ગોવાળિયા,
જઇ કરી માતા જશોદાને વાત રે.

---

૧. ભવભૂતિના "ઉત્તરરામ ચરિત" નાટકમાં શંબૂક (શુદ્ર) તપ કરતો હોવાથી, જુવાન બ્રાહ્મણ પુત્રનું તેના માવતર પહેલાં મૃત્યુ થયું તેવી વાત કહી છે.

૨. નરસિંહ મહેતાના 'નાગદમન' 'જળકમળ છાંડી જાને બાળા'માં તેમજ પ્રેમાનંદના "નાગ-દમન" માં કૃષ્ણ અને નાગણીઓનો સંવાદને સરખાવો.

માતા જશોદા તમારો કાનજી,
જઈ પડયો જમના જળપૂર રે.
રોતાં રહળતાં માતા આરા જોવે,
બાળો કા'નો પેસ્યા સે પતાળ્ય રે.
માતા રૂવેને પત્યા આરડે,
ગોવાળીડા કરે સે કકળાટ રે.
જમનાને ઓલ્યે કાંઠે ગાડર સરે,
બસ્સુ પડ્યું જમના જળપૂર રે.
બસ્સાની વાંહે પડી ગાડરી,
બાળા કા'નની વાંહે ના પડ્યું કોય રે.
જો રે માતાજી તમે વાંહે પડો,
તો માવતર્ય મોર્ય છોરુંડા નો મરત રે.
ઊઠયે નાગણિયુ તારો નાગ જગાડય.
અસવાર થયાની મારે હામ રે.
કંમળ લઈને કા'નો બાર્ય આવ્યા,
ગોકળિયામાં થિયો જે જેકાર રે.
ગાય, શીખેને સુણે સાંભળે,
વૈકુંઠ હજો તે તણો વાસ રે.
નો રે ગાય, અને નંદા કરે,
એળ્યે ગયો એનો અવતાર રે.

(૨)

સોનલા ગેડીને રૂપલા દડુલિયા રે, કા'ન કુંવર ગેડી દડે રમવા જાય!
ડુંગરે સડી દડુલિયો દોટાવિયો રે, જઈ પડયો જમનાને જળપૂર્ય!
જમનાજીને કાંઠે કદંબ કેરા ઝાડવાં રે, ઝાડવે ઝાડવે કાળા નાગ!
ઝાડવે સડીને નાગ અંઝેડિયો રે, આ તે કયાંથી નાનેરો બાળ?
કાં તો તારી માતાએ તને મારીઓ રે, કાંતો તારા પત્યાએ દીધી ગાળ!
નથી મારી માતાએ મને મારીઓ રે, નથ્ય મારા પત્યાએ દીધી ગાળ.
કાં તો તારા ભેરૂડે તેને ભોળવ્યો રે, કાં'તો તારા ઘરમાં નાર્ય કજાત્ય!
નથી મારા ભેરુડે મને ભોળવ્યો રે, નથ્ય મારા ઘરમાં નાર્ય કજાત.
કાંતો તું ભાલમાંથી ભૂલો પડયો રે, કાંતો તારો લપસ્યો ડાબો પગ!
નથી હું ભાલમાંથી ભૂલો પડયો રે, નથી મારો લપસ્યો ડાબો પગ.
હું તો આંઈ કંમળફૂલ લેવા આવિયો રે, ઘેર્ય મારી માએ તેડયા છે જાગ;
કાળીનાગ નાથીને કા'ન ઘરે આવિયા રે જશોદાએ મોતીએ વધાવ્યા બાળ.

# અંધશ્રદ્ધાનો નરમેધ

નાજાભાઇ નથુભાઈ વાળા

સંવત ૧૯૪૫ની સાલમાં બનેલી આ સત્ય હકીકત છે. પૂરાં એંશી વરસ થયાં. એટલે આ પ્રસંગ નજરે જોનાર કોઇ હૈયાત નથી. તેમજ લોકજીભેથી પણ આ વાત લગભગ ભુંસાઇ ગઇ છે. મારી નાની ઉંમરમાં એટલે લગભગ ૫૦ વર્ષ પહેલાં. આ વાત ઘણી તાજી હતી. ઘણા વખત સાંભળવા મળતી તેમજ નજરે જોનાર પણ ઘણા હતા. આ પ્રસંગ બન્યો ત્યારે જાનમાં તરકતળાવના કાઠી દરબાર હીપાવાળા સાથે હતા. એમને મેં ખૂબ જોયેલા અને તેમની પાસેથી પણ આ વાત સાંભળેલી.

બનેલું એવું કે ગાયકવાડ સરકારનું રાજ્ય હતું. તેના અમરેલી પ્રાંતના શેત્રુંજી કાઠાંથી થોડે દૂર એવું તરકતળાવ ગામ આવેલું છે. ગામમાં કણબી પટેલોની વસ્તી છે. ગામ ઘણું રળિયામણું છે. એક ઘર ગીરાસદારનું ને એક ઘર વણિક મહેતા કુટુંબ વસે છે. ગાયકવાડ રાજ્યમાં એ વખતે ભાગબટાઈનો વહીવટ ચાલતો. એટલે વજેવેરો લેવો, ખળાં ભરવાં, ગામમાં કોને રાખવો અને કોને કાઢવો એ કુલ સત્તા પટેલની રહેતી. એટલે ગામમાં કુલ સત્તાધીશ પટેલ ગણાતા.

આ ગામમાં પણ કથીરિયા શાખાના બેચરભાઇ નામે પટેલ હતા. અભણ હોય એટલે અભણ પટેલ પાસેથી ગામની લગભગ બધી સત્તા અને કારભારું ગામના ભણેલા વેપારી ભોગવતા. તરકતળાવમાં આવા એક વેપારી કાળીદાસ મહેતા રહેતા હતા. શેઠ સારી એવી મૂડી અને મિલકતવાળા હતા. અને ધીરધારનો પણ ધંધો કરતા. કાળીદાસ શેઠને ત્રણ ભાઇ અને દીકરા, દીકરીઓની અને દીકરાની વહુઓ મળી શેઠના ઘરમાં તેર, ચૌદ માણસનું કુટુંબ હતું.

હવે બન્યું એવું કે શેઠને અમુક વરસ પહેલાં કોઈ સાધુ મળેલા. કાળીદાસ શેઠે સાધુની સારી સેવા કરી. એટલે સાધુએ પ્રસન્ન થઈ આકડાના મૂળમાંથી કુદરતી રીતે બનેલી ગણપતિની મૂર્તિ શેઠને આપી. અને કહ્યું કે, "શેઠ આ રિદ્ધિ સિદ્ધિના દેવની શ્રદ્ધા અને ભાવથી સેવા કરજો. તમારા ભંડાર ભરપુર રાખશે" એટલે શેઠે ગણપતિ દેવને એક ઓરડામાં પધરાવ્યા ભાવ અને શ્રદ્ધાથી સેવા શરૂ કરી. કાળીદાસ શેઠ કામ પ્રસંગે બહાર ગામ ગયા હોય તો શેઠના ભાઇ ભગવાનજી પૂજા કરે પણ ગણપતિને અપૂજ ન રાખે. દૈવયોગે શેઠની આર્થિક સ્થિતિ પણ સુધરી એટલે આખા ઘરને ગણપતિદાદા ઉપર ખૂબ જ વિશ્વાસ, ખૂબ જ આસ્થા બેઠી. બધા ગણપતિને પોતાના ઈષ્ટ દેવ માને.

હવે બન્યું એવું કે શિયાળો શરૂ થયો. મહા મહિનો બેઠો. લગન ગાળો પૂર જોશમાં ચાલી રહ્યો છે. ગામના કરતા હરતા પટેલના દીકરાનાં લગન આવ્યા. ઢોલીડા ધડૂકયા શરણાઈઓના સૈંસાટ શરૂ થયા. તરકતળાવ ગામ વિવાહના રંગમાં રંગાઇ ગયું. કાલીદાસ શેઠ તો અભણ પટેલની આંખો એટલે શેઠને તો ઘેર જ વિવાહ. એ જમાનામાં જાનમાં ગાડાં અને ઘોડા જ વાહન. ગામમાં પાંચ દસ સારાં ઘોડાં પણ ખરાં. કાળીદાસ શેઠનો શોખીન દીકરો મોતીચંદ પણ પોતાની જાતવંત ઘોડી લઈ શણગારી જાનમાં જવા થનગની રહ્યો છે. આ જમાનામાં સારૂં ઘોડું એ ઘરનું ગૌરવ લેખાતું.

કણબી પટેલની કોમમાં સવારના પહોરમાં જ જાન વેવાઈના ગામમાં પહોંચે એવો રિવાજ, એટલે આ બેચર પટેલના દીકરાની જાન પણ– સવારના પહોરમાં ત્યાંથી ચારેક ગાઉ દૂર ચાડિયા ગામે પહોંચી કાળીદાસ શેઠ ગાડામાં બેચર પટેલની સાથે અને શેઠનો યુવાન દીકરો મોતીચંદ પોતાની ઘોડી ઉપર જાનમાં હતા. જાનના સામૈયાં થયાં. સામૈયા વખતે યુવાન ઘોડેસવારો પોતાનાં ઘોડાં નચાવે કુદાવે અને આનંદ માણે. એ રીતે જાનૈયાઓએ બજારમાં ઘોડા કુદાવવા શરૂ કર્યા. યુવાન જાનૈયા મોતીચંદે પણ પોતાનો શોખ પૂરો કરવા ઘોડી કુદાવી.

ઘોડી ધાર્યા બહાર ગઈ અને મોતીચંદ ઘોડી ઉપરથી પડયો. કમનસીબે મોતીચંદને સખત વાગ્યું. રંગમાં ભંગ પડયો.

મોતીચંદને ઉઠાવી જનને ઉતારે લાવ્યા. મોતીચંદની તબિયત જોતાં ડાહ્યા માણસોની સલાહ પડી કે મોતીચંદને ઘરભેગો કરવો એ જ ઠીક છે. જાનનો આનંદ ઊડી ગયો. ગાડું તૈયાર કર્યું. કાળીદાસ શેઠ ગાડામાં બેઠા. મોતીચંદને ગાડામાં સુવાડયો. દૈવયોગે ભારે વસમું લાગેલ એટલે ચાલુ ગાડે અર્ધે રસ્તે મોતીચંદનો આત્મા ઊડી ગયો. શેઠનો એકનો એક જ દીકરો ગયો. એટલે દુનિયા ડૂબી ગયા જેવું દુઃખ થયું. પણ શેઠ અડીખમ માણસ અને ગણપતિદાદાની અડગ આસ્થા એટલે ટકી રહ્યા. ગામ આવ્યું ઘર આવ્યું પણ શેઠે કઠણ કાળજું કરી મોતીચંદના મૃત્યુની વાત બહાર પડવા ન દીધી.

ગાડામાંથી મોતીચંદની લાશ ગણપતિ મંદિરવાળા ઘરમાં સુવાડી, ડેલી બંધ કરી ગામ લોકોની અવરજવર બંધ કરાવી. ઘરના બધાને સાચી વાતની સમજ પાડી શેઠે ઘરનાં બધાંને ફરમાવ્યું કે :

"બધા નાહીધોઈ પવિત્ર થઈ ગણપતિ પાસે આવી જાવ. ઉપવાસ કરી માળા લઈ ગણપતિ દેવને આરાધવા છે, ગણપતિ દેવ આપણી લાજ રાખશે, સહાય કરશે. અને મોતીચંદ જરૂર બેઠો થશે."

સૌએ શેઠનું કહેણ માથે ચડાવ્યું. અન્નજળ અગ્રાજ કરી, નાહીધોઈ પવિત્ર થયા. બહેનોએ પવિત્ર થઈ માથાં ઓળ્યાં, સેંથા પૂર્યા, હાથમાં માળા લઈ બધાં પૂર્ણ શ્રદ્ધાથી ગણપતિના શરણે બેઠાં. સ્મરણ કરતાં સાંજ પડી. બધાં ભૂખ્યાં તરસ્યાં અડગ બેઠાં છે. ગણપતિનો જપ ચાલુ છે. શ્રદ્ધાનું બળ છે. સાંજના આઠ થયા. ગામના ચોરે આરતી થઈ પણ કંઈ શુભચિન્હ ન દેખાયું ત્યારે શેઠની શ્રદ્ધાએ રૂદ્ર સ્વરૂપ ધારણ કર્યું. ગણપતિના પગમાં પડી શેઠ બોલ્યા :

"હે, મારા ઈષ્ટદેવ ! કાં મારો મોતીચંદ પાછો દે, નહીંતર અમારા ભોગ લે."

જવાબ ન મળ્યો. શેઠ ઊભા થયા, ડેલી ખોલી દરબારની ડેલીએ ગયા. દરબાર હીપાવાળાને મળ્યા, છાછરને ઊતારવાનું બાનું કાઢી તલવાર માગી લાવ્યા. તલવાર ભારે પાણીદાર હતી. ઘેર આવી ડેલીનું બારણું બંધ કરી તલવાર ગણપતિની મૂર્તિ આગળ મૂકી. ગણપતિના પગે પડી શેઠ બોલ્યા.

"હે દેવ ! હજી સમજ. મારું સત ન છોડાવ. અમે તમારા આશ્રિત છીએ. અમારી વાર કરો." ઘણા કાલાવાલા કર્યા.

આમ કરતાં રાતના દસ વાગ્યા. ગામનું જળ જંપ્યું. પૂરી શ્રદ્ધાથી ઘણાં કાલાવાલા કર્યા, પણ કંઈ આશાનું ચિન્હ દેખાણું નહીં ત્યારે શેઠની શ્રદ્ધાએ ભૈરવી સ્વરૂપ ધારણ કર્યું, અને તલવાર ખેંચી બોલ્યો કે : "કેમ પ્રભુ, નહીં માને મારું રાંકનું કહેવું ! ભગવાનજી તૈયાર થા ! દાદા ભોગ માગે છે."

ભગવાનજી ઊભો થયો. ગણેશને શરણે શિર ધર્યું, કાળીદાસે કાળની જીભ જેવી તલવાર ભગવાનજીની ગરદન પર ફટકારી "જય ગણપતિ !" ભગવાનજીનું માથું નાળિયેર જાય તેમ ગણપતિ આગળ ગયું. ધડ દાદાને શરણે મોતીચંદની બાજુમાં સુવાડયું. લોહીની ધધખ છૂટી, કીડી મકોડી મરતાં ત્રાસ થાય એ વાણીઓ અંધશ્રદ્ધાના ખોટા ખ્યાલમાં જાલીમ જલાદ બન્યો. માણસાઈ મરી ગઈ. પા અને અર્ધા કલાકના અંતરે હુકમો છૂટવા માંડયા. બલિદાન અપાવા માંડયાં સવારના પાંચેક વાગતાં નવ માથાં ગણપતિને ચડયાં. દસમો મોતીચંદ દસ લાશો ગણપતિના શરણે સૂતી. ઘરમાં ગોઠણપૂર લોહીનો કીચડ મચ્યો.

આમાં શેઠની આણાત દીકરી પણ હોમાણી. બચ્યો એક ઘોડીએ સૂતો દોઢ વરસનો બાળક અને ભગવાનજીના દીકરાની પિયર ગયેલી વહુ. આ બધો હત્યાકાંડ પૂરો થયો પણ ગોઝારા ગણપતિનો પાણો ન પલળ્યો તે ન જ પલળ્યો. સવાર થવા આવ્યું ત્યારે કાળીદાસ શેઠ મૂંઝાણા. શ્રદ્ધા તૂટી. કંઈ ન સૂઝ્યું. પોતાનું માથું કાપી ન શકયો ત્યારે છેવટ તલવારસહ ગામ ઝાંપાના કૂવામાં પડયો. આપઘાત કર્યો.

સવારમાં ખુલ્લી ડેલીમાં કોઈ ગયું. જોઈ આવ્યું. ગામમાં જાણ થઇ. ગામ અને સમાજમાં હાહાકાર થયો. સરકારમાં જાણ થઈ. પોલીસ આવી. બધા મરનાર હતા. મારનાર કોઈ નહોતું. બીજા દિવસે શેઠનીસહ અગિયાર લાશ પોલીસ અમરેલી લઈ ગઇ. સાથે શેઠના શત્રુ ગણપતિને પણ લઈ ગઇ. સાંભળ્યું છે કે આ ગોઝારા ગણપતિને વડોદરા જેલમાં સરકારે મોકલી આપેલા.

અંધશ્રદ્ધાળુ સમાજે એક બીજું તૂત ઘડી તો કાઢયું જ છે, અને એ ચાલે છે કે કાળીદાસ શેઠના ઘર નજીક સ્વામીનારાયણનું મંદિર આવેલું છે. મંદિરનો પાછલો મોતીઓ શેઠના વાડામાં પડે છે. તેમજ શેઠને વાડામાં આવજા કરતાં નડે એટલે શેઠે આ મોતીઓ બળજબરીથી કાપી નાખ્યો. મંદિરના સાધુ અને સુથાર હરી ભગતનું મન દુઃખાણું. એ કદૂવાના ફળથી મોતીચંદ પડયો અને આ હત્યાકાંડ રચાણો અને શેઠના ઘર ઉપર કુદરતી કોપ ઊતર્યો. આવું તૂત અંધશ્રદ્ધાળુએ હજુ ઊભું તો રાખ્યું જ છે.

*

# નવનિર્માણ

વિલ્ફ્રેડ પિટર્સન

અનુ. પ્રકાશ ગજ્જર

જૂનો ને જીર્ણ માલસામાન વેચનારી એક દુકાનના ખૂણે એક નાનું પૂતળું પડયું હતું. એક નાના બાળકનો હાથ ઝાલીને ઊભેલા દેવદૂતનું એમાં આલેખન કરવામાં આવ્યું હતું. પણ અત્યારે એના ઉપર ધૂળ અને મેલના થર જામ્યા હતા. વાસણો ને એવી પાર વગરની નકામી વસ્તુઓના ઢગલા વચ્ચે એ પૂતળું દટાઇ ગયું હતું.

એક દિવસ એક માણસ એ બધો કાટમાળ ફેંદતો હતો ત્યાં 'એક પૂતળું' એને હાથ લાગી ગયું. એને મનમાં થયું. કે 'આ પૂતળાને અંધકારના ખૂણેથી બહાર લાવું, એને પુનર્જીવન આપું ને નવા વર્ષના ઉત્સવ નિમિત્તે ઘરમાં થતાં સુશોભનો વચ્ચે એને માનભરી રીતે ગોઠવી દઉં.'

ઘેર આવીને એણે પહેલાં તો એ પૂતળાંને બરાબર સાફ કરી દીધું. પછી દેવદૂત અને બાળક બન્નેને સફેદ રંગ લગાડયો. દેવદૂતની પાંખો અને બાળકના વાળને સોનેરી રંગે સજાવ્યાં. પીંછીનો એક એક લસરકો જાણે જાદુ સર્જી રહ્યો હતો. થોડી જ વારમાં પેલું પૂતળું જાણે અદશ્ય થઇ ગયું ને એની જગાએ ઝગમગતું નવું જ શિલ્પ આવી ગયું.! એ ભાઇની નજર સામે જ એ પૂતળું એક સોહામણી શિલ્પકૃતિમાં પલ્ટાઈ ગયું.

એના ઉપર સંસ્કાર કાર્ય કરતાં કરતાં એ ભાઈએ વિચાર્યું: "નવવર્ષના ઉત્સવ વખતે પણ માનવીમાં પરિવર્તનની આ પ્રક્રિયા થાય છે ને! વર્ષની સંધ્યાએ આવીને માણસ ઊભો રહે છે ત્યારે અનેકવિધ સંઘર્ષોને કારણે એ કેવો ધૂળભર્યો ને ધૂસર બની રહેતો હોય છે! પણ નવલ વર્ષનો ઉત્સવ એને પ્રેરણા આપે છે કે આ ધૂસરતાની નીચે છૂપાયેલા જીવનના દેવદૂત અને શિશુને આપણે ફરી સુશોભિત કરીએ; પ્રેમ, આનંદ અને શાંતિભરી એમની મૂળ પ્રકૃતિને ફરી ઝગમગાવીએ."

–હા, તો દેવદૂતને ફરી સુશોભિત કરવાની કલા! એ તો માનવીનું જીવનભરનું કાર્ય છે. ધૂળ અને ધૂસરતામાં પડેલા રહેવાનું કદીય ન હોય. પ્રત્યેક પતન પછી

[ અનુ૦ પૃષ્ઠ ૮૫૩

# સતનાં પારખાં

કાનજી બારોટ

એક નેસના આંગણામાં ચારેય હાંસે પૂરો એવા અસવારે પડકારો કર્યો કે "ભાઈ, કમો ઘેર છે?"

ત્યાં તો જેમ રામની મઢૂલીમાંથી સીતાજી ઉંબરમાં ઊભેલ હોય એવી સ્વરૂપવાન સ્ત્રી પોતાના ઘરના ઉંબરામાં આવીને બોલી કે; "ના ભાઈ, ઘરધણી ગામ ગ્યા છે. તમ તમારે ઊતરો, આવો!"

અસવાર કહે: "નારે બાઈ! તો હવે હું નઈ આવું. કમો ઘરે આવે ત્યારે કે'જો કે તારો ભેરૂબંધ કાળો ઝાલ આવ્યો' તો ને રામ રામ કે'તો ગ્યો છે."

ત્યાં તો બાઈ સોળેય કળાની થઈને કહે છે: "વાહ, કાળાઝાલ ધન્ય અમારાં ભાગ્ય, ધન્ય ઘડી. સારૂં થયું તમે ઓળખાણ દીધી, નકર અવઢવ રહેત. તમો અમારા આખા ભવના મેમાન ગણાવ. રોકાણાં વિના વહ્યા જાવ તો ખબર પડતાં મારો ઘરવાળો મને મૂવા જેવી કરી મેલે"

"કમો ઘેર નથી ને રોકાતાં મુને સોખમણ (શરમ) થાય." અસવારે કહ્યું.

બાઈ કહે "નારે! આ તમારાં મકાન ગણાય. તમારો ભાઈ થોડું ઘર હારે લઈને ગ્યો છે? કાલ્ય આવી જાશે. ન રોકાવ તો અમારા એકના એક દીકરાના સમ છે."

દીકરાના સોગન દેતાં અસવાર રોકાણો. 'કેદુના જોતાં'તા વાટ, મારે ઘેર મે'માન આવ્યા.' મે'માનનાં બાઈ અછો અછો વાનાં કરવા માંડી. એક દી, બે દી એમ કરતાં ત્રણેક દી કાળો ઝાલ રોકાણો, પણ એની રહેણી કરણી, શીલ, ધારણા દેવ જેવાં છે. કમાનું ગામતરૂં લંબાણું છે,

કમા નામનો એક અડાભીડ પુરૂષ એને કાળા ઝાલ નામના સુકર્મી પુરૂષ સાથે મિત્રતા થઈ છે. બેયના રહેઠાણના ગામને પચાસેક ગાઉનું છેટું. કાળાઝાલની મે'માનગતી કમો અવાર નવાર માણે છે પણ કમાને આંગણે કાળો હજી આવ્યો નથી. એટલે કમો કાળાને તાણ્ય કર્યા કરે કે, "ભાઈ, મારો એક વખત મે'માન તો થઈ જા!"

"આવીશ, આવીશ, બાપ કોઈ સમે ચાઈને (ખાસ) આવી જાઈશ." એમ કાળે ઝાલે કહેલ.

એમાં સમય મળતાં કાળો ઝાલ પોતાના ભાઈબંધ કમાને આંગણે ખબરઅંતર વિના ઓચિંતાનો આવી ચડયો. જોગ એવો બન્યો કે કમો ગામતરે ગયો છે. પણ કમાની ઘરવાળી વીકોઈએ કાળા ઝાલને ઝાઝાં આદરમાન દીધાં ને રોકયો.

વીકોઈએ કાળા ઝાલને પ્રાણ પાથરે એવી ખાતર બરદાસી કરી. એના મનમાં પણ થયું કે વાહ, મારા ધણીએ ભાઈબંધ જોઈને જ ગોતયો છે.

કાળે ઝાલે ચોથે દિવસે રજા લીધી ને વીકોઈને કહ્યું કે "બેન! હવે સમ દેતી નહિ. કમો હજી ઘેર આવ્યો નહિ. ગામતરાનું ધાર્યું ઊતરે નહિ. હવે તું મને રોકવાની તાણ્ય કર્ય તો તને મારા જ સમ છે. વળી એક આંટો હું આવી જાઇશ."

વીકોઈ કહે "ઠીક, હવે જેવી તમારી મરજી. તમારા ભાઈબંધ વિના તમને વધુ સોરવે નહિ. તો અમારે ત્યાં તમો ન સચવાણા હોતો માફ કરજો. દયા રાખજો." એમ કહેતાં તો વીકોઈને મુખે ફૂલડાં ઝર્યાં.

કાળો ઝાલ પોતાને ગામ પહોંચી ગયો હશે. ત્યાં જ કમો બહાર ગામથી ઘેર આવી ગયો. અને વીકોઈએ હરખમાં વધામણી દીધી કે: "કાળો ઝાલ આપણે આંગણે મે'માન થઈ ગયા, પણ ધન્ય છે એની અમીરાતને, હે ધણી, શું એની ખાનદાની!"

વીકોઈ કહે: "વાહ કાળા! મિત્ર તો કાળા ઝાલ જેવા જ જોઈં." એવી રીતે વીકોઈ આખો દિવસ કાળા ઝાલનાં વખાણ જ કર્યા કરે.

વીકોઈને કાળાના ગુણગાન કરતી જોઈ કમાના મનમાં કુશંકા જાગી. ઉપર ઉપરથી એણે કળાવા ન દીધું પણ મનમાં કહ્યું કે 'ઠીક—રે કાળા ઝાલ! બરોબર ટાંકણું સાધ્યું. હું ઘેર નહિ ને તું આવી ગયો. ખરો લાગ ગોત્યો.'

વળી નિર્દોષ વીકોઇ કહે "હે ધણી! ફક્ત એક તમો ઘેર નહિ, એટલો જ અમારે વસવસો રહ્યો. બીજું તો કાળા ઝાલને નિરાંત થઇ." એમ ભોળુડી વીકોઇ વાત વાતમાં કાળાને વખાણે છે.

વીકોઇના વખાણે કમાના મનમાં કુશંકાનાં સ્વરૂપ પકડતાં એને થયું કે હું પતિવ્રતા માનું છું એવી વીકોઇ કાળા ઝાલ ઉપર મોહી પડી કે શું! આહાહાહાહા 'તરી કટારી હીંડણી એતીઅપણી મ જાણ્ય' કમે હજી તો શંકા કળાવા દીધી નહિ જેવું તેવું વાળુ કરી ને પથારીમાં પડયો. વીકોઈએ માન્યું કે થાકી ગયો હશે. સૌ સૂતાં પણ કમો તો કાગાનીંદરમાં જાગી રહ્યો છે.

**નીંદર નાવે ત્રણ જણાં, કહો સખી કીયાં;**
**પ્રીત વછોયાં બહુરણાં, જેને ખટકે વેર હીયાં.**

કમાને અજંપો થઇ ગયો. એનો મનવો વે'માણો છે. વીકોઈએ ભોળેભાવે કાળા ઝાલનાં વખાણ કરેલ ઇ એને ઊંઘમાં નડયાં. સ્વપ્નામાં ઝંખના ઊપડી ને બોલી ગઇ કે:

"ભલ્યે કાળા ઝાલ! ધન્ય કાળા ઝાલ! વાહ કાળા ઝાલ!"

કમો ક્યાં પૂરો સુતો' તો!

વીકોઈનાં વેણ સાંભળી કમો પથારીમાં સડક બેઠો થઇ ગયો. એને મનમાં ગાંઠય વળી ગઇ કે વીકોઇને કાળાની જ લગની લાગી છે. હવે આ ઠામ બોટાઈ ગયું લાગે છે. હવે મારા કામનું નથી.' એમ વિચારી વીકોઇને કમે ચોટલેથી પકડી પથારીમાંથી ઢરડીને નીચે નાખી. વીકોઇ ઊંઘમાંથી ભાનમાં આવી ત્યાં તો જોયું કે ખુદ પોતાનો ધણી જ કહી રહ્યો છે કે: "વીકોઇ! મારા ઘરમાંથી બહાર નીકળ્ય!"

વીકોઈ કહે: "મારો શો અપરાધ? ક્યાં જાઉં?"

કમો કહે "જા કાળા ઝાલને! એનું ઘર માંડય. મારા ઘરમાં પરપુરૂષનું રટણ કર્યું છો!"

એમ કહી કમે વીકોઇનો ઓરડામાંથી ઓસરીમાં ઘા કર્યો. ત્યાં તો આરસની કંડારેલ રૂપાળી થાંભલી પડી હોય એવી વીકોઇ લાગી. વીકોઇ ઊભી થઇ ઘરમાં આવવા કરે છે. ત્યાં તો કમે એને ઠેઠ ઓસરીની પાળ સુધી ધક્કે ચડાવી. વીકોઇ ઓરડાને વળે વળગી તંઈ કમો કે છે:

**"વીકોઇ વળા મ ઝાલ્ય, વળે વાસીગણ નઈ;**
**જઈ કાળાને જુહાર્ય; કમે મન કોળ્યું નઇ."**

હે વીકોઇ હવે આ ઘરના વળા મેલ્ય. તારો વાસ બદલાવ્ય. કમે તારૂં મન માન્યું નથી માટે કાળા ઝાલને જઇને જુહાર્ય.

વીકોઈ કહે: "કમા! કમા! વિચારીને બોલ્ય, હું વીકોઇ—

**"શ્યારૂં શ્યારડિયે, પીંજર મારૂં પાતળું;**
**ફરતું ફૂદડિયે, ન જડાવું કાળા ઝાલસું.**

"હે કમા! કાળા ઝાલના સંસારી સ્નેહના ફૂદડાં વીકોઇના પાતળા પીંજરમાં ન હોય. ભલેને માના વિજોગરૂપી શ્યારડી આ દેહ સોંસરવી ફરો!

**"સગતળિયું સગા, ઇડરથી આણીએ;**
**ઈથી કુણેરિયું, મારા કાળજની કઢાવીએ.**

"હે વ્હાલા સગા! તારા પગરખાંની સગતળિયું કહેતો હો તો ઇડરગઢથી લાવું અને એથી પણ કુનળી જોતી હોય તો મારા કાળજાની સગતળિયું કરૂં.

**"કમા કાઢી મ મેલ્ય, કાઢયે કાઢેડુ કેવાઇં,**
**પાણી અમણો પેટ, અધવાલીએ ઊકેલશું.**

"કમા! મને રજા દેમાં. મને ગાળ્ય બેહશે. તારા ઘરમાં ઝાઝું ખાતાં થોડું રોડવીશ."

પણ કમો તો સાવ વીફરી ગયો ને વીકોઇને કહે છે:

"નારી હત્યા નો'ય, જાવા દઉં હું જીવતી;
તું જીવે વિચારી જોય, જાકારો છે જાણુનો.

"સ્ત્રી હત્યાના પાપથી ડરીને તને જીવવા દઉં છું, માટે તારા મનથી વિચારીને હાલતી થા."

તોય વીકોઇ કાવાવાલા કમાને કરે છે:

"ઉપાડી હૈયે હેલ્ય, ભરૂં પાણીડાં ભાવથી;
કાળા કાઢી ન મેલ્ય, કયે વને જઈ વરતીએ!
શેરીએ સાંજ સવાર, વાળું વાસીદાં વાસનાં;
કાઢયમાં અસુ કમા! જાકારો દઈ જીવથી.

"કમા! તારાં પાણી ભરીશ. સવાર સાંજ તારી શેરીનાં વાસીદાં વળીશ. તારી ચાકરડી થઇને રહીશ. મને ઠામુકી રજા ન દે."

કમો કહે: "વીકોઈ! મારા અરથની તું નથી રહી. તારૂં મોઢું જોતાં મને પાપ લાગે છે." ત્યારે વીકોઈ કહે છે: "અ રે રે કમા!:

કમા મેણું કોય, દાઝલને દઈ નઇ;
મેણે માઠાં હોય, મેણું ઘા માથા તણો.
કાઢય નકે કમા, ઘરમાંથી ઘાંઘા કરી,
સોણામાંય સગા, હું ઝંખી કાળા ઝાલને.
કીધી હોત કમા, તો ધોખો મન ધારત નઇ,
સપનામાંય સગા, મેં ઝંખ્યો કાળા ઝાલને.

"કમા! મેં ગૂનો કર્યો હોત તો ધોખો ન થાત. પણ હે ધણી! સ્વપ્નામાં મેં કાળા ઝાલને ઝંખ્યો હશે. તો સ્વપ્નું છે ને ઇતો આળ-પંપાળ છે. સાચું ન હોય. માટે આવી રીતે વગો-વીને રજા ન દે. સાચનાં પારખ્યાં લઇ લે:

"સગા લેને સામ, કડામાં તેલ ઊનાંકરી,
પંડયમાં હશે પાપ, તો દેયું અમારી દાઝશે.

"હે વાલા સગા! કડામાં તેલ ધગાવી એમાં મારા હાથડા ઝબોળું, મારા પંડયમાં પાપ હશે તો હું સડસડી જઇશ."

કમો કહે: "વીકોઇ! તારી એકેય વાત મારે ગળે ઊતરતી નથી. ઈ બધાય ઢોંગ ધતૂર છે."

પાલરને પણુગે, નવખંડ નીલો થાય;
વીકોઈની વીનતીએ, કમાનું મન કોળ્યું નઈ.

વરસાદના બૂંદ થકી નવખંડ પલળે પણ વીકોઇની વિનંતીથી કમાનું મન પ્રફુલિત ન થયું તે ન જ થયું. વીકોઈએ તો કાળા ઝાલના ગામના કેડા લીધા. આડા આઇ ખોડિયારનાં થાનક આવ્યાં. વીકોઇ હાથ જોડી માતાને આરદા કરે છે:

"ખરી દેવ ખોડિયાર, માગું એટલું મા કને;
ભવોભવ ભરતાર, કમા વિના કોઇ નઈ."

"હે જોગમાયા! તું ખરી દેવી છો. મારી તારી પાસે એટલી માગણી છે કે જનમો જન્મ મારો ધણી તો કમો જ હોજો."

વીકોઇ ત્યાંથી હાલતી હાલતી કાળા ઝાલને બારણે આવીને ઓશરીઆળી થઇને ઊભી,ને કોઇ સાથે કે'વરાવ્યું કે "કમાની ઘરવાળી વીકોઇ કાળા ઝાલ! તમને બોલાવે છે."

કાળો ઝાલ એકદમ ડેલીએ આવ્યો. ત્યાં તો ચોધાર આંસુડે રડતી વીકોઇને દીઠી. જોતાં જ કાળે કહ્યું: "ઓહો વીકોઇબાઇ! આવો આવો એકલાં કેમ છો? મારો ભાઇ કમો ક્યાં છે?"

વીકોઇ કહે: "ઇતો ઘરે છે. મને એણે તર-છોડી દીધી. જાકારો દીધો. એટલે મારે એકલીને જ આવવું થયું."

કાળો કહે: 'બ્હેન તારાથી એનો અપરાધ થ્યો?'

વીકોઇ કહે: "અપરાધ તો એટલો જ કે તું અમારે ઘેર મે'માન થયો ને તારા શીલનાં કમા પાસે મેં વખાણ કર્યાં, ને રાતે નીંદરમાં તારૂં નામ ઝંખાણું, એટલે તારા ભાઇબંધે માન્યું કે, વીકોઈ કાળા ઉપર ઓળઘોળ થઇ ગઈ છે. વે'મનું ઓસડ ન હોય. એણે મારા માથે ભૂંડાઇ આદરીને મને રજા દીધી. હવે તારે આશરે આવી છું.'

કાળો કહે: "બાઈ? તેં કમા પાસે ખુલાસો ન કર્યો!"

વીકોઇ કહે: "અરે કાળા ઝાલ! એમાં મણાં રાખી નથી.

વીકોઈ વે રોઈ, કાળા પાસે કરગરી:
કમા જેડો કોઈ, (હવે) સગો સાંપજશે નહિ.

વીકોઇ ને ઊભી વાટ, જીવથી જાતી કરી;
હરચંદવાળા હાલ, કમાએ હાથે કર્યા.

વીકોઇ કલ્પાંત કરતી કાળાને કહે કે: "કમા જેવું સ્વજન પ્રાપ્ત થાય નહિ. અમારા હાલ રાજા હરીચંદર જેવા થયા."

"કાળો કહે : બાઇ ! પાછી હાલ્ય, કમાને સમજાવું."

વીકોઇ કહે: "કાળા ઝાલ ! એને બુદ્ધિભ્રમ થયો છે. તને વખતે કવેણ કે'શે અને મલક સાંભળશે. દુનિયામાં તમારૂં મિત્રુવણું વગોવાશે. અને કાળા ! તું કમાથી ડરીને મને તરછોડીશ તો હું તારે આંગણે જીભ કરડીને મરીશ. આવી ઇ હવે પાછી વળવવાની નથી."

કાળો ઝાલ કહે છે: "વીકોઇ ! તારામાં સાચ હોય તો કમો તો શું હું કાળથી પણ ડરૂં નહિં. હું કાળો ઝાલ. પણ તારૂં મન તો કાંઈ ફેરફારવાળું તો નથી ને ? તારે ને મારે દુનિયામાં હલાય એવું છે ને ?"

વીકોઈ કહે: "કાળા ! તું સૂરજની સાખે મારો ધરમનો ભાઇ છો."

"તો વીકોઇ તું સૂરજની સાખે મારી ધરધરમની બ્હેન છો." કાળે કહ્યું. મૂંઝાતી નહિ. રોકાઇ જા મારે ઘેર. હું તને જીવતાં પાળીશ. ને મૂવા બાળીશ. બ્હેન ! કમો ભૂલ્યો છે."

વીકોઇએ કાળાને ત્યાં વાસ કર્યો. કાળાની ઘરવાળીને જોગમાયા જેવી નણંદ લાધી. ઇ પણ હરખાણી.

વીકોઇ તો કાળાને આંગણે દેવી સમ પૂજાય છે. પણ કાળાના ઘરનાં સામટાં કામકાજ એણે ઉપાડી લીધાં. કંકુની લોળ્ય જેવી પોતાની કાયાને વીકોઇએ ઢોર ઢાંખરના છાણ વાસીંદાને છાસુંના વલોણામાં પરોવી દીધી છે.

કમાને ખબર પડી કે વીકોઇ કાળા ઝાલને આશરે ગઇ, પણ વાત એવી સાંભળી કે. કાળાએ અને વીકોઇએ સંબંધ ભાઇ બ્હેનના બાંધ્યા છે.

વળી એવાં પણ વાવડ મળ્યા કે વીકોઇ કામ કરે છે કાળા ઝાલનાં, પણ એના અંતઃકરણનો દેવ તો કમો જ છે. એને ઘડીએ વીસરતી નથી.

જો વિસારૂં વલ્લહા ઘડીએક ઘટમાં;
મરણ સજાયું ન મળે બાપણમાંય બતા.

એવા ખબર મળતાં કમાનો આતમરામ પણ ઉદાસી થઇ ગયો. 'અ…રે…રે વીકોઇને હું ઓળખી શકયો નહિ. કમાને પસ્તાવો ઊપડી ગયો. એનાથી કહેવાઇ ગયું:

"મરમાળાં જેનાં મુખડાં, નેહ ભરેલાં નેણ;
પ્રીત્યુ તૂટ્યે નહિ પામીએ, વીકોઈ સરખાં સેંણ.

"અ..રે..રે.. મરમવંતા જેના મુખ અને સ્નેહથી ભરેલા નેણલાં એવા વીકોઇ સરખાં સજણાં હારે પ્રીત્યું ત્રુટી ગ્યું. હવે ઇ કેમ મળશે ?

એમ થાતાં થાતાં તો કમાથી પછી 'બજારે બેસાય નઇ. ઘર ગયું ન થાય' એવી દશા આવી પડતાં એક દી કમો હાલી નીકળ્યો. ને કાળા ઝાલના ગામના પાદરમાં આવીને ઊભો રહ્યો. પાદરમાં નદી કાંઠે પનિહારીઓના ટોળાંને કમો કહે છે: "બાયું, બોનું ! મારી વીકોઇ કયાં હશે ? હવે મને મળશે ?"

બાયું કહે: "ભાઈ ! મળે કે ન મળે ઇતો અમે કેમ કહીએ, પણ હમણાં જ આ નદીના વેનમા જે ઓલી લાહી છીપર છે ને ! એની માથે બેસીને વીકોઇ વસતર ધોતી'તી. આ ઘડીએ જ ગામમાં ગઇ."

કમો ઠેઠ અહિ સુંધી આવ્યો પણ શરમનો માર્યો કાળાને આંગણે વીકોઇ પછવાડે ન જઇ શકયો. એને વિચાર થઇ પડયો કે કયું મોઢું લઇને હું વીકોઇને બોલાવીશ ! મેં બોલવામાં કાંઇ બાકી રાખ્યું નથી. પણ પોતે સાવ રહી શકયો નહિ. એટલે વીકોઇએ લુંગડાં ધોએલ નદીના પ્રવાહ પાસેની છીપર ઉપર જઈ બેઠો. ત્યાંતો વીકોઈએ ધોયેલ એના ઓઢણાની જાણીતી સોડમ કમાને આવી. ને એનું ચીતડું ચકડોળે ચડી ગયું.

વીકોઇ વે ઉતાવળી, નદીએ બો'ળાં નીર;
ચાળો લગાડયો ચિતને, વીકોઈએ ધોયાં ચીર.

એમાં વળી કમાને કોઈ એનો ઓળખીતો મળ્યો. એણે કહ્યું કે: 'અરે કમા! આવો મેલો પહેરવેશ તારો કેમ થઈ ગયો છે? તમારે ત્યાં સાબુ ને પાણી ખૂટયાં છે?

સાબુનો નહિ સંઘરો, નાહ નીર તમણે નેસ;
કમો મેલે લુગડે, વળી આવ્યો વિદેશ!

કમો એને જવાબ આપે છેઃ "ભાઈ! એવું નથી પણ—
"સાબુનો સંઘરો ઘણો, નીર ઘણાં અમ નેસ;
ઊજળાં કેને દેખાડીએ, વીકોઇ વસે પરદેશ.

"હે-ભાઇ અમારા વાસમાં બો'ળાં પાણી છે સાબુ પણ છે. ઊજળાં વસ્ત્ર પહેરીને બતાવવાનું અમારૂં જે ઠેકાણું વીકોઇ છે તો હવે પરદેશ જઇ વસે છે. હવે અમે સફેદ કપડાં પહેરી કોને બતાવીએ.

કમો શરમને લીધે વીકોઇ પાસે જઇ જ શક્યો નહિ. પોતાને ગામ પાછો આવતો રહ્યો. અને એક દી વીકોઈના પોતાના ઉપરના પ્રેમનું પારખું લેવા કમે વીકોઈને જૂઠા વાવડ મોકલ્યા કે: "બાઇ! તારે કમે તો મોટું ગામતરૂં કર્યું (ગુજરી ગયો)

વીકોઇને કાળાને આંગણે છાશ ફેરવતાં આવા સમાચાર મળ્યા ત્યાં તો વીકોઈના હાથનાં નેતરાં થંભી ગયાં ને મુખમાંથી "હાય કમા! હે મારા કમા!" એટલું બોલતાં એની મુખમુદ્રા ફરી ગઈ ને તુરત વીકોઈના ખોળિયામાંથી પ્રાણ ઊડી ગયાં. કાળે ઝાલે વીકોઇને ધન્યવાદ દીધા.

હોળી હૈયામાંય, ખોડસ વિના ખડકાવિયુ;
પરજળિયું પંડયમાંય, વરાળું વીકોઇને.

વીકોઇએ પોતાના હૈયા માથે લાકડા વિના ચિતા ખડકીને વિરહ અગ્નિ પ્રગટ કર્યો. એ અગ્નિથી વીકોઇનો દેહ ખાક થઇ ગયો.

કાળે ધરમની બ્હેનના છેવટના સંસ્કાર કર્યા. કમો ઝૂરતો રહ્યો હશે.

કોઇ કટારાંપે મરે, કોઇ મરે વિષ ખાય;
પ્રિત તો એસી કીજિયે, હાય કર્યે જીવ જાય.

*

## ફ્લુની ઝપટે ચડેલા કવિ

"આપ મજામાં હશો, ત્યાંથી અહીં આવ્યા પછી હું ફ્લુમાં પટકાઇ પડેલો. કુટુંબના એક પછી એક સભ્યને લહાણુમાં લીધા, અને મને અશક્ત બનાવી સપ્તપદીના પાઠ ભણાવી, ઉધરસ સાથે પરણાવી ગોર મહારાજ વિદાય થાય તેમ ફ્લુ વિદાય થઇ ગયો. પણ હું અને ઉધરસ એવા પ્રેમમાં પડી ગયા કે ન પૂછો વાત. હું ઉધરસનો સંગ ન છોડું અને ઉધરસ મારો સંગ ન છોડે એવા દિવ્ય પ્રેમમાં પડીને મેં વીસ દિવસ સુધી મધુરજની માણી ત્યાં એકાએક 'ઊર્મિ નવરચના' આવ્યું, મેં હાથમાં લીધું ને તેના વાચનમાં મગ્ન થઈ ગયો. 'ઊર્મિ' ઉપરના મારા પ્યારને જોઇને અદેખી ઉધરસ મારાથી રીસાઈ ગઈ, પણ હું શું કરું છું તે જોવા સવાર સાંજ આવીને મારી ખાનદાન ગૃહિણીની જેમ ખબર લઈ જાય છે.

એક મિત્રના પત્રમાંથી—સં.

# કવિ કેસરી ને શિકારી

બળદેવભાઇ નરેલા

"કવિરાજ ! એક દિવસ અમારૂં આંગણું પવિત્ર કરો."

"જરૂર આવીશ કોઇ વખત એ તરફ નીકળવાનું થશે ત્યારે આપને ત્યાં એકાદ દિવસ રોકાવાની ઇચ્છા છે. આપ તો મહારાજના અંગ છો."

જોધપુર મહારાજના ઉમરાવ દેવીસિંહજીએ કવિરાજ હુકમીચંદને પોતાની જાગીરમાં પધારવા આમંત્રણ આપ્યું. કવિરાજ મોટા વિદ્વાન અને સભારંજની હતા. તેમનાં ડીંગળી ભાષાનાં ગીતો તો એટલાં પ્રખ્યાત હતાં કે એવી કહેવત કહેવાણી કે : "ગરૂડ બચ્ચાં જ્યું હાલિયાં હુકમીચંદરા ગીત." ગામોગામ તેમનાં ગીત પ્રસિદ્ધ હતાં.

જોધપુર મહારાજ પાસેથી આઠેક દિવસની રજા લઈ કવિરાજ નીકળેલ, દસેક ઘોડેસ્વારો સાથે હતા. ગામતરેથી પાછા ફરતાં જ્યારે દેવીસિંહજીના ગામ પાસેથી પસાર થયા ત્યારે કવિરાજને યાદ આવ્યું કે મને ખાસ દેવીસિંહજીએ આમંત્રણ આપ્યું છે અને હવે જો નહીં જાઉં તો તેમને ખોટું લાગશે. એટલે પાદર ઘોડાં ઊભાં રાખી એક જણને તપાસ કરવા મોકલ્યો કે દેવીસિંહજી ઘેર છે કે નહીં. માણસે ઘેર આવી પૂછ્યું :

"દેવીસિંહજી છે ?"

તેમના નાનાભાઈ દોલતસિંહજીએ જવાબ આપ્યો કે : "ભાઇ તો બહારગામ ગયા છે, આપને શું કામ છે ?"

માણસે કહ્યું કે : "કવિરાજ હુકમીચંદ પાધરથી નીકળ્યા છે અને તે પુછાવે છે."

દોલતસિંહજીએ વિચાર કર્યો કે : "ભાઇ ઘેર નથી અને કવિરાજ વયા જાય તો તો ખોટું કહેવાય."

એટલે પોતે કવિરાજના માણસ સાથે ગયા. જઇને કવિરાજને વિનંતી કરી કે :

"કવિરાજ ! ભાઈ તો બહારગામ ગયા છે, પણ આપ ડેલીએ પધારો, રોટલા જમી પછી પધારો."

કવિરાજે કહ્યું : "અત્યારે આપ માફ કરો. ફરી ક્યારેક ભાઇ હશે ત્યારે આવશું. હું પણ ઉતાવળમાં છું. વળી ભેગા બધા અસવારો છે."

દોલતસિંહજીએ કહ્યું : "કવિરાજ ! માતાજીની દયા છે. કોઇ હરકત નથી. ભલેને ગમે તેટલા અસવારો હોય ! હું આપને જવા નહીં દઉં. અને જવું હોય તો મારી પર ઘોડું હાંકી વહ્યા જાવ." તેમ કહી ઘોડાની સરક ઝાલી દેવીસિંહજી ઊભા રહ્યા. કવિરાજજી પણ સાચા આગ્રહથી પ્રભાવિત થયા અને દોલતસિંહજીની ડેલી તરફ સહુ ડાયરો ચાલી નીકળ્યો.

ડેલીની માઢ મેડી ઉપર પૂંભીદાર જિલ્લા પથરાઇ ગયા. મૂંઢો મૂંઢો હાથનાં ગદલાં માથે રેશમી ધડકિયું બીછાવી દીધી. કાવા કસુંબા થવા માંડ્યા. અને તરઘટ જેવાં પાંચેક ભેંશનાં દૂધનું જેમ દહીં જામી જાય તેમ દાયરો એકરંગ જામી ગયો.

ઘોડાં ઘોડારમાં બંધાઈ ગયાં. સૂડાની પાંખ જેવા બાટાની નીરણું તથા મૂઠી ફાટે એવા બાજરાના પાવરા ઘોડાં માટે તૈયાર થઇ ગયા. રજકાના ભારાના ગંજ લાગી ગયા. માણસો તૂણસો જેટલાં હતાં તેટલાં બધાં કામે લાગી ગયાં.

રસોડે શિરા–પૂરીની કડાયો ચડી ગઇ. ભાત ભાતની વાનીઓ તૈયાર થવા માંડી. જ્યાં બારની ઠોકર પડી ત્યાં બત્રીસ જાતનાં ભોજન તૈયાર થઇ ગયાં. કવિરાજ પચીશ જણાની પંગત લઇ જમવા ઊઠયા. દોલતસિંહજી તો કવિરાજ પાસે થોડા થોડા થઇ સેવા બજાવવા માંડ્યા. ડાયરો ખૂબ આનંદથી જમી બપોરના ઘડીક આરામ કરવા ગયા.

કવિરાજજી હાથીપગા ઢોલિયા ઉપર સૂતા છે.

પ એ હોકો નાખી દીધો છે વાગદ ધીમે ધીમે પગ દબાવી રહયો છે તેવામા કવિરાજ થાકેલ હતા તે ઊંઘ લાગી ગઇ દોલતસિહજી આવ્યા વાળદને કહે છે 'જરા ઊભો થા મને પવિત્ર થાવા દે તેમ કહી હાથેકથી વાળદને ઊભો કરી પોતે—દોલતસિહજી કવિરાજના પગ દબાવવા લાગ્યા કવિરાજ પ મુ ફરતા ફરતા નજર કરે છે તો દોલતસિહજી પગ દબાવે છે ભાળતા જ કવિરાજને મોજનો હિલોળો આવ્યો

"દોલતસિહજી આપ ?'

'જી હા કવિરાજ, આજ પાવન થયો છુ સેવા કરવા દયો

કવિરાજ પથારીમા બેઠા થઈ ગયા "અરે, બા મરદ! તે શુ એવુ કામ કર્યુ છે કે જેને હુ બિરદાવુ? તે કોઇને હાકલ કરી વા કર્યો છે?"

"ના કવિરાજ, મારે એવો પ્રસગ આવ્યો નથી'

"કોઇને કઇ દીધુ છે?'

'ના કવિરાજ, ભાઇ બધીય વાત કરે એટલ અમે તો ભાઈની આજ્ઞા પ્રમાણે કરીએ એક વાત છે પણ એક જ, એવી મોટી નથી એક વખત મારે ડુગરની ગાળીમા ખેતર છે ત્યા દાડિયા લઇ ગયેલ અને તેમા એક વાઘનુ બચ્ચુ આવી ચડયુ તેને મારા હાથમા કોદાળી હતી તે એક વારદી અને તે મરી ગયુ '

કવિરાજ કહે 'અરે બડામરદ! એ તો તે સાવજનો શિકાર કર્યો એમ કહી કવિરાજે કલમ લાધી અને ગીત લખાયુ કે

### ગીત સપાખરૂ

"ઘૂમે હાથલા શલાવ નખા બીજ જયુ ઝુકતી ઘટા,
લોએણા ઉઠતી જવાળ લગી જેણે લાએ,
તેજ હોકારએ દોલા હુ તા રાયજાદા તુ હી
બકાર બે અશો બાઘ બરૂથા બોલાએ ૧

ડાકી કાળરૂપી ડાઢ, ઉગેડે કટારા ડહ્કા,
ભીમનાદ રેડે ભેડે ગરદા ગભીર
આહેડે આખેટે ખેડ, બીર દોલતેશ વાગા
કેડે લાગ્યો છેડયે તુહી ડાકીયા કઠીર ૨

મહા પાવ દેતો આયો બાબરેલ ડાલા મથો,
જાણ્ જયુ સમાધી લેતો જગાયો જોગદ્ર,
દબાયો જમાયો પ્યાલો જુવાણી જોશેલે દોલે
માટી પણો બતલાયો શેશેલ મય દ–૩

ધમ્યો સૂર ઊગ્યો કે ના તારો વજ્ર છૂટયો જાણ,
છૂટયો જાણ્ય ધમ્યો ગોળો, તોપહી ઉછટ
તાય ઊડ, તાય ગોળી લાગી અશી થાપા તાડે,
પછી ધૂબછોડ લાગી બાણુજી પ્રછટ–૪

કુવરા શ્રગાર દેલા રૂપ ઓછા હરાકીજે,
આહેડે ઉમરા કીજે, થાહરા ઓનડ
તેજ પુજ દુજા થકા, તાહરા ગરદા તોકા,
પૃથીમે જાહરા જાગ, નાહરા પછાડ–૫

હકમીચદજી આ ગીત ડાયરામા સભળાવવા પધારી ગયા ગીત પ્રસિદ્ધ થઇ ગયુ જે કોઇ આવે તે દોલતસિહજીની ડેલીએ આવે ત્યારે આ ગીત કહે દોલતસિહજી બદૂક જાણતા ન હતા પણ ગીત પછી બદૂકની તૈયારી કરવા માડયા અને છ મહિનામા મોતીમાર થઇ ગયા બાર મહિને પહેલો સાવજનો શિકાર કર્યો તે સાવજ જ્યારે તેમના શિરોઇના ઠકરાણી દેતા તેમને બત યા ત્યારે તેણે કહ્યુ કે 'આ તો ગલુડિયુ કહેવાય સાવજ તો જેદી શિરોઇનો મારો તેદી ખરૂ કહેવાય

આ સાભળી દોલતસિહજીએ પ્રતિજ્ઞા લીધી કે શિરોઇનો સાવજ માર્યા પછી પોતાની જાગીરનુ પાણી પીવુ

દોલતસિહજી શિરોઈ આવ્યા તમના સસરાને ખબર પડતા એટલે તેમણે માણસોને કહ્યુ કે કોઈ નબળો મોળો સાવજ ગોતી જમાઇની પ્રતિજ્ઞા ઝટ પૂરી કરો

માણસોએ કહ્યુ બાપ! અહી શિરોઈના પહાડોમા કોઈ નમળો સાવજ જ નથી અને જમાઈ સાહેબ પણ સાવજનો શિકાર માગે '

તેમ કહી મેડા નાખ્યા. દોલતસિંહજી બંદૂક લઇ મેડે બેઠા માણસો પાછળ બેઠા. સવારનો પ્રહર અને થોડે થોડે સાવજો પાણીને ધૂને પાણી પીવા આવવા માંડ્યા. સારો સારો સાવજ ભાળે કે તુરત દોલતસિંહજી માણસ સામું જુએ. એ ના પાડે 'આ નહીં, હજુ આવશે.' તેમ કરતાં કરતાં અધક ગાઉ ઉપરથી એક સાવજે ધણધણાટી દીધી પણ મેડા ઉપર થડકા લાગવા માંડ્યા, અને ધીરે ધીરે આવી પાણીના પ્રવાહ ઉપર મોઢું માંડ્યું પણ પ્રવાહ દૂકી ગયો. બધા સાવજો બચોળિયાં જેમ પગમાં આળોટવા માંડ્યા. ખેરના ઇંગારા જેવી આંખ્યું. ગરેડીના ખીલા જેવા દાંત, દસેક ભેંસુની છાશ ઘૂમતી હોય તેવું ગળું વાગે છે અને પાણીથી જેમ ઊંચું માથું કરવા જાય છે ત્યાં દોલતસિંહજીએ બંદૂકનું નિશાન લીધું. માખી, મસીદ, અને કપાળ એક થયાં અને ફટકારી, ફટકારતાં ત્યાંથી મેડાના બીજા માળ સુધી તળપ મારી નીચે પડ્યો. આ દશ્ય બધાના ચિત્રામણમાં આળેખાઈ ગયું. બધા દોલતસિંહજીનો બંદૂક પરનો કાબુ જોઈ છક્ક થઇ ગયા. દોલતસિંહજીએ એ અદ્ભુત સાવજનો શિકાર કરી કવિરાજ હકમીચંદના ગીતની સાર્થકતા કરી બતાવી. ત્યારપછી બંદૂકથી કોઈ પણ જીવ હિંસા ન કરવી તેવી પ્રતિજ્ઞા લઇ ગૌરવ સહિત પાછા ફર્યા. એ વખતમાં દોલતસિંહજી પાસે જેવી બંદૂક હતી તેવી બંદૂકો "દોલાસાય" બંદૂક કહેવાતી.

**નોંધ:** સિંહ–શિકારના પ્રશસ્તિ ગીતો અંગે નવેમ્બરના દીપોત્સવી સિંહાંકમાં નિર્દેશ કરેલો છે ને દષ્ટાંતરૂપ પ્રશસ્તિ ગીતો પણ એ અંકમાં આપેલાં છે. કવિ, શિકારી ને કેસરીની આ ઘટનામાં આવતા કવિરાજ હકમીચંદ રાજસ્થાનના મહાન કવિઓમાંના એક ગણાય છે. એમની ઘણી રચનાઓ સુપ્રસિદ્ધ છે. એમાંની મિશ્ર ડીંગળીની આ રચના ખૂબ પ્રસિદ્ધિ પામેલ છે. ઘટનાની મજા એ છે કે પ્રશસ્તિગીત પ્રથમ રચાયું છે ને એના વડે ઉત્તેજાઇને સિંહશિકારની શક્તિ કેળવાઇ છે.—સ.

*

## ઢોલાને કાજે

ઢોલા ઓલ્યા ધડૂકે ઢોલ, વેલડે વાગતી ઘૂઘરમાળ;
ઢોલા અમે ઢાળ્યા ઢોલિયા, ઓલ્યા દીવડે આળપંપાળ
હસીને હિંડોળ બાંધિયા, અમે આંબલિયાની ડાળ્ય;
ખાંતે ખાંતે ખેલ્યા ઢોલારાણા, અમે નાનેરાં બાળ !
વનમાં વાગે શરણાયું ઢોલા, વનમાં વેલડાં ધમકયાં જાય;
વનમાં મળાવ્યા મેડીબંધ મો'લ, મોભારે મોતીડાં ઝબકયાં જાય.
વનમાં વાયા લીલુડા છોડવા, વાયરે લળી લળી જાય;
ઢોલાને કાજ કાજળ આંજિયાં, નેણલાં ઢળી ઢળી જાય.
ઢોલો ઊભા નગરી વચ્ચ, મેલો મેલો અમારલા હાથ;
વગડે વાવેલા અમે વખડા ઢોલા, સીમાડે શમણાંના સંગાથ.
હાટે હાટે ઢોલો ફર્યા, મૂલવ્યાં મોંઘેરી ચૂડલીનાં મૂલ;
ઢોલે ધોરીડા જોડિયા, શણગારી ઝવાલાખની ઝૂલ.
કનાં રમતાં આવે ઘોડીલા, ફૂણુ રે મારગડે ઉડાડે રેત;
ઢોલાને કાજ મેલ્યાં મા ને બાપ, મેલ્યાં મહિયરનાં હેત.

—કાનજી માલધારી

# ભીમસર

પુષ્કર ચંદરવાકર

[આ લોકકથા તા. ૫–૧–'૭૦ના રોજના ઢાંકના પ્રવાસમાં આકસ્મિકપણે સાંપડી છે. ઢાંકની દક્ષિણે જર્જરિત દશામાં આજે ય ભીમસરનું તળાવ છે. ઓવારા ખંડિત બની ગયા છે. તળાવમાં પાણી નથી, તેથી ગાડામાર્ગ પડયો છે.

તા. ૫–૧–'૭૦ના રોજ સૌરાષ્ટ્રના ઈતિહાસના ક્ષેત્રીય સંશોધનના કામે ઢાંક ગયા, અને સૂર્ય-નારાયણની મૂર્તિની શોધમાં ઢાંકની દક્ષિણ દિશાની વાડીઓમાં જીપ લઈ ગયા ત્યારે શ્રી. જશવંતસિંહ વાળા હેડમાસ્તર ઢાંક મહાશાળા–અમારી સાથે હતા. તેઓ લગભગ ચાલીશેકની વયના છે. તેમણે સ્વાભાવિક રીતે આ લોકવાર્તા કથી નાખી.
—પુ. ચં.]

ભીમસરનું તળાવ તૂટલફૂટલ દશામાં છે, ઢાંક ગામની દખણાદી દિશાએ. તેમાં દુકાળના કારણે પાણીનું ટીપું ય નથી. ઓવારા ખંડિત થઇ ગયા છે, ને તૂટી ખરી પડયા છે.

તળાવમાં પાણી નથી, તેથી ખેડુલોકોએ તળાવમાં ગાડા મારગ પાડયો છે.

આ તળાવ જૂનું પુરાણું છે અને તેનો પણ ઈતિહાસ છે.

" ઈતિહાસ કે' ? "

" ઈતિહાસ જ કેવાય ને ! તેની ય લોકકથા છે. "

"કેવી લોકકથા છે?"

બહુ જૂની લોકકથા છે. કંઈક વરસો પહેલાં ઢાંક ગામમાં ભીમ રાજગોર રહેતા તેમને સાત પુત્રીઓ હતી. સાતેય પુત્રીઓ મોટી થઈ, પરણાવવાને લાયક. ભીમ રાજગોરે દીકરીઓના વર માટેની ચારેકોર ગોતા-ગોત કરી અને જુવાન, ગુણીલ અને રૂપાળા સાત જુવાનો નાતમાંથી ગોત્યા ને સારા મૂરતે સાતેય કન્યાઓને પરણાવી દીધી.

પણ દીકરીઓના કપાળમાં લગ્નજીવનનું સુખ મંડાવ્યું ન હતું. આથી ભીમ રાજગોરની સાતે સાત દીકરીઓ વિધવા થઈ, દુઃખાણી, એક તો બ્રાહ્મણનું ખોરડું અને તેમાં જુવાન દુઃખાયેલ સા...ત સા...ત દીકરીઓ ! બાપના દુઃખનો તો પાર જ ન રહે ને, પછી ભલેને ભીમગોર પહોંચતા રહ્યા !

ભીમગોર વિધવા દીકરીઓની ચિંતામાં અડધા થવા લાગ્યા, ત્યારે તેમને વિચાર આવ્યો: 'લાવને, નાતને તેડાવું અને નાત આગળ મારા મનની મૂંઝવણ ઠાલવું.'

ભીમ ગોરે બ્રાહ્મણ ગોરોની નાતને પોતાના ખોરડે નોતરી અને નાતના પટલિયા ઢાંક આવ્યા. સૌને ભીમ રાજગોરે જમાડયા, અને સૌ ભીમ રાજગોરના ખોરડાની ઓશરીમાં ભેળા થયા ત્યારે રાજગોરે મૂંઝવણ કહેવા માંડી, હાથ જોડીને : 'નાત ગંગાનો અવતાર કે'વાય ! નાત મારા આંગણે આવી તેથી હું પવિતર થયો છું. અને મારા મનની એક મૂંઝવણ નાત આગળ ઠાલવી હું હળવો થવા...'

ભીમ ગોર પૈસેટકે સુખી હતા, સ્વભાવના ગરવા હતા તેથી તેમનાં શાખ, આબરુ અને પકડ નાત પર સારાં હતાં તેથી નાતે ભીમ ગોરને કહ્યું : 'ખુશીથી તમારી મૂંઝવણ નાતને કહો :

ત્યારે ભીમ ગોરે હાથ જોડી, નત મસ્તક રાખી વાત શરુ કરી. 'મારા કુળમાં સાત દીકરીઓ જલમી. એકે એક રતન સમાન. બાપ તરીકે કાળજી લઈને મેં સાતેય ને સુખી ઘરે પરણાવી. નરવા મૂરતિયા ગોત્યા, પણ ધાર્યું' ધણીનું થાય છે."

નાત પટેલમાંથી કોઈ બોલ્યું : "સાચું છે!"

"અને સાત જમાઈમાંથી કોઈ જમના ઝપાટા-

માંથી ન બચ્યા સાતેયને ભગવાને તેના દરબારમાં તેડાવી લીધા અને મારી સાતે સાત જુવાન દીકરીઓ દુ:ખાણી છે!" ગોરની આંખમાંથી આંસુ ખર્યાં ત્યારે નાતના કોઈએ તેમને આશ્વાસન આપ્યું. બેઠેલ સૌ ગદ્‌ગદિત બની ગયા. તે સૌનાં મોંમાંથી વેણ સર્યાં : "ગોર, તમે તો પૂણ્યશાળી જીવ છો, આ તો પૂર્વ જન્મના સંચિત કર્મ હશે !"

ગોરે કોઈ ઉત્તર ન આપ્યો, ત્યારે નાતપટેલ બોલ્યા : "પણ તમારે નાત આગળ આટલી જ વાત મેલવી'તી કે ?"

ગોર ખોંખારી બોલ્યા : "ના આગળ કે'વાનું છે" ને તેમણે વાતને આગળ વધારી : "હાથ જોડી નાત પાસે ભીખ માગવા આવ્યો છું."

"શી વાત છે ? કહી દયો !"

"આ સાત સાત જુવાન રૂપવંતી વિધવા દીકરીઓને સાચવવી કોઈ પણ બાપને ભારે પડે, આથી નાતની પાસે રજાચિઠ્ઠી ફડાવવી છે કે મારી દીકરીઓને વિધવા વિવાહ કરવાની છૂટ આપો. અને તે સાટે નાત કે'શે ઈ દંડ નાતના ચરણમાં ધરી દઈશ."

આ તો બ્રાહ્મણની જ્ઞાતિ. પુનઃલગ્ન થાય જ નહીં, ત્યાં ભીમ રાજગોરે આ માગણી મૂકી ? કેટલાક પટલિયાના માથે વીજળી તૂટી પડી હોય તેવું લાગ્યું. ચણભણ ચણભણ મંત્રણાઓ થઈ. થોડા મત-મતાંતરો ઊભા થયા અને છેવટે નાત પટલ ઊભા થઈને બોલ્યા : "ભાઈઓ, સાંભળો."

સૌ શાંત બની બેઠા.

ત્યારે નાત પટેલે વાતને આગળ કહેવા માંડી. 'જુવો, ભીમ રાજગોરને સા...ત સા...ત દીકરીઓ છે. રૂપરૂપનાં અંબાર. ભરજોબને બાઈઓ છે. પરણીને સંસારના સુખ માણ્યાં નથી ત્યાં તો વિધિ રૂઠીને સાતેસાતના પરણ્યાને જમના તેડાં આવ્યાં. કાળો કેર થ્યો કે'વાય ગોર માથે. આમાં દીકરીઓનો કોઈ વાંક નથી. ઈમની જીંદગાનીને રાંડીપામાં રોળાય ના. માટે આપણી નાત સાતેય દીકરીઓને નવા ઘર કરવાની છૂટ આપવા વિચારે. હું આમાં દીકરીઓનો કોઈ દોષ નથી જોતો ને તેથી હું તે દીકરીઓને ફરી ઘર કરવાના છૂટ આપવાના મતનો છું.

નાતના બીજા પટેલિયા ત્યાં હાજર હતા, તેઓ એક બીજાના મોં સામે જોવા લાગ્યા. થોડીવાર મસલત થઈ અને છેવટે નાતના સૌ પટલિયા એક મત થઈ બોલ્યા : 'દીકરીઓને ફરી ઘર કરવાની છૂટ અપાય, પણ ભીમ ગોરે નાતના કહ્યા પ્રમાણે દંડ ચૂકવવો જો'શે!"

ભીમ ગોર ઊભા થયા અને હાથ જોડી બોલ્યા : 'નાત કે'શે ઈ દંડ ભરી દઈશ.'

ત્યારે સૌ એકબીજાની સામે જોઈ મસલત કરી નાતપટલને તે અંગે ચૂકાદો આપવા સૂચવ્યું. નાતપટલ ઊભા થયા અને બોલ્યા: 'ભીમ ગોરે મોળાપાતળા ને કાળના વરસે ઢાંક ગામના પાદરમાં તળાવ ખોદાવવું.'

ભીમ ગોરે ઊભા થઈને નાતપટેલોની આના શિર પર ચડાવ્યાનો અભિનય કર્યો અને નાતને ખાત્રી આપી કે હુ તળાવ ખોદાવીશ.

તંદુરસ્ત અને નરવા જુવાનો ગોતી ભીમ ગોરે ત્યાર કેડે સાતે સાત દીકરીઓને ઠામ બેસાડી ને બીજું વરસ કાળનું આવતાં ઢાંકની દખણાદી દશે તેમણે આ તળાવડી ખોદાવી.

ત્યાર પછી રાજગોરની નાતમાં પુનર્લગ્નનો સુધારો દાખલ થયો. *

વળી આધાર-બીજની ( Motif ) દૃષ્ટિએ પણ આ લોકકથાનો અભ્યાસ કરવો જરૂરી છે. કદાચ સૌરાષ્ટ્ર ગુજરાતમાં આવા કારણસર જળાશય ખોદાવ્યાની બીજી લોકકથાઓ હોય પણ ખરી. મેવાડમાં 'જયસમંદર'-નું વિશાળ તળાવ છે. તેની લોકકથા પણ પાપના પ્રાયશ્ચિત સાથે સંકળાયેલ છે. આ લોકવાર્તામાંનું ઉદાતત્ત્વ તે કથામાં નથી. મેવાડના રાજવીના ક્રોધી સ્વભાવના કારણે બાળહત્યા, સ્ત્રીહત્યા અને બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિતની તે કથા છે.

આધાર-બીજના સંશોધન માટે ભારતીય લોકસાહિત્યમાં નાતના દંડની, શાસ્ત્રના દંડની કે એવા કોઈ દંડની કથાઓ એકત્રિત કરવી પડે, જે દંડ દ્વારા કોઈ જળાશય અસ્તિત્વમાં આવ્યું હોય.

---

* લોકવાર્તાના શાસ્ત્રની દૃષ્ટિએ આ લોકવાર્તા મહત્ત્વની દેખાય છે. જળખેંચના કારણે માધાવાવ, શમેળાનું તળાવ ખોદાયાની ગીતકથાઓ ગુજરાતી લોકસાહિત્યમાં સાંપડે છે, પણ સામાજિક સુધારા સાથે સંકળાયેલ આ લોકકથા વિરલ લાગે છે.—પુ. ચં.

# આદિવાસીઓનો અલંકાર શોખ

જયંત મલકાન

અલંકાર એ અંગનાની પ્રિય વસ્તુ છે નારી સંસ્કૃતિનું તે સર્જક તથા તેમની પ્રતિષ્ઠાનું પ્રતિક છે તેમાંય તે આદિવાસી નારીને માટે તો એ એક જીવનનું અવિભાજ્ય અંગ છે બીજા શબ્દોમાં કહીએ તો તેમનું માનસિક જીવન ઘરેણાંના રંગોથી રંગાયેલું છે એ તેમનું જીવન સાથી છે યુગોનયુગો વહી ગયા પણ તેમનો ઘરેણાંનો શોખ ક્યારેય ઓછો થયો નથી

જે અંગો વસ્ત્રોથી ઢંકાયેલા રહે તે સર્વેને ઘરેણાંથી લાદવાની તેમની અભિરુચિ કે વૃત્તિ અજાણી નથી કેટલાક અલંકારો પહેરવામાં મુશ્કેલી પડે અંગો સોજાઈ જાય તો પણ પહેર્યા વગર ન રહે બેડીઓની પેઠે તેમના અંગો ઘરેણાંથી જકડાઈ જાય તો પણ ઘરેણાં ઓછા ન કરે આંગળાના વેઢાથી માંડીને તો છેક ખભા સુધીના હાથને તો તેઓ લાખના રમતા ચૂડલા તથા જસત, કથીર કે રૂપાના કડાથી ભરી દે હરવા ફરવામાં કે ચાલતા તકલીફ પડે તો ઘડીભર માથે બે હાથ ટેકવીને ચાલે પણ ઘરેણાં ઓછા ન કરે ઢીંચણથી ઘૂંટી સુધીના પગ કાંબી કડલાંથી લાદી દે આમ પાંચ પાંચ શેરના વજન પગે બાંધીને ફરતા જે અગવડતા થાય તે હસતે મુખે સહી લે અંદર છાલા પડે કે ગડગૂમડ થાય તો પણ ઘરેણાં કાઢે કે કપાવે તે બીજા વળી આ પગનાં ઘરેણાં પણ કેવાં? કોઈથી કાઢ્યા જલ્દી નીકળે નહી કાતો ઘરેણું કાપવું પડે યા તો અંગ જીવન મરણના આ સાથીને તો કેમ તજાય? કે લાખ રૂપાનાં ઘરેણાં તો મૃત્યુ થાય ત્યારે ચેહમાં સાથે બળવા દે પણ વિખુટા ન પાડે ગળાની હાંસડીનો મોહ પણ તેમનો કેવો? મનગમતી હાંસડી ન મળતાં જીવન સાથીને પણ છોડી દીધાના બનાવ બન્યા છે આમ ઘરેણાંની ભૂખે તો તેમના સંસાર અને સંસ્કૃતિમાં શું શું નથી કર્યું?

આદિવાસી બહેનોનો વરેલ નો આ શોખ તો મૂળે ગળથૂથીમાંથી જ પોસાતો આવ્યો છે આમ આ ઘરેણાં સાથે તેમને અતૂટ સગાઈ કાંઈ નવી નથી પણ આદિના આદિકાળની આ સગાઈ છે મનુષ્ય એ એક એવું પ્રાણી છે કે તેના ઉપયોગની મહત્વની ચીજ પોતાની સાથે લઈને હરવા ફરવાનો આગ્રહ રાખતું આવ્યું છે જે કાળે માનવી પશુ જીવન જીવતો ત્યારે પોતાની આ વિશિષ્ટ પ્રકારની લાગણી તથા સૂઝ શક્તિના કારણે ઉપયોગમાં આવતી નાની મોટી ચીજ વસ્તુ સાથે લઈને ફરતો તેમાંથી કટલીક વસ્તુ ગળે, હાથે તથા પગે પણ લાદતો તથા બાંધતો અને તેમાંથી આ ઘરેણાંનો જન્મ થયો સમય જતા આ લદેલી વસ્તુમાં ક્રમે ક્રમે સુંદરતા કળા, શણગાર તથા અન્ય લાગણીઓ, માન્યતા શ્રદ્ધા અશ્રદ્ધા, જંતર, મંતર, ધર્મ, રિવાજો વગેરેનું સિંચન થયું અને તેમાંથી ઘરેણાંનો વિકાસ થયો જુદા જુદાં સાધનો દ્વારા પોતાના શરીરને અલંકૃત અને વિભૂષિત કરવાની વૃત્તિએ જોર પકડ્યું નર અને નારીના હૃદયમાં આ શોખે ભારે પકકડ જમાવી પણ આજે તો તે નારીવૃંદને જ વળગેલ છે. તેમ છતાંય જગતના કેટલાક ભાગના આદિવાસીઓમાં તો ઘરેણાંનો શોખ સ્ત્રી કરતા પુરુષોમાં વધુ જોવા મળે છે પીછા અને શિંગડાથી માંડીને રૂપાનાં ઘરેણાં પહેરવામાં તે ગાંડાતૂર થતા જોવા મળે છે આમ આદિકાળથી તેઓની ઘરેણાં સાથેની સગાઈ અતૂટ અને અખંડ રહેતી આવી છે પણ તેમનામાં ક્યારે ઘરેણાંનો ઉગમ થયો તે કહેવું મુશ્કેલ છે પ્રાચીન શિલ્પકળા અને ચિત્રકળાના નમૂનામાં આજે કરાય નાકનું ઘરેણું જોવા મળતું નથી એટલે તે પાછળથી દાખલ થયાનું મનાય છે જ્યારે કેટલાક ઘરેણાં આદિકાળથી પરંપરાગત ચાલ્યા આવ્યા છે અને જ્યારે કેટલાકમાં વખતો વખત ફેરફાર થતો આવ્યો છે પરંતુ આદિવાસીઓનાં ઘરેણાંમાં વિશે

ષતા તો એ છે કે તેમાં નોવેલ્ટી ખાસ બદલાતી નથી. જૂના પુરાણાં થતાં તેને ફરી ન ઘડાવે એ તો તેને ભંગારમાં વેચી નાખે. અને બીજા નવાં તૈયાર જ ખરીદે. વળી તે પણ વારસાગત ઘાટના જ. તેમની આ પ્રથા એકધારી ચાલી આવી છે. પરિણામે જે કાળથી તેમનો વિકાસ સ્થંભ્યો છે તે કાળમાં ઘરેણાંના ઘાટની છાંટ આજસુધી જળવાઈ રહી છે. આથી તેમનાં ઘરેણાંની ધાતુ અને પ્રકાર ઉપરથી જુદા જુદા આદિવાસીઓનો કયા કાળથી વિકાસ થંભ્યો છે અથવા કયા યુગ સુધી વિકાસ થયો હતો તે સહેજે તારવી શકાય છે.

જુદી જુદી આદિવાસી ટોળીઓનો વિકાસ જુદી જુદી કક્ષાએ થયેલ હોઇ તેમનાં ઘરેણાંની ધાતુ અને ઘાટ, કાળ અને પરિસ્થિતિ પ્રમાણે ભિન્ન એવા જોવા મળે છે. બીજા શબ્દોમાં કહીએ તો આમ જુદી જુદી આદિવાસી ટોળીઓના ઘરેણાંમાં જુદા જુદા પુરાણા યુગોની કળા અને સંસ્કૃતિ તથા સુંદરતા અને શણગારના ખ્યાલોનો ઇતિહાસ સંગ્રહાયેલો પડયો છે. બાહ્યસમાજથી ઘણાં અલિપ્ત થયેલા ડુંગરો અને જંગલોમાં વસતા આદિવાસીઓમાં ઘરેણાં હજુ મહદ્ અંશે પીંછા, ઘાસ, ડાંખળા, ફળફૂલાદિ તેમજ શિંગ અને હાડકાંના જોવા મળે છે. જે આપણને આદિ માનવ જીવનની સંસ્કૃતિની યાદ તાજી કરાવે છે. વળી કયાંક કયાંક તેઓના પથ્થરનાં ઘરેણાં પથ્થરયુગની યાદ આપે છે. હાથીદાંત લોખંડ, તાંબુ, જસત કે કથીરનાં ઘરેણાં જુદા જુદા ધાતુયુગોની સ્મૃતિ કરાવે છે. સોનાના યુગમાં તેઓ ખાસ પ્રવેશ્યા નથી. તેઓ રૂપા સુધી આવીને અટકયા છે. આમ તેઓને સાંસ્કૃતિક અને ઐતિહાસિક વિકાસની રેખા કયાંથી અટકી એ તેમના ઘરેણામાં જળવાયેલી ધાતુ અચૂકપણે નિર્દેશન કરે છે.

આ ઘરેણાંએ તો આજે આદિવાસી નારીને મોહની લગાડી છે. તેના ઘાટે આદિવાસી નારીનું જીવન ઘડાતું રહ્યું છે.

આજે તો ગરીબીના કારણે બધી જ આદિવાસી સ્ત્રીઓનો ઘરેણાંનો મોહ પૂરો સંતોષાતો નથી. તેમ છતાંય ગરીબમાં ગરીબ આદિવાસી નારી પણ પગનાં કડલાં, કાંડાનાં કડાં, હાથની ચૂડલી, નાકનો કાંટો કે ઘરેણું તથા કાનના કોઈકને કોઇક પ્રકારના લટકણિયાં વગરની જોવા નહીં મળે. જેમ જેમ આર્થિક સ્થિતિ સુધરે તેમ તેમ ઘરેણાં વસાવે. અને જેની પાસે વિશેષ ઘરેણાં તેમ તે પોતાને વિશેષ સુખી માને.

કુમારીકાઓ પણ નાની મોટી મજૂરી કરતા જે કંઇ રોકડ બચાવે તેનાં ઘરેણાં કરાવે અને લગ્ન પછી સાથે લઈ જાય.

નાની નાની આદિવાસી બાળાઓ પણ ઘરેણાં વગર ખાલી ના હોય. તેના નાનકડા કાંડામાં પણ કડાં હોય અને પગમાં કલ્લાં હોય. સમય પાકતાં નાક, કાન વીંધાવે. કંઈ ન હોય તો છેવટે લીમડાની સળીથી તારની વાળી રાખે પણ ઘરેણાં વગર અંગ અડવાં ન રાખે.

કિશોરાવસ્થા શરુ થતાં લાલ, પીળા, કાળા લીલા રંગના પારાની યા કોડિયા મોતીની, નાના ગાળાની પણ અનેક સેરોવાળી માળા પહેરવા માંડે. કાંડે રૂપાના નકશીદાર કડાં કે બાહોટિયાં પહેરે. ગળામાં હાંસડી કે ટાગલી પહેરે. હાથપગનાં આંગળાં તો વીંટી અને વેઢલાથી ભરી દે.

માથામાં ચાંદીનું બોર અથવા બોરિયું, કાનમાં લળકતા લોળિયાં કે મુડદ., અંબોડામાં ચાંદીનું ફૂલ. આમ માથાથી તો પગ સુધીનું કોઈ અંગ એવું નથી કે જેને માટે કોઇ ઘરેણું ન હોય.

આ આદિવાસી કુમારીકાઓ અને મહિલાઓ એના સહજ અને સ્વાભાવિક રૂપમાં હોળી, ગોળ ગધેડો કે ભગોરિયા જેવા મસ્તીભર્યા તહેવારોમાં લગ્ન યા નૃત્ય પ્રસંગોમાં યા હાટના સમયે જોવા મળે આ સમયે તેમનાં રૂપની સાથે તેમનાં વસ્ત્રોના રંગો અને તેમના અલંકારોના શણગારનો તાલ મળે.

જુદા જુદા આદિવાસીઓમાં ઘરેણાંનાં પ્રકાર એક બીજાથી થોડા થોડા જુદા જોવા મળે છે. પંચમહાલના ભીલોમાં મહદ્ અંશે કથીર અને

રૂપાનાં ઘરેણાં જોવા મળે છે. જ્યારે સુરત જિલ્લાના અંદરના ભાગોમાં પથ્થરના મણકાની માળાઓ વિશેષ નજરે પડે છે. છોટાઉદેપુરના રાઠ વિસ્તારમાં ગરીબીના કારણે ચૂડલીઓ પણ લાખને બદલે નાળિયેરની કાચલીની જોવા મળે છે. આ ચૂડલીઓ ઉપર ચળકતા રંગીન પતરાની ચીપ મઢાવી સુંદરતા અને કળાનો ઓપ અર્પતી નજરે પડે છે.

આ ઘરેણાંને તેઓ જીવની જેમ સાચવી રાખે છે. ફાજલ સમયમાં વધારાનાં ઘરેણાં માળિયામાં સંઘરે. સંજોગોવસાત્ માટલામાં મૂકી ઘાસમાં સંતાડી રાખે અને તે ઉપર ચાંપતી નજર રાખે.

જુદા જુદા આદિવાસીના ઘરેણાંના જેમ પ્રકાર જુદા તેમ તે પાછળની રીત રસમો પણ જુદી અને રસપ્રદ. કેટલાંક ઘરણાં તો પ્રેમના પ્રતિક ગણાય. ઓરિસ્સામાં વસતી કોઢ જાતિમાં અપરણિત યુવાન જેટલી યુવતીઓને પોતે મનથી ચાહતો હોય યા તેને ચાહી હોય તેટલી સંખ્યાની લાલ પારાની મ્હોરો પહેરે. વિધીસરનાં લગ્ન થયેથી પોતાની પત્નીને આ માળાઓ અર્પણ કરે અને તે અન્ય પ્રત્યેનો પોતાનો પ્રેમ પોતાની પત્ની તરફ વાળે. અને પત્ની પણ આ માળા સહર્ષ સ્વીકારી પોતે પહેરવાની ધારણ કરે. ચૂડલા અને કંકણ વગેરે તો લગભગ તો સર્વ સ્થળે સૌભાગ્યનાં ચિન્હ તરીકે મનાય છે. પતિ ગુજરી જતાં તે પછાડીને ભાંગી નાખે તથા અન્ય ઘરેણાં ઉતારી નાખે. શોક દરમ્યાન કાંઇ જ ઘરેણું ન પહેરે. છોટાઉદેપુર બાજુ આવી સ્ત્રીના પગમાં કંઇ જ ઘરેણું હોતું નથી. અને તે પરથી તે પરખાઈ આવે છે. શોક ઊતર્યા પછી ઘરઘરણુ કે પુનઃ લગ્ન કર્યા તે ફરી ઘરેણાં ધારણ કરે.

આ ઘરેણાં તે કાંઈ માત્ર સૌંદર્યવૃદ્ધિ કે શરીરશણગાર માટે નથી, કે તેના વ્યક્તિત્વને પ્રદર્શિત કરવા, સામાજિક મોભો જાળવવા કે માત્ર તેના મનોભાવને પ્રફુલ્લિત રાખવામાં જ ભાગ ભજવ્યો છે એમ નથી. તેને તો સંકટના સાચા સાથી તરીકે અમૂલ્ય ભાગ ભજવ્યો છે. અણધારી આર્થિક મુશ્કેલીમાં તેને ગીરો મૂકી યા વેચીને તેઓ આફત ટાળતાં આવ્યાં છે.

સૌથી વિશેષ તો એ છે કે અચાનક હુમલા દરમ્યાન આ સ્ત્રીઓ હુમલાખોરો પર ત્રાટકી પોતાના હાથના વજનદાર ઘરેણાંથી માથા ફોડી લોહીલુહાણ કર્યાના કિસ્સા જોવામાં આવ્યા છે. આમ આત્મરક્ષણથી પણ તે આદિવાસી નારીવૃંદને મદદરૂપ નિવડેલ છે.

આદિવાસી બહેનોનાં ઘરેણાં એ તો તેની સંસ્કૃતિનું સાહિત્ય છે અને ઇતિહાસનું અવશેષ છે. એ તેના શરીરનો શણગાર છે. તથા સૌભાગ્યનું ચિન્હ છે. તેની પ્રતિષ્ઠાનું પ્રતિક છે. સંકટનું સાથી છે, ઘરેણાંના શોખે આ નારીઓને પોતાનું વ્યક્તિત્વ વ્યક્ત કરવાની અમૂલ્ય તક આપી તેમના નંદનવનમાં જીવનને કિલ્લોલ કરતું કર્યું છે.

[ઓલ ઇન્ડિયા રેડિયો વડોદરાના સૌજન્યથી]

*

## સત્યદર્શન

મદમસ્ત ચાલે શિર માટલી ધરી,
જતી હતી યૌવનમસ્ત સુંદરી
ત્યાં આંતરી અંતર કહાન શા બની,
રસિક કો' નેહભર્યા યુવાનની
નિશાનમાં કાંકરી એક વાગતાં,
તૂટે ઘડો, નીરની ધાર છૂટતાં,
ચીરો ભીંજાતાં કમનીય કાયની
સ્ફૂરંત નિતાંત સ્વરૂપ રોશની !
થાકી વિમાસું, મનમાં ફરી ફરી,
'તુજ પામવા સત્યસ્વરૂપ આખરી
એકાગ્રતાની બસ એક કાંકરી.'

પ્રા. મનસુખલાલ સાવલિયા

*

# વિરહ

સં. કાલિદાસ સોલંકી

અલબેલી પાટણનગરી.

ત્યાં જૈતસિંહ પરમાર અને સજની રહે. વિધાતાને ય ઇર્ષ્યા થાય એવી જુગલબંધી. તન જુદાં પણ મન એક.

વિધિએ પ્રીત સર્જીને જોડાજોડ વિયોગની છાયા પણ. નર્યા કંકુમાંથી ઘડી હોય એવી સજનીને પાટણમાં એકાકી મૂકીને જૈતસિંહ રાજસ્થાનમાં નોકરીએ (કે પછી ચાકરીએ) ગયો.

દર્દ નહિ તો દિલ નહિ. વિરહવ્યથામાં ઝૂરતાં બે દિલ મન મારીને દિન વિતાવે છે.

—ને વસંતનો સોહાગ ખીલી ઊઠયો ! સૌરભવંતા માદક પરિમલે દિલમાં કંઇની કંઇ હલચલ મચાવી દીધી !

સખીઓએ સજનીને ફાગ ખેલવા વિનવી.

અહીંથી આ નિતાંત સુંદર વિરહનું કવન–લોકસાહિત્યનું મોંઘું નઝરાણું–શરૂ થાય છે. એનો એકેએક શબ્દ પાણીદાર મૂલ્યવાન મોતી જેવો છે. રસદર્શન કરાવતાં કદાચ એનો આત્મા પીંખાઇ જશે. એટલે લોકકવિની કંડારેલ આ કૃતિ જેમની તેમ મૂકી દીધી છે.

૧. ફાગણ આયો હે સખી, વસિયલ અંગ દહંત,
મેરા પિવ પરદેશમેં કૈસે ખેલું બસંત !
૨. આલી ગુમાન છાંડકે, ઊઠ કર ખેલો ફાગ,
કલ પછતે હો બહાવરી, ફીર નહિ ઐસા ફાગ.
૩. પિવ બિન જો રંગ ડારીએ, લાજત બનકે કાગ,
મૈં સોહાગન શ્યામકી, કયોં નહિ લાજત ફાગ ?
૪. પાટણ રંગમેં ડૂબ ગયા, તું યહાં બૈઠી રોઈ,
પ્રીત કીની સો નિભાઇએ, આન દેખી મત મોહી.
૫. પ્રીત પિયુસે હો ગઈ, અબ નહિ આનસે હોય,
આનહીસે જો પ્રીત કરે, વો નહિ પ્રીતકી હોય.
૬. તેરા પિવ પરદેશમેં, ખેલે આનસુ ફાગ,
તું યહાં રોવત બહાવરી, યહ તેરા બડભાગ.
૭. મેરા પિયા મુજમેં બસે, વો નહિ મુજસે દૂર,
કઠોર બેન ન બોલીએ, સજની ભઇ હો કૂર.
૮. લગન પિયુસે લગાઈ હૈ, ઊડ જા પિયુ કે દેશ,
યહાં કયો ઠાઢી બહાવરી, રોવત કિન્હા કલેશ.
૯. બિરહા–વિશ તનમેં લગા, છીનછીન છીજંત શરીર,
જૈત, તુમારે દરશ બિન, લગા કલેજે તીર.
૧૦. પિયરા, પત મેરી રખો. મેં આઈ તુમ પાસ,
અબ યહાં રહા ન જાવહી, લગી પ્રેમકી ફાંસ.
૧૧, મોરે પિયા મત રોઈયો, લાજત પ્રીતકી રીત,
પ્રીત જુગ જુગ ઝગમગે, વો નહિ કીજે આનત્ય.

૧૨. અબ તો આશિષ દીજીએ, હો રહી મુજકો દેર,
આન મિલ હો ઉસ દેશમેં, બાલમ તજે ન મહેર.

૧૩. સ્વામી તું સુજાન હો, મોરે તુમ ભગવંત
તુમ બીન એ ભવાટવી, કબહુ ન આવત અંત.

૧૪. મુરધર મરઘટ દીસંતા, ચલહો પિયાકે દેશ,
અબ વો પાટણુ ના રહા, જલ ગયો જોબનવેશ.

૧૫. પાટણુ પ્રીત બિલાઈયા, ઊઠ ગયો ફાગ બસંત,
અબ તો પિયાકે દરશ બિન, વસિયલ અંગ દહંત

૧૬. ફાગણુ તુ વેરી ભયો, કિન્હ પિયાકો ગ્રાસ,
અબ હરી ઐસા દીજીએ, આવે ના ફાગણુ માસ.

૧૭. સજના તિહારે દરશ બિના, કૈસે જીવત પરમ.ર,
જગમેં એકલ જૈતકો, છાંડ ચલી મઝદાર.

૧૮. તુમ બિન મેરી કૌન ગત ? સુન હો પિયા ચિત્ત લાય,
દો નૈનાં નદિયા બહે, હિયરા મીટે ન હાય.

૧૯. રોવત દિન મોરે બીતે, બિલખત બીતે ન રેન
સજની તિહારી યાદમેં, બહત રહે દો નૈન.

૨૦. બિકલ નૈન માને નહિ, કૈસે રહુ સમજાય,
પિયા તિહારે દરશબિન, અસુવામેં ઝંપલાય,

૨૧. સજના સુખમેં સો ગઈ, જાગત હુવે પરમાર,
પિવ બિરહા પરદેશ ગઈ, પ્રીત કીન્હી બલિહાર.

૨૨. પાતી લખી પ્રયાણકી, અબ તો બુલાવા ભેજ;
બાણુસૈયા તનમેં બસી, પિયા બીન સૂની સેજ.

૨૩. નેહ લગાયે નિઠુર ભયે, બિછરે કહાં પરમાર,
અવધૂત હૃદય તુમ ન લહે, યહા બિરહા બિખધાર.

૨૪. ફાગ રંગમેં રોંચકે, ડૂબત કયો મઝધાર ?
બેરન ઉબરન આયગા, નૈના ખોલો પરમાર.

૨૫. સજની ! વો સુખ અકથ હય, હરિસે મિલે દો નૈન,
સુધ ન રહે શરીરકી, ભોર ભયો કહા રેન.

૨૬. તેરી સૂરતકો દેખને ભટકે તીરથ અનેક,
કહાં અવધ કહાં દ્વારિકા, બ્રીજ, ગોકુલ ચહુ એક.

૨૭. રજપૂતા વો સૂરતકો, નૈના ભરભર દેખ,
વો સજના સનમુખ ખડી, પ્રીત પૂરવકી પેખ.

૨૮. મેરા પિયુ અવધુત ભયે, સજની મંગલ ગાવ,
મૃગજલ માયા છાંડકે, હરિસે પ્રીત લગાવ.

૨૯. સજના સંત સમાગમા, સુર દુરલભ સુખ દેન,
અબ તો હરિ કે દરશ બિન, બિકલ ભયે દો નૈન.

# સપનાં

અનસુયા સંઘવી

સુગંધા આજે ઘરનું કામકાજ આટોપી કંઈક વાંચી રહી હતી. ત્યાં ઘડિયાળના ઝડપથી આગળ વધી રહેલા કાંટાએ તેને રોકી. કે ટેલિફોનની ઘંટડીએ તેને ઉઠાડી કે બાજુમાં રહેતી પેલી નાની શૈલાએ હાક મારી કે પછી તેની પોતાની વહાલી દીકરી સપના યાદ આવી ગઈ...! તે તો રામ જાણે! પણ તે સફાળી ઊઠી. અને પોતાનું કામ જાણે યંત્રવત કરવા લાગી.

સુગંધા આ દુનિયામાં રહેવા છતાંય જાણે નિર્જીવ બની જીવતી હતી, સંસારના અનેક આકર્ષક દ્રષ્યો અને રંગરાગ જોવા છતાં તે અલિપ્ત અને અનાસકત બની જતી હતી. તેના ઘરમાં આનંદમય (હુંફાળું) વાતાવરણ હોવા છતાં તે ઉદાસીન હતી. સ્નેહમયી હોવા છતાં ઘનઘોર છવાયેલાં કાળા ઘટાટોપ વાદળામાંની જાણે તે એક વિષાદમયી વાદળી હોય તેવી જણાતી હતી.

દિનપ્રતિદિન અંતર્મુખી બનતી સુગંધા તુલસી, મીરાં, અને સૂરદાસના એ પ્રાણસખા શ્યામસુંદરની પ્રિયતમા રાધા બનીને તેના રંગમાં જ રંગાઈ રહી હતી. કલાકો સુધી તે શ્રી કૃષ્ણના સ્મરણમાં ધ્યાન બની જતી. અને આજુબાજુમાં શું ચાલી રહ્યું છે તેનું ભાન પણ ભૂલી જતી.

તે ફરી પાછું પુસ્તક હાથમાં લઈ વાંચવા લાગી અને વાંચતા વાંચતા જ એ તેના આરાધ્ય દેવના ધ્યાનમાં લીન બની ગઈ. થોડીવાર પછી તેને કોઈ જગાડતું હતું. 'સુગંધાબેન, સુગંધાબેન ! ધ્યાનમાંથી જાગો. ઊઠો તમને ખાસ વાત કરવાની છે! તેની ભાભી અલ્પના પોતાની નણંદને સમાધિમાંથી જગાડી રહી હતી. પણ સુગંધાનું ચિત્ત તો રાધાપતિ શ્રી કૃષ્ણમાં જ તલ્લીન હતું. તેણે ધ્યાનસ્થદશામાં જ ઉત્તર આપ્યો. 'મને પ્રભુધ્યાનમાંથી કોઈ ન જગાડો મારે કોઈ વાત નથી સાંભળવી.'

"અરે બેન, જુઓ તો ખરાં! તમારી સપના આ ફકત બે દિવસના તાવમાં જ ખલાસ થઈ ગઈ! છેલ્લું વ્હેલ્લું તો તેનું મોં જોઈ લો! પછી તો જોવા ચાહશો તો પણ નહીં મળે! છેલ્લીવાર તેને એક બચી ભરી લો. કેટલી ડહાપણવાળી અગિયાર વર્ષની પણ જાણે એકવીસ વર્ષની છોકરી! તોફાની પણ ડાહી ને સલૂણી એ દીકરીના એકવાર તો દર્શન કરી લો બેન" અલ્પના તેને સમજાવી રહી હતી.

"ભાભી! તમે મને પ્રભુધ્યાનમાંથી ખલેલ કરીને નાહકના પાપ શું કામ વહોરો છો? શરીર તો ક્ષણભંગુર છે, સપનાનું પણ તેમજ થયું! મને હવે કશામાં રસ નથી. હર્ષ શોક નથી. હું ધ્યાનમાં છું. મને બોલાવતાં નહી." ધ્યાનાવસ્થામાં પ્રભુચરણોની નમી નમીને તે વંદના કરી રહી હતી. સુખસાગરમાંથી અમૃતપાન કરતાં તેને તૃપ્તિ થતી નહોતી. તેના અંતરાત્માને આ માયાવી સ્વાર્થમય સંસારમાં શું પાછું અભિમુખ થવું નહોતું ગમતું? ના, તો પણ એક પલમાત્ર તેને તેની સપનાની સ્મૃતિ ધ્યાનમાંથી ડોલાવી ગઈ. કહો હચમચાવી ગઈ!!! સપના તોફાની છતાં કેટલી સુમધુર છોકરી હતી! તેના અભ્યાસ માટે પોતે તેને ટોકતી ત્યારે તે કેવી રીતે તેને પજવતી છાનુંમાનું ઘરલેસન કરી લઈને કેવી પોતાની માને બનાવતી! માંદી માની સેવા કેટલા રાગથી તે કરતી! ચતૂર, ચંચળ તોફાની છતાં કેટલી લાગણીશીલ! આ બધાં સ્મરણો ચલચિત્ર માફક સુગંધાની દૃષ્ટિમાં રમી રહ્યાં.

સપનાના શબને સગાંસ્નેહીઓ દૂર સુદૂર જંગલ તરફ લઈ જવાનાં હતાં. સહુની ઈચ્છા હતી કે ગાઢ જંગલમાં બદામના ઝાડ નીચે જ સદાને માટે સપનાનું શયન રાખવું. સુગંધાએ પોતાની આંખો ખોલીને જોયું તો અલ્પના ચોધાર આંસુથી રડીને કહી રહી હતી. 'બેન, તમને આવી વહાલસોયી દીકરીની માયા પણ ન લાગી! આવી દીકરી તો દેવોને

પણ દુર્લભ ! છેલ્લી એકવાર તો નીરખી લેવી હતી !'

સુગંધા હવે પુરેપુરી જાગૃતાવસ્થામાં આવી ગઈ હતી. સપનાની સ્મૃતિ તેના દેહ, મન અને પ્રાણને સંવેદના જગાડવા લાગી શબને લઈને જંગલ ભણી ચાલ્યા જતા ડાઘુઓની પાછળ તે દોડી પણ ડાઘુઓને આંબી શકતી નહોતી દોડતાં દોડતા તેના પગમા કાંટા ને કાંકરા વાગતા હતા તે કોઈ એક પાગલની જેમ દોડતી હતી બોલતી હતી. "ઊભા રહો, ઊભા રહો, મારે સપનાને જોવી છે તેના ગાલ પર એક બચ્ચી ભરવી છે મારે માટે જરાક તો થોભો, જરાક તો થોભો !' પણ કોઈ તેના આ આર્તપોકારને સૂણતુ નહોતુ. જાણે બધા નિષ્ઠુર ન બની ગયા હોય !!! સતત પેલી ધ્યાનસ્થદશામા બેઠેલી સુગંધા જેમ જ સ્તો બે ત્રણ ગાઉ તે દોડી હશે અને છેલ્લે જ્યારે કોઈએ તેમને ન સાંભળી, ત્યારે હારેલી, થાકેલી અને આંસુભરેલી આંખોએ તે માર્ગમાં જ ફસડાઈ પડી ! અભાનપણે બોલી . 'શુ પ્રભુ, તમે પણ આર્ત-નાદ નથી સાંભળતા ? બધાની જેમ તમે પણ લાગણી શૂન્ય જ ? તમારી સાથે સ્નેહ કર્યો તેનો આ...જ બદલો ? 'પણ અરે,' અરે ત્યા આ શુ.. ? એક જ ક્ષણમાં સપના પોતાની માની સમક્ષ ખડી થઈ ગઈ હતી કહેતી હતી 'મા, ઊઠો ! હુ તમને મળવા જ આવતી હતી મા તમે રડો નહીં હુ જીવુ છુ હું જીવુ છુ. મા, તમારે માટે !'

'સાચે જ બેટા !' સુગંધાથી બોલાઈ જવાયુ

મા દીકરી એકબીજાને આલિંગન આપીને પ્રેમાશ્રુ વહાવી રહ્યાં હતાં. કરુણા અને આનંદનો સંમીશ્રિત રુદનનો ઘેરો અવાજ વાતાવરણને જાણે આંસુવડે ભીંજવી રહ્યો હતો. પુલકિત કરી રહ્યો હતો.

'સુગંધી, સુગંધી તુ રડે છે ? તને ખરાબ સપનુ તો નથી આવ્યું ને ?' તેનો પતિ તેને જગાડી રહ્યો હતો.

સુગંધા સપનામાંથી જાગી ત્યારે ખરેખર તેના ગોરા ગાલ ઉપરથી અશ્રુબિંદુઓ સરી રહ્યાં હતા જાણે કે કૃષ્ણે તેની સાથે કરેલાં ખેલના છ ટકાવરૂપે કે તેની અચલ શ્રદ્ધારૂપે કે તેના કૃષ્ણ પ્રત્યેના સ્નેહની અવધિના પ્રતીકરૂપે ? તે તો માત્ર કૃષ્ણ કે તેની સુગંધા જ જાણે"

*

## જીવી જાણ્યાં

ભાઈ, બહુ ગાયાં ગાણ્યાં રે,
શબ્દ અવ જીવી જાણ્યાં રે.
શબ્દ કેરા સૂરથી નીપજે
તાણ્યાં વાણ્યાં રે;
એ જ જીવનને જીવન કહીએ,
જાય વણાયા રે.
શબ્દ અવ જીવી જાણ્યાં રે.
સૂર, શબ્દ ને સુરત કેરાં
ભજન ભાણ્યાં રે;
અમૃત કેરો સ્વાદ હિયે જો
હોય જમાણ્યાં રે.
શબ્દ અવ જીવી જાણ્યાં રે

ભજનને ભાઇ, ભેરુ કહીએ,
સાથ સિધાણ્યાં રે,
હાકલ દઇ હોકારતા પાડે
પડનાં થાણા રે.
શબ્દ અવ જીવી જાણ્યાં રે.

દાસ સરોદને ભજન ફળિયાં,
વાયા વાણ્યાં રે,
મનમોહનની મૂરત કેરા
તેજ કળાણ્યાં રે.
શબ્દ અવ જીવી જાણ્યાં રે

(શ્રી 'સરોદ'ના આગામી ભજન સંગ્રહ 'સુરતા'માંથી)

# ક્રાંતિની વૈજ્ઞાનિક પ્રક્રિયા

## આ. રજનીશજી સાથેની એક મુલાકાત

[શ્રી વાસુદેવ મહેતા – અમદાવાદ સાથેની આ. શ્રી. રજનીશજીની મુલાકાત.]

રજૂ : ઈન્દ્રબલ

### ભારતમાં સંપૂર્ણ ક્રાંતિની સંભાવના છે.

પ્રશ્ન : સમાજમાં લાંબા સમયથી જે અસંતોષની ભાવના વ્યાપી છે. અને આજે જે પ્રકારનું વાતાવરણ પેદા થયું છે તે જોતાં એક પ્રકારની નિશ્ચિત ધારણા બંધાય છે કે ભારતમાં હવે સંપૂર્ણ ક્રાંતિની શકયતા ઊભી થઈ છે. આ બાબતમાં આપનું શું મંતવ્ય છે ?

જવાબ : ભારતનું ત્રણ – ચાર હજાર વરસ જૂનું સામાજિક માળખું ક્રાંતિ વિરોધી છે. આપણા જેટલો ક્રાંતિ વિરોધી સમાજ કદાચ દુનિયામાં કોઇ નથી. આપણા સમાજે કદિ કોઈ ક્રાંતિ કરી નથી. પણ આ જૂના સમાજની અંદર વસતો માનવ-આત્મા ક્રાંતિના પક્ષમાં હોય તેવું દેખાય છે. હજારો વરસની જકડને તેની પ્રતિક્રિયા પણ અંદર ઘટ્ટ થતી ગઇ છે. એનો ઉપયોગ કરવામાં આવે તો કદાચ ભારતમાં ક્રાંતિ શકય બને. મારા મત પ્રમાણે હજી સુધી દુનિયામાં ક્યાંય સાચી ક્રાંતિ થઇ નથી.

ત્રણ–ચાર હજાર વરસની લાંબી પ્રતિક્રિયાનો વિસ્ફોટ પણ સંભવ છે. જૂના માળખાની પીડા અને દુઃખ અંદર ધૂંધવાયેલ પડેલ છે. જવાળામુખી બિલકુલ સામે જ દેખાય છે. ઉપરથી બધું શાંત છે. પણ અંદર એક તીવ્ર અશાંતિ અને વધતો જતો વિરોધ પણ છે. આ પૂરાતન જવાળામુખી ફાટતાં મોટા વિસ્ફોટ થવા સંભવ છે. આપણે કદિ ક્રાંતિ કરી નથી એ કારણે સંભાવના વિશેષ છે. ભારતમાં જ્યારે ક્રાંતિ થશે ત્યારે તે સંપૂર્ણ ક્રાંતિ થશે. આપણે એકવાર જૂનાથી સંપૂર્ણ છૂટકારો મેળવી લઇશું.

× × ×

### જૂનું માળખું ક્રાંતિની વાત કરે છે.

પ્રશ્ન : જૂનું માળખું પોતાને સુધારવાનો પ્રયત્ન પણ કરશે જ ને ?

જવાબ : જૂની વ્યવસ્થા પોતાની સલામતી માટે બધા જ પ્રયત્નો કરશે. તેનો સુધારાનો કે પરિવર્તનનો પ્રયત્ન પણ પોતાના આખરી બચાવ માટે જ કરે છે. પ્રથમ એ પોતાની મૂળ વ્યવસ્થા સલામત રાખવા બધા જ પ્રયત્નો કરી છૂટે છે. એમાં નિષ્ફળતા મળતાં તે પોતે જ ક્રાંતિ અને પરિવર્તનની ભાષા બોલવા માંડે છે. જે તદન જૂઠી હોય છે. આપણે જેની સામે લડવા માંગતા હતા તે પોતે જ સમાજવાદ અને સમાનતા લાવવા તૈયાર થયેલ જણાતાં ક્રાંતિ ઢીલી પડી જાય છે. આ પ્રકારના પ્રયત્નથી ક્રાંતિને ધક્કો પહોંચે છે જૂનો સમાજ પોતાનો બચાવ ક્રાંતિની ભાષા વડે કરે છે. તે સમાજવાદ, ક્રાંતિ અને નવ મૂલ્યોની વાતો કરે છે. બચવા માટે પોતાનામાં થોડો ઘણો સુધારો અને પરિવર્તન પણ કરે છે. આ બધી વાતો જૂના મકાનને પડી જતું બચાવવા માટેના સમારકામ અને રંગ રોગાનથી વિશેષ હોતું નથી.

આપણો સમાજ અગાઉ આવું કરતો જ આવ્યો છે. બુધ્ધે એક વૈચારિક ક્રાંતિ આપણા મુલકને આપી. શંકરાચાર્યે બુદ્ધની બધી જ વાતો સ્વીકારી એને જૂના માળખામાં ગોઠવી મૂકી દીધી. અને હિંદુ ધર્મ બનાવી દીધો. પરિણામે બુદ્ધની ક્રાંતિ ખતમ ગઇ ગઇ. શંકરે તરકીબપૂર્વક બુદ્ધને જડમૂળમાંથી ઊખેડી નાખી કહ્યું કે આ બધું જ આપણા વેદાંતમાં છે. શંકરે સંપૂર્ણ બૌદ્ધ વિચાર વેદાંતમાં પરાણે આરોપિત કરી દીધો. જે વિચાર વેદાંતમાં કદિ પણ નહોતો એવી બધી જ વાતો શોધી શોધીને શંકરે બતાવ્યું કે આ બધું આપણા વેદાંતમાં છે. શંકરના આ પ્રકારના પ્રયત્નથી આપણે

ક્રાંતિથી બચી ગયા. આપણે બુદ્ધને એવી રીતે મૂળમાંથી ઉખાડી ફેંકી દીધા કે જે મુલકમાં બુદ્ધ જેવી વ્યક્તિ પેદા થઈ ત્યાં એમના મંદિરોમાં પણ એમનો પૂજારી ન રહ્યો.

ક્રાંતિને ખતમ કરવા આપણે આ પ્રકારના સમન્વય અને સુધારાઓની રીત અખત્યાર કરીએ છીએ. ભારતીય માનસ આ પ્રમાણે જ કરતું આવ્યું છે. આપણે દરેક પ્રસંગે કહેવાના જ કે ભારતીય સંસ્કૃતિ ઉદાર અને ક્રાંતિકારી છે, આપણી સંસ્કૃતિમાં સમાજવાદ છે, સામ્યવાદ છે. છેલ્લે ગાંધીજીએ, વિનોબાજીએ અને શ્રી અરવિંદે પણ આ પ્રમાણે જ પ્રયત્નો કર્યા છે જગતમાં જરાક પણ નવીન વાત આવતાં આપણે તુરત જ વેદો અને પુરાણોમાંથી પ્રમાણ રજૂ કરવાના જ. પછી એ નવીન પ્રસંગ એરોપ્લેનની શોધનો હોય કે ચંદ્ર ઉપરના આરોહણનો હોય. આપણે કહીશું કે આ બધું તો આપણા વેદોમાં છે. આપણા ઋષિ-મુનિઓ સૌ પ્રથમ ચંદ્ર ઉપર જઈ આવ્યા હતા.

આપણે બે વસ્તુઓથી સાવચેત રહેવું જરૂરી છે. એક જૂની વ્યવસ્થા અને માળખું તોડવું છે. બીજું જૂનું માળખું જ્યારે પોતાની સલામતી માટે ક્રાંતિની ભાષા વાપરવા લાગે ત્યારે એનાથી સજાગ રહેવાનું છે.

આમ છતાં આશા બંધાય છે. ત્રણસો વરસ પહેલાં આપણો દેશ બંધ મુલક હતો જગત સાથે આપણે સંબંધમાં ન હતા. બીજા સાથે સરખામણીનો અવકાશ નહોતો. જગતની નવીન ઘટનાથી અલિપ્ત રહી શકતા હતા. જગત સાથે સંબંધમાં આવવાને કારણે તેમાં થતાં પરિવર્તનો ભવિષ્યમાં ભારતીય પ્રતિભાને સ્પષ્ટ થવા લાગશે. ક્રાંતિની મોટી આશા બહારના પ્રવાહોથી વિશેષ બંધાય છે બીજા દેશો અને આપણા વચ્ચે વિકાસનું અંતર વધી જશે કે જેટલું અંતર આપણા અને આદિવાસી વચ્ચે છે. આ વખતે આપણે ચૂકી ગયા તો આપણી સમાજ વ્યવસ્થા કદાચ માણસ બનવાનું પણ ચૂકી જશે.

## સમાજ અને તેની પ્રતિક્રિયા

પ્રશ્ન :- શું નકસલવાદીઓની ક્રાંતિની દિશા સાચી છે ?

જવાબ :- ના, હું એમ માનતો નથી. નકસલાઈઝ ફક્ત એક રીએકશન છે. રેવોલ્યુશન નથી. પ્રતિક્રિયા એ એક પ્રકારનો ક્રોધ છે. એ ક્રોધ આંધળો બની અતીમવાદી બન્યો છે. ક્રોધમાં વિવેક હોતો નથી કે શું કરવાનું છે અને શું છોડવાનું છે. આંધળો ક્રોધ પણ ખતરનાક છે. જેટલો આંધળો કન્ફર્મિસ્ટ અને આંધળો ક્રાંતિકારી ખતરનાક સાબિત થાય છે.

નકસલવાદ એ કોઈ ફિલોસોફી નથી. ફક્ત તીવ્ર પ્રતિક્રિયા છે. જે સ્વાભાવિક છે. એના જન્મ માટે જવાબદાર જડ સમાજ છે તેથી હું નકસલવાદની નિંદા કરવા કરતા એના માટેના જવાબદાર જડ સમાજની નિંદા કરવી યોગ્ય ગણું છું. જોકે આ પ્રકારની પ્રવૃત્તિ શુભ નથી. આપણે તેને ક્રાંતિ કે ખિલાફત માનીને ચાલીશું તો નુકશાનકારક નીવડશે.

જડ સમાજ અને તેની પ્રતિક્રિયા એ બને ચીજો જૂદી નથી. એક જ છે સમાજની જડતા વધતાં તેનો જ એક હિસ્સો એનાથી વિરુદ્ધ આચરણ અખત્યાર કરે છે. પ્રતિક્રિયા એ એક પ્રકારનું શિર્ષાસન છે સમાજ જ્યાં હોય છે તેનાથી એ ઉલટું બનવા કોશિશ કરે છે પ્રતિક્રિયામાં કોઈ ઊંડો સંસ્પર્શ હોતો નથી. તે પણ સમાજની સપાટીથી અલગ જઈ સમાજને અતિક્રમી શકે નહિ.

નકસલવાદ એ ફક્ત સિમ્પ્ટોમિક છે. સિમ્પટમ-ચિન્હ છે. બિમારી સો ડિગ્રિએ પહોંચી ગયાની સૂચના માત્ર છે. સામાજિક વ્યવસ્થા અને તેની પ્રતિક્રિયા એ બંને એક જ સિક્કાની બે બાજુઓ છે, સાચી ક્રાંતિ માટે માળખું અને પ્રતિક્રિયા બંને વિદાય કરવાં જોઈએ.

ઉપરથી જોતાં નકસલાઇઝ આપણને જૂની સમાજ વ્યવસ્થાના દુશ્મન દેખાય છે. પણ તેઓ એ જ સમાજના ઘટક છે. તેઓ સમાજની જ પેદાશ

છે. સમાજને ગાળ આપી તો એણે બમણી ગાળ આપી છે. તેમનું મન એ સમાજ સાથે જ જોડાએલું છે. સમાજ બદલ્યા વગર એ વિદાય થવાના નથી. એ માટે ક્રાંતિને એક વ્યવસ્થા, એક સીસ્ટમ અને એક આદરણીય સર્જનાત્મક સ્થાન આપવું પડશે. ક્રાંતિ માટે તાત્ત્વિક મૂળ તત્ત્વની વાત કરવી પડશે. જો આપણે ક્રાંતિ નહીં કરીએ તો આ પ્રકારની પ્રતિક્રિયા આવવાની જ.

ક્રાંતિને સ્થાને નક્સલાઈઝ એ વિકલ્પ નથી. તે જરાય સુખદ નથી. નક્સલાઇઝમાં સુધારો કરવાથી નહિ પણ સમાજમાં આમૂલ પરિવર્તન કરવાથી જૂની વ્યવસ્થા અને તેની પ્રતિક્રિયા બંને વિદાય થશે. એ બંને સંક્રમિત છે. આ પ્રવૃત્તિ એ માત્ર સમાજ સડી ગયાની સૂચના છે. આપણે કામ સૂચના સાથે નહિ પણ સડા સાથે કરવાનું છે. આપણે સ્વેચ્છાથી જૂનાને વિદાય આપીશું તો ક્રાંતિ આવશે. પણ જો આપણે ન બદલવાની હઠ પકડી રાખીશું તો આ પ્રકારની વિચારહીન પ્રતિક્રિયા આવશે. આ પ્રકારની પ્રવૃત્તિઓ એ થોટલેસ રિએક્શન છે.

## તાવનો હેતુ રોગની ખબર આપવાનો છે

પ્રશ્ન :- એ વિચારહીન પ્રતિક્રિયા તો છે પણ ઈટ ઇઝ એ પરપઝ. જો સમાજનું માનસ બદલાયું તો એ ક્રાંતિ છે. તેમનો પરપઝ છે ક્રાંતિને એક્સટ્રીમ કરી પ્રચલિત મૂલ્યોને ચેલેંજ કરવાનો. તે પોતાનાં જૂનાં મૂલ્યો બદલે છે અને ચેલેંજ કરે છે.

જવાબ :- એ પરપઝ—હેતુ માત્ર ખબર આપવાનો છે. શરીરના રોગ વખતે ૧૦૪ ડિગ્રિ તાવ અંદરના રોગની ખબર માત્ર છે. એનો હેતુ ખબર કરવાનો છે. રોગ મટશે તો તાવ જશે. ચિકિત્સકે કામ રોગ ઉપર કરવાનું છે તાવ ઉપર નહિં. નક્સલાઇઝ ફક્ત તાવ છે—સૂચના છે. હવે બિમારી જલ્દી દૂર કરો ફક્ત એટલો હેતુ છે. બિમારી દૂર થતાં હેતુ પણ પૂરો થશે. તાવ બિમારીનો વિરોધી—દુશ્મન નથી. તે બિમારીનો જ એક ભાગ છે. બિમારીથી મૂક્ત થઇ તાવને પકડી રાખવાનો નથી. હેતુ એ નથી કે આપણે જૂની વ્યવસ્થાને છોડીને નક્સલાઇઝ જેવી મૂર્ખતાને પકડી લેવી. તે વિકલ્પ નથી. નક્સલાઇઝ જૂના સમાજનો જ હિસ્સો છે જે અકળાઈ ગયેલ છે અને ક્રોધથી વ્યાકુળ થયેલ છે. અને સમાજ જે કરે છે તેનાથી ઉલટું કરી રહ્યો છે. પશ્ચિમમાં જેમ બિટલ્સ છે. બીટનીક છે, તેઓ પણ ત્યાંના જૂના સમાજના ઘટક છે. તેઓ ત્યાંના જૂના સમાજની વિરુદ્ધમાં જઇ ઉઘાડા થઇ ગયા છે. કપડાં પહેરાવવાના અતિઆગ્રહની એ પ્રતિક્રિયા છે. કપડાંનો અતિઆગ્રહ કરનાર અને કપડાંનો અનાદર કરનાર એ બંનેની મનોદશામાં ફેર નથી. બંને દૃષ્ટિ કપડાંની ઉપરવટની નથી. બંનેના ચિત્તમાં કેન્દ્ર સ્થાને કપડાં છે. સમાજે ઉલટા બનવાનું નથી, સમાજે બદલાવાનું છે.

× × ×

પ્રશ્ન : જૂની વ્યવસ્થા તો હજારો વરસ પુરાતન છે. જ્યારે આ પ્રવૃત્તિ તો નવી છે. મનોવૈજ્ઞાનિકતા તો એ છે કે જે પુરાણું છે તેને પ્રથમ હટાવવું જોઇએ. નવાને તો ગમે ત્યારે હટાવી શકાય છે. કારણ કે તે નવું છે?

જવાબ : ના, એવા ખ્યાલમાં રાચવાની જરૂર નથી. નવું પુરાતન કરતાં મજબૂત હશે એટલે તો તે જૂનાને હટાવી શકે છે. નક્સલાઇઝને ખસેડવા મુશ્કેલ થઇ પડશે. જૂનાને હટાવવું આસાન છે. કારણ તે જરા—જીર્ણ થઇ મરવા વાંકે જીવી રહ્યું હોય છે, ફક્ત ધક્કો દેવાની જ જરૂર હોય છે. જો નક્સલાઇઝ જૂનાને ખસેડી નાખશે તો તે પોતે દીર્ઘાયુ બની જશે. પછી એને ખસેડવા મુશ્કેલ બનશે. કદાચ હજાર વરસ લાગી જાય. મતલબ કે મોરારજીને ખસેડી દેવા એ અઘરી વાત નથી. પણ જો ઠાગે બેસી જાય તો હઠવવા મુશ્કેલ બનશે. મોરારજી મરેલાની ઓલ ઉપર ઊભા છે. જોકે મર્યા નથી. પણ ધક્કો મારો કે ગયા. પરંતુ એમને હઠાવી જે ચડી બેસશે તે નવો હશે. સ્ફૂર્તિમાં, જીવંત અને જુવાન હશે. વળી તેણે

હઠાવ્યા છે જેથી તે વિજેતા હશે તેથી તેને ખસે ડવામાં વાર લાગશે જયા સુધી એ પણ પેલા જેટલો સડી ન જાય ત્યા સુધી ખસેડી શકીશુ નહિ જો આપણે પેલા સડેલાને પણ ખસેડી શકતા નથી તો આપણે નકસલાઇઝને તો કેવી રીતે ખસેડી શકવાના હતા કે જે નવો અને જીવત છે! મતલબ કે સાવધાનીથી વર્તવાની જરૂર છે

જો દેશ ક્રાતિ માટે તૈયાર નહી થાય તો વિકલ્પમાં નક્સલાઇટ્ઝ જ આવી જશે જે ક્રાતિ કારીઓ માટે મોટા કોયડારૂપ બનશે કારણ જે જૂનું છે તે ભલે ખોટું છે પણ તેમાં એક વ્યવસ્થા છે વ્યવસ્થાને નિભાવી લઈ શકાય છે અને વ્યવસ્થાને હઠાવવી પણ આસાન હોય છે નકસલાઇઝ કોઇ વ્યવસ્થા નથી, અવ્યવસ્થા છે અવ્યવસ્થા નિભાવી પણ મુશ્કેલ છે અને હઠાવવી પણ મુશ્કેલ છે વ્યવસ્થિત ચીજની એક મર્યાદા છે તેને ચોક્કસ રથ ન છે જેની આપણને ખબર છે નકસલાઈઝમાં નિયમ નથી કે નથી વ્યવસ્થા તેમને ખસેડવા અઘરા છે નકસ લાઇઝ જેવી વ્યવસ્થા સમાજમાં આવ્યા પછી ક્રતિને બદલે પાછી જૂની વ્યવસ્થા આવી જવાનો પૂરો સભવ છે

આજે અમેરિકામાં ક્રાતિને બદલે જૂની વ્યવસ્થા આવવા લાગી છે લોકો કહેવા લગ્યા છે કે આના કરતા તો જૂનું સારુ હતુ આણે તો જીવુ મુશ્કેલ કરી દીધુ છે મતલબ કે તે બને એક વસ્તુના જ બે હિસ્સા છે એક ચીજના બે વિકલ્પ છે જો નકસલાઈઝ હારશે તો જૂનું પાછુ આવશે નકસલાઇ- ઝના હાથમાં સત્તા આવવાથી દેશમાં ક્રાતિ નહિ આવી જાય ફક્ત એટલુ જ બનવાનું કે જૂનું મારખુ માથુ ઊચુ કરી રહેશે કે જુઓ આવુ આવુ બની રહ્યુ છે પછી એને પાછા આવવાની તક મળશે મને લાગે છે કે નકસલાઈઝ સફળ થશે તો તે બસો વરસમા જૂના માળખાને પાછુ પુનર્જીવિત કરી જશે, એથી વિશેષ નહિ કારણ નકસલાઇઝ એ ક્રાતિ નથી તે પ્રતિક્રિયા છે તેથી જ તો ક્રતિકારીઓએ આ બને સાથે લડવુ પડશે જૂના માળખા સાથે નકસલાઈઝને પણ કહેવુ પડશે કે તમે પણ જૂના સમાજના જ અગ છો તમે એનાથી જુદા નથી તમારુ મન પણ ક્રાંતિકારી નથી તમે મૂલ્યો વિશે વિચાર્યુ જ નથી તમે જૂના મૂલ્યોથી અકળાઇ ગયા છો કટાળી ગયા છો પણ તમારે મન એ મૂલ્યો નકામાં અને બીનજરૂરી બની ગયા નથી કટાળી જવુ એ એક વાત છે અને મૂલ્યો નકામા થઇ જવા એ બીજી જ વાત છે હુ એક છોકરીને મળી શકતો નથી સમાજના આ પ્રકારના મૂલ્યથી કટાળી જઇ અકળામણ અને પરશાનીમાં હુ સમા જના નિયમોનું ઉલ્લઘન કરી તે છોકરીને જઇને મળુ અને તેને ઉપાડીને નાસી જાઉ તો હુ કોઈ ક્રાતિ કરી રહ્યો નથી મારા આ કૃત્યથી હુ સમાજની વ્ય વસ્થા કે મૂલ્યોને તોડી રહ્યો નથી તે ફી મારી પરેશાની પ્રગટ કરી રહ્યો છુ મારા આ પ્રકારના પ્રયત્નથી જૂની સમાજ વ્યવસ્થા અને મૂલ્યો ઉલટાના વિશેષમાં મજબૂત બનવાના તેઓ કહી શકશે જુઓ આનાથી તો આવી અવ્યવસ્થા આવશે મને કોઈ છોકરી મળી જાય એ પ્રશ્ન જ નથી, પ્રશ્ન તો એ છે કે સ્ત્રી અને પુરૂષ વચ્ચેના સબધ બાબતના જે મૂલ્યો છે તે મૂલ્યો બદલાય મને કોઇ છોકરી મળી જાય તેથી શુ ફેર પડવાનો હતો?

નકસલાઇઝનો હેતુ એટલો જ છે કે હવે વિચારશીલ લોકોએ કહેવુ જોઈએ કે જો હવે જૂના ને બચાવવાની કોશિશ કરશો તો આવુ પરિણામ આવશે જોકે જૂની પેઢી તો એવુ સમજાવવા પ્રયત્ન કરશે કે તમારી નવી વાતોથી જ આવુ બધુ બની રહ્યુ છે તેઓ કહેશે કે જુઓ આ ક્રાતિનુ પરિણામ છે મને લાગે છે કે નકસલાઇઝથી એટલા જ સાવધાન રહેવાનું છે કે જેટલા શકરાચાર્યથી

## અમુક લોકોનુ કામ સસ્થા બનાવવા કરતા તીવ્ર વાતાવરણ તૈયાર કરવાનુ છે

પ્રશ્ન આ પ્રકારની ક્રાતિ માટે કોઇ સસ્થા હોવી જોઇએ એમ તમે માનો છો?

જવાબ સસ્થા ચોક્કસ હોવી જોઇએ પણ અમુક સીમા પછી ક્રાતિમાં સસ્થા સહયોગી બની શકે છે સીમા પહેલાં સસ્થા અડચણરૂપ

બની જાય છે. પ્રથમ તો ક્રાંતિની હવા હોવી જોઇએ. હવા વધુ ક્રાંતિકારી હોય છે. સંસ્થાઓ એટલી ક્રાંતિકારી બની શકે નહિ. સંસ્થા બનતા જ સ્થાપિત હિત – સ્વાર્થ શરૂ થઇ જાય છે. ક્રાંતિ માટે પ્રથમ બાબત વાતાવરણ છે. સંસ્થા નથી. એ હવાને કારણે પાંચ–પચીસ સંસ્થાઓ જન્મે છે. સાથે દેશની બીજી ક્રાંતિકારી પાર્ટીઓ પણ મજબૂત બને છે. એક એવું વલણ ઊભું થાય, કે જે બધી ચીજનો ઇન્કાર કરવા સમર્થ થાય. આ પણ ખોટું છે અને પેલું પણ ખોટું છે. જૂનું બધું જ ખોટું છે. હવા જામતી જવી જોઇએ. હવાને કોઇ સ્વાર્થ હોતો નથી. કારણ તેને કોઈ મૂળ હોતાં નથી. તેને ક્યાંય સ્થાન મેળવવું નથી એક સરળ વાતાવરણ જ્યારે દેશ આખાના આત્માને પોતાની અસરમાં લઇ લે ત્યારે લોક માનસમાં આ વિચાર પકડાવા લાગશે. વિચાર પકડાતાં જ તે કર્મ બનવા માંડે છે. આપણે કર્મ કરવું પડવું નથી. એક વખત વિચાર પકડાયા પછી સક્રિય થવું જ પડે છે. હવા વગર સંસ્થાઓ નકામી છે.

ભારતમાં ક્રાંતિના નામ ઉપર સંસ્થાઓ ઊભી છે. એમને પોતાનો સ્વાર્થ છે. હવા નથી. હવા ન હોવાને લીધે સ્વાર્થ પૂરો કરવા એક પાર્ટીને બીજી પાર્ટીનો સાથ લેવો પડે છે. જેમની વિરૂદ્ધ એમને ક્રાંતિ કરવી છે. એવી પાર્ટીઓ અને વ્યક્તિઓનો એમને સાથ લેવો પડે છે. તો ક્રાંતિ કઇ રીતે થઈ શકશે? જેની વિરુદ્ધ ક્રાંતિ કરવાની છે એનો સ્વાર્થ પણ સંસ્થાના વ્યક્તિત્વને દાબી દે છે પછી ભલે તે સામ્યવાદી હોય, સમાજવાદી હોય કે અન્ય ગમે તે હોય.

મારા મત પ્રમાણે હમણાં વીસ વરસ દેશમાં એક ક્રાંતિની હવા અને વાતાવરણ નિર્માણ કરવું અત્યંત જરૂરી છે. ક્રાંતિના વાતાવરણ વગર, લોકમાનસનું વલણ ક્રાંતિકારી બનાવ્યા વગર અને આ પ્રક્રિયામાંથી દેશને પસાર કર્યા વગર ગમે તેવી ક્રાંતિકારી પાર્ટી પણ સફળ થઈ શકશે નહિ. આપણે ત્યાં 'ના' કરવાની હવા જ નથી. 'હા' કરવાની જૂની આદત છે. એને તોડવાની જરૂર છે. એક વખત હવા ઊભી થશે પછી તે હવા ક્રાંતિકારી સંસ્થાઓને પણ બનાવી શકશે. પછી એ સંસ્થાઓને વિરોધીઓનો સાથ લેવો પડશે નહિ.

જો હું કોઇ સંસ્થા બનાવું અને જેમની મદદ અને સહાયતાથી બનાવું એમની જ વિરૂદ્ધ મારુ કહેવાનું છે તો મુસ્કેલી આવી પડે. તેઓ બધા જ પ્રકારની શરતો રાખવા માંડશે. સંસ્થા બનાવવા જતાં ક્રાંતિને મારવી પડશે. તેથી હું સંસ્થા બાબતમાં બહુ ઉત્સુક નથી. અમુક માણસોએ હિંમત રાખવી જ જોઇએ કે તેઓ સંસ્થા ન બનાવે જેથી તેઓ હવા ફેલાવી શકે. અને તેમનું કામ પણ એટલું જ છે. આપણે એટલું તીવ્ર વાતાવરણ પેદા કરવું પડશે કે સંસ્થા પણ ક્રાંતિકરી બની શકે.

ક્રાંતિનું મૂલ્ય આવે તે માટે વીસ વરસ તાત્કાલિક પ્રશ્નોની ચિંતા કર્યા વગર કામ કરવાની જરૂર છે. ક્રાંતિ એ તાત્કાલિક મામલો નથી કે એક મજૂરને બે રૂપિયા વધુ મળી જાય એ ક્રાંતિની બાબત નથી. જો કે મજૂરને રસ એમાં છે. પણ ક્રાંતિએ મૂલ્યની બાબત છે. મૂલ્યનો મામલો લાંબો ઊંડો અને ગહન છે. ચાર–પાંચ હજાર વરસની જુની પંચાત છે. તેથી વિચારશીલ વ્યક્તિઓએ તાત્કાલિક પ્રશ્નોની ચિંતા વીસ વરસ છોડી દેવી જોઈએ. આ બાબતમાં જેમને લડવું હોય તેમને લડવા દો, ક્રાંતિકારી માણસે તો દેશનું નેગેટિવ માઈન્ડ પેદા કરવાની ચિંતા કરવી પડશે. એંગ્રીમાઈન્ડ નહીં. નેગેટીવમાઇન્ડ એ ક્રોધમાં નથી. અત્યંત શાંતિમાં છે. તે ખૂબ જ ધીરજ અને શાંતિપૂર્વક વિચાર રહ્યો છે કે આ મૂલ્ય વ્યર્થ થઇ ગયાં છે. એની વ્યર્થતા સમાજને બતાવી આપવાની છે. એની જગ્યાએ નવાં મૂલ્યો પ્રસ્થાપિત થાય એ અંગે ચિંતના કરવાની છે.

જૂનાને તોડી નાખવું એ વાત બહુ અઘરી નથી. ક્રોધમાં કોઇ પણ વસ્તુ તોડી નાખી શકાય છે. પણ જો મન બદલાયું નહિ હોય તો પાછું જૂનું ફરી ઊભું થઇ જશે. ક્રોધ સ્થાયી હોતો નથી. તે

થોડા સમયમાં ઊતરી જાય છે. બલ્કે ઘણી વાર તો નવાઈ લાગશે કે—

ક્રોધમાં ગાળ આપનાર વ્યક્તિ કલાક પછી આપની ક્ષમા માગવા આવશે. અને નહિ માગવા આવે તો મનમાં પશ્ચાતાપ કરશે. ગાળની બીજી બાજુ પશ્ચાતાપ છે. એંગ્રોમાઇન્ડથી સમાજ બહુ બદલાશે નહિ.

× × ×

પ્રશ્ન: આપ માનો છો કે ક્રાંતિકારી સદાચરણી અને સત્યવાદી હોવો જોઇએ ? એની પાસેથી કોઇ ખોટા કામની અપેક્ષા ન રાખવી જોઇએ ? આ વસ્તુ તેનામાં હોય તો તે સમાજમાં ક્રાંતિ લાવવા સફળ થશે ?

જવાબ :- ક્રાંતિકારી ચિત્તને કયો સદાચાર અને કઈ નીતિમત્તાનો પ્રશ્ન નથી. પ્રથમ પ્રશ્ન એ છે કે સદાચાર શું છે! અને સદાચાર શું નથી. એમ પણ બને કે આપણે જે આજ સુધી જે બાબત ને સદાચરણ અને નીતિમત્તા કહેતા આવ્યા છીએ તે કદાચ સદાચરણ જ ન હોય. કદાચ એ સદાચાર અને નીતિમત્તાની પાછળ અનેક અનીતિ અને અવગુણો છૂપાવવાનો ઉપાય ચાલ્યો આવતો હોય. એ નીતિ અને સદાચાર નામ માત્ર પૂરતાં જ હોય. કદાચ એ છેતરવા માટેની વંચના હોય તેથી ક્રાંતિકાર મન કઈ રીતે નક્કી કરવા પ્રયત્ન કરે કે સદાચાર શુ છે ?

બાકી જે ખરેખર સદાચાર છે તેને તો છોડી શકાય જ નહિ. કારણ સદાચારની ઉપેક્ષા કરીને ક્રાંતિ જ અસંભવ છે. ક્રાંતિકારીએ મૂળભુત રીતે વિચારવાનું છે કે સદાચાર શું છે? જો સત્ય હોવું એ સદાચાર હોય તો એની ઉપેક્ષા કરી શકાય નહિ. સત્યની ઉપેક્ષા કરીને કોઇ ક્રાંતિ લાવી શકાય નહિ કારણ સત્યની ઉપેક્ષા કરીને તો પૂરો સમાજ ચાલી રહ્યો છે. સમાજ અસત્ય ઉપર જ જીવતો હોવાથી તો ક્રાંતિ કરવી જરૂર બની હોય છે. તેથી જો ક્રાંતિકારી પણ સત્ય છોડી દે તો તે પોતે પણ સમાજનો જ એક ભાગ–ઘટક બની જશે. જો એ સત્ય બદલવું એ સદાચાર છે તો ક્રાંતિકારી એ કયાંક ઈન્સીસ્ટ કરવું પડશે. મતલબ કે સફળતાનું મૂલ્ય પણ ક્રાંતિનું મૂલ્ય નથી. અસફળ થવાની તૈયારી એ પણ ક્રાંતિકારી ચિત્તનો જ ભાગ છે. દરેક પરિસ્થિતિમાં ગમે તેમ કરીને સફળતા-મેળવવાની વૃત્તિ એ પ્રતિક્રિયાવાદી ચિત્તનો ભાગ છે તે કન્ફર્મિસ્ટ માઇન્ડનો જ એક ભાગ છે. સફળતા એ જ તેમને મન આખરી સૂત્ર છે. તેથી જ તો એ કન્ફર્મ કરે છે કન્ફર્મ હોવું વધારે સરળ છે. સમાજની માન્યતાઓ સાથે બાંધછોડ કરવાથી જલદી સફળ થવાય છે. પરંતુ ક્રાંતિકારી હોવા માટે, અસફળતા થવા માટે તૈયાર હોય છે. આ પ્રકારની તૈયારી એ ક્રાંતિકારી ચિત્તનું લક્ષણ છે. તે અસફળ થવા તૈયાર છે પણ ગેરક્રાંતિકારી બનવા તૈયાર નથી. ક્રાંતિકારીની અસફળતામાં પણ સફળતા રહેલી છે. આપણે જે સમાજમાં જીવી રહ્યા છીએ તેમાં ક્રાંતિ અસફળ જ થઇ શકે છે. અસફળ થતી આવી છે. અને અસફળ થશે.

આજને આજ સફળ બની જવું એવી કોઈ ઉતાવળ નથી. ક્રાંતિ સફળ થઈ શકે છે. પણ ક્રાંતિકારી ચિત્તમાં સફળતા એ સૂત્ર હોતું નથી. પ્રથમ તેણે નક્કી કરવું પડે છે કે સદાચરણ શું છે! મૂલ્યો વિશે ફેરવિચારણા કરવી પડે છે કે શું નીતિ છે અને શુ સદાચાર છે.

દાખલા તરીકે સમાજ અત્યાર સુધી એમ માનતો આવ્યો છે કે જે સ્ત્રી સાથે લગ્ન થયાં છે તેની સાથે સુવામાં પાપ નથી. જેની સાથે લગ્ન થયાં નથી એવી સ્ત્રી સાથે સૂવામાં પાપ છે. જ્યારે ક્રાંતિકારી મૂલ્ય કદાચ એમ પણ કહે કે જે સ્ત્રી સાથે પ્રેમ નથી તેની સાથે સૂવું પાપ છે. પછી એ પત્ની હોય કે ન હોય. તેમાં હોવાપણાનો પ્રશ્ન જ નથી. અને જે સ્ત્રી સાથે પ્રેમ છે તે ભલે પછી પત્ની હોય કે ન હોય પણ એની સાથે સૂવામાં પાપ નથી. તે કહેશે કે જે સ્ત્રી સાથે મારે કશો જ પ્રેમ રહ્યો નથી એની સાથેનાં લગ્ન મૂલ્યરહિત થઇ ગયાં છે. વાત પૂરી થઈ ગઇ. કારણ પ્રેમ જ લગ્નનો સાર

છે. અર્થ છે, તે છતાં હું તે સ્ત્રી સાથે સૂવાનું ચાલુ રાખું તો હું પાપી છું. ગુનેગાર છું. જેની સાથે પ્રેમ નથી એની સાથે મારે પત્ની તરીકેનો સંબંધ રહેતો નથી. ક્રાંતિકારી કહી શકે છે કે એ મારી પત્ની નથી.

એક છોકરીએ અમેરિકામાં વડી–અદાલતમાં અરજી કરી કે હું મા બનવા ઇચ્છુ છું પણ હું પત્ની બનવા તૈયાર નથી. પત્ની બનવું મને અપમાનજનક લાગે છે. જ્યારે મા બનવું એ મને ગૌરવપૂર્ણ લાગે છે. જ્યાં સુધી હું મા નહિ બનું ત્યાં સુધી હું અપૂર્ણ અને અસંતુષ્ટ રહી ગઇ છું એવું મને લાગે છે. માતા બનવા મારે પત્ની બનવું જ જોઇએ એવી ફરજ સમાજે શા માટે પાડવી જોઈએ? પત્ની બનવું મને અપમાનજનક લાગે છે અને મા બન્યા વગર હું કદિ પૂર્ણ સંતોષ અનુભવ કરી શકતી નથી. પત્ની બન્યા વગર માતા ન બનવાના સામાજિક વિકલ્પને કારણે મારું ભાવિ બાળક અપમાનિત થશે. મારા ઉપર આવી અનીતિ ઠોકી બેસાડવાનો સમાજને શું હક્ક છે?

ક્રાંતિકારી ચિત્ત સદાચાર અને નૈતિકતા બાબત પુર્નવિચારણા કરશે આ પ્રકારની ફેરવિચારણા તેમને સદાચરણ લાગશે.

ક્રાંતિકારી કોઇ છોકરીને એમ શકે છે કે તું માતા બનજે પણ પત્ની ન બનીશ. આ વાત માટે લડવું એ નૈતિકતા છે. તારા બાળકને એ વાત માટે તૈયાર કરજે કે એ ઇન્કાર કરે કે મારે કોઇ પિતા નથી. પિતા બતાવવાની કોઇ જરૂર નથી મારે માતા છે એ જ વાત પૂરતી છે. આ માટે તૈયાર કરવી એ દુરાચરણ નથી. ગેરકંનુની, ખોટું કે ખરાબ નથી. ફક્ત સમાજની ધારણા ગલત છે.

જો સમાજ બદલવો હશે તો સદાચારની ધારણા બદલવી પડશે. આના માટે હવા પેદા કરવી પડશે. પરંતુ જે ખરેખર સદાચરણ લાગે તેની ઉપેક્ષા ક્રાંતિકારી કરી શકે નહિ. અસફળતા માટે કોઇ ચિંતા નથી. અસફળતાનો ડર શા માટે રાખવો જોઇએ? અસફળતાનો ડર જ કન્ફર્મિસ્ટ બનાવે છે.

જ્યારે મને એમ લાગે કે એક સ્ત્રી સાથે લગ્ન કર્યા વગર રહેવાથી હું સમાજમાં અસફળ થઈ જઈશ તેથી લગ્ન કરી લેવાં જોઇએ. લગ્નનું નાટક ભજવી લેવું જોઈએ ત્યારે હું સફળતા માટે ઉત્સુક છું. ત્યારે હું ઠીક અર્થમાં સદાચારી માણસ નથી. મને લાગે કે સ્ત્રી–પુરૂષ સાથે મિત્રતા પર્યાપ્ત છે. આ સબંધે એક સ્ત્રી અને હું સાથે રહી શકીએ. લગ્નથી જોડાવું અનિવાર્ય નથી. જેથી કાલ સવારે અમને લાગે કે હવે છૂટા. તો છૂટા પડી શકાશે. કોઇ એમ ન કહી શકે કે તમારો કેઈસ ચાલ્યા પછી જ છૂટા પડી શકાશે. જોડાવા માટે અને છૂટા પડવા માટે અમે સ્વતંત્ર હોઇએ જેથી એક ક્ષણમાં અલગ થઇ શકીએ. જેનાથી એક ક્ષણમાં અલગ થઇ શકવા સ્વતંત્ર હોઇએ ફક્ત એની સાથે જ રહેવાનો આનંદ છે. જેનાથી જૂદા પડી શકતા નથી એની સાથે રહેવાનો આનંદ ખતમ થઇ જાય છે. મતલબ કે સદાચારની ધારણા બદલવી પડશે.

પ્રશ્ન : ક્રાંતિકારીનો એના દુશ્મન સાથેનો વ્યવહાર કેવો હોવો જોઇએ? એમને તદન પતાવી દેવા જોઇએ કે એમને સુધારવા જોઇએ? શત્રુ પ્રત્યેની એની દૃષ્ટિ કેવી હોવી જોઇએ?

જવાબ : બીજાનો નાશ કરવાનો ખ્યાલ પણ ક્રાંતિકારી નથી. જે ક્રાંતિકારી આ રીતે વિચારે છે તે ક્રાંતિકારી નથી પણ કન્ફર્મિસ્ટ છે. બીજાને મિટાવી દેવાની વાત ક્રાંતિકારી વિચારી શકે નહિ. ક્રાંતિકારી એ વાત સ્વીકારે કે એક એક વ્યક્તિને પોતાની રીતે વિચારવાની, રહેવાની અને જીવવાનો હક્ક છે. કોઈને મિટાવી દેવાનો હક્ક ક્રાંતિકારીને નથી. તેથી જ હું લેનિન, સ્ટેલિન કે માઓને વિશેષ ક્રાંતિકારી માનતો નથી. એમનું બુનિયાદી મન કન્ફર્મિસ્ટ જેવું છે. કન્ફર્મિસ્ટ માઇન્ડ કહે છે કે આ માણસને જેલમાં પૂરી દો. જીવ લઈ લો એનો. એને બચવા દેશો નહિ. આ પ્રકારનું વલણ અખત્યાર કરનાર ક્રાંતિકારી નથી જ. સાચો ક્રાંતિકારી પ્રથમ તો વ્યક્તિના મૂલ્યને પરમ–અલ્ટીમેટ માને છે. તેથી જ તો તે સમાજની વિરૂદ્ધમાં ઊભો છે.

જો વ્યક્તિનું કોઈ મૂલ્ય નથી તો મારા એકલાની વાતનો મતલબ શું છે? પ્રત્યેક વ્યક્તિને પોતાની વાત કરવાનો હક્ક છે. બીજાનો અવાજ દબાવીને, ગર્દન કાપીને સત્તા મેળવવી એ ક્રાંતિની હત્યા ગણાય. તેથી જ તો મોટે ભાગે કમજોર ક્રાંતિકારીઓ સત્તા ઉપર આવતાં જ ગેર–ક્રાંતિકારી બની જાય છે. એમનું મૂળ મન ગેર–ક્રાંતિકારી હોય છે. તેથી સ્ટેલીન ક્રાંતિકારી માણસ નથી. તેનું મન હોરેસ્ટ છે. માત્ર તે ક્રાંતિના ચક્કરમા આવી ગયેલ છે. હકુમતમાં આવતાં તે પોતે પણ ઝાર બની ગયો. તેણે પણ એ જ કરવા માંડયું કે જે ઝારે એમની સાથે કર્યું હતું. સ્ટેલીને ઝાર કરતા પણ વધુ તાકાતથી કર્યું.

સાચો ક્રાંતિકારી વ્યક્તિના પરમ મૂલ્યનો સ્વીકાર કરે છે. બીજાને દબાવવા, ધમકાવવા, મારવા વગેરે ગેરક્રાંતિકારી છે. આ અર્થમાં ગાંધીજીની વૃત્તિ પણ ક્રાંતિકારી નથી. તેઓ પણ સત્યાગ્રહને નામે ધમકીઓ આપે છે. બીજાની સામે ઉપવાસ ઉપર ઊતરવાની ધમકી આપે છે કે હું મરી જઈશ. આંબેડકરે કહ્યું હતું કે ગાંધીજીના ઉપવાસથી મારું હૃદય પરિવર્તન થયું નથી. આતો ફક્ત ગાંધીજી જેવી વ્યક્તિ ઉપવાસમાં મરી ન જાય તેથી હું ખસી જાઉં છું. આ અર્થમાં આબેડકર વધારે અહિંસક છે. ગાંધીજી ઉપવાસ કરવામાં વધારે હિંસક છે. આંબેડકરમાં એક ક્ષમતા છે. ગાંધીજી સામે તેઓ પણ હઠ કરી શક્યા હોત કે ગાંધીને મરવું હોય તો મરે, હું જવાબદાર નથી. મારી વિચારસરણી પણ બરાબર છે. પણ ના, આંબેડકર વગર હૃદય પરિવર્તને ખુશ થયા વગર માત્ર ગાંધીજી જેવી વ્યક્તિ બચી જાય એટલા માટે ખસી ગયા. આ પ્રસંગમાં આબેડકર વધારે ક્રાંતિકારી છે. કારણ આંબેડકર વ્યક્તિના મૂલ્યને પોતાની વિચારસરણી કરતાં પણ વધારે મહત્ત્વ આપે છે. આત્મવિલોપનની ધમકી આપનાર વ્યક્તિ પોતાના અને અન્યના વ્યક્તિત્વના મૂલ્યને અવગણે છે. જો આંબેડકર પણ અંધમતાગ્રહી હોત તો કહી શકત કે મરો, તમે ખોટા છો તો પોતાના હાથે મરો છો. મારી વાત સાચી છે.

× × ×

પ્રશ્ન : ક્રાંતિ કોઈને કોઈ ખોટી ચીજ ફેલાવે છે તો ક્રાંતિ માટે આદર્શ શો છે? જે લોકો એવા સ્ટેટસમાં એલાઈટ હોય છે એમના માટે તો આ આદર્શ બરાબર છે પણ એને સ્ટેટ પોલિસી તરીકે લે તો સ્ટેટ કેવી રીતે ચાલે?

જવાબ : અત્યાર સુધી એવું બન્યું હોતું નથી ને ક્રાંતિકારીઓના હાથમાં સત્તા આવી ગઈ હોય છે. અત્યાર સુધીની ક્રાંતિ એ લઘુમતિનો ખ્યાલ છે. બહુમત એ ખ્યાલ વિશે રાજી થયેલ નથી. તેથી લઘુમતિના હાથમાં સત્તા આવતાં તેમને આંચકા, આઘાત અને ગાળો સહન કરવાં પડયાં છે. જ્યાં સુધી લઘુમતિ, બહુમતિની હાલતમાં આવી ન જાય ત્યાં સુધી ગાળો મળશે. ક્રાંતિકારીઓએ થોડી પ્રતીક્ષા કરવી જોઈએ. વાતાવરણ અને લોકમાનસ તૈયાર થવા દેવું જોઈએ. પછી જ ક્રાંતિકારીઓએ સત્તા સ્વીકારવી જોઈએ. જેટલા મોટા સમૂહમાં લોકમાનસ તૈયાર હશે તેટલા મોટા પ્રમાણમાં હિંસા મુશ્કેલ બનશે જો કે આતો પરમ આદર્શની વાત છે. લઘુમતિ સાથે થોડી હિંસા રહી પણ જાય. પણ આપણે બૃહદ હિંસાથી ઉગરી શકીશું. છતાં પણ ક્રાંતિકારીના ધ્યાનમાં ઉપરોક્ત વાત જ હોવી જોઈએ. તેથી જ બહુમતના સાથ પછી જ ક્રાંતિકારીઓએ સત્તાથી સમ્બંધિત થવું જોઈએ. નહિ તો બૃહદ હિંસા થશે. અને એવી હિંસા કરવામાં તે ક્રાંતિકારી પણ કન્ફર્મિસ્ટ બની જશે મૂળરૂપથી ક્રાંતિકારીઓએ સત્તામાં જતાં પહેલાં બહુમતને પોતાના વિચારોથી સહમત કરવો જોઈએ. બહુમતને અનુસરણ માટે તૈયાર કરવો જોઈએ. અધૈર્ય અને ઉતાવળાપણું એ ગેરક્રાંતિકારી ચિત્ત છે. પણ આપણે જોઈએ છીએ કે મોટે ભાગે ક્રાંતિકારીઓમાં અધૈર્ય હોય છે. આપણે પણ એવું માનીએ છીએ કે ક્રાંતિકારીઓમાં અધૈર્ય હોવું જ જોઈએ. અધૈર્ય એ તો એ વાતનું સૂચક છે કે મારા વિચારો ઉપર મને પોતાને પણ પાકો ભરોસો નથી. તેથી જ બીજાને અનુસરણ માટે તૈયાર કરવા તૈયાર નથી. અપૂર્ણ.

અધૂરો અને અપરાધી માણસ જ બીજાની ગર્દન પકડવા તૈયાર થાય છે. તે પોતાના ભયને કારણે આમ કરે છે. આ પ્રકારના લોકો અંતઃસ્થલથી બુનિયાદી ક્રાંતિકારી ચિત્તના નથી. તેમનામાં ઉપર ઉપર થોડો ક્રાંતિનો વિચાર આવેલો હોય છે. આવી વ્યક્તિ પણ કન્ફર્મિસ્ટ છે. એવાના હાથમાં સત્તા ખતરનાક સાબિત થાય છે. સત્તામાં આવતાં જ એમના ચિત્તમાંથી ક્રાંતિનો અંશ વિદાય થાય છે. અને કન્ફર્મિસ્ટ પેદા થઈ જાય છે એ બીજાને સહન કરી શકતો નથી. ટ્રાટસ્કી સ્ટેલીન કરતાં વિશેષ ક્રાંતિકારી છે. તે વધુ બુનિયાદી ક્રાંતિકારી છે. તેથી જ સ્ટેલીનને સત્તામાં આવતાં જ ટ્રાટસ્કીની હત્યા કરવી જરૂરી બની જાય છે, રશિયામાં સૌથી પ્રથમ કામ ક્રાંતિકારીઓની હત્યા કરવાનું થયું. તેની સામે સૌથી વધારે ખતરનાક એલીમેન્ટ એ હતું. ક્રાંતિકારીઓ સ્ટેલીનના ખોટાં કામ સાથે સહમત ન થાત.

હવે સ્ટેટની વાત, સત્તા પણ બહુમતને અનુસરણ માટે રાજી કરવા અનેક ઉપાય કરી શકે છે. સત્તા પાસે સંપૂર્ણ કેળવણી અને શિક્ષણ હોય છે. જે જે વાતોમાં બહુમત સહમત ન હોય તે તે બાબતોમાં અધીરતા ન દાખવતાં સંપૂર્ણ કેળવણી બદલવાની ચિંતા કરવી જોઈએ. વીસ વરસ મોડું થશે. વીસ વરસમાં નવી પેઢી તૈયાર થશે. આપણે તેમના ઉપર પૂરો પ્રયત્ન કરી શકીએ. સ્ટેટના હાથમાં રેડિયો, વર્તમાનપત્રો, વિવિધ સાહિત્ય છે. બધા માધ્યમોથી નવી પેઢીને અનુરૂપ બનાવી શકાય છે. હાથમાં તલવાર જ નથી બીજું ઘણું ઘણું છે. પણ આપણને ઉતાવળ છે. બધું જલદી કરવું છે. જલદી બનવું જોઈએ. જલદી કરવા તલવાર પકડવી પડે છે. પણ એ પ્રકાર અખત્યાર કરવાથી ક્રાંતિ મરી જાય છે.

આપણે દેશને અનુસરણ કરતો કરવો જોઈએ. એ માટે દેશમાં સોચ વિચાર કરવાનો મોકો આપવો જોઈએ. ક્રાંતિકારીઓએ સ્ટેટમાં આવ્યા પછી સંપૂર્ણ દેશના ચિત્તને ક્રાંતિકારી બનાવવા પ્રયાસ કરવો જોઈએ ક્રાંતિ લાવવાની ઉતાવળ ન કરવી જોઈએ. સમાજની વ્યવસ્થા બદલતાં પહેલાં સમાજનું મન બદલવાની ચિંતા કરવી જોઈએ. મન બદલાશે તો બધી વ્યવસ્થા અહિંસકરીતે બદલાશે. એમાં મુશ્કેલી નહિ આવે. આપણે મન બદલ્યા પહેલાં માળખું તોડવાનું શરૂ કરીએ છીએ તેથી હિંસા જરૂરી બને છે.

ક્રાંતિકારી સત્તામાં આવતાં તેની સામે બે વિકલ્પ આવે છે. એક તો એ કે એ જૂનું માળખું તોડી નાખે. જો તત્કાળ માળખું તોડશે તો હિંસા અનિવાર્ય બનશે. હિંસા કરવાની પ્રવૃત્તિનું માઠું પરિણામ એ આવે છે કે પછી સત્તા ઉપરના તે ક્રાંતિકારીઓનું ચિત્ત ક્રાંતિકારી મટી જાય છે. સતત વીસ વીસ વરસ સુધી હિંસા અને તોડફોડની પ્રવૃત્તિ કરવી પડે છે પછી તેમણે ઊભા કરેલા નવા માળખાના બચાવ માટે અને પોતાને મુશ્કેલી ન પડે એ માટે એકધારા કરેલા હિંસક પ્રયત્નોને લીધે તેમનું ચિત્ત કન્ફર્મિસ્ટ બની જશે. કારણ મન જડ નથી તરલ-પ્રવાહી છે. આપણે જે કરીએ છીએ તેવા આપણે બની જઈએ છીએ. આમાં મન પરાધીન છે.

ક્રાંતિકારી ચિત્તનું લક્ષણ એ છે કે તે સમજે છે. જાણે છે. કે હું પણ ખોટો હોઈ શકું છું. મારા ખોટા હોવાની સંભાવના ચાલુ છે. માટે તલવાર વાપરવી એ ખોટું છે. હું જેનો નાશ કરવા તૈયાર છું તે માણસ પણ કદાચ સાચો હોઈ શકે છે. તેથી સત્તામાં આવતાં પ્રથમ લોકચિત્ત બદલાવાનું કરવું જોઈએ. જૂનું માળખું તોડવાનું કામ ન કરવું જોઈએ. મન નવું થતાં માળખું પણ નવું થશે. તો મન બદલવા પ્રયત્ન કરવો જોઈએ માળખું તોડી પાડવાની ઉતાવળ ન કરવી જોઈએ. જે જે બાબતમાં બહુમત રાજી હોય તે તે બાબતની વ્યવસ્થા બદલવી ઠીક છે. જે બાબતમાં લોકમાનસ તૈયાર નથી તે તે બાબતમાં લોકમાનસ બદલવાની ચિંતા કરવી જોઈએ.

ક્રાંતિની પ્રક્રિયા લાંબી છે. આપણું માનવું છે કે બે-ચાર વરસમાં ક્રાંતિ આવી જાય છે. એ ખ્યાલ બાલીશ છે. ક્રાંતિ જેવી તેવી બાબત નથી. જે દેશ એકધારા સો વરસ સુધી ક્રાંતિકારી બનવાની હિંમત એકઠી ન કરી શકે તેમણે ક્રાંતિની પંચાતમાં પડવું જોઈએ નહિ. ક્રાંતિ એ ઉતાવળીઓ મામલો નથી.

નવી વ્યવસ્થા તો ત્યારે આવશે જ્યારે આપણે કેળવણી બદલીશુ. શિક્ષણમાં નવા તત્વો ઢાળીશુ. દેશમાં નૂતન અને નવીન માટેની હવા પેદા કરીશુ આ માટે નેગેટિવ માઈન્ડ તૈયાર કરવાની ચિંતા કરવી જોઈએ ધ્વિંસાત્મક અને સર્જનાત્મક પ્રશ્નોત્તર અને સંવાદ દેશવાસીઓમા સત્તાધિકારીઓએ પોતાની સાથે તથા જનતામાં શરૂ રાખવા જોઈએ. દેશનુ માઈન્ડ બદલવાથી રીમાઈન્ડ પેદા થશે. અને તે માઇન્ડ જૂના માળખાને વિદાય આપશે. ત્યારે કોઈ હિંસા નહિ થાય જ્યાં સુધી આ પ્રકારની પ્રક્રિયામાંથી દેશ પસાર ન થાય ત્યા સુધી ક્રાંતિની વાત સાથે કોઇ સહમત નહીં થાય. ને સ્વાભાવિક રીતે કોઈપણ બે વ્યક્તિ સંપૂર્ણ રીતે સહમત હોઈ પણ ન શકે. સહમત હોવા પણ ન જોઈએ. સહમત હોવા માટે કોઈ કારણ નથી પૂરેપૂરી નિકટતમ વ્યકિત પણ એક બીજાથી સંપૂર્ણ રાજી હોતી નથી. ક્રાંતિકારી અને કન્ફર્મિસ્ટ વચ્ચે આ પાયાનો તફાવત છે. કન્ફર્મિસ્ટ બીજાને સહમત કરવા આગ્રહ રાખે છે સહમત ન થાય તો ખતમ કરે છે ક્રાંતિકારીને મતભેદ સ્વીકાર્ય છે બન્નેની ભિન્નતાનો સ્વીકાર છે જેટલા મુદ્દા ઉપર સહમત થઈ શકીએ ત્યાં સુધી સાથ છે જ્યાં વિચાર ભેદ છે ત્યા સમજવા પ્રયત્ન કરીશુ કદાચ હુ ખોટો હોઉ કદાચ તમે પણ સાચા હો

જો જૂની પેઢી દેશમાં ચિંતન, મનન અને નવા વિચારોની હવા પેદા થવા નહી દે તો નુકસાન કરતા નીવડશે. અત્યારસુધીની ક્રાંતિઓ એ માત્ર પરિવર્તન અને સુધારો છે સત્તા હાથમાં આવતાં જ ક્રાંતિનો મામલો બદલાઈ જાય છે કારણ એ બધા ક્રાંતિકારીઓ પરિસ્થિતિ વશ થયેલા ક્રાંતિકારીઓ છે. કેવળ ક્રાંતિકારી બહુ ઓછા છે હુ મજૂર છું તો હુ કમ્યુનિસ્ટ છુ. કાલે માલિક બનતા હુ બદલાઇ જાઉ છુ. આ બધા પરિસ્થિતિ જન્મ ક્રાંતિકારીઓ છે એમનું ચિત્ત ક્રાંતિકારી નથી પરિસ્થિતિ જન્ય ક્રાંતિકારીઓ સત્તામા આવતા કન્ફર્મિસ્ટ સાબિત થાય છે આપણા દેશમાં વીસ વરસ પહેલાં ક્રાંતિની ઉપર ઉપરથી થોડી વાતો હતી તે પરાધિનતાની પરિસ્થિતિજન્ય હતી. માનવ મન ક્રાંતિકારી બને, કરૂણામય બને, કેવળ ક્રાંતિકારી બને એમાં આશા છે.

**છૂટાછેડાનો નિયમ સાવ સરળ અને સીધો બનવો જોઇએ :–**

પ્રશ્ન આપે કહ્યુ કે પ્રેમ રહિત વિવાહ યોગ્ય નથી જો એવું બને તો છૂટાછેડાની પ્રક્રિયા છે તે ખૂબ સરળ બનાવવી પડશે જો છૂટાછેડાનો નિયમ સરળ કરવામાં આવશે તો સમાજમા સ્થિરતા કેવી રીતે રહેશે ?

જવાબ સ્થિરતાનું કોઈ મૂલ્ય નથી સ્થિરતાનું મૂલ્ય જ મૂલ્યવાન નથી એ મૂલ્ય જ ખોટુ છે જીવન સ્થિર નથી. ગતિમાન છે સ્થિરતાનું મૂલ્ય એ જૂનવાણી મનનો ભાગ છે મૂલ્ય જીવવાનુ છે. અને જીવવામા એક ગતિ છે ગતિ રાખીને જો જીવનની કોઈ વ્યવસ્થા ચાલતી હોય તો તે સ્વીકારવા જેવી છે. ગતિ રોકીને ચાલતી વ્યવસ્થા સ્વીકારવા જેવી નથી

છૂટાછેડાની પ્રક્રિયા ખૂબ જ સરળ હોવી જોઈએ. બેમાંથી ગમે તે એક વ્યકિત રજીસ્ટ્રારને ખબર કરી શકે કે અમારી વાત પૂરી થઇ છે અમને છૂટાછેડા મળવા જોઈએ, આ માટે બીજી વ્યકિતને પૂછવાની પણ જરૂર નથી, છૂટા પડવામાં બીજાને પૂછવાનો કશો અર્થ જ નથી બેમાંથી એક રાજી નથી પછી ઉપાય જ કયાં છે ?

છૂટાછેડાનો નિયમ ઘણો જ સરળ હોવો જોઈએ અને તેની સામે વિવાહની પ્રક્રિયા ઘણી જ કઠિન હોવી જોઈએ અનેક પ્રકારની કસોટીઓમાંથી પસાર થયા પછી જ બે વ્યકિતઓને એક વરસ માટે પ્રયોગાત્મક લગ્નની પરમીટ મળવી જોઈએ ફકત એક વરસ સાથે રહેવાનો પ્રયોગ કરી લે અન્યોન્ય જોઈ એ, જાણી લે, વિચારી લે, ચકાસી લે અનુભવ કરી લે એક વરસ પછી બન્ને ફરીથી આવી અને કહે કે અમે હવે આગળ પણ સાથે જીવન ગાળવા વિચાર કર્યો છે પછી લગ્ન થવાં જોઇએ.

લગ્નમાં એટલા અવરોધો નાખવા જોઈએ કે જેટલા અવરોધો આજે આપણે છૂટાછેડા લેવા માટે રાખ્યા છે. આજે છૂટાછેડા લેવા માટે ઓછામાં ઓછાં ત્રણ વરસનો અવરોધ નાખ્યો છે. આ બધો અવરોધ વિવાહ કરવામાં નાખવો જોઈએ. જ્યારે બે વ્યકિત સાથે રહેવા અને જોડાવાનો વિચાર કરે છે ત્યારે સમાજે પૂરી ચિંતા કરવી જોઈએ કે આ લોકો સાથે રહી શકશે? જ્યારે આજે તો બે જણા છૂટા પડવા માંગતા હોય તો સમાજ ચિંતા કરવા માડે છે. આ તો મૂર્ખાઈ ગણાય.

એક વરસ માટે પ્રયોગાત્મક લગ્ન જીવનની વ્યવસ્થા થવી જોઈએ. તેઓ પતિ–પત્ની નથી. મિત્રની જેમ સાથે રહેશે. એક બીજાને સમજવા પ્રયત્ન કરશે. હવે તો કૃત્રિમ સાધનો જેવા ઉપાય છે. બાળક પેદા થવાનો કોઈ પ્રશ્ન નથી. આજે ઘણી સગવડતા અને અનુકૂળતા છે, પ્રશ્ન છે પ્રયોગાત્મક લગ્ન જીવનના પ્રયોગનો. વરસ પછી આવીને બંને કહેશે એક બીજા અંગેનો ભ્રમ દૂર થવા માટે વરસની મુદત ઘણી જ પૂરતી છે. વરસ પછી બંને જ્યારે કબૂલ થાય ત્યારે બધી જ જાતની તપાસ, પ્રશ્નોત્તરી થવી જોઈએ. બધા જ પ્રકારની તપાસણી ને ચકાસણી થવી જોઈએ. માત્ર એમનું કહેવું જ માની લેવું પૂરતું નથી. વૈદકીય અને મનોવૈજ્ઞાનિક રીતની કસોટી કરાવી યોગ્યતાનું પ્રમાણપત્ર મળવું જોઈએ. એમનો આવેલો અભિપ્રાય જણાવવો જોઈએ. મતલબ કે લગ્નમાં રૂકાવટો નાખવી જોઈએ. એક જ ક્ષણના નિર્ણયથી થયેલાં લગ્ન ખતરનાક છે. જીવનભરનો નિર્ણય ક્ષણમાં ન લઈ શકાય. છૂટાછેડા એકદમ સરળ બનવા જોઈએ.

પ્રશ્ન : તો બાળકો બાબત સમાજે જવાબદારી ઉપાડવી પડશે.

જવાબ : ચોકકસ. સમાજે બાળકમાં ઇન્ટરેસ્ટ લેવો જોઈએ. બાળક છેવટે સમાજનું જ અંગ બનવાનું છે. બાળક એ ફકત એક યુગલનો જ નિર્ણય નથી. બાળક આખા સમાજનો પ્રશ્ન છે. સમાજે આ બાબતમાં કદિ વિચાર્યું જ નથી. બાળકના ખાવા, પીવા અને કપડાંની વ્યવસ્થા પૂરી પાડવા સિવાય બાળકના ઉછેર માટે પણ સમાજે જવાબદારીપૂર્વક ચિંતા સેવવી જોઈએ.

પતિ–પત્નીના જિંદગી આખીના ઝગડતા સંસાર વચ્ચે તેમના બાળકનો ઉછેર થાય છે. બાળકના મન ઉપર આ ઝગડાનાં માઠાં પરિણામ આવે છે. બાળક પૂરું વિકૃત થાય છે. મોટું થતાં લગ્ન કરતાં ભય અનુભવે છે. તેના આંતરમનમાં પ્રતિક્રિયા પડી છે. સમાજે સંપૂર્ણરીતે આ બાબતમાં ઉત્સુકતા બતાવવી જોઈએ.

આજે નહિ તો ભવિષ્યમાં બાળક એ મા–બાપની નહિ પણ સમાજની મિલકત ગણાવી જોઈશે. ભવિષ્યમાં બાળકના ઉછેરની તમામ જવાબદારી સમાજે ઉપાડવી પડશે. મા–બાપે નહિ. બાળકના જન્મ માટેની પરવાનગી પણ સમાજે જ આપવાની રહેશે. બાળક એ મા–બાપની મરજીનું ફળ ન હોઈ શકે. દરેક યુગલને બાળક પેદા કરવાનો અધિકાર નથી. બિમાર, ગાંડા અને અપૂર્ણ મા–બાપો સંતાન પેદા કરે એ નરી મૂર્ખાઈ છે. તેઓ પોતે તો ખરાબ છે ને ખરાબ પરંપરા ચાલુ રાખે છે. જ્યાં સુધી સમાજ એ નકકી ન કરે કે કઈ સ્ત્રી બાળક પેદા કરી શકશે અને કયા પુરૂષ મારફત ત્યાં સુધી બાળક પેદા કરી શકાય નહિ.

આજે સેકસ–કામભોગ અને સંતાન ઉત્પત્તિ એ બંને ક્રિયા અલગ અલગ પાડી શકાય તેવી સગવડો અને અનુકૂળતા છે. અગાઉ મુશ્કેલી હતી. આજ મારી પત્નીને હું યોગ્ય બાળક આપી શકું તેમ ન હોઉ તો બીજી યોગ્ય વ્યકિતનું વીર્ય ઉછીનું માગી વૈજ્ઞાનિક પ્રક્રિયા દ્વારા મારી પત્નીને ગર્ભધારણ કરાવી શકું છું. આ પ્રક્રિયા મારી પત્નીના સેકસ્યુલ સંબંધમાં અડચણ ઊભી થવા સંભવ નથી. મારું બાળક સ્વસ્થ થાય એ ઉચિત છે. હું મારા બાળકને સારું શિક્ષણ મળી શકે એની વ્યવસ્થા કરું છું તો પછી એને સારામાં સારું પાયાનું બીજ કેમ ન આપવું? ખરેખર તો એમ જ હોવું જોઈએ કે સ્વસ્થતમ અને સુંદરતમ વ્યકિતનું વીર્ય બીજ એને મળે એમ

આપણે કેમ ન કરી શકીએ! વીર્ય મારું જ હોવું જોઈએ એ નરી બાલીશતા છે. બિલકુલ નોનસેંસ છે. જો સમાજ જવાબદારી ઉપાડવા તૈયાર હોય તો આજે અનુકૂળતા છે. કદાચ ભવિષ્યમાં એક યુગલને એક જ બાળક પૈદા કરવાની છૂટ મળશે તો સારું બાળક પેદા કરવા માટે વૈજ્ઞાનિક યુગનો લાભ લેવો જોઈએ.

એક કલ્ચર બ્રિડીંગ અને સાંઈટિફિક બ્રિડીંગની શરૂઆત થાય. ત્યાંથી સમાજનું કામ શરૂ થાય છે. આ બાળકને ક્યાં ઊછેરવામાં આવે, કેવા વાતાવરણમાં અને કેવી રીતનો વૈજ્ઞાનિક ઊછેર કરવો એ બાબતની ચિંતા કરવી જોઈએ. બાળકનો મા–બાપ સાથેનો કેટલો સંપર્ક હિતકર છે, મા–બાપથી એને કેટલો દૂર રાખવો જરૂરી છે તે પણ સમજવું જરૂરી છે. ચોવીસે કલાક મા–બાપ પાસે બાળકનું રહેવું અહિતકર છે. થોડા સમય માટે આઠ દિવસે, પંદર દિવસે એકવાર મા–બાપ મળે તે હિતાવહ છે. આટલું ટૂંકું મિલન એટલુ તો પ્રેમ પૂર્ણ હશે કે એમાં અરસ–પરસની પ્રેમ–મૂર્તિ પ્રગટ થશે. આવડા નાના મિલનમાં ક્રોધ, ઘૃણા જેવી બીજી લાગણીઓને અવકાશ નથી. માત્ર પ્રેમ કેવળ પ્રેમ. બાળકના મનમાં પ્રેમની એક ધારણા બંધાય છે. જે વ્યક્તિ તરફથી પ્રેમ મળ્યો છે. ફક્ત પ્રેમ જ મળ્યો છે એના સબંધમાં વિરોધી ધારણા બનાવતો નથી એથી ઉલટું મા પાસે ઊછેરનું બાળક માનો પ્રેમ, માનો ક્રોધ, માની ઘૃણા, જેવી પરસ્પર વિરોધી અને મિશ્રિત ધારણા બાંધતું થાય છે. આવા બાળકનું મન શરૂથી જ વિકૃત થતું જાય છે. પછી આ બાળક જે વ્યક્તિને પ્રેમ કરશે તેની ઘૃણા પણ કરશે. એનું મન બેડામાં વહેંચાઈ ગયું છે. ભવિષ્યમાં તે જેને પ્રેમ કરશે તેની પાછળ ઘૃણા પણ કરતો રહેવાનો. તે તેના મનનો ભાગ બની ગયું છે. તે પોતાની પત્નીને પ્રેમ પણ કરશે અને તિરસ્કાર પણ કરશે. ક્યારેક એનો જીવ લઈ લેવાનું વિચારશે તો ક્યારેક એને લાગે છે કે એના વગર હું જીવી શકીશ નહિ. આ બંને વસ્તુ એક સાથે એના મનમાં ચાલતી હશે. એનું મૂળ કારણ એનો ઊછેર એની મા પાસે થયો છે એ છે.

બીજું એક જ મા પાસે ઉછરવાથી તેના મનમાં સ્ત્રી વિશેની એક ચોક્કસ જે ઈમેજ બંધાઈ જાય છે તે તેની માની ઈમેજ બંધાય છે, જગતની બધી સ્ત્રીઓમાં એની દૃષ્ટિ પેલી ઈમેજ પ્રમાણે પોતાની માને શોધે છે. તે પોતાની પત્નીમાં પણ પોતાની માની પ્રતિમાની અપેક્ષા રાખે છે. પણ એવી પત્ની કદિ મળી શકતી નથી. મા જેવી બીજી સ્ત્રી બીજે કદિ મળતી જ નથી. તેથી તેને જિંદગીભર પોતાની પત્નીમાં કાંઈક ખૂટતું લાગે છે. પોતાની ઈમેજ જૂદા પ્રકારની છે ને પત્ની પણ જૂદા પ્રકારની છે. આના કારણે તેના મનમાં એક દ્વન્દ્વ છે. અને તે દ્વન્દ્વ તેની પરેશાનીનું કારણ છે એથી વિરૂદ્ધ તેની પત્નીને પોતાના બાપની ઈમેજ છે. તે પોતાના બાપ જેવો પતિ ઇચ્છે છે. જે કદિ સંભવ નથી.

આથી મા–બાપ પાસે બાળકનો ઊછેર અને સંપર્ક ખૂબ જ થોડો હોવો હિતાવહ છે થોડી વાર મળી લે તે ઉચિત છે. બાળકના ઊછેર માટે સમાજે એક વૈજ્ઞાનિક વ્યવસ્થા ઊભી કરવી જોઇએ જેવી રીતે એક, એક ઘરમાં એક એક ટ્યુટર રાખી ભણાવવાનું અસંભવ હોવાથી આપણે શાળાની વ્યવસ્થા કરી છે જે ઘણી જ વૈજ્ઞાનિક છે. તેમાં શ્રીમંતના બાળકને જે કેળવણી મળે છે તે જ કેળવણી ગરીબના બાળકને પણ મળે છે. શ્રીમંત પણ જેટલી વ્યવસ્થા ઊભી ન કરી શકે એટલી વ્યવસ્થા આજે ગરીબના બાળકને પણ સુલભ કરી શકાઈ છે. તે જ રીતે આજે નહિં તો ભવિષ્યમાં એક એક કુટુંબમાં બાળકોનો વ્યક્તિગત ઊછેર ન કરતાં આપણે તેમના સામુહિક ઊછેર માટે એક વૈજ્ઞાનિક વ્યવસ્થા ઊભી કરી શકીએ.

વૈજ્ઞાનિકો છે, મનોવૈજ્ઞાનિકો છે, એનાલીસ્ટ છે, નર્સિંગ છે. ડોક્ટર છે. શારીરિક શિક્ષક છે આ બધાની વ્યવસ્થા આપણે એક જગ્યાએ કરી શકીએ. બાળકો ત્યાં ઊછરવાં જોઈએ. સમાજે આ બાબતમાં હજુ સુધી કોઈ પ્રકારનો રસ દાખવ્યો નથી. સમાજે બાળકને અંદર પેદા કર્યો છે. અંદર ઊછેર્યો છે. તેને ખવરાવે છે, પીવરાવે છે. કપડાં આપે છે, મોટો કરે છે અને પાંગળો બનાવે છે તે બાળક તેમને છોડીને

ક્યાંય જઈ શકતો નથી. આ કોઈ વ્યવસ્થા છે? એમાંથી જ આ સમાજ પેદા થયો છે. જે વિચિત્ર અજાયબ ઘર જેવો છે.

એક વૈજ્ઞાનિક સમાજ વ્યવસ્થા માટે ઘણું ઘણું કરવું પડશે. મા-બાપથી દૂર ઊછરતાં બાળકો મા બાપના કંકાસની અસરથી દૂર રહેશે. કલહ અને છૂટાછેડા સંકળાએલા રહેશે નહિ. જો છૂટાછેડાનો નિયમ સરળ અને સીધો હશે તો ૯૦ ટકા જેટલી તકો લોકો જતી કરશે. કલહ કંકાસ દૂર થઈ જશે. કલહનું કારણ એ જ છે કે બે વ્યક્તિ અલગ થઈ નથી. હું કોઈને કહું જાવ, ઊપડો તો વાત પૂરી થઈ એમાં ઝગડો ક્યાં રહ્યો? પરંતુ જવાનું કહી શકતો નથી એ જઈ શકતા નથી. હું પણ જઈ શકતો નથી. બેસવાનું ત્યાં જ છે. તો કલહ ચાલુ રહેશે. એક મિત્ર સાથે મિત્રતા હોય અને મિત્રતા છૂટી જાય એટલા સરળ છૂટાછેડા હોવા જોઈએ. બાળકોની વ્યવસ્થા ધીમે ધીમે સમાજના હાથમાં ચાલી જવી જોઇએ ત્યારે છૂટાછેડા એટલા સરળ બની શકે.

*

# ઉપમા અને અલંકાર

કવિતાના પ્રકારો બદલતા જ રહ્યા છે. પ્રાચીન કવિતામાં બુદ્ધિની કસોટી કરે એવા ઉપમા અલંકારો વપરાતા. કાવ્યમાં પ્રવેશ ન કર્યો હોય તો સમજવા કઠીન. પણ ભાવ ઘણા ઉન્નત રહેતા ને ઉચ્ચ રસ દાખવતા અહીં એવાં ત્રણ કાવ્યો આપ્યાં છે.

રાવન નાવન રામકી આસન, પાપ હુતાસન મેં સીય ઝૂલી;
દેહ કી દુની લગી દ્યુતિ દીપને, 'સાલીંગ' દેખ સબે મતી ભૂલી
તાહી સામે નભમંડલ મે થીત, દેવવિરંચી સચી પતિ શૂલી;
દેન લગે ઉપમા ઇય મંજુલ, પાવક પૂંજમેં કંજસી ફૂલી.

૨

વાસવ એક સમે સુર સંયુત, વ્યોમ વિમાન ચઢે રસ હાસમેં;
ભારતી દેવ બધુન સમેતસુ, ગાનકી તાનકે માન વિલાસમે,
બીન છૂટી કરહુંતે અચાનક, દેખી હસે ત્રીદી વેશ જું તાસમે,
કછપી પછ વીહીન પ્રતછ, અહો પર અછ ઉડાતી આકાસ મેં

૩

સીતા રામ બ્યાહકો ઉછાર અવલોક સબ,
જનક સમાજ બલી જાત સુખ કંદપે,
વેદ કુલ રીતી એસી આજ્ઞા વસીસ્ટ દીની,
ભાંવકોકે સુંદર સુભ સમય નિર દ્વંદપે
તા સમે દૂલહી માંગ ભરબે ચલાયો હાથ,
દૂલહા ને સિંદુરલે અંગૂઠા અમંદપે,
ઉપમા તહ એસી મન આઇ કવિ મીરનકો,
લોભતે અમીતે અહી ચઢયો જાત ચંદપે. ...(૩)

રજુઆત : દાદુભાઈ પ્રતાપદાન

# રૂપેણ કાંઠાનાં લોકગીતો

સંપાદક પ્રવીણકુમાર બે ગઢવી

[ગંગા–જમના સરખી સાહેલીઓ રૂપેણ અને પુષ્પાવતી પાટણવાડાની ખારી ધરતીને વીંધતી વીંધતી, કોઈ સર્પ–કન્યકાશા મરોડ લેતી લેતી વહી જાય છે ઉનાળે સૂકી રહેતી આ સરિતાઓ કાંઠાના લોકગીતોના મધુર સૂરોથી સદાય કલકલતી રહે છે અવનવાં ગીત ફૂલડાંથી રૂપેણકાંઠાનો બાગ સદાય મઘમઘતો રહે છે

કાંઠાનાં વાસીઓએ એમનાં ગીતોમાં આછા શબ્દ–લસરકાઓથી એમના સંસાર–જીવનનું ચિત્ર ઉપસાવેલું છે જો કે એ ગીતોમાં ગુજરાતની ધરતીથી અલાયદી કોઈ સંસ્કૃતિ નથી નિરુપાઈ અને એમની પ્રાદેશિક સંસ્કૃતિ (Local Culture)નો વિરાટ ગૂર્જર સંસ્કૃતિના એક અંશ સમાન છે

રૂપેણ કાંઠાનું ધીમું ગાન તો મહાનદ સમી ગૂર્જર સંસ્કૃતિના એક નાનકડા કલકલતા ઝરણાં સમું છે

પુષ્પાવતી નદીને કાંઠે, શતકો જૂની સંસ્કૃતિનાં વેરવિખેર અસ્થિ સંઘરીને જીર્ણ–નગર મોઢેરા વસેલું છે આ મોઢેરામાંથી–મારા વતનમાંથી મને મળેલાં સાંસારિક ઘટનાઓનાં લોકગીતો અત્રે રજૂ કરું છું ]

(૧)

સુખભર્યા સંસારમાં જીવતી કોઈ નવોઢા ગાઈ રહી છે –

બેંજી ! ભમ્મરિયા કૂવાનાં પાણીડાં ને રે ભરું રે લોલ !
બેંજી ! વાંકડીઆ ચીલા[1]નાં આપણે વેર ઘણાં રે લોલ !
બેંજી ! કડલાં આલો તો આપણાં વેર વળે રે લોલ !
બેંજી ! ભમ્મરિયા કૂવાનાં પાણીડાં ને રે ભરું રે લોલ !
બેંજી ! વાંકડીયા ચીલાનાં આપણે વેર ઘણાં રે લોલ !
બેંજી ! સાંકળાં આલો તો આપણાં વેર વળે રે લોલ !
બેંજી ! ભમ્મરિયા કૂવાનાં પાણીડાં ને રે ભરું રે લોલ !
બેંજી ! વાંકડીયા ચીલાનાં આપણે વેર ઘણાં રે લોલ !
બેંજી ! દોળિયાં આલો તો આપણાં વેર વળે રે લોલ !
બેંજી ! ભમ્મરિયા કૂવાનાં પાણીડાં ને રે ભરું રે લોલ !
બેંજી ! વાંકડીયા ચીલાના આપણે વેર ઘણાં રે લોલ !
બેંજી ! નથડી આલો તો આપણાં વેર વળે રે લોલ !

કેવા કોડ છે આ આભૂષણ–પ્રિય નવોઢાના ! સુખભર્યા સંસારમાં જીવતી નારી તો આવા ગુલાબી ભાવો જ ગાયને !

ગુજરાતની નવવધૂએ આવાં નકાર ભણતાં ગીતો ટો ખૂબ ગાયાં છે એ ગીતોમાંની યૌવન મસ્તી લોક–જીવનના એક અનેરા પાસાનો પરિચય કરાવી જાય છે

(૨)

આ બીજા ગીતમાં પણ ઉપલાનો જ ભાવ ગ્રહાયો છે

'થાણિલા[1] ગોતતાં કારલી લાગી
વીર શબદો મુને વાલેરા લાગે !
સસરાની લાજ હું તો નૈ કાઢું માડી, નૈ કાઢું માડી !
વીર શબદો મુને વાલેરા લાગે !
સાસુને પગે હું તો નૈ પડું માડી, નૈ પડું માડી !
વીર શબદો મુને વાલેરા લાગે !
જેઠજીના ઓઘા હું તો નૈ લઉં માડી, નૈ લઉં માડી !
વીર શબદો મુને વાલેરા લાગે !
જેઠાણીની ચેડયે[2] હું તો નૈ હેંડું માડી, નૈ હેંડું માડી !
વીર શબદો મુને વાલેરા લાગે !
દેરની હાર[3] હોળી નૈ રમું માડી નૈ રમું માડી !

---

૧ રસ્તો

૧ છાણાં, ૨ પાછળ, ૩ સાથે,

વીર શબદો મુંને વાલેરા લાગે !
દેરાણીની મોર[૪] હું તો નૈં હેંડું માડી, નૈં હેંડું માડી!
વીર શબદો મુંને વાલેરા લાગે !

—ત્યારે સોરઠની નારીએ તો કંઈક જુદું જ અનુભવ્યું છે.

* લીલી લીલી ઇંઢોણી હીરની રે,
મને પાણી ભર્યાની ઘણી હોંશ રે...
લીલી ઇંઢોણી હીરની રે....
સાંકડી શેરીમાં સસરો સામા મળ્યા રે,
મને લાજ કાઢયાની ઘણી હોંશ રે..

—પણ બન્ને ધરતીની પ્રજાએ ઝીલ્યો છે તો યૌવન-મસ્તીનો રંગ જ !

(૩)

તો આ ગીતમાં વળી નવો જ ભાવ ગવાયો છે.

'મારા પિતાનું બાણ ભારે, ધનુષ બાણ ભારે !

એ બાણ આભે અડકીને હેઠું પડીયું..ધનુષબાણ ભારે !
એ બાણ રામ-સીતા બે મળીયાં રે...ધનુષબાણ ભારે !
સસરાજીને દેખતાં ધીમું ધીમું બોલીએ,
સાસુજીને પગે પડીયે, ઓ કુવેર ! સાસરૂં સુધારીએ,

તારા રામ ને સંભાળીયે !...મારા પિતા.
જેઠજીને દેખતાં આડા ધૂંઘટ કરીયે,
જેઠાણીની ગેડે હેંડીયે, ઓ કુવેર ! સાસરૂં સુધારીએ !
તારા રામને સંભાળીયે !...મારા પિતા.

નાના દેરીડાની મશ્કરી ના કરીયે,
દેરાણીને બેંન કહી બોલાવીએ, ઓ કુવેર! સાસરૂં સુધારીએ!
તારા રામને સંભાળીયે !...મારા પિતા.

'—તારા રામને સંભાળીએ...' ગાતું આ લોકગીત જાણે રામ-સીતા જેવું દામ્પત્ય જીવન જીવવાનો આદેશ આપે છે !

આપણાં લોકગીતોમાં રામ-સીતા તો ખૂબ ગવાયાં છે. લોકકવિએ જીવનના તાણાવાણા સાથે વણી લઈને તેમને હૂંફ આપતાં પાત્રો બનાવી દીધાં છે. ઉપલા ગીતમાં પણ સંસારની એક ભાવના રામ-સીતા દ્વારા ગવાઈ છે.

(૪)

લેંબડો[૧] ઊગયો ચુંવાળમાં,
લેંબડી ઊગી લીલુડી રેતમાં !
સાત ફુલ લાયાં સાહેલડી.
એક ફૂલ હોય રે મારા ગૈયરનું !
મોજડી રાજાના ઘરની,
કડલાં હોય રે મારા ગૈયરનાં !
હાંહડી રાજના ઘરની.
ઠોળિયાં હોય રે મારા ગૈયરનાં !
નથડી રાજાના ઘરની,
ટીલડી હોય રે મારા ગૈયરની'

—રૂપેણ-કાંઠાની કોઈ નવોઢા પિયર 'ચુવાળ'ને સ્મરી રહી છે. ચુંવાળ એટલે રૂપેણના દખણાદા કાંઠાનો પ્રદેશ. પાટણવાડાના અને ચુંવાળના, એ બન્ને મુલકના સીમાડા રૂપેણને કાંઠે જ ભેટે છે.

આ ગીતમાંનો પ્રાદેશિક રંગ છતો થયા વિના રહેતો નથી આ ખારા મુલકનો આંબો ગણાતો મીઠી છાંય વાળો કડવો લીંબડો જ ! એટલે જ લોક-કવિએ 'ચૂંવાળ'માં આંબો ન ગાયો !

(૫)

તો કોઈ ગ્રામ્ય-કન્યાને આણાં આવ્યાં છે :

'જોધપુરી આણલાં આયાં રે,
આયા દિયોર, આયા જેઠ,
ભેળાં નાનીબા નણદલ જી રે !
જેઠને ઉતારા ઓરડા જી રે,
દિયોરિયાને મેડીના મોલ !
ભેળાં નાનીબા નણદલ જીરે...
જેઠને દાતણ-દાડમી જી રે,
દિયોરિયાને કરમોરી કાંગ !
ભેળાં નાનીબા નણદલ જીરે...
જેઠને નાવણ કુંડીયું જી રે,

---

૪. આગળ.

* રઢિયાળી રાત, ભા. ૩, પૃ. ૪૮.

૧. લીબડો

દિયોરિને ગ્રીલણુ તળાવ !
ભેળાં નાનીબા નણદલ જીરે....
જેઠને ભોજન લાબસી જી રે,
દિયોરિયાને સાકરિયો કંસાર !
ભેળાં નાનીબા નણદલ જીરે...
જેઠને મુખવાસ એલચી જી રે,
દિયોરિયાને પાન—પચાસ !
ભેળાં નાનીબા નણદલ જીરે...
જેઠને પોઢણ ઢોલિયા જી રે,
દિયોરિયાને હિંડોળા–ખાટ !
ભેળાં નાનીબા નણદલ જીરે...

(૬)

સાતે સરાઇ મારી કંઠી, દિયોરિયા ! સાતે સરાઈ મારી કંઠી...
કંઠી તૂટી ને હાર લૂટયો, દિયોરિયા સાતે સરાઇ મારી કંઠી...
સરકારી મોટરું આવી, દિયોરિયા સરકારી મોટરું આવી..
દિયોરિયા ઝલાણો[1] ! દિયોરિયો ઝલાણો !.......સાતે.
પગ કેરાં કલ્લાં[2] આલું, દિયોરિયા !
દિયોરિયો છોડાવું, દિયોરિયા !......સાતે.
ડોક કેરી હાંસડી આલું, દિયોરિયા !
દિયોરિયો છોડાવું દિયોરિયા !....સાતે.
કાન કેરી વાળિયું આલું, દિયોરિયા !
દિયોરિયો છોડાવું, દિયોરિયા !......સાતે.
નાક કેરી નથડી આલું, દિયોરિયા !
દિયોરિયો છોડાવું, દિયોરિયા !......સાતે
ભાલ કેરી ટીલડી આલું, દિયોરિયા !
દિયોરિયો છોડાવું, દિયોરિયા !.......સાતે.

–ઠાકરડા કોમનું આ ગીત એમની સંસ્કૃતિનું ધારક પણ છે. દિયોરે ચોરી કરી એટલે 'સરકારી મોટરું' (પોલીસ) આવી, ને પછી ભાભીએ દિયોરિયાને છોડાવવા સઘળાં પ્રિય આભૂષણ પણ ન્યોચ્છાવર કરી દીધાં. આ બધી કથા એમની જીવન–કથા સમી છે. એટલે જ:

* 'મા ચૂંવાળનો ભલે ચોર, પિયર મારું મહેવાસી !
મા, ચૂંવાળનો છોગાળો, પિયર મારું મહેવાસી !'

–એવું આ ધરતીની ઠાકરડા–બાઈઓએ ગાયું છે ને ? તેથી જ લોક–કવિતા લોકહૈયાં સાથે સૂર મિલાવતી સારંગી છે.

(૭)

તો રૂપેણ કાંઠાની વાઘરણ–બાઈઓએ પણ એમના ગીતોમાં દેરીડાને પૂર્યા વિના કયાં જતો કર્યો છે?

'સવામણ સોનું ને સવામણ રૂપું,
તેનો ઘડાયો ફૂલ વેંઝણો રે...
વેંઝણો મેલી ને જળ ભરવાને ગ્યાં'તાં
નાના દિયોરિયે સંતાડિયો રે...
કો'તો દિયર તમને ઘોડીલા લી આલું,
આલો અમારો ફૂલ–વેંઝણો રે..
તમારે ઘોડીલે ભોજઈ ખેલતે ના આવડે,
નથી લીધો ફૂલ વેંઝણો રે...
કો'તો દિયર તમને ભમ્મર હાથીડા લી આલું,
આલો અમારો ફૂલ–વેંઝણો રે...
તમારે હાથીડે ભોજઇ બેસતે ના આવડે,
નથી લીધો ફૂલ–વેંઝણો રે....
કો'તો દિયર તમને તલવારૂં લી આલું,
આલો અમારો ફૂલ–વેંઝણો રે...
તમારી તરવારૂં ભોજઈ ખેલતે ના આવડે,
નથી લીધો ફૂલ વેંઝણો રે...
કો'તો દિયર તમને લાડી લી આલું,
આલો અમારો ફૂલ–વેંઝણો રે...
તમારી લાડીએ ભોજઈ મનડાં મોયાં,
લી લ્યો તમારો ફૂલવેંઝણો રે..

સ્વર્ગસ્થ શ્રી. ઝવેરચંદ મેઘાણીએ પણ આવું જ એક પાઠભેદવાળું ગીત સંપાદિત કર્યું છે. તે ગીતમાં નિર્મળ વિનોદ સમાયો છે :

---

૧. પકડાયો; ૨. કંડલાં.

* 'વાગે રૂડી વાંસળી રે...' પૃ. ૧૮૮

+નાના દેરીડાને બેની પરણાવું, માનો અમારો વીંઝણો,
તમારી બેની અમારે ઓરડે, સામી પછીતે ભાભી વીંઝણો.
બેનને સાટે કૂતરી પરણાવું, છતો થયો મારો વીંઝણો !'

સંખેડા–મેવાસમાં પણ આવું પાઠભેદ વાળું ગીત ગવાય છે :–

×નાના દિયર ! તમને બેની પરણાવું,
આવો અમારો વીંઝણો.
તમારી બેનીને પાટલે પધરાવો,
પાછલે પડાળ તારો વીંઝણો !'

–આમ એક જ ભાવ વિધવિધ શબ્દ–સ્વાંગ સજી આખા ગૂર્જર–પ્રદેશ પર વિચર્યો છે.

[૮]

'પાવા વાગતા આવે રે, અંજિર ભૂંકતાં આવે રે,
સાએબ, સરકારી વાડીમાં ગાડી કૂણ ચલાવે રે ?...

મારો વીરલો ચલાવે, મારો વીરલો ચલાવે,
સાએબ, સરકારી વાડીમાં ગાડી કૂણ ચલાવે રે?...

મારા પગશેરી ઝાંઝરી સાએબ, હલકે મંગાવો !
મારો વીરલો લાવે રે, મારો વીરલો લાવે રે,
સાએબ, સરકારી વાડીમાં ગાડી કૂણ ચલાવે રે ?...

મારા હાથશેરો ચૂડલો સાએબ, હલકે મંગાવો!
મારો વીરલો લાવે રે, મારો વીરલો લાવે રે,
સાએબ, સરકારી વાડીમાં ગાડી કૂણ ચલાવે રે ?...

–ઉપલા ગીતનું પાઠાન્તર પણ ગુજરાતમાં ગવાય છે :–

*ભાલુભા ભૂજનો રાજા રે કડાયેલ ખીર રંધાવે
એંજિન ઘૂમતાં આવે રે, સિંગલ પડતાં આવે રે...
અંગરેજ બહાદુરની ગાડી કોણ ચલાવે રે ?....
મારો પરણ્યો ચલાવે, મારો પરણ્યો ચલાવે...

–બેયમાં ફેર માત્ર 'વીરલા'નો અને 'પરણ્યા'નો જ છે, છતાં બન્નેની હવા તો જૂદી છે જ.

+ રઢિયાળી રાત; ભાગ. ૪, પૃ. ૭
× મણકો : ૧, પૃ. ૧૭૬
* મણકો : ૨, પૃ. ૨૫

*

પૃષ ૮૧૯ થી ચાલુ]

વીરતાપૂર્વક ઊભા થવાનું નવું જીવન સરજવા માટે !

–પ્રત્યેક માનવીમાં માંગલ્ય ને સારપ છુપાયેલાં પડયાં જ છે. એમને જાગૃત કરીને બહાર પ્રગટાવવાની શક્તિ પણ એની અંદર જ છે.

–માનવીએ પોતાનાં સ્વપ્ન, આદર્શ અને ઉમદા હેતુઓને કદીય ન છોડવા ઘટે. નૂતન આશાનાં તેજથી આ બધાને એ વારંવાર ઝગમળાવી શકશે.

–માનવી પાસે એક વધારે તક તો હોય જ છે; જેથી એ પોતાની લુપ્ત થયેલી આત્મછબીને પુનર્જીવિત કરે, પરાજયને જીતમાં પલ્ટાવે ને જીવનનો નવેસરથી જ પ્રારંભ કરે....

–દેવદૂતની આ નિત્યનૂતન સુશોભનકલા ! પ્રત્યેક ઉચ્ચ વિચાર જાદુનું કામ કરે છે. એનાથી માનવીને જાતપરિવર્તન કરવામાં મદદ મળે છે. એના આત્માને નવું બળ પ્રાપ્ત થાય છે. સોનેરી રંગ જેમ જૂની મૂર્તિને નવું રૂપ આપે છે એ જ રીતે સોનેરી વિચારો પણ માનવીનું સુભગ નવસર્જન કરે જ છે.

# સંગનો રંગ

અમરદાસજી ખારાવાળા

સુવાગડ ગામના ગામેતી સારૂભાઈ ગઢવીની ખ્યાતિ રોટલે અને લોકસાહિત્ય ક્ષેત્રે સારી રીતે ફેલાઈ હતી. જેમ ફૂલની ફોરમે ભમરાઓ આકર્ષાય તેમ એમને આંગણે અતિથિઓની લગાર લાગતી.

કવિ રામાયણના પરમ ઉપાસક હતા. એક વખત પાલીતાણાના દરબાર સુરુચિહજીના આગ્રહથી સાથે એક માણસને લઈ કવિ પાલીતાણા જઈ રહ્યા હતા. રસ્તામાં જાળિયા ગામ આવ્યું, પાલીતાણા દરબારે આ ગામનો ચોથ ભાગ ચારણોને આપેલ હતો. રાજ્યના કવિ કાક ભાઈ ચારણ આ ગામના વતની હતા. ગામના પાદરમાં સારૂભાઈ નીકળ્યાના સમાચાર મળતાં, એમણે ગડગડતી દોટ મૂકી, આડા ફરી, ઘોડીની લગામ પકડી, અતિ આગ્રહ કરી, મહેમાનને પોતાને ઉતારે લઈ ગયા. ભૂલા પડેલા બુલબુલને જોવા જનતા ઊમટે તેમ ડાયરો જામ્યો. મહેમાનગતીમાં કાવા, કસુંબા, ને હુંગાના ચાળ મંડયા ફરવા. થોડીવારે ડાયરામાં બેઠેલા એક દરબારે કવિને કહ્યું, 'સારૂભાઈ! આપનું ગામ સુવાગડ, પડખેનું મૂળિયાપાટ, ભડનું ગામ ભાલવાવ, અને નજીકની ધામેલને ધ્યાનમાં રાખીને એકાદ દુહો બનાવો. પણ જો જો હો! આપ તો રામના ઉપાસક છો, તો રામાયણને અનુલક્ષીને જ થવા દો."

આ સાંભળતા જ સારૂભાઈએ સુંદરકાંડની કથા શરૂ કરી, કે જ્યારે હનુમાનજી લંકા સળગાવીને રામ પાસે ગયા ત્યાર પછી લંકામાં ઘરે ઘરે ખાનગીમાં રાક્ષસોને રાક્ષસણીઓ વાતો કરતા હતા. પણ કેવી?

"જાસુ દુત બલ બરનિન જાઈ,
તે હિ આપે પુર કવન ભલાઇ,"

જેના દુતના બળના વખાણની વાત થઈ શકે તેમ નથી ત્યારે રામ આવશે ને વખતે આપણું શું થશે? શહેરમાં સાશવાટ રહેશે જ નહી.

આ સમાચાર ખાનગી ખાતાની સેવિકાઓ દ્વારા મંદોદરીને મળ્યા એટલે તેમણે પોતાના પતિને બંગલે બોલાવી પગે લાગીને કહ્યુ, 'હે નાથ!

મેલ તું આડું મૂળિયું, સુવાગડ સું કર સ્નેહ,
ભાલે ધરતી ભેળશે, તારા મનની ધામેલ

હું સુવાગડ છું, એટલે પતિવ્રતા છું આપ પરસ્ત્રીની મમતા મેલી મારા પર કૃપા કરો પર સ્ત્રીના મોહ આડું મૂળિયું મૂકી દો અને એમ નહી કરવામાં આવે તો લંકાની ધરતી ભાલેથી ભેળવાઈ જશે તમારા મનમાં જે ગોડ છે તેને હવે મુકાવ તો ઠીક! 'મેલ તું આડું મૂળિયું' એમાં મૂળિયાપાટ, 'સુવાગડ સું કર સ્નેહ'માં સુવાગડ, અને 'ભાલે ધરતી ભેળશે'મા 'ભાલવાવ' અને 'તારા મનની ધામેલમા 'ધામેલ' ગામને કવિએ તાણે વાણે વણી લીધું.

આ દુહો અને તેના અર્થની અનુપમતાથી ડાયરો આનંદમાં આવી ગયો, અને ચોતરફથી અવાજ આવ્યો "વાહ કવિ, વાહ! આપે તો આપનું ગામ અને પડખેના ગામને કાવ્યમાં અમરતા અર્પી." થોડીવારે ઓખારો ખાઈને સારૂભાઈએ કહ્યું, "કાકા ભાઈ! આપ પણ કવિ છો, એકાદ દુહો તમે પણ થાવા દો, પણ જો જો હો! તમારા ગામની પડખેની વાવડી આવી જવી જોઈએ જાળિયાની જરૂર નથી સીતાપર, દમનગર, અને સ્વામી નારાયણનું ગઢડું ભને દુહામાં ગોઠવાઈ જાય, કારણ કે અહી તેમના હરિભક્તો ઘણા છે"

આખો ડાયરો તો કાન માંડીને જ બેઠો, ટાંચણી પડે તો પણ અવાજ આવે તેવી શાંતિ વચ્ચે કાકાભાઈએ કહ્યું, "મંદોદરી એના સ્વામીને વિનવતા વાત કરે છે હે નાથ!

"મેલ તું સીતાપરી, દામન જોડે હાથ,
ગઢ લંકાનો ઘેરશે, વાવડિયા રઘુનાથ"

સીતાના મોહને એકકોર મૂકો, આ વાત હું તમને હાથ જોડીને કહું છું. મારી આ વાતને નહીં માનવામાં આવે તો લંકા ગઢને થોડા સમયમાં ઘેરો ઘલાશે અને હવે તો રઘુનાથના વાવડ પણ આવી ગયા છે. 'મેલ તું સીતાપરી'માં સીતાપર, 'દામન જોડે હાથ'માં દામનગર, 'ગઢ લંકાનો ઘેરશે'માં ગઢડા, અને 'વાવડીયા રઘુનાથ'માં, વાવડીને વાતના મેળમાં લઈ લીધી.

આ દુહો અને તેના અર્થની સરલતાથી આખો ડાયરો ડોલવા લાગ્યો. ત્યાં તો કાકાભાઈએ કહ્યું : "એ સારૂભાઈ! આ આપની સાથે જે માણસ સેવા કરવા રાતદી ઊભે પગે રહે છે એમને કાંઈ આવડે છે કે નકરો ટેલટપોરા કરવામાં જ રહે છે?" સારૂભાઈએ કહ્યું, "પૂછો એમને જ. દગવોને દાણો કાચો છે કે પાકો, અબઘડી ખબર પડી જશે." કાકાભાઈએ મનમાં વિચાર કર્યો કે લાગે છે તો બાઘા જેવો પણ કહ્યું, "ભાઈ બરછી. સિંહ, અને પાડો આ ત્રણેને નજરમાં રાખીને તમે પણ દુહો બનાવો. પણ રામાયણને ભૂલવાની નથી." આ સાંભળતાં જ પહેલાએ તો બંદૂકના કેપ ઊપર ઘોડો પડતાં ભડકો થાય તેમ દુહો કહ્યો :

"બોઘા ખાશો બરસિયું, કંથ ન માને કયું;
સાવજ ખાગે ઓરશે, પડમાં પાડા જયું."

મંદોદરી રાવણને સમજાવે છે, "હે નાથ! મૂર્ખાઈને એક કોર મૂકો. નહીં તો બરસીયું (બરછી) ખાશો હે કંથ! મારું કહ્યું નહીં માનો તો જેમ કેસરી સિંહ પાડાને પડમાં લઈને પતાવે છે તેમ આપનું થશે.

દુહાનો ઊઠાવ અને અર્થની સરલતાથી બંને કવિઓ અને ડાયરો રંગમાં આવી ગયા 'વાહ ભાઈ, વાહ! સેવા ફળી ખરી!" આવા પ્રશંસાના પુષ્પોના ઢગ વચ્ચે ઢંકાયેલા સારૂભાઈએ ડાયરામાં આગલી હરોળમાં બેઠેલા અને ઊમરમાં સૌથી નાના લાગતા ડાયરામલ બ્રાહ્મણ સામી નજર કરીને કહ્યું, "કાકાભાઈ! આ તમારા ગોરદાદાને કાવ્ય કરતાં આવડે છે કે જે કહેવાય તે જેના વડે કરીને આમને આમ કથા કરે છે કે આપના સંગનો રંગ ચડયો છે?" કવિએ કહ્યું, એમને જ પૂછો, પ્રકાશ ઉપરથી પાવરની ખબર પડી જાશે. સારૂભાઈએ કહ્યું, "ગોરદાદા! આપને જોષ જોવામાં ટીપ્પણા વિના જ ચાલે. કોઈ સુખી માણસ ટીપ્પણા ઉપર રૂપિયો મૂકે અને ગરીબ હોય તો પણ પાવલી તો મૂકે જ! ધારો કે વરની કંઈ મૂરત જોડાવવા આવી છે, એમને ભત્રીજા માટે વીંટી ઘડાવવી છે. ભાઈને આંગણે ઢોલ વાગતાં બેન તો પોરહાય જ ને! તો તમે એવો દુહો બનાવો કે જેમાં વીંટી, ઢોલ, ટીપ્પણું, અને પાવલી આવી જવાં જોઈએ, પણ રામકથા તો ખરી જ! આ સાંભળીને જગજીવન બાપા ગોરે કહ્યું" તો સાંભળો—

"પાવલીયે હનુમો ચડયો, વીંટી દીસે લંક;
હવે ત્રંબાળુ ત્રહકિયા, કરમા ટીપ્પણું કંથ."

મંદોદરી અકળાઈને કહેવા લાગી, 'હે નાથ! હવે તો હદ થઈ, આમ નજર તો કરો!' રામનું સૈન્ય આ કિનારે આવી ગયું. બેઠયે રહ્યે નહીં પોસાય. ઠેઠ દરબાર ગઢના પગથિયાં સુધી એટલે પાવલિયા સુધી હનુમાન આવી ગયા છે. અને વાંદરાઓએ લંકાને ઘેરો ઘાલ્યો છે તરઘાયા વાગવા મંડયા છે. હે કંથ! માટીપણું કર એટલે શૂરવીરપણું દેખાડી દે. બીજા અર્થમાં જેમ ટીપ્પણું વળી જાય તેમ ગૂંચળું વળીને જ બેસાય. શૂરવીરને ત્યાં શૂરવીર લડવા આવે ત્યારે માટીપણું બતાવવું જોઈએ. ઘર બાંધીને બેઠેલને ત્યાં અતિથિ આવે ત્યારે અતિથિ સેવા યાદ રહે તેવું કરવું જોઈએ. આ સાંભળીને બંને કવિઓએ પોરસાઈને ગોરદાદા અને સેવકનો સરસ સત્કાર કર્યો. અને પછી સાથે જ બંને કવિઓ પાલીતાણા જઈ આવ્યા. આજે એના બનાવેલા દુહાઓ એમના મિલનની મીઠી યાદ આપે છે અને જાણે સંગના રંગની પીચકારીઓના છાંટણા છાંટતાં ન હોય!

*

# ગામનો રંડાપો

ડો. મગનલાલ ગોંડલિયા

જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ એ કહેવત પ્રચલિત છે તેમજ અનુભવ સિદ્ધ છે. કવિઓને દુહા, છંદ અને કવિતા સરસ રીતે બોલતાં આવડે અને અસરકારક શૈલીમાં રજૂ કરી શકે. જે સાંભળવાથી સામાન્ય અરસિક માણસને પણ રસ ઉત્પન્ન કરાવે. તેમાં ગૂઢાર્થો હોય, વખાણ હોય સુચનાઓ અને સમસ્યાઓ હોય, પણ તેના એ વખાણનાં કવિત તો એવા શબ્દલાલિત્યથી શણગારેલાં હોય કે સાંભળનાર કંજૂસ હોય તો પણ ઘડીકના માટે ઉદાર બની જાય. અને કવિને નવાજેશ કરે જ.

આવા એક કવિએ નાના રજવાડામાં જઈ ગામધણીને ઇંદ્રના વૈભવની અને દાતાર કર્ણની ઉપમાઓ આપી સરસ અને શોભતી ભાષામાં બિરદાવ્યા.

ગામધણી પાસે કીંમતી રિયાસત ખાસ નહતી પણ એક દેવાંગી ઘોડી હતી તે ઉદારતાથી કવિરાજને ઈનામમાં આપી. કવિરાજે ગામધણીનાં અથાક વખાણ કર્યાં, મિજમાની માણી મળેલ ભેટ લઈને રજા લઇ બીજા ગામે ઊપડયા.

કવિરાજ–ચારણબારોટો એટલે રજવાડાના દેવ જેવા ગણાય. કવિરાજ કોઇ રાજવીને ત્યાં જાય ત્યારે રાજવી તેને બહુમાન કરે. એક તો વખાણ કરે તે માટે અને બીજું સ્વાગતમાં જરાપણ ઉણપ દેખાય તો નિડર રીતે મોઢામોઢ ઝાપટવામાં અચકાય નહિં. તેમજ એ રાજવીની લોભવૃત્તિ મેમાનદારીનો અનાદર અને છેવટ ભૂખ આંબી ગઈ છે તેટલે સુધી કવિતાની શૈલીમાં કહેતાં અચકાય નહિ. એથી રાજવીઓ નાના કવિ કે મોટા પણ કવિરાજ નોતર્યા કે વગર નોતર્યા આવે એટલે મનભરી આવકારે અને આદર સત્કાર કરે.

રાજવીની આવક ઓછી હોય અને મુશીબતે વહેવાર ચલાવતા હોય તો પણ કવિ તેને મહાન દાનેશ્વરી કહીને બિરદાવે એટલે ગજું હોય કે નહિં પણ છેવટ કરજ કરીને પણ કવિને રાજી કરે.

બાજુના પચીક ગાઉના છેટે બીજા એક દરબારનું ગામ, ત્યાં કવિરાજ દાનમાં મળેલ ઘોડી ઉપર બેસીને ગયા. દરબારગઢની ડેલીમાં પ્રવેશ કરતાં ડેલીના ખાનામાં જ દરબાર સાથે બેઠેલા ડાયરાને રામરામ કરી ઘોડી ઉપરથી નીચે ઊતર્યા. ડાયરાએ કવિરાજને "પધારો કવિરાજ" કહી આદર કર્યો. ઘોડીને દોરીને ખીલે બાંધી લગામ ઉતારી આવ્યા ડાયરામાં, અને ડાયરાને રામરામ કર્યા. દરબારે પણ કવિરાજને બેસવા ગાદલી આપી અને કુશળ સમાચાર પૂછયા.

દરબાર તથા ડાયરાએ કવિરાજની ઘોડી જોઇ. ઘોડીનાં રૂપ પડછંદ અને પૂરા માપની, રેશમી રૂંવાટીવાળી કાનની ઉપરની અણીઓ જેને કાનસુરી કહે છે તે ઘડીએ ઘડીએ ભેગી થતી જાય અને રૂપમાં વધારો કરે અને થનગનતી ચાલવાળી. આવી રૂપાળી ઘોડીને જોઇ બધાને ખૂબ ગમી ગઈ. દરબારને પણ એવો જ ભાવ ઘોડીને જોઇને થયેલો: "વાહ! ઘોડી વાહ!"

દરબારથી વધારે વખત એ ભાવ છુપાવી શકાયો નહિ. દરબાર કહે 'કવિરાજ! જાનવર ખૂબ દેખાવડું છે અને વળી જાતવંત છે હો!"

કવિરાજ કહે "અન્નદાતા! બાજુના ગામના ગામધણીએ ગઇકાલે જ આપેલ છે. આજે અહિં આવ્યો." એમ કહી ઘોડી આપનાર ગામ ધણીના બે મોઢે વખાણ કર્યાં. અને સામે હાજર દરબારના પણ કવિત બોલી બારોબાર વખાણ કરી બિરદાવ્યા અને ડાયરાને ખુશી કરી દીધો. દરબારે પોતે તથા ડાયરાએ પણ સામો ભલકારો દીધો "વાહ કવીરાજ વાહ તમે તો અખિયાત કરી હો!"

કવિરાજ કહે "અન્નદાતા ! હોય તેવા ગુણ ગાવામાં તો ગૌરવ અનુભવાય બાપ !"

કવિરાજને કાવા કસુંબા હુંગો (અફીણ લીધા પછી તરત જ નાસ્તામાં સારી વાનીઓ અપાય તે) કરાવી ભગર ભેંસુનાં કઢેલ દૂધના કટોરા પાયા અને બરોબર સંતોષ્યા.

થોડી આડી અવળી વાતો કરતાં દરબારે વાત છેડી "કવિરાજ ! ઘોડી કેટલી કીંમતની ગણાય? માળું જાનવર બહુ રૂડું છે હો !"

કવિરાજ કહે "બાપુ ! કવિઓને આપવાની વસ્તુઓ ઉમદા જ હોય ને? ઘોડીની કીંમત તો હું શું જાણું ! મારા બાપદાદાએ કોઇ દિવસ આવું જાનવર ખરીદ કર્યું નથી. મેં તો મારી આખી જીંદગીમાં આજે જ મારા પાસે ભાળ્યું છે. આપ કીંમત જાણો અને આ ડાયરો જાણે."

દરબારે વળી પૂછયું: "કવિરાજ ! આ ઘોડી તમારે પોતાને બેસવા જ રાખવી છે કે નાણાં કરવાં છે ?"

કવિરાજ કહે, "અન્નદાતા ! અમે તો આવી ચીજ સાચવી સંભાળી શકીએ કયાંથી ? તેનું પોષણ કરવાનું પણ અમારું ગજું નહિં. ઘરમાં છોકરાં દૂધ વિના ટળવળતાં હોય ત્યાં આ રાજના કીંમતી જાનવરને રાતબ (ઘી તથા ગોળ અને ઘઉંનો લોટ મેળવીને ઘોડાને ખવરાવવાની મોંઘી વાનગી) જોગાણ (બાજરો) અને ગદબ (પશુઓ માટે રજકો હોય તે) અને સારું ઘાસ અમે કયાંથી કાઢીએ? બાપુ ! અમે તો એનાં જે આવે તે નાણાં કરી લઈએ, એટલે છોકરાં નભે."

દરબાર કહે: "તમે કેટલી કીંમત ધારો છો કવિરાજ?"

કવિરાજ કહે: "પાંચસો રૂપિયા રોકડ ગણી આપે તેને આ ઘોડી લગામ સહિત સોંપી દેવી છે. જેના ભાગમાં આ ઘોડીની પીઠ ઉપર બેસવાનું ભાગ્ય હશે તે રૂપિયા પાંચસો પૂરાં આપશે અને બેસશે બાપુ !"

દરબાર કહે: "કવિરાજ કીંમત બહુ આકરી ખરી. જોકે જાનવર સારું છે. કીંમત પણ સારી આવે પણ આવા જાનવંત અને દેખાવડા જાનવરના રૂપિયા ત્રણસો વધારેમાં વધારે ગણાય. જોકે એ કીંમત પણ વધારે પડતી છે. પણ એનું રૂપ, પૂરું માપ, રેવાળ ચાલ અને કાનસુરી જોતાં એ કીંમત ખમી શકે તેમ છે."

ડાયરામાં જૂડેલા અફીણના બંધાણીઓ હા જી હા કરનારા ખુશામતિયાઓએ દરબારની વાતને વેગ આપ્યો અને કહે: "બાપુ કહે છે તે કીંમત બરાબર છે. જોકે થોડી વધારે પડતી છે, પણ આપ બોલ્યા એટલે ત્રણસો ભલે આપવા પડે. કેમ કવિરાજ ! તમારું શું માનવું છે?"

કવિરાજ કહે "બાપુ ! કીંમત તો જાણતો નથી. કીંમત કરતાં પણ મને આવડતી નથી, પણ મનમાં એમ સંકલ્પ થયો છે કે રૂપિયા પાંચસો આપે તેને ઘોડી આપી દેવી. વધારે મને કાંઇ ખબર પડતી નથી. આપ કહો છો તે કીંમત બરાબર હશે, પણ મારે કીંમત ઉપજાવવી છે તેટલી કીંમતની વાત મેં કરી છે. કોઇ મોટાં રજવાડામાં જઈશ, અને તેમને ગમી જશે તો વધારે કીંમત પણ આપે. તો પણ મારે તો ઘોડીની કીંમતના પાંચસો જ ગણવાના છે. વધારે મળે તે શીખના ગણીશ. અહીંથી બારોબાર આલાખાચરને ત્યાં જવું છે. અને તેઓ જાનવરના બહુ શોખીન છે. આવું જાનવર પોતાના તબેલામાં રાખવા મને વધારે કીંમત આપશે એની ખાત્રી છે. બાપુ ! રાજાઓને ગમે તો નજીવી વસ્તુઓની પણ દસ વીસ ગણી કીંમત આપે છે અને મનગમતી ચીજ ખરીદે છે. એ રાજયની શોભા છે, અને ઘોડી પણ રાજ્યમાં શોભે તેવી છે. એટલે નામદાર, ઘોડીની કીંમત મારે તો પૂરેપૂરી લેવાની આવી ગણતરી છે અને મારી ધારણાથી વધારે કીંમત મળશે એમ પણ માનું છું."

દરબાર કહે: "ભલે તમને યોગ્ય લાગે તો પચીસ વધુ લઇને આપો તો મારે રાખવા મન છે પણ તમે કહો છો તે પાંચસો રૂપિયા તો ખૂબ વધારે ગણાય."

કવિરાજ કહે: "બાપુ! રૂપિયા પાંચસો પૂરા લેવાનો મારો સંકલ્પ છે. હું એની કીંમત આંકતો નથી. માત્ર મારો ઇરાદો એટલી રકમ લેવાનો છે. તેમાં ઓછું કે અદકું થાય તેમ નથી."

એક દરબારી ડાયરામાંથી બોલ્યો: "બાપુ! કવિરાજને બહુ લોભ લાગતો હોય તો પૂરા ચારસો કહી દો–કારણ જાનવર આપણને ગમ્યું છે એટલે જ." દરબાર સંમત થયા. પણ કવિરાજનું મન માન્યું નહિં. ડાયરા તરફ જોઇને કહ્યું: "ભાઇ, શા માટે બનાવટ કરો છો? મેં પ્રથમથી જ કહેલ છે કે હું એની કિંમત આંકતો નથી પણ મારે પાંચસો રૂપિયા લેવા તેવો સંકલ્પ કર્યો છે, તેને વળગી રહ્યો છું."

બીજો દરબારી કહે: "બાપુ! પચીસ વધારે ભલે લ્યે, કવિરાજને નારાજ નથી કરવા." એમ કહી કવિરાજ તરફ ફરીને કહે "કવિરાજ! સવા ચારસો-માં રાજીખુશીથી હા પાડો. બાપુને જાનવર ગમ્યું છે. તો હવે તાણ કરોમાં."

કવિરાજ કહે: "ભાઈ! અમારો આધાર આ રાજવીઓ જ છે. તેમના સાથે આવી રકઝક કરવાની ન હોય. વાત બંધ કરો અને મને આંખે કરોમાં."

આટલી વાત થતામાં વાળુ કરવા માણસ બોલાવવા આવ્યો અને બધા વાળુ કરવા ગયા. પાંતિયાં પાથર્યાં છે. સામે બાજોઠ ઉપર થાળ ગોઠવાઈ ગયા છે. બધા વાળુ કરવા બેઠા.

વાળુ કરતાં પણ દરબારને ગમતી વાત કરવા ટેવાયેલા ડાયરાના માણસોએ ઘોડીની જ વાત શરૂ રાખી. દરબારને પણ એ ગમ્યું. સવાચારસોમાંથી ચારસો પચાસ અને પોણા પાંચસો સુધીની ઓફર કવિરાજને કરી ખૂબ વીનવ્યા.

કવિરાજ સમજી ગયા કે ઘોડીની વાતે ખૂબ આંખે થયો. હવે વાત લંબાય છે તે અળખામણા થવા માટે જ છે એટલે કહ્યું કે "એ વાત પડતી મેલો, બીજી વાત કરો. મને આંખે કરવો હવે રહેવા દો ભલા થઈને." છતાં વાત બંધ રહી નહીં અને ચડતાં ચડતાં એક માનીતા દરબારીએ કહ્યું: "કવિ-રાજ! બાપુનું માન રાખો. રૂપિયા ચારસો નવાણું આપશું, હવે હા પાડી દ્યો."

કવિરાજને પોતાના સંકલ્પથી ફરવું ગમતું ન હતું તેથી જવાબ આપ્યા વીના થોડું ઘણું જમીને ઊઠી ગયા અને વાત ત્યાંથી બંધ રહી. બધા સૂઈ ગયા.

થનાર જોગ છે, ને રાતે ઘોડીને તબેલામાં બાંધેલ ત્યાં પેટપીડ ઊપડી અને ઘડીક તરફડી ઘોડી મરી ગઈ.

સવારે કવિરાજ ઊઠ્યા. 'રામ રામ રામ રામ' ભજન કરતા કોગળા કરી દાતણ મોઢામાં નાખી ભેસને માથે બાંધી ઘોડાર તરફ ઘોડીની ખબર કાઢવા ગયા અને જોયું તો ઘોડી મરી ગયેલી પડી છે. કવિરાજે આ દસ્ય જોયું અને તેનાં મોતિયાં મરી ગયાં. માથે બાંધેલ ફાળિયું તરત ઉતારી પહોળું કરી ને માથે ઓઢ્યું અને ડેલીના ખાનામાં બેસી મેલી પોક. એક તો કવિચારણ, ગરીબ માણસ, પોતાના કુટુંબના નિભાવ અર્થે ઘોડીની કીંમત ઉપયોગમાં આવશે. અને પાંચસો રૂપિયા પૂગતાં સુધી છોકરાં-ઓને કોઇની ઓશિયાળ નહિ રહે, એવા કંઇક આશાના મિનારા ચણેલા તે બધા મિનારા કડડભૂસ કરતાં તૂટી પડયા, અને હૃદય બેસી જાય એવો જબ્બર આંચકો અનુભવ્યો અને એથી રાગ પણ ઊંડેથી કાઢયો. કવિરાજના આ અચાનક રોવાથી અને તે પણ મોટા રાગ અને હૃદયના આંચકા સાથે ના રોણાએ ગામના માણસોને અચંબામાં મૂક્યા અને શું થયું હશે તે જાણવા એક પછી એક માણસો દરબારની ડેલીએ આવ્યા.

કવિરાજનું હૃદય હલબલાવી નાખે તેવું રોણું છેક દરબારગઢમાં રાણીઓએ સાંભળ્યું અને બાનડિયું ને મોકલી કે "તપાસ તો કરો!" બાનડિયું-એ કવિરાજને પુછ્યું: "કવિરાજ! કોણ ગુજરી ગયું છે? કંઇક વાત તો કરો! કોઇને ખબર આપવા પડે તેમ છે કે વાત ગાંડવી પડે તેમ છે? દરબારના ભાયાતોમાં કોઇનું મરણ છે કે મોસાળમાં છે! (દરબારનું મોસાળ એટલે ઘણું કરતાં સાસરું જ હોય) ગઢમાંથી બાયું એ શું કરવું તે તમે કંઇક

બોલો તો ખબર પડે ને ?"

કવિરાજતો આ સાંભળી વધારે જોરથી રોવા માંડયા. "અરે મારા બાપલિયા રે ! પાર કે પાદર રહ્યો, અરે મને રઝળતો કર્યો." એવા શબ્દો બોલતા જાય. અને રોતા જાય. બાનડિયું પૂછે તો માથું હલાવી ના પાડે. જાણે કે દરબારના ભાયાતમાં કોઇ ગુજરી ગયું નથી કે મોસાળમાં પણ નથી. બાઇઓએ બાનડિયુંના જવાબ સાંભળ્યા અને મૂંઝવણ વધી.

કવિરાજના આ અચાનક રોવાના ખબર કામદાર તથા વહીવટદાર વગેરેને મળતાં તેઓ આવ્યા. ગામના મોટા વેપારીઓ આવ્યા અને કવિરાજને પૂછવા માંડયા કે "કવિરાજ આમ રોવાનું કારણ શું છે ? તે તો કહો ! " કવિરાજ તો છાના જ રહે નહિ ! કામદારને જોઈ ઠાકરો વાણંદ નજીક આવ્યો. કામદારે ઠાકરાને પૂછ્યુ: "આ ગઢવાને રોવું શેનું આવ્યું છે તે તો જાણી લેવું જોઇએને ! ઠાકરે જવાબ આપ્યો "બોલતા જ નથી કવિરાજ. ઘણા વીનવીએ છીએ પણ જવાબ જ આપતા નથી. માથું ધૂણાવીને જે પૂછીએ તેની ના કહે છે. કાંઇ સમજાતું નથી" કામદાર ડાહ્યા માણસ એટલે ઠાકરાને પૂછ્યું કે "કવિરાજે ઊઠીને દાતણ પાણી કરી ચા કસુંબો લીધા છે કે નહિ ?"

ઠાકરો કહે; "હજુ તો દાતણ લઇ ઘોડાર તરફ ફરવા ગયા અને આવીને બેઠા છે રોવા, તેના કાવા કસુંબાની વાત તો અદ્ધર જ છે. "કામદારે ઠાકરાને ઘોડાર તરફ જઇ આવવા અને કારણ જડે તો જોવા કહ્યું. ઠાકરો ઘોડારમાં ગયો અને કવિરાજની ઘોડીને મરી ગયેલી ભાળી હોવાનું કારણ મળી ગયું. તે ખબર લઇ કામદારને વાત કરી. કામદારને ખરું કારણ મળી જતાં કવિરાજને કહે: "કવિરાજ ! ઘોડી તો મરી તેમાં કોઇનો ઉપાય નહિ, પણ તમને ગરીબ માણસને નુકસાન થયું તો દરબાર સાહેબ પાસેથી તમને સો રૂપિયા અપાવીશ પણ છાના રહો." આ વાત સાંભળતાં તો કવિરાજ વધારે જોરથી રોવા માંડયા.

દરબારને જાગવાનું ટાણું થયું અને જાગ્યા તો આ રોવાનો અવાજ પોતાના ગઢમાંથી જ આવતો જાણી અચણુચ પથારી છોડી ડેલીએ આવ્યા અને કામદાર-વહીવટદાર અને બીજા દરબારી માણસો ગામના વેપારીઓ અને બીજા ટોળાબંધ માણસોને પોતાની ડેલીના ખાનામાં જોયા અને કવિરાજને રાડયું નાખતા જોઇને તો ગભરાઈ ગયા. કામદારને કવિરાજના રોવાનું કારણ પૂછ્યું. કામદારે ઘોડી અચાનક મરી ગયાનું અને રૂ. એકસો આપવાનું કહ્યાની વાત પણ દરબારને કહી. કવિરાજ તો દરબારને આવ્યા જાણીને ધ્રુસકા મેલીને રોવા માંડયા. દરબાર કહે: "અરે કવિરાજે તો મારા ઘરને ઉતાર આપ્યું ફજેતો ખૂબ કર્યો." કામદારને કહે: "હજુ વધારે આપવાનું કહો." એટલે કામદારે કવિરાજ પાસે જઇ પાંચ પચીસ પચાસ વધારે આપવાનું કહી છાના રહેવા કહ્યું પણ છાના રહ્યા જ નહિ. ધીમે ધીમે દરબારના ઇસારા પ્રમાણે રકમ વધારવા માંડયા. છેવટ કામદાર કહે: "કવિરાજ, હવે હદ થાય થાય છે. દરબારે તમારા પાસે ઘોડી ચારસો નવાણું ની માગી હતી, પણ રાતમાં મરી ગઈ. હવે એ ચારસો નવાણુ તમને દરબાદ સાહેબ આપી દેશે પણ રોતા બંધ થાવ."

બીજા શેઠીઆ વેપારીઓ પણ મનાવવા માંડયા. કવિરાજે આ સાંભળ્યું અને માથેથી ફાળિયું ઉતારી નાખી રોતા બંધ થયા અને ઊભા થઇ કહ્યું "કામદાર સાહેબ ! બાપુ તો અમારા અન્નદાતા છે. અમારો તો નિભાવ જ તેમના ઉપર છે. ચારસો નવાણું તો શું જે જોઈએ તે આપે છે. હું કાંઇ ઘોડી મરી ગઈ તેને માટે રોતો નથી કે ચારસો નવાણુંની ખોટ ગઇ તેને રોતો નથી પણ રાતે અમારા બન્નેની વાતમાં ચારસો નવાણુ અને પાંચસો વચ્ચે માત્ર એક રૂપિયાનો ફેર રહ્યો એ ફેર ભાંગનાર આ ગામમાં કોઈ ડાહ્યો માણસ નથી તેને રોઉં છું. "

ગામના માણસો વેપારીઓ દરબાર અને દરબારીઓ કવિરાજનું આવું વચન સાંભળી હકીકતે કોઈ વિવાદના કારણમાં મધ્યસ્થી બની સમાધાન કરવાની બુધ્ધિવાળો માણસ આ ગામમાં નથી તે વાતનો સ્ફોટ થતાં બધાને શરમના શેરડા પડયા અને બાઘોલાની જેમ વીખરાયા. ગામને મેશ ઢળી ગઇ.

# સાંચ કરૈ, સત્ત કહવે, 'ઈસર'

હરસુરભાઈ ગઢવી

પ્રસંગ ચારસો વર્ષ પુરાણો છે. વિક્રમ સંવંત ૧૬૨૫ થી ૧૬૪૦ના વર્ષો દરમ્યાન બન્યો છે.

ગુજરાતભરમાં, અને રાજસ્થાનમાં પણ 'ઇસરા–પરમેસરા'ના નામે મશહૂર થયેલા ચારણ, ભક્ત–કવિ ઈસરદાસજીની ખ્યાતિ ત્યારે સર્વત્ર પ્રસરી રહી હતી. રાજા–મહારાજાઓ તો ઠીક, પરંતુ ઇસ્લામી સલ્તનતના હાકેમો સુદ્ધાં તેમને યથોચિત માન આપતા હતા એ સમયની આ વાત છે.

ત્યારે હળવદની ગાદીએ ઝાલા રાજવી 'રાય-સિંહજી'નું રાજ તપતું હતું. ઝાલા કુળના રાજ-પુતોનો ઇતિહાસ પ્રથમથી જ ગૌરવવંતો છે. એક એકથી ચડીયાતા નરપુંગવો, એ વંશમાં ઉત્પન્ન થયા છે. રાયસિંહજી પણ એવા જ આભને થોભ દિયે એવા, પટાધર પુરુષ હતા. એમનો શાસનકાળ, સંવંત ૧૬૨૦ થી ૧૬૪૦ પર્યંતનો છે. એટલે ઇસર-દાસજીના સમકાલિન પણ ખરા.

ગુજરાત–કાઠિયાવાડના, અને રાજસ્થાનના ચારણો, ત્યારે ઘોડાઓનો વેપાર કરતા હતા.

લડાઇ–ટંટાનો એ જમાનો હતો, અને એ માટે અશ્વ અત્યંત ઉપયોગી પ્રાણી હોવાથી એની માંગ પણ જબરી રહેતી હતી; નામી ઘોડાઓનું મૂલ્ય પણ સારી પેઠે ઊપજતું હતું, એટલે ચારણ કોમ શ્રીમંત હશે? એમ માની લઇને, તત્કાલિન અમદાવાદના સુલતાને (?) ગુજરાતભરના ચારણોની વસ્તી ગણતરી કરાવીને સમસ્ત જ્ઞાતિ ઉપર મોટી રકમનો કર નાખ્યો. ચારણ જ્ઞાતિમાં જબરી હલચલ મચી ગઇ. વર્તમાન જાણીને ઈસરદાસજી પણ આશ્ચર્ય પામ્યા. જ્ઞાતિમાં ધનવાનોની સંખ્યા અલ્પ પ્રમાણમાં હોવાથી, મોટા ભાગના સાધારણ સ્થિતિના ચારણોને આ કર આપત્તિજનક થઈ પડે તેમ હોવાથી સુલતાનને મળવા માટે ઇસરદાસજી અમદાવાદ ગયા. સુલતાનને મળીને ગરીબોની સંખ્યા વધારે છે, તેઓને કર ભરવા માટે કઠિનાઇ વેઠવી પડશે, વગેરે હકીકત રજૂ કરીને કર માફ કરવા માટે પ્રાર્થના કરી. પરંતુ નામંજૂર કરવામાં આવી.

એટલે પછી કર ઊઘરાવતાં દરમ્યાન જ્ઞાતિ-બંધુઓને કનડગત વેઠવી પડે નહિ એટલા માટે બધા વતી કરની રકમ એકઠી કરીને ઊભા કરાવવાની જવાબદારી પોતાના ઉપર ઓઢી લીધી. સુલતાનને તો ભાવતું હતું ને વૈદે ચી ધ્યા જેવું થયું. ઊઘરા-વવાની ઉપાધી ટળી. એટલે કબૂલ કરીને કુલ રકમ એક લાખ મેહમુદી રૂપિયા થાય છે તે એકઠા કરીને અમુક નિશ્ચિત સમયમાં રજૂ કરવાની મહેતલ આપી

સૌરાષ્ટ્રમાં આવીને ઇસરદાસજી રૂપિયા એકઠા કરવાની તજવીજમાં પડયા પરંતુ એ અરસામા રોકડા રૂપિયાની ખૂબ તંગી હોવાથી નિયત સમયમાં એકઠા થઇ શકયા નહિ. એટલે ઇસરદાસજી પુનઃ અમદાવાદ ગયા. સુલતાનને મળીને મુશ્કેલી જણાવીને મુદ્દત વધારી દેવાની માંગણી કરી સુલતાને એક મહિનની મુદ્દત વધારી તો દીધી પરંતુ ઇસરદાસજીના એક પુત્રને બાનમાં રાખ્યો. મુદ્દત દરમ્યાન રૂપિયા જમા નહિ થાય તો કરારભંગની સજા દાખલ તેને ઇસ્લામ ધર્મમા વટલાવવાની શરત કરી. અન્ય કોઈ ઉપાય નહિ હોવાથી ઈસરદાસજીએ માન્ય રાખી સુલતાન તરફથી રૂપિયા જમા થાય ત્યાં સુધી ઇસરદાસજીની ઉપર જાપ્તો પણ મૂકવામાં આવ્યો.

એક મહિનો પૂરો થવા આવ્યો. પરંતુ એક લાખ રૂપિયા રોકડા એકત્રિત થયા નહિ. એટલે વળી પાછા મુદ્દત માગવા માટે ઇસરદાસજી અમદાવાદ એક મહિનાની વધારે મુદ્દત માંગી. પરંતુ સુલતાને ઈન્કાર કર્યો, એટલું જ નહિ પરંતુ આવતી કાલે ચંદ્રદર્શન થતાં સુધીમાં રૂપિયા જમા નહિ થાય તો, બાનમાં રાખેલા પુત્રને મુસલમાન બનાવવાની ધમકી

પણ આપી. દુઃખીત વદને ઇસરદાસજી ઉતારે જઈને પ્રભુ ભજનમાં બેસી ગયા.

વળતા દિવસે મુસલમાન મહિનાનો પ્રથમ દિન હતો. ચંદ્રદર્શન જરૂરી હતું. [રમઝાન મહિનો હશે? પરંતુ સમય થઇ ગયો હોવા છતાં પણ ચંદ્રદર્શન થતું ન હતું. આકાશ સ્વચ્છ હતું. સહુ ભારે વિમાસણ અનુભવી રહ્યા હતા. દરમ્યાન કોઇને ઇસરદાસજીની સ્મૃતિ થવાથી સુલતાન સલામતને સમજાવવામાં આવ્યા. સુલતાને ઇસરદાસજીને બોલાવીને એક માસની મુદત વધારી દીધી. જાપ્તો પણ પૂર્વવત્ ચાલુ રાખવામાં આવ્યો. ચંદ્રદર્શન થયું કે કેમ? તે અંગે મૂળ વૃત્તાંતમાં સ્પષ્ટતા થયેલી નથી.

મુદ્દત મેળવીને ઇસરદાસજી કાઠિયાવાડ તરફ પાછા ફર્યા.

ચારણજ્ઞાતિ ઉપરના કરતી રકમ ઇસરાદાસજીએ ગળામાં લીધાની–મુદ્દત થઇ જવા છતાંય રૂપિયા એકઠા કરી શકયા નથી. પુત્રને ઓળમાં રાખ્યો છે, વટલાવવાનો છે. એ બધી વાતો હળવદપતિ રાયસિંહજીના જાણવામાં આવતાં તેણે એક લાખ રૂપિયા રોકડા એકઠા કરીને ઇસરદાસજી વતી અમદાવાદમાં શાહી ખજાનામાં જમા કરાવી દીધા; બાનમાં રાખેલા પુત્રને મુકત કરાવીને ઈસરદાસજી પાસે મોકલાવી દીધો. ઈસરદાસજીને મહાન જવાબદારીમાંથી મુકત કર્યા. અસલ રાજપુતીનું આવું સુભગ દર્શન પામીને ઈસરદાસજીનો આત્મા પ્રસન્ન થઇ ઊઠયો.

o o o

થોડાક સમય પછી વળી પાછો આવો જ કપરો પ્રસંગ આવી પડયો. અમદાવાદનાં સુલતાને, કાઠિયાવાડના આહિરોની ઉપર ઘણાં વર્ષો થયાં કર નાખ્યો હતો. પરંતુ છેલ્લાં કેટલાંક વર્ષો થયાં એની વસુલાત બરાબર થતી નહિ હોવાથી, દર વર્ષે બાકી રકમ વધ્યે જતી હતી. એક લાખ રૂપિયા લહેણા થઈ ગયા હતા. એટલે જૂનાગઢના સુબાને સખત તાકીદ કરવામાં આવી. સુબાએ કરની વસુલાત માટે આકરા ઉપાયો યોજવા શરૂ કર્યા.

આહિરોની વસ્તી ઉપર આક્રમણ કરીને, લૂંટવા તેમજ પુરૂષોને કેદ કરીને વટલાવવા માટે અમદાવાદ મોકલાવવાની કારવાઈઓ આદરી દીધી.

બન્યું એવું કે ડાંગર શાખાના એક આહિર પટેલ ઇસરદાસજીનો સ્નેહીજન હતો, તેને પણ કેદ કરીને અમદાવાદ મોકલાવવાની તજવીજ આદરી દીધી. ઈસરદાસજીને જાણ થતાં તુરત સુબાને મળીને, નિયત સમયમાં બાકી લ્હેણાંની રકમ એક સાથે દેવાની જવાબદારી સ્વીકારી લઈને પટેલને છોડાવીને રકમ એકઠી કરવાની સૂચના કરી.

આહિરોએ પ્રયત્નો તો ખૂબ કર્યા. યાદ તેટલા કર્યા. પરંતુ રોકડા એક લાખ રૂપિયાની ગોઠવણ કરી શકયા નહિ. એમને એમ મુદત વીતી ગઇ. જૂનાગઢનાં સુબાએ ઇસરદાસને નજર કેદ કર્યા અને અમદાવાદ તરફ પ્રયાણ આદર્યું.

આ વાત પ્રગટ થઈ જતાં, કાઠિયાવાડમાં ખળભળાટ મચી ગયો. આ વખતે પણ રાયસિંહજીએ રૂપિયા એકઠા કરવાની તજવીજ આદરી દીધી, અને સુબાને હળવદ થઇને નીકળવાનું કહેણ પણ મોકલાવી દીધું. રાયસિંહજીની પાસે રોકડા રૂપિયા શીલીકમાં નહોતા. એનો કારભારી ખૂબ શ્રીમંત હતો. એટલે તેની પાસે ઉધાર માગ્યા. દીવાન પાકો હતો, ‘ઘર બાળીને તીરથ’ કરવામાં માનતો ન હતો. એટલે બેચાર દિવસમાં સગવડ કરી દેવાનું બ્હાનું બતાવીને ગુપચુપ હળવદમાંથી ભાગીને ઈસરદાસજી કેદમાં હતા તેમને મળ્યો. “રાયસિંહજી ઘર લૂંટવા તૈયાર થયા છે, તમે તો ભકત પુરુષ છો, કોઈના આત્માને દુઃખ થાય તેવું કાંઇ થવા દેશો નહિ.” એવી આજીજી કરતાં, ઇસરદાસજીએ રાયસિંહજી-ને મળીને સમજાવવાનું કબૂલ કર્યું પણ કારભા-રીના મનનું સમાધાન થયું નહિ. તે બીજા કોઇ રાજયમાં આશ્રય મેળવી લ્યે ત્યાં સુધી હળવદ રોકાવાની પ્રાર્થના કરતાં ઈસરદાસજીએ સુબાને વા સમજાવીને થોડો સમય હળવદમાં રોકાવાનું ના રખાવ્યું. દડમજલ મુકામ કરતાં ઇસરદાસજી ને જૂનાગઢના સુબાનો રસાલો એક દિવસ ક

પહોંચ્યો.

ઇસરદાસજી રાયસિંહને મળ્યા. કારભારીની વાત જણાવી ને તેને સહી સલામત જવા દેવા કહ્યું. કારભારીનું કરતુક જાણીને રાયસિંહજી અચંબામાં ગરકાવ થઇ ગયા. ઇસરદાસજીને પરિસ્થિતિ સમજાવીને કારભારી સિવાય રોકડા રૂપિયા મળી શકે તેમ નથી તે વાત પણ જણાવી, અને પોતાને ઉધાર લેવા છે, સગવડ કરીને ભરપાઇ કરી દેવા છે. તેમ પણ કહ્યું. પરંતુ ઇસરદાસજી મક્કમ રહ્યા. એના આત્માનો દુઃખ થાય છે, એટલે તે પૈસા મને ન ખપે. બંધનમાં રહેવામાં કાંઈ હરકત નથી તેવો પ્રત્યુત્તર આપીને કારભારીને જવા દેવા માટે ભારપૂર્વક કહેવા લાગ્યા.

રાયસિંહજીએ માન્ય રાખીને કારભારીને સહકુટુમ્બ જવા દીધો. પરંતુ એક લાખ રોકડા રૂપિયા કાઢવા ક્યાંથી ? એ પ્રશ્ન ગહન બની ગયો. કોઈ કરતાં કોઈ ઉપાય નહિ સૂઝવાથી આખરે રાયસિંહજી પોતાની રાણીઓ પાસે આભૂષણોની માગણી કરી. રાણીઓએ પ્રસન્નતાપૂર્વક ઉતારી દીધાં. રાયસિંહજીએ એના નગદ રૂપિયા કરવાની તજવીજ શરૂ કરી, પરંતુ આ વાત જાણતાં વેંત વસતી જાગી ઊઠી. પોતાના રાજવીની આવી ગાઢી ઉદારતા જોઇને રૈયતને પણ જાણે પોરસ ચડયો. મહાજનના આગેવાનોએ દોડધામ આદરી દીધી. રાયસિંહજીને મળીને ધીરજ ધરવા કહ્યું અને થોડા સમયમાં જ રૂપિયા એક લાખ એકત્રિત કરીને રજૂ પણ કર્યા રાયસિંહજીએ સુબાને સુપરત કરીને ઇસરદાસજીને મુક્ત કરાવ્યા. રાયસિંહજીની આવી અનુપમ ઉદારતા જોઇને ઇસરદાસજીનો આત્મા પ્રસન્ન બની ગયો. આત્માની એ પ્રસન્નતા વાણી રૂપે વહેવા લાગી

કારાગ્રહ સુ કાઢિયો, બીદગ, બીજીવાર;
અધયો, રાયાં-સિંધરાં, પરહંદા-ઉપકાર.

કર ઝાલું ગોળ, ઘડે અપ કાઢું, ધીકતો, તૈલે હાથ ધરૂં;
રાયસિંહ, સરીસો રાજા, કોઇ હોવે તો ધીજ કરૂં....૧

પ્રાઝળતી ઝાળ જપે પૈસું, નીર ન ખાય કરૂં ગમ તોય;
જનણી કવણ હોય, જો જાયો કડતલ રાણ, સરીખો કોય...૨

અકળંક માથે ફૂલ ઉતારૂં, પૈસ વિભર મૈં ઔસ પિઉં
માનાઉત જીસડો મહિ મંડળ, દુજો વ્હેતો સીસ દઉં....૩

કુળ પૈંતીસે તણી કળત્રા, જાયો વ્હેતો બોલું જીહ;
દેવ ચાકરા વ્હૈ જો દુજો, સિંહરાય સરીખો સિંહ....૪

પરખ રતન વિણ ખોટ પ્રથી પર, વ્હૈ પીરા-તન બાવન પીર,
કસ ચાટું જો રાણુ જિસો કોઈ, વ્હૈ હિન્દુ કૈ તુરક, હમ્મીર....૫

સાંચ કરૈ, સત્ત કહવે 'ઈસર', રાયાં અવર મ કરજ્યો રીસ;
બળિયલ રાયાંસિહ સમોવડ, સરજયો વ્હૈ તો આપુ સીસ....૬

ભાવાર્થ—જલતા ગોળાને હાથમાં લઉં ? ઘડામાં પૂરેલા સર્પને પકડીને કાઢું ? ઊકળતા તેલમાં હાથ ધરું ? એ બધું કરીને, હું ખાત્રી કરાવું છું કે....રાયસિંહ, જેવો કોઇ થયો નથી.

જલતી આગમાં બેસીને, ધનુષ્યમાંથી છૂટેલા તીરને પકડી લાવીને, સર્પને ખાત્રી કરાવવા તૈયાર છું કે રાયસિંહની બરોબર કરી શકે એવો કોઈ જન્મ્યો નથી.

નિષ્કલંક હોય તેના ઉપર મારાં હાડકાંઓ ન્યોચ્છાવર કરી શકું. ગુફામાં પડેલા ઓસને પી પણ શકું, રાયસિંહ [ માનસિંહના પુત્ર ] જેવો કોઇ પેદા થયો હોય તો મારૂં મસ્તક ઉતારી દેવા પણ તૈયાર છું.

પાંત્રીસે ય કુળની સ્ત્રીઓ પૈકી કોઇએ પણ રાયસિંહ જેવા અન્ય કોઇને જન્મ આપ્યો હોય તો હું તેની ગણના કરી શકું.

રાયસિંહ જેવો દોષરહિત રાજા બાવન પીરો, હિન્દુ, તેમજ મુસલમાનમાં થયો જ નથી. [આ કથન ખોટું હોય તો] હું મારી કસને ચાટવા પણ તૈયાર છું.

હું 'ઈસરદાસ' સત્ય આચરવાવાળો અને સત્ય કહેવાવાળો છું. કોઈ રાજાઓ રીસ કરશો નહિ. રાયસિંહ જેવો કોઇ અન્ય પેદા થયો હોય તો હું મારૂં શિષ ઉતારી આપવા તૈયાર છું.

નોંધ : આ પ્રસંગ પછી ઈસરદાસજી, રાયસિંહજી પ્રત્યે અત્યંત સ્નેહ ધરાવતા હોવાનું અને વિક્રમ સંવત ૧૬૪૦ની સાલમાં રાયસિંહજીનું મૃત્યુ થયેલું ત્યારે શોકમગ્ન બનીને તેમના 'મરશિયા' પણ રચ્યા હોવાનું કહેવાય છે. ઠીક–ઠીક શોધ કરવા છતાંય, મને તો, તે સાંપડયા નથી. પ્રાચીન સાહિત્યના ચાહક, એવા કોઇ ને સુજ્ઞજન–કવિજનની પાસે સંઘરાયેલા હોવાની શકયતા નકારી શકાય તેમ નથી. એટલે બહુજનહિતાય, એ અણુમૂલી સામગ્રીને 'ઊર્મિ'ના પૃષ્ઠો ઉપર પ્રગટ કરવા માટે હું હાર્દિક પ્રાર્થના કરૂં છું.

*

## ઇસરદાસજીના તિથિ કાવ્યના સોરઠા

[ શ્રી. હરસુરભાઇના આગામી લેખમાંથી ]

એકે મન ઉચાટ, રાખો નવ સજ્જન રૂદે;
વસમી ટાળી વાટ, સઘળી કરશે શામળો.

બળતાં રાખ્યાં બાળ, બીજે બીલાડી તણાં;
સાદે ગ્રાહી ચાળ, સાચો બેલી શામળો.

ટાણે રાખી ટેક, ત્રીજે પાંચાળી તણી;
અપંગને ટેકો એક, સાચો રાખે શામળા.

ગ્રાહેલો ગજરાજ, ચોથે તે છોડાવિયો;
લટકાળા ઇ લાજ, છેવટ રાખી શામળા.

પાંચમમાં પ્રહલાદ, થંભ દેખી આંખો થિયો;
સુણી ભકતનો સાદ, ચલવી કીડી શામળા;

નરસિંહ રૂપે નાથ, છઠે હરણાકંસ ચઢ્યો;
હરિ વધારી હાથ; સંહાર્યો તેં શામળા.

પથરે બાંધી પાજ, સમુદ્ર ઉપર સાતમે;
રાવણ વાળું રાજ, સઘળું રોળ્યું શામળા.

લાખાગૃહથી લાજ, અભંગ રાખી આઠમે;
કીધાં ઉત્તમ કાજ, સહપાંડવનાં શામળા.

લેતાં નાગર લાજ, નવમે નરસૈયા તણી;
મામેરૂં મહારાજ, સઘળું પૂર્યું શામળા.

દશમે તારે દ્વાર, કર હઠ બેઠો કોલવો;
ખળિયા ફેરવી બાર, સન્મુખ કીધાં શામળા.

નામો પાળી નેમ, અગિઆરશ રહેતો અચળ;
અગ્નિમાંથી એમ, સાજો રાખ્યો શામળા.

આપ્યું થઈ અજાણ, વિખ હળાહળ બારશે;
પૂતનાનાં પ્રાણ, ચૂસી લીધા શામળા.

પરલે કીધાં પાપ, તેરશમાં ગુણકા તણા;
મારો તું માબાપ, સારજ લેજે શામળા.

દારિદ્ર કીધાં દૂર, ચૌદશે સુદામા તણા;
હું તો તુજ હજુર, સંકટ વેળા શામળા.

આંબ્યો જઈ અસમાન, પંદરે બળિ ચાંપ્યો પગે
પ્રાગાવડને પાન, કેમ સમાણો શામળા ?

કરણને 'ઇસર' કાજ, સોળે સજીવન કર્યો;
રાખી પત મહારાજ, સેવક જાણી શામળા.

# દુનિયાકો બનાનેવાલી તીન શક્તિયાં

આ. વિનોબાજી

મુઝસે પૂછા જાતા હૈ કિ પરમેશ્વર કે અલાવા ઈસ દુનિયાકો બનાને વાલે ઔર કૌન-કૌન હૈ? કોઈ સમઝતે હૈ કિ રાજનિતિક પુરુષોંને દુનિયા બનાઈ. યે દુનિયા કે બનાને વાલે નહીં હો સકતે. દુનિયા કો બનાને વાલી તો તીન શકિતયાં હૈ: વિજ્ઞાન, આત્મજ્ઞાન ઔર સાહિત્ય.

## વિજ્ઞાન કી શક્તિ

વૈજ્ઞાનિક દુનિયાકે જીવનકો રૂપ દેતા હૈ. વિજ્ઞાન સે ન કેવલ જીવનમેં સ્થૂલ પરિવર્તન હોતા હૈ, બલ્કિ માનસિક પરિવર્તન ભી હોતા હૈ. લેકિન જીવન કો બદલને વાલી ચીજેં વિજ્ઞાનસે પૈદા હોતી હૈ ઔર વૈજ્ઞાનિકોને જીવનકો આકાર દિયા હૈ, ઈસમેં કોઈ શક નહીં. અગ્નિકો ખોજ કે બાદ સારે ઋષિગણ ભક્તિભાવ સે અગ્નિ કે ગીત ગાને લગે. યે ગીત વેદોંમેં આતે હૈ. અબ શાયદ અણુશક્તિ કે ગીત ગાનેવાલે ઋષિગણ પૈદા હોગે. આજ તો વહ સંહાર કરને કે લિએ આઈ હૈ, સંહારકે રૂપમેં હી હમારે સામને ખડી હૈ લેકિન ઉસકા શિવ-રૂપ મેં પ્રકટ હોગી તબ દુનિયાકા જીવન હી બદલ દેગી.

## આત્મજ્ઞાન કી સામર્થ્ય

દૂસરી શક્તિ જો જીવનકો આકાર દેતી હૈ, વહ હૈ આત્મજ્ઞાન આત્મજ્ઞાની દુનિયા મેં જહાં-જહાં પૈદા હુએ, ઉનકી બદૌલત પૂરા-કા-પૂરા જીવન બદલ ગયા ઈસામસીહ આએ, ગૌતમ બુદ્ધ આએ, લાઓત્સે આએ, મુહમ્મદ પૈગમ્બર આએ, નામદેવ આએ, તુલસીદાસ આએ, માણિક્ય વાચકર આએ, જગહ-જગહ ઐસે એક-એક શખ્સ કે આગમન સે લોગોં કે જીવનકા સ્વરુપ બદલ ગયા લોગોં કે જીવનકા સ્વરુપ બદલનેવાલી યહ દૂસરી શક્તિ હૈ.

## સાહિત્યકી શક્તિ

દુનિયા કો બનાનેવાલી તીસરી શક્તિ હૈ સાહિત્ય. સાહિત્યસે મુઝે હમેશા બહુત ઉત્સાહ મિલતા હૈ. સાહિત્ય-દેવતા કે પ્રતિ મેરે મનમેં બડી શ્રદ્ધા હૈ. એક પુરાની બાત યાદ આ રહી હૈ. બચપન મેં કરીબ ૧૦ સાલ તક મેરા જીવન એક છોટે-સે દેહાત મેં હી બીતા. બાદકે ૧૦ સાલ બડૌદા જૈસે બડે શહર મેં બીતે. જબ મેં કોકણ કે દેહાત મેં થા, તબ પિતાજી કુછ અધ્યયન ઔર કામ કે લિએ બડોદા રહતે થે! દીવાલી કે દિનોં મેં અકસર ઘર આયા કરતે થે. એક બાર માં ને કહા- 'આજ તેરે પિતાજી આને વાલે હૈ, તેરે લિએ મેવા-મિઠાઈ લાયેંગે.' પિતાજી આયે, ફૌરન મૈં ઉનકે પાસ પહુંચા ઔર ઉન્હોંને અપના મેવા મેરે હાથ મેં થમા દિયા. મેવે કો હમ કુછ ગોલ-ગોલ લડ્ડુ હી સમઝતે થે. લેકિન યહ મેવેકા પેકેટ ગોલ ન હોકર ચિપટા-સા થા. મુઝે લગા કિ કોઈ ખાસ તરહકી મિઠાઈ હોગી. ખોલકર દેખા, તો દો કિતાબેં થી ઉન્હેં લેકર મેં માં કે પાસ પહુંચા ઔર ઉસકે સામને ધર દિયા. માં બોલી: 'બેટા! તેરે પિતાજીને તુઝે આજ જો મિઠાઈ દી હૈ ઉસસે બઢકર કોઈ મિઠાઈ હો હી નહીં સકતી. વે કિતાબે રામાયણ ઔર ભાગવત્ કી કહાનિયાં થીં, યહ મુઝે યાદ હૈ. આજ તક યે કિતાબેં મૈંને કઈ બાર પઢીં! માં કા યહ વાકય મૈં કભી નહીં ભૂલા કિ ઈસસે બઢકર કોઈ મિઠાઈ હો હી નહીં સકતી ઈસ વાકયને મુઝે ઈતના પકડ રખા હૈ કિ આજ ભી કોઈ મિઠાઈ ઈતની મીઠી માલૂમ નહીં હોતી. જિતની કોઈ સુન્દર વિચાર કી પુસ્તક.

*

# આપણી લોકરુચિ... 

તંત્રીઓ : ઇશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર : એપ્રિલ–૧૯૭૦ : સળંગ અંક ૪૮૧



...શ્વખ્યાત વાયોલીનવાદક ... વિશ્વના આદિસ્વરોની ...ો કડીઓના સંશોધક શ્રી. ... મેન્યુહીન અને ગુજરા- ... ભારતખ્યાત ચિત્રકાર ...ના કુ. શ્રી મંગલસિંહજી ...પ્રધાનના નિવાસસ્થાને ...સાહિત્યના કાર્યક્રમ પછી ...રાતના અને વિશ્વના લોક- ...ીત વિષે વાર્તાલાપ કરી ... છે. એ વાર્તાલાપ, લોક- ...ૃત્યના કાર્યક્રમનું રસદર્શન ... આપણા તથા પૂર્વ ...પના લોકસંગીતના આદિ- ...માટે જુઓ પાન:૫૧–૫૪.




તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ : ૪૧ એપ્રિલ '૭૦ અંક ૧ નજંગ અંક : ૪૮૧





આહકોને —

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઈપણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.

* ગ્રાહકોને અંક પંદર દિવસ સુધી ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ કાર્યાલયને જણાવવું. અંક સિલિકમાં હશે તો મોકલાશે.

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ-નવરચના'ના લવાજમના દર

વાર્ષિક-દેશમાં રૂ. ૧૦-૦૦
વાર્ષિક-પરદેશમાં રૂ. ૨૧-૦૦

લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો એ તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

* બદલાના સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિ-નવરચના કાર્યાલય
૧૭, જાગનાથ પ્લોટ
રાજકોટ (જિ. રાજકોટ)

પ્રકાશક ઇશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણસ્થાન 'સુરૂપ' મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ. કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ, રાજકોટ-૧

# લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા




## ઉંચી જાતની
## ભૂકી ચામાં
## બિનહરીફ

આ ચા ઓછામાં ઓછા સમયમાં તમને પૂર્ણ
સોડમવાળી સોનેરી રંગની ચાના વધુમાં વધુ
પ્યાલા પૂરા પાડે છે. તમે તેની લહેજત
માણી જુઓ. તમારા અતિથિઓનો પણ આ ચાથી
સત્કાર કરો. તમને ચા પીવાની ખરેખરી મઝા
આવશે. તમારા મહેમાનો પણ આનંદિત થશે.
તેના પ્રકારની બીજી બધી ચામાં લીપ્ટનની
હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા અજોડ છે

લીપ્ટન એટલેજ




સારી ચા

ધીરાણ-વસુલાતનું સંકલન ન કરીએ તો
સહકારી પ્રવૃત્તિ ઉણપવાળી લાગશે

: ચિતરંજન રૂગનાથ રાજા













બાળકનો જન્મ થતો અટકાવવો એ તમારા હાથની વાત છે.

**નિરોધ**



કુટુંબ નિયોજન માટેનું
ઉંચી જાતના રબ્બરમાંથી બનાવેલું સાધન
૧૫ પૈસાના ૩ નિરોધ

સરકારી સહાય દ્વારા કિંમત નીચી રાખવામાં આવી છે.

હવે દેશભરમાં મળે છે

કરીયાણાની દુકાનો, પરચૂરણ વસ્તુઓના સ્ટોરો, દવાની દુકાનો, પાન બીડીવાળાઓ, સીગારેટ વેચનારાઓ નિરોધ વેચે છે.

## પદાઘાત તવ કરજે ફરી ફરી

આ અનવધિમાં કોણ કરી રહ્યું નર્તન,
ઉરભૂમિ પર કોનાં આજે થઈ રહ્યાં આગમન ?

સંધ્યા સળગી હુતાશની પેઠે ધીરે ધીરે શમતી,
તારાની તોફાની ટોળી ઘર ઘર ખેલી હોળી
આવી બહાર તખ્તા પર, પૂરા દિનના પડદા ખોલી,
મટૂકીમાંથી ભાગ લેવાને ચારેકોરથી ઉમટી.

દિનભર રંગે રમી લોકોના તન–મન હજી ઉમંગ,
શણગારી નરનારી નીકળ્યાં ગલીગલીનાં વૃંદ;
હુતાશનીની પૂજા કરતી, છોરૂ તેડી પાય લગાડતી
માતાઓનાં મુખ પર નમણી શ્રદ્ધા જ્યોતિ રમતી.

પુરુષોનાં કરડાં મોઢે આજ કૂણા ભાવો રમે,
પાઘ તણાં ગર્વીલાં છોગાં આજ ભૂમિ પર નમે;
આ માનવ મનમેળો, ડુંગર ડુંગર દીવા બળે,
દુનિયા રૂપ ધરે નૂતન, વિસ્મય–સુખ ઉર ભરે.

હે જગમોહન, અનવધિ ! તું આવ્યો માનવ ઉત્સવ બનીને
અમ ઉર આંગણ પદાઘાત તવ કરજે ફરી ફરીને !

સ્વપ્નસ્થ

# આયુષ્યનાં અવદાન

(પુત્ર-પ્રેમની એક રોમાંચક ઘટના)

જયમલ્લ પરમાર

મહાકાળ કેવો રમતિયાળ છે? શબ્દો જેમના સૂત્રો બની રહેતા, વાણીમાં તવારીખની તેજ છાયા રમતી, જેમનાં દર્શન માટે પડાપડી થતી અને જે મહત્તાનાં મહાઆસને બિરાજતા હતા એવા મહામાનવો ગણાયેલા મહત્તાને શિખરેથી ફેંકાઈ જતાં આજ મગતરાં જેવા લાગે છે. એમની વાણીમાંથી દેવતા ઊઠી ગયા હોય તેવું ન બોલવાનું ન બોલતા સંભળાય છે. ન આચરવાનું આચરતા દેખાય છે.

કાળની કસોટીએ ચડ્યા નહતા એટલે જ તેઓ મહાન લાગતા હતા ને? સિદ્ધાંતના, શબ્દોના મહત્તાના વાઘા ચીરાઈ જતાં નરી કુરૂપતા જ નજરે ચડે છે. યુગદેવનો કોઈ સૂત્રધાર જીવનના પ્રત્યેક ક્ષેત્રે ભજવાઈ રહેલ આ નાટારંભનો દિગ્દર્શક બનીને પરદા ખોલી ખોલીને વિરાટોનું વામણાપણું જાણે કે બતાવી રહ્યો છે.

મગતરાંઓની આ ચીરાતી મહત્તા અને પ્રભુતામાં લઘુતા નિહાળવાની દૃષ્ટિ કોઈએ બંધાવી હશે કે પછી પ્રકૃતિગત જ માનવી પૂર્વગ્રહિત હશે? ઓહોહોહો નજર નાખીએ છીએ ત્યાં અસીમ સુધી આ પૂર્વગ્રહોથી માનવમન ખદબદતાં લાગે છે. જાત્યાભિમાનના, સંપ્રદાયના, કુળના, પાંડિત્યના, વિચારના, વાદના, સંપત્તિના, સત્તાના યુગે યુગે બંધાતા આવતા પૂર્વગ્રહોના ખંડન અને મંડનનો અચાનક સંઘર્ષ ચાલી રહ્યો છે.

આ મહત્તા અને અહંતાએ જૂઠાં મૂલ્યો ઊભાં કરી કેવો આત્મતિરસ્કાર સર્જ્યો છે? માનવ માનવ વચ્ચે પૂર્વગ્રહો પેદા કરી જ્યાં સનાતન મૂલ્યો જળવાઈ રહ્યાં છે તેવા જનસાધારણનો કેવો પરિહાસ કર્યો છે? અગણિત જીવન પ્રવાહના ભરતીઓટ પ્રત્યે દ્રષ્ટિપાત કરવામાં પણ એણે તુચ્છતા કેળવી છે.

માનવ મહાસાગરની ભરતી પછીની ઓટમાં માનવમોતી રોળાતાં જાય છે, પણ મૂઠી ભરીને વીણી લેવાની સૂઝબૂઝ એણે ગુમાવી દીધી છે. વેળા વીતી ગયે પછી છીપલાં ને શંખલાં જ એને હાથ પડે છે. એવા જનસાધારણમાં રહેલ નિરોગી માનસની સંસ્કારવંત વ્યક્તિઓના જીવનમાં કદાચ રોમાંચ ન પણ હોય, બહુરંગી ભેદરેખાઓ કદાચ નહિ હોય. પણ ઇર્ષ્યાની, અહંતાની આગથી દઝાડતી મહત્તાની વખંભર ખાઈઓ પણ નહિ હોય. પ્રપંચોનાં પોલાણ પણ નહિ હોય.

હશે સામાજિક સંતાપોના પૂરથી ઓવાળે ફેંકાઈ ગયેલાઓ માટેનાં અનોખાં આશ્વાસન. બાકી બચેલી આવરદાને જીવવા જેવી બનાવતી માનવતાની હૂંફ. વેદનાઓને પચાવી જઈને અમૃતના એવા ઓડકાર આપનારાઓ જ જનસાધારણના જીવન-આધાર રહ્યા છે.

અજબ છે આ જીવનની ઘટમાળ. પૂર્વગ્રહોના પરિતાપો, વિચારોનાં દ્વંદ્વ અને હરપળે વિજ્ઞાન જેને જૂઠા ઠરાવ્યે જાય છે એવા જ્ઞાનથી ઊભા થયેલા તંતોની કસોટીએ જગતને મુલવવા જતાં એક માત્ર આપણી જાત સિવાય જગત બધું ધૂંધળું જ લાગે છે. કેવી અગાધ આત્મવંચના?

ચીંથરાંઓની ઢીંગલીઓને પાંડિત્યના અને પરાક્રમના વાઘા પહેરાવવામાં સામાન્યજનના અસામાન્ય જીવન કવનની સરળ સુંદરતાના અમૃત પ્રવાહને વહેવા જ દીધો. અનવધ કાળમાં જીવનના ટૂંકા પને ચાળીસ ચાળીસ વરસના રઝળપાટમાં સહજભાવે સામે આવી મળનારાઓનાં ટાંચણ પણ ન કર્યાં. સંઘરાઈ હશે મનને કોઈ અગોચર ખૂણે એવી ઝડવઝડ સ્મૃતિઓ અને આજે હવે એવાં એકરંગાં ને ઊજળાં માડુ મળી આવતાં દિલભર મેળાપની મોજ જ માણવાની રહી.

જીવનની રઝળપાટમાં અનેક ઘોડાઓની

એક સાથે અસવારી કરતાં કરતાં પ્રવૃત્તિઓની એરણ પર જુવાની જોખમી અનુભવોના ઘણુથી ટીપાયા કરી છે. પણ એ જોખમોના ભય વચ્ચે જીવવાની જે મોજ પડતી હતી તેથી જરાય ઓછી મોજ આ ઝીંદાદિલ માનવીઓના જીવનમાં ડોકિયું કરવામાં નથી પડતી. એવાં હસમુખાં હેતાળવાં અને ઇમાનદારીથી મહેકતાં માનવીઓના મેળાપ થતાં આજ સુધી હૈયાને ખીલે બાંધી રાખેલી મહોબ્બતની તાજણો હોંકારા દઈ રહે છે. દૃષ્ટિ આડેથી માન્યતાઓના બાંધેલાં પડળ ખસી જતાં જીવનના જેવા છે તેવા પ્રવાહોને નીરખવાની ભારી મોજ પડે છે. નવાં અને જૂનાં–માણસ જેવા માણસના હૈયે લાગેલાં ખંભાતી તાળાં ખૂલતાં જાય છે. અને કેટ કેટલી જીવન સમૃદ્ધિ એમાં ખળકયા કરે છે ? ત્યારે ય માન્યતાઓ મૂંઝવ્યા તો કરે જ છે પણ નવરસવંતા વહેતિયાણ જીવનની મોજ માણવામાં એ આડે નથી આવતી.

આધુનિક પ્રકાશમાં વિલક્ષણ જૂનવટનાં તેજ ઝળકાવતા એક યુવાન સ્નેહીજન સાથે જીવનનાં ગૂઢ રહસ્યોની વાતોના ગલબા જામેલા. આ યુગમાં વિસંવાદ રચતી પોતાની જ જન્મકથાની એમણે માંડીને વાત કરી. ટૂંકાવીને એમના જ શબ્દોમાં અહીં આપું છું.

ત્રણ ગામડાના નાના તાલુકદારના પુત્ર તરીકે મારો જન્મ. દરબારશ્રીના મોટા દીકરા તરીકે યુવરાજપદ મળતું હતું. વાહ વાહ કહેનારની કમીના ન હતી.

પાણા એટલા દેવ કરી શ્રદ્ધાવાન પિતાએ પુત્ર પ્રાપ્તિ કરવા કંઈક પ્રયત્નો કર્યા હતા. પિતાશ્રીની છત્રીસ સાડત્રીસ વર્ષની ઉમર થઈ છતાં સંતાન પ્રાપ્ત ન થતાં તાલુકો નિર્વંશ જશે એ દહેશતે તેમનાં માતુશ્રી અને ચાહકોએ ચાર વખત તો લગ્ન કરાવી નાખ્યાં હતાં.

તે છતાં સંતાન પ્રાપ્તિ ન થતાં પિતાજીની ધાર્મિકવૃત્તિ પૂરબહારમાં ખીલી ઊઠી. શંકરના પરમ ભકત બની ગયા. શ્રાવણ માસ આવે એટલે સવા લાખ બીલી પત્ર ભોળિયા ઉપર તેમના હાથે ચડતાં જ રહે. એક દેવ રીઝે અને બીજાદેવ પાસે વરદાન અપાવે તેવો– બહુ ઇશ્વરવાદને માનવો પડે તેવો પ્રસંગ બન્યો.

અમારા સાણથળી ગામમાં રામદેપીરનું મંદિર બંધાવી તેમાં ઘોડો પધરાવવાનો એક પ્રસંગ મારા પિતાના ખાસ માણસ મેરામભાઈએ ગોઠવેલ હતો. જેતપુરના લબ્ધપ્રતિષ્ઠ પંડિત દલપતરામને એ વિધિ માટે આમંત્રણ અપાયું હતું. એમની સૂચના મુજબ રામદેવ પીરના સંપ્રદાયના એકાદ સારા ભક્તની હાજરીની ગોઠવણ થઇ હતી.

અમારા જ ચૂડા (સોરઠ) ગામના ડાહ્યા ભગતને આમંત્રણ આપવામાં આવ્યું. શ્રમજીવી કોળી ડાહ્યા ભગત જિંદગીમાં કોઇ વાહનમાં બેસતા નહિ; એટલે ચૂડાથી સાણથળી પાંચ ગાઉ ચાલીને આવ્યા.

આવ્યા ગયાને પોતાના હાથે પાણી પીવરાવવામાં માથે પાણીનાં બેડાં મૂકી ધોમ તડકામાં પાણી ખેંચી ખેંચી ડાહ્યા ભગતને માથે ટાલ પડી ગઇ હતી. ઘંટીએ બેસી હાથે દળણા દળી દળીને હથેળિયું લાકડા જેવી ડણ ડણ કરી દીધેલી. મહેનત મજૂરી કરીને આવ્યા ગયાને રોટલો આપનાર આજથી ચાળીસ વર્ષ પહેલાંના જમાનાનો દેહાણ જગ્યાનો એ સાધુ રજવાડી ઠાઠ વચ્ચે એ માંડ માંડ ગોઠવાયો.

સાણથળીના આહેરવાસમાં સૌ ભેગા થયેલા. ઘોડો પધરાવવાનું મુહૂર્ત નજીક આવ્યું. દ. શ્રી. એભલવાળા (વાત કહેનારના પિતા) અને એમનાં ત્રણેય રાણીઓ ઉપસ્થિત થયાં. ગોર દલુ મહારાજ બોલ્યા:

'ડાયા ભગત, દરબાર સાહેબની સાથે આ ત્રણ બહેનોમાંથી કયાં બહેનને હાથે પીરનો ઘોડો પધરાવવાનું આપ કહો છો ?'

ભગત બોલ્યા: 'ગોર મહારાજ! આ વચ્ચે બેઠાં છે ઇ બાઇના હાથે ઘોડો પધરાવી દયો. બાપ ! દ. એભલવાળાને રામદેવદાદો દીકરો દયે છે.'

વાતાવરણ ગંભીર બની ગયું. મારા પિતાશ્રી જરાય અંધશ્રદ્ધાળુ હતા જ નહિ. મનમાં મરકી ઊઠયા.

હવે આ વાત તો છેક અંગ્રેજ સરકારમાં પહોંચી ગઈ એ યુગમા વારસ નિર્વંશ થાય તો બીજા ભાગદારને જાય એટલા ખાતર બનાવટી પુત્ર લઇ લેવામાં આવતા હતા મારા માતુશ્રીની તબિયત તપાસવા યુરોપિયન લેડી ડોક્ટર નિયુક્ત થયાં

ભક્તને પોતાના વચન માટે મેરામભાઈ આહેરે ફરી ચકાસી જોયા અને બોળિયો ડાયો ભગત બે ભાખી બોલી ઊઠયો

'મેરામ ! શુ કામ દેવની પાછળ પડયો છો? એને તો રાજાને રંક બધાય સરખા છે રાજખટ-પટ ગમે તે થાય, પણ એભલવાળાને ત્યા ભાદરવા મહિનાની શુદ દસમને શુક્રવારે ડાબા હાથે લાખુ હશે એવો એક દીકરો અવતરવાનો જ છે'

'અને મારો જન્મ એ જ પ્રમાણે થઇ ચૂકયો'

એમની જન્મકથાની વાત પૂરી થઇ પણ ઘણા તર્ક વિતર્કો ઉપાડતી ગઈ કારણ કે આમાંથી તો પુનર્જન્મની થીઅરી પ્રસ્થાપિત થતી હતી અને એકવાર પુનર્જન્મમા માનો એટલે જીવાત્માની ભવાટવીની આખી વિચારશ્રેણી એની પાછળ ચાલી આવતી હતી તો પછી આત્માને અવતાર ધારણ કરાવનાર નિયતિ કોણ ? ભક્તાધિન બની ભગવાનને કોઇ પણ આત્માને કોઈ પણ ભક્તના વચને અવતારવાનું ફરજરૂપ બનતુ હોય તો પછી કર્મના બંધનનું શુ ?

વિકસતુ વિજ્ઞાન જ્યા સુધી વિધિના અટલ ગણાતા નિયમો ફેરવી ન નાખે ત્યાં સુધી આવા કોયડા વ્યક્તિગત માન્યતા ઉપર જ સર્જાતા કે ઊકેલાતા રહેશે જેમની આ વાત લખુ છુ તે યુવાન દ શ્રી પુ જાવાળાના જીવનમાં જ એવા બે એક પ્રસગો બન્યા છે કે જ્યા શ્રદ્ધા અને પ્રેમના બળે બાબર ને હુમાયુ જેવા જ પ્રસગો બન્યા છે સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાન અને એમની માતાનો એવો જ પ્રસગ સરહદના ગાંધીના હાથે જ લખાયો છે

વાત આગળ ચલાવતાં દ શ્રી પુ જાવાળા એ કહ્યુ કે સતાવીસમુ વર્ષ પુરૂં થવામાં ત્રણેક મહિના બાકી હતા ત્યારે મને ટાઇફોઇડની સખત બીમારી આવી મદવાડમાં ઘેરાઈ ગયો પ્રેમાળ કુટુબ જીવન ભર્યું ભર્યું હતુ. બરોબર ત્યારે જ મદવાડે મારી ગરદન પકડી.

ત્રણ મહીનાની સખત બીમારી પછી ડોક્ટરો પણ લગભગ નિરાશ થઈ ગયા ત્યારે એક દિવસ સધ્યાના સમયે ઘડિયાળમાંથી લોલક હાલતુ બધ થઇ જાય એમ હૃદય બધ થઇ ગયેલુ લાગ્યુ વરસાદ ધોધમાર ચાલુ હતો સાણથલીમા હમેશા રાત રોકાતા વડિયાના ડોક્ટર પણ તે જ દિવસે હાજર નહિ

હાથ પગ ખોટા પડી ગયા પિતાશ્રી મારી પથારી પાસે આવ્યા હુ તેમને ઝાંખા ઝાંખા જોઈ શકતો હતો હૃદયરોગનો ભયકર હુમલો ચાલુ હતો. બેશુદ્ધ બની ગયો મારા જીવનની તમામ આશા અલોપ થઇ ગઇ હતી

એ વખતે મારા પિતાશ્રી ગાય ભાંભરે તેમ ભાંભરી ઊઠયા હાથ જોડી ઈશ્વર પાસે ધા નાખના પોકારી ઊઠયા કરૂણાનો પોકાર દીનાનાથે સાંભળ્યો હશે.

હુ ભાનમાં આવ્યો મે પિતાના ચરણ સ્પર્શ કરવા નિષ્ફળ પ્રયત્ન કર્યો મારા કપાળે હાથ ફેરવતાં તેઓ બોલી ઊઠયા

'દાદા ! દાદા ! બેટા ! કેમ છે ?"

મે કહ્યુ "સારૂ છે"

એ આખાય કપતા હતા માણસોએ તેમને બેસાડી દીધા મારો હૃદય રોગ ગયો

હુ સારો થયો અઠ્ઠાવીસમુ વરસ બેસી ગયું મારૂ ગામ તે દિવસના મારા જન્મ દિવસના હરખને હીલોળે ચડ્યું ત્યારે માતાપિતા કુટુબીઓ અને એકના એક નાનાભાઈના આનદની શુ વાત ? એ પછીના આઠ વરસના ગાળામા મોડ માથા આધાં ગયા ને ફરી પાછા આવ્યાં પિતાનો પ્રેમ તો એટલો વધી ગયો કે એ જ મારા વડિલ એ જ મારા ગુરૂ ને



[ અનુ૦ પૃષ્ઠ ૧૬

૪૧મા વર્ષમાં પ્રવેશતું ઊર્મિનવરચના

# હર સૂર્યાસ્તે સૂર્યાસ્તે ઓરાં આવંત મુકામ

નવપલ્લવિત બનતી 'ઊર્મિ'ની સંસ્કારવેલ આજે ૪૧મા વર્ષના માંડવડે નવસુવાસિત મંજરીએ મ્હોરી રહી છે. 'ઊર્મિ'ના સ્વજનોના ગુંથાયેલા પરિવારના મણકા સ્નેહ અને સંસ્કારના હીરધાગે પરોવાયેલા છે. અને એ પરિવારની સહિયારી સંસ્કાર સરિતારૂપે 'ઊર્મિ' હર સૂર્યાસ્તે સૂર્યાસ્તે નવરચનાના એક એક કદમ આગે ઉઠાવતું જાય છે.

'ઊર્મિ'નાં પ્રગતિ વિકાસ અને પમરાટ એ પરિવારના સ્નેહનું જ સૌભાગ્ય છે. એ પરિવાર છે મુરબ્બીઓ, મિત્રો, લેખકો, લોકસાહિત્યના કલાધરો, ગ્રાહકો, ચાહકો, વાચકો, વિજ્ઞાપકો ને મુદ્રકનો. ઊર્મિને કોઈ ધંધાદારી એષણા નથી. લેખન, વાચન અને વિજ્ઞાપન વડે તે સદ્ધર અને સમૃદ્ધ રહેવાના પ્રયત્નો કરતું રહ્યું છે.

મહેચ્છાઓ અને મનોરથોની મૃગજળમાં તે પડયું નથી. 'ઊર્મિ'ની નેમ વિદ્વત્ સાહિત્ય અને લોકસાહિત્યના ઉભય છેડાના અનુબંધની રખાયેલી તે સધાતી થઈ છે. એક મીશન બનીને તે ઝૂઝતું રહ્યું છે. ગુજરાતી સાહિત્ય પરિષદના જૂનાગઢના ૨૫મા અધિવેશનમાં બન્ને સાહિત્ય પ્રવાહો વચ્ચેની ભેદ દીવાલ દૂર થઈ તેમાં સમસ્ત લોકસાહિત્ય પરિવાર સહિત 'ઊર્મિનવરચના'નો પણ નમ્ર ફાળો છે. 'ઊર્મિ'ની ઝંખના સાકાર બન્યાનો અમારા હૈયે અનેરો આનંદ છે.

સૌરાષ્ટ્ર યુનિ. એ ચારણ વિદ્વાનોનું બહુમાન કર્યું તેમાં 'ઊર્મિ'એ પણ યથાશક્તિ હિસ્સો નોંધાવ્યો છે. એ પછી ઘેડ વિસ્તારના છત્રાવા મુકામે બહુમાન નીમિત્તે વિદ્યાના વિકાસ વિસ્તાર માટે ચારણ સંમેલન મળ્યું તેમાં પણ પુષ્પ પાંદડી અર્પણ કરવાનું અને એની સુવાસ પમરાવવાનું સૌભાગ્ય 'ઊર્મિ'ને સાંપડયું છે.

લોકસાહિત્ય લોકજીવનના સમસ્ત અંગોને સ્પર્શે છે. એની વિધવિધ કળાઓમાં કવિતા, વાર્તા અને લોકસંગીત અગ્રસ્થાને છે. આ બધી જ કળાઓના પ્રસ્તાર વિસ્તાર અને વિકાસ માટે 'ઊર્મિનવરચના એકધારો ઉદ્યમ ખેડી રહ્યું છે. જેમની પાસે કળા પડી છે તેમને હાથે કલમ ધારણ કરાવવાનું, જેમની પાસે કળા અને કલમ છે તેમને આદર આવકાર આપવાનું 'ઊર્મિ' એક નમ્ર કાર્ય બજાવી રહ્યું છે. તેમ લોકવાર્તાના કથકો અને લોકસંગીતના ગાયકો દ્વારા વાર્તા અને લોકસંગીતના વિકાસ વિસ્તાર અને પ્રગતિ માટેનો સહૃદયી પુરૂષાર્થ જે તે વિષયના તદ્‌વિદોના સમભાવ સાથે 'ઊર્મિ' ખેડી રહ્યું છે. આ અંકમાં આપેલ 'દિલ્હીના લોકસાહિત્યના કાર્યક્રમોનું રસદર્શન અને લોકસંગીત તથા લોકસંસ્કૃતિ અંગેના લેખો એના દ્યોતક બન્યાં છે.

વિદ્વત્સાહિત્યના અનુબંધ માટે તો 'ઊર્મિનવરચના'નો ફેબ્રુઆરીનો ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૫મા અધિવેશનનો વિશેષાંક જ જે કાંઈ કહેવું હશે તે કહી રહેશે. જેની ૨૫૦૦ માંથી એક પણ નકલ બચવા નથી પામી. એથી વર્ષ દરમિયાન પીરસેલા વિદ્વત્સાહિત્યના રસથાળ અંગે કહેવું અપ્રસ્તુત બનશે.

કાગળની ભયંકર મોંઘવારીના વીતેલા વર્ષમાં ઓગસ્ટ માસનો ક્રાંતિની ઝલક આપતો વિશિષ્ટ અંક 'ઊર્મિ'એ આપેલો. ગાંધીશતાબ્દિના ઓકટોબર માસમાં એવો જ વિશિષ્ટ અંક આપેલો. અને દીપોત્સવીના વિશેષાંક તરીકે આજસુધીના ગુજરાતી સાહિત્યમાં વિરલ એવો દળદાર સિંહ અંક આપી શકયા; તો ફેબ્રુઆરીમાં ગુજરાતી સાહિત્ય પરિષદનો વિશેષાંક આપી શકયા. આમ એક જ વર્ષમાં બે વિશેષાંકો વાચકોના કરકમળમાં ધરી શકયા તે 'ઊર્મિ'ના સમસ્ત પરિવારની સહિયારી શક્તિના કારણે જ.

પુરુષાર્થની જેમ વિકાસ પણ સૌનો સમાનભાવે સહિયારો જ સધાઓ એવી ૪૧મા વર્ષના સુપ્રભાતે અમારી અભ્યર્થના છે. —તંત્રીઓ

# ગુજરાત કયે માર્ગે ?

સંપાદકીય

વિક્રમ રાજાએ જીવવા માટે કાગડો ખાધેલો પણ ગુજરાતના પ્રધાનોએ પોતાના પક્ષનાઓને ત્રણ દિવસ સુધી મિષ્ટાન ખવરાવ્યાં અને વિરોધ પક્ષના પૈસા ખવડાવે છે એમ કહેવાય છે એટલો ફેર પડયો. આ મુદ્દા કે મિષ્ટાન્ન ખાતી વખતે વિક્રમ રાજાને કાગડો ખાવાનો જે સ્વાદ આવ્યો હશે તેવો જ સ્વાદ આ સૌને આવતો હશે ને ! જીવવાના લોભની પણ એક અનેરી મોજ હશે ને !

મહાકાળીના રૂપે લોકશાહી આજ ગુજરાતમાં મહાલી રહી છે. પરીક્ષા ટાણે અધ્યાપકો રૂપણાં લ્યે એ તો ઠીક પણ ગુજરાતના નવનીત સમા પ્રતિનિધિઓ એવા વિધાનસભાના સદસ્યનિવાસમાં ૧૪૪મી કલમ લાગુ કરવી પડે એવી ધારાસભાના અધ્યક્ષશ્રીને ચેતવણી ઉચ્ચારવી પડે ત્યારે ત્યાં કહેવાય છે તેવી ફટાફટી જ બોલી ગઈ હશે ને !

એકવાર 'જીર્મિ'ની નોંધમાં એક ઉદાહરણમાં લખેલું કે 'કૂતરાનું મોઢું ગધેડાએ ચાટયું' – એમાં કેટલાકને ન સમજાયું ને કેટલાકને માઠું લાગી ગયેલું. પણ આ તો લખનારાને માઠું લાગે એવી દેશની દશા આવી પડી તે પંજાબે તો પુરવાર કરી આપ્યું.

## મતયુદ્ધના મરદવીરો

અપૂરતી પ્રશંસા જેમ નિંદામાં પરિણમે તેમ અપૂરતી નિંદા પ્રશંસામાં ન પરિણમે ? અને આમાં 'ગાઉં ન ગાઉં કોને, અગણિત મહીંથી એકને તારવીને !' આનો બે આના ફેર પાડવો હોય તો જરૂર પડે પણ છછૂંદરનાં છયે સરખાં કહેવાય છે. બધી પ્રશંસા પછી પ્રભુ માટે પણ કહેવું પડયું છે કે 'તદપિ તવ ગુણાનામ્ ઈશ પારં ન યાતિ' – એટલે કે ન ઇતિ, ન ઇતિ. કોનાં વખાણ કરવાં ?

શું પણ કાને વાઢયા કૂતરાંની જેમ સૌ ભાગવા માંડયા છે ! પાછું વાળી ને જોયા સિવાય મૂઠિયું વાળીને માંડયા છે વંજા માપવા. દેશદર્શન તો આ હતું, પણ આ તો ગુજરાતમાં હવે દેશદર્શન થાય એ વાંધીના ગુજરાતની નવાઈ.

મત–યુદ્ધના મરદ નિવેદનોની ઝડીમાર બોલાવી રહ્યા છે. નિવેદનોની હોઢય વળતી આવે છે. જેમ હુતાસણીને ટાણે દુહાગીર રામાવળાની ઝડિયું બોલાવે એમ નિવેદનોની તરવાર્યું સમણી રહ્યા છે.

## લીલુડાં માથાં લઇને આવ્યા છે !

આજના અમરેલી જિલ્લાનું ચિતળ એક દી કાઠીઓનું. ભાવનગરના ગોહિલો ને કાઠીઓ વચ્ચે ચિતળને કારણે લડાઇ થઇ. એ વખતે કાઠીનો એક વાળંદ. નામ સૂથો જામ. યુદ્ધની આગલી રાતે કાઠીઓ પંગતમાં વાળુ કરવા બેઠા. સૂથો વાળંદ તાંબડી ફેરવતો દૂધ પીરસે છે. કાઠીઓ એને કહે છે કે :

'ભણું રેડયને ! રેડયને દૂધ ! લીલાંછમ માથાં લઇને આદા (આવ્યા) છયેં, ખબર છે ને!'

'હા બાપ ! લ્યો દૂધ, લ્યો વધુ '

એમ કહેતો સૂથો ખૂબ દૂધ પીરસે છે. પણ લડાઇ થઇ તેમાં કાઠીઓએ ઘોડા એવાં ઘરભણી તગડાવી મૂકયાં કે ઘોડાને ફેફાટ ભાગતાં જોઈને સીમનાં રોજડાં જેવાં અણુખ પ્રાણી પણ બીને ભાગ્યાં. ત્યારે કાઠીઓનો આગેવાન કૂંપોવાળો કહે છે કે "જોઈ લેજો આ કાઠીઓ :

તગડ ઘોડે રોઝ ત્રાઠા
કુંપડો કે જુઓ કાઠા
નોખ નોખા જાય નાઠા.

ભાગતા કાઠીઓની આડે સૂંથો વાળંદ દૂધની તાંબડી લઈને ઊભો રહ્યો કહે છે કે :

"લ્યો બાપ, પીતા જાઓ દૂધ ! તમે તો લીલુડાં માથાં લઇને આદા'તા !" (તમે તો લીલુડાં માથાં લઇને મરવા આવ્યા'તા.)

પણ પછી ચિતળમાં જે બન્યું તે આપણા રાજકારણમાં બનવું હજી બાકી છે.

ખીજાયેલા કાઠીઓ સૂંથા વાળંદને કહે: "એલા તું શું ફિશિયારી મારછ! તું શું મરવાનો છો!"

સૂંથો કહે: "હા, હા, હું કાઠિયો વાળંદ છું. હું કપાઈ મરીશ."

એમ કહી તરવાર ખેંચી. જુદ્ધમાં ઝિંકાણો. ચિતળની બજારમાં બહાદુરીથી લડયો ને મૂઓ.

## રક્ષણ માગતા રખેવાળો

જ્યારે પ્રજાસમાજવાદી પક્ષ પાતાળે ચંપાવા માંડયો ત્યારે પહેલા ભાગ્યા સમાજવાદનું દૂધ પીનારા શાહ પ્રતાપ. રાણો પ્રતાપ નહિ હો! અને સાથે સત્તાની સોડમાં ભરાણા જશવંત મહેતા ને બ્રહ્મકુમાર ભટ્ટ. એને કોઈ ખાનખાનાન એવું કહેનારો નહિ મળ્યો હોય કે:

**ધર રહસી, રહસી ધરમ્મ, ખપ જાસી ખુરસાણ!**
**અમર! વિશંભર ઉપરે, રાખ નહચ્ચો રાણ.**

પ્રજાને પીડનારા બધા ખપી જશે. રહેશે એક ધરા ને બીજો ધરમ. માટે હે રાણા પ્રતાપના પુત્ર! એક માત્ર જનતા–જનાર્દન ઉપર વિશ્વાસ રાખ!

પણ અહીં તો કોઈ ધારાસભ્ય વડાપ્રધાનનું રક્ષણ માગે છે તો કોઈ વળી વિધાનસભાના અધ્યક્ષનું રક્ષણ માગે છે. પ્રજાના પ્રતિનિધિઓ જ જ્યાં રક્ષણ ખોળી રહ્યા હોય ત્યાં પ્રજાને કોનું રક્ષણ રહ્યું?

## સૌરાષ્ટ્રના ભડવીરો

આ રક્ષણ માગવાની પહેલમાં ફત્તેહ મારનાર સૌથી પહેલા હતા આપણા આરોગ્યનું રક્ષણ કરનારા ફત્તેહસિંહરાવ ગાયકવાડ. વડાપ્રધાનના રક્ષણમાં નહિ ઠર્યા એટલે પાછા ગુજરાતની સત્તાધારી કોંગ્રેસમાં રક્ષણ મેળવી રહ્યા. પણ આ તો બધું ભરૂચના ભૂકંપ જેવું છે. કાટમાળ સાફ કરતા હોય ને અચાનક દીવાલો ત્રાટકે. પછી કોણ કોનું રક્ષણ કરે?

ગુજરાત સરકાર પહેલ વહેલી મુસ્કેલીમાં મુકાઈ ત્યારે એણે સ્વતંત્રપક્ષમાંથી કંઈકના પક્ષ પલટા કરાવ્યા. અને ફત્તેહસિંહરાવે પલટો ખાધો ત્યારે ક્ષત્રિય સભ્યોમાં નિવેદનો કરાવ્યાં. હરિજન અને આદિવાસીઓનો પ્રશ્ન ઊભો થયો ત્યારે એમના આગેવાનો પાસે નિવેદનો કરાવ્યાં. કોમવાદ ને વર્ગવાદમાં ન માનનારી કોંગ્રેસે એમ પહેલું પોત પ્રકાશ્યું. અને હવે સૌરાષ્ટ્રના ધારાસભ્યો પાસે નિવેદનો કરાવ્યાં. આ બધાય ભડભાદર ચિતળમાં કાઠીઓ લીલાંછમ માથાં લઈને આવેલા એમ જ નિવેદનો કરતા હશે ને! ભાવનગરમાં યુનિવર્સિટીનો પ્રશ્ન ઊભો થયેલો ને જૂનાગઢમાં કૃષિ યુનિવર્સિટીનો પ્રશ્ન ઊભો થયેલ ત્યારનાં એ બધાનાં નિવેદનોની શાહી હજી સુકાણી નથી. એમાંથી કેટલા સામી પાટલીએ જઈને બેસવાની ધમકીઓ નહોતા આપતા! અને તેલનો પ્રશ્ન હમણાં ઊભો થતાં તાતા તેલની કડાઈમાં સુધન્વાની જેમ સરકારને તળવા કેટલા તત્પર થઈને નહોતા બેઠા?

## વિક્રમ રાજાએ કાગડો ખાધેલો

અને આવી ચીભડાંની ગાંસડીની સરકાર માટે બાકી રહી જતું હતું તે અમદાવાદના શેઠીઆઓનાં નિવેદનો કરાવ્યાં.

આવાં નિવેદનોની પહેલ પત્રકારત્વના જગતમાં શરમરૂપ એવાં વાણીસ્વાતંત્ર્યના પવિત્ર સાધન એવાં અખબારો દ્વારા એકસાથે એકસરખાં નિવેદનો થયાં ત્યારે સ્વાતંત્ર્યની દેવી શરમથી ભોંમાં ભંડારાઈ ગઈ હશે. આ બધું જોતાં લાગે છે કે વિક્રમ રાજાએ જીવવાના લોભમાં ખરેખર કાગડો ખાધો હશે.

વાણીસ્વાતંત્ર્ય, નાગરિકસ્વાતંત્ર્ય, લોકશાહી, વર્ગવિહીન સમાજ, જ્ઞાતિવાદ રહિત સમાજવાદના એક પછી એક નૈતિક આધારસ્તંભોનો એકસાથે કડૂસલો બોલતો જાય છે.

## સત્તાપરસ્ત શેઠીઆ

ક્ષત્રિયો, હરિજનો, આદિવાસીઓ, ઉદ્યોગપતિઓ અને સૌરાષ્ટ્ર એનું વળતર નહિ માગે? અને બધા ન્યાયના નામે જ પોતાની ઈચ્છાઓનું

દબાણુ સરકાર ઉપર નહિ લાવે? એ બધાં હિતો પરસ્પર વિરોધી નહિ હોય? ગુજરાતની એકવાક્યતા, ગુજરાતની પ્રગતિ અને વિકાસના એ બધા રોધનારા બળો નહિ બને? એમાથી કોણે પોતાના દાવાઓને પડતા મેલ્યા છે? આવી ચીભડાંની ગાંસડીની બનેલી સરકાર માટે નિવેદનો થાય છે કે આવો સ્વચ્છ, તંદુરસ્ત, કલ્યાણકારી, સુદૃઢ, પ્રગતિશીલ ને શાંત રાજકારભાર કદી મળ્યો નહતો અને હવે કદી મળશે નહિ.

અંગ્રેજોને હિંદ છોડી જવાનું ગાંધી જવાહરે કહેલું ત્યારે દેશના ઘણા મોટા મોટા માણસો ને બુદ્ધિજીવીઓ આ જ દલીલ કરતા હતા અને હવે પછીની સરકારો માટે પણ આવા જ નિવેદનો અને આવી જ દલીલો થતી રહેશે. દલીલો ને નિવેદનો એનાં એ રહે છે માત્ર સરકારો બદલતી જાય છે.

શેઠીઆની સહાય, જ્યા સરકાર ત્યાં જાય!

શ્રી મોરારજી દેસાઈ નાયબ વડાપ્રધાન અને નાણા પ્રધાન હતા ત્યારે અમદાવાદના આ જ બધા શેઠીઆઓ નિવેદન કરતા હતા કે ગુજરાતનું સાંભળે એવું કેન્દ્રમા કોઈ નથી એ જ શ્રી મોરારજી દેસાઇએ એમને ઝણકાવી નાખેલા અરે હજી તો અમદાવાદના રમખાણ માટેના ફંડમા શેઠીઆઓ કોઈ કારણે દિલ નહોતા દેતા ત્યારે શ્રી મોરારજી દેસાઈએ કહેલું કે તમે પૈસા નહિ આપો તો સરકારને લેતા આવડે છે એવા અખબારી સમાચારોનો રદિયો નથી શ્રી. મોરારજી દેસાઇ તરફથી અપાયો કે નથી શેઠીઆઓ તરફથી અપાયો ત્યાં બિચારાઓ એવી સરકારના ગુણગાન સાથે સરકારની સલામતી માટે નિવેદનો કરવાની સ્થિતિમાં આવી પડયા છે

સત્તાભૂખ્યો સમાજવાદ

એ કોણ નક્કી કરે કે જે કારણે શ્રી જશવંત મહેતા, બ્રહ્મકુમાર ભટ્ટ અને પ્રતાપ શાહે પક્ષપલટો કર્યો એ જ કારણોસર બીજાઓ પક્ષપલટો નથી કરતા? છેલ્લાં દસ વરસમા કોંગ્રેસમા આંતરિક બળવા થયા એનો કોંગ્રેસે સ્વીકાર ન કરી લીધો હોત તો તે પક્ષપલટામાં જ ન પરિણમત?

બહુમતિના બળે કોંગ્રેસના અધિકૃત ઉમેદવારોને ઉથલાવી દેનારાઓ આજે એવા પડકારા કરે છે કે પક્ષપલટો કરનારાઓ સામે સત્યાગ્રહ કરો, એના ઘર ઘેરી લો, એનો બહિષ્કાર કરો, એને દ્રોહી ઠરાવો. લોકશાહીના રખેવાળોનાં આમ રૂપ છતા થઇ રહ્યા છે.

એથીયે આગળ વધીને આપણી સરકારે જેને સમાજના આર્થિક સમાનતા માટેના ચાવીરૂપ સત્તાસ્થાને મૂક્યા છે ત્યાંથી અવાજ ઊઠી રહ્યો છે, અખબારોને પાને લહેરાઇ રહ્યો છે કે હરિજનો ને આદિવાસીઓ કોંગ્રેસનો દ્રોહ કરીને પક્ષપલટાનું વલણ ચાલુ રાખશે તો એમને આપેલા વિશિષ્ટ અધિકારો પાછા લઈ લેવાનું જનતાએ વિચારવુ પડશે

આપણા ગાંધીવાદી આગેવાનો

આ ગાંધીવાદી આગેવાનો અહીં સુધી પહોંચી ગયા છે. એટલે કે જો તમે અમને ટેકો નહિ આપો તો તમારા અધિકારો ઝૂંટવી લઇશું. દેશના બંધારણની પવિત્રતા નેવે મૂકીને આ રાજાશાહી માનસ પ્રગટ થઈ રહ્યુ છે કે હરિજનો અને આદિવાસી તો અમારા વસવાયા છે રાખ્યા રહે અને કાઢ્યા જાય.

એક પક્ષની રાજસત્તાના બોલે હરિજનો ને આદિવાસીઓના વિશિષ્ટ અધિકારો બંધાયેલા છે? એટલા માટે ગાંધીનગરના કોંગ્રેસ અધિવેશનમા ઠરાવો રૂપે હરિજનો ને આદિવાસીઓના ઉદ્ધારના વચનો ઉચ્ચારાયાં હતાં?

આવા આગેવાનોની બનેલી સરકાર કઇ રીતે સ્વચ્છ છે? કઇ રીતે તંદુરસ્ત છે? કોની એમાં સલામતી છે? હરિજનોની, આદિવાસીઓની, દલિતોની, પીડિતોની, ગરીબોની કે ઉદ્યોગપતિઓની, સત્તાધિકારીઓની, બની બેઠેલા આગેવાનોની કે મુફલિસ મહત્ત્વાકાંક્ષીઓની?

ગુજરાત આજે જે માર્ગે ઘસડાઇ રહ્યું છે તેમા એકમાત્ર શ્રી મોરારજી દેસાઇની મહત્ત્વાકાંક્ષા સિવાય બીજું કયું કારણ હોઈ શકે? મહિનાઓ

પહેલાં આ કોલમોમાં આગમ ભખાયું હતું કે શ્રી. મોરારજી દેસાઇની સત્તાભૂખ અને એમાંથી પેદા થયેલું નિષ્ફળતાનું ઝનુન ગુજરાતને ખાડામાં નાખશે. આજની સરકાર રહે કે જાય, પણ ગુજરાતના ભાવિનો પ્રશ્ન બધી જ પ્રકારનાં દ્વંદ્વ વચ્ચે, સંઘર્ષો વચ્ચે સર્વોપરી બનવો જોઈએ. પક્ષ નહિ, જૂથ નહિ સત્તા નહિ, સ્થાન નહિ પણ ગુજરાતની સ્થિરતા, સુદ્દઢતતા, પ્રગતિ અને વિકાસને અનુલક્ષીને જ ગુજરાતે પોતાનો માર્ગ નક્કી કરવો રહેશે. આ તો બધો સત્તાનો સંઘર્ષ છે. ગુજરાતની સ્થિરતા, સુદઢતા કે સલામતીનો હરગીજ નહિ.

ગુજરાતના નામે પોતાનાં જૂથોની સલામતીના આ બધા ભયભીત પોકારો છે. લોકશાહી સમાજવાદની પ્રાણભૂત નીતિ અને સિદ્ધાંતોના ભરખ ઉપર વિજયી નિવડનાર કોઇ પણ સરકાર પ્રજાનું કયું કલ્યાણ સાધી શકે? આજના વિજય એ વિજય નથી, આજની હાર એ હાર નથી. ક્ષણે ક્ષણે પલટાતા રાજકારણમાં કોણ સ્થિર સુદઢ ને સલામત છે?

લઘુમતિઓના હાથમાં આજે સત્તાની સમતુલા જઇ પડી છે. બહુમતિ લઘુમતિઓને પરવશ પડી છે. કેરળમાં આજે એ સ્થિતિ છે. એકની બહુમતિ સરકાર ત્યાં લઘુમતિ પક્ષોની નચાવી નાચે એવી સ્થિતિમાં છે. એ જ સ્થિતિ બિહારમાં છે. ઉત્તર હિંદમાં તો લઘુમતિ સરકાર જ છે. બંગાળની એ જ સ્થિતિ હતી. હરિયાણા ગવર્નરની ખાસ સત્તાઓને કારણે બચીને બેઠું છે. ઓરિસ્સા પણ ભયભીત છે. અને છેલ્લે પંજાબમાં અકાલી દળનું પ્રધાન મંડળ પોતાની બહુમતિ જનસંઘની લઘુમતિને વશવર્તીને સત્તાસ્થાને આવી શક્યું છે.

કોઇ પણ એક પક્ષની બહુમતિ સરકાર પણ એનાં લઘુમતિ જૂથોને તાબે થઇને જ સત્તાસ્થાન ટકાવી શકે. એમાં પણ કોઇ બીજું લઘુમતિ જૂથ વિફરે તો પાછું પ્રધાન મંડળ ભયમાં આવી પડે. ખુદ ઇંદિરા ગાંધીની કેન્દ્રમાં રહેલી સરકાર પણ લઘુમતિ જૂથોની દયા ઉપર જ નિર્ભર છે. અને ગુજરાતમાં કોંગ્રેસ પક્ષમાં જે લઘુમતિ જૂથો બળવાન નહોતાં તે વારંવાર સરકાર ઉથલી પડવાની સ્થિતિ ઊભી થયે જતાં બળવાન બનવા માંડયાં છે.

હવે ગાંધીનામની, કોંગ્રેસ નામની કોઇ વફાદારી, કોઇ ભાવના એમને સત્તા ઉપર ધાર્યું દબાણ લાવતાં અટકાવી શકે તેમ નથી. એટલે અન્ય રાજ્યોમાં જેમ લઘુમતિ સિંહભાગ માગે છે તેમ ગુજરાતમાં આજે નહિ તો આવતી કાલે માગશે. માત્ર એકાદ બોર્ડ, થોડાં નીચી પાયરીનાં સ્થાનોથી જ એ સંતોષાશે એમ માનવાને કશું કારણ નથી. અને એવાં લઘુમતિ જૂથો પોતાની સંખ્યાના પ્રમાણમાં જ પ્રધાનમંડળમાં સ્થાન માગે એવી સ્થિતિ પણ દેશમાં ક્યાં રહી છે?

એટલે ગુજરાત કોંગ્રેસમાં વર્ષોથી જામી પડેલું એક જૂથ લઘુમતિ જૂથોની વફાદારીને, રોટલાના ટૂકડા જેવા થોડાક સ્વાર્થો ફેંકીને, એમની ભાવનાને પંપાળીને કે ખુશામદ કરીને કાયમ સત્તા ઉપર ટકી નહિ રહી શકે. જિલ્લે જિલ્લે એમણે જ ઊભા કરેલા ભસ્માસૂર એમને ભરખી જશે. અને જે કૂટનીતિ અને પ્રપંચોની લીલા ખેલીને સત્તાસ્થાન ભોગવ્યું છે એ જ બધી લીલા ઘણી ઝડપથી એમને ભરડો લેતી આજ રમણે ચડી છે.

જે લોકો સરકારને પોતાનાં સ્થાન ખોવાના ભયથી સરકારને ટેકો આપી રહ્યા છે તે ભય દૂર કરવાનાં સાધનો એ ટેકેદારો નહિ શોધી રહ્યા હોય એમ માનવાનું પણ કારણ નથી. કારણ કે દેશનું ચિત્ર એમની આંખ સામે પળેપળે દોરાયા જ કરે છે કે દેશની આજની સ્થિતિમાં ગુજરાતની આજની સરકારની સ્થિરતા અને સલામતી કેટલી? એની અવેજીમાં સ્વતંત્ર પક્ષની સરકારનું ચિત્ર જ એમને મૂંઝવે છે. કોઇક વધુ સારું ચિત્ર એમની આંખ સામે હોત તો આજની સરકાર વહેલી આથમી ગઈ હોત. આજે તો સંસ્થા કોંગ્રેસના સંસદ્ સભ્યો પણ એના અધ્યક્ષ શ્રી. મોરારજી દેસાઇની શિસ્તમાં નથી રહેતા ત્યાં ગુજરાતમાં એમની શિસ્ત ક્યાં સુધી જળવાશે?

# મુલાયમ દિલનો અમીર આલેખક દ શ્રી પુંજાવાળાં

જયમલ્લ પરમાર



કલા અને કવિતાનું લક્ષણ સુકુમારતા છે પણ એ તો ઊર્મિનાં અંગ થયાં આજે તો કલાકાર અને કવિના અંગનાં લક્ષણ સુકુમાર થતાં ચાલ્યાં છે તે એટલેસુધી કે કોઈ સુકુમાર શરીર, કાંઈક છટા ને કાંઈક લફડ ફફડ નિહાળાય તો હરકોઈ કહી ઊઠે કે ભાઈ કવિ કે કલાકાર લાગે છે પછી એમની કલા ને કવિતામાં રસ ગંધ હોય કે ન હોય

ત્યારે કાઠી અને કવિ અને એ બેયનો મેળ ઝટ દઈને ન મળે જોકે કાઠીકુળ અને કલા એવાં એકાકાર થઈ ગયા છે કે ગૃહજીવન, પશુજીવન, યુદ્ધ અને બહાવટામાં પણ એમની જીવનકલા પૂર્ણરૂપે વિકસિત છે કલા હોય ત્યાં કવિતા હોય જ પણ વીતી રહેલા યુગ સુધી એમની કવિતા જીવન–કલારૂપે જ વિકસી હતી, આજે યુગ એ કલાની કવિતા માગી રહ્યો છે.

આપણા યુવાન દ શ્રી પુંજાવાળા કાઠીકુળના નબીરા છે. એમનું દિલ કવિતા કે કલાથી જ નહિ પણ માનવતાની સુકુમારતાથી મહોરી રહ્યું છે, પણ આધુનિક કવિ કે કલાકાર સાથે એ ભારે વિત્તવાદ રચે છે. કાઠી ભકત હોય, સંત હોય, બહારવટીઓ હોય, જોદ્ધો હોય, રાજનિપુણ હોય પણ કવિ હોઇ શકે ? વળી દિલ મુલાયમ પણ દેહની પડછંદ પાતળી લાંબી કાઠી શેલરા જેવું ઝુના શરીર એમને નીરખીને બીજું ઘણું ઘણું કહી શકાય પણ જોતાં વેંત કવિ તો કોઈક જ કહે. દ શ્રી પુંજાવાળા ભૂમિજાત સાહિત્યના આલેખક છે આ ભૂમિના આત્મિક જ્ઞાન સંસ્કારની પાર્શ્વભૂ ઉપર એમના આલેખનનાં મંડાણ થયાં છે

જેવી એમના જીવનમાં કુમાશ છે એવી જ એમનાં પાત્રાલેખનમાં માનવલીલાની હરિયાળીની મુલાયમ માવજત રહેલી છે એના એક એક શબ્દ, એક એક વાકય વિધ વિધ ધ્વનિ ધારણ કરીને માનવતાના મહોરે ઝકોળી રહે છે.

ત્રણ ગામના તાલુકદાર સાણથળીના દ શ્રી એભલવાળાને ત્યાં આજથી ચાળીસેક વર્ષ પહેલાં એમનો જન્મ થયેલો મોઢામાં સોનાનો ચમચો લઈને જન્મેલા પાછા કુટુંબની માન્યતા મુજબ વરદાયી યુવરાજ એટલે અતિલાડકોડમાં ઊછરેલા, માતાની ગોદમાંથી જ ભાગવત, રામાયણ અને ગીતાના સંસ્કાર સીંચાયા દસેક વરસની ઉંમર સુધી તો પ્રેમવશ પિતાએ અભ્યાસ માટે કયાંય ન જવા દીધા

ઓગણીસમે વર્ષે લગ્ન થઇ ગયાં અભિજાત સંસ્કારાનું સીંચન, પણ શૈક્ષણિક વિકાસમાં તો અંગ્રેજી વાંચતાં ને બોલતાં આવડે એટલું જ પણ ૧૯ વર્ષની ઉંમર થતાં થતાં તો ધાર્મિક ગ્રંથોના પઠન પાઠન ઉપરાંત ચારણી અને લોકસાહિત્યના ભરપેટે સંસ્કાર સિંચાયા વાર્તાના તો એવા શોખીન કે સનાળીના સ્વ કરણીદાનજી એમના વાર્તા–ગુરૂ બનેલા.

૧૯ મા વર્ષે દિલ્હી જવાનું થયું ત્યાં કેટલાક અંગ્રેજી બોલતા મહાનુભાવોના સંપર્કમાં આવતાં પોતાના એકેડેમીક જ્ઞાન માટે ભારે લાગી

આવ્યું. ૧૯ મે વર્ષે રાજકોટની રાજકુમાર કોલેજમાં મેટ્રીક માટે દાખલ થયા. વિદ્યાર્થી તરીકે એટલા વિનમ્ર કે સૌના પ્રીતિપાત્ર બન્યા. એસ. એસ. સી. પાસ કરી ધર્મેન્દ્રસિંહજી કોલેજમાં દાખલ થયા. અને દર્શનશાસ્ત્રના વિષય સાથે એમ. એ. પાસ થયા.

પણ દર્શનશાસ્ત્રનો વિષય લેતાં લેતાં તો જીવનની આખી દષ્ટિ બદલી ગઈ. એકવાર માર્કસ્‌વાદના નિરિશ્વરવાદ સુધી પહોંચી ગયેલા તે રામકૃષ્ણ પરમહંસની વેદાંત ફીલસુફીથી કંકર પત્થર ઠીકરીમાં ઈશ્વરનાં દર્શન કરતા થઈ ગયા. ગુજરાતી, મરાઠી અને બંગાળી નવલ સાહિત્યનો અભ્યાસ કરતાં કરતાં દિલ વાલ્મિકી રામાયણ ઉપર જઈ ઠર્યું અને રામાયણ જ એમને સર્વોત્તમ નવલકથા જણાઈ. આજે પણ એમના જીવનમાં સૌથી વધુ પ્રભાવ રામાયણનો છે.

સાહિત્ય કે વિચારના ક્ષેત્રે જરા જેટલું કાઠું કાઢી જતાં કેટલાક માણસો ગુણગ્રાહક બનવાને બદલે ગુણચોર બનતા જાય છે. ત્યારે દ. શ્રી. પુંજાવાળા તો પોતાના સંસ્કાર ગુરૂઓની જે ઋણભરી–સ્નેહભરી નામાવલિ આપે છે તે ગુરૂ દત્તાત્રય કરતાં ય ગણતરીમાં વધી જાય છે. એક એકનું સ્મરણ પૂરા સદ્‌ભાવ ને ગુરૂભાવથી કરે છે. એવું છે એમનું સંસ્કાર દાક્ષિણ્ય.

એમણે ગણાવેલાં થોડાં જ નામો યાદ છે. પહેલા તો એમના પિતા એ જ એમના ગુરૂ, બાળવયમાં ગિરધર રામાયણમાં ગરધર મહારાજ, ગીતા અને અન્ય ધર્મગ્રંથોમાં પૂરીબાઈ બ્રાહ્મણ, વાર્તામાં કવિ કરણીદાન, ચારણી સાહિત્યમાં સ્વ. કરણીદાનના વડિલ બંધુઓ કવિ કાનજીભાઈ અને કવિ મેકરણભાઈ. વિશેષ સાહિત્યમાં કવિશ્રી શંકરદાનજી, શ્રી. મેરૂભા ગઢવી, શ્રી. હમીરદાન મોતીસર, કવિશ્રી જસરાજજી વગેરે–

રાજકુમાર કોલેજના શ્રી. કુલકર્ણી સાહેબ, ધર્મેન્દ્રસિંહજી કોલેજના શ્રી. ઉપેન્દ્ર પંડયા, દર્શનશાસ્ત્રમાં શ્રી. પુ. ડી. ભટ્ટ, સંસ્કાર સીંચનમાં ડૉ. જયાચંદ કુંભાણી અને ડૉ. જયાનંદ કુંભાણી વગેરે વગેરે વગેરે.

એમનું જીવન એ મધુસંચય છે. નાની એવી પણ રિયાસતના પાટવીપદે ને પછી તાલુકદાર બન્યા. દારૂને પરમાટીનો ચોતરફ બોછાર બોલે. પણ એ રેલમછેલથી સદા અળગા અને અસ્પર્શ્ય રહ્યા છે. અને જે મધુસંચય સંસ્કાર જીવનમાં અને આર્થિક જીવનમાં થતો રહ્યો છે તેમાંથી સત્યથે રેલાતો રહ્યો છે. એક નથી વિસરતા તેઓ એમના નાનેરા ભાઈ શ્રી. અમરાવાળાને. જેમણે સમસ્ત વ્યવહારબોજ ઉપાડી લઈને શ્રી. પુંજાવાળાને અભ્યાસ જીવનથી જ આલંબનો અને આળપંપાળોથી મોકળાશ આપી છે.

એથીકરી એમનું જીવન શાંત અને સંઘર્ષવિહોણું રહી અભ્યાસ, સાહિત્ય અને લોકસાહિત્ય તરફ સદા ગતિશીલ રહ્યું છે. એના ભાગરૂપે જ રાજકોટ આકાશવાણી ઉપરથી એમની વાર્તાઓ અને દુહા વગેરેના કાર્યક્રમો અપાવા ચાલુ છે, અને 'ઊર્મિ-નવરચના' તથા અન્ય સામયિકોમાં વાર્તા લેખન પણ.

એમની વાર્તાઓ એક મધુર કવિતાસમી હોય છે. એમાં જેમ ઉચ્ચ તોખમનાં અરમાનો છે તેમ જીવનની મુગ્ધતા પણ છે. એમનાં પાત્રોની ઊર્મિઓ કૌમુદી સમી રેલાઈ રહે છે. જીવનને બહુવિધ મર્મો વડે તે સ્પર્શે છે. વિસંગત લાગતી, સહજ લાગતી રોજબરોજની સંકુલ ઘટનાઓને એ સ્પર્શે છે ને માનવ લાગણીઓની ફૂલગૂંથણી કરી મધુર છંદાવલિ સમી લહેરાય છે, લોકબોલીમાં લહેરાતી આ મીઠાશ સોહામણી નમણાઈ ધારણ કરે છે.

વાણીના આ વિનયમૂર્તિ ને સંસ્કાર શીલ સાહિત્યલક્ષી યુવાન દ. શ્રી પુંજાવાળા સોરઠી કલા-સાહિત્ય સંપત્તિનું નિત્ય નવરસવર્ષું ઊર્મિ–ગાન છે.

રાજવીઓનાં યશોગાન, મુત્સદ્દીઓની પ્રપંચલીલા, પ્રણય–વિરહના પ્રમત્ત ભાવો અને દૈવીતત્ત્વોની અદ્‌ભુત રસની જૂનવટની વાતોનું સ્થાન લોકસાહિત્યમાં આજે સમાજ જીવનનાં વર્તમાન વહેણો લેતાં જાય છે. દ. શ્રી. પુંજાવાળાએ જૂની વાણીના સામર્થ્ય ઉપર નવી રચનાઓ આપનારા માંહેના એક છે. લોકસાહિત્યના નવોદિત વાર્તાકારો ને કવિઓએ નવયુગની ઉપાસનાના કેડે કદમ ઉઠાવ્યાં છે,

સૌંદર્ય પ્રગટાવનારાં બળો જૂનીવાણીમાં વિશેષ રહેલાં છે. કારણ કે એ વાણી માનવજન્ય હતી. નરી

ઊર્મિલતા અને વિફળ કલ્પનાનો વિલાસ એમાં નહોતો જીવનની નિર્ભત્સના કરતાં તુચ્છકારનાં તત્ત્વો એમાં ન હતાં લોકસાહિત્ય એ તો સકળ વ્યવસાયોનો આસ્વાદ છે આધુનિક સાહિત્યનો ફલક સંકુચ છે જીવનનાં વિવિધ ક્ષેત્રોનો અનુભવ એને ઓછો છે એથી જ તો ઉચ્ચ ગણાતી આધુનિક વાર્તાઓ પાશ્ચાત્ય વાર્તા સાહિત્યની અનુકૃતિ જેવી જ હોય છે જીવનની સપાટી ઉપર વિલસતાં બૌદ્ધિક વિષયોનાં એ વિશ્લેષણ જેવી હોય છે એમાં અનુભવનો અર્ક નથી હોતો

ત્યાર લોકસાહિત્યના નવોદિત કલાકારામાં ભારોભાર નિજત્વ રહેલું છે એમાં સ્વાધીન નિર્માણ છે પ્રકૃતિના સૌંદર્યનું પોતીકું શિલ્પ વિધાન રહેલું છે એક સામાજિક રસદષ્ટિ રહેલી છે

માત્ર વિવેચનથી જ યોગ્યતાનો નિર્ણય કરવાનો હોય તો પણ કશા જ ખમચાટ વગર કહી શકાય કે લોકસાહિત્યમાં સ્વાયત્તતા છે, લાપરવાહી છે, સચ્ચાઈભરી ઉત્સુકતા છે એટલે જ તે હૃદયની ઉચ્ચ લાગણીઓને સહજભાવે સ્પર્શે છે લોકસાહિત્યને પ્રગટાવનાર જૂનો પ્રાણ હજી મરી પરવાર્યો નથી પ્રશ્ન એ જૂની નસોમાં નવું લોહી ભરવાનો છે લોકસાહિત્યના નવોદીત કલાકારો–વાર્તાકારો પ્રગતિની વિકાસનાં નવાં તત્ત્વો સમજપૂર્વક અપનાવતા થયા છે આવતી કાલ એની વધુ ઉજ્જવળ છે

*

પૃષ્ઠ ૮ થી ચાલુ ]

એ જ મારા સર્વસ્વ થઈ રહ્યા હતા

સાડત્રીસ વર્ષની ઉંમરે ફરી પેટનો વિચિત્ર રોગ થયો પેટમાં લીવરનો પાક થયો હશે તે પાછળથી નિદાન થયું. બીમારી જીવલેણ નીકળી, પરંતુ મારો નહિ, મારા પિતાનો જીવ મારી બીમારીએ લઈ લીધો તેમ હું બેધડક આ વૈજ્ઞાનિક યુગમાં કહી શકું છું

જ્યારે મારા મુખમાં ગંગાજળ મૂકવામાં આવ્યું, જ્યારે મેં મારી છેલ્લી ઘડીએ ગીતાજી સાંભળવા કહ્યું ને હું સાંભળતો બંધ થયો ત્યારે મારા પિતાશ્રીએ તેમના કૂણા માખણ હાથની ઠંડી હથેળી મારા દુખતા પેટ ઉપર ફેરવી આશીષ વર્ષાથી એકધારી તેમના હાથમાં ફરતી માળા મારા પેટ ઉપર મૂકી સ્તબ્ધ થઈ ગયા અને મારી પીડા ગઈ ફરી કદી પેટમાં દુખાવો થયો જ નહી

બીજે જ દિવસે નિદાન થયું કે પેટમાં પરુ છે છેકો મુકાવ્યો ઢગલો મોઢે પરુ નીકળ્યું આઠ મહિના સુધી

મારી તબિયત સારી થતી ચાલી કે તરતજ મારા પિતાશ્રીને એ જ પગથિયાં ઉપરથી પગ લપસી જતાં ફ્રેક્ચર થયું, અને હાથ જોડી ઈશ્વર સમક્ષ માગણી કરી 'મારે હવે આ દુનિયામાં વધુ વખત જીવવું જ નથી, આ દાદાને સારું થાય એટલે બસ'

પોતે આમારા વતનના ગામ સાણથળી પધાર્યા દવા કરાવવાની ચોકખી ના પાડી હું પણ હોસ્પીટલમાંથી ઘરે આવ્યો મારા પિતાશ્રીના પગે ઘણું સારું હતું મેં કહ્યું કે "આપને પણ આરામ થઈ જશે"

એ એની ઊંઢયા 'દાદા! મારે જીવવાની કોઈ આશા નથી સારું થવાનું જ નથી બસ તને સારૂ થયું એ ઘણું જ છે"

અમે બાપ દીકરો પંદર દિવસ સાથે રહ્યા, મારા પિતાશ્રીને બે દિવસ માટે સખત શરદી થઈ અને 'રામ રામ રામ" કરતા તેમણે દેહ છોડી દીધો'

મારા યુવાન મિત્ર દ શ્રી પુંજાવાળાનું આત્મકથન હૃદયમાં પડેલી અંતરંગ લાગણીઓને સ્પર્શી જાય છે તદ્દન સાદા જણાતા પ્રસંગો કેટલા મહાન હોય છે? પ્રાથમિક વસ્તુઓ જ પાયાની હોય છે, એના ઉપરનાં ચણતર તો જીવનને ઘણીવાર પીંખામાં દોરી જાય છે જો કે માન્યતાનું દદ તો ત્યાં પણ રહ્યું જ,

'ઊર્મિનવરચના' એ માત્ર લોકસાહિત્યના સંશોધનનું માસિક નથી, તેમ મનોરંજન માટેની લોકવાર્તાઓનું પણ નથી પણ જે સાહિત્ય અને વાર્તાઓ પાછળ ઉમદા જીવનને ધારણ કરનારા સંસ્કારો પડ્યા છે તે સંસ્કારો દ્વારા નવજાગૃતિ લાવવા મથનારૂં માસિક છે. એટલે જ અહીં ઉર્મિનવરચનાઓમાં વાર્તા દ્વારા લીલછમ જીવન પીરસનારા દ શ્રી પુંજાવાળાના સંસ્કાર વારસાનો સ્પર્શ આપ્યો છે એમનો આછો પરિચય અન્ય પાનામાં આપ્યો છે.

# મરદની જનેતા

બાપલભાઇ ગઢવી

ડીમ ! ડીમ ! ડીમ ! મરફો વાગી રહ્યો છે. ઘરાં ઘરાં ઘરાં નગારાને માથે ચોબ પડતી આવે છે, શેવડીવદર, શેવડીવદર, શેવડીવદર યુદ્ધનો બોલ સંભળાઈ રહ્યો છે. એમ સોરઠની ધરતીમાં જીતના ડંકા દઈ ગિરનારને પ્રદક્ષિણા કરી ભૂખ્યા અજગરની જેમ ફુંફાડા મારતી વીજા ખસીઆની ફોજ બગસરા નજીક ધીમી ગતીએ વહી આવે છે.

બગસરામાં દરબાર સામતવાળાનો ખાસદાર ઘોડી ધમારી ને ડેલીમાં દાખલ થયો. ઘોડીનાં અંગ ઉપર દરબારે મેલના ડાઘ ભાળ્યા. માણસ પાસેથી ઘોડી લઈ દરબાર સામતવાળો ઝબ્બ દઈ અસવાર થઈ આવ્યા નદીએ. ઘોડીએથી ઊતરી કપડાં ઊતાર્યાં. કાછડી કરી કડેક સમાં પાણીમાં ઘોડીને માંડયા ધમારવા. ઘોડી થર્ય થાતી નથી. ડાબલા પછાડે છે. ફરડકા બોલાવે છે અને દરબાર સામતવાળા હાકલા કરી કરીને ઘોડીને સાંસતી પાડે છે. કાથાનો હાથલો લઈ ચોળી ચોળીને ધમારી રહ્યા છે.

એવામાં વીજા ખસીઆની ફોજના ચાર ઘોડેસ્વારો નદીમાં ઊતર્યા. એકની નજર પડી સામતવાળાનાં કપડાં ઉપર. ચોરણામાં નાડી છે, નાડીનાં પણોંસીઆમાં સાચાં મોતી સૂરજની સામે ઝળાં હળાં ઝળાં હળાં થાય છે. કોળી કૂદકો મારી હેઠો ઊતર્યો. ચોરણો ઉપાડયો અને નાડી ખેંચી ત્યાં દરબાર સામત વાળાની નજર ગઇ. ઘોડીને મેલી દીધી. હાકલો કરીને બહાર નીકળ્યા.

રકઝક થઈ. મદઘેલા કોળીઓએ નહી જેવી બાબતમાં દરબાર સામતવાળાને રેંધી નાખ્યા. ત્યાં ફોજનો મોવડી આવ્યો. સામતવાળાને ઓળખ્યા. માણસોને ઠપકો દીધો અને "હવે ઝટ ભાગો ! આ ઘડીએ કાઠીઓનાં ઘોડાં છૂટશે અને ગજબ થાશે. અને મિતીઆળાને માથે ઊપડતે પગે વીજા ખસીઆની ફોજ હાલી નીકળી.

બગસરામાં બોકાસો બોલ્યો, હાહાકાર થઈ ગયો. કાઠીઓ કુંડાળે પડયા. "કે ઓલ્યા ડર્ડકાં બાપુ સામતવાળાને મારીને જાય ?'

કાઠીઆવાડમાં હાહાકાર થઈ ગયો. બાપુ સામતવાળા જેવાનું ઢીમ ઢાળી દીધું. દરબાર સામતવાળાના કારજ ઉપર સાડા ત્રણસોક ઢોલણીઓ ઢળાણી છે. એમાં ખાચર, ખુમાણ, અને વાળા દરબારો ગોઠણ નીચે તરવારો દાબી ઢાલુંના ટેકા દઈને બેઠા છે. પંદરસો જેટલા બીજા મહેમાનો નીચે જાજમ ઉપર બેઠા છે. ટંકે સવા શેર અફીણનો કસુંબો થાય છે અને શોકાતુર વાતાવરણ છવાઈ ગયું છે. કયારેક કયારેક વૈરાગની વાતું નીકળે છે. કે– "એક દી સૌને મરી જાવું છે, અને મોટા રાવણ જેવાનેય કાળે છોડયા નથી.

વીશભૂજા હતી વકર, (જેનો) દશ માથાળો દેહ;
અંતગત રાવણ એહ (એને) મેલ્યો ન કાળે માનડા

એવામાં ચણપણ ચણપણ વાત થઈ કે દરબાર સામતવાળાને ઘરેથી આઈ માકબાઈ મોં નથી ઢાંકતાં. "હેં ? નથી ઢાંકતાં ?" દાયરામાં કોઈકે અચંબાથી પ્રશ્ન કર્યો.

"વગર વાંકે સામતવાળા જેવા અડાભીડ કાઠીનું કાસળ કાઢી નાખીને વીજો ખસીઓ મિતીઆળાને માથે ખોંખારા ખાય છે અને કાઠીઓ કરકલિયો માછલાં ગળે એમ સાતવાનાનું સુખડું અને જલેબી ગળી રહ્યા છે. એમાં મોં કેમ ઢાંકે ?" એમ એક વયોવૃદ્ધ આપાએ દાયરાને ટકોર કરી.

દાયરામાં છાંઇ ઢળી ગઈ. જાણે કોઈના મોઢામાં જીભ જ નથી. મધરાતે ભાદરવા મહીનાનાં દેડકાં લવતાં હોય એમ હોકા જ બોલી રહ્યા છે.

કુંડલા સામત ખુમાણથી ન રહેવાણું. ઊભા થઈને કીધું કે "ગઢમાં કેવરાવો કે આજથી એક મહીને હું બાપુ સામતવાળાના મારતલને મારીશ."

પછી જ કાઠીઆણીએ મોં ઢાંકયું.

કારજ પછી મહેમાન દાયરો વીખાણો. વીજા ખસીઆને ખબર પડી કે "સામત ખુમાણે મને મારવાનું પણ લીધું છે. પણ "સામત ખુમાણને ખબર નથી કે કોણ કોને મારશે!" એમ કહી વીજો ખસીઓ ક્રોધે ભરાણો.

એ વખતે વીજા ખસીઆની ચારે બાજુ હાક ધાક વાગતી. જૂનાગઢ, જામનગર, ભાવનગર કે ગાયકવાડ જેવાથી વીજા સામે આંગળી ચીંધાતી નહીં, એવો વીજાનો કડપ હતો

કંથડા હળવો બોલ્ય, સાચે ય વીજો સાંભળે;
ખસીઓ પાડે ખોલ્ય, પાગેથી માથા લગે.

સામત ખુમાણને પણ લેતાં તો લેવાણું જોઈએ તેવો સાથ મળ્યો નહીં, પણ પછી થાય શું? થૂંક્યું થોડું જ ગળાય છે! મિતીઆળાને માથે ચડવાના મનસુબા ઘડે છે એમાં વીજે સામેથી કહેવરાવ્યું કે "આજથી આઠમે દી આવું છું સામત ખુમાણને રંવું હોય એમ રહે. બાઈ માણસ તાવડીમાં રોટલો ફેરવે એમ કુંડલાને ન ફેરવી નાખું તો હું વીજો ખસીઓ નહી."

મીંદડાનો સંચળ સાંભળીને કુકડા અકળાય એમ કુંડલાનું મહાજન અકળાણું વસ્તી વિચારમાં પડી. કે હવે શું થાશે! સામત ખુમાણે તૈયારી કરવા માંડી હુકમ કર્યો કે ઘરદીઠ પાંચ ધાસી કાંટા સૌએ લાવવાના છે અને ગામ ફરતી ગઢ જેવી વાડય કરો. ખેડુતો ને ઊભડ હલકયાં કોદાળિયું ની ઝપટ બોલી કાંટાની ધાસિયું આવવા મંડી ગામ ફરતી ધાસિયો ગોઠવાય છે. ખેડૂત, ઊભડ, વેપારી, ઘાંચી, મોચી, સઈ સૂતાર, બ્રાહ્મણથી ભંગી સુધી સૌ કામે લાગી ગયા છે પસાયતા માથે ઊભા રહીને વાડય કરાવે છે

એમાં દરબાર સામત ખુમાણ ગામ ફરતા આંટો દેવા નીકળ્યા જોતાંજોતાં આથમણે ઝાંપે આવ્યા ત્યાં એક નાંગળે ખાનું ભાળ્યું બોલ્યો કે 'અહીં આ કેમ કાંટા નાખ્યા નથી?'

પસાયતે ઉત્તર વાળ્યો કે "ફૂઈ રાણબાઈ ગંગા નાખવાની ના પાડે છે"

રાણબાઈ એટલે ખુમાણની દીકરી આડા કાંમીમાં આપેલ, જેનો ધણી એકવીસ વરસ પહેલાં ધીંગાણામાં કામ આવી ગયેલ બે દીકરા એકની ઉંમર બાવીશ વરસની અને મોટાની ઉંમર છવીસ વરસની. મોટો દીકરો બહારગામ ગયેલ નાનાની આંખ્યું દુ:ખે ખારીલી સિંહણ હોય તેવી આધેડ ફૂઈ રાણબાઈ ફળિયામાં વાસીદું કરે છે તેમાં સામત ખુમાણ આવ્યા ને 'નારાણ' કર્યા રાણબાઈએ વાસીદું પડતું મૂકી આવકાર આપ્યો.

"બાપ! ઘણે દિવસે સંભાળ લીધી?"

'હા ફૂઈ આવવું જ જોઈએ ને!'

એમ સામત ખુમાણ ઢોલણીએ બેસતાં જવાબ આપ્યો ને કીધું કે

"વીજા ખસીઆ જેવો દુશ્મન આવે છે, આખા ગામે મળીને ગઢ જેવી વાડય કરી છે એક આ નાંગળું ખાલી છે તો બે ધાસી કાંટા નખાવી દયો"

"રામભાઈ ઘરે નથી નનકુની આંખ્યું દુ:ખે છે બાપ! કાંટા લેવા કોણ જાય?" એમ ફૂઈ રાણબાઈ હસતાં હસતા બોલ્યાં.

સામત ખુમાણ કહે ફૂઈ, કાંટા અમે નખાવી દઈએ!"

"ના બાપ! અમારે કાંટા નથી વેરવા સાચી વાડય તો માણસની કાંટાની વાડય શું કામની?" ફૂઈ રાણબાઈએ જવાબ આપ્યો.

સામત ખુમાણ કહે 'ફૂઈ, તમે સમજતા નથી"

"બાપ! હું બધુંય સમજું છું જો અમારે નાંગળેથી વીજો ખસીઓ આવે અને ગામ લૂંટે તો સવારે મારા બે દીકરા અને મને ભોંમાં ભંડારી દેજ્યો મારે અહીં કાંટા નથી વેરવા પેલો વિચાર ન કરીએ ને મોઢે ઉપાડે પણ લઈને બેઠો છો અને હવે ગાઢ રહેતા નથી!' કાંઈક જૂની વરાળ કાઢતાં હોય તેમ ખીજાઈને ફૂઈ રાણબાઈ બોલ્યાં

સામત ખુમાણ રીસ કરીને ઊભા થઈ ગયા બરાબર મા'રાજ મેર બેઠા દીવે વાટ્યું ચડિયું એવે ટાણે મિતીઆળાને માથે જુનાવળ ભેગી થઈ હોય એમ મશાલું દેખાણી

કુંડલા આખું ગામ બહાર નીકળી ગયું છે



*

મિતીઆળા માથે મીટ માંડી સૌ બેઠા છે. 'હમણાં વીજાની ફોજ આવશે, ગામને ધમરોળી નાખશે. એ વખતે સામત ખુમાણની ફોજમાં નવેયરસ પરવારી ગયા. આખુંય ગામ ટગર ટગર જોઈ રહ્યું છે કે "એ આવ્યો !" "એ...આવ્યો !"

ફૂઈ રાણબાઈ ઘડીક ઘરમાંથી બહાર નીકળી હજીય 'મોટાભાઈ ન આવ્યો ! કેમ નહીં આવ્યો હોય ?' એમ બોલીને ડુંગરા જેવો નિસાસો નાખ્યો. નનકુ આંખ્યમાં ભરણ ભરી એના ઓરડામાં સૂતો છે, અને કહે છે કેઃ "માડી, ભાઈનું શું કામ છે ?

"અરે બાપ ! વીજા ખસીઆની ફોજ કુંડલાને હતું ન હતું કરી નાખશે. મારાથી વધુકું બોલાઈ ગયું છે, અને વીજો કુંડલા ભાંગશે પછી હું સવારે મોઢું શું દેખાડીશ ? મોટો ભાઈ આવ્યો હોત તો કાંઈક આડા ઘા ઝીલત." ફૂઈ રાણબાઈ વિચાર કરતાં કરતાં બોલ્યાં.

તરત જ બોડયમાંથી આળસ મરડી સાવઝ બહાર નીકળે એમ ઊભો થઈ નનકુ ઓરડામાંથી બહાર આવ્યો. મોઢું ધોઈ કપડાં પહેર્યાં. ભેટય બાંધી. પાઘડી સરખી કરી બોકાનું વાળ્યું. પીઠ ઉપર ઢાલ પડી. ભેટયમાં જમૈયો નાખ્યો. નનકુની આ તૈયારી જોઈ રાણબાઈએ પટારો ઊઘાડયો. બાત્રીશ વરસથી ભૂખી તરસી પડેલી પોતાના પતિની તલવાર લઈ નનકુના હાથમાં આપી. રસોડામાંથી ગોરસનો પેડો લીધો. ગોરસની ત્રાંસળી ભરીને કીધું કેઃ "લે બાપ ! શુકન કર્ય."

એમ કહેવાય છે કે ગોરસ ઝાળાવાળા જેવુ હોય તો હાર થાય. મોળું હોય તો નુકશાન ન થાય. સહેજ ખટુંખરૂં હોય તો જરૂર ખાટીને જ આવે એવી માન્યતા છે.

પતાસા જેવું ગોરસ આંગળીએ હલાવી નનકુ પી ગયો. ઘોડી છોડી અસવાર થયો. જાંગ નીચે તલવાર દબવી. હાલતી વખતે પૂછયું કેઃ "માડી, વીજાનાં એંધાણ શું ?"

માએ ઓળખાણ આપી કે "માથે સોનેરી મેકર, હેમને ફૂબે ઢાલ, સોનેરી મૂઠયે તલવાર, પડછંદ દેહ, ઊંટ જેવો ઘોડો હોય ઈ વીજો ખસીઓ."

જન્મભૂમિને નમસ્કાર કરી ભાથામાંથી તીર છૂટે એમ નનકુની ઘોડી છૂટી. કોઈ ન જાણે તેમ મિતીઆળાના માર્ગે ખસીઆની ફોજ એક ઢોળ ચડે, એક ઊતરે. ઘડીક મશાલું દેખાય, ઘડીક દેખાતી બંધ થાય, એમ પહાડી રસ્તો કાપતા કુંડલા ઉપર વહ્યા આવે છે. દારૂ વકેંચાતો આવે છે. કેફમાં ગાંડાતુર બન્યા છે. વીજાને દારૂમાં પૂરૂં ભાન રહ્યું નથી.

રસ્તામાં એક નેરડામાં કંટાળાની ઓથે નનકુની ઘોડી ઊભી રહી ગઈ. પડખે ઊંડા મારગમાં ફોજ વહી આવે છે. સાંકડા રસ્તાને લઈ બે ઘોડાથી વધારે હાલી શકાય તેમ નથી, અડધી ફોજ પસાર થઈ ગઈ બરાબર મધ્ય ભાગે વીજાનો ઘોડો મશાલના અજવાળે દેખાણો.

મોકો જોઈ નનકુ પડખે ચડી ગયો. ફોજના માણસોને દારૂના કેફમાં કોઈ ભાન રહ્યું નથી, તક જોઈ વીજાની જાંગ ઉપર તરવારનો ટોચો કર્યો. વીજો લથડયો. ત્યાં માથેથી મોળિયું અને હનામાંથી તલવાર નનકુએ ખેંચી લીધાં. અને ઘોડી ફટ દઈને તારવી લીધી.

વીજાનું પગરખું લોહીથી ભરાઈ રહ્યું. ઘા ઠર્યો, બળતરા ઊપડી ત્યારે બોલ્યો કે : "મને કાંઈક ઊઝરડો થયો હોય તેમ લાગે છે, માળું પીડા બહુ થાય છે."

ત્યાં તો મશાલુંવાળા ઘોડી પાસે આવ્યા. અને જુએ ત્યાં જાંગ વેતરાઈ ગઈ છે. રેંટો ફાડીને પાટો બાંધ્યો પણ પીડા અનહદ ઊપડી, દારૂનો કેફ ઊડી ગયો. સરખા તળિયામાં આવીને અસવારો ભેળા થઈ સૌ વિચારે ચડયા. "આ બન્યું શું ? કેમ કરતાં વાગ્યું ? કેમ વાગ્યું ? મોળિયું કયાં પડી ગયું ? એલા તરવાર નથી ?"

એમ વિચારને વંટોળે ચડયા. વીજો ખસીઓ કહે છે કે "ભારે કરી, આ પીડા બહુ થાય છે."

ત્યારે વીજાના ભાણેજે કહ્યું કેઃ "આજે શુકન વાડયે કરીએ."

એ વાત સૌને ગમી. પરિયાણ કરીને સૌ પાછા ફર્યા. નનકુની ઘોડી તો કોઈ ન ભાળે એમ આવીને ઠાણમાં બંધાઈ ગઈ. માએ તરવારને મોળિયું પટારામાં મૂકયાં ને સુખેથી સૂતાં.

સામત ખુમાણની ફોજના માણસોને આશ્ચર્ય થયુ કે કુડલા ભણી આવતી મશાલુ મિતીઆળા તરફ કાં પાછી જાય? આનુ કારણ શુ? વીજો ખસીઓ પાછો ફરી ગયો કે આપણુ મગજ ફરી ગયુ છે એની ખાતરી કરવા પાચ ઘોડેસ્વારો છૂટયા આવ્યા મિતીઆળા નજીક ઓધારે ઊભા રહી વાતો સાંભળે છે કે 'માળુ' કો'ક તરવારનો ઘા કરી ગયુ ઘા તો કરી ગયુ પણ વીજા આતાની તરવારને મોળિયુ પણ ઊપાડી ગયુ હશે કે શુ?"

બીજો કહે "ભાઈ, આતાનો રોટલો, આવ્યો મોળિયુ લઈ ગયો તેમજ માથુ લઈ ગયો હોત તો શુ કરત?'

ત્રીજો કહે "રાખો! રાખો! ઈ તો સાકડય મા કો'કની તલવારની પીછી અડી ગઈ હશે તરવાર ને મોળિયુ દારૂના કેફમાં કયાક પાડયા હશે કોના બાપનું ગજુ છે કે હજારુ માણસની વચ્ચે કોઈ ચાળો કરી જાય?"

આ વાતને સામત ખુમાણનો સરદાર જળુ અટકનો કાગી પી ગયો. ઘોડા પાછા વાળ્યા પાંચેયે પરિયાણ કર્યા. ઘાટ ઘડયો કે 'વીજાની ફોજને પાછા વાળ્યાનો જશ જળુને અપાવીએ'

ઘોડાં આવ્યાં, ફોજના માણસોએ અધીરા બની પૂછયુ "કાં ભાઈ શુ બન્યુ?"

એક કાઠી બોલ્યો કે "ઈ તે કાળઝાળ કાંઈ પાછો ફરે? ઈ તો આપણને વે'મ હતો પણ જળુએ જામો પાડી દીધો કરકલિયો પડે એમ ત્રાટકયો વીજા ખસીઆને ઝાટકયાં માર્યા એમા દેકારા બોલ્યો અંધારે કોણ કેને ઓળખે? મારીપા ને મારીપા કાપા કાપી હાલી જળુ તો છગીઓ માણસ કયાર નીકળી ગયો તે ખબર ન પડી, અને અંદરા અંદર કંઈક લોથો ઢળી ગઈ.' દાયરાએ શાબાશી આપી "વાહ મરદ! રંગ છે જળુ! ધન્ય છે તારા માન-પિતાને! બાપુ! જળુએ તો અખીઆત કરી"

વીજાની ફોજ પાછી ગઈ ને કુડલાની વસતીએ રાહતનો દમ લીધો

સવારના ચડતે પો'ર સામત ખુમાણની ડેલીએ હકડેઠઠ દાયરો ભરાણો છે જળુને જોવા ગામેડું હલકયુ છે શાબાશીનો મેહ વરસે છે સામત ખુમાણે દસ સાંતીની જમીન ત્રાંબાને પતરે લખી આપવાની તૈયારી કરી છે કુડલાના ઘરોઘર એક જ વાત છે કે "જળુએ ઝાટકયા માર્યા, ગામને ઊગાર્યુ મરદ હોય તો આવા હોય"

આ શબ્દો પડયા કૂઈ રાણબાઈને કાને કૂઈએ તો છાશ વલોવવી પડી મેલી ઊભાં થયાં પગરો ઊઘાડયો તલવાર ને મોળિયુ બગલમાં દબવી આડ સોડિયુ વાળ્યુ આવ્યાં સામત ખુમાણની ડેલીએ કાળઝાળ કાઠિયાણી કોઈની રોકી રોકાણી નહી દાયરામાં આવી ત્રાડૂકયાં કે

"કયા છે સામત ખુમાણ! કોના શરપાવની તૈયારી થાય છે? વગતે વાતતો કરો! હુય જાણુ કે ફોજ તગડનાર કયો બખતરિયો છે?"

"કૂઈ, વિચારીને બોલો! વીજા ખસિયાની ફોજને પાછી વાળી કુડલાને આફતમાથી બચાવ્યુ એની આપણે કદર તો કરવી જ જોઈએ ને!' સામત ખુમાણ બોલ્યા

'તારા જેવા બેકદરા કદર શુ કરતા'તા! એનું મોઢું નથી જોતો કે આ જળુ ઝાટકયા મારે?" કૂઈ રાણબાઈ રીસમાં બોલ્યા

સામત ખુમાણના રૂવાડા ઊભાં થાવા લાગ્યા આંખ્યુમાં દોરિયા દેખાણા દાયરાને માથે વીજ ત્રાટકી હોય તેમ થયુ સામત ખુમાણ ભભકયા કે "કૂઈ થાવ છો એટલે શુ કરૂ? ભરદાયરામાં જળુને ઊતારી પાડો તે ઠીક નહી જળુએ જીવને જોખમે આપણી આબરૂ રાખી છે"

"રાખ્યો રાખ્યો, જળુ શુ આબરૂ રાખે! આબરૂ તો રાખે આ કોઠામાં આગોટયા હોય ઈ"

એમ કહી દાયરામા તલવાર અને મોળિયુ પડતાં મેલ્યા જળુ ઝાંખો પડી ગયો જે પતરામા જળુના નામનો લેખ થવાનો હતો તે દસ સાંતીની જમીન નનકુને નામે લખાણી અને દાયરામાથી "વાહ જનેતા! વાહ મરદ!" એવા વેણના ભલકારા છૂટયા

# અણુ-ધડાકા : શાંતિ અને કલ્યાણ માટે

પ્રા. વિહારી એમ. છાયા અને પ્રા. મૌલેશ મારૂ

સહુ જાણે છે કે ૧૯૪૫ની છઠ્ઠી ઓગસ્ટની સ્હવારે જાપાનના એ કમનસીબ શહેર હિરોશીમા પર મહાકાળ વરસ્યો. એક સેકન્ડના કરોડમાં ભાગમાં જાણે કે તે શહેરથી બે હજાર ફૂટ ઊંચે અણુબોંબ નામી સૂરજ જન્મ્યો. તેની આસપાસ ત્રીશવારના વિસ્તારમાં સૂરજની સપાટી કરતાં પચાસગણું ઉષ્ણતામાન ૩૦૦,૦૦૦૦ સેન્ટીગ્રેડ સર્જાયું. પરિણામે તેમાંથી વછૂટેલાં ગરમીના તાંતાં તીરોએ, વજાતાકાતી વાવાઝોડાંઓએ, એક લાખ અબજ મીણબત્તીનો અત્યંત તીવ્ર પ્રકાશે ૭૮૦૦૦ માણસો અને ૫૫૦૦૦ મકાનો ભસ્મસાત્ કરી દીધાં. માનવીને સૈકાઓ સુધી કળ ન વળે તેવો ફટકો પડયો. આથી અણુધડાકાના કલ્યાણકારી ઉપયોગો માટે પ્રયોગ કરતાં આજે પણ માનવ જાણે કે ડરે છે! પણ આ તો આકાશની વીજળી પડયાનો જેને અનુભવ છે તે વીજશકિતના ઉપયોગને ટાળે તેવી વાત છે. એ ન ભૂલવું જોઈએ કે આજ અણુધડાકા માનવ કલ્યાણની વિશાળ ક્ષમતા પણ ધરાવે છે.

૧૯૬૧ ના ડિસેમ્બરની દશમી તારીખે મધ્યાન્હે અમેરિકાના ન્યૂમેકિસકો વિસ્તારમાં જગતના વૈજ્ઞાનિકોને નિમંત્રવામાં આવેલા. તેમની હાજરીમાં અણુધડાકાના શાંતિમય ઉપયોગનો અભૂતપૂર્વ પ્રયોગ થયો. હિરોશીમાના બોંબ કરતાં ચોથા ભાગની ક્ષમતા ધરાવતા પાંચ કિલોટનના બોંબનો ખારાપાટની જમીનમાં બારસો ફૂટ ઊંડે ધડાકો કરવામાં આવ્યો. ત્યાં એકઠા થયેલા લોકોએ જમીન ઊંચકાતી જોઈ તેનું કારણ એ હતું કે આ અણુધડાકાથી બારસો ફૂટ ઊંડે ભૂગર્ભમાં એક વિશાળ પોલાણ સર્જાયું હતું, જેમાં ઓગળી ગયેલા ધગધગતા ક્ષારો અને પાણીની વરાળના રૂપમાં અણુધડાકાની પ્રચંડ શકિત પૂરાઈ હતી. હવે સવાલ હતો આ શકિતનો ઉપયોગ કરવાનો. બે મોટા પાઈપ આ પોલાણ સુધી દાખલ કરી એક પાઇપમાં પાણી રેડવામાં આવે તો બીજા પાઈપવાટે તેની વરાળ બહાર આવશે. આ વરાળ સ્હેલાઈથી વીજશકિત પેદા કરી શકે. દરપંદર દિવસે આવી રીતે એક મેગાટનનો અણુધડાકો કરવાથી ૫૦૦ મેગાવોટ ક્ષમતા ધરાવતું વીજશકિત મથક સ્થાપી શકાય. જો કે હાલ આ રીતે મેળવાતી વીજશકિત ત્રણગણી મોંઘી પડે તેમ છે. પણ ભવિષ્યમાં બીજી વર્તમાન રીત કરતાં અર્ધી કિંમતે પડવાની શકયતા છે.

જગતની વસ્તી વધવાની સાથે ઉદ્યોગો અને ખેતરોને પાણી પૂરૂં પાડવાનો એક વિકટ પ્રશ્ન છે. અણુધડાકા આ વખતે વ્હારે ધાય તેમ છે. જગતના જળાશયોમાંથી રોજ લાખોગેલન પાણી બાષ્પીભવન દ્વારા વ્યય પામે છે. આ વ્યય અટકાવવા જુદા જુદા સંશોધનો પણ થઈ રહ્યાં છે પણ તેમાં નોંધપાત્ર સફળતા મળી નથી. તેથી તેને માટે એક સીધો રસ્તો વિચારવામાં આવ્યો છે. ભૂગર્ભમાં અણુધડાકો કરી વિશાળ પોલાણ રચવું અને તેમાં નદીના અને વરસાદના પાણીને સંગ્રહી વિશાળ ભૂગર્ભ જળાશયો રચવાં. આવાં જળાશયો પરથી દેખીતી રીતે જ બાષ્પીભવનથી થતો વ્યય અટકશે. એવી ગણત્રી છે કે એક મેગાટનના ધડાકાથી ભૂગર્ભમાં ૧૨૦૦૦ એકરના વિસ્તારવાળું જળાશય રચી શકાય, જેમાં ચાર અબજ ગેલન પાણી સંગ્રહી શકાય.

જે હાલનાં જળાશયો છે તેને તળિયે અણુધડાકા કરવાથી તેને ઊંડા કરી શકાય. આથી તેમાં વધુ પાણી સંગ્રહ પામશે પણ તેની સપાટી વધશે નહીં. પરિણામે બાષ્પીભવન વધશે નહીં.

જગતના ઘણા દેશોમાં ઘણી નદીઓ વારંવાર પૂર લેનારતો સર્જે છે. ઈશાન ભારતની બ્રહ્મપુત્રા અને બીજી નદીઓથી આ રીતે દર વર્ષે તારાજી સર્જાય છે. આવી નદીઓ કાંતો અવળા માર્ગે વ્હેતી હોય છે અથવા તો વારંવાર માર્ગ બદલતી હોય છે. પરિણામે તેના માર્ગમાં વિશાલકાય બંધ બાંધી તેને

નાથવી તેનો સિંચાઈ, જળવ્યવહાર કે જળવિદ્યુત ઉત્પન્ન કરવા માટે ઉપયોગ કરવો તે અત્યંત કઠીન છે. તેમ છતાં તે અશક્ય નથી. એ કઠીન છે કારણ કે એ વિશાળ કામ છે જે કોઈ કોઈવાર કુદરત ધરતીકંપ દ્વારા કરી બેસે છે. અમેરિકાના મોન્ટાનામાં મેડીસન કેન્યોનના યેલોસ્ટોન પાર્કની પશ્ચિમે ૧૯૫૯ માં થયેલા ધરતીકંપે ૨૦૦ ફૂટ ઊંડે અને ૧૦૦૦૦૦ એકર ફૂટ જળ સંગ્રહે તેવો બંધ કુદરતી રીતે બાંધી આપેલો છે ઈજનેરો બાંધી શકે તેના કરતા દશગણી ક્ષમતા આ બંધની છે.

જે કામ કુદરત અકસ્માતથી કરે છે તે કામ માનવી પૂર્વ તૈયારી સાથે વધારે સારી રીતે કેમ ન કરી શકે? બ્રહ્મપુત્રા જેવી પૂર લોનારસો સર્જતી નદીઓને નાથવા અણુધડાકાથી ગણત્રી પૂર્વકનો ધરતીકંપ સર્જી નદીના આડે પહાડ જેવડો બંધ ખડકી તેના પાણીનો સિંચાઈ જળવ્યવહાર કે જળવિદ્યુત ઉત્પન્ન કરવા માટે ઉપયોગ કેમ ન થઈ શકે? આથી તો ઈશાનભારતની સૂરત પલ્ટી જાય!

અણુધડાકાથી નદીઓના માર્ગ પણ બદલી શકાય અને તેમને તરસી જમીનમા વ્હેવરાવી શકાય. વળી મોટી નદીઓના જોડાણ કરી આંતરરાજ્ય જળમાર્ગ વિકસાવી શકાય. ભારતની મોટી નદીઓ ગંગા, જમુના, બ્રહ્મપુત્રા, ગોદાવરી કૃષ્ણા, નર્મદા મહી, સાબરમતી સતલજ વગેરેને જોડી સમગ્ર ભારતને આવરી લે તેવો જળમાર્ગ રચી શકાય જમીન કરતા જળમાર્ગ સસ્તો હોવાથી ઘણી બચત કરી શકાય,

અણુધડાકાથી સમુદ્રના ખારાં પાણીને મીઠુ બનાવવાની યોજના છે તે મુજબ પૃથ્વીની સપાટીથી એક માઈલ ઊંડે અણુધડાકો કરી એક મોટુ પોલાણ સર્જવુ. આ પોલાણમાં અણુધડાકાની પ્રચંડ ગરમી સંગ્રહ પામશે. ત્યારબાદ સપાટીથી પોલાણ સુધી એક પ્હોળો અને એક સાંકડો એમ બે પાઈપને સમધરી ગોઠવવા પછી નાના પાઈપમાં પંપ વતી સમુદ્રનાં પાણીને દાખલ કરવુ, જે એક માઈલ ઊંડે પોલાણમાં પ્હોંચશે ત્યારે સાંકડા પાઈપમાં રહેલ એક માઈલ ઊંચા પાણીના સ્તંભના દબાણ, પંપના દબાણ અને પોલાણની પ્રખર ગરમીથી ખૂબ જ પર્યાપ્ત ક્ષમરીતે વરાળમાં રૂપાંતર પામશે આ વરાળ પ્હોળા પાઈપ વાટે પોતાની ખારાશ પોલાણ મૂકીને ઉપર ચઢશે ત્યારે સાંકડા પાઈપમાં નીચે તરફ વ્હેતા પાણીને પોતાની ગતિ આપતી રહેશે. અંતે બહાર મીઠા પાણી રૂપે આવશે આ યોજના આર્થિક રીતે પોષાય તેવી જણાયેલ છે. પાંચ મેગાટન શક્તિ ધરાવતા અણુધડાકાની મદદથી ચાલતી આવી યોજના અન્ય વિશાળકાય સીંચાઈ યોજના જેટલા ખર્ચે મીઠુ પાણી આપી શકે સૌરાષ્ટ્ર—કચ્છ જેવા વિસ્તારો કે જ્યા પૂરતા પાણીના અભાવે વિશાળ જમીનો પડતર પડી છે તેને માટે તો આ યોજના મહાન આશીર્વાદ બને તેમ છે.

પૃથ્વીના તળમાં અનેક ખનીજ પેદાશો ભંડારાયેલી છે. તેને ઊંડેથી ખોદી કાઢવામાં આવે છે. ઘણે સ્થળે ખૂબ જ ઊંડે ભંડારાયેલી આ ખનીજ પેદાશો એવી છે કે વર્તમાન પદ્ધતિ દ્વારા તેને ખોદી કાઢવામાં આવે તો તેની ઓછી ગુણવત્તાને લીધે તેના જેવી જ બીજેથી નીકળતી ઊંચી ગુણવત્તા ધરાવતી ખનીજ પેદાશો સામે આર્થિક રીતે પોષાય તેમ નથી. કચ્છના વિસ્તારમાં રહેલ લીગ્નાઈટ આવી જ ખનીજ પેદાશ છે આવી પેદાશોને બજારમાં આર્થિક રીતે ટક્કર ઝીલવી હોય તો તેને ખોદી કાઢવા સસ્તી પદ્ધતિ અખત્યાર કરવી જોઈએ આ પદ્ધતિ અણુધડાકાથી ખોદકામ કરવાથી મળી રહે તેમ છે અણુધડાકાથી બીજી રીત કરતાં દશગણુ ખોદકામ તેટલા જ ખર્ચે થઈ શકે તેમ છે વળી એક જ અણુધડાકાથી ખનીજના વિશાળ ખડકોને તોડી શકાવા ઉપરાંત તેના નાના નાના કકડાઓ કરી શકાવાની શક્યતા છે જે કકડાઓ સ્હેલાઈથી ઊંચકી શકાય તથા કારખાનામાં ઉપયોગમા લઈ શકાય.

આના વિશાળ ખોદકામની રીતથી બંદરોના વર્ષોથી પૂરાઈ ગયેલા બારાંઓ ફરીથી ચાલુ કરી શકાય કલકત્તા, સૂરત, ભરૂચ, ખંભાત જેવા એક સમયે ધીખતા બંદરો નદીઓના કાંપથી પૂરાઈ ગયાં છે ગણત્રીપૂર્વકના અણુધડાકાથી આ સદીઓ જૂના કાંપને ખસેડીને બંદરોના બારાઓ ફરીથી ધીખતા કરી શકાય છે આ માટે એક કિલોટનથી એક મેગાટન સુધીના

અણુધડાકાનો જરૂરિયાત મુજબ ઉપયોગ કરી શકાય. એક કિલોટન ધડાકો ૨૩૦,૦૦૦ ઘનવાર કાંપ ખોદીને ૪૦૦ ફૂટ વ્યાસવાળો ૧૦૦ ફૂટ વ્યાસવાળો ઊંડો ખાડો કરી શકે. જ્યારે એક મેગાટન ધડાકો ૯૫૦ લાખ ઘનવાર કાંપ ખસેડીને ૩૦૦૦ ફૂટ વ્યાસનો ૭૬૦ ફૂટ ઊંડો ખાડો કરી શકે તેવી ગણત્રી છે. આ રીતે તો નવા બારાં પણ રચી શકાય. અમેરિકામાં અલાસ્કા વિસ્તારમાં આવું બારૂં પૂર્વ કિનારે રચવાની યોજના છે.

આ ઉપરાંત અણુધડાકાનો એક નવો જ ઉપયોગ થઈ શકે તેમ છે. પૃથ્વીમાં ઊંડે, અણુધડાકો કરી પ્રચંડ ઉષ્ણતા અને ભારે દબાણથી ત્યાં રહેલા પદાર્થના રાસાયણિક બંધારણમાં ફેરફાર કરી શકાય. આવા વિસ્તારના ભૂસ્તરની પૂરતી માહિતી હોય તો આવા ભૂગર્ભના પોલાણમાં અણુધડાકાથી 'ભઠ્ઠી' રચી તેનું રાસાયણિક બંધારણ જ ફેરવી નાખી, જરૂરી પદાર્થની ખાણ રચી શકાય, કે જે કારખાનાઓમાં તૈયાર થતાં દિવસોના દિવસો વીતી જાય. ચૂના અને હલકી જાતના કોલસાવાળા ભૂસ્તરમાં અણુધડાકો કરીને કેલ્સીઅમ કાર્બાઈડ નામનો પદાર્થ બનાવી શકાય. જે પાણી સાથે સંયોજન થવાથી 'એસીટીલીન' વાયુ બનાવી શકાય. આમ ખનીજ તેલના કૂવામાંથી બળતણ માટે વાયુ નીકળે છે તેમ આ કિસ્સામાં 'એસીટીલીન'નો કૂવો રચી શકાય, જેનો ઉદ્યોગોમાં વેલ્ડીંગ માટે વિપુલ ઉપયોગ થાય છે. એસીટીલીન વાયુ ન જોઈતો હોય તો આ ગરમ સફેદ કેલ્સીઅમ કાર્બાઈડ પર પાઈપ વાટે નાઇટ્રોજન વાયુ પ્હેલાં અને પછી પાણી છોડીને 'એમોનિયા' વાયુનો કૂવો રચી શકાય. આ જ રીતે કોસ્ટીક સોડા જેવા પદાર્થો પણ મેળવી શકાય.

પૃથ્વીપરનું જીવન વાતાવરણ પર ખૂબ આધારિત છે. આ વાતાવરણના ઉષ્ણતામાનના ફેરફારો ઠંડી અને ગરમી લાવે છે, દબાણના ફેરફારો પવનો અને તોફાનો લાવે છે, તેના લીધે જ ઠેરઠેર વરસાદ આવે છે. અત્યારે તો આ ફેરફારો નિરંકુશ કુદરતી પ્રક્રિયા જ છે. નિરંકુશતાને લીધે માનવીને કેટલું સહેવું પડે છે તે તો સ્પષ્ટ છે. તેના પર અંકુશ મેળવી શકાય તો કુદરતના રૌદ્ર અને બિભત્સરૂપ ઊપર અંકુશ મેળવવા જેવું છે. અણુધડાકામાં આ અંકુશ મેળવવાની ક્ષમતા છે. સમુદ્રની સપાટી નજીક અણુધડાકો કરી તેના પાણીની વરાળ ઉત્પન્ન કરી તેના વાંદળા રચવા દઈ કૃત્રિમ વર્ષા કરી શકાય. પૃથ્વીના જુદા જુદા સ્થળે અણુધડાકાથી દબાણમાં ફેરફાર કરી પવનોની દિશા બદલાવી શકાય, તારાજી કરતાં ઝંઝાવાતો વીખેરી શકાય તથા વરસાદને વાળી શકાય. મહાન કુદરતી આપત્તિઓમંથી માનવ જાતને ઊગારી શકાય.

આવા અનેક અણુ ધડાકાના કલ્યાણકારી અને શાંતિમય ઉપયોગો શક્ય છે. જો કે તેની આડે કિરણોત્સર્ગની વિકૃત અસરોનો ભય, બીજાં જોખમો, અનેક નિષ્ફળતાઓ ઊભાં તો છે જ. પણ માનવીની જીજ્ઞાસા અને સાહસવૃત્તિ તેને આ ભય ખાળીને આ મહાનકાર્ય કરવા પ્રેરશે તે નિઃશંક છે.

*

પૃ૪ ૨૪ થી ચાલુ ]

ભલે આવ્યા મારા સમરથ પત્યા,
મારા મામેરા શું શું લાવ્યા ?
દીવલ વગર્ય દીવાના તેજ,
મા વગર્ય એવા બાપના હેત.

સાકર વગર્ય જેવો મોળો કંસાર,
મા વગર્ય એવો સૂનો સંસાર.
ફૂટી ગાગર રઝળે ઠીકરી,
મા વગર્ય એવી રઝળે દીકરી.

કાં રે કુંવર્યબાઇ ઓછું લાવો ?
ને જે રે જોઇ તે માગી માગી લેજો.
મારી પાસે નંઈ શંખના પાર,
તારું મામેરું પૂરશે શ્રીગોપાળ,

તમારે નરસૈં મે'તા પરભુનો સાથ,
ને માગ્યા મે વરસાવો સો તમે
વા'લો પૂરનારો તો પૂરી ગ્યો,
ને હું નરસૈંયો તો બેસી રયો.

# કુંવરબાઈનું મામેરૂં

કંઠસ્થ : શાબ્બાબેન ના પરમાર

સંપાદક : ખોડીદાસ પરમાર

લોકવાણી—ગીત, વ્રતકથા વગેરે સમસ્ત લોકસંઘની ઊર્મિ સંવેદનાનું મૂર્ત અવતાર રૂપ છે. તે ગુજરાતી સાહિત્યનું જૂનું ચલણી નાણું છે, જેના જૂજવા વ્યાપારમાંથી શિષ્ટસાહિત્યને પણ પુષ્ટિ મળી છે, તેવુ ઘણી રચનાઓમા જોવા મળે છે.

આ "કુંવરબાઇનું મામેરુ " (રાસડો) લોકસાહિત્યમાં શુદ્ધ આખ્યાન સ્વરૂપનો રૂપાળો નમૂનો છે કુંવરબાઇ જેવી કેટલીય ગ્રામવધૂઓએ તેના સંસારધાટના સુખદુઃખ આ રાસડા દ્વારા ગાઇને પોતાના મનને હળવુ કર્યું હશે. મધ્યકાલીન કવિ પ્રેમાનંદના " કુંવરબાઇનું મામેરુ " એ આખ્યાનને કથાવસ્તુ મળતુ અને કથાવસ્તુ શુદ્ધ ગ્રામવાતાવરણ તેમજ ગ્રામ સૈરઠ બોલીની છાપે રૂઢ, લોકસંસ્કાર ભર્યું આ ગીત પ્રેમાનંદના આખ્યાનમાંથી ઉદ્‌ભવ્યું હશે કે શુદ્ધ કંઠસ્થ લોકસર્જન હશે ? *

ધન્ય ધન્ય રે વાસુદેવ વરસ્યા,
એની પૂંઠે કમળા વસ્યા
નરસૈં મે'તાને કુંવર્યબાઇ દીકરી,
પાળી પોસીને મોટી કરી.

મોટી કરીને વળી સગાઈ કરી,
સગાઈ કરીને વળી પરણાવી.
પરણાવીને આણુલા વળ્યા,
આણા વળ્યા અધરણી રહી.

પંચમાસી તો એળે ગઇ,
છો મઇને સાસુને કીધું.
સાંભળો રે મારી સગી સાસુ,
વાત કરુ એક રૂડીઆ વસે.
આપડો તે ગોર પંડયો ખોખલો,
એને તે જૂનાગઢય મોકલો

એ વાણીડા લખવા તેડો,
પરથમ લખજો એ પાણા.
લખવામાં શું જાય બાયજી
લખોને પાણા પાંસ બાઇજી.
સાસરાને ડગલોને ડોટી,
સાસુને લુગડાની જોડય વઉજી.

જેઠને ધોળુડા ધોતિયા
જેઠાણીને ઘરસોળાની જોડય વઉજી.
દેરને પાઘડીની જોડયુ,
દેરાણીને ઘરસોળાની જોડય વઉજી.

નણંદને છાપેલી સુંદડી,
નણદોઈને ભેરવ્યની ઝૂલ્ય વઉજી.
કટમ્બને કાપડાની જોડયુ,
પાડોશણયને નાળિયેર જોડય વઉજી.

કુંવર્યબાઈને તો પેરણ્ય પટોળા,
બાપ લડાવે લાડ વઉજી.
જમાઇને સોનાના સાંકળા,
એમાં કોનો ભાગ વઉજી.
અધમળ સરખુ કંકુ લખાવજો,
નાગરી નાત્ય થાશે વઉજી

રે પો પો કરીને બળધીઆ પોકાર્યા રે,
રે ગરીબના ધન રથે જોડયા રે,
રે સામા મળિયા નરસૈ મે'તાને જોશી રે,
રે એના કપાળમાં બેસેલી ફૂસી રે

રે નરસૈ મે'તાને આંગણ્ય સે કોડી રે,
રે નરસૈ મે'તાની હિંમત્ય સે મોટી રે.
ભાભી રે, ભાભી તારો બાપ આવ્યો,
તને મામેરા શું લાવ્યો ?

ફળી વસાળ્ય ખોદાવો કૂવો,
ભાભી તારો બાપ તો જીવતો મૂવો.
અવડ ચવડ ને ગ્રાગ્રા જુવાં,
ત્યાં નરસૈ મે'તાના ઉતારા હૂવા.

*સરખાવો. શ્રી પુષ્કર ચંદરવાકર દ્વારા સંપાદિત "પઢારના લોકગીતોમાંનું "મામેરુ" ગુજરાતી લોક સાહિત્યમાળા —મણકો બીજો.



[ અનુ૦ પૃ૪ ૨૩



દિલ્હીમાં વડાપ્રધાન ઇંદિરાજી સાથે લોકસાહિત્ય પરિષદના કલાકારોનો પરિચય : વડાપ્રધાનના નિવાસસ્થાને

# કુંવર્યબાઈનું મામેરું

કંઠસ્થ : શાબાબેન ના. પરમાર

સંગ્રાહક : ખોડીદાસ પરમાર

લોકવાણી–ગીત, વ્રતકથા વગેરે સમસ્ત લોક-સંઘની ઊર્મિ સંવેદનાનું મૂર્ત અવતાર રૂપ છે. તે ગુજરાતી સાહિત્યનું જૂનું ચલણી નાણું છે, જેના જૂજવા વ્યાપારમાંથી શિષ્ટસાહિત્યને પણ પુષ્ટિ મળી છે, તેવું ઘણી રચનાઓમાં જોવા મળે છે.

આ "કુંવરબાઈનું મામેરું" (રાસડો) લોક-સાહિત્યમાં શુદ્ધ આખ્યાન સ્વરૂપનો રૂપાળો નમૂનો છે. કુંવરબાઈ જેવી કેટલીય ગ્રામવધૂઓએ તેના સંસારઘાટના સુખદુઃખ આ રાસડા દ્વારા ગાઈને પોતાના મનને હળવું કર્યું હશે. મધ્યકાલીન કવિ પ્રેમાનંદના "કુંવરબાઈનું મામેરું" એ આખ્યાનને ક્યાંયક મળતું અને ક્યાંક શુદ્ધ ગ્રામવાતાવરણ તેમજ ગ્રામ બૈરક બોલીની છાપે રૂઢ, લોકસંસ્કાર ભર્યું આ ગીત પ્રેમાનંદના આખ્યાનમાંથી ઉદ્ભવ્યું હશે કે શુદ્ધ કંઠસ્થ લોકસર્જન હશે ? *

ધન્ય ધન્ય રે વાસુદેવ વરસ્યા,
એની પૂંઠે કમળા વસ્યા;
નરસૈં મે'તાને કુંવર્યબાઇ દીકરી,
પાળી પોસીને મોટી કરી.

મોટી કરીને વળી સગાઈ કરી,
સગાઈ કરીને વળી પરણાવી.
પરણાવીને આણુલા વળ્યા,
આણા વળ્યા અઘરણી રહી.

પંચમાસી તો એળે ગઇ,
છો મઇને સાસુને કીધું.
સાંભળો રે મારી સગી સાસુ,
વાત કરું એક રૂડીઆ વસે.
આપડો તે ગોર પંડ્યો ખોખલો,
એને તે જૂનાગઢય મોકલો

એ વાણીડા લખવા તેડો,
પરથમ લખજો એ પાણા.

લખવામાં શું જાય બાયજી
લખોને પાણા પાંસ બાઇજી.
સાસરાને ડગલોને ટોટી,
સાસુને લુગડાની જોડય વઉજી.

જેઠને ધોળુડા ધોતિયા
જેઠાણીને ઘરસોળાની જોડય વઉજી.
દેરને પાઘડીની જોડયુ,
દેરાણીને ઘરસોળાની જોડય વઉજી.

નણંદને છાપેલી સુંદડી,
નણદોઈને ભેરવ્યની ઝૂલ્ય વઉજી.
કટમ્બને કાપડાની જોડયુ,
પાડોશણ્યને નાળિયેર જોડય વઉજી.

કુંવર્યબાઈને તો પેરણ્ય પટોળા,
બાપ લડાવે લાડ વઉજી.
જમાઇને સોનાના સાંકળા,
એમાં કોનો ભાગ વઉજી.
અધમણ સરખું કંકુ લખાવજો,
નાગરી નાત્ય થાશે વઉજી

રે પો પો કરીને બળધીઆ પોકાર્યા રે,
રે ગરીબના ધન રથે જોડયા રે,
રે સામા મળિયા નરસૈં મે'તાને જોશી રે,
રે એના કપાળમાં ખોસેલી કૂંચી રે.

રે નરસૈં મે'તાને આંગણ્ય સે કોડી રે,
રે નરસૈં મે'તાની હિંમત્ય સે મોટી રે.
ભાભી રે, ભાભી તારો બાપ આવ્યો,
તને મામેરા શું લાવ્યો ?

ફળી વસાવ્ય ખોદાવો કૂવો,
ભાભી તારો બાપ તો જીવતો મૂવો.
અવડ ચવડ ને ગાગા જુવાં,
ન્યાં નરસૈં મે'તાના ઉતારા હુવા.

*સરખાવો. શ્રી પુષ્કર ચંદરવાકર દ્વારા સંપાદિત "પઢારના લોકગીતોમાંનું "મામેરું" ગુજરાતી લોક સાહિત્યમાળા –મણકો બીજો.



[ અનુ૦ પૃષ્ઠ ૨૩



દિલ્હીમાં વડા ધાન ઇંદિરાજી સાથે લોકસાહિત્ય પરિ઼ા.ના કલાકારોનો પરિચય : વડાપ્રધાનના નિવાસસ્થાને



શ્રી ઇંદિરાજી તથા યેહુદી મેન્યુહીન સાથે લોકસાહિત્ય પરિવારનું ફલાટ્ર ૬



રાષ્ટ્રપતિ ભવનમાં રાષ્ટ્રપતિ શ્રી વી. વી. ગિરિ સમક્ષ લોકસાહિત્યની રસલ્હાણ

# દિલ્હીનો કાર્યક્રમ ને શ્રી. ઢેબરભાઈનો અંતરનો આનંદ

[ દિલ્હીમાં ગાંધી દર્શનમાં આપેલા લોકસાહિત્યના કાર્યક્રમમાં 'ગાંધી દર્શન' સમિતિના અધ્યક્ષ શ્રી ઢેબરભાઈની હાજરીનો અમને લાભ મળેલો. અમારા આનંદમાં એમણે જે ભાગ પડાવ્યો તે અંગેનો એમનો લાગણીભર્યો પત્ર અત્રે આપ્યો છે. ]

મુંબઈ તા. ૧૨–૩–૭૦

સ્નેહી ભાઈ શ્રી જયમલ્લભાઈ,

ગાંધીજી અને લોકો. ગાંધીજીએ ભારતની સંસ્કૃતિનું પાન કરી દેશને ભારે પ્રેરણા આપી. આપણી સંસ્કૃતિના મૂળમાં આર્યોના જેમ અને પ્રેરણા છે સૌરાષ્ટ્ર ઉપર આર્ય સંસ્કૃતિ અને શૂરવીરતાની ઊંડી છાપ પડેલી છે સૌરાષ્ટ્રની આગવી સંસ્કૃતિમાંથી જોમ, ઝમક અને રસ ખેંચીને લોકસાહિત્યના નામી–અનામી કવિઓએ માનવ હૃદયના ભાવ ઝીલવા અને ક્યારેક સરવડાં અને કયારેક ધોધ વહાવ્યા છે.

સૌરાષ્ટ્રના ધુરંધર લોકસાહિત્યકારો પાનની પ્રેરણા અને માર્ગદર્શન લઈને બનેલા લોકસાહિત્ય પરિવારનું માર્ગદર્શન કરતાં, તમે આ પરિવારના કળાકારોને લઈને, દિલ્હી 'ગાંધી દર્શન'ની રંગશાળામાં સૌરાષ્ટ્રની સંસ્કૃતિની રજૂઆત ગાંધી શતાબ્દિ વર્ષના છેલ્લા દિવસોમાં કાર્યક્રમમાં આપવાનું નક્કી કર્યું. આ કાર્યક્રમમાં એ બધા કલાકારોને સાંભળવાની મને તક મળી.

મૂર્તિમંત વીરરસ, નર્મશૃંગાર, મર્માળુ હાસ્ય-વિનોદ, જોમ ભરેલા કવિતા–છંદ–દુહા–ગીત અને શાંત સૌમ્ય ભજનો એ બધાની રસ અનુભુતિ મેં કરી. અને આ બધામાં તળપદી ભાષામાં ઉત્તમ અલંકારો, કટાક્ષો અને બોધ સહિતની શ્રી. કાનજીભાઈ બારોટની લોકકથાએ સૌને મંત્રમુગ્ધ કર્યા હતા. આ કૃતના મેં ખૂબ આનંદ અનુભવ્યો છે, અને તમારા કલાવૃંદના તમામ ભાઈ બહેનોને મારાં એ તઃકરણપૂર્વકનાં અભિનંદન આપું છું. તમારો માર્ગદર્શનની આ કાર્યક્રમમાં સ્પષ્ટ છાપ તરી આવી છે, અને તમને પણ હૃદયના અભિનંદન આપું છું. કલાવૃંદની અને લોકસાહિત્યની ઉન્નતિ થતી રહે તેવી શુભેચ્છાઓ સાથે

–ઉછરંગરાય ન. ઢેબર

(ખાદી પંચ અને ગાંધી જન્મ શતાબ્દિ-ગાંધી દર્શન સમિતિના અધ્યક્ષ)



શ્રી જયમલ્લ પરમાર રાષ્ટ્રપતિ શ્રી વી વી ગિરિને પરજ તથા છંદગાનનું હાર્દ સમજાવે છે

ઇતિહાસના પરિબળોના સર્જક હોય છે. લોકસાહિત્યનું સંશોધન કરનારાઓનો, લોકસાહિત્યમાંથી કવિતા નીપજાવનારાઓનો લોકસાહિત્યના કથકો અને ગાયકોનો તોટો ન હતો. પણ એ વેરવિખેર હતું મેઘાણીએ ધૂળધોયા બનીને લોકસાહિત્યનું ઝવેરાત ગ્રંથસ્થ કર્યું, પણ એ સાહિત્યના કથકો અને ગાયકો તો એકલ વિહારી જ રહેતા આવેલા. વ્યક્તિ વિશેષ બનવાનો પવન આજે ય એ ક્ષેત્રે ઓછો નથી. એ સ્પર્ધાનું, તેજોદ્વેષનું અને અંગત પ્રતિષ્ઠા ને મહત્તાનું જ સાધન બની રહેલું. એવા વડલા નીચે અન્ય છોડવાને ઊઝરવાનું દોહ્યલુ બની રહેતું. લોકસાહિત્યને ક્ષેત્રે પોતાનાં તેજ ઝળકાવી શકે એવા તરૂણો આડે એવા વ્યક્તિવિશેષોની વડાઈ રૂંધણપાળો બની રહેતી, પરિણામે જે લોકસાહિત્યને કારણે વ્યક્તિઓ પ્રતિષ્ઠિત બનતી તે લોકસાહિત્ય તો અપ્રતિષ્ઠિત જ રહેતું આવેલું. લોકસાહિત્ય વ્યક્તિની અંગત મહત્ત્વાકાંક્ષાનું સાધન બની ગયું, વ્યક્તિની પ્રતિષ્ઠાના પ્રાધાન્યને કારણે સાહિત્ય ગૌણ બન્યું. શિષ્ટ સાહિત્યને ક્ષેત્રે સેંકડો કલમ કામે લાગી રહી છે ત્યારે લોકસાહિત્યને ક્ષેત્રે ગણી ગાંઠી જ વ્યક્તિઓ મળે છે તે એનું સીધું પરિણામ છે.

## પ્રવૃત્તિ–પ્રેરક બળ

આજથી વીસેક વર્ષ પહેલાં એવા ઝંખવાયેલા લોકસાહિત્યનો, એવા તેજોભંગ થયેલા તરૂણોનો એક પાણીકળો મળી ગયો. ઝંખવાયેલાને ઝળકાવવાની એના અંતરમાં તાલાવેલી હતી. નખશીખ સોરઠી સંસ્કૃતિની અમીરાતનું જ એ ફરજંદ. એની વાણી ને વર્તનમાં, એના આતિથ્ય અને આદરભાવમાં, એની વિક્રમશીલતા અને વિરોધમાં, એના નવયુગી બહારવટાં ને બિરદાઈમાં, એની દૈયાસૂઝ અને હેતમાં, પામરતાને પડકારનારો ને ખુમારીનો ખેલ દો, ઊજળી રખાવટ અને વીરશ્રીનો વહાલસોયો, આધુનિક યુગે એવો ઝીંદાદિલ આદમી મળવો એ દિલાવર સોરઠી સંસ્કૃતિનું સૌભાગ્ય ગણાય. એ વીરબંદાનું નામ રતુભાઇ અદાણી.

લોકસાહિત્ય હતું, એને રજૂ કરનારા હતા, પણ લોકસાહિત્યને એક સામાજિક પ્રવૃત્તિનું સ્વરૂપ કદી નહિ મળેલું. રતુભાઇ છેલ્લાં વીસ વર્ષથી લોકસાહિત્યની સામાજિક પ્રવૃત્તિના પ્રેરક અને સર્જક બળ બની રહ્યા છે. એ સદ્દભાવ મૌક્તિકમાળા પરોવાયેલા હીરના ધાગાસમ રહ્યા છે. જે અદીઠ હીરદોરને કારણે જ એ મોતી માળારૂપે વિલસી રહ્યાં છે.

## સોરઠી સંસ્કૃતિનું ફરજંદ

તેર વર્ષ પહેલાં મેં જ્યારે 'આપણી લોકસંસ્કૃતિ'નો ગ્રંથ પૂરો કરી રતુભાઇને અર્પણ કરતાં લખેલું કે "લોકજીવનના નવનિર્માણમાં જે પોતાના જીવન અને કાર્યદ્વારા લોકસંસ્કૃતિનું પણ નવનિર્માણ કરી રહ્યા છે" ત્યારે કેટલાકે ટીકારૂપે ઠેકડી પણ ઉડાવેલી. એમને બિચારાઓને કલ્પના પણ ક્યાંથી હોય કે ગુજરાતી સાહિત્ય પરિષદમાં શિષ્ટસાહિત્ય અને લોકસાહિત્યની અભેદ્ય દીવાલો તોડવામાં એ રતુભાઇ જ પ્રેરક બની રહેશે ને દિલ્હીનાં સર્વોચ્ચ સ્થાનો સુધી એ જ રતુભાઈ લોકસાહિત્યને ઝળકાવીને લોકસાહિત્યનો ડંકો વગડાવશે !

અદ્દભુત છે એનું સંકલ્પ બળ, અખૂટ છે એની કાર્યસાધનાનો આત્મવિશ્વાસ અને અતૂટ છે એનો આભ જમીનનાં કડાં ભેગાં કરવાનો ઉદ્યમ. મહત્તાનાં શિખરો સર કરવા છતાં લઘુતામાં જ એની પ્રભુતાનું પ્રાગટ્ય છે. એના દુશ્મન બની બેઠેલાઓના ઘેર ભનોણુરો પ્રસંગ આવે, સાજમી માંદગી આવે ત્યારે પોતાને માથે ધોવાતાં માછવાંની બદલુ હસતે મોઢે ઝીલતો ને સેવા સુશ્રુષા કરતો એને નિહાળવો એ પણ એક લહાવો છે.

એવી સોરઠી સંસ્કૃતિની અમીરાત લોકસાહિત્યનું પ્રેરક અને સર્જક બળ બની રહી છે. એને કારણે લોકસાહિત્ય પોતાનું ખોવાયેલું સ્થાન પુનઃ પ્રાપ્ત કરતું થયું છે. લોકસંસ્કારની ધરતી પર જૂનાગઢમાં સાહિત્ય પરિષદનું સ્વાગત થયું તે રતુભાઈની જ પ્રેરણા.

જૂનાગઢ સાહિત્ય પરિષદમાં લોકસાહિત્યનો કાર્યક્રમ યોજવાની મારી નિરસતાને એમણે જ ઢંઢોળી ને લોકસાહિત્યના શકવર્તી કાર્યક્રમનું સંયોજન

કરાવ્યું.

### એણે દિલ્હી દેખાડયું

દિલ્હીમાં 'ગાંધી દર્શન' ચારેક મહિનાથી ચાલતું હતું. ભારતના વિવિધ પ્રદેશોના લોકનૃત્યોનાં, આદિવાસી નૃત્યોના અને શાસ્ત્રીય નૃત્ય તથા સંગીત રૂપકો વગેરેના કાર્યક્રમો ત્યાં યોજાતા હતા. આ 'ગાંધી દર્શન'ના રચનાત્મક વિભાગનું સંયોજન અને સંચાલન શ્રી. રતુભાઇ કરતા હતા. જૂનાગઢ સાહિત્ય પરિષદનું અધિવેશન પતાવતી વખતે જ શૈક્ષણિક સાહિત્યિક અને સામાજિક ક્ષેત્રે લોકસાહિત્યના પ્રગતિ અને વિકાસ સાધવાની સક્રિય પ્રવૃત્તિ તેમણે હાથ ધરેલી, અને જુદાં જુદાં ઉચ્ચ વર્તુળો સાથે વાતચીત પણ હાથ ધરતા રહેલા.

એ દરમિયાન તેઓ દિલ્હી ગયા. એમના દિલમાં ઊઢેરા આવ્યા કે બધા કાર્યક્રમો થાય તો લોકસાહિત્યના શા માટે ન થાય? અને 'ગાંધી-દર્શન'ની સબ કમીટીના સેક્રેટરી શ્રી. એસ. કે. દે સાથે મળીને લગભગ નક્કી કરી નાખ્યું. એ પછી જ મને દિલ્હીથી કોલ કર્યો કે "આપણે 'ગાંધી-દર્શન' પૂર્ણાહુતિના છેલ્લા ત્રણ દિવસે લોકસાહિત્યનો કાર્યક્રમ રાખીએ તો કેમ?"

### દિલ આંચકો ખાઇ ઊઠયું

હું તો આભો જ બની ગયો. દિલ્હીમાં 'ગાંધીદર્શન'માં અને લોકસાહિત્યનો કાર્યક્રમ એની કલ્પના જ કેમ કરાય? સવાલ આવીને ઊભો આ કાઠિયવાડી તળપદી ભાષા 'ગાંધીદર્શન'ના આધુનિક એવા વિવિધભાષી શ્રોતાઓને સમજાશે કેમ? ગુજરાતના કોઈ પણ છેડે આ લોકસાહિત્યને સફળતાથી પાર પાડવાનો આત્મવિશ્વાસ ખરો, પણ દિલ્હીની અજાણી ધરતી, અણજાણ પ્રેક્ષકો અને અણજાણ તળપદી બોલીના સાહિત્યનો મેળ કેમ ખાય? કોઇ રીતે મનમાં ધડ ન બેસે.

શ્રી. રતુભાઇને એ વાત સમજાવવા કોશીશ કરી પણ એ તો અશકયને શકય બનાવનારા અને અને અસંભવને સંભવિત કરનારા. કહે કે તામીલ તેલુગુનું ચાલે છે તો આપણું કેમ ન ચાલે? નહિ સાંભળવું હોય તે ઊઠી જશે, પણ સો બસો ગુજરાતીઓ બેસી શકે તોય ઘણું. દરેક પ્રદેશવાળા દિલ્હીના એમના વસાહતીઓમાંથી પોતાને સાંભળનારો વર્ગ ઊભો કરી જ લે છે, એટલે એ ચિંતા કરવા જેવું નથી.

### છ ને બદલે અઢાર ઊપડયા

રતુભાઇ એક કામ મન પર લે છે પછી એને પાર પાડયે જ રહે છે. પણ મારા દિલમાં વાત બેસતી નહતી. ખર્ચનો અંદાજ પૂછયો. એમના દિલમાં એમ હતું કે ત્રણ દિવસનો કાર્યક્રમ રાખીએ ને છ સાત કળાકારો હોય તો કલાક દોઢ કલાકનો કાર્યક્રમ એક એક કળાકાર આપી શકે. એ મુજબ એમણે ખર્ચનો અંદાજ કહ્યો, ઉતાવળમાં મેં હા પાડી દીધી.

પછી વિચાર આવ્યો કે દિલ્હી જેવા સ્થળે કોઇ કળાકાર ન જામે તો? એટલે પૂરતા વૈવિધ્ય વગર પાર ન પડે. એટલે ૧૦–૧૨ જણાને લઇ જવા જોઇએ. બીજી વખતના કોલ વખતે મેં એમ જણાવ્યું. ખર્ચનો અંદાજ અઢી ગણો બતાવ્યો.

રતુભાઇએ તો બધું નક્કી કરી નાખેલું. ત્યાંથી મળનારા ખર્ચની રકમને મર્યાદા હતી. એથી વિશેષ મળી શકે તેમ ન હતું. પણ એમણે મારી વાતને વધાવી લીધી. મારા દિલનો ખચકાટ મેં કળાકાર મિત્રોને પણ કહ્યો. અને કાનજીભાઈ બારોટ જેવા મિત્રો મારી સાથે સંમત પણ થયા. છતાં સૌના દિલમાં એક નવો ઉત્સાહ, એક નવો તરવરાટ જાગી ગયેલો. દિલ્હી જવા વાછટીઆ ઘોડાની જેમ હણહણી રહ્યા. અને દિલ્હી જવા રવાના થયા ત્યારે ૧૨–૧૩ને બદલે સંખ્યા ૧૮ ને આંકડે પહોંચી. હજી બે જુવાનો તો ન આવી શકયા, નહિતો કાફલો ૨૦ની સંખ્યાએ પહોંચી જાત. ખર્ચનો અંદાજ ત્રણ ગણો થઇ ગયો.

### આનંદના ઊઢેરા

ગામ પરગામથી બધા કલાકારોને નિયત તારીખે ભેગા કરવા, એ સૌને પોતપોતાનાં કામ

કાર્યક્રમોને આગળ પાછળની તારીખોએ અનુકૂળ કરવામા જ ઠીક ઠીક દિવસો પસાર થઇ ગયા પણ જ્યારે દિલ્હી માટેની ગાડીમા રાજકોટથી બેઠા ત્યારે હરખની ભરતીઓ ચડવા માંડી, મોજના તોરા છૂટવા માંડયા

સૂવાની તો સગવડ જ કયા હતી ? એટલે આખી રાત ગુલતાનમા પસાર કરી અમારામાના બે ત્રણ કે ચાર પાચ ભાગ્યે જ ક્યારેક ભેગા થઇએ, અને પ્રસંગોપાત મળીએ ત્યારે માડ બે ચાર કલાક વાતો કરવાના મળે

આતો અઢારમાંથી બાર તેર જણાને એક સાથે સામસામા બેસવાનું મળ્યુ પછી પૂછવુ જ શુ ? રાતભર લોકસાહિત્યના ખજાના ખૂલતા રહ્યા વાત, વિગત, દુહા છંદ ને અન્ય સાહિત્યના રંગની ભરતી ચડતી આવે કાર્યક્રમો કરતાંય મજા કાર્યક્રમ પહેલાંના ડાયરાની છે

બીજે દિવસે મહેસાણાથી ટ્રેઇન ઊપડે તે પહેલા જ સૂર લગી ગયા ગીત ભજનની ઝૂક બોલતી આવે નાનજી મીસ્ત્રીની આંગળીઓના ટેરવે આંખો ફૂટી છે વાયોલીનને એ જેવુ ભાળે છે એવા દેખતા ઓછા ભાળે છે કાઈ હાજીનો જીવ એની આંગળીઓએ આવીને વસ્યો છે નાત ઢોલક એના હાથમાં નાચતી આવે છે

લોકસાહિત્યનુ આપણુ કલાધન

કચ્છ મુદ્રાના અમારા ૭૨ વર્ષના બુઝર્ગ નગારચી સુલેમાનભાઇના રોમ રોમ તાલ લય સૂર ને નાદથી વ્યાપ્ત બની ગયેલ છે, તો એમના પુત્ર સુમારભાઇના શ્વાસે શ્વાસે શરણાઇના સૂર ગુંજે છે

માઈક એક બાજુ કંઠની બુલંદી હણી નાખી છે, તો બીજી બાજુ કંઠના નકસીકામનું કામણ પ્રગટ કર્યું છે જરાક ધીરજને શાંતિથી શ્રી પુષ્પાબહેન છાયાને કોઇ સાંભળે તો અબ્દુર રહેમાન ચુઘતાઇની રેખાઓની નજાકતની મોજ એમાંથી મળે ત્યારે દીવાળીબહેન ભીલના રણકતા કંઠમા નિસર્ગનું ચાગલુ લાલિત્ય છલકે છે

અંગ જેટલી જ પ્રલબ એવી મધુર સુરાવટ વાગો લાખોભાઇ, નર્તતા કંઠનો ગાયક કિતુદાન, રંગીલા કંઠવાળા કરશન પઢિયાર, દર્દીલા કંઠના દાદુદાન, સંગીતના બધાં ક્ષેત્રે રમતા ભમતા મસ્ત ગાયક અમરદાસ અને પરજના ઢંગમાં આજે અદ્વિતીય એવી મીઠી મદીલી ને એકધારી જાગ્યે આવતી સુરાવટવાળા અમરનાથ એમ પારોઠ ભેંસના દૂધની તર જામે એવી જમાવટ થતી આવે, પછી પિંગળશીભાઈ પડમાં આવ્યા વગર રહે ? અને ગરવા ગંભીર એવા અમારા કાનજીભાઇ તો ગદ્ગદિત થઇ જાય, અને સંભારી સંભારીને વંડેલા મોતી જેવાં પ્રાચીન ભજનોના ઓવાણુ આપતા જાય ને કયારેક સૂર પણ પુરાવતા જાય

ડાકલુ વાગે ને ભુવો ધુણ્યા વગર ન રહી શકે તેમ જગાભાઈ અને ચમાભાઇ જ્યાં બેઠા હોય ત્યાંથી મંજીરાના મંજુલ ધ્વનિ ઝણકાવ્યા વગર ન રહી શકે

અમારામાંથી કેટલાક દિલ્હી જ નહિ જોયેલુ થોડાકે દિલ્હીમાં રેડિયો આયોજિત કાર્યક્રમોમા ભાગ લીધેલો

## દિલ્હીના કેડે કવિતાના સર્જન

'ગાંધી દર્શન'ની પૂર્ણાહુતિનો પ્રસંગ એટલે ગાંધીજીને અંજલિ તો આપવી જ રહી ૭૬ દુહા તો ગાંધીજી અંગે ઘણા હતા પણ સંઘગાન વગર મજા ક્યાંથી જામે ! કોરસ માટે એક જ કડી જોઇએ કવિ હૃદય માડયા કલ્પના કરવા શબ્દો સીધા સાદા જોઇએ તો જ કોરસ જામે

પિંગળશીભાઇએ આગળના શબ્દો આપ્યા 'ગાંધીજી તારા ગુણ વખાણુ " એ પછીના શબ્દો મે આપ્યા " કે બાપુ તારા બોલ વખાણુ " ત્યા દાદુભાઇએ પૂરૂં કર્યું કે

ભારતમાનો લાડકો હો
સોરઠનો સરદાર–ગાંધી તારા

જામી ગયુ. એવુ જામ્યુ કે દિલ્હીના સાતેય કાર્યક્રમોના મંગલ પ્રારંભને આ એક જ કોરસગીતે ઉઠાવ આપી દીધો સાથે ગાંધીજીના દુહા ૭૬ અને શ્રી પિંગળશીભાઇ તથા દાદુભાઇએ ત્યારે જ રચી

આપેલ ૭૬ ૭૫૫૪ પણ ખરા.

ત્યાં તો દિલ્હી દેખાવા માંડ્યું. અગાઉ દિલ્હી આવી ને હોટલોમાં ઊતરનારાઓનો અનુભવ બહુ આકરો. અને અમારો તો અઢાર જણાનો કાફલો. અમે તો બધાય સોજા હતા, નહિ તો અઢાર કલાકાર ભેગા થાય ત્યારે એક આખો ઊંટ થઇ રહે.

## ઝલાં ઝલાં રખાવટ

અઢારને એક સાથે ઊતારવાના કર્યા, એમના ખાવા પીવાનું અને ડાયરાનું શું? પણ એ બધી ચિંતા તો રતુભાઇને કરવાની હતી. તા. ૨૦મીની સવારે પહોંચ્યા ને પોતે તા. ૨૧ મીની સવારે પહોંચી ગયા.

અમારી આગતા સ્વાગતા માટે અમારા જૂના મિત્ર અને રતુભાઇના રચનાત્મક વિભાગના સેક્રેટરી શ્રી. દિનુભાઈ માંકડ અને અમરેલી મ્યુઝીઅમના ક્યુરેટર શ્રી હીરાભાઇ શાહ સ્ટેશને અમને લેવા આવેલા. પછી તો જાનમાં સોંઢયા હોઇએ એમ મોટરમાં મહાલતા ઉતારે પહોંચ્યા. પણ ક્યાંય અજાણ્યાપણું કે અગવડનું નામ નિશાન ક્યાંથી હોય? પોતાના ઘરમાંય માણસ થોડો સંકડાશથી સાચવી અને કરકસરથી રહે. આ તો ઘરનું ઘર અને છતાંય મુક્તમોકળાશ. એકથી એક અધિકતર ચા નાસ્તા, ભોજન, સુવા બેસવા અને હરવા ફરવાની વ્યવસ્થા ગોઠવાતી જાય. એક ફૂલ ચડે અને એક ઊતરે.

નક્કી હતું ફેબ્રુઆરીની ૨૧ થી ૨૪ તારીખ સુધીના ચાર દિવસનાં રહેણાક ને વ્યવસ્થાનું. એને બદલે અમે સાત દિવસ રોકાયા. પળે પળે અમે રતુભાઈની વહિવટકુશળતા, વ્યવહારદક્ષતા અને સોરઠી અમીરાતનો અનુભવ કરતા રહ્યા. કલ્પના તો આજે ય અકળાવે છે કે એમણે ચાર છેડા ભેગા કેમ કરીને કર્યા હશે?

## ખેલદિલ કલાકારો

આવો મનસાગરો મળે પછી અમારાં દિલને કોળવામાં શું બાકી રહે? તળપદી બોલીના સાહિત્યનો અમારો અધોં સંકોચ તો ત્યારે જ દૂર થઈ ગયો. નાહી ધોઇ ચા નાસ્તાથી પરવારી ને પ્રેક્ટીસમાં બેસી ગયા. પણ એકધારા ચાર કલાક. તાલ, લય, સૂર, શબ્દ, વજન, ઢંગ, વેગ, આવેગ, ગતિ, ભાવ અને રજુઆતને તોળી તોળીને સફાઇ કરતા ગયા. જ્યાં સુધી ગીત સંગીતને સાજનું સૌષ્ઠવભર્યું સુરેખ કલામય કંડારણ ન સધાય ત્યાં સુધી મેં કદી જંપ લીધો નથી કે કોઇને જંપવા દીધા નથી. પણ શું એ કલાકારભાઈ બહેનોની સહૃદયતા! કલાના વિનિમય દ્વારા લાગણી ભાવ અને કલામયતાનું ઐક્ય સધાતું આવે. દિલેરીની મસ્તી ચડી જાય. આ જે એકાત્મભાવ પેદા થયો એણે દિલ્હીમાં લોકસાહિત્યને અને કળાકારોને ગૌરવ અપાવ્યું છે. પણ કેટકેટલાં પરિબળો એની પાછળ કામ કરતાં હતાં?

તા. ૨૦ના રોજ તા. ૨૧મીના કાર્યક્રમની પ્રેકટીસ કરતા રહ્યા અને તા. ૨૧મીએ તા. ૨૨મીના કાર્યક્રમની પ્રેક્ટીસ કરી. દરેક કાર્યક્રમની ૨૪ કલાક અગાઉથી જ પૂરી તૈયારી કરતા રહ્યા.

## સંયોજનની સમસ્યા

કલાકારોનું આભુષણ નમ્રતા છે. અહંતા એના આંતરિક વિકાસનો અવરોધ છે. ટીમ વર્કમાં કોઈ એક આઇટમ બીજાથી નબળી ન જાય એ માટે ઘણું ઘણું જાળવવાનું હોય છે. એ જો ન જળવાય તો સમગ્ર કાર્યક્રમની ધારી સફળતા કદી મળતી નથી. અને દરેક કલાકાર સહૃદયી હોય તો જ એ શક્ય બને. આટલું છતાં દરેક કલાકારના નિરનિરાળા વ્યક્તિત્વને પૂર્ણ અવકાશ રહેવો જોઇએ. અને દરેક કલાકારમાં એક બીજાથી નિરાળું એવું વ્યક્તિત્વ અને કલાવૈશિષ્ટ્ય હોય જ છે. એટલે કલાકારોએ પણ એક બીજાની સ્પર્ધામાં ઊતરવાનું કોઇ કારણ નથી હોતું. જ્યાં કોઇની શક્તિ વધુ હોય ત્યાં તેના સ્વીકારથી કલાને કલાકાર બંને દીપે છે.

આટ આટલું છતાં પ્રેક્ષકોમાં કઈ આઇટમ, કઇ ચીજ વધુ અસરકારક નિવડી જશે તે કોઈ કહી ન શકે. અણધારી ચીજ ક્યારેક આબાદ નીવડીને શ્રોતાઓની મુક્ત પ્રશંસા મેળવી જાય છે. અને ધારી ચીજ એટલી સફળ ન પણ જાય. છતાં સૂઝ

સાથેનું સુરેખ સંયોજન સફળતાનો આત્મવિશ્વાસ પ્રગટાવે છે ને ભાગ્યે જ નિષ્ફળ જાય છે.

તા. ૨૧ થી તા. ૨૪ સુધીના દરેક કાર્યક્રમ અમારે નવી ચીજો ને નવી રજુઆત દ્વારા એક એકથી ચડિયાતા જ આપવાના રહે. એમાં આરોહણ જ હોય. સિવાય કે અગાઉ રજૂ થયેલી કોઇ ચીજો માટે શ્રોતાઓ જ ઉત્સુક હોય એટલે ગાંધીજીને અંજલિ આપતા કોરસ ગીત સિવાય સાતે ય કાર્યક્રમોમાં અમે કોઈ એક ચીજને ફરી રજૂ નથી કરી. સિવાય કે એકાદ ગીત ફરીથી ગાવાની શ્રોતાઓની આગ્રહપૂર્વકની માંગ થઇ તે સિવાય. આ સાતેય કાર્યક્રમોના બધા મળીને પંદરેક કલાક થતા હતા.

## 'ગાંધી દર્શન'ની રંગશાળામાં

અમે દિલ્હી ગયા ત્યારે ત્યાં વરસાદ પડી ગયેલો. ભેજવાળી દિલ્હીની અમારા માટે કાતીલ એવી ઠંડી, તા. ૨૧ના રોજ સાંજના સાડા ૭ વાગ્યે ગાંધીદર્શનની રંગશાળામા તખ્તા ઉપર ગોઠવાયા. તે દિવસે તો શ્રોતાઓ ઉપર અને અમારા ઉપર પણ ચંદની બંધાયેલી.

અમારા દિલ્હીમાં પહોચ્યા અગાઉ ગુજરાતી સમાજમાં અને અખબારોમાં શ્રી. રતુભાઇએ કાર્યક્રમની અને કલાકારોની ખૂબ પ્રસિદ્ધિ અપાવેલી. 'ગાંધી દર્શન'ના વિશાળ સ્ટાફમાંથી પણ ઘણા હતા. તે ઉપરાંત દિલ્હીના આગેવાન ગુજરાતીઓ અને કેટલાક સંસદ સભ્યો પણ હતા. તેમાં શ્રી. શ્યામપ્રસાદ વસાવડા અને તેમનાં પત્ની પણ હતાં. ગાંધીદર્શન સમિતિના અધ્યક્ષ શ્રી. ઢેબરભાઇ પણ હતા. અને તે ઉપરાત ઉત્તરભારતી, રાજસ્થાની, પંજાબી, બંગાળી, તામીલ તેલુગુને મલયાલી તથા મહારાષ્ટ્રીનો પણ શ્રોતાઓમાં હતા. શ્રી. ઢેબરભાઇ, શ્રી શ્યામપ્રસાદ વસાવડા અને અન્ય મિત્રોને શ્રી રતુભાઇ બધું સમજાવતા જતા હતા.

અમારા કળાકારો પ્રેક્ષકોનું મોઢું જોઇ શકે એટલા પ્રકાશથી અને માઇકનો થોડો પડઘો પોતા સુધી પહોંચે એવી રીતે ટેવાયેલા હતા. દિલ્હીના શ્રોતાઓ માત્ર કળાકારો ઉપરના પ્રકાશથી જ ટેવાયેલા અને સાઉન્ડ સીસ્ટમ વગર માઈક ગાતા કે વાતો કરતા હોઈએ તેવી. એથી થોડીવાર તો મુંઝાણા પછી ટેવાતા ગયા.

## સોંસરવા ગયા શ્રોતાઓમાં

ભરચક મેદની સમક્ષ શરૂઆત નોબત શરણાઇથી કરી. સાતેક મિનિટમાં તો વાતાવરણને તાલબદ્ધ ધ્વનિત આંદોલનોથી ભરી દીધુ, એ પછી ગાંધીજીને અંજલિ આપતો એક છંદ રજૂ કરીને ગાંધીજી અંગેનું કોરસ ગીત ઊપાડતાં સમસ્ત શ્રોતાગણ ભાવોદ્રેકમાં આવી ગયો. પછી છંદગાન અને દુહાની રમઝટે ગાંધી દર્શનને ડોલાવ્યું.

તરત જ લાખાભાઇ અને પુષ્પાબહેન છાયાની જુગલબંધીનું લોકગીત રજૂ થયું. પછી અમરનાથના પરજના ઢંગનું ભજન, દીવાળીબહેન અને કરશન પઢિયાર ને પુષ્પાબહેનનાં લોકગીતો રજૂ થતા ગયાં ને મેદની મુગ્ધ બનતી ગઇ. જિતુદાનના "માને નહિ કેમ!" એ ગીતે તો વન્સમોર લીધો. ત્યારબાદ દાદુભાઈ અને લાખાભાઇના ગીતોએ જમાવટ કરી લીધી એકને બદલે દોઢ કલાકના લોકગીતોના કાર્યક્રમે શ્રોતાઓનાં દિલ ડોલાવી દીધાં. સૂર શબ્દનાં બાણ સોંસરવાં ગયા. શબ્દ ન સમજ્યા એને તાલ સૂરના ધ્વનિએ ભાવવશ બનાવ્યા. આ રસ જમાવટ પાછળ ભાઇ શ્રી નાનજી મીસ્ત્રીના વાયોલીનના કસબ અને હાજીભાઈના ઢોલક્વાદને અજબ રંગ પૂર્યા. લોકગીતોના સ્વરોને આંદોલન આપીને એના સૂક્ષ્મ ભાવો નાનજીભાઇએ વાયોલીન જેવા પરદેશી વાદ્યમાંથી નીપજાવ્યા, તો ગાયકવૃંદને મસ્તી ચડાવી હાજીભાઇના સ્ફુર્તિલા ને રંગીલા બાજે. અમારા દિલમાંથી ખટકો નીકળી ગયો. સૌ મોજમાં આવી ગયા કે હવે મેદાન આપણું છે. અમારી સામે નજીક બેઠેલા શ્રોતાઓની પ્રસન્નતા અમે માણી શકતા હતા.

## દિલ્હીમાં દેહાણ કથા !

એ પછી આવતી હતી કાનજીભાઈ બારોટની વાર્તાની રજુઆત. જેનો અમને સૌને મોટો ડર હતો કે વાર્તા ન ઊપડે તો શું ? કાર્યક્રમની પ્રત્યેક

ચીજ સાથેની રજુઆત આછી સમજ સાથે થતી હતી. શ્રી. કાનજીભાઈ અને એમની વાર્તાની શૈલીની થોડી સમજ આપી. અને પૂર્ણ ગાંભીર્ય સાથે એમણે દસ્તાવેજની વાર્તા ઊપાડી, રંચ પણ થડકાટ સિવાય પૂરા આત્મવિશ્વાસથી વાર્તાને વહેતી મૂકી. વાર્તામાં દુહા, ગીત કવિત આવ્યે જતાં હતાં. પણ ભાષા ન સમજવાથી પરભાષી શ્રોતાઓમાંથી કેટલાક ઊઠતા ગયા. ધીરે ધીરે ગુજરાતીઓ, થોડા રાજસ્થાની થોડા બંગાળી, થોડા પંજાબી, થોડા મહારાષ્ટ્રીઅન અને થોડા ઉત્તર હિંદુસ્તાની રસિક સમાજ જામી ગયો.

## વારતાએ તો અંતર વીંધ્યાં

વાર્તાની જમાવટ થઇ ગઈ. કાનજીભાઇના ઘેરા બુલંદ અવાજના પડઘા છવાઇ ગયા. એક તો દિલ્હી, સામે પળે પળે દાદ દેનારો સન્માનિત શ્રોતા સમૂહ અને પાછા કાનજીભાઇ. એમણે પોતાની વાર્તાના વણાટમાં સમાજજીવન અને રાજકીય પ્રવાહોના વિરોધાભાસના મુદ્દા ઉઠાવી ઉઠાવીને મર્મ વિનોદના મીઠા ચાબખા દેવા માંડયા પણ સુજ્ઞ સમાજ એના વેણે વેણે મોજ માણતો ગયો. ઢેબરભાઇને આટલા મુક્ત દિલે હસતા દિલ્હીમાં કોઈએ નહિ જોયેલા, અમે પણ આટલા આનંદથી હિલોળતા કદી નહિ જોયેલા મર્મનો પ્રહાર પડયા ભેગી એમની તાળી પડી જ હોય. ઢેબરભાઇને આમ મુક્તપણે હસતા જોઈને દિલ્હીના એમના સાથીદારોને બહુ આનંદ આવ્યો. શ્રી શ્યામપ્રસાદ વસાવડા તો રતુભાઇનું મન રાખવા થોડા સમય માટે આવેલા. એને બદલે રતુભાઇને કહે કે આની તો ૨૫–૨૫ રૂપિયા ટિકિટ હોય તો પણ આવવાનું મન થાય તેવું છે. ઢેબરભાઈને ઉધરસની તકલીફ હતી તે ડોકાણી જ નહિ.

વાર્તા દોઢેક કલાક ચાલી, પણ વાતાવરણ હરખને હિલોળે ચડી ગયું. એના ઉપર દ્વારકાના વાઘેરોનું ‘ના છડિયાં હથિયાર અલાલાબેલી’નું કોરસ ગીત અમે ઉપાડયું. પણ ધરતી હોંકારા દેવા લાગી, વીરરસની છોળો ઊડવા માંડી.

સાડા ત્રણ કલાકે કાર્યક્રમ પૂરો થયો ત્યારે જાણીતા અને અજાણ્યા એવા મિત્રો શ્રોતાઓ મંચ ઉપર ધસી આવ્યા. આનંદના ઉમળકાથી સૌ મળ્યા. ઢેબરભાઈ પણ મંચ ઉપર આવી સૌની સાથે પ્રેમથી મળ્યા ને ખબર અંતર પૂછયા.

## આમંત્રણો ઊમટયાં

પહેલાં જ દિવસે આટલી સફળતાથી પાર પડયા. પછી અમારા આનંદનું તો પૂછવું જ શું ? હસતા રમતા એક બીજા સાથે આનંદ ઉડાવતા તે રાતે દોઢ વાગ્યે પથારીમાં પડયા. પણ આનંદ ઊંઘને હડસેલતો રહ્યો કે “ઊંઘ આઘી જા ! આઘી જા !” ઊંઘ તો ગઇ પણ કાનજીભાઇને એક યજમાનના પ્રસંગે કાઠિયાવાડ બીજે જ દિવસે પાછા ફરવું પડયું, એનો એમને અને અમને બહુ ખટકો થઈ પડયો. એક બીજાનો આનંદ છોડયા જેવું થઇ પડયું.

તે દિવસે કાર્યક્રમ પૂરો થતાં એક સાથે ૭ સાત આમંત્રણો જુદી જુદી સંસ્થાઓ તરફથી આવી પડયાં. રતુભાઇની પાછળ પડયા ને રતુભાઇને મૂંઝવતા રહ્યા.

દિલ્હીના કાર્યક્રમોનું રતુભાઇએ જે આયોજન કરેલું એમાં એક પણ વધારાના કાર્યક્રમને અવકાશ જ ન હતો. એ માટે તો રતુભાઇ પોતાનાં બધાં અગત્યના કામોમાંથી વધુમાં વધુ વખત અમારા માટે કાઢી રહ્યા હતા. તા. ૨૧મીના કાર્યક્રમની અમે તૈયારીમાં પડયા હતા ત્યારે રતુભાઈ વડાપ્રધાનના નિવાસ સ્થાને કાર્યક્રમ ગોઠવવાના આયોજનમાં પડયા હતા. દેશમાં રાજકારણની રમઝટ બોલતી હતી, પાર્લામેન્ટ ચાલુ હતી અને માથે બજેટ ગાજતું હતું, એની વચ્ચે એમણે વડાપ્રધાનના નિવાસસ્થાને લોકસાહિત્યના કાર્યક્રમનું નક્કી કરાવ્યું.

## અરમાને ઊંચા ઊઠાવ્યા

પ્રધાનો કરતાં પાસવાનો વધુ ડાહ્યા હોય છે. એવા ડાહ્યાઓ તરફથી કહેવાયું કે વડાપ્રધાન ઈંદિરાજીને ત્યાં વિશ્વશ્રેષ્ઠ વાયોલીન વાદક યેહૂદી મેન્યુહીન મહેમાન છે. એ વિશ્વના આદિસ્વરો વચ્ચેની ખૂટતી કડીઓ શોધી રહ્યા છે. વડાપ્રધાન એમને આપણું લોકસંગીત સંભાળવવા માગે

તો એક નિષ્ણાત ગણાતાં બહેનની સંસ્થામાં કલાકારોને મોકલો. એ નિર્ણય કરીને કહેશે.

રતુભાઈએ તરત જવાબ વાળ્યો કે આ કાંઈ પરીક્ષા દેવા નથી આવ્યા. આ તો લોકસંગીતના મસ્ત કલાકારો છે. એમને સાંભળવા હોય તો અમારે ત્યાં આવીને સાંભળો. એમને સાંભળીને નિર્ણય લેવાનો હોય તો અમારે કાર્યક્રમ નથી ગોઠવવો.

રતુભાઈના આ અરમાનથી છેવટ વડાપ્રધાનના અંગત માહિતી નિયામક શારદાપ્રસાદ અમારે ઉતારે આવ્યા. અમારી પ્રેક્ટીસ ચાલતી જ હતી અર્ધો પોણો કલાક નિરાંતે બેઠા ને પ્રસન્ન થઇ ઊઠયા. એમણે પંદર વીસ મિનિટનો કાર્યક્રમ ગોઠવવા કહ્યું. વડાપ્રધાનને લંચ પછી જ સમય મળે તેમ છે. એ વખતે કામની બહુ ભીંસ રહેશે તો કદાચ થોડી જ મિનિટ બેસીને ચાલ્યા જશે અને બ કી । સમય દરમિયાન યેહુદી મેન્યુહીન કાર્યક્રમ સાંભળતા રહેશે.

## વડાપ્રધાનના નિવાસસ્થાને

વડાપ્રધાનના નિવાસસ્થાને અને તે આવા અડાભીડના વખતે અમારો કાર્યક્રમ ગોઠવાય તે અમારા માટે મોટું માન હતું, પણ એથીયે વધુ મોટો આનંદ તો વિશ્વશ્રેષ્ઠ વાયોલીન વાદક યેહુદી મેન્યુહીનને લોકસંગીત સંભળાવવાનો હતો. વિશ્વના આદિ સ્વરોનું જે તેઓ સંશોધન કરી રહ્યા હતા તે એમને લોકસંગીતમાંથી જ મળે તેમ હતું. એટલે જોગાનુજોગ આપણા લોકસંગીતનું સાચું મૂલ્યાંકન વિશ્વના એક શ્રેષ્ઠ સ્વર–સંયોજક અને સ્વર–સંશોધક તરફથી મળે તેમ હતું.

એક મોટો લાભ અમને મળી ગયો આપણા ખ્યાતનામ ને લબ્ધ પ્રતિષ્ઠ ચિત્રકાર એવા લાઠીના કુ. શ્રી મંગલસિંહજીનો. સંગીતની તમામ પદ્ધતિના ખાગી, અભ્યાસી ને રાગ રાગિણીઓનાં બેનમુન ચિત્રો આપણને આપ્યા પછી હવે તેઓ શ્રુતિઓનાં ચિત્રો આલેખવાનું વિચારી રહ્યા છે. લોકસાહિત્યનો તો એમને પારણાનો પ્રેમ.

એવા કુ. શ્રી મંગલસિંહજીનો ઉતારો અમારા ઉતારાની નજીક એટલે સાતેય દિવસ ને રાત અમને સ્નેહ ને સાથ આપતા રહ્યા. એમને પણ યેહુદી મેન્યુહીનને મળવાની ઝંખના. એટલે ગોઠવણ એવી વિચારી કે શ્રી. દિનુભાઇ માંકડ સૌનો પરિચય કરાવે અને કાર્યક્રમને અંતે કુ. શ્રી. મંગલસિંહજી લોકસંગીતની યેહુદી મેન્યુહીનની અસર વિષે ચર્ચા વાર્તાલાપ કરે.

## પરિચય પારસ્પરિક

લોન ઉપરની જાજમ ઉપર અમે ગોઠવાયા ને સામે લોબીમાં વડાપ્રધાન વગેરે આવવાની તૈયારી થઈ ત્યાં એમના નિવાસસ્થાનનાં એક બહેન આવીને કહે મેન્યુહીન જેવા મહાન વાયોલીનવાદક સામે આ વાયોલીન કેમ લઇ આવ્યા ? એમને ઘણું સમજાવવા કોશીશ કરી કે આ વાયેલીન તો અમ રા લોકવાદ્ય રાવણહથ્થાનું કામ કરે છે. રાવણહથ્થો ઓછી શક્તિવાળો છે. જ્યારે રાવણહથ્થાથી અનેકગણી તાકાત અમારા નાનજીભાઈએ વાયોલીનમાંથી નીપજાવી છે. આ વાત યેહુદી મેન્યુહીન એકદમ સમજી ગયેલા, પણ પેલાં બહેન ન સમજે, એથી અમારું માથું ભમાવી દીધું. અમને થયું કે પ્રથમ ગ્રાસે આ મક્ષિકા ક્યાં આવી ?

ત્યાં તો વડાપ્રધાન, યેહુદી મેન્યુદીન વગેરે આવી ગયાં એમની સાથે એમના બન્ને પુત્ર, પુત્રવધુ સોનિયા અને સ્વ. સરોજિની નાયડુનાં પુત્રી અને બંગાળના માજી ગવર્નર કુ. પદ્મજા નાયડુ વગેરે પણ ગોઠવાયાં, વડાપ્રધાન ઇંદિરાજી એમની સ્ફુર્તિલી અદાથી અમારી પાસે આવ્યાં. દિનુભાઈ માકડે સૌનો પરિચય કરાવ્યો. ઇંદિરાજીએ યેહુદી મેન્યુહીનનો પરિચય આપતાં કહ્યું કે આપણે ત્યાં જેમ પં. રવિશંકર છે તેમ પશ્ચિમના દેશોમાં યેહુદી મેન્યુહીન છે. ઇંદિરાજીને ક્યાંથી ખ્યાલ હોય કે યેહુદી મેન્યુહીનની ખ્યાતિના પ્રારંભથી આજ સુધીના એમના વિકાસથી અમારામાંનો કેટલાક સતત માહિતગાર રહેતા આવે છે।

## ૧૫ મિનિટમાંથી ૪૫ મિનિટ

કાર્યક્રમ શરૂ થયો. શરૂઆત નોબત શરણાઇથી કરી. ત્રણ જ મિનિટમાં લાવણીના ઠેકા ઉપર સુલેમાનભાઇએ પોતાની બધી જ કળા પાથરીને રંગત જમાવી દીધી. તરત જ ગાંધીજીના કોરસથી વાતાવરણું થીજાવી દઇને અમરનાથજીના સુરીલા કંઠે 'બાણુતો લાગ્યાં'ના પરજનું ભજન છેડયું.

આટલું થતાં થતાં તો સાંભળનારા સૌ આનંદમાં આવી ગયા અને યેહુદી મેન્યુહીન તો લોબીને છેડે અમારી સામે આવી સ્થિર ચિત્તે સાંભળી રહ્યા. ઇંદિરાજીએ કહેવરાવ્યું કે જસમા ઓડણનો રાસડો ને માતાજીનાં સ્તવન સાંભળવા છે. એ પછી એમણે ચારણી છંદો સાંભળવાની ઉત્સુકતા બતાવી.

ઘડિયાળનો કાંટો વીસ મિનિટ તો ક્યારનો ય વટાવી ગયેલો. સ્તવનો પછી છંદગાન ગજાવી રહ્યા ત્યાં કાંટો ૪૦ મિનિટે પહોંચવા આવ્યો એટલે અમે વાઘેરોનું 'ના છડિયાં હથિયાર'નું કોરસ ઉપાડ્યું. અને એ વીરરસના પડછંદા માથે નોબતને વહેતી કરીને વાતાવરણ ગોરંભાવા માંડયું ત્યાં પૂરી ૪૫ મિનિટ થઈ ગઇ હતી.

### અમારો અત્યાધિક આનંદ

૧૫ને બદલે ૪૫ મિનિટ સુધી ઇંદિરાજીએ રસપૂર્વક કાર્યક્રમ સાંભળ્યો ને લોકસંગીતના છંદ, સ્તવન અને રાસડા સાંભળવાની જિજ્ઞાસા બતાવી એથી કલાકારવૃંદને ખૂબ આનંદ થયો.

યેહુદી મેન્યુહીને લોબી ઉપરથી નીચે આવીને સુલેમાન જુમાના નોબત શરણાઇનું પૂછીને નાનજી મીસ્રી સાથે હાથ મિલાવી સૌના ખબર અંતર પૂછ્યા. કુ. શ્રી. મંગલસિંહજી સાથેનો એ આખો વાર્તાલાપ આ લેખ પછીના પાનામાં આપ્યો છે.

કુ. શ્રી. મંગલસિંહજીએ જ્યારે આ વાર્તાલાપમાં યેહુદી મેન્યુહીન ખૂબ પ્રભાવિત થયાનું અને ખૂબ રસપૂર્વક સાંભળ્યાનું જણાવ્યું ત્યારે અમને સૌને ખૂબ આનંદ થયો.

તે દિવસે કલાકારવૃંદ ઊપડયું ઊપડતું નહતું. સૌથી વધુ આનંદ તો એટલા માટે થયો કે નાનજી મીસ્રીએ વાયોલીન ઉપર લોકઢાળોની જે કલા સાધના કરેલી તેની વર્ષો પછી એક વિશ્વશ્રેષ્ઠ વાયોલીન વાદક કદર કરનારો મળી ગયો.

અમારામાં બે તો દાઢીરાળવાળા સાધુ હતા. એક અમરનાથ અને બીજા અમરદાસ. એમણે બધાનું ધ્યાન ખેચ્યું. એમાંય તે અમરનાથના ગળામાં પેટ સુધી ઝૂલતી રંગબેરંગી મોટા મણકાની માળામાં સૌએ ખૂબ રસ દાખવ્યો. સોનિયાથી માંડીને ઇંદિરાજી સુધીના સૌના હાથમાં એ માળા ફરી, નિવાસસ્થાને પહોંચ્યા ત્યારે કલાવૃંદની વાતે સાંભળી સૌથી વધુ રાજીપો રતુભાઈને થયો. હજી અમે વડાપ્રધાનને ત્યાંથી પાછા ફરી રહ્યા હતા ત્યારે રતુભાઇ રાષ્ટ્રપતિ શ્રી. ગિરિની મુલાકાત અમારા માટે ગોઠવી રહ્યા હતા.

### બાવીસમીનો બેનમૂન કાર્યક્રમ

તા. ૨૨મીની સાંજ એ પછી સોનાની જ ઊગે ને! તે દિવસે દિલ્હીના ગુજરાતી સમાજમાં આગલા દિવસના કાર્યક્રમના રસ રંગના સમાચાર પહોંચી વળ્યા હતા. એટલે શ્રોતાઓમાં સૌથી વધુ જમાવટ ગુજરાતીઓની હતી. સંસદ સભ્યોની સંખ્યા પણ વધી હતી. ઢેબરભાઇ મુંબઈ માટેના પહેલા વિમાનની ટિકિટ કેન્સલ કરાવી બીજા વિમાનની ટિકિટ કઢાવી અર્ધો પોણો કલાક હાજરી આપીને જ ગયા. શ્રી. શ્યામપ્રસાદ વસાવડા પણ આવી ગયેલા.

પણ રંગશાળામાં શ્રોતાઓ માથે કે અમારા માથે છત જ ન મળે. ખુલ્લું આકાશને ઠંડી કહે મારું કામ. સમી સાંજથી વલ પડવા માંડેલો. પણ આજ તો એક એક કલાકાર એવા જામે કે તાળી ઝાલ્યા ય હાથ ન રહે. એક એક કલાકાર આખી રાત ઉખાડયા ન ઊખડે એવી મસ્તી ચડી ગયેલી.

### વીરરસ ને સૂરસંવેદન

નોબત શરણાઇએ દીપચંદી ઉપર ભજનની ધૂનમાં આભા પાથરી દીધી. ગાંધીજીને છંદ ગાનથી અંજલિ આપી ને ગાંધીજીનું કોરસ ઉપાડયું ત્યારે ઓડિયન્સ સામા બોલ ઝીલવા માંડયું. પછી ઊપ-

ડેયા છંદ ગાનમાં. રેણુકી, ચર્ચરી, ત્રિભંગી, સવૈયા, ભૂજંગી ને અર્ધનારાચથી અવકાશ ગાજવા માંડ્યું. દુહાઓથી એનું સમાપન કરી તખ્તો પિંગળશીભાઈ ને સોંપી દીધો. કૃષ્ણ વિષ્ટિના વીરરસની પિંગળશી ભાઈએ ભારે જમાવટ કરી રોમાંચ ખડાં કરી દીધાં. આમ એક એક કલાકારના કંઠના એક એક કણ ઝીલાતા આવે. સામેથી હૈયાં હાકલ્યું કરતા જાય. લોકશ્રોતાના શબ્દોના ભાવ હલકે ચડે ને તાળીઓની ઝમઝૂટ બોલે કેટલાંક ગુજરાતી બહેનો તો ઊછળી ઊછળીને તાળીઓ પાડતા હર્ષોન્માદમાં ઘેલા બની જતાં.

## શૃંગાર હાસ્ય ને કરૂણરસ

આજ તો ભજનમાં જેમ અમરનાથજીએ શ્રોતાઓમાં ભાવોદ્રેક પેદા કરી દીધો તેમ લોકગીતોમાં પુષ્પાબહેન છાયા, દીવાળીબહેન ને કરસન પઢિયાર કમનીય નજાકતનો, પ્રકાશિત હલકનો ને ભાવ નર્તનનો રંગ જમાવી ગયા. ભરતી ઉપર ભરતી ચડતી આવે. આજે તો દાદુભાઈએ શૃંગાર રસની ભાવસૃષ્ટિ ખડી દીધી વેણુ વેણે કંકુની ઢગલિયું પડતી આવે. જિતુદાને અને લાખાભાઈએ અર્થ વિસ્તાર ને રસ-ભાવની હેલી ચડાવી. જિતુદાને શ્લેષની, મર્મની અને ઘેરાઘાની-હાસ્યની રંગત પીરસી શ્રોતાઓને મુગ્ધ કરી મુક્ત કંઠે હસાવ્યા તો લાખાભાઈએ કરૂણ રસથી હૃદય વલોવી શ્રોતાઓને દ્રવિત કરી નાખ્યા.

આમ નિર્વ્યાજ આનંદની મસ્ત આબોહવા કથાકાર અમરદાસજીને ભળાની દીધી બે દિવસથી દાઝના ભરેલા અમરદાસજીએ વિષય તો રામકથાનો ઉપાડ્યો, પણ કાનજી ભાઈએ ગઈકાલે બાકી રાખેલા મર્મ વિનોદનાં બાણોનું-શરસંધાન કરીને રંગશાળાને અનેકવિધ રસોથી રસી દઈ ભાવોની સાકાર સૃષ્ટિ ખડી કરી દીધી

## એકાકાર બનેલો શ્રોતા ને ઉદ્ગાતા

કાર્યક્રમના સમાપનના કોરસ ગીતમાં આજ અમારા કંઠમાં શરણાઈના સૂર ને નોબત વાદનના ઘોર ગાજતા હતા કાર્યક્રમ પૂરો થયો ત્યારે શ્રોતાઓ ને કલાકારો એકાકાર થઈ એકબીજામાં ઉમળકાથી એવા ગંઠાઈ ગયા કે નોખા ન પડે. રતુભાઈના હરખની તે શું વાત કરવી? પણ હજી સૂર શમ્યા નહતા ત્યાં સંસ્થાઓના આમંત્રણો રતુભાઈને ઘેરવા લાગ્યા પણ ૨૪ કલાકને કેટલાક નાણી બેય વ? ઉતારે અમારો રાતના બે વાગ્યે ઊતર્યો. અમારો ઊતરે ત્યારે રતુભાઈનો પણ ઊતરવો જોઈએ ને! પોરહીલુ માણસ. એ ડાયરામાંથી ગાઈ જ ન આવે.

## જાજરમાન જૂના જોડીદારને ત્યાં

રહો ફાટ્યે ઊના ફળફળતા નિત્ય નવા નાસ્તાથી પરવાર્યા ત્યાં તો ઊપડયા તા. ૨૩મીની સવારે અમારા જૂના જોડીદાર ને ગુજરાત સમાચારના ખાસ પ્રતિનિધિ શ્રી ચન્દ્રકાન્ત શાહને ત્યાં. સવારની બેઠક કેન્દ્રના આરોગ્યખાતાના પ્રધાન શ્રી કે. કે. શાહની હાજરીમાં ભાઈ ચન્દ્રકાન્તને ત્યાં થવાની હતી આજ તો ગુજરાત સરકારના દિલ્હીના માહિતીખાતાના અધિકારી શ્રી કુસુમભાઈ પણ ભેગા હતા રાષ્ટ્રપતિ સાથેની અમારી મુલાકાતના એ આવાહક બનેલા.

શ્રી કે. કે. શાહને આવતા જરા વાર થઈ, પછી કલાકારો નાસ્તાના થાળ માથે ક્યા સુધી થોભે? ચન્દ્રકાંતે પણ સોરઠી સત્કાર જ કરેલો. બધા યે મીઠાઈના થાળ પડતા મેલીને મગની વાટી દાળના ઢોકળા ઉપર તાપડ દીધો. પણ ત્રાપડ દીધે ય ન ખૂટ્યા. પાછી દિલ્હીના મીઠા બોર માથે મંડી પડયા.

શ્રી. કે. કે. શાહ આવતાં બેઠક જામી એય તે રસના ઘોયા નીકળ્યા એમણે ય મજેદાર શાયરી છેડી. લોકશ્રોતા ને ભજનોની બાખૂબ મોજ ઉડાવી

## રાષ્ટ્રપતિને રસાસ્વાદ

પાછા ઉતારે ન પહોંચ્યા ત્યાં રાષ્ટ્રપતિને મળવાનો સમય થવા આવેલો. પણ પહોંચી વળ્યા ખાત્રી કરાવીને ગયેલા કે કાર્યક્રમ તો નથી જ રાખવાનો ને! અને એમના સેક્રેટરીએ નિશ્ચિતપણે કહેલું કે કાર્યક્રમનો સમય નથી મળે તેમ. પણ રાષ્ટ્રપતિ-ભવન પહોંચ્યા. અમે બેઠક લીધી ત્યાં રાષ્ટ્રપતિ શ્રી ગિરિ આવી પહોંચ્યા આછો પાતળો પરિચય વિધિ પતાવીને બેઠા. ત્યાં રાષ્ટ્રપતિજી કહે કે "સમય

છે મારી પાસે. તમ તમારે ખુશીથી આદર કરો." કાર્યક્રમ ન હોવાનું તો ત્યારે બારોબાર નક્કી થઈ ગયેલું ને!

અમે તો સાજ પણ સાથે નહિ લાવેલા. પણ લોકસંગીતને સાજની શી જરૂર? રાષ્ટ્રપતિ ભવનના પટાંગણમાં અમરનાથજીના ભજન લલકારથી શરૂ કર્યું અને રાષ્ટ્રપતિને ખ્યાલ આપતા જઇ વિવિધ છંદોનો રસાસ્વાદ કરાવ્યો. રાષ્ટ્રપતિ છંદ–ભજનના વજને વજને તાલ દેતા આવતા હતા. બપોર ચડી ગયેલા. પણ દિલ્હીની ઠંડીના ખુશનુમા વાતાવરણમાં અમને પ્રભાતગાન કરતા હોઇએ એવો અનુભવ થયો.

## વણધારી જમાવટ

ત્યારે તો માત્ર તાલ પૂરીને જ રાષ્ટ્રપતિજીએ પોતાની લાગણી વ્યક્ત કરેલી. પણ તા. ૨૪-મીના ગાંધીદર્શનની પૂર્ણાહુતિ પ્રસંગે ગાંધી દર્શનના પેવેલીઅન ઉપર દીવાકરજી, રાષ્ટ્રપતિ શ્રી. ગિરિ અને ઢેબરભાઇએ આસન લીધું ત્યારે પૂર્ણાહુતિનું છેલ્લું એક ગીત ગાવા અમે તદ્દન નજીક ને સામે જ બેઠેલા. ઢેબરભાઇ શ્રી ગિરિને અમારો ઉલ્લાસભેર પરિચય આપતા હતા. ત્યારે શ્રી. ગિરિએ જણાવેલું કે મેં એમને ગઈ સવારે જ સાંભળ્યા. મને ખૂબ ગમ્યું.

તે દિવસની સાંજે રચનાત્મક વિભાગ તરફથી એના ખુલ્લા પટમાં કાર્યક્રમ ગોઠવાયો. આગલા દિવસે રવિવાર હોવાથી દોઢેક લાખ માણુસો 'ગાંધી દર્શન'ની મુલાકાતે આવી ગયેલાં. તા. ૨૩ મીએ સોમવાર અને પૂર્ણાહુતિ થઇ ગઈ હોવાનો ખ્યાલ. તેથી શરુઆતમાં ઓછાં માણુસો આવેલાં. ધીરે ધીરે ભરાતાં ગયાં. રોજના આવનારા ગુજરાતી મિત્રો તો સમયસર હાજર થઇ જ ગયેલા. કાર્યક્રમ ધારેલો બે કલાકનો પણ જમાવટ થઇ ગઈ ને ત્રણ કલાક ચાલ્યો.

## ચિલ્ડ્રન્સ કોર્નર ને પ્રતાપરાયભાઇ

રાતે ભોજન જેવા નાસ્તાનું ઇજન ચીલ્ડ્રન્સ-કોર્નર્સના સંયોજક શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા તરફથી હતું. એટલે સીધા ત્યાં ઊપડયા. પણ શું એમનો બુજર્ગ વયે પણ ઉત્સાહ, શું એમની આંતર સૂઝ, શું એમની યુવાન જેવી સ્ફૂર્તિ! રાતના વખતે ચાર એકરમાં પથરાયેલા એ ચીલ્ડ્રન્સ કોર્નરને ફરી ફરીને બતાવ્યો. દરેક બાળવિકાસની–બાળશિક્ષણની એમની વિવિધલક્ષી તલસ્પર્શી દૃષ્ટિ, એમનો વ્યાપક અનુભવ અને વિશ્વના દેશોમાં ચાલી રહેલી બાળ પ્રવૃત્તિનો એમનો ઊંડો અભ્યાસ જોઇને અમે દીંગ થઇ ગયા. ગાર્ડનપાર્ટી માણીને અમે ઉતારે પહોંચ્યા ત્યારે પણ, બાળકો માટેનું એ નંદનવન મગજમાંથી ખસતું ન હતું. એ ચિલ્ડ્રન્સ કોર્નરના મમતાળુ સંચાલક શ્રી. હીરાભાઇને પણ વિદાય વેળા ન મળી શકવાનો દિલમાં રંજ રહી ગયો.

થાક વળતો આવતો હતો. ઉજાગરા શરીરને થકવતા આવતા હતા. કોઇરાતે દોઢ બે કે અઢી પહેલાં નહિ સૂતેલા. વચમાં જ્યાં થોડો વખત મળતો ત્યાં કોઇ ખરીદી માટે કે કોઇ હેતુમિત્રને મળવા હળવાનો સમય મેળવી લેતા. રાષ્ટ્રપતિ ભવનથી તરત જ ચાલુ સંસદ જોવાનો શ્રી. રતુભાઇએ પ્રબંધ કરી આપેલો.

## શ્રી ઢેબરભાઈનું સૌજન્ય

તા. ૨૪મીએ અમારાં શરીર અને કંઠ બેય કહ્યાં નહોતા કરતાં. પણ ગુજરાતી સમજનો હેતાળવો કાર્યક્રમ તો બાકી હતો. અને એ પછી ગુજરાત ભવનમાં તે રાત્રે નવ વાગ્યે અમારા માનમાં યોજાયેલો ભોજન સમારંભ પણ બાકી હતો.

તે દિવસ થોડો થાક ઉતારવામાં, થોડો આંતરિક વ્યવસ્થામાં અને થોડો સ્વજનોને મળવામાં વિતાવ્યો. સાંજે ગાંધીદર્શનની પૂર્ણાહુતિનો સમારંભ હતો. પૂર્ણાહુતિનું છેલ્લું ગીત અમારે ગાવાનું હતું. ત્યાંથી તરત જ લોદીકોર્નર ઉપર આવેલા સરદાર પટેલ હોલમાં ગુજરાતી સમાજના કાર્યક્રમ માટે પહોંચી જવાનું હતું.

ગાંધી દર્શનની પૂર્ણાહુતિનો કાર્યક્રમ શરૂ થયો. થોડો લંબાયો. વ્યાખ્યાનો વગેરે પૂરાં થતાં તરત જ અમે પેવેલીઅન ઉપર બેઠા. પણ માણુસો

વીંખાવા શરૂ થયાં ત્યાં તરત જ શ્રી. ઢેબરભાઈ પેવેલીઅન ઉપરથી ઊતરીને અમારી સામે આવી નીચે ગોઠવાઈ ગયા, ત્યારે અમારાં દિલ ભાવથી ઊભરાઈ હાલ્યાં વાહ સૌજન્ય! વાહ ખાનદાની! અમારૂં છેલ્લું ગીત ગાવાનું છેટલે એમણે જ સભકમીટીના સેક્રેટરીને કહેલું અને માણસો ઊઠે ત્યારે જેમનું આસન રાષ્ટ્રપતિને પડખે હતુ તે પોતાના આસન ઉપર કેમ બેસી રહે?

## ગુજરાતી સમાજ વચ્ચે

ત્યાંથી તાબડતોબ ઠીક ઠીક દૂર આવેલા સરદાર પટેલ હોલ ઉપર પહોંચ્યા. ત્યારે થોડુ મોડુ થઈ ગયેલુ. સમાજે ખૂબ આગતા સ્વાગતા કરી. એક એક કલાકારના ટૂંક પરિચય સાથે બધાને ફૂલહાર કર્યા. એક દ હજાર ગુજરાતીઓમા સમાજના ઘણાખરા આગેવાનો, સંસદ સભ્યો, વેપારીઓ, અધિકારીઓ અને સરકાર તથા સમાજના વિવિધ ક્ષેત્રે સ્થાન ધરાવતા ભાઈ બહેનો હતા. ગાંધી દર્શનમા થયેલા લોકસાહિત્ય કાર્યક્રમમા નહિ આવી શકેલા શ્રી જયસુખભાઈ હાથી સરદાર હોલમા આવી પહોચેલા. ત્યાંની વ્યવસ્થામાં ગુજરાત રાજ્યના માહિતી ખાતાના અધિકારી શ્રી જાની પણ હતા. ગુજરાત ભવનના ભોજન સમારંભની જવાબદારી પણ એમણે સંભાળેલી

ગાંધી દર્શનમાં જે ત્રણ કાર્યક્રમો કર્યા તેને ઝીલનારી ને દાદ દેનારી અમારી ઉષ્મા તો ગુજરાતી ભાઈ બહેનો જ હતાં અને આજે તો એ જ ગુજરાતી સમાજ સમક્ષ અમારે કાર્યક્રમ આપવાનો હતો. દિલ્હી આવ્યા પહેલા શ્રી. રતુભાઈએ એ આયોજન કરેલું. એટલે અંગમાં અને કંઠમાં થાક હતો પણ અંતરમાં તો ઉમળકો હતો દિલ્હીના જે ગુજરાતી ભાઈ બહેનો સમક્ષ લોકસાહિત્ય પીરસવા અમે ઝંખતા હતા, એ અવસર આવી લાગ્યો.

## લોકસાહિત્યનું પ્રતિષ્ઠાન

લોકસાહિત્યનું વિશ્વવિદ્યાલયની વ્યાસપીઠ ઉપરથી પ્રથમ ગૌરવ થયુ ૧૯૬૯ના જાન્યુઆરી માસમાં સૌરાષ્ટ્ર યુનિ.એ ચારણ વિદ્વાનોનું બહુમાન કર્યું ત્યારે. લોકસાહિત્યનું વિદ્વદ્ પ્રતિષ્ઠાપન થયું એ પછીના ૧૧ જ મહિના બાદ ગુજરાતી સાહિત્ય પરિષદના જૂનાગઢના ૨૫ મા અધિવેશનમાં ૧૯૬૯ના ડિસેમ્બર માસમાં. અને એ પછી માત્ર બે જ મહિનામાં દિલ્હીનો સુયોગ પ્રાપ્ત થયો. આમ સાગરની ભરતીની જેમ લોકસ હિત્યની વેળ પછીની ભરતી ચડવા માંડી હોય ત્યારે પછી કસું કેમ ન તૂટવા માંડે? પણ રાત થોડી ને વેશ ઝાઝા જેવી સ્થિતિ હતી. સામટા કલાકારો છતાં સમયને મર્યાદા હતી.

ગુજરાતી ભાઈબહેનોના અંતરના ઉમળકાને વધાવતી નોબત–શરણાઈ ગુંજી ઊઠયા. શરણાઈ તો ગુંજે પણ સુલેમાનભાઈ નોબતમાંથી પણ ગુંજ કાઢે છે એ જ એમની વિશિષ્ટતા છે એ બે શુકનવંતા વાદ્યોએ નાદની પ્રસન્ન ગંભીર હવા બાંધી દીધી પછી ગાંધીજીને અંજલિ આપ્યા સિવાય તો કેમ આગળ વધાય? ભારતની રિદ્ધિ સિદ્ધિના દાતા જ ગાંધીજી–ગજાનન છે. અને ગાંધીજી તો ગુજરાતના. પછી ગુજરાતીઓનાં દિલ કેમ ન ડોલે, કેમ ન ડોલે?

## કલાનો મુક્ત વિહાર

ગાંધીજીને અંજલિ આપ્યા પછી આજ દુહા છંદની ઓર રંગત જામેલી. એ પછી અમરનાથજીના ભજનથી ભક્તિભાવનો ગુંજારવ છવાઈ ગયો. શ્રી પિંગળશીભાઈએ લોકસાહિત્યની વિશદતા વર્ણવીને સમૃદ્ધિ–વૈવિધ્યદ્વારા સૌરાષ્ટ્ર દર્શન કરાવ્યુ અને દીવાળીબહેને 'મેલી દિયોને ગિરધારી'નું ગીત ઉપાડયું ત્યારે બહેનોના કંઠમાંથી પ્રતિઘોષ પડવા લાગ્યા સરદાર હોલની સુંદર રચના અને ઉષ્માભર્યા શાંત વાતાવરણ વચ્ચે શ્રી પુષ્પાબહેનના કંઠનું શ્રુતિમાધુર્ય કમનીય રેખાઓ કંડારી ગયું

ગુજરાતી ભાઈબહેનોના અનોખા ભાવની છાલકો અમને ભીંજવવા લાગેલી. આજ દાદુભાઈએ બધા દિવસનું સાટુ વાળતા એકને બદલે અનેકવિધ રસોનાં ગીત વૈવિધ્યથી જળ–મીનની તરલતાથી ડૂબકીઓ દઈને સૌને મુગ્ધ કર્યા લાખાભાઈએ કંઠની સરાણના કરકરિયે સૂરને રસની કરણતામાં વહાવી ને વહુનાં વગો-

વાયેલાં ખોરડાંને અદ્‌ભુત વાચા આપી. ભાવભીના શ્રોતાઓ જિતુદાન "માને નહિ કેમ ?" ના મના-મણાં વાળું ત્રણત્રણ દિવસથી જામેલું ગીત ગાય એવો આગ્રહ કરી ઊઠયા. પછી જિતુદાન સાહેલડીનો સાયબો જ ચંપાનું ફૂલ છે એવું મનાવવા જોર કર-વામાં કાંઈ મણા મેલે ?

ત્યાં તો "દીવાળીબહેન, દીવાળીબહેન" ના નામની હાકલ્યું પડી. અને દીવાળીબહેને કાનની મોરલીએ હાજીભાઈ ઢોલકવાળાને તાલની દ્રુતગતિએ ચડાવી દીધા. ઢોલકની રંગત ઉપર દીવાળીબહેને સ્વર માધુર્ય સાથે તાલાતાલની હાર્મની સર્જી દીધી.

## સમય ને સાહિત્યનો સંઘર્ષ

પછી આમાં અમરદાસજી કોઈથી ખાધા જાય ? એમની સરનેઈમ જ ખારાવાળા. પણ હરિ-કથામાં સાચ્ચ વાટીને જામ્યા હો ! કોઈ ગિરેબાજ પાય-લોટ પોતાના સાધેલા વિમાનને અવકાશમાં ડાઇવ લેવરાવીને પ્રેક્ષકોનાં હૈયાં થંભાવે કે "એ વિમાન ગોથલાયું ! એ ગોથલ્યું !" પણ કળાનો સીધેલ અવકાશયાત્રી હેરત પમાડીને પાછો આકાશમાં અદશ્ય થઈ જાય એમ શ્રોતાઓને થંભાવી, થીજાવી ને અનંતનો વિહાર કરીને પાછા મૂળ કથા ઉપર આવી આનંદના હિલોળા ખવરાવ્યા. આમ પિંગળશી-ભાઈથી માંડીને અમરદાસજી સુધીના સૌ એકધારા એવા જામ્યા કે કરસનભાઈના નામના શ્રોતા-ઓમાંથી પડકારા થાય, પણ કરસનભાઈ કંઠમાંથી અવાજ ન ઉચ્ચારી શકયા કે આ બધામાંથી હું એકલો પડી જાઉં છું, ને એમનો લ્હાવ અમેય ન લૂંટી શકયા.

ત્રમઝૂટ વરસ્યે આવતી મેઘલી રાતની જેમ શ્રોતાઓ જામી ગયેલા. એમની ઉલટનાં પૂર વાધે. વિવિધ લોકગીતો માટે શ્રોતાઓમાંથી પ્રેમના પડકારા થાય ને બીજી બાજુથી કાગળો ઉપર કાગળોની ઝડી બોલે.

## ગુર્જર ઘેલડી જી કે ઓ અલબેલડી

ઘડિયાળનો કાંટો ય જામ થઈ ગયેલો એ માંડયો દ્રુતગતિએ દોડવા. રૂખડિયો જેમ ગરવા માથે ઝળુંબેલો એમ કળાકાર શ્રોતાઓ ઉપર અને શ્રોતાઓ કળાકારો ઉપર ઝળુંબતા આવે. એવો અવસર તો દીનોનાથ ડાળ નમાડે તો જ દશ્યમાન થાય.

ગુજરાત ભવનમાં ભોજન કરતાં હતાં, જાની-ભાઈ એ કારણે ઉતાવળા થતા હતા, અને શ્રોતાઓ સવાર સુધી બેસવાની ઉલટના આગ્રહમાં હતા. છેવટ સાડાત્રણ કલાકે કાર્યક્રમનું સમાપન અમર-નાથના ભજન 'હાલો મારા હરિજનની હાટડીએ'-ના કોરસથી કરતાં સ્નેહનાં સરવડાં વરસી રહ્યાં. શ્રોતાઓ ને કળાકારો એકબીજાને ભેટી પડયા. અભિનંદનોની અમીવૃષ્ટિ થઈ રહી. ગુજરાતી ભાઈ-બહેનોને લોકસાહિત્યનું ઘેલું લગાડીને છૂટા પડયા. એ આનંદ ગુજરાત ભવનના ભોજન સમારંભમાં મોડી રાત સુધી વધતો જ રહ્યો. એક બીજાનો થોડો વધુ પરિચય તો ત્યાં પામ્યા, અને ગુજરાતી ભાઈ બહેનોના સ્નેહનું ભાથું ભરીને ભાંગતી રાતે વિખુટા પડયા.

## જીવનનું પરમ ભાગ્ય

કાર્યક્રમનું કામ પૂરું થયું પણ રતુભાઈનું કામ તો ચાલુ જ રહ્યું. મોડી રાતે સૂતા ન સૂતા ને વહેલી સવારથી કળાકારોને બે જૂથમાં—એક હરદ્વાર માટે અને બીજું આગ્રા માટે—વાહનનો બંદોબસ્ત કરવામાં પરોવાયા અને દસ વાગ્યા પહેલાં તો બેય જૂથ માટે બંદોબસ્ત કરી રવાના કરી દીધાં. ૨૫ મીની સવારે પ્રવાસે ઊપડી જઇ તા. ૨૬ ની સાંજે પાછા ફર્યા. તે જ રાતની ટ્રેઈનમાં ઘરભણી જવા માટે રતુભાઈએ વિદાય આપી ત્યારે શરીર થાકથી ભરેલાં હતાં પણ અંતર અકથ્ય ભાવોથી છલોછલ ભરેલાં હતાં. અંતરના ઊંડાણની એ રસાયણિક ક્રિયાએ વાચા હરી લીધેલી.

ગાંધી જન્મ શતાબ્દિ અને દિલ્હીનું ગાંધીદર્શન, દિલ્હીનો ગુજરાતી સમાજ, વડાપ્રધાન અને રાષ્ટ્રપતિનો નિવાસસ્થાને યોજાયેલા કાર્યક્રમો અને રતુભાઈ જેવું છત્ર મિત્ર અને માર્ગદર્શક એવાં સાડા ત્રણ વજજર તો પરમ ભાગ્ય હોય તો જ ભેગાં થાય. આવો બધો લહાવ બધાને એક સાથે મળવાના

મુયોગ ક્યારેક મળે છે

નવી ચેતના નવો પ્રાણ

અમને જે સુવર્ણ સંયોગો પ્રાપ્ત થયા, જે આદર, આતિથ્ય અને માન સન્માન મળ્યાં તે અંગેની અમારી લાયકાતથી અમે જરાય અનભિજ્ઞ નથી જે શક્તિનો આદર થયો, પ્રતિષ્ઠા થઇ તે તો લોકસાહિત્યની હતી, પ્રજાજીવનના શીલ અને સત્વનો એક આતરસોત આ લોકસાહિત્યમાં વહી રહ્યો છે. એ કોઈ લોકજીવનનું ભૂતકાળીન ગૌરવ નથી પણ માનવને એની ચરમ સીમાએ પહોચાડવાનું સનાતન એવુ અસીમ સામર્થ્ય એમાં રહેલુ છે

આ લોકસાહિત્ય જાગતિક ચેતનાના સ્ફુલિંગો ન ઝીલે તો ભૂતકાલીની અવશેષોના મનોરંજનથી વિશેષ એનું મૂલ્ય નથી, તે જાગૃતિ પણ અમારી ચેતનાનું જ એક લક્ષ્ય છે. અને અમારો સમગ્ર પુરુષાર્થ એ લક્ષ્ય સાધના માટેનો જ હતો છે અને અને રહેશે

લોક સાહિત્ય માટે નવી દિશાઓ નવા દ્વાર જ્યારે ખુલી રહ્યા છે ત્યારે તે વિશેષ સાવધાની વિશેષ જાગૃતિ માગી રહેલ છે. કારણ કે એ કોઈ એક વ્યક્તિ કે વર્ગનો કલા કે સાહિત્યનો વિલાસ નથી પણ લોકપ્રાણથી રસાયેલુ અભિજાત સાહિત્ય છે

દિલ્હીમા ગયા ત્યારે લોકસાહિત્યની રજુઆત કરવાના આનંદની લહેરો ઊઠતી હતી અને એને આદર આવકાર મળતાં જતા હર્ષથી પુલકિત થઇ ઊઠતા હતા પણ દિલ્હીથી પાછા ફર્યા ત્યારે એની જવાબદારીની ગંભીરતાથી ભારે બન્યા, વાણી મૌનમા ચાલી ગઇ એ મૌન અંતર ચેતનાને જગાડી રહ્યુ પ્રાણ નવપલ્લવિત થઇ ઊઠયો અને આનંદની એ લહેરો હવે અંતરતલમાંથી ઊઠી રહી છે.

*

## અમે

અમે જેસળ તે રાયના કીધેલ,
અમે તોળાદે નારના તોળેલ,
અમે રતનાગરમા રવડી પડયા રે લોલ
અમે વટેમારગુ અમરિયા દેશના,
અમે ધમળા ધારી વેરાગી વેલ્યના,
અમે વનરાવનમાં રખડી પડયા રે લોલ
અમે અમ્મર ઝરુખાના મોડબંધા,
અમે મેડિયુમા માં'લ્યા મીંઢળ બંધા,
અમે આરસના ઈંદરાસણુમા ઝૂરી મર્યા રે લોલ.
અમે અલખ ઓઢણિયાની ભમ્મર ભાત્ય,
અમે નરસી તે મેંતાની અમ્મર જાત્ય,
અમે આરસના વાતડિયુંના વેગમા ઝૂલી પડયા રે લોલ
અમે મોહન તે માળા તે સીતાના ભરથારની,
અમે મરજાદા રાણી જાયા દરબારની,
અમે કેશરિયા કસુંબામા કકળી મર્યા રે લોલ
અમે નુગરા તે માલાના લાડવાયા,
અમે રૂપાદે નારની કૂખે જાયા,
અમે ડુંગરિયા દવમા સળગી મર્યા રે લોલ

—કાનજી માલધારી

# બરોધિયો

પુષ્કર ચંદરવાકર

[આ લોકકથા પોરબંદરના જાણીતા કેળવણીકાર શ્રી. મણિભાઈ વ્હોરા પાસેથી તા. ૧-૩-'૭૦ના રોજ વાતવાતમાં ઓઠારૂપે સાંપડી ગઈ.

વાત, તળાવ અને કૂવાઓની લોકકથાઓ ગુજરાતમાં અને રાજસ્થાનમાં અનેક હોવાની શકયતા છે. પણ ગુજરાત સૌરાષ્ટ્રમાં ઈમારતોની લોકકથાઓ પણ હોવાની પ્રતીતિ થાય છે. ઉમરેઠમાં શેલતની હવેલી છે. તેની લોકકથા હોવાનું સાંભળ્યું છે. ભીમસર તળાવની લોકકથા સમાજ જીવનના ક્રાંતિના પ્રાયશ્ચિતની કથા કથી જાય છે તો 'બરોધિયા'માં ટૂચકાના આકારદેહની કથામાં એક ઈમારતની કથા સમાયેલ છે. લોકજીવનને સમજવા અને મૂલવવા માટે આવી લોકકથાઓ પણ ખોજવી પડશે. —પુ.ચં.]

માંગરોળના હુસેનમિંયાની આ લોકકથા છે. લગભગ સાઠથી પીંચોતર વરસ જૂની ઘટના હશે.

હુસેનમિંયા આનંદી અને મોજીલા સ્વભાવના રાજવી ગુણના શેખ હતા. તેઓ બડી બાગમાં આનંદ અને સલેહ માટે જતા. બડી બાગ તેમની સલેહગાહ હતી. માંગરોળની ધરતી એટલે દૂધભરી ધરતી. જમીનને ને પાણીને ભારે મેળ. કોળીઓને ધરતીને કેળવતાં આવડે. નાળિયેર, કેળ, પપૈયાં, આંબા, સોપારી અને નાગરવેલના બગીચાએ લૂમુઝૂમુ થઈ રહી છે આખી સીમ.

હુસેનમિંયા બગીચામાં બેસી ગામના ઊગમણી દશની બડી બાગમાં જમીને આરામ કરવા પધાર્યા. સાથે એકાદ ખાસો—હજુરિયો. શેખસાહેબ બડી બાગમાં આંબાના ઝાડ નીચે પાટ નખાવી આરામ કરી રહ્યા છે. આંબા માથે બેઠેલ કોકિલે પંચમસુરની સૂરાવલિ છેડવા માંડી છે ને પિક્‌પિક્‌ કરતાં બુલબુલના કલરવે બડી બાગ સંવેદના અનુભવતો થઈ ગયો છે. મહાસાગરના બચડા જેવા અરબી સમુદ્રના વાયરાઓ મીઠા ને શીતળ વાયુને ઢરડી લાવીને દુઃખિયા જીવને ય શાતા આપે છે. શેખ સાહેબની આંખ ઢળવા માંડે એવું વાતાવરણ જામ્યું છે, ત્યારે બાગબાને આવી કુરનીસ લીધી અને શેખ સાહેબના પગ આગળ કેળાની આખી લૂમ ધરી દીધી.

શેખ સાહેબે નીંદરને આળસ મરડી એકકોર ફગાવી દીધી અને શાખપાકના સુવર્ણરંગી કેળા સામે જોઈ રહ્યા. વૃક્ષઘટામાંથી રમતાં રમતાં બેએક ચાંદરડાઓ કેળની લુમ માથે રમવા લાગ્યાં, ત્યારે દેવા પંડયાએ આવી હાથ જોડયા. શેખ સાહેબની નજર દેવા પંડયા પર પડી. શેખ સાહેબ પાટ પરથી ઊભા થઈ ગયા ને દેવા પંડયાનો હાથ ઝાલીને પાટ પર બેસાડયા ને કહ્યું: 'પંડયા, લ્યો !'

દેવા પંડયાએ હાથ જોડયા અને ઉદર ભણી આંગળી બતાવીને કહ્યું: 'શેખ બાપુ, જમીને આવ્યો છું !'

'જમીને તો હમ સૌ બેઠા છીએ, પણ એ તો ફલ કે'વાય ! ઈસમેં કયા ? ઓલ્યા ગોરા લોગ તો ખાઈને ફળ જ ખાતા હૈ !'

'ખાતા હશે, બાપુ ! પણ હું તો સારી પઠ ધરાઈને આવ્યો છું. આ તે પેટ છે, કાંઈ પાટણ નથી. ગળાલગણ ઠાંસાઠાંસ !'

'નહીં, ખાના હી પડેગા, પંડયા, મે અકેલા કયું ખાવ ?'

'આપનું માન સાચવવા !'

દેવા પંડયાએ લૂમમાંથી એક કેળું લીધું અને નિરાંતે છાલ ઉતારતા એક કેળાને પટકાવી ગયા. શેખે પણ એક કેળુ ખાધું ત્યારે ઇશારો કરીને બીજું કેળુ લેવા કહ્યું, બાપુ, શું કેળા લૂખાલૂખા ખાઈં ?

'ત્યારે કેલાકી સાથ...કયા ચાહીએ, દેવા પંડયા !'

'શેખબાપુ, ઘી હોય તો જ કેળાં ખાવાનો રંગ જામે! કેળાંની મીઠાશનો સવાદ આવે!'

'એસા? ખાસા...''

'જી હજુર! હજૂરિયો હાજર થયો!

'જાવ, મોદીકી દુકાનસે ઘી...!'

'જી હજુર!'

'કિતના લાવું', બાપુ?'

'કિ...ત...ના?'

'એક પાવ લેતો આવજો ને!'

'ભલે, બાપુ!' તે પાછા પગે ચાલતો થયો, કુરનીસ બજાવીને.

'ઓર એક જ્યાદા લે લો!'

'બાપુ, જમીને આવ્યો છું!'

'મેં બી ખાના ખા કર આયા હું. પણ પંડયા....'

શેખ સાહેબે હાથ પકડીને હથેળીમાં બીજું કેળું દેવા પંડયાના હાથમાં પકડાવ્યું. ધી...રે ધી...રે છાલ ઉતારીને કેળાને ખાવાનું શરુ કરે છે ત્યારે ખાસો ઘીની પાલ લઈને આવ્યો કાળા ઠીકરાની, ઘી પી પીને રીઢી થઈ ગયેલી. સૂરજના તડકામાં ઝગરા દેતી, રૂપને વેરતી!

દેવા પંડયાની નજર પાલ પર ઠરી. શેખ સાહેબ પણ પાલ જોઈને મનમાં થોડા હરખાયા, ને કેળાની લૂમ તરફ નજર કરી બોલ્યા: 'દેવા પંડયા, મેં એક બાત કરતા હું!'

'ભલે, કો' વાત!'

'અબ તુમ કિતના કેલા ખા સકતે હૈ! યે પાલકો દેખી!'

'જી હજુર!'

'તો દેવા પંડયા, મેં કેલે દીઠ એક એક રૂપૈયા તુમ કે દેગા! બોલો, કિતના ખા સકેગા!

'એ કે'વાય કેમ કરીને, પણ ઘી હાર્યે કેળાં ખાઈ તો શકાય! પણ હજુર, ગરીબ બામણની ઠેકડી તો..'

''નહીં...નહીં.. લેકન કિતના?''

'શેખબાપુ, આપ માંડો ગણવા! અલ્યા, ખાસા, લૂમ માથેથી માંડ કેળાં ઊઝરડવા!''

ખાસાએ એક પછી એક કેળાં તોડવા માંડ્યાં, અને દેવા પંડયાએ કેળાંની છાલ ઉતારીને ફટોફટ માંડયા ખાવા, ઘીમાં બોળીને કેળા માથે ઘીના લબકા ચડાવીને!

એક..બે..કરતાં દેવા પંડયાએ પાલનાં ઘી પૂરા થાય ત્યાં સુધીમાં પિસ્તાળીશ કેળાં પતાવી દીધાં ને શેખ સાહેબને કહ્યું: કાં શેખબાપુ, કેટલા કેળે પરવાહ પહોંચ્યો?'

'પિસ્તાળીશ!'

'બાપુ, ભારે બંધ બેસતું થ્યું?'

'કાં?'

'પાવરાંથી ઘી થઈ રિયું અને આની કોર લૂમ માથેના કેળાં ય ખતમ થઈ ગિયાં! ખેલ ખલાસ!'

'તારે સાંજે આવી રૂપૈયા લઈ જાજો, બમન દેવ!'

'ભલે શેખસા'બ!' હાથ જોડીને પાછા પગે થોડે સુધી ચાલી દેવા પંડયા ઘર ભણી જવા ઊપડયા દેવા પંડયાના ગયા પછી હુસેનમિયાંએ ખાસાને બોલાવી કહ્યુ: 'એ બમન મર જાયેગા! પેંતાલીસ કેળાં ઓર પાવકા સબ ઘી સાફ!'

'જી હજુર, સબ ઘી સાફ!'

'એ બમન જીંદા નહીં રહેગા!'

'શામકો ઉસકા ઘર પર જાકર દેખના! કેસી હૈ ઉસકી હાલત! ઔર જરૂર હો તો હકીમકો સાથમેં લે જાના!'

'જેસા અન્નદાતાકા હુકમ!'

'સાંજકો ઉસકા ઘર પર જાકર જરૂર દેખના! મત ભૂલના. મૂજકો તો ઉસકા બીબી બચ્ચાકી ફીકર હૈ!

'જરૂર હુજુર!'

'ઔર ચલો!'

આશ્ચર્યચકિત બની હુસેનમિંયા દરબારગઢે

ગયા. બીબી, બચ્ચાં અને દરબારીઓને વાત કરી સૌ ખડખડાટ હસ્યા અને છેવટે બોલ્યા : 'વો બમન મર જાયગા !'

સાંજ પડી હુસેનમિંયાની આજ્ઞા પ્રમાણે ખાસો દેવા પંડયાના ફળિયે ગયો. ખડકી બહાર ઊભા ઊભા ખાસાએ ખોંખારો ખાઈને સાદ દીધો 'કાં દેવા પંડયા !'

ઓરડામાંથી ઉત્તર મળ્યો : 'કો. .ણ !'

અવાજનો રણકાર એવો હતો કે જાણે બોલનારના મોંમાં કાંઇ ભર્યું છે. આથી ખાસાને આશ્ચર્ય થયું. તેણે ફળિયામાં પગ મૂકયો ત્યારે દેવા પંડયા કાંઇ ચાવતાં ચાવતાં ઓરડામાંથી ઓશરીમાં આવતાં દેખાયા અને જડબાં હલાવતાં હલાવતાં ઉત્તર દીધો. 'ખાંસા'બ ! આજ જુમ્માનો દિન તે આ છોકરાં દાળીઆ લાવ્યા'તા તે કે' તમારે ય દાળિયા ચાખવા જોશે.'

'હા ! '

'તે ઝાઝા તો નહીં પણ આ ધોબોક દાળિયા બૂકડાવી ગયો ! બોલો, શું આવ્યા'તા ?'

'કાં, તમારા રૂપૈયા લેવાના...?'

'શી ઉતાવળ છે ? શેખસા'બની તિજોરીમાં પડયા પડયા પંડયાના રૂપૈયા વિયાવાના છે, ને શેખસા'બને કેજો કે કાલેય કેળાં ખાવા ત્યાર છું ?'

'ભલે ! બોલી ખાસો ફળિયામાંથી પાછો વળી ગયો. સવારે શેખને જેટલો અચંબો થયો હતો, તેથી અનેકગણો વિશેષ અચંબો અત્યારે ખાસાને થયો. દેવા પંડયાના ઘરેથી નીકળી તે સીધો દરબાર ગઢમાં હુસેનમિંયા પાસે આવ્યો. તેણે માંડીને વિગતે વાત કરી. શેખ આશ્ચર્ય પામી ખડખડાટ હસ્યા. સૌ શેખને પડખે આવી પૂછવા લાગ્યા. ત્યારે શેખે કહ્યું: 'કલ બાત !' અને આશ્ચર્ય સાથે ફરી પૂછયું: કયા, ચન્ના ખા રહે થે !'

'જી હજુર !'

'ઔર કહા, કે કલ કેલાં ખાને કે લિયે ત્યાર હું ?'

'જી હાં !'

'અ. .ચ્છા !'

'કલ સગાવા'લા, દરબારી ઔર શહેરકે અચ્છે લોકકો દરબાર હૉલમેં બૂલાના. દેવા પંડયાકો રૂપૈયા દેને કે લિયે દરબાર રખના !'

'જી હુઝુર !'

'ઔર પંડયા કો હાજર રહેને કે લિયે...'

'જી, અન્નદાતા !'

'કલ સબ કુછ તૈયાર...'

'જી !'

હુસેનમિંયા હુકમ કરીને રંગમહેલમાં ચાલ્યા ગયા.

બીજા દિવસે સવારે દરબાર ભરાયો છે. આખા ય માંગરોળને ખબર પડી ગઈ છે. કે હુસેનમિંયા સાહેબે, દેવા પંડયાએ પીસ્તાળીશ કેળાં ખાધા તેની, નવાજેશ માટે ખાસ દરબાર બોલાવ્યો છે. દેવા પંડયાના કાને પણ ઊડતી ઊડતી વાત આવી ગઈ છે ! તે પણ દરરોજના વેશે દરબારમાં જવા નીકળ્યા માંગરોળની શેરીઓમાંથી લોકો ઊમટી ઊમટીને દરબારગઢ તરફ જઇ રહ્યા છે. માણસોનો કાંઈ સુમાર નથી. અઢારે ય વરણના લોકો દરબારખંડની અડખેપડખે ગોઠવાઈ ગયા છે. આબાલ વૃદ્ધ સૌ !

સાવ સાદા વેશે શેખ હુસેનમિંયા આવ્યા. તેમની બેઠક પણ તેવી જ સાદી. એક મખમલી મસનદ. તે માથે રેશમી તકિયો ! પાછળ પડદા નખાઈ ગયા છે ઝનાનખાના માટે !

હકડેઠઠ દરબાર ભરાયો છે. ઠાંસોઠાંસ માનવીઓ ગોઠવાયા છે. દેવા પંડયા આવ્યા. શેખસાહેબ જાતે ઊભા થઇ, મરકતાં મરકતાં તેમનું સ્વાગત કરી બાવડે ઝાલી પોતાના પડખામાં બેસાડયા ને શેખે વાત માંડી, ગઇ કાલના પ્રસંગની. હુસેનમિંયા શેખ મરકતા જાય છે. વાતને આગળ લેતા જાય છે અને વારે ઘડીએ દેવા પંડયા પર નજરને ઠેરવતા જાય છે ને વાત પૂરી કરતાં બોલ્યા : આજ પંડયા કો બગર કેલા ખાયે બક્ષીસ મિલેગી, કયા મંગતે હૈ, બમનજી

દેવા પંડયા?

'દેવા પંડયાએ ગંભીર બની માત્ર હાથ જોડયા.

'નહીં ચલેગા. રૂપિયા તો મિલેગા ઓર માંગ લો!'

'શેખ બાપુ,...'

'ખાનાકે બાદ લેટનેકી અચ્છી જગા ચાહીએ, જેસી બડી બાગ હૈ એસી.'

'ના, બાપુ ના! અમારે તેવી બાદશાહી ન હોય. આપ તો આ ઘુઘવતા રત્નાકરના ધણી છો તે.... પણ બાપુ, આપ તાણ્ય કરો છો તે....'

'બોલ દો, મત શરમ રખના!'

'શેખબાપુ, અમારી નાગરી નાત કાજ એક.'

'હા, બરામદા હો જાયગી! કૌન હૈ?

'કાઝીસા'બકો કહે દેના કે દેવા પંડયા કો ચાહીએ એક બરામદા!'

'જી હજુર, બરાબર બરોબિયો જોઈએ. એક પડસાળની હશે તોય નાતને પંગત પાડવામાં ચાલશે.'

'કયા ઈસમેં બડી બાત હૈ દેવા પંડયાકી નાત લિયે મેં દેતા હૂં.' અને હસીને હુસેનમિંયાએ દેવા પંડયાના ગજવે વગર ગણ્યે હેમના તાસકમાંથી રૂપિયા ગજવે ઘાલવા માંડયા, પણ દેવા પંડયાએ પીસ્તાળીશ ગણીને હાઉંકારો કર્યો, ને બોલ્યા 'બસ, બાપુ! હરામના નો ખપે!' તેમણે શેખસાહેબનો હાથ પકડયો ને બીજે હાથ ગજવાના મોં આડો દીધો. શેખ સાહેબના ગાલ પરથી આદર અને હેતના બે અમૃતબિંદુ ઝર્યાં! ત્યારે દેવા પંડયા કૃતજ્ઞભાવે શેખ સાહેબના મોં પર નજર નાખી તે નજરમાંથી સંતોષ, આનંદ અને ઉપકાર ભાવ વેરી રહ્યા હતા.

*

## કા ગતિ?

ગુરૂ મારા,
શું રે કરું હું,
અગનિ નથી લાગતી:
સૂતી રે સુષુમ નાડી
નથી જાગતી.
ગુરુ મારા, શું રે કરું હું,
અગનિ નથી લાગતી.

બારે જોઉં બાવો બોલે
અલખની વાત;
ભીતરમાં જોઉં જાણે
સોપા સોતી રાત:
નથી રે ગેબંડ વીણા
હૈયે વાગતી.
ગુરુ મારા, શું રે કરું હું,
અગનિ નથી લાગતી.

મનુષ જનમ મળિયો,
મળિયુ છે મન;
સેલારે સિધારે એવા
મળિયા સ્વજન:
હઠ રે હઠીલી મારી
નથી સાગતી.
ગુરુ મારા, શું રે કરું હું,
અગનિ નથી લાગતી.

કંઇક રે કરો? તો મારો
સુધરે મનખ;
આણી પાએ દખ, આ તો
એણી પાએ દખ:
મનવે ન માને એની
કહો કા ગતિ?
ગુરુ મારા, શું રે કરું હું,
અગનિ નથી લાગતી.

સરોદ

# આપણું લોકસંગીત અને યેહુદી મેન્યુહીનનાં મંતવ્યો

[ વિશ્વશ્રેષ્ઠ વાયોલીન–વાદક યેહુદી મેન્યુહીન વિશ્વના આદિ સ્વરોની ખૂટતી કડીઓ મેળવવા એમના વિશ્વ પ્રવાસ દરમિયાન સંશોધન કરી રહ્યા છે. વિશેષે વિશ્વના લોકસંગીત-માંથી જ એ મળી શકે. 'ગાંધીદર્શન'માં લોકસાહિત્યનો કાર્યક્રમ આપવા અમે દિલ્હી ગયા ત્યારે વડાપ્રધાન શ્રી. ઇંદિરાજીના નિવાસસ્થાને યેહુદી મેન્યુહીન માટે અમારો કાર્યક્રમ યોજાયેલો. આ વખતે સંગીતની સર્વ પદ્ધતિના પ્યાસી અને અભ્યાસી આપણા ખ્યાતનામ ચિત્રકાર લાઠીના કુ. શ્રી. મંગલસિંહજી પણ અમારી સાથે હતા. પાશ્ચાત્ય સંગીતમાં યેહુદી મેન્યુહીન એમનું પ્રિયપાત્ર એટલે ઘણો સુયોગ મળી ગયો. વડાપ્રધાનના નિવાસસ્થાને અમારા લોકસંગીતના કાર્યક્રમ બાદ કુ. શ્રી. મંગલસિંહજી અને યેહુદી મેન્યુહીન વચ્ચે જે વાર્તાલાપ થયો તે. જગતના એક શ્રેષ્ઠ સ્વર–સંયોજકના અભિપ્રાયથી આપણે આપણા લોકસંગીત માટે સગર્વ ગૌરવ લઈ શકીએ એવો એ વાર્તાલાપ અહીં આપ્યો છે. ]

—જયમલ્લ પરમાર

કુ. શ્રી. મંગલસિંહજી : સૌરાષ્ટ્રનું લોક-સંગીત સાંભળ્યા પછી આપની અસરો અને પ્રત્યાઘાતો શા છે ?

યેહુદી મેન્યુહીન : મારા ઉપર તેની ખૂબ ઘેરી અસર પડી છે. એની રજૂઆતમાં ઝંકાર, ખટકા ઉપરાંત ભાવની અદ્‌ભુત રસનિષ્પત્તિનું વૈવિધ્ય રહેલું છે.

કુ. શ્રી. મંગલસિંહજી : આ બધા કળાકારો સૌરાષ્ટ્રની જુદી જુદી જગ્યાએથી આવે છે અને પોત પોતાના વિવિધ વ્યવસાયમાં પડેલા છે. આમાંના કેટલાક કળાકારો, ચારણો અને બારોટ છે. જેને પશ્ચિમમાં 'બાર્ડ' કહેવામાં આવે છે. અમારે ત્યાં તેઓ પૂજનીય ગણાય છે. તેઓ પરંપરાગત કવિ, ગાયક અને વાર્તાકાર પણ હોય છે. સ્વરનો સંસ્કાર તો એમનો ગળથૂથીનો છે. તે ઉપરાંત આમાં સાધુ–મહંતો પણ છે. જેઓ ધાર્મિક જગ્યાઓ જાળવે છે. એમાંના એક તો ગાંધીજીની જન્મભૂમિ પોરબંદરથી આવે છે. જ્યારે બીજા એક સુપ્રસિદ્ધ કથાકાર છે.

યેહુદી મેન્યુહીન : મંદિરોમાં તેઓ પોતાનું સંગીત કેવી રીતે જાળવે છે, અને કથાકાર એટલે શું ?

કુ. શ્રી. મંગળસિંહજી : આ સાધુઓ અને મહંતો સવાર સાંજ પ્રભુભક્તિનાં ગીતો ગાય છે. જેને અમે ભજનો કહીએ છીએ. ભજનિક હોવું એ તો સાધુઓની પરંપરા છે. અને કથાકારો અમારા ભ્રમણશીલ લોકકવિઓ હોય છે. જેઓ શાસ્ત્રો પુરાણોની વાતો સંગીતમય રીતે ગામે ગામ ફરતા રહીને કહેતા હોય છે. આ મહંતે હમણાં જે ભજન ગાયું તેને અમે 'પરજ'નો ઢંગ કહીએ છીએ. આ પરજનો ઢંગ એના પાંચ સ્વરોની લાક્ષણિકતાથી ગવાય છે. જો મારો ખ્યાલ સાચો હોય તો આ ઢંગનું મધ્ય એશિયા–મધ્યપૂર્વના સંગીતમાં પણ વિશિષ્ટ સ્થાન છે.

યેહુદી મેન્યુહીન : હા, આજ સવારે જ હું એક વિખ્યાત સારંગીવાદક અને એક બંસીવાદક પાસે હંગેરીના સ્વર–સંયોજક બારટોકના સંગીતનો એક પ્રકાર બજાવતો હતો. મેં એમને કહ્યું કે બારટોકના આ હંગેરીઅન સંગીત સાથે ભારતીય સંગીતની એક સમાનતા રહેલી છે.

જીપ્સીઓ ભ્રમણશીલ પ્રજાઓ દ્વારા ભારતીય સંગીતની એ અસર યુરોપમાં આવેલ છે.

હમણાં આપણે જે સંગીત સાંભળ્યું તે રુમાનિયા, યુગોસ્લાવિયા, હંગેરી અને રશિયાના

અમુક ભાગોના સંગીત ઉપર તેની જે અસર છે તેનાં મને યાદ આપે છે. ખરું કહું તો મને એમ લાગે છે કે આ બધા સંગીતનું ઉદ્‌ગમસ્થાન પ્રેરણાસ્રોત ભારત છે. લોકસંગીતનો ધોધ એ તો મહા સમુદ્ર જેવો છે.

કુ. શ્રી મંગલસિંહજી : અમે એક વાયોલીન વાદકને વાયોલીનના સ્વામી સમ્રાટ સમક્ષરજૂ કરવાની ધૃષ્ટતા કરી છે. પરંતુ આ વાયોલીન ઉપર અમારા નાના દેશી વાદ્ય રાવણ હથ્થાની કળા રજૂ કરી છે. આ રાવણ હથ્થો એ એક પુરાતન દેશી વાદ્ય છે. આદિકાળના માનવીનું આ સંગીત સાધન હતું. સ્વર શક્તિનું એનું ફલક બહુ નાનું હોવાથી રાવણ હથ્થાનું સ્થાન વાયોલીને લીધુ છે. અમારા આ વાયોલીન વાદકની અસર તમારા ઉપર કેવી પડી ?

યેહુદી મેન્યુહીન : આ કળાકારે જે ઢંગ રજૂ કર્યો તેવુ હું ન વગાડી શકું. આ પૌરાણિક ચર્મવાદ્ય જે લાકડાની દાંડી વડે વગાડયું તેની મારા ઉપર ખૂબ અસર થઈ છે. આ બધા શું વ્યવસાય કરે છે ?

કુ. શ્રી. મંગલસિંહજી : આ નોબત–શરણાઈના બજવૈયા મુસ્લિમ છે. પરંપરાગત તેઓનો એ જ વ્યવસાય છે. તેઓ હિંદુઓ અને જૈનોના મંદિરોમાં સવાર સાંજ ચોઘડિયાં વગાડે છે. જેણે નોબત વગાડી તેની ઉમર ૭૫ વર્ષની છે અમારા માટે એક કોયડો ઊભો છે કે હવે સંગીતની આ પ્રણાલિકાઓ અને લોકસંગીતની પરંપરાઓ કેવી રીતે સાચવી રાખવી !

યેહુદી મેન્યુહીન : એ તો તમારે કોઇપણ ભોગે જાળવી રાખવું જોઈએ. એ તો સંસ્કૃતિનો ખજાનો છે. તમારો આ કાર્યક્રમ મેં મનભરીને માણ્યો છે અને મારા ઉપર એની ઘેરી અસર પડી છે. એ માટે હું તમારા સૌનો આભાર માનું છું.

યેહુદી મેન્યુહીને એકએક કલાકાર વિષે લાગણીપૂર્વક પૂછપરછ કરી હતી.

*

"In the beginning it would appear, the Aryan shempherds who dwelt in the pastoral districts of Greece shared in some humble measure the gift of song wich became such a wonderful thing amongst this more highly favoured kinsmen of Attia"

*( – Edmund Chambers )*

*

"Another infection that the Gypsies have carried from land to land is the quality of the fock-musik in the Countries through which they passed. They have always been the enthusiastic if not very original musicians, every where they have carried a popular minstrelsy, giving it a gusto all their own."

*– H. G. Wells. (Outlines of World History)*

# દિલ્હીના કાર્યક્રમ માટે અમેરિકાથી અભિનંદન

પાઉઘકીપ્સી. એન. વાઈ. ૧૨૬૦૩
યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા

જયમલ્લભાઈ પરમાર–રાજકોટ (ઇંડિયા)

આઠમી તારીખના 'ફૂલછાબ'માં દિલ્હીમાં લોકસાહિત્યના કાર્યક્રમ અંગેનો તમારો લેખ વાંચ્યો. આપણા સાંસ્કૃતિક વારસાનું મહત્ત્વ જે સારી રીતે પિછાને છે એવા મહાનુભાવો, ઈન્દિરાજી અને તેમના પરદેશી પરોણા યેહુદી મેન્યુહીન સમક્ષ દિલ્હીમાં સૌરાષ્ટ્રના લોકસાહિત્યનો ખજાનો ખોલવા માટે તમને અને તમારા સાથીઓને અંતઃકરણપૂર્વકનાં અભિનંદન. આશા રાખું છું કે 'જૂનાગઢ સાહિત્ય પરિષદમાં લોકસાહિત્ય પરના તમારા લેખ અંગેનો મારો અંગત આનંદ વ્યકત કરતો પત્ર મળી ગયો હશે. તમારા ઉપરના એ મારા પત્રમાં પૂર્વયુરોપના લોકસંગીત સાથે સૌરાષ્ટ્રના લોકસંગીતનું જે સામ્ય મેં દર્શાવ્યું છે તે યેહુદી મેન્યુહીનના મંતવ્ય સાથે બરાબર મળતું આવે છે.

ડો. હર્ષદ ભટ્ટ (કાનાભાઇ)

પૂરા એકસો રૂપિયા ખર્ચીને જેણે અમેરિકાથી અભિનંદનનો તાર કર્યો, એનો લોકસંગીતમાં–લોકસંસ્કૃતિમાં કેટલો ઉત્કટ રસ છે તેની પારાશીશી બતાવે છે. તા. ૨૪ મી ફેબ્રુઆરીનો એમનો જૂનાગઢ સાહિત્ય પરિષદના અધિવેશનમાં બે સાહિત્યના પ્રવાહો આડેનો બંધ તૂટી ગયો તે અંગેનો પોતાનો આનંદ પ્રગટ કરતો વિસ્તૃત પત્ર મોકલેલો. હકીકતમાં પત્રરૂપે તે આપણા અને પૂર્વ યુરોપના સંસ્કૃતિ અને ઇતિહાસના મૂળસ્રોત એક હોવાનું દર્શાવતો લેખ જ છે. આ લેખરૂપી પત્ર આ પછીના પાનામાં પ્રગટ કર્યો છે.

ડો. હર્ષદ ભટ્ટ એટલે રાજકોટના ધારાશાસ્ત્રી શ્રી. જીવણલાલના સુપુત્ર. એક વખતના સૌરાષ્ટ્રની વિદ્યાર્થી પ્રવૃત્તિના ઉત્સાહી, ફતેહમંદને લોકપ્રિય મોવડી. છેલ્લાં ૧૪ વર્ષથી અમેરિકામાં સ્થિર થયા છે. પોતે તો મેટાલર્જીકલ એન્જિનિયરીંગમાં ડોકટરેટ મેળવી છે. અને એ ક્ષેત્રમાં અનેક રીતે પ્રગતિશીલ રહી એવોર્ડ પણ મેળવેલ છે. છતાં પુરાતત્ત્વ, ઇતિહાસ અને લોકસંસ્કૃતિ એમના પ્રિય વિષય રહ્યા છે. એ અંગેનો અભ્યાસ અને ઉત્કટ ભાવ એમનાં લેખમાં જણાઈ આવે છે.

તે ઉપરાંત વતનપ્રેમથી પ્રેરાઇને વતનની વિવિધ પ્રવૃત્તિઓમાં સક્રિય સહકાર આપી રહ્યા છે ને બહોળા મિત્ર સમુદાય સાથે સંબંધ જાળવી રહ્યા છે. લોકસાહિત્યની જાળવણી પ્રગતિ અને વિકાસમાં આટલો આત્મીય રસ લેવા બદલ આભાર માનવાને બદલે એક સાથી–સહપંથી તરીકે હૃદયપૂર્વક આવકારીએ છીએ.

જૂનાગઢ પછી પોણા બે મહિનામાં જ દિલ્હીમાં લોકસાહિત્યને જે આદર આવકાર મળ્યા તે બદલ અનેકાનેક મિત્રો સંબંધીઓ ને અપરિચિત વ્યકિતઓ તરફથી પણ અભિનંદનો વર્ષી રહ્યાં છે. મૌખિક અને પત્રો રૂપે પણ. એમાંથી એક શ્રી. ઢેબરભાઇનો પત્ર તસ્વીરોના પાનામાં સબહુમાન આપ્યો છે ને બીજો ડો. હર્ષદ ભટ્ટનો (રાજકોટમાં જે કાનાભાઇના હુલામણા નામે પ્રસિદ્ધ છે) તાર પ્રગટ કરીએ છીએ. એમનો પત્ર તે પત્ર ન હોતાં લોકસંગીતના સંશોધન અને અભ્યાસમાં એક વિશાળ ફલક ઉઘાડી આપે છે તે પ્રગટ કરીએ છીએ. બીજા પરિચિત અપરિચિત એવા તમામ સદ્ભાવીઓ અને સહૃદયીઓના આવકારને અભિનંદન લોકસાહિત્યના અમારા કાર્યમાં ખૂબ ઉત્સાહ ને બળ પૂરી રહ્યા છે તે સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

–જયમલ્લ પરમાર

# આપણી અને પૂર્વ યુરોપની લોકસંસ્કૃતિના આદિસ્રોત

તા. ૨૪-૨-૧૯૭૦
અમેરિકા

મુ. શ્રી જયમલ્લભાઈ

લગભગ બે દાયકાથી આપણા વચ્ચેના સમાચારની ગેરહાજરી પછી અચાનક આ પત્ર (અને તે પણ અમેરિકાથી) મળતાં કદાચ તમને નવાઈ લાગશે! છેલ્લા ત્રણેક મહિનાથી રાજકોટથી પ્રસિદ્ધ થતાં અખબારો મને દરરોજ હવામાન દ્વારા (અલબત્ત, ત્રણ દિવસનાં 'વાસી') મળે છે અને તેમાં 'ફૂલછાબ'નો પણ સમાવેશ થાય છે. જૂનાગઢ ખાતે થોડા વખત પહેલાં મળેલ સાહિત્ય પરિષદમાં સૌરાષ્ટ્ર-કચ્છના લોકસાહિત્યને જીવતદાન મળ્યા સબંધી તમારો જે અહેવાલ તા. ૧૧ મી જાન્યુઆરીના 'ફૂલછાબ'માં પ્રસિદ્ધ થયેલ તે વાંચી હુ ખુબ જ ઉત્સાહી થયેલ અને આજ લખુ ..કાલ લખું...કરતાં છેવટે આજે આ પત્ર લખવા બેઠો.

તમારો સૌરાષ્ટ્રના લોકસાહિત્ય તરફનો પ્રેમ, તેને જીવંત રાખવાની મહેચ્છા, અને ખૂબ જ પ્રયત્નો કરી જૂનાગઢની પરિષદ વખતે સૌરાષ્ટ્રના લોકસાહિત્યની ગુજરાતી સાહિત્યમાં અગત્યતા પર ભાર મૂકવા બદલ મુ. શ્રી. રતુભાઈ અદાણીને, તમને અને તમારા સાથીઓને મારા વતી ખૂબ ખૂબ અભિનંદન છે.

સૌરાષ્ટ્રનું લોકસાહિત્ય તો સૌરાષ્ટ્ર જુદા જુદા રીતરિવાજોવાળા, પોષાકોવાળા, ભાષાઓવાળા પચરંગી લોકોના મૂળ અને ઈતિહાસની ખજાનાપેટી ઉઘાડવાની કૂંચી છે. એટલે જો રખે તે કૂંચી ખોવાઈ ગઈ તો સૌરાષ્ટ્રનો તે ખજાનો ઉઘડ્યા વગરનો જ રહી જશે. સ્વ. શ્રી. મેઘાણીભાઈ, શ્રી દુલાભાઈ કાગ વગેરે મારી દષ્ટિએ તો આ કૂંચી કટાઈ ન જાય તે માટે સતત સંભાળી, જતન કરી તેઓની પછીની પેઢીને તે સંપૂર્ણ ખજાના-પેટીની અંદર રહેલ સૌરાષ્ટ્રની અસ્મિતાના આભૂષણો નીકાળવાની સગવડતા રહે તેના અડીખમ રખેવાળો ગણાય. આપણા દેશના છેલ્લા પાંચ હજાર વર્ષના ઇતિહાસને સાંકળતી અનેક કૂંચીઓ અને કડીઓ ખોવાઈ ગયેલ છે, ત્યારે રખે સૌરાષ્ટ્રમાં ફૂંકાતા અર્વાચીન યુગના પવનો અથવા તો રાજકારણના કે ગુજરાત-સૌરાષ્ટ્રના સીમાડાઓના વમળો સૌરાષ્ટ્રના આ અમૂલ્ય લોકસાહિત્યની કૂંચીને કાટ ખવડાવી ન બેસે અથવા તો સદંતર ગુમાવડાવી ન બેસે તે જોવાનું તો આપણે સૌને માટે ખૂબ જ અગત્યનું છે.

છેલ્લાં ચૌદ વર્ષ ઉપરાંતના મારા પાશ્ચાત્ય દેશોમાંના રહેઠાણ અને પ્રવાસો દરમ્યાન મેં સૌરાષ્ટ્રના તે ખજાનાનું દર્શન અનેકવાર કરેલ છે. દા. ત. 'ફૂલછાબ'ના તમારા લેખમાં જે સૌરાષ્ટ્રના ખેડૂતના પોષાકમાં સજ્જ થયેલ સૌરાષ્ટ્રનો લોકસાહિત્યરૂપી પુત્ર ગુજરાત સાહિત્ય પરિષદરૂપી માતાને ભેટે છે તે પોષાક ગ્રીસ, સરબીઆ (જે યુગોસ્લાવીઆનો એક પ્રાંત છે), રૂમાનીઆ વગેરે પૂર્વ યુરોપના ગામડાંના લોકોના પોષાકને ખૂબ મળતો આવે છે. આ સમાનતાની પાછળનો અર્થ શું? તેજ રીતે જો પૂર્વ યુરોપીઅન લોકસંગીત સાંભળો તો જાણે સૌરાષ્ટ્રનું લોકસંગીત હોય તેવો ભાસ થાય. અત્યારે રશિયાનો એક પ્રાંત છે અને જેની આસપાસથી ભારતના આર્યો અને ગ્રીસના આઈઓનીઅન ગ્રીકસના પૂર્વજો આવ્યાનું મનાય છે તે લીથુએનીઆની ભાષા અને આપણી માતૃભાષા સંસ્કૃત એટલા બધાં સમાન છે કે અમારા ઘણા લીથુએનીઅન મિત્રો ઘણીવાર પોતાના વડવાઓની ભાષામાં વાતો કરતા હોય તો હું તેમાંનુ ઘણુ ખરું સમજી શકું. સરબીઅન ભાષામાં એકથી દસ સુધીના આંકડા ગણવાના ઉચ્ચારો તે જાણે સંસ્કૃતના એકથી દસ સુધીના ઉચ્ચારોનું પૂનરાવર્તન જ. પણ...ગુજરાતી ભાષાના એકથી દસ સુધીના સંસ્કૃતના ઉચ્ચારોની એટલા બધા નજદીક નથી. આ બધા મણકાઓ અને સમસ્યાઓ સૌરાષ્ટ્રનો સાંસ્કૃતિક વારસો નજર સમક્ષ રાખી ઉકેલવાની છે.

મારાં પત્ની, શર્લિના સગાંવહાલાંઓ અને

કુટુંબીજનોના વડવાઓ અમેરિકામાં પૂર્વ અને પશ્ચીમ યુરોપમાંથી આવી વસેલા, સ્હેજે તેઓનો સાંસ્કૃતિક વારસો પણ સાથે લાવેલા જ. અનેક રાતો જ્યારે કુટુંબીજનો સાથે મળીએ ત્યારે સાથે બેસી સૌરાષ્ટ્રના અને ભારતના સાંસ્કૃતિક, ભાષાકીય, લોકનૃત્યો, લોકસંગીત વગેરે પાસાંઓની સરખામણી કરતા હોઈએ ત્યારે ઘણી બાબતોમાં તો એટલુંબધું સરખાપણું જોવા મળે કે આશ્ચર્યમાં પડી જવાય. શર્લિના બાના પૂર્વજો યુગોસ્લાવીઆથી અહીં આવી વસેલ અને તેથી કુટુંબમાં યુગોસ્લાવીઆના પ્રાચીન ઈતિહાસને મહત્ત્વ ખરૂં. ઘણીવાર તેઓના કુટુંબમાં વણાઈ ગયેલ યુગોસ્લાવીઆની પ્રણાલિકા અને સંસ્કૃતિની સરખામણી શર્લિની બા સાથે કરતાં ઘણું જાણવા મળેલ. દા. ત. સૈકાઓ પહેલાં મધ્ય–એશિયામાંથી 'સીથીઅન' લોકોનાં ધાડાં યુગોસ્લાવી-આમાં આવીને વસેલ, પણ...આપણા સૌરાષ્ટ્રના કાઠી લોકોના પૂર્વજો પણ 'સીથીઅન' હતા એવું અનુમાન થયેલ છે. તો પછી સૈકાઓથી જુદા પડેલ 'સીથીઅન' લોકોના વંશજોમાં શું હજુ કંઈ જૂનો સર્વસામાન્ય ભાષાકીય, સાંસ્કૃતિક, રીત–રિવાજોવાળો અને પોષા-કીય તાંતણે ચાલુ રહેલ છે ખરો ?

પાકિસ્તાન અને અફઘાનીસ્તાનની સરહદ ઉપર રહેતા અને વણજારો લઇ હજૂ પણ ભટકતા 'નૂરીસ્તાન' અને 'ગૂલીસ્તાન'ના કાઠીઓ (Kathi) કોણ? આ વણજારા 'કાઠીઓ' હજુપણ દરવર્ષે પોતાના નાતભાઈઓને મળવા ભરાતા વાર્ષિક મેળામાં મધ્ય–એશિયામાં જાય છે અને જૂના લોકસાહિત્યના ડાયરા ત્યારે જમાવે છે. અલબત્ત, કાઠીઓ ઉપરથી તો સૌરાષ્ટ્રનું ખોટું નામ અંગ્રેજોએ "કાઠીઆવાડ" આપેલ, એટલે આ મૂળભુત સંબંધો અને સમસ્યાઓ ઉકેલવામાં કાઠીઓને લગતું લોકસાહિત્ય ઘણું ઉપ-યોગી થાય.

તે જ રીતે આપણા સૌરાષ્ટ્ર (અને ખાસ કરી જૂનાગઢના) અને ગુજરાતની 'નાગર' જ્ઞાતિ ક્યારે, ક્યાંથી અને કેવી રીતે સૌરાષ્ટ્રમાં આવી? આ બાબતમાં તેઓના મૂળ ગ્રીક પ્રજાની સાથે સાંકળવા મેં સંશોધન અને સરખામણીઓની વિગતો એકઠી કરી છે અને તેના સમર્થનો થોડા વખત પહેલાં ઈટાલીઅન સંશોધકોએ જૂના વખતના ,બેકટ્રીઆ' પ્રદેશ (ચંદ્રગુપ્ત મૌર્યના વખતમાં અફઘા-નીસ્તાનની આસપાસ આવેલ પ્રદેશ)ના પ્રવાસો પછી ત્યાં હજુ પણ રહેતી એક નાનકડી પ્રજા (બીન–મુસ્લિમ!) વિષે માહીતિ આપતું પુસ્તક લખ્યું છે તેના આધારે મારી 'Thesis'ને પ્રોત્સાહન મળે છે. અમેરિકાના અનેક મહાન પુસ્તકાલયોમાંથી સૌરા-ષ્ટ્રની જુદી જુદી કોમો, તેઓના આચારવિચાર, મૂળ વગેરે નવી જ દૃષ્ટિથી અને તેઓના મૂળ પ્રદે-શના રીત–રિવાજોનો અભ્યાસ, કરતાં નવો જ પ્રકાશ પડયો છે.

ઉપરનું લખવાનું તાત્પર્ય એ છે કે સૌરાષ્ટ્રની પ્રજા તો જાણે મધ્ય–એશિયા, મધ્ય–પૂર્વ, પૂર્વ યુરોપ, સ્પેઇન, ગ્રીસ અને સ્લોવીક દેશો (યુગોસ્લાવીઆ, હંગરી, રશિયા વગેરે) સાથે સૈકાઓ પહેલાં કોઇ અગમ્ય તાંતણે જોડાણી હોય અને તે સર્વસામાન્ય સાંસ્કૃતિક, ભાષાકીય, રીતરિવાજો, વગેરે સંબંધો જાણે સૌરાષ્ટમાં ઠાલવ્યા હોય તેવો ભાસ મને અનેક-વાર થાય છે. અને ખરેખર જુવો તો સૌરાષ્ટ્રની ધરતી પર તો છેલ્લાં ચારેક હજાર વર્ષમાં સૌરાષ્ટ્રના મૂળ વતનીઓ ઉપરાંત આર્યો, બેક્ટ્રીઅન્સ (આઇઓનીઅન ગ્રીકસ), રોમન્સ, પારથીઅન્સ, સીથીઅન્સ, પર-સીઅન્સ હૂણ (huns, કે જેના નામ ઉપરથી પૂર્વ યુરોપનો દેશ 'હંગરી' પડેલ) આરબ, મકરાણ વગેરે; અને અનેક ઘાસચારાની શોધમાં મધ્ય–એશિયાના પ્રદેશોમાંથી ઉતરી આવેલ કોમોના અવર જવરને હિસાબે જે સાંસ્કૃતિક, ભાષાકીય, પોષાકની દૃષ્ટિએ વારસો લેતા આવ્યા હોય તેનાં એંધાણો તો સચવાઈ રહેલ છે, એટલે કદાચ ઉપર વર્ણવેલ સમાનતાનો મારો ભાસ અસ્થાને ન પણ હોય.

એ જ રીતે જોઇએ તો આને લગતું એક બીજું દૃષ્ટાંત છે. પાશ્ચાત્ય સંસ્કૃતિના સ્તંભ સરખા ગણાતા ગ્રીક ભાષાના મહાકવિ અને એશિયા માઇનોરમાં (એટલે કે આરમેનીઆની આસપા-સનો પ્રદેશ) આવી વસેલ હોમરના 'ઇલીઆડ' અને 'આડેસી'નો અભ્યાસ કરીએ તો જાણે હોમરના

'ઈલીઆડ'માં ગ્રીક લોકોએ ટ્રોજન લોકોના નેતા 'પેરીસે' રૂપસુંદરી 'હેલન'નું અપહરણ કરેલ તેનું વેર વાળવા ટ્રોય નામના ટ્રોજનના શહેર પર હલ્લો કરેલો તેનું આબેહૂબ પુનરાવર્તન છે. શું તેનો અર્થ એમ કે સીકંદરની ભારતના સીમાડા પરની ચડાઇ પછી ચંદ્રગુપ્ત મૌર્યના સસરા પક્ષના ગ્રીક સુબાઓ અને અશોકના વખતના બેકટ્રીઅન સુબાઓ ટ્રોજન અને ટ્રોયના યુદ્ધોની વાર્તાઓ પોતાની સાથે જૂનાગઢ લાવ્યા હોય, અને તે યુદ્ધયુક્તિ દેશળ-વિશળે અજમાવી હોય... અને... લાંબે ગાળે મૂળ કથા ભુલાઇ દેશળ-વિશળની કથા સૌરાષ્ટ્રના ઈતિહાસમાં ઓતપ્રોત થઈ ગઈ હોય ?

એ જ પ્રમાણે, સૈકાઓ પહેલાં ઈરાનમાં (પારસીઓ ત્યાંથી આવ્યા તે પહેલાં) 'આહૂર--માઝદા' કરીને દેવીને ઘણા માણસો પૂજતા 'અહૂર માઝદા'નું અપભ્રંશ 'આશાપુરા' થાય ખરું ? આપણે રાજકોટની પાસે 'હોલમાતા' નામનું જે સ્થાન આવેલ છે તેમાં પૂજાતા દેવી અને ઇરાનના જૂના વખતના 'આહૂર-માઝદા'નું વર્ણન બહુ જ મળતું આવે છે.

પુરાતત્ત્વ સંશોધનો, ઇતિહાસ, લોકસાહિત્ય વગેરે અનેક જુદાં જુદાં સાધનોનો ઉપયોગ કરી વીતી ગયેલા સૈકાઓની સૌરાષ્ટ્રના લોકોના ઈતિહાસ અને મૂળ મેળવવાની જરૂર છે જ. ફક્ત છેલ્લા બે-ત્રણ હજાર વર્ષનો જ નહીં પણ સાયેના "સાયન્ટીફીક અમેરિકન માસિકના લેખમાં નિર્દેશ કરવામાં આવ્યો છે તેમ સૌરાષ્ટ્રનો તે પહેલાનો ઇતિહાસ, તેનો "હરાપ્પા" અને "મોહન-જો-ડેરો"ના વખતની ભારત અને એશિયાની વાર્તા સાથેની કડીઓ પણ મેળવવાની બાકી છે. તે ઉપરાંત આ બધી કડીઓ, સુમેર, બાબીલોનીઆ, મેસોપોટેમીઆ, મિસર વગેરે દેશોની સાથે કેવી રીતે ગુંથાએલ તે પણ હજુ સંશોધન કરવાનું બાકી છે. સૌરાષ્ટ્રની અનેક જુદી જુદી કોમોએ સૌરાષ્ટ્રના સાંસ્કૃતિક ખજાનામા ફાળો આપ્યો છે તે સચવાઇ રહે તેવા પ્રયત્નો ત્વરીત ગતિએ થવા જોઇએ તેમ મારું ભારપૂર્વક માનવું છે. દેશને માટે જરૂરની ઔદ્યોગિક અને હરિયાળી ક્રાંતિની સાથો સાથ લોકોની મૂળભુત ઝંખનાના પ્રતિક સમા સામાજિક, સાંસ્કૃતિક, અને આત્મિક મૂલ્યોનો વારસો સચવાઈ રહે અને તેની સાથો સાથ સમાજમાં આર્થિક અને સામાજિક ન્યાયથી એ ઔદ્યોગિક અને હરિયાળી ક્રાંતિના ફળોની વહેંચણી થાય તો જ આપણી ફતેહ ગણશે, નહીં તો....તો કર્યા-કરાવ્યા ઉપર પાણી ફરી વળ્યા જેવું થશે.

ઝડપથી બદલાતા સૌરાષ્ટ્ર અને ભારતના રાજકીય, સામાજિક, અને આર્થિક પ્રવાહોમાં રખે સૌરાષ્ટ્રની અસ્મિતાની યાદ દેવડાવતું આપણું લોક-સાહિત્ય તણાઇ જાય તે પહેલાં બચાવી લેવા માટે ફરીથી પ્રયત્નો શરૂ થયા છે તેમાં મારો તન, મન અને ધનથી સાથ છે તે જાણશો. અલબત્ત, અમેરિકાથી ત્યાં આવ્યા પછી તો મારા આ વ્યવસાયને સક્રિય રાખવા મહેચ્છા છે જ, પણ...તે દરમ્યાનમાં મારાથી અહિં બેઠા બનતું થઇ શકે તેટલું જરૂર કરીશ જ.

તમારા તા. ૧૧ મીના 'ફૂલછાબ'ના અહેવાલ અને રાજકોટના અખબારો દ્વારા એમ જણાય છે કે સૌરાષ્ટ્રના લોકસાહિત્યને જીવંત રાખવા શ્રી. મીઠાભાઇ પરસાણા પણ સૌરાષ્ટ્રના ગામેગામ ડાયરાઓ જમાવતા રહે છે. તેઓ તો જોકે મને નહી ઓળખે, પણ હુ તો તેઓની નીચે લગભગ પચ્ચીસ વર્ષ પહેલાં આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં ભણેલો. તેઓને મારી ખાસ યાદી અને અભિનંદન પાઠવવા વિનંતી છે.

સમયરૂપી અનંતના મહાસાગરમાં કાળના વિશાળ વ્હેણો તો સદાકાળ વહેતાં જ રહે છે, અને તે વ્હેણોમાં સૌરાષ્ટ્રથી અમેરિકા અને પાશ્ચાત્ય દેશોની સફરે નીકળ્યાં મને પણ આજ...કાલ...કરતા ચૌદ વર્ષ ઉપરાંત થઇ ગયેલ છે. એટલે કદાચ મિત્રો અને મુરબ્બીઓના સ્મરણમાંથી મારી સ્મૃતિ ભુલાઈ પણ ગઈ હોય તે સ્વાભાવિક છે. છતાં......જો કોઇ પરસ્પરના મિત્રો, મુરબ્બીઓ યાદ કરે તો મારી યાદી પાઠવવા વિનંતી છે. કલાપીએ લખ્યું છે ને કે "માણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું....."

હર્ષદ (કાનાભાઇ)ની યાદ

નાનાભાઈ વાળા

[ આપણા ભારતવર્ષના ક્ષત્રિયો પોતાને સૂર્યવંશી કે ચંદ્રવંશી કહેવડાવે છે, અને દેવાંશી હોવાનું ગૌરવ લે છે. સૃષ્ટિના પોષક પિતા જેવા બડાબાપ સૂર્યના બેટા થવાનું સૌ કોઇને ગમે છે. પરંતુ સૂર્યવંશી હોવાનાં ગાન કરી ફૂલાવા માત્રથી એમનું કર્તવ્ય પૂરું થતું નથી. પણ સૂર્યપૂત્ર તરીકેની પોતાની ફરજ શું છે એ ખ્યાલમાં રાખવું જોઇએ. સાચા સૂર્યવંશી હોવાનું ગૌરવ લેવું હોય તો આપણી ફરજ અનેકગણી વધી જાય છે. સાચો સૂર્યપુત્ર નિર્બળનું બળ, નિરાધારનો આધાર, અને નિરાશ્રિતનો છત્ર બની રહે છે. સાચો સૂર્યપૂત્ર દેશની બહેનબેટીનો બંધુ અને બાપ બની રહે છે, આવા એક સૂર્યપૂત્રે પોતાની અનિચ્છાએ વિકારી બનેલી પોતાની આંખને સ્વેચ્છાએ કેવી સજા કરી તેનો એક સાચો દાખલો અહીં રજૂ કરૂં છું. ]

ભારત વર્ષમાં સત્તરમી સદીનો સમય ચાલે છે. દેશના ચારે છેડા સુધી મોગલ–સામ્રાજ્ય ઘોર અંધારી શ્રાવણી મેઘલીરાત જેવું જામ્યું છે, એવા ભારતના અંધકાર યુગમાં મેવાડના ઉદયપુરની ગાદી ઉપર મહાપ્રતાપી ક્ષત્રિયકુળ ભૂષણ મહારાણા રાજસિંહનાં રાજ તપે છે. સારાયે ભારતના રાજપૂત રાજવંશો મોગલાઇની છાયામાં ગરક થઈ ગયા છે. છે. એ જમાનામાં મેવાડપતિ મહારાણા રાજસિંહ ઉન્નત મસ્તકે રાજસ્થાન મેવાડમાં પોતાનો પ્રકાશ પાથરી રહ્યા છે. આ સમયમાં મેવાડમાં એક ધાર્મિક રિવાજ ચાલે છે કે શ્રાવણ સુદી એકમથી ત્રણ દિવસ સુધી મેવાડી રમણીઓ પોતાના પતિની રક્ષા માટે સૂર્ય ભગવાનનું વ્રત કરે છે. શ્રાવણ સુદી એકમ, બીજ અને ત્રીજ એમ ત્રણ દિવસ મેવાડી મહિલાઓ ઉપવાસ કરે, સૂર્યદેવનું પુજન અર્ચન કરે, રાસ ગરબાના હિંચોળ ખેલાવે, વ્રજની ગોપીઓની જેમ પ્રેમઘેલી બની દિવસ રાત ગરબે રમે. આનંદના ઓઘ ઊછળે.

શ્રાવણ માસ શરૂ થયો એકમ, બીજ અને ત્રીજ એમ ઉદયપુરની બહન બેટીઓને સૂર્ય ઉપાસનાના ત્રણ દિવસના ઉપવાસ પૂરા થયા, શ્રદ્ધાના બળ અને આનંદમાં ભૂખનું દુઃખ કયાંય દેખાતું નથી. ત્રીજા દિવસની રાત્રી છે. ઉદેપુરમાં અનેરા આનંદથી ઉત્સવ ચાલે છે. ચોથા દિવસે સવારમાં અરુણોદયનાં દર્શન કરી પારણા કરવાનાં છે. પણ ઇશ્વર ઇચ્છા સૌની શ્રદ્ધા કસોટી કરવાની છે.

ચોમાસાના દિવસો તો છે જ. એટલે આભની અટારીએ મેઘસ્વારી આવી પહોંચી. ઘટાટોપ વાદળ જામ્યાં. અનરાધાર વરસાદ પડવો શરૂ થયો. ચોથા દિવસનું સવાર પડયું પણ સૂર્યદેવ સંતાઇ ગયા છે. સૌને શ્રદ્ધા છે કે, હમણા જ સૂર્યપ્રભુ દર્શન દેશે. અને ત્રણ ત્રણ દિવસના બેન બેટીઓના ઉપવાસ છૂટશે. સમસ્ત ઉદયપુર સૂર્યદર્શનની રાહ જુએ છે. પણ સૂર્યના દર્શન થાય એવું એકેય ચિન્હ દેખાતું નથી. ચોથો દિવસ આખો સૂર્ય દર્શન ન થયાં. રાત પડી કાલે સવારે સૂર્યદર્શન થશે. સૌનાં વ્રત પૂરાં થશે. એવી શ્રદ્ધાથી ઉત્સવ ચાલુ રહ્યો. પાંચમો દિવસ પણ આશા અને શ્રદ્ધામાં આથમ્યો. છઠ્ઠા દિવસનું સવાર થયું. મોરલે ટહુકા પોકારી અને મેઘરાજા મંડાણા. એવી જ આશામાં સાતમા દિવસનું સવાર થયું પણ સૂર્યભગવાનનાં દર્શન તો દુર્લભ જ રહ્યાં. ઉદયપુરની અકળામણનો પાર નથી. ભલભલાની શ્રદ્ધા છૂટી જાય એવી કપરી કસોટી આવી છે. સાત સાત દિવસના બેન બેટીઓના ઉપવાસથી નગરમાં હાહાકાર વર્તાઇ ગયો છે. રાજમાતા અકળાય છે. આ મુશ્કેલી કેમ નિવારવી તેવા વિચારે હુકમ કરે છે. રાજપંડિતને બોલાવે છે. શહેરના વિદ્વાનો અને શાસ્ત્રીને બોલાવે છે. પ્રશ્ન મૂકે છે. "ભૂદેવો ! આ આફતમાંથી રસ્તો કાઢો. ઉદયપુરની હજારો બેન બેટીઓનું સાત સાત ઉપવાસોનું ભૂખનું દુઃખ જોયું જતું નથી. તો આ વ્રતની પૂર્ણાહુતિ શી રીતે થાય તેનો નિર્ણય આપો."

આખરે પંડિતોના પંચે શાસ્રોક્ત એવો નિર્ણય કર્યો કે, કાલે આઠમા દિવસના સવારે જો સૂર્ય દર્શન ન થાય તો મહારાણા રાજસિંહે મહેલના ગોખમાં ઊભા રહી સૌને દર્શન આપવાં અને વ્રતવંતી કુમારિકાઓ અને યુવતિઓએ શ્રી મહારાણાનાં દર્શન કરી વ્રતના પારણાં કરવાં. સિસોદિયા સૂર્યવંશી મનાય છે માટે સૂર્યદર્શન ન થાય તો સૂર્યવંશના આ પ્રથમ પુરૂષ મહારાણાશ્રીએ સૂર્યના પ્રતિનિધિ તરીકે જરૂખામાં આવી પ્રજાની બેન દીકરીઓને દર્શન આપવાં એ દરેક રીતે વ્યાજબી છે. પંડિતોનો મત માન્ય રાખી પ્રજાને જણાવવામાં આવ્યો. સૌએ ઠરાવને વધાવી લીધો આઠમે દિવસે સવારે પણ સૂર્યદર્શન તો ન જ થયાં સૂર્યના પુત્ર મેવાડના મહારાણા શ્રી રાજસિંહના દર્શને સવારથી કુમારિકા અને યુવતીઓનાં ટોળાં રાજમહેલના ગોખ સામે આવી ઊભાં. ઉપવાસી વહુ દીકરીઓ અને બહેનોએ મહારાણાશ્રીનાં દર્શન કરી ઓવારણાં લીધાં. હર્ષનાદ થયો. રાજમહેલમાં ગેગ્નત ગગડી વ્રતધારી બેનબેટીઓએ ઘેર જઈ પારણાં કર્યાં, પણ મહારાણાશ્રી ગોખમાંથી ઊતરી રાજમાતાના શરણે પડી આક્રંદ કરી ઊઠ્યા. "માતા મા-ા, હું પાપી છું. તમારો અને સૂર્યભગવાનનો ગુનેગાર છું."

માતા:– અરે બેટા! તું ગુનેગાર! તે ન સંભવે. આજ તો તેં શહેરની બેન દીકરીઓને સૂર્યને બદલે દર્શન દઇ જીવતદાન આપ્યું છે. આજથી મેં એ ગોખનું નામ સુરજગોખ રાખ્યું છે. મારો પુત્ર સૂરજપ્રભુના વંશ તરીકે પ્રજાને દર્શન આપે એ મારા માટે તો અહોભાગ્ય અને મહાન દિવસ ગણાય.

મહારાણા કકળી ઊઠ્યા 'પણ મા, મારો ગુનો બહુ મોટો છે. મેં તમારો સૂરજગોખ અભડાવ્યો છે.' મહારાણાએ દિલ ખોલી નાખ્યું.

માતા –'સૂરજગોખ અભડાવ્યો છે તેં? બેટા, તું આ શું બોલે છે? માતા આસન ઉપરથી ઊભાં થઇ ગયાં.

મહારાણા:– હા માતાજી! મેં સૂરજવંશને કલંક લગાડ્યું છે.'

માતા:– 'પણ બેટા, કલંક તો ચંદ્રને હોય સૂરજ ને ન હોય!'

મહારાણા:– 'નહીં નહીં મા, હું પાપી છું. મને પ્રાયશ્ચિત આપો.

માતાજીએ સવિસ્તર હકીકત સાંભળવાની ઇચ્છા કરવાથી મહારાણાએ કહ્યું કે:

"માતાજી, હું તમારી આજ્ઞાથી ગોખમાં સૂર્યપ્રભુનાં પ્રતિનિધિ તરીકે ઊભો હતો

કુમારીકાઓ અને કૂળવધૂઓ મારા દર્શને આવી ત્યારે મારી દ્રષ્ટી નગરશેઠની પુત્રવધૂ પર પડી. એના રૂપમાં હું અંજાયો, મારી દ્દષ્ટિ વિકૃત બની. માતાજી, હું કબૂલ કરું છુ. મને આકરૂં પ્રાયશ્ચિત આપો. મેં મહાપાપ કર્યું છે."

રાજમાતાએ યોગ્ય આજ્ઞા કરતાં કહ્યું: "શુ સૂર્યના પ્રતિનિધિ તરીકે ઊભા રહી તેં તારી નજર પ્રજાની વહુબેટી પર બગાડી? એતો સૂર્યવંશ માટે મહાપાપ કહેવાય."

રાજમાતાએ આકાશ તરફ દૃષ્ટિ કરી શ્રી. એકલિંગજીની ફરકતી ધજા તરફ ભક્તિભાવે નિહાળી આંખો મીંચી સ્મરણ કર્યું. અને કહ્યું: "બેટા! તારે તારા પાપના બદલામાં મીઠું વાટી આંખમાં ભરવું પડશે." મહારાણા રાજસિંહની આંખોમાં ત્રણ દિવસ વાટેલું મીઠું ભરી રાખવામાં આવ્યું. જેની અસર રાણાની આંખો પર જીવંત પર્યંત રહી સમસ્ત મેવાડમાં આ પ્રાયશ્ચિતની ભારે અજબ અસર થઇ. એવા હતા એ જમાનાના સૂર્યપૂત્ર કે જેમના અવસાનથી દિશાઓ ધૂંધળી બનતી. આજે પણ ઉદયપુરના રાજમહેલના સૂરજગોખના દર્શન કરે છે. અને આ પ્રાયશ્ચિતની વાત લોકકંઠે ખૂબ પ્રેમથી સાંભળે છે.

આવા હતા આપણા ભારતમાતાના પુત્રો ક્ષત્રિય નરપુંગવો. હા, પણ એટલું ખરું કે એ વખતે તેઓ ભારતપુત્રો હતા. હજુ "ફરજંદે ખાસ દોલતે ઇંગ્લીશિયા" નહોતા થયા.

# ધણીપણાં દોહ્યલાં

હિંગોળદાન નરેલા

રળિયામણી સોરઠની ધરતીનું સોંદરડા હાંડા જેવું ગામ. રાયજાદા રાજપુતોની હકુમત, ગામની વચ્ચે નીકળતી બજાર એ બન્ને પાટીની સરહદ. મોટાભાઈ એ દરબારનું હુલામણાનું નામ. આસપાસનાં વીસેક ગામોનું પૂછવા ઠેકાણું કહેવાય. મોટાભાઈ એટલે ધર્મ રાજાનો અવતાર. ગામ બે પાટી વચ્ચે વહેંચાયેલું. એક પાટી મોટાભાઈની પાટી. સામે ભાગદારોની પાટીની અવળાઈ આડો આંક.

મોટાભાઈ શંકરના ગણ હોય તેવા શિવના પરમ ઉપાસક. ગોઠણથી ઊતરતા હાથ, વિશાળ કપાળમાં કુદરતી ત્રિપુંડ તાણ્યું હોય તેવી રેખાઓ દીપી રહી છે. ગળામાં રુદ્રાક્ષની માળા. કોણીએ બેરખો, કસુંબલ આંખ્યુંમાં અમી ઘૂંટયા હોય તેવાં સતજુગિયાં તેજ. હસતો ચહેરો. ભાળતાં વેંત સ્નેહ ઉપજાવે તેવો હોઠ પર ૐ નમઃશિવાયના જાપ અવિરતપણે ચાલતા હોય. એમની પાટીની વસ્તી પણ પડયો બોલ ઝીલે, મોટાભાઇનું વેણ લોઢામાં લીટો.

મોટાભાઇની પાટીની પ્રજામાં પણ ભક્તિ પ્રેમની ઝલક દેખાતી નજરે પડે. 'યથા રાજા તથા પ્રજા' એ ન્યાયે ધર્મપરાયણ દરબારની વસ્તીનાં હૈયાં પણ સત્યપરાયણ. આખો દિવસ ધંધો કરે અને રાતે ચોરે કથા કીર્તન થાય. સવાર પડતાં ઉદ્યમી નરનારીઓનાં દર્શન થાય. ખાવું પીવું ને વિગતે વાવરવું એ સૂત્ર જીવતું જાગતું લાગે. સેવાપરાયણ અને સદાચારી ભોળાં માનવીઓનો સમૂહ આનંદથી પોતાનો સમય પસાર કરે છે.

આ મોટાભાઈની પાટીમાં એક દરજી ભગત રહે. બે પાંચ સાધુ સંતો મહેમાન હોય જ. ખૂબ ભજનાનંદી માણસ. દૂઝાણાંમાં એક ગાય. કામધેનું જેવી. કાનુડાના ધણમાંથી નોખી પડીને જાણે સોંદરડામાં આવી ગઈ હોય એવી. આખું ઘર ગાયને માથે ઓળઘોળ થઈ જાય.

બનવા સંજોગે દરજી ભગતનાં મા બીમાર પડયાં. ભગત ખૂબ લાગણીશીલ અને ખર્ચાળ સ્વભાવના હોવાથી કાયમ નાણાંભીડ રહે. રોજે રોજનું ખર્ચ થાય તેટલું કમાય, કાલની ચિંતા જ નહીં.

માજી બીમાર પડતાં સેવા ચાકરી રાત દિવસ ચાલુ, દવા દારુ પણ ખૂબ કર્યા પણ બીમારી તો વધતી ચાલી. ઘર સભીડિયું હોઈ મૂંઝવણમાં મુકાણા. ભગતને આખી રાત ભજન સાથે માજીની દવાના ખર્ચની પણ ધૂન મનમાં લાગી. બહુ વિચારવા ટેવાયેલ નહીં. તરત જ નિર્ણય કરી લીધો. જગતમાં જેનું રુણ કદી ચૂકવી શકાય નહીં તેવી જનેતાનાં રૂણ અદા તો ન જ થાય. પણ થોડી સેવા ચાકરી કરી મન મનાવવું જ રહ્યું. દરજી ભગતે કામધેનુ જેવી ગાયને વેચવાનો નિર્ણય કરી લીધો. સામી પાટીના દરજીને ગાય ૧૦૦ રૂપિયામાં વેચાતી આપી. ગાય વેચી તે દિવસે આખા ઘરે ખાધું નહીં. જીવની જેમ ગાયને સાચવતાં નિરુપાયે વેચવી પડેલ. આખું ઘર અણોહરું લાગવા માંડયું. કોઇ દૂઝાણા વિના રહેલ નહીં. છોકરાં વાળુ વખતે તો સાવ મૂંગા પૂતળાં જેવા ઓસરીની કોરે બેઠેલાં જોયાં. ભગતની કઠણ છાતીમાં પણ ડૂમો ભરાઇ આવ્યો. આંખે ઝળઝળિયાં આવી ગયાં, પણ ભગત તો હરિ ઇચ્છા એમ કહી બે પાંચ કપડાં હતાં તે માંડયાં વેતરવા અને ભજન ઉપાડયું:

રામ રાખે તેમ રહીએ,
આપણ ચીઠ્ઠીના ચાકર છઇએ;
ઓધવજી, રામ રાખે તેમ રહીએ.

દરજી ભગતે ગા વેચી તેને લગભગ અઠવાડિયું થવા આવ્યું. સામી પાટીનો દરજી પૈસા આપતો નથી. સામી પાટી એટલે મોટાભાઈના ભાગદાર જ થાય. પણ બધાય છોકરિયા જ, કોઇ પીઢ નહીં. જુવાનડા રંગતે ચડયા. વડીલોનો કોઇ

જાતનો માન મરતબો રાખે નહીં. હરામ હલાલીની સોબત. આખો દિવસ નવરા ધૂપ ગામમાં આડેધડ આથડે થાકે ત્યારે ગામના ઓટલે ડાયરો જમાવે. દારૂ, અફીણ, ગાંજો વગેરે વ્યસનોના ભોગ બનેલા. ભૂખ અને વ્યસનીઓને ઘણાં જૂના વખતનો સબંધ, તેથી ભાંગીને ભૂક્કો થઈ ગયેલા આવકના સારાં સારા સાધનો હોવા છતા કરજમાં ડૂબેલા રહે

આર્થિક ભીસ હોવાથી તેના ઇલાજરૂપે ભેરૂબંધો પણ આડોડિયા, ડફેર, સંધી, મોરપગાં આસપાસમાં લોંટા ઝોટા કરીને આ દરબારોને આશરે પડ્યા રહે

એક દિવસ ચોકમા બન્ને દરજી વચ્ચે બોલાચાલી થઈ. જુવાન દરબારો પોતાની પાટીના દરજીને પડખે ચડયા. માંડયા ચડ દેવા. સામી પાટીના દરજી ભગત તો ઊંચે સાદે બોલે તોય મોઢા પડે તેવા સજ્જન અને શાંત સ્વભાવના.

કાસું પિતળને નીચનર વણ વજાડયા વાજંત,
પણ હેમ ન વાજે હે સખી, ઈ વાજે તોય લાજંત

ભગત તો ખૂબ વિનયથી હાથ જોડી ઉઘરાણી કરે છે, પણ સામે ઠાડ દરજીએ દેકારો મચાવી બાધવા દોડયો. વળી જેમતેમ બોલી હડી કાઢે. આ ધમાલ મચી છે ત્યા મોટાભાઈ શિવાલયે દર્શન કરવા જાય ત્યાંથી નીકળ્યા દરજી ભગતે મોટાભાઈ દરબારને જોઈ એકદમ હડી કાઢી : "બાપુ ! બાપુ ! મેં ગા વેચી છે, પણ આ દરજી નથી પૈસા આપતો કે નથી ગાય પાછી આપતો અઠવાડિયું થયું ઘરે ડોશીનો મંદવાડનો ખાટલો છે." કે'તાં તો ભગત રોઈ પડયા.

મોટાભાઈએ આ બધો તાલ નજરે જોયો પોતાથી નાના ભત્રીજાઓને મૂછમા દોઢાઈભર્યું હસતા જોયા. એક એક અડબોતના ઘરાક પાંચેય જુવાનડાને પહોંચી વળે તેવી શક્તિ ધરાવતા દરબાર થંભી ગયા. કંઈક ગડમથલ મગજમાં મચી ગઈ અને ગંભીર મુખમુદ્રા કરી બોલ્યા કે "જુવાનો! જુવાની તો પારકાના દુઃખમા ભાગ લેવા, ગામની આબરૂ ખાતર ખપી જવા માટે છે, નહી કે આવા તમાશા જોવા રંગ છે તમને ! મારા ધોળામાં ધૂળ નાખી. ઊલટા આ દરજીને પૈસા અપાવતા નથી અને ઉપરથી બધાડો છો ? ગાયને પૈસા બેય ન રહે"

ઉતાવળીઓ એક જુવાન બોલી ગયો કે : "ભગતની પૂંછડી થઈને મારાતારાનો ભેદ શુ પાડો છો ? આ દરજી અમારો ને આ દરજી તમારો એવડ હોય તો ગાય છોડી જાવ, અને નહીતર ઘરના પૈસા ચૂકવી દ્યો. આ ચોવટમાં અમે ક્યા બોલાવવા આવ્યા હતા !"

મોટાભાઈએ રંગ પારખ્યો દરજી ભગતને સમજાવીને ઘરે મોકલ્યા "કે તું ચિંતા કરીશ નહી પૈસા આવી જશે"

મોટાભાઈએ જુવાનીઆઓને ઠપકાનાં વેણ સંભળાવ્યા ભોંઠા પડતા જુવાનીઆ નીચું જોઈ રવાના થયા

દરબારની ભૂજાઓમા જોર હતું. બધાને બોધપાઠ દઈ શકે તેવી શક્તિ હતી, પણ મનોમન વિચાર કર્યો અને સડેડાટ ગઢમા જઈ રૂપિયા એકસો દરજીને પહોંચાડી, પાદરમાં શિવાલય હતું ત્યાં પહોંચી ગયા શિવાલયમા જઈ નિત્ય નિયમ મુજબ સ્તુતિ કરી અને તલવાર મ્યાન બારી કઢી દીવાલને ટેકે તલવાર ટેકાવી મચરક દીધી તે મૂઠ સુધી સોંપટ ઘોંપટ પેટમાં ઊતરી ગઈ મૂઠ પકડી તલવારને પાછી ખેંચી લોહીથી તરબોળ તરવારની પીંછીએ શિવાલયની દીવાલ ઉપર લખ્યુ કે "ધણી ન થઈ શકવાથી પેટ તલવાર ખાઉં છું"

---

પૃષ્ઠ ૬૬ થી ચાલુ ]

વેંત વેંત જેવડી વરખડી,
ઈના ઢાલ ઢાલ જેવડા પાંદ
મારા રાજ—એરે હરિયાળીના ગુણ કે'જો
કાચા કમળ ને પજે, પાકાના મૂલ થાય.
મારા રાજ—એરે હરિયાળીના ગુણ કે'જો
નકે કેવાશાં 'ધાધાર'[1]નું ઢાર (ચાકડો)
એક ભેંસ વિયાણી, પાડરું પેટમાં
ઈ ના કચોળે વેચાય મહી
મારા રાજ—એરે હરિયાળીના ગુણ કે'જો
ન'કે કે'વાશો ધાધારનું ઢાર (કેરી)

---

૧. ઉતર ગુજરાતનું એક પરગણું.

# શરીર અને વ્યક્તિત્વ

ઈન્દુલાલ ગાંધી

શરીર અને વ્યક્તિત્વનો સંબંધ બહુ ગાઢ છે અને છતાં એને જોવાની દૃષ્ટિ કે પારખવાનો વિવેક ઘણાને હોતો નથી. વીજળીના ગોળામાંથી જેમ પ્રકાશ નીકળ્યા કરે છે તેમ શરીરમાંથી વ્યક્તિત્વ પ્રસરતું રહે છે. શરીર વ્યક્તિત્વનું વાહક અને નિર્વાહક છે એ અર્થમાં તે એનું 'માધ્યમ' છે એટલું જ નહિ, પણ 'સજીવ સાધન' છે. જીવ શરીરનો રાજા છે. એનું રાજત્વ એટલે જ વ્યક્તિત્વ. શરીર અને વ્યક્તિત્વ. આ અર્થમાં શરીર અને વ્યક્તિત્વ એક જેવાં બની રહે છે. માટે જ શરીર પવિત્ર છે અને અવધ્ય ગણાવું જોઈએ. શરીરને હણવું એટલે વ્યક્તિત્વને હણવું. વસ્તુતઃ શરીરને કોઇ બનાવી શકતું નથી એટલે તેને હણવાનો કોઈને અધિકાર નથી, એ અધિકાર એકલી કુદરતને છે. મનુષ્ય-બુદ્ધિની આટઆટલી જબરાઇ છતાં નાના એવા લીલા ઘાસ–તણખલાને, ફૂલની એક પાંખડીને કે પાંદડાની ટીશીને બનાવવા તે સર્વથા અશક્ત છે.

પંચમહાભૂતનું સ્થૂળ શરીરયંત્ર બન્યું છે; અને એ અતિ સૂક્ષ્મ ને ચમત્કારિક યંત્ર છે. એ તો વનસ્પતિ, જંતુ, પશુપંખી કોઇ પણ એકના સ્થૂળ દેહના બંધારણને જોનાર સહેજે કહી શકે એમ છે. આમાં પણ માનવ શરીરના ડોક ઉપરના ઉત્તમાંગની સૂક્ષ્મ શક્તિઓને ઘડીભર વિચારનારને તો આ વાતની પ્રતીતિ તત્ક્ષણ થઇ જશે. પંચમહાભૂત પૈકી પૃથ્વીતત્ત્વ ઘન છે અને જલતત્ત્વ પ્રવાહી છે, વાયુ હવાઇ છે, તેજતત્ત્વ ચૈતન્યમય છે, અને આકાશ અથવા અવકાશનું તત્ત્વ અતિ ભવ્ય છે. મકાનમાં જે સ્થાન કોંક્રીટ અને ઈમારતી લાકડાનું છે તે સ્થાન શરીરમાં પૃથ્વી તત્ત્વનું છે. ખૂબી તો એ છે કે પૃથ્વીતત્ત્વ પોતાનું અસલ જડ રૂપ પલટીને માંસ, લોહી, હાડકાં, સામગ્રી બને છે. તે સાથે જ એ આણુ આણુમાં ચેતનમય થાય છે. એટલું જ નહિ, પણ વીર્યરૂપે શરીરને દૃઢ તથા નીરોગી રાખવાની અને બીજા નવા ચેતનમય શરીરને સાંગોપાંગ સરજવાની શક્તિ ધારણ કરી શકે છે.

વધુ મોટા આશ્ચર્યની વાત તો એ છે કે જેમ જેમ શરીર મોટું થતું જાય છે, પાંચ કર્મેન્દ્રિયો સાથે પાંચ જ્ઞાનેન્દ્રિયોની ખીલવણી પણ વધુ દૃઢ, સ્પષ્ટ, સરળ અને સ્વતંત્ર થતી રહે છે. જુવાનીને જીવનની વસંત કહેવામાં આવી છે એ યથાર્થ છે. આંખ જેવી એક નાજુક ને જટિલ ઇન્દ્રિયની ખીલવણી તેમ જ સમજશક્તિની કેળવણી કેવા વિવિધ અને વિચિત્ર રંગ-તરંગ ધારણ કરે છે એ આ બાબતની પૂરી સાબિતી રજૂ કરે છે. નાડીતંત્ર સાથે ચિત્ત તંત્રનો વિકાસ સ્થૂળ સૂક્ષ્મનો કેટલો બધો નિકટવર્તી ગાઢ ભેદ–અભેદ બતાવે છે !

જેઓ માત્ર એમ જાણે છે કે શરીરથી જ સૌ જીવીએ છીએ તેઓ કંઈ જ જાણતાં નથી. સાચી વાત છે કે શરીરથી સૌ જીવે છે, પરંતુ શરીરથી જ જીવે છે એ સાવ ખોટું છે. જુદી જુદી ભાવનાઓ અને વાસનાઓની વૃત્તિઓ તથા લાગણીઓની વ્યક્તિ-પરંપરાનું મોટા ભાગનું જીવન જીવીએ છીએ. અને તેમાં દર પળે શરીરનો કંઇ ને કંઇ ઉપયોગ કરીએ છીએ. સ્થૂળ દ્વારા પણ માણસ સૂક્ષ્મને ને સૂક્ષ્મમાં જીવી રહે છે. બદલાતી જતી મનોદશાઓ પ્રમાણે શરીર બદલતું જાય છે. આમાં પણ જે અનુભવ-સંસ્કારો વધુ પડે છે તે ગાઢ બને છે અને એક સ્થાયી મનોદશા ઘડે છે– જેની આબાદ છાપ શરીરને અમુક સ્થિરરૂપ પરાવે છે. જે જીવ પોતાની મનોસૃષ્ટિનું સત્વર પરિવર્તન કરી શકે તે જીવ આત્મવિકાસની ઘણી કક્ષાઓ પાર કરી જાય છે. પરા કે અપરા એ બેમાંથી એક પ્રકૃતિમાં ખેંચાઈને વૃત્તિ, વાણી વા કર્મ દ્વારા વિકાસ કે વિકારની શ્રેણિઓ એ ઘડતો રહે છે; એનાથી સ્થાયી મનોદશા બાંધે છે અને તેની સારી નરસી પ્રતિકૃતિ નક્કી શરીરની આકૃતિને ઘડે છે. સ્થૂળ સૂક્ષ્મની ક્રિયા પ્રતિક્રિયાનો આવો

ગાઢ ને તીવ્ર સંબંધ છે એ સમજાય તો માનવી પોતીકું આત્મપૃથક્કરણ કરવા આતુર ગભીર જરૂર બને. સઘળા જીવો સ્થૂળમાં સૂક્ષ્મ મારફત અને સૂક્ષ્મમાં સ્થૂળ મારફત વિકસિત થતા હોય છે ઉદ્ધરણ અને પતનની આ પ્રક્રિયા કર્મના સિદ્ધાંત જેવી એટલી તો ક્લિષ્ટ અને અતિ ઝીણી છે કે તેનો એકદમ પત્તો લગાડવો કે આંક કાઢવો લગભગ અશક્ય છે. એમ છતાં ચતુર માનસશાસ્ત્રીની આંતરચક્ષુ તેને અચૂક પકડી પાડે છે, જેની ખબર કદાચ ખુદ એના શરીરધારીને પોતાને હોતી નથી ! કોઈ તેજસ્વી ને સુંદર કે નિસ્તેજ ને ક્ષીણ, નિષ્પાપ ને પ્રફુલ્લ અથવા સદોષ ને વિકૃત શરીર પોતાની વાત આપમેળે જાહેર કરી દે છે થોડાક જ ભાવાભિનય કે ઈંગિતથી, થોડાક જ બોલથી, જરા જેટલા કર્મથી પોતીકા પ્રાગટ્યને સ્પષ્ટપણે જણાવી દે છે.

માણસ ગમે તેટલું દંભી પ્રાણી બની ગયું હોય તેમ છતાં તે પોતાના અસલરૂપ ઉપર ઢાંકપિછોડો કરી શકે એમ નથી માનવપ્રાણી તરીકે આજે છડેચોક એ સફળ દંભ ખેલતો હોય અને પકડાતો ન હોય તેનું કારણ એ છે કે એની દાંભિકતાના માનસશાસ્ત્રીઓ વિરલ છે ઊંચી કક્ષાના એક પ્રાણી તરીકે માણસે જે જીવનવિકાસ સાધ્યો છે તે એટલો તો ઊંડો અને વિશાળ, વિવિધ અને અસામાન્ય છે કે પ્રમાણમાં એનો સત્–અંશ ઘણો વધુ છે, અસત્ અંશ ઘણો ઓછો છે, જે છે તે બહુ સ્પષ્ટ છે અને તેથી એનો દંભ પણ ક્ષણભંગુર અને અલ્પ છે દયા અને ક્રૂરતા, રાગ અને દ્વેષ દ્વંદ્વો સ્પષ્ટ જણાય એવા છે ક્રૂરતાના ઓઠા હેઠળ દયા જેમ વિરલ છે તેમ દયાના ઓઠા હેઠળ ક્રૂરતા પણ વિરલ છે એમ છતા આ બાબત બહુ અછતી રહી શકે છે, કારણ કે આંતરમન અત્યંત ચંચલ અને ગુપ્ત તત્ત્વ છે. ક્યા સંજોગમાં ક્યારે કયો સંસ્કાર આગળ તરી આવશે એ કળવું ખૂબ મુશ્કેલ છે. આનો ખરો આધાર પણ સામાના આંતરમનની શક્તિ ઉપર અવલંબે છે એથી કરીને જ કેટલાક શિક્ષિત દંભીઓ અનેક અશિક્ષિત ભોળા જીવોને વાતવાતમાં છેતરી જાય છે, એથી કરીને જ એક માણસ બીજા માણસને પૂરી રીતે સાચા અર્થમાં સમજવાની નિષ્ફળતા મેળવે છે બાહ્યમનની જેમ આંતરમન પણ સતત ક્રિયાશીલ છે. આંતરમન બાહ્યમનને પ્રેરે છે અને બાહ્યમન તેને ઇંગિત, અભિનય વચન અને કર્મ દ્વારા અમલમાં મૂકે છે આમ બાહ્યમનના સાકાર પ્રાકટ્યમાં આંતરમનનું જ સૂક્ષ્મ પ્રાકટ્ય સંભવે છે આનું નામ છે વ્યંજન અથવા વ્યક્તિ. (manifestation) વ્યંજન અથવા વ્યક્તિ બુદ્ધિના ને ઈચ્છાશક્તિના સંયમથી પ્રભાવિત બને તેને આપણે 'વ્યક્તિત્વ' કહેવા ટેવાઈ ગયા છીએ ખરા, પરંતુ એ સંયમ હોય, અર્ધસંયમ હોય, અસંયમ હોય વા સ્વચ્છંદ હોય તો પણ સામાન્ય અર્થમાં આપણે તેને 'વ્યક્તિત્વ' કહી શકીએ

ચહેરાને આપણે આત્માની આરસી કહીએ છીએ એ બરાબર છે તૈયાર થયેલો સ્થાયી ભાવ અને પ્રતિક્ષણ ઊપડતી તર્કતરંગાવલિઓની વિવર્તલીલા એ બેઉનું વિશિષ્ટ આસ્પદ ચહેરો છે જેવી રીતે સાગર એની પોતાની સપાટી પરની અપાર ગતિમયતા તેમજ અંદરના સ્થિર ગાંભીર્યનું ભાજન છે તેમ આમ તો આખું શરીર સમગ્ર વ્યક્તિત્વનું પ્રતીક છે.

પૃથ્વીતત્ત્વ વ્યક્તિત્વને આધારરૂપ અને મદદગાર છે સ્થાયીભાવને તેમ જ પળપળ પલટતી વિવર્તલીલાને જે આધાન અનિવાર્ય છે તેને એ પૂરું પાડે છે. સંસ્કારોની વધતી–ઘટતી દૃઢતા મુજબ ટેવો પડે છે અને બદલે છે, એવી ટેવોની પ્રકૃતિ બંધાય છે અને ફરે છે, એ પ્રકૃતિને કારણે 'જીવન' શક્ય બને છે આ રીતે પૃથ્વીતત્ત્વ જીવનનું આધાન છે પ્રતિબિંબ છે, પ્રતીક પણ છે એક છોડ, એક ફૂલ, એક વેલ–એ દરેક પોતાના અંગોપાંગો સાથે વ્યક્તિત્વ પ્રકટે છે કોઈપણ જીવના શરીરનું પણ આવું જ છે શરીર વ્યક્તિત્વનું ઘડિયાળ છે મુખનો ભાવ એનો ચંદો છે. આંખ સૌથી વધુ પારદર્શક અંગ છે. સ્થાયી શરીરનું મૂળ બંધારણ તૈયાર થયું હોય છે ક્ષણિક ભાવોનું ક્રીડાંગણ પણ શરીર જ બને છે એ ભાવો માંથી જે જાતનો સ્થાયી ભાવ જેટલે અંશે નીપજે છે તે તેના સ્થાયી બંધારણમાં તેટલે અંશે ફેરફાર કરે છે એક બાળકના શરીરથી માંડીને એ વૃદ્ધ બને ત્યાં સુધીના બદલાતા શરીરની ચડતી પડતી તપાસશું

તો આ બાબત સાવ ચોખ્ખી સમજાઇ જશે. એમ કહેવાય છે કે પ્રકૃતિ બદલાવી શકાતી નથી, પણ એ ખોટી વાત છે. પડેલી ટેવ પરંપરાને લીધે પ્રકૃતિને બદલવી એ અતિ મુશ્કેલ કામ છે એ ખરૂં છે, પરંતુ જેમ અવસ્થાભેદે શરીરના ફેરફાર કુદરતી છે તેમ સ્થાયીભાવનું સહસા પરિવર્તન એટલું જ કુદરતી અને એટલું શક્ય છે, સરળ છે. પ્રકૃતિના વિકૃતિકરણ કે ઊર્ધ્વીકરણની આ અસર પ્રતિપળ શરીરમાં ફેરફાર કર્યા જ કરે છે; અને તેની અસર પણ કુશળ માનસશાસ્ત્રી પરખ્યા વગર રહેતો નથી. આ અર્થમાં મનુષ્ય પોતીકો સર્વસ્વાધીન વિધાતા છે. મનુષ્ય એથીયે ઘણો વિશેષ છે.

વ્યક્તિ તરીકે મનુષ્ય સમષ્ટિનો અંશભાગ છે અને સૂક્ષ્મરૂપે પ્રતિબિંબ પણ છે. એ પોતાનું વ્યક્તિત્વ વિકસાવતો રહે તો વિશ્વરૂપ બની શકે છે. એ અર્થમાં વ્યક્તિ પોતાના વ્યક્તિત્વની બીજી અનેક વ્યક્તિઓ ઉપર સીધી ને આડકતરી અસર પાડી શકે છે. આ જાતની પ્રક્રિયાની પૂરી જાણબૂજ વ્યક્તિને પોતાને પણ હોતી નથી. જો હોય તો એનો આત્મવિકાસ કોઈ સ્થૂળ સત્તા રૂંધી શકે– હણી શકે એમ નથી; અને છતાં વિરલ જીવો ઊર્ધ્વીકરણથી જબરું ને તાત્કાલિક પરિવર્તન કરવા ધારણા બાંધે છે.

*

## વિરહ વ્યથા

મળવો ભલો બિછરન બૂરી, બૂરી જગત રી રીત;
અબ પસ્તાઉં મેં સખી, પરદેશી શું પ્રીત.
હૈડા ભીતર દવ જલે, ધુંઆ પ્રકાશ ન હોય;
એક જ જાણે જીતવો, અવર ન જાણે કોય.
બપૈયા થાને મારશું, ના લે પિયુરો નામ;
આધી રૈનરો પુકારતાં, છાંડ હમારા ગામ.
મીઠું બોલે મોર, ગહેકે છૂપી ગોખમાં;
જુવતીનાં શાં જોર, વિહારી નામ વગોવશે.
સખી હિયા ન બારિયો, હૈ અંધેરેમેં સુખ;
કરી ઉજિયારો હે સખી, કાકો દેખું મુખ ?
એક દુરિજન ઉપરે, સો સજ્જન કરૂં ભેટ;
રજનીકા મેલા કિયા, વિધ્રિયનકા અંક મેટ.
સપને મેં પ્રિતમ મિલે, મૈં લાગી ગલ રોય;
ડરપત પલક ન ખોલહી, કહીં બિછોરો હોય.
સપના તોહીં ભરાવસું, હિયે દિરાવું છેદ;
જદ સોઉં તદ દો જણા, જદ જાગું તબ એક.
સપનો આયો ફીર ગયો, મૈં સેજ ભરિયાં રોય;
આવ સોહાગણ નીંદડી, વળી પિયા દેખું સોય.
સપના તુ સોભાગિયો, ઉત્તમ થારી જાત;
સો કોસાં સાજન બસે, આન મિલાવે રાત.
જીણુને સપને દેખતી, પ્રગટ ભયા પિય આય;
ડરતી આંખ ન મુંદહી, કહીં સપનો દૂર ન જાય.

સંગ્રાહક–હરસુરભાઈ ગઢવી

# પાટણવાડાનાં લોકગીતો

સંગ્રાહક : કાનજી માલધારી

શિયાળાની હેમાળા જેવી ટાઢયું ખમી ખમીને ઉનાળાના આગમને અંગમાં કંઇક ચેતનના સંચાર થાય છે. કામમાંથી માનવી નવરું થાય છે. આથમણી દસ્યથી રણની કંધાડેથી આવતા આળ-વીતરા વાયરા વાય છે. મોઢણા ફરકે છે. ઢોલ ઢબૂકે છે, ચાંદો થંભી જાય છે, સંસારનાં હેત–પ્રીત ગાનારીઓના કંઠમાં આવીને વસે છે. અનંત શ્રેણી-વાળા સમાજનો સર્જનહાર તો મહાકાળ છે. એ કાળને કોઇ સ્થગિત કરી શકતું નથી. કોઇ એને આકાર આપી શકતું નથી. તો યે આપણો લોક-કવિ બે ઘડી કાળને પણ થંભાવી રાખે છે પાટ-ણનો પ્રસિદ્ધ રાય 'સધરો જેસંગ' શોભીતાં સહસ્ર-લીંગ તળાવ, ને એ જસમા ઓડણીની કંઠોપ-કંઠ જળવાયેલી લોકકથા ઇતિહાસ બાજુએ મૂકીએ ને કોઇ રબારીના નેસડામાં ચાંદાને રેલમછેલ અજ-વાળે જસમાનું લોકગીત સાંભળીએ.

(૧)

પાછલા પરોઢિયાની રાત્ય,
રાણીને સપનું આવ્યુ,
–સોના રે ભાણેજ.

તેડાવો સોનમલ ભાણેજ,
ઓડાંને લખી કાગળ મોકલો;
–સોના રે ભાણેજ.

લખો લાખ બે લાખ ઓડ,
અધલાખ લખો ઓડણી;
–સોના રે ભાણેજ.

કાગળ આલો બારોટાંને હાથ,
બારોટ ઘોડા ખેલિયા
–સોના રે ભાણેજ.

પાણી ભરતી પાણીની પણિયાર,
કિયા રે જસમા ઔના ઓરડા;
–સોના રે ભાણેજ.

હું યે નાં જાણું બારોટ,
આઘા રે જઇ ઘર પૂછજો;
–સોના રે ભાણેજ.

ભાણું રે ઊટકતી ભાણેજ,
કિયા રે જસમા ઔના ઓરડા;
–સોના રે ભાણેજ.

ઊંચી રે મેડિયુ અગનાશ,
સોનાઝારી જસમા દાતણ ડોળે,
–સોના રે ભાણેજ.

કાગળ આલ્યા જસમાને હાથ,
જસમાએ કાગળ વાંચિયા;
–સોના રે ભાણેજ.

વાંચ્યા વાંચ્યા ઓડ બે લાખ,
વાંચી ઓડણી અધલાખ;
–સોના રે ભાણેજ.

અડધી રાત્યના પાડા પલાણ્યા,
પે'લા પલાણે મારવાડ દેશ;
–સોના રે ભાણેજ.

આવી ઊતર્યા વાડીના વડ હેઠ,
વડલા ડાળે બપોરા ગાળિયા
–સોના રે ભાણેજ.

ઓડાંને આલો છાપરાં,
જસમાને મેડીબંધ મો'લ
–સોના રે ભાણેજ.

ઘેલા રાજા ઘેલું મત બોલ્ય,
અમારે ઓડાંને ભલા છાપરાં;
–સોના રે ભાણેજ.

ઓડાં ને ઢાળો ખાટલા,
જસમાને ઢળાવો હિંડોળ ખાટ;
–સોના રે ભાણેજ.

અમારે ઓડાં ને ભલા ખાટલા,
હિંડોળે તારી રાણીઓ પોઢાડય;
–સોના રે ભાણેજ.

ઓડાં ને આલો ગોદડાં,
જસમાને પથરાવો શીરોક-તળાઈ
–સોના રે ભાણેજ.

અમારે ઓડાંને ભલા ગોદડાં,
શીરોકે તારી નારીઓ પોઢાડય;
–સોના રે ભાણેજ.

ઓડાં ને આલો ખીચડાં,
જસમાને જમાડો ઝેંણેરી સેવ;
–સોના રે ભાણેજ.

અમારે ઓડાંને ભલાં ખીચડાં,
સેવે તારી રાણીઓ જમાડય;
–સોના રે ભાણેજ.

ઓડાં ને આલો તેલ,
જસમાને આલો ગવરીના ઘી.
–સોના રે ભાણેજ.

અમારા ઓડાં ને ભલાં તેલ,
ગવરીનાં ઘી તારી રાણીઓને જમાડય;
–સોના રે ભાણેજ.

જસમા માટી થોડેરી ઉપાડય,
કેડચુંના લાંક લળી લળી જાશે;
–સોના રે ભાણેજ.

જસમા તારો ઓડ બતાય,
જોવાના ઘણા કોડ;
–સોના રે ભાણેજ.

સામા તે સરોવરને તીર,
સોના કોદાળી ઓડને હાથ;
–સોના રે ભાણેજ.

બળ્યો તારો પાટણવાડો દેશ,
પાણી વણ પોરા મરે;
–સોના રે ભાણેજ.

ભલો મારો સોરઠ[1] દેશ,
ત્યાં રે સૌ સાંવજડાં કરે કલ્લોલ
–સોના રે ભાણેજ.

ઓડો તમારું જાજો નરવંશ
આવી ના પાકજો ઓડણી
–સોના રે ભાણેજ

(૨)

સૌરાષ્ટ્રની 'પાતળી પરમાર'ની જેમ પાટણવાડામાં માલા મેવાસી અને ડમ્માંરાણીનું લોકગીત દેહ, મન અને પ્રાણને હિલોળે ચડાવતું સાંવરિક લાગણીને આવિર્ભૂત કરે છે :

બાર બાર વરસે માલો ઘેર આયા
માલો મેવાસી
માતા ઘરમાં હો તો ઝાંપા ઉઘાડો
માલો મેવાસી.

માતા તમે છો ને ડમ્માંરાણી ચ્યાં જ્યાં
માલો મેવાસી.
ડમ્માંરાણી જ્યાં સરવર પાણી,
સરવર પાણી માલો મેવાસી.

માલે ચાખડીએ ચડી કૂવા સંભાર્યા
માલો મેવાસી.
ચ્યાંય નાં ભાળ્યાં ડમ્માંરાણી
માલો મેવાસી.

ડમ્માંરાણી જ્યાં ગાયુંને વાડે,
ગાયુંને વાડે માલો મેવાસી
માલે ચાખડીએ ચડી, વાડા સંભાર્યા
માલો મેવાસી.

ચ્યાંય નાં ભાળયાં, ડમ્માંરાણી
માલો મેવાસી.
ડમ્માંરાણી જ્યાં પરઘેર દળવા,
પરઘેર દળવા માલો મેવાસી.

---

૧. દંતકથા પ્રમાણે જસમા મારવાડની છે. અહીં 'સોરઠ' શબ્દ પ્રયોજાયો છે.

માલે ચાખડીએ ચડી ઘંટીઓ જોઈ
માલો મેવાસી.
ક્યાંય નાં ભાળ્યાં ડમ્માંરાણી
માલો મેવાસી.

ડમ્માંરાણી જયાં માલજીને ભાતે,
માલજીને ભાતે માલો મેવાસી.
ડમ્માંરાણી મૂવા જારાંને
જૂડેમાલો મેવાસી.
માળે માલો મેવાસી

આમ આ લોકગીત કરુણરસમાં સમાપ્તિ પામે છે. કુટુંબના સારા–નરસા સંબંધો, જીવનના કારુણ્યમય તેમજ માંગલિક પ્રસંગોને પણ લોકકવિ વાર્તારૂપે વણી લે છે. એનાં અજ્ઞાત પાત્રો તો વિશાળ સંસારની મિશ્ર લાગણીમાંથી જન્મીને જ્ઞાત બને છે, સૌ સૌના હૈયાની એક વાત હોય છે. જેમાં મિલાપ-ની સાથે વિજોગની વેદના હોય છે. નારીકંઠે આપણો ભાર હળવો કર્યો છે. પ્રો. અનંતરાય રાવળ કહે છે: "ગુર્જરનારીએ પોતાનાં સુખ–દુઃખ ગાઈને પોતાનાં હૈયાં હળવાં કર્યાં છે." પણ હું કહું છું કે આપણાં હૈયાં હળવાં કર્યાં છે ! લોક સાહિત્યનો ભેખ-ધારી અવધૂત મેઘાણી કહે છે: 'આ સંઘેડા ઉતાર કે ચાકડા ઉતાર ઘાટને પારખવાને કોઈ કલાના નિયમોવાળું વિવેચન, કોઈ રસશાસ્ત્ર લોકસાહિત્યને માટે નથી. એની તો સાન જ હતી જનતાના અંતર્યામી રસાત્માને. આનંદલક્ષિતાનો સુવર્ણકાંટો તો માણસની અંદર હતો. કુદરતે દીધેલો ને સ્વાનુભવે સૂક્ષ્મતાએ પહોંચેલો કાંટો પરાકાષ્ઠાએ પહોંચીને રસનિષ્પત્તિ ન કરે તે કલાકૃતિ નહીં. ને લોક-સાહિત્ય પણ એ શર્તને સંતોષે તો જ એ સાહિત્ય નામને લાયક.'

આમ આપણા 'ગુરૂ'એ તો બહુ વે'લાં મૂલ્યાંકન કર્યું છે.

(૩)

અઢારભાર વનપાક ઢીંચી પડે છે. મથુરાની વાટે મિલન યોગના દીવડા પ્રગટતાં 'કાનજી' મોડા પડે છે. નારીનો ઈર્ષાળુ સ્વભાવ આલેખતું... કાનુડાને મીઠો ઉપાલંભ દેતું જુઓ આ લોકગીત:

હુરણ્યું લળી કોળયંબડે જાય નંદના લાલજી રે.
ગોપિયું કાનુડાને પૂછે નંદના લાલજી રે.
તમે કને મંદિર ગ્યા'તા નંદના લાલજી રે.
અમે સાહેલીના મંદિર ગ્યા'તા નંદના લાલજી રે.
તમે મોળિયાં બાંધી ગ્યા'તા નંદના લાલજી રે.
મોળિયાં હેરી હેરી લીધાં નંદના લાલજી રે.

'મોળિયાં હેરી હેરી લીધાં' એમાં જ લોક-કવિની ઠાવકી મર્મયુક્ત કલ્પનાનું સાયુજ્ય સધાયું છે.

(૪)

'મારુ અને ઢોલો' સૌએ હૈયા હિલોળ ભાવે વાંચ્યાં છે. વિપ્રલંભ શૃંગારનું આયોજન કરતો આપણો લોકકવિ એમને ભૂલી શકે ખરો ?

કૂવાને કાંઠે કેવડો લે'રે લળી લળી જાય
હજારી ઢોલા આવોને ઘેર.

ઉપમા અલંકારનો ભારે ખાંતીલો છે લોક-કવિ. જીવતર રૂપી કૂવાને કાંઠે, કાયા રૂપી કેવડા..' જોબનને વાયરે ઢીંચી પડયો છે.

કને દીધું કને સાંભર્યું, કુણે ઊડારી ઝીણી વાત
હજારી ઢોલા આવોને ઘેર

સંસ્કૃત કવિઓની ખૂબીથી યે અધિક ભાવન-ભર્યો વિપ્રલંભ શૃંગાર લોકકવિ આલેખે છે. મારુ... ભરજોબને લચી પડેલી...મારુને ઢોલાને મળવાના અજંપા અવતરે છે. પણ નીંભર ઢોલો તો ગણકાર તોય નથી. મારુના સંદેશા જાય છે. ઢોલો વળતો જવાબ મોકલે છે:

ચાંદે દીધું સૂરજે સાંભર્યું,
વાયરે ઉડારી ઝીણી વાત,
હજારી ઢોલા આવોને ઘેર.

આમ લોકગીત અસંતોષમાં પરિણમીને સમાપ્તિ સાધે છે.

(૫)

આપણા 'દુહા–સાહિત્ય'માં સમસ્યાયુક્ત સાહિત્ય વિશિષ્ટ રીતે પ્રયોજાયું છે. લોકગીતોમાં પણ સમસ્યાયુક્ત ગીતો મળી આવે છે.

# ફીરભી બીન બજાઊ

હરસુરભાઈ ગઢવી

[માનવી માત્રમાં કાંઇ ને કાંઈ રસવૃત્તિ તો રહેલી હોય છે જ. રસનો અર્થ અહિ ''શોખ'' કરી શકાય. આવી રસવૃત્તિ મર્યાદિત હોય ત્યાં સુધી તો હરકર્તા નથી હોતી, ઉલટાની આનંદ આપનારી બની રહે છે. પરંતુ ક્યારેક હદને છાંડી જાય છે – ઉત્કટાવસ્થાએ પહોંચી જાય છે – ત્યારે શોખ મટીને 'ધૂન' બની રહે છે. એવા માનવીઓ પોતાની એ ધૂનની પાછળ દીવાના બની રહે છે. એવી ધૂનના પરિણામે કોઇ–કોઇ રસિક ધૂની માનવીઓને શોષવું પણ પડતું હોય છે. દુનિયા તેને દીવાનામાં ગણી કાઢે છે. જગતમાં આવા દીવાનાઓ કંઈક થઇ ગયા છે. એવા કેટલાક દાખલાઓ ઇતિહાસમાં નોંધાયેલ પણ છે. લોકકથાઓમાં પણ સચવાઇ રહ્યા છે. એમાંના થોડાક પ્રસંગોનું આપણે અવલોકન કરીએ.

આ બધા જ પ્રસંગો, વાજીંત્ર શોખીન જીવોને લગતા જ છે. એમાંના પ્રથમ બે ઇતિહાસમાં આલેખાયેલા છે. અને બે લોકકથાઓમાં સંઘરાયેલ છે.]

ઇ. સ. ૧૦૧૦નું વર્ષ ચાલતું હતું. પાટણપતિ ચામુંડ દેવ સોલંકીની ફોજે જૂનાગઢ શહેરને ઘેરી લીધું હતું. સમય ઠીક–ઠીક વીતી ચૂકયો હતો. પરંતુ સોરઠી વીરોની અખંડિત સજાગ શૂરવીરતાને લીધે જીર્ણદુર્ગનાં, વજ્જરકોટ સમા દુર્ગની કાંકરીય ખરતી નો'તી. જૂનાગઢની ગાદીએ ત્યારે ચૂડાસમા વંશનો છઠ્ઠો રાજા રા'દૈયાસ ઉર્ફે મહિપાલદેવ પહેલો રાજવી હતો. આ મહિપાલ દેવ કાવ્ય–સંગીતનો અચ્છો જાણકાર હતો. એનો રસિયો પણ ભારે હતો. સ્વયં પોતે પણ અચ્છો વાદ્યકાર હતો. અને અન્ય કલાકારોની કદરને બુજવી જાણનારો પણ હતો–દાતાર હતો.

જૂનાગઢના કિલ્લાની અજેયતા જોઈને હવે તો ચામુંડાદેવ અકળાઇ ઊઠયા હતા. આ યુદ્ધ તેમના માટે પ્રતિષ્ઠાનો પ્રશ્ન બની ગયું હતું. ગુર્જર અને સૌરાષ્ટ્રની શાનનો પ્રશ્ન બની રહ્યું હતું. બેય પક્ષો વિજય મેળવવા માટે મક્કમ બન્યા હતા. ગઢ પડે એમ નહોતો. અને આટલે સુધી પહોંચ્યા પછી પરાજય વ્હોરીને પાછા ફરવું એય પોષાય એમ નહોતું. પાટણપતિ માટે કપરી આપદા ઊભી થઇ હતી. આખરે તેમનો કોઇ પણ ભોગે છેવટે કૂટનીતિનો આશ્રય લઈને પણ જીત મેળવવાનો નિર્ધાર કરી લીધો. મોવડીઓને એની જાણ પણ કરી દીધી.

સેનાનાયકો પણ વિમાસણ અનુભવી રહ્યા હતા. ખૂબ વિચારણાને અંતે તેઓએ છળનો આશ્રય લેવાનું નક્કી કરીને એ માટે 'બીજલ' નામના એક ગઢવીને પ્યાદું બનાવવાનો નિશ્ચય કર્યો. સેનાનાયકોએ બીજલ ગઢવીની અને એની વિદ્યાની આકરી ઠેકડી કરીને એના સ્વમાન ઉપર પ્રહારો કર્યા. ભોળો દેવીપુત્ર, પાખંડીઓની ચાલબાજીને સમજી શકયો નહિ. પોતાની તો ઠીક પરંતુ પોતાની વિદ્યાની ઘોર હાંસી થતી જોઇને એ કાળઝાળ બની ગયો અને વિદ્યાની સર્વોપરિતાને સિદ્ધ કરવા ખાતર આકરામાં આકરી હોડ બકી બેઠો. નાયકો તો ટાંપીને જ બેઠા હતા. ''મહિપાલદેવનું મસ્તક લઇ આવ તો ખરી વિદ્યા, ખરો વિદ્યાધર.''

મહિપાલદેવનું મસ્તક, દી ઊગ્યા વખતે લઇ આવવાની પ્રતિજ્ઞા લઈને બીજલ બીનને ખભે નાખીને ચાલી નીકળ્યો. નિષ્ફળ નીવડયે પોતાનું મસ્તક કાપી નાખવાની પણ તેણે પ્રતિજ્ઞા લીધી હતી.

નમતો પહોર હતો. ગઢ બંધ હોવાથી અંદર પેસવાનો લાગ શોધતો બીજલ ગઢને ફરતા આંટા

દેવા લાગ્યો. રાતના સોંપો પડયા ટાણે મહિપાલ દેવ ચોકીઓ તપાસવા નીકળ્યો. મશાલના અજવાળામાં બીજલે એને ઓળખી લીધો. એ ભેગું જ બીનને હાથમાં લઈને તેણે મોહક સુરાવલીને વ્હેતી કરી. મહિપાલદેવે ચમકીને હેઠે નજર કરી એકતાન થઈને બીન બજાવી રહેલા બીજલ ગઢવીને ભાળ્યો. એની કરામત જોઈને ઝુમી ઊઠયો. ' ધન્ય! ગઢવા ધન્ય" મહિપાલદેવનો કલાપારખુ આત્મા પુકારી ઊઠયો. સંગીતની આ રસલ્હાણને, રાતભર લૂંટવા માટે તલપી રહ્યો નાડેથી બાંધેલી ખાટલીને, નીચે ઉતારવામાં આવી. તેના ઉપર બેસીને ગઢમાં આવવા બીજલને કહ્યું. પણ એને ધોખામાં રાખીને ગઢમાં જવાય કેમ કરીને ? પોતે તો એનુ માથું માંગવા નીકળ્યો છે ? સાચી વાત એને જણાવવી જ જોઈએ. એટલે બીજલે દુહો લલકાર્યો.

'હાલ્યો ને આવ્યો હું, તો જા શીર જો સાટો કરી;
જો વડો અયાં તુ, (તો) મને મોટાયુ દે મહાગણુા.

હે મહિપાલદેવ! તું મને તેડાવે તો છે, પણ હુ તો તારાં માથાનું સાટું કરીને ગોની હોડય બાકીને આવુ છુ.

"ભલે ગઢવા ભલે. ઉપર તો આવો એક વખત!" મહિપાલદેવે પડકારો કર્યો

"ખમ્મા અન્નદાતાને" કહીને બીજલ ખાટલી ઉપર બેઠો. સૈનિકોએ એને ઉપર ખેંચી લીધો. હેઠો પગ મૂકયા ભેળો જ મહિપાલદેવ બથ ભરીને ભેટયો. ત્યારે પણ બીજલે એને ચેતાવ્યો.

"વાઢીને દે જે વીર, આંઉ પરદેશી માંગણો;
બીયાં, માંગે લાખ કરોડ, (પણ) આઉં સવાલી
શીરજો."

મહિપાલદેવ! બીજા માગણોની જેવો હું નથી! આંઉ સવાલી શીરજો. હું તો તારા માથાને માગવાવાળો છું. એ માટે જ આવ્યો છું.

"થઇ રે'શે ગઢવા! ઇ એ ય થઈ રે'શે. અટાણે તો બસ બીનને બજાવો." પોરસાના સાદે મહિપાલદેવે ઉત્તર આપીને બીજલને મહેલમાં તેડી જઈને આસન આપીને બેસાડયો. પોતે તેની સામે બેસીને બીન બજાવવા માટે વિનંતી કરી. બીજલે બીનના સૂરોને ઘુંટવા શરૂ કર્યા.–રાજગઢની ભી તો હોંકારા દેવા લાગી. ગિરનારની શૃંગાવલીઓમાં એના પડછંદા ઊઠવા લાગ્યા. વાતાવરણમાં બીનની અદ્ભુત સુરાવલી રમતી થઇ ગઈ. રા મહિપાલદેવની છાતી પોરસથી ફૂલી રહી. અંગરખાની કસો તૂટવા લાગી. "ધન્ય ગઢવા ધન્ય !" પોકારવા લાગ્યો.

રાતભર બીજલ બીનને બજાવતો રહ્યો. મહિપાલદેવ સાંભળતો રહ્યો. પ્રાગડના દોરા ફૂટયા ત્યારે એનો આનંદ અને રસ ચરમસીમાએ પહોંચી ગયો. સર્વસ્વ ઓળઘોળ કરી દેવા તત્પર બની ગયો. બીજલનો હાથ પકડીને બોલી ઊઠયો. " માગી લે, ગઢવા! જે જોઈએ ઈ માંગી લે!"

બીજલે આંખ ઉપાડીને એના સામે મીટ માંડી, હસું–હસું થઇ રહેલા મહિપાલદેવનાં ચ્હેરા ઉપર એણે કુરબાનીની ઉત્કંઠાને બેસી ગયેલી ભાળી. બીજલ લલકારી ઊઠયો :

'હાલ્યો ને આવ્યો હું, તોજા',શીરજો સાટો કરી;
જો, વડો અયાં તું, (તો) મને મોટાયુ દે મહાગણા!

હે બાપ, હું તો તારા મસ્તકનો સોદો કરીને જ આવ્યો છુ. તું જો ખરેખર દાતાર હો તો મને જશ મળે એવુ કરી દે. અર્થાતકે મસ્તકને ઉતારી દે.

" દીધું, ગઢવા ! દીધું." ...પણ '...

"ગણુ જાજો દત્ત થોડી, રીઝયો કેર કરૂ ;
ધડ રથે શિર હેકડો, એને દેતાંય લાજી મરૂં."

હે બીજલ! તારો ગુણ–તારી કલા, તો અપાર છે. જ્યારે મારી પાસે, તને દેવા જોગ બહુજ થોડું છે. ધડની માથે મસ્તક પણ એક જ છે. એટલે દેતાં મને શરમ થાય છે. અર્થાત કે માથું આપવા છતાંય મને સંતોષ થાય એમ નથી. '

'માથુ માંગણુહાર, આપેલ કિરતારે એક;
દશ કંધ જયું હોત દશેક, તો તો બેલ બજાવત
બીજલા!

હે બીજલ ગઢવા ! રાવણની જેમ મારે ય જો દશેક માથાં હોત તો તો રંગ રહી જાત. દશેયને ઉતારી દેત. દુનિયાંમાં ડંકો વગાડી દેત ડંકો ?

બીજલ ગઢવી તો, રા મહિપાલદેવની આવી દીલાવરી–દાતારી જોઈને આભો જ થઇ ગયો. છક્ક બની રહ્યો. આને શું કેવું ? એ જ એને સૂઝતું નોતું. હાથમાંનુ બીન એમનું એમ થંભી રહ્યું હતું.

"હવે આખરી વેળાનું બજાવી લે બાપ એવું બજાવ, એવું બજાવ કે, જુગો જુગ નામ રહી જાય ગઢવા !"

અને બીજલે બીનની સ્વર લહરીને પલટો દીધો. નપુશંક માનવીનેય શુરતાન ચડે, કાયરમાં કાયર માનવીય જવાંમર્દ બની જાય, જવાંમર્દોને જીવતર ખારું ઝેર થઈ રહે, મરવાની ને કાં માર-વાની જ લગની લાગી રહે કુરબાની કરવા દેહ અને દિલ થનગની ઊઠે એવા સિંધુડાના અદ્દભુત સ્વરો વહેવા લાગ્યા. 'લાવ માથું લાવ !...... માથું લાવ !.......લાવ...લાવ !' બીજલનું અંતર જ બીન વાટે પુકારી રહ્યું. રા' મહિપાલદેવ શુદ્ધ બુદ્ધ વિસરી જઇને અનોખી દુનિયાનો બની રહ્યો હતો. રસ સમાધિમાં લીન બનીને નાગ ડોલે એમ બીનના તાને તાને ડોલી રહ્યો હતો. બીનનો બજ-વૈયો બીજલ ગઢવી પણ ભાન સાન ભૂલીને એક તાર થઇ ગયો હતો. 'સિંધુડા'નાં સ્વરોને રમાડી રહ્યો હતો.

એમને એમ સૂર્યોદય થઈ ગયો. ઊગમણા ગોખમાંથી સૂરજ મહારાજનું પહેલું કીરણ બેયની વચમાં આવીને પડયું. એ ભેળી જ મહિપાલ દેવની આંખમાં ચમક આવી ગઇ. ગોઠણભેર થઇને તર-વારને ઉઘાડી કરીને પુકારી ઊઠયો.

'વાહ ! બીજલ, વાહ !'

'અંતી કી તંતી કરૂં, (અને) ચંખડ દેઉં ચઢાઈ.
જબ લગ સાસ શરીરમે, તબ લગ બીન બજાય.'

તારા બીનને મારા આંતરડાના તાર કરૂં, મારૂં ચામડું એને મઢી દઉં પણ હે બજવૈયા ! મારા દેહમાં જ્યાં સુધી શ્વાસ રહે ત્યાં સુધી બીનને વગાડતો રહેજે, બાપ !' બોલતાં બોલતાં એણે તરવારને ગળે મૂકીને 'જય સોમનાથ !' ઉચ્ચારીને એક હચરકો દીધો. એ ભેળું જ દાંડી ઉપરથી કમ-ળનું ફૂલ દડી પડે એમ એનું મસ્તક બીજલના પગ પાસે દડી પડયું. એના સ્પર્શથી બીજલની રસ સમાધિ તૂટી ગઇ. આંખો ઉઘાડીને એણે જોયું અને અવાચક બનીને બસ જોઈ જ રહ્યો. એની વાચા હરાઇ ગઇ હતી. રા'ના ધડને બે હાથ જોડીને મૂંગેમૂંગા પ્રણિપાત કરી રહ્યો.

આમ રા'મહિપાલદેવના બીન શોખે એને અમરકીર્તિ અપાવી.

( રા મહિપાલ દેવ વિષે એના માથાના દાન વિષે અનેક દંતકથાઓ ચાલે છે. જેને ઇતિ-હાસ કહેવામાં આવે છે, તે પણ ઘણે અંશે દંત-કથાઓને આધારિત છે. આ કહેવાતા ઇતિહાસ ઉપરથી પણ અનેક દંતકથાઓ પ્રચલિત થઇ છે. એ જ પ્રકારે એના દુહાઓની રચના પણ વિવિધ રૂપે થઇ છે. અને એવા દુહાઓવાળી દરેક દંતક-થાઓ ઇતિહાસ હોવાના આગ્રહથી કહેવાય છે. આમ દંતકથાઓ ઐતિહાસિક બની ગઈ છે. આ બધી દંતકથાઓમાં ઐતિહાસિક તત્ત્વ એટલું છે કે, 'ચામુંડદેવે દગાથી રામહિપાલદેવનું માથું ઊતરાવ્યું, બીજલે એક યા બીજી રીતે તે માગ્યું, અને મહિપાલદેવે–રા ડિયાસે તે ઉતારી આપ્યું. બીજી ઐતિહાસિક સામગ્રી એ મળે છે કે રા મહિ-પાલ દેવ બીનનો કલાધર હતો. (સંપાદક)

ક્રમશઃ

*

નવ કુળ માયલો નાગ, ફેણય માંડી પાછો ફરે;
જાય ભાગ્યો જળસાપ, નોળી વાટે નાગડા.

# દિલ્હીના લોકસાહિત્યના સાત સમારંભોના કલાધરો

જયમલ્લ પરમાર

### નાદના ઉપાસક
### સુલેમાન જુમા ને સુમારભાઈ

બાપ બેટાની નોબત-શરણાઈની આ જોડી અદ્વિતીય છે. કચ્છ-મુંદ્રાના આ નોબતવાદને રેડિયો-ટેલીવિઝનને પણ ઘેલું લગાડયું છે. ઓખાથી આફ્રિકા સુધી આ નોબત શરણાઈનો નાદ ગોરંભાયા કરે છે. લોકઢાળોના ઢંગથી બહતાલ જેવા તાલો સુધી નોબતમાં અશક્ય એવા ગુંજ પેદા કરીને સુલેમાન જુમાએ ૭૨ વર્ષની બુઝર્ગીએ પણ કલાનું ઘરેણું અખંડ રાખ્યું. શરણાઈના સિદ્ધહસ્ત એમના પુત્ર સુમારભાઈએ સ્વાર્પણ કરીને નોબત-વાદનનો રંગ અવિશુદ્ધ રાખ્યો છે, કલાકાર બાપ બેટાથી દિલ્હી અજાણ્યું નથી. આ એમની સાતમી સફર હતી. પશ્ચિમ હિન્દમાં ને આફ્રિકા સુધી પોતાના કાર્યક્રમથી એઓ ખ્યાતનામ છે. સ્તબ્ધ બનાવતા નાદના અનુકંપિત આંદોલનમાંથી ગુંજ પેદા કરવામાં તેઓ અજોડ છે.

### વિરલ વાર્તાકાર કાનજીભાઈ બારોટ

ભારતમાં વાર્તા-કથનની અદ્‌ભુત રસ જમાવતી શૈલીમાં સૌરાષ્ટ્ર-ગુજરાત એકચક્રી છે. એવા ગુજરાતના સર્વશ્રેષ્ઠ વાર્તાકાર કાનજી બારોટને સાંભળવા ગુજરાતમાં હૈયેહૈયાં દળાય છે. આકાશવાણીના ગુજરાતનાં સ્ટેશનોને જેમ લોકગીતોએ એમ કાનજી બારોટની વાર્તાએ પણ લોકપ્રિયતા અપાવી છે. ખમીર, ખાનદાની, વીર, રૌદ્ર, શૃંગાર, ભક્તિ ને જીવનનિષ્ઠાની છોળો, હસતાં હસાવતા મર્મભેદક શૈલીથી વિનોદ ને રસુજની રંગભરી પણ પ્રભાવશાળી પરંપરાના કાનજી બારોટ વારસદાર છે દિલની રિયાસતનો રંગ એમના વેણે વેણે રંગ ચડાવે છે.

### લોકસાહિત્યનો શણગાર પિંગળશીભાઈ ગઢવી

કવિ, લેખક, ગાયક ને જૂનાગઢ લોકસાહિત્ય વિદ્યાલયના માજી આચાર્ય પિંગળશીભાઈ ગઢવીએ ગત પેઢીના પ્રતાપી વાર્તાકાર પિતા મેઘાણંદભાઈના વારસાને નવયુગના ઉપાસક બનીને ઊજળો કરી દેખાડયો છે. છંદગાન ઉપરનું અજબ પ્રભુત્વ ને જોમદાર રજૂઆતથી સૂર ને શબ્દમાં ગાંધી-યુગના લોકસાહિત્યકાર બન્યા છે. એમની વેગભરી પ્રચંડ રજૂઆત પૂરી થાય છે, ત્યારે જ શ્રોતાઓ શ્વાસ હેઠો મેલે એવી પકડ-જમાવટ કરે છે. એમની કાવ્ય શક્તિથી એમની રજૂઆતના પ્રત્યેક અંગ અલંકૃત બની ને પ્રભાવિત કરે છે.

### મસ્તકથાનો માણીગર અમરદાસજી ખારાવાળા

માનવતાની ઉપાસક એવી એમની મર્માળી કથા શૈલીએ ગુજરાતને ઘેલું લગાડયું છે. સૂર ને શબ્દમાં એકસરખા પ્રભાવશાળી, લોકગીતો, છંદ, કવિતા, દુહા ને શાસ્ત્રીયસંગીત સાથે કીર્તન પદ, લાવણી ને આપણા સાંસ્કૃતિક સમન્વય સાથે અમરદાસજીએ કથાના ક્ષેત્રને કલ્પનાતીત સુંદરતા અર્પી છે. વાણીનું સામર્થ્ય એમનું પ્રાચીન છે. ભાવના એમની નવયુગી છે. એમનું કથન-ગાન મેદનીને રંગની ભરતીઓ ચઢાવે છે. પણ એ રંગ તો એમની મસ્ત અને મોજીલી કથા શૈલીનો છે.

### પરિમલ સ્વરના પુષ્પાબહેન છાયા

એમ. એ. થઈને સંગીત-વિશારદ થયાં, હવેલી સંગીતના એમના કલા-વારસાને ઉજમાળ્યો છતાં એમનો સ્વર-સાધનાનો જીવ તો છેવટ લોકગીતોના નૈસર્ગિક ગાનમાં જ જંપ્યો. સંગીતની એવી ત્રણ ત્રણ પરંપરાઓનું સાધના વડે એમણે રૂપાળું રસાયણ પેદા કર્યું છે. એમની ઉપાસના વડે લોકગીતોને નવસંયોજન સાંપડયું છે, એમના સુરીલા કંઠે-રસિયા સુધી લોકગીતોના મીઠો-મધુર પ્રવાહ રેલાવ્યો છે. સ્વરની નજાકત ભરી રેખાઓ એમનું આગવું અંગ છે.

## પ્રકશિત સૂરના દીવાળીબહેન ભીલ

વસંત ઋતુ આવતાં કોકિલ જેમ આમ્ર વૃક્ષોની ઘટામાં બેસીને શ્રુતિ મનોહર સદીલા સૂર છેડે છે એમ લોકગીતોના સૂર કોકિલ બનીને દીવાળીબહેનના કંઠે વસી પોતાનું માધુર્ય મહેકાવે છે.

સહજ ભાવે જેને સ્વરમાધુરી પ્રાપ્ત થાય છે એવાં એક દીવાળીબહેન ભીલના કંઠે કામણ કર્યું છે. સંપૂર્ણ તળપદાઢંગ સાથે કણદાર કંઠ, કશા જ આડંબર વગર રૂપાળા ઝરણાની સરળતાથી વહ્યે આવે છે. પ્રકાશિત સૂરનો મદીલો રણકાર એમની મધુર ગાયકીની વિશિષ્ટતા છે.

## રંગીલા બાજના હાજીભાઇ નાલવાદક

ઢોલક માટે પંજાબ ને ઉત્તર હિન્દ મશહુર છે. પણ કચ્છ સૌરાષ્ટ્રને પોતાનો એક મસ્ત–મોજીલો કદાવર ઢંગ છે. એક નિરાળું વ્યકિતત્વ છે, કારણ કે કચ્છ–સૌરાષ્ટ્રના લોકઢાળોના ઢંગને તબલાં–નરઘાંએ નહીં પણ ઢોલ ને ઢોલકે જ અપરૂપ નાદના તાલે તાલે રમાડયાં છે, હુલાવ્યાં છે, હિલોળ્યાં છે. એવી ઢોલક માથે તળપદા ઢંગનાં રૂપ ખડાં કરનારો હાજીભાઇથી સવાયો બીજો કોઇ ભાગ્યે જ ગુજરાતમાંથી સાંપડશે. જો સામો ગાયક જામે તો હાજીભાઇને રૂંવે રૂંવે રંગ ચડી જાય છે. રંગીલો બાજ છે એનો.

## દર્દીલા ગમકનો ગાયક લાખાભાઇ ગઢવી

ઘેરાતી રાતના સાયગલે ભમતાં ભમતાં દર્દના કટોરા પીધા, અંધકારમાં કેટલુંક ન સૂજયું, બાકી બચેલું એ ગાનમાં ગુલતાન એવા હેમુ ગઢવીની નજરે ચડયું ને દર્દ પી ગયો. દર્દ ગયું પણ થોડું સૂરને સ્પર્શ કરી ગએલું. સૂર એકલો પડયો, મૂંઝાતો હતો ત્યાં લેરખડો લાખો ગઢવી મળી ગયો ને એના કંઠે જઇને સૂરે આમન જમાવ્યાં; ત્યારથી લાખાભાઇ ગઢવીનો કંઠ ભેદક, માદક, મધુર ને તેજસ્વી થયો. લોકગીતોની સુરાવટ લાખાભાઈના કંઠે રસીલી ને સદમાતી બની રહી. એટલે જ તો એક બાજુ આફ્રિકા સુધી ને બીજી બાજુ રશિયા સુધી એમણે લોકચાહના મેળવી છે. સૂર જામતો આવે અને દર્દથી તીવ્રતા જમાવતો ભાવકને આર્દ્ર બનાવતો આવે.

## સુંદરતાના સાધક દાદુભાઇ ગઢવી

આ ગઢવીએ એ તો કવિતા, વાર્તાને સૂર સંગીતનો ગઢ ઘેરી લીધો છે. ચારણી પરંપરા પણ નવોદિત કવિયુવાન દાદુભાઈના કંઠે રૂમઝૂમતી કવિતા, રૂપશણગાર સજીને રમવા નીસરે છે. ભાવનું રસનું રૂપનું ને સૂરનું દ્વંદ જામે છે, છંદો ને લોકઢાળોની એમના કંઠે તીવ્ર મધુર સ્પર્ધા જામે છે, કંઠ કાવ્ય ને કહેણીના નિરનિરાળાં રૂપનું ઓજસ્વી અંગ એટલે દાદુભાઇ ગઢવી. હજી ઊગતી અવસ્થામાં જ કવિતાનાં સૌંદર્યલક્ષી શિખરો સર કરતા થયા છે.

## મર્મનો માલમી જિતુદાન ગઢવી

એક દિવસ વીર ને શૃંગાર બેય બાખડી પડયાં. વાટે જતા ભાવ ને રસ મળ્યાં. એણે સમાધાન કરાવ્યાં. આઘેરેક જાતાં ચારેય વાટ ભૂલ્યાં. આઘે જતાં જિતુદાન મળ્યા, કહેઃ હાલો, તમને પંથ બતાવું. વાટે વધતાં સ્નેહ સંધાઇ ગયો કે પાંચેય સદાનાં સંગાથી બન્યાં. જિતુદાનના હલકદાર રમતિયાળ કંઠે કયારેક શૃંગાર છેલછબીલો થાય છે, વીરરસના પડકાર પડે છે, ભાવ રમતો ઝમતો રહે છે ને રસનાં મધુર સરવડાં નીતરે છે. જિતુદાન લોકસાહિત્યનો રમતિયાળ કલાકાર છે. પણ સમઝદારી ભર્યો મર્મ એનું લક્ષણ છે. અભ્યાસનીયતા એનું અંગ છે.

## કંઠનો કામણગારો કરસન પઢિયાર

લોકસાહિત્યનાં હસતાં, રમતાં ને કિલ્લોલતાં ઝરણાં એકદા કંઠના સરોવરમાં કેદ પકડાઈ ગયાં. લોકધરતીના સંસ્કારની એને ભૂમિકા મળી ગઇ. પાળો તોડીને પ્રવાહ વહેવડાવવા ઝરણાં જુધ્ધે ચડયાં. એમાંથી દેવાલયનાં ઘંટા આરતીનો ગોરંભતો નાદ પેદા થયો. એ કંઠ એ કરસન પઢિયારનો. અંગ–પ્રત્યંગ એમના એ નાદથી વિભૂષિત થઇ રહ્યાં, છતાં એ રમતિયાળ ઝરણાંનું નર્તન અછતું નથી રહી શકતું. કરસન પઢિયાર લોકસાહિત્યનું નર્તનનું ને

ગોરંભતું ઘરેણું છે. નરદમ ભાવ અને નમ્રતાથી જ ભરેલા. નીતર્યા બિલોરી કાચ જેવું એમનું ગાન નિર્મળ છે.

### પરજ પ્રવીણ અમરનાથ નાથજી

જન્મે સાધુ, ભજનની મસ્તી, એમાંથી ભક્તિનો રંગ ચડી જતાં અમરનાથનાં આસન સૂરની ગંગા કાંઠે અડોલ બન્યાં. ભજનનો સૂરને ભજનનો ભાવ એકરૂપ બન્યાં. અમરનાથ સૂર ને શબ્દના અવધૂત બની રહ્યા. ભજનનાં મસ્તરંગ સૂરીલો બનીને હૈયાંને કેવી રીતે ભેદે છે એ તો એમને સાંભળ્યાથી જ અનુભવાય. અમરનાથનાં ભજનો સાંભળવા એ જીવનનો લહાવો બની રહે છે. પહાડમાંથી વહી આવતા ઝરણાની જેમ આગળ વધતાં સૂરની જમાવટ થતી આવે. શરીરને સજાવટ છે, પણ સૂરને સજાવટની જરાય જરૂર નથી પડતી એટલો એ સમૃદ્ધ અને સંવેદનશીલ છે. સાંભળનારાઓ ને પ્યાસ વધતી જાય એવી પરજની વિરલતા એમને વરી છે. કંઠ પોતે જ ભાવની વિપુલતા વહાવતો હોય ત્યારે અંગભાવ આપોઆપ શમી જાય છે.

### લોકસ્વરનો કીમિયાગર નાનજીભાઈ મીસ્ત્રી

લોકસંગીતને સહસ્રધા સરવાણીઓ ફૂટતાં રમકડા જેવો રાવણહથ્થો મુંઝાણો ત્યારે એણે નાનજીભાઈને હાથે વાયોલીનમાં અવતાર ધારણ કર્યો. ત્યારથી લોકસંગીત અને નાનજીભાઈના વાયોલીનવાદનની સ્પર્ધા જામી પડી છે કે એ સ્પર્ધામાં કોણ મેદાન મારી જાય છે! પણ બેયની વચ્ચે કાનસૂરીનો ફરક પડતો આવે છે. ઘડીક લોકસંગીત આગળ નીકળી જતું દેખાય છે ત્યાં નાનજીભાઈ એને થંભાવી દઈને શ્રુતિઓ અને ગમક દ્વારા સૂક્ષ્મ આંદોલનો પેદા કરી મીંડની મોહકતા અર્પીને કાકુસ્વરથી એવા અલંકારો સજાવી દે છે કે ઘડીક લોકસંગીતને ભ્રમણા પેદા થાય છે કે ખરેખર આ હું જ છું? અને લોકસંગીત મીઠા ઘેનમાંથી પાછું વળે ત્યાં તો નાનજીભાઈ મેદાન મારી જાય છે. વર્ષોના લોકસંગીતના સાથથી નાનજીભાઈના અંતરમાં લોકસંગીતના ભાવો એવા ઘુંટાઈ ગયા છે કે એમાંથી નવું રસાયન પ્રગટીને ગાયકના રેડા બાંધતું આવે છે. કોઈપણ નવી ચીજ શરૂ થતાં જ એમને સૂઝ પડી જાય છે ને ગાયકથી અપરિચિત એવું એનું મોહકરૂપ બાંધી આપે છે. અંતર અને આંખો બેય એની આંગળીઓને ટેરવે આવીને વસ્યાં છે નાનજીભાઈ હોય ત્યાં લોકગાયક નિશ્ચિંત બનીને ગાય છે. લગીર પણ આધુનિકરણના સ્પર્શ સિવાય લોકસંગીતના નૈસર્ગિક સ્વરૂપને તેઓ સાકાર કરે છે. આંતરચક્ષુ ધરાવતા આ અંધવાદકને સ્થૂળ આંખો હોત તો કદાચ વાયોલીનના સ્થૂળ સ્વરૂપને કોઈક લોકઢંગમાં ઢાળીને અનેકગણી તાકાત ધરાવતા નૂતન રાવણહથ્થાનું રૂપ જરૂર આપત. વાયોલીનમાં લોકઢંગનાં અદ્‌ભુત રૂપો ખડાં કરવાના ક્ષેત્રે અત્યારે તો નાનજીભાઈ એક અને અદ્વિતીય છે. પણ આ બધાનું-કલાકારો અને તેની એકએકથી વિશિષ્ટ એવી કલાઓનું સૌંદર્ય પામવા માટે પણ સૌંદર્યની દૃષ્ટિ પણ સંસ્કારાવી જરૂરી છે.

*

## સાભાર સ્વીકાર

**નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ : ૧૪**

ગાંધીદીક્ષા આશ્રમમાં અને જેલમાં : લે : શ્રી છગનલાલ જોષી મૂલ્ય બે રૂપિયા : સત્યાગ્રહ આશ્રમનાં સંભારણા : લે. શ્રી. છગનલાલ જોષી : મૂલ્ય ત્રણ રૂપિયા : વૈષ્ણવજન તો તેને કહીએ : લે. શ્રી. છગનલાલ જોષી : મૂલ્ય દોઢ રૂપિયો

**ગુજરાત વિદ્યાપીઠ પ્રકાશન : અમદાવાદ, ૧૪**

બાપુની આશ્રમ કેળવણી : શિવાભાઈ ગો. પટેલ : મૂલ્ય બે રૂપિયા : સરદારશ્રીની પ્રતિભા : ભાગ ૩ : સંપાદક મુકુલભાઈ વિદ્યાર્થી : મૂલ્ય સવા રૂપિયો

# ઊર્મિ નવરચના

તંત્રીઓ : ઇશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર : જૂન-૧૯૭૦ : સળંગ અંક ૪૮૩



પંચાયતન દહેરાં : મૈત્રક-સૈન્ધવકાલીન :
૧૨૦૦ વર્ષ પ્રાચીન : પાસ્તર (બરડો)
'પશ્ચિમ સૌરાષ્ટ્રનાં દેવમંદિરો' માટે
જુઓ પાનું ૧૮૧




તંત્રીઓ · ઇશ્વરલાલ દવે   જયમલ્લ પરમાર

વર્ષ ૪૧   જૂન '૭૦   અંક ૩   ગ્રગ્રગ અંક ૪૮૩








ગ્રાહકોને —

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે

* કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે

* ગ્રાહકોને અંક પંદર દિવસ સુધી ન મળે તો તે વિભાગની પોસ્ટ ઑફિસે તપાસ કર્યા બાદ કાર્યાલયને જણાવવું અંક સિલિકમાં હશે તો મોકલાશે

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી

'ઊર્મિ-નવરચના'ના લવાજમના દર

| | | |
|---|---|---|
| વાર્ષિક-દેશમાં | રૂા | ૧૦ ૦૦ |
| વાર્ષિક-પરદેશમાં | રૂા | ૨૧-૦૦ |

લેખકોને—

* લેખ, વાર્તા કે કવિતા વગેરે ન સ્વીકારાતાં પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો એ તે લેખકોના હોય છે તંત્રીઓ તે વિચારમાં સંમત જ હોય તેવું માનવું નહિ

પ્રકાશકોને—

* બદલાના સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેનાં પુસ્તકો નીચેના સરનામે મોકલવા

એજન્ટોને—

* 'ઊર્મિ-નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો


ઊર્મિ-નવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ( જિ રાજકોટ )



પ્રકાશક ઈશ્વરલાલ મો દવે મુદ્રક ને માલિક જયમલ્લ પરમાર ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ
મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ યાજ્ઞિક રોડ કન્યા છાત્રાલય સામે રેસકોર્સ, રાજકોટ-૧

# લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા




**ઉંચી જાતની
ભૂકી ચામાં
બિનહરીફ**

આ ચા ઓછામાં ઓછા સમયમાં તમને પૂર્ણ સોડમવાળી સોનેરી રંગની ચાના વધુમાં વધુ પ્યાલા પૂરા પાડે છે. તમે તેની લહેજત માણી જુઓ. તમારા અતિથિઓનો પણ આ ચાથી સત્કાર કરો. તમને આ પીવાની ખરેખરી મઝા આવશે. તમારા મહેમાનો પણ આનંદિત થશે. તેના પ્રકારની બીજી બધી ચામાં લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા અનોખી છે

**લીપ્ટન એટલેજ
સારી ચા**



ધીરાણ-વસુલાતનું સંકલન ન કરીએ તો
સહકારી પ્રવૃત્તિ ઊણપવાળી લાગશે

: ચિતરંજન રૂગનાથ રાજા

દેશની કાયાપલટ કરવાના કાર્યમાં આર્થિક
અને સામાજિક ક્રાંતિ અનિવાર્ય છે. જે સહ-
કારી પ્રવૃત્તિ દ્વારા શકય બનાવી શકાય તેમ છે.

# અવતારોમાં અભેદ

રઘુવંશી રાજા મેરે રામ તો કનૈયો;
રામ તો કનૈયો પ્રભુ મેરે કૃષ્ણજી કનૈયો–રઘુ.

રામે તો રાવણ મારી, વિભિષણ થાપ્યો;
કંસને પછાડી કાને ઉગ્રસેન ઉગાર્યો–રઘુ.

દશરથકો સુત, વસુદેવકો છૈયો;
લછમનજી કો વીરો, બલભદ્રજીકો ભૈયો–રઘુ.

કૌશલ્યાજી કો જાયો, દેવકીજીકો છૈયો;
માતા જસોદાએ લાડ તો લડાયો–રઘુ.

પાણી માથે રામે પાજ તો બંધાયો;
ટચલી આંગળિયે વાલે ગોવરધન તોળ્યો–રઘુ.

અયોધ્યાકો રાજા ગોકુળ કન્હાઈ;
રામ તો ધનુષધારી કાને મોરલી બજાઇ–રઘુ.

સીતાજી કો વર, રૂખમણીજી કો સ્વામી;
ગાય તુલસીદાસ, ચરણોમેં શીશ નામી–રઘુ.

તુલસીદાસજીના આ પદનું લોકોએ અર્ધ કાઠિયાવાડીકરણ કરી લીધું છે કોઇ કોઇ ઠેકાણે આવાં ભજનોનું સંપૂર્ણ કાઠિયાવાડીકરણ પણ થઇ ગયું છે. પોતાના ભાવ અને ભાષામાં સત્વશાળી લાગતી બાહ્ય વસ્તુને લોકો આત્મસાત કરી લે છે ત્યારે જ તે લોકગીત બને છે. ભજનોમાં આવું વિશેષ બન્યું છે. તુલસીદાસજીના 'કહાં કે પથકવા કહાં કે ગમનવા' પદનું 'હું તુંને પૂછું મારી બેની રે, સોહાગણ સુંદરી' ના ભજનનું લોકોએ તુલસીદાસજી કરતાં પણ વધુ સુંદર ભાવ વ્યક્ત કરતું અને ઘાટીલું રૂપાંતર કર્યું છે. એ જ રીતે તાનસેનજીના એક ગીતનું પણ અપરૂપ રૂપાંતર કર્યું છે 'જોબના કેની વાટે ગ્યો, ઢૂંઢો કોઈ પગંપગા' નામના ભજનમાં. તુલસીદાસજીના આ રામ-કૃષ્ણના અવતારોના પદમાં લોકોએ તો એક જ ઈશ્વરને રમતો જોયો છે. એથી બન્ને અવતારોના જીવન કાર્યમાં પણ સમાનત્વ જ દેખાય છે. વિવિધ અવતારોમાં અભેદને ઉપાસતાં આપણે ત્યાં ઘણાં ભજનો છે. આ ભજન શ્રી. કાનજી બારોટે પોતાના સંગ્રહમાંથી મોકલ્યું છે. સં.

## અવતારોમાં અભેદ

રઘુવંશી રાજા મેરે રામ તો કનૈયો;
રામ તો કનૈયો પ્રભુ મેરે કૃષ્ણજી કનૈયો–રઘુ.

રામે તો રાવણ મારી, વિભિષણ થાપ્યો;
કંસને પછાડી કાને ઉગ્રસેન ઉગાર્યો–રઘુ.

દશરથકો સુત, વસુદેવકો છૈયો;
લછમનજી કો વીરો, બલભદ્રજીકો ભૈયો–રઘુ.

કૌશલ્યાજી કો જાયો, દેવકીજીકો છૈયો;
માતા જસોદાએ લાડ તો લડાયો–રઘુ.

પાણી માથે રામે પાજ તો બંધાયો;
ટચલી આંગળિયે વાલે ગોવરધન તોળ્યો–રઘુ.

અયોધ્યાકો રાજા ગોકુળ કન્હાઈ;
રામ તો ધનુષધારી કાને મોરલી બજાઇ–રઘુ.

સીતાજી કો વર, રૂખમણીજી કો સ્વામી;
ગાય તુલસીદાસ, ચરણોમેં શીશ નામી–રઘુ.

તુલસીદાસજીના આ પદનું લોકોએ અર્ધ કાઠિયાવાડીકરણ કરી લીધું છે કોઇ કોઇ ઠેકાણે આવાં ભજનોનું સંપૂર્ણ કાઠિયાવાડીકરણ પણ થઇ ગયું છે. પોતાના ભાવ અને ભાષામાં સત્વશાળી લાગતી બાહ્ય વસ્તુને લોકો આત્મસાત કરી લે છે ત્યારે જ તે લોકગીત બને છે. ભજનોમાં આવું વિશેષ બન્યું છે. તુલસીદાસજીના 'કહાં કે પથકવા કહાં કે ગમનવા' પદનું 'હું તુંને પૂછું મારી બેની રે, સોહાગણ સુંદરી' ના ભજનનું લોકોએ તુલસીદાસજી કરતાં પણ વધુ સુંદર ભાવ વ્યકત કરતું અને ઘાટીલું રૂપાંતર કર્યું છે. એ જ રીતે તાનસેનજીના એક ગીતનું પણ અપરૂપ રૂપાંતર કર્યું છે 'જોબનના કેની વાટે ગ્યો, ઢૂંઢો કોઈ પગંપગા' નામના ભજનમાં. તુલસીદાસજીના આ રામ–કૃષ્ણના અવતારોના પદમાં લોકોએ તો એક જ ઈશ્વરને રમતો જોયો છે. એથી બન્ને અવતારોના જીવન કાર્યમાં પણ સમાનત્વ જ દેખાય છે. વિવિધ અવતારોમાં અભેદને ઉપાસતાં આપણે ત્યાં ઘણાં ભજનો છે. આ ભજન શ્રી. કાનજી બારોટે પોતાના સંગ્રહમાંથી મોકલ્યું છે. સં.

# બાર માસના રાજકીય સંઘર્ષને અંતે

સંપાદકીય

૬૯ ના જૂન માસમા ઇંદિરાજીને વડાપ્રધાન પદેથી ઊડાડવાનો કારસો પૂરેપૂરો યોજાઇ ગયેલો એના અનુસંધાનમા જ જુલાઈ માસમાં ઇંદિરાજીને સપડાવવાનો સાણસા વ્યુહ બેંગલોરની કોંગ્રેસની મહાસમિતિ દરમિયાન ગોઠવાયેલો પણ એ સાણસામા વ્યુહ ગોઠવનારા જ ફસાઇ ગયા દારૂગોળા તો ધરબેલા જ હતા આંતરિક સ્પર્ધાની જગત જુએ તેની આગ સળગી ઊઠી પછી તો ભારતના રાજકારણમા અહિંસક રમખાણો મચ્યા

ઇંદિરાજીના પ્રતિસ્પર્ધીઓ ત્રેવડ ઉપરવટના શરાતનના પથે ચડી ગયા જુલાઈ માસમા જ શ્રી મોરારજી દેસાઇ કેન્દ્રના નાણા પ્રધાનના પદેથી ઊઠયા ને ચૌદ બેંકોનું રાષ્ટ્રીયકરણ આ યુ સવાલ રાષ્ટ્રપતિની ચૂંટણીનો મુખ્યત્વે બની રહ્યો બીજુ એની આસપાસ બધુ વણાયે જતુ હતુ રાષ્ટ્રપતિપદના બે ઉમેદવારોમાં એક શ્રી ગિરિ ને બીજા શ્રી નીલમ સંજીવ રેડ્ડી હતા ઓગષ્ટમા ઇંદિરાજીએ અંતરાત્માના અવાજને મોકળાશ આપી જુદ્ધ સંસ્થાકીય રીતે, જાહેર સભા સંમેલનો, ચરચરો ને નિવેદનોમા તેમજ સંસ૦ અને સુપ્રીમ કોર્ટના સાધનોથી ખેલાઈ રહ્યા હતાં

## વિભાજન ને વાવાઝોડા

રાષ્ટ્રપતિની ચૂંટણીમા ગિરિ જીત્યા સંસ્થા કોંગ્રેસે શિસ્ત ભંગના પગલા લેવા શરૂ કરી દીધેના નવેમ્બરમા રેકવીઝીશનથી બોલાવાયેલી બેઠકનો અસ્વીકાર થયો કોંગ્રેસના ભાગના એક બાજુ ગાંધી નગરના અને બીજી બાજુ મુંબઇના કોંગ્રેસ અધિવેશથી પૂર્ણ થયા સંસદમાં, રીકવીઝીશનથી બોલાવેલી બેઠકમા અને છેવટ અધિવેશનમા ઇંદિરાજી મેદાન મારતા ગયા

વચમા ચંદીગઢનો પ્રશ્ન ચગાવવામા આ યો તે પાર પાડયો બિહાર અને ઉત્તર ભારતમા પ્રધાન મંડળી રચવા અને એકને ઉથલાવી બીજુ પ્રધાન મંડળી રચવાનો જંગ ખેલાયો એમા પણ ઇંદિરાજી મેદાન મારી ગયા બેંકોના રાષ્ટ્રીયકરણનો કેસ સુપ્રીમ કોર્ટમા ગયો, ચુકાદો આવ્યો વટહુકમ દ્વારા ને પછી સંસદમા એ પડકાર ઝીલી લેવાયો

ઇંદિરાજીના વિરૂદ્ધમા હતા તેમણે ઇંદિરાજીની લઘુમતિ સરકાર માંડ છ મહિના કાઢશે એવી આગાહીઓ કરી અને રાચ્યા પણ ખરા ઇંદિરાજીને ઉથલાવવા પડકારો થયા એથી છ મહિનાની મુદતો નખાણી બજેટ બેઠકની સંસદ માથે આવી અને ત્રણ મહિના સુધી ચાલેલી આ બેઠકમા વિરોધીઓએ ૧૪૩ જેટલી તરકીબો અજમાવી એક એક પ્રશ્ન પર ઇંદિરાજીને અપ્રતિષ્ઠિત કરવા કે ઉથલાવવા આભ પાતાળ એક કર્યા

## સિદ્ધાંતહીન સહયોગ

સંસ્થા કોંગ્રેસ જનસંઘ અને સ્વતંત્ર પક્ષ અકલ્પ્ય ઝડપથી ઇંદિરાજીને ઉથલાવવા સહયોગ સાધી રહ્યા જે કોંગ્રેસને જનસંઘ કોમી જણાતો હતો અને સ્વતંત્ર પક્ષ રાજાઓ અને મૂડીવાદીઓનો પ્રયાચાતી જણાતો હતો તેને મેળ ગળ્યા સંકર જેવા લાગ્યા એક રાતમા અભિપ્રાય બદલી ગયા ગુજરાત કોંગ્રેસને તો સારસા વિલંગની ચૂંટણી પૂરતુ જનસંઘ અને સ્વતંત્રપક્ષ સાથે સહયોગ ન કરવાનું એક નાટક ભજવવાનુ હતુ તે ભજવાઇ ગયુ સંસ્થા કોંગ્રેસના હાઈકમાન્ડે ગુજરાતના નિવેદનને ગોળ ગોળ જવાબો આપી ને ઉડાડી મેલ્યુ સંસ્થા કોંગ્રેસની કારોબારીને ધ્યાનમા લેવા જેટલુ મહત્વ પણ ન લાગ્યુ

બજેટ બેઠકના ત્રણ મહિના દરમિયાન વિરોધ પક્ષોના બધાય તોફાનોને ભરી પીવામા આવ્યા સંસ્થા કોંગ્રેસને મુખ્ય વિરોધપક્ષનુ બંધારણીય સ્થાન મળવા છતા બધા વિરોધપક્ષોનો સહકાર ન મળ્યો કારણ કે તમામ વિરોધ પક્ષો પોતાની અલગ

અલગ નીતિ ધરાવે છે ને સંસ્થા કોંગ્રેસની સત્તા લાલસા–સત્તાદ્વેષના તેઓ સાધન બનવા માગતા નહતા. સિવાય કે જનસંઘને સ્વતંત્ર પક્ષ.

બજેટ બેઠક ચાલુ હતી એ દરમિયાન રાષ્ટ્રપતિ શ્રી ગિરિની ચૂંટણીનો સુપ્રીમ કોર્ટમાં કેસ ચાલે. જેમાં બન્ને કોંગ્રેસના મહારથીઓની જુબાની પડી. અદ્વિતીય એ કેસ બની રહ્યો રાષ્ટ્રપતિ શ્રી. વી. વી. ગિરિએ અદાલતનો ઉચ્ચાદર કરીને જાતે જુબાની આપવા ગયા અને વિશ્વમાં વિરલ એવું ન્યાયના આદરનું દ્રષ્ટાંત પૂરૂં પાડયું તેમાં.

## મેલા દાવપેચ

ત્રીજી બાજુ લોકસભા અને વિધાનસભાઓની પેટા ચૂંટણીઓ આવી. ત્યારે પાછો ત્રિવિધ મોરચો રચાઈ રહ્યો. સંસદમાં ઇંદિરાજીને તોડવા કે અપ્રતિષ્ઠિત બનાવવાના સંજોગો ઊભા થવાની સંભાવના ઘટતી જતી હતી. પણ રાષ્ટ્રપતિની ચૂંટણીના કેસમાં જીત થાય તો સંસ્થા કોંગ્રેસને ફરી એકવાર રાષ્ટ્રપતિની ચૂંટણી નવેસરથી કરાવવાના સંજોગો પ્રાપ્ત થાય. ઇંદિરાજીને ઉથલાવવાની એક તક મળે, અને વિજય પ્રાપ્ત કરે તો લોકમત ઇંદિરાજીને પક્ષે નથી એવું મનાવી શકાય.

એ મહિનામાં ઇંદિરાજી ઊડશે એવી ગણતરીઓ ખોટી પડી. ત્રણ મહિનાવાળા પણ નિરાશ થયા. ને છ મહિનાવાળા બાકીના દિવસો ગણી રહ્યા હતા કે હવે તો ગણતરીના દિવસોમાં ઇંદિરાજી ઊથલી પડશે તેઓની આંગળીઓની રેખાઓ ગણી ગણીને ઘસાવા માંડી. લીંબડે લટકતું ગલકું હેઠું પડવાની આશાઓ આકાશકુસુમવત્, બનવા માંડી. વચમાં મધ્યસત્રી ચૂંટણી કરાવવાના દાવપેચ પણ ખેલાયે જતા હતા.

## શમસેર બોંડી પડી.

લગભગ ત્રણેય મોરચાનાં પરિણામો એકસાથે આવ્યાં. શ્રી. ગિરિની ચૂંટણી ન્યાયી ઠરવાનો સુપ્રીમ કોર્ટનો ચૂકાદો બહાર પડતાં સંસ્થા કોંગ્રેસને મોટી પછડાટ લાગી. કારણ કે એમણે આપેલી જુબાની-ઓના વ્યાજબીપણાનો પ્રશ્ન ઊઠયો. એમણે કરેલા આક્ષેપો પુરવાર કરવાની અશક્તિ જગતને જાણવા મળી. જે પ્રશ્ન ઉપર કોંગ્રેસનું વિભાજન કરી બેઠા એ પ્રશ્ન જ બોગસ ઠર્યો. શાસક કોંગ્રેસે એમાં અદ્વિતીય વિજય હાંસલ કર્યો.

લોકસભાની અને જુદાં જુદાં રાજ્યોની વિધાનસભાઓની પેટા ચૂંટણીઓમાં, શાસક કોંગ્રેસ પોતાની લોકપ્રિયતા અને શક્તિ પુરવાર કરી શકી. એમાં ય તે સંસ્થા કોંગ્રેસનું જ્યાં રાજ્યશાસન ચાલે છે એવા મહીસુરમાં ત્રણ ત્રણ બેઠકો શાસક કોંગ્રેસ મેળવી ગઈ ત્યારે સંસ્થા કોંગ્રેસને મરણતોલ ફટકો પડયો. એ જ રીતે રાજસ્થાન પછી ઉત્તર ભારતની બેઠકો જે પ્રતિષ્ઠાની બેઠકો ગણાઈ તેમાં શાસક કોંગ્રેસ અને ભારતીય ક્રાંતિદળે ઝળકતો વિજય પ્રાપ્ત કર્યો. આ બેઠકોથી શાસક કોંગ્રેસ અને ઇંદિરાજી વધુ પ્રતિષ્ઠિત બન્યાં.

## સારસાની ચૂંટણી

ગુજરાતની સારસા વિભાગની વિધાનસભાની બેઠક મેળવીને ગુજરાત કોંગ્રેસે ગણનાપાત્ર વિજય મેળવ્યો છે. ગુજરાત સરકારને ઊથલાવવાનું સ્વતંત્ર પક્ષનું જોર એથી નરમ પડયું છે અને ક્ષત્રિય મતદારો ઉપરનું સ્વતંત્ર પક્ષનું વર્ચસ્વ ઉઘાડું પડી ગયું છે. આ સારસાની ચૂંટણીમાં બે કોંગ્રેસ સામ-સામે ન હતી. તેમ આ બેઠકથી. રાષ્ટ્રીય કક્ષાએ શાસક કોંગ્રેસને નહિ જેવી અસર થાય તેમ છે. તેમ કોઇ એકાદ બેઠકના વિજયથી સમસ્ત ગુજરાતની લોકપ્રિયતા પુરવાર નથી થતી. જે કાંઇ સંસ્થા કોંગ્રેસને ફાયદો થાય તે એમના સહયોગી જનસંઘ અને સ્વતંત્રપક્ષ સાથે ૧૯૭૨ની ચૂંટણીમાં કોઈ શરતો ઉપર આવવામાં સંસ્થા કોંગ્રેસને એટલું વજન જરૂર વધુ મળે અને ૧૯૭૨ સુધી ગુજરાત સરકારને ટકી રહેવાના પ્રયાસોમાં થોડી અનુકૂળતા ઊભી થાય.

## ત્રેવડી સિદ્ધિ

રાષ્ટ્રપતિ વી. વી. ગિરિની ન્યાયી ઠરેલી

ચૂટણી પેટા ચૂટણીઓના પરિણામો અને ત્રણ મહિના સુધી ચાનેની સસદની બજેટ બેઠકની પૂર્ણાહુતિએ બાર મહિનાથી ઇંદિરાજી ને ઉથનાવવાનુ, એકલે હાથે નહિ તો સયુક્ત સરકાર રચવાનુ અને રાષ્ટ્રીય દૃષ્ટિએ પોતે ન્યાયી છે સમાજવાદી છે અને સશક્ત છે તેનુ સસ્થા કોંગ્રેસનુ સ્વપ્ન ભાગી પડ્યુ અને એમણે જ સળગાવેલા ટીભણની રાખ એમની જ આખમા ઊડવા લાગી છે

બીજી બાજુ બાર મહિનાના ભારતના રાજકારણમા અભૂતપૂર્વ એવા સઘર્ષના પરિણામે ઇંદિરાજી શ્રી ગિરિની ચૂટણીમા ન્યાયી ઠર્યા છે સસદની કસોટીમા બધારણીય દૃષ્ટિએ સશક્ત પુરવાર થયા છે ને પેટા ચૂટણીઓમા લોકપ્રિય બન્યા છે

રાજકારણના વરઘોડા ચડી ચૂક્યા જમણો જમાઈ રહ્યા, સરસાઈની ચોરીઓ સકેલાવા માડી છે ને માડવા વધાવાઇ રહ્યા છે તાજિયા ટાઢા થયા પણ જુદાઇના વિભાજનના ધજાગરા એકલા હવે ફરકયા કરે છે પણ ફૂટી ચૂકેલી આતશબાજીના ઊકરડા વાળવા કોઇ ફરકતુ નથી પ્રયત્ન થયા આ જરાસઘના ફાડિયા જેવા કોંગ્રેસના બે ભાગને એક કરવાના પણ રેવણ કામના ઇલમીઓના હાથ હેઠા પડ્યા છે હવે કડવાશોના કસુબા મીઠા બને તેવુ નથી રહ્યુ જરૂર તો હતી પ્રજાકીય એકાત્મ ભાવની જેના અભાવે રાજકીય અને કોમી રમખાણો જાગ્યા કરે છે, પણ જે ગાધીજીના જીવન અને મૃત્યુથી ન સધાયુ તે સ્વાર્થની દુર્ગધ મારતા રાજકીય પક્ષોથી શ્યે સધાય ?

## ઝ ઝેડાતી જડતા

પ્રજાના ચારિત્ર્ય ઘડતરનો કાર્યક્રમ પણ કોણ હાથ ધરે ? જેના વડનારા જ ખડિત ચારિત્ર્યના હોય ત્યા ! એટલે અત્યારે તો રાષ્ટ્રીય ચારિત્ર્યના માણસાઇના આમે મીઠી સાખ પાકવાની અપેક્ષા અસ્થાને છે મથન જરૂર શરૂ થઇ ગયુ છે માત્ર કોંગ્રેસની જડતાને જ મરણતોલ આઘાત નથી લાગ્યો પણ રાષ્ટ્રનુ સમસ્ત રાજકારણ હલબની ઊઠયુ છે જડના ઝઝેડાયા સિવાય પ્રગતિના માર્ગ કદી મોકળા ન બને

ભારતના પ્રજાજીવનમા ગતિશીલતા ઓછી હોવાને કારણે હમેશા એ વિકાસને બાધક બનતી રહી છે જરા સરખી પ્રગતિની વાત થાય એટલે પહેલા વિરોધ કરે, પછી પોતાનામા સમાવીને પ્રજા પાછી હતી એવી થઈ જાય જેમ ઉચ્ચ વૈજ્ઞાનિક શિક્ષણ લીધા પછી નોકરી કે ધધે ચડી ગયેલા દાક્તર કે એન્જિનિયર, સશોધક કે સાહિત્યક પાછા પૂરેપૂરા સાપ્રદાયીક બની રહે તેમ આ સ્થિતિસ્થાપકતાને પાછી સસ્કૃતિ મનાવે, એમા ગૌરવ લે

## સ્થિતિસ્થાપક પ્રકૃતિ

વર્ષો પૂર્વે રાષ્ટ્રીય કોંગ્રેસમાથી સમાજવાદી ને સામ્યવાદી બળો બહાર પડ્યા ત્યારે એવો જ ઉહાપોહ મચેલો એ જ રીતે અનેક પક્ષો અસ્તિત્વમા આવતા ગયા ને દરેક નવા ઊભા થતા પક્ષોનો વિરોધ થતો ગયો છેવટે બે મોટા પક્ષો અસ્તિત્વમાં આવ્યા, તેમાનો એક જનસઘ ને બીજો સ્વતત્રપક્ષ. એની સામે પણ ખૂબ કાદવ ઊડયા આ માત્ર રાજકીય જ લક્ષણ નથી, પણ પ્રજાકીય પ્રકૃતિ છે પછી ધીરે ધીરે કોઠે પડી જાય ત્યારબાદ કોઈ નવો પક્ષ ઊભો થાય તો તરત એની વિરુદ્ધ પ્રજા માનસ કામ કરવા માડે

આ સ્થિતિસ્થાપકતાનુ બીજુ પરિણામ એ આવ્યુ છે કે પ્રજાએ અનેક પ્રકારની અનેકતાને સઘરી છે સઘરવી પડી છે પણ આ અનેકતા એ તો પ્રજાની સહિષ્ણુતા, ઔદાર્ય અને ક્ષમતાના ગુણો હોવાનો અભૂતપૂર્વ દભ કેળવ્યો અને વિવિધતામા રહેલી એકતાના ગાણા ગાયે રાખ્યા કોઈપણ બે વિરોધી સપ્રદાય વચ્ચે, કોઇપણ બે વિરોધી વિચારો વચ્ચે એકતા સભવી જ ન શકે એ એકતા નહિ પણ સ્થિતિસ્થાપકતાનું સમાધાન માત્ર હતું અને છે જે કાઈ પ્રગતિ થઇ અથવા જે કાઇ ભારતમાં આવ્યુ તેનો ફરજિયાત સ્વીકાર કરવો પડ્યો છે, વિચારપૂર્વક કદી નહિ અનાર્યોથી માડીને કોંગ્રેસના વિભાજન સુધી

## સસ્કૃતિ જડતા

આ સ્થિતિસ્થાપકતાનું ત્રીજુ લક્ષણ એ

છે કે જે કાંઇ ભલાઇ કે બુરાઈ આવે તે ધર કરતી જ જાય. એને હટાવવાની વૈચારિક શક્તિ કેળવાઇ જ નથી, પછી અન્ય શક્તિઓનો ઉદ્‌ભવ જ ક્યાંથી થાય ? પછી આ ભલાઇ અને બુરાઈ ભરેલા વર્ગો, જૂથો, સંપ્રદાયો, વાદો અને વિચારોની યોગ્યતા ઠરાવવામાં જ બુદ્ધિ અને સંસ્કૃતિ બેય કામે લાગી જાય. પછી જે કાંઈ પોતાનામાં ભલાઈ કે બુરાઈને સમાવી લીધી હોય એનાથી એટલી ઝડપથી ટેવાઇ જાય, કે એ બધું કોઠે પડ્યાની સલામતી અને એની મીઠાશ અનુભવવા માંડે, પછી એનાથી વિરૂદ્ધ અથવા એના હિતમાં પણ બીજું કાંઇ આવે તો પણ એનો વિરોધ કરે. દેખાવ પ્રગતિશીલનો કરે પણ આચારમાં સંપૂર્ણ વિરોધી બની રહે. પણ જે ભલાઇ કે બુરાઇ સંઘરાણી હોય તેને ફળ લાધ્યા વગર કેમ રહે ?

## વિચાર જડતા

આપણા દેશમાં ઘણા બધા પક્ષો ફૂટી નીકળ્યા છે ને ફૂટી નીકળે છે. એનું કારણ દેશની પ્રકૃતિ-જડતાએ સંઘરી રાખેલી અને અપચો થયેલી અનેકતા જ છે. રાજકીય સામાજિક અને આર્થિક વિચારોમાં તો અનેકતા છે જ, અને એ જ રીતે જેને સંસ્કૃતિ મનાવવામાં આવે છે તેમાં પણ કોઈ બે જણાની સમજણ એક નથી. સપાટી ઉપર એક દેખાય છે એટલું જ. ચર્ચા કરે તો વિસંવાદ બહાર આવે ને ! એટલે સાંસ્કૃતિક એકતાને નામે જ સૌ કૂટયે રાખે છે.

આવી સપાટી ઉપરની એકતાના સમૂહો બંધાઈ રહે છે. વિચારજડતા તો છે જ, એટલે આવા સમૂહો સ્થિતિસ્થાપક પ્રકૃતિથી ઘર કરી જાય છે. વળી જ્યારે આંચકો લાગે ત્યારે પાછા ખળભળી ઊઠે છે કે આ તો કાળો કોપ થઇ ગયો.

નકસલાઇટથી માંડી ને સ્વતંત્રપક્ષ સુધીના તમામ પક્ષો વિચાર કરતાં વિશેષ આવી પ્રકૃતિના જ સમૂહો છે. પરિણામે તમામ પક્ષો એક પ્રકારની જડતાથી જ કામ કરે છે. એમાં જેટલો વિચાર વિકાસ થતો જાય તેટલો ખળભળાટ પેદા થતો જાય. ત્યાં સુધીની સ્થિતિસ્થાપકતાને જ ઉત્તમ લક્ષણો માને ને મનાવે છે.

## જાગૃતિથી ખળભળાટ

કોંગ્રેસમાં ખળભળાટ પેદા થયો એની સાથોસાથ દેશના તમામ રાજકીયપક્ષોમાં આ ખળભળાટ પેદા થઇ ગયેલો. વૈચારિક ક્રિયાશીલતાનું એ ઉત્તમ લક્ષણ હતું. આવા ખળભળાટમાં ખરાબ સાથે જે કાંઇ સારૂં હોય તેની ભાંગફોડ અનિવાર્ય બની રહે છે. તમામ પક્ષોએ વિચારોના કે પ્રકૃતિના જે કાંઈ વિસંવાદો સંઘરેલા તે બહાર ઉછળી આવવા માંડ્યા. અશક્તિઓના સંઘરાનું જ એ એક ને એક એ જેવું પરિણામ છે. એ કુદરતી ક્રમ છે, પણ કોઇ ભારે મોટું અનિષ્ટ થઇ રહ્યું હોય એવું બુમરાણ મચી રહ્યું. ઝીણામાં ઝીણા ફેરફારથી પણ આંચકા અનુભવનારી પ્રજામાંથી બીજું ઊઠે પણ શું ? વિજ્ઞાનનાં છેલ્લામાં છેલ્લા સાધનનો ઉપયોગ અકરાંતિયા થઇને કરતી જાય અને વિચારમાં પ્રગતિશીલતાનો દેખાવ કરતી જાય અને વર્તનમાં ભારોભાર જડ રહેતી જાય. એમાંથી પક્ષપલટાના સંઘર્ષો ન ઊઠે તો બીજું શું ઊઠે ? પક્ષપલટો એ માત્ર સામાજિક ક્ષેત્રે ગંધાઈ ઊઠેલા રાષ્ટ્રીય ભ્રષ્ટાચારનું જ પરિણામ નથી, પણ કોઈ પણ પક્ષમાં પ્રકૃતિને વશ થઇ વિચારજડતાથી પક્ષમાં ભળાય છે તેનું પરિણામ પક્ષપલટામાં અનિવાર્ય પણે આવે જ. પક્ષનો સ્વીકાર કે પક્ષમાંથી પલટો એ બન્નેનું માધ્યમ વિચાર કદી હતો નહિ, છે નહિ. પ્રકૃતિ અને પ્રકૃતિના ગુણાવગુણ જ એનું માધ્યમ રહેલા છે. પછી નીમિત્ત એને મળી જ રહે.

## અનિષ્ટ જોડાણ

જો એવું ન હોય તો ઉત્તર ભારતની ગોરખપુરની પેટા ચૂંટણીમાં હિંદુમહાસભાવાદી અથવા પૂરેપૂરા કોમવાદી મહંત અવૈધનાથ જેવા ઉમેદવારને જનસંઘ અને સ્વતંત્રપક્ષ તો ઠીક પણ સંસ્થા કોંગ્રેસ ટેકો કઇ રીતે આપે ? જે સંસ્થા કોંગ્રેસને હજી વિભાજિત થયે પૂરા સાત મહિના પણ નથી થયા. સિદ્ધાંતોના પડદા ચીરાવાને પૂરા સાત મહિના ન લાગ્યા. ઉત્તર પ્રદેશના ટાંડા વિભાગની વિધાનસભાની પેટાચૂંટણીમાં પણ સંયુકત સમાજવાદીપક્ષ, જન-

સંઘ અને સીંડીકેટ કોંગ્રેસે ભારતીય ક્રાંતિદળ અને ઈંડીકેટ સામે પૂરો સહયોગ સાધ્યો. એવું જ ઉત્તર પ્રદેશની મથુરા અને સુલતાનપુરની બેઠકો માટે બન્યું.

### પક્ષપલટાના મૂળમાં ।

પક્ષપલટાનું ઘુમરાણુ મચાવતા જનસંઘ, સ્વતંત્રપક્ષ, સં. સ.પક્ષ અને સંસ્થા કોંગ્રેસનો ચૂંટણી માટેનો આ સહયોગ પક્ષપલટાનું અને સિદ્ધાંતહીનતાનું સૌથી મોટું સ્વરૂપ છે. આવા સહયોગમાં કયા કાર્યક્રમ કે વિચારનું માધ્યમ અથવા તો વૈચારિક એકતા રહેલી છે? સિવાય કે સત્તાની લાલસા!

ગુજરાતની પ્રાદેશિક કોંગ્રેસ કે એની સરકાર એવો સહયોગ ન સાધવાના ગમે તેટલા દેખાવો કરે કે સંસ્થા કોંગ્રેસની કારોબારી ગમે તેટલા હોશિયારીભર્યા શબ્દોમાં જવાબો આપે પણ સહયોગ તો સધાઇ ચૂક્યો છે એનાં પરિણામો પણ બહાર પડી ચૂક્યા છે. ગુજરાત સિવાયના તમામ પ્રદેશોમાં આવા સહયોગ પ્રત્યે ગુજરાત કોંગ્રેસમાં વ્યક્તિગત વિરોધ હોઇ શકે, પણ દેખીતો વિરોધ તો પોતાના અસ્તિત્વના ભયનો છે. સંસ્થાકીય રીતે કોઇ વૈચારિક વિરોધ હોત તો દેશમાં થયેલી અને થઇ રહેલી પેટા ચૂંટણીઓમાં સંસ્થા કોંગ્રેસ જનસંઘને સ્વતંત્રપક્ષ સહયોગ સાધી જ ન શકત. એમાં ગુજરાત મ્હૈસુરમાં સત્તા ટકાવવાનો અને કેન્દ્રમાં સત્તા હાસલ કરવાનો જ વિચાર છે અને અન્ય વિરોધી વિચારસરણીવાળા પક્ષો સાથે સહયોગ સાધ્યા સિવાય એ શકય બને તેમ નથી, માટે સહયોગ અનિવાર્ય બન્યો છે.

### ગુમરાહ સીન્ડીકેટ

આટલા સહયોગને સરવાળે જનસંઘે ને સ્વતંત્રપક્ષે તો સમાજવાદી ગણાતી અને બિનસંપ્રદાયીક ગણાતી સીન્ડીકેટનું બળ પોતાના પક્ષે મેળવ્યું એ, સીન્ડીકેટના શ્રી નિજલી ગપ્પા, શ્રી પાટીલ અને શ્રી. મોરારજી દેસાઇ જેવાના મુખેથી 'જનસંઘ જેવો ગણવામાં આવે છે તેવો કોમી પક્ષ નથી'; અને સ્વતંત્રપક્ષે પહેલાં કરતાં સમાજવાદી વિચારસરણીમાં પ્રગતિ કરી છે એવી પ્રતિષ્ઠા મેળવી છે, જ્યારે સીન્ડીકેટ કોંગ્રેસ સિદ્ધાંતહીન, નીતિવિહીન પુરવાર થઇ છે. એટલે કે ઇંદિરાજીને ઉથલાવીને કેન્દ્રની સત્તા સર કરવા જતાં આલાના મૂળગા ય ગુમાવ્યા છે. સિદ્ધાંત ખોવા છતાં સત્તા ન મળી, છતાં સત્તાદ્વેષ તો રહ્યો જ.

સંસ્થા કોંગ્રેસ મહાસમિતિમાં બહુમતિ પુરવાર ન કરી શકી. સંસદમાં બહુમતિ પુરવાર ન કરી શકયા. બજેટ બેઠકમાં વિરોધી વિચારસરણીવાળા પક્ષોના ટેકાથી પણ ઇંદિરા-સરકારને ઝપાટામાં ન લઇ શકયાં. પેટા ચૂંટણીઓમાં નામોશી ભર્યા પરાજય વ્હોર્યો. ઉત્તર પ્રદેશની ચારમાંથી એકમાં જ પોતાનો ઉમેદવાર મૂકી શકેલા, જે ભૂંડી રીતે હાર્યો, મહીસુરની ત્રણ બેઠકો ખરાબ રીતે ખોઇ, કેરળમાં સંસ્થા કોંગ્રેસના ઉમેદવારોએ ત્રણ બેઠકમાં ડીપોઝીટ પણ ખોઇ, ને માર્કસવાદી સામ્યવાદીઓ સાથે સહયોગ સાધ્યો. મહારાષ્ટ્રમાં સખ્ત પરાજય પામી. રાજસ્થાનમાં સ્વતંત્ર પક્ષના ઉમેદવારને ટેકો આપ્યો એ ય તે હાર્યો.

### બુઝદિલ નિવેદન

હવે મોરારજીભાઇ કહે છે કે "અમે ઇંદિરાજીની સરકારને ઉથલાવવા માગતા હતા તે વાત ખોટી છે. વિકલ્પ માળખાની તક ઊભી ન થાય ત્યાં સુધી અમે સરકારને ગબડાવવા માગતા નથી." આટલું અપ્રમાણિક નિવેદન બીજું કયું હોઇ શકે? સંસ્થા કોંગ્રેસનાં તરફદાર અખબારોએ પણ આ નિવેદન વિષે આશ્ચર્ય વ્યકત કર્યું છે.

એમ કેમ નથી કહેતા કે રાજકીય રીતે ઇંદિરાજી વધુ કુશળ પુરવાર થયાં છે! વ્યુહરચનામાં અણધારી કાબેલિયત બતાવી છે. મુશ્કેલીઓનો સામનો લગીરે હતાશ થયા સિવાય ચતુરાઇથી કરે છે. રાષ્ટ્ર વિરોધી કોઇપણ પડકાર તેઓ પૂરી તાકાતથી ઝીલી લે છે, જેવો સંસદમાં શ્રી. અટલ બિહારી બાજપાઇનો પડકાર ઝીલ્યો તેમ. આંતરિક મતભેદો છતાં સાલિયાણા નાબુદીનો ઠરાવ લાવ્યે જ રહ્યાં. અટકાવતી ધારાની નાબુદીમાં જો સંસ્થા કોંગ્રેસ અને એના ટેકેદારો

રમત ન રમી ગયા હોત તો બંગાળમાં રાષ્ટ્રપતિનું શાસન આવ્યા બાદ નકસલાઈટનાં તોફાનોને ઠીકઠીક રીતે પહોંચી વળાયું હોત. સાલિયાણા નાબુદીના બિલ પરત્વે પણ સંસ્થા કોંગ્રેસમાં એકતા છે જ નહિ ? તદ્દાનવેળાએ એના સંસદ સભ્યો આડાઅવળા જ થઇ જવાની ભીતી આજથી ઊભી થઈ ગઇ છે.

## હિતકારક નિવૃત્તિ

સંસ્થા કોંગ્રેસના આદરણીય વૃદ્ધો હવે નિવૃત્તિ લઇ લે તે એમના જ ભલામાં છે. કારણ કે બધી રીતે નાકામિયાબ પુરવાર થયા છે ને રાષ્ટ્રની પ્રગતિ કરવાની તમન્નાવાળા સંસ્થા કોંગ્રેસના સભ્યો આડે મોટા અવરોધરૂપ બન્યા છે ને કોમી તથા મૂડીવાદી પક્ષોને હવે ઉઘાડું ઉત્તેજન આપી રહ્યા છે. સંસ્થા કોંગ્રેસનાં વૃદ્ધમંડળ ખસીને માર્ગ નહિ આપે તો સંસ્થા કોંગ્રેસ હવે રાષ્ટ્રીય મટીને પ્રાદેશિક પક્ષ બની રહેશે. કારણ કે ગુજરાત અને મહીસુર સિવાયનાં રાજ્યોમાંથી તો એનું ધોવાણ જ થઇ ગયું છે એમ પેટાચૂંટણીઓએ પુરવાર કર્યું છે. હવે તો સંગઠન શિસ્ત ને સિદ્ધાંતની માળા જ દરેકના હાથમાં પકડાવી દેવી જોઇએ, તે ભલે ફેરવ્યા કરે. દેશમાંથી આ વૃદ્ધોએ આદર ગુમાવ્યો છે. હવે પોતાના પક્ષમાંથી પણ ગુમાવી રહ્યા છે એટલો ખ્યાલ એમને આવી જાય તો પાછલી અવસ્થા કુધરતી અટકે. પણ હોણી અણહોણી ન હોય. બીજે રસ્તે ફંટાવાની વેળા એમની વહી ગઈ છે. ૧૯૭૨ ની ચૂંટણીમાં સંસ્થા કોંગ્રેસને નામશેષ કર્યે જ રહેશે. આ તો જુગારીના દાવ છે.

## નાચણામાં ખૂંદણું

નાચણામાં ખૂંદણું એક સર્વોદય વાદીઓનું શરૂ થયું છે. શ્રી. જયપ્રકાશજી એક રાષ્ટ્રીય પંચાયત મંડળ ચલાવે છે. હવે તેઓ કહે છે કે જે પંચાયતો ઊભી થઇ છે તે પંચાયતો ૧૯૭૨ની ચૂંટણીઓમાં પોતાના ઉમેદવારો મૂકશે. શ્રી. જયપ્રકાશે માગણી એવી કરી છે કે એ પંચાયતો દ્વારા ઉભા કરાયેલા ઉમેદવારો સામે કોઈ રાજકીય પક્ષે પોતાના ઉમેદવારો ઊભા ન રાખવા. લોકશાહીમાં અશકય એવી આમાગણી છે. એમાં એમ માની લેવાનું રહે છે કે પંચાયતો શ્રેષ્ઠ ઉમેદવાર જ ઊભો રાખે. આમ ઉમેદવારો લોકોના જ હિતમાં કામ કરે. તો પછી એવા લોકો આજસુધી પ્રજાજીવનમાં કેવુંક આમૂલ પરિવર્તન લાવી શકયા છે? જો પ્રજા વચ્ચે રહીને એવું કાર્ય ન કરી શકયા હોય તો ધારાસભાઓ કે લોકસભામાં જઇને શું કરશે? વ્યકિતગત રીતે આવા ઉમેદવારો સારા હોઇ શકે, પણ રાજકારણ અને વહીવટી કારોબારની ભયાનક અટવીમાં તેઓ ગૂમરાહ નહિ થઇ જાય એવી કોઇ ખાત્રી ખરી? લોકોથકી ચૂંટાવું, લોકોનું હિત હૈયે હોવું અને એ હિતને સાર્થ કરી બતાવવું એ ત્રણેય વાત ભાગ્યે જ ભેગી મળે છે.

## સત્તામાં ભાગીદારી !

લોકશાહીમાં પંચાયતો જે ઉમેદવારો ઊભા રાખે, એની સામે ઊભા રહેનારા બીજા ઉમેદવારો પંચાયતના ઉમેદવારો કરતાં વધુ શકિતશાળી—વધુ ભાવનાશાળી નહિ હોય કે નથી એમ કઇ રીતે કહી શકાય? અંતે તો આવા ઉમેદવારો ચૂંટાયા પછી નીવડયે જ વખાણ કરી શકાય ને? આ દેશ માથે એ વધારાનો ખતરો નહિ નીવડે એમ કઇ રીતે કહી શકાય? સત્તા ઉપર નથી મુકાયા હોતા ત્યાં સુધી તો મોટા ભાગના સારા જ લાગે છે.

કોઇપણ પક્ષ સર્વોદયવાદીઓએ ઊભા કરેલા ઉમેદવારો સામે પોતાના ઉમેદવારો ન મૂકે એવી માગણી કરવાને બદલે મુકત ચૂંટણીમાં જ સર્વોદય-વાદીઓ શા માટે ન ઊભા રહે? રાષ્ટ્રના જાહેર જીવનમાં સર્વોદયવાદીઓ એટલો નૈતિક પ્રભાવ પેદા કરી શકયા છે ખરા કે એમના ઉમેદવાર સામે બીજો કોઈ ઉમેદવાર ઊભો જ ન થાય? અથવા તો સર્વોદયવાદીઓ એટલો પ્રભાવ પેદા કરી શકયા હશે તો એની સામે ગમે તેવો વગદાર અને પૈસાદાર ઉમેદવાર ઊભો હશે તો પણ પ્રજા સર્વોદયવાદીને જ મત આપીને ચૂંટી કાઢશે. પછી પોતાના ઉમેદવાર સામે કોઇ જ ઉમેદવાર ઊભો ન રહે એવી ભીખ શા માટે માગવી પડે? ભલેને ગમે તે

ઉમેદવાર એમની સામે ઊભો રહે? પંચાયતો એટલી પ્રબળ હશે તો વિરોધી ઉમેદવારોને મત જ નહિ મળે. પણ આ પ્રકારની માગણીમાં તો જેમ ભૂદાન તેમ મતદાન-ધારાસભાની બેઠકના દાનની જ અંતર્ગત માગણી રહેલી છે. પણ હજી સુધી આ માગણીને કોઈએ ગંભીરતા પૂર્વક લીધી નથી. કારણ કે' ૭૨ ની ચૂંટણી બહુ દૂર છે.

## સર્વોદય ને ક્રાંતિ

સર્વોદયવાદીઓની આ માગણીથી શાસક કોંગ્રેસ ને સંસ્થા કોંગ્રેસમાં રહેલા સર્વોદયવાદીઓ કદાચ આશાયેશ મેળવી શકે. કારણ કે બન્નેના ઘર્ષણમાંથી બચી શકાય અને ત્રીજો જ ચોકો મળી રહે. વળી જે સર્વોદયવાદી સંસ્થાઓના ભાવિ માથે જ ભય તોળાઈ રહ્યો છે એમને પણ આ માગણી મખલાળ જેવી જરૂર લાગે. કારણ કે એમાં એમનાં હિતોની સલામતી દેખાય પરિણામ તો જે આવવાનું હશે તે જ આવશે, પણ એમ દેખાય છે કે દેશની બદલેલી હવાને સર્વોદયવાદીઓ આવકારી શક્યા નથી દેશની હાલત બદલવા છતાં કરવટ બદલી શકતા નથી.

સર્વોદયવાદીઓમા સન્નિષ્ઠ કાર્યકરો છે, ચિંતકો છે. મહાજનશાહી કલ્યાણ યોજનાના ઉત્તમ વ્યવસ્થાપકો છે, તેમ સર્વોદયની ઢાલ આડે પોતાની રાજકીય મહત્વાકાંક્ષાઓ છુપાવતા અસંતુષ્ટો પણ છે, ને જેને બીજું કાંઈ નથી સૂઝતું તેવા સર્વોદયને પકડીને બેસી ગયેલાઓનો પણ જબ્બર સમૂહ છે. એમની પરિભાષા પ્રાચીન સૂત્રોના સુધરેલા સ્વરૂપની છે એમની પકડ લોકોમા રહેલી ધાર્મિક વૃત્તિની છે. એનું બાહ્ય સ્વરૂપ વૈચારિક ક્રાંતિનું છે, પણ એનાં મૂળ ભારતના નિઃસત્ત્વ બની ચૂકેલા પ્રાચીન સિદ્ધાંતોની ધરતીમા છે તેથી નથી એમાંથી કોઈ લોકશક્તિ પેદા થઈ, નથી કોઈ નૈતિક તાકાત પેદા થઈ કે જે અનિષ્ટો સામેનું કોઈ પ્રતિકારાત્મક બળ દાખવી શકે સર્વોદયવાદમાં જ્ઞાનના આડંબરનું એક પોકળ ઉચ્ચાભિમાન કેળવાઈ ગયું છે, તેથી નિષ્ક્રિય ભાવનાવાદની વાક્ધારાઓ વહાવ્યા કરે છે ને પુરાણી પ્રકૃતિના ભાવનાવાદીઓ ભીંજાયા કરે છે. ભારતના કંગાલો વચ્ચે કેટલુંક રાહત કાર્ય જરૂર કરી રહ્યા છે, પણ લોહિયાળા ક્રાંતિની ધમકીઓ જેવાં વારંવારના ઉચ્ચારણો કર્યા કરે છે, કારણ કે અહિંસક ક્રાંતિનાં પરિબળો તેઓ પેદા કરી શક્યા નથી આધુનિક વિચારધારા મુજબ તો તેઓ પ્રતિક્રાંતિનું એક બળ બની રહેલ છે.

## શાસક કોંગ્રેસની કસોટી

લાંબો સમય સત્તા ઉપર રહીને ઊતરી જવુ પડે અને સંસ્થા કોંગ્રેસની જેમ બેકાર બનીને ઓશિયાળાપણું અનુભવવું પડે તેમ શાસક કોંગ્રેસને જેટલા પડકાર ઝીલ્યા, જેટલા ઢંઢેરા પીટયા તેને પહોચી વળવાની કપરી દશા વેઠવી પડે છે. મુંબઈ કોંગ્રેસ અધિવેશનમાં આપેલાં વચનોનો અમલ શાસક કોંગ્રેસ જોઈએ તેવો કરાવી શકી નથી. કિસાનોની હાલત સુધારવા જમીન અંગેનાં પગલાંમાં ગતિવેગ પુરાયા નથી બેન્કોના રાષ્ટ્રીયકરણ બાદ એનો પૂરતો લાભ પ્રજાને મળે એ માટેનાં ઝડપી પગલાં ભરી શકેલ નથી. અરાજક બન્યે જતા યુવાન માનસમાં પરિવર્તન આણી શકે એવા એકે ય પગલાં ભરી શકેલ નથી. એટલે નક્સલાઈટ પ્રવૃત્તિ જે ઝડપથી દેશમાં વિસ્તરતી જાય છે તેનો અટકાવ થઈ શક્યો નથી. એ જ રીતે જાહેર ઉદ્યોગોમા જે જંગી ખોટ ખાવી પડે છે તે માટેના વહિવટી ફેરફારો લાવી શકેલ નથી. દવાના ભાવમાં ઘટાડો કરવા પગલાં લીધાં તેમ જીવન જરૂરિયાતની ચીજોમા મોંઘવારી ઘટાડી શકેલ નથી. મિલકત ઉપર ભારે કરવેરા લાદ્યા પછી કરચોરી અટકાવી શકેલ નથી અને વહીવટી જંગલમાં કોઈ જ ધરખમ ફેરફાર કરી શકેલ નથી. પરિણામે શાસક કોંગ્રેસના ઉદ્દામવાદી બળો અધીરાં બની ઊઠયાં છે ને શાસક કોંગ્રેસમા આંતરિક અસંતોષ વધતો જાય છે. હવેના દિવસો શાસક કોંગ્રેસની કસોટીના બની રહેશે

# આઈ પૂનબાઈ

કાનજી બારોટ

ગિરનારી જોગીની જમાત ચારે ધામની યાત્રા કરી મધ્યકાઠિયાવાડ વીંધતી વીંધતી મહાશિવરાત્રીના મેળાના દિવસો નજીક આવતા હોવાથી રાત-દિવસ ગણ્યા વિના ચાલી જાય છે. મહંત હાથી ઉપર છે. બીજા સાધુઓએ ઊંટ-ઘોડાં પલાણ્યાં છે. નાથ-સંપ્રદાયના સાધુઓ હથિયારધારી છે. કોઈ પાસે ત્રિશૂળ, કોઈ પાસે સાંગ્ય, કોઈ પાસે ફરશી. કોઈએ મૂગદળ તો કોઈએ ગદા ધારણ કરી છે. ભૂ....રાં લટુરિયાં જાણે સિંદુર આંજયો હોય એવી લાલઘૂમ આંખોવાળા મહંતની અગળ એક સાધુ ઘોડે ચડી સળગતી મશાલ હાથમાં ને અજવાળાં પાડતો જાય છે. બાકીની જમાત તારોડિયાને અજવાળે મારગ કાપે છે. રાતનો બીજો પ્હોર છે, ને સાધુની જમાત ટીંબલા નામનું કાઠિયાઇ ગામ વળોટી એની નજીકના સનાળિયાને કેડે ચાલી જાય છે.

એમાં એક નાનકડો વોંકળો આવ્યો. શંકરની ભૂતાવળ જેવી બાવાની જમાતે વોંકળાને બીહામણો બનાવી દીધો. રાતનું ટાણું છે. એમાં મશાલચી બાવો ચોંકી ઊઠયો. ઘોડો થંભાવી મહંતને કહે છે, "ગુરુદેવ! ઇધર તો રણભૂમિ હૈ. દેખો, દેખો દશ-પંદર મનુષ્યોકી લાશ પડી હૈ."

ખરેખર હતું પણ એવું. સનાળિયાના કાઠીઓ અને ટીંબલાના કાઠીઓને તાજું જ ધીંગાણું સીમાડા કારણે આ વોંકળામાં ખેલાણું હતું. બેય પક્ષે સામસામે એકબીજાની લોથ્યું પાડી હતી. રાત હતી છતાં પણ કોઇ ભાગીને ભૂંડો લાગ્યો ન હતો. કોઇનું માથું ધડથી નોખું પડયું હતું, કોઇના હાથ-પગ કપાઇ ગ્યા હતા, તો કોઇના આંતરડાનો ઢગલો શબ પાસે પડયો હતો. વરુ અને શિયાળિયાં મનુષ્યના માંસની ઉજાણી કરતા હતાં.

સાધુઓનું હથિયારધારી ટોળું જોઈ શિયાળિયાં ભાગી ગ્યાં. માણસનું માંસ ચાવતાં વરુઓને બાવાઓએ હથિયારના જોરે તગડી મેલ્યાં. મહંતજીએ જરાય થડકયા વિના સાધુઓને આજ્ઞા કરી, "અરે ભૈરવનાથજી! બાળનાથજી! જાંચ તો કરો કોઇ જિન્દા હૈ?" ત્યાં દશપંદર તાજાં મડદાં વચ્ચે એક જ દેહમાં પ્રાણ ડંકી રહ્યો છે. ઘા પૂરા છે. પણ લવકીએ જીવ છે.

ગુરુ મહારાજના ફરમાનથી ઘવાયેલા દેહવાળા પુરુષને મડદાંના ઢગલામાંથી બહાર ઊચકી લીધો. સંત તો દયાળુ હોય ને! નાથજીએ આ પુરુષને પોતાની પાસે હાથી ઉપર લઈ લીધો. એના શરીર પર લાગેલા ઘા ઉપર પોતાની ઝોળીમાંથી કોઇ જાતની વનસ્પતિની ભૂકી ભભરાવી. જડીબુટી સુંઘાડીને એને ઘેન ચડાવી દીધું.

જમાત ગિરનાર આવી. બીજા સાધુઓ અખાડામાં આવી મેળાના કામકાજમાં પડયા, પણ મહંતજીએ પોતે તો એવા મલમપટ્ટા કરી આ પુરુષની સારવાર કરી કે પંદર દિવસમાં તો એનો દેહ હતો એવો જ બની ગ્યો. આ પુરુષ માથે પાણી નાખવાનો સમૈયો ઊજવ્યો. મહંતે અખાડાના સાધુઓને માલપૂડાની રસોઇ આપી. ભરજુવાન અને રાજવંશી જણાતો આ પુરુષ મહંતને પગે પડયો.

મહંતજીએ પૂછ્યું, "ભાઈ, તુમ કૌન હો?"

જુવાન જવાબ આપે છે, "નાથજીબાપુ, ટીંબલા ગામનો કાઠી ગરાસિયો છું. મારૂ નામ વાઘોવાળો. મારા બાપુનું નામ માત્રાવાળો."

મહંતે કહ્યું, "અચ્છા વાઘાવાલા, તુમ અચ્છા હો ગયા. તુમ તુમારે ઘરે ચલે જાઓ. તમારે માતા, પિતા, તુમારે ભાઈ ભત્રીજા બહોત ખુશી હોંગે."

વાઘાવાળો કહે, "ના મહારાજ, હવે મારે ઘીરે નથી જાવું. મારા બાપુ માત્રાવાળાને ચોરાસી ગામ ખાલસા કરવા મોજડીમાં ઝેર છાંટી અંગ્રેજ સરકારે મારી નાખેલ છે. માતા પણ એને કેડે ગઈ છે. (મૃત્યુ પામી છે.) સરકારે થોડુંક ગરાસનું ઢુંગરૂ સો અમે ભાઇઓને દીધું. એના સીમાડા માટે હું ધાંય આવ્યો. મરણતોલ ઘવાણો પણ મારા ભાગ્ય કે તમ જેવા સંતપુરુષે એ ચરણુમાં લીધો. વળી ઘીરે જાઈશ તો સાતીનાં જાળા સારૂ કપાઇ મરીશ. માટે મહારાજ! હવે મને દીક્ષા આપો મારે હવે સાધુ થઇ જવું છે. સંસાર મિથ્યા છે સમજાયું. મારા કુટુંબને એમ હશે કે વાઘોવાળો કામ્ય આવી ગ્યો." આમ આપા વાઘાને ગરાસના શેઢા-સીમાડા માટેના ધાંધલ કરતાં સાધુઓના અખાડામાં મન ઠરી ગયું.

દરમ્યાન ટીંબલાના કુટુંબીઓએ માની લીધું કે વાઘોવાળો સીમાડાના સંગ્રામમાં ખપી ગ્યા. અને

એના દેહને વરુ–શિયાળિયાં વગેરે વગડાઉ જનાવરો ખાઈ ગ્યા હશે એમ માની એની પાછળ મરણપછીની તમામ ક્રિયા કહેવાય તે કારજ (ઉત્તરક્રિયા) માસીઓ, શ્રાદ્ધ છમાસી વર્ષી રખપાચમ વગેરે વાળી દીધાં

વાઘોવાળા પરણેલા હતા એમના ઘેરથી જુવાન કઠિયાણી પૂનબાઇએ ચૂડા–કર્મ કર્યાં પોતાના ધણીનું પોત નીચોવ્યુ. પૂનબાઇ હતા તો વીસ જ વરસનાં, પણ વિધવાપણાના ધર્મો પાળવાથી સાઠ–સિત્તેર વર્ષનાં વૃદ્ધા જેવા દેખાવા માંડયા. હવે તો સહેજ મરકીને કોઇ સાથે વાત પણ કરતાં નથી. જાણે ઉદાસીએ રૂપ ધર્યું હોય એવા પૂનબાઇ દેખાવા મંડયા.

એમ ને એમ પાંચેક વર્ષનો ગાળો વહી ગયો. થાતા થાતા વાઘોવાળો સાધુવેષે એક દિવસ ગિરનારના પહાડનું ગુરુદત્તાત્રેયનું શિખર પોતાના ગુરુ સાથે ચડે છે,ને ઉગમણી દિશાએ મીટ માંડે છે. ચોમાસાનો વાદળિયો દિવસ ચારેય દિશામાં ઉઘાડ. એમા આ ગરાસિયા સાધુએ ઉગમણી કોર મીટ માંડી અને પોતાની જનમભોમકાના ગામ ટીંબલા તરફ નજર ગઈ. ત્યા તો કળશી–કુટુંબ–કબીલાને પોતાની પરણેતર જુવાન કાઠિયાણી સાંભર્યાં ને બેય આંખોમાથી આંસુડા ડ...ળ ક ડ..ળ...ક પડવા માંડયાં, ઓદ્દાજામને જેમ કચ્છડો યાદ આવ્યો'તો એવી દશા આપાની થઇ.

ગુરુજીનું ધ્યાન વાઘાવાળા તરફ ગ્યું. ચતુર મહંત સમજી ગ્યા. ને બોલ્યા; "કયુ બચ્ચા! કોઈ સ્નેહીસબંધીકી યાદ આઇ?"

વાઘાવાળો કહે, "હા બાપુ, થ્યું છે એવું. ભાયું કુટુંબ–કબીલા, ઘર ઇ યાદ આવ્યાં."

બાવાજી કહે, "ક્યા તુમ ગૃહસ્થી હો?"

"હા, મહારાજ, પરણેલો છુ આપાએ ખુલાસો કર્યો."

નાથજી કહે; "દીક્ષાકે દિન તુમ જૂઠ કર્યું બોલા?"

વાઘોવાળો કહે, "હા ગુરુજી, તે દી એ હુ બોલુ તો જ તમે ચેલો મૂડો એમ હતા. ગનો માફ કરજો. સર્વાં કુટુંબ, ભાઇભત્રીજાવાળો છઉં. એની માયા મનમાં ઊંડી ઊંડી રે'ઇ ગઇ લાગે છે."

"તો ફિર બચ્ચા! તુમ તુમારે ઘર ચલે જાઓ સંસારકી માયા ઔર હરિકા ભજન દોનું સાથમેં નહી હોગા." યોગી બોલ્યા.

ગુરુ તરફથી રજા મળતા વાઘોવાળો સાધુવેષે ટીંબલા આવ્યા. ભાઇ, ભત્રીજા, કુટુંબકબીલા સૌને મળ્યા સૌએ ઓળખ્યા. બધાય ખુશી થ્યાં. જીવતો જોગી ભલો પણ વાતવાતમાં સૌને ખબર પડી કે આપાને ભેખ ઉતાર્યાની મરજી થઇ છે ને પાછો સંસાર માંડવો છે સા ભાયુંએ મળીને નક્કી કર્યું કે બહુ સારી વાત. વાઘવાળા જેવો લોઠકા ભાઇ ઠાલો વેરાગી શુ કામનો? એટલે ભેખ ઊતરાવીને પાછા ગૃહસ્થાશ્રમમા લાવવાની વિધિના તૈયારી મંડી ચાલવા ને એનાં ઘરવાં બાઈ પુનબાઇ માટે સુહાગના શણગાર વોરવા ભાવાણી બગસરા ગામોટને મોકલ્યો. (ટીંબલાનું હટાણુ હજી બગસરે છે.)

આ બધી બાગતના ખબર વિધવા પૂનબાઇને પડી. એણે ઓરડેથી કુટુંબીઓને કે'વરાવ્યું, "તમે સૌ કબુલ કરો છો એટલે વાત ખોટી ન'ઈ હોય કાઠીને બાવાની જમાત લઇ ગઇ હશે. અને જીવતો પણ હશે. આટલી વાતમાં મારી ના નથી, પણ મારે ને એને હવે ઘરવહેવાર નહી હાલે કારણ મેં એનું પોત નીચોવ્યું છે. એની વંડે મે એના નામના છાજિયા લીધા છે વળાપના કરી કરીને હુ રોઈ છઉં માટે હવે હુ એનું મોઢુ નઇ જોઉં. મારે મન હવે ઇ મડું લેખાય હું તમારી સમજણ પ્રમાણે માનું છુ કે ઈ મારો ધણી છે પણ આ ભવમાં તો મારે ને એને બોલ્યાનોય વહેવાર નથી એમ જાણજો હું હવે ફરીદાણુ કાઠીને આરકારું તો જગત એમ કે'શે કે પૂનબાઇને વળી ધણી સાંભર્યો ને બાવા હાર્યે સંસાર માંડયો."

ટીંબલાના દાયરાએ જણાવ્યું કે "ધન્ય છે જોગમાયા, આઈ પૂનબાઇ, તુંને ધન્ય છે"

વાઘાવાળાએ ભેખ ઉતાર્યો ને આઇ પૂનબાઇના ઓરડા પછવાડે ઠાકરનો ઓરો ત્યાં જ રે'તા આઇ પૂનબાઇ આપાને શીરામણ ને વાળુ પીરસી બેય ટાણા થાળ મોકલતાં, ને લુગડા પણ ધોઈ ધફોઈ દેતા. પછી વઘાવાળા પણ કાઠિયાણીના ઓરડાને પગથિયે પગ પણ દેતા નહી. વાઘોવાળો ક્યારેક બિમાર પડતા ત્યારે આઇ ઉપાધિ કરતા અને એનું ડીલ દબાવવા માણસને મોકલતાં વાઘોવાળો પણ આઈની મર્યાદા પાળતા

ગિરનારથી આવ્યા પછી વાઘોવાળો બેત્રણ વરસ જ જીવ્યા હતા શૂરવીર વાઘોવાળો પાલિયા ગામના સીમાડાના ધીંગાણામાં પાળિયા અને ટીંબલા વચ્ચે સાતલ્લી અને ખારી નદી વચ્ચે નક્કો નામનો વોંકળો છે તેને કાંઠે કામ્ય આવી ગ્યા. (ખપી ગયા.)

# મેણાના વેરની મરજાદ

અમરદાસજી ખારાવાળા

આશરે નેવુંક વર્ષ પહેલાંની જૂનાગઢની નવાબીનો કાળ. એ વખતે ઇણાજ ગામ મકરાણીઓને ધરે. નવાબીને કાંઇક ગામ ખટકે ને કાંઇક મકરાણીની કાંય વધુ. ઇણાજના ગામધણી સિન્દ-બલોચ અલીમહમદ મકરાણી. અમરાપરમાં અલીમામદ જમાદારના કાકા નૂરમહમદના દીકરા કાદરબક્ષ અને અબાબકર બે સાંતીની જમીન ખાય.

ઇણાજ માથે નવાબની તોપું મંડાણી, ત્યારે નવાબની અને એજન્સીની ફોજ સામે ગોળિયું છોડવામાં અબાબકર અને કાદરબક્ષ–કાદુ મકરાણી પણ ખરા. રંગ પારખીને કાદુ અમરાપર આવતો રહ્યો. નવાબી પાછળ પડી ગઈ. કાદુને કબજે કરવા કાદુનાં બાર્ડી છોકરાંને કબજે કરીને લઇ હાલ્યા જૂનાગઢ. બે સરકારી સિપાહીઓને ઠાર કરીને કાદુ મકરાણીએ બાયડી છોકરાંને મકરાણને માર્ગે વળાવ્યાં કાદુ બહારવટે ચડયો.

પછી માંડયો જૂનાગઢનાં ગામડાં ધમેડવા. ભાંગે ત્યારે એકહારે ત્રણ ગામ ભાંગે. આશરો વધુ ભાગે પડખેનાં ગાયકવાડી ગામોમાં મળી રહે. કોડીનાર તાલુકાનાં કંટાળા ગામમાં એ વખતે ભગવાન બાપા આયર રહે. પણ મરદ માથે બે બાચકાં. વાઘ બકરાંને એકહારે રમાડે. જેવા ભડ એવા જ રોટલે મોટા.

કંટાળાથી અઢીક ગાઉ આઘું વડનગર ગામ. ત્યાં એક ભાણો કોળી રહે. પણ મૂછે લીંબુ લટકાડતો. નાનપણમાં આ ભાણો ઇણાજમાં ઢોર ચારતો ત્યારે છોકરા છોકરાના ઝગડામાં કાદુને ખૂબ મારતો. પણ કાદુએ બહારવટામાં કાડું કાઢયું ત્યારે ભાણાને ભડક પેસી ગઇ કે મારું નાનપણના તોફાનોમાં કાદુને મારેલો તે હવે દાવ નો નહિ કાઢી લ્યેને? જેમ વિચારે એમ મૂંઝાય. પછી એવું થાય કે કાદુ આવ્યો કે આવશે. ભાણાનાં ઊંઘ આરામ હરામ થાવા માંડયાં. થયું કે હવે કરું શું? નક્કી કાદુ ઠાર કરશે એમાં વાગે વાત સાંભળી કે કાદુ કંટાળા ગામે અવાર નવાર ભગવાન બાપાને ત્યાં આશરો લ્યે છે ઊપડયો કંટાળા. આવ્યો ભગવાન બાપાને ત્યાં. વખત જોઇને મનની મૂંઝવણ કાલવી.

ભગવાન બાપા કહે: "એલા ભાણા! નાનપણમાં તો છોકરાં છોકરાં બાધે. એમાં કાદુ જેવો આદમી કાંઇ એવાં વેર રાખે? તે છતાં કાદુને કાને વાત નાખી દઇશ. તું તારે મૂંઝામાં, જા સવામણની તળાઈમાં સૂઈ રહે."

આમ જ્યાં વાત કરે છે ત્યાં કાદુ ઘોડે ચડીને આવ્યો. ત્યાં તો ભાણે કાળને ભાળ્યો હોય એમ પરસેવો છૂટી ગયો. અણસારે કાદુએ ભાણાને ઓળખી કાઢયો.

"ઓ હો હો હો ભાણા! તું ક્યાંથી?"

"તારો નાનપણનો ગોઠિયો ખરોને! તે તને મળવા આવ્યો છે" ભગવાન બાપાએ વાત ઉપાડી લીધી.

કાદુ ઘોડેથી ઊતરી ભાણાને ભેટયો. ત્યાં હસતાં હસતાં ભગવાન બાપાએ ભાણાના મનની વાત કરતાં કાદુ ય હસી પડયો.

"અરે ભાણા! નાનાપણમાં તું એવો જોરાવર હતો કે મેં તો જાણ્યું કે તું હવે ભારે બળુકો થઈ ગયો હઇશ. એટલે તો મારે તને મળવા આવવું હતું. તું તો સાવ પતલેલ થઈ ગ્યો. ભલા આદમી! નાનપણનાં વેર બાંધીને ફરીએ તો આરો કે'દી આવે? આ તો નવાબીએ ન ધગાવ્યો હોત તો ખુદાના શુકર જ ગુજાર્યા કરત. તને ભાઇબંધને ઊલટીને આવી બે ગરી ગઈ?"

ભાણો તો મોં ખોતરવા લાગ્યો. બાજુની

પીઠ થાપડીને કાદુ કહે: "મરદ થા મરદ ! અને કૌક દી સામ સામે કાંડા ખખડાવવાં પડે તેદીય તને રગ વદીશ મારો ભાઇબંધ ઊઠીને આવો પાણી મરેલ કાં થઇ ગયો ?'

ભાણાની બે તો નીકળી ગઈ પણ પાણી પાછા વળ્યા ભેગા બેસીને રોટલા ખાઇ નાનપણનાં તોફાનો યાદ કરી કરી ખૂબ આનંદ કર્યો

બીજે દી કાદુ ભગવાન બાપાના પડખેના ઓરડામા છુપાઇને આરામ કરે. બાપાની ડેલીએ ડાયરો જામેલ ઊના તાલુકાના વાસોજ પડખેના તડગામથી રૂખડ પટેલ મહેમાન બાપાના નાતેદાર એમના કુટુંબમા પોતે દીકરી દીધેલ એટલે સગપણમા વેવાઇ થાય

ડાયરામા વાતની વાતમા કાદુ મકરાણીની વાત નીકળી ભગવાન બાપાએ એની અમીરાતના વખાણ કર્યા પડખેના ઓરડામાંથી કાદુ કાનોકાન સાભળ્યા કરે છે

રૂખડ પટેલ કહે "ભગવાન બાપા ! હુ જ્યારે આવુ ત્યારે તમે કાદુના વખાણ કર્યા કરો છો, તે કાદુડી તે કઇ વાડીની મૂળી છે ? ઈ બોઠકિયુમા ફરે છે હજી ભાયડા ભેટ્યા નથી ને ! અમારે ગામ આવે તો ઇ કાદુડીને ચોડીની ડામણે ડામણે સરખી કરી દઈ'

ભગવાન બાપાએ જાણ્યુ કે નક્કી કાદુ સાંભળતો હશે ને વેવાઈના સગપણમા વપત પડશે એટલે કહે "ભાઈયુ ! હવે મૂકો ઈ વાત. બીજી કયાં થોડી છે ?'

પણ રૂખડ પટેલ રૌફમા આવી ગયા ને કાદુએ કાનોકાન સાભળ્યુ નવાબીના પાણી ઉતારી નાખનાર કાદુને રૂખડ પટેલને વેણે વેણે વીછીનાં ડંખ લાગ્યા વળ ખાઈ ગયો પણ જેનો આશરો એની લજ

મહેમાનો ગયા પછી કાદુએ પૂછ્યુ કે "બાપા ! કયાના મહેમાન હતા ?"

"મહેમાન તડ ગામના રૂખડ પટેલ ને બીજા નાતેદાર હતા"

"પડકારો કરી ગ્યા છે તે પારખા લેવા પડશે"

"અરે કાદુ એને ત્યા તો આપણી દીકરી લક્ષ્મીબેન આપ્યા છે લક્ષ્મીબેનના સસરા થાય તાનમાં આવે તે બોલી નાખ્યુ"

"પણ બાપા ! ન બોલવાનું બોલી ગ્યા છે. ને આપણે ઘરે હતા એટલે ખામોશ ખાઈ ગ્યો, નઈ તો એવે ટાણે જ ખબર લેત"

"એવાના બોલ્યા સામુ ન જોઈ કાદુ ! નકામા વેવાઇમાં વખા પડશે. દીકરી દુખી થાય ને !'

"બાપા ! હુ કાદુ, બહેનને તો કાપડ કરતો આવીશ દુખી નઇ કરૂં પણ રૂખડ પટેલનું પાણી માપવાની ના ન પાડતા."

"જો જે પાછો, આપણી આબરૂ ભેળી છે ?'
"એની ચિંતા ન કરતા બાપા'

આ વાતને અઠવાડિયુક જવા દઇ કાદુ એકલો ઊપડયો અબાબકર ને અલાદાદ વગેરેએ સાથે આવવા ઝક કરી પણ તડ ઉપર ત્રાટકવા તો જવાનુ ન હતુ જો કે જાતે દીએ ત્રાટકેના પણ ખરા આ તો રૂખડ પટેલને ભગવાન બાપા સાથેના પોતાના સબધનો સ્વાદ ચખાડવા ન તે મોવાડે જવાનું હતુ

પ્રાગડના દોરા ફૂટયા પહેલા કાદુ તડ પહોચી ગયો, અને અગાઉથી મેળવેલી બાતમી પ્રમાણે સીધો રૂખડ પટેલની ડેલીએ જઇને પડકારો કર્યો કે "રૂખડ પટેલ ઘરે ?"

રૂખડ પટેને સરકારી સિપાહી જેવા બોકાની દાર ઘોડેસવારને જોતા કહ્યુ "આવો આવો ઘરે જ છુ."

રૂખડ પટેલે દાતણ કરીને વાળદની વાટ જોતા હતા ઊભા થઇને આગતુકનો સત્કાર કર્યો, કાદુએ ઘોડીએથી ઊતરી ગડારામા બાધીને પરબાર જ પૂછ્યુ

અનુ૦ પૃ૪ ૧૯૯ ]

# અનેક ઈશ્વરવાદનાં અનિષ્ટો

હપ્તો બીજો — નાજાભાઇ નથુભાઇ વાળા રે: ચાડિયા: (જિ. અમરેલી)

પુણ્ય અને પાપ એ પણ એક મનની માન્યતા છે. મહારાજા મૂળરાજ કે સિદ્ધરાજ રૂદ્રમાળ બાંધવામાં પૂણ્ય માને છે, ત્યારે અલાઉદ્દીન તેને તોડવામાં પૂણ્ય માને છે; હિન્દુ મંદિરમાં કબૂતરને જુવાર અને ગાયને ખડ, કપાસીઆ ખવરાવવામાં પૂણ્ય માને છે; જ્યારે મુસલમાનો ગાયને કાપીને લોકોને વહેંચી દેવામાં (કુરબાની) પૂણ્ય માને છે. આ બધું ઇશ્વર ને–ખુદાને નામે જ થાય છે, છતાં ભગવાન કે ખુદા ક્યારેય ન બોલ્યા કે 'ભાઇ ! તારૂં સાચું કે તારું ખોટું'. કદાચ માણસની મૂર્ખાઇ ઉપર હસતા કે રડતા હશે ખરા.

અત્યાર સુધી રાજકારણમાં ભગવાન અને ભગવાનના નામનો ભયંકર ઉપયોગ થયો છે અને થાય છે. ખ્રિસ્તી દેશોમાં એવું ચાલું છે કે એક દેશ કે રાજ્યને બીજા રાજ્ય ઉપર ચડાઇ કરવી હોય તો પોપની મંજૂરી લેવી પડે. પોપ મંજૂરી આપે એટલે ચડાઇ કરનારનું ધર્મયુદ્ધ ગણાય. મોટી મોટી ભેટ સોગાદો આપી પોપને રીઝવે એટલે પોપની પરવાનગી મળી જાય છે. આફ્રિકાના એબીસીનિયા ઉપર ચડાઈ કરવાની પરવાનગી ઇટાલીના સરમુખત્યાર મુસોલીનીએ રોમના પોપને આંખ બતાવીને–ડરાવી ને મેળવી હતી. એ મને બરાબર યાદ છે. પાકિસ્તાન ભારત સામે ઇસ્લામને નામે ઈસ્લામી આલમને ઊભી કરવા મથી રહ્યું છે. આવા બધા અનર્થો ભગવાનના નામ ઉપર થતા આવ્યા છે.

પૂર્વે હિન્દુ મુસલમાનની લડાઈ થતી ત્યારે હિન્દુ લડવૈયા હર હર મહાદેવ અને મુસલમાન અલ્લાહ્ ઓ અકબરના ધાર્મિક પોકારો કરતા. યુદ્ધમાં મરતા એટલા હિન્દુઓને ભગવાન સુરાપુરીમાં લઇ જતો ત્યાં દરેકને એક એક અપસરા વરતી. મુસલમાન મરતાં ખુદા જિન્નતમાં લઇ જતો. ત્યાં દરેકને હુર મળતી. જિન્નતમાં કે સુરાપુરીમાં ખાવા-પીવાનું તો જે હોય તે ખરું. આપણા ભુદેવો તો કહે છે કે અમને આપો તો સ્વર્ગમાં મળે સ્વર્ગમાં તે સિવાય કાંઈ નથી મળતું.

સ્વર્ગની કલ્પના પણ ધર્મ ઊભો કરનારના દેશની અને પોતાની ગુંજાશ પ્રમાણે કલ્પેલી હોય છે. કુરાનમાં જિન્નતની કલ્પના કરી ને લખ્યું છે કે તમે ખુદા રાજી થાય તેવું આચરણ કરશો તો જિન્નત મળશે. ત્યાં સુંદર ઝાડો હશે, નીચે પાણીનાં ઝરણા વહેતાં હશે અને તમને સલવા નામના પક્ષીનું માંસ ખાવા મળશે. આ છે કુરાનના જિન્નતની કલ્પના. કુરાનના કરતાં મહંમદ પયગંબર સાહેબ અરબસ્તાન જેવા રણમાં જન્મી જીવીને આથી સારી કલ્પના કરી જ ના શકે, જ્યાં નહાવું એ વૈભવ મનાય છે. જ્યારે હિન્દુધર્મના શાસ્ત્રકારો હિન્દ જેવા સમૃદ્ધ દેશમાં જન્મેલા અને જીવેલા એના કલ્પેલા સ્વર્ગની સમૃદ્ધિમાં શું ખામી હોય !

હિન્દુ ધર્મના પેટા સંપ્રદાયો પોત પોતાના સ્વર્ગોની જુદી જુદી કલ્પના કરે છે. શિવ ભક્તો કૈલાસમાં જવાની વાતો અને કૈલાસનું વૈભવી વર્ણન કરે છે. કૈલાસમાં વાસ્તવિક તો પથ્થરો અને બરફ જ છે. ખાત્રી કરવા શિવભક્તો જઇ શકે છે. જ્યારે વૈષ્ણવ ધર્મવાળા વૈકુંઠ વખાણે છે. સ્વામીનારાયણ-વાળા અક્ષયધામનાં વર્ણન કરે છે. જામનગરના ખીજડા મંદિરના સાથી પ્રણામીઓ પરમધામ અને અક્ષર લીલાની વાત કરે છે, અને બધાથી ઊંચા જઇને બેસે છે તેઓ કહે છે કે વેદ વિગેરે નથી જાણતા એવું અમે જાણીએ છીએ. બાઇબલ એની રીતે બહીસ્તની વાત કરે છે. કોઇ કોઇનો મેળ મળતો નથી, એ ઉપરથી એમ ચોક્કસ થાય છે કે આ બધી કલ્પના છે. બધા ખોટા છે. આવું કોઇ જગ્યાએ કંઇ નથી એવી મારી માન્યતા છે તે વધારે અભ્યાસથી મજબૂત થતી ગઇ છે.

આપણાં શાસ્ત્રો અને પુરાણોમાં દુ:ખી માણસોની ધા સાંભળી ભગવાન દોડી આવે છે, અને દુ:ખીનાં દુ:ખ દૂર કરવાના દુ:ખીઓને સહાય કરવાના પુષ્કળ દૃષ્ટાંતો અપાય છે, પણ પુરાણો લખાઈને પુરાં થયા પછી દુનિયામા પુષ્કળ લોકો દુ:ખી થઈને મરી ગયા, પણ કોઈને ઈશ્વરે સહાય કરી તેવુ જાણવામા આવ્યુ નથી હાલમા ભગવાને સહાય કરવાનો રિવાજ કાઢી નાખ્યો હોય અગર ભગવાન ઘરડા થઇ ગયા હોય અગર સુસ્તીમા પડી ગયા હોય કે કદાચ ધા સાંભળી ન શકતા હોય

મધ્યકાળમા મુસલમાનોએ ૭૦૦ વર્ષ સુધી હિંદુ સમાજ ઉપર જુલમ ગુજાર્યો સતી સાધ્વી સ્ત્રીઓનાં શિયળ લૂંટાયા પ્રભુના નામના પોકાર કરતા અનેક બહેનોના પ્રાણ ગયા પ્રભુને પોકારતી અસંખ્ય બહેનો આગમાં ઓરાણી ભાઈ મધુ અને ગુરૂ તેગબહાદુર જેવા અનેક વીરલા ટેકને ખાતર પ્રભુને નામે માથા આપીને ગયા ગુરૂ તેગબહાદુરના બે દીકરા ભગવાનને નામે જીવતા ભીંતમા ચણાઈ ગયા છતા ભગવાન ક્યાય ન દેખાણા સોમનાથ રુદ્રમાળ જેવા દેવો અને દેવમંદિરોને ખાતર લાખો ભક્તોએ પ્રાણ આપ્યા સોમનાથના લીંગના ટૂકડા થયા મથુરા મસીદભઈ કાશીમા તો ઔરંગઝેબથી ભાગીને કાશીવિશ્વનાથ ભોંમા ઊતરી ગયા, જ્યા મોટો ખાડો પડેલો છે હજુ પણ પંડ્યાઓ આ ખાડો બતાવી અંદર પૈસા નખાવે છે અને મૂર્ખાઓ નાખે પણ છે પોતાનુ ઘર સળગે એ ઠારવા નહી રોકાતા ભાગી ગયેલ શંકર કે એવો ભગવાન આપણુ શુ ઉકાળી દેવાનો છે?

આવુ વાંચીને કોઇએ એમ ન માનવુ કે હુ નાસ્તિક છુ પણ મારો ભગવાન આવો નામર્દો નથી પુજારીનો ગુલામ પણ નથી, માનતા ખાઈને કામ કરે તેવો પણ નથી ખુશામત–ભેટ સોગાદ આપો તો રીઝે નહીતર ખીજે એવો મારો ઇશ્વર નથી આ વિચારો મારા નવા નથી ૩૫ વર્ષ પર હુ ઉત્તર હિંદુસ્તાનની યાત્રાએ ગયો હતો ત્યારે પણ દેરાસ્થાનમા ઇશ્વરને બદલે પંડ્યાઓ એ ભેગા કરેલા પાપના પહાડ જોઇ આવ્યો હતો, અને મારા વિચાર મજબૂત કરી આવ્યો હતો આ પાપનું વધારે વિવરણ અહી અસ્થાને છે

વેદકાળ પહેલાં જ્યારે માણસ અને સમાજ વ્યવસ્થિત થતો જતો હશે, ગોઠવાતો હશે, ત્યારે ડાહ્યા–અતિ ડાહ્યા જેને આપણે ઋષિમુનિઓને નામે ઓળખીએ છીએ તે લોકોને સમાજ ઉપર કંઇ નૈતિક ભારણ–સમાજનું સમતોલપણુ જાળવી રાખવા માટે આ દૈવી શક્તિના નામનો સુંદર ઉપયોગ કરી સમાજને ઇશ્વરી ન્યાય ઉપર ચાલતો કર્યો હોય, અને પાછળથી ઉસ્તાદ લોકો આમા દાખલ થયા હોય અને ધર્મને કપોળકલ્પિત બનાવી ઇશ્વરના નામે મૂર્તિના ખાંભા ખોડી સ્વતંત્ર હાટ માંડયા હોય તેમ લાગે છે

ઘણાખરા માણસો પોતના ધર્મપ્રવર્તકને ઇશ્વરના અવતાર માને છે, અને આચાર્યો પણ અમુક કારણસર અમારે એટલે ઇશ્વરને મનુષ્ય અવતાર લેવો પડયો છે એવુ મનાવે છે દાખલા તરીકે શ્રી સહજાનંદ મહારાજ (સ્વામીનારાયણ ભગવાન) અયોધ્યા નજીકના સપૈયા ગામના સરવૈયા બ્રાહ્મણને ત્યા જન્મ્યા પોતાના મા–બાપ ધામમા ગયા પછી ૧૧ વર્ષની નાની ઉંમરે ઘર છોડયુ અનેક તીર્થો કર્યાં તીરથ અને તપથી જ્ઞાન મેળવી ઉપદેશક થયા ધર્મ (સંપ્રદાય) ઊભો કરી આચાર્ય થયા છતાં પોતે નરનારાયણ ભગવાન છે, પોતાને દુર્વાસા મુનિનો શ્રાપ થયો એટલે માણસ તરીકે જન્મવુ પડયુ આ રીતે શ્રદ્ધાળુને મનાવે છે

આ વાત વધારે વિગતથી જાણવી હોય તો સ્વામીનારાયણ સંપ્રદાયના વચનામૃત પુસ્તકની પ્રસ્તાવના વાંચવી આવુ ખોટુ સમજાવી ભગવાન ન બન્યા હોત અને જગતને સદ્ રસ્તે ચલાવનાર સુધારક સદ્ગુરૂ જ રહ્યા હોત તો વધારે સારૂ કામ કરી શકત ૧૦૦ વરસ પહેલાના અંધશ્રદ્ધાના એ જમાનામાં ચાલ્યુ, પણ અંધશ્રદ્ધાના પડળ ઊતરી જશે ત્યારે આવી વાત લોકો નહી માને પોતાના મહત્ત્વને ખાતર પોતાની ઉત્પત્તિ ખોટી બતાવી, જનતાને ભ્રમમા નાખનારને ઉઘાડી આંખવાળો સમાજ શુ

કહેશે ?

એ જ રીતે શ્રી મહાપ્રભુજી પણ એક રેઢું બાળક જંગલમાં જાનવરની બીકથી ચારે બાજુ આગનું કુંડાળુ કરી કોઇ મેલી ગયું હશે. આ બાળકને એક બ્રાહ્મણે જોયું, પોતાને ઘેર લાવી ઉછેરીને મોટું કર્યું એ જ મહાપ્રભુજી અગ્નિપુત્ર ન બન્યા હોત અને સાચી સ્થિતિ કબુલ રાખી હોત તો કંઇ ખોટું નહોતું. જગતમાં મનાતો દયાનો દેવ કરૂણાનો અવતાર ઇશુ ખ્રિસ્ત પણ મહાપ્રભુજીની જેમ જ જન્મ્યો છે, છતાં તેણે જગતની આંખે પાટા નથી બાંધ્યા તો પણ દુનિયાનાં ૭૦ કરોડ લોકો તેને પૂજે છે. જામનગરવાળા પ્રણામી પંથના આચાર્ય શ્રી દેવચંદજી અને તેમના શિષ્ય મહેરાજ (શ્રી પ્રાણનાથજી) જાતે લોહાણા. તેણે કહ્યું છે કે પરમ ધામમાં અક્ષરાતીત ભગવાન પાસે સખીઓએ અક્ષર ભગવાનની માયા જોવાનું વેન કર્યું એટલે અમારે આવવું પડયું. શ્રી દેવચંદજી અને મહેરાજજી પણ ભગવાન અક્ષરભગવાન અને અક્ષરાતીત ભગવાન અને પરમ ધામ એવી ઈશ્વરની ત્રણ પેઢીની અને અમે વેદ નથી જાણતા તેવું જાણીએ છીએ એમ કહે છે. અમારા પરમ ધામમાં અખંડ વ્રજ છે અખંડ વનરાવન છે, અખંડ રાસ ચાલી રહ્યો છે. ત્યાંથી અક્ષરાતીત ભગવાનની સખીઓની વાસનાઓ અહીં આવી માયામાં ફસાઈ ગઇ છે, સૂઇ ગઇ છે, તેને જગાડવા અમે આવ્યા છીએ. આવી ઈન્દ્રજાળ ઊભી કરી ન હોત અને ઇશ્વર એક છે એમ કહી લોકોને સદ્‌રસ્તે દોર્યા હોત તો ઘણું સારૂં કરી શકત. આ બધા ભારે સમર્થ પુરૂષો થઈ ગયા છે, પણ કમનસીબે એક એક નવું કુંડાળું કરીને જ ગયા છે. આ બધા માને પેટે જન્મેલા માણસો જ હતા. છતાં આવા બધાને અંધશ્રદ્ધાળુ જનતા ઈશ્વરના અવતાર માને છે.

ઇશ્વર માણસને સરજે છે ત્યારે માણસ જુદી જુદી જાતના ઈશ્વરનું સર્જન કરતો આવ્યો છે. દરેક માણસ કે માણસનું જૂથ પોતાની અગર પોતાના આચાર્યની કલ્પનાનો ઇશ્વર સર્જે છે. ઇશ્વર અને માણસ સર્જનની હરિફાઈમાં ઊતર્યા હોય તેવું લાગે છે. દરેક માણસ કે જૂથ જે જાતનું માનસિક મૂર્તિમાં સર્જન કરે છે તે સર્જનને સર્વ શક્તિમાન માને છે. એક વાઘરી દ્વારકા ગયો. મંદિરમાં રણછોડરાયની મૂર્તિ અને સમૃદ્ધિ જોઇ એમ બોલ્યો કે શું મારી દેવીએ રૂપ વૈભવ આલ્યાં છે આ રણછોડિયાને ?' 'એમાં એમણે કંઇ ખોટું નથી. કહ્યું. બધા એમ જ માને છે. વાઘરીના મનને આ સર્વ સૃષ્ટિની સર્જક દેવી છે. એ જ રીતે દરેક માણસ પોતાના દેવને (ઇશ્વરને) સર્વોચ્ચમાને છે. મહમદ પયગંબર સાહેબ પોતાને છેલ્લા પેગંબર મનાવે છે. દા. ત. હાલના વિજ્ઞાનીઓ આ વિશ્વમાંથી નવી નવી શોધો કર્યે જાય છે. આપણા જેવાને એ મહાન શોધો લાગે છે છતાં આ વિશ્વ એટલું સંપૂર્ણ છે કે લાખો વર્ષ આવી શોધો ચાલશે, છતાં અધૂરી હશે. એ જ રીતે ઈશ્વર એટલો પૂર્ણ છે કે અનંતકાળ સુધી ચાલાક માણસો પોતાની શક્તિ અને સમજ પ્રમાણે નવા નવા ભગવાન ઊભા કર્યા કરશે ને લોકોને લૂંટયા કરશે. ઝૂકાવનારની પાસે જગત ઝૂકયા કરશે.

છતાં મને તો એવી આશા છે કે માણસને સાચું જ્ઞાન લાધશે. માણસ પૂર્ણ માનવ બનશે ત્યારે આવી સ્થિતિ ટળશે. ઘણા ભાઈઓ એમ માને અને કહે છે કે મૂર્તિ ભલે પાણાની હોય પણ ગમે તે રૂપે માણસ શ્રદ્ધા રાખી પૂજે તો આસ્થા ફળે છે, આ પણ સાચું નથી.

સંવત ૧૯૪૫ની આસપાસની વાત છે. અમરેલી તાલુકાના અમરેલીથી ત્રણ ગાઉ તરકતળાવ નામના ગામના એક વણિક કુટુંબ વસતું. આખા કુટુંબને ગણપતિની ભારે શ્રદ્ધા. કુટુંબમાં શેઠ શેઠાણી દીકરા વહુ અને દીકરાને ઘેર દીકરા. કુલ તેર ચૌદ માણસો ઘરમાં. શેઠનો એક છોકરો ઘોડી ઉપરથી પડયો ને મરી ગયો. એટલે આખું ઘર ઉપવાસ કરી ગણપતિ પાસે માળા લઇને બેઠું. બબ્બે ઉપવાસ થયા છતાં છોકરામાં જીવ ન આવ્યો. એટલે નક્કી થયું કે આ જ રાત સુધીમાં ગણપતિ ન રીઝે તો બધાએ માથાં ઊતારી ગણેશને ધરી દેવાં.

રાત પડી. એટલે ઘરનાં બધાં માણસોને મરવા તૈયાર થવાની શેઠે આજ્ઞા કરી. બધું કુટુંબ નાહી ધોઈ, નવાં કપડાં પહેરી, માથાં ઓળી પવિત્ર થઈ ગણપતિ આગળ બેઠાં. છેવટે શેઠ હાથમાં તલવાર લઈ એક પછી એક દીકરાઓ અને વહુનાં માથાં કાપી માંડયો ગણપતિ ને ચડાવવા નવ માથાં ચડાવ્યાં છતાં ગણેશનો પાણો ન પલળ્યો તે ન જ પલળ્યો. છેવટે સવારે શેઠ તલવાર સાથે કૂવામા પડયો. આ છે શ્રદ્ધાનો એક ભયંકર દાખલો. આનાથી શ્રદ્ધા વધારે ન જ હોય. છતાં શ્રદ્ધા કેમ ન ફળી એ મારા શ્રદ્ધાળુ મિત્રો મને સમજાવે. આ કોઈ પુરાણકાળની વાત નથી, એંસીક વર્ષ પહેલાંની વાત છે.

આવી આંધળી શ્રદ્ધાવાળા સમાજની અધોગતિ કેમ ન થાય? આપણા ધર્મની રીત પોસ્ટની પેટીથી ઊલટી છે. પેટીમાં ગયાં પછી નીકળે નહીં એ જ રીતે એક હિન્દુને કોઈ પરાણે વટલાવે તો સગોભાઈ પણ એને સંઘરે નહીં. આ સંકુચિત વૃત્તિએ ધર્મને મોટો ધક્કો લગાડયો છે. સંકુચિતતાને કારણે દેશમાં મોટી સંખ્યામાં હિન્દુઓ મુસલમાનો ને ખ્રિસ્તી થઈ ગયા છે. ભારતમાં ગાંધી બાપુ ન આવ્યા હોત તો આજે ઘણા ખરા ઢેઢ ભંગી ખ્રિસ્તી થઇ ગયા હોત.

પૂર્વેથી વેદકાળ પર્યંત બ્રાહ્મણોએ એકચક્રી રાજ કર્યું. પાછીથી જ્યારે બ્રાહ્મણોની ધર્મને નામે ચાલતી સત્તાનું થોડું અવમુલ્યન થયું, એ સત્તાને ઘટાડનાર અને બ્રાહ્મણ સત્તાની સામે થનારને આપણા ધર્મે ત્યારે રાક્ષસ તરીકે ઓળખાવ્યા; પછીથી દશરથ મહારાજ જેવા કે જનકવિદેહી જેવાનાં સ્થાપિત રાજ્યો થયાં. ગણતંત્રો ભાંગી પડયા. એટલે સમજુ બ્રાહ્મણોએ રાજાઓ સાથે મળીને બન્નેની એક સીન્ડીકેટ રચી અને રાજાઓ બ્રાહ્મણોનુ રક્ષણ કરે, ભરણપોષણ કરે, સમાજમાં બ્રાહ્મણોને પૂજાવી અને પોતે પૂજે જ્યારે બ્રાહ્મણો સમાજમાં રાજાને ઇશ્વર સર્જિત બનાવે. રાજા ઇશ્વરનો અંશ છે આપણા ઉપર રાજ કરતાં સરજાયો છે. ઇશ્વરના નામે આવો પ્રચાર કરી રાજાને મજબૂત બનાવી આપણી ખાંધ ઉપર બેસાડી રાખ્યો. પણ સમય પાકયો સમાજ સમજ્યો ત્યારે વલ્લભભાઇની એક જ ફૂંકે રાજા ગબડી પડયો. દેવ મટી માનવી બની ગયો. આવા છે પોલાં આપણા ધર્મનાં ધતીંગો.

પુરોહિતોને પણ એક દિવસ રાજાઓના જેવો સમય જરૂર આવશે. પણ હજુ વાર લાગશે. એમમાં મૂળ ઘણાં ઊંડાં છે. પણ એ જરૂર ખવાઇ જવાનાં છે, સમાજ જાગશે, તેવાં ચિન્હ ક્ષિતિજમાં દેખાય છે, પણ દૂર છે. અત્યારે તો બ્રાહ્મણો (આચાર્યો) પ્રભુની જેમ પૂજાય છે, પ્રજા પૂજે છે. શ્રી મહાદેવભાઇ લખે છે કે એક વખત ટ્રેનમાં ગાંધીજી અમદાવાદથી વર્ધા જતાં એક સ્ટેશન ઉપર એક બાઇ કાંખમાં બાળક અને હાથમાં સંતરાંના બે કરંડિયા સાથે અમારા ડબ્બામાં ચડી બાપુનાં પગ આગળ બાળકને રમતું મૂકી, પગે લાગી, કંડિયા આપી ચાલવા લાગી. શ્રી મહાદેવભાઇએ બાપુને વાત કરી કે બાઇએ બાધા રાખેલી કે જો મને દીકરો થશે તો ગાંધીજીનાં દર્શન કરાવીશ, બે ટોપલાં સંતરાંના મૂકીશ. આ સાંભળી બાપુ દુઃખી થયા. મોં ઉપર વિષાદની છાયા ફરી વળી. ધીમા અને દુઃખી સ્વરે તેઓ બોલ્યા કે જે દેશમાં માણસને દેવ તરીકે પૂજે તે દેશ કેમ આગળ આવે? પૂજાવાથી ગાંધીજી દુઃખી થાય છે. જ્યારે આપણા આચાર્યો સામૈયાં ન થાય કે ન પૂજાય તો દુઃખી થાય છે. આ છે ફરક સાચા અને ખોટાનો.

આપણા આચાર્યો—આપણા ભૂદેવો કહે છે કે રાજ્ય અગર સમૃદ્ધિ પૂન્યના પ્રતાપે મળે છે, અને રાજા તો ઇશ્વરનો અંશ છે એમ આપણા ધર્મજ્ઞાતાઓ કહેતા આવ્યા છે. તો પછી એક જ દિવસમાં શ્રી વલ્લભભાઇ પટેલે ઇશ્વરના અંશને રાજાઓમાંથી કાઢીને પ્રધાનોમાં પેસાડી દીધા એ કેમ બન્યું હશે? ધર્મ કહે છે કે પૂણ્યશાળી જીવનો સુખી ઘેર જન્મ થાય છે, જ્યારે પાપી જીવનો જન્મ ગરીબના ઘેર થાય છે

એક દિવસ હું ખેતરમાં ફરતો હતો. ખેતર વાવેલું હતું. છોડ સામાન્ય રીતે સરખા હતા. પણ

જ્યાં ગઇસાલના પશુઓના પોદળા પડ્યા હતા એના ખાતરમાં જે પુણ્યશાળી દાણા પડેલા એ છેડા પુષ્ટ અને સુખી હતા. મને વિચાર આવ્યો કે આ જેમ ખાતરમાં અકસ્માત પડેલું બી પુન્યશાળી થયું છે. પણ એ ખરેખર અકસ્માત છે. તેમજ સુખી દુ:ખી ઘેર અવતાર થવો એ પણ એક અકસ્માત હોવો જોઇએ. આપણે કહીએ છીએ કે ભાઈ જુઓને ફલાણા ભાઇનું પેઢીઓથી સુખી પૂન્યશાળી ઘર, ત્યાં છોરૂની તાણ અને ગરીબને ઘેર ટોળાં. ઇશ્વરનો કેવો ન્યાય છે? પણ સુખીભાઈ પોતાની યુવાની નાનપણથી વેડફ્યા કરતો હોય ત્યાં ક્યાંથી છોકરાનું ટોળું થાય? જ્યારે ગરીબી યુગલ પ્રેમથી રહે છે, એટલે વધારે સંતતિ પ્રાપ્ત થાય છે. તેમાં ભગવાનને કાંઇ લાગતું વળગતું નથી. ઇશ્વરના નામનો ઉપયોગ માણસ ઇચ્છા અનુસાર કર્યા કરે છે; પેલા અને બીજા વિશ્વયુદ્ધમાં ઊતરેલ દરેક દેશ અને રાજ્ય પોતાની જીત થાય એટલા માટે સમૂહ પ્રાર્થના કરતા અને કરાવતા. આપણે પણ અંગ્રેજો (એ વખતના આપણાં માલીકો) જીતે એવી પ્રાર્થના ભગવાન ને કરતા. ભગવાને કોઇની પ્રાર્થના ન સાંભળી પણ વિપુલ માનવ શકિત અને ચઢિયાતી યુદ્ધ સામગ્રીવાળા જીત્યા.

જાનવર કાપવા છરી ચલાવતી વખતે પણ માણસ ભગવાનનું જ નામ વાપરે છે. જે માતાજી—અગર બિસ્મીલા બોલીને છરી ચલાવે છે. છતાં ઇશ્વર એમ નથી કહેતો કે એલા મારે નામે હત્યા કેમ કરે છે? બીજા ધર્મો તો જંગલિયતમાંથી તાજા નીકળ્યા છે, અને એવા દેશકાળમાં પેદા થયા છે કે એક માણસ જાતને આત્મા માને છે, બીજા જીવને માનવભોગ્ય વસ્તુ ગણી હિંસા નથી માનતા. જ્યારે હિંદુધર્મ કેટલો ઊંચો સિદ્ધાંત સ્વીકારે છે? આત્મવત્ સર્વ ભૂતેષુનો સર્વોચ્ચ સિદ્ધાંત સ્વીકારનાર જગતમાં એક હિન્દુ ધર્મ છે. મને ચોક સલાગે છે કે મૂર્તિઓના ખાંભા અને ધર્માચાર્યોની ટાંટાબાજી ન હોત તો આજે હિન્દુધર્મ જગતમાં સર્વોચ્ચ ગણાતો હોત. વાત જરા આડી ઊતરી ગઈ. પોત પોતાના ભગવાનને રીઝવવાની રીત સાચી છે. બીજા ખોટા છે, એમ સૌ ખેંચાખેંચી કરી જગતને ખુવાર મેળવે છે એ જ મોટી મોકાણ છે. મારો પાંસઠ વર્ષનો અનુભવ આછું પાતળું વાંચન અને જ્ઞાનથી મારા મનમાં એક વાત ચોક્કસ થઇ ગઈ છે કે વિશ્વમાં એક અમોઘ શકિત છે, એનું નામ જે કહો તે છે. એ શકિત પોતાના અખંડ નિયમો જાળવી ચાલે છે. એ કદી રીઝતો નથી, ખીજતો નથી, એને કોઇની પ્રાર્થનાની અપેક્ષા નથી, ગાળની પરવાહ નથી. એને ઇચ્છા શકિત હશે તો માણસ માણસાઇ ન મેલે અને જલદી પૂર્ણ માણસ બને એમ ઇચ્છતો હશે.

હવે પ્રશ્ન એ થાય છે કે પૂર્ણમાનવ કોને ગણવો? વસુંધરાને કુટુંબ ગણવામાં અને આચરવામાં જેટલો જે આગળ એટલો એ પૂર્ણમાનવ ગણાય. એનો દાખલો પૂ. વિનોબા આપણી નજર સામે છે. જેનો સિદ્ધાંત 'જય જગત'નો છે. સર્વોદયને જીવન-મંત્ર બનાવી જગતને કુટુંબ માની કેમ જીવાય એ આદર્શ નમૂનો શ્રી. વિનોબાજી આપણી સામે ધરી રહ્યા છે. એને હું તો પૂર્ણમાનવ ગણું છું. આ વિચાર જેટલો વધારે પ્રચાર પામશે એટલો માણસ પૂર્ણપણા તરફ આગળ વધશે. અને આ દિવસ વહેલો આવશે તો જ જગત જીવશે, મોડું થશે તો અત્યારનું વિજ્ઞાન દુનિયાની હસ્તી મીટાવી દેશે એમ અત્યારે ચોકસ દેખાય છે. મરવાની અને જીવવાની કુલ મુખત્યારી અત્યારે વિજ્ઞાન દ્વારા માણસને મળી ગઇ છે. ભગવાને એ ભાર નથી રાખ્યો એમ લાગે છે.

અત્યારની દુનિયાનું સુકાન મહાન બુદ્ધિશાળી લોકો સંભાળી ચલાવી રહ્યા છે. એ સૌ સમજી ને જ બેઠા છે કે અત્યારનું વિજ્ઞાન માણસનું માલીક બની ગયું છે. વિજ્ઞાન ઉપર માણસનો કાબુ નથી અણુને હાઇડ્રોજન શકિત પેદા કરી ને માણસ હેબતાઈ ગયો છે. આ મને ક્યારે ખાઇ જશે એવી વિમાસણ અનુભવી રહ્યો છે, છતાં માણસ આ શકિતને પોષી રહ્યો છે પૂજી રહ્યો છે, આરાધી રહ્યો છે. એની પાછળ કામ કરી રહ્યું છે માણસનું અહમ્. બીજાઓનો સંહાર કરી હું સર્વોચ્ચ બનું એમ ઇચ્છનાર પણ વિચારે છે કે આ શકિત છૂટ્યા પછી પાછી નથી વળવાની. [ક્રમશ:]

# સીતા વનવાસે

કંઠસ્થ: શાબાબેન ના. પરમાર
સંગ્રાહક : ખોડીદાસ પરમાર

[ રામાયણ અને મહાભારતે ભારતીય જનજીવનમાં અનેરા સંસ્કાર સિંચ્યા છે. કથા, વાર્તા તો સૌ હોંશે હોંશે સાંભળે છે, પણ ઉજળા આત્મના સંસ્કાર માટેય લોકોએ તેમાંથી ઘણું મેળવ્યું છે. મધ્યકાલીન સમાજને જચે તેવા ગુજરાતી ભાષામાં તે કાળે ઘણાં આખ્યાનો રચાયાં, જે દ્વારા તત્કાલીન લોકોમાં ભક્તિ અને ભાવનિર્મળતાનો હિલોળો પ્રસરી ગયો હતો. પણ તે કાળની અભણ ગ્રામી હૈયારખી ગ્રામ પ્રજામાં પણ આ શિષ્ટ આખ્યાનો જેવા જ લઘુ અને સીધાસાદા કંઠસ્થ લોકગીતો પરંપરાગત રીતે ગવાતા, જેને આપણે કંઠસ્થ પ્રકારના આખ્યાન કહી શકીએ ખરા આવા લોકગીતો મુખપાઠી હોવાથી આપણા વિદ્વાનોની દૃષ્ટિએ તે બહુ ઓછાં પડયાં છે. આવાં લોકગીતોમાં મૂળ કથાનાં વસ્તુમાં ગ્રામલોકોએ થોડો ઘણો ફેરફાર પણ કર્યો હોય છે. પણ તે ફેરફારના વળાં તો તે ગ્રામીણ લોકસમાજમાંથી જ ઝીલેલાં હોય છે, તેથી આ લોકગીતોમાં ગામડાંનું ગૃહજીવન, રૂઢિપરંપરા અને કોઇવાર અદ્ભુતતા પણ દૃષ્ટિગોચર થઈ જાય છે.

સીતા વનવાસનું આ લોકગીત (ધોળ) ને કંઠસ્થ આખ્યાન જ માટે કહી શકીએ. સીતાના વનવાસ, રામ નહિ પણ સાસુ જ કારણભૂત છે, તે ગ્રામ જનસમુદાયની પોતુકી રીતનો જ વળોટ છે. ]

ત્રેતા તે જુગમાં રામના તે વિ'વાને
ત્રેતા તે જુગમાં તરભોવન રાય ને

સતી સીતાને ગરભ રીઓ,
તારે પરભુજી પૂસે વાત જો.

પાંહે ઉભા પોતાની મા,
હવે લજ્જા રાખો લગરાક જો.

જાવ જાવ લખમણ વન મેલી આવોને,
વડી વવારૂં ને વન મૂકી આવોને;

સાસુ સાંભળતાં વવારૂં બોલીઆ,
હવે કોની રાખશે લાજ જો?

કાળા રથ કાળા ડોળિયાં,
કાળા પૂર્યા સીતાનાં ચીર જો.

આંઈથી તે રથ હોકારિયા,
ગિયા વનરા મોઝાર રે.

વનમાં તે સીતા એકલાં રૂવે,
નગરથી ભણુતલ નિહાળિયા આવેને,

હાલો નિહાળિયો રુસિ પાંહે જાઇં,
આપણા તે વનમાં માનવી રૂવે છે.

ઈ માનવીને, આંયા તેડી આવો,
ઈ માનવીને, દીકરી થકી રાખજો,
ઈ માનવીને, બેની થકી રાખજો,
ઈ માનવીની, પથ્થર પથારિયુ.

નવ નવ માસ પૂરા થિયા,
સીતાને જલમ્યાં કુંવરબાળ જો.

સોનાની છરીએ નાળ વધેર્યો,
રૂપલાં કોરયે ઓર ભંડાર્યો,
થાળી છે પણ નોબત્યું વગડાવી,
પાણી મેકી દૂધે નવરાવ્યા.

સાવ રે સોનાનાં પારણાં ઘડાવ્યાં,
ચીર ફાડી બાળોતિયાં કીધાં,

ખીલખાપના ખોયાં વેતરાવ્યાં,
હીરલાવરણી દોરી ગૂંથાવી
ઈ' પૂતરને પારણે પોઢાડયાં.

બાર બાર માસ પૂરા થિયા,
સીતા જળ ઝારવા જાય જો.

બેડું મેલ્યું સ્રોવર પાળ્યે,
ઈંઢોણી મેલી આંબા ડાળ્યે;
સીતા તે બેઠાં જળ જ ઝારે,
સરવર ઠેકતી વાંદર્ય કૂદે.

બાઈ વાંદરડી, હળવી ઠેકયે,
બચ્ચાં વસૂટશે તો સરવરમાં પડશે;
મારા બચ્ચાં મારી ઉરમાં,
તારો કુંવર વનવાસ એકલો.

ઘોડયાં તે સીતા બાળ તેડી આવ્યા,
આંધળા તે રુસિ પારણું ફફૂસે,
પારણે પોઢેલ બાળકયું કયાં છે?

આ ઘડીએ આવશે સીતા સતી,
મને બાળીને ભસમ કરશે.

લીલા તે વાંહની કાતળી કાપી,
રામના તે નામની અંજળી છાંટી;
ઈ પૂતરને પારણે પોઢાડયાં,

જળઝારી સીતા ઘરે આવ્યા,
ત્યાં પૂતર પારણે બીજો એક જો.

સીતાને વનવાસ પૂરો થયો,
સીતા ઘરભણયે જાય જો.

ધોળા રથ ધોળા ડોળિયાં,
ધોળા પૂર્યા સીતાનાં ચીર રે.

સંધીય સૈયરું મળવા આવી,
કૌશલ્યા સાસુજી મળવા આવ્યાં,
મળીને તો મેણું જ બોલ્યા,

આ એક પૂતર મારા રામનો,
આ બીજો બધાય ગામનો.

સીતાને તો કાળજ વ્યાપ્યો,
ધરતી માતા મગન ઘો,

ધરતી માતા મારગ દ્યો તો
સીતા સમાય જાય જો.

રામના તે દીકરા ક'યાં કરજો,
લખમણ દેરી સાથે રે'જો,
ધરતી ફાટી વેરાક દીધો,
એમાં સીતા સમાય જાય જો.

ધોડીને લખમણે ચોટલો ઝાલ્યો,
મેલોને લખમણ અમારા વાળ,
ઇ ચોટલાનો ડાભ જ થાહે,

* ચાંદો સૂરજ બેય ઘરણુ ઘેરાય
તારે ડાભડો આવશે કામ જો.

* હજી આજે પણ ગ્રામલોકો જ્યારે જ્યારે ગ્રહણ થાય ત્યારે દર્ભ લઇને લોટ, મીઠું વગેરે વસ્તુમાં મૂકે છે. જેથી તે વસ્તુ દર્ભની પવિત્રતાથી અભડાતી નથી તેમ તેઓ માને છે અને તેથી બીજે દિવસે તેનો ઉપયોગ કરી શકાય છે. બાકીનું પાણી, તાવડી, રાંધેલું અન્ન વગેરેને લોકો રખેસર (ભંગી) ને આપી દે છે.

●

પાન સરખી રે હું તો પાતળી
રે મને બીડલે વળી લઇ જાવ;
રે રાજા રામ ચાલ્યા વનવાસ,

સોપારી સરખી રે હું ઠીંગણી,
રે મને ગજવે ઝાલી લઇ જાવ;
—રે રાજા રામ.

એલચી સરખી રે હું તો મઘમઘું,
રે મને દાઢમાં ઘાલી લઇ જાવ.
રે–રાજા રામ.

સોટી સરખી રે હું તો પાતળી;
રે મને હાથમાં ઝાલી લઇ જાવ,
—રે રાજા રામ.

# 'સૌરાષ્ટ્રનું લોકભરત'ને લોકજીવનનો ચિતારો

— જયમલ્લ પરમાર

સૌરાષ્ટ્ર વરદાયી ભૂમિ છે કે એની લોકસંસ્કૃતિના ક્ષેત્રે–લોકજીવનના સંસ્કારોમા આળોટીને ઊભા થયેલા કસબી–કીમિયાગરો આપણને સાંપડ્યા જ કરે છે એ રીતે સૌરાષ્ટ્રની વિખ્યાત લોકકળા લોકભરતના આલેખ અને લેખનો કસબી આપણને શ્રી ખોડીદાસ પરમારમાં મળે છે સામાજિક ક્ષેત્રે આ લોકસાહિત્યનો પ્રવાહ વિવિધરૂપે લગભગ એકાદ સો વરસથી ચાલુ થયો છે સ્વ મેઘાણીભાઈએ એને રૂપ ને આકાર આપ્યા, મર્મો અને રહસ્યો સમજાવ્યા. લોકજીવનના ખમીરના પ્રબળ સંસ્કારોની એક તુલનાત્મક કસોટી આપી.

ગુજરાતમાં લોકસાહિત્યના ક્ષેત્રે કેડીઓ પાડનારાઓના હારડાબંધ નામો આપણને મેઘાણીભાઈએ આપેલા છે. મેઘાણીભાઈના કાળે પણ ઘણા નામાંકિત લોકસાહિત્ય–રસજ્ઞોએ લોકસાહિત્યના ક્ષેત્રે કલમો ઉપાડેલી અને કંઠ તથા કહેણી તો વહ્યા જ કરતાં હતાં.

ખાસ કરીને વારતા, દુહા અને લોકગીતોના સંગ્રહ સંપાદન અને રજુઆતનો એ કાળ હતો મેઘાણીભાઈ એમના ટૂંકા જીવનકાળ દરમિયાન અઢળક સાહિત્ય આપતા ગયા, અને જે એમનાથી નહોતું થઈ શક્યુ તેવી લોકકળાઓ વિષે કેટલાક નિર્દેશ પણ કરતા ગયેલા. જેવા કે લોકનાટ્ય–ભવાઈ, લોકનૃત્યો, લોકસંગીત, લોકજીવનને સ્પર્શતું પુરાતત્ત્વ, ઈતિહાસ, વસ્ત્રકળા ને અલંકારો, કંડારણો અને હીરામોતીની ભરતકળા વગેરે વગેરે મેઘાણીભાઈ પહેલા પણ ગુજરાત અને કાઠિયાવાડ દેશના લોકગીતો ને લોકવારતાઓના સંગ્રહો બહાર પડી ચૂકેલા એમની હૈયાતીકાળ દરમિયાન પણ લોકગીતોના પાંચેક સંગ્રહો બહાર પડેલા, અને એમના અવસાન બાદ ત્રણથી ચાર હજાર ગીતો સમાવતા ૨૦ થી ૨૫ લોકગીતોના ગ્રંથો પ્રગટ થઈ ચૂક્યા છે ને એ કાર્ય હજી ચાલુ જ છે આ લોકગીતોના સંગ્રહ ગ્રંથોનુ સૌથી મોટુ કાર્ય ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ દ્વારા થઈ રહ્યુ છે ચારણી સાહિત્યના સંશોધન સંપાદનનુ સારૂ એવુ કામ સૌરાષ્ટ્ર યુનિ એ ઉપાડી લીધુ છે

લોકનૃત્યોનું કામ સૌથી વધુ સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન થયુ, આજે ગરબા નૃત્ય અંગેનું આધુનિક ઢબે કેટલુંક કામ ગુજરાતની અકાદમી મારફત થઈ રહ્યુ છે

લોકસંગીતનું કામ કવિ શ્રી દુલાભાઈ કાગ, શ્રી મેરૂભા ગઢવી અને અન્ય લોકગાયકો કરી જ રહેલા, જૂનાગઢ લોકસાહિત્ય વિદ્યાલયે અને સૌરાષ્ટ્ર સં૦ ના. નૃ. અકાદમીએ એને પદ્ધતિસરની વ્યવસ્થા ને તાલીમ આપી અને ગુજરાતનાં આકાશવાણીના મથકો દ્વારા આકાશવાણીની ઢબે અને યુવાન લોકગાયકો દ્વારા એ કામ આગળ વધી રહ્યુ છે.

ભવાઈ અંગે થોડુ ઘણુ કામ સૌરાષ્ટ્ર ભવાઈ કલાકાર સંઘે કર્યું, ગુજરાત ભવાઈ સંઘે એની રીતે કર્યું અને થોડુંક આકાશવાણીનાં મથકો દ્વારા થઈ રહ્યુ છે. આ કાર્યમાં જોઈએ તેવા ગતિવેગ નથી આવ્યા

સૌરાષ્ટ્રની જાતિઓ અંગે સૌરાષ્ટ્ર પછાત વર્ગ બોર્ડ દ્વારા કાચો મસાલો બે મોટા ગ્રંથોના પ્રકાશન દ્વારા કરી શકાયેલો આજે ઐતિહાસિક દૃષ્ટિએ એ કાર્ય સૌરાષ્ટ્ર યુનિ કરી રહેલ છે.

પુરાતત્ત્વના ક્ષેત્રે પુરાતત્વખાતું પોતાની રીતે કામ કરી રહેલ છે જ્યારે લોકજીવનના અભ્યાસી અને પુરાતત્ત્વવિદ શ્રી મણીભાઈ વોરા વર્ષોથી એ કામ લઈને બેઠા છે જેમાંનું નહિ જેવુ જ પ્રગટ થયુ છે. તે ઉપરાંત શ્રી માનસિંહ બારડ ખૂબ જહેમત ઉઠાવી રહ્યા છે ને ડો. હરિલાલ ગોદાની

વગેરે પણ.

લોકવારતાઓ તો આજસુધીમાં ઢગલામોઢે બહાર પડી છે ને પડી રહી છે. એમાંથી કેટલીક સૌરાષ્ટ્રની રસધારને ટોચો મારે તેવી છે તો કેટલીક કસોટી માગી રહી છે.

લોકજીવનની ભાત ઊઠાવતાં ચિત્રો માટે કોઈ સંસ્થાગત પ્રયાસ નથી થયો. પણ વ્યકિતગત રીતે નવયુવાન પેઢીના ઘણા ચિત્રકારોએ એ ક્ષેત્રે પ્રશંસનીય કાર્ય કરતા રહીને ઘણી નામના મેળવી છે. આમ છતાં સમગ્ર લોકજીવનને ચિત્રમાં મઢી લેવાનો વિશાળપાયા પરનો પ્રયાસ થવાનો હજુ બાકી છે.

લોકભરત અંગે મેઘાણીભાઈ પહેલાંથી કેટલાક અભ્યાસીઓ એ ક્ષેત્રે થોડું ઝાઝું કામ કરતા રહેલા. રાજકોટ અને જૂનાગઢનાં મ્યુઝિયમોમાં લોકભરતના કેટલાક ઉત્તમ નમૂનાઓ પણ સંઘરાઈ ચૂકેલા. મેઘાણીભાઈએ પણ 'સૌરાષ્ટ્રના લોક શણગાર'ના નામે પોતાને ત્યાં જ લોકભરતના નમૂના તૈયાર કરાવી ને વેચાણમાં પણ મૂકતા થયેલા. આશ્ચર્યની વાત છે કે કોઈ કલારસજ્ઞ અંગ્રેજ અધિકારીનું ધ્યાન આ લોકભરતની કળા પ્રત્યે કેમ નહિ દોરાયું હોય! અને જો દોરાયું હોય તો તે પ્રકાશમાં નથી.

કાઠીઓનો તો એ નિજનો વારસો હતો. એટલે કાઠી દરબારોમાં હીર–મોતી ભરતના ઉતમ નમૂનાઓ સંઘરાયેલા. કેટલુંક તો એને કરણે જ જળવાઈ રહેલું. કાંઈક બાબરિયાવાડમાં, કાંઈક ખુમાણ પંથકમાં. કાંઈક સોરઠના કાઠીપ્રદેશમાં અને કાંઈક પાંચાળમાં, એમાં બીલખા વિશેપ ઉલ્લેખનીય છે. આમ આ કળાના રસજ્ઞો તો હતા જ. એને કારણે ભરત નહિ ભરનારાં કુટુંબોમાં પણ સારો એવો સંગ્રહ જોવા મળતો.

પચ્ચીસેક વર્ષ પહેલાં જેતપુર ને જસદણમાંથી પાણીના ભાવે જૂના નમૂના ખરીદીને સૌરાષ્ટ્ર બહાર એનો વેપાર શરૂ થઈ ગયેલો. એક ખોજા ગૃહસ્થ પછી એમાં કોઈ કોઈ કાઠીદરબારે પણ એ વેપાર શરૂ કર્યો. વીસેક વર્ષ પહેલાં એમાં ભાવનગરના પિયાવા ગામના એક મોચીને સૂઝ પડી ગઈ. પછી તો બજારમાંથી પણ માલ માંડયો બહાર જવા. આ હીર–મોતીના ભરત પછી કલાના ઉત્તમ નમૂનારૂપ પ્રાચીન રાચરચીલું પણ પગ કરી ગયું.

પંદરેક વરસ પહેલાં સૌરાષ્ટ્ર પછાત વર્ગ બોર્ડ અને તેની પાંચ જિલ્લા કચેરીઓ માટે મેં ઉત્તમ નમૂના સંઘરાવ્યા. પ્રદર્શનોમાં એ માલ ખૂબ આકર્ષણ જમાવતો. એ પછી સૌરાષ્ટ્ર સંગીત નૃત્ય નાટક અકાદમી માટે ઘણા સારા નમૂના મેં એકઠા કરાવેલા.

વીસેક વર્ષથી હીર–મોતીના શણગાર અને સંસ્કાર અંગે મારા જેવા થોડું છુટું છવાયું લખતા પણ થઈ ગયેલા. પણ ૧૯૫૭માં પોરબંદરમાં શ્રી. મણીભાઈ વોરા અને એમના સંશોધન મંડળે આ લોકભરતનું પ્રદર્શન યોજેલું તે જોતાં તો હું હેરત પામી ગયેલો. લોકભરતના એમાં ગૃહ સુશોભન, પશુશણગાર, અને વસ્ત્રાલંકારથી માંડીને હાથી ઝૂલો સુદ્ધાં એમાં જોઈ. ભરતના તમામ પ્રકારો તમામ કામોની વિશિષ્ટતા સાથે એમાં જોતાં થયું કે આટલી કલાસમૃદ્ધિવાળી પ્રજા કદી દીન કે હીન હોઈ શકે નહિ. માત્ર એ પ્રજાએ એનું આત્મભાન જ ખોયું છે.

શ્રી. મણીભાઈ વોરાના શિષ્ય શ્રી. મધુસુદન ઢાંકી તમામ કલાના મર્મજ્ઞ અને પુરાતત્ત્વવિદ છે. એમને ત્યાં બહુ સુંદર નમૂના જોયા. એમનું લોકભરતનું ઊંડું જ્ઞાન જોઈને ગ્રંથરૂપે તે આપવા મેં આગ્રહભર્યું સૂચન કરેલું.

સૌરાષ્ટ્ર રાજ્ય દરમિયાન તૈયાર થવા માંડેલું એ પુસ્તક લાંબા સમયને અંતરે ગુજરાત રાજ્ય દરમિયાન બહાર પડયું પણ હીરામોતીના શ્રેષ્ઠ નમૂનાના મૂળ રંગોની પ્લેટ સાથે. વૈજ્ઞાનિકતા, ઐતિહાસિકતા અને સંસ્કારિતાની દૃષ્ટિએ એ ગ્રંથ ગુજરાતના ગૌરવસમો બન્યો છે. શ્રી. મણીભાઈ વોરા, શ્રી. મધુસુદન ઢાંકી અને શ્રી. જયેન્દ્ર નાણાવટી એના સર્જકો છે. પણ એ ગ્રંથ તો અંગ્રેજીમાં પ્રગટ થયેલો છે.

એટલા પછી લોકજીવનના કલાવિધાયક આત્માથકી ભરતની જે કલામાંથી લોકજીવનના ઊર્મિ ધબકાર ઊઠતા હોય એવા લોકભરતની જ તળપદી પરિભાષામા તૈયાર થયેલા ગ્રંથની અનિવાર્યતા ઊભી થઇ ગઇ. જે પ્રજા આટલી કલાસમૃદ્ધ હોય એમાંથી એવા કલાધરો અચૂક પાકે

ભરતમંડિત ખોયામાં ઝૂલતાં ઝૂલતા, લોક સંસ્કારને ધાવેલા અને લોકકળાઓનો ખોળો ખૂંદીને ઉછરેલ એવો એક લોકજીવનનો પ્રતિભાવંત ચિતારો ખોડીદાસ પરમાર આપણને મળી રહ્યો

કોઈપણ કલાની ચોટ કલાકારના જીવનની સંસ્કાર પ્રતિભામાંથી જ જન્મે છે બાકીની બધી ઉછી ઉધારાની જ હોય છે માત્ર કલાકારો જ નહિ પણ પ્રજાના સમૂહોના સમૂહો દસકાઓ સુધી કલા નામની ભ્રમણામાં રાચે છે– તેમ આપણને આધુનિક કલાના પિતા પિકાસોએ પુરવાર કરી બતાવ્યુ છે

ખોડીદાસ પરમાર જાતે કારડિયા રજપુત, જન્મ અને ઉછેર ભાવનગરના વાળુકડ ગામમાં. કુટુંબનો સંસ્કાર જ લોકકળાઓથી વિભુષિત એવા લોકજીવનનો. ખોડીદાસના લોકજીવનના કલા પ્રાણને પાંગરતાં રંગ રૂપ આકાર વગેરે ઓછાં શોધવા જવાં પડયા છે ખોડીદાસ માટ એ સહજ સાધ્ય હતુ

એ બધા પછી પણ સંવેદનશીલ હૃદય, ઊર્મિના ઉન્મેષ, કલ્પના, શિક્ષણ, અભ્યાસ, ઝંખના અને ઉદ્યમ સિવાય કલાનો વિકાસ અને આવિર્ભાવ શામાથી થાય? આ બધુ ય હોય પણ આધાર અને માર્ગદર્શન સિવાય આગળ કેવી રીતે વધાય? ખોડીદાસને ભાવનગરની ઘરશાળા જવી–માના ખોળા જેવી સંસ્થા અને સૌમ્ય–ભદ્ર એવા સોમાલાલ શાહ જેવા કલાગુરૂ મળી રહ્યા એમાથી લોકજીવનના ચિતારાનો પ્રાદુર્ભાવ થયો લોકજીવનનાં ચિત્રોમાં મારી દૃષ્ટિએ રંગ, રૂપ, રેખા અને એના વડે સર્જાતાં સૌષ્ઠવ અને સૌંદર્યમાં ખોડીદાસ આજ સુધી અદ્વિતીય રહ્યા છે. પણ અહીં ચિત્રકાર ખોડીદાસનો નહિ પણ લોકભરતના આલેખક અને લેખક ખોડીદાસનો પરિચય આપવાની એક મર્યાદા પડી છે.

યામિની રોયે જે શૈલી ભારતને આપી તે આકારો ને કયુબની શૈલીથી જ લોકભરત ભરેલુ છે પણ યામિની રોયની એ શૈલીને મુદ્રા મળી ગઈ અને જૂનું પણ નવા પ્રાણ સાથે પ્રતિષ્ઠિત નથી થતું ત્યાં સુધી એને લોકાદર નથી મળતો યામિની રોયની ગણાઈ ગયેલી આ શૈલી ખોડીદાસને તો લોકભરત વાટે ગળથૂથીમા જ મળેલી એટલે ખોડીદાસ લોકભરતના શોભન પ્રતિકોમાંથી જે નવાં નોખાં પ્રાણવાન સ્વરૂપો સર્જાવી શકયા છે તે અન્યત્ર જોવા મળે છે

શ્રી ખોડીદાસ એકલી પીંછીનાં સર્જનોથી નથી સંતોષાયા કારણ કે એમને ઘણી બધી લોકકળાઓનો સામટો વારસો મળ્યો છે. એક તો આ લોકભરત, આલેખ–ભીંતચિત્રો, કંડારણ, વેશભુષા, લોકશણગારો અને અલંકારોની તળપદી પરિભાષાનો એમને સમૃદ્ધ વારસો મળ્યો છે જે ગોહિલવાડી ઢંગમા ખૂબ ઓપે છે. બીજુ વરત વરતુલાં, કહેવત ઉખાણાંનો નારી જગતનો વારસો મળ્યો છે અને સાથે સાથે લોકગીતો ને લોકવારતાનો પણ એટલે એમની રમણા માત્ર કલ્પનાથી ન ધરાતાં સળંગ જીવનનો ચિતાર આલેખ અને લેખ વડે કરે છે ત્યાર જ એમને તૃપ્તિ થાય છે

ચિત્ર એમની સામે એક ભાવ રૂપે, એક દૃશ્ય રૂપે, જીવનના એક ખંડરૂપે નથી આવતુ પણ જીવન પ્રવાહની એક ગતિરૂપે આવે છે એટલે ખોડીદાસ નિર્જીવ રેખાકનોને પણ પોતાની અન્ય કલાના વારસાવડે ગતિશીલ સૌંદર્ય આપી શકે છે આ ગતિશીલતામાં આવેગો નથી, પ્રમત્તભાવો કરતાં સંયમશીલ અને સ્વસ્થ વધુ છે ગ્રામજગતની કુલીન નારી જેવી એમાં લજ્જા છે. એટલે કે જેને પગે લાજના લંગર પડી ગયાં હોય એવા મધુર મીઠાં ને સંયમશીલ રૂપ છે કોઇને મુકતપ્રાણ ન લાગે એટલાં એ સંયમશીલ પણ સાંકેતિક છે.

'સૌરાષ્ટ્રના લોકભરત'ના એમના લેખ અને આલેખનો ગ્રંથ સમગ્રરૂપે લોકજીવનની આ અનુપમ કળાના સૌંદર્યનો ખજાનો આપણી સમક્ષ ખોલે છે

ભરતકલાથી જ્યારે લોકજીવનનો વિચ્છેદ થઈ રહ્યો છે ત્યારે લોકભરતનાં મૂલ્ય પાછાં પ્રસ્થાપિત થઇ રહ્યાં છે. એનું વધુ શ્રેય પરદેશીઓને ફાળે જાય છે કે એ લોકભરતની મનોરમતા, મોહકતા અને રમણીયતાથી આકર્ષાઈને મોં માંગ્યા મૂલ્યે ખરીદવા માંડયા. આ લોકભરતના ખડબચડાપણામાં એમણે માનવ ઊર્મિઓની મીઠાશ અનુભવી, એના સપ્રમાણ નહિ એવા સંયોજનમાં માનવ હૃદયના વેગ આવેગો અનુભવ્યા. એના રંગોની સરજતમાં રંગદર્શી એવાં ભાતીગળ લોકજીવનનો ઉલ્લાસ નિહાળ્યો. એના વેલ બુટ્ટા, કાંગરાં આકૃતિઓ અને ભૌમિતિક આકારોમાં પ્રાકૃત જીવનની નૈસર્ગિકતા નિહાળી. આધુનિક કળા પાછળ ભૂલાં પડેલા માનવ હૃદયની સામે લોકભરતમાં ભાવના અને કલાને જીવન સાથે તાલ દેતાં અનુભવ્યાં. અનુકરણે ચડેલી કલાની જટિલતાને સ્થાને લોકભરતમાં માનવજીવનની સાહજિકતા અને સરળતાની મીઠાશ અનુભવી. નિર્દંભ અને નિર્વ્યાજ કલા સર્વકાળે માનવીને એકધારાં આકર્ષી રહે છે.

લોકભરત જીવનથી જુદું નહિ છતાં એક વિશિષ્ટ અંગરૂપે વિકસીને જીવન વ્યાપ્ત બનેલ કલા છે. એ પ્રકૃતિ પરાયણ કલા છે, અંતરમાં ઘોળાઈને આત્મસાત થયેલી કલા છે. માનવ ઊર્મિઓના સંઘર્ષ અને લાગણીના તાણાવાણામાંથી નીપજેલી કલાનો સમગ્ર પ્રજાનો પ્રતિભાસંપન્ન સંસ્કાર વારસો છે, ગૃહશણગાર વસ્ત્રાલંકાર અને પશુ શણગારની દૃષ્ટિએ લોકજીવનની અર્ધોઅર્ધ કલાને એ આવરી લે છે. આવી કળા વગરનાં ઢોર ઉઘાડાં, ઘર પીંછા વગરના મોર જેવાં અને નારીઓ વરવી ઢેલ જેવી લાગે છે. કારણ કે અંતરની કલાને અળગી કરી નાખીને કલાની કૃત્રિમતાનો અંગીકાર થઈ રહ્યો છે. સાહજિક રૂપે કલાનું રૂપાંતર થયું હોત તો કશો પ્રશ્ન ન હતો.

આવી સમગ્ર પ્રજાના કલાવારસાની સૌંદર્યસમૃદ્ધિ ખોડીદાસ 'સૌરાષ્ટ્રના લોકભરત'ને ગ્રંથસ્થ કરીને લાવ્યા છે. ૭॥ × ૧૦ ઈંચની લંબાઈ પહોળાઈના આ ગ્રંથના ૧૩૧ પાનામાં સૌરાષ્ટ્રના મોટાભાગના લોકભરતને શ્રી. ખોડીદાસે ૨૭૫ જેટલાં શોભન પ્રતિકો, શણગારો અને ભરતમંડિત વસ્ત્રોના રેખાંકનોથી આવરી લીધેલ છે. ૨૭૫ જેટલા નમૂનાઓનું એક જોઈએ ને બીજું ભૂલીએ એવું વૈવિધ્ય એ જ ઘણો મોટો કલાસમુચ્ચય ગણાય. પાછું સુરેખ, સુઘડ ને ધડાબંધ. આ પ્રતિકોને ખોડીદાસની સફાઈબંધ પીછીનો ઓપ જરૂર મળી ગયો છે.

આ ૨૭૫ જેટલા નમૂના મુખ્યત્વે કાઠીભરત, મોચીભરત, ખેડૂતભરત, વસવાયાં ને કાંટિયાવરણનું ભરત અને મહાજનભરતના છે. જેમાં હીર અને સૂતર ભરતનું કામ, કટાવકામ, નાકાનું ભરત અને કેનવાસનું ભરત એવા વિભાગોમાં વહેંચેલું છે.

આ ૨૭૫ નમૂનામાં ખેડૂત ભરતના ૭૮, કાઠી ભરતના ૨૯, મોરી અને કારડિયા રજપુતોના ૨૦, મોચી ભરતતા ૧૪, મહાજન ભરતના ૧૨, સથવારા ભરતના ૧૦, ખરક ભરતના ૫, ગરાસિયા ભરતના ૪, પંચોળી ભરતના ૨, મોલેસલામ ભરતના ૨, ભરવાડ ભરતના ૨, મેર ભરતનો ૧ અને કોળી ભરતનો ૧ નમૂનાનો સમાવેશ થાય છે. બાકીનામાં-કેનવાસ ભરતના ૨૦, નાકા ભરતના ૧૮, જેમાં ચોક્કસ કોમોનો ઉલ્લેખ નથી એવાં પ્રતિકો ૩૬, કિનારી ૭ અને બાળકોના પહેરવેશના ૭ નમૂનાનો સમાવેશ થાય છે.

બીજા પ્રકરણમાં એમણે જૈન પોથીઓમાંથી અને કાઠીભરતનાં સૂરજનાં શોભન પ્રતિકો તુલનાત્મક દૃષ્ટિએ મૂકયાં છે. એ જ રીતે સાંચીના તોરણને જૈન પોથીમાંના ઝાડના શોભન સામે પલેવાળ ખેડૂત ભરતનું એક વૃક્ષ પ્રતિક મૂક્યું છે. એ જ રીતે બુદ્ધગયા અને સાંચીના તોરણદ્વારના ગજમુખ વ્યાલીનાં પ્રતિકો સામે કાઠી અને ખરક કોમના લોકભરતના ગજમુખ વ્યાલી આપ્યા છે. જ્યારે સાંચીના સ્તૂપ અને જૈન પોથીના હાથી સામે ખરક અને ગરાસિયાના લોકભરતના હાથીને મૂકી ને સાંસ્કૃતિક વૈવિધ્ય અને સાંસ્કૃતિક ઐકયનો તુલનાત્મક પણ સુંદર ખ્યાલ રજૂ કર્યો છે. એવો જ સિંહના બુદ્ધકાલીન કંડારણ સામે લોકભરતના અને ભીંત પરના આળેખના સિંહો મૂકીને કલાની સમાન કલ્પન શક્તિ અને

ઊર્મિઓના આકલનનો સરસ ખ્યાલ આપ્યો છે

શોભનકલાની આ પ્રતિક-તુલના એમ બતાવે છે કે શ્રી ખોડીદાસ શિલ્પ, સ્થાપત્ય, ચિત્ર, અને લોકકળાઓ વચ્ચે રહેલા સામ્ય અને એની કલા-ઊર્મિઓના કેન્દ્ર બિંદુઓના ઊંડા અભ્યાસી છે એ અભ્યાસનીષ્ઠતા અને કલામયતા આગળ વધે છે ભરતના ઉદ્‌ભવ સ્થાનથી માંડીને વૈદીકકાલ, પુરાણકાળને બુદ્ધકાળથી ઠેઠ આધુનિકકાળ સુધીનો એમણે જે વિશદ, ચિતાર આપ્યો છે તેમાં

આવો લોકકળાઓનો સંકલનાબદ્ધ ચિતાર આપવામાં એમને ચિત્રકલાનો ઊંડો અને વિશાળ અભ્યાસ ખૂબ ઉપકારક નિવડ્યો છે એથી લોકભરતના રંગ આકાર ને આકૃતિઓમાં જે બાહ્ય અસરો ઉપજી છે તેનો પણ ઝીણવટભર્યો ચિતાર આપી શક્યા છે

શ્રી ખોડીદાસની સૌરાષ્ટ્રના લોકભરતની સર્વોચ્ચ સિદ્ધિ તો છે લોકભરત પાછળ રહેલા લોક-જીવનના ઊર્મિધબકારની એના પ્રત્યેક ટાંકે, પ્રત્યેક રંગ રેખા ને આકૃતિ પાછળ, પ્રત્યેક ટાંચક ટીબક પાછળ લોકજીવનના જે તાણાવાણા વણાયા છે તેના ઊંડાં અવગાહનનો પ્રવાહ એક કાદંબરી સમો રેલાતો આવે છે, આપણને ભીંજવતો આવે છે અને આપણી સમક્ષ નહિ, પણ આપણનેય એ જીવન પ્રવાહમાં ખેંચી જાય છે ઘડીભર એ રૂપાળા રંગીલા ને હોંશીલા એવા ભર્યાભર્યા ભાવવાળા લોકજીવનમા આપણે ખોવાઈ ને આત્મસાત થઈ જઈએ છીએ બીજી રીતે આ લોકભરત સાથે એનું સમાજ-શાસ્ત્ર પણ સ્વાનુભવનો ઇતિહાસ આલેખી જાય છે એટલે લોકકળાને લોકજીવનનો અલગરીતે નહિ પણ લોકકળાનો લોકજીવનની સાથોસાથ એક અખંડ પરિચય પામીએ છીએ

શ્રી ખોડીદાસ આ લોકભરતના શાસ્ત્રમાં-એની ઝીણવટમાં જેટલા ઊંડા ઊતર્યા છે તટલુ આજ સુધી કોઈ ભાગ્યે જ ઊંડુ ઊતર્યું હશે લોકભરતના પ્રત્યેક અંગોંગ આરપાર નીકળી ગયા છે ધાગાની અને કટકા કાપવાની ખરીદીથી માંડીને, સોયની પસંદગીને સોય પ્રત્યેના ભરત ભરતી નાના અનુરાગથી માંડીને, રંગ, ટાંકા, આકાર, આકૃતિ અને એમાંથી નિપજતા સમસ્ત રૂપ સૌષ્ઠવ સુધી. કોઇ સ્રીમાં જ આટલી ઝીણવટ સંભવી શકે એટલા ભરતમય બની ગયા છે કુટુંબના મહીલા જગતનો પ્રત્યક્ષ સંસ્કાર એમના લેખ અને આલેખમાંથી ઊઠે છે

ભરતને અનુરૂપ મોતી જેવા ગીતોની વરણી પણ એટલી જ રમણીય છે ટાંકા ભરતની જેમ આ ગીતોની એક એક કડીમાં ઠાંસી ઠાંસીને ભાવ ભરેલા છે આમ આ પુસ્તક સૌરાષ્ટ્રના પ્રજા સંસ્કારના સમૃદ્ધ વારસા સમુ બન્યુ છે.

ગ્રંથમા આપેલ રેખાંકનો પોતે જ એક કલા વારસો છે એને ચિત્રાંકિત કવિતા સમા વર્ણવીથી ખોડીદાસે રસ ભાવ અને સંસ્કારના દ્યોતક બનાવી દીધા છે એક તો એમની પીંછી લોકજીવનના આળેખમાંથી ઉપસી છે લોકધરતીના ઘૂંટાયેલા રંગોમા ઝબકોળાયેલી છે અને આ લોકભરત, ભીંતચિત્રો કંડારણ, વણાલંકાર વગેરેમાંથી એમણે માનવહૃદયન સ્પંદનો ઝીલ્યા છે એમની દૃષ્ટિ કલાની છે પ્રાણ લોકનો છે એટલે સમગ્રપણે લૌકિક એવી આ લોક ભરતની કલાનાં અલૌકિક સૌંદર્યનો આસ્વાદ આપણને કરાવે છે

આ ગ્રંથ લોકસાહિત્યના વિદ્યાર્થીઓ માટે તા માર્ગદર્શક રતંથ સરીખો બની રહેશે લોકસાહિત્યના સંસ્કાર આપતા ગુજરાતમાં ગણ્યાંગાંઠ્યાં જ ગ્રંથો છે એમાં લોકભરત જેવી કળાનો સમગ્રતયા પરિચય આપતો ગુજરાતી ભાષામા તો આ એક માત્ર ગ્રંથ છે

એ જ રીતે ગુજરાતના કલાગ્રંથોમાં બૃહદ્‌ ગુજરાતમાં પણ ગુજરાતની શાન બઢાવે એવા ગ્રંથોમાં 'સૌરાષ્ટ્રનુ લોકભરત' ગ્રંથથી સમૃદ્ધ ઉમેરા થાય છે કોઈપણ કલા વિલીન થતાં પહેલાં ગ્રંથસ્થ થઈ જાય તેનુ ઘણુ મૂલ્ય છે એવી કલાનુ ભૂતકાલીન ગૌરવ પ્રજાને મળે છે જે શિષ્ટ અને શિક્ષિત વર્ગ છે તેને પણ લોકકળાની સમૃદ્ધિનો ખ્યાલ આપી શકાય છે વળી આવી કલાના નિબંધો કે મહાનિબંધો માટે પણ તે ઘણા ઉપકારક બને છે ને વિદ્વદ્ વર્ગની પ્રતિષ્ઠા પણ પામે છે પણ મારી દૃષ્ટિએ તો જે

પ્રજાનું આ કલાધન છે તે પ્રજામાં જ એનું સંસ્કાર સિંચન કરવામાં સાચું મુલ્ય રહેલું છે, જો પ્રજાનો આ સંસ્કાર વારસો છે ત્યાં સુધી આ સંસ્કાર પહોંચાડીને એનું આત્મભાન જાગૃત કરાવી શકાય. પછી ભલે એ કલા રૂપાંતરે પુનર્જીવન પામે. એમાં જ એના સર્જનની સાર્થકતા રહેલી છે. નહિ તો કલા તો ખોવાતી જ જાય છે ને આવા કલા-ગ્રંથો પણ મૂઠીભર માણસોના અહોભાવ કે અભ્યાસ સાથે ગ્રંથાગારોની આટવીમાં ખોવાઈ જાય છે. તો ખોડીદાસ પરમારે આ ગ્રંથ દ્વારા રાષ્ટ્રીય કલાક્ષેત્રે જે યશસ્વી કાર્ય કર્યું છે તે વધુ લેખે લાગશે.

સમગ્રપણે જોતાં આ ગ્રંથ સૌરાષ્ટ્રના લોકભરતનો પ્રતિનિધિ ગ્રંથ છે, છતાં કોઈ એક વ્યક્તિ માટે હજારો વર્ષના સંસ્કાર રસાયણમાંથી નીપજેલી સૌરાષ્ટ્ર જેવડા પ્રદેશ અને એની વિશિષ્ટ જાતિઓની કળાને સમગ્ર રીતે આવરી લેવી એ લગભગ અશક્ય છે. આ ગ્રંથનો જ અભ્યાસ કરતાં જણાય છે કે શ્રી. ખોડી-દાસના ચિત્ત ઉપર વિશેષે ગોહિલવાડની અસર વધુ ઘેરી છે, અને તેમાં ય ખાસ કરીને ખેડૂત કોમોની.

શ્રી. ખોડીદાસે કાઠીભરતના નમૂનાઓના અભ્યાસનો પ્રશસ્ય પ્રયાસ કર્યો છે, છતાં વાળાક, બાબરિયાવાડ ને ખુમાણ પંથક એવા ગોહિલવાડના વિભાગોનું એમાં પૂરતું પ્રતિનિધિત્વ નથી. એમ દેખાય છે કે કણબી, સથવારા, ખરક અને કારડિયા રજપુતની એ જેટલા નજદીક જઈ શક્યા છે તેટલા કાઠીકુળની નજદીક જવાનો એમને હજી સુધી ઓછો અવકાશ મળ્યો છે. એટલે સોરઠના કાઠી વિસ્તારથી પાંચાળ સુધીની પટ્ટીની ભરતની અસરો એમનામાં ઓછી ઊઠી છે.

એવું જ જત, ખાંટ, ભરવાડ–રબારી, ઘેડ–બરડાના મેર, બારાડીના આયર રજપુત ને વાઘેર તથા સમગ્ર ચારણકુળ વિષે કહી શકાય. જ્યારે કોઈપણ કલાને જીવાતા જીવનની ભૂમિકા ઉપર જ નિરૂપતા હોઈએ ત્યારે જે તે કલાના નમૂનાનો અભ્યાસ પર્યાપ્ત નથી બનતો. એમાંથી સ્વાનુભવનાં જે સ્પંદનો ઊઠવાં જોઈએ તે નથી ઊઠતાં. એકસાથે તે બધું શકય પણ નથી હોતું.

એ કારણે જ અન્ય કોમોની સરખામણીમાં કાઠીકુળનો એમણે આપેલા પરિચયમાં 'પર્સનલ ટચ' ઓછો જણાય છે. વળી ઐતિહાસિક દષ્ટિએ કાઠીઓ સૌરાષ્ટ્રમાં આવ્યાનો કાલનિર્ણય નથી થઈ શક્યો તે સાચું છે. પણ કાઠીઓ સૌરાષ્ટ્રમાં બન્ને બાજુથી આવ્યા હોય તેમ બારોટોના ચોપડામાંથી જણાય છે.

**સંવત ખટ સતાશીએ, આસો માસ ઉદાર**
**માંડવ ગઢને માળવો, ધન્ય વાળારી વાર!**

એ દુહાના પ્રમાણે સંવત છસો સત્યાશી ને આસો માસમાં વાળાઓ માળવાના માંડવગઢમાં હતા. એ પછી દસ પેઢી પછી અણહુલ પાટણ—અણહલવાડે ઊતરેલા. પછી

**સંવત તેર બોતેર, આપ સૂરજગઢ આયા;**
**પાવર પડતું મેલ્ય, પડ પાંચાળ રચાયા.**

એ મુજબ સંવત ૧૩૭૨ માં થાન લીધાનો ઉલ્લેખ છે. એટલે કાઠીઓ ચૌદમીકે પંદરમી સદીમાં કચ્છમાંથી જ સૌરાષ્ટ્રમાં આવ્યા છે વાત પછી સંશોધન ઠીક ઠીક આગળ વધ્યું છે.

કાઠીકુળની જેમ ભરત આળેખતી મુખ્ય કોમોનો એમની જાતિગત ખાસિયતો સાથે પરિચય આપ્યો હોત તો વધારે સારો ઉઠાવ થાત. કારણ કે બધી જ ખેડૂત કોમોના જાતિગત સંસ્કારોમાં સાંસ્કારિક એકતા વચ્ચેય ઘણી વિવિધતા રહી છે. એકબીજાની કાયમી અસર નીચે આવ્યા છતાં લાક્ષણિકતા તો જાતિગત જ રહી છે. અને એ લક્ષણો દરેક કોમના ભરત વચ્ચે વૈશિષ્ઠ્ય સર્જે છે.

શરૂઆતના પ્રકરણમાં બધી ખેડૂતકોમોનો ભરતકલાનો એકવિધ વારસો બતાવીને આગળ વધતાં શ્રી. ખોડીદાસે જ દરેક એ કોમ વચ્ચે રહેલા વૈવિધ્યના ઉલ્લેખો કરેલા છે. જાતિગત રીતે એક જ જાતિના પણ જુદા જુદા પંથકમાં રહેતા હેવાને કારણે પણ એમની કળાઓનાં ઘણા લક્ષણોમાં ફેરફાર જણાય છે. વાળાકના, સોરઠના, હાલારના અને મચ્છુકાંઠાના આયરોની ભરતકળામાં આ ભેદ સ્પષ્ટપણે દેખાશે.

જો કે શ્રી ખોડીદાસ આટલી વિશદ્, રીતે દરેક કોમનો અભ્યાસ કરવાનો અવકાશ ન પણ મેળવી શકે

લોકભરતમાં પણ શાસ્ત્રીયસંગીતને લોક સંગીત જેવું છે કે પહેલાં લોકસંગીત કે શાસ્ત્રીય સંગીત? નિશ્ચયપણે લોકભરત કે ભીતચિત્રોના આલેખ વગેરે ચિત્રકળાના મૂળમાં પડયા છે પછી લોકભરતનો વિકાસ નારી જગતના ઊર્મિસંઘર્ષો અને કલ્પનશકિત, પ્રાકૃતિક અસરો અને હૈયાસૂઝથી થતો આવ્યો છે એના ઉપર શિલ્પોની, કંડારણોની, ચિત્ર પોથીઓની અસરો થવાનો ઓછામાં ઓછો સંભવ છે. પણ શ્રી. ખોડીદાસની ચિત્રકલાનો સંસ્કાર કયારેક લોકભરતની કલા ઉપર ઘેરી અસર કરી ગયો છે ગ્રામ અને અરણ્ય વચ્ચે એ કાળે જેટલો વ્યવહાર તેથી વધુ ઘેરી અસરો એકબીજા ઉપર ન સંભવે. પણ ગ્રામકળાઓ એની શાસ્ત્રીયતાના સ્વરૂપે શિષ્ટરૂપે જરૂર સંભવે

જ્યારે જ્યારે ગ્રામકળાઓ ઉપર શહેરી આક્રમણો થયાં છે ત્યારે ત્યારે એની મૌલિકતા ને સાહજિકતા જરૂર ઘવાયાં છે લોકભરતનાં તાવડી વાજું', સાયકલ વગેરે ઊતર્યાં ત્યા એ કલા ભ્રષ્ટ બની છે. કારણ કે એ સ્થૂળતાના પ્રતિકો છે એમાં ઊર્મિઓનું આકલન નથી એટલે શ્રી ખોડીદાસે લોકભરતના કલાનુક્રમ યોજ્યા હોત તો વધારે ઉપકારક બનત ગ્રંથની દૃષ્ટિએ એમાં પ્રાચીન અર્વાચીનની સ્પષ્ટ ભેદરેખાઓ નથી આકારાઈ કોઈ પણ કળા માટ તે અનિવાર્ય બની રહે છે નમૂનાઓ શોભન-પ્રતિકો પણ શકય તેટલા કાલાનુક્રમ પ્રમાણ આપવાં જોઈતાં હતાં શકય તેટલો ભરતકળાનો વિકાસક્રમ નિરૂપવો જોઈતો હતો

એ શકય નથી બન્યુ એટલે એની પાછળના લોકજીવનના વહેમ, અજ્ઞાન, રીતરિવાજ, માન્યતાઓ વગેરે વચ્ચે પણ વાગોટાળો ન રહેતાં એક સાથે અપાઈ ગયાં છે સામાન્યરીતે વહેમો ને માન્યતાઓ પણ બદલતાં જ રહ્યાં છે.

ભૌમિતિક આકારો સંભવ છે કે આર્યોના આગમન પહેલાના અસૂરોનો પણ એ સંસ્કાર હોય કારણ કે સુર ને અસૂર જુદા પડયા તે પહેલાનો એમનો આદિસ્રોત એક હોય તે છતા ભૌમિતિક આકારો વેદકાળ જેટલા તો પ્રાચીન છે જ આપણી કળાઓ ઉપરની ઈરાની અસરો જુદો જ ગ્રંથ માગી લે છે. પણ એ જ તે સુર અને અસૂરોનો આદિ-સ્રોત હતો એ પછી મુસ્લિમકાળે એની ઘેરી અસર પડી છે. પણ લોકભરતમાં મોચી ભરત સિવાય ઈરાની કળાની અસર ભાગ્યે જ થઈ છે લોકભરતે પોતાની મૌલિકતા જાળવી રાખી છે મોચીભરતની સફાઈ એમાં શકય જ નહતી તો એ કાશ્મીરી ભરત જેવું અમીરી ને વ્યવસાયી બની ગયુ હોત ભારતનું વ્યવસાયી ભરત અને લોકભરત એ બે ભિન્ન હતાં.

વિસ્તારભયને કારણે શ્રી ખોડીદાસે ભરતના વેદકાળથી જે ઉલ્લેખો કર્યા છે તેનાં દૃષ્ટાંતો અને અવતરણો આપવાનું ટાળ્યુ લાગે છે, નહિ તો વિદ્યાર્થીઓને તે બહુ ઉપકારક બનત

લોકજીવનના સમાજશાસ્ત્રની દૃષ્ટિએ શ્રી ખોડીદાસ નજીકના કાળને વધુ આલેખે છે છેલ્લાં ૪૦-૫૦ વર્ષમાં સ્ત્રીઓ પહેરવેશમાં પશુ પંખીઓનું ભરત કેટલેક સ્થળે નહિ ભરાતી હોય, પણ ગીતોમા તો એવા ઘણા ઉલ્લેખો આવે છે. દરજીડાને મોર ને પોપટ ટાંકવાનું ગીત તો એમણે જ આપ્યુ છે અને સાડી ભરતમાં અને છાપકામમા 'ગજનારી' ના ઉલ્લેખો તો બહુ મલાવી મલાવીને વાતો ગીતોમા અપાતા. એક ગજ અને એક નારીનાં ભરત ભરાતાં

કગારકામને દરજી સ્ત્રીઓએ જરૂર વ્યવસાય બનાવેલો, પણ જ્યાં કોઈ દરજી ન સંભવે એવા ચારણોના ઊંડા નેસડાઓમા ચારણઆઈઓ કગાવથી અપરૂપ ધડકીઓ બનાવતી અને કલાના ઉત્તમ નમૂનારૂપ તે બનતી એ તો સેંકડો વર્ષ જૂનો સંસ્કાર હતો ચારણ આઈઓ કટાવની સુંદર ધડકીઓ બનાવે ને ચારણો સુંદર ઢોલિયા ઉતારે.

લોકજીવનમા એક ભાર મોટું ભયસ્થાન રહેલું છે એના ભૂતકાળમાં અને કેટલીકવાર જીવાતા જીવનમાં પણ એટલી માદકતા-એટલી મીઠાશ અનુભવાય છે કે વર્તમાન, એનો વિકાસ માનવપ્રગતિનો વિકાસ કયારેક અકારો થઈ પડે છે ને એક ભારે મોટો વિસંવાદ રચાઈ જાય છે વશે અવશે વર્તમાનનાં વહેણો છોડી શકતા નથી અને જીવ લોકજીવનની માદક

જૂનવટમાં વળગ્યો રહે છે. ત્યારે એ ભૂલી જઈએ છીએ કે એ લોકજીવન પણ કોઈક ભૂતકાળનો વિકસિત વર્તમાન હતો. કાળ થંભતો જ નથી, પણ આપણે થંભી જઈને લોકજીવનના આકર્ષણથી એના વહેમ, એની રૂઢિઓ એની જડતામાં જીવનનું વિજ્ઞાન માની લઈએ છીએ.

જાણ્યે અજાણ્યે પણ ખેડીદાસ જેવા વિકસિત કલાકાર યુવાન પણ એવા ખેંચાણમાં આવી ગયા છે, ને લોકજીવન સાથે એટલા બધા ઓતપ્રોત થઈ ગયા છે કે ઘોડિયાં લગ્ન અને કેટલીક જડ રૂઢિઓ પ્રત્યે એમનાથી સમભાવ પ્રગટ થઈ ગયો છે. સંભવ છે કે જૂનવાણી માન્યતાઓમાં જૂનવટની માદકતાથી ખેંચાઈ ન ગયા હોય અને એમની એ પ્રમાણિક માન્યતાઓ પણ હોય. આ ભયસ્થાન મેઘાણીભાઈએ પણ પોતાના વિષે એવી ગેરસમજ થવા માંડેલી ત્યારે ચર્ચેલું છે કે પોતે લોકજીવનમાં રહેલ કળા, ખુમારી, દિલાવરી, એનાં શૌર્ય એને પુરૂષત્વના આશક છે. પણ લોકજીવનને પછાત રાખનાર એના વહેમો, અજ્ઞાન, અંધશ્રદ્ધા કે એની વૈચારિક જડતાના નહિ. મેઘાણીભાઈએ લોકજીવનને પછાત રાખનાર બળોની તો આકરી ટીકાઓ કરી છે.

આલેખ સાથેના લેખોને અલંકૃત કરતાં સુંદર ગીતો મૂકતા જતાં 'ભારતી ભોમની વંદું તનયા વડી, તને ધન્ય હો ધન્ય સૌરાષ્ટ્ર ધરણી' એ શ્રી. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસના ગીતનો ઉલ્લેખ એ રીતે થઈ ગયો છે કે તે મેઘાણીભાઈનું લાગે. એમાં શરતચૂક થઈ લાગે છે.

વીંછી એ લોકજીવનની કળામાં જાતીય ઉદ્દીપનનું પ્રતિક છે. પ્રતિક કરતાં સંકેત વિશેષ છે. અને શ્રી ખોડીદાસે યોગ્ય રીતે એનો ઉલ્લેખ કર્યો છે. પણ સાથોસાથ મોજમાં આવીને એનું માનબાઈને વીંછીએ ચટકાવ્યાનું ગીત મૂકવાનો મોહ છોડી શકયા નથી આવાં ગીતો લોકગીતોમાં છે, પણ તે જાહેરમાં નથી ગવાતાં, તેમ સમૂહમાં પણ નથી ગવાતાં. જ્યાં ગવાય છે ત્યાં સાંકેતિક રૂપે જ ગવાય છે. સિવાય કે ફટાણામાં અથવા તેવ તેવડી ટોળે વળીને ટીખળે ચડીને ગાતી હોય, અન્યથા આવાં ગીતો સુરૂચિભંગ કરે.

મારી સમજ પ્રમાણે આ ગ્રંથના લેખો જુદા જુદા સમયે ને જુદાં જુદાં માસિકોમાં અપાયા હતા. એથી દરેક લેખ નવેસરથી લખાતો હોય એટલે એકની એક વાત એમને કહેવી જ પડે. દરેક લેખ એના સ્વરૂપમાં સુંદર હોવા છતાં જ્યારે એક જ ગ્રંથમાં એ બધા લેખો મૂકાય ત્યારે એનું પુનરાવર્તન નિવારી લેવું જોઈએ. ગ્રંથ માંહેના છેલ્લા ચાર લેખોને આગળના સાત લેખોમાં સમાવી શકાયા હોત. કાંતો નવેસરથી તૈયાર કરી શકાયા હોત. અથવા પુનરૂક્તિ દૂર કરી શકાઈ હોત તો આ ગ્રંથ છે તેના કરતાં વધુ ઉઠાવદાર, વધુ સુંદર બનત. ત્રીજા અને ચોથા પ્રકરણમાં બધી કોમોના ભરતનો સમાવેશ કરી લીધો છે એને બદલે કોમવાર વિભાગો આપ્યા હોત તો વધુ સુસ્પષ્ટ થાત. છએક કિનારીના નમૂના આપ્યા છે તેમ ભરતની બધી સંજ્ઞા ચિત્ર અને એના નામ સાથે આપી હોત તો અભ્યાસીઓને અતિ સરળ પડત.

એ જ રીતે આવડી મોટી સાઈઝનાં પ્રકાશન હોય ત્યારે એમાં વધુ મોટા ટાઈપથી વધુ વાચનક્ષમ બની શકે. છઠે પાને જે પેરેગ્રાફ શરૂ થાય છે તે સાતમા આખા પાનામાં ચાલુ રહી આઠમે પાને ૫૩ લીટીએ પૂરો થાય છે. પણ આ તો ગ્રંથને વધુ સરળ વધુ ઉઠાવદાર, સુશ્લિષ્ઠ અને વધુ રૂચિકર બનાવવાનાં સૂચનો છે. ધન્યવાદ ઘટે છે ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિને કે જેણે આવા બહુમૂલ્ય સંસ્કાર વારસાનો ગ્રંથ પ્રગટ કરીને લોકકળાને આવે ક્ષેત્રે અસાધારણ ઉદ્યમ ખેડનારાને ઉત્તેજન આપીને આદરણીય કદમ ઉઠાવ્યું છે. હવે પછી આવી લોકકળાના ઉત્તમ પ્રતિકોના ગ્રંથને એના મૂળરંગ સાથે પ્રગટ કરવામાં આવે તો આવાં સર્જન સજીવ બની ઊઠશે, કારણ કે લોકભરતની વિશ્વખ્યાત કળાથી રંગસરજત શ્રી. ખોડીદાસને શબ્દોવડે જ પૂરી કરવી પડી છે.

**સૌરાષ્ટ્રનું લોકભરત : લેખકને આલેખક ખોડીદાસ ભા. પરમાર : પ્રકાશક : ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ : મૂલ્ય રૂા. સાત.**
રાયખડ : અમદાવાદ ૧.

# કાઠિયાણીનાં કૌશલ

આપલભાઇ ગઢવી

ધારપરનો ધણી નોઘણજી બીજો ભોજ કહેવાય છે. ભોજરાજા પાસે મહાકવિ કાળીદાસ હતા તેમ નોઘણજી પાસે નર્બદ પાંચ લિયા મહાન કવિ છે. ધારપર એટલે પાલીતાણા પાસેનું હાલનું ગારિયાધાર, એની જાહોજલાલી અને સુખ સમૃદ્ધિ જોઈને અદેખા રાજાઓને ઈર્ષા આવતી. નોઘણજી બળવાન અને બુદ્ધિશાળી છે. બળ અને બુદ્ધિ ભાગ્યે જ સાથે જોવા મળે. જેનામાં વીરતા, ઉદારતા અને રસિકતાનો ત્રિવેણી સંગમ મળેલો. ઇન્દ્રના જેવો વૈભવ ભોગવે છે. સવાર–સાંજ બે વખત કચેરી થાય છે.

સર રાવત માવત સાંકરિયં
નર ભૂપત શોભત સુહરિયં
બની ઠાઠક ઠાઠ કચેરી બણી
મળી ભૂપત સાથ સોભા બમણી

દૂધની તર જામે તેમ કચેરીની જમાવટ થઇ છે. તેમાં માળવા તરફના જરાસિયા ગામના રહીશ ઈસદાનજી નામના ચારણ કવિ આવ્યા. નોઘણજીને ધોળ કરીને કવિતા ઉપાડી:

મેં જોયો દિલ્હી મેવાસ જોઇ કલકત્તા કાળી
જોયો દખણ દેશ, ધરા ગુર્જર ઢંઢોળી
જોયો સાંભ સુલતાન, ગઢ જોયો જોધાણી
જોયો બ્રહ્મ નરેશ, જોય ઉજેણી જાણી

સત જગવાર થારી સવે, સે ધર જોય ઈસદાન સળ
ગોહલાનાથ થારે ગજે, નહીં સમોવડ તુજ બળ
તું નોઘણ કાંધલ તણો, ભડ ગઢ વંકો ભાણ
અહિયાં દિલ્હી લગ જૂજવે, ભડ ચકવે ભૂપાળ

કવિતા સાંભળતા નોઘણજીને સમંદરમાં વેળ આવે એમ ઉદ્વેગ ચડયો. ફરક ફરક મૂછ ફરકવા લાગી. હજાર કોરીનો હુકમ કર્યો. ઈસદાનજીએ હાથ જોડી વિનંતી કરી કે "મહારાજ ! મારે એક નીમ છે કે લાખપસાવ સિવાય હું દાન લેતો નથી."

લાખપસાવનું નામ પડતાં કચેરીના માણસો ઝાંખા પડી ગયા. નોઘણજીએ નર્બદ પાંચાળિયાના સામે જોયું. એક બીજાએ આંખથી વાતો કરી લીધી. પછી નોઘણજીએ હાકલ કરીને કીધું કે "કાલની કચેરીમાં મોરલીધર લાખપસાવ આપશે."

"શેત્રુંજાના શામનો જય હો, ધારપરના ધણીને ઘણી ખમા !" ઈસદાનજીએ આશીર્વાદ આપ્યા

લાખપસાવનું નામ પડતાં કામદારને પરસેવો છૂટી ગયો. ધોતિયું ઢીલું થઈ ગયું અને ઇસદાન સામે ડોળા ફાડીને જોઇ રહ્યા. આતો નોઘણજીનો હુકમ– "હુકમ પાદશાહરા નકો પાછા હટે." કામદારે ટાળવાના ઘણા ઉપાય કરી જોયા. પછી યાદી આપી કે: "મહારાજ, લાખપસાવમાં હાથી દેવો જોઈએ, આપણી પાસે હાથી નથી."

નોઘણજીએ જવાબ આપ્યો કે: "ખેરાળી સોમાકાકાની ગજશાળામાં પર (બાવન) હાથી ઝૂલી રહ્યા છે. તેની પાસેથી બે હાથી લઇ આવશું. એક હાથી કવિરાજને આપશું, બીજો હાથી બહેનને દાયજામાં મોકલાવશું."

તરત જ પોતાના મોટાકુંવર અરજણજીને આજ્ઞા આપી કે "તમો આજે જ ખેરાળી જઈ હાથી લઇ આવો."

અરજણજી પચાસ ઘોડે ખેરાળી આવ્યા પણ તાકડે સોમો ખુમાણ ગામતરે નીકળી ગયેલ. સોમો ખુમાણ સિવાય હાથી કોણ દોરી દયે ! અરજણજી મૂંઝાણા. રસ્તો સૂઝતો નથી. તેમાં બપોરકાળે માવતોએ હાથીઓને પાણી પાવા છોડયા સીમાડા ઉપર તળાવ છે, માવતો હાથીઓને ધમારે છે ત્યાં અર

જણુજીના ઘોડા આવ્યા. માવતને હુકમ કર્યો કે :

"આમાંથી મોટા બે હાથી લઈ ધારપર આવો, 'હા' 'ના' કાની કરશો તો મૂંડા જઈ પડશે હેઠા !" માવત રંગ પારખી ગયા. કાજળના પહાડ જેવા બે હાથીઓ મોઢાઝળ મારગે ચડાવ્યા.

મા'રાજ મેર બેઠા ત્યાં આવી ગયા ધારપરના રાજ્યાંગણમાં. નોઘણજીને વાત કરી કે આપો લોમો બહારગામ ગયા છે, તળાવેથી પરબારા હાથી લઇ આવ્યો છું. નોઘણજી ખુશી થયા, શાબાશી આપી ને કીધું કે મોઢે માગી કિંમત ચૂકવી લોમા કાકાનું મન મનાવી લેશું.

બીજે દિવસે કચેરી થઇ, ઇસદાનજીને લાખ-પસાવ આપ્યાં. નોઘણજીની કીર્તિના ડંકા વાગ્યા. કવિરાજ ઇસદાનજી રોકડ રકમ, ઘરેણુંગાંઠુને હાથી સાથે રજા લઇ રવાના થયા. નર્બદ પાંચાળિયા વળા સુધી વળાવવા આવ્યા. જ્યારે બેય કવિઓ જુદા પડયા ત્યારે ચારેય આંખો ભીની હતી, આવા સદેખા ચારણો હતા ત્યારે તેને ઘરે જગદંબાઓ જન્મ લેતી

ઈસદાનજી જવાસિયા આવ્યા. દરબાર ભીમ-સિંહજીને ખબર પડી કે પોતાનો કવિ લખપસાવ લઇને આવે છે, ખૂબ ખુશી થયા. કચેરી ભરી કવિનું બહુમાન કર્યું. ઇસદાનજી નોઘણજીના વખાણ કરતા થાકતા નથી. આ વખાણ સાંભળી ભીમસીંહજીનાં કુંવરીએ મનમાં નકકી કરી લીધું કે 'વરૂં તો નોઘણજીને જ, નહીતર જન્મભર કુંવારી રહીશ.'

બેરાળી લોમો ખુમાણ એક અઠવાડિયે ઘરે આવ્યા, ફેરામાં ફાવેલ નહીં. ભૂખ્યો સાવજને કોઈ ભોંઠો પાડે પછી શું મુજ્યા રહે ? ખબર મળ્યા કે હાથી જબરજસ્તીથી લઇ ગયા છે. એકતો લોમો અને ક્રોધે ભરાણો. એ વખતે લોમા ખુમાણ પાસે વીસહજારની ફોજ હતી. દસહજાર પોતાના તાબામાં, દસ હજાર તેનો માસિયાઇ ભાઇ ખીમા ચાંદસુરના તાબામાં. સારાયે સૌરાષ્ટ્રમં જેની હાકધાક વાગતી. જૂનાગઢ, જામનગર અને દિલ્હીના શહે-શાહને પણ અનેક વખત મદદ કરેલી. આ લોમો વીસહજાર ઘોડે ધારપરની માથે ત્રાટકયો.

નોઘણજીના મૂઠીભર રજપૂતો સામી છાતીએ લડતાં લડતાં કામ આવ્યા. કાળઝાળ લોમાની લોહી-તરસી તલવારે નોઘણજીના સાત દિકરાનો ભોગ લીધો. નોઘણજી અને નર્બદ પાંચાળિયો જીવ બચાવી ભાગી નીકળ્યા. રાજગઢનો દરવાજો તૂટયો. કાંગરે કાંગરે કાઠીઓના કીકિયારા થયા. નોઘણજીના જમાનામાં ચોસઠ રાણીઓ હતી. તેણે કૂવામાં પડી પ્રાણ ત્યાગ કર્યો. કિલ્લાને માથે કાઠીની ધજા ફરકી.

નોઘણજીને પસ્તાવાનો પાર ન રહ્યો. "હાય હાય હું નોઘણજી જીવ બચાવીને ભાગ્યો !"

"ભઠ્ઠ જીવન યે નર હાલ ભસો,
ઇન જીવન યે મૃતકાલ અસો."

નોઘણજીએ ગળે તલવાર માંડી. નર્બદ પાંચાળિયાએ હાથ પકડી લીધા. આશ્વાસન આપતા કહ્યું કે :

કાલે સવારે થાશે, ઘીને ઘડે ઘી;
બળીયા બે ત્રણ દી, સુબાને કહાલું સામતા
કબુહુક બાજ હાથ બાજતે નગારે સાથ
કબુહુક પાંઉ પ્યાદે શિર બોજ સહિયે
કબુહુક મેવા મિષ્ટાનકા અજીરણ હોત
કબુહુક મૂઠીભર ચૂનગો ન લહિયે
કબુહુક આપ દ્વાર ભીર હોત ભિખારનકી
કબુહુક આપ પર દ્વાર જઇ રહિયે
હારિયે ન હિંમત બિસારીયે ન હરિનામ
જેહી બિધી રાખે રામ તેહી બિધ રહિયે.

નોઘણજીના હાથ ઢીલા પડયા. મનને વાળ્યું કે મોર હશે તો પીંછ આવશે. ધારપરની ધરતીને છેલ્લા નમસ્કાર કરી બેય હાલી નીકળયા.

જવાસિયામાં ભીમસિંહજીનાં કુંવરી રૂપ-અને ગુણમાં નિપુણ હોવાથી અનેક માગાં આવવા લાગ્યાં. કુંવરીએ ચોખવટ કરી કે 'હું તો મન વચનથી નોંઘણજીને વરી ચૂકી છું. બીજા મારે ભાઈ-બાપ થાય' ભીમસિંહજી મુંઝાણા. નોઘણજીના કોઈ વાવડ દેતું નથી. સાતખોટની એક જ દીકરી

# કાઠિયાણીનાં કૌશલ

બાપલભાઇ ગઢવી

ધારપરનો ધણી નોઘણજી બીજો ભોજ કહેવાય છે. ભોજરાજા પાસે મહાકવિ કાળીદાસ હતા તેમ નોઘણજી પાસે નર્બદ પાંચળિયા મહાન કવિ છે. ધારપર એટલે પાલીતાણા પાસેનું હાલનું ગારિયાધાર, એની જાહોજલાલી અને સુખ સમૃદ્ધિ જોઇને અદેખા રાજાઓને ઈર્ષા આવતી. નોઘણજી બળવાન અને બુદ્ધિશાળી છે. બળ અને બુદ્ધિ ભાગ્યે જ સાથે જોવા મળે જેનામાં વીરતા, ઉદારતા અને રસિકતાનો ત્રિવેણી સંગમ મળેલો ઇન્દ્રના જેવો વૈભવ ભોગવે છે. સવાર–સાંજ બે વખત કચેરી થાય છે.

સર રાવત માવત સાંકરિયં
નર ભૂપત શોભત સુહરિયં
બની ઠાઠક ઠાઠ કચેરી બણી
મળી ભૂપત સાથ સોભા બમણી

દૂધની તર જામે તેમ કચેરીની જમાવટ થઇ છે. તેમાં માળવા તરફના જવાહિયા ગામના રહીશ ઈસદાનજી નામના ચારણ કવિ આવ્યા. નોઘણજીને ઘોળ કરીને કવિતા ઉપાડી:

મેં જોયો દિલ્હી મેવાસ જોઇ કલકત્તા કાળી
જોયો દખણ દેશ, ધરા ગુર્જર ઢંઢોળી
જોયો સાંભ્ર સુલતાન, ગઢ જોયો જોધાણી
જોયો બ્રહ્મ નરેશ, જોય ઉજેણી જાણી

સત જગવાર થારી સવે, સે ધર જોય ઈસદાન સળ
ગોહલાનાથ થારે ગજે, નહીં સમોવડ તુજ બળ
તું નોઘણ કાંધલ તણો, ભડ ગઢ વંકો ભાણ
અહિયાં દિલ્હી લગ જૂજવે, ભડ ચકવે ભૂપાળ

કવિતા સાંભળતા નોઘણજીને સમંદરમાં વેળ આવે એમ ઉછેળો ચડયો. ફરક ફરક મૂછ ફરકવા લાગી. હજાર કોરીનો હુકમ કર્યો. ઇસદાનજીએ હાથ જોડી વિનંતી કરી કે "મહારાજ ! મારે એક નીમ છે કે લાખપસાવ સિવાય હું દાન લેતો નથી."

લાખપસાવનું નામ પડતાં કચેરીના માણસો ઝાંખા પડી ગયા. નોઘણજીએ નર્બદ પાંચાળિયાના સામે જોયું. એક બીજાએ આંખથી વાતો કરી લીધી. પછી નોઘણજીએ હાકલ કરીને કીધું કે "કાલની કચેરીમાં મોરલીધર લાખપસાવ આપશે."

"શેત્રુંજાના શામનો જય હો, ધારપરના ધણીને ઘણી ખમા !" ઈસદાનજીએ આશીર્વાદ આપ્યા

લાખપસાવનું નામ પડતાં કામદારને પરસેવો છૂટી ગયો. ધોતિયું ઢીલું થઈ ગયું અને ઇસદાન સામે ડોળા ફાડીને જોઇ રહ્યા. આતો નોઘણજીનો હુકમ– "હુકમ પાદશાહરા નકો પાછા હટે." કામદારે ટાળવાના ઘણા ઉપાય કરી જોયા. પછી યાદી આપી કે: "મહારાજ, લાખપસાવમાં હાથી દેવો જોઈએ, આપણી પાસે હાથી નથી."

નોઘણજીએ જવાબ આપ્યો કે : "ખેરાળી લોમાકાકાની ગજશાળામાં ૫૨ (બાવન) હાથી ઝૂલી રહ્યા છે. તેની પાસેથી બે હાથી લઇ આવશું. એક હાથી કવિરાજને આપશું, બીજો હાથી બહેનને દાયજામાં મોકલાવશુ."

તરત જ પોતાના મોટા કુંવર અરજણજીને આજ્ઞા આપી કે "તમો આજે જ ખેરાળી જઈ હાથી લઇ આવો."

અરજણજી પચાસ ઘોડે ખેરાળી આવ્યા પણ તાકડે લોમો ખુમાણ બામતરે નીકળી ગયેલ. લોમો ખુમાણ સિવાય હાથી કોણ દોરી દયે ! અરજણજી મૂંઝાણા. રસ્તો સૂઝતો નથી. તેમાં મધ્યાનકાળે માવતો હાથીઓને પાણી પાવા છીડવા સીનાડા ઉપર તળાવ છે, માવતો હાથીઓને ધમારે છે ત્યા અર

જણજીના ઘોડા આવ્યા. માવતને હુકમ કર્યો કે :

"આમાંથી મોટા બે હાથી લઈ ધારપર આવો, 'હા' 'ના' કાની કરશો તો મૂંડા જઈ પડશે હેઠા !" માવત રંગ પારખી ગયા. કાજળના પહાડ જેવા બે હાથીઓ મોઢાઅગ મારગે ચડાવ્યા.

મા'શજ મેર બેઠા ત્યાં આવી ગયા ધારપરના રાજ્યાંગણમાં. નોઘણજીને વાત કરી કે આપો લોમો બહારગામ ગયા છે, તળાવેથી પરબારા હાથી લઈ આવ્યો છું. નોઘણજી ખુશી થયા, શાબાશી આપી ને કીધું કે મોઢે માગી કિંમત ચૂકવી લોમા કાકાનું મન મનાવી લેશું.

બીજે દિવસે કચેરી થઈ, ઇસદાનજીને લાખપસાવ આપ્યાં. નોઘણજીની કીર્તિના ડંકા વાગ્યા. કવિરાજ ઇસદાનજી રોકડ રકમ, ઘરેણુંગાંઠુને હાથી સાથે રજા લઈ રવાના થયા. નર્બદ પાંચાળિયા વળા સુધી વળાવવા આવ્યા. જ્યારે બેય કવિઓ જુદા પડયા ત્યારે ચારેય આંખો ભીની હતી, આવા સદેખા ચારણો હતા ત્યારે તેને ઘરે જગદંબાઓ જન્મ લેતી

ઈસદાનજી જવાસિયા આવ્યા. દરબાર ભીમસિંહજીને ખબર પડી કે પોતાનો કવિ લખપસાવ લઈને આવે છે, ખૂબ ખુશી થયા. કચેરી ભરી કવિનું બહુમાન કર્યું. ઇસદાનજી નોઘણજીના વખાણ કરતા થાકતા નથી. આ વખાણ સાંભળી ભીમસીંહજીનાં કુંવરીએ મનમાં નકકી કરી લીધું કે 'વરું તો નોઘણજીને જ, નહીતર જન્મભર કુંવારી રહીશ.'

બેરાળી લોમો ખુમાણ એક અઠવાડિયે ઘરે આવ્યા, ફેરામાં ફાવેલ નહીં. ભૂખ્યો સાવજને કોઈ ભોંઠો પાડે પછી શું મણા રહે ? ખબર મળ્યા કે હાથી જબરજસ્તીથી લઈ ગયા છે. એકતો લોમો અને ક્રોધે ભરાણો. એ વખતે લોમા ખુમાણ પાસે વીસહજારની ફોજ હતી. દસહજાર પોતાના તાબામાં, દશ હજાર તેનો માસિયાઈ ભાઈ ખીમા ચાંદસુરના તાબામાં. સારાયે સૌરાષ્ટ્રમાં જેની હાકધાક વાગતી. જૂનાગઢ, જામનગર અને દિલ્હીના શહેનશાહને પણ અનેક વખત મદદ કરેલી. આ લોમો વીસહજાર ઘોડે ધારપરની માથે ત્રાટકયો.

નોઘણજીના મૂઠીભર રજપૂતો સામી છાતીએ લડતાં લડતાં કામ આવ્યા. કાળઝાળ લોમાની લોહીતરસી તલવારે નોઘણજીના સાત દિકરાનો ભોગ લીધો. નોઘણજી અને નર્બદ પાંચાળિયો જીવ બચાવી ભાગી નીકળ્યા. રાજગઢનો દરવાજો તૂટયો. કાંગરે કાંગરે કાઠીઓના કીકિયારા થયા. નોઘણજીના જમાનામાં ચોસઠ રાણીઓ હતી. તેણે કૂવામાં પડી પ્રાણ ત્યાગ કર્યો. કિલ્લાને માથે કાઠીની ધજા ફરકી.

નોઘણજીને પસ્તાવાનો પાર ન રહ્યો. "હાય હાય હું નોઘણજી જીવ બચાવીને ભાગ્યો !"

"ભદ્ર જીવન યે નર હાલ ભસો,
ઇન જીવન યે મૃતકાલ અસો."

નોઘણજીએ ગળે તલવાર માંડી. નર્બદ પાંચાળિયાએ હાથ પકડી લીધા. આશ્વાસન આપતા કહ્યું કે :

કાલે સવારે થાશે, ઘીને ઘડે ઘી;
બળાય બે ત્રણ દી, સુબાને કહાલું સામતા
કબુહુક બાજ હાથ બાજતે નગારે સાથ
કબુહુક પાંઉ પ્યાદે શિર બોજ સહિયે
કબુહુક મેવા મિષ્ટાનકા અજીરણ હોત
કબુહુક મૂઠીભર ચૂનગો ન લહિયે
કબુહુક આપ દ્વાર ભીર હોત ભિખારનકી
કબુહુક આપ પર દ્વાર જાઇ રહિયે
હારિયે ન હિંમત બિસારીયે ન હરિનામ
જેહી બિધી રાખે રામ તેહી બિધ રહિયે.

નોઘણજીના હાથ ઢીલા પડયા. મનને વાળ્યું કે મેર હશે તો પીંછ આવશે. ધારપરની ધરતીને છેલ્લા નમસ્કાર કરી બેય હાલી નીકળયા.

જવાસિયામાં ભીમસિંહજીનાં કુંવરી રૂપઅને ગુણમાં નિપુણ હોવાથી અનેક માગાં આવવા લાગ્યાં. કુંવરીએ ચોખવટ કરી કે 'હું તો મન વચનથી નોંઘણજીને વરી ચૂકી છું. બીજા મારે ભાઈ—બાપ થાય' ભીમસિંહજી મૂંઝાણા. નોઘણજીના કોઈ વાવડ દેતું નથી. સાતખોટની એક જ દીકરી

લાડ–કોડમાં ઉછરી, એમાં રાજહઠ અને સ્ત્રી હઠ બેય ભેળાં થયાં અને રજપૂતાણીની ટેક એમાં બ્રહ્મા શું મિથ્યા કરી શકે ?

કુંવરીએ જાહેર કર્યું કે 'આજથી છ મહિના નોઘણજીની રાહ જોઇશ. ત્યાં સુધીમાં નહી મળે તો નોઘણજીના નામનું પૂતળું બનાવી ખોળામાં લઈ સતી થાઇશ.'

બરાબર પાંચ મહિનાને ઓગણત્રીસ દિવસ થયા આખા શહેરમાં હાહાકાર થઇ ગયો કે કાલનો દિવસ કેવો ઊગશે !

નિત નિયમ મુજબ સાંજને વખતે રાજકુંવરીની દાસી પૂજાપાનની થાળી લઇ શિવમંદિરે આવે છે. તળાવમાથી જળની ઝારી ભરી પગથિયાં ચડતી આવે છે. સામેથી એક ખાખી મહારાજ તળાવનાં પગથિયાં ઊતરે છે. તેમાં દાસીને ઠેસ લાગતાં બોલી કે "મરે મારો રોયો નોઘણજી."

'મરે' શબ્દ સાંભળતા બાવાનો મિજાજ ગયો અને દાસીને ધોલ ઠપકારી. પૂજાની થાળી અને ઝારી જઈ પડયાં હેઠાં બાવાને ગાળ્યું દેતા રોતી રોતી આવી રાજમહેલમાં બીજી બાનડીઓ ભેગી થઈને પૂછે છે કે "કોણે માર્યું ?" દાસી કહે: "બાવાએ"

"અરે મૂઇ ! દેવા દેરા મેલીને હનુમાનની ઠેસે કયાં ચડી ?"

બીજી બાઇ બોલી કે. "ખાખી હોય ખાટા. આ રાડે છાંટા–બાટા ઉડાડયા હશે પછી મારે જનો"

કુંવરી કહે છે કે: "શું કરવા મારી ઇ વાત તો કર !"

દાસી કહે: "મને ઠેસ લાગતા જીભ વળી ગઇ કે 'મરે મારો રોયો નોઘણજી' મારે રોયે પૂછ્યું નહીં ગાછ્યું નહી ને સીધી ધોલ મારી. કુંવરીબા ! મારા તો દાંત ખાટા થઇ ગયા."

ચતુર કુંવરી સમજી ગઈ કે નક્કી કોઇક નોઘણજીનો જ અંગત માણસ હોવો જોઈએ રાજકવિ ઈસદાનજીને શિવમંદિરે મોકલ્યા. બંને બાવાઓને બોલી ઉપરથી ઓળખી લીધા. આગ્રહ કરી ઘરે તેડી આવ્યા. પછી ઓળખાણનો ભેદ ખોલ્યો એકબીજા ભેટી પડયા. સાધુવેશ ઊતરાવી રાજપોષાક આપ્યો. દરબાર ભીમસિંહજી અને રાજકુંવરીને ખબર આપી દીધા કે નોઘણજી આવી ગયા છે.

બીજે દી કચેરી ભરાણી. નોઘણજી કચેરીમાં આવ્યા. નગરના લોકો નોઘણજીને જોવા માટે હલકયા. રાજકુટુંબ અને નગરજનો ખુશી ખુશી થઇ ગયા. પ્રભુએ લાજ રાખી. બીજે દી રાજપુરોહિતને બોલાવી લગન લખાણાં. ધામ ધૂમથી વિ'વા કર્યાં અને સુખેથી રહ્યા.

આ વાતને છ ચોમાસાં, છ શિયાળા અને છ ઉનાળા ગાથેથી ગલોટિયાં ખાઇને વહ્યા ગયા નોઘણજીના ખોળામાં બે કુંવરો રમે છે એક દિવસ નોઘણજીને જન્મભોમ સાંભરી. ઓઢાની જેમ ઉદાસી થયો. રાણીને કહે છે કે

"નશા રજપૂતને રાંક થાવું નહી, રાંકના હાથમાં પતર રેવે." જ્યાં સુધી રોઝુંજાની છત્રછાયા ન મળે ત્યાં સુધી મારા જીવને નિરાંત નથી રાણીજીએ તેના પિતા ભીમસિંહજીને સમજાવી પોતાના પતિને મદદ આપવા કહ્યુ ફકત એકસો જ માણસો લઈ નોઘણજી સૌરાષ્ટ્રની ધરતીમાં સાધુવેશે જમાત લઈને ઊતર્યા એ વખતે ધારપરની ગાદી ઉપર લોમા ખુમાણનો મોટો દીકરો રુખડ ખુમાણ હતો. ખાખીની જમાત પાંચ ટોબરા આવી. જીવા પટેલને બોલાવ્યા. ખાનગીમાં બધી વાત સમજાવી ઘાટ ઘડયો કે રુખડ ખુમાણને ઓળા ખાવા બોલાવો. જીવો પટેલ ધારપર ગયા. ઓળા ખાવાનું નોતરૂ આપ્યું. રુખડ ખુમાણે નોતરૂં ઝીલ્યુ. દિવસ નક્કી કર્યો. ઓળા ખાવા આવ્યા. વાડીએ બૂંગણ પથરાણાં. પેયામા હથિયારનો ઢગલો કરી કૂકડા જૂવા વીણે એક કાડીઓ પોપટા વીણવા લાગ્યા. જીવા પટેલે યાદી આપી કે.

"બાપુ ! પાદર એક સાધુની જમાત આવી છે. મહંત બહુ વિદ્વાન છે. આપને મઝા આવશે કો'તો ઓળા ખાવા બોલાવું."

"ભલે, બોલાવો." એમ રુખડ ખુમાણનો

બોલ પડતાં, બાવા ને બોલાવ્યા. શંખના નાદ થયા, ઝાલરો વાગી, તૂઈના અવાજ સિંધૂડા જેવા આવવા લાગ્યા. સૂંડો સૂંડો રાખ ચડાવી, આડ બંધ ખેંચી તૈયાર થઈ બાખી આવ્યા. આવતાં જ હથિયાર સંભાળી લીધાં. તલવારોની ઝાકાઝીંક બોલી. કંઈક કાઠીઓને કાપી નાખ્યા. રુખડ ખુમાણ મરાણા. જાહેર કર્યું, કે–"નોઘણજી આવ્યા! નોઘણજી આવ્યા!" બીજા કાઠીઓ ભાગી છૂટયા. નોઘણજીના નામના જીતનાં નગારાં વાગ્યાં. આજુબાજુથી જાયું, ભાયું ને સ્નેહીઓ મદદે આવી પહોંચ્યા. નોઘણજીની આણ વર્તાણી.

લોમાખુમાણને ખબર પડી કે જીવા પટેલે દગો કર્યો. રૂખડખુમાણ મરાણા. નોઘણજીએ સત્તા સંભાળી લીધી.

અશબો ઊપડયો કાંબળિયા કટકે;
ઘી રેડયું ઘડે, ભડકા માથે ભોજલા'

એમ લોમાખુમાણે ખીમા ચાંદસુરને ફોજની તૈયારી કરવા કહ્યુ. અહીં નર્બદ પાંચાળિયાએ નેઘણજીને વાત કરી કે:

"કાળઝાળ લોમોખુમાણ આપણને સુખે નહીં જંપવા દ્યે. એનો એક જ ઉપાય છે. તમે મારી સાથે આવો, આપણે ખેરાળી જાઈએ. ખીમા ચાંદસુરની મા મારી ધરમની માનેલ બહેન થાય છે. ઈ રીઝે, ચાંદસુરને સમજાવે, જો આપણા પક્ષમાં આવે તો જ આપણી જીત થાય."

સાહસ ખેડીને બેય જણ ખેરાળી આવ્યા; ચાંદસુરની ડેલીએ ઘોડા બાંધી સીધા ગઢમાં ગયા. નર્બદ પાંચાળિયે 'નારણ કહેવરાવ્યા. નર્બદનું નામ સાંભળી ખીમાની મા ખૂબ ખુશી થયાં. ઓરડામાંથી બહાર આવી નર્બદ પાંચાળિયાનાં મીઠડાં લીધાં. હરખમાં ને હરખમાં પાસે ઊભેલા અજાણ્યા માણસના દુખણાં લઈ ને પછી પૂછ્યું કે "ભાઈ! હારે કોણ મે'માન છે?"

નર્બદ પાંચાળિયો કહેઃ "બહેન! તમે નો ઓળખ્યા? જેને માટે લોમો ખુમાણ અને ખીમો-ભાઇ પોંચા કરડી રહ્યા છે તે ધારપરનો ધણી નોઘણજી!"

નોઘણજી કહેતાં બહેનના કાનમાં તેલ રેડાણું: "આઘડીયે ખબર પડતાં લોમો અને ખીમો રાય રાય જેટલા કટકા કરી નાખશે. કાળો ગજબ થાશે. આજે કરીને મારે આશરે આવેલા મરાશે તો સવારમાં કોઇ મારૂં મોં નહી જોવે. હે સૂરજ! લાજ–શરમ તું રાખજે" એમ કહી બહેને મોટો નિઃસાસો નાખ્યો.

નર્બદ પાંચાળિયાએ કીધું કેઃ "બહેન! જેને માથે તમારો હાથ અડયો, એના સોનાનાં શિંગ અને સો વર્ષની આવરદા"

બહેને તુરત ખીમા ભાઇને બોલાવવા માણસ મોકલ્યું. ખીમો ચાંદસુર આવ્યા ને માએ કીધું કે "ભાઇ! મે'માનને રામરામ કર્ય."

રામરામ મળી પછી પૂછ્યું કેઃ "કયાંના મે'માન છે?"

ભાઇ! તેં નો ઓળખ્યા? તારો મામો નર્બદ પાંચાળિયા અને નોઘણજી."

નોંઘણજી કહેતાં ખીમાનો હાથ તલવારની મૂઠ ઉપર ગયો અને માએ કટાર કાઢી. ગઢના માણસો આ બનાવ જોઈ અવાક બની ગયા.

"ખબરદાર નોઘણજીને સાથે હાથ ઉપાડયો છે તો હું પ્રાણ નહીં રાખું. નોઘણજી મારો ભાઇ છે.'

માનાં સાચનાં વેણ સાંભળતાં ખીમાના હાથ ઢીલા પડી ગયા. પછી માએ કીધું કેઃ "તું જઇને લોમાભાઈને સમજાવ્ય, અને વેરનો અંત લાવો પછી જ મારે અનાજ ખપશે."

ખીમો ચાંદસુર લોમા ખુમાણને ઓરડે આવ્યા. લોમો ખુમાણ મોઢા ઉપર પછેડી ઓઢીને માળા ફેરવતા હતા. ખીમા ચાંદસુરે આવીને હોકો તાણવા માંડયો. હોકાનો અવાજ સાંભળી હાથમાં મેર આવ્યો પછી પૂછ્યું: "કોણ?"

"હું ખીમો."

"આવ ભાઈ. બેસ" લોમા ખુમાણે કીધું.

ખીમો ચાંદસુર કહે: "મોટાભાઈ! મને વિચાર આવો છે કે અત્યારે નોઘણજી આવે તો તમે શું કરો?"

"કટકા બીજું શું!" એમ લોમો ખુમાણ બોલ્યા.

ત્યાં ઓરડામાંથી કાઠિયાણી બહાર આવી બોલ્યાં કે:

"રાખો – રાખો! આંગણે આવે એને તે મરાતું હશે? કોઈ કાઠીનો ભરોસો નહીં કરે."

"રુખડ જેવા કંધોતર દીકરાને મારનારને શું હું બથમાં લઈને મળું?" એમ લોમા ખુમાણે કહ્યું.

કાઠીયાણી કહે: "તમે તો તેના સાત સાત દીકરા ગૂડી નાખ્યા. એનું રાજ લઈ લીધું; ત્યારે તમારો તો એક જ દીકરો માર્યો. જો માણસાઈ હોય તો માફી માગો અને વેરનો અંત લાવો. કાંધાજીના ઘર હારે આપડે સાત સાત પેઢીનો સંબંધ હતો. તેને માથે તમે પાણી ફેરવ્યું. હવે તો જાતી જીંદગીએ જશ લ્યો. અને બગડી બાજી સુધારો તો સૂરજ રાજી રેશે."

લોમો ખુમાણ કહે: "ભલે, એમ કરીશ પણ નોઘણજીની હિંમત જ કયાંથી હાલે અને ઈ આંય આવે!"

સમય પારખીને ચાંદસુરે કીધું કે: "બાપ! નોઘણજી આવ્યા છે."

"હેં! કયાં છે?"

"મારે ઘરે."

લાખો ખુમાણ કહે: "ત્યારે તો તારી જ ખૂટલાઈ લાગે છે."

"મારી ખૂટલાઈ નથી." ચાંદસુરે કીધું. "નોઘણજીને અહીં લાવું છું. પણ તમે યાદ રાખજો જો દગો રમશો તો હવે હું નોઘણજીની સાથે છું. એનું પરીણામ સારૂં નહીં આવે."

લોમા ખુમાણ સમજી ગયા. નોઘણજીને બોલાવ્યા. એક બીજા બથું લઈને મળ્યા. નોઘણજીએ લોમા કાકાના પગમાં તલવાર મૂકી દીધી. કાઠિયાણીએ કંસાર રંધ્યો. ભેળા બેસીને જમ્યા. સમાધાન કર્યું. મેદા અને માંચધાર, નોઘણજીએ લોમા ખુમાણના દીકરાને આપ્યાં. વેળાવદર ખીમા ચંદાસુરને આપ્યું. ભંડારિયું અને ઢોકળવા નર્બદ પાંચળિયાને આપ્યાં. ને આ રીતે વેરનો અંત આવ્યો.

●

## આણંદ કરમાણંદના દુહા

આણંદ કહે કરમાણંદા, મોટામાં જાવું થોડું;
કામ કરાવે કૂસ કઢાવે, કાં તો કહેશે ઓડું.
આણંદ કહે કરમાણંદા, ભેદું કેયું ભૂલંત;
દી ઊઠે દિશા ફરે. અવળા ઓપ કરંત.
આણંદ કહે કરમાણંદા, શેરને માથે સવાશેર;
રાવણ લાવ્યો સીતાને તો રામે માર્યો ઠેર.
અતિ ડાહ્યો અળખામણો, અતિ ઘેલે ઉચાટ;
આણંદ કહે કરમાણંદા, ભલો ગડગડ ઘાટ.
આણંદ કહે કરમાણંદા, માણસે માણસે ફેર;
એક બેસે ગાડીએ ને એક વગાડે ભેર.
આણંદ કહે કરમાણંદા માણસે માણસે ફેર;
એક ગામ ઉજડ કરે ને એક વસાવે શહેર.

# રાસલીલાની ઝમાળ

રતુભાઈ ગઢવી

[ આ વખતે ધુનાના ગામના શ્રી. રતુભાઈ ગઢવી ગયા અંકમાં જેઠાભાઇ ઉઢાયચની જે રાસ-લીલા પ્રગટ થયેલી તેનાથી થોડી વધુ પ્રાચીન રામચંદ્ર મોડની રાસલીલાની ઝમાળ લઇને આવે છે. વિશેષ નોંધમાં એમણે જણાવ્યું છે કે ચારણ કવિઓનાં ચારસો વરસ જૂનાં રાસલીલાનાં ગીતો મળે છે. શ્રી રતુભાઇ ચારણી સાહિત્યના સંશોધક ને લેખક છે. વાર્તા સાહિત્ય ઉપર પણ એમણે ખૂબ હાથ અજમાવ્યો છે. સૌરાષ્ટ્ર યુનિ. ચારણી સાહિત્યનું જે સંશોધન કરાવે છે તેમાં અગ્રીમ હિસ્સો શ્રી. રતુભાઈ તથા દાદુભાઇનો છે. સૌરાષ્ટ્રના ચારણોના વિદ્વાનો પૈકીના તેઓ એક છે. એમના વિપુલ શક્તિનો જોઇએ તેવો ને તેટલો ઉપયોગ ચારણી સાહિત્યના સંશોધન અને સંમાર્જન પરત્વે નથી થયો. પ્રાચીન સાહિત્યમાંથી ચારણ કવિઓનો એકડો નીકળી જવામાં શિષ્ટ સાહિત્યના સંશોધકો ઉપરાંત ચારણો પણ કારણભૂત છે. એમણે એ દિશામાં કદી નજર જ નહિ નાખેલી. શિષ્ટ સાહિત્યની નજીક જવાનો પણ ભાગ્યે જ પ્રયત્ન થયો છે. એટલે શિષ્ટ સાહિત્યના વિકાસ પ્રગતિ સાથે કે કાવ્યસમૃદ્ધિ સાથે ચારણી કાવ્યનો તુલનાત્મક અભ્યાસ કરીને યોગ્ય મૂલ્યાંકન કરાવવાના અવસર ભાગ્યે જ શોધ્યા છે. શિષ્ટ સાહિત્યના કવિસંશોધકોએ જેમ ચારણી સાહિત્યની નજીક આવવું જોઇએ તેમ ચારણોએ શિષ્ટ સાહિત્યની નજીક જવું જોઈએ. એ સિવાય ફરિયાદો અર્થહીન રહેશે. —સં )

'ઊર્મિ'ના મે ૧૯૭૦ના અંકમાં શ્રી. પિંગળશીભાઇ લીલાનો ૨૦૦ વર્ષનો પ્રાચીન રાસ લીલાનો છંદ લેખ વાંચ્યો.

'રાસ' એ સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિનું એક એવું વિશિષ્ટ અંગ છે કે તેને જો સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિથી અલગ કરી દેવામાં આવે તો એ સંસ્કૃતિ ઘણી રીતે ઊણી લાગવાની.

રાસ લીલા તો સૌરાષ્ટ્રમાં ભજવાય પણ છે, અને ગુજરાતી અને સૌરાષ્ટ્રી તળપદી ભાષામાં રાસ લીલાનાં પદો પણ મળી આવે છે.

પણ સવાલ છે ચારણ કવિઓએ કયારથી રચનાઓ કરવા માંડી રાસલીલા પર !

અત્યારલગી તો બ્રહ્માનંદજી સ્વામીના બે છંદો રાસલીલા પરની ચારણી રચના હતી, અને રાસલીલા પરનું ચારણી સાહિત્ય એ બે છંદો પૂરતું જ મર્યાદિત હતું પણ શ્રી પિંગળશીભાઇ લીલાએ પોતાના લેખ દ્વારા એ સાંકડા ક્ષેત્રને જરા વધુ મોટું કર્યું એ ધન્યવાદને પાત્ર છે.

ચારણ કવિઓ એવા ક્ષુલ્લક તો કયારેય ન હતા કે તેઓ રાસલીલા જેવા રસમય વિષયથી અલિપ્ત રહે. એમાંય ખરું કહું તો સેંકડે ૮૦ ટકા કવિશ્વરો તો પરમ વૈષ્ણવ હતા. વૈષ્ણવ સંપ્રદાયમાં હવેલીઓમાં રાસલીલા ગવાતી–ભજવાતી હોય ત્યાં એ સંપ્રદાયના ઉપાસક ચારણ કવિઓ કેવી રીતે રાસલીલાથી છેટા રહી શકે ?

રાસલીલા પર ચારણી રચનાઓ થઈ છે, પણ એ બધી અપ્રગટ છે. કારણ આજ લગી ચારણી સાહિત્યમાં સંશોધન થયું જ ન હતું.

કેવળ સ્વ. શ્રી મેઘાણીજીએ આ દિશામાં 'ચારણો અને ચારણી સાહિત્ય' દ્વારા એક આછો પાતળો પ્રયાસ કરેલો. પણ તેમના નિધન પછી તો કોઇ પણ સંશોધકોએ આ ક્ષેત્રમાં ડોકિયું કરવાની હિંમત પણ નથી કરી. કયારેક જે કાંઇ આ વિષે લખાયું એની આધારશિલા સ્વતંત્ર સંશોધન નહીં પણ 'ચારણો અને ચારણી સાહિત્ય' જ રહ્યું.

તાજેતરમાં જૂનાગઢ સાહિત્ય પરિષદનો સ્મૃતિ ગ્રંથ જોયેલો. તેમાં શ્રી કે. કા. શાસ્ત્રીએ સૌરાષ્ટ્રના ચારણ કવિઓનો ઉલ્લેખ કરતા કેવળ એક ઈશ્વરદાસજીનું અને તેમની રચનાઓમાં કેવળ 'હરિરસ' ગ્રંથનું નામ આપેલુ. સાથે બાકી પણ માર્યું કે ઈશ્વરદાસજી લીંબડીના વતની હતા !

જ્યારે ચારણો અને ચારણી સાહિત્ય વિષે આવી અજ્ઞાનતા પ્રવર્તતી હોય ત્યાં આપણે કેવી રીતે વગર સંશોધને કહી શકીએ કે ચારણોએ અમૂક વિષય પર રચના કરી નથી, અથવા તો અમૂક વિષય પરની રચનાઓ અમૂક કાળ પછીની મળે છે, પહેલાંની નહી.

રાસલીલા પરની એક ઝમાળ મારી પાસે છે. સૌરાષ્ટ્ર યુનિવર્સિટી તરફથી ચારણી સાહિત્યનું સંશોધન કરતા આ ઝમાળ ચાડધાના શિવદાન ટાપરિયા પાસેથી મળેલ હસ્તપ્રતમાંથી મળેલ, જે મે ઊતારી લીધેલ એ હસ્તપ્રત હાલ સૌ યુનિના ગ્રંથભંડારમા છે

સમયની દ્રષ્ટિએ આ ઝમાળ શ્રી પિંગળશીભાઈ લીલાના' રાસલીલાના છંદ' કરતાં ૨૫–૩૦ વર્ષ વધુ જૂની છે કેમકે આ ઝમાળના કર્તા કવિ રામચંદ્ર મોડ કેહના રામસિંહ ઉડણા–ના સમકાલિન હતા. અને રામસિંહ ઉડણો જામનગરના જામ લાખાજીનો સાગો થતો હતો જ્યારે રાણા સુરતાણજી મેર ખવાસના સમકાલિનના હતા, અને તેમણે બેરાજીનો કિલ્લો બંધાવેલો તે વાત ઈતિહાસમાં પ્રસિદ્ધ છે આ રીતે જોતાં રામચંદ્ર મોડ 'રાસલીના છંદ'ના કર્તા જેઠાભાઈ ઝીઝાવદથી ૨૫–૩૦ વર્ષ પહેલાં થયા ગણાય

રામચંદ્ર મોડે ત્રણ ગ્રંથો રચેલા (૧) રામચંદ્રિકા (૨) પાંડવ પુરાણ (૩) હરિ પિંગળ તે ઉપરાંત એમણે રચેલાં શાંતરસના ૨૬ ડિંગળી ગીતો પણ છે આ ગ્રંથોમાંથી હરિપિંગળ અને ૨૬ ડિંગળી ગીતો સૌ. યુનિના ગ્રંથ ભંડારમાં છે જ્યારે 'પાંડવ પુરાણ' મે નજરે જોયેલુ, પણ 'રામચંદ્રિકા' હજી સુધી જોવા મળેલ નથી

ચારણી સાહિત્યમાં ઝમાળ છંદ વીર અને શૃંગાર બન્ને રસો માટે પ્રયોજાયેલ છે, અને ઘણો પ્રચલિત પણ છે ઝમાળ છંદમાં ઋતુગીતો પણ મળે છે વીરરસમાં 'લીંબડીની ઝમાળ' 'વઢવાણના ઝમાળ' 'મુળુમાયરની ઝમાળ' વિગેરે પ્રસિદ્ધ છે શૃંગાર રસમાં 'ગોગદેના રૂપની ઝમાળ' જના ખડિયા કૃત, અને જશુરામ વરસડા કૃત 'ઈંડરની રાજવણ રૂપમાં વખાણ'ની ઝમાળ અને આ આપેલું 'રાસલીલા'ની રામચંદ્ર મોડની ઝમાળ ચારણોમાં જાણીતી છે જ્યારે એક અનામી કવિએ ઋતુવર્ણનની ઝમાળ પણ રચી છે

રામચંદ્ર મોડની આ ઝમાળ કેવળ રાસલીલાની જ ઝમાળ નથી, પણ આ છંદમાં કવિએ ગોપાંગનાઓના રૂપને છ ઋતુઓની ઉપમાવડે વર્ણવીને પ્રચ્છન્ન રીતે ઝમાળ દ્વારા ઋતુગીત પણ રચી નાખ્યુ છે

ઝમાળના પદલાલિત્ય, ઉપમા, અલંકાર, કે વર્ણસગાઈમાં કવિ ક્યાંય મોળા પડયા નથી કે ક્યાંય પુનરૂક્તિ પણ કરી નથી રાસલીલાનાં ચારણી કાવ્યમાં આ ઝમાળ પણ પોતાનું વિશિષ્ટ સ્થાન મેળવે તેવી છે,

રામચંદ્રનું વતન રાણેસર ગામ તાલુકો સાણંદ (ભાલ), પિતાનું નામ રાજશી મોડ, એ રાજશી મોડ પણ સારા કવિ હતા મારી પાસેની હસ્તપ્રતોમાં રાજશી મોડનાં કાવ્યો પણ છે તેઓ સાણંદ–કાઠેના વાઘેલાના દશોંદી ચારણ ભાલનાં બાવન ગામોમાં તેમનો નિવાસ, ભૂતકાળમાં રાણેસરના મોડ શાખાના ચારણો પોતાના વૈભવ પુજાચાર અને પાંડિત્ય માટે બેજોડ ગણાયેલા એટલે જ રાવળોએ ગાયેલુ

"અવર ગઢવાડાં ઉમરા, ને રાણેસર રાજા"
ઝમાળની ભાસા ડિંગળી છે
કસન મળવા રાધકા, સોળે પેહરે શણગાર
રાસ રમણ વન અંતરે, સજે આભૂષણ સાર
સજે આભૂષણ સાથ સાહેલિયા,
ગોપી સોળ સહસ કે લાડ ગહેલિયાં

જોપે હેમ જડાવ કે નંગ નવઘરાં,
જાણે ઊગાં સૂર શશિ શર ઉપરાં.

કૃષ્ણને મળવા રાધાજીએ સોળે શણગાર સજ્યા. મધુવનમાં રાસ રમવા માટે આભૂષણુમાંય આભૂષણ રૂપ આભૂષણો સજ્યાં.

આ રીતે આભરણો સજીને તૈયાર થયેલી સોળ હજાર લાડઘેલી ગોપી સાહેલિયોને સાથે લીધી.

રાધાજીને માથે હેમનો નવઘગ (મોડ) હીરા જડિત શોભતો હતો, તે જાણે ચંદ્ર ઉપર સૂર્ય ઊગ્યો હોય તેમ લાગતું હતું.

**સર ફૂલહ ઘૂઘર ભમર, વણિયા કેસૂ ચિર,**
**પહોઅર ફૂલ અંબરપનાં, વનાં રૂપ શરિર.**
**વનાં રૂપ શરિર કે, અંબા મોરીયા,**
**સુધાં અંતરવાસ કે, ફાગણ ફોરિયા;**
**રમવા ઉમંગ રાસ કે, ગોપી સંચરી,**
**આવી જાંણુ વસંત, તહાંસે ઉપરી.**

શીશ ફૂલરૂપ હતાં, ઘૂઘરાઓ ભમરારૂપ હતા. રતનો ફળરૂપ હતા. વસ્ત્રો કેસૂડાં જેવાં હતાં, વળી લીલાં વસ્ત્રો પાનરૂપ હતાં. આમ ગોપાંગનાનાં શરીરો વનરૂપ થઈ રહ્યાં હતાં.

સોંધાની સુવાસથી મોર આવેલ આંબા, અને ફાલેલ ફાગણ માસ જેવું માદક વાતાવરણ હતું, જ્યાં રાસ રમવાના ઉમંગ સાથે ગોપીઓએ તાલ-બદ્ધ પગલાં મૂકવા માંડયાં ત્યાં તો જાણે ઉપરથી ઋતુરાજ વસંત ઊતર્યો હોય તેમ જણાવ્યું.

**તેજ તરણ તિખાં નેયણુ, નજર તાપ સૂં વાચો,**
**ઝાળ સરિખી ગોપિયાં દે શરાંસરી ધાયો.**
**કે ખાણાં નજરાં તકે જળવિણ મીન કે**
**સૂકાં સરોવરાં**
**લાગી મોરછા ગતિ કે, સંપેખે સુંદરી**
**જાણે કે ગ્રિખંમ રતિ કે, ઉનાળે જેઠરી**

જુવાનીનાં તેજ ભરેલાં તીક્ષ્ણ નયનોમાંથી નજરોનો તાપ વાયો. અગ્નિ શિખા સરખી ગોપીઓને વીંધતો કામદેવ વેગ-પૂર્વક ચડી આવ્યો.

ચંચળનેત્ર બાણો ફેંકતી એ વિહ્વળ ગોપીઓના વ્યાકુળ અને ચંચળ નયનો પાણી વગર સૂકાં સરોવરમાં જેમ માછલાંઓ તડપે તેમ તડપતાં હતાં. કંઈક સાહેલીઓને મૂર્છા આવી ગઇ. તે જાણે ગ્રીષ્મ ઋતુમાં જેઠ માસની ગરમીની ન હોય ! આમ કામ તાપથી તપેલી ગોપાંગના ગ્રીષ્મ ઋતુરૂપ થઈ ગઇ.

**હાર રતન જેહા પણુંગ, ગજડંમર શણિગાર,**
**આડિન લે સિંદૂરિયાં, અંદ્ર ધનંક અણિહાર**
**અંદ્ર ધનંક અણિહાર કે, ડમંકે ઝંઝરાં**
**જાણે કે વખા રત ડહકે દાદરાં**
**આકતાં ચિરાં માંઈ કે નેણે ભૂંભલી**
**વાદળ કાળા વિચ ચમંકી વિજળી**

રાધાજીએ ધારણ કરેલો રત્નહાર નાગરૂપ લાગતો હતો. તેમણે સજેલો શણગાર મેઘાડંબર જેવો લાગતો હતો. રાધેને કપાળે કરેલી સિંદૂરની આડ ઇંદ્રધનુષ રૂપ હતી.

તેમને પગે ઝાંઝરો રણઝણતાં હતાં તે જાણે વર્ષા ઋતુમાં દેડકાંઓ ડ્રાં ડ્રાં કરતાં હોય તેમ લાગતું હતું, ગાઢાં વસ્ત્રોમાં ઉત્તમ નેત્રોવાળાં રાધાજી જાણે કાળાં વાદળમાં વીજળી ચમકતી હોય તેમ શોભતાં હતાં.

**વકસે કમળ લોયણાં, જળ થાંનક વસે નંગ**
**પ્રિતે હેમ બહુ પેરિયા, ઓપે શરદ રતિ અંગ**
**ઓપે શરદ રતિ અંગ કે, ગોપી સે રસી**
**ચદ વદની નારી શરદ પૂનિમ જસી**
**જવિહર હીરાં જોતી સંગારર સારિયા**
**જાણે દીવાળી રાતી કે મૂ હુલ શંગારિયા...૫**

હર્ષથી નેત્રરૂપી કમળો વિકસિત થયાં. પાણીદાર નેત્રોમાં નંગો આવીને વસ્યાં (અર્થાત હીરાઓનું પાણી આવીને નેત્રોમાં વસ્યું) પ્રેમ પૂર્વક ઘણાં સુવર્ણનાં આભૂષણો ધારણ કર્યા. આમ ગોપાંગનાઓના શરીરે શરદઋતુ શોભવા માંડી

આમ શરદ ઋતુ રૂપ બનેલી, બધા રસથી રસ બસ થયેલી ગોપાંગના શોભતી હતી. એ નારીઓ

તાજેતરમાં જુનાગઢ સાહિત્ય પરિષદનો સ્મૃતિ ગ્રંથ જોયેલો. તેમાં શ્રી કે. કા. શાસ્ત્રીએ સૌરાષ્ટ્રના ચારણ કવિઓનો ઉલ્લેખ કરતાં કેવળ એક ઈશરદાસજીનું અને તેમની રચનાઓમાં કેવળ 'હરિરસ' ગ્રંથનું નામ આપેલું. સાથે બાકી પણ માર્યું કે ઈશરદાસજી લીંબડીના વતની હતા !

જ્યારે ચારણો અને ચારણી સાહિત્ય વિષે આવી અજ્ઞાનતા પ્રવર્તતી હોય ત્યાં આપણે કેવી રીતે વગર સંશોધને કહી શકીએ કે ચારણોએ અમૂક વિષય પર રચના કરી નથી, અથવા તો અમૂક વિષય પરની રચનાઓ અમૂક કાળ પછીની મળે છે, પહેલાંની નહીં.

રાસલીલા પરની એક ઝમાળ મારી પાસે છે. સૌરાષ્ટ્ર યુનિવર્સિટી તરફથી ચારણી સાહિત્યનું સંશોધન કરતાં આ ઝમાળ ચાડધાના શિવદાન ટાપરિયા પાસેથી મળેલ હસ્તપ્રતમાંથી મળેલ, જે મેં ઊતારી લીધેલ. એ હસ્તપ્રત હાલ સૌ. યુનિ. ના ગ્રંથભંડારમાં છે.

સમયની દૃષ્ટિએ આ ઝમાળ શ્રી પિંગળશીભાઈ લીલાના' રાસલીલાના છંદ' કરતાં ૨૫–૩૦ વર્ષ વધુ જૂની છે. કેમકે આ ઝમાળના કર્તા કવિ રામચંદ્ર મોડ કોઠના રામસિંહ ઉડણા–ના સમકાલિન હતા. અને રામસિંહ ઉડણો જામનગરના જામ લાખાજીનો સાળો થતો હતો. જ્યારે રાણા સુરતાણજી મેરૂ ખવાસના સમકાલિનના હતા, અને તેમણે ભેરાળીનો કિલ્લો બંધાવેલો તે વાત ઈતિહાસમાં પ્રસિદ્ધ છે. આ રીતે જોતાં રામચંદ્ર મોડ 'રાસલીલા છંદ'ના કર્તા જેઠાભાઈ ઝીઝાચચથી ૨૫–૩૦ વર્ષ પહેલાં થયા ગણાય.

રામચંદ્ર મોડે ત્રણ ગ્રંથો રચેલા (૧) રામચંદ્રિકા (૨) પાંડવ પુરાણ (૩) હરિ પિંગળ. તે ઉપરાંત એમણે રચેલાં શાંતરસનાં ૨૬ ડિંગળી ગીતો પણ છે. આ ગ્રંથોમાંથી હરિપિંગળ અને ૨૬ ડિંગળી ગીતો સૌ. યુનિ ના ગ્રંથ ભંડારમાં છે. જ્યારે 'પાંડવ પુરાણ' મેં નજરે જોયેલું, પણ 'રામચંદ્રિકા' હજી લગી જોવા મળેલ નથી.

ચારણી સાહિત્યમાં ઝમાળ છંદ વીર અને શૃંગાર બન્ને રસો માટે પ્રયોજાયેલ છે. અને ઘણો પ્રચલિત પણ છે. ઝમાળ છંદમાં ઋતુગીતો પણ મળે છે. વીરરસમાં 'લીંબડીની ઝમાળ' 'વઢવાણના ઝમાળ' 'મૂળુખાચરની ઝમાળ' વિગેરે પ્રસિદ્ધ છે. શૃંગાર રસમાં 'ગોગાદેના રૂપની ઝમાળ' જગા ખડિયા કૃત, અને જશુરામ વરસડા કૃત 'ઈડરની રાજવણ રૂપમાં વખાણ'ની ઝમાળ અને આ આપેલી 'રાસલીલા'ની રામચંદ્ર મોડની ઝમાળ ચારણોમાં જાણીતી છે. જ્યારે એક અનામી કવિએ ઋતુવર્ણનની ઝમાળ પણ રચી છે.

રામચંદ્ર મોડની આ ઝમાળ કેવળ રાસલીલાની જ ઝમાળ નથી, પણ આ છંદમાં કવિએ ગોપાંગનાઓના રૂપને છ ઋતુઓની ઉપમાવડે વર્ણવીને પ્રચ્છન્ન રીતે ઝમાળ દ્વારા ઋતુગીત પણ રચી નાખ્યું છે.

ઝમાળના પદલાલિત્ય, ઉપમા, અલંકાર, કે વર્ણસગાઈમાં કવિ ક્યાંય મોળા પડયા નથી કે ક્યાંય પુનરુક્તિ પણ કરી નથી. રાસલીલાનાં ચારણી કાવ્યમાં આ ઝમાળ પણ પોતાનું વિશિષ્ઠ સ્થાન મેળવે તેવી છે.

રામચંદ્રનું વતન રાણેસર ગામ. તાલુકો સાણંદ (ભાલ), પિતાનું નામ રાજશી મોડ, એ રાજશી મોડ પણ સારા કવિ હતા. મારી પાસેની હસ્તપ્રતોમાં રાજશી મોડનાં કાવ્યો પણ છે. તેઓ સાણંદ–કાઠેના વાઘેલાના દશોંદી ચારણ. ભાલનાં બાવન ગામોમાં તેમનો ગિરાસ, ભૂતકાળમાં રાણેસરના મોડ શાખાના ચારણો પોતાના વૈભવ કુળાચાર અને પાંડિત્ય માટે બેજોડ ગણાયેલા. એટલે જ રાવળોએ ગાયેલુ.

"અવર ગઢવાડાં ઉમરાં, ને રાણેસર રાજા"
ઝમાળની ભાસા ડિંગળી છે:
કેસન મળવા રાધકા, સોળે પેહરે શણગાર
રાસ રમણ વન અંતરે, સજે આભૂષણ સાર
સજે આભૂષણ સાથ સાહેલિયાં,
ગોપી સોળ સહસ કે લાડ ગહેલિયાં

જોપે હેમ જડાવ કે નંગ નદધરાં,
જાણે ઊગાં સૂર શશિ શર ઉપરાં.

કૃષ્ણને મળવા રાધાજીએ સોળે શણગાર સજ્યા. મધુવનમાં રાસ રમવા માટે આભૂષણુમાંય આભૂષણ રૂપ આભૂષણો સજ્યાં.

આ રીતે આભરણો સજીને તૈયાર થયેલી સોળ હજાર લાડઘેલી ગોપી સાહેલિયોને સાથે લીધી.

રાધાજીને માથે હેમનો નવઘરો (મોડ) હીરા જડિત શોભતો હતો, તે જાણે ચંદ્ર ઉપર સૂર્ય ઊગ્યો હોય તેમ લાગતું હતું.

સર ફૂલહ ઘૂઘર ભમર, વણિયા કેસૂ ચિર,
પહોઅર ફૂલ અંબરપનાં, વનાં રૂપ શરિર.
વનાં રૂપ શરિર કે, અંબા મોરીયા,
સુધાં અંતરવાસ કે, ફાગણ ફોરિયા;
રમવા ઉમંગ રાસ કે, ગોપી સંચરી,
આવી જાણ વસંત, તહાંસે ઉપરી.

શીશ ફૂલરૂપ હતાં, ઘૂઘરાઓ ભમરારૂપ હતા. રતનો ફળરૂપ હતા. વસ્ત્રો કેસૂડાં જેવાં હતાં, વળી લીલાં વસ્ત્રો પાનરૂપ હતાં. આમ ગોપાંગનાનાં શરીરો વનરૂપ થઈ રહ્યાં હતાં.

સોંધાની સુવાસથી મોર આવેલ આંબા, અને ફાલેલ ફાગણ સાથ જેવું માદક વાતાવરણ હતું, જ્યાં રાસ રમવાના ઉમંગ સાથે ગોપીઓએ તાલબદ્ધ પગલાં મૂકવા માંડયાં ત્યાં તો જાણે ઉપરથી ઋતુરાજ વસંત ઊતર્યો હોય તેમ જણાવ્યું.

તેજ તરણ તિખાં નેયણ, નજર તાપ સૂં વાયો,
ઝાળ સરિખી ગોપિયાં દે શરાંસરી ધાયો.
કે આણાં નજરાં તકે જળવિણ મીન કે
સૂકાં સરોવરાં
લાગી મોરછા ગતિ કે, સંપેખે સુંદરી
જાણે કે ગ્રિખંમ રતિ કે, ઉનાળે જેઠરી

જુવાનીનાં તેજ ભરેલાં તીક્ષ્ણ નયનોમાંથી નજરોનો તાપ વાયો. અગ્નિ શિખા સરખી ગોપીઓને વીંધતો કામદેવ વેગ-પૂર્વક ચડી આવ્યો.

ચંચળનેત્ર બાણો ફેંકતી એ વિહવળ ગોપીઓના વ્યાકુળ અને ચંચળ નયનો પાણી વગર સૂકાં સરોવરમાં જેમ માછલાંઓ તડપે તેમ તડપતાં હતાં. કંઈક સાહેલીઓને મૂર્છા આવી ગઇ. તે જાણે ગ્રીષ્મ ઋતુમાં જેઠ માસની ગરમીની ન હોય ! આમ કામ તાપથી તપેલી ગોપાંગના ગ્રીષ્મ ઋતુરૂપ થઈ ગઇ.

હાર રતન જેહા પણંગ, ગજડંમર શણિગાર,
આડિન લે સિંદૂરિયાં, અંદ્ર ધનંક અણિહાર
અંદ્ર ધનંક અણિહાર કે, ડમંકે ઝંઝરાં
જાણે કે વખા રત ડહકે દાદરાં
આકતાં ચિરાં માંઈ કે નેણે ભૂંભલી
વાદળ કાળા વિચ ચમંકી વિજળી

રાધાજીએ ધારણ કરેલો રત્નહાર નાગરૂપ લાગતો હતો. તેમણે સજેલો શણગાર મેઘાડંબર જેવો લાગતો હતો. રાધેને કપાળે કરેલી સિંદૂરની આડ ઇંદ્રધનુષ રૂપ હતી.

તેમને પગે ઝાંઝરો રણઝણતાં હતાં તે જાણે વર્ષા ઋતુમાં દેડકાઓ ડ્રાં ડ્રાં કરતાં હોય તેમ લાગતું હતું, ગાઢાં વસ્ત્રોમાં ઉત્તમ નેત્રોવાળાં રાધાજી જાણે કાળાં વાદળમાં વીજળી ચમકતી હોય તેમ શોભતાં હતાં.

વકસે કમળ લોયણાં, જળ થાંનક વસે નંગ
પ્રિતે હેમ બહુ પેરિયા, ઓપે શરદ રતિ અંગ
ઓપે શરદ રતિ અંગ કે, ગોપી સે રસી
ચદ વદની નારી શરદ પૂનિમ જસી
જવિહર હીરાં જોતી સંગારર સારિયા
જાણે દીવાળી રાતી કે મૂ હુલ શંગારિયા...૫

હર્ષથી નેત્રરૂપી કમળો વિકસિત થયાં. પાણીદાર નેત્રોમાં નંગો આવીને વસ્યાં (અર્થાત હીરાઓનું પાણી આવીને નેત્રોમાં વસ્યું) પ્રેમ પૂર્વક ઘણાં સુવર્ણનાં આભૂષણો ધારણ કર્યાં. આમ ગોપાંગનાઓના શરીરે શરદઋતુ શોભવા માંડી

આમ શરદ ઋતુ રૂપ બનેલી, બધા રસથી રસ બસ થયેલી ગોપાંગના શોભતી હતી. એ નારીઓ

શરદ ઋતુના શરદ પૂનમના ચંદ્ર જેવાં વદનવાળી ચંદ્રવદની હતી. ઝવેરાત–હીરા મોતીના શણગાર સજીને ઝળાંહળાં થતી એ ગોપાંગનાઓ જાણે દીવાળીની રાત્રીએ દીપમાળાઓ વડે શણગારેલો મહેલ ન હોય ! તેવી લાગતી હતી.

સાર પટંબર દળ સજે, સજે આભૂષણ સાર;
સોળ સહસ થેં સાબદી, કરવા વશ કિરતાર.
કરવા વશ કરતાર, શંગાર બણાઇયા
કેસરમાં ગરકાવ કરે ત્રિ કાઇયા
સોરંભ તેલ ફુલેલ સજંન મથે સીતરા
વાયા ઉત્તર વાયુ રતિ હેમંત રા

ઉત્તમોત્તમ વસ્રો અને આભૂષણો સજીને એ સોળ હજાર ગોપનારીઓ ભગવાનને વશ કરવા તૈયાર થઇ.

શૃંગાર સજેલી એ ગોપવધુઓએ કાયાને કેસરના લેપન વડે ઢાંકી દીધી. સુગંધી ફૂલો વડે બનાવેલ–માયામાં નાખેલ તેલની એ સાજનીઓના શરીરમાંથી શીતળ સુગંધ વહેવા માંડી, એ જાણે હેમંત ઋતુનો ઉત્તર દિશાનો શિતળ વાયુ વાયો :

રૂપ અસા વ્રજ નારિયાં, ચડે દાઢે ચખચાઇ;
દેવાં ખડ ખડ જાડ દંત, થર થર સરપતિ થાઇ.
થર થર સરપતિ થાય કે વહમા શંકર
નેયણ હેમાળા રૂપ કે, ચલાડે નજર
જગપતિ માંણણહાર સો ગોપી જાણીએ
તાજી રતિ શશિર જટ વખાણિએ

વ્રજનારીઓનાં એવાં રૂપ હતાં કે, ભયંકર ઠંડી ચાહીને જ એમનાં નેત્રોમાં આવી વસી હતી. એ નજરોથી દેવનઓના દાંત તૂટી ગયા. અને સુરપતિ ઇંદ્ર થર થર કંપી રહ્યો.

જ્યારે ગોપાંગનાઓએ પોતાની હેમાળારૂપ ઠંડી આગવાળી નજરો ચલાવી ત્યારે રાસકૌતુક જોવા આવેલા ઇંદ્ર, બ્રહ્મા અને શંકર પણ થર થર કંપી ઊઠયા.

આવી એ પરમેશ્વરને માણનારી ગોપાંગનાઓ હતી. આ રીતે ગોપવધુના રૂપમાં તાજી એવી છઠ્ઠી શિશિર ઋતુને આપણે વખાણીએ.

પાયુ હંસ ગજ ચાલે પણાં, સિંહલંક નભપંક;
કંઠ કોયલ અહર બંબ, વળે અંક.
અહર બંબ વળે અંક કે, દાડિંમ દંતિયાં
નાસા દિયગ કૂરંગ કે નેન સોહંતિયાં
ભૂહ કબાંણ કે વેણી ફણાલિયાં
મળી રમેવા રાસ કે સખી મતવાળીયાં

એ સુંદરીઓ હંસ અને મસ્ત હાથીની ચાલે ચાલતી હતી. તેમની કેડ સિંહ સરખી હતી. મુખ ચંદ્ર સરખું, અને વાણી કોયલ જેવી હતી, અધરો લાલ–પાકેલ ટીંડોરાં જેવા હતા.

એ રૂપવતીઓના દાંતો દાડમ બીજ સરખા સુંદર હતા. નાક દીપ શિખા જેવું, અને નેત્રો મૃગના નેત્રો જેવાં સોહામણાં હતાં. તેમનાં નેણો ધનુષ્ય સરખા અને વેણીઓ ફણાધર નાગ જેવી હતી. આ રીતે એ બધી મદો-મત સાહેલીઓ રાસ રમવા માટે એકઠી મળી.

જાંણે નખ હિરા જસા, આંગળિયાં ફળિયાંહ;
પેહરે તરણાં પાદવણી, છક વૃંદાવન છાંહ.
છક વૃંદાવન રી છાંહ કે, રાસ રચિયા
પ્રિયા ત્રિયા હોય એક આણંદ થાઇયા
શરદ પૂનમ રાતિ કે, કદંમ રી છાંહડી
રમે ગોપિયાં કાન ગળે લે બાંહડી

એ ગોવાલણોના નખો જાણે હીરા જેવા હોય તેમ લાગતું હતું, તેમની આંગળીઓ ચોળાની શીંગો જેવી કોમળ સુંદર હતી. અથોક જુવાનીને પોતાની કાયા પર ધારણ કરેલી એ લલિતાઓ વૃંદાવનની છાયામાં મદમાં ચકચૂર થઈ ગઈ હતી.

આ રીતે વૃંદાવનની છાયામાં મસ્ત થઈને હરિએ રાસ રચ્યો, પ્રેમીઓ અરસ પરસ મળીને આનંદ પામ્યા. એ શરદ પુર્ણિમાની રાત્રીએ કદંબ વૃક્ષની છાયામાં શ્રી કૃષ્ણ અને વ્રજાંગનાઓ એક બીજાના ગળામાં હાથ નાખીને રાસ રમ્યાં

વસંત ગ્રિખમ રતિ વરખા, શરદી હેમ શશિર;
કહી ખટ રતિ મેં કથી, સુંદરી રૂપ શરર.

સુંદરી રૂપ શરિર કે શંગારહ સારિયા
કેતાં કરાં વખાંણ ન જાયે મે કિયા
પૂરે ગોપિયાં હામ કે કામ રસાળ રી
ગાવે' રામચંદ્ર' ઝમાળ ગોપાળ રી...૧૦

આ રીતે વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર એમ ૭ ઋતુઓને ગોપાંગનાઓનાં રૂપનો ઉપમા આપીને મેં વર્ણવી.

એ ગોપાંગનાઓનાં મનોહર રૂપનાં કેટલાં વખાણ કરૂં ? એ રૂપ મારાથી વર્ણવ્યાં જાય તેમ નથી, એવી એ રસીલી ગોપવધુઓના હામકોડ રાસ રમીને ગોપાલ ભગવાને પૂર્યા. એવા એ રસરાજ કૃષ્ણની આ ઝમાળ કવિ રામચંદ્ર મોડે ગાઇ.

વિશેષ નોંધ :

રાસ લીલા પરની ચારણી રચનાઓ ૪૦૦ વર્ષ પૂર્વેની મળે છે. સૌ પ્રથમ રાસલીલા પર મહાકવિ શ્રી ઈસરદાસજીએ "રાસ કૌતુહલ" નામે દીર્ઘ કાવ્ય રચેલું. જેની એક નકલ સચાણા ગામે શ્રી ગજરદાનજીએ પોતાની પાસે હોવાનું મને જણાવેલ જ્યારે બીજી નકલ 'રાજસ્થાન રિચર્સ સોસાયટી' કલકત્તામાં હોવાનું જાણવા મળેલું છે.

સૌ. યુનિ. ચારણી સાહિત્યમાં છેલ્લાં ત્રણ વર્ષ થયાં સંશોધન કરે છે. પણ તે વર્ષમાં ૨–૩ માસ પૂરતું જ. ખરી જરૂરત તો એ કાર્યોને કાયમી સ્વરૂપ આપવાની છે. કેમકે જે કાંઈ શોધાયું છે એ યશદાયી છે, અને તેણે જ સાબીત કર્યું છે કે આ કામ કાયમી થવા યોગ્ય છે. કુલપતિજી આ વિષે વિચારે તે વેળાસરનું ગણાશે.



## ભાઈની વિયોગી બેનડીનું મેઘદર્શન

કાળુળી કાળુળી હો બાંધવ મારા, કાજળિયારી રેખ,
ધોરી રે ધારાંરો બાંધવ મારા ! મે વરસે.
વસજે વસજે હો મેહુડા ! બાવાજી રે દેશ,
જઠે રે માડીરો જાયો હળ ખેડે.
વાવજો વાવજો હો બાંધવ મારા ! ડોડાળી જુવાર,
ધોરે ને વવાડો નાના કણુરી બાજરી !
જોતો રે જોતે રે બાંધવ મારા ! હરિયા રે મૂંગ,
મારગે ને વવાડો ડોડા એળચી.
નીદણો નીદણો હો ભાભજ મારી ! ડોડાળી જુવાર,
ધોરે રે નીંદાવો નાના કણુરી બાજરી.
વૂઠા વૂઠા હો બાંધવ મારા ! અપાઢા હે મેઘ,
ભરિયા હે નાડાં ને વળી નાડડી.
ભીને ભીને હો બાંધવ મારા ! બાજરિયો રે બીજ,
નાઇને ભીને રે સાવ સોવની.
ભીને ભીને હો બાંધવ મારા ! પાઘડિયારા પેચ,
ભાભજરો ભીને રે ચૂડો વળી ચૂંદડી.
ભીને ભીને હો બાંધવ મારા ! રેશમિયારી ડોર
ગીગો ને ભીને રે થારો પારણે
નીપજે નીપજે હો બાંધવ મારા ! ડોડાળી જુવાર,
થારે ને વાયોડાં સાચાં મોતી નીપજે !

# લોકસંગીત અને કાકુસ્વર

જયમલ્લ પરમાર

લોકસંગીત અને શાસ્ત્રીયસંગીત અંગે ઈદં તૃતીયમ જેવો એક ભારે વિચિત્ર ફકરો હમણાં વાંચવા મળ્યો. તે નીચે મુજબ હતો :

"આવી બીજી એક ભ્રામક માન્યતા લોકસંગીતમાં આવતા કાકુસ્વરોની બાબતમાં થાય છે લોકસંગીતના કેવળ ગુણગાનમાં જ રાચતા આગ્રહીઓ માને છે કે આ કાકુસ્વરોને કારણે લોકસંગીતમાં માધુર્ય અને લાલિત્ય આવ્યાં. આ વાત સદંતર ખોટી છે. હા, કાકુસ્વરોનો લોકસંગીતમાં છૂટથી ઉપયોગ થયો છે; પણ તે ગીત, ગરબા રાસડામાં નહિ, પરંતુ ચારણી છંદોમાં તથા કેટલાંક શૌર્યગીતોમાં. બાકી આમ તો ગીતના રસાર્દ્ર નાજુક ભાવોને, તેની વાહક બનતી ગેયતાને તથા આ કાકુસ્વરોને બાપે માર્યાં વેર ! ચારણી ગીતોમાં સપાખરું, સાવજડું, શાણોર તથા રેંટુકુ એની સ્વરરચના તથા રજુઆતને કારણે આગવી ભાત પાડે છે. આમે ય તે ચારણી ગીતો અને છંદો, તેમાં વણાયેલી ડીંગળ ભાષાને ઝડઝમકભર્યા કઠણ શબ્દોના ખડકલાને કારણે અગેયતા તરફ વધુ ઝોક લે છે. એટલે ચારણી છંદોને કાકુસ્વર વધુ બંધ બેસે'

પછી એની ફૂટનોટમાં લખે છે કે "કાકુસ્વરો એટલે આરોહ-અવરોહના ત્વરિત ખટકાથી બોલાતા ખડા સૂરો અને તેના ઝડઝમકદાર આંદોલનો. તેમાંથી ઘડીક ઊંચે તો ઘડીક નીચે પછડાટ ખાતાં સ્વર જોડકાં."

આ વિધાનનો અર્થ એમ થયો કે ગીત, રાસડા કે ગરબામાં આવતી રસાર્દ્રતાને અને કાકુસ્વરને બાપે માર્યાં વેર છે. કાકુસ્વર એટલે આરોહ અવરોહના ત્વરિત ખટકાના ખડા સૂર. એટલે કે એમાં વીરરસ બહુધા સંભવે. અથવા તો જે સ્તવનો કે ઋતુગીતો ત્વરિત ઝટકામાં ઊંચા નીચા સ્વરોના જોડકામાં પછડાતા હોય તે જ રસ સંભવે બીજો એકેય રસ કાકુમાં ન સંભવે. અને પાછા અગેયતામાં વિશેષ

મારા આજ સુધીના અભ્યાસ અને અનુભવથી હું એમ સમજતો આવ્યો છું કે સાહિત્યક્ષેત્રે કાકુ એટલે ઘણા પ્રકારના વ્યંગની ખૂબી. એટલે કે વાચ્યાર્થ અને લક્ષ્યાર્થથી ભિન્ન એવું આડકતરું સૂચન કરતો જે ગૂઢ અર્થ નીકળે તેને કાકુની ખૂબી કહેવામાં આવે છે. એ એક વ્યંજના છે.

એ જ રીતે સ્વરભેદ દ્વારા જે જે ભાવ પેદા કરવામાં આવે તેને કાકુની ખૂબી કહેવામાં આવે છે જેમ કંઠ્ય સંગીત તેમ વાદ્યસંગીતમાં પણ આ 'કાકુ' ઊપજાવી શકાય. સ્વરાન્તરની આ ખૂબી દ્વારા જે વિધવિધ ભાવ પ્રગટ કરવામાં આવે છે તેને વિદ્વાનો સ્વરકાકુ, રાગકાકુ, રાગાન્તરકાકુ ઈત્યાદિ કહે છે.

પંડિતો જે આ વિવિધ પ્રકારના કાકુ ઉપર મુગ્ધ બન્યા છે તે લોકસંગીતમાં સ્વરભેદની અદ્‌ભુત મીઠાશ આણે છે. લોકસંગીતની મજા જ એના હિલ્લોલમાં લાગતી શ્રુતિઓ અને સ્વરકાકુની છે લોકસંગીતની ભાવભંગિ તો આ સ્વરકાકુને કારણે જ પેદા થાય છે, કોઈ એક નહિ પણ વિધવિધ ભાવની ખૂબીઓને સ્વરકાકુ કહેવામાં આવે છે

પણ આ ફકરાએ મને મારું વર્ષો જૂનું શાસ્ત્રીય સંગીતનું, સાહિત્યનું અને લોકસંગીતનું જ્ઞાન તાજું કરવાનો અને તપાસી જવાનો અવકાશ આપ્યો.

કાકુ શબ્દ માટે હું ગુજરાતી, હિંદુસ્તાની અને સંસ્કૃત શબ્દકોષો ફરી તપાસી ગયો. નાટ્યના ગ્રંથો ઉથલાવી ગયો સંગીતના ગ્રંથોમાં 'નાદ લહરી, શ્રુતિસ્વર સિદ્ધાંત, સંગીત પ્રકાશ, નરહર શાસ્ત્રીનું સંગીત શાસ્ત્ર અને સારંગ દેવકૃત 'સંગીત રત્નાકર' એના મૂળ સંસ્કૃતમાં જોઈ ગયો

જેમ જેમ આ બધુ વાંચતો ગયો, તેમ તેમ કાકુ વિષેની મારી સમજણ વધુ સ્પષ્ટ અને વધુ દૃઢ થતી ગઈ. તેમ છતાં સંસ્કૃત ગ્રંથોના અર્થો કરવામાં

હું કદાચ ભૂલ ન કરી બેસું એટલા માટે કાવ્ય, નાટ્ય, સંગીત, સાહિત્ય અને શિક્ષણમાં જે એક સાથે રસ અને જ્ઞાન ધરાવે છે તેવા શ્રી. જયંતભાઈ આચાર્યને મળ્યો.

જયંતભાઈ સાથે બેસીને કાકુ શબ્દની ચર્ચા કરી. જયંતભાઈ પાસે રહેલા સંસ્કૃતના મોટા શબ્દ-કોષ ઉથલાવ્યા. એ પછી 'સંગીત રત્નાકર'માં કાકુઃ શબ્દની જે સમજૂતીઓ આપી છે તે સાથે બેસીને જોઈ ગયા. તે ઉપરાંત જયંતભાઈએ પણ બીજા કેટલાક ગ્રંથો ઉથલાવ્યા. આ બધા પછી અમારી કાકુ શબ્દ વિષેની સમજ વધુ વિશદ વધુ દઢ થઈ.

આટલો અભ્યાસ તાજો કર્યા પછી, શ્રી. જયંતભાઈ આચાર્ય સાથે બેસીને કાકુ વિષેની મારી સમજનો સંતોષ મેળવ્યા પછી આ લખું છું કે કાકુ શબ્દ જેમ સંસ્કૃત સાહિત્યમાં તેમ નાટ્ય અને સંગીતમાં પણ ભાવભંગિની ખૂબીઓ માટેનો પ્રચલિત એવો સુંદર શબ્દ છે. વ્યંગ્યના, અભિનયના, કંઠના અને વાદ્યોના સ્વરભેદથી થતા ભાવની લાક્ષણિક અનુભૂતિ કરાવનારો શબ્દ છે.

હેમચંદ્રાચાર્યના 'કાવ્યાનુશાસન'માં કાકુનું દૃષ્ટાંત નીચે મુજબ આપ્યું છે.

तथा भूतां द्रष्ट्वा नृपसवसि पांचाल तनयां
वने व्याधैः सार्धं सुचिर मुषितं वल्कल धरैः।
विराटस्यावासे स्थितमनुचिता रंभनिभृतं
गुरुः खेदं खिन्ने मयिमजति नाद्यापिकुरुषु ॥
अत्र मयि न योग्यो खेदः कुरुषु तु योग्यः इति
काक्वा प्रकाश्यते ।

ભૂંડા હાલે ભાળી દ્રુપદ તનયા રાજ સદને !
વને વ્યાધો સાથે વનફૂલ ધરી દીર્ઘ વસિયાં !
પુરી વૈરાટીમાં વિકરમ કરી પ્રીછ ગુપવી !
ધરો ધોખો હુંપે ! હજુય ન રૂઠતા આપ કુરૂપે !

અહી મારા પ્રત્યે ધોખો ધરો છો તે યોગ્ય નથી. તે ધોખો તો કૌરવો પ્રત્યે ધરો એ જ યોગ્ય છે એ ભાવ કાકુ દ્વારા પ્રગટ થાય છે.

'કાકુસ્વરતો ખડાસૂર છે ને કાકુસ્વરને અને રસાર્દ્રતાને બાપે માર્યાં વેર છે' એવા એ ફકરા સામે હવે સ્વ. પં. ઓમકારનાથજી ઠાકુર 'કાકુ' શબ્દની શી વ્યાખ્યા આપે છે તે જોઈએ. પોતાના 'રાગ અને રસ' નામના પુસ્તિકારૂપે પ્રગટ થયેલા વ્યાખ્યાનમાં પં. ઓમકારનાથજી જણાવે છે કેઃ

"સ્વરોનો ત્રીજો ગુણ કાકુ. સંગીતની ભાષામાં કાકુ શબ્દનો અર્થ સમજવવા માટે સ્વરભેદ શબ્દની યોજના સમુચિત લાગે છે. ગાતાં, બોલતાં કે નાટ્યમાં અભિનય કરતાં અવાજમાં, અવાજની જાતમાં જે જુદા જુદા ફેરફારો કરવામાં આવે છે તેને સંગીતની ભાષામાં કાકુ કહેવામાં આવે છે. સુખદુઃખાદિ સંવેદન પ્રસંગે કંઠમાં એ જાતનાં પરિવર્તનો કરવાની આવશ્યકતા રહે છે. કરૂણાભર્યો પ્રસંગ હોય, એ પ્રસંગ ક્યાંક કહેતા હોઈએ, નાટ્યમાં અભિનય પ્રસંગે ઉતારતા હોઈએ, અથવા ગીતાલાપમાં વિલાપતા હોઈએ, તેવા પ્રસંગે કંઠ ગદ્‌ગદિત થવો જ જોઈએ.

"તેવી જ રીતે ગુંગળાયલા, અકળાયલા, ક્રોધે ભરાયલા, શાન્ત, ચિન્તિત, નૈરાશ્ય, નિર્વેદ, ખેદ પ્રસ્વેદ વગેરે જે જે અવસ્થાઓ દર્શાવવી હોય તે તે અવસ્થાઓ માટે કંઠમાં તેવી ક્રિયાઓ કર્યા વગર સ્વરભેદ દર્શાવ્યા વગર રસોત્પત્તિ સંભવી જ શકે નહિ. એ બધા સ્વરભેદની અવસ્થાને શાસ્ત્રીય ભાષામાં મૂકવાને અર્થે એને 'કાકુ' સંજ્ઞાથી ઓળખવામાં આવે છે."

એટલે કે બધા રસો ઉત્પન્ન કરનારા બધા સ્વરભેદોની અવસ્થાને કાકુની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. એટલે કે પંડિતજીની વ્યાખ્યા મુજબ રસાર્દ્રતાને અને કાકુસ્વરને નહિ પણ ખડાસૂરને અને કાકુને બાપે માર્યાં વેર થયાં. સ્વ. પં. શ્રી ઓમકારનાથજીના વિધાન પ્રમાણે ચિંતા, નિરાશા, ખેદ–પ્રસ્વેદ, ક્રોધ, ગુંગળામણ, અકળામણ, વિલાપ–કરૂણા અને શાંત, એટલા રસોની ઉત્પતિ કરનારા સ્વરભેદની અવસ્થાઓને કાકુ સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. એટલે કે ગીત ગરબા ને રાસડા દુહામાં જ સ્વરભેદથી રસનિષ્પત્તિ વધુમાં વધુ થાય છે. એટલે એ

જ અવસ્થાઓને કાકુ સંજ્ઞાથી ઓળખાય છે આરોહ અવરોહના ત્વરિત ખટકાવાળા ખડા સૂરોમાં સ્વરભેદની શક્યતા કેટલી? એટલે જેટલા ઓછા સ્વરભેદ એટલી ઓછી રસનિષ્પત્તિ. પણ બધા જ છંદો ખડાસૂરમાં નથી ગવાતા. કાકુ અગેયતામાં નહિ, ગેયતામાં જ ઉદ્ભવે

આપણે હવે આગળ વધીને કાકુ શબ્દ અંગે 'સંગીત રત્નાકર' શું કહે છે તે જોઈએ, વાગ્ગેય કારોનાં લક્ષણો વર્ણવતાં વર્ણવતાં બીજા ભાગના ત્રીજા અધ્યાયના પાંચમા શ્લોકમાં 'સંગીતરત્નાકર' કહે છે કે

तौर्यत्रितयचातुर्यं हृद्यशारिरशालिता ।
लयतालकलाज्ञान विवेकोऽनेककाकुषु ॥ ५ ॥

નૃત્ય–ગીત–વાદ્ય એ ત્રણના સ્વરભેદમાં નૈપુણ્ય, સ્વરોના વિવિધ ઉદ્ભવસ્થાન વિષે ઊંડી સમજ, નિઃશબ્દ અને સશબ્દ એવી લય, તાલ કલાનું જ્ઞાન અને અનેક પ્રકારની કાકુઓનો વિવેક

મતલબ કે કાકુઓ અનેક પ્રકારની છે, કોઈ એક પ્રકારની નથી. ત્રીજા અધ્યાયના ૧૨૦મા શ્લોકમાં કાકુની વ્યાખ્યા આપતાં સારંગદેવ કહે છે કે

ये यन्त्रेष्वेव दृश्यन्ते बाहुल्यात्ते तु यन्त्रजा ।
छाया काकु षट्प्रकारा स्वररागान्यरागजा ॥

જે પ્રાયઃ યંત્રોમાંથી વીણા બંસીઆદિ ઉદ્ભવતા દેખાય છે તે અવાજને યંત્ર જ કહેવાય છે. અવાજની છાયાને, એટલે કે ધ્વનિના વિકારને કાકુ કહેવાય છે તેના છ પ્રકાર છે કાકુ, સ્વરભેદ પરત્વે, રાગભેદ પરત્વે, રાગ રાગાન્તર પરત્વે, દેશકાકુ ક્ષેત્રકાકુ અને યંત્રકાકુ,

તેમના લક્ષણ હવે કહીએ છીએ

स्यादेशक्षेत्रयन्त्राणा तल्लक्षण मयोच्यते ।
श्रुति न्यूनाधिकत्वेन या स्वरान्तर संश्रया ॥ १२१
स्वरान्तरस्य रागे स्यात् स्वरकाकुरसौ मता ।
या रागस्य निजच्छाया रागकाकु तुता विदु ॥ १२२
सा त्वन्यरागकाकुर्या रागे रागान्तराश्रया ।
सा देशकाकुर्या रागे भवेद्देशस्य भानत ॥ १२३
शरीर क्षेत्रमित्युक्त प्रतिक्षेत्र निसर्गत ।
रागे नानाविधा काकु क्षेत्रकाकुरिति स्मृता ॥ १२४
वीणाच शादियन्त्रैरथा यन्त्रकाकु सता मता ।
अयच्छायाप्रवृत्तौ ये छायान्तरमुपाश्रिता ॥ १२५

શ્રુતિના ન્યૂનત્વ કે આધિક્યથી જે ઉદ્ભવે તે સ્વરાંતરાશ્રિત કહેવાય (૧૨૧)

રાગની અંદર સ્વર ભેદ દ્વારા જે સ્વરકાકુ, રાગની પોતાની જ અભિનવ છાયા પ્રગટાવે તો તેને રાગકાકુ કહેવાય છે [અહીં અભિપ્રેત એ છે કે રાગની મર્યાદામાં જ રહીને—રાગાંતર કર્યા વગર જ—સ્વરકાકુ દ્વારા જે નાવીન્ય જન્મે તે રાગકાકુ કહેવાય છે રાગના વાદીસંવાદી અને ગ્રહ–અંશ–ન્યાસ વગેરેના નિયમો જાળવીને પણ કુશળ ગાનારા અભિનવતા લાવી શકે છે ] ૧૨૨

રાગમાંથી રાગાન્તર કરીને જે કાકુ સિદ્ધ થાય છે તેને રાગાન્તરકાકુ કહેવાય છે વળી દેશ દેશાન્તરના સ્વભાવને અનુકૂળ રહીને જે કાકુ સિદ્ધ થાય તેને દેશકાકુ કહે છે (અહીં ભિન્ન ભિન્ન દેશની વૈદર્ભી, ગૌડી, પાંચાલી, લાટી વગેરે શૈલી પણ સૂચિત છે) ૧૨૩

ક્ષેત્ર એટલે કે શરીર શરીરના ભેદને ધ્યાનમાં રાખીને જે કાકુ ઉદ્ભવે તેને ક્ષેત્રકાકુ કહેવાય [સંભવ છે કે જાડા પાતળા, લાંબા ટૂંકા કાળા ગોરા મનુષ્યને ધ્યાનમાં લઈને પણ કાકુભેદ થતા હશે ] ૧૨૪

વીણા, બંસી આદિ વાદ્યોમાંથી જે કાકુ સર્જાય તે યંત્રકાકુ કહેવાય

ત્યારબાદના શ્લોકોમાં કાકુ દ્વારા નીપજતા ગાનઢંગ (સ્થાય)નું વર્ણન આપેલ છે

કાકુના આટ આટલા ભેદ 'સંગીતરત્નાકર'માં સારંગદેવે સમજાવ્યા પછી કોઈના મનમાં ભ્રમણા રહેવાનું કારણ નહિ રહે કે 'રસાર્દ્રતા ને કાકુસ્વરોને બાપે માર્યા વેર છે' અથવા તો કાકુ એટલે આરોહ અવરોહના ત્વરિત ખટકા ને ઊંચે નીચે પછડાતાં સ્વર જોડકાં' હજુ કોઈના મનમાં કાકુની રસાર્દ્રતા વિષે શંકા રહી જતી હોય તો રસાર્દ્રતાનો પાર્શ્વદેવનો

એક શ્લોક જોઈએ:

प्रेमोद्दीप्तपदप्रायं श्रृङ्गार रस भूषितम् ।
करुणाकाकुसंयुक्तं करुणं विरही प्रियम् ।।

ઉદ્દીપ્ત પ્રેમસભર પદોવાળું, શૃંગાર રસથી શોભતું અને કરૂણાસૂચક કાકુયુક્ત એવું જે કરૂણગાન છે તે વિયોગી જનોને વહાલું લાગે છે.

પ્રેમસભર, શૃંગારરસથી શોભતું, કરૂણાસુચક કાકુયુક્ત એવા કરૂણગાનને રસાર્દ્ર કહી શકીએ કે નહિ? આટલા પછી એ સિદ્ધ કરવાનું બાકી રહે છે ખરૂં કે 'કાકુ'ના પ્રયોગનો વિનિયોગ એ ભાવપ્રાકટ્ય માટે જ છે! લોકગીતોમાં ભાવપ્રાકટ્ય માટે જ્યાં કાકુનો સમજણપૂર્વકનો વિનિયોગ થાય ત્યાં તે માધુર્યજનક જ બને. રેડિયોમાં સ્વ. હેમુ ગઢવીએ ગાયેલા ગોપીચંદનું જ ગીત લઈએ:

"મોર ચોળંતાં એનું હૈડું ભરાણું,
નેણલે આંસુડાની ધાર રે ભરથરી"

એમાં "હૈડું ભરાણું" એ ગાતાં જે ગદગદ્ સ્વર લાગે છે તે કરૂણકાકુ છે. એનો વિનિયોગ અવશ્ય માધુર્યપ્રદ છે.

લગ્નગીતોમાં ફટાણાં ગવાય છે ત્યાં હાસ્યકાકુનો વિનિયોગ રોચક થઈ પડે છે.

દાદાને વહાલા દીકરા
અમને દીધાં પરદેશ

એમાં પણ કુશળ ગાનાર કરૂણ પરિગામી હાસ્યકાકુનો ઉપયોગ કરી શકે.

મૃત્યુને તેં ગણ્યું ગોદ માતા તણી,
કે શું પ્રિય મિલનની રાત સોહામણી!

એમાં પણ કરૂણપરિણામી વીરકાકુનો જ વિનિયોગ કરી શકાય.

કવિ શ્રી. દુલાભાઈનું રેકર્ડીંગ કરતાં લોકસાહિત્ય વિદ્યાલય જૂનાગઢમાં શ્રી. દુલાભાઈએ:

એક આવ્યો'તો પરદેશી પોપટો
બેની રમતાં'તાં માંડવ હેઠ
ધુતારો ધૂતી ગયો

એ ગીત ગાયું તેમાં કરૂણકાકુની રસાર્દ્રતા જ હતી. જેમાં હાજર એવા ઘણા રડી પડેલા. કવિ શ્રી. દુલાભાઇમાં ભાવપ્રાકટ્યની અદ્‌ભુત ખૂબી દ્વારા જ કાકુની અનુભૂતિ થાય છે તે એમના છંદોના ખડા સૂરની અગેયતામાં નહિ પણ એમનાં લોકગીતોમાં જ.

કોઇ આખું ગીત સ્વરકાકુનું શી રીતે સંભવે? કાકુસ્વરોનું પ્રાચુર્ય અખરે પડે, રસાર્દ્રતા પેદા ન કરે. કાકુનો ઉપયોગ તો વિવાદી સ્વરોની પેઠે વિરલ અને સયુક્તિક હોય તો જ શોભે. ઘણા લોકગાયકો અને ગાયિકાઓના કંઠમાં એ સહજભાવે પણ રહેલ હોય છે. કંઠકૌશલ અને ભાવબોધની શક્તિ જેની જેની પાસે હોય તે 'કાકુ'નો યથાસ્થાને અને યથાશક્તિ ઉપયોગ કરી શકે.

સાચી વાત એ છે કે ગાયક કે નટ–તેની રજૂઆતમાં જ્યારે ભાવલીન થઇ જાય છે ત્યારે અભિવ્યક્તિની એ ભાવછટા સહેજે પ્રગટ થાય છે. અને આ કળા કોઈનો ઇજારો પણ ન હોઈ શકે. 'ખેડે તેની જમીન' એમ 'કાકુ'કળા પણ આત્મસાત કરી શકે એની–બીજાની નહીં.

લોકસંગીત ને 'કાકુ'કળાની વાત તો ૩૫ વરસ પહેલાં પં. નારાયણ મોરેશ્વર ખરેએ અમદાવાદની સાહિત્યસભામાં સર્વ પ્રથમ કરેલી. એમના લેખસંગ્રહ 'ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન'ના લોકસંગીત નામના લેખમાં ૪૬૪ મું પાનુ આ મુજબ શરૂ થાય છે:

"સંગીતશાસ્ત્રમાં "કાકુસ્વર" સ્વ' પ્રસ્થાન હોય છે, તેનું લોકસંગીતમાં દર્શન થાય છે. કાકુસ્વર એટલે એક સ્વર ઉપરથી બીજા સ્વર પર જતાં વચલા સુરને થતો સ્પર્શ. આ વાત સંગીતને જાણનારા સહેલાઈથી સમજી શકશે. લોકસંગીતમાં આ સ્પર્શિત સ્વરનો અનુભવ અવારનવાર થાય છે. અને એમાં તો લાલિત્યનું વધવાપણું છે. લાલિત્ય વિના લલિતકળા શેની? જે કળા લાલિત્યને પોષે એ જ લલિતકળા. લાલિત્યના સંવર્ધન ને રક્ષણને માટે જ જાણે લોકગીતોમાં કાકુસ્વરો પ્રાધાન્ય ન ભોગવતા હોય?"

આ કાકુસ્વરો દ્વારા લોકસંગીતમાં આવતા

લાલિત્યનું આ વિધાન ૫. નારાયણ મોરેશ્વર ખરેએ ચારણી છંદો કે ખડાસૂર માટે નથી કર્યું પણ રાસ ગરબા, ગીતો ને ભજનોની રસાર્દ્રતા માટે કર્યું છે તે એમનું આખુ વ્યાખ્યાન વાંચવાથી સંગીતને જાણનારા સહેલાઈથી સમજી શકશે, પણ જે લોકો સંગીતને એના સાચા સ્વરૂપમાં કે એના મર્મને નથી જાણતા તેઓ એથી ઉલટાં વિધાનો કરતા હોય છે

મૂળ તો સંગીત વિષે આપણને પ્રેમ હોય, સંગીતમાં રસ ધરાવતા હોઈએ, સારૂ ગાય તેની કદર કરતા હોઈએ, સામાન્યજ્ઞાન પણ ધરાવતા હોઇએ તેથી આપણ જ્ઞાન શાસ્ત્રપૂત નથી બની જતું પણ આજકાલ એવા સામાન્યજ્ઞાન અને સ્થાન વડે સંગીત શૈલીઓના મૂલ્યાંકનની દેશી અને પરદેશી ભાષાના ચલણી શબ્દો હાથ પડી જાય અને થોડુ લખતાં કે રજૂ કરતા ફાવે એટલે આપણે સર્વજ્ઞના અધિકારનો દાવો કરવા મંડી જઈએ છીએ પછી એવા ભ્રમિત અધિકાર વડે આખરી ઓથોરીટી હોઈએ તેવાં ઓડચોડ વિધાનો કરવાની અને કોઈને તોછડાવી નાખવાની અનધિકાર ચેષ્ટા કરી બેસીએ છીએ

આવી અનધિકાર ચેષ્ટાથી 'લોકસંગીતમાં પ્રવર્તતા ભ્રમો અને અત્યાચાર'ને નામે પછી આપણે નવા ભ્રમો અને અધિકારપૂર્વકનો અત્યાચાર કરવા માંડીએ છીએ લલિતકળાઓ જેવા શાસ્ત્રીય અને સાંસ્કૃતિક વિષયોના મૂલ્યાંકન માટે પુરાણ, પુરાતત્ત્વ, ઇતિહાસ, સાહિત્ય અને સમાજશાસ્ત્ર જેવા વિષયોનુ પણ સામાન્ય જ્ઞાન હોવુ આવશ્યક બને છે એ સિવાય લલિતકળાઓના ઉદ્ભવ અને વિકાસના કાલાનુક્રમનો ખ્યાલ આપણે પામી શકતા નથી કોઈપણ લલિતકળાના નજીકના ભૂતકાળના જ્ઞાનની મર્યાદાના માપદંડથી આપણે સમગ્ર લોકસંગીત અંગે ચુકાદો આપનાર ન્યાયાધિશ બની જઈએ તો વિષયને ભારે મોટો અન્યાય કરી બેસીએ

દા ત સ્વ હેમુ ગઢવીએ લોકસંગીતમાં રહેલા વિધવિધ ભાવોને–ખાસ કરીને લોકસંગીતમાં રહેલા કારૂણ્યને પોતાના દર્દીલા કંઠના કૌશલથી વાચા આપી ને લોકસંગીતને વધુ લોકપ્રિય બનાવ્યુ જતે દિવસે પોતાની લોકપ્રિયતા અને આધુનિકતાથી ખેંચાઈ જઈને લોકગીતોના રસ અને ભાવથી વિસંગત એવુ નાવીન્ય નીપજાવવામાં પડી ગયેલ એમાં લોકસંગીતનો લોકજીવન સાથેનો સંબંધ તૂટી જાય એટલી હદે વિકૃતિઓ આણેલ કુંજલડીના સુપ્રસિદ્ધ ગીતની તો અક્ષમ્યહદે વિકૃતિ થઇ ગયેલ દુહાના મર્મ અને પોતથી વિરોધી એવા બધા દુહાને પરજના ઢાળમાં ગાવા લાગેલ ભજનોમાં જે થોડ઼ા સુંદર નાટયરંગ લાવીને કારૂણ્ય નીપજાવી શકેલ એ સિવાયનાં ભજનોમાં એનો કંઠ સુસંગત નહતો, ત્યાર અન્ય ભજનિકોના ખટકા અને નજાકત પોતાના કંઠમાં બેસાડવા પ્રયત્ન કરેલ મિત્રોએ ઘણી વારવા છતાં આધુનિકતાની પ્રતિષ્ઠાના આકર્ષણથી કંઠની કરામતમાં જ ખેંચાઈ ગયેલ

સ્વ હેમુ ગઢવી આકાશવાણીના એવા સ્થાને બેઠેલ કે એના આવા છેલ્લા વિકૃતઢંગને ખૂબ પ્રતિષ્ઠા મળી ગઈ નવા લોકગાયકો તો એ ઢંગે ચડી જ ગયા, પણ ગામડામાં કેટલાક નિજત્વ ખોઈને હેમુના ઢંગથી ગાવા લાગેલ છે હવે જો હેમુના આવા ઢંગના માપદંડથી તોળવામાં આવે તો લોકસંગીતનુ કેટલુ ખોટુ મૂલ્યાંકન થાય? લોકસંગીતનુ મૂલ્યાંકન કરવામાં એના ઉપર નાટય, સિનેમા અને આધુનિકતાની કેટલી અસરો થઇ છે તે પણ તપાસવી રહે આખરી ઓથોરીટીના તોરથી, ઉગ્રતાથી, આવેશથી અને મતાગ્રહીપણાથી તુલનાત્મક મૂલ્યાંકન શકય ન બને એ માટે તો ઉદાત્તમન સાથે વિષયના ઉંડાણની સ્વસ્થતા જોઈએ આગળ પાછળનુ ઉઠાવી લઈને વચ્ચે આવાં ભળતાં વિધાનો લોકસંગીતમાં ભેળવી દેવામાં આવે છે તેની ચર્ચા હવે પછી ક્યારેક

●

# પશ્ચિમ સૌરાષ્ટ્રનાં દેવમંદિરો

મણીભાઇ વોરા

ગુજરાતમાં વિધવિધ સંશોધનો અંગે કેટલાંક વર્ષોથી મોટી સંસ્થાઓ ઉપરાંત નાના મંડળો પણ કામ કરી રહ્યાં છે. જો કે આવાં મંડળોની પ્રેરક અને સંચાલક સામાન્ય રીતે એકાદ વ્યક્તિ જ રહી છે. એમને સંશોધન અને સંચાલન એવાં બન્ને કાર્ય માટે કોઇ સાથીદાર કે જોડીદાર ન મળી રહે અથવા નવા નવા અભ્યાસીઓ ઊભા કરી નથી શકયા ત્યાં આવાં મંડળો સંસ્થાકીય વિકાસ નથી સાધી શકયા, છતાં પોતાની મર્યાદામાં સંશોધન ક્ષેત્રે ઉત્તમ ફાળો આપ્યો છે. અમદાવાદમાં શ્રી. હરિનારાયણ આચાર્યે 'પ્રકૃતિમંડળ'ની સ્થાપના કરેલી ને ઘણી ઉપકારક સેવા બજાવેલી. સ્વ. પોપટલાલ ગોવિંદજી શાહે ગુજરાત સંશોધન મંડળની રચના કરી અને એ મંડળે ખૂબ અગત્યનો હિસ્સો નોંધાવ્યો છે. શ્રી. કે. કા. શાસ્ત્રી પોતાની સમય મર્યાદામાં એ કામ કરી રહ્યા છે. એ જ રીતે એક સૌરાષ્ટ્ર સંશોધન મંડળની પણ રચના થયેલી. એણે એક ઇતિહાસ પરિષદ પણ બોલાવીને કેટલુંક કામ કરેલું. આજે લગભગ નિષ્ક્રિય હાલતમાં છે. એવું નાનું એક સંશોધન મંડળ પોરબંદરમાં સ્થપાયેલું. એના જનક આજીવન શિક્ષક રહેલા શ્રી. મણીભાઇ વોરા હતા અને છે. એમણે આપણને પોતાના એક શિષ્ય શ્રી. મધુસુદન ઢાંકી જેવા બહુશ્રુત પુરાતત્ત્વવિદ્‌ની ભેટ આપી, અને હજી એવા અભ્યાસીઓ એમની નીચે તૈયાર થઇ રહ્યા છે. પોતાના શિક્ષણ વ્યવસાયની સાથોસાથ શ્રી. મણીભાઈનો લોકજીવનનો સંપર્ક એકધારો રહ્યો છે. એમની અભ્યાસનીયતા અને સંશોધન કાર્ય પણ એકધારાંને અખંડ રહ્યાં છે. ગુજરાત એમનાથી બહુ પરિચિત નથી, છતાં અપરિચિત પણ નથી. એમના સંશોધન સમૃદ્ધ લેખો 'કુમાર' માસિકનાં પાનને શોભાવી ગયાં છે. ગુજરાત રાજ્ય તરફથી પ્રગટ થયેલ ગૌરવ ગ્રંથ "એમ્બ્રોઈડરી એન્ડ બીડ વર્ક ઓફ કચ્છ એન્ડ કાઠિયાવાર'માં એમનો અગ્રગણ્ય હિસ્સો છે. પ્રગટ કરતાં ઘણું અપ્રગટ કામ એમની પાસે પડ્યું છે સંશોધનની એમની પદ્ધતિ સંપૂર્ણ વૈજ્ઞાનિક છે પણ એમનું ક્ષેત્ર લોકજીવનનું છે. એટલે હું તો એમને લોકજીવનના સંશોધક તરીકે જ ઓળખું છું. શ્રી મણીભાઈ આ લેખની નોંધમાં જણાવે છે કે: "દ્વારકા, ગિરિનગર અને પ્રભાસપાટણ એ દરેક સ્થળ પર આજુબાજુ ઘણાં મંદિરો છે. કોઈ પણ યાત્રિકના અનુભવની એ વાત છે. તેવી જ રીતે માંગરોળ, અને ઊના–દેલવાડાનાં સ્થાનોએ જીર્ણ દેવસ્થાનોના પથારા પડેલ છે. આ પાંચેય પ્રાચીન સ્થળો સ્વતંત્ર દર્શન માગી લે છે. અહીં તો માત્ર સામાન્ય રીતે નજર બહાર રહેલાં અને હજાર વર્ષ અથવા તેનાથી વિશેષ જૂનાં દેવસ્થાનો લીધેલ છે." : સંપાદક ]

દ્વારકા, સોમનાથ અને જૂનાગઢ વચ્ચેના ત્રિકોણાકાર સાગર કિનારા – સૌરાષ્ટ્રના પશ્ચિમ ભાગમાં આ મુખ્ય યાત્રાનાં તેમજ વ્યવહારનાં ધામ હોવાથી પ્રાચીન કાળથી ભારતની પ્રજા આ ક્ષેત્રે આવતી જતી. દરિયામાર્ગે વિદેશીઓ પણ આવતા. દેવપાટણ અને દ્વારાવતી બંદરો હતાં.

વલભીપુરથી શિહોર, રાજુલા, ઊના, કોડીનારથી સોમનાથ–પાટણનો મુખ્ય રસ્તો હતો, અને પ્રભાસ પાટણથી માંગરોળ, માધવપુર, બળેજ, સુદામાપુરીથી દ્વારકાનો પણ મુખ્ય માર્ગ હતો. જૂનાગઢથી ઓસમમાત્રિ પાસેનું પાટણ, ઢાંક અને ઘુમલી થઇને મિયાણીનો માર્ગ હતો. તેમજ જૂનાગઢથી માંગરોળનો પણ માર્ગ હતો. આ માર્ગો ઉપરનાં પ્રાચીન સ્થળો આજે પણ હયાત છે.

ઘુમલીથી ગોપ અને ત્યાંથી પિંડતારક (પિંડારક) અને ત્યાંથી દ્વારકા એટને રસ્તે કચ્છ

જવાતું જૂનાગઢથી વર્ધમાનપુરી (વઢવાણ) અને ત્યાંથી ઉત્તરે ખંડભૂમિમા જઈ શકાતુ વલભીથી ખંભાત, ભરુચ થઈને પણ ખંડભૂમિમા જવા ધોરી માર્ગ હતા

પશ્ચિમ સૌરાષ્ટ્રને અંદરથી તેમજ બહારથી જોડતા આ મુખ્ય માર્ગો પ્રાચીન તથા મધ્યયુગમા આ રસ્તે યાત્રીઓ વ્યવહારીઓ અને લશ્કરો આવ જા કરતા

સ્કંદપુરાણમા, વિદેશી ઇતિહાસકારોના ગ્રંથોમા તેમજ જૈન સાધુઓના લખાણોમા આ ભાગના ઉલ્લેખ મળ્યા છે સુદામાજી કૃષ્ણને મળવા દરિયા-કાંઠી માર્ગે ગયેલ હશે અને પોરબંદરને સમૃદ્ધ કરવામા સમુદ્રની પુત્રી લક્ષ્મીનો હાથ તો છે જ ને? કોઈ લંકા સાથે વેપાર કરતા ધનાઢ્ય માણસે પોરબંદરમા લંકેશ્વરની સ્થાપના મધ્યયુગમા કરી હશે મધ્યયુગમા ચાંચિયાગીરીમા સંડોવાયેલા સાગરખેડુ સોદાગરો આ ક્ષેત્રે ઘણા થયા ભદ્રેશ્વર કચ્છના જગડુશા દાતાર મિયાણીની પુનઃ સ્થાપનામા મુખ્ય ભાગ ભજવે છે આધુનિક યુગમા આફ્રિકા, અરબ દેશ અને પશ્ચિમના દેશો સાથેનો આપણો વહેવાર સારો છે

દ્વારકાના વાઘેર અને સંધાર વહાણવટીઓ, કાબાઓ—ચાંચિયાઓ થઈ જતા પોરબંદર, પ્રભાસના ખારવા કોળીઓ પણ દરિયોખેડી જાણતા ઓખા બરડાના વાઘેર, જેઠવા, મહેર અને જીર્ણદુર્ગના (જૂનાગઢ) ચુડાસમા, માંગરોળ, પ્રભાસના ગોહેલ વાજા કોળી, તેમજ મુસલમાન, આરબ અને હબસી સરદારોએ આ ભૂમિ ઉપર સત્તા સ્થાપી હતી સૌને પોતપોતાના ગુરુઓ અને ઇષ્ટદેવો હતા પરિણામે વિધવિધ દેવસ્થાનો સ્થપાયા, જીર્ણોદ્ધાર પણ થયા

અશોકના સમયથી વલભીના નાશ સુધીમા તળાજા, સાણા, જીર્ણદુર્ગ, ઓસમ, ઢાંક, અને બરડામા— બૌદ્ધ વિહારો અને ચૈત્યો થયા પશ્ચિમ સૌરાષ્ટ્રમા બરડા ડુંગરના પશ્ચિમ ભાગે રાણપુર પારતર પાસે બૌદ્ધ સંઘારામ હશે સાધકો ભિખુઓથી ગુંજતો આશ્રમ આજના ધીંગેશ્વરના સ્થાને હતો. ધીંગેશ્વર તરીકે પૂજાતુ લિંગ તે ચૈત્યનો સ્તૂપ છે અને તેની ઉત્તરે ઝરમાં ખાપરાકોડિયાના ભોંયરા તે સાધકોના વિહાર છે

ખડકમાં કોતરેલ ગુફાઓ હીનયાન બૌદ્ધોની જ સંભવે છે બૌદ્ધધર્મના પતન બાદ અહીં બ્રાહ્મણ ધર્મના સાધુઓએ ૮૦ ઇંચના ઊંચા સ્તૂપને ધીંગેશ્વર મહાદેવ કહી પૂજવાનુ શરૂ કર્યું પારતર બાજુના, મધ્યયુગે નાશ પામેલ, વિષ્ણુમંદિરની વિષ્ણુ પ્રતિમા પણ ધીંગેશ્વરની જગ્યામા જડી દીધેલી આજે દેખાય છે બૌદ્ધધર્મના માત્ર આ જ અવશેષો આ પ્રદેશે છે

જૈનોની ગુફાઓ ઢાંકમા અને ઓખામા વસઈ ગામે, જૈનશિલ્પ જૈનો ત્યા પણ, જૈનધર્મીઓ વસેલ હશે દિવાસાની બાજુમા પણ, અન્યધર્મીઓએ દાટી દીધેલ, જૈન પાષાણ મૂર્તિઓ મળે છે એ જોતા આ સ્થળે પણ જૈન દેવસ્થાનો હશે એમ લાગે છે ધુમલી, મિયાણી, જૂનાગઢ માગરોળ અને સોમનાથ પાટણમા અસંખ્ય જૈનાલયોને, હિન્દુ દેવાલયો સાથે, મુસલમાનોએ તોડી નાખ્યાના પુરાવા મળે છે જૈન ધર્મના આ અવશેષો ઉપરાંત, આ ભાગમા ઘણે સ્થળે ઉપાશ્રયો અને દહેરાસરો, ઘણી સમૃદ્ધ દશામાં આજે હયાત છે

સૂર્યપૂજા આ ક્ષેત્રે વિશેષ હતી રાંદલ માતાની પૂજા તો હજુ પણ થાય છે મૈત્રક કાળનાં સૂર્યમંદિરો આ કિનારાની પટ્ટી પર અનેક છે આવા પશ્ચિમ સૌરાષ્ટ્ર શૈલીના નાના મંદિરોમા સૂર્ય, શક્તિ કે શિવની પૂજા થતી આજે આવા દહેરાં ઓખમંડળમાં ધીણકીમા, ગોપમા, મિયાણી કોયલા ડુંગર ઉપર, વીસાવાડામા સૂર્ય અને રાંદલ દહેરા, કુછડી ગામને પાદર, ભીમેશ્વર મંદિર સમૂહમા, નંદેશ્વર સમૂહમા, શ્રીનગરમા, બગવદર અને કિંદરખેડામા, પારતરમાં, બોરીચામા, ઓડદર મંદિર સમૂહમા ભાણસરાના દહેરાંઓના, પાતામા, આજકમા અખોદરમા, ઢાકમાં માગરોળમા, શેરિયાજમા, સોમનાથ પાટણમા, સૂત્રાપાડામા, ઊના દેલવાડા વગેરે સ્થળે આજે પણ સૂર્યપ્રતિમાઓ અને દહેરાઓ જોઈ શકાય છે

પશ્ચિમ સૌરાષ્ટ્રનાં



ક્ષત્રપકાલીન ગુફામંદિરો—બૌદ્ધવિહાર: અઢારસોથી
બે હજાર વર્ષ જૂનાં : રાણપુર (બરડો)



ક્ષત્રપકાલીન ગુફામંદિરો—બૌદ્ધવિહાર : અઢારસોથી
બે હજાર વર્ષ જૂનાં : સાણા (ગિરની ડુંગરમાળ—ઊના નજીક)

દેવમંદિરે



ગુપ્ત-મૈત્રકકાલીન સૂર્યમંદિર, (પશ્ચિમ સૌરાષ્ટ્ર શૈલી)
આસરે દોઢ હજાર વર્ષ જૂનું, કિન્દરખેડા (બરડો)



ગુપ્ત-મૈત્રકકાલીન સૂર્યમંદિર: આસરે દોઢ હજાર
વર્ષ જૂનું: અખોદર (બરડો)



પ્રતિહાર-મૈત્રકકાલીન ખીમેશ્વર મંદિર : આશરે તેરસો
વર્ષ જૂનું : કુછડી (બરડો)



પ્રતિહાર—મૈત્રકકાલીન ઝડેશ્વર મંદિર (પશ્ચિમ સૌરાષ્ટ્ર
શૈલી) આશરે તેરસો વર્ષ જૂનું : રાણાવાવ (પોરબંદર)



મૈત્રક–સૈન્ધવકાલીન ચામુંડાનુ મંદિર (પશ્ચિમ સૌરાષ્ટ્ર શૈલિ) બારસો વર્ષ જુનુ : કિન્દરખેડા (બરડો)



મૈત્રકકાલીન સપ્તમાતૃકા (માતૃકાસ્થાન) : આશરે બારસો વર્ષ જૂનું : બોરીચા (બરડો)



મૈત્રકકાલીન સપ્તમાતૃકા (વંડીમાં ચણી લીધેલ) આશરે
બારસો વર્ષ જૂની : પાસ્તર (બરડો)



સૌલંકીકાલીન રાંદલનું દહેરૂં : નવસો વર્ષ જૂનું :
બગવદર (બરડો)



સોલંકીકાલીન નવલખો : નવસો વર્ષ જૂનો ઘુમલી (બરડો)



મૈત્રકકાલીન બ્રહ્માજીની દહેરી (પશ્ચિમ સૌરાષ્ટ્ર શૈલી)
હજાર વર્ષ જૂની : મિયાણી (બરડો)



સોલંકીકાલીન વિષ્ણુ (બૌદ્ધ ચૈત્યમાં)
આઠસો વર્ષ પ્રાચીન : રાણપુર (ખરડો)



ક્ષત્રપકાલીન ધીંગેશ્વર (બૌદ્ધસ્તૂપ) અઢારસો
વર્ષ પ્રાચીન : રાણપુર (ખરડો)



સોલંકીકાલીન 'નાગદમન છત' મૂળ
માધવપુર (ઘેડ) આઠસો વર્ષ જૂની



સોલંકીકાલીન વેદિકા પરનું શિલ્પ (મંદિરની
દીવાલમાં) આઠસોથી નવસો વર્ષ જૂનું
મિયાણી (સાગરકાંઠે-બરડો)

શક્તિ–માતૃકાસ્થાનો પણ લગભગ સૂર્યના સ્થાન પાસે દેખાય છે. લૂણાઈમાતા ચામુંડા અને ચંદ્રભાગા ઓખામંડળમાં, પિંડારા વીરપુરમાં, મિયાણીમાં. આ ઉપરાંત બેરીચા, ઓડદર, ખીમેશ્વર, બીલેશ્વર, પાસ્તર, મૂળ માધવપુર, દિવાસા, પોરબંદર, સોમનાથ પાટણ, સૂત્રાપાડા, ઊના દેલવાડા તથા ઢાંક, બાલાગામ, ઓસમ, માંગરોળ શેરિયાજ અને ગિરનાર પંથકમાં સપ્તમાતૃકાઓ ભાંગી તૂટી હાલતમાં આજે હયાત છે.

આ માતાજીઓ શરૂઆતમાં દ્વિભુજાવાળી અને પછીથી સોલંકી યુગમાં ચાર ભુજાવાળી સ્થાપવામાં આવી. પાસ્તરમાં બે ભુજાવાળી નવ મૂર્તિઓ એક ખેતરની વંડીમાં ચણેલી છે, બેરીચામાં ચાર ભુજાવાળી મૂર્તિઓ છે. ચામુંડા, ઐન્દ્રી, બ્રહ્માણી, વૈષ્ણવી, રુદ્રાણી, વારાહી, કૌમારી આ સાત માતૃકાઓમાં પહેલા એક ગણપતિ અને છેલ્લી દુર્ગાની મૂર્તિઓ મૂકેલી હોય છે જેથી અષ્ટ માતૃકાઓ છે, પણ સિન્દૂરના થથેડા લાગેલા હોવાથી ઘણી ખરી મૂર્તિઓ ઓળખાતી નથી. નવ મૂર્તિઓને લોકો નવદુર્ગા પણ કહે છે. પાસ્તરનાં પંચાયતન મંદિરો વિષ્ણુ સહિત પાંચ દેવના હોઈ શકે તેમ શિવશક્તિ મંદિરો પણ હોઈ શકે. શાક્ત–સંપ્રદાયની પીઠોમાં લૂણાઈ, પોરાવ, મંગળાજ અને ચોરવાડનાં ઝૂંડમાં ચામુંડા વિશેષ પ્રખ્યાત હશે. માતા ચામુંડાના પાર્ષદ સ્થાને ભયંકર કાપાલિકો અથવા કાપાલિકાઓ હશે એવું દેખાય છે.

દરિયાની કાંઠી ઉપર જ રબારીઓની માતાજીના છ મુખ્ય મઢ, શીલ, લોએજ, બળેજ, ઓડદર, ચોરવાડ અને સીડોકર ગામે છે. શિવમંદિરોમાં ખીમેશ્વર, નંદેશ્વર, નીલકંઠ મિયાણી, સિદ્ધનાથ દ્વારકા, નાગનાથ ઓખામંડળ, વીસાવાડા, ચાડેશ્વર, કેદારેશ્વર પોરબંદર, ઝડેશ્વર, બીલનાથ કિલેશ્વર, નીલેશ્વર, કોકશિયા, ઢંકેશ્વર, ભીમનાથ પાસ્તર, ભાણેશ્વર, ઇન્દ્રેશ્વર માંગરોળના રામનાથ, સોમેશ્વર પ્રભાસ, ઘુમલી વગેરે શિવસંપ્રદાયનાં પ્રાચીન સ્થાનો છે.

સૌરાષ્ટ્રના પશ્ચિમ કિનારાનાં લગભગ બધાં માતાજીનાં સ્થાનો અને શિવમંદિરો અતીત બાવા (ગોંસાઈ)ના અધિકાર નીચે હતાં અને છે. બાવાના મઠ ઘણા હતા જે કાળબળે ઘસાઈ ગયા, ચેલાઓએ વેચી નાખ્યા, મઠધારી બાવાઓનો ભવ્ય ભૂતકાળ માગણમાં ફેરવાઈ ગયો.

વૈષ્ણવ મંદિરોમાં દ્વારકા, બેટ, સુવર્ણતીર્થ, કાટેલા, વીસાવાડા, પોરબંદર, ઘુમલી, માધવપુર, માંગરોળ, પ્રભાસપાટણ, કદવાર, પ્રાચી, ગુપ્તપ્રયાગ, તુલસીશ્યામ ઊના વગેરે પોતાની આગવી પૂજા પ્રણાલિકાથી આ પ્રદેશને શોભાવતા હશે. આજે પણ આ સ્થળોએ વિષ્ણુ ભગવાનનાં મંદિરો પૂજ કે અપૂજ દશામાં આવેલાં છે.

બ્રહ્મા, હનુમાન, ગણપતિ, ગોરખનાથ, અને ભાગ્યે જ જોવા મળતાં હનુમાનની માતા અંજની વગેરેનાં સ્વતંત્ર મંદિરો પણ આ પ્રદેશમાં આવેલાં છે. ઉપરાંત વાછરોડાડો, રામદેપીર તેમજ મુસ્લિમ ઓલિયાની દરગાહો પણ ઠેર ઠેર જોવા મળે છે. ઓખાબેટ, જૂનાગઢ, માંગરોળ, પ્રભાસપાટણ, ઊના-દેલવાડામાં મસ્જીદો ધ્યાન દોરે એવી છે.

પ્રથમ કહેલાં સૂર્ય, શક્તિ કે શિવમંદિરો મૈત્રકો, સૈન્ધવો, મહેર, ચૌરા, અને જેઠવા સરદારોએ બંધાવેલાં દહેરાંઓ છે, જે સોલંકીકાળ પહેલાંનાં, હજારથી દોઢહજાર વર્ષ જૂનાં, નાના તેમજ પાંગરતી શૈલીના–જેને પશ્ચિમ ભારતની શૈલી કહી શકાય છે. આવાં મંદિરો કચ્છમાં તેમજ ઝાલાવાડમાં જોવા મળે છે. વલ્લભીપુરના નાશ પછી અને સિદ્ધરાજની સત્તા પહેલાં–વચ્ચેના સમયનાં મંદિરો તો આ પ્રદેશે ઘણાં છે.

સોલંકી ઢબનાં મંદિરોમાં ગિરનાર પરનાં, મિયાણી કોયલા ઉપરનું, મિયાણી ગામનાં, ઘુમલી નવલખો, દ્વારકા રુક્મિણી મંદિર તેમજ જગત્-મંદિર, બગવદરનું રાંદલમંદિર, કાંટેલા પોરબંદરનાં શિખરબંધ મંદિરો, બળેજનું પારસનાથ દહેરાસર, માધવપુરનાં મંદિરો, માંગરોળનાં મંદિરો સોમનાથ પાટણનાં મંદિરો, ઊના પંથકનાં દેવસ્થાનો જર્જરિત દશામાં ઊભેલાં તેમજ ભગ્નાવશેષમાં પડેલાં મંદિરો

ગણાવી શકાય. આમાનાં ઘણાખરાં અગિયારમી સદી પછીનાં, મંદિરો છે.

આમ સૂર્ય, શક્તિ, શિવ અને વિષ્ણુની પૂજા તેમજ જૈન દેવોની પૂજા આ પ્રદેશે પ્રાચીનકાળથી થતી. લોકો ધર્મની બાબતમાં સહિષ્ણુ હતા, જે એક જ સ્થળે જુદા જુદા દેવોના, પાસેપાસે ઊભાં થયેલા મંદિરો ઉપરથી લાગે છે.

બ્રાહ્મણો, રાજપુતો, મહેરો, આહિરો, રબારી, ખારવા, કોળી, બાવા અને અન્ય કોમો આવાં સ્થળોએ પર્વણીના દિવસોએ એકઠી થતી, મેળાનો આનંદ લઇ હૃદયમા ઉમંગ અને ધર્મભાવનાનાં ભાથા લઇ સ્વસ્થાને જતી. ઉજાણી, નૈવેદ્ય, સમૂહ-ભોજન, ભજન જેવા કાર્યક્રમોથી કોમોની એકતા જળવાઇ રહેતી, મંદિરો સમૃદ્ધ બનતાં. દહેરા સમૂહો, વાવ, ચોગાન, ખાંભીઆઓ વગેરે આ હકીકતને પૂરવાર કરે છે.

ઈ. સ. ની પાંચમીથી તેરમી, ચૌદમી સદી વચ્ચેની જગ્યાઓ આ ક્ષેત્રે અનેક છે. ગુપ્ત, મૈત્રક, પ્રતિહારકાળ અને તે પછીના ચાવડા, જેઠવા, સોલંકી વાઘેલા અને મુસ્લિમ જમાનાનાં સ્થાપત્યો આજે પણ અભ્યાસરસિકજનોને સારી સામગ્રી પૂરી પાડે છે.

પશ્ચિમ સૌરાષ્ટ્રનાં આ દેવમંદિરો ઉપર સમુદ્રખેડતી તથા ભૂમિખેડની બન્ને પ્રજાની અસર જોઇ શકાય છે. ભિન્ન ભિન્ન પ્રજાના ભિન્ન ભિન્ન ઇષ્ટ દેવદેવીઓ અહીં સ્થાપિત થયેલાં છે જેને હજુ પણ એક યા બીજા સ્વરૂપે સૌ કોઈ માને છે. શક્તિ, સૂર્ય, શિવ, વિષ્ણુ, રામ, હનુમાન, ગણપતિ, જુદી જુદી દેવીઓ, વાછરોડાડો, રામદેપીર તેમજ મુસ્લિમ ઓલિયાની દરગાહો વગેરે સ્થળોમાં સમય જતાં એક દેવને બદલે બીજા પધરાવાયા હોય એવું પણ જોવા મળે છે. શિવમંદિરમાં રામજી અથવા વિષ્ણુ અને કોઇ કોઇ સ્થળે શિતળાસ્થાન પણ થયાં છે. વિષ્ણુમંદિરમાં શિવલિંગ મૂકાયું છે. માતાજીનાં મંદિરોમાં પણ અન્ય દેવદેવી દેખાય છે.

વિષ્ણુની મૂર્તિને સિંદૂર લગાવી શિવલિંગ પાછળ પાર્વતીને સ્થાને 'મૂકી પૂજાતી, શિવપરિવારને સિંદૂરથી આવરી શિતલા તરીકે પૂજાતી, સૂર્ય અને વિષ્ણુ ઉપર ચૂંદડી ઓઢાડી રાંદલ મા માનીને સેવાતી, દશાવતારને જળઆઈ તરીકે અર્ચાતી અને કોઇ સ્ત્રી દેવતાને પુરૂષરૂપે પૂજાતી પણ ઘણે સ્થળે જોવામાં આવે છે. સૂર્યની બે મૂર્તિઓને રામ લક્ષ્મણ પણ મનાય છે અને નરસિંહ સ્વરૂપને સિંદૂર લગાવી ખોડિયાર તરીકે પણ લોકો માને છે. શ્રદ્ધાના ચશ્મ થી લોકો પોતાના માની લીધેલ દેવ દેવીને સામેની પાષાણ પ્રતિમામાં જુએ છે.

હિન્દુમંદિરોને મસ્જિદ દરગાહોનાં ફેરવ્યાના દાખલા ઘણા છે. આમ એક ધર્મ કે પંથનું મંદિર અન્ય ધર્મ કે પંથનું પૂજાસ્થાન બનેલું જોઇ શકાય છે. જૈનસ્થાનો પણ રામમંદિર કે માતાજીનાં મંદિર થયાં હશે. દૂરના ભૂતકાળમાં બૌદ્ધસ્થાનો પણ એ પંથના સાધુઓથી મુક્ત થઈ અન્ય પંથના અનુયાયીઓને વસાવ્યાના દાખલા સાણાની, ઢાંકની અને બરડાની ગુફાઓ પૂરા પાડે છે ઘણાં સ્થાનોમાં વગડાઉ પ્રાણી કે પક્ષીઓએ વાસ કરેલ દેખાય છે અને ગામ વચ્ચેના ઘણાં સ્થાનો રહેણાક ઘર બન્યાના દાખલા પણ છે. સાચી ખોટી લોકવાયકાઓથી હકીકત દબાઇ જતાં સત્ય મેળવવું આકરું બન્યું છે. આ સૌ કારણોને લઇને પશ્ચિમ સૌરાષ્ટ્રની આ ત્રિકોણાકાર પટ્ટીનાં મંદિરો, સંશોધન રસિયાને પડકાર સમાં આજે ય ઊભાં છે.

# નાગમદે

(સંગીતિકા)

ભાસ્કર વ્હોરા

[ લોકવારતાઓની ગીતકથાઓનાં નૃત્યરૂપક કે સંગીતરૂપક યોજવાં ઘણાં કઠીન બને છે. કારણ કે ગીતકથાઓના દુહાઓ એટલા સારગર્ભિત, સુઘટ્ટ અને અર્થઘન હોય છે કે સંગીતરૂપકમાં આવતાં ગીતોમાં એટલી તાકાત કૌશલ અને તળપદોઢંગ ન આવે તો આખું રૂપક શિથિલ અને સખળડખળ બની જાય. દુહાઓની સાથે જોડાયેલાં ગીતો લબડતાં આવે ને મૂળ કથાને પણ કધોણે નાખે. નાગમદેના આ સંગીતરૂપકમાં પહેલા જ પ્રયાસે શ્રી. ભાસ્કરભાઇ વ્હોરાને ગીતસર્જનમાં ઘણી સફળતા મળી છે. ગીતકથાઓના ઉત્કટ ભાવોને તેઓ ગીતમાં ઉતારી શકયા છે. આ ભાવપ્રાકટ્ય માટે અન્ય દોહાઓનાં ચોસલાંની પાસાબંધ મેળવણી કરી શકયા છે. સમરજાદ શૃંગાર લહેરાવી શકયા છે, અને કાવ્યના પોતને લગીરે પાંખું પડવા દીધા સિવાય ગીતકથાના મૂળનું ગૌરવ જાળવી રાખ્યું છે. એમાંના એક એક ગીત સ્વતંત્ર લોકગીત તરીકે માગ મુકાવે તેવાં છે.– સં. ]

### કથાનક

### દુહો

આભા મંડળ વીજળી, ધરતી મંડળ મે,
નરામંડળ નાગડો, અસ્રીયાં નાગમદે.

ઓલું ગિરકાંઠા કેરું રાજુલુંને
(એની) પાસ સવીઆણું ગામ હતું,
એના આજાનબાહુ કુમાર કેરું
વીર નાગવાળો એવું નામ હતું.

આઘી શ્રીધારની ઊંચી ધાર મહીં
નવ નેસડાનું રસધામ હતું,
પરભાત પૂજી, રાત પોંખવામાં
નારી વૃંદ તહીં એકતાન હતું.

### ગીત–૧

રંગ ઢોલીડા રંગ–(૨)
તારી રે થાપીના એક એક મારે
નાચી ઊઠે રે અંગ અંગ– રંગ.

તનડું મારું રૂપ મઢેલું, ચકકર ચકકર ઘૂમે,
મનડું મારું મરમાળું આ અગર ચંદણ ચૂવે;
પગલું પડે ત્યાં કંકુ ઝરેને
તાળીએ તાળીએ અંગ– રંગ.

આંટા રે લેતું જોબનિયું, આ અલ્લક મલ્લક નાચે
નેહ ભરેલા નેસડામાં એ એકલ દોકલ રાચે;
મીટયું મંડાતાં મીઠપ ઝરેને
વેણે વાધે વ્યાસંગ– રંગ.

### કથાનક

નેસ મેલી ઓલી નારી જમાત
ઘેરિયું લૈને શિર પ્રભાત,
હસત વાટ, કરત વાત,
વણિક હાટ જોતી.

નીરખી હયપર હેતાળ
નાગે ધરી નયન ઢાલ,
નાગમ નિજ ભૂલી હાલ
મન મરાલ ખોતી–

પળભર હ્રય નયન દ્વાર
ઝન્ ઝન્ ઝન્ નેહ તાર
ઢોળે ઘૃત ધાર ધાર
ચતુર નાર નીચે–

મંદ મંદ દેર દેર
સાહિયર સહુ ઠેર ઠેર
હસત અરૂ ફેર ફેર
નયનન્ મીંચે –

## દુહા

નાગમદે

'ધોળ્યા જાવ રે ધી આજૂના ઉતારના,
ધન્ વારો ધન્ દી, નીરખ્યો વાળા નાગને
બાધી જોવે બજાર, પ્રીતમ! તમણી પાઘને,
અમણી કી અભાગ! ધમળના' ઢાલુ દિયો'

## કથાનક

ઘેઘૂર ઘટાળો ગામને પાદર
વડલો ને એક વાવ હતી,
તપસીય તળાવની પાળે ત્યહી
દેવ મંદિરની દેરી દુહાઈ હતી.

પનિહારિયુ માથે હેલ્ય મેલી,
ઓલી ઢેલ્યુ જેવી અહી નાચતી'તી,
મન મોર નિહાળવા નાગમદે!
ઊભી વાટની વેળુ વાચતી'તી

## દુહા

સામ સામવિયુ સગા! મીટુ કા માંડો નહિ?
વઢીએ તો વાળા' નેણુ ઝડાકે નાગડા!
નાગડા નાગર વેલ્ય, થડમાથી લઈ ચૂણીયે
કાક કાક કૂંપળ મેલ્ય, આશા ભરિયા આવિયા

## ગીત—૨

વેળુમાં ઝૂપડી બાધી હો વાલમા!
વેળુમા ઝૂપડી બાધી
મનગમતા સોણુલે સાધી હો વાલમા!
વેળુમા ઝૂપડી બાધી

વેળુમા ઝૂપડીનો શો રે વિશ્વાસ અલી!
વેળુમા ઝૂપડી શુ બાધી
તારા તે સોણુલાને પળમાહી પીખતી
ઓચિંતી ઊઠશે આધી,

ગોરાદે વેળુમા ઝૂપડી શું બાધી?
આધીને ઊબરે રાખુ હો વાલમા,
વીજળીને નેવલે ટાગુ
આભનેય આજે એ અણિયાળી આખનો,
ઝબકારો ઝીણેરો માગુ

નોધારી નજરુ નાખી હો વાલમા!
વેળુમા ઝૂપડી બાધી
આવો ઝબકાર મે તો ન્યાળોના કોઇ દી,
ન્યાળી'તી મંદ મંદ જ્યોતિ

તારા તે સોણુલાની સેરમા પરોવી લઉ,
પલકારે પ્રીતનુ મોતી,
તેજીલા તોરને ઝાખી—
નાગમદે! વેળુમા ઝૂપડી શુ બાધી?

## કથાનક

નાગમદેના બાપને લાગ્યુ
(આ) પ્રીત–મિલનમાં પાપ,
ઉચાળા ભરીને નેસડામાથી
નીકળ્યો રાતો રાત

બચળાની જયમે મનડુ બાધી
રહેતી'તી જીહ નેસ,
નાગમદે ત્યાથી નાગને
એના મોકલે રે સંદેશ—

## દુહા

નાગમદે—

જાતાના જુવાર વળતાના વેળામણા,
વાળા! બીજી વાર! અવાશે તો આવશું

° ° °

[વિલ્યુના અવાજ, નાગમદેનો બાપ ઉચાળા ભરે છે ત્યાર પછી નાગનું આવવુ ]

નાગ—

નહી વલોણુ વાસમાં, નહી પરભાતી રાગ,
નાગમદેના નેસમાં કાળા કળેળે કાગ
નાગ— (વિરહ–વ્યથા સાથે) —નાગમદે! નાગમદે!

## ગીત- ૩

પંડમાં પડી સારડી રે મારા પ્રાણને વીંધી દે,
વ્હાલની વેળુપરજળી, મારા અંગડે ભરડો દે.
મોતીડે બાંધુ માંડવો ને હું તો તારલે પાડું ભાત
ત્રસણુ તાળી દઇ ગઇ ને કેમ સહું આઘાત ?
તેજ-છાયાના તાણેવાણે જેની ચિતરી'તી મેં પ્રીત,
માયા લગાડી એ નીંઘ લિયાળી ચાલી ગઇ અદીઠ.

### કથાનક

વીર નાગવાળો નવે નેસડામાં
ગાંડો-તૂર બની ગાભા વીંખતો'તો
પગ ભાંગલ પાડાને કોટ બાંધેલ
એક ચિઠી ચતુરાની પેખતો 'તો
મધરાતના મંદિર મિલનનું.
મને મીઠડું એમાં કહેણુ હતું,
ભવે ભવની પાગલ પ્રીત કેરું.
બોલી નાગમદે તણું વેણુ હતું.

### દુહો

નાગમદેનાં વેણુ, પાછાં કદી ફરે નહિ,
કાપે કાળજ કોર, તોય ન પલટે નાગડા

ત્યાં તો–

(ધંટારવ–વરસાદ–ગર્જના–વાદળાં વીજળીના અવાજો અને સાથો સાથ સપાખરું–

મળ્યાં વાદળાં ધંધૂણી કાળાં મેઘવાળાં ધરા માથે
ચોમાસારાં સજ્યા ગયેં સઘણુ સમાઢ;
વરા ફેરી ધરા સરે ચડી ફોજ ઈન્દ્રવાળી.

ગાઢા મેઘ ગાજા ત્રુટા છપનારા ગાઢ–
ઈન્દ્રજારા છૂટી ધારા, ભોમકારા મચી એલી,
નદિયારાં ભર્યા આરા સ્રોવરારાં નીર
દાદરારા કવેસરા, કીરતિ ગેંકિયા દાડી,
બાપૈયા બોલિયા ઠારોઠારથા બજીર.

## ગીત–૪

કાળને માથે ફૂંપિયું
ઓલ્યાં વખડાં વરસી જાય રે,
વ્હેહની ઘેલી વીજળી
એની ફરતી આંટા ખાય રે.
ડાબી ભેરવ કળકળે
ઓલ્યાં જમણાં જાંગળ જાય રે:
કાળ ચોઘડિયાં ઊત રયાં
એનાં અવળાં શકન થાય રે.
રેલ્યમાં રોતી રાતડી
એની વાટયું વેરણુ થાય રે,
મોબત કેરો માંડવો
આજ મોડ સોતો તણાય રે.

### કથાનક

હંસલી જેવી હાલ્યને
જેની હરણી જેવી આંખ્ય હતી,
હેતાળવી ને હસમુખી વળા
થોડાંબોલી જેની શાખ્ય હતી,
પાતળ પેટી પીળરંગી
જે પાતળી ખાંડાધાર હતી,
સંકેલી નખમાંહી સમાયે
નમણી નાગમ નાર્ય હતી.

### દુહો

નાગમદેનો આજ, મારગડો વેરી થિયો,
જીવતરનો સંગાથ, ગર્યં કાંઠો ગળી ગિયો

-૦-

'નાગ-નાગ-નાગવાળો–'એમ બોલતી દોડી જાય,
મોડું થિયું ને મંદિરમાં બોલ્યો નાગ કટારી ખાય.
વાલમ વરસ્યો મેહુલો સહુને આજ સગાળ,
નાગમદેના નેહનો આતો વરસ્યો તોય દકાળ
(નાગમદેનાં ડુસક)

## ગીત–૫

વાલમ મોરા રે આંખ્યુંના પલકારે
આખો ભવ આથમિયો રે.

વાલમ મોરા રે પ્રિતુંના સરવરિયે
આપણ બેનાં બેસણાં રે;
વાલમ મોરા રે એક પાણી એક પાળ્ય
લીધાં શાને, રૂપણાં રે.
વાલમ મોરા રે વેળની વિરલ વાડીએ
આપણ બેનાં બેસણાં રે,
વાલમ મોરા રે એક કયારો એક કેળ્ય
લીધાં શાને રૂપણાં રે.
વાલમ મોરા રે લીલુડી નેહની નાઘેરે
આપણ બે નાં બેસણાં રે
વાલમ મોરા રે એક વડલો એક વેલ્ય
લીધાં શાને રૂપણાં રે.

દુહો

[ડૂસકાં ભરે છે અને]–ગામ લોકને કહે છે.

કસબી કોઈ કુંભાર
આ માટીનો મેળો કરે,
એને ચાક ચડાવણહાર
મુને નવો ઘડી દે નાગડો.

-o-

અગર ચંદણનાં રૂખડાં ચોકમાં ખડકુ ચેહ,
હું કારણ નાગડો મૂવો, (હવે) બળશું અમે બે

## આ સંગીતરૂપકનું કથાનક

રાજુલા ગામથી ત્રણચાર ગાઉને અંતરે સત્રીઆણું નામે ગામ અને ગામધણી ધમળવાળો નામે વાળો રાજપુત. એના રૂપે ગુણે ખ્યાત એવો નાગવાળો નામે કુંવર હતો.

સત્રીઆણાથી એકાદ ગાઉ છેટે સરધારની ધાર ને ત્યાં આહિરોનાં નેસડાં પડયાં રહેતાં, ઢોર પાવા સટીઆણે ને તળાવ સૌ જતાં. આ નેસડામાં બેડા શાખના આહિરને ત્યાં નાગમદે નામની ભર-જુવાન ને રૂપવતી દીકરી હતી.

આહિર બાઈયું ઘી વેચવા સત્રીઆણે ગયેલ. વાણિયાના હાટે ઘી જોખાવવાનો નાગમદેનો વારો આવ્યો ત્યાં નાગવાળો રામ રામ ઝીલતો ઘોડે ચડીને નીકળ્યો. પરનારીઓનું ટોળું જોતાં મોઢા આડે ઢાલ ધરી. નાગમદે નાગને જોતા રહી ત્યાં ઘી ઠામમાં પડવાને બદલે ધરતીપર ઢોળાયું. પલકમાં પ્રેમ પ્રગટયો.

બેય તળાવ કાંઠે મળ્યા. અંતર અર્પણ થઇ ગયાં, પણ બેયનાં સગપણ નોખ નોખા ઠેકાણે થઇ ગયેલાં. એક રાજપુત ને બીજા આહિર. માબાપ કેમ માને ? અનરથ થવાના ભયે નાગમદેના બાપે ઉચાળા ભર્યા. નાગ આવ્યો, સૂના વાસ જોયા. એક લંગડા પાડાની ડોકે ચીઠી બાંધેલી જોઇ, ચોક્કસ દિવસે શિવમંદિરમાં મળવાનો નાગમદેનો એમાં સંકેત હતો.

નાગમદેના વદાડ પ્રમાણે નાગ તો શંકરના દેવળમાં વાટું જોઇને બેઠો છે. વેળા વહી ગઈ. નાગને થયું કે નાગમદેને પરણાવી દીધી હશે. એટલે પેટ કટાર ખાધી. પછેડી ઓઢી સોડ તાણીને સૂતો. નાગમદેને આવતાં મોડું થયું. આવીને જુએ તો નાગ સૂતો છે. ઘણી વિનવણી કરી પણ ન ઊઠયો. પાસે લોહીનાં પાટોડાં જોયાં. જોયું તો નાગવાળાનું શબ જ સૂતું હતું. નાગમદે પણ નાગવાળાની પડખે કાયમ માટે સોડ તાણીને સૂઈ ગઇ.

મનની કીધી મોરલી, તનના કીધા ત્રાગ;
જોવા જનમની જોગણી, નીકળ બારો નાગ.
વગાડું છત્રીસ રાગ, કાંધે જંતરડું કરી;
નીકળ બા'રો નાગ ! વેશ જોવા વાદણ તણો.
સરપોલિયાં સદાય, મોરલીએ મંડાય નહિ;
જાચો કોઇ ન જાય, નોળી વાટીને નાગડા!

પૃષ્ઠ ૧૬૦ થી ચાલુ ]

"સરકાર બહાદુરને એવી સનક છે કે તમે કાદુ બહારવટિયાને રોટલા પોગાડો છો. સરકારના ચોરને સંઘરવાથી શું ફાયદો કાઢશો તે ખબર છે? કયાં છે કાદુડો?"

રૂખડ પટેલ તો પરભાતના પોરમાં સરકારી માણસની લાગલી તપાસથી હેબતાઇ જ ગ્યા. આવી અટાટની કયાંથી આવી પડી? મનની લાગણીને સાચવી લઇને રૂખડ પટેલ કહે:

"આ તમે શું કયો છો જમાદાર સા'બ! મેં તો કોઇ દી કાદુને ભાળ્યો ય નથી. ત્યાં આશરો આપવાની તો વાત જ કયાં રહી?"

"પટેલ! ગુનેગારો તમારા જેવા જ જવાબ આપતા હોય છે. ઝટ માની જાઓ, નહિ તો જૂનાણા ભેગા કરવા પડશે!"

"પણ કયાંનો કાદુ ને કયાંની વાત! સરકારને મારા વિરૂદ્ધ ખોટી ભંભેરણી થઈ હશે."

ઘરના જુવાનો બધા સીમમાં ગયા છે, નાનાં છોકરાંવ કાદુની વાતમાં સમજે નહિ, પણ કાંઇક ગરમાગરમ વડછડથી હેબતાઇ ગયા. કાદુએ છોકરાંવને કહ્યું કે: "ઘરમાં અમારી બેનું ને કહી આવો કે આતો ઘરની વાત છે. કોઇ મૂંઝાય નહિ. જાઓ બધા આંઇથી બીજે રમવા હાલ્યા જાવ!"

છોકરાં ભડકીને ઘરમાં ભાગ્યાં. ઘરમાં જઇને પોતાની માયુંને વાત કરી, પણ કાંઇક ન થાવા જેવું થઇ રહ્યું છે એમ ભાળીને સૌના દિલમાં ફડક પેસી ગઇ. પટલે ખાટલો ઢાળતાં એના ઉપર બેસતાં કાદુએ કહ્યું:

"પટેલ હવે માની જાઓ તો તમારા હિતની વાત છે. કાદુને પકડાવી દયો તો સરકાર બહાદુર તરફથી ઈનામ મળશે."

"પણ મેં કાદુને જોયો હોય તો ને? આ તો અટાટની આવી પડી છે."

આમ વાત કરે છે ત્યાં વાળંદ આવ્યો. કાદુ કહે: "હજામત કરવા આવ્યો છે ને પટેલની? ઝટ કર. મોટા સાહેબ આવે તે પહેલાં પતાવી લે."

હજામ આ પંજાદાર ડાંખરા જમાદાર જેવા માણસને આવી વાત કરતાં સાંભળીને જરા ભે ખાઇ ગયો. પાણીનો લોટો ભરી લાવી, પટેલને પલાંઠી વળાવી, ગંધારો રૂમાલ પટેલના ગોઠણ પર પાથરીને માંડયો વાટકીમાં પાણી લઇને વાળ પલાળવા. પણ પટેલ સાસ ખાઇ ગયા છે. અચાનક આવી પડેલ આપદાથી મૂંઝાઈ ગયા છે. જેવો અસ્ત્રો ચઢાવીને વાળંદે પટેલને મોઢે માંડયો કે કાદુ કહે:

"કાદુને તમે નથી જોયો કેમ! એને તમે આશરો નથી આપતા એમને?"

"હા, એમ જ."

તરત બોકાની છોડીને ખબરદાર બની કાદુ કહે: આમ જુઓ જોઈ! આ મને તમારા ઘરમાં ખાટલે બેસાર્યો છે એનું શું? હું જ કાદુ મકરાણી"

ત્યાં તો વાળંદ ને રૂખડ પટેલ બેયની આંખ્યું ફાટી રહી. અસ્ત્રો પટેલને વાગતાં વાગતાં રહી ગયો ને બેય સજ્જડબંબ થઈ ગ્યાં. બાયું જાળિયુંમાંથી જોઇને હોલીની જેમ માંડી ફફડવા. કોઈનામાં હોશ ન રહ્યા. ત્યાં કાદુ કહે:

"પટેલ! કંટાળે ડાયરામાં તમે જ કીધું'તું ને તમારી કાદુડી બોડકિયુંમાં ફરે છે. મારે ગામ આવે તો ખબર પાડી દંઇ!"

પટેલને બોલવાના સોંઢ નથી રહ્યા. ત્યાં કાદુ કહે: "કયાં ગઈ તમારી ઘોડિયુંની ડામણ? હવે આવો જોઈ ડામણે ડામણે મને મારવા? થાઓ ઊભા!"

પણ પટેલ તો ઊભા થાવાને બદલે હેઠા ઊતરતા જાતા હતા. કાદુએ બંદૂકની નાળ્ય પટેલ સામે તાકીને કહ્યું.

"આટલીવાર લાગે. પણ મને ભગવાન બાપાનું મોઢું આડે આવે છે. એનું અનાજ મારા પેટમાં પડયું છે. મોઢામાંથી કવેણ કાઢતાં તમને તમારા પાણીનું માપ નો'તું રિયું પટેલ?"

પણ પટેલનો જીવ માંડયો ઊંડો ઊતરવા શું બોલે? કાદુ કહે 'આંને સુધી આવ્યો છું તો કાંઈક સંભારણું તો મૂકતા જવું પડશે ને? નઇ તો વળી મારો વાળો વળના શેખી કરશો. તમને કેની કોરની મૂછ વાલી પટેલ?'

પટેલ ધ્રુજી ઊઠયા. આંખ્યું નીચે ઢળી ગઈ. પટેલને થયું કે એકલી મૂછનું મારણું થાતું હોય તો ભલે થાય. જાન બચકે પાયા.

કાદુ કહે 'એના વાળંદ જોઈ શું રિયો છો? પટેલની ડાબી મૂછ કાપી નાખ. જમણી અકબંધ રાખજે અને મારા ગયા પછી જો બીજી કોરની મૂછ કાપી છે કે ગામમાં ક્યાંય મોઢું ખોલ્યું છે તો પછી મૂછના ભેગો તને આવતી કાલે અલ્લાહના દરબારમાં પહોંચાડી દઈશ. માંડય મૂંડવા!'

જ્યાં રૂખડ પટેલ જેવાના હાજા ગગડી ગયા ત્યાં બિચારા વાળંદનું તે શું ગજું? તૈયાર અસ્ત્રાથી વાળંદે રૂખડ પટેલની ડાબી મૂછ મૂંડી નાખી ને જમણી એમ ને એમ રાખી.

હવે કાદુ કહે 'જુઓ પટેલ! આવતી કાલે હું ને ભગવાન બાપા બેય આવીએ ત્યાં સુધી બીજી કોરની મૂછ એમને એમ રે'વા દેજો. દલિયાનાથી દેશવટો લેવો હોય તો જ બીજી કોરની મૂછ મૂંડાવજો. લ્યો, રામ રામ!'

એમ કહીને કાદુ જેવો આવ્યો હતો એવો ઘોડે ચડીને ચાલ્યો નીકળ્યો. વરેંતુ આવે ટાણાં. અહીં રૂખડ પટેલ અને વાળંદ બેય એકબીજાની સામું જોયું. બેય સાનમાં સમજી ગયા. વાળંદ બોલ્યા ચાલ્યા વગર રસ્તે પડયો ને પટેલ ઘરનો ખૂણો પાળીને બેસી ગયા.

આવ્યો કાદુ કટાણે, જરા મજાકમાં માંડીને વાત કરી કે 'વેવાઈની એકકોરની મૂછ કાપતો આવ્યો છું. કાલનો વદાડ કર્યો છે. આપણે જાશું ત્યાં સુધી એકકોરની મૂછ રાખશે.'

ભગવાન બાપો કહે 'અરે માળા ગાંડિયા! આવું તે કરાતું હશે?'

કાદુ કહે 'બાપા! એકેય કવેણ મેં કાઢયું નથી. આટલી તો વેવાઈની હાંસી મશ્કરી થાય જ ને! બાકી તો એની આબરૂ ભેગી આપણી આબરૂ.'

ભગવાન બાપા કાદુ મકરાણીની ખાનદાનીથી મહાત થઈ ગયા. બીજે દિવસે ભગવાન બાપાને કાદુ તેડી ગયા. સ્નેહી મિત્રોનો કુટુંબમેળો કરી હસી મજાક કરીને વેવાઈની બેય મૂછ પડાવી નખાવી. ઓલ્યો વાળંદ એક દીમાં અરધો થઈ ગ્યેલો ને માંડ એના ખોળિયામાં જીવ આવ્યો.

બપોરે દૂધપાકનાં જમણ આપ્યાં. સુવાવયું કરી હાલતી વખતે કાદુએ લક્ષ્મીબહેનને કાપડું કર્યું. રૂખડ પટેલની માફી માગી કે 'તમારા કવેણને કારણે આટલો અપજશ મને મળ્યો.'



થાતાં જોને થઈ, ભલા માણસથી ભૂલ,
રિયો ત્યાં લગણ રઈ, ભવની ભોઠપ ભેરિયા.



પાટા પીડ ઉપાય, તન લાગ્યા તરવારિયા,
વહે જીભના ઘાવ, રતિ ન ઓખદ રાજિયા.



મેણે દિયે માથડાં, મેણું માથાનો ઘા,
મેણાં કોઈ ન મારશો, મેણે નો'ય મજા.



મોતી ભાંગ્યું વીંધતાં, મન ભાંગ્યું કવેણ,
તાજી ભાંગ્યો તોળતાં, એને સાંધો ન કે'સેણ.

Oormy-Navrachana Rajkot-1 (June '70) રૂ. ૧-૦૦ Regd. No. G. 68

# આપણું અધ્યયન

તંત્રીઓ : ઇશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર : જુલાઇ–૧૯૭૦ : સળંગ અંક ૪૮૪

ભક્ત કવિ કલો

દી ના ડાંગા ડગરા, ને રાતે ડાંગ્યું ઢૂંડ;
કલો કોલીખડ વાળો કહે, શું ભગવાનથી ડાંગ્યું સૂત!



રબારી ભક્ત કવિ કલાની પ્રતિમા : ઘેડ–બરડાના કોલીખડા ગામના પાદરમાં : ફોટો નરોત્તમ પલાણ!

જુઓ પાનું : ૨૨૩

# લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા




## ઉંચી જાતની ભૂકી ચામાં બિનહરીફ

આ ચા ખોખામાં એવા સ્વાદમાં તમને પૂરું સોડમવાળી સોનેરી રંગની ચાના વધુમાં વધુ પ્યાલા પૂરા પાડે છે. તમે તેની લહેજત માણી જુઓ. તમારા અતિથિઓને પણ આ ચાથી સત્કારો. તમને આ પીવાની ખરેખરી મઝા આવશે. તમારા મહેમાનો પણ આમ રીતે ખુશ થશે. તેના પ્રકારની બીજી બધી ચામાં લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા અનોખી છે

લીપ્ટન એટલેજ




સારી ચા

ધીરાણ-વસુલાતનું સંકલન ન કરીએ તો
સહકારી પ્રવૃત્તિ ઊણપવાળી લાગશે

: ચિતરંજન રૂગનાથ રાજા

દેશની કાયાપલટ કરવાના કાર્યમાં આર્થિક
અને સામાજિક ક્રાંતિ અનિવાર્ય છે. જે સહ-
કારી પ્રવૃત્તિ દ્વારા શકય બનાવી શકાય તેમ છે.



નવું બાળક
હમણાં નહીં

ત્રણ પછી તો
કદી નહીં



(Exp 61/70

# ઝીણા થઇને રે'જો રાજ

લાખા ને લોયણનાં ભજનો કોણે નહિ સાંભળ્યાં હોય? લોયણનાં ભજનો તો જાણે સીધાં ઉપનિષદોમાંથી જ ઊતરી આવ્યાં લાગે ને ક્યારેક શંકર વેદાંતનું તત્ત્વજ્ઞાન ભરેલું આવતું જણાય. ત્યારે લાખાનાં ભજનો એટલાં પ્રચલિત નથી. અહીં લાખાનું એક ભજન આપ્યું છે.

હે મનડું હમારૂં ભાઈ મેંગળ હાથી રે
અંકુશ વિનાનું કેમ હાલે
અંકુશ વિનાનો રે હાથીડો ઘેલો રે
આડો ને અવળો અથડાશે રે
એ સદાય ઝીણા ઝીણા ઝીણા
ઝીણા થઈ રે'જો રાજ!
તમને ઝીણપમાં હરિ મળશે રે
ઝીણપમાં હરિ મળશે રે જોને,
દેહુંના અભિમાન ટળશે રે
સાંકડી શેરીમાં ભાઈ સોખત બેઠી રે
સંત રે મેળાવો ત્યાં મળશે રે
કરણીના હીણા નર કોરે જો રેશે રે
ભાવ રે ભગતિમાં કેમ ભળશે રે
હંસલો રાજા જયારે હાલવાને લાગ્યો
ત્યારે ઠાલો ફેરો એને પડશે રે
રેતમાં તો ભાઈ! ખાંડ જો વેરાણી રે
કીડી થાશે તો કણ મળશે રે
આ કાયાનાં કુડ તમે દૂર કરી રાખો રે
તનડાના તાપ બધા ટળશે રે
કે' રા લાખો રે રામને ભજી લ્યો રે
ચોરાશીનો ફેરો ત્યારે ટળશે રે

ગીતનો અર્થ તો ઘણો સ્પષ્ટ છે. પણ એમાં તદ્દન તળપદી રીતે અહંકાર અને નમ્રતાનું અંતર અજબ અજબ રીતે બતાવ્યું છે. મન તો મેંગળ છે મદમસ્ત હાથી જેવું છે. ત્યારે ઝીણાથીએ ઝીણા, અને એનાથીએ ઝીણાના ઝીણા થઈ શકો– એવી ઝીણપ કેળવી શકો ત્યારે હરિ મળે. અહંરૂપી કિલ્લાઓને ઓગાળી ન નાખો ત્યાં સુધી હરિનું પ્રેમસ્વરૂપ હાટ ક્યાંથી ઊઘડે! હાથીની સામે રા લાખો કેવી ઝીણપ કેળવવાનું કહે છે? કીડી સરખી રેતીમાં વેરાયેલી ખાંડ મેળવવા કીડી બનો તો જ કણ મેળવો માટે તમે તમે ઝીણા ઝીણા ઝીણાથી એ ઝીણા થઈને રે'જો.

અમાનિત્વં અદંભિત્વં, અહિંસા, ક્ષાન્તિ: આર્જવમ.

# સામ્યવાદ ને કોમવાદ

સંપાદકીય

આપણા દેશનું નાવ ભયાનક ચકરાવે ચડીને રાજકીય ખરાબા સાથે આત્મઘાતક અથડામણ ભણી ખેંચાઈ રહ્યું છે. એક બાજુ ગાંધીનું નામ સંભળાય ત્યાં એને ગારદ કરી દઈને મૂડીવાદના મૂળિયાં ઉખેડવા નકસલાઈટ માઓવાદીની હિંસક શક્તિઓની સુરંગો ચંપાતી જાય છે, તો બીજી બાજુ કોમી હુલ્લડોના હત્યાકાંડો સર્જતી હિન્દુ અને મુસ્લિમોની વિઘાતક શક્તિઓ ઉઘાડા મેદાનમાં આવતી જાય છે. સરકારી કાયદાઓના અમલથી જેને દબાવવી શકય નથી બની એવી આ બે શક્તિઓ એક દિવસ દેશને આંતરવિગ્રહના મોઢામાં ઓરી દેશે.

બે વર્ષ પહેલાં જ આ કોલમોમાં આગાહી કરેલી ત્યારે ત્રીજા બળ તરીકે લોકશાહી બળનો પણ અંદાજ આપેલો. અને જણાવેલું કે દેશ ત્રણ ભાગે વહેંચાઈ જશે. એક સામ્યવાદી બળ, જેમાં બધાં જ સામ્યવાદી બળો એક યા બીજી રીતે એકત્ર થયેલાં હશે, બીજું કોમવાદી બળ. જેમાં તે વખતે હિન્દુરાષ્ટ્રવાદી બળોનો જ ખ્યાલ કરેલો. પણ ભારતની ૭ કરોડની મુસ્લિમ વસતી લોકશાહીબળો અને સામ્યવાદી બળો વચ્ચે વહેંચાઈ જાય તેવી કલ્પના પણ શકય નથી. ત્રીજું લોકશાહીબળ જેમાં લોકશાહીમાં માનતા તમામ પક્ષોની ગણતરી કરેલી. પણ આજની સ્થિતિ જોતાં આ બધાં લોકશાહીબળો મુસ્લિમો અને અંગ્રેજોના આક્રમણ વખતે હિંદુ–મુસલમાન રાજા નવાબો અંદરો અંદર કુટાઈ મરતા હતા તેવી દશાએ પહોંચ્યાં છે એ બધાં એકત્ર બને તેવી સંભાવના આજે ઓછી જણાય છે. સિવાય કે દેશને આઘાતજનક એવી કોઈ સ્થિતિ ઊભી થાય ને તત્પુરતાં એ બધાં એકત્ર બની શકે તો.

## હિંસક ક્રાંતિનાં વિઘાતકબળો

સામ્યવાદીઓમાં અત્યારે ચાર પક્ષો પડયા હોવા છતાં એમની મૂળભૂત વિચારસરણી એક છે. પદ્ધતિઓમાં ફરક હોઈ શકે. પણ સામ્યવાદીઓ જેને પ્રત્યાઘાતીઓ તરીકે કે સુધારાવાદી તરીકે ગણાવે છે તેમની સામે આખરી લડાઈ આપવામાં તો તેઓ એક હશે. અને ચીન રશિયા જેવાં એકબીજા વિરોધી રાષ્ટ્રો પણ વિયેટકોંગને સહાય કરવામાં એક બની રહ્યાં છે તેમ ભારતના સામ્યવાદીઓને પક્ષે એની આખરી લડાઈમાં જગત આખાના સામ્યવાદીઓ એક બનીને ઊભા રહેશે.

જો એવી આખરી સ્થિતિ આવી પડે તો રશિયા અને ચીન પાકીસ્તાનની પડખે પણ આવી ઊભાં રહેશે. એટલે કે પડોશના રાજ્ય તરીકે ને મુસલમાનોના રખેવાળ તરીકે પાકીસ્તાન ચીન અને રશિયા સાથે ભળેલું રહેશે. જો કે પુર્વ બંગાળનો તો પ્રશ્ન પણ કદાચ ત્યાં સુધી સામ્યવાદીઓ ઉકેલી નાખશે. અને આખરી લડાઇ સામ્યવાદીઓને લડવી પડશે તો તે લોકશાહી બળો સામે નહિ પણ હિન્દુકોમવાદી બળો સામેની જ હશે. પછી તો ચીન કે રશિયામાં મુસલમાનોનું જે થયું તે જ ભારતમાં થશે. પણ આજ સુધી દેખાતું આવ્યું છે તેમ સામ્યવાદીઓ મુસ્લિમ કોમવાદીઓને છંછેડવા માગતા નથી પણ પોતાની સાથે લેવા માગે છે. એટલે કોમી હુલ્લડોમાં એમની સહાનુભૂતિ હંમેશાં મુસ્લિમ પક્ષે જ રહ્યા કરી છે.

## સામ્યવાદના લાભમાં કોમવાદ

આજ સુધીની આ સામ્યવાદીઓની ચાલ હિંસક બળવો કરવાની રહી છે. એમાં નકસલાઈટ ઉઘાડા ઊઠયા છે. પણ દેશને જુદા જુદા ભાગમાં વહેંચી દઈને એટલે કે પ્રદેશવાદ, ભાષાવાદ ને કોમવાદના અસૂરોને ઉશ્કેરીને પોતાની ચાલ સિદ્ધ કરવાની એમની રમત રહી છે. એકવાર દેશને સામ્યવાદની પકડમાં લીધા પછી ભાષાવાદ, કોમવાદ કે પ્રદેશવાદના પ્રશ્નો હલ કરવાના સામ્ય-

વાદીઓ પાસે તો નક્કી કરેલાં સાધનો ને શસ્ત્રો છે જ. એમને ન તો મતાધિકાર આડો આવે છે, ન તો સંપ્રદાય આડો આવે છે કે ન કોઈ સુપ્રીમ-કોર્ટ આડી આવવાની છે.

એટલે હિન્દુકોમવાદી બળો જેટલાં વધુ બહેકે તેટલું સામ્યવાદીઓના તો ફાયદામાં જ છે. એટલા મુસલમાનો સામ્યવાદની સોડમાં વધુ ભરાશે. લઘુમતિઓને હિન્દુકોમવાદ આસાનીથી સામ્યવાદ તરફ ધકેલી રહ્યો છે. આજની લોકશાહીમાં જેમ બંધારણે તમામને સરખા અધિકારો બક્ષ્યા છે છતાં ગરીબને શ્રીમંતોના ભેદ કાયમ રહી ને વધતા ગયા છે તેમ હિન્દુરાષ્ટ્રવાદમાં પણ આદિવાસીઓ, અસ્પૃશ્યો અને પછાત પડેલી જાતિઓને એવા જ સમાન અધિકારો હશે ને સ્થિતિ ગરીબ ને તવંગરો વચ્ચેના આજના અંતર જેવી જ હશે.

## પછાત જાતિઓ ને સામ્યવાદ

જેમ મુસલમાન કોમવાદ એના ધાર્મિક ઉચ્ચાભિમાન ઉપર ફાલ્યો છે તેમ હિન્દુકોમવાદ પણ એના ધાર્મિક ઉચ્ચાભિમાન, કુલાભિમાન અને જાત્યાભિમાન ઉપર જ ફાલ્યો ફૂલ્યો છે. કોઈપણ ધર્મમાં એના મૂળભૂત સિદ્ધાંતોનું નહિ પણ એની રૂઢિઓનું જ પ્રાબલ્ય રહ્યું છે. એને પરિણામે તો આ બધા સંઘર્ષો ચાલી રહ્યા છે. જો સિદ્ધાંતોનું પ્રાબલ્ય રહ્યું હોત તો જગતમાં સર્વત્ર શાંતિ પ્રવર્તતી હોત. જગતનો સમસ્ત વ્યવહાર રૂઢિઓથી ચાલે છે, માટે જ કાયદા કાનુનની માયાજાળ ઊભી કરવામાં આવી છે. અને આ કાયદા પણ જે વર્ગનું સમાજમાં વર્ચસ્વ હોય એને જ વધુ રક્ષણ આપીને એની સલામતીને અનુકૂળ ઘડાય છે. સિદ્ધાંતો ધર્મની જેમ કાયદાના પણ ઉચ્ચ જ હોય છે.

એટલે જેમ જેમ કોમવાદ વધુ ફાલે તેમ તેમ પછાત જાતિઓ, આદિવાસીઓ, અસ્પૃશ્યો ને લઘુમતિઓને જો લોકશાહી પૂરતો અવકાશ ન આપે તો સામ્યવાદ તરફ જ ખેંચાયે જાય. આજ સુધી રાષ્ટ્રીય અવિભક્ત કોંગ્રેસમાં એ બધી લઘુમતિઓ અને પછાત-જાતિઓને જે આશા હતી તે આશા હવે નષ્ટ થઈ ગઈ છે. વિશ્વાસ ઊઠી ગયો છે.

## ગાંધીવાદ ને સામ્યવાદ

નકસલાઈટ સામ્યવાદીઓને પોતાની હિંસક ક્રાંતિમાં આ હિન્દુકોમવાદીઓ નહિ પણ ગાંધીવાદ જ આડે આવે છે. કારણ કે ગાંધીજીની વિચારસરણી મુજબ ગાંધીવાદ હિંસાના વિરોધરૂપે કાર્ય કરે છે. એની રચનાત્મક પ્રવૃત્તિઓ પણ માણસને હિંસાને માર્ગે ન વળે અને ચાલુ સામાજિક સ્થિતિના વિસ્ફોટકના બળો જોર ન કરે તે રીતે કામ કરવા મથે છે. એટલે હિંસક સામ્યવાદીઓ અહિંસક ગાંધી વિચારસરણીને જ પોતાના સૌથી મોટા શત્રુરૂપે જુએ છે. એટલે એકવાર ગાંધીજીની સંપૂર્ણ અસર નાબુદ કરી શકાય તો હિંસક સામ્યવાદીઓને મનફાવતી અરાજકતાની સ્થિતિ પ્રાપ્ત થાય.

## ગાંધીવાદનું ઉન્મૂલન શા માટે

હિંસક સામ્યવાદીઓની સ્પષ્ટ માન્યતા છે કે ગાંધીવાદ મહાજનશાહી સમાજરચનાનો પોષક હોવાથી ગરીબોને થોડી ઘણી રાહત અપાવતા રહીને મહાજનશાહી મૂડીવાદને નભાવી રાખે છે. ગાંધીવાદમાં મહેનતકશોના રાજ્યની સંભાવના જ શક્ય નથી. એટલે મહેનતકશો માટેની હિંસક ક્રાંતિના સૌથી મોટા અવરોધરૂપ જો કોઈ હોય તો તે ગાંધીવાદ છે. એટલે ગાંધીજીનું નામ નિશાન દેશમાંથી ભૂસી નાખવા નકસલાઈટ જાનની બાજી ખેલી રહ્યા છે. અથવા તો જેમની પાસે હિંસક સામ્યવાદીઓ હિંસક ક્રાંતિ કરાવવા માગે છે, તેના દિલમાં એવો વિશ્વાસ ઊભો કરવા માગે કે તમારો ઉદ્ધારક ગાંધી કે ગાંધીનું કોઈ કાર્ય નથી. ગાંધીનામ એક ભ્રમણા જ છે. એ તો આ દેશના કાયરોની એક ઢાલ છે. ગાંધીજીની પ્રતિમાઓ તૂટે છે, ગાંધીનામની સંસ્થાઓ સળગે છે, ગાંધી પુસ્તકોની હોળી થાય છે છતાં દેશમાંથી કોઈના પેટનું પાણી હલે છે? કોઈને ગાંધીજીની પડી નથી. એ તો તમને કાયમી ગુલામ રાખીને તમને બટકુંક રોટલો આપીને પંપાળ્યે રાખવાની ગાંધીનામની એક તરકીબ છે, જેથી કાયમ તમારા ખભે ચઢીને બેસી રહી શકાય.

## કાં કોઈ હલે નહિ?

સામ્યવાદીઓની આ વાત પણ કેટલી સાચી

છે ? શાસક કોંગ્રેસ, સંસ્થા કોંગ્રેસ, સર્વોદયવાદીઓ કે ગાંધીજીના અનુયાયીઓમાંથી કોઈએ પ્રતિકારાત્મક પગલાં નથી ભર્યાં. આ ગાંધીનામના સમગ્ર ઉચ્છેદ સામે સૌ ઠરાવો કરે છે, સામસામા બાંયો ચડાવે છે પણ દેશમાં ગાંધીજીની અસરો નેસ્તનાબુદ કરવા જે હિંસક પ્રવૃત્તિ વ્યાપક બની રહી તે એની સામે લેખો ને નિવેદનો સિવાય એમને કશું જ કરવાની તાલાવેલી નથી જાગતી. અત્યારસુધી ગાંધીનામને વટાવવાની જ તાલાવેલી હતીને ત્યારે !

સંસ્થા કોંગ્રેસ, સંયુક્ત પ્રજા. સ. પક્ષ અને જનસંઘ જેહાદ એવી ઉઠાવી રહેલ છે કે શાસક કોંગ્રેસ નકસલાઇટની હિંસક પ્રવૃત્તિ સામે પગલાં નથી ભરતી કારણ કે એને સામ્યવાદનો સહારો જોઈએ છે, ઇન્દિરા સામ્યવાદી છે. એ સરમુખત્યારશાહી શાસન લાવવા માગે છે, વગેરે વગેરે વગેરે.

સામ્યવાદ એ ગુંડાટોળી નથી, તેમ લુટારૂ ટોળી નથી. જગતની એ એક મુખ્ય વિચારસરણી માંહેની એક છે. વિચારનો પ્રતિકાર વિચારોથી જ થઈ શકે. દમનથી તો કદાચ તત્કાળ પૂરતી હિંસા અટકાવી શકાય. એ પણ નથી અટકાવી શકાઈ. ઈંદિરાજીની લઘુમતિમાં મુકાઈ ગયેલી સરકારને અટકાયતી ધારો અમલમાં ન લાવવા માટે એક સ્વતંત્ર પક્ષ સિવાયના ઈંદિરાજીના તમામ વિરોધ પક્ષો ઈંદિરાજીની સરકારને મૂંઝવીને હલકી પાડવા માટે એક હતા, એ જ પક્ષો ઇંદિરાજી ઉપર સામ્યવાદી હિંસાને દાબી ન દેવા માટે જાત જાતના આક્ષેપો કરે છે.

## કોમવાદનો હાથો સંસ્થા કોંગ્રેસ

આશ્ચર્યની વાત તો એ છે કે હિન્દુરાષ્ટ્રવાદીઓ પણ ગાંધી વિચારસરણીના સામ્યવાદીઓ જેટલા જ વિરોધી છે. એ કારણે હિન્દુવાદીઓએ ગાંધીજીનું પહેલાં ખૂન કર્યું. હિંસક સામ્યવાદીઓ હવે ખૂન કરી રહ્યા છે. અને હિન્દુરાષ્ટ્રવાદ અને મુસ્લિમોના ભારતીયકરણની જેહાદ પોકારનારા પણ સામ્યવાદીઓનું જ કામ કરી રહ્યા છે. આમ ગાંધીવાદને ગાંધીજીની વિચારસરણીને ભારતની બે પ્રબળ શક્તિઓ તરફથી માર પડી રહ્યો છે. છતાં ગાંધીજીના અનુયાયી તરીકેનું અભિમાન લેતા સંસ્થા કોંગ્રેસના આગેવાનો આ હિન્દુરાષ્ટ્રવાદીઓ સાથે હાથ મીલાવી રહ્યા છે ને ગાંધીજીની વિચારસરણીને ઉખેડી નાખનારી પ્રવૃત્તિને ઉત્તેજન આપી રહ્યા છે. પછી સિદ્ધાંતોને વળગી રહ્યાનાં ગમે તે નિવેદનો કરે અને ચોકકસ વિચારસરણીના પક્ષો સાથેના જોડાણનાં ગમે તે કારણો આપે પણ એનાં પરિણામ તો ગાંધીવાદીઓના હાથે જ ગાંધીવાદને નષ્ટ કરવામાં જ આવી રહ્યાં છે. ગુજરાતની સંસ્થા કોંગ્રેસના આગેવાનો નિવેદનો ગમે તે કરે પણ આવતા દિવસોની એમાં આગાહી છે કે સંસ્થાકોંગ્રેસ હિન્દુરાષ્ટ્રવાદીઓની એક પક્ષકાર જ બની રહી છે.

## ભાવિથી ભડકેલા શ્રી. વજુભાઈ

શ્રી. વજુભાઈ શાહના બોલ પાછળ સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ અને શ્રી. ઢેબરભાઇ જ નથી બોલતા પણ સંસ્થા કોંગ્રેસના ભાવિનો ભય જ બોલી રહ્યો છે કે જો બેય કોંગ્રેસ એક નહિ થાય તો સંસ્થા કોંગ્રેસનું ગાંધી વિરોધી રૂપાંતર જ થઈ જવાનું છે. અરે કોંગ્રેસી અખબારો હવે એ જ રીતે જનસંઘની ઉઘાડી તરફદારી કરી રહ્યાં છે. આવતા દીનાં એ એંધાણ છે. જગત જુએ છે તેમ ઈંદિરાજી એક પછી એક એવા રાજકીય વિજય હાંસલ કર્યે જાય છે તે સંસ્થા કોંગ્રેસ સામે આવીને શાસક કોંગ્રેસમાં ભળી જાય તો તે જરૂર આવકારશે પણ સામેથી એક પણ શરત આવકારવા જેવી એમની મનોદશા કદી હતી નહિ, છે નહિ. ભાંગી ને કટકા થઇ જાય પણ ધારેલાં કામને વિચારો ને વળગી રહેવાનો અતૂટ આત્મવિશ્વાસ એમાં દેખાયો છે.

## બાપ કરતાં સવાઈ બેટી

એમના પિતા જે હિંમત દાખવી નથી શકયા એવાં સાહસિક પગલાં સાથે તો તેઓ રાત દિવસ રમે છે. શ્રી. મોરારજીને ઉડાડવાથી માંડીને છેલ્લે છેલ્લે પોતાના પ્રધાનમંડળમાં જે ધરખમ ફેરફારો કર્યા એ એની સબૂત છે. નહિ તો ચવાણ, ફખરૂદીન અને જગજીવનરામ જેવાનાં ખાતાંમાં આવા અસાધારણ ફેરફારો કરવાની હિંમત આજના સંજોગોમાં પં. જવાહર પણ ન કરી શકત. એ જ રીતે

દીનેશસિંગના ખાતામાં ફેરફાર ઈચ્છયો ત્યારે એમણે એ જોખમ ખેડી જ લીધેલું કે દીનેસસીંગનું રાજીનામું પણ આવી પડે. જાણે કે જોખમ વચ્ચે જ જીવવાની ઈંદિરાજી મોજ લઈ રહ્યાં છે.

ગુજરાતના સંસ્થા કોંગ્રેસના આગેવાનો ખરાબર સમજે છે કે ગુજરાતની સંસ્થા કોંગ્રેસની સરકાર માત્ર ઈંદિરાજીની સિદ્ધાંતનિષ્ઠાને કારણે જ બચી ગઈ છે. એટલું નિખાલસ નિવેદન કરવા જેટલી હિંમત અને ઔદાર્ય ગુજરાતના સંસ્થા કોંગ્રેસના આગેવાનોમાં નથી જ.

## ગુજરાત સરકાર કેમ ન ઉથલી !

સ્વતંત્ર પક્ષની સાથે ઈન્ડીકેટને પણ ગુજરાતમાં સંસ્થા કોંગ્રેસને સત્તા સ્થાનેથી ઉથલાવવામાં ઈંદિરાજીએ કૃતનિશ્ચય થવા દીધી હોત તો રમતવાતમાં સંસ્થા-કોંગ્રેસ ઉથલી પડી હોત. પણ સ્વતંત્ર પક્ષ એ પ્રગટ-પણે જ મૂડીવાદીઓનાં હિતોનાં રક્ષણની લાગણીમાંથી જન્મ્યો છે ને કોંગ્રેસ વિરોધી લાગણીમાંથી એણે બળ મેળવેલું. દેશના ભાવિ ઘડતરમાં સ્વતંત્ર પક્ષને કોઇ પણ રીતે મજબુત બનાવવો એટલે એકબાજુ મૂડીવાદીઓનાં અને બીજી બાજુ સામ્યવાદીઓના હાથ મજબુત બનાવવા. લોકશાહીનો ગરીબ સુધી લાભ ન પહોંચવા દેનારા અને આજની દેશની દારૂણદશાના એક પક્ષકારને સત્તાસ્થાને લાવવામાં શાસક કોંગ્રેસ ભાગીદાર કેમ થઈ શકે? એટલે ગુજરાતની ઈન્ડીકેટના આગેવાનોમાં સંસ્થા કોંગ્રેસની સરકારને ઉથલાવી નાખવાનો જે વિરોધી લાગણી ઉગ્ર બની ગયેલી તેને ઈંદિરાજી તરફથી જરાય ઉત્તેજન તો ન મળ્યું પણ એ રસ્તેથી પાછા વળી જવાની જ સ્પષ્ટ સલાહ મળી. નહિ તો ગુજરાતની સંસ્થા કોંગ્રેસ તો હવે ખળભળી જ ગઇ છે. બાર તેર સભ્યો તો આસાનીથી ઊઠીને ઈન્ડીકેટમાં ભળી ગયા હોત.

## શ્રી. મોરારજી ને શ્રી. ગોલવલકરજી

શ્રી. ઠાકોરભાઇ તો સમતુલા ગુમાવી ને બેઠા છે, જો પ્રધાનપદે ન હોત તો એમની બેફામી બકવાદમાં જ ખપત. શ્રી. ગોલવલકરજીને રસ્તે ઈંદિરાજી નહિ પણ શ્રી. મોરારજી જઈ રહ્યા છે તે એમને નહિ દેખાતું હોય? ઈંદિરાજીએ તો એની સામે જેહાદ જગવી છે ને શ્રી. મોરારજી તો શોકયને ખારે ધણીનો ખાટલો ખરાબ કરવાને રસ્તે છે. ગૃહખાતું ઈંદિરાજીએ હાથમાં જ એટલા માટે લીધું છે. પણ દેશના રાજકારણની સ્થિતિને નામે સમાન કાર્યક્રમવાળા પક્ષો સાથે હાથ મીલાવવાના બહાને ખુદ ઠાકોરભાઈ જ શ્રી. ગોલવલકરજીના હાથ મજબુત કરી રહ્યા છે. કારણ કે સંસ્થા કોંગ્રેસના એ પક્ષકાર મટયા નથી. અને સામ્યવાદી અને કોમવાદી તત્ત્વો સામે લોકશાહી બળોને એકત્ર કરવાની સંસ્થા કોંગ્રેસની હાકલ ને ઠરાવમાં સંસ્થા કોંગ્રેસ કોને કોમવાદી ગણાવે છે ? ઈંદિરાજી ને ! કારણ કે પોતે જ કોમવાદને પડખે પોતાનો ભાર મૂકી રહ્યા છે. કોઈ એક પક્ષને કોમવાદી કહેવાની હીંમત સંસ્થા કોંગ્રેસમાં છે ?

જનસંઘ કોમવાદી નથી એવો બચાવ નિજ-લીંગપ્પાજીને શા માટે કરવો પડેલો? જનસંઘના અને સંસ્થા કોંગ્રેસના આગેવાનોનાં નિવેદનો એક જ સરખાં કઈ સમાન વિચારસરણીને આધારે બહાર પડે છે ? એ બન્ને પક્ષોનું નિશાન નથી સામ્યવાદ કે નથી કોઈ બીજો વાદ પણ ઈંદિરાજી જ છે. અને એનું અંતિમ છે હિંદુરાષ્ટ્રવાદ. એટલે કોમવાદીઓ થથરી જ એટલા માટે ગયા છે કે ગૃહખાતું ઈંદિ-રાજીએ હાથમાં લીધું છે.

## ધ્રુવીકરણની દિશામાં

આખર સંસ્થા કોંગ્રેસનું ભાવિ શું ? જેમ જેમ એના આગેવાનોનું આંતર સ્વરૂપ ચૂંટણી નજીક આવતાં ખુલ્લું થતું જશે તેમ તેમ એ વીંખાતી જશે. ’૭૨ની ચૂંટણીમાં એ સંપૂર્ણ અનાવરસ્થાએ પહોંચી જશે. માત્ર બુદ્ધિની કરામતોભર્યા ઠરાવો નિવેદનો કે ભાષણોથી જનતાને ક્યાં સુધી ભરમાવી શકાશે ? સંસ્થા કોંગ્રેસ ત્રણભાગે વહેંચાઈ જશે. કેટલોક ભાગ સ્વતંત્ર પક્ષ જેવી વિચારસરણી ધરાવે છે, મોટો ભાગ જનસંઘી છે, જ્યારે બાકીનો ભાગ લોકશાહી તત્ત્વોમાં માનનારો પણ હવે સંસ્થા કોંગ્રેસથી છૂટા પડીને શાસક કોંગ્રેસમાં જોડાવાની હિંમત અત્યારે નથી કરી શકતો તેવો છે.

પણ સ્વતંત્ર પક્ષને કોઈ ભાવિ નથી. દેશને આગળ લઈ જવાની દોરવણી તે ક્યાંથી આપે ? જ્યાં આજની સ્થિતિ માટે એ પણ એક પક્ષકાર હોય ત્યાં ! એટલે નામશેષ થઈને નજીવા પક્ષ તરીકે ૭૨ની ચૂંટણી બાદ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખી શકે તો પણ ગનીમત. એનાં મૂળ કદી પ્રજાહૃદયમાં પડયાં જ નથી. એટલે સ્વતંત્ર પક્ષને છોડતાં એના સભ્યોને કોઈ લાગણીનો આઘાત લાગે તેવું નથી.

## તો ભારત આરત થશે

પંજાબ અને તામીલનાડ જેવા પ્રદેશોમાં ચોક્કસ જાતિની જ બહુમતિ હોતાં એકમાં અકાલીઓ અને બીજામાં ડી. એમ. કે. ટકી રહેવાની તકો વધુ છે. બાકીના બધા પક્ષો એક બીજા સાથે ચૂંટણી જોડાણ સાધીને ત્રણ ભાગે વહેંચાઈ જશે, અથવા અલગ ચૂંટણી લડીને પછી જોડાણ સાધશે. એમાં સામ્યવાદી, જનસંઘ અને લોકશાહી બળો મુખ્યત્વે હશે. પણ એથી દેશના બે મુખ્ય પ્રશ્નો કંગાલિયત અને કોમવાદનો ઉકેલ માત્ર રાજકીય પગલાંથી શકય નહિ બને.

સામ્યવાદનાં મૂળ દેશની કંગાલિયતમાં પડયાં છે ને કોમવાદનાં મૂળ દેશની સાંપ્રદાયીકતામાં પડયાં છે. ગમે તેની અને ગમે તેવી સરકારો રચાય તો પણ જ્યાં સુધી કંગાલિયત અને સાંપ્રદાયીકતાના પ્રશ્નો હલ કરવામાં નહિ આવે ત્યાં સુધી સામ્યવાદ અને કોમવાદ વકરતા જ જવાના. એટલે લોકશાહી તત્ત્વો પૂરતું બળ નહિ મેળવી શકે તો એક દિવસ સામ્યવાદ અને કોમવાદ એટલે કે હિન્દુરાષ્ટ્રવાદ વચ્ચે આખરી વિગ્રહ મંડાશે ને ભારતને ફરીથી મહાભારતમાં ફેરવી નાખશે.

## બે મહાન અશક્તિ

આ દેશની બે મહાન રાષ્ટ્રીય અશક્તિઓ એક કંગાલિયત અને બીજી જેને કારણે આ કંગાલિયત ઊભી થઈ તે ઊંચ નીચના ભેદ પાડી, એને દૈવાધિન ગણાવી, ધર્મ અને સંસ્કૃતિને નામે અને ધર્મ તથા સત્તાના સહારાથી પુરૂષાર્થહીન અને બુદ્ધિજડ બનાવી કાયમને માટે ગુલામી મનોદશા પેદા કરનારી સાંપ્રદાયીકતા જ રહી છે. એટલે જ મુઠીભર મુસ્લિમો સામે આવડો મોટો દેશ પરાસ્ત થઈને હજાર વરસની ગુલામી વેઠતો રહ્યો, મંદિરો તૂટતાં રહ્યાં. હિંદુઓ મુસલમાન અને છેવટ ખ્રિસ્તી બનતાં રહ્યા છતાં સાંપ્રદાયીકતાએ જનતાએ ઉચ્ચાભિમાનના અંધારામાં જ અથડાવ્યે રાખી, વિચારજડ અને પુરૂષાર્થહીન બનાવી. જેનાં પરિણામો આજે આપણે ભોગવી રહ્યા છીએ.

ગાંધીજીથી શરૂ થઈને જવાહરલાલના અવસાન સુધીના રાષ્ટ્રીય એકતાના તમામ પ્રયત્નો આ બે મહાન રાષ્ટ્રીય અશકિતએ વિફળ બનાવ્યા છે. જ્યાં સુધી વર્ણાશ્રમની પકડ કરીને બેઠેલી સાંપ્રદાયીકતાની જડ હલે નહિ ત્યાં સુધી સમાજવાદ કદી સફળ બને નહિ. ગાંધીવાદ એ સમાજવાદ અને સાંપ્રદાયીકતા વચ્ચેથી માર્ગ કાઢવાની એક વિચારસરણી હતી. સ્વાધીનતા હાંસલ કરવામાં પણ આ સાંપ્રદાયીકતા એટલી જ અવરોધરૂપ હતી. પણ સ્વાતંત્ર્ય માટેનાં બળો હિંદુવાદીઓમાંથી પણ પ્રબળપણે ઊઠતાં સાંપ્રદાયીકતાએ ગાંધીવાદમાં રહેલાં હિંદુવાદી બળોને અપનાવી લીધાં. એટલા પુરતો ગાંધીવાદને ગાળી નાખ્યો અને જ્યારે એમ લાગ્યું કે હવે ગાંધી જ હિન્દુરાષ્ટ્રવાદનો સૌથી મોટો અવરોધ છે ત્યારે ગાંધીજીને ગોળીએ દીધા.

## મૂળ રોગ સાંપ્રદાયીકતા

આટલા પછી ગાંધીજીના અનુયાયીઓએ અને સમાજવાદના પુરસ્કર્તાઓએ ચેતવું જોઈતું હતું કે હિન્દુ અને મુસ્લિમ સાંપ્રદાયીકતાની જડ જ્યાં સુધી ભારતના પ્રજાજીવનમાંથી ખસેડવામાં ન આવે ત્યાં સુધીના ગાંધીવાદ કે સમાજવાદના પ્રયત્નોની સફળતા માત્ર સપાટી ઉપરની જ રહેવાની અને સપાટી ઉપર જ દેખાવાની.

ઉલટ પક્ષે ગાંધીવાદ અને સમાજવાદ માટે જે કાંઈ પ્રયાસો થયા તેમાંથી પુષ્ટ થઈને હિન્દુરાષ્ટ્રવાદ નવા સ્વરૂપે બળવત્તર બનતો જાય છે અને મુસ્લિમ સમાજને યથાવત રાખીને લઘુમતિ રૂપે રાજકીય ઔદાર્યથી પંપાળવા જતાં મુસ્લિમ કોમવાદ પણ પાકીસ્તાનનો ઘા રૂઝાતાં બળવત્તર બનતો રહ્યો છે.

ગાંધીજીના અવસાનને કારણે દેશને જે એક આઘાત લાગ્યો તેના કારણે હિન્દુ અને મુસ્લિમ એમ બન્ને કોમવાદ કાચબાની જેમ અંગ સંકોડી ગયેલા અને આઘાત શમતાં જ પંડ્સ પહોળા કરવા લાગેલા. આજે ન અવગણી શકાય એવા સ્વરૂપે આ હિન્દુ અને મુસ્લિમ કોમવાદ ફાલ્યા ફૂલ્યા છે.

આજે જેમ હિંદુકોમવાદીઓ હિન્દુરાષ્ટ્રની વાત ઉપર જોર દે છે તેમ આવતી કાલે મુસલમાન કોમવાદીઓ પોતાની છ કરોડની લઘુમતિ માટે નવું પાકિસ્તાન માગશે. અને ખ્રિસ્તી તથા બીજી લઘુમતિઓ બેસી નહિ રહે. એટલે આ કંગાલિયતનો ઉકેલ પણ હિન્દુ–મુસ્લિમ સાંપ્રદાયીકતાના આમૂલ પરિવર્તનમાં જ રહેલો છે. જો એ શક્ય નહિ બને તો આ દેશને માઓવાદી ચીનના સહારાથી અજગરની જેમ ગળતા નકસલાઈટની ઘોર હિંસાથી કોઈ બચાવી નહિ શકે.

## રોગનાં મૂળિયાં સાફ કરો

હિન્દુ કોમવાદ મુસ્લિમ કોમવાદમાંથી જોર પકડે છે ને મુસ્લિમ કોમવાદ હિન્દુ કોમવાદમાંથી જોર પકડે છે. એને પરિણામે દેશના મૂળભૂત પ્રશ્નો અવગણાઈ રહ્યા છે તેથી સામ્યવાદ જોર પકડે છે.

કોઈ એક કોમ પાસેથી ઉદારતાની અપેક્ષા રાખવાથી કોમવાદનો પ્રશ્ન નહિ જ ઉકલે. તેમ રાજકીય રીતે પણ આ પ્રશ્ન કદી હલ નહિ થાય કદાચ કોમી હત્યાકાંડ થોડા દબાવી શકાય. પણ આખા દેશમાં આગ ફેલાશે તો કેટલેક ઠેકાણે ઠારી શકાશે ?

બન્ને કોમોના સાંપ્રદાયીક અને સામાજિક એવા આમૂલ પરિવર્તનની આશા આજે શક્ય નથી લાગતી છતાં એ જ એક ઉપાય છે. લોકશાહી અને રાષ્ટ્રીય બળોએ પોતાનો સમસ્ત ઝોક એ બાજુ આપવો રહ્યો. એમ બનશે તો જ કેટલાંક વર્ષો પછી આ પ્રશ્ન હળવો બનશે ને દૈવાધીન પ્રજા પુરુષાર્થી ને વિચારશીલ બની રાષ્ટ્રીય ઉત્પાદનમાં વૈજ્ઞાનિક બુદ્ધિથી કામે લાગશે. પણ ત્યાં સુધી સામ્યવાદ રાહ જોઈને નહિ બેસે. જમીનના અને રોજગારીના પ્રશ્નો શક્ય તેટલી ઝડપે હવે નહિ ઉકેલાય તો સામ્યવાદ સિવાય દેશ બીજા શાની અપેક્ષા રાખી શકે ? મહાત્મા ગાંધીના કહેવાથી પણ જે નહોતા સમજ્યા તે આપમેળે કેમ સમજશે ?

હજી સુધી તો કેન્દ્રસરકાર અને રાજ્ય સરકારો લાચાર જ રહી છે. વહિવટી તંત્રો એટલાં કાર્યક્ષમ બની શક્યાં નથી, મોંઘવારી અટકાવી શકાઈ નથી અને પક્ષો બધા સત્તાના સંઘર્ષની મોરચાબાજીમાં રસ । પરચા રહે છે, તેથી સ્થિતિ ઉત્તરોત્તર વધુ ને વધુ કથળતી જાય છે. પછી લોકોને આપસવારથના હેવારા બનાવી દેવાયા છે તેની પાસેથી પરિવર્તનની શી આશા રાખવી ?

## સાભાર સ્વીકાર

**Ghalib's Passion Flower**

*Consuming, Flower–Fresh, heady in the poet's own view and* S. D. Misra's S. D. Misra : 65/78 New Rohatak Road, New Delhi : Price Rs. 20-00.

**અનુવાદ વિજ્ઞાન :** મોહનભાઈ શંકરભાઇ પટેલ : પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ : અમદાદ ૧૪ : મૂલ્ય બે રૂપિયા.

**નવજીવન પ્રકાશન**

**કસ્તુરબા વાણી અને વિચાર** સંપાદકીય : મણિબહેન વલ્લભભાઇ પટેલ : મૂ. રૂા. ૧–૪૦ : નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ ૧૪. **ગાંધીજીનું પહેલું ચરિત્ર** : લે. જોસેફ ડોક : અનુ૦ બાબુભાઇ પારેખ : મૂ. ચાર રૂપિયા : નવજીવન પ્રકાશક મંદિર : અમદાવાદ ૧૪. *

**ક્રાંતિવીર લેનિન** : લે. ઇન્દુલાલ યાજ્ઞિક : સન્નિષ્ઠ પ્રકાશન : માવળંકર હવેલી : ભદ્ર : અમદાવાદ : મૂ. પંચોતેર પૈસા. * **ભીનું એકાન્ત** : સં. બેઝાર સાસ્તાપુરી : પ્રકાશક : પુરરાજ જોષી : ગુરૂફળિયા, ભૈરવનાથ માર્ગ : નડિયાદ : મૂ. બે રૂપિયા. * **સોનાની ઝાલ** (૧૯ લોકવાર્તાઓનો સંગ્રહ) સંગ્રાહક : * પુષ્કર ચંદરવાકર : પ્રકાશક : સસ્તું સહિત્ય વર્ધક કાર્યાલય : ભદ્ર. અમદાવાદ. મૂ. અઢી રૂપિયા.

# ભક્ત કવિ કલો

ગોસ્વામી મોહનપુરી

પશ્ચિમ સૌરાષ્ટ્રની આ દરિયા કાંઠી અનેક-રીતે સમૃદ્ધ છે. નાનામાં નાના ગામને એનું પોતાનું સાંસ્કૃતિક મહત્ત્વ છે. ટીંબે અને ટેકરે મંદિર, વાવ કે ગુફા, શૂરવીર, સતી કે ભક્તિના પાળિયા જ્યાં જુઓ ત્યાં કંઇક ને કંઇક તેજ ઝરણાં ઢંકાયેલાં પડ્યાં છે.

પોરબંદર પાસેના કોલીખડા ગામમાં રબારીની વસ્તી, પચાસ ઝૂંપડાનું ગામ પણ એને એનો રબારી કવિ છે. પોરબંદર રાજ્યે અને આ પંથકનાં ભજનોનો સંગ્રહ કરનારે એની નોંધ લીધી છે.

આશરે દોઢસો વર્ષ પહેલાં અભણ અને જંગલી જેવી ગણાતી રબારી જ્ઞાતિમાં કલાનો જન્મ. અક્ષર સાથે તો આડવેર પણ કોઠા ડાહ્યા કલાના રુદિયામાં માતા શારદાનો વાસ હતો. રિવાજ મુજબ નાનપણમાં જ કલાના લગ્ન થયાં પણ એ આણાં વર્યા બાદ પરણેતર શીતળાના રોગનો ભોગ બની. પછી તો કલાએ ફરી લગ્ન કરવાનો વિચાર માંડી વાળ્યો અને ભકતોની 'ગત ગંગા'માં ભળ્યા.

બરડા ડુંગરની ધાર ઉપર ચડીને કલો ચંદ્રાવળા બોલે છે. કાંખમાં લાકડી ભરાવી ખેતરને શેઢે ઊભા ઊભા દૂહા લલકારે છે. દિલના સાચા ભાવથી અને રૂડા કંઠથી બોલાતાં પ્રભુનાં યશોગાન આજુબાજુનાં માણસોને મુગ્ધ કરે છે. હવે કલાને ભજન ગાવા આમંત્રણો મળવાં લાગ્યાં છે અને કલો પૂર્વે થઈ ગયેલા કવિઓના તો કયારેક પોતાના સ્વરચિત ભજનો મીઠી હલકથી ગાય છે. સુદામાપુરીથી દ્વારકા જતાં સાધુ-સંતો પાસેથી મળેલી એકાદી પંક્તિ ઉપર કલો પોતાની રીતે ભજનની માંડણી કરે છે. મોટા ભકત તરીકે આજુબાજુની વસ્તીમાં કલો પૂછણાજોગ વ્યક્તિ બની ગયો છે. કલો જ્યાં હોય ત્યાં માણસો ટોળે વળે છે અને ઘર-સંસારના પ્રશ્નોથી માંડી, વરસાદના વાવડ અને ભાવિ વિષે પ્રશ્નો પૂછાય છે, કલો ચોટદાર જોડકણાંથી એના ઉત્તર વાળે છે.

એક સમયે વરસાદે બહુ ખેંચાવ્યું. જેઠ ગયો, અષાઢની ગુરુપૂનમ પણ ગઇ. માલધારી અને ખેડૂતો ભૂવા, જતિએ આપેલા વાયદાના દા'ડા ગણી ગણી થાકયા. બે-પાંચ રબારી ગોવાળોનું ટોળું કલા-ભગતને આંગણે આવ્યું. રામરામ્યું લીધી અને પળતલીમાંથી બજરું કાઢી ધતૂરીઓ ભરાણી. સૌના હાથમાં ધતૂરી ફરવા લાગી. એક ગોવાળ બોલ્યો : "ભગત, આ કારા મે વારો કેદિ'ક વરસશ્યે ?" ભગત કંઈ ન બોલ્યા. બીજો કહે : "ઓડદરનો ભૂવોઆતો પાટ બેઠો અને ત્રણ આંગળીઓ ઊંચી કરી." ત્રીજો કહે : "ખીમેસર ડાડાનું હવન હતું. ડાડે ફૂલ ઠાવકાં દીધાં."

કલો ભૂવાજતિમાં માનતો નથી. જોશ જોનારને એ ભગવાનથી ડાહ્યા (?) સમજે છે! કલો જોડકણું મૂકે છે.

**દિ'નો ડાયો કાગડો, ને રાતે ડાયું ઘૂડ,**
**કલો કોલીખડાવાળો કહે, શું ભગવાનથી ડાયું ભૂત?**

કાગડો દિવસનો ડાહ્યો છે. કાગડો કાગડી બેઠાં હોય તોય દિવસે એના માળામાં કોયલ ઈંડાં મૂકી જાય. કહે છે કે કાગડા કાગડી વચ્ચે કોયલ બેસે અને એક ધક્કો કાગડાને તો એક ધક્કો કાગડીને મારે. કાગડો સમજે કાગડીએ ધક્કો માર્યો, કાગડી સમજે કાગડાએ અને વચ્ચે કોયલ પોતાનું કાર્ય કરી જાય. આમાં કાગડાની ચતુરાઇ કયાં ગઇ ? આવું જ ઘૂવડનું. રાતે ઊડે. જગતને મરેલ સમજે અને માત્ર પોતાની જાતને જ જીવતી સમજે. કલો કહે છે આ ભૂવાજતિ પણ આવા જ. ભગવાનથી યે ડાયા.

ગોવાળિયા કલાના વિચારથી ગભરાઇ જાય

છે અને શંક થઇને પૂછે છે "તાર ભગત, મે કે'દુ વરસશ્યે ?" વીજ તો ગઇ રાત જોઇતી. ચોકકખા ગણિતનો કલો ઉત્તર વાળે છે

એ વીજે વસેખાઈ નઈ, ગાજ્યો ન કરે ઘા;
કલો કોલીખડાવાળો કે,' પડયો તયે હા.

મૂળે કોલીખડા ગામ તો પ્રાચીન છે. એના પાદરમા સાતસો-આઠસો વર્ષ જૂની કોલીખડીવાવ છે વાવની ગોખ અને ગોખમાં શેષનારાયણની મૂર્તિ વાઘેલાકાળનું શિલ્પ ધરાવે છે. આ ગામ ઇસ્વીસન ૧૬૧૦ મા, જામ-રાણાના યુદ્ધમાં રાણાને પક્ષે રહીને આ ગામના રબારી લોકો લડયા હતા તેથી, જેઠવા રાણા ખીમાજીએ જે સોળ ગામ ઇનામમાં આપ્યા હતા તેમા આ રબારી લોકોને ઇનામમાં આપેલ પણ મધુપાનન કરવા ટેવાયેની પ્રજાને ખેતી ફાવી નહિ ગામના રબારી લોકો કલા આગળ ખેતી થતી નથી એવી ફરિયાદ કરે એના ઉત્તરમાં ખેતરની વ્યાખ્યા બાંધી આપે છે

લાંબે પગે ટીટોડુ, ઓલ્યુ ટૂંકે પગે તેતર,
કલો કોલીખડાવાળો કે, રાપલ્યાં એટલાં ખેતર

જમીન તો છે પણ મહેનત કરવી જોઇએ રાપલો તો એ ખેતર અને એમા ખેતી થાય કો'ક કો'ક રબારી ચોમાસુ આવતા ખેતરની સભાળ લ્યે છે પણ કઈ ભલીવાર થાતી નથી આથી કલો પોતાની ભાષામા સમજાવે છે

શિયાળે ઉનાળે સૂઈ રહે, ચોમાસે જઇ ચાસે;
કલો કોલીખડાવાળો કે, એની ભૂખ પાસે ને પાસે

શિયાળામા રાંપ ફેરવી જમીનને પોચી કરે નહિ, ઉનાળામાં ખાતર નાખે નહિ અને ચોમાસામા ખેતી કરવા હાલી નીકળે એ જમીન પોતે જ ભૂખી તમને શુ આપે ?

કલાની વહેવાર ડાહી વાતોથી થોડાક સુધરે છે, થોડાક પોતાની રાહે જ જીવે છે, કોઈ નટખટ જુવાન કલાને પૂછી બેસે છે "ભગત, ટાઢ ભારે પડે છ, શુ કરવુ ?" કલો જવાબ વાળે છે :

ઊંચે ઉબરે ઓરડું, હેઠે ઉબર ખડકી;
કલો કોલીખડાવાળો કે, ટાઢનુ ઓસડ ધડકી

નાના નાના જોડકણા ઉપરાંત કલાના ભજનો પણ મળે છે કલાનુ એક ભજન તો આ પથકમા અત્યારે ઘણુ જ લોકપ્રસિદ્ધિ પામેલુ જોઇ શકાય છે બોખીરા ગામે ૧૧૮ વર્ષ થયા ચાલતા સત્સગ માં અને ભગવાનને થાળ ધરાવતી વખતે આ ભજન આજે પણ કલાના નામચરણ સાથે ગવાય છે –

## થાળ

મારે ઘેર આવજે માવા, સવારે ઢેબરુ ખાવા.
બાજરાનાં બે ઢેબરાં ઢીબ્યાં, તાજુ મેલ્યુ તેલ,
કરચ કોઠિ બાની કાંચરી ભેળી, ગોળની કાકરી મેલ.

રીંગણાનુ મેં ભડથું કીધુ, આખા કારેલાનુ શાક,
કોડે કરીને મે કઢી વધારી, જમજો દીનાનાથ.

લૂખુ પાખુ ઢેબરુ ને વળી, માગ્યા ઘરની છાશ
કુઆણામા તોછાં બાકરાં મારે, એવો ગામડિયોવાસ
જળ જમુનાની લાવ્યો છુ ઝારી,
હાથ ધૂઓ દિનાનાથ;
દાસ કલાની વિનતી મુને, રાખો ચરણમા નાથ

આ ભજનની મૂળ પકિત તો આપણને કુબેરમા મળે છે પણ ક્યાકથી યાદ રહી ગયેલી પકિત ઉપર કલાએ પોતાની ભાષામા આખા ભજનની માંડણી કરી છે તે ધ્યાનપાત્ર છે પોરબંદરથી બહાર પડેલી "નટવર ભજનાવળી' માં આ ભજન કલાના નામે સગ્રહાયેલુ છે, તેમજ ઘણા વર્ષો પૂર્વના આ પથકના માસિક મોક્ષપત્રિકા'માં પણ આ ભજન કલાના નામચરણ સાથે મળે છે માધવપુરથી બહાર પડેલા એક ભજન સગ્રહમા પણ આ ભજન કલાને નામે છે

આ ભકત કવિ કલાની દહેરી આજે પણ પણ કોલીખડાના પાદરમા હયાત છે દહેરીમાની કલાની કડારેલી મૂર્તિ અને તેના રચેલા જોડકણા તથા ભજનો આજે પણ આ પથકમા કોક કોક રબારી કુટુમ્બમાં માનથી પૂજાય છે, ગવાય છે

નોધ શ્રી મણિભાઇ વોરા અને ભઈ નરોત્તમ પલાણના સહકારથી આ લેખ પૂર્ણ થયો છે, તેની સાભાર નોંધ લઉ છુ –ગો મોહનપુરી.

# લોકસંગીતના કેટલાક છંદ–રાગોની વિચારણા

જયમલ્લ પરમાર

એક વિધાન એવું કરાય છે કે "ચારણ ને બારોટો ચાલુ ધીંગાણે મર્દાનગી ને શૌર્ય બિરદાવલીના દુહા કે સિંધુડા ગીત ગાતા. એ સાંભળીને મડદાંય ઊભાં થઇ જતાં. સાંજે ધીંગાણું પૂરું થતાં એ જ ગાયકો ધીંગાણે કામ આવેલા વીરોને બિરદાવતી કરૂણ રાગમાં સામેરીની સાખી ગાતા."

આ સામેરીની સાખીઓ કે દુહા લોકવાણીમાં બહુ ઓછા મળે છે. અતિ સુપ્રસિદ્ધ સાખી નીચેની ચાર જ સાંભળવા મળે છે:

**સામેરી સાયર ઊમટચો, રતન રેળાણાં જાય;**
**કરમહીણો ભરે મૂઠડી, તેના શંખલે હાથ ભરાય.**

**સામેરી સજન વળાવિયા, તાતી વેળુ માંય;**
**જો સરજી હોત વાદળી, પિયુને પળપળ ઢાળત છાંય.**

**સામેરી ચડી ઘોડલે, હાથમાં લાલ કબાન;**
**જે દશ્ય નાખે ભલ્લકો, તે દશ્યમાં ભંગાણ.**

**સામેરી સોનાર જી, ઓલાણી મ ફૂંક;**
**જે અરથ ન આવે આપણે, એને મનથી વિસારી મૂક**

આ ઉપરાંત પ્રેમાનંદે ઓખાહરણમાં જે સાખીઓ મૂકી છે તે ઓછી પ્રચલિત છતાં લોકવાણીમાંથી ઉપાડીને જ મૂકી દીધી લાગે છે, કારણ કે ઓખાના મુખમાં જે રીતે મૂકી છે તે રીતે એ બહુ મેળ લેતી નથી, અને વજાટ પણ થોડો વિકૃત બનેલો પણ લોકવાણીનો ને અપભ્રંશનો જ છે. પ્રેમાનંદના ઓખાહરણમાં ૧૬ મા કડવાના પ્રારંભમાં આવી છ સાખીઓ છે:

**સામેરી સજન વળાવિયો, તાતી વેલું માંહે;**
**હું ન સરજી વાદળી, પિયુને પળ પળ કરતી છાયરે.**

**સાહેલી સાગર ઉલટયો, રતન તણાયાં જાય;**
**કરમહીણો ભરે મૂંઠડી, તેના શંખલે હાથ ભરાયરે.**

**સેજે સૂતાં સ્વપનો ભયો, પિયાગ્રહી મોરી બાંહે;**
**ઓચિંતી ઝબકી ગઇ, પિયુ ન દેખું ત્યાંહે રે,**

**સૂઉં ત્યારે પિયુ સાંભરે, જાગું તો પિયું જાય;**
**રેન કે સ્વપ્નાંતરે, કયું જિઉં મોરી માય રે.**

**સ્વપ્નામેં પિયુ આવિયા, ઊંઘો લાગો ધાય;**
**બલિહારી એ સ્વપ્ના કી રે, મન સ્વપ્ના હો જાય રે.**

**સ્વપ્ના મેં તોરા કહા કીયા, મત જગાવે મોય;**
**જો મેશ પિયા ના મિલે, તો મેં મરૂંગી સોયરે,**

પ્રેમાનંદના શ્રાદ્ધમાં કડવા ૧૪ ના પ્રારંભમાં રાગ સામેરીની સાખીઓ છે, તેની પહેલી સાખી નીચે મુજબ છે:

**સામેરી સજન સોહામણો, જોતાં ઉપજે વહાલ;**
**જેનો કંથ નહિ કહ્યાગરો, તેનો કેમ ચાલે વહેવાર**
**–રે સુણો હરિજન સમજુ!**

હવે પ્રેમાનંદથી વધુ પ્રાચીન સત્તરમા સૈકાના જૈન કવિ ઋષભદાસના કુમારપાળ રાસમાં જે દુહા ટાંકયા છે તેમાં પણ સામેરી શબ્દનું ઉદ્બોધન આવે છે, જુઓ;

**સામેરી સુલખ્ખણી, ચઢી તે રાવલ ચઊકિ;**
**હું તુંમ પૂછું રે પંડિતા, સૂલિ ભલી કઇ સોકિ.**

**સૂલિ એક જ કઠડો, સોકિ અનંતા કઠ્ઠ;**
**નિત મરીઈ નિત મારીઇ, હઈડા પગ પગ હેઠ્ઠ.**

**સૂલિ આપઇ એક મરણ, સોકિ દઈ સો વાર;**
**લોયણ પેઠું તણખલું, ખટકઈ વારો વાર.**

આ સામેરીની સાખીઓ વિષે દ્વિધામાં પડીને સ્વ. મેઘાણીભાઇએ પણ એવો તર્ક ઉઠાવ્યો છે કે: "સામેરી નામની કોઇક સ્ત્રીની વેધક પ્રેમ ભગ્નતાના સમસ્ત સમાજને ઉપરતળે કરી નાખનાર કિસ્સાથી

સંવેદિત બનીને સમસ્ત લોકસમૂહ જ આ સામેરી-દુહા ઉત્તરોત્તર રચતો ગયો છે."

મેઘાણીભાઈનો સામેરીની સાખીઓનો તર્ક પણ કોઈ પ્રેમભગ્નહૃદયા એટલે કે નાયિકાનો 'ખંડિતા'-નો જ ભેદ બતાવે છે. સાડા ત્રણસો વરસ સુધીના સામેરીના જે દુહા કે સાખીઓ મળે છે તે 'ખંડિતા', 'પ્રોષિત ભર્તૃકા' કે પછી 'અન્ય સુરત દુઃખિતા'ના નાયિકાના શ્રૃંગારરસના જ ભેદ બતાવે છે.

એ કરૂણ શ્રૃંગારરસના જ મળે છે, પણ સામેરીની કોઈ સાખી કે દુહા વીરકરુણરસના કે કરૂણવીરરસના હજી સુધી નથી મળ્યા. સિંધુડા પછી સાંજે પાછા ફરતાં કરૂણરસની સામેરીની સાખીઓ ગવાતી એવું વિધાન કરનારે કોઈ જ પ્રમાણ નથી આપ્યું, એટલે કીંવદંતિને આધારે જ આવું વિધાન કરી નાખ્યું લાગે છે. સામેરીની સાખીઓ આજે પણ કરૂણરસમાં ગવાય છે, પણ તે વીરકરૂણરસમાં નહિ પણ કરૂણશ્રૃંગાર રસમાં ગવાય છે.

પ્રાચીન ગુજરાતીમાં કેટલાક કવિઓએ 'રાગસામેરી'માં ઘણાં પદોની રચના કરી છે. પ્રેમાનંદે પણ 'સામેરી સજન સોહામણો' એ જે સાખી આપી છે તે 'રાગ સામેરી'ની શરૂઆતમાં આપી છે. એટલે કે ભજન પહેલાં જેમ સાખી ગવાય છે તે રીતે આપેલી છે. ૩૬ મા કડવાના મુખબંધમાં ચોપાઈની બાંધણી ઉપર પ્રેમાનંદે 'રાગસામેરી'ની રચના આપી છે. એટલે એ કાળે પણ આવા રાગોમાં વાગ્ગેયકારો પ્રથમ રાગની સાખી રચતા ને ગાતા. સંભવ છે કે રાગ ઉપરથી જ એ કારણે સાખી પણ રાગનું નામ ધારણ કરતી થઈ હોય. 'સામેરીની સાખી' એટલે રાગ સામેરીની સાખી. એ પછી સામેરીની સાખીનું જુદું વ્યક્તિત્વ વિકાસ પામ્યું હોય ને લોકવાણીમાં એનો વિકાસ થતો ગયો હોય.

આ 'સામેરી રાગ' અને એની સાખીઓ આપણાં ભજનોમાં પણ ઊતર્યાં છે, હજી ઘણે સ્થળે ગવાય છે

અનેક જુગ વીત્યા આ પંથે આવતાં,
નાખ્યો નાખ્યો પંથડા કેરો પાર.

સંભવતઃ સામેરી રાગનું આ ભજન નરસિંહ મહેતાનું છે. એટલે કે જૈનકવિ ઋષભદાસથી પણ વધુ પ્રાચીન સામેરી રાગની રચનાઓ આપણને નરસિંહ મહેતાના પદોમાંથી મળે છે. નરસિંહ મહેતાના શૃંગારમાળાનું પદ ૧૭૫ મું સામેરી રાગમાં છે.

ચાંદલાનો ચટકોરે રૂડો,
રાત દિયે સોહે રે;
પીતાંબર પટોળી પહેરી,
એને તેજે ત્રિભુવન મોહે રે.

શૃંગારમાળાઃ પદ ૪૯૫મું-રાગ સામેરી

કુંજનો વિહારી રે, મા મુને સાંભરે રે,
હવે ક્યાં દેખું દીન દયાળ;
મોળીડું ને બાંધે રે, મોહન મલપતો રે,
આંગળીએ વા'લો વિણુ રસાળ;

નરસિંહ મહેતાનાં આવાં અનેક પદો રાગ સામેરીમાં મળી આવે છે. સંગીતના વિકાસક્રમના શોખીનો આ સામેરીનાં મૂળ ઠેઠ શાસ્ત્રીય સંગીતના સાવેરી રાગમાં જુએ છે. સાવેરી ને શમેરી એવા બે રાગો શાસ્ત્રીયરાગોમાં મળી આવે છે એમાં સાવેરી એ મેઘરાગની રાગિની છે. શાસ્ત્રીયરાગોનું મૂળ પણ લોકગીતોમાં જ પડયું છે. પ્રાચીન ગુજરાતના વાગ્ગેય-કારો પણ શમેરી ગાતા તેનો એક નમુનો જોઈએઃ

વડ સાસુ ઘણું ભારે માણસ,
બોલ્યાં પરમ વચન વહુજી;
વડી વહુઅર તમે કાંઈ ન જાણો,
(છે) મહેતો વૈષ્ણવજન વહુજી.

સિંધુડા રાગનું મૂળ શાસ્ત્રીયરાગ સૈન્ધવમાં સંભવે. સૈન્ધવ એટલે સિંધુનો. પ્રાચીન કાળના વાગ્ગે-યકારોના પદોમાં 'સિંધુઓ' રાગ ઠેર ઠેર વપરાયો છે. નરસિંહ મહેતાના ઘણાં પદોના મથાળે રાગ સિંધુડો લખેલું છે. પદોની રચના ચતુષ્કલની હોય ને ષટકલની હોય તો પણ સિંધુડો રાગ લખાયેલું છે. વાગ્ગેયકારો પોતાના રાગો સંપૂર્ણ શાસ્ત્રીય ઢબે જ ગાતા એવું ન હતું. સવૈયાની કેટલીક ચાલો,

ચોપાઈ અને ઝુલણાની પદરચનાઓ અનેક રાગોમાં ગાતા. પણ દેશીઓને હંમેશાં માત્રામેળનું બંધન ન રહેતું. આજના કથાકારો કે કીર્તનકારોની જેમ તેઓ રૂપમેળ કે લયમેળ કરી લેતા હશે એમ જણાય છે.

પિંગલમાં જે સંધિઓ આવે છે તેને અને સંગીતના તાલોને ઘણો સંબંધ છે, પણ એ જાતિ છંદોમાં, કારણ કે એમાં માત્રામેળ હોય છે. જ્યારે અક્ષરમેળના વૃત્તોમાં વાગ્ગેયકારોએ ઘણી છૂટ લીધી લાગે છે, કારણ કે એકનો એક છંદ અનેક રાગોમાં ગાયેલો જણાય છે.

આવી છૂટ અત્યારે પણ તાલબદ્ધ, ગવાતા ચારણી છંદોમાં અનુભવાય છે. દા. ત.' ૧૬ માત્રાનો ત્રિતાલ ચાલતો હોય, એમાં બંધ બેસતો છંદ ગવાતો હોય ત્યાં બીજો ગાયક ઓછા કે વધુ માત્રાના છંદનો એકાએક ઉપાડ કરે છે, તબલાવાદક કે નાલવાદક મુશ્કેલીમાં મુકાય છે, પણ ગાયકને સાચવી લે છે એમાં ત્રિતાલનું રૂપ તે પ્રગટ કરી શકતો નથી. પણ ગાયકને જાળવી લેવાનું જ કામ કર્યે જાય છે.

નરસિંહ મહેતાના સિંધુડામાંથી એક લઇએ:

**એક અવનિધરા, દેવ દામોદરા,**
**કહું ગુણ તોરડા, કવણ વાણી;**
**વાણી વિવિધ પેરની, રૂપનિધ ભૂપતિ,**
**કોણ અવિગત્ય, તારી ગત્ય જાણી.**

એ પછીના કાળનો રાગ સિંધુઓ જોઇએ. ભદ્રેશ્વરં બાહુબલિરાસની એ રચના ઉપર લખ્યું છે 'ઢાલ રાગ સિંધુઓ, ત્રિપદી.'

**તિંબોલી મુજ નાહનો। કરીય વિછોહ ઉમાહનો!**
**ઉમાહનો, એમ કહી રૂઈ ઘણું એ**
**ઇમ તે દેખી તે કૂકડો, રોવા લાગો બાપડોઃ**
**બાપડો આંસૂ આંખિ આણતો એ**

બીજા એક જૈન કવિની રચના લઇએ. એમાં રાગનું નામ છે (ઢાલ ૧૩મી–દેશીઃ કાન બજાવે વાંસલી, હરિ જોવા સરીખો) (રાગ આશાવરી સિંધુઓ)

**સ્વામિ ધુર દીઠો સહી ગજ કાયા ગોરીઃ**
**બીજે સુપને દેખીઓ, મેં વૃષભ ધોરી**
**ત્રીજે હરિ અતિ ઊજળો ઉંચ પૂંછ કુંડાળા;**
**લક્ષ્મી ચોથે, પંચમે પંચવરણી માળા.**

ઉપરની આ ત્રણે ય રચનાની દૃષ્ટિએ જોઇએ તો ત્રણે ય જુદી જુદી છે. નરસિંહ મહેતાનો સિંધુડો ભક્તિરસનો છે ને ઝુલણાની છંદરચના છે. બાહુ–બલિરાસ ત્રિપદી સંવેદનની છે. ત્રીજી રચના ભક્તિ–વિરહની છે. પણ એવી ત્રણ જુદા જુદા રાગની રચના સિંધુડામાં કેમ કરીને ગવાતી હશે? એક તો સીધો લોકગીતનો ઢાળ લીધો છે. પછી લખ્યું છે, 'આશા-વરી સિંધુઓ.'

આમાંથી એક વાત એ ફલિત થાય છે કે સિંધુડો વીરરસ સિવાયના રસો માટે પણ પ્રયોજાતો. પણ વધુ ઓછી માત્રાવાળી રચના એક જ રાગમાં કેમ ગવાતી હશે? કે સિંધુડો રાગ કહેવાયો પણ એ શરણાઇ અને ચર્મવાદ્યોનો એક બાજ હશે? વીરરસ માટે જે સિંધુડો ખૂબ ખ્યાત થયો છે તેવા વીરરસના સિંધુડાની હજી સુધી એક પણ ગીતરચના મળી શકી નથી. ઢોલના એક ઢંગને સિંધુડો વગાડયો કહે છે, એ જ રીતે શરણાઇમાં પણ સિંધુડાની ધૂન વાગતી હોવાનું કહેવાય છે. ખાત્રીપૂર્વકની સિંધુડાની વીરરસની સ્વરરચના હજી સુધી મળી નથી. વીરરસના પ્રકારોને સિંધુડા કહેવાતા હોય એમ પણ બને. પણ અન્ય રસોમાં પણ સિંધુડો પ્રયોજેલો આપણે જોયો.

પ્રાચીનકાળના વાગ્ગેયકારોએ દેશી રાગોના જે ગુંચવાડા રહેવા દીધા છે તેની અસરો લોકગીતોમાં પણ ઊતરી આવી છે. કેટલાક રાગોના નામ જ 'રાગ ગરબી' ને 'રાગ ગરબા' એમ આપેલ છે, કેટલાક ઢાળ આપ્યા છે. 'નીંદડલી વૈરણ હોઈ રહી, એ દેશી;' 'મારો સ્વામી હો, શ્રી સીતળનાથ કે—એ દેશી;' 'જી રે મારો જાગ્યો કુંવર જામ, તવ દેખે દોલત મેલી જીરેજી—એ દેશી;' 'ઢાલ રાગ કેદારો, મયણરેહા ગીતની ઢાળ'; 'કેશર વરણો હો કાઢ કસુંબો મારા લાલ—એ દેશી.'

આવા કેટલાક લોકઢાળો સાથે પાછા રાગના નામ આપ્યાં છે. તે ઉપરથી એમ દેખાય છે કે લોકપ્રિય થયેલાં લોકગીતોના ઢાળ ઉપાડી લઇને એ

વાગ્ગેયકારો પછી પોતાના મેળમાં આવે તેવું સંયોજન અને તેવી રચના કરતા હશે ને એ રચનાને કાંઈક રાગોનાં રૂપ આપવાનો પ્રયત્ન પણ કરતા હશે.

સ્વ. શ્રી. મેઘાણીભાઈએ પોતાના ખૂબ લોકપ્રિય બનેલા ગીત 'કોઈના લાડકવાયા'ના ઢાળનું નામ આપ્યું છે 'મરાઠી સાખીનો ઢાળ.' કઈ એ મરાઠી સાખી? ગુજરાતમાં એવી કોઈ સાખી બહુ જાણમાં નથી. તેમ એ નામવાળી રચના પણ નજરે ચડતી નથી. ખુદ મેઘાણીભાઈ એ ગીત ગાતા ત્યારે એમાં કાલિંગડાના સૂર લાગતા પ્રાચીન ગુજરાતી છંદોમાં એક મરહઠા છંદ છે. પણ આ મરહઠાનુ મરાઠી થઈને પ્રચલિત બન્યાનું પણ જાણમાં નથી

'મરાઠી સાખી' એ કોઈ રૂઢ થઈ ગયેલો છંદ પ્રકાર પિંગલમાંથી મેઘાણીભાઈની નજરમાં આવ્યો પણ હોય, નહિ તો મરાઠી શબ્દ જાતિસૂચક છે. વસ્તુસૂચક નથી. કાવ્યવસ્તુનો એ સૂચક હોય તો મરાઠી' શબ્દના વસ્તુમાં કારૂણ્યનો ભાવ કઈ રીતે આવ્યો હશે તે સમજી શકાતું નથી કોઈનો લાડકવાયો એ આખું ગીત કરૂણરસમાં બિરદાવલી જ છે.

ઘણીવાર 'કાવ્યવસ્તુનું' નામ હોય તે છન્દનું સૂચક બની જાય છે. જેમ સામેરીરાગનું નામ એની સાખીનુ ઉદ્બોધન બની ગયું અને છેવટ સામેરી નામની કોઈ ભગ્નહૃદયા હોવા સુધીના તર્કો ઊઠ્યા. છતાં સામેરી એ સાખી-દૂહાનો એક પ્રકાર બની ગયો છે.

એવું જ 'પવાડા'નુ બન્યું છે. પવાડા વધુ પ્રચલિત મહારાષ્ટ્રમાં શિવાજીના કાળથી બન્યા. પણ આપણે ત્યાં ય પવાડા ગવાય છે, હરિજન બારોટો રવાજ ઉપર પવાડા ગાય છે. એમ કહેવાય છે કે 'સંસ્કૃત 'પ્રવાદ' ઉપરથી આ શબ્દ ઊતરી આવ્યો છે. પ્રવાદ એટલે કે પરાક્રમ સૂચક. આમ કાવ્યનું વસ્તુ પોતે જ ગીતનો એક પ્રકાર બની ગયો. કૃષ્ણ-લીલાનો એક પ્રાચીન ગુજરાતી પવાડાનો નમૂનો જોઈએ :

**મન્ય રીશ માહા વાડય કોડય મેલ્યા**
**પુર ખાહારે ભીંછ ભીંછ મીલ્યા**

**દશ અક્ષૌહિણી સમહર આણે ગણું**
**તે ઉપરથ સેન ઇશાન તણું**

રેખતા સંબંધમાં પણ એવું જ બન્યું છે. એનો મૂળ ફારસી શબ્દ છે રેખતૂન્. રેખતૂન એટલે રેડેલું. એટલે કે બે કે તેથી બધુ ભાષામાંથી બનાવેલું હોય તેવું. દા. ત. હિંદી, ફારસી અને અરબી ભાષાના મિશ્રણમાંથી તૈયાર થયેલું. જતે દિવસે આ ક્રિયાસૂચક શબ્દ છંદનો એક પ્રકાર બની ગયો. જોકે રેખતાના બંધારણ વિષે પિંગલ વિશારદોના વિવિધ મત પડે છે. વચલા કાળે રેખતા ખૂબ રચાતા. ભવાઈમા હજી પણ ગવાય છે. આપણે ત્યાં સૌથી પ્રચલિત રેખતાનું ગીત કવિ મુરાદનું છે. અહીં પ્રાચીન ગુજરાતી સાહિત્યમાંથી જૈન કવિ નયસુંદરની રેખતાની રચનામાંથી એક કડી જોઈએ.

**જસહી કસહી રે સખી દુખ ન દાખિયે,**
**પેખી પુરૂષ પ્રધાન મનોમતિ ભાખિયે;**
**વાત પડે વિભચાર ખળાં મુખ જે ચડે,**
**વિણસે દુધ પડયુ જો જિમ કાચે ઘડે.**

આપણે ત્યાં લોકસાહિત્યમાં પ્રચલિત રેખતો જોઈએ :

**ચૂટી સાત સલામ, કે કહિયો સામસે,**
**દો નેનું કો જોડ, તુમારે નામસે.**
**પૂજા ટેલ ટકોર, હમારી માનિયો,**
**હેમ ચરનાંકી ખાક, નફર કર જાનિયો.**

મૂળ તો અલાઉદ્દીન ખીલજીના કાળમાં તો સાહિત્ય અને સંગીતના ધુરંધર અમીર ખુશરૂએ જેમ વીણામાંથી સીતાર બનાવી, પખવાજમાંથી દોકડ બનાવ્યાં તેમ હિંદી શબ્દોનો ફારસી ગત સાથે મેળ મેળવીને રેખતા શબ્દ પ્રયોજ્યો કહેવાય છે.

કુંડળિયા અને છકડિયા વિષે પણ એક ગુંચવણ ચાલે છે છકડિયા કુંડળિયાનો જ એક પ્રકાર છે. કાળે કાળે આ છંદોના નવા નોખા પ્રયોગો થતા રહ્યા છે. પ્રાચીન સાહિત્યમાં કુંડળિયા છને બદલે સાત પંક્તિના પણ રચાતા પછી દુહાની બે પંક્તિ આવતી ને ત્યારબાદ ચાર પંક્તિ રોળાની આવતી.

પિંગળ વિશારદો વચ્ચે પણ વિચારભેદને અભિપ્રાયભેદ રહેતા આવ્યા છે. પણ આજે છંદોની નવી રચના અટકી ગઇ છે.

એવો એક ગુંચવાડો 'પરજ' રાગ અંગે પણ થઇ રહ્યો છે. 'પરજ' શાસ્ત્રીય રાગ પણ છે. વચલા કાળે પણ આ 'પરજ' ગવાતો રહ્યો છે. નરસિંહ મહેતાનું કહેવાતું એવું એક પદ પ્રેમાનંદે પોતાના કાવ્યમાં ગૂંથ્યું છે. એના ઉપર 'રાગ પરજ' લખ્યું છે.

**સમાચાર પ્રેમે કહ્યો, સાંભળ સ્ત્રીજન તું ય રે;**
**ડાહી મારે તુજને પૂછું છું, આતુર થઇને હું ય રે,**

હારમાળાના એ પ૬મા પદ પછી પદ ૬૯ને પદ ૭૪ ઉપર 'રાગ પરજિયો' લખેલ છે. પદ ૬૯ મું-રાગ પરજીઓ ;-

**શ્રીધર પંડિત તેડાવીઆ,**
**મંડળિકે તેણીવાર રે**
**મન મારૂં ભ્રષ્ટ થયું કેણુપેરે,**
**મને કોહો કરી વિસ્તાર રે.**

પરજીઆની રચના પ્રેમાનંદના સુધન્વા આખ્યાનમાં મળે છે તેમ દેવીદાસના 'રૂક્મિણી હરણ' માં પણ મળે છે.

**શ્રી. શુકજી કહે રે ઉપાય,**
**તમે સાંભળો પરીક્ષિત રાય;**
**અરે પછી રૂકિમણીને શું થાય,**
**વિરહે થઈ વ્યાકુળી રે,**

કથાકારો પાસેથી મેં જે એક રાજિયો સાંભળેલો તેનો ભાવ સંવેદનના સાંત્વનનો છે, ઢાળ વિલાપનો છે.

**કઠણ ચોટ કળીકાળની રે મરણ મોટેરો માર,**
**મરણ મોટેરો માર, એમાંથી કોઇ નવ ઉગરે;**
**ગુણ ગાઇએ ગોવિંદરે, ગાઇએ ગોવિંદ રે,**
**શિવજીના તાપને તારવા;**
**ઉરમાં રાખીએ આનંદરે, જીવો માણીગર બંધવા.**

આમ 'પરજ' એ સંવેદનનો અને પરજિયો' ને રાજિયો એ વિલાપના ઢાળ બન્યા જણાય છે. મૂળમાં પરજ ઉપરથી જ પરજિયાની દેશી બની લાગે છે. અથવા એથી ઉલટું પણ સંભવે.

હવે આજે આપણા જે ભજનિકો પરજ ગાય છે તેને વિરહ વેદના કે વિલાપ સાથે કશી જ નિસ્બત નથી. પરજમાં ગવાતાં લગભગ બધાં જ ભજનો શાંત અને ગંભીર ભાવમાં ગવાય છે. આતુરતા કે વ્યાકુળતા સાથે પરજમાં ગવાતાં ભજનોને ભાગ્યે જ સબંધ હોય છે, ભજન પરજના જે ઢાળમાં ગવાય છે તે ઢાળ ઘણો મનમોહક હોય છે. એમાંય સૂરીલો કંઠ હોય તો તો જાણે એ ગાયા જ કરે ને આપણે સાંભળ્યા જ કરીએ એટલો આકર્ષક હોય છે. પણ પરજનું કારૂણ્ય એમાં નથી હોતું.

બીજી બાજુ આજે બહુ પ્રચલિત એવા પરજના ઢાળે જે દુહા ગાઇએ છીએ તેમાં અત્યંત કરૂણતા લાવીએ છીએ. મૂળ તો આ દુહા કે સાખીઓને એના મૂળ રાગ સાથે સગપણ હતાં. પરજની સાખી કે પરજના દુહા પહેલાં ગાઇને પછી પરજરાગનાં ભજનો ગવાતાં. પણ આજે પરજના દુહા અને પરજના ભજનોને કાંઇ સનાન સૂતક નથી રહ્યાં.

અલબત્ત, કાળે કાળે ઢાળ ઢંગ બદલતા જ રહે છે. વળી એક પ્રદેશમાં જે ઢાળ ગવાય છે તે બીજા પ્રદેશમાં બીજો જ રૂપાળો ઢંગ ધારણ કરે છે. અરે બે ગાયક વચ્ચે પણ ઢાળ ઢંગ નવાં નોખાંરૂપ ધારણ કરે છે. પણ પ્રભાતિયામાં સંધ્યા ન ગવાય અને સંધ્યામાં પ્રભાતિયાં ન ગવાય. એટલે મૂળ પરજનો ઢંગ બદલતો આવે તે સમજી શકાય પણ પરજના દુહા આજે તો મરશિયાના ઢાળે ઘણે સ્થળે ગવાઈ રહ્યા છે. પરજ અને મરશિયા વચ્ચેનું અંતર બતાવી શકે એટલું કંઠ કૌશલ કોઈ કોઈ લોકગાયકમાં જ દેખાય છે.

નવી પેઢીના લોકગાયકોમાંથી ઘણા પરજ અને મરશિયા બન્ને સુંદર રીતે ગાય છે પણ બહુ ભેદ ન જાળવી શકતાં ઘણીવાર સેળભેળ કરી દે છે. હેમુ ગઢવીએ જેટલા પરજના ઢાળમાં દુહા ગાયા છે તે તમામ મરશિયાની છાંટવાળા છે. દુહામાં દર્દ લાવવા જતાં એનાથી એ બાજુ જ ઢળી જવાયું

છે એ જ રીતે મરશિયાના દુહા ને રાજિયા વચ્ચે પણ તફાવત છે રાજિયા મૃત્યુ પછીના શોકના વિલાપ ગીતો છે જે સમૂહમા પણ લેવરાવાય છે

પરજના દુહા શ્રી મેરૂભા ગઢવીના કંઠમા જેમ અપરૂપ લાગે છે તેમ સામેરીની સાખીઓને કવિ શ્રી દુલાભાઈ કાગ સુદર રીતે બહેલાવે છે પરજ, સામેરી, મરશિયા તેમ એક ચોથો પ્રકાર રાફાઈણનો છે ચારેય પ્રકાર આમ તો કરૂણરસના જ છે પણ પરજનો કરૂણ કોઈ એક ભાવમા તીવ્રતા અને વેધકતા લાવે છે, સામેરી વિરહ કે શ્રૃગારની વ્યાકુળતા લાવે છે મરશિયા વિલાપનુ કારૂણ્ય નીપજાવે છે ત્યારે રાફાઈણ પરજ અને સામેરીના મિશ્રણ જેવો થોડો આલ્હાદક પ્રકાર છે કોઈ કુશળ ગાયક જ આ ચારેય પ્રકારના વિવિધ ભાવ-રૂપના ભેદ બતાવી શકે પણ બહુધા પરજને રાફાઈણ કોઈ કહે છે તો મરશિયાને પરજમા ઘટાવે છે ને સામેરીને નામે તો હાકી જ મેલે છે અથવા તો એક ઢાળમા એ ત્રણ ઢાળ કાઢે છે આ રીતે લોકસગીત જ્યારે સગીતના ચોકકસ પ્રકારનુ રૂપ ધારણ કરી રહેલ છે ત્યારે એમા કેટલાક છદ ને રાગોને નામે ઠીક ઠીક અનાવસ્થા નજરે ચડે છે

કોઈ એક જ શબ્દ ઉપરના કાવ્યવસ્તુ ઉપર કાવ્ય બને, અને એ વસ્તુસૂચક શબ્દ ઉપર અનેક ભાવોની ગીતરચના બને દા. ત સદેશો' આ સદેશો' વીર, શૃગાર, કરૂણ, અદ્ભુત રૌદ્ર ને શાતરસમા પ્રયોજી શકાય અને એના ભાવપ્રાકટ્યની એવી જ સ્વર-સયોજના હોય પણ ગમે તે ભાવ ગમે તેના સ્વરમા ગમે તેમ ન ગવાય એવા કંઠની કુશળતા બતાવનારા અર્થહીન સયોજન એકેય ભાવ પ્રગટ ન કરે આજના નવીન સ્વર-સયોજકોમાથી ઘણા ભાવ પ્રાકટ્યનું કૌશલ બતાવવાને બદલે અગપટા સ્વર-સયોજનને રવાડે ચડી ગયા છે

આ ગુચવણો બધી દૂર કરવા અને છદ ગીતો તથા એની રચના સ્વરસયોજન અને એના રસભાવ માટે પિંગળના વિશારદો, સગીતશાસ્ત્રના વિશારદો અને લોકગીતોના વિશારદો એકઠા થઇને સાથે બેસીને વિચારી શકે તો જ સાચો પ્રકાશ લાધે તેવુ છે

જેમ શાસ્ત્રીય સગીતનુ આદિસ્થાન લોકસ્વરો છે તેમ લોકગીતો ઉપર સીધી શાસ્ત્રીય સગીતની નહિ તો વાગ્ગેયકારોના સગીતની ઘણી વ્યાપક અસરો થઈ છે જે કાઇ રાગો કે રાગોના નામ લોકસગીતમા ભળી ગયા છે તે વાગ્ગેયકારોના સગીતની જ સીધી અસર છે લોકસગીત નામ તો આજે ૫૦ વરસની અપાતુ થયુ છે તે પહેલાના ૫૦ વરસમા લોકગીત શબ્દ જન્મ પામ્યો છે બાકી એ ગાન કે કહેણી લોકવાણી રૂપે જ હતા આ લોકવાણીમાથી અનેક ઢાળ ઉત્પન્ન થયા છે, પણ નિયમોના બધનવાળો એકેય રાગ આપ્યો નથી પછી શાસ્ત્રીય સગીતે પ્રયોજેલા રાગોના ઓઠ બધતા સ્વરો લોકગાનમાથી મળી આવતા હોય તો પણ ભાવ પ્રાકટ્યના આદિસ્વરો તો આખા જગતમા એક જ રહ્યા છે પછી એની રીત અને કૌશલ પ્રમાણે એના રૂપાતરો થતા રહ્યા છે ને થતા રહે છે

ત્યારે લોકસગીતમા જે કાઇ નિયમોના બધનવાળા છદ રાગો ભળી ગયા છે તે સિધુડો કે સામેરી, પરજ કે કાફી, કુડળિયા કે રેખતા અને સમગ્ર ચારણી છદોનુ બધારણ વાગ્ગેયકારોના કંઠ અને કહેણીનું પરિણામ છે ચારણો પણ વાગ્ગેયકારો જ હતા અને છે

જેમ જેમ લોકવાણીમા આ છદો ને રાગો ભળતા ગયા તેમ તેમ લોકકવિઓ પણ એમાથી પોતાની આવડત મુજબની રચનાઓ આપતા ગયા છે રાગોના રૂપ બદલાઈ ગયાં છે પણ લોકકવિની રચનાઓમા છદોના રૂપ ઠીક ઠીક જળવાઈ રહ્યા છે એનુ એક કારણ એ છે કે ચારણ વાગ્ગેયકારોનો બહુ મોટો સમૂહ સેકડો વર્ષોથી લોકોમા જ ઓતપ્રોત રહેતો આવ્યો છે ને એમના જ્ઞાનનો સ્રોત ચારણવિદ્વાનો રહેતા આવ્યા છે જ્યારે ચારણો સિવાયના વાગ્ગેયકારોનુ કાર્યક્ષેત્ર શહેરો અને ગામડાઓ એમ બન્ને રહેતા આવ્યા છે, ચારણેતર વાગ્ગેયકારો ઉપર શહેરી સસ્કૃતિની અસરો વિશેષ રહી છે એમણે

આમ સંસ્કૃતિમાંથી ઘણું મેળવ્યું છે, પણ એમનો મૂળ સ્રોત શિષ્ટ ગણાતા સાહિત્ય અને સંગીતનો રહ્યો છે.

એક વિધાન એવું થાય છે કે લોકસંગીતનું વિરામ સ્થાન મરશિયા છે. "હાલરડાં ને પ્રભાતિયાંથી આરંભાયેલું લોકજીવનનું ગાન અંતે મરશિયાના કરુણ રસાબ્ધિમાં ભળી જાય છે."

લોકસંગીત અને લોકગીતોનો સંસ્કાર ન સમજનારું આથી વધુ ગેરસમજૂતી ફેલાવનારું કોઇ બીજું વિધાન ન હોઇ શકે. લોકસંગીતમાં મરશિયા એ માત્ર સ્વજન પાછળના વિલાપ પુરતા જ મર્યાદિત છે, લોકગીતોનું અંતિમ એ નથી. લોકજીવનમાં મરશિયા તો હમીરજી ગોહિલ પાછળ ગવાયા તેમ શૌર્યની બિરદાવલી પણ બની ગયા છે ને મરશિયાની મોજ લુંટાવી છે. પણ ત્યાં ય લોકગીતોનું અંતિમ વિરામ સ્થાન નથી આવતું.

લોકગીતોનો અંતિમ પરિપાક–અંતિમ વિરામસ્થાન છે શાંતરસ – ભજનવાણી. નાટ્યમાં નવમાંથી આઠ રસ લેવાયા છે. લોકસંગીતે નવે ય રસ સાધ્યા છે. અને ભરત મુનિએ નાટ્યશાસ્ત્રમાં કહ્યું છે તેમ :

समः सर्वेपु भुतेषु स शान्तः प्रथितो रसः
भावा विकारा रत्याद्याः शान्तस्तु प्रकृतिर्मतः

આગળના આઠેય રસો તે શાંત રસનાં પરિવર્તનો જ છે. બધા રસો શાંતરસમાં જ મળે છે. રસનું સ્થાયીરૂપ તો આત્માનું છે. એટલે જ એને શાન્ત આકાર કહ્યો છે. લોકજીવનમાં માત્ર સાધુ સંતો જ નહિ પણ શૂરવીરો અને સંસારીઓ પણ અંતે તો વાણીમાં જ વીરમ્યા છે. લોકગીતોનું આદિ અને અંત એ આત્માનો શાંતરસ છે.

હાલરડાંથી જ કાનને રૂપે બાળકને ઝુલાવતી મા ઘંટી દળતાં પણ કૃષ્ણ રાધા કે રામસીતાને જ ગાય છે. લગ્નમાં 'પરણે સીતાને રામ', અજવાળી રાતના સહિયરૂંને રાસડા ગાવા સાદ કરે ત્યારે પણ રાધાગોરીને જ ગરબે રમવા બોલાવે. મરશિયા ગાવા નહિ. આખું લોકસંગીત આધ્યાત્મ આધારિત છે. અંતમાં પ્રત્યેક ભાવ લોકજીવને ઇશ્વરને ચરણે જ ધર્યો છે.

લોકજીવનની ચિંતનધારામાં મૃત્યુની વેદના એ માત્ર તત્પુરતા પ્રસંગ જેટલું જ મહત્ત્વ પામી છે. લોકજીવને તો અવિનાશીના અજર તત્ત્વને જ ગાયું છે. જ્યાં શબ્દ, કાવ્ય અને સંગીત એકાકાર બન્યાં છે ને સતસ્વરૂપના અજવાળે જીવનની નાવ હંકારી છે. ને સંસારનાં સારઅસારનાં સંતોનાં ઓસડ અહોરાત પીનાર લોકજીવન મરશિયાની કરૂણતામાં કેમ કરીને વિરામે ?

આમ–છંદો ગીતો ને રાગોનો આખો ઐતિહાસિક ક્રમ વધુ સંશોધન માગી રહ્યો છે. અહિં ગયા અંકથી લોકસંગીત અંગે જે લેખો અપાઇ રહ્યા છે તેને લોકગીતો ને લોકસંગીતની મર્યાદા છે. યથા શકિત–મતિ અભ્યાસ અને અનુભવના નીચોડરૂપ એ જરૂર છે પણ સાગરસમા અગાધ આ વિષયની વિચારણા માટે તે રજૂ થઇ રહ્યા છે. હું જે જે પાસાંઓનો નિર્દેશ કરી રહ્યો છું તે ઉપરાંત અનેક પાસાંઓ હજી અણસ્પર્શ્યાં છે. હું જે વિચારો રજૂ કરી રહ્યો છું તે અંગે પણ વધુ પ્રકાશ પાડવા જેવું જ્યાં હોય ત્યાં એના તદ્‌વિદોને આમંત્રણ આપું છું. લોકગીતોના એક પ્રકાર 'મણીઆરા' અંગે હવે પછી વિચારણા કરશું. આ અંકે એક આપ્યો છે.



# સીતાહરણ

કંઠસ્થ : શાબાબહેન ના. પરમાર

સંગ્રાહક : ખોડીદાસ પરમાર

મધ્યકાલીન ગ્રામલોકોમાં અક્ષરજ્ઞાન ભલે નહોતું પણ કોઠાસૂઝ અને ડહાપણ તો ભલીભાતનું હતું. તેઓ માત્ર અભણ હતાં પણ અબૂઝ નહોતા. એટલે જ આપપ્રમાણ હૈયાઉકલત અને કોઠાસૂઝથી તેઓએ રામાયણ, મહાભારત કે પુરાણો જેવા ગ્રંથોના શ્રવણ પ્રસંગ ઉપરથી પોતાની શક્તિ પ્રમાણે અને સમજના આધારે લોકગીતોની સાદી, સહેલી અને લાઘવતાભરી સુંદર રચનાઓ કરી છે. આવાં લોકગીતોની રચનાઓ તો અનેકાનેક થઇ હશે. પણ તે કાળનો મોટો ગ્રામ-સમુદાય મુખપાઠી હોવાથી આવા ઘણાં લોકગીતો કંઠસ્થ થઇને પરંપરાગત રીતે સચવાઈ રહ્યાં છે, અને ઘણાંય ભૂલાઈ પણ ગયાં હશે. આ રચનાઓમાં રામાયણ કે પુરાણોના મોટા ભાગે આનંદના કે મર્મને ચોટ લાગે તેવા પ્રસંગોને ઉપાડીને લોકનારી-ઓઓ તેની સ્ત્રીસહજ ગમે તેવી મૌલિકરૂપની રચનાઓ કરી છે આવાં લોકગીતોમાં કથાસાર સાથે અમુક રીતે ચિત્રરૂપની દૃશ્યસંવેદના પણ આપણે અનુભવીએ છીએ. સાદાઈથી ને ટૂંકમાં, એક બે લીટીઓમાં એકાદ પ્રસંગને વર્ણવતાં, તો કોઈવાર ભાવ, લાગણી અને જે તે પ્રસંગના ભાવરૂપને અનુરૂપ થઇને ગવાતાં આવાં લોકગીતો લોકસાહિત્યમાં આખ્યાન જેવાં જ છે.

આ લોકગીત (ધોળ) રામવનવાસથી શરૂ થઈ, કપટી મૃગ, સીતાહરણ, સીતાની શોધ અને લંકાદહન સુધી વિસ્તાર પામ્યું છે. આ લોકગીતમાં સ્ત્રીમાનસનું પ્રતિબિંબ સીતાની હઠમાં દેખાય છે. પોતાને કલાગરા કંથ નથી તેવો ધોખો કરીને સીતા રામને મૃગ લેવા મોકલે છે. તે પછી લક્ષ્મણ પણ જાય છે અને રાવણને લાગ મળે છે. સીતાને હરી જાય છે. પણ બળવંતા હડમાન અંતે સીતાની શોધ કરી, લંકા બાળીને આવી પહોંચે. અહીં સુધી આ લોકગીતનો પટ પથરાયો છે.

## સીતાહરણ

એંગા (કેંગા, કૈકેયી) કરોધમાંથી બોલિયાં રે,
રામ લખમણ વન્ય જાય.

પેલું તે વન રામે મેલિયું રે,
બીજલે વન્ય હાલ્યા જાય.

ત્રીજું તે વન રામે મેલિયું રે,
ચોથલે મઢી મોઆ યં.

અમરો ને ડમરો સીતા વાવતાં રે,
વાવે છે દાડમ્ય ધરાખ.

રાજા તે રાવણનો અધલ્યો રે,
વન સંપત્તિ સરી સરી જાય.

સરંતા સીતાએ દીઠિયો રે,
રામ મુને કાંસળી શીવરાવ્ય.

સાવ રે સોનાની સીતા કાંસળી રે,
ચામડાની શી લાગી રઢય ?

ને રે બાપુ, નૈ બાંધવ્યો રે,
નૈ મારે કયાગરો કંથ,

કોણ શીવરાવે મુંને કાંસળી રે,
કોણ લડાવે મુંને લાડ ?

રામ શીવરાવે તમને કાંસળી રે,
લખમણ લડાવે તમને લાડ.

કડકડતાં ભાખડ રામે ભીડિયાં રે,
તરસકિયાં બાંધ્યાં છે તીર.

પેલે તે તીરે મરઘ્યો મારિયો રે,
મારંતા નાખી કાળી ચીહ.

ધોડચે તે ધોડચે લખમણ દેરીઢા રે,
માર્યો છે તારેલો વીર !

ઘેલી તે સીતા ઘેલું બોલ્યમાં રે,
રામ માર્યા નવ જાય.

મઢીની ફરતી આણ્યું દોરિયું રે,
આણ્યુંની બાંય્‌નો દેશો પગ.

રૂસિના વેહે રાવણ આવિયો રે,
ભિક્ષા દિયોને સીતા નાર્ય.

થાળ ભરીને વનફળ લાવિયાં રે,
ભિક્ષા લિયોને મા'રાજ.

સૂટી તે ભિક્ષા અમે નૈ લીએ રે,
ગુરુજીને બેહે ગાળ્ય.

મઢી ફરતી આણ્યું મેલીયું રે,
મઢી બાર્ય નો મેલાય પગ.

આણ્યું ઉપર મેલી પાવડી રે,
પાવડી ઉપર મેલો પગ.

ખાંધે ચડાવી રાવણ લઇ ગિયો રે,
રોતી રહળતી સીતા નાર્ય.

કાવડય કરીને મરલ્યો લાવિયા રે,
નાખ્યો છે મઢીની મોર્ય.

મઢીએ કળેળે કાળા કાગડા રે,
મઢી દીહે છે ઉહડ સટ.

રામ રૂવે ને લખમણ વિનવે રે,
રોવોમાં રામચંદર વીર.

સીતા તે સરખી પરણાવશું રે,
સીતા ઠેરવશું નામ.

ઘેલા તે લખમણ, ઘેલું બોલ્યમાં રે,
ઘેર્ય ઘેર્ય નો હોય સીતા નાર્ય.

રૂડા મલકનો વાંદર્યો રે,
ઠણ ઠણ ઠેકંતો જાય.

અંગૂઠી દીધી રામના હાથની રે,
પેરો સતી સીતા નાર્ય.

કોના મોકલ્યા તમે આવિયા રે,
કોણે દીધાં છે એંધાણ ?

રામના મોકલ્યા તે અમે આવિયા રે,
લખમણે દીધાં છે એંધાણ.

ઠણ, ઠણ ઠેકે વાંદર ઠેકડે રે,
લંકા બાળી ઘરે જાય.

× × × ×

(શ્રી ખોડીદાસ પરમારનાં અત્રે છપાતાં લોકગીતો ગુજરાત રાજ્ય લોકસાહિત્યમાળા મણકો ૮ અને ૧૨માં અગાઉ અપાયેલાં છે.)

●

## બ્રહ્માનંદનો રાસ

વ્હાલે મોરલી લીધી છે હાથ, વજાડે છે ઘેરી રે
આવી ઊભા છે જમુનાને તીર, પીતાંબર પેરી રે

વ્હાલે પેર્યા છે ફૂલડાંના હાર, બાંધ્યા છે બાજુ રે
એને લ્હેકે છે કાનો માંઈ, કુંડલિયા કાજુ રે

વ્હાલે મૃગલાં પમાડયાં મોહ, બંસીને નાદે રે
હરિ ગાય છે સુંદર ગીત, મધુરે સાદે રે

હરિને હેતે કરીને હાથ, ઝાલ્યાના હેવા રે
સખી બ્રહ્માનંદનો નાથ, રમવા જેવા રે

# દંભરીને સર દોષ

જેસાભાઇ અવસુરા

વાવ થરાદની પડોશે વાગડની સરહદના ખાંભા જેવું ચંદુર નામે ગામ. રામભાઇ બાટીનું ચારણનું ખોરડું ને ઘરમાં જોગમાયા જેવી આઇ સોનબાઇની રીદ્ધિસિદ્ધિ.

આગણે પચાસેક ભેંસું, સાઠ સિત્તેર ગાયું, ઘેટાં બકરાંનો પાર નહિ. રોટલો મોટો. ગામ ગઢવીને પૂછીને પાણી પીએ.

મન મોટું, અંગે નરવાઈ. ઓણે અવતાર તાળવે સોપારી રાખી ઊંધે માથે ભૂંગર તપ તપ્યા હોય એને આઈ સોનબાઇ જેવું માણસ મળે. પણ શેર માટીની ખોટ.

રામ ગઢવી પચાસેક વરસ છાંડી ગિયા, સોનબાઇને પાંત્રીસેક વરસ માથેથી સરી પડયાં ને જોગમાયાએ સામું જોયું. નવમે મહિને દીકરાનો જનમ થયો રામ ગઢવીએ સાધુ બ્રાહ્મણનાં દુઃખ ભગવાને સુદામાનાં ભાંગેલાં એમ ભાંગ્યાં. ગામને ધુંવાડાબંધ લાપસીનાં જમણ કરાવ્યાં.

સુખી ઘરનું ફરજંદ. થાતાં થાતાં બાળક બેક વરસનો થયો, પણ વરસ માઠું બેઠું. આષાઢ શ્રાવણ પણ ફોરું પાડયા વગર ગયા, મેદની હલબલવા લાગી. ધરતી ચાકડે ચડી. ઝોકમાં માલના મડદાં પડવા માંડયાં, વાવની વીંટીએ રામગઢવીએ ઢોરને ખવડાવી દીધાં

આસોય કોરોધાકોર ઊતરી ગયો આગવડનાં પંખીની જેમ મેમાન માંડયાં ઊતરવા. રામ ગઢવી આઈ સોનબાઈ ને બે વરસનો બાળક પહેર્યે લુગડે રહ્યાં. દિવસ પલટયો. ઘરમાં ધોળો ધૂંસો ય ન મળે,

મનુષ તડફે જેમ જળ વિના માછલી,
પી ગયો રૂધિર ને આગલી પાછલી;
કાહું પિત્તળ તાંબુ ધાત ન રહી કલી,
કમરમાં લંગોટી ને હાથમાં કાચલી

ઘરોઘર રાંક થઇ ભીખ માગે ઘણી,
ધરા પર રહ્યો નહિ કોઇ કેનો ધણી;
ગણતરી કરૂં તો વાત ન આવે ગણી,
દૈવ કોપ્યો હવે કેમ નસે રાદણી.

ગેબનાં નગારાં કાળનાં ગડગડે,
પણંગ નો આભથી એક ફોરૂં પડે;
ઢોર ગૌ ભેંસને કયાંય ન રહ્યા ધડે,
સોવાણી મેદની ચડી જેમ સૂપડે.

દુનિયા તણી સો માઠી આવી દશા,
ખલકની કોરથી એમ પ્રભુ ખસ્યા;
વળી નરનારને ઘણા પડિયા વખા,
ઓકાસાં નાખતા મેલાં જંગલ બચ્ચાં.

લીંબુ દો દો જેની મૂછ પર લટકતા,
ચાલતા મરડમાં ઠરડમાં ચટકતા;
ઊંધા ધડ હાલતા કોઈને નહિ અટકતા,
ભૂંડે હાલે થિયા દેશમાં ભટકતા.

એક દી જનમ ભોમકાની ધૂળ માથે ચડાવીને બેય માણસ બાળકને લઇને હાલી નીકળ્યાં. સોરઠ ઉપર નજર સાંધી. પાંચાળમાં તેદી આણંદપરમાં ભોજ ખાચરે રસોડું ઉઘાડેલું. એની ડેલીએ કચ્છ, કાઠિયાવાડ ને ગુજરાતના દુકાળિયાંની ભીસ લાગે છે. એમ આણંદપરને મારગે છોકરા માથે બેય માણસે ડગ માંડયાં.

રામ ગઢવી સુંવાળું માણસ. અફીણના બંધાણી, ભેળી ભૂખ. એમ હાલતાં હાલતાં અઠવાડિયું ઊતરી ગિયું. બેય માણસ ભૂખે એક બીજાને ભરખવા સામું જોતાં હોય એવાં થઇ રિયાં.

આંગળીમાંથી દૂધ આવે તો થાનેલામાંથી દૂધ આવે. બાળક પણ કંઠપ્રાણ થઇ ગિયો છે.

ઉતાવળો વાવડો વાય તોય આઈનો દેહ

આમતેમ લથડિયાં ખાય છે. એમ પંદરેક દિવસે આણંદપર નજરમાં લીધું. એકધારી લાંઘણથી બેયનાં અંગ તરવાઇ ગયાં છે.

બરાબર આણંદપરના સીમાડાની ધારે બેય માણસ પોગ્યાં. એમાં ગઢવીની મતિ કાળનાં ખપ્પરમાં ઝડપાણી. ખધા (ભૂખ) કાંધે ચડી બેઠી ને બાળકને ખાઈ જવાની કાળમતિ થઈ.

આગળ હાલ્યાં જતાં સોનબાઈના હાથમાંથી બાળકને ઝોંટવા મરણ ઘડીની દોટ મેલી. આઇ પાછું વળીને જુએ ત્યાં ગઢવીની આંખમાં કાળને ભાળ્યો. કાળી ચીસ પાડીને આઈએ કેડમાં બાળકને દબાવીને દોટ મેલી.

મારગને કાંઠે એક મોટો થોર આવ્યો. એને ફરતાં ગોળ કુંડાળે બેય ચડી ગયાં. આઈની ધા ભગવાને સાંભળી હોય એમ પાંચેક ઘોડેસ્વાર આવી ચડયા ને ચારણની રમત પારખી હાંકલ મારી. હાકલ ભેળા એકબાજુ ચારણ ને બીજી બાજુ આઈ ભૂખને થાકથી ઊથલી પડયાં.

ભાનમાં આવતાં ચારણને થોડી ખરચી આપી ધમકાવીને કાઢી મૂકયો. આઈને આણંદપર લઇ ગયા. ભોજ ખાચરે એમાં સાક્ષાત જગદંબાનું સ્વરૂપ જોયું. પોતાને રસોડે રોજ બેક હજાર દુકાળિયાં જમે છે, ત્યાં આઈને રોજ સોએક માણસને ખીચડું પીરસવા વિનંતી કરી, જેથી સે પુરાય.

એક દીને સમે અનાજ ખૂટતાં રોઝડાં મારીને ખીચડી ભેગાં ભોજ ખાચરે દુકાળિયાંને ખવરાવેલાં.

બીજે ભાદરવે રાંકાટને ખીચડું પીરસતાં વઘર વઘર ચારણને આઈએ પંગતમાં ભાળ્યો. ઘીબકાને રોકીને આઈએ માંડયું ખીચડું પીરસવા.

ચારણ ખાધે જાય, આઇ પીરસ્યે જાય. ત્યારે ભોજ ખાચર કહે " મા ! આજે કાળનું મોઢું ભાગ્યું કે શું ? "

આઇની આંસુધારે એટલું જ બોલાણું કે " ચારણ ! "

ભોજ કહે "બાળકખાઉ કાળમૂખો ? કાઢી મેલો એને ! "

ત્યારે આઈ કહે : આપા ભોજ !

દભરીને સર દોષ, દુજા સર દેયેં નહિ;
ક્રીં રંધાયે રોઝ, ભડ રસોયેં ભોજલા !

જે કાંઈ પાપ થાય છે ઇ તો પેટ કરાવે છે. એમાં ચારણનો દોષ નથી. જો પેટ પાપ ન કરાવતું હોય તો નકળંક ( નિષ્કલંક ) ભોજ ખાચરને રસોડે-ગંગાજળીઆ હિંદુને ત્યાં નીલ ગાય–રોઝડાં કદી રંધાય ખરાં ?

●

## પ્રાચીન ગીત

રૂડો જમુનાજીનો આરો, કદમ્બ કેરી છાયા રે;
ત્યાં કાંઈ બેઠાં રાધાજીનાર, કસુંબલ ઓઢી રે.

એને કસુંબલે કસબી કોર, પાલવ રૂડો ઝળકે રે;
ત્યાં કાંઈ આવ્યો કાનુડો હાણી, છેડો લીધો તાણી રે.

દસ સાદ કરે દીનોનાથ, ન બોલે નારી રે;
બોલો બોલો રાધા ગોરાંનાર, અબોલા આ શાને રે.

વ્હાલે હીરના હીંચોળા બંધાવી, હીંચોળેલ અમને રે;
હવે અંતરમાંથી વીસારો, ઘટે નહિ તમને રે.

વ્હાલે ફૂલના પછેડા ઓઢાડયા, વ્હાલે મારે હમને રે;
હવે ખેંચી લ્યો છો મા'રાજ, ઘટે નહિ તમને રે.

# અનેકઇશ્વરવાદનાં અનિષ્ટો

(હપ્તો ત્રીજો).

નાજાભાઈ નથુભાઇ વાળા : રે. ચાડિયા (જિ. અમરેલી)

શ્રી બર્ટ્રાન્ડરસેલ (માનવ તારું ભાવી) નામના પુસ્તકમાં લખે છે કે અણુસત્તાધારી એક પણ માણસમા ગાંડપણ આવશે અને આ શક્તિ છૂટી થશે તો આ પૃથ્વીના ગોળાને અબજો વર્ષ પર્યંત જીવસૃષ્ટિ વગરનું ફક્ત ફરવાનું રહેશે, આમ થવાની પાછળ હશે માનવીનું અહમ્.

"આત્મવત્ સર્વ ભૂતેષુ" આ મહાવાક્યનો અર્થ એ કે જીવ પ્રાણી માત્રનો આત્મા સરખો છે. બીજા આત્માને સુખી કરવો એ પુન્ય અને દુ:ખી કરવો એ પાપ છે. બીજા મારે માટે નથી પણ હું સૌને માટે છુ આવી વાત ફક્ત હિન્દુ ધર્મ કહે છે. માણસ આટલું આચરણ કરે અને

**ખાલી જગ્યા ખોળીએ, કણી મૂકવા કામ;**
**પણ ક્યાંયે જગકર્તા વિના, ઠાલું ન મળે ઠામ.**

એટલું દૃઢ રીતે માની અને ચાલે તો માળા પાઠ, પુજા કે વ્રત કશું કરવાની જરૂર રહેતી નથી, માણસ જ્યારે પાપકર્મ કરવા તૈયારી કરે અગર વિચાર કરે ત્યારે નકારનો અવાજ અવશ્ય થાય છે. આ અંતરનો અવાજ આવે છે આ જાતઅનુભવની વાત છે. આ અવાજ શુદ્ધ હૃદય અને સાફ દિલ હોય તેમ જ સાભળવા ને કાન તૈયાર હોય તો જ સંભળાય છે. માણસ એક પછી એક ખરાબ કામ કરતો થઈ જાય પછી હૃદયમાં અવાજ ઊઠતો નથી અગર સાંભળાતો નથી.

ઇશ્વરને સાથે માનીને ચાલો અને આત્માના અવાજને ઓળખતાં શીખો એ અવાજ ઇશ્વરનો છે એમ માનો. એટલું શીખવવાને સમજાવવા માટે મહાન માણસોએ કેટલી મહેનત કરી ? આટલું સમજાવવા માટે જગતમાં લખાયેલાં પુસ્તકો ભેળાં કરીએ તો ગિરનાર જેવડો મોટો ઢગલો થાય. આને ખાતર અનેક મહાપુરૂષોની જિંદગીઓ ખપી ગઈ છતાં આટલું કેમ નથી સમજાતું ? ત્યારે શ્રી બુદ્ધ ભગવાન કહી ગયા છે કે, આ સમજવુ હોય તો તૃષ્ણાનો નાશ કરો, મહાન શાંતિ અનુભવો. આ એક જ નિર્વાણનો માર્ગ છે. સર્વ સુખો એમાં જ સમાયેલાં છે. સદ્‌ભાગ્યે એટલું સારું છે કે, ખુદ ઇશ્વરને બદલે ઇશ્વરના અવતાર જે મનાય છે એવા માણસોની મૂર્તિ પધરાવી આપણે પૂજીયે છીએ. એટલે ઇશ્વર નર છે, માદા છે કે નાન્યતર છે એ કઈ જાતિનો છે તે વાદ ઊભો નથી થયો. નહીતર એ વિવાદમાં માથાં ફૂટત અને લોહી રેડાત. નિરીશ્વર-વાદમાં અમુક માણસો અનાદિથી માનતા આવ્યા છે, અને માને છે. એવો, એક ચારવાકમત પાંચ હજાર વર્ષથી ચાલ્યો આવે છે, પણ એનું બહુ ચાલે એમ નથી. આ વિશ્વમાં એક અમોઘ શક્તિ કામ કરી રહી છે તેમાં શંકા જ નથી. સાકાર નિરાકારના મતભેદથી જે અનર્થો થયા છે એટલું ખરાબ નિરીશ્વર વાદની નથી થયું.

વેદ અને ગીતા બન્ને જ્ઞાનનાં પુસ્તકો છે એતો આપણે પ્રત્યક્ષ જાણીએ છીએ, જોઇએ પણ છીએ, પણ વેદ નામનો ઉચ્ચાર કંઇક નર જાતિનો ભાવ પેદા કરે એવું, એટલે એને બનાવેલ એક મોટા ગૃહસ્થ જેવો, અને એક મહંત મહાશય ત્યા બેઠા ત્યારે ગીતા શબ્દનો ઉચ્ચાર અને ભાવ સ્ત્રી જેવો થાય, એટલે એની મૂર્તિ બનાવી ૧૬ વર્ષની નવોઢા જેવી. અને એક ભાઇએ એનું ચલાવ્યું. આ જોવું હોય તો અમદાવાદમાં છે. બન્ને ભવ્ય મંદિરો છે.

શ્રી. દયાનંદ સરસ્વતીને સૂરજમલ જાટ મારવા આવ્યો ત્યારે સ્વામીજીને કોઇને સલાહ આપી કે આપ કોર્ટમાં ફરીયાદ કરો અને સૂરજમલને જેલમાં પૂરાવો. ત્યારે સ્વામીજી બોલ્યા : ભાઇ ! હું તો જગતમા છોડાવા આવ્યો છું, મારો ધંધો લોકોને છોડાવવાનો છે ત્યાં આ બિચારા અજ્ઞાનને બંધાવીને શું કરું ? એ જ રીતે ભગવાન બુદ્ધ અને હજરત મહમદ પેગંબર જે જગત ઉદ્ધારવામાં જીવન ખરચી ગયા એના અવશેષો બુદ્ધ ભગવાનનો

દાંત અને હજરતબાલે શાંતિની પ્રેરણા મેળવવા લોકોએ સંઘર્યાં. એ જ દાંત અને એ જ બાલને અત્યારે પ્રપંચી રાજદ્વારીઓ ગેરઉપયોગ કરી લોકોનાં માથાં કપાવી લોહી રેડાવી પોતાના સ્વાર્થ સાધે છે એ આપણે જોઈએ છીએ,' છતાં લોકો નથી સમજતાં.

બુદ્ધિમાન લોકો ધર્મને નામે, સમાજને નામે, રાષ્ટ્રને નામે લોકોને ઝેર પાય છે. નશો કરાવે છે અને પછી પોતાના સ્વાર્થ સાધે છે. વચ્ચે કોઈ ગાંધી બાપુ જેવા કોઈ મહાપુરૂષ આવે છે ત્યારે પ્રકાશ પડે છે, પણ થોડા વખત પછી જ્યાંના ત્યાં. કોઈ દિવસ કોઈ ઠેકાણે તૃષ્ણાનો નાશ ન થાય ત્યાં સુધી સુખ નથી, શાંતિ નથી એનો દાખલો અત્યારનું અમેરિકા છે. જગત ઉપર કદી ક્યારેય ન હતી એટલી સમૃદ્ધિ અત્યારે ત્યાં ભેગી થઈ છે, છતાં લોકોમાં શાંતિનું નામ નિશાન નથી. ૩૩% લોકોને ઊંઘની દવા લેવી પડે છે, વધારેમાં વધારે ખૂન આ સુખી દેશમાં થાય છે. ત્યાં જનારા કહે છે કે ત્યાં માણસ ચાલતો નથી પણ દોડે છે. તેમ જ ક્યાંથી અને ક્યારે અણુબોબ આવશે એની બીકમાં બેઠા છે, અને આડશો ઊભી કરવા મથી રહ્યા છે. તૃષ્ણાની તૃપ્તિ નથી, સંતોષ નથી ત્યાં એમ જ ચાલવાનું. પ્રભુએ જન્મ આપ્યો છે, મોજ કરી લે, પ્રેમ કરી લે, ભલાઈ કરી લે, થોડા વખત પછી હતા ન હતા થઈ જવાનું છે એવો વિચાર ત્યાં કોઈને આવતો નથી.

છેલ્લા મહાયુદ્ધ પહેલાં જાપાન ખૂબ આગળ આવ્યું. સમૃદ્ધિ પણ સારી મેળવી. યુરોપ અમેરિકાના દેશોને ટક્કર મારે તેવી પ્રગતિ એક એશિયાના નાના દેશે કરી પણ સંતોષ ન થયો. તૃષ્ણા એથી પણ આગળ વધી. એશિયાનું સામ્રાજ્ય જમાવવાની તૃષ્ણા જાગી. છેવટે અણુબોંબનો માર ખાઈ નીચે પડ્યું. સને ૧૯૨૨ માં પૂ. બાપુએ દેશભરમાં અહિંસક સત્યાગ્રહ શરૂ કર્યો, પણ લોકો બાપુનો આદેશ ન ઝીલી શક્યા. દેશમાં ચૌરીચૌરા જેવા તોફાનો થયાં. સત્યાગ્રહ પાછો ખેંચવો પડ્યો. બાપુને ખૂબ રંજ થયો અને બોલ્યા કે 'ઓ પ્રભુ! હું ભૂલું છું.' આખા યુરોપને ધ્રુજાવનાર કૈઝરને છેવટે હોલાન્ડમાં લાકડાં ચીરવાં પડ્યાં. જગતને એક વખત ચક્રાવે ચડાવનાર આખા યુરોપનો તાજ પહેરવાના અભિલાષી નેપોલિયનને છેવટે સેન્ટહેલીના ટાપુમાં કેદ થવું પડ્યું તો મારી ઇચ્છા પૂરી કરનાર હું કોણ? ઓ પ્રભુ હું તો તારૂં ક્ષણજીવી હથિયાર છું, તને ગમે તેવો બનાવ અને તારી ઇચ્છા મુજબ મને વાપર' આનું નામ ખરૂં જ્ઞાન.

આફત વખતે નામશેષ થઈ જવું અને ભાર ભગવાન ઉપર નાખી દેવો, અહંમ ઊભો થવા ન દેવો એટલે નિરાશાનો ધક્કો મટી હળવો થઇ જાય, હતાશ ન થવું પડે. પણ આવું તો બાપુ જેવા વિરલ જ કરી શકે. અત્યારના વિજ્ઞાને માણસને સત્ય હકીકત સમજવાની વિશેષ સગવડ આપી છે. કુદરતના નિયમને અનુસરી પુષ્કળ શોધો થઈ, એમાંની જે અત્યારના આરોગ્ય પર અસર કરતી દવાઓ છે જેનાથી માનવોનું આયુષ્ય વધ્યું છે. આપણી એવી દૃઢ માન્યતા છે અને શાસ્ત્રો પણ કહે છે કે માણસના જન્મની સાથે અમુક વર્ષની આયુષ્યનો પટ્ટો નક્કી થઈ જાય એ વાતને વિજ્ઞાને ખોટી પાડી છે, દા. ત. આજથી ૨૦ વર્ષ પહેલાં હિન્દુસ્તાનની સરેરાશ આયુષ્ય ૨૩ વર્ષની ગણાતી, એ વધીને અત્યારે બમણી થઇ છે. એમ માનવામાં આવે છે કે વિજ્ઞાને મેલેરિયાને નાથ નાખી, ક્ષય જેવા અનેક અસાધ્ય રોગોને સાધ્ય બનાવ્યા. એના ઇનામ તરીકે ઇશ્વરે હજુ તો આયુષ્ય બમણી કરી છે, પણ માણસ સંયમ નિયમ જાળવતો થાય તો હજુ પાંચ પચીસ વર્ષની આયુષ્ય ભગવાન જરૂર વધારી આપે. ઘણાં વર્ષો પહેલાં વાંચેલું કે જગતમાં માણસની ટૂંકામાં ટૂંકી જિંદગી ભારતમાં છે. એટલે સરેરાશ ૨૩ વર્ષ જીવી શકે છે. જ્યારે લાંબામાં લાંબી જિંદગી ઓસ્ટ્રિયા હંગરીમાં છે. એટલે ત્યાં સરેરાશ ૬૬ વર્ષ માણસ જીવે છે. તો શું ભગવાન બધા ટૂંકી આયુષ્યવાળાને હિન્દુસ્તાનમાં જન્મ આપતો હશે અને લાંબી જીંદગીવાળાને ઓસ્ટ્રિયામાં મોકલતો હશે? આમ વર્ગવારી ભગવાન કરતો હશે? ના. ખરૂં એ છે કે શરીર એ આપણને

કુદરતે આપેલી બક્ષિશ છે. તેને જાળવવાની જવાબદારી માણસની છે. શરીરને સંયમનો અભાવ ખોટા વ્યસન કે અપુરતા ખોરાક ને પ્રતિકૂળ હવાપાણી હોય તો શરીર જલદી ઘસાય જાય, વહેલું માંદુ થાય અને મરી જાય. પટ્ટો વહેલો ખલાસ થઇ જાય. એ જ શરીર જો કુદરતી કાનૂન સમજીને ચાલે તો ભગવાન આયુષ્યના પટ્ટામાં વધારો કરી આપે. આ છે કુદરતી કાયદાનું રહસ્ય.

એક એવી પણ માન્યતા છે કે માણુસના જન્મની સાથે જિંદગીમા સુખ દુઃખ કે વૈભવ વિલાસ આવે એ જે ભોગવવાના હોય તેને પટ્ટો મળી જાય છે. જૂના વખતમાં ભાગ્યશાળીને અમુક હાથી અને ઘોડાગાડીનો પટ્ટો મળતો ત્યારે હાલમા મોટરૂં અને એરોપ્લેનના પટ્ટા ભગવાન કરી દેતા હશે. ભગવાન પણ સમયને અનુસરીને ચાલે છે. ભારતમાં એક પત્નીવ્રતનો કાયદો આવ્યા પછી ગમે તેવા પુણ્યશાળીને પણ એકથી વધારે સ્ત્રીઓ પુરૂષના ભાગ્યમાં લખવાનું ભગવાને બંધ કરી દીધું છે. ખરેખર પૂન્યશાળી લોકોએ આ પ્રશ્ન ઉપર અક્ષરાતીત ભગવાન આગળ અપીલમાં જવુ જોઇએ. ભગવાન ઉપર પણ અક્ષરાતીત ભગવાન છે એમ અમારા જામનગરવાળા પ્રણામી ભાઇઓ કહે છે. તો તેમના આચાર્યોની લાગવગથી ત્યાં અપીલમાં જઈ શકાતું હોવું જોઇએ, તો એ લાભ કેમ ન લેવો !

સુખ અને દુઃખ એ તો મનનું કારણુ છે. એ જ રીતે પૂણ્ય અને પાપ પણ મનની માન્યતા જ હોય તેમ લાગે છે. સિદ્ધરાજ રૂદ્રમાળ બાંધવામાં પૂન્ય માને છે, જ્યારે અલાઉદ્દીન તોડવામાં પૂન્ય માને છે. અમુક ધર્મો દારૂને મહાનિષેધ ગણે છે, ત્યારે અમુક ધર્મો દારૂને ધાર્મિક કાર્યમાં પણ જરૂરી ગણે છે. અમુક ધર્મ અહિંસા પરમોધર્મ એમ મનાવે છે, ત્યારે અમુક ધર્મો હિંસામાં માનતા નથી. હિંદુ ધર્મ આત્મવત્ સર્વ ભૂતેષુમાં માને છે; જ્યારે બીજા ધર્મો ફક્ત માણુસને મારવો એ જ હિંસા માને છે, બાકીના જીવપ્રાણીઓને મારવાની ભગવાને છૂટ આપે છે, માણુસને માટે સઘળી જીવ સૃષ્ટિ સર્જાય છે તેવું મનાય છે. એક જ ધર્મમાં પણ પૂન્ય પાપના મતભેદો ચાલે છે. દરેક સંપ્રદાયના વાડોલિયાવાળાની પૂન્ય પાપની માન્યતા જુદી છે; પણ 'અમને આપો તો જ પૂન્ય થશે' તેમ સૌ કહે છે, આ પ્રશ્ન ઉપર ઇશ્વર પણ આ બાબતનો ગોટાળો કાયમ રાખવા માગતો હોય તેમ લાગે છે. હું તો માનું છું કે આ ધર્મોથી દૂર રહેવું એ જ સાચો ધર્મ છે. ધર્મનો મૂળ આશય માણુસમા માનવતા લાવવાનો છે, પણ જ્યારે ધર્મમાં ઝનૂન ભળે છે કે સ્વાર્થ ભળે છે ત્યારે એ જ ધર્મ માનવતાથી વિમુખ બની જાય છે. અમૃતનું ઝેર બની જાય છે. અત્યારે દરેક ધર્મ–સંપ્રદાયની આજ સ્થિતિ થઇ છે.

એક દિવસ એવો હતો કે માણુસ માણુસને પકડીને ગુલામ તરીકે વેચી નાખતો, એમાં જરાય અધર્મ ન થતો –ન મનાતો. ઇશુ અને મહમદ જેવા પયગંબરોએ માલીકે પોતાનો ગુલામને સારી રીતે રાખવાની ભલામણુ કરી છે. પણ ગુલામ પકડવામાં કે વેચવામાં દોષ નથી માનેલો; જ્યારે હિન્દુધર્મ તો ગુલામીનો હિમાયતી છે. જૂના વખતમાં આખી અનાર્ય પ્રજાને ગુલામ બનાવનાર આર્યો હતા. એ અનાર્યોને ક્ષુદ્ર નામ આપી દસ્યુ બનાવી અત્યારસુધી કચડતા આવ્યા છે. અનાર્યો ઉપર આર્યોની સેવા કરવાનું ઇશ્વરી ફરમાન છે તેમ હિન્દુ માને છે. આત્મવત્ સર્વ ભૂતેષુ માનનાર હિન્દુઓને ગુલામીમાં કંઈ અજુગતું નથી લાગ્યું. તેમ જ હિન્દુ પુરુષ તો મર્યા પછી પણ પોતાની સ્ત્રી પરની માલીકી નથી મૂકતો. મરનારની સ્ત્રીને પતિની પાછળ બળવાનું કે બાળી મૂકવાનું હિન્દુધર્મ કબૂલ રાખે છે. સ્ત્રી મરતાં ત્રીજે દિવસે બીજી સ્ત્રી કરનારો પુરૂષ પોતે મરે તેની પાછળ પોતાની સ્ત્રી બળી મરે (સતી થાય), એવી અપેક્ષા રાખતો આવ્યો છે. ધર્મ એને અનુમોદન આપે છે. અત્યારે પણ પુરૂષની ગુલામી એ જ હિન્દુસ્ત્રીનો ધર્મ મનાય છે. બળવાન કે બુદ્ધિમાન માણુસ જે મનાવે એ ધર્મ. ભગવાન એમાં કંઇ વાંધો નથી લેતા.

સારૂં થજો અંગ્રેજોનું, નહીંતર આપણે તો

પુરૂષ પાછળ સ્ત્રીને બાળવાનું પુણ્ય હજી લેતા જ હોત. પણ હવે પશ્ચિમની હવા પુરજોસમાં આવી છે. સુધરેલા કહેવાતા આધુનિક સ્ત્રી પુરૂષો એ આ હજારો વર્ષના અન્યાયનો બદલો લેવા અને દેવાનો નક્કી કર્યું હોય તેમ લાગે છે. શહેરોમાં કાર્યક્રમ શરૂ થઈ ગયો છે. ભગવાન ખુશ થતા હશે, હસતા હશે. ગાંધીજી કહે છે કે સત્ય એ જ ઇશ્વર છે. વિનોબા દરિદ્રનારાયણમાં માને છે. રજનીશજી પ્રેમમયી ઇશ્વરનું સ્વરૂપ બતાવે છે. આ બધાનો અર્થ અને વાત એક જ છે. જ્યારે સ્વાર્થી સંપ્રદાયવાળા પોત પોતાની અનુકૂળતા પ્રમાણે ઇશ્વરના ઘાટ ઘડે છે, અને એવી જ ઉસ્તાદીથી સમાજની સામે મૂકે છે. અણસમજુ અને અંધશ્રદ્ધાળુ સમાજ અંજાઇ જાય છે, એટલે ઝૂકી પડે છે. અને પોપજીને સરળતાથી ચરવાનું મળે છે. અનર્થની આયુષ્ય વધે છે. ( પોપજી એટલે આપણા પુરોહિતો )

૧૯૬૬માં તુલશીશ્યામમાં યોજાયેલી શ્રી, રજનીશજીની શિબિરથી આજ સુધી એમનાં પ્રવચનો સાંભળતો આવું છું. અત્યાર સુધી સાંભળેલાં ધાર્મિક પ્રવચનો કે પારાયણો કે ભાષણો અને વાંચેલાં પુસ્તકોમાં જે નહોતું મળ્યું તે એમાંથી મળે છે. ખાસ કરીને આત્મ ખોજ અને સત્યની શોધ ઉપરનાં તેમના વ્યાખ્યાનોથી. એમની વાત અને વાણી એવી અસરકારક છે કે માણસને જીવન જીવવાની સાચી દિશા સુઝી જાય. માણસ ધર્મના નામે અધર્મમાં ફરતો હોય એવાને સાચી દિશા સૂઝાડનાર મને તો શ્રી રજનીશજી પહેલા જ મળ્યા. જો હું મારા પર પડેલી એમની અસર જાળવી શકું તો હું અલ્પજ્ઞ છું પણ સાચે માર્ગે છું એમ જાણી મને સંતોષ થયો.

શ્રી રજનીશજી કહે છે કે તમે બીજાને ગુરૂ ન બનાવો. બીજાના કૂવાનું પાણી લાવી તમારા કૂવામાં નાખશો તો સૂકાઈ જશે, અગર તો બગડી જશે. તમારામાં બધું છે. માટે તમે તમારા અંતરમાં અંતરખોજ કરી જ્ઞાન મેળવો. મહેનત કરી અંતરનો કૂવો ઊંડો ખોદો, અંદરથી જ્ઞાનની સરવાણી ફૂટશે. એ જ સાચું જ્ઞાન છે. એ પામશો ત્યારે જ તમને તૃપ્તિ થશે. એ તૃપ્તિ કોઇ અલૌકિક હશે. આંતરખોજમાં ધ્યાનને વિશેષ મહત્ત્વ આપે છે. શ્રી રજનીશજીના સાનિધ્યમાં દરરોજ બે વખત ૧૫ મીનીટ ધ્યાનનો અનુભવ કર્યો ખૂબ શાંતિ અને તૃપ્તિનો મને જાતે અનુભવ થયો. ઘેર આવી એ જ રીતે ધ્યાન કરવા છતાં ત્યાંના જેવી શાંતિ-તૃપ્તિ ન મળી. એ જ મહાન પુરૂષની છાયાનો પ્રભાવ હશે તેમ લાગે છે.

કુરાનમાં લખે છે કે, તમારા નિયંતાની આજ્ઞા છે કે તમે તેના સિવાય બીજા કોઇની પૂજા ન કરો. અનેકને માની તને પેદા કરનારના ભાયાત ઊભા ન કર. પોતાના મા બાપ સાથે સદાચારથી વર્તો. મા બાપ બુઢ્ઢાં થયાં હોય તો લેશ પણ તેને માઠું લાગે તેવું ન કરો. આ છે કુરાનનું ફરમાન. એમ જ હિન્દુ ધર્મમાં પણ ઋષિમુનિઓ ગીતાના ગાનાર શ્રીકૃષ્ણ, બુદ્ધ ભગવાન કે એવા સમર્થોએ અત્યાર સુધી બે ઇશ્વર નથી બતાવ્યા. એક જ મહાશક્તિ કામ કરે છે તેમ કહે છે. અને ખરૂં પણ એ જ છે, તો પછી આ પાણા એટલા દેવ અને તેત્રીસ કરોડ દેવતા કાઢયા કયાંથી? ફકત પોપજીઓના (પુરોહિતોના) માથામાંથી. એ બધું પોપની બુદ્ધિનું સર્જન છે. એને જેવું આવડયું તેવું નામ આપી ખાંભો ખોડી દીધો. મૂર્ખાઓનો સમાજ હાલી મળ્યો પૂજવા.

એક દાખલો આપું કે મહુવાની પહેલી બાજુ એક હનુમાન છે. તેનું નામ ભેંસલો હનુમાન છે. એક માણસને કોઇ ભેંસલો કહે તો ન ગમે, ત્યારે આ ભેંસલો હનુમાન તો આસપાસના ગાઢા મોઢે લોટ લાડવા ખાઇને પડયો છે. એને ખોટું જ નથી લાગતું. બીજી રીતે પણ ભૂવાઓ હનુમાનને ભૂંડો લગાડવામાં કંઈ બાકી નથી રાખતા. હિન્દુઓની દેવીઓ ધૂણે, કોઇ અવગતિયો શૂરોપૂરો ધૂણે પણ કોઇ દેવ ન ધૂણે. ત્યારે હનુમાનને તો બિચારાને ભૂવો કહે ત્યારે ધૂણવું પડે છે. લોકો માને છે કે હનુમાનજી હયાત છે, પણ ખોટી વાત છે. રાવણને રોળનાર હનુમાન હયાત હોય તો આ ભૂવાના તો ભૂકા જ કાઢી નાખે ને !

આપણા હિન્દુ સમાજની આવી કઢંગી વિચિત્રતાનો તો પાર જ નથી. આપણા દેવો બધા ખૂબ જ દયાળુ. બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવ, હનુમાન

ગણેશાદિ દેવો છપ્પન ભોગ અને મીઠા થાળ જમે, તેમ જ લક્ષ્મીજી પાર્વતી કે સરસ્વતી વગેરે મહાદેવીઓ તો પતિના પગલે ચાલનારી અને સાત્વિક ભોજન અને નિવેદ લેનારી, પણ પાછળ રહેનારી આ લોહીની પીનારીઓનું શું! કોઇ પાડો ખાય, કોઈ બકરાં ખાય કે કોઇ કૂકડાં જમે. કોઈ વાઘ ઉપર ચડે, કોઈ સિંહ ઉપર ચડે, કોઈ ઊંટ લઇને આવે, કોઇ શીતળા મા જેવી ગધેડું પણ રાખે. એને કોઈ વારે ? વળી બધીય વાંઢિયું. એને કોઇ કહેનાર જ ન મળે. એટલે આ નિર્દોષ પશુ પંખીડાંને કોણ બચાવે ? આ છે બધી મૂર્તિપૂજાની મોકાણ અને પોપની લીલાનું પરિણામ.

શ્રી. ગંગાજીને બાળકોના ભોગ અપાતા તે અંગ્રેજોએ અટકાવ્યા એમ ઇતિહાસ કહે છે. દક્ષિણમાં દેવદેવીઓને છોકરીઓ અર્પણ કરવાનો રિવાજ અત્યારે ચાલુ છે. અર્પણ થયેલ છોકરીનો મંદિરનો પૂજારી ઠીક પડે તે ઉપયોગ કરે છે. અત્યારે દક્ષિણનાં શહેરોના વેશ્યાવાડા આ દેવદાસીઓથી જ મોટા ભાગે ચાલે છે, છતાં ઇશ્વર બિચારો કંઇ નથી કરી શકતો. આ મૂર્તિનો ઇશ્વર છે! ક્યારેક હું મંદિરમાં જાઉં છું, મૂર્તિઓ જોઉં છું, પણ મને નમવાનું મન થતું નથી. અને એમ થાય છે કે કદાચ જો મૂર્તિમા ભગવાન હોય તો એની મને દયા આવે છે. લક્ષ્મીના સંગથી ભગવાનને જન્મસજા થઈ હોય તેમ મને લાગે છે. કાંડા જેવા સળિયામાં ભગવાનને પૂરીને ઉપર અલીગઢનાં તાળાં મારેલાં એ ભગવાનની દુર્દશા એ લક્ષ્મીના સંગનું પરિણામ છે. જો કે એ ભગવાનના ભગવા વોર્ડરો ભગવાનને ઘરેણાંગાંઠાં અને કપડાં વગેરેથી શણગારીને ખૂબ લાડકોડ લડાવે છે, પણ પાંજરામાં પૂરેલો ભગવાન સુખી તો નહીં જ હોય. આ ભગવાન કરતાં બહાર ઊભેલો પાણાનો પરોણિયો મને સુખી અને સ્વતંત્ર ખુશમિજાજમાં મુક્ત વાતાવરણ માણી શકતો હોય એમ લાગ્યું. જ્યારે આ કેદી ભગવાનનું એના ભગવા વોર્ડરો આગળ કંઇ જ ચાલતું નથી. ખાવું, સૂવું કે નહાવું બધું વોર્ડરની ઇચ્છા મુજબ ભગવાનને કરવું પડે છે. વોર્ડરની ઇચ્છા એ જ ભગવાનની ઇચ્છા.

આપણા હિન્દુધર્મના ધૂરંધરોએ કોને દેવ માનવા અને એની સજાવટ કેવી કરવી અને પોતાનું વર્ચસ્વ એમાં કઈ રીતે ગોઠવવું એમાં ઘણી બુદ્ધિ વાપરી છે. જગતના દરેક દેશના લોકોએ પોતાના દેશની મોટી નદીઓ જેમ કે નાઇલ, ટેમ્સ સેન કે એમેઝોન જેવી મહા નદીઓને લોકમાતા તરીકે બિરદાવી છે, અને પોતાની કૃતઘ્નતા વ્યક્ત કરી છે. જ્યારે આપણા લોકોએ ગંગા કે જમના જેવી નદીઓને પણ ભગવાનની રાણી કે પટરાણી બનાવી મોગલ નાચનારી કન્યા જેવો ઠાઠ સજાવી, એની મૂર્તિ અને આરતીનું તૂત ઊભું કરી, હજારો ચોબાજી અને ગોરજી મથુરામાં અને બીજે નભી ખાય છે. જયજમના મૈયાને નામે ચકાચક ચૂરમા હજારો વર્ષથી આરોગે છે. ઘરનાં છોકરાં ઘંટી ચાટે પણ આપણાં ઘી ગોળ ખાતા આ આખલાઓ ધણખૂંટની જેમ ભાંગ પીને લડતા નજરે જોયા છે. આવાને ખવરાવવામાં પૂન્ય મનાય છે.

હવે આપણા ધર્માચાર્યોએ હદ તો એ કરી છે કે માનવ અને પશુપ્રાણીઓમાં નર માદાનો જાતીય આવેશ–એથી વિશેષ કંઇ જ નહી એને પણ દેવ મનાવ્યો. આ દેવનું નામ કામદેવ. એની સ્ત્રી રતી. આને તો વળી સૌથી રૂપાળા ગણ્યા.' પણ તેઓ એટલા સારા કે વાતને પલટો ખવરાવી કામદેવને મહાદેવ પાસે બળાવી મૂક્યો. નહિતર કામદેવનાં મંદિરો અને મહંત જામી પડયા હોત. છતાં પણ બિલાડું કાઢતાં ઊંટિયું ઘાલ્યા જેવું તો થયું જ છે. કામદેવ ને બાળ્યો એટલે મહાદેવની લિંગપૂજા ઊભી કરી વામમાર્ગી જેવાઓએ માર્ગ મોકળો કરી આપ્યો. જગતમાં કોઇપણ પ્રજા ધર્મમાં આવી બિભત્સ રીત નહિ જ સ્વીકારે. જ્ઞાની માણસો શિવ એટલે કલ્યાણસ્વરૂપ એવી ઉચ્ચ કોટિની વાતો કરતા હોય છે, પણ સામાન્ય રીતે તો શિવ એટલે તો જંગાલિયત અને તેના પૂજારીઓ પણ દારૂ મટન કરનાર ગંજેરી ભંગેરી, અને ધનુરિયા એવા સર્વગુણસંપન્ન અતીત હોય છે શિવની પૂજા હંમેશાં સકામ હોય છે. શિવ ભોળો કહેવાય છે, જલદી રીઝે છે. જેમકે શંકર ભગવાને રાવણને ચૌદ ચોકડીનું રાજ આપ્યું,

રાવળજીમને હાલાર આપ્યું એવી લાલચેથી લોકો લલચાય છે. વળી શિવને સંહારક દેવ કલ્પ્યો છે. એટલે એવી લાલચે ઘણા લોકો ફસાઈ મૂઆ છે.

મહાદેવની લીંગ પૂજા ઉપર અનેક અનર્થો થયા, છતાં આપણે અત્યારસુધી એ મૂર્તિની ચુંગાલમાંથી છૂટી શકયા નથી. જુઓ. આ સોરઠી સોમનાથ. જે જ્યોતિલિંગ મનાય છે તેને ગીઝનીએ ૧૦૨૪માં તોડ્યું. તેને બચાવવા દેશના લાખો માણસો ખપી ગયા. છેવટે એ સોમનાથના શિવ લિંગનો પથ્થર ગીઝનીની મસીદનું પગથિયું બન્યો. હિન્દુ માન્યતા પ્રમાણે ગણાતો વિશ્વનો સંહારક શંકર ગીઝનીને સંહારી ન શકયો. પણ ગીઝનીએ શિવલીંગને સંહાર્યું. આમ થવા છતાં શ્રદ્ધા રાખી. ગુજરાતના મહારાજા કુમારપાળે ફરી સોમનાથનો પથ્થરો પધરાવ્યો અને મંદિર બાંધ્યું. અને તેને અલાઉદ્દીન ખીલજીએ ફરી વાર તોડી નાખ્યું. એ વખતે વીર હમીરજી ગોહિલ અને વેગડા ભીલ જેવા લાખો વીર પુરૂષોનાં બલિદાન અપાણાં. ત્યાર પછી પણ આથમતા રજપુત યુગમાં ફરી સોમનાથ ઊભું થયું. એને પણ મહમદ બેગડે તોડયું. એ વખતે પણ શિવના નામ ઉપર મોટો માનવ સંહાર થયો.

હવે આટલું ઓછું હોય તેમ અત્યારના યુગનો સોમનાથ સરદાર શ્રી વલ્લભભાઇ અને જામસાહેબ જેવાની શ્રદ્ધાથી ઊભો થયો. કરોડ જેટલી મોટી રકમ ખર્ચાણી. આમાં દેશની પ્રતિષ્ઠાનું કદાચ કારણ હોય કે પછી શ્રદ્ધા જ કામ કરતી હોય. ત્રણ વખત સોમનાથ તૂટે છતાં મૂર્તિ ઉપરથી માણસની શ્રદ્ધા ન તૂટે એ પણ એક અજાયબ વાત છે. મૂર્તિની પૂજા પોપની લીલા અને માણસની આંધળી શ્રદ્ધાનાં અનિષ્ટોની આપણે ઘણી વાતો કરી. સમજવું અને વિચારવું હશે તેને તો આટલું બસ થશે.

મને લાગે છે કે હવે ઘણું વિચારાઇ ગયું છે. આથી વધારે કહેવું એ એકની એક વાત કરી કરીને કહેવા જેવું થશે. પિષ્ટપેષણ નકામું છે. મારી સમજમાં એક જ વાત આવી છે કે માણસ સર્વશક્તિમાનને સર્વત્ર માને, પોતાના અને પ્રભુ વચ્ચેના એજન્ટોને વળાવી દે, પ્રભુને નામે લૂંટાવું બંધ કરે, આંતરખોજ કરે, અંતરની સરવાણી મેળવે અને પ્રભુ મારામાં છે, હું તેમાં છું એમ દ્રઢ માને, તૃષ્ણાનો ત્યાગ કરી વિશ્વબંધુ બને. તજીને ભોગવે તો જ સુખી થાય.

તા. ૫મી સપ્ટેમ્બર ૧૯૬૫ના પાંચેક વાગ્યે મારા ઉપર બ્લડપ્રેસરનો હુમલો થયો. બીજાં દિવસના સવારના સાત સુધી એટલે કે ૧૪ કલાક હું બેભાન રહ્યો. મારા સ્વજનો આટલો વખત ભારે દુઃખ ભોગવી રહ્યા હતા. પણ હું તો સુખદુઃખથી પર એવી જીવન મરણ વચ્ચેની અવસ્થામાં હતો. એટલે મને બીલકુલ દુઃખનો અનુભવ ન થયો, અને મને મોટો લાભ એ થયો કે મરવા વખતે મહાદુઃખ થાય એવી જે બીક અને જમપુરીની જે બીક હતી તે જતી રહી. મોતના મોઢામાં હું જઇ આવ્યો છતાં જમ જેવું કંઇ ન ભાળ્યું. મરવામાં મહાદુઃખ અને જમપુરીનું તૂત આપણા ભૂદેવોએ જો ઊભું કર્યું ન હોત તો માણસ મોતથી આટલો બધો ડરત નહિ. હા, જેને અત્યારે આપણા સ્વજન માન્યાં છે એને છોડવાં પડે એ વિયોગનું દુઃખ થાય, પણ જન્મ્યું એ જવાનું છે, તો આપણે રહીએ અને સ્વજનો જાય એનું વારંવાર દુઃખ સહન કરવું પડે એના કરતાં સુખરૂપ છોડી આપણે જવું ઘણું સહેલું લાગે છે. વળી આ દુઃખ ઘણું ટૂંકું હશે, કારણ કે મરણ વખતની બેશુદ્ધિ તે દુઃખ થવા નથી દેતી. એ અનુભવની વાત છે, અને અને મરણ પછી પણ કંઇ શેષ નહીં વધતો હોય, બધું અહીં પંચભુતમાં મળી જવું જોઇએ. શ્રી મહાઋષિ ચારવાક એમ કહે છે. ઘણાં માણસોનાં મોત મેં જોયાં છે. એક મશીન જેમ ધીમે ધીમે બેસી જાય છે, અગર તુરતમાં બંધ થઇ જાય છે એ જ રીતે માનવશરીર કે પ્રાણીશરીર છૂટી જાય છે. દીવા બળતો હોય ત્યારે આગ દેખાય છે. પણ બળતણ મળતું બંધ થાય અગર તો ફૂંક લાગે ઠરી જાય પછી એ આગ એ પ્રકાશ કયાં ગયો. એ કોઇ શોધી નથી શકતું. મરણથી આપણું પણ એમજ થવાનું છે એમ હું પણ માનું છું. છતાં આત્મા જેવું કંઇ હોય તેને છૂટું પડી બીજે જવાનું હોય તો પણ ડરવાનું કે દુઃખી થવાનું કારણ નથી, શાસ્ત્રોના મત પ્રમાણે આપણાં પૂન્ય પાપનું વર્ગીકરણ કરી કોઇ જગ્યાએ જવાનું હશે તો આપણાં પહેલાના આપણી કોટીના, આપણા વર્તનના અને આપણા વિચારના માણસો ગયા હશે ત્યાં જવાનું મળશે. એતો બહુ જ સરસ થશે તેમ હું માનું છું. આમાં બીવાનું કે રોવાનું કયાં આવ્યું ? આ વાત પચીસસો વર્ષ પહેલાં સત્યવીર સોક્રેટીસ પોતાના શબ્દોમાં કહી ગયો છે. ક્રમશઃ

# પાટણવાડાનાં લોકગીતો

(પુરૂષ કંઠે જળવાયેલાં)

સં : કાનજી માલધારી

રામાયણ અને મહાભારતના પ્રસંગોને લોકકવિએ એની કાલીઘેલી ભાષામાં આલેખ્યા છે. એમાંના ઘણા દેશકાલ પ્રમાણે પરિવર્તન પણ પામે છે, તો કોઈ વખતે ભિન્ન ભિન્ન સામાજિક તબક્કાઓમાંથી પસાર થતાં તેમાં ભાષા અને ભાવનું અણદીઠું સંક્રમણ પણ થતું રહે છે. આવાં ગીતો સાહિત્યના વિશાળ માર્ગ ઉપર પગદંડીની ગરજ સારે છે જ્યારે ભાવક એના કણ કણની અનુભૂતિનો સાક્ષી બને છે, ત્યારે પૂર્વેની બંધાયેલી કૃત્રિમ ભેદરેખા ભૂંસાઈ જતાં વાર લાગતી નથી. પ્રાકૃત અને અપભ્રંશ ડીંગળીમાં આપણું લોકસાહિત્ય મુક્તપણે મહાલી શક્યું છે, એમ થતાં એને કોઈ અમૂંઝણ પડી નથી, તેવી જ રીતે બહુજન સમાજની તળપદી તોયે હૃદયના સંસ્કારે શોભેલી વાણીથી લોકકવિએ આપણાં અંતરને પરિપ્લાવિત કર્યાં છે.

પાટણવાડામાં પુરુષકંઠે અઢળક લોકસાહિત્યના મહામોલા ખજાના ભર્યા છે. તેમાંની ઘણી સાખીઓ તો અંતરના ઊંડાણને સ્પર્શી જાય છે, જુઓ રાધા–કાનને ફૂલ મઢી માળા જેમ સાખીમાં લોકકવિ આલેખે છે:

રાઘવ કુળનો માંડવો, જાદવ કુળની જાન;
મથુરે પરણે રાણી રાજકા, ગોકુલ બાળો કાન,
ખમ ખમ વાજ્યા ઘૂઘરા, ઝાંપલે આવી રે જાન;
માતા જસોદા લે ભામણાં, પરણી આયા બાળો કાન

આ બાજુ રબારીઓમાં વિવાહ થાય છે, ત્યારે ખાજાં અને ખાંડનું ભોજન અપાય છે એટલે એ સમાજવ્યવસ્થાને પણ લોકકવિ સાખીમાં વણી લે છે.

રાઘવ કુળનો માંડવો, જાદવ કુળની જાન;
જાશાં મોટાંને માંડવે, ખાશાં ખજાં ને ખાંડ.

આપણા લોકસાહિત્યમાં પૌરાણિક પાત્રોને તત્કાલીન સમાજ–વ્યવસ્થા પ્રમાણે લોકકવિએ નિરુપ્યાં છે તે વાત સાચી છે, પણ આપણા મધ્યકાલીન આખ્યાનકારોએ પૌરાણિક પાત્રોની જનમનરંજન ખાતર જે વિકૃતિ કરી તે વિકૃતિ આપણા લોકકવિએ કરી નથી.

દેવાવત પંડિતે આગમ ભાખ્યાં. ધરતી ત્રંબાવરણી થશે, નદીએ નીર ખૂટશે, સાબર સાપને રેલે હાલશે, સૂરજ નવ નવ નેજાવા નીચા આવશે, બેટીને સાટે બાપ પરણશે, પાપનો કૂડો પોરો આવશે, ધર્મની પડતી થશે.

લોકકવિ કહે છે કે પૂર્વમાં ઊગતા સૂરજને કાળયંગાની (કલિયુગ)ની "ચેલમા" નગરી પાસેથી પસાર થવું પડે છે, પરિણામે સૂરજને કાળયંગા સાથે સગ્રામ ખેલવો પડે છે, એટલે સૂરજદેવ રક્તવરણા બને છે ભોમીનો ભાર ઊતારવા ભગવાન નકળંકરૂપ ધારણ કરશે. માતા ધરતી નારીરૂપે અવતરશે નકળંક–ધરાનાં લગ્ન થશે કંકુવરણાં કોરણ થડશે, નૂરના મેઘ વહશે જાંબુદીપની માઝમ શેરીએ નકળંક પરણી ઊતરશે. લોકકવિએ નકળંકનો વિવાહ બરાબર ચિતરી જાણ્યો છે રબારી કોમમાં વર–કન્યા જ્યાં મંગળફેરા ફરે છે, ત્યારે આ 'ધોળ' પુરૂષો ગાય છે. વાતાવરણ ભારે શોભીતું અને માદક બને છે.

નવાઇની વાત તો એ છે કે આ નકળંક વિવાહના રચયિતા તરીકે 'જ્યુજિઠળ' એટલે કે યુધિષ્ઠિરને આલિખવામાં આવ્યા છે:

વિવાહ–(૧)

હે નર નકળંકનો વિવો' રે હોશે,
જાંબુદીપ મોઝાર
રે; જાંબુદીપની માઝમ શેરીએ....
તખત રચિયાં ચાર, રે તે રે તખત બ્રહ્માનાં જાણીએ.
કુદરતી હે સાર..રે
વિવા રે ઓતરે સાબરમતિ તરષ્ટે;

મંગળ વરતાયાં રે ગોમતી પૂરવે
વણારસી પશ્ચમ; ધર્યાં વિવા થાય રે.
હે હરિનો માંડવો હેતે રચિયો;
સૌ દેવ કરે દેદાર રે.
કનક તાણ્યાં, અશમને થંભા;
ત્યાં તોરણ બંધાય રે.
તોરણ લીલા કળીનાં જાવે,
ચંદર વરણાં તેજ રે.
હે ત્યાંથી હરિવર સીંમાડે આવશી
સીંમાડે વધાયા રે.
ત્યાંથી હરિવર ગોંદરે આયા,
પાણિયારે વખાણ્યા રે.
ત્યાંથી હરિવર તોરણ હેઠ રે,
સાસુજીએ વખ્યાણ્યા...
સાસુજીની રિત્યો અપાઇ,
તે નર પરણે ત્યાંય રે.
હે માતા રે કુંતા ને સીતા, ધરુપતા
ચોથા હરચંદ ઘેર નાર રે.
રુખમણીજી તે ભરાવે મોતીડાંના થાળ,
સતીઓ રે સરવે ભેળી થૈ ને,
વર વધાવવા જાય રે.
હે નકળંક મૈયા કીં નર કરોડી,
એ નર આવે સાથ રે.
સાંમ રે વેદ ઝજુરવેદ કહીએ;
તે નર પરણે ત્યાંય રે.
પાંચ કરોડી પે'ળાદ રાજા,
આવશે હરની જાંન રે.
સાત કરોડી હરચંદ રાજા,
આવશે મંડપ મોઝાર રે.
હરીને હાથે હીરલા ઝબકશી',
ચંદરવરણાં તેજ રે.
નવ નવકરોડી જયુજિઠળ રાજા,
ભેળા અરજણ–ભીંમ રે.
સતિયારે સરવે એકઠાં હોંશી',
વરતાશે જેજેકાર રે.
ધરતીમાતાને નર–નારણ પરણશે,
હે નૂરના વહશે મેઘ રે.
આ વિવા'રે બોલ્યા 'જયુજિઠળ'
સાંભળે સંભળાવે તેનો વૈકુંઠ વાસ રે.
આ વિવા'રે ગાયા સતીએ મળી,
એમનો હોજો અમરાપોર વાસ રે.

## (૨) સીતાહરણ: લંકાદહન

લોકગીતોનું ભાવવાહી આલેખન કંઠમાં આવીને વસે છે, ત્યારે આનંદ ભય–હિલોળા શાશ્વતિના હિંડોળે ઝુલે છે. નારીના નિર્મળ કંઠે તો આપણને ખૂબ 'પરવશ' બનાવ્યા છે, પણ પુરુષના કંઠે ઘેરાતી રાતના દર્દને ઘૂંટી ઘૂંટીને રેલમછેલ આશાને સૌરભવંતી બનાવી છે. આ ગીત તાળીઓ દઈને રમાતા રાસ સાથે ગવાય છે. મેઘાણીએ એક ઠેકાણે જાપાનમાં પણ તાળીઓ દઈને રમાતા રાસની નોંધ કરી છે;

સરસતી માતા શારદા વેંનવું,
રે ગણપત લાગું પાય;
ભૂલ્યો તે અક્ષર માતા આલજો,
મારે જાવું અઝોદ્યા–માંય.

સરખી સાહેલીઓ જળ સંચરી,
તમે કિયા છો ગાળાની નાર?

ઊંચી રે વેંણ્યાંના રા'મજી,
સતી સીતાનો ભરથાર.

રા'મે તે વનમાં ઢાળ્યો ઢીંકવો,
સીતા વાળે નેંક;
સીતાના વાવેલ ડમરા,
કાંઈ વાવેલાં ચંપાનાં ઝાડ.

હે રાવણનો પાળેલો મરઘલો,
ચરી ચરી જાય;
રે મનના મોજીલા મરઘલા,
તારી બાણે રે વેંધાવું કાય.

મરઘો મારીને સીવડાવું કંચવો,
પૂરે મારા દલની આશ;
સાવે સોનાનો સીતા કંચવો,
આંમઠાની કૂડી આશ.

કુળમાં તે નથી કાકો પીતરૈયો,
મામો નથી મોસાળ;
નથી રે માડીજાયો બંધવો,
નથી ખાંતીલો ભરથાર.
કુણ પુરે મારા દલની આશ ?
રામે તે ભાલાં-ભલકાં બીડિયાં,
તરકટ તાતાં તીર;
પે'લું તે ભલકુ રામે સાંધિયું,
ઝંપલાયાં જમનાનાં નીર.
બીજું તે ભલકુ સાંધિયું,
વાજ્યું મરઘા-શરીર;
પડતો તે મરઘો બોલિયો,
ધાયે લખમણ વીર.

હે લખમણ દીયરિયા નેહંરાણી,
તારા હૈને પડી ભીડ;
એવો તો જોધો નાં જાણીએ,
રામને પડે ભીડ.

લખમણ તે દીયરિયે ઇમ જાંણિયું,
એકલડા કરશું રાજ;
મઢી તો મેલીને બા'ર પગ દીધો,
રામબાણ આણ.

લખમણે ભાલા-ભલકા બીડિયા,
તરકટ તાતાં તીર;
જોગીડો આયો ભિક્ષા લેવા,
સતી સીતાને દ્વાર.
બાંધી તે ભિક્ષા આપે સતી,
જોગી લેનેં લગાર;
છૂટે રે દેજો ભિક્ષા સતી,
મારો સંગ જાય કેદાર.
જોગીએ માંડી પવન પાવડી,
સીતાએ ધરીયા પાવ.

ઊઠ રે પવન પાવડી,
જાવું લંકાગઢ મોંઝાર.
હે મરઘો મારીને વળગાડયો કાવડય,
નાંશ્યો મઢીની બા'ર;
વન રે રોવેને રોવે વનનાં ઝાડવાં,
રોવે પંખી-જનાવર.
પણ નાં રોવે વાડીનો હનવો,
ઈને સીતા લાયાની હામ;
રામે રોવે લખમણ રીઝવે,
તમે નાં રોવો ઘેલા રામ.
સીતાથી ભલેરી લાવશાં,
સીતા ધરશાં નામ;
લખમણ બડો કલશણો
નાં સાર્યું એક કામ.
નાં માર્યો વાડીનો મરઘલો,
કે નાં રાખી સીતા નાર;
ઘેર ઘેર સીતા નાં નેંપજે,
જળ જળ નો'ય કમળ.
સીતાજી હતાં એકલ,
રા'મજી જેના ભરથાર;
પાનનુ બીડું ને સોનાનો ટકો,
ફેરવ્યો સભાની મોઝાર.
હુકઃ કરી હનવો હુચિયો,
બીડાં ઝડપ્યાં જમણે હાથ;
પો'ચી તે ફાળ હનવે મારી,
કાંઈ પડયો લંકાની માંય.
જોઇ જોઈ બાવન-બજાર,
કાંઈ જોયાં ચૌટાં ચાર;
હે મનોહર રાવણની બાગમાં,
સીતા બેઠાં રોય.
આ રે અંગૂઠડી રાંમની,
બાંત્યે પૈરતા જમણે હાથ;
આરો તે આય હનવા,
તારી વજ્જર કરું દેય.

અવળો તે હાથ સતીએ ફેરિયો,
હનવો વજજરનો થાય;
હે થડ ઊંચાં, ટોચ્ય નેંચી,
કાંઇ જોવે રાવણવાળાં રાજ.

માળીડો નાઠો કૂકંવા કરતો,
મોરે રાવણ-રાય;
એક જનાવર એવું આયું,
ભેળી તમારી બાગ.

સાચું તે બોલ હનવા,
તારું મોત શને થાય?
બાર તે ગામનાં લાવો ગોદડાં,
તેર ગામનાં તેલ.

અગન મેલો અંગડે,
જુવો હનવાનો ઠાઠ!
હે લંકાં તે બાળી ને પરલંકાં બાળી
બાળ્યાં રાવણવાળાં રાજ,
હે લંકાંગઢમાં એકનાં બાળ્યાં,
બિભિખણનાં ઘર-બાર.

કંટેસરી (૩)

દાણલીલા અને કૃષ્ણ ગોપીઓનાં પદો મધ્ય-કાલીન યુગમાં નરસિંહથી માંડીને દયારામ સુધી ગવાતાં આવ્યાં છે. ગુર્જરનારીએ પણ વાગતા ઢોલ સાથે ગામના ચોકમાં સંગીતના સમન્વયે કાનુડાની આળ-વીતરાઈને આલેખી છે. પ્રીત-નીગળતી અંતરની વાણીએ એને સદાકાળથી વધાવ્યો છે. આ 'કંટેસરી'માં પણ ઈ ચોર જ છે. અમારી બાજુ આ ગીત પુરૂષો ગાય છે. ગોળાકાર ફરતા જાય, ગાતા જાય ને ધ્રુવ-પંકિત આવતાં અવાજ મોટો કરી ત્વરાથી કૂદડી ફરે...ત્યારે શબ્દ અને નૃત્ય એકરૂપ થઇ જાય.

જમનાના જળમાં ના'વાનાં નીમ છે. ઘેલી ગોપીકા ના'વા જતાં કાંઠે કંટેસરી[૧]. વિસારે છે. લાખ ટકાનો લાગ ગોતવામાં પાવરધો કાનુડો કંટેસરી ચોરી લે છે. આગળ શું થાય છે તે જોવા હાલો ને આપણે ગોપાલકોના નેસડે જઇએ :

હે જળ જમનાનો મહિમા મોટો;
નત્ય નાયાનાં નેમ,
નાઈ-ધોઇને નીસર્યાં ત્યારે
કંટેસરી વિસારી;
આલો આલો દિનાનાથ,
મારી કોટયની કંટેસરી.

હે પગી લાવો, પગ કઢાવો,
પગ બેસાડો ઠામ;
લીધી હોય તેનાં માનવી મરાવો,
તેનાં ભંગાવો ગામ,
આલો આલો દિનાનાથ,
મારી કોટયની કંટેસરી.

હે પગી લાયા પગ કઢાયા,
પગ બેસાડયા ઠામ;
પીતાંબર પગલી ઓળખ્યા,
ઓળખ્યા દિનોનાથ!
અમે કોનાં ભંગાવીએ ગામ?
આલો આલો દિનાનાથ;
મારી કોટયની કંટેસરી.

પાટડી ગામનો સવજી સોની,
તેણે કંટેસરી ઘડી;
અઢી તોલાને અઢી વાલ,
આલો આલો દિનાનાથ,
મારી કોટયની કંટેસરી.

માતા તમારા કાનજીએ
આલી કંટેસરી ઘેર;
તમે તમારે મંદિર બેઠાં,
અમે થૈ છીયે ખોટી.
આલો આલો દિનાનાથ,
મારી કોટયની કંટેસરી.

ગોપિયું સરવે ભેળી થૈ,
ગોકળિયામાં આવી;
તમે આલો નકે વાત થાશે મોટી!
આલો આલો દિનાનાથ,
મારી કોટયની કંટેસરી.

૧. ડોકમા પહેરવાનો સોનાનો શણગાર.

### શણગાર (૪)

રાતની રૂડી પળે શામળો રાધાનો શણગાર ચોરે છે. રાધા પાછો લેવા વિનવણી કરે છે. કાનજી કહે છે કે; હે રાધા ! નારીનો શણગાર 'કામન'ના કંઠે સોહામણો લાગે... અમે એવા શણગાર ચોરીએ ખરા? જો તું ન માનતી હોય તો :

દેશ રે દેશાંના જોગીડા તેડાવો,
શેરીએ જોગટાં ચલાવો, રાધા જોવાને આવો...
સુંદરી નારનો શણગાર
અબળા નારનો શણગાર...

રાધા, લીધો હોય તો અમે મરશાં
સુંદરી નારનો શણગાર,
અબળા નારનો શણગાર...
કામનની કોટયે સોહામણો.

દેશ રે દેશાંના લવારી તેડાવો,
શેરીએ થંભ ધખાવો, રાધા જોવાને આવો....
સુંદરી નારનો શણગાર,
અબળા નારનો શણગાર...

રાધા, લીધો હોય તો અમે બળશાં
સુંદરી નારનો શણગાર,
અબળા નારનો શણગાર...

કામનની કોટયે સોહામણો
લવારી શું કામે તેડાવો ?
તમે આલોને અમે લીજીએ.

મથુરામાં થંભે ધખાયો,
તે દી બળ્યા ન'તા દિનોનાથ.

સુંદરી નારનો શણગાર,.
અબળા નારનો શણગાર...

તમે આલો ને અમે લીજીએ,
હે દેશ રે દેશાંના વાદીડા તેડાવો.

શેરીએ મણઝર સીજવાડો, રાધા જોવાને આવો .
સુંદરી નારનો શણગાર,
અબળા નારનો શણગાર,

લીધો હોય તો અમને કરડજો;
જે દી' પિયાળાંની' વાટય,
કાળીધર નાથ્યો' દિનાનાથ,
તે-દી- કરડયા ન'તા નાગ.

સુંદરી નારનો શણગાર,
અબળા નારનો શણગાર...
તમે આલો ને અમે લીજીએ.

હે દેશ રે દેશાંના કુંભારી તેડાવો,
શેરીએ જળ રેડાવો, રાધા જોવાને આવો....
સુંદરી' નારનો શણગાર...
અબળા નારનો શણગાર....
લીધો' હોય તો અમે ડૂબશાં.

સુંદરી' નારનો શણગાર,
અબળા' નારનો શણગાર,
કામનની કોટયે સોહામણો.

હે મથુરાં મેલી તમે ગોકળિયે હેડ્યા,
તે દી જમના ચારે પૂર્ય,
ડૂબ્યા ન'તા દિનોનાથ......
સુંદરી 'નારનો શણગાર,
અબળા નારનો શણગાર....
કામનની કોટયે સોહામણો;
તમે આલોને અમે લીજીએ.

### (૫)

(કાનુડો બધાર કનડે છે, સાથે સાથે ઘેર પણ ઝંપતો નથી)
હે પેલી ગોવાલણ હેંડી પાણી,
સુંદરવર શાંમળિયા !

હે પેલા કાનુડે જાતાં જાણી,
સુંદરવર શાંમળિયા !

હે વા'લે સૂના મંદરિયાં ઊઘાડયાં,
સુંદરવર શાંમળિયા !

વા'લે ખાધાં થોડાં, ઢોળ્યાં ઘણાં,
સુંદરવર શાંમળિયા !

૧. સતાવો ખીજવાડો

હે પેલી ગોવાલણુ પાણી ભરી આવી,
સુંદરવર શાંમળિયા!

ઘોડા ઘોડા આડોશણુ ઝીયો,
સુંદરવર શાંમળિયા!

હે મારે સદાયનો ચોર આયો હાથ,
સુંદરવર શાંમળિયા!

લાવો લાવો નાડી, લાવો નેતરાં,
સુંદરવર શાંમળિયા!

પેલા કાનુડાને બાંધો તાંણી,
સુંદરવર શાંમળિયા!

ઇને બાંધો આંબળિયાની ડાળ્ય,
સુંદરવર શાંમળિયા!

ઇ ને બાંધો સરોવરની પાળ્ય,
સુંદરવર શાંમળિયા!

હે નરસૈયો સાંમી શાંમળો,
સુંદરવર શાંમળિયા!

વાલે ગોપિયો રમાડી રાસ,
સુંદરવર શાંમળિયા!

રણની કંધાડે આવેલા વઢિયાર તરફથી સૂકા વાયરા વાય છે. ત્યારે પાટણવડાની ભોમકા દુકાળે વરતવા જતા માલધારીના મોઢાં જેવી અણોહરી બને છે. સરસ્વતી અને રૂપેણ વચ્ચે આવેલો આ પ્રદેશ એનાં લોકસંસ્કારે સૌરાષ્ટ્ર સાથે ઘણું જ સામ્ય ધરાવે છે. ચાંદાના રેલમછેલ ઝોકાર અજવાળે કોઈ નેસડામાં રાતનાં રૂપ પ્રકટે છે..રાત નવલખી બને છે.

ચાંદા તારી નરમળ રાત્ય,
ચાંદો ઊગે ને હરણ્યુ આથમે.

ઢોલો ગ્યા'તા જોશીડાંને હાટ,
જોહડા જોવરાવે ભારે મૂલના.

રો', રો' ઢોલા આજુની રાત્ય,
આજનો વાસો આપણે ઘેર.

વાસો તે વસિયે ક્યમ જાય,
ઘેર ઘડિયાં લગન વૈ જાય.

ચાંદા તારી નરમળ રાત્ય,
ચાંદો ઊગે ને હરણ્યુ આથમે.

ઢોલો ગ્યા'તા સોનીડાંવાળે હાટ,
સાંકળાં વસાવે ભારે મૂલનાં.

રો' રો' ઢોલા આજુની રાત્ય,
આજુનો વાસો આપણે ઘેર.

વાસો તે વસિયે ક્યમ જાય,
ઘેર ઘડિયાં લગન વૈ જાય.

ચાંદા તારી નરમળ રાત્ય,
ચાંદો ઊગે ને હરણ્યુ આથમે.

ઢોલો ગ્યા'તા મોચીડાંને હાટ,
મોજડી સીવડાવે મોંઘા મૂલની.

રો' રો' ઢોલા આજુની રાત્ય,
આજુનો વાસો આપણે ઘેર.

વાસો તે વસિયે ક્યમ જાય,
ઘેર ઘડિયાં લગન વૈ જાય.

લોકકવિ ઊગતા ચાંદાનું આલેખન કરતાં કરતાં ઊગતા જોબનની કાલી ઘેલી વાત કરે છે. જીવતરમાં એક ધન્યપળ આવે છે. આશાના અવતાર સમી ઈ ઘડીને આપણે ઝંખતા હોઈએ છીએ...તો પછી જરાયે વિલંબ શી રીતે થાય? ઘડિયાં લગન લેવાય છે. ઢોલાને જરાકે ખોટીપણું પાલવતું નથી. અંતરને અગોચર ખૂણે પણ પ્રીતના પડઘોકારા દે એવું સુખદ આ લોકગીત છે.

આમાં જુવાન હૈયાંના મનની વાતને લોકકવિ અનુમોદન આપે છે. આમાં પ્રજાજીવનનો નિખાલસ આલેખ 'ઊર્મિ'ના સમન્વયે વધારે રૂપાળો બન્યો છે.

●

# મહામાનવ સ્વ. ડૉ. આંબેડકર

રાઘવજીભાઇ લેઉઆ (અધ્યક્ષ : ગુજરાત વિધાન સભા)

અમારી જુવાનીના દિવસો દરમિયાન ડૉ. આંબેડકર અને તેના વિચારો પાછળ અમે કાંઈક ગાંડા હતા, અને તેમાં વળી તે અમારા કાયદાની કૉલેજના અપ્રતિમ એવા પ્રોફેસર પણ હતા. તેમના જેવા તિક્ષણ મેધાવી અને વિચારની રજૂઆત કરવાની અસામાન્ય કુશળતાવાળા પુરૂષો જવલ્લે જ પાકે છે, અને તેથી તેમના તૈલચિત્રનું અનાવરણ કરવાનો મને મોકો મળ્યો તેથી હું મારી જાતને ઘણી જ ધન્ય માનું છું.

વિધિની કેવી વિચિત્રતા ગણાય કે, જે માણસની હયાતી દરમિયાન તેની સિદ્ધ થયેલી વિદ્વતા છતાં તેને આ દેશની કોઈ યુનિવર્સિટીએ માનદ પદવી માટે યોગ્ય ન માન્યા. તેને અમેરિકાની કોલંબિયા યુનિવર્સિટીએ ખાસ આમંત્રણ આપીને તેમને એલ. એલ. ડી. ની ડિગ્રી આપી અને આપણે તેના મરણ બાદ તેનું નામ રસ્તાઓને જોડયું, તેનાં બાવલા મૂકયાં, તેનાં ચિત્રો મૂકયાં. જ્યારે જ્યારે મને આ જોવાનું મળે છે ત્યારે ત્યારે હું અંતર્મુખ થઈ જાઉં છું. મને એમ લાગે છે કે, આપણે આ જે કાંઈ કરીએ છીએ તે સદ્‌ગતની ઉચ્ચકોટિની વિદ્વતા, દેશપ્રેમ વગેરેની સ્મૃતિમાં કરીએ છીએ કે કોઈ નાના રાજકીય હેતુથી પ્રેરાઈને કરીએ છીએ ? આ પ્રશ્ન આપણે સૌએ આજે પણ આપણી જાતને અંતર્મુખ કરીને પૂછવા જેવો છે. જો તેવો પ્રયાસ કરીશું તો મને શ્રદ્ધા છે કે, આપણને કોઈક નવો જ જવાબ મળશે.

ડૉ. આંબેડકરને યાદ કરૂં છું ત્યારે મારી નજર આગળ બે મહાન ગુજરાતીઓ તરી આવે છે એક છે વડોદરાના મહાન રાજવી શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ અને બીજા આપની આ સંસ્થાના એક વખતના મહાન નેતા સરદાર વલ્લભભાઈ. સયાજીરાવને કોણજાણે કોણે કયારે શીખવ્યું કે, રાજા તરીકેની તેની ફરજ પોતાની નિર્બળમાં નિર્બળ એવી પ્રજાની પ્રથમ સેવા કરવી એ છે. અંત્યજોદ્ધાર અને અસ્પૃશ્યતા નિવારણ એ આ મહાપુરૂષના જીવનમંત્રો બન્યા. એક ગરીબ મહારના દીકરાને જેણે મુંબઈ યુનિવર્સિટીની ત્રીજા વર્ગની જ ડિગ્રી મેળવેલી હતી, તેને પોતાના રાજ્યમાં અમલદાર બનાવ્યો, એટલું જ નહીં પરંતુ બીજા ત્રણ અમલદારો સાથે તેને અમેરિકામાં વધુ અભ્યાસ માટે મોકલ્યો.

ડૉ. આંબેડકર મને કહેતા કે, ત્યાં તેણે રોજના અઢારથી બાવીસ કલાક વાચન કરેલું. ખાવાનું અને અને સુવાનું પણ ટેબલ ઉપર જ રહેલું. તેને વિશ્વવિખ્યાત મહાન અમેરિકન ચિંતક પ્રોફેસર જોહન ડયુઈના હાથ નીચે અભ્યાસ કરવાનો મોકો મળ્યો, અને તેના પરિણામે મુંબઈ યુનિવર્સિટીના આ એક થર્ડ કલાસ ગ્રેજ્યુએટમાં મહાન પરિવર્તન આવ્યું. પરિણામે એક ઉચ્ચ કોટિના વિચારક, સંશોધનકાર અને વિદ્વાન પુરૂષની ભારતને ભેટ મળી. તેઓ જ્યારે અમેરિકામાં ભણતા હતા ત્યારે તેની સાથે અહીંથી ગયેલા ત્રણે વિદ્યાર્થીઓ ગર્વ અનુભવતા કે આવા મહાન વિદ્યાર્થીના તેઓ મિત્રો હતા.

ત્રણ વર્ષ માટે અમેરિકા ગયેલા આંબેડકરે સવા બે વર્ષમાં અભ્યાસ પૂરો કરી એમ. એ. અને પી.એચ ડી ની ડિગ્રીઓ પ્રાપ્ત કરી, નવ મહિના હજી બાકી હતા એટલે લંડન યુનિવર્સિટીમાં દાખલ થયા અને એમ એસ. સી. ની ડિગ્રીની ચાલુ થીસીસ અધૂરી મૂકી વડોદરા પાછા આવ્યા. સયાજીરાવે નોકરી સારી આપી, પણ જમાનો જ એવો. એક પારસી કંટ્રાકટરે મકાન આપ્યું. તે મકાન બીજા સરકારી અમલદારોના દબાણના પરિણામે ખાલી કરવું પડયું. જે સહાધ્યાયીઓ અમેરિકામાં એટલા બધા નિકટ હતા તે કોઈ એક રાતનો આશરો આપવા માટે પણ સમર્થ ન નીવડયા. ડૉ. આંબેડકરે એક વખત મને કહેલું કે જીવનમાં વડોદરાના સ્ટેશનના પ્લેટફાર્મ ઉપર તે જેટલું રડયા છે, એટલું જીવનમાં કયારેય

પણ રડયા નથી. આવી માનસિક યાતનાઓ સહન કરવા છતાં વિદ્યાવ્યાસંગ એવોને એવો જ તીવ્ર રહ્યો. ફરી લંડન ગયા. એમ એસસી. અને ડી. એસ સી. ની ડિગ્રીઓ મેળવી બેરિસ્ટર થઈ પાછા આવીને વકીલાત શરૂ કરી. આ બંને ડિગ્રીઓ માટે પસંદ કરેલા વિષયોના પરિણામે Development of provincial Finances in India અને Problem of the Rupee ના સંશોધન ક્ષેત્રનાં કિંમતી પુસ્તકો જન્મ્યાં.

સયાજીરાવે ડો. આંબેડકરમાં રહેલા વિદ્વાન પુરૂષને બહાર લાવવાનું કામ કર્યું, તો સરદાર વલ્લભભાઈએ તેની વિદ્વતા અને કુશળતાને દેશના ઈતિહાસના ઘણા મહત્ત્વના પ્રસંગે કસોટિ ઉપર મૂકવાની અણમોલ તક આંબેડકરને આપી. પોતાના પક્ષના નહિ એવા, અને પોતાના તેમજ પોતાના ગુરૂના કડક ટીકાકાર એવા આંબેડકરને આવા સ્થાન ઉપર લાવવાની હિંમત સરદાર વલ્લભભાઈ સિવાય બીજો કોઈ કરી પણ ન શકે. આ દેશમાં કાયદા પંડિતો અને બંધારણ નિષ્ણાતો ૧૯૪૭ થી ૧૯૫૦ના કાળમાં ઓછા નહોતા, છતાં સરદારે આ નિર્ણય લઈને તેમના મનની ઉદારતા અને મોટાઈનું એક ઘણું ઉજ્જવળ દ્રષ્ટાંત પૂરૂં પાડયું છે.

આપણી પરંપરા એવી છે કે, મનુષ્યના મરણ સાથે તેના દુર્ગણો આપણે તેના શરીર સાથે બાળી દઈએ છીએ, અને તેના સદ્‌ગુણોને જ માત્ર આપણે યાદ કરીએ છીએ. આ વાત સામાન્ય મનુષ્યો સંબંધમાં સાચી લેખાય, પરંતુ જે મનુષ્યોએ ઈતિહાસના મહત્ત્વના પુરૂષો તરીકે સ્થાન પ્રાપ્ત કર્યું છે, તેમના સંબંધમાં આ ધોરણ લાગુ પાડી શકાતું નથી, અને તેથી જ રામકૃષ્ણ, મહાવીર, ગૌતમબુદ્ધ, શિવાજી, અકબર, ઔરંગઝેબ, ગોખલે, તિલક, ગાંધી વગેરે સૌના નિર્ણયોને આપણે પ્રસંગોપાત ચકાસીએ છીએ, અને તે યોગ્ય પણ છે, અને તેથી ડો. આંબેડકરના જીવનકાર્યના કેટલાક મહત્ત્વના અંગો તપાસવાની મારી ફરજ આજના આ ઘણાં મહત્ત્વના પ્રસંગે મારે બજાવવી જ રહી.

ડો આંબેડકર સ્વભાવ અને માન્યતાથી સંસદીય લોકશાહીના પુરસ્કર્તા હતા એમ કહેવું કઠણ છે. હા, એક એવી વિશિષ્ટ પ્રકારની તાલીમ તેમને મળેલી કે જેના પરિણામે તેણે સંસદીય લોકશાહી સમજાવવાનો અને તેને ચલાવવાનો ઘણો સુંદર પ્રયાસ કર્યો. તેમની સાથેના બે વર્ષના મારા ઘણા નિકટ સહવાસ દરમિયાન તે અમને જુવાનીઆઓને ઘણી વખત કહેતા કે, આ દેશમાં સંસદીય લોકશાહીને બદલે કમાલ આતાતુર્ક જેવી Benevolent ડિક્ટેટરશીપ" વધારે કામયાબ નીવડે. તેમને તે વાતમાં શ્રદ્ધા પણ હતી. અને તેથી તેણે રચેલાં મંડળો, સંસ્થાઓ વગેરેમાં તેનો એકલાનો જ અવાજ હંમેશાં નિર્ણાયક રહેતો. પરંતુ જે લોકોની સેવા અર્થે પોતે આ બધું કરતા તે લોકોના ઉત્કર્ષ માટે તેનું દિલ પૂર્ણપણે ભરાએલું હોવાથી તેના શંકાસ્પદ ગણી શકાય એવા નિર્ણયો પણ સાચા જ ગણવામાં આવતા.

ભારતના કાયદા પ્રધાનપદનું રાજીનામું આપીને તેઓ મુંબઈ આવ્યા. રાજીનામું જે સંજોગોમાં અપાએલું તે પ્રશ્ન હું ચર્ચીશ નહિ, પરંતુ તેમના પ્રશંસકો અને અનુયાયીઓએ તેમને અભૂતપૂર્વ માન આપ્યું. તે સભામાં તેમણે બોલતાં એવી મતલબનું કહ્યું કે, બંધારણ ઘડવાનો મને જશ ન આપશો. તેણે એમ કહ્યું " I was merely a hack એટલે કે હું તો માત્ર એક વૈતરો હતો. એટલે આ બંધારણ તેમણે તેમની પોતાની ઇચ્છા મુજબનું નહિ પણ બીજાઓની ઈચ્છાને વાણી આપવા માટે ઘડ્યું હતું. એટલે તેનો અર્થ એ થયો કે, જેમને આ બંધારણની જોગવાઇઓમાં ઊંડો અને સાચો રસ હતો તેતો બીજા હતા અને ડો. આંબેડકર તો માત્ર એક વૈતરાની માફક વેઠ કરતા હતા. બંધારણ ઘડવાના દરેક તબકકામાં ડો આંબેડકરે પોતાનું સંપૂર્ણ વ્યકિતત્વ રેડયું હતું. બંધારણ સભામાં તેણે કરેલી રજૂઆત આજે વાંચીએ ત્યારે પણ તે દિલને હચમચાવી મૂકે એવા દેશપ્રેમથી ભરપૂર ભરેલી આપણને જોવા મળે છે. છતાં ડો. આંબેડકરે પોતે આપેલો અભિપ્રાય પણ આપણી પાસે જ પડયો છે, તે પણ ભૂલવા સરખું નથી.

હું લો કોલેજમાં ભણતો હોય ત્યારે તે

અમારા પ્રિન્સીપાલ હતા અને અમે ગુરૂ શિષ્ય આવી શકે એટલા નિકટ પણ હતા. તેણે એક વખત મને કહ્યું કે, આજે મેં ગ્રીણાને કહ્યું કે ધર્મના નામે કે જ્ઞાતિ કે કોમના નામે સંસ્થા સ્થાપો તો તે કોઈપણ દિવસે બહુમતિમાં ન આવે, અને તેથી દેશનું રાજ્ય તમારા હાથમાં ન આવે. કહેવાનો હેતુ એ જ હતો કે રાજકીય પક્ષો ધર્મ કે કોમના પાયા ઉપર રચવા ન જોઈએ અને તેથી જ ૧૯૩૭ ની ચૂંટણીઓ વખતે તેણે ઈન્ડિપેન્ડન્ટ લેબર પાર્ટી નામના પક્ષની રચના કરી અને તેમાં જેઓ મજૂરો. દલિતો વગેરેના પ્રશ્નોમાં રસ ધરાવતા હતા એવાઓનો સાથ મેળવ્યો.

તે જ દિવસો દરમિયાન તેણે નાસિક જિલ્લાના યેવલા નામના ગામમાં એક જંગી જાહેર સભામાં જાહેર કર્યું કે, હું હિન્દુ જન્મ્યો, તેમાં મારો કોઈ ઈલાજ નહોતો પણ હિન્દુ તરીકે મરવું કે કેમ એ મારા હાથની વાત છે. આને પરિણામે દેશમાં મોટો ખળભળાટ થયો. અનેક ધર્મના આગેવાનોની તેના ઘેર લાંબી લંગારો લાગવા લાગી. સૌ પોતપોતાના ધર્મની આકર્ષક વાતો રજૂ કરવા લાગ્યા. શીખ લોકોએ તો ડૉ. આંબેડકરને અગાઉથી ખાતરી આપવા માટે મુંબઈમાં ખાલસા કોલેજ પણ કાઢી. વ્યક્તિગત રીતે મારો અનુભવ એવો થયો છે કે ડૉ. આંબેડકર એ એક સરળ ધાર્મિકવૃત્તિના પુરૂષ હતા. તે કોઈ કોઈ વખત અમને કહેતા કે "મને ખબર નથી પડતી કે હું કેમ ધાર્મિક વૃત્તિવાળો છું. કદાચ મારી મા ધર્મનિષ્ઠ હતી તેથી આવું હશે." શરૂઆતથી જ તેને ભગવાન બુદ્ધ પ્રત્યે કાંઈક અનુરાગ હતો. જીવનમાં પોતે કમાએલા પૈસાથી પહેલી મુસાફરી કરવાની અનુકૂળતા મળી ત્યારે તેણે મગધ અને ગયાના વિસ્તારો જ્યાં ભગવાન બુદ્ધનાં પગલાં છે, તે સ્થાનોની યાત્રા કરેલી. મારા એક અજાણ કાર્યકર મિત્ર જે આંબેડકરને ઘણાં વરસથી ઓળખતા હતા, અને તેના પ્રત્યે ઘણી જ ભક્તિ રાખતા હતા તેણે મને તે દિવસોમાં કહેલું કે, આ માણસ હિંદુ ધર્મ છોડશે તો બૌદ્ધધર્મનો જ અંગિકાર કરશે. આ ખ્રિસ્તીઓ, મુસ્લિમો, શીખો વગેરે નકામા મહેનત કરે છે.

વિધિની વિચિત્રતાનો અનુભવ આપણને સહુને ક્યારેક ક્યારેક થાય છે, અને તેથી જે માણસે ગ્રીણાને મહેણું મારેલું તેણે જ શેડ્યુલ્ડ કાસ્ટસ ફેડરેશન નામનો રાજકીયપક્ષ માત્ર ન્યાતના જ ધોરણ ઉપર રચ્યો. એ કે તે વખતે તેની દલીલે વળી નવું સ્વરૂપ પ્રાપ્ત કર્યું હતું કે બે મોટા પક્ષો લડતા હોય ત્યારે આવા કોઈ નાના પક્ષના હાથમાં Balance of power આવે છે.

આ પ્રમાણે તેણે છેવટે અલગતાવાદનો આશરો લીધો. હરિજનોએ અલગપણે પોતાનું સંગઠન સાધવું જોઈએ, અલગ રહેવાથી તેમની શક્તિની કિંમત ચૂકવવામાં આવશે અને તે કિંમત તેમના માગ્યા મુજબની મળશે એ પાયો આ અલગતાવાદની મુખ્ય ભૂમિકા છે. મહાત્મા ગાંધીએ ૧૯૧૭માં સર્વન્ટસ ઓફ ઈન્ડિયા સોસાયટીના સભ્યોને જણાવેલું કે અંત્યજોની સાચી સેવા તેમને અપનાવવામાં છે, તેમને જુદા પાડીને સમાજના બીજા વર્ગ સાથે લડાવવામાં નથી. શાંતિથી જો વિચાર કરીએ તો ગાંધીનો આ માર્ગ જ સાચો માર્ગ છે, તેમાં હરિજનોનું તો કલ્યાણ છે જ પણ સમગ્ર સમાજનું પણ તેમાં કલ્યાણ છે. પણ આ માર્ગ આચરવો ઘણો જ કઠણ છે. કારણ તેમાં કામ કરવાનો બોજો હરિજનો એકલા ઉપર આવવાને બદલે સવર્ણ સમાજ ઉપર મુખ્યત્વે આવે છે. જે લાભો અને અનુકૂળતાઓ હરિજનો ભોગવી શકતા નથી અને અન્ય લોકો ભોગવી રહ્યા છે, તેવા લોકોને આ લાભો અને અનુકૂળતાઓ છોડી દેવાનું સમજાવવું કેટલું કઠણ છે, તે તો આ કામમાં પડેલા સૌ કોઈ જાણે છે. અને તેથી જ આવાં અલગ સંગઠનોની કિંમત ચૂકવવા આપણે તૈયાર થયા છીએ. આંબેડકરને તેની આખી હયાતી દરમિયાન તેના આ અલગતાવાદી વિચારોને કારણે રાજકીય પુરૂષોએ ભરપૂરપણે વખોડયો. પણ આ વખોડવાવાળાઓએ તો તેનું તે જ કર્યું. જો આંબેડકરની અલગતાવાદી વિચારસરણી યોગ્ય નહોતી તો શ્રી જગજીવનરામે જે ચલાવ્યું તેમાં અલગતાવાદ આપણને કેમ દેખાયો નહિ ? આ બધા પ્રશ્નો ઘણી કાળજીભરી વિચારણા માગે છે.

આંબેડકરના જીવનનું એક ચિરસ્થાયી કાર્ય તે કદાચ જાહેર રીતે તેણે બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો તે

ગણાશે. બૌદ્ધ-ધર્મ અંગે હું જે કાંઇ વાંચી સમજી શકયો છું તે ઉપરથી મારા મન ઉપર એવી છાપ પડી છે કે તે ધર્મ એ લડાકુ : Militant ધર્મ નથી. અન્ય ધર્મો પ્રત્યે પણ ગૌત્તમને કોઈ દ્વેષ નથી. તે તો સૌને મોહમાંથી નીકળી પ્રેમ તરફ જવાનું સતત કહ્યા કરે છે. ડૉ. આંબેડકરે તેના મોટી સંખ્યાના અનુયાયીઓ સાથે જયારે આ ધર્મનો અંગિકાર કર્યો ત્યારે તે વખતના આ નવબૌદ્ધોમાં શી લાગણી હતી? એ લાગણી લડાઈની હતી. નમ્રતાની નહોતી અને તે દિવસોમાં આવા એક મિત્રે તો મુંબઈમાં મને કહેલું પણ ખરૂં કે આ ધર્મનો સ્વીકાર કરવાથી આ ધર્મ પાળનારાઓના એક વિશાળ સમુદાયમાં અમે દાખલ થઈએ છીએ, અને અમારી મુશ્કેલીના દિવસોમાં તેઓ અમારી પડખે આવી હિંદુ જુલમગારો સામે લડશે. ડૉ. આંબેડકરે આ વાત સીધી કે આડકતરી રીતે પણ કયાંય કહી હોય એવું જણાતું નથી. પરંતુ જે બનાવ કેવી કેવી લાગણીઓનો જન્મદાતા બનતો હતો તેનું જ આ માત્ર સૂચક છે.

બૌદ્ધધર્મનો સ્વીકાર થવા છતાં સામાજિક અસમર્થતાઓ ચાલુ જ રહી. સરકારે શેડયુલ્ડ-કાસ્ટસ ઓર્ડરમાં ફેરફાર કરવાની ના પાડી અને પરિણામે નવબૌદ્ધો સામાજિકપણે અસમર્થ છતાં બંધારણે અર્પેલા રક્ષણથી વંચિત રહ્યા.

ધર્મના સમજપૂર્વકના પાલનથી માણસનો વિકાસ થાય છે, પણ આ બાબતમાં તેવું બન્યાનું કાંઈ જણાતું નથી. ડૉ. આંબેડકરનું આ પગલું માનવી વિકાસમાં મદદરૂપ નીવડ્યું છે કે કેમ તે તો ભવિષ્યનો ઈતિહાસકાર કહેશે, પરંતુ એક વાત તો સ્પષ્ટ છે કે આ બનાવે એક નવો પ્રશ્ન પેદા કર્યો છે.

આંબેડકરે આ દેશમાં એક મહત્ત્વના અન્યાય પ્રત્યે ઉગ્રતાપૂર્વક ધ્યાન ખેંચ્યું. તે અન્યાયને નિર્મૂળ કરવા માટે જીવનભર બહાદુર લડવૈયા તરીકે તે લડયા. દેશમાં અને ખાસ કરીને હરિજનોમાં એક એવી લડાયક મનોવૃત્તિનો જન્મ પણ આપ્યો. પણ તેથી પ્રેમ વધ્યો ખરો ? એ પ્રશ્ન સહેજે ઉદ્ભવે છે.

આંબેડકર એ અસંખ્ય વર્ષો સુધી જનસમાજ ન ભૂલી શકે એવો વિશિષ્ટ પ્રકારનો મહાન વિદ્વાન હતો. તેણે જે જે પુસ્તકો લખ્યાં છે, તેમાં દરેકમાં તેણે જૂની વાતોને નવા દૃષ્ટિકોણથી જોવાનો પ્રયાસ કર્યો છે. હિંદુઓના જ ધર્મશાસ્ત્રોનો આધાર લઈને તેણે બતાવ્યું છે કે શુદ્રો એ હલકા નહોતા પણ હારેલા બળવાન યોદ્ધાઓ હતા. ભારત દેશના લશ્કરના ઈતિહાસની ઘણી મહત્ત્વની બિનાઓને તેણે પોતાનાં પુસ્તકોમાં પ્રકાશમાં આણી છે, અને લડાયક અને બિન-લડાયક કોમોની અંગ્રેજોએ ઊભી કરેલી કલ્પનાને તેણે તોડી છે. તેણે જો માત્ર વિચારક અને ચિંતક તરીકે પુસ્તકો જ લખ્યાં હોત તો પણ જગતના ઇતિહાસમાં પોતાનું સ્થાન કાયમ કર્યું હોત. જે જે કામમાં તેણે હાથ લંબાવ્યો, તે તમામ કાર્યોને તેણે દીપાવ્યાં છે.

બહારથી આટલા બધા રૂક્ષ અને કડવી વાણી-વાળા દેખાતા આંબેડકરની નજીક જેઓ ગયા છે, તેમને તે એક પ્રેમાળ પતિ, પ્રેમાળ પિતા અને ઉચ્ચ કોટિનો માર્ગદર્શક દેખાયો છે. તેણે જીવનમાં વિવિધ પાસાંઓમાં ઘણો ઊંડો રસ ધરાવ્યો હતો. હરિજન જુવાનોને સૌને તે એક જ શિખામણ આપતા, કે જીવનમાં જે કાંઈ કરવાનું આવે એ એવું ઉત્કૃષ્ટ કરો કે તેમાં તમને પ્રથમ સ્થાન મળે. પ્રથમ સ્થાનનો કુદરતી અધિકારી એવો આ મહાન જીવ બીજાઓ બીજા નંબરના સ્થાન ઉપર રહે એવી ઇચ્છા પણ કેવી રીતે કરે ? તેના સદ્‌ગુણોની કથા ઘણી લાંબી છે, એટલી જ આલ્હાદક છે. નાનપણમાં અપંગ એવી બાઈ સાથે લગ્ન થયું હતું. જે સમાજમાં તે જન્મ્યા હતા તે સમાજમાં અણગમતી પત્નીને છોડવાનું ઘણું જ સહેલું જ નહીં પરંતુ સામાન્ય હતું. પત્નીનો કોઈ સહારો તેને તેની ચિંતાઓમાં કે વિટંબણાઓમાં મળતો નહોતો છતાં તેને જીવનપર્યંત જીવનસાથી તરીકે નભાવી, એટલું જ નહી પરંતુ તેને ગૌરવપૂર્વક રાખી ઉદાત હિંદુ જીવનનું ઉમદા ઉદાહરણ પૂરૂં પાડયું. વાંચન શોખ ઉપરાંત લલિતકળાઓ પ્રત્યેની અભિરૂચી ઉત્તમ પ્રકારની હતી. એવા આ મહામાનવને યાદ કરતાં મારું મન આનંદવિભોર બને છે.

(તા. ૧૪-૪-૭૦ના રોજ અમદાવાદ મ્યુનિ. કોર્પોરેશનના હોલમાં ડૉ. આંબેડકરના તૈલચિત્રનું અનાવરણ કરતી વખતે આપેલું પ્રવચન)

# રાધાજીનું રુસણું : મણિયારો

જોરાવરસિંહજી જાદવ

નિમાળેલ મોર જેવા શ્રી કૃષ્ણ અને ઢળકતી ઢેલ્ય જેવાં રાધાજી વચ્ચે નિર્મળ પ્રેમની સરિતા ખળખળ નાદે વહે છે. રાધાજી વાતવાતમા "તમ પર વારિ જાઉં "મહારાજ !" કહીને પોતાની પ્રેમની લાગણીને રમતી મૂકે છે. શ્રી કૃષ્ણને એક દિવસ વિચાર આવે છે કે "રાધાનો પ્રેમ અધૂરા ઘડા જેવો તો નથી ને ! અંતરનો પ્રેમ છે, કે ખોટો ડોળ કરે છે ? પ્રેમનો અતિરેક ક્યારેક દંભમાં પણ પરિણમતો હોય છે. ચાલ પારખાં તો લેના દે!" એમ વિચાર કરીને એક દિવસ–

"પ્્રભુજી ચાલ્યાં દુવારકા,
રાધાજી લે છે હઠ
તમ પર વારી જાઉં મહારાજ."

આકાશમાં ભેંસના ડેબા જેવાં કાળાં ડિબાંગ વાદળા દોડાદોડ કરી રહ્યાં છે. ઝેરી નાગણ જેવી વીજળી ધરતી સુધી લાંબી થઇને સળાવા દઈ રહી છે માથે બારે મેઘ ઝળુંબી રહ્યા છે. રાધાજી શ્રી કૃષ્ણને આ ૠતુમાં બહારગામ ન જવા દેવા માટે હઠ કરે છે અને કહે છે.

"આવી સરવરિયાં નીતરતી મેઘલી રાતમાં જે નારીનો ભરથાર વિદેશમાં હોય એનું જીવતર એળે ગયું ગણાય પ્રભુ આ ૠતુમાં તો પિયુએ નારીની સાથે જ રહેવુ જોઇએ તમારા વિના તો એક પળ પણ એક વર્ષ સમાન બની રહે. મા'રાજ ! તમારા વિના મને ખાવાનું નો ભાવે ને રાતે સોડ્ય પણ કરડવા દોડે ભગવાન તમને નહિ જ જવા દઉં"

શ્રી કૃષ્ણ રકઝક કરીને છેવટે પંદર દિવસનો વદાડ કરે છે પણ રાધાજી ચૌદ દિવસની જ રજા આપે છે. શ્રી કૃષ્ણ રાધાને પોતાની પવિત્રી, અંગૂઠડી અને રૂમાલ આપી રથ જોડીને ચાલી નીકળે છે

"આઘેરેક જઇને અલોપ થયા,
ને લીધો દુવારકાનો પંથ,"

બરાબર ચૌદમા દિવસે શ્રીકૃષ્ણનો સંદેશો આવ્યો.

"હુ ઘેર આવું છું. અંગૂઠડી, પવિત્રી અને રૂમાલ લઇને સાગૈયામાં આવી રહેજો."

રાધાજીએ ઠાવકાં થઇને જવાબ મોકલ્યો:

"શગમોતીનો થાળ ભરીને પ્રભુને વધાવવા સાગૈયામાં આવું છું. રૂમાલ, અંગૂઠડી અને પવિત્રીની ફિકર અત્યારે શું કામ કરો છો ?"

જવાબ પહોંચ્યો ના પહોંચ્યો ત્યાં તો ભગવાનનો બીજો સંદેશો આવ્યો કે, "મેં આપેલી ચીજો સભારીને શોધી કાઢો, પછી સાગૈયાં કરો."

ચતુર રાધાજી બહાનાં બતાવે છે: "મહારાજ ! હું સરખી સાહેલીઓમાં રમવા ગયેલી ત્યાં એ ચીજો કોણ જાણે ક્યાં પડી ગઇ; પ્રભુ, આ ગરીબડી ગાય જેવી રાધાને શા માટે સતાવો છો ? સહિયારો સાથે હમચી ખૂદતાં ખૂંદતાં ક્યાક ખોવાઇ ગઇ છે" શ્રીકૃષ્ણે પ્રત્યુત્તર વાળ્યો :

"ધૂળ–કુંકણિયા તેડાવો, ને ધૂળ રે કુંકાવો,
રૂમાલ, અંગૂઠડી, ને પવિત્રી ઝટ લાવો."

રાધાજી કહે છે

"કદાચ ગાયને ખાણ દેતાં દેતાં પડી ગઇ હોય પણ એ નહિ જડે તો હું મરી જઇશ, માટે તમારી લાડકી રાધાનુ મોં જોવું હોય તો અબઘડીએ ઘેર આવો."

શ્રીકૃષ્ણ આ સાંભળીને ઉતાવળા ઉતાવળા ઘેર આવ્યા. અંગૂઠડી, પવિત્રી અને રૂમાલનો સઘળો ભેદ તે પામી જ ગયા હતા પણ રાધાજી પર શંકા લાવીને સીધુ તો પૂછી બેસાય નહિ, એટલે હિંડોળે હીંચતાં હીંચતાં ભગવાને મલકાઇને કહ્યુ :

"રાધાજી ! ગઈ રાતે મને સ્વપ્નુ આવ્યુ હતું. જાણે તમારી બાનડી સવારના પાણી ભરવા નીસરી.

ત્યાં સરોવરની પાળે આંબાનાં છાંયડે મણિયારાએ હાથીદાંતના રૂપાળા ચૂડલાના હાટ માંડ્યા હતાં. તે જોઇને હરખાતી હરખાતી બાનડી ઘેર આવી. તેણે તમને કહ્યું કે, "રાધાબા" સરોવરપાળે મણિયારો આવ્યો છે. એની પાંહે એવા મજાના ચૂડલા છે કે જેની જોડ્ય જડવી મુશ્કેલ છે. તો ચાલો, આપણે સરોવર પાણી જઇએ ને ત્યાં ચૂડલા મૂલવીએ." ચૂડલા માટે તમારો જીવ લલચાયો.

"સોના ઇંઢોણી રૂપા બેડલું,
રાધાજી પાણી નીહર્યા,
બેડાં મેલ્યાં સરોવર પાળ,
ઇંઢોણી વળગાડી આંબાડાળ.

ત્યાં મણિયારો તાડૂકી ઉઠયો :
"આઘી રહેજે, અલી ઢેઢડી,
અભડાશે મારાં હાટ :
ભલા ભલા મણિયારા."

શ્રી કૃષ્ણએ વાત આગળ ચલાવી ;

"આ સાંભળી રાધાજી, તમે ગુસ્સે થયાં અને મણિયારાને તડ દઇને સંભળાવી દીધું :

"જરા વિચાર કરીને બોલ. હું તો અધર પર મોરલી નચાવતાં કનૈયાની રંગભીની રાધિકા છું." એટલે મણિયારાએ વિવેક કર્યો :

"ઓહોહો! મેં તો તમને ઓળખ્યાં જ નહિ. તમે અહીં સુધી ધક્કો શા માટે ખાધો ? ચાલો, હું આપના મહેલે આપવા આવું છું."

પછી તમે ઘેર આવ્યાં. મણિયારાને આવતાં વાર લાગી તમે એની રાહ જોવા લાગ્યાં–

ઊંચે ચડું ને નીચે ઊતરૂં,
જોઉં મણિયારા તારી વાટ."

"જાવ જાવ નાથ! સાવ જૂઠ્ઠા! આ અવતારે એવું કેમ બને ? હું સરોવર પાણી જતી હઇશ ? તમને તમારી રાધા પર પણ વિશ્વાસ નથી આવતો ? શ્રી કૃષ્ણ કહે છે, "પણ રાધા! હું ક્યાં કહું છું કે આ વાત સાચી છે ? આ તો અમસ્તું સ્વપ્નું આવ્યું હતું, કહેતાં આગળ ચલાવ્યું:

"પછી તો મણિયારો તમારા રંગમહેલમાં આવ્યો." તમે ભમ્મરિયાળા રાતાચૂડલા જોઇને આનંદથી નાચી ઊઠયાં. મણિયારો કહે: "હું ચૂડલા વેચતો નથી. તમારે એ પે'રવા જ હોય, તો ચાલો આપણે ચોપાટ–બાજી રમીએ."

ચોપાટ બાજી પથરાઇ ગઇ. શરત મૂકાઇ કે મણિયારો હારે તો રાધાને રૂપાળા ચૂડલા પે'રાવે અને રાધાજી હારે તો રૂમાલ, અંગૂઠડીને પવિત્રી મણિયારાને આલી દે. તમને ઘડીભર વિચાર તો થયો કે પરાયા પુરૂષ સાથે કંઈ બાજિયું તે મંડાતી હશે ? પણ તમારી દષ્ટિમાં તો ચૂડલા રમણે ચડ્યા હતા. એટલે તમે મણિયારા સાથે બાજી રમવા બેઠાં. પણ મણિયારો કહે: "હું પરદેશી પરોણલો છું. દૂરદૂરથી ચાલતો ચાલતો આવ્યો છું. થાકીને લોથ પોથ થઈ ગયો છું. મારે હજુ નહાવું છે. નાહીને ચોપાટ માંડીએ." બાનડીએ ઊનું પાણી કરી આપ્યું. ત્યારે મણિયારાએ લાડ શરૂ કર્યા.

"હાથે ન્હાવાના મારે નીમ છે.
રાધા નવરાવે તો ન્હાવું જી."

'રાધા, તમને હું યાદ આવ્યો હોઇશ પણ ચૂડલા પાછળ ઘેલાં બનેલાં મારાં રાધારાણીએ પોતાના સગા હાથે મણિયારાને ચોળીને નવરાવ્યો..."

આ સાંભળતાવેંત રાધાજીના મોઢે મશ વળી ગઈ. ચોરના પગ હંમેશાં માટીના જ હોય છે. રાધા કહે "પ્રભુ, બજ્યું તમારૂં સ્વપ્નું. મારાથી હવે નથી સંભળાતું. મારૂં સર્વસ્વ આપ જ છે." છતાં શ્રી કૃષ્ણએ તો આગળ ચલાવ્યું :

"તમે બાજી માંડવાની અધિરાઇ બતાવી ત્યારે મણિયારો બોલ્યો :

"જમ્યા વિના કંઇ રમત જામતી હશે ?"

અને તમે ચૂડલાની લાલચે જાતજાતનાં પકવાન બનાવીને મણિયારાને સોનાના થાળમાં પીરસ્યાં. ત્યાં મણિયારો બોલ્યો :

"હાથે જમવાના મારે નીમ છે,
રાધા જમાડે તો જમીએજી"

"હવે બસ કરો, પ્રભુ!" રાધાજી બોલ્યા. "મારે તમારુ સ્વપ્નુ નથી સાભળવુ" પણ શ્રી કૃષ્ણએ તો ઠડા કલેજે જવાબ આપ્યો

"હે રાધા! સાભળવાનુ તો હવે આવે છે મણિયારો તો જમીને હિંડોળ-ખાટ સૂતો એણે સૂતા સૂતા કહ્યુ પણ ખરૂ કે .."

ત્યા તો રાધાજીએ રૌદ્ર રૂપ ધારણ કર્યું "તમને કઇ નાક, કાન છે કે નેવે મૂકયાં છે? આજ તમને થયુ છે શુ?"

છતા શ્રી કૃષ્ણએ તો વાત ચાલુ જ રાખી

"પછી મણિયારાએ સૂતા સૂતા કહ્યુ ય ખરુ કે"

"શુ કહ્યુ?" કહેતા રાધાજીનો સાદ ફાટી ગયો કૃષ્ણ ભગવાને મરકીને જવાબ દીધો

"હાથે હીચવાના મારે નીમ છે,
રાધા હીચોળે તો હીચીએ જી"

—અને કામણગારા ચૂડના માટે તમે મણિયારાને હળવે હાથે હીચકા પણ નાખ્યા થોડીવાર રહીને મણિયારો જાગ્યો અને ચોપાટની રમત મડાઈ.

"પે'લો પાસો મણિયારે ખખડાવીને નાખ્યો.
બીજે રૂમાલ અગૂઠડી ને પવિત્રી લઈ ગયો"

સ્વામીના મુખે પોતાને લાછનરૂપ હકીકત સાભળીને રાધાજી તો ગુસ્સે થઇને મહેલ છોડીને ચાલી નીકળ્યાં ડુગર પર આરસની એક દેરી જોઇ રાધાજીએ પોતાના અતરને નિર્મળ બનાવવા આ દેરીમા બેસી તપ આદર્યું ત્યા આકાશમા ગડગડાટ થયો એક વાદળું આવ્યુ ખસ્યુ અને રૂપરૂપના અબારસમી હીરના ચીર પહેરેલી સોળ વરસની સુદરી ફૂનદડે રમતી અને ઝાંઝરનો ઝમકાર કરતી નીસરી રાધાજીએ સ્ત્રીસહજ ઈર્ષા અને ઉત્કટાથી તેને રોકીને પૂછતા તેણે જણાવ્યુ કે—

"ગોકુળથી આવ્યા, ને મથુરામા જાવા.
જાવુ શામળિયાને મહેલે"

આ સાભળીને રાધાજીને તો અગડે આગ ઊઠી "ચાલ જઇને ભગવાનનીય ખબર લઉ, કે તમે કેટલા ઊડા પાણીમા છો?"

એમ વિચાર કરીને ધૂવાપૂવા થતા રાધાજી સુદરીની પાછળ પાછળ મહેલમા આવ્યા આવીને જુએ છે તો સોળ વરસની સુદરી શ્રીકૃષ્ણ પોતે જ હતા!

મૂઝવણના વમળમા ઘેરાયેલા રાધાજીને કઈ જ રસ્તો ન સૂઝતા બે હાથ જોડીને સ્વામી પાસે ભૂલની માફી માગે છે "સ્વામીનાથ! મારી ભૂલ થઇ ગઈ માફી આપો આપનુ સ્વપ્નું સાચુ છે"

"લ્યો આ તમારી અગૂઠડી, પવિત્રી અને રેશમી રૂમાલ!" શરમના શેરડા પડેલ રાધાજીના ગાલ ઉપર ટપલી મારતા શ્રીકૃષ્ણે કહ્યુ

"તો શુ મણિયારાના વેશે તમે પોતે જ મને ભોળીને ભરમાવી? 'તમ પર વારી જાઉ, મહારાજ'?" કહેતા રાધાજી ભગવાનને વળગી પડયા

(મારા માતુશ્રી ગગાબા પાસેથી સાભળેલું)

---

સાજણે ઘોડો શણગારિયો,
દોરી કાઢયો ડેલા બા'ર,
વજોગણી બોળા પાથરે,
સજણ, ઘેરે શિયાળો ગાળ.
ઘેરે શિયાળો ગાળ તે આડયુ,
અમો તમારા જીવનની નાડયુ.
તે પેલાં ટૌને અમને બરછીએ માર,
સજણે ઘોડો શણગારિયો, દોરી કાઢયો ડેલા બા'ર,

સાજણ વોળાવી હું વળી,
આડા દીધા વન્ન,
રાતે નાવે નીંદરા,
ને દીએ ન ભાવે અન્ન.
દીએ ન ભાવે અન્ન તેં અણોહરાં,
નાખવા બાણુ તે કાઢવા કાળજ સોસરા,
આપ્યુ ની ઓળખાણુ ને મુંદરા મળી,
સાજણ વોળાવીને હું તો વળી.

# પ્રાચીન ઋતુગીત

ભાયા માછાણિના કુંડળિયા)

રતુભાઈ ગઢવી

'ઋતુઓનું ચક્ર ચાલ્યા જ કરે. શિયાળાની ઠંડીની મોજ માણતો માનવી ઉનાળાની રાહ જુવે, અને ઉનાળાના તાપ તપીને માનવી મેઘની ઇચ્છા કરે. આમ માનવીના જીવનમાં ઋતુઓનું વૈવિધ્ય રસ અને ઉત્કંઠા જગવે, અને એમાંથી ઊર્મિ ઉદ્‌ભવે. અને જો ઊર્મિ કવિના હૃદયમાં ઊગે તો તેમાંથી ઋતુગીત સર્જાય, તો સામાન્ય માનવી ઊર્મિવશ થઇને જોડકણાં કહેવતો કે ઉખાણાં સર્જે.

આમ કવિશ્વરો આદિકાળથી ઋતુગીતોનું સર્જન કરતા આવ્યા છે. આપણાં પુરાણોમાંયે ઋતુગીતો કે ઋતુવર્ણનો ઠેર ઠેર મળે છે.

ચારણી સાહિત્યમાંયે ઋતુગીતોનો વિપુલ ફાલ ભૂતકાળમાં ઊતરેલો છે. જેનો મારી પાસે સારો એવો સંગ્રહ છે.

લોકડાયરે બેસનારો, માલધારી અને જંગલમાં પ્રકૃતિને ખોળે નેસ બાંધીને રહેનારો ચારણ કવિ કેવી રીતે ઋતુગીતો ગાયા–રચ્યા વગર રહી શકે?

ભૂતકાળમાં તો ચારણોની ચારેય શાખાઓને સૌરાષ્ટ્રમાં માલધારીપણું ગમતું; પ્રકૃતિનો ખોળો ગમતો, એ કુદરતને કેમ ન બિરદાવે?

સવાલ છે: પણ એ ચારણી ઋતુગીતોનું પ્રાચીનપણું કેટલું?

પ્રગટ થયેલ ચારણી ઋતુગીતોનો એક માત્ર સંગ્રહ સ્વ. શ્રી. મેઘાણીજીનો છે. એ પછી ચારણી સાહિત્યમાં ચાંચ બોળવાના પ્રયાસો હવે જ થઈ રહ્યા છે.....પણ આમાં કેવળ સાક્ષરોનો જ દોષ નથી. ડિંગળ ભાષાની કઠીનતા, સંશોધકોની અપરિચિતતા એ બધુંયે બાદ કરીએ તો પણ આમાં ચારણોનો યે દોષ છે. ચારણો સદા બીજાઓથી અલિપ્ત જ રહેતા આવ્યા છે. પોતાના સાહિત્યના ક્ષત્રિયો સિવાય બીજા કોઇ જાણવા માણવાના અધિકારી નથી, આવી જ વૃત્તિ કેળવતા આવ્યા છે, અને ભૂલે ચૂકેય જો કોઇ સાક્ષર તેમની પાસે આવ્યો તો તેને કોઇ પણ રીતે 'દાદ ન આપવાની અને ઊંઠાં ભણાવવાની વૃત્તિ એવી વિકસી છે કે સાક્ષરો ચારણોથી ભડકતા રહેલા. અને ચારણો સાક્ષરોથી ભડકતા તે હાથ મૂકવા ન દેતા. સ્વ. મેઘાણીભાઇને પણ એવા અનુભવ થયેલા કહેવાય છે.

એટલે જ આજ સુધી સ્વ. મેઘાણીજીનાં ચારણી ઋતુગીતો સાક્ષરોને મન લક્ષ્મણ રેખા જ ગણાયાં. અને એના જ ઉલ્લેખો થતા રહ્યા છે.

વર્ષો પહેલાં 'મુંબઈ સમાચાર'ના દીવાળી અંકમાં કોઈ લેખકે 'નેમીનાથ રાજીમતીના મહિના' નામે ઋતુગીત આપતાં એ ગીતને અકબર શાહના સમય જેટલું પ્રાચીન ઠરાવતાં એવું વિધાન કરેલું કે: "ચારણી ઋતુગીતો કેવળ ૨૦૦ થી ૨૫૦ વર્ષ જૂનાં છે. એ પહેલાંનાં મળતાં નથી."

યાદદાસ્તને આધારે આ હકીકત લખું છું, મુ. સ. નો દીવાળી અંક મારી પાસે અત્યારે નથી. નહીં તો સાલ–પાનું આપત, પણ મેં ખરેખર વાંચેલું અને મને તે આજેય બરાબર યાદ છે.

પણ હકીકત જુદી છે. જેમ સૌરાષ્ટ્ર યુનિ. માટે ચારણી સાહિત્યનું સંશોધન કરતાં 'નાગાજણ જેઠવા' જેવી ૧૦૦૦, વર્ષની પ્રાચીન ગણાય તેવી ચારણી સાહિત્યની કૃતિ મેં મેળવી તેમ ૬૦૦ વર્ષનું જૂનું ગણાય તેવું અત્રે રજુ થયેલું ઋતુગીત પણ મેં મેળવેલું છે.

આ ઋતુગીત જેમ સૌ. યુનિ. ના હસ્તપ્રત ભંડારમાં છે તેમ મારા પોતાના અંગત હસ્તપ્રત સંગ્રહમાં પણ છે,

રાવળ જામના અવસાન પર મહાકવિ ઇસરદાસજીના કાકા કવિશ્વર આસાજીએ 'રાવળજામની

બારમાસી' નામે ઋતુગીત રચ્યું છે, જે મારી પાસે હસ્તપ્રતોમાં છે. તેમ કવિશ્વર ઇસરદાસજીએ પણ પણ પોતાના 'ગંગા અવતરણ' નામે ગ્રંથમાં ત્રણ સવૈયાનું એક ઋતુગીત આપેલું છે જે પણ મારી પાસે છે. આ બન્ને રચનાઓ અકબરશાહના સમય પહેલાંની છે, કેમકે જામ રાવળની ત્રીજી પેઢીએ જામ સતોજી થયા. તેની સાથે અકબરને ભૂચર મોરીનું મહાયુદ્ધ થયેલું તે પ્રસિદ્ધ ઐતિહાસિક હકીકત છે.

એટલે એવો દાવો બરાબર નથી કે ચારણી ઋતુગીતોની પ્રાચીનતા કેવળ ૨૦૦-૨૫૦ વર્ષની જ છે. ચારણી સાહિત્યથી અજ્ઞાત હોવાનું એ પરિણામ છે.

અત્રે રજૂ થતાં ઋતુગીતના કર્તા કૃષ્ણાજી નાપે ચારણ કવિ છે એમની શાખા રોહડિયા છે પેટા શાખા હાહણિયા છે. ઋતુગીતનું કાવ્યતત્ત્વ જોતાં કૃષ્ણાજી ઉત્તમકોટીના કવિ જણાય છે. સંભવ છે કે સંશોધન કરવામાં આવે તો ભવિષ્યમાં કૃષ્ણાજી હાહણિયાની બીજી પણ રચનાઓ મળી આવે.

ઋતુગીતનો છંદ ઝડ ઉલટ પ્રકારનો કુંડળિયો છે. આ પ્રકારના કુંડળિયામાં પ્રથમ એક દુહો હોય છે, અને ચાર ચરણો તેરથી પંદર માત્રાનાં હોય છે. અને દુહાનું અંતિમ ચરણ ઉલટાવીને પહેલા ચરણમાં પ્રથમ મૂકવામાં આવે છે. આ પ્રકારના કુંડળિયાનો પ્રયોગ મહાકવિ ઇસરદાસે પોતાની અમરકૃતિ 'હાલાં ઝાલાં રા કુંડળિયા'માં કરેલો છે.

આ કુંડળિયાની ભાષા ડિંગળી છે. બગસરાની ગાદીના મૂળ પુરૂષ દરબાર ભાયાવાળાએ બગસરાને સર કરી ત્યાં ગાદી સ્થાપી એ પ્રસંગે કવિ કૃષ્ણાજીએ આ કાવ્ય રચના કરી છે.

આ ઋતુગીત દ્વારા કવિએ શત્રુનારીઓનો વિરહ પણ વર્ણવ્યો છે. સાથે એ વિરહના કારણભૂત એવી કાઠી વીર ભાયાવાળાની વીરતા પણ કવિએ રૂડી રીતે વર્ણવી છે.

આરંભનો પુષ્પિકા લેખ આ પ્રમાણે છે: "કુંડળિયા ભાયા માઝાણીના. કવિતા હાંહણિયો કસનો."

અંતનો પુષ્પિકા લેખ નથી.

કાવ્યને કવિએ ભાયાવાળાના શત્રુઓની વિધવા વિરહિણી નારીઓને મુખે મૂકયું છે. જેથી રસ અને ભાવ બન્ને સારી રીતે પુષ્ટ થયા છે. અને કાવ્યમાં રોચકતા આવી છે.

કાવ્યમાં બગસરાનું મૂળ નામ 'બાએણી' હોવાનું જણાય છે. સંભવ છે કે બગસરા નામ પાછળથી પડયું હોય. ચારણી ડિંગળી ભાષામાં 'બગસ' નો અર્થ દાતાર – આપનાર એવો થાય છે. જે ઉર્દૂના 'બક્ષ' શબ્દનું જ ડિંગળીનું અપભ્રંશ છે. આજે પણ અમારા રાવળદેવો નામ માંડતી વેળા પોતાને મળેલ બક્ષિસોની નોંધ કરતી વખતે 'બગશે' એમ લખીને પછી મળેલ રકમ-ઘરેણાંની નોંધ કરે છે. એટલે બાએણીનું બગસરા રૂપાંતર દરબાર ભાયાવાળાની દાતારીને કારણે પણ થયું હોય. બગશ એટલે દાતાર. રા એટલે નું. 'ર, રા, રી, રો, રૂ,' એ ડિંગળી ભાષામાં છઠ્ઠી વિભક્તિ છે. એટલે બગસરાનો સ્પષ્ટ અર્થ દાતારનું એવો થાય. એટલે સંભવ છે કે ભૂતકાળમાં બાએણી બગસરા એમ બોલાતું હોય. પણ પાછળથી બાએણી નીકળી ગયું. અને બગસરા રહી ગયું તેમ બને. તેના નામ સાથે ભાયાણી જોડાઈ જતાં બગસરા ભાયાણી કહેવાયું હોય.

દરબાર ભાયાવાળા રાવળજામ માફક શૂર દાતાર અને કવિ પંડિતોને આશ્રય આપનાર હતા.

અત્રે થોડું મનદુઃખ વ્યકત કરી લઉં. થોડાં વર્ષો અગાઉ કોઇક સંસ્થાએ એવો ઠરાવ કરેલો કે બગસરાને ભાયાણીને બદલે મેઘાણીનું કહેવું. મને લાગે છે કે એ યોગ્ય નથી. એ રીતે આપણે સ્વ. શ્રી મેઘાણીજીનું સાચું સ્મારક નહીં કરી શકીએ. એથી દરબાર ભાયાવાળાને અન્યાય થાય છે, અને મેઘાણીજી ગુજરાત સૌરાષ્ટ્રના મટી કેવળ બગસરામાં જ કેદ થઇ રહે છે. સાચી જરૂરત તો એ છે કે સૌરાષ્ટ્ર યુનિ દ્વારા ચાલતાં ચારણી સાહિત્ય-લોકસાહિત્યના સંશોધનને મેઘાણીજીનું નામ લગાડવામાં આવે, અને યુનિ. દ્વારા થતાં ચારણી-લોકસાહિત્યનાં પ્રકાશનોને મેઘાણી પ્રકાશન નામ આપી લોકભોગ્ય ભાષામાં

લોક માટે પ્રગટ કરવામાં આવે. સાથે ભલે બીજી આવૃત્તિ, પંડિત ભોગ્ય બનાવે. હવે આપણે કુંડળિયાની મજા માણીએ.

**ઘણુ વરસે અંબર ધરે, કરિ સર મોર ક્રિગાઈ**
**આવી રતિ અષાઢ રી, કંથ ન આવો કાંઈ**
**કંથ આયા નહીં કહે એમ કામણી**
**વીર હર સરસિ કાંઈ વેઢિ જાયે વણી**
**કરે મલાર મિ મોર ક્રિગાઈઆ**
**આઇયો સઘણુ પણ નાહ ઘરે નાઇયા.....૧**

શત્રુઓની નારી કહે છે; હે સખી, આભમાંથી ધરતી પર મેઘ વરસે છે, પહાડની ટોચે મોર ટહુકે છે. આમ અષાઢી ઋતુ આવી, પણ પ્રિય એવા પતિ કાં ન આવે ? વીરાવાળાના વીર પૌત્ર કે વંશજ સામેનું ઘોર યુદ્ધ વર્ણવ્યું જાય તેમ નથી, તેથી જ પતિ પાછા ન આવ્યા એમ શત્રુની પત્ની કહે છે.

મેઘ દર્શનથી મત્ત થઇને મોર મલ્હાર રાગને આલાપી રહ્યા છે. હે સખી, સરસ એવો આ વરસાદ આવ્યો પણ પણ પતિ તો પાછા ઘરે આવ્યા જ નહીં.

**સ્રાવણ આયો રે સહી, મધુરા વરસે મેહ**
**બાપઈયા રિયણી લવે, નહીં સરંગા નેહ**
**નેહ સરંગા ટળે દેહ જળે નારિયાં**
**બિજડ બાએણી રા નરાં ઘરિ બારિયાં**
**ભંજિયા ભાઇયે થાટ ભેડક ભડે**
**સંભરે સરવ સ્રાવણ તણે સરવડે...૨**

સખી, શ્રાવણ માસ આવ્યો છે. મીઠો મીઠો મે વરસે છે. સારી રાત બપૈયા "પિયુ પિયુ" પોકારે છે, પણ હાય, મારે માટે હવે રંગીલો સ્નેહ માણવાનું રહ્યું નથી.

સુરંગી સ્નેહ માણવાનું રહ્યું. હવે તો (વિધવા થયેલી) મારા જેવી નારીઓની કાયા વિરહાગ્નિથી સતત સળગતી જ રહેવાની, કેમકે શત્રુઓની (કાઠીઓની) તરવારે અમારા પતિઓને ઘરની બહાર કરી દીધા છે. મતલબ કે પરલોકે મોકલ્યા છે.

હે સખી, વીર ભાયાવાળાએ સંગ્રામ કરીને અમારાં દળને ભાંગી-કાપી નાખ્યું છે. આ વરસતાં શ્રાવણનાં સરવડાંમાં આજે એ બધુંય યાદ આવે છે.

**ભાદ્રવડે ઘણુ ગજણાં, વિણિ સજણાં વિહાઇ**
**વર પાખે વે સતીયાં, જોબણ રેયણ ન જાઈ**
**રિઅણુ જાયે નિ કિ દીહ કરતાર દેન**
**વેરીવાળા તણે હુઆ ઝંખા વદંન**
**સનેહે સાદડે સંભારે સજણાં**
**ગોરી ઉ ભાદ્રવે દેખિ ઘણું ગજણાં....૩**

હે સખી ! આ ભાદરવા માસની ભારે ભારે મેઘગર્જનાઓ સ્નેહી (પતિ) વગર મને વરવી લાગે છે, કેમકે પતિ વગર જોબનવંતી નારીઓની રાત્રી વીતતી નથી. રાત્રી દુઃખમય રીતે લાંબી થઇ જાય છે.

સહિયર ! જેમ રાત્રી વીતતી નથી તેમ એ ભરપુર જોબનવાળી નારીઓના દિવસો પણ પસાર થતા નથી. પરમેશ્વર ! તેં કેવા દિવસો દીધા ! હવે તો વીર વાળાઓના દુશ્મનોનાં મુખ પરાજયનાં કલંકે ઝાંખાં-ગમગીન થયાં છે.

આ રીતે ભાદરવા માસની મેઘ ગર્જનાઓ સાંભળીને (ભાયાવાળાના) શત્રુની નારીઓ સ્નેહ ભરેલા સાદે પોતાના સ્નેહી પતિઓને સ્મરે છે.

**આસો આશા લધીયાં, આયો અખવે એમ**
**વળા દંન સોભાગવંત. વધે નવલા પ્રેમ**
**પ્રેમ રા વિછોહા એમ અરત્રી પડે**
**ઝૂબિયા કાંઈ ભાયા તણે ઝૂંપડે**
**પ્રસણ હર આય રૂં કિયું સોઈ પાઈયો**
**એમ કરતાં સખી, આસો યે આઈયો....૪**

સાહેલી ! આસો માસ તો આશા પૂરનારો જ આવ્યો છે. સુખ-સૌભાગ્યના દિવસો પાછા વળ્યા છે, અને સ્નેહ પણ નવલો નવલો વધે છે. એમ લોકમાં કહેવાય છે.

પણ એ બધા સૌભાગ્યના દિવસો અને સ્નેહ-ભર્યા રાગરંગ તો ભાયાવાળાના ઘરે (ઝૂંપડે) જે ઝળૂંબી-વરસી રહ્યા છે. જ્યારે અમારે એના શત્રુઓની

સ્ત્રીઓને તો પ્રેમીના વિયોગના વસમા દિવસો આવ્યા છે.

વાળાઓના શત્રુઓના વંશજોએ પોતે કરેલી શત્રુતાનું ફળ આ રીતે મેળવ્યું છે. હે સખી! આમ દુઃખના નિસાસા નાખતાં, આંસુ સારતાં આસો માસ પણ આવી ગયો.

**કાતી આયો કામિણી, છાતી લગી ભાયે**
**પડિ ચડિયા પ્રજપતિ સૂં, દળિ પડિયા તણિ દાયે**
**દાયે તણિ પડે દળ હુઓ દહવટીઆં**
**પ્રજે ફુજાં સજે ખાગ ઝટ પછટીઆં**
**પરખ દીવાળિ રા ઘરા ઘરિ વાયરે**
**કારિતક પ્રજા બાબેણી રી નહ કરે...૫**

હે સુંદર સખી! આ કારતક માસ પણ આવ્યો પણ વીર ભાયાવાળા છાતીમાં મેખ માફક ખોડાઈ ગયા છે. એ ત્રણે પરજાના પતિ-વાળા વીર સામે જે યુદ્ધમાં ચડ્યા, એમને સહુને સંગ્રામમાં પડવાનો જ લાગ મળ્યો.

આ રીતે અમારા પુરુષો ભાયાવાળા સાથે સંગ્રામે ચડતાં એમનો અને અમારો (અર્થાત સ્ત્રીઓનો) સર્વનાશ થઇ ગયો કેમકે શૂર એવા એ ભાયાવાળાએ સામેથી ફોજ સજીને તરવારના ઘાવો ઝીંક્યા.

દીપોત્સવીનું મહાપર્વ ઘરેઘર ઊજવાય છે, પણ બાબેણીની શોકવ્યાકુળ પ્રજા આ સુંદર કારતક માસમાં દેવ દીવાળીનું પર્વ ઊજવતી નથી.

**સહી એ આયો માગસર, વાયુ ઓતર વાઉ**
**ઇણિ રતિ કંથ ન આઇઆ, તે રહા પ્રજ રાઉ**
**પદમણી રોસિ પ્રજ રાઉરી એમ પણિ**
**અરિ ગિઆ વઢણિ તે નાઇયા આંગણિ**
**વાયુ અતરાધરૂ શિયાળુ વાઇઓ**
**આઇયા નહીં વર માગસર વાઇયો....૬**

સાહેલી! આ માગશર માસ આવ્યો ઉત્તર દિશાનો ઠંડો વાયુ વાયો, પણ ત્રણે પરજાનો નાથ એવો ભાયાવાળો રૂઠ્યો હોવાથી અમારા કંથ તો આ ઋતુમાં ઘરે આવ્યા જ નહીં.

પદમણી નારીઓ પ્રજરાજ ભાયાવાળાના રોષને વર્ણવતાં બોલી: "જે વેરીઓ વીર ભાયાવાળા સામે યુદ્ધ કરવા ગયા તેઓ ફરી પાછા ક્યારેય પોતાને આંગણે આવ્યા જ નહીં."

આ ઉત્તર દિશાનો ધ્રુજાવી નાખનારો ઠંડો ઠંડો પવન વાયો, અને માગશર મહિનો પણ પાછો આવી ગયો, પણ અમારા યુદ્ધમાં ગયેલા પતિઓ તો પાછા આવ્યા જ નહીં.

**પોસ પ્રગટયો વદ્દિ પદમણી, હલે ઉલટું હેમ**
**કંત વહેણા દીહડા, કુણ નાખેસાં કેમ**
**કેમ દંન નાખેસાં એમ અરિ ત્રી કહે**
**વળી રતિ શિયાળુ શિત તાતું વહે**
**ધરા સૂની હુઈ ઘરે ના'યા ધણી**
**પોસ બીહામણો આઇયો પદમણી. ..૭**

શત્રુઓની જોબનવંતી પદમણી પત્નીઓ કહે છે! પૃથ્વી પર હેમાળો ઉલટયો હોય એવો આ પોષ માસ ધરતી પર પ્રગટયો. હે સખી! મારે પતિ વગરના આ દિવસો કેમ કરીને વિતાવવા!"

વેરીની નારીઓ વિમાસણ કરતાં કહે છે! "શિયાળાની ઋતુ છે. ભયંકર શૈત્ય વહી રહ્યું છે. અને હું પતિ વગરની છું. તો આ દિવસો કેવી રીતે વિતશે?"

ઓ પદમણી! ધરતી સ્નેહીઓ વગરની થઈ ગઈ છે. સંગ્રામમાં ગયેલો પતિ પાછો ઘેર આવ્યો જ નથી અને આ એકલવાયાંપણાનો ભય ઉપજાવતો બિહામણો એવો પોષ માસ બેસી ગયો છે.

**નાહે માહ અનેક નર, અઘ છૂટવા અનંત**
**ઇસે સચંગે દીહડે, કાંઈ ન આવો કંત**
**કંત આવો ઘરે વસંત આગિમ કિયો**
**ઉતરે શિયાળો ઉનાળો આવિયો**
**સજળે મંજન કરે પાપ જળિયા સહી**
**આઇયો માહ પણ નાહ આયા નહીં....૮**

પોતાનાં વિપુલ પાપો જે પ્રજાળવા અનેક નર આ મહા મહિનામાં માઘ સ્નાન કરે છે. આવા સુંદર દિવસો છે, તો હે પતિ! તમે (સ્વર્ગમાંથી)

આ પૃથ્વી પર પાછા કાં ન આવો?

નાથ! હવે તો પાછા આ પૃથ્વી પર તમારે ગૃહે આવો. જુઓ! શિયાળો ઊતરી રહ્યો છે, ઉનાળો બેસી રહ્યો છે અને ઋતુરાજ વસંતનું પણ આગમન થઈ રહ્યું છે.

ત્રાંબા કુંડીના પવિત્ર જળે (સજળે) સ્નાન કરવાથી સઘળાં પાપો બળી જાય છે એવો આ પવિત્ર માહ માસ આવ્યો. પણ હે સ્વામી! તમે તો આવ્યા જ નહીં.

**ફાગણ આયો રતિ ફરી, હોળી કરિ હમલ**
**વલિખે તલિખે વરવનાં, સુદરી મંદરી સલ્લ**
**સાલ મંદરિ હુઆ કહે ઈમ સુંદરિ**
**કળહંતે ભાઇયે ઘાત ઇહિડી કરી**
**વળે ઘર વેરીયાં ભાંજવા વેળિયો**
**ખાગે મછરાજરો ફાગ ઇમ ખેલિયો...૯**

ફાગણ મહિનો આવ્યો અને ઋતુ ફરી ગઈ, લોકો હોળીના રંગરાગની ધમાલમાં પડ્યા, ત્યારે ભાયાવાળાના શત્રુઓની નારીઓ પતિ વિયોગે વ્યાકુળ થઇને તડપવા માંડી અને તેમને ઘરો શલ્ય-રૂપ–દુઃખદાયક થઇ પડ્યાં.

શત્રુની જોબનવંતી રૂપવાન સ્ત્રીઓ કહે છે: રણ ભૂમિમાં લડાઈમાં વીર ભાયાવાળાએ અમારા પતિઓનો એવો તો સંહાર કર્યો કે, જેને લઇને આજે અમને અમારાં ઘર જ એકલવાયાંપણાંની વેદના આપનારાં થયાં."

સાગરની ભરતી માફક માછાવાળાનો શૂરવીર પુત્ર ભાયોવાળો સર્વત્ર દુશ્મનોનાં ઘરોને ભાંગવા ફરી વળ્યો. અને એ રીતે એ રંગીલો કાઠીરાજ તરવારને બળે રંગભીનો ફાગ ખેલ્યો.

**ચખ ચાહે મખ જોએવા, સખ ટળિયું સંસારિ**
**આયો ચૈત્ર ઉમંગ કરિ, નર વણિ ઝૂરે નારિ**
**નારિ ઈંમ આખવે આઇયા કંત નહ**
**ગેયણ ગાંગેર અળ કોપિયો વડો ગ્રહ**
**મીત વણિ સાંમળા ઝાંમળા હૂઆ મખ**
**ચંદવદની તણે ચૈત્ર ચાહંત ચખ...૧૦**

શત્રુની સ્ત્રીઓનાં નેત્રો પતિનું મુખ જોવા ઇચ્છે છે, પણ તેમને માટે હવે આ સંસારમાં સર્વ પ્રકારનાં સુખો લોપ જ પામ્યાં છે. ઉત્સાહપૂર્વક આ ચૈત્ર મહિનો આવ્યો, પણ ભાયાવાળાના દુશ્મનોની પત્નીઓ તો પતિ વગર ઝૂરતી જ રહી.

ત્યારે એ નારીઓ મૃત પતિને ઉપાલંભ આપતાં કહે છે: "હે પતિ! તમે પાછા આવ્યા જ નહીં, એથી લાગે છે કે, આકાશ પાતાળ અને પૃથ્વી પર કોઇ મહાન ગ્રહ તમારે શિરે કોપ્યો હશે."

સ્નેહી–મિત્ર વગર એ નારીઓનાં મુખ શ્યામ અને ઝાંખાં થઈ ગયાં. એવી એ ઝાંખી થયેલી ચંદ્ર-વદની નારીઓ આ ચૈત્ર માસમાં હવે જે આ લોકમાં નથી એવા પોતાના પ્રેમીઓનાં મુખ જોવા ઇચ્છે છે:

**રતિ મતી વિશાખરી, વધિ વેલિ રસ દ્રાખ**
**વહિ આવો પ્રી વેડવા, સાખ ત્રીઆ અંબ સાખ**
**સાખ ત્રી માણવા કંત આવો સહી**
**રૂખ સહી પાખલી વેલિ વીરહી**
**કસંમ ઓહો ઉઘડ ભમર ક્રીલા કરે**
**સાઈ ધણિ ખસંમ વિસાખ રા સંભરે...૧૧**

વૈશાખની મસ્ત ઋતુમાં વેલપર રસાળ દ્રાક્ષ પાકી છે, તો હે પ્રિય! તમે ફરીથી આ લોકમાં જોબનવંત નારીઓનો અને આમ્રફળોનો રસ માણવા ચાલ્યા આવો.

નાથ! તમે ચોક્કસ પરલોકમાંથી આ રૂપવાન રમણીઓને માણવા ફરી પાછા અત્રે આવો, કેમકે એ નારીઓની સ્થિતિ જેનો વૃક્ષરૂપી આધાર કપાઇ ગયો છે, એવી વેલીઓ જેવી છે.

ઘણાં ફૂલો ખીલ્યાં છે, અને એના પર રસ ભોગી ભ્રમરો ગુંજારવ કરે છે. આવી આ વૈશાખી વસંતમાં (ભાયાવાળાના વેરીઓની) નારીઓને પોતાના (પરલોકવાસી) પતિ ફરી ફરીને, યાદ આવે છે.

**વળિખિ ગોરી વરવનાં, વામાં ચોળ વંદન**
**વળિ ન સાજંણ ઘર વસે, મળે ન કોહોળિ મંન**

મન કોડોળે નિ કિં સયણ બેસે મળે
અરિ વઢે ભાઇયે 'સાબળે ઉજળે'
થઈ બાબેણી સૂની ઘણાં દની થિઆ
ગોરીઉં વલખતાં માસ બારે ગિઆ. ..૧૨

શત્રુ નારીઓ વિરહાગ્નિથી તપીને લાલચોળ થયેલા મુખે વ્યાકુળ થઇને વિલાપ કરતી હતી, કેમકે તેમના સ્નેહીજનો ઘરમાં વસતા ન હતા, અને એથી એ સુંદરીઓનાં મન કયાંય કોળતાં—પ્રફુલ્લ થતાં ન હતાં.

એ નારીઓ સુખેથી શયન પણ કરતી ન હતી, તેમ કોઇ સાથે મળતી પણ ન હતી, અને બીજાઓ સાથે ઊઠવા—બેસવાનું પણ તેમને ગમતું ન હતું. કારણ કે સબળ એવા કાઠીરાજ ભાયાવાળાએ ઊજળી રીતે, સામી છાતીએ દુશ્મનોને આ લોકમાંથી પર-લોકમાં મોકલી દીધા હતા.

આ રીતે ઘણા દિવસો લગી બાબેણી સૂની રહી અને ગોરીઓના વિલાપમાં જ બારેય માસ વીતી ગયા,

●

સજણ રિયો તો રાખિયેં, લાગી તમારી માયા;
ઓરૂં માથે ઉતારા દૈયેં, કરીએં છતરિયુંના છાંયા.
કરીએ છતરિયુંના છાંયા ને તમને વરિયેં;
કલેજાં માગો તો હૈ મુખ ઉપર ધરિયેં.
નમ્યો છે દી, ને ઢળી છે છાંયા;
સજણ રિયો તો રાખિયેં. લાગી તમારી માયા

*

સાજણ વોળાવી હું વળી, ઊભી વડલાની છાંય;
વડલો વરસે મોતીડે, ડાળ કોળાંબા માંય.
કોળાંબો ભાંગીને કટકો થિયો
પ્રીતનો માર્યો સાજણ પરદેશ ગિયો
બાળી ભોમ તો લાગે ગળી,
સાજણ વોળાવીને હું રે વળી.

*

સજણ સપને આવિયાં, ઉરે ભરાવી બાથ.
જાગીને જોઉં ત્યાં જાતાં રિયાં, પલંગે પછાડું હાથ,
પલંગે પછાડું હાથ ને કાંઈ ન ભાળું.
વાલાં સજણ મારૂ મોકલે આસું રાળું.
આવ્યાં કામ તે અધવચ રિયાં,
જાગીને જોઉં તો સજણ જાતાં રિયાં,

સાજણ સિવાડે ચરણિયો, ફરતી મુકાવે કોર;
ઉરે ટંકાવ્યાં આભલાં, હૈડે લખાવ્યા ઝીણા મોર.
હૈડે લખાવેલ મોર તે ખરા
ઇ સાજણ છે પાકા તેલના ઘરા
બોલે મીઠું ને કરે છે ગોર
સાજણ સિવાડે ચરણિયો, ફરતી મુકાવે કોર

*

સજણે શીખું માગિયું
રૂદાના રામ રામ કરે
પલમાં ખોળા પાથર્યો
ચડીને થિયાં સવાર
ચડીને થિયાં સવાર, તે ઊભાં સલામું ધરે
સજણે શીખું માગિયું, રૂદાના રામ રામ કરે.

*

સજણાં ચડયાં ચોરીએ
ચકલાં બાંધ્યાં ચાર
બાથમાં ઘાલી બેસારો માયરે
કોડે જમાડો કંસાર.
કોડે જમાડો કંસાર તે લગારક ચાખશે
પછે પીઠિયાળી વરમાળ ડોકમાં નાખશે.

# લોકસાહિત્ય પરિવાર–મિલન બીજું : નાની સાણુથળી

કાનજી બારોટ

ભીંતડિયું ચળશે ભુવણુ, કેદી ચિત્રવ ચળશેના;
કેની કમધજ રા, કયું વડેરૂં કલ્યાણમલ !

જૂનાગઢ ગુજરાતી સાહિત્ય પરિષદ અધિવેશનમાં શ્રી. રતુભાઇ અદાણીની ભાવનાથી શ્રી. જયમલ્લભાઇ પરમારે લોકસાહિત્યકારોને નોતર્યા, ને એક રાતે ભારતભરના ગુજરાતી સાહિત્યકારો–સાક્ષરો–પંડિતો–વિદ્વાનો–વિદુષીઓ, ઇતિહાસજ્ઞો, પુરાતત્ત્વવેત્તાઓ, રાજપુરૂષો ને સોરઠના સુજ્ઞ પ્રજાજનો સમક્ષ જૂનાગઢના પુરાણ પ્રસિદ્ધ આંગણમાં, નરસિંહનગરના મંડપના મંચ ઉપરથી લોકસાહિત્યકારોએ એની કાલીઘેલી ભાષામાં એવી રજૂઆત કરી કે વિશ્વભરના સાહિત્યમાં જેની ગણના થાય એવા આપણા સાક્ષર–કવિઓ કાર્યક્રમ પૂરો થતાં બેઠકેથી ઊભા થઇ આ લોકસાહિત્યકારોને બથમાં ઘાલી ભેટી પડ્યા. (શ્રી. ઉમાશંકરભાઇ વગેરે) અને શ્રી. ઝીણાભાઇ દેસાઇ જેવા બોલી ઊઠયા કે 'સાંભળો ! આજથી આપણા શિષ્ટસાહિત્ય ને લોકસાહિત્ય વચ્ચેની દીવાલ તૂટી પડે છે.'

ત્યાં તો લોકસાહિત્યના ભેખધારી શ્રી. જયમલ્લ પરમાર પોકારી ઊઠયા કે; "આજે ઝવેરચંદ મેઘાણીનો આત્મા જ્યાં હશે ત્યાં અષાડ મહિનાના કળાયલ મોરલા જેમ નાચી ઊઠયો હશે."

આ બધી બાબતો ગુજરાતનાં દૈનિક છાપાં ને 'ઊર્મિનવરચના'માં ચમકી ઊઠી.

એમાં ત્યારપછી દિલ્હીમાં ગાંધીજીની જન્મશતાબ્દિ ઉપર ગાંધીદર્શન નામનું પ્રદર્શન ભરાણું. ભારતના જુદા જુદા પંથકના સાંસ્કૃતિક કાર્યક્રમો ત્યાં યોજાતા. એટલે શ્રી. રતુભાઇ અદાણીને મન એમ થયું કે આપણા લોકસાહિત્યના કાર્યક્રમનું દિલ્હીમાં ગાંધીદર્શનમાં પારખ્યું લઇએ. એથી દિલ્હીનું નોતરૂં આવ્યું ને જયમલ્લભાઇની આગેવાની સહિત કલાકારો પહોંચ્યા દિલ્હી. ત્યાં સફળતા મળશે કે કેમ તેવી કલાકાર ભાઇઓના મનમાં શંકા હતી ત્યાં તો દિલ્હીમાં લોકસાહિત્યનો ડંકો દેવાણો.

## ખેડય થઈ ને બીજ રોપાણું

હવે પરિવાર મિલનની ભૂમિકા જૂનાગઢમાં તૈયાર થઇ ગણાય, ખેડય દિલ્હીમાં થઈ. રતુભાઇએ કહ્યું કે તમો કલાકારો લોકોના સંસ્કાર અને આનંદ માટે કાર્યક્રમો આપો છો તો કોઇ કલાકારોના આંગણે જ તમારા પોતાના નિજાનંદ, જીવનના ઘડતર અને લોકસાહિત્યની દોરવણી માટે ભેગા મળીને શું કરવા પરિવારનાં મિલન ન યોજાય ?

કલાકારો કહે : જરૂર યોજાય.

હવે કેટલાક કલાકારો પોતાને ત્યાંથી પહેલ કરવા તૈયાર હતા. રતુભાઇની ઇચ્છા તો પોતાના ઘેરથી જ શરૂઆત કરવાની લાગી પણ મેં કહ્યું : "પહેલું મિલન ચલાળાનું સ્વીકારો."

તમામ ભાયું મારા પ્રેમને આધીન બન્યા. તારીખો નક્કી થઇ. એટલે લોકસાહિત્ય પરિવારનું બીજ પણ દિલ્હીમાં રોપાણું.

## ભલો રે ભાવનો મેળો

ચલાળામાં મારા સ્નેહી–સગા, હેતુ–મિત્રો ગામ તથા પરગામના મળ્યા. પણ કેવા મળ્યા ? ભલો રે ભાવનો મેળો. આ વાતો પણ "ઊર્મિનવરચના"માં આવી ગઇ છે. એવા મેળામાં બીજ ઊગ્યું કિરપયું કરતું. ચલાળે પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રીઓ. સભ્યો–સહાયક સભ્યો વગેરે નક્કી થયા. હવે આ છોડને વાડ કરવી બાકી છે ત્યાં તો સાણથળી દરબાર પુંજાવાળા કહે આ છોડને પહેલું પાણી મારે જ પાવું છે. શ્રી. સુરગભાઇ વરૂ, શ્રી. અમરદાસજી ખારાવાળા વગેરે સ્નેહના સુવર્ણ કળશમાં પ્રેમનાં પાણી ભરી તૈયાર હતા, પણ આ છોડને દરબાર પુંજાવાળાના હૃદયરૂપી પાતાળ ગંગાનાં પાણી મળ્યાં.

એટને બીજુ સમેલન નાની સાણુથળી મળ્યું,

દ પુજાનાળા સૌ સગાના સગા અને હજારૂ હેતુ મિત્રોમા સુવાસ અમારૂ પરિવાર મિલન જાહે રનું રૂપ ન અપાય એવી આપસરજેની સાકળુથી બધાયેલ એટલે દ પુજાવાળા માટે તો ભારે વસ માણુ થઈ પડી કોને નોતરે ને કોને રોકે ? મહે માનુંની તો મર્યાદા બાધી દીધી પણુ રાતના ગામડાનું લોક થોકે થોક ઊતરી પડે અને આવ્યા એટને દરબાર પુજાનાળાને આખ માથા માથે

એકબાજુ પ્રેમથી ઊમટેલુ ગામ અને બીજી બાજુ દરબાર પુજાનાળાના વિશાળ ગઢના ધામ નોખ નોખા ફળિયામા મડપો તણાઈ ગયેલા મહે માનુની સરભરા થયા કરે, એક એક માણુસ નાની મોટી માવજત કર્યા કરે, પણ હા હો ને દેકારાનુ નામ નહિ આતો રોજના આદર આતિથ્યનો સસ્કાર અને માથે રામના ભાઈ લક્ષ્મણુ જેવા નાનાભાઇ દરબારના કુશળ સચાલન કચ્છમાથી આવેના શ્રી વેલજીભાઇ ગજ્જર પોતાના કાર્યક્રમ વખતે ન રહી શકયા ને બોલી ઊઠયા કે સૌરાષ્ટ્રની રસધારમા વાચેલુ પણ કદી નજરે નહિ દીઠલુ ઇ કાઠીકુળની રીત ઈ ગઢ ઇ ઘોડાં, ઈ ઘર, ઇ પરોણુાગત આજે નજરે દીઠા

## મણીઆરાની અપૂર્વ મોજ

શ્રી ગણેશ તો શરૂ થાય અમારા સુમાર ભાઇની શરણાઈના મગલ સૂરોથી અને સુનેમાન ભાઇના નોબતવાદનથી આ નોબત-શરણાઇ અમારા મિલનના કાર્યક્રમનો આગવો ભાગ બની ગયેલ છે પણુ બે દી ને બે રાતની લગાતાર મેહીલ જામે હો ! અજોડ છે સુનેમાન જુમા તથા સુમાર-ભાઈ એ બાપ બેટાની જોડલી

એસી વરસના આ કલાધરની નોબત ઉપરની દાઢી કદી નબળી પડતી નથી જુવાન શરમાય એવુ એનુ નોબત વગાડવાનું જોમ છે સાણુથલી દરબારની ડેલી ને મડપમા સુનેમાન જુમાની નોબત ઉપરના ઘાએ તો લોકોને ઘાયલ કર્યા અરે એના મણી આરાના ઢગના ગીત નોબત શરણાઇ સાથે ઊપડયાં ઉપાડતાં તો સાંભળનારાને એવા ભાવ થયા કે આપણે તે સાણુથળીમા બેઠા છીએ કે મારવાડના રણુમા ઊટ ઉપર બેઠા છીએ કે પછી રણુભૂમિમાં તર વારોની તાળી પડે એમા આવી ગયા ? કે કોઈ વિજોગણુ પોતાનું હૈયુ ઠાલવે છે એની સામે ઊભા છીએ, કે કોઇ નવોઢા મણીઆરાની નાની એવી હાટડીમાં બેસીને હેમની શરણાયુ જેવી હાથની કળાઇયુને જાણ્યે હેમની દીવીમા એક હારે પાચ પાચ જ્યોતુ પ્રગટી હોય એવિયુ હથેળીના આગ ળિયુના ટેરવાથી પકડીને બનોયા વોરે છે કે શુ ?

## કલાકારો નાચી ઊઠયા

વેલજી ગજ્જરે તો સામેથી છલાગ મારીને પહોચ્યા મચ ઉપર પેટી લઇને મણીઆરો ઉપાડી લીધો પણ ભાઇ શરણાઇ ચોથી ભાગીથી વાગે એટના ઊચા અવાજે મણીઆરો ગાવો અને તે નોબત શરણાઈ ઉપર અતિશય અઘરૂ ને વસમુ પણ ઉપાડી લીધુ પછી દાદુભાઇ હાથ ઝાલ્યા રહે ! એય પહોચ્યા ને મણીઆરાની સગતમાં જામ્યા કરસનમામ ને બીજા ઘણા ખરા કલાકાર ભાઇઓ પહોચી ગયા પણ શુ જમાવટ થઈ ગઈ !

એક વખતના મણીઆરામા તો ચાર પાચ કલાકારો ને પ્રેક્ષકો પોતાની બેઠકેથી ઊભા થઇ ભાન ભૂલી રહી ન શકયા એટને નાચવા મડયા જિતુદાન ને કરસન ટીટોડો લેવા માડયા અને જિતુદાન તો નાચતા જ રહ્યા હો ! મણીઆરાના હામી લે અને એવા ભારે વજન હારે પાવરવો હોય ઇ જ પગલા પાડી શકે નનાભાઇ ભરવાડો હારે નાચવાની સગત જિતુદાનને ભારે ખપ આવી ગઇ દરબારશ્રીના પુત્રો દોડયા ને ગુનાબદાનીઓમાથી ગુલાબજળના મેહ વરસાવવા માડયા, આખો મડપ રસતરબોળ બન્યો તારે તો એમ થયુ કે 'અરે બુઢ્ઢા સુનેમાન ડાગા ! ભને અમે તારા સાથે અત્યાર નોબત પછી તબનાની સગત પણુ દીન બવો એવી જ રગતથી આપતા રહ્યા ભજનની ભારે જમાવટ કરીને અમારો ભાઇ પ્રાણુ (પ્રાણુલાલ વ્યાસ) ઊઠી ગયો એટને જિતુદાન

કહે "પ્રાણ ગયો."

તબલાંની સોબત આપીને થાકેલા સુલેમાનભાઈ કહે "હવે તો સુલેમાન ગયો." અમે બધા બોલી ઊઠયા કે સુલેમાન નથી ગયો ને પ્રાણેય નથી. એતો ચિરંજીવી બની ગ્યા." સુલેમાન જુમાની નોબત શરણાઈ સાથે સાંભળવી એ એક જિંદગીનો લ્હાવો છે. દ. પુંજાવાળાના આંગણુમાં તે લ્હાવો અમોએ બરાબર લીધો.

## કલા હવે કુંડાળાં ભેદે

આવી મોજું અચાનક જ નીકળે. એમ બાંધેલા કાર્યક્રમમાંથી ન નીકળે. એમ બાંધેલા સાહિત્યમાંથી પણ રોજ રોજ રસની છોળું ન છૂટે. એટલે જ જયમલ્લભાઈ પરમારનું કહેવું છે કે તમો ચારણ બારોટો અને અને અન્ય કલાકારો પણ હજી કવિતા વાર્તા અને લોકગીતો વગેરેની જૂની ઘરેડમાંથી બહાર નીકળતા જ નથી. કુંડાળા બહાર નીકળવાના તમોએ સમ ખાધા છે. જ્યારે સાંભળીએ ત્યારે ઇનાં ઇ ઘોડાં, ઇ ભેંસું, ત્રાડી મૂગલી, દુકાળ, દાતારી, એની એ શૂરવીરતાનાં વર્ણનોની દુનિયામાં જ રાચ્યા કરો છો. જે થોડા પ્રબંધો વર્ષોથી આપણી જૂની પેઢીથી કથાતા આવે છે તેના સિવાય જાણે કે બીજું સાંભળવા જેવું છે જ નહિ!

## બીજા પ્રબંધો તપાસો

શ્રી જયમલ્લભાઈ આવા પ્રબંધોનો આદર કરવાની સાથે કહે છે કે આવા પ્રબંધોની ખૂબીઓ વિશેષ સમજાય એ માટે હજી બીજા વધુ ચારણી પ્રબંધોને તપાસો, વાર્તા કવિતાનું કુંડાળું મોટું કરો, જૂના કુંડાળામાંથી બહાર નીકળી નજર કરો; આપણા વાલ્મીકિ ને વ્યાસ; કાલીદાસ ને ભવભૂતી, બાણ અને માઘ, હર્ષ અને જયદેવ, દાદુ દયાળ ને રાણા કુંભામાં રહેલી અદ્‌ભુત વસ્તુને તપાસો. નાકર ને ભાલણ, દયારામ ને પ્રેમાનંદ, શામળ ને નર્મદ, નાનાલાલ ને નરસિંહરાવને નીરખો, જૂનાગઢ સાહિત્ય પરિષદના આવતા ને જાતા પ્રમુખો શ્રી. ઉમાશંકરભાઈ ને સુંદરમ્ તરફ નજર કરો. ચારણી પ્રબંધો સાથે પ્રાચીન ગુજરાતી સાહિત્યના પ્રબંધોની મશાલોના અજવાળે પણ ઊભા રહો તો એક બીજા પ્રબંધોની તુલનાથી તમે ઉત્તમ ગણેલ પ્રબંધોનાં મૂલ્ય એમાં વધુ દરશાશે ને દિવ્યતા અનુભવશો. 'નવલખ કોથળિયું' બંધાય તઈ' એક ગાંધીડો કહેવાય.

**દસ વીસ દૂહા દાખવ્યે, કવિયાં ન કહેવાય;**
**ચૂવા હંદે ચામડે, નગારાં ન મઢાય.**

## નવા ખજાના ખોળો

બીજું લોકગીતોના ગાયકોને પણ શ્રી. જયમલ્લભાઈ અવારનવાર કહે છે કે એલા ભાયું! તમો બસ ઉતારા ઓરડા, કાંબી ને કડલાં, નથડી ને ચૂંદલી, પાણીની હેલ્ય ને સોના વાટકડી; હાજી કાસમ તારી વીજળી ને પગલીનો પાડનાર, સવા બસેરનું દાતરડું ને દાદા હો દીકરી વગેરે ગીતો જ્યાં કાર્યક્રમ યોજાય ત્યાં ઈ નાં ઇ ગીતોના હેવાયા સાંભળનારને રાખો છો; તો તમે પણ લોકસાહિત્યની નાની ખાડીમાંથી વિશાળ દરિયામાં ઝંપલાવો. લોકગીતોનો તો દરિયો ઘૂઘવે છે. વળી પ્રાંત પ્રાંતના લોકગીતોનો પણ અભ્યાસ કરો. તેના તે આપ્યા કરશો તો સાંભળનારને અબખે પડી જાશે. ગુજરાતમાં તો અપાર ગીતો પડયાં છે. એની ખૂબીઓ સોંતા ધૂળધોયા બનો. આપણે નમૂડીઆ નથી. શા માટે લોભ કરો છો? આ ખજાનો ખૂટવાનો નથી. લોકગીતોનો નવો ફાલ પણ મેઘાણી જેવાએ આપ્યો છે.

## નવાં બલિદાન નીરખો

હવે મારું પોતાનું મંતવ્ય એ છે કે અમારી વાર્તાકારોની પણ આવી જ સ્થિતિ છે. અમો પણ કુંડાળા બહાર નીકળતા નથી બસ ઈજ કચારી ને કસુંબાનું વર્ણન; ઇ જ તરવાર્યું, ભાલાં, બરછિયું; ઇ જ નવોઢાના શણગાર; (દુખણી ડોશી તો આવે જ નહિ) દિલ્હીનો બાદશાહ, માણાવદરના ખાન કે દ. વાલેરાવાળા આવે, પણ સાથે સાથે દેશને ચરણે જેમણે પોતાની માયા મિલ્કત ધરી દીધી હોય એવા પણ કોઈ આવે કે નહિ?

૧૮૫૭ ના બળવા વખતે અનેક શૂરવીરો, પાકયા, અને પછી તો અનેક સપૂતો, દાતારો, શૂરવીરો ને મહાપુરુષો પાકયા, એનાં વર્ણનો વારતા-

ઓમાં વણાય કે નહિ ?

મારૂ કહેવું એમ નથી કે જૂના વાર્તાના જોરદાર પાત્રોને ભૂલી જાવ કઈ બધાયે તો તમારા પૂર્વજોને પાળ્યા છે પોષ્યા છે, જીવાડ્યા છે અરે એભનવાળા જેવાઓએ તો તમારા માટે પોતાના કાળજા કાઢી દીધા છે. દીકરાના લોહી દીધા છે

તો ઊગતા વાર્તાકારોને મારૂ કહેવુ છે કે ઓઢાજામ, લાખોફુલાણી, જગદેવ પરમાર, નાજા ખાચર ને માગડાવાળો એવી એવી વાર્તાઓની સાથે આ જુગના અજવાળે પણ નજર નાખતા જાઓ સીતાજી, દ્રૌપદી, હાડી રાણી, ભટિયાણી અને જીજાબાઇની સાથોસાથ રઝિયા બેગમ અને લક્ષ્મીબાઈ જેવી અને એનાથી ચડે એવી વીરનારીઓ તરફ નજર નાખતા જાઓ મુગલાઇના પાછલા પોરથી આપણા દેશે અનેક નરપુગવો ને વીરનારીઓ આજ સુધી આપ્યા કર્યા છે એમાથી ઘણી બધી કુરબાનીની કથાયુ મેઘાણીભાઇએ વહેતી કરી છે, અને જૂના નવા શૌર્યની બિરદાવલીઓ પણ ખૂબ રચીને આપણને આપી છે. એ બધાના જીવન પ્રસગો તમારી જ વાર્તા શૈલીમા વર્ણવો હુ બીજાને શીખામણ આપુ છુ પણ મારેય જૂની ઘરેડ બધાઈ ગઇ છે શીખામણ દેવી સહેલી છે

## લોકકાવ્યનો નવો સિતારો

મે એક વખત જયમલ્લભાઇને કહેલ કે

"તમારા મનની મૂઝવણનુ કઇક સમાધાન થાય એવો એક કવિ સૌરાષ્ટ્રમા પાકયો છે"

જયમલ્લભાઇ કહે "કોણ છે એ ?"

મે કહ્યુ "દાદભાઈ ગઢવી"

જયમલ્લભાઇ કહે "તેડી લાવજો, જોડકણા ઘડી કાઢતો હશે !"

મે કહ્યુ "ભાઇ ! ફાવે તો સ્વીકારજો આપણે કયા ઇનામ આપવુ છે ?"

રાજકોટ ચારણ વિદ્વાનોના બહુમાન વખતે જયમલ્લભાઇને ઘરેથી બહાર નીકળતા જગનાથ પ્લોટ બહારના મેદાન પાસે આસલિયુ નીચે, ફૂટ પાથરી ઉપર મને કવિ 'દાદ' સામા મળ્યા ને એમણે કહ્યુ. "મારે જયમલ્લભાઇને મળવુ છે"

હુ પણ આ મોકાની વાટ જોતો હતો પણ જયમલ્લભાઈ મહેમાનોની એવી ધમાલમા હતા કે કવિ દાદની કવિતા તો શુ પણ વાતચીત સાભળે એટનો એમને વખત નહતો મે કહ્યુ "દાદભાઇ ! જયમલ્લભાઇ ઘેરથી બહાર નીકળી ગયા હશે. મળશે નહિ"

"ભારે થઇ" પોતે પાછા ફર્યા ઠરેલ સ્વભાવ મે કહ્યુ "દાદભાઈ ! તમારી ને જયમલ્લભાઈની ચાર નજરૂ ભેળી કરી દઉ, ચાલો રાષ્ટ્રીય શાળામા

## નવા લોકગીતોનો ઉગમ

અમો બન્ને રાષ્ટ્રીયશાળામા ગયા જતાં જ જયમલ્લભાઇ મળ્યા એટલે હું તો મારી ઓળખાણ શ્રી ડોલરભાઇ માકડ અને પુરૂષોત્તમ ગાધી સાથે કરાવવા માંડ્યા મે તો એમને વદન કરી જયમલ્લભાઇને લહ્યુ કે. "ભાઇ ! આ કવિ દાદ આપની ઝખનાનો કવિ"

બસ, કવિ દાદ ને જયમલ્લ પરમારનું આ પ્રથમ મિલન પછી તો આ બે ય પુરૂષોનો ઘાટો સહવાસ કયારે થયો ઈ મને ખબર નથી હવે તો કવિ દાદ પોતાની કૃતિ રજૂ કરતા હોય ને શ્રી જયમલ્લભાઈ પરમાર કવિ દાદને દાદ આપતા હોય, ને પરમારનો આધેડ રૂપાળો દેહ ડોલતો હોય તે પણ જોવા જેવુ છે હો ઓ !

આ સાણુથળીના સમેલનમાં કવિ દાદે અખિયાત કરી બીજી બધી બેઠકોમા અતિ આનદ આપ્યો પણ બેઠકમાં રાતની 'સૂરજ પાછળ રાત પડી ગઇ' એ કાવ્યમા બે હજાર માણસોને હલમલાવી નાખ્યુ થાનના ડૉ રાણા સાહેબે જયમલ્લભાઈ પરમાર પાસે લોળાબીને પૂછ્યું "ચોટલાવાળો ઘડી ન રોકે એટલે શુ?"

જયમલ્લભાઇ કહે 'ભાઇ ! સૂરજના સારથી અરૂણે ઘોડાને ઘડીએ ય રોકયા વિના ઉપાડી મેલ્યા ને સૂરજની પછવાડે રાત પડી ગઇ" સાહિત્યપ્રેમી

ડૉ. રાણા રંગમાં આવી અરધા ઊભાં થઈ બેસી ગયા.

**કરૂણ ભાવની કલ્પના**

બીજું કાવ્ય દાદે રજૂ કર્યું "ટેરવાં". 'કેદુની જોતાંતા વાટ મારે ઘેર મેમાન આવ્યાં' એ એનો ઢાળ છે. આ કાવ્ય સાણુથળીમાં જ કવિએ બે કલાકમાં રચ્યું. સૌરાષ્ટ્રના છોટા વીજાણંદ એવા નાનજી મીસ્ત્રીના વાયોલીન વગાડતી આંગળીઓનાં ટેરવાંમાંથી કવિએ પ્રેરણા લીધી.

**ધીરા ધીરા રે વગાડય, કાળજામાં વાગે છે ટેરવાં**

બીનકારનાં ટેરવાં કવિના કાળજા સુધી વાગવા માંડયાં. એટલે જ કહે છે કે "હળવે હળવે બજાવ. પછી તો કવિની કલ્પના ઊપડી ને અભિસારિકાની આંગળિયુંને ટેરવે આવી. એનાં ટેરવાં પ્રીતમના દ્વારમાં ટકોરા દેવા માડયાં. ત્યાં તો પ્રીતમના ઓરડાનાં કમાડ ને હૈયાનાં હાટ એય ખૂલી ગયાં.

પછી તો ચાકળે ચંદરવે ટેરવાંએ ભરેલા મોરલાને ટહુકાવ્યા :

**હસતાં ભિંત્યુએ, ચાકળે ચંદરવે**
**માંડયું છાંડયુંમાં મલકાય,**
**ટોડલે ટૌકે છે ટેરવાં.**
**તાણાં વાણા જેમ ચોટયાં ગોકુળને,**
**ગોપીનાં હૈયાં ગૂંથાય**
**વૃંદાવન ગૂંજે છે ટેરવાં.**

હવે કાનનાં ટેરવાં ગોકુળિયામાં વસ્ત્રના તાણાવાણા જેમ ફેલાણાં ને ગોપિયુંના હૈયામાં ગૂંથાઈને વૃંદાવનમાં ગૂંજવા લાગ્યાં. (બંસરીમાં)

માતાનાં મીઠાં ટેરવાં બાળકનું માથું પંપાળીને પોઢાડે છે. ( કે પછી પતિનું ? )

**જીવન જંજાળ ઘડીક મમતાને ખોળલે**
**બાળક બની ને ઊંઘી જાય**
**માથડાં પંપાળે ટેરવાં.**

વહાલસોઇ પત્નીના હાથને ટેરવે સંસારના પરિતાપોથી તપ્ત એવો જીવન જંજાળી પતિ પણ ઘડીક શાંતિ પામીને બાળક બનીને પોઢી જાય છે. પણ ઉપમા તો જુઓ ! જીવનની જંજાળ મમતાને ખોળલે બાળક બની ને ઊંઘી જાય. કાં ! તો કહે માથડાં પંપાળે ટેરવાં.

અને ત્યાંથી કવિ આવે છે જેનું વહેણુ બંધ પડયું છે એવી નદીઓના વેકરામાં. પણ ટેરવે કેવી કરામત કરી ?–

**ડૂકી ગયાં હોય નદિયુંના વેન દાદ**
**તોય અંતરમાં નીર ઊભરાય,**
**વીરડા ગાળે છે ટેરવાં.**

જેના સ્નેહ સુકાઇ ગયા હોય તેના અંતરતળનાં પાણી તો હૃદયના સ્પર્શથી જ ઊભરાવીને સ્નેહના વહેણુ સજીવન કરાય ને !

પણ પછી તો કવિ દાદે કરૂણ રસમાં ઝબોળી દીધા. લાડકી દીકરીને સાસરે વળાવતી વખતની માવતરના હૃદયની વેદના કવિએ ઠાલવી દીધી. કવિ પોતાના ભાઇની દીકરીને સાસરે વળાવીને સાણુથળી આવ્યા હતા ને અંતર ઠલવાણું એક ગીતમાં:

**કાળજા કેરો કટકો મારો ગાંઠથી છૂટી ગ્યો,**
**મમતા રૂવે જેમ વેળુમાં વીરડો ફૂટી ગ્યો–કાળજા.**
**બાંધતી ન'ઈ અંબોડલો હોય મર ને છૂટી ગ્યો,**
**રાહુ થઇ ઘુંઘટડો મારા ચાંદને ગળી ગ્યો–કાળજા**
**છબતો ન'ઇ જે ધરતી ઉપર, પગ ત્યાં થીજી રયો**
**ડુંગરા જેવો ઉંબરો લાગ્યો, માંડ રે ઓળંગ્યો.**
**–કાળજા.**

પિતા કહે છે કે આતો મારો કાળજ કટકો ગાંઠથી છૂટી ગયો. અમારી મમતાના અશ્રુ–વીરડાનાં નીર ઊભરાઇ પડયાં. દીકરી આંગણામાં છૂટે કેશે ઊડતી એને અંબોડો બંધાઈ ગ્યો. ઇ તો ઠીક પણ આ ઘુંઘટપટ રાહુ થઇને મારા ચાંદને ગળી ગ્યો. એનાં હરણી જેવા પગને ઉંબર ડુંગર જેવો લાગ્યો. બે બાંયુંએ બાવડાં ઝાલ્યાં ત્યારે તો મારી દીકરી માંડ ઉંબર ઓળંગી શકી.

એક ચીંધીએ ત્યાં દસ કામ કરતી, "બા !" "બાપુ !" કહેતાં જેનો સાદ સુકાઇ જતો એવી અમારી દીકરી રડતી, રોવરાવતી વેલ્યમાં બેઠી,

પાદર આવ્યું ત્યાં તો :

આંબલી પીપળી ડાળ બોલાવે,
તું એકવાર સામું જો !
ધૂંબકા દેતી જે ધરામાં,
(ઈ) આરો અણોહરો –કાળજા.

કવિ જડ વસ્તુને જીવન આપવામાં કેવો પાવરધો છે ? આ વૃક્ષની ડાળીઓ પણ લળી લળીને એની વ્હાલસોઇ સખીને વિદાયની વેદનાના અવાજે કહે છે કે " બહેન ! એકાદ વાર તો અમારા સામું જોતી જા ! " જે નદીના ધૂનામાં ધૂબકા દેતી એ નદીનો આરો આજે અણોહરો–ઉદાસીન બની ગયો છે.

દીકરીને સાસરાના ગામનો મારગ લાંબો થઇ ગયો. એની વેલ્ય અમારા જોતાં જોતાં ગામની ધાર ઊતરી દેખાતી બંધ થઇ ત્યાં તો અમારો સૂરજ ડૂબી ગ્યો' એ દશા અમારી થઇ.

ડગલે ડગલે મારગ એને,
સો સો ગાઉનો થ્યો;
ધારથી હેઠી ઊતરી ઊંડી,
(મારો) સૂરજ ડૂબી ગ્યો–કાળજા.

લુંટાઈ ગ્યો મારો લાડ ખજાનો,
દાદ હું જોતો રયો;
જાન ગઈ નિજ ઘર ને,
હું તો, સૂનો માંડવડો...કાળજા.

કવિ દાદની ટૂંકી સમજૂતી સાથેનું આ ગીત આરપાર ઊતરી ગયું. રાતે સભામાં એક હજાર માણસ હશે. જેણે દીકરીને સાસરે વળાવેલ હશે ઇ પણ રડ્યાં, જેને આપણે પણ એક દી દીકરીને આમ વળાવવી પડશે ઇ વધુ રોયા, અને જેને દીકરિયું નહિ હોય એને પણ એમ થયું થશે હશે કે અરેરે ભગવાને એક દીકરી દીધી હોત તો અમેય એને વળાવીને આંખનાં આંસુ મૂંછ માથેથી ટપકાવી ને રડત. કોઈ કોઇની સાથે વાત કરી શકે નહિ, સૌ એકબીજા સામું જુએ. અરસ પરસ ભીની આંખ્યુંમાં આંસુડાં ગાલે રડયા જાય. આ હું લખું છું ત્યારે મારી દશા પણ એ જ થઇ રહી છે..આમ કવિ દાદે સાણુથળીએ કરૂણ રસમાં ડુબાડ્યાં.

ગદ્‌ગદ્‌ કંઠે મેં શ્રી. જયમલ્લભાઇને પૂછ્યું કે "ભાઇ ! આવું મેં શકુન્તલા વિષે ગુજરાતીમાં કાંઇક વાંચ્યાનું ઓહાણુ આવે છે."

ત્યારે જયમલ્લભાઈ કહે "હા, કણ્વઋષિ સ્નાન કરી ને પાછા વળતા હતા અને શકુન્તલા સાસરવાસ જતાં વિદાય લેતી હતી ત્યારે કણ્વઋષિથી હૈયાની વેદના હોઠે આવી ને બોલી ઊઠેલા કેઃ

यास्यत्यद्य शकुन्तलेति हृदयं संस्पृष्टं मृत्कण्ठया
कण्ठ : स्तम्भित बाष्प वृत्तिक लपश्चिन्ताजडं दर्शनम्
वैकल्व्यं तावदीदशमहो स्नेहादरण्यौकसः
पीडयन्ते गृहिणः कथं नु तनयाविश्लेषदुःखैर्नवैः

શકુન્તલા આજ જશે એ વિચારે જ હૃદય બેચેન બની ગયું છે. આંખમાં ઊભરાતાં આંસુને રોકવા જતાં કંઠ ભરાઇ આવ્યો છે. બધીય ઇન્દ્રીયોનું દર્શન જાણે ધૂંધળું બની રહ્યું છે. અરે મારા જેવા વનવાસીની સ્નેહની વિકળતાને કારણે જો આ દશા થઇ રહી છે તો પછી પોતાની પુત્રીઓ વળાવતા સંસારીઓને પુત્રી વિયોગે કેવી વેદના થતી હશે ?

શકુન્તલાને વિદાય આપતાં કણ્વ ઋષિ આશ્રમની વનરાઇને કહે છે કે :

भो भो ः संनिहितास्तपोवनतरवः

હે આશ્રમનાં આત્મીય તપોવનનાં તરૂઓ !

पातुं न प्रथमं व्यवसति जलं युष्मास्वपीतेषु या
नादत्ते प्रियमण्डनापि भवता स्नेहेन या पल्लवम्
आद्ये वः कुसुमप्रसुति समये यस्या भवत्युत्सवः
सेयं याति शकुन्तला पतिगृहं सर्वैरनुज्ञायताम्

તમે જ્યાં સુધી પાણી ન પીધું હોય ત્યાં સુધી જે પહેલાં પાણી પીતી નથી, પોતાને પલવોનાં આભુષણ પ્રિય હોવા છતાં તમારા પ્રત્યેના સ્નેહને કારણે જે પલવો ચૂંટતી નથી, તમને જ્યારે ફૂલ ફૂટે છે ત્યારે જે ઉત્સવ મનાવે છે, તેવી આ શકુન્તલા પતિગૃહે જઈ રહી છે એને તમે સૌ અનુજ્ઞા આપો

તપોવન છોડતાં વેલીતરૂઓના વિરહથી શકુન્તલાના પગ ઊપડતા નથી. ત્યારે એની સખી

પ્રિયંવદા શકુન્તલાને કહે છે કે માત્ર તારી જ એ દશા નથી. તપોવનની પણ એ જ દશા થઈ રહી છે.

उद्गलितदर्भकवला मृगाः परित्यक्त नर्तना मयुराः
अपसृत पाण्डुपत्रा मुञ्चन्त्यश्रुणीव लताः

આમ જો આ હરણાંના મુખમાંથી દર્ભના કોળિયા પહાર પડી રહ્યા છે. આ મયુરોએ નાચવું છોડી દીધું. અને આ જો આ વેલીઓ પીળાં પાન ખેરવીને અશ્રુઓ સારી રહી છે.

વિખૂટી પડતાં શકુન્તલા રડતી રડતી પગલાં માંડે છે ત્યારે વ્યથિત કણ્વઋષિ કહે છે કેઃ

उत्पक्ष्मणोर्नयनयोरुपरुद्धवृत्तिं
बाष्पं कुरु स्थिरतया विरतानुबन्धम्
अस्मिन्नल क्षितनतोन्नत भूमिभागे
मार्गे पदानि खलु ते विषमीभवन्ति

આમ જો, સંભાળીને ચાલ. આ તારી ઊંચકેલી પાંપણોમાં આંખો આંસુથી રૂંધાઇ રહી છે. તારા પગ લડથડિયાં ખાય છે ને ધરતી ઘડીક ઊંચી ને ઘડીક નીચી ચાલી આવે છે. હવે મનને મજબુત કરીને આંસુના પ્રવાહને રોકી લે. (ઉપર તો ડુંગર થયા)

ત્યાં કણ્વઋષિનો શિષ્ય શારંગરવ કહે છે કેઃ

भगवन् ओदकान्तं स्निग्धो जनोनुगन्तव्य इति श्रूयते।
तदिदं सरस्तीरम् अत्र संदिश्य प्रतिगन्तुमर्हसि।

ભગવન્ જળાશય સુધી સ્નેહીજનોને વળાવવા જવું એવું સાંભળ્યું છે. આ સરોવરકાંઠો આવ્યો. ('આજે આરો અણોહરો !') અહીં સંદેશો દઇને આપ પાછા વળો.

ઓ હો હો હો ! ક્યાં કાલિદાસને ક્યાં અમારો દાદ ! એની સરખામણીયે ન હોય. પણ ચલાળાના અમારા સ્નેહી નંદલાલ જોષીના દિલમાં એવો ભાવ ઊભરાઇ આવ્યો કે "ભાઈ ! કાલિદાસ તો વિશ્વનો શ્રેષ્ઠ કવિ, પણ આ દાદ પણ આપણા પંથકના લોકસાહિત્યનો નાનકડો કાલીદાસ પાકે એવા ભાવ મને ઊભરાઇ રહ્યા છે હો !"

થાનના ડૉ. રાણા સાહેબને થયું કે અતિ કરુણારસ છવાણો છે તો કવિ દાદ હીરણુ હલકાળી બોલે તો ઠીક.' કવિ દાદે સાણુથળીની સભા વચ્ચે હીરણુ નદી વહેવડાવી. આ કાવ્ય 'ઊર્મિ'મા આવી ગયું છે. કવિ ચલાળે પણ બોલેલ. આ કાવ્ય કવિ દાદ બોલે ત્યારે મને એમ થાય છે કે હું હીરણુ નદી હોઉં ને કવિ દાદ દરિયો હોય તો હું તેને જ જઇને મળું. પણ મિયાંકે પાંવ મેં જૂતિયાં કહાંસે ?

**હું નહિ હીરણુનાર, દરિયો નહિ તું દાદવા;**
**(નકર) વેંડા તુને વરમાળ, કંઠમાં રોપત કાનજી.**

આમ કંઠ, કાંઠાં, કાવ્ય કહેણી ને ટેરવાંના પંચાનનનો જમેલો જામતો રહે. જેમ કાંઠાં સુલેમાન ડાડાના તેમ ટેરવાં નાનજી મીસ્ત્રી ને હાજી ખશાનાંઃ નાનજી મીસ્ત્રીના ટેરવાંમાંથી સૂરનાં મધ ઝરે છે તો હાજીભાઈનાં ટેરવાંમાંથી રંગની મસ્તી જામે છે, બેયની જમાવટે શ્રોતાઓનાં કાળજડાં વીંધ્યાં.

**કાહે સુરકો સર લાગ્યો, કાહે સૂરકી પીર,**
**કાહે સુરકો પદ લાગ્યો, તન મન ધૂનત શરીર.**

બન્ને કલાકારો અમારા મિલનના કંઠનો ગરમાવો છે. નટવા હાજીભાઈ તો એકવાર વસ્ત્ર ઓઢીને નાચ્યા ત્યારે જ એને સોધરી વળી.

કામણગારા કંઠના કલાકારો

મિલનના શ્રી ગણેશ નોબત શરણાઈથી મંડાય, પછી પટ માંડીને એને અંત સુધી સમદરનાં મોજાંની જેમ લહેરાતો રાખવાની કલા પાથરે છે અમારા કંઠના કામણગારા લાખેણા કલાકારો લાખાભાઈ ગઢવી, કરશન પઢિયાર, દાદુભાઇ ગઢવી, જીવુદાન ગઢવી, અમરદાસજી ખારાવાળા, તખતદાન રોહડિયા, બાપલભાઈ ગઢવી અને સાણુથળીમાં તો અંજારથી વેલજી ગજ્જર પણ આ વખતે પહોંચી ગયેલા.

દુહા છંદનાં મોજાં સાણુથળી સોંસરવા ફરતા ગાઉ ગાઉની સીમ સુધી હેલારા દેવા માંડેલાં. એક એક ચક્કર એક એક રસનું લેવાય. શ્રૃંગાર પૂરો થાય કે વીરરસ ઊપડે વીરરસ પૂરો થાય એટલે સ્તવનો ઊપડે. મોતીના દાણાની જેમ એક એક શબ્દ વીણી લેવાય એવી લે બંધાઇ ગયેલી. આ વખતે તો અમારા

શરણાઇના બચોળિયાં સુંદરીના સૂરે સૂર મેળવતા નવયુવાન ભજનિક પ્રાણે પણ છંદગાનમાં સાથ પુરાવ્યો ને ગીતોમાં સાથ પુરાવ્યો સૂરની પાકી બધેશના નામી કલાકાર યશવંત ભટ્ટે.

લોકગીતો ઊપડે ત્યારે તો ગામડાંને પાધર સાતમ આઠમના તહેવાર મંડાણા હોય એવા હીલોળા ઊપડે. ભાવની તો ધુબકિયું ઊઠે.

## સુરની સંગત અને ભાવ

લાખોભાઇ દુહા છંદ કે લોકગીતોમાં જામે ત્યારે કંઠમાં મોરલી ઘુંટાતી લાગે. લાખાભાઇ ક્યારેક ગાય છે કે 'ગુજરાતને યાદ હેમુ આવશે.' પણ લાખાભાઈ અને શ્રી. પુષ્પાબહેન છાયા સાથે ગાય છે ત્યારે હેમુ ગઢવી ને દીના ગાંધર્વની જોડલીની યાદ આવે છે. સૌરાષ્ટ્રમાં પડેલી એ ખોટ આ આ બે કલાકારોએ પૂરી છે. સાણુથલીમાં બીજી રીતે આ બે કલાકારોએ સાથે ગાયું કે "પેલા પેલા જુગમાં હું રે હતી પોપટીને તમે રે પોપટ રાજા રામના" ત્યારે સંસારના સાર પછીની અસારતાના વૈરાગમાં શ્રોતાઓને તરબોળ બનાવી દીધા.

શ્રી. પુષ્પાબહેન છાયાએ સુરદાસના ભજનમા ટાંચણી પડે તો સંભળાય એવુ વાતાવરણ કરી દીધું. પુષ્પાબહેનને જોતાં તો એમ થાય કે આવાં નાજુક ને મુલાયમ શરીરવાળાં બહેન હજારો માણસોને ગાઇને ચકિત કરતાં હશે ? પણ પુષ્પાબહેન છાયાને રૂબરૂ સાંભળવાં તે જીવનનો એક લહાવો છે.

## આનંદ સંમોહ

કરસનભાઇ પઢિયારના ગળામાં લોકગીતો એવાં ઓપે છે કે પોતે ને લોકગીતો એક થઇ જાય છે. હીલોળીને લાંબે ગળે ક્યારેક ગાય ત્યારે વાજીંત્રોવાળા તાનમાં આવી જાય ને કરસનભાઇની હલકથી રોનક જામી જાય. સાણુથલી એક મજાનું લોકગીત લાવ્યા. પ્રિયતમા પોતાના વાલમને કેવાં, લાડ લડાવે છે ?

**દીએ ઓઢતી પીળાં પીતાંબર,**
**રાતે ઓઢતી રેશમ ચીર–હોમારા વ્હાલમા**
**લાપસી રાંધતી ને પિયુને જમાડતી,**
**ઝીણે ઝીણે કોળિયે જમાડતી–હોમારા વ્હાલમા**
**સાકર લઇને દૂધમાં ઘોળતી,**
**હસી હસી પિયુને પીવરાવતી–હોમારા વ્હાલમા**
**વીંઝણો લઇને વાહર ઢોળતી,**
**પિયુજીને નીંદરમાં લાવતી–હોમારા વ્હાલમા**

## યુક્તિ ને ચાતુરી

ત્યારે જિતુદાનજી જીવરા કલાકાર છે. એને રૂંવાડે રૂંવાડે જીવ છે. અમારા પરિવારનું પોતે રમકડું છે. પોતે રંગીલો ગાયક છે લોકગીતોમાં અતી રંગ જામે એટલે એને એવા તો ઉંકરાટા આવે કે નાચવા માંડે કાર્યક્રમમાં એવી યુકિતઓ લાવે કે આ જુવાન ક્યારે આવુ ચિંતન કરતો હશે એવા આશ્ચર્યમાં ગરકાવ કરી દયે. દુહા છંદ ગીતો ને રજુઆતથી દરેક બેઠકોને જિતુદાનજીએ ઓપ આપી દીધો

## ભરચક ભાવોદ્રેક

સાણુથલીમાં કચ્છના કલાધર વેલજી ગજ્જરે નવી જ હવા જમાવી. ચલાળાના કાર્યક્રમમાં વેલજીભાઈ આવી ન શક્યા તે ખોટ ગઇ. નોબત માથે મણીઆરો વાગતો હતો ત્યારે પોતે રહી ન શક્યા. અને ગાવા લાગે ત્યારે અંગે અંગમાંથી ભાવ ઉભરાય. "હું તો કાગળિયા લખી લખી થાકી, કાનુડાના મનમાં નથી' એમાં ગોપીનો વિરહભાવ ખડો કર્યો. દુલેરાય કારાણીનું 'દિલ્હી ભાંગી' એ ગીત લાવીને રમુજ ખડી કરી દીધી દુહા છંદ ગીત એમાં પણ ઓછા ઊતર્યા નહિ વ્યવસાયી કલાકારો વચ્ચે બેસીને મેદાન મારી ગયો. વાહરે વેલજી ગજ્જર ! અને પરિવારનું ત્રીજું મિલન અંજાર ઉપાડી ગયો, સૌરાષ્ટ્રમાંથી સીધો ઠેકડો મરાવીને.

## સાચાં સાગરનાં મોતી

યશવંત ભટ્ટ અમારે લજામણીના છોડ જેવા કલાકાર છે. સૂરમાં, સાજમાં સંગતમાં જરાક ફેરક પડે તો ખલાસ. પણ ઉમરની અસર એમના મન ઉપર થઈ છે એટલી કંઠ ઉપર નથી થઇ. સૌરાષ્ટ્રનાં તળપદાં ભજનોના ઢંગના અદ્‌ભુત કલાકાર છે. એના

ગળાની વળી અજબ મીઠાશ છે. એમણે ગાયું "જોતાં રે જોતાં અમને જડિયાં રે, સાચાં સાગરનાં મોતી," એ ગાતાં જ લાગ્યું કે યશવંત જેવું મોતીડું સમદરને તળિયે ગોતણ કરતાં જ લાવે. કાયમ હડફેટે ન ચડે. એમનાં ભજનોએ લે લગાડી દીધી. એમના ભજન-ભાવ ને કંઠનો યશ હજી એવો જ ઝળકતો છે.

## પ્રભુ વિરહની વ્યાકુળતા

દોથાક જેટલા ડીલના અમારા પ્રાણલાલ વ્યાસના ગળાની ગજબની પહોંચ છે. ઠંડી પડતી મહેફીલમાં કે ભાંગતી રાતનાં એનાં ભજન ગજબનો ગરમાવો લાવીને રસની સરવાણિયું રેલાવે છે. સાડા-ત્રણ સપ્તકની પેટી ખલાસ થાય પણ પ્રાણુનો સ્વર તો કુંજડીની જેમ આભને ભેદતો જાય પણ મીઠાશ ન મેલે. આદમી છોટો છે પણ એના ભજનનો ઢંગ મોટો છે. "જોપીડા જોશ જુવોને, કે દાડે મળશે મને ઘેલો કાન" એ ભજન ઊપાડયું ને શ્રોતાઓને હલબલાવી નાખ્યા.

## ભેદક ને વેધક

શરીરની તેવડ કરતાં જેનાં અંતરની તેવડ જબરી છે એવા તખતદાન દુહા છંદ અને વૃંદગાનમાં જોડાજોડ રહ્યા. કહેણીની રજુઆતમાં દ્રોપદી વસ્ત્રા-હરણમાં દ્રોપદીના આર્તનાદથી શ્રોતાઓને અદ્ધર ઉપાડી લીધા. એમની તબિયત જોતાં જયમલ્લભાઇ ઊંચે સાદે ઉપાડ કરવાની તખતદાનને ના પાડતા રહ્યા, પણ તખતદાનજી તો "મારી રતેન બોલાં તો હૈડાં ફાટે ને મરાં" રહી ન શકે. તખતદાનજીના કંઠમાં પણ સારૂં લૂણ છે.

## નાચરે નાનકા રાત ને દી

આ વખતે અમારે બાપલભાઇને કઠ ગુંદાના ઠળિયાની જેમ શરદી ચોંટી પડેલી તે એમની મોજ ન લૂંટી શકયા. છતાં બાપલભાઈ થોડો તુસખો બતાવ્યે જ રહ્યા

ચલાળામાં આખ્યાન કરતાં કૃષ્ણે ઘોડીને સુદામાજીને બથમાં લઇ લીધા એવું ચિત્ર હૃદયચક્ષુ સમક્ષ ખડું કરનાર અમરદાસજી ખારાવાળા સાણથળી આવ્યા ત્યારે કથાનો ભાર એક વધુ થઈ ગયેલો હોવાથી થાકેલા હતા. છતાં પોતાની આગવી રીતે વિવેચન સાથે એક લોકગીત ગાઈ ગયા.

અમારા જોડીદારમાંથી કોઈ ગાઇ વગાડી કે નાચી ન શકે એવું થાય ત્યારે છોકરૂં અણમણું થાતાં માવતર અણમણાં થાય ને જે લાગણી થાય એવી લાગણી અમને ઊપડે કે:

**આજ મારો નાનકો નાચ્યો નથી,**
**પગની ઘૂઘરી વાગી નથી.**

મિલનમાં દરબાર ડાયરો અને ચારણ ડાયરો પણ હતો. ડો. રાણાસાહેબ સાથે થાનથી વાસુકિ મંદિરના મહંત સાહેબ ને માનભાઇ ગઢવી વગેરે પણ આવેલ. સનાળીથી કવિ શ્રી. મેકરણભાઇ લીલા પહેલે દિવસે સમયસર આવી પહોંચેલા ને પહેલે જ દિવસે અમારા સૌના આગ્રહથી એમણે શ્રૃંગાર રસની જમાવટ કરી દીધી. બીજે દિવસે કવિ શ્રી. કાનજીભાઈ લીલા પણ આવી પહોંચેલા.

## શ્રૃંગાર ને વીરરસ

કાઠી દરબારો અને જયમલ્લભાઈ જેવા તેમના સ્નેહીઓ શ્રી. મેકરણભાઇને શૌર્યરસના કવિ કહે છે. એમના પિતા શ્રી. ગગુભાઈ લીલા તથા પૂર્વજો અદ્‌ભુત વાર્તાકારો હતા. રાજાઓની કચારિયુંમાં વાર્તા માંડે ત્યારે હોકા ઠરી જાય, અરે બીડીની ઘૂંટ લેવાય નહિ. ધીંગાણાની વાર્તા માંડે ત્યારે હથિયાર લઇ કોઇથી બેસાય નહિ. કોઇ હથિયાર લઇ બેસે તો સારાવાટ નહિ, વાપરે જ. કવિતા પણ એમની દિલ ડોલાવણ. એ જ પ્રણાલિકાના શ્રી. મેકરણભાઇ બીજે દિવસે પણ સૌના પ્રેમભર્યા આગ્રહથી મંચ ઉપર આવ્યા.

વીરાસન વાળી બેઠા ને વાર્તા ઉપાડી શૌર્ય-રસની. ચિતોડગઢ રાણા લખણસિંહને તેના બાર પુત્રોના બલિદાનની ને બાવીસ હજાર ક્ષત્રિયાણીઓના જૌહરની. પણ શ્રી. મેકરણભાઇએ સાણથળી લોક-સાહિત્ય પરિવારના મંચ ઉપર ધીંગાણું ખેડતું ચિતોડ ખડું કર્યું. ભગવાન રૂદ્ર ને મહાકાળીને

પુત્ર ગણેશ ગોતાવવામા અકળાવી દીવા આહાહાહા! અગનની ખાઇમા પોતાના શિયળ સાચવના બાવીસ હજાર રજપુત પુત્રીઓ પતંગિયા જેમ પડી હશે કેવો કપરો કાળ હશે? અને રાણાના એક કુવરને રાજપુતોએ બચાવ માટે ભાગવાનુ કહ્યુ ત્યારે કુવરે કહ્યુ કે મારા પગની પાની પડી ત્યા મારા પગની આગળી નહિ પડે—મારી પેનીએ આગળી નથી ઊગી એટલે પાછે પગે ભાગુ નહિ આ શબ્દો મહારાણાના કુવરના મુખમાંથી ઉચ્ચાર કરાવી મેકરણભાઇએ કમાન કરી સભામાથી પડકારા થવા માડ્યા વાહ મેકરણભાઈ! વાહ મેકરણભાઇ! એવો શ્રી મેકરણભાઇએ રંગ જમાવ્યો

**ભજ મન રામનામ સુખદાઇ**

શ્રી રામભાઈ રામનામવાળાની રામાયણની છટાબંધ રજુઆતમા મંગળાચરણના વિવિધ પ્રકારો સાભળવા મળ્યા પંપાસરોવરની સુંદરતા તથા પોતાને બહુ જ પ્યારી રામભક્તિનુ પોતે નિરૂપણ કર્યું શ્રોતાઓને ભક્તિભાવભીના કર્યા

ડૉ ઉમેદસિંહ રાણા કહ્યા કરે કે પોતે કલાકાર નથી પણ એમની હાજરી, એમનો પ્રેમ કલાકારોને એકધારો ઉત્સાહપ્રેરક રહ્યા કરે છે ને મિલનમા મોજ ઊભરાવે છે

અમિયલ આખવાળા શ્રી સુગરભાઇ ચારણનો લાભ આ વખતે ન મળ્યો ચનાળામા "મા મને વીરડો થાવુ ગમે એ ગીતે આનંદ આપેલો આ કવિહૃદય સાહિત્ય—ઉપાસકની ઇચ્છા ચલાળા પછી પોતાના આગણે જ મિલન ગોઠવવાની રહ્યા કરી છે, છતા અન્ય મિત્રોની લાગણીને માન આપી પોતાનો આગ્રહ જતો કરતા રહ્યા છે

**મનસાગરના મેળા**

ગઢડાવાળા વૈદ્ય મોટાભાઇની મિલનમા હાજરી ન હોય તો મિલન ઘણી રીતે અધુરૂ રહે હુ એમને મેમણના દેહમા ક્ષત્રિયનો જીવ રહેલો ગણુ છુ, પણ સેવાભાવ અનન્ય દોકડના છોટા ખેચવાના હોય, તબલા મેળમા લાવવાના હોય તબલાંની સંગત કરવાની જરૂર ઊભી થાય ત્યા મોટાભાઇ હાજર જ હોય મોટાભાઈ ન હોય તો મંજીરાના સાથની આ વખતે ખોટ જ વરતાત ખૂબ કહ કાઢ્યો અમે એમનો આ વખતે પાકા લીંબુના રસ જેવા

શ્રી નારણભાઇ ગઢવીએ રાવણ મંદોદરી સંવાદ સ્વરચનામા ઉત્સાહપૂર્વક રજૂ કર્યો ત્યારે શ્રી પ્રભુદાન ગઢવીએ બીજે દિવસે વિવિધના પીરસી

મૂળ માણાવાવના પણ હાલ અમરેલી રહેતા નાનાભાઇ બારોટે ગામડી સતાર ઉપર પંદરેક મિનિટ જુદી જુદી ગતમા પરજ લગાડી, સારસ મોરલી વગેરે ચાવના મીઠા આપવા દીધા અને સમજદાર શ્રોતાઓની પ્રશસા મેળવી

**સોબત જે જી સુક્—રી**

આ વખતના અમારા મિલનનો વિશેષ આનંદ તે શ્રી ઉપેન્દ્રભાઇ ત્રિવેદી અને શ્રી પુષ્પાબહેન છાયા જે ચલાળાથી મિલનમા પરોવાયેલા પણ ત્યા હાજર નહિ શકેલા જે સાણથલીમા આવી પહોચેલા તે હતો ઉપેન્દ્રભાઇ જેવા ગુણીજન સામે બેઠા હોય પછી કલાકારના કમળો ખીલે એમા શી નવાઇ! સુલેમાનભાઇને તો પોતાના વિવિધ તાનની ગતો પીરસવાની ખૂબ મોજ આવી ઉપેન્દ્રભાઈ પણ ગાઢા ગુણીજન છે કલાની વિવિધતા કે કલાની ખૂબી રજૂ થતા ઉત્સાહપ્રેરક પડકાર અને અભિનંદન ચાલુ જ હોય એકધારી મોજ છૂટયા કરે

ચલાળાના કલાપ્રેમી શ્રી નાથાલાલ ચંદારાણા, શ્રી નંદલાલ જોષી શ્રી જયંતીલાલ ઝાટકિયા પડ ગાજે ને પહોચ્યા વગર રહે? એ બધાનો અને દડુંજાવાળાનો પ્રેમ એમને ખેચી આવેલો અમરેલીથી દકુભાઈ, ધારીથી ડૉ જસાણી વગેરેએ પણ આનંદમા ભાગ લીધો ને બીજે દિવસે બગસરાનો ડાયરો પણ રાતના કાર્યક્રમમા ભાગ લેવા આવી પહોચેલો ચલાળા નહિ આવી શકેલા ટીબના દરબાર જેઠસુરભાઈ પણ દડુંજાવાળાના પ્રેમના આગ્રહે એંસી વરસની ઉમરે ટીબના શાળાના આચાર્ય દાદાભાઇ-વાળા સાથે આવી પહોચેલા એકબીજાને પ્રેમથી એક

બીજા ભેટતા એનાં અનુપમ દૃશ્યો સાણથળીમાં ખડાં થતાં હતાં. શારદાગ્રામથી કેશુભાઇ પણ આવી મળેલા.

## મિલનની મોજ–એકે હજારાં

સાણથળી રામદેપીરના પુજારીએ 'હાલોને અંજાર મુંજા બેલીડા' એ ભજન જમાવ્યું એનો ઉલ્લેખ કર્યા વગર કેમ જ રહેવાય? હજી સવારે જ અમે સૌએ વેલજી ગજ્જરનું અંજારનું આમંત્રણ સ્વીકારેલું. ભજનમાં સાથ આપવા પરિવાર । સૌ કલાકાર ભાઇઓ મંચ ઉપર પહોંચી ગયા અને એકરસ બન્યા. મિલનની મોજ જ એ છે. બીજે દિવસે રાતે સાણથળીની ભજનમંડળી ભાઇ પોલાની આગેવાની નીચે ભજનની જમાવટ કરી ગઇ.

શહેરોમાં પાણીના સ્ટેન્ડ ઉપર નળ એક અને દમયંતિયું ઝાઝી એવાં દૃશ્યો સરજાય છે એવું અમારે સાણથળીમાં પણ બન્યું. કલાકારો સામટા અને માઇક એક. પણ બીજા કાર્યક્રમોમાં માઇકની જરાક અગવડથી મોઢાં મરડી જાય એવા અમારા કલાકારો એક માઇક ઉપર ભારે ગોઠવાઇ જતા. માઇક પણ સૌને સમાવી લ્યે એવું ચલાળા મયુર મંડપ સરવીસવાળા કલાપ્રેમી ભાઇ પ્રવીણ મકદાણીનું. સૂર અને શબ્દને ચોકખા પકડીને શ્રોતાઓના કાનરૂપી પડિયામાં પીરસ્યે જતું હતું. નહિ સીસોટી, નહિ તતડાટ કે નહિ ઘરઘરાટ. રીસાવાનું તો નામ નહિ. જયમલ્લભાઇએ એને માટે અભિપ્રાય આપેલો કે અરધા હિંદુસ્તાનમાં મેં કાર્યક્રમો ગોઠવ્યા છે. પણ કંઈ જ કમીના વગરનું આવી સુંદર સરવીસ આપતું માઇક મેં ભાગ્યે જ જોયું છે. એકે હજારાં નિવડ્યું.

## હાસ્ય વિનોદના હિલોળા

એક કાર્યક્રમ જામતો મિલનના રીતસરના મિલનમાં અને બીજા ડાયરા જામતા કાર્યક્રમ ન હોય ત્યારે દ. પુંજાવાળાની ડેલી, કચેરી, ગેસ્ટહાઉસ અને મંડપો તાણેલા ગઢનાં ફળિયાંઓમાં. પાંચ પંદર વીસ પચીસનાં જૂથો જામ્યાં હોય અને સાહિત્ય–સંગીતની ગોળું લુંટાતી હોય. કાર્યક્રમ આપતી વેળા કાંઇ 'ખડું' થઇ ગયું હોય એની એકબીજા એકબીજાની ફીલમું ઉતારે. એમાં પછી કોઇ નાના મોટાનું માઠું ન લગાડે. આવો રંગીલો ડાયરો મળ્યો હોય પછી હાથ ઝાલ્યો રહે?

એમાંય કમાલ કરી ચલાળાના રમુજી કલામંડળે. જ્યાં બેઠા હોય ત્યાં રમુજની છોળો ઉડાડે. બપોર તો માથે લ્યે. કચેરીખંડ પાસેની બેઠકમાં તો મનસુખભાઇ ભટ્ટ ને નટુભાઈ જોષી; પી. સી. મકદાણી, એપી ને પતુભાઇ અલક મલકની ઉતારે. અનુકરણકલાની રમુજમાં એવા પાવરધા કે આબેહુબ ચિત્રો શબ્દ, ઉચ્ચાર, અભિનય અને અંગભંગ દ્વારા ખડાં કરે. ભાગવત લોકરામાયણ ને ભવાઇમાં રજૂ થતા વિસંવાદો ને વિરોધાભાસોને પકડી પકડીને પેટ પકડીને હસાવે; અને પાછા બુદ્ધિમાની સાથે. આકાશવાણીના વિવિધ મથકે રજૂ થતા કેટલાક સંગીતના કાર્યક્રમો તો આ કલાકાર મિત્રોના કંઠના ઉચ્ચાર અને અભિનય સાથે સાંભળવા એ એક લહાવો બની જાય.

## ગોકુળિયું નાનું સાણથલી

આમ દ. પુંજાવાળાનું સાણથળી એક ગોકુળિયું બની ગયું હતું. આ યુગમાં પુંજાવાળા, નાનાભાઇ અને ગામલોકો વચ્ચેના લાગણી અને પ્રેમ જોતાં જણાયું કે અહીં દરબાર અને ગામલોકો એકબીજાના સુખદુઃખના સાચા સાથી બનીને જીવે છે. સાંભળેલું કે પેઢી દર પેઢીથી આવા સબંધો જળવાતા આવે છે તે અમોએ નજરે દીઠું.

દરેક કલાકાર અને મહેમાનની સતત ચિંતા બન્ને ભાઇ અને એમનો પરિવાર સેવ્યા કરે છતાં અણસારેય વરતાવા ન દયે. બધું આપમેળે થયા કરતું લાગે. રાજવંશી ખોરડું એટલે ખાવાપીવાની તો કોઈ ચીજની શું કમીના હોય? ટંકે ટંકે અન્નકોટની વિવિધતા પીરસાય. વળી કાઠીકુળની સાંગોપાંગ પરોણાગતની છાકમછોળ ઉડે.

પાછી એટલી જ વ્યવસ્થા, એટલાં જ સાધન સગવડ ને એટલી જ સ્વચ્છતા તથા શાંતિ. અવાજ એક માત્ર કલાકારો ને મહેમાનોના આનંદ પ્રમોદ અને વાતુંના ગલગાનો. માણસોમાં જ નહિ પણ સમગ્ર વ્યવસ્થામાં એટલોજ વિનય, વિવેક ને નમ્રતા.

નવા જમાનાએ આમાંથી ઘણા ગુણો અપનાવવા જેવા લાગ્યા

દ. શ્રી. પુંજાવાળાએ પોતાને ત્યાં વાર્તાનો કે સાહિત્યરસનો કાર્યક્રમ અમારા સૌના અત્યંત આગ્રહ છતાં નહિ આપેલ. પોતે અચ્છા વાર્તાલેખક અને વાર્તાકથક છે. રાજકોટ આકાશવાણી ઉપરથી એમની વાર્તાઓ અવાર નવાર લહેરાય છે.

**કે દી ચીતર ચળશેના**

બે દિવસના કાર્યક્રમને અંતે રાતના ત્રણેક વાગ્યે દ. પુંજાવાળાએ પોતાને આંગણે આવેલા કલાકારો અને મહેમાનોનો આભાર માન્યો તે ઉચ્ચ સાહિત્યના અંગ જેવો અને લોકવાર્તાથી ચડી જાય એવો હતો.

આભાર માનતાં પોતે બોલ્યાં કે "કલાકારો કાંડે ધા નાખીને મિલનમાં આવે છે." પણ હું કહું છું કે પોતે પણ .

**જેડે તેડે થાય નહિ, કીરત હંદાં કામ;**
**ટાચે તનની ચામ,(તઈં) રાણુરતન નીપજે.**

જ્યારે શરીરની ચામડી ત્રૂટે ત્યારે જ લોહી નીકળે એવા છે.

લોકસાહિત્ય પરિવારની બેઠકનો મંડપ નાખેલ તે વિશાળ મેદાનને પાકી દીવાલ ચણાવવી હતી તે તો કાચી રહી એમ પોતે કહ્યું. પછી કહે કે વાંધો નહિ, અને દુહો બોલ્યા :

**"ભીંતડિયુ ચળશે ભુવણ, કે દી ચિત્રવ ચળશેના;**
**એમાં ઇંડરિયા, કયું વડેરૂં કલ્યાણમલ!**

"ગમે એવી પાકી દીવાલું એક દી પડી જાશે, પણ મારે આંગણે લોકસાહિત્ય પરિવાર મિલનનું ચીતર ચીતરાણું ઇ નહિ જાય. અરે આપણે બેઠા છીએ ત્યાં લોકવાયકા એવી હતી કે અહીં ભૂત થાય છે. હું તો માનતો નહિ પણ હવે તો ભૂત થતું હશે તો પણ ભાગી ગયું હશે ને કાં એની મુક્તિ થઇ ગઇ હશે."

અમને સૌને દ. પુંજાવાળાએ એવા પવિત્ર ગણ્યા અમે એવા સંત કે પવિત્ર હોઇએ ઈ તો અમારં મન ને પ્રભુ જાણે, પણ દ. પુંજાવાળાની લોકસાહિત્યની પવિત્રતામાં રહેલી શ્રદ્ધા અને અમારા પ્રત્યેનો એમનો પ્રેમ એ બોલાવતો હતો.

**એમને ગાંડાઈમાં ગુણ લાગ્યો**

આગળ જતાં પોતે એવું બોલ્યા કે. "મારી આસપાસ એક સૂર એવો નીકળતો હતો કે વરસ મોળાં છે ને દરબાર આવું ખરચ કરીને ગાંડાઇ કરે છે. એનો અર્થ એવો નીકળે કે હું બીજાની જેમ અવળી રવાડીએ ચડી દારૂ માંસ કે જુગાર વગેરેમાં ખરચ નથી કરતો પણ આપણા દેશના એક સંભાળવા જેવા વર્ગને મારાથી બનતું પ્રોત્સાહન આપું છું ને એવી સંસ્કૃતિ પાછળ ગાંડો છું. તો ભલે મને ગાંડો ગણો."

મારૂં કહેવું એમ છે કે આપની માન્યતા બરાબર છે, પણ આદુકાળથી આપનું ખોરડં જ ગાંડું છે એમાંથી બે પુરુષો તો મેઘાણીભાઇની કલમે રસધારમાં અમર રહ્યા દાતેશ્વરી દ. વાલેરાવાળો ને મરદ માણસિયાવાળા. બેયનુ એક મજમુ ગીત છે :

**ગજઢાળણુ સિંહ ભારથે ગાંડા,**
**ફો જે ગાંડા તૂર ફરે;**
**ગણીએ મેહ વરસતે ગાંડા,**
**પણીએ ગાંડા જેતપરે.**
**ગજજીં દારૂ પીએ અતિ ગાંડા,**
**દત્ત ગાંડા અતિ લાખદીએ;**
**ગઢપતિ બીઆ અકરમી ગાંડા,**
**(આતો) કરમી ગાંડા જગત કહે.**
**ભારતે ગાંડા અરિયાં દળ ભંજણુ,**
**સાવ ભલ ને મોજ છકેલ;**
**મૂળુરો વાલગ જેતારો માણો,**
**ગાંડા થઈ ફરે તરઘેલ.**
**ડાયા ભૂપ સાંભળો દૂજા,**
**કહો ગાંડારી ત્રવડ કીયો;**
**ગાંડા ડાયા એ જ ગણાશે,**
**સોહડ ભડ વાલગ અને માણસિયો.**

**પરિવારની રિત્યું.**

એમ લોકસાહિત્ય પરિવારનું મિલન આપને આંગણે યોજી આપ થોડા ગાંડા બન્યા હોતો ભલે બન્યા.

આપે બીજી એક વાત કરી કે: "ચલાળાનું મિત્રમંડળ કેવું માયાળુ ને સદેખું છે : સાણથળીનું સંમેલન ચલાળાથી સવાયું બને એવી શુભેચ્છા દરશાવી સાધન સરંજામ તથા માણસોની સેવા લેવાની જરૂર

જણાય તો બોલાવજો એમ ચલાળાના મિત્રોએ મને જણાવતાં અધિક આનંદ થયો."

એ તો આપ ચલાળે પધારી જે સુવાસ ફેલાવી પ્રેમ પાથરી ગયા એનો જ એ પ્રભાવ છે. આવાં મિલનો કોઇ હરિફાઇનો વિષય નથી. શ્રી. રતુભાઈ અદાણીએ કહ્યું તેમ આપણે ખાલી મોજ માણવા માગતા નથી. આપને ત્યાં તો આ આપની શાન પ્રમાણે મહેમાની આપો જ, પણ આર્થિક રીતે સંકડાશ ભોગવતો કળાકાર પોતાને આંગણે પરિવાર મિલન ભરી અડદની દાળ ને રોટલા પીરસે ને ભોંય પથારીએ સુવાડે તોય ત્યાંનું મિલન કે કાર્યક્રમ નબળો ગણાય નહિ એવી આપણે રિત્યું રાખવી છે.

આપણા કલાકાર ભાઇ બહેનો કેટલાક તો મારી જેમ ધંધાદારી છે. પણ કલા પીરસતી વખતે નથી કોઇને ઇર્ષા કે નથી દ્વેષ. એકબીજા એકબીજાનું સુંદર કામ જોઇ અનહદ પોરહાય છે, પડકારા કરે છે. ને કદાચ કોઈ કલાકારમાં વખતે ખામી જણાય તો બીજો ખબર ન પડે તેમ ખામી પૂરી દે છે. આ જ આપણાં અહોભાગ્ય છે. કોઇ કળાકારની કળા નબળી જાય તે આપણા અંતરને રૂચતું નથી. આવી વૃત્તિ આપણી સર્વની રહેશે ત્યાં સુધી પરિવારની ભાવના નહિ તૂટે ને બધાં મિલન સફળ બની રહેશે.

## સાધના શિબિર

શ્રી. રતુભાઇ અદાણીએ પરિવાર મિલનનું સમાપન કરતાં કહ્યું તેમ આ તો સાધનાની શિબિર છે. આભાર તો કાંઈક લઈ ને પાછું વાળવાની લાગણી હોય ત્યાં મનાય. એટલે શ્રી. રતુભાઈ દ. પુંજાવાળાને કહે તમારો આભાર નહિ માનું. કારણ કે દ પુંજાવાળાએ જે પ્રેમ દીધો જે આનંદ પ્રગટાવ્યો એનો રતુભાઇએ આનંદ જ વર્ણવ્યો. દીકરાનાં લગન થાય ત્યારે જે ઉત્સવ મનાવે એના કરતાં વધારે ઊત્સવ મનાવ્યાનો રતુભાઇએ આનંદ પ્રગટ કર્યો. અને એ આનંદમાં દ. પુંજાવાળાની સુજતા અમીરાત, આવડત સાહિત્યપ્રેમ તથા પરોણાગતનો સમાવેશ થઇ જતો હતો.

શ્રી. રતુભાઇએ ખૂબ વિસ્તારથી દષ્ટાંતો આપી ને લોકસાહિત્ય પરિવારનું ધ્યેય સમજાવ્યું. એમણે કહ્યું કે આ પરિવારને રાજકારણ સાથે કશો સંબંધ નથી. એવી કોઇ ખોટી શંકાઓ કરશો નહિ. પરિવારમાં જે છે અને પરિવાર બહાર જે છે તેમની વચ્ચે કોઇ ફરક નથી. માત્ર થોડા મિત્રો એક સાધના લઇને બેઠા છે. એમાં કોઇનું કાંઇ લઈ લેવાનું નથી. જો હોય તો સાધના દ્વારા જો કાંઇક મળશે તે સમાજને પાછું વાળવાનું છે. એટલે બહાર રહેલા મિત્રો ને વડિલો પરિવારને આશીર્વાદ આપે કે જેથી પરિવારમાં બળ ને ઉત્સાહ પુરાય ને સમાજની વધુ સારી સેવા કરી શકે.

## પરિવારનું જ્ઞાનસત્ર

શ્રી. રતુભાઇએ જણાવ્યું કે લોકસાહિત્ય સાથે લોકસાહિત્યકારોનું સ્તર કેમ ઊંચું આવે એ માટેનો આ એક નમ્ર પ્રયાસ છે. લોકસાહિત્ય એટલે ખાલી મનોરંજનનું સાધન નથી. પણ જીવનમાં ઉતાર્યા જેવી વસ્તુ છે એની લોકોમાં અને લોકસાહિત્યકારોમાં જાગૃતિ આવે એ માટેનો આ એક પ્રયાસ છે. લોકસાહિત્યકારને એમ થાય કે અમે કાંઈ તમાશગીર નથી અને લોકોને એમ થાય લોકસાહિત્યકાર એટલે કોઈ સોંઘું બજાર રમકડું નથી પણ સમાજ સુધારક છે. સાધુ સંતો બ્રાહ્મણો શ્રમણો વગેરેએ સમાજ સુધારણાનું કામ લગભગ છોડી દીધું છે ને ગતાનુગતિક રૂઢતાને પકડીને બેસી ગયા છે. આજે સમાજની સ્થિતિ ઘણી ખરાબ છે. ચારેકોરથી વીંખાઈ રહ્યો છે. વેર ઝેર ઇર્ષ્યાથી ખદબદી રહ્યો છે. કોઇ સમજ વગરની દોટ દઈ રહ્યો છે. ત્યારે લોકસાહિત્યકારોએ એ સમાજના આચાર્ય બનવાનું કામ ઉપાડી લેવું ઘટે છે. સમાજને ફરીથી સંસ્કારવંતો બનાવવાનું વિપુલ બળ લોકસાહિત્યમાં પડ્યું છે. પણ લોકસાહિત્યકાર એ સંસ્કારની સાધના કર્યા પછી જ સમાજ ને કાંઈક આપી શકે.

શ્રી. રતુભાઇએ પરિવાર પાછળનો જે હેતુ સમજાવ્યો, તેનો સાર હું જે સમજ્યો તે ઉપર મુજબ આપ્યો છે. અને એ માટે અમે દર બે મહિને બે દિવસ મળીએ તેમાંથી એક આખો દિવસ ને રાત અમારા જ નિજાનંદમાં મસ્ત રહી લોકસાહિત્યના વિકાસ માટેની જ્ઞાનચર્ચા વગેરે કરવાનું પણ ઠરાવ્યું છે. ખરેખર અમારૂં લોકસાહિત્ય પરિવાર મિલન એક મોટું જ્ઞાનસત્ર જ બની રહે છે ને એક પછી એક પંથકમાં એનો પ્રચાર આપોઆપ થાય છે.

# ઘરઘોડા કુંવર અપચળા

(અદ્‌ભુતરસની લોકકથા થોડા હળવા રૂપે)

જયમલ્લ પરમાર

કનકાવતી નગરીમાં રાજા અજિતસિંહ રાજ કરે. રાજાને ભગવાને રૂડે હાથે બે દીકરા દીધા છે. મોટા દીકરાનું નામ પાડ્યું રૂપસિંહ અને નાના દીકરાનું નામ પાડ્યું રામસિંહ. દેવના ચક્કર જેવા બેય કુંવર રાતે ન વધે એટલા દીએ વધે છે અને દીએ ન વધે એટલા રાતે વધે છે. આજકાલ કરતાં કુંવર દોડવા લાગ્યા અને પાંચમે વર્ષે તો પાટીપેન લઈને ભણવા લાગ્યા. જોતજોતામાં તો કુંવર બાર વરસ વટાવી ગયા અને નગર બહાર નીકળી શિકાર ખેલવા લાગ્યા.

એક દિવસ સવારને પહોર બેય કુંવર મહેલને ઝરુખે બેઠા છે અને તીરકામઠાં લઈ ધાર્યાં નિશાન પાડી રહ્યા છે. ત્યાં તો બેયને કાને રૂમ્મા...ઝુમ્મા... એવો ઝણકાર સંભળાયો. સામે જુએ તો નગરશેઠના દીકરાની વહુ ઝીણા પદમણી સોળ સાહેલીઓના સાથમાં તળાવેથી પાણી ભરીને ચાલી જાય છે. સરખી સાહેલીઓ તાળીઓ દઈ હસતી રમતી જાય છે અને ઝીણા પદમણી હળવે હળવે પગલાં માંડતી મલકાતી મલકાતી ચાલી જાય છે. પગમાં ઝાંઝર ઝણકે છે. અને માથે સોનાનું બેડું સૂરજના અજવાળામાં ઝળાં ઝળાં થાતું ધરતી માથે સૂરજ હાલ્યો જતો હોય તેવું લાગે છે.

આવું રૂડું બેડું જોઈને રૂપસિંહ કહે : 'વાહ રે બેડું વાહ ! આડાંઅવળાં તો ઘણાં નિશાન પાડ્યાં, પણ ભર્યું બેડું હલે નહિ અને બારોબાર ગલોલી હાલી જાય તો નિશાન પાડ્યું પરમાણ !' આમ કહેતાં તેણે તીરને છેડે રાઈના દાણા જેવડી ગલોલી ચડાવી.

**રઢ લીધી રાજવીર, રઢ ન છોડે રાય,**
**મમતે ચડ્યા મહીપતિ, મર ઉથલપાથલ થાય.**

'હાં...હાં...ભાઈ ! અસ્ત્રીને બેડે આપણાં નિશાન નં હોય....' એમ કહી રામસિંહ વારવા જાય તે પહેલાં તો રૂપસિંહની ગલોલી વીજળીના ચમકારાની જેમ છૂટી અને બરાબર ઝીણા પદમણીના બેડાને આરપાર વીંધી ધ્રોપટ ચાલી ગઈ. 'ભૂંડી કરી, ભાઈ !' એમ કહી એ જ ઘડીએ રામસિંહે તીરડા માથે મીણની ગોળી ચડાવી અને 'હે મોરલીધર ! પાડ્યું નિશાન પૂરીને સહાય થાજે !' એમ કહી ગલોલીને વહેતી મૂકી. મીણની ગલોલી બેડામાં સાંધની આરપાર પરોવાઈ ગઈ.

પણ ભગવાનને કરવું છે તે એ જ ઘડીએ *ઝીણા પદમણીને ઠેસ વાગી અને મીણની ગલોલી* હેઠે દોરાવા સાંધ રહી ગઈ. સાંધમાંથી મોતીડા જેવું પાણી ટપક ટપક હેઠે પડવા લાગ્યું અને ઝીણા પદમણીનાં હીરચીર ભીંજાવા લાગ્યાં. ઝીણા પદમણી સામે નજર કરે તો તીરડા લઈને રાજાના કુંવર મહેલના ઝરુખામાં બેઠા છે અને એક ભાઈ હસી રહ્યો છે.

એને થયું : 'અરરર ! હું નગરશેઠની દીકરાવહુ ! રાજાના કુંવર આજ મારી આળવીતરાઈ કરે તો કાલ ગામના ગરીબ ગુરબાંની વહુદીકરીઓ બહાર કેમ નીકળી શકશે ?' આમ વિચારી ઝીણા પદમણીએ ઘેર જઈ ફળિયે બેડું પછાડ્યું અને ઓસરીને ખૂણે ટૂંટિયું વાળીને સૂઈ ગઈ.

સાસુને ખબર પડતાં લાંબે શ્વાસે દોડી આવ્યા અને વહુને પૂછવા લાગ્યાં : 'અરે વહુ ! તમે અણોહરાં કેમ ? તમને કોઈએ આડી જીભ કચરી હોય તો એની જીભ ખેંચાવું અને આંગળી ચીંધી હોય તો આંગળી વઢાવું. મારી દીકરાવહુને શાં દુઃખ ?'

વહુ કહે : 'બાઈજી ! કીધું કહેવાય નહિ અને મનમાં સહેવાય નહિ એવાં દુઃખ. કહો, કેમ કહીએ?'

સાસુ કહે : 'કહેવાય તોયે કહો, અને ન કહેવાય તોયે કહો. કાંઈક મારગ નીકળશે.'

વહુ કહે : 'બાઈજી ! વરતી ગુનો કરે તો હેડમાં પુરાય પણ રાજાના કુંવર અમારી આળવીતરાઈ

કરે તો કોને કહીએ ?

સાસુએ તરત નગરશેઠને બોલાવ્યા. નગરશેઠને બધી વાત કહી. નગરશેઠને પગથી તે માથા સુધી ઝાળ લાગી ગઈ. પણ કરે શું ? તરત નાતના મોવડીઓને ભેગા કર્યા. શેઠને ઘેર પહોર થાતાં તો પદમાશા ને પેમાશા, રૂપાશા ને થોભાશા, નેમચંદને લટકચંદ, મટકચંદ ને માખીચંદ ભેગા થયા અને 'અરરર, ભૂંડી કરી ! ભારે કરી !' એમ બોલતા વળતે દીએ ઉચાળા ભરી ગામ છોડવાનું નક્કી કર્યું.

બીજે દિવસે વહેલી સવારે દરવાજા ઊઘડે તે પહેલાં દરવાજે ગાડાંની હડય લાગી અને 'ભાઈ પોળિયા ! દરવાજા ઉઘાડય !' એવા પોકાર પડયા. ચકળવકળ આંખે પોળિયો નજર કરે તો ગામનું મહાજન ઉચાળા ભરીને ઊભું છે.

પોળિયો કહે : 'ગામનું માજન ઉચાળા ભરે અને મારાથી રાજાજીની રજા વિના દરવાજા ઊઘડે નહિ.' આમ બોલી ઉઘાડે પગે પોળિયો મહેલે પહોંચ્યો અને 'રાજાજી ! સૂતા કે જાગો !' એવા હેઠેથી પોકાર દીધા. અર્ધા ઊંઘતા ને અર્ધા જાગતા રાજાએ ઝરુખેથી ડોકું કાઢયું ત્યાં પોળિયે ચાવી ખખડાવતાં બધી વાત કરી.

'હેં, મારું માજન ઉચાળા ભરે છે ?' એમ કહી માથે ફટકું બાંધી ઉઘાડે પગે રાજા દરવાજે પહોંચ્યા અને નગરશેઠને પૂછ્યું : 'મારા રાજમાં શાં દુઃખ કે માજનને ઉચાળા ભરવો પડે ?'

નગરશેઠ કહે : 'મહારાજ ! પેટને કોઇ પોગ્યું છે ? અમારી પાસે વાત કરાવવી રહેવા દો.'

રાજાએ જક કરતાં નગરશેઠે બધી વાત કરી. વાત સાંભળતાં તો રાજાનાં રૂંવાડે રૂંવાડાં ધગી ઊઠયાં, નાખોરાં ફૂલી ગયાં અને હોઠ ધ્રુજી ઊઠયા. ચહેરો તો ધગાવેલ તાંબા જેવો લા...લ ધૂમ. રાજાએ રાડ નાખી : 'હાં... કોઇ હાજર છે કે ?'

અડખેપડખે નોકરચાકર ઊભેલા તે આગળ આવ્યા અને બોલ્યા : 'હાં બાપુ ! એક કહેતાં એકવીસ હાજર છે !'

'જાઓ ! આ ને આ ઘડીએ બેય કુંવરને કાળો ઘોડો ને કાળો પોષાક આપી દેશવટે મોકલી દ્યો ! કહેજો કે બાર વરસ સુધી બાપને એમનાં કાળાં મોં ન બતાવે.'

તરત જ મહેલે વાત ગઇ અને બેય કુંવર કાળા પોષાક પહેરી હથિયારપડિયાર સજી કાળે ઘોડે બેસી આથમણે દરવાજેથી દેશવટે હાલી નીકળ્યા.

**ત્રણ સતાં જે નર ચઢે, પેસે પંચાં હોય :**
**અણુહોની હોહી નહિ, હોની હોય તો હોય :**

દણાં...દણાં...દણાં...કરતાં દેવાંગી ઘોડા વા વેગે દોડયા જાય છે.

લાંબી નળિયારાં ને ટૂંકી કળિયારાં,
છલકતી છાતીવાળા ને અડી સુમેરીવાળા,
વાટકીએ પાણી પીએ ને
થોડા પાણીમાં માછલું તરફડે એમ ઠેકે ઠેકે
આકાશમાં વાતું કરે,
અગાડીના ચાવતલ ને પછાડીના તોડતલ,
લાંબી લાંબી કેશવાળી ને ટૂંકી ટૂંકી કાનસૂરી
ઝરાંનાં ઝરાં ને અઢાર અઢાર હાથ માથે ઠાબા
માંડતા સગડ ન થવા દે

એવા ઘોડા કુંવરોને બાજઠ જેવી પીઠ માથે ઉપાડીને વનને મારગે હાલ્યા જાય છે.

હાલતાં હાલતાં સાંજ પડી. સામે જુએ તો વનરાવન જામી પડયું છે. ઘાટી ઝાડીઓ અને ઝંટી વનરાઇઓ લેલૂંબ લાગી પડી છે. ઝાડવે ઝાડવાંની ડાળીઓ સામસામી અટવાઇ પડી છે અને જાતી આભને આવરી રહી છે. સૂરજનાં ત્રાંસાં કિરણ પણ પાછાં પડે છે અને વાયરો અડખેપડખે આંટા દીએ છે.

એવા વનમાં રૂપસિંહે એક વડલા હેઠે પડાવ નાખ્યો.

'આ તો વનરાવનનું કામ ! જાગતો પોરો સારો !' એમ કહી રૂપસિંહ સૂતો અને રામસિંહ હાથમાં ભાલો–તલવાર લઈ પહેરો ભરી રહ્યો છે.

**આગે અરજણ તણો, માઠાનો તો નીમ**
**પાંડવો પાછા હઠે, ભારથ લાજે ભીમ.**

કાળી ઘોર રાત ધમકારા કરતી ચાલી જાય

છે અંધારાના પોટલા તૂટી પડયા છે ત્રમ ત્રમ ત્રમ તમરા બોલી રહ્યા છે અને જંગલી પશુઓની ગરકિયુ ગમમમમ ગમમમમ કરતી કાનના પડદા ચીરી રહી છે

આવો એક પહોર અને બે પહોર વીત્યા અને મધરાતનો વખત થયો ત્યા સ્ર. સૂ. સૂ. એવા સુસવાટા સભળાયા રામસિંહે તરવારે હાથે દીધો અને અંગૂઠે ઊભો તૈયાર થઈને નજર કરે છે તો સૂપડ મથ્થો કાળો ઝેમાણુ નાગ પાણીના રેલાની જેમ હાલ્યો જાય છે સૂપડા જેવડી ફેણુ માથે ઝળા ઝળા થાતો મણિ બાર બાર ગાઉ માથે અજવાળા પાથરી રહ્યો છે

ચાર ગાઉ માથે નાગે મણિને હેઠે મૂકયો અને અજવાળે અજવાળે ચારો કરવા હાલી નીકળ્યો 'અહાહાહા! શુ રૂપાળો મણિ છે? આમ કહી રામસિંહે તીરના ફળા તોડી ઢાલ માથે ચોડયા માથે ફોડી હાલે તો ઊભે ઊભી વેતરાઈ જાય એમ ફળાને ઢાલ માથે ચોડી દીધા અને ઢાલને મણિ માથે મૂકી દીધી

ઢાલ મૂકતા ભેગાં તો અંધારા ઘમ્ઘ થઈ ગયા અને ફૂં ફૂં કરતો નાગ ચારો પડતો મૂકી પાછો વળ્યો આવીને જુએ તો મણિ માથે કાંઈક પડયુ છે નાગે ચાર ચાર હાથ ઊછળીને ઢાલ માથે ફેણુ પછાડી કે તીરના ફળેફળાં સોસરમોસર નીકળી ગયા અને ફેણુ ચાળણીની જેમ રજરજ વેતરાઈ ગઈ તરફડ તરફડ થાતો નાગ ઘડીપલમા પ્રાણ છાડી ગયો

રામસિંહે ઊઠીને મણિને માથે બાધી દીધો અને પાછો આવીને વડલા હેઠ જરાક આડે પડખે થયો પાછલી રાતની ઊંઘે જે ઝપાટો દીધો કે રામસિંહ એ જ ઘડીએ ઊંઘી ગયો

આ બાજુ ત્રીજો પહોર વીતી ચોથો પહોર બેઠો તોય નાગ પાછો ન ફર્યો એટને નાગણી ધણીની ગોતમા નીકળી આવીને જુએ તો નાગની ફેણુ રજ રજ વેતરાઈ ગઈ છે અને નાગ મરેલો પડ્યો છે 'અરરર! મારા ભોરીંગને મારનાર કોણુ?' આમ વિચારી અડખેપડખે નજર ફેરવે તો માનવીના પગલા દીઠા પગને પગને ચાલતી નાગણી પચ ગાઉ માથે આવીને જુએ તો વડલા હેઠ બે માનવીઓ સૂતા છે

'આમાથી મારા ધણીને મારનાર કોણુ?' એમ વિચારી નાગણી રૂપસિંહની છાતીએ ચડી કાન માડે તો રૂપસિંહ સનામણુની છાતી કરીને પડયો છે અને પહોર પહોરના શ્વાસ લે છે ઊતરીને નાગણી રામસિંહની છાતી માથે ચડી તો છાતી ધડક ધડક થાય છે અને પળમા પાચ વાર શ્વાસ લે છે 'આ જ મારા ધણીનો મારતલ!' એમ કહી નાગણીએ રામસિંહના જમણા પગના અંગૂઠાને એવો ડખ દીધો કે પોતે અવળી પડી ગઈ અને ઝેરની કોથળી ઠલવાઈ ગઈ રામસિંહનું આખુ અંગ લીલુ કાચ થઈ ગયુ અને નાગણી સરરર કરતી પાણીના રેલાની જેમ હાલી ગઈ

પહોર રાત વીતતા સવાર પડી અને રૂપસિંહ જાગ્યો આડોઅવળો થતા સવાપહોર દી ચડયો તોય રામસિંહ ન ઊઠયો એટને રૂપસિંહે જગાડવા માટે રામસિંહને માથેથી પછેડી ખેચી, જુએ તો ભાઈનું મડ્ પડયુ છે અને મડુ આખુ લીલુ કાચ થઈ ગયુ છે 'અરરર! આ નાગનો ડખ' એમ કહી રૂપસિંહ માથા કૂટવા લાગ્યો અને પછાડી ખાવા લાગ્યો 'ભાઈ, ભાઈ મારા! એક વાર તો જવાબ દે!' પણુ કોણુ બોને?

કલ્પાત કરતા કરતા રૈદો ઢળ્યો એટને રૂપસિંહને થયુ 'નાગનું ઝેર ઉતારનાર કોઈ મળે તો લાવ ને તપાસ કરુ.' એમ વિચારી રામસિંહના દેહને વડના થડની બખોનમા મૂકી રૂપસિંહ ઘોડે ચડીને ચાલી નીકળ્યો' 'કોઈ નાગનુ ઝેર ઉતારનાર! નાગનું ઝેર ઉતારનાર! નાગનું ઝેર ઉતારે એને મારો માથાનો મુગટ આપુ, હૈયાનો હાર આપુ!' એમ પોકાર કરતો અને વન ગજવતો રૂપસિંહ ઘોડાને હાકતો ચાલ્યો જાય છે

**દેશવટો દાદે દીધો, તે દી ભેળા હતા બે ભાઈ,**
**હરિ કરતા સરવે બન્યુ, વછા પડયા વનમાય**

ચાલતા ચાલતા એક દિવસ બે દિવસ અને ત્રણ દિવસ' વીત્યા ત્યાં એક ગામને પાદર આવીને

ઊભો રહ્યો. આ તો લાલસિંહ ધુતારાની ધુતારનગરી. નગરીની આસપાસ ચાર ચાર ગાઉમાં લાલસિંહનાં ધુતારા આંટા દે છે. ધુતારાએ રૂપસિંહને દીઠો કે 'આવો, આવો ભાઇ! ઘણે વરસે દેખાણા?' એમ કહી ઘોડાની વાઘ ઝાલી અને નગરીની વચ્ચે દરબારમાં જઇ ને ઊભા રહ્યા.

ત્યા તો 'અહોહોહો! જમાઇરાજ આવ્યા...મોટા મહેમાન આવ્યા...' એમ કહેતો, બઠિયા કાન અને આડી આંખ, નનકું નાક અને ટૂંકી ડોકવાળો બાંઠકો લાલસિંહ ધુતારો દરબારમાંથી દોડયો અને રૂપસિંહને બથે ઘાલીને ભેટી પડયો. રૂપસિંહને દોરીને લાલસિંહ ધુતારો દરબારમાં લઇ ગયો અને પગલે પગલે ધુતારી કચેરી 'ખમ્મા....ખમ્મા...જમાઇરાજને!' એમ બોલતી ગઇ.

બેસતાંવેંત ધુતારે વાત કરી: 'અરે જમાઇરાજ! બસ આટલી જ પ્રીત કે? અઢાર વરસ પહેલાં સાત દુકાળી પડેલી ત્યારે તમારા દાદા અહીં આખી કચેરી સાથે આવીને રહેલા અને અમે ચાર ગામ ઘરાણે મૂકીને ગજાસંપત સેવા કરેલી એ તો ઠીક, પણ જતાં જતાં અમારી કુંવરી સાથે તમારાં લગન કરેલાં એય વાત તમે વીસરી ગયા કે?'

'કેવાં લગન અને શી વાત!' એમ રૂપસિંહ વિચારે છે. ત્યાં તો ધુતારે કચેરીને કીધું કે હાં...કરો કસુંબા તૈયાર. તરત જ આરસની ખરલ માથે માળવી, કોંટાઇ, ચીનાઇ અને મિસરી એવાં ચાર જાતનાં અફીણ કસર...ક! ભુટા...ક! કસ્સર...ક! ભુટા...ક! ઘુંટાવા લાગ્યાં.

ઘડીપલમાં રેઢિયા કસૂંબા કાઢ્યા અને જાયફળ અને જાવંતરી, તજ તાલ અને તમાલપત્ર નાખી કસૂંબાની અંજળિઓ ભરી.

બાપ પીએ તો બેટાને ચડે,
બેટો પીએ તો બાપને ચડે,
કાકો પીએ તો ભત્રીજાને ચડે,
કીડી પીએ તો હાથી બાઝે,
સાંસો પીએ તો સાવજ બાઝે....એવો કસૂંબો ઘોબે ભરીને હેતુમિત્રુને રંગ છાંટી કચેરીમાં પિવાવા લાગ્યો.

રંકઝક કરતાં તલનો ત્રીજો ભાગ, રાઇના દાણા જેટલો કસૂંબો હેઠો પડયો હોય તો ધરતી ચીરી શેશનાગને માથે જઇ પડે, એવો શેશનાગના માથાનો કસૂંબો, રૂપસિંહે લાલસિંહ ધુતારાને પાયો અને લાલસિંહ ધુતારે રૂપસિંહને પાયો ત્યાં તો રાત પડી. આ બધી ધમાલમાં રૂપસિંહ પોતાના ભાઇની દવાની વાત તો ભૂલી ગયો.

એવે વખતે બાનડીએ આવીને સંદેશો દીવો કે: 'દીકરી જમાઇરાજની મહોલે વાટ જુએ છે. જમવા મોકલો.'

રૂપસિંહને બાનડી મહોલે આવી ત્યાં તો 'આવો, આવો, આવો' એવા ત્રણ ત્રણ આવકાર દેતી

ધુતારાની દીકરી
બનીઠની, વાળેવાળે મોતી ઠાંસી,
હામકામ મૃગલોચના,
ઠાકરિયો વીંછી, જાણે હેમનાં પાટિયાં માથે ખળકયો જાય તેમ આવીને ઊભી રહી.

જાણે રેશમનો કટકો,
જરીનો જર,
કાંળનો વેરી અને લખણનો કાળ,
એવી અસ્ત્રીએ રૂપસિંહને ખમકારા દેતાં પલંગે પોઢાડયો અને 'સ્વામીનાથ! આપને માટે ભાવતાં ભોજન કરીને અબઘડી આવું.' એમ કહી ચાલી ગઇ.

ત્રણ ત્રણ દિવસરાતના ઉજાગરાથી થાકી ગયેલો રૂપસિંહ ઢોલિયા માથે આડો થયો કે આંખ મળી ગઇ. ત્યાં તો બાનડીએ ધુતારીને રીડ દીધી કે 'દોડ રે દોડ દીકરી! શિકાર ઝોલે ગયો છે.' સાંભળતાં જ ધૂતણી દોડી અને હીરની દોરીએ આખા ઢોલિયા માથે રૂપસિંહને જકડો જકડ બાંધી દીધો અને રૂપસિંહની છાતી માથે કટાર લઇને ચડી બેઠી.

રૂપસિંહ આંખ ઉઘાડીને નજર કરે ત્યાં તો રંગ બદલી ગયો છે અને ધૂતણી બોલી રહી છે: 'હે માનવી! તારા ઇષ્ટદેવને સમરી લે! આ ધરતીનો હવે તું ઘડીપલનો મહેમાન છો.'

'સમો વરતે એ સાવધાન!' એમ વિચારી

રૂપસિંહ ખડ...ખડ ખડ હસી પડ્યો ધૂતણાએ પૂછ્યુ 'એલા ! મોત ટાણે કેમ હસ્યો ?'

રૂપસિંહ કહે 'તારા જેવી જ એક અસ્ત્રી હતી હતી તો પદમણી, પણ માનની હારે વેર કરીને વસતા કેની હારી ગયેલી એ યાદ આવતા જરા હસી પડ્યો '

ધૂતણા કહે 'એવી અસ્ત્રી વળી કોણ હતી? વાત તો કર ?'

રૂપસિંહ કહે 'તુ મારી છાતીએ બેઠી, ને મારાથી વાત કેમ થાય ?

ધૂતણા ગમે તેમ તોય અસ્ત્રીની જાત

**કાગા વહાલુ કુભજળ, સ્ત્રીને વહાલી વાત,**
**બ્રાહ્મણને ભોજન ભલુ, ગધાને વહાલી લાત**

એમ અસ્ત્રીને વાત વહાલી એટલે ધૂતણા ચટ છાતીએથી હકે ઊતરી અને સામે સાગામાચીએ જઈને બેઠી એટલે રૂપસિંહે વાત શરૂ કરી–

એક વખત દટની શહેરમા શામ પટવો નામે સોદાગર રહે સોદાગરને એકની એક દીકરી દીકરીનું નામ હીરણા હીરણ આગલે અવતાર ઇંદરના ઘરની અપસરા હતી પણ નાટારભમા આડ ધ્યાન જતા ઇંદ્ર રાજાએ શાપ દીધો અને મરતલોકમા શામ પટવાને ઘેર દીકરી રૂપે અવતરી હીરણના રૂપનો કોઈ પાર નહિ મરતલોકનાં માનવીની નજર પડે તો નજર ફૂટકે એવા એના રૂપ અને સાભળે તો કાન ફૂટકે એવા એના બોલ એના હીરચીર કદી દિવસનાં તો ધોવાતા નહિ હીરણ કદી માનવી સામે નજર કરતી નહિ દિવસે ઊઘે અને રાતે ઇંદરના ઘરનું તેડ઼ આવે એટલે નાટારભમા જાય

એક વખત દિલ્હીના બાદશાહનો શાહજાદો પૂનમની મધરાતે ફરવા નીકળ્યો ફરતો ફરતો તળાવની પાળે આવીને જુએ તો ધોબી લૂગડા ધૂએ છે શાહજાદો પૂછે છે અરે હે ધોબી મધરાતે મજૂરી કા કર ?

ધોબી કહે 'સાહેબ ! આ તો હીરણ પદમણીના હીરચીર હીરચીરમા પદમણીના પરસેવાની સુગધ હોય દિવસે ધોઉ તો એની ગધેગધે ભમરાના ભૂર આવે અને મને પીખી ખાય '

શાહજાદે ધા થી એક ચીર ઉપાડ્યુ અને નાકે માંડ્યુ ત્યા તો વાહ ચીર વાહ !' એમ રણકારા મોની ગયા શાહજાદો તો ચીર ઉવાડતો અને સકે લતો જાય છે અને વાહ ચીર વાહ !' બોલતો જાય છે બસ પરણુ તો આ હીરચીર પહેરનારીને જ પરણુ '' એમ કહેતો શાહજાદો ટૂટનભૂટન ખાટની માથે ઘોડાહારમા જઈને સૂતા એક દિવસ બે દિવસ અને ત્રણ દિવસ થાતા તો ડીન કાટા જેવુ થઇ ગયુ

આટલી વાત કરીને રૂપસિંહ બોલ્યો 'અરે હે ધૂતણા ! મારુ ગળુ દોરીએ ભીસાય હુ વાત કેમ કરુ ?

ધૂતણાએ ઊઠીને ગળાના દોર ઢીલા કર્યા એટલે માનસિંહે વાત આગળ ચલાવી

ત્રીજે દિવસે બાદશાહને ખબર પડી એટલે ઘોડારમા આવીને પૂછ્યુ અરે બેટા ! દિલ્હીના તખતના આવતા ધણીને શા દુખ કે ટૂટનભૂટન ખાટનીએ પડ્યા ?

શાહજાદો કહે વાહ ચીર વાહ ' આ ચીર પહેરનારીને પરણાવા તો હા નહિ તો ના

બાદશાહ કહે અરરર ! શામ પટવા હિંદવો સાદાગર આપણે તુરક એની બેટીના માગા કરુ તો મારા તખત લાજે એમ કહી બાદશાહ ચાલતો થયા

શાહજાદો તો વાહ ચીર વાહ ' લવે છે અને હીરચીર ઊથેડે સકેને છે ત્યા બીરબલ આવી પહોંચ્યો શાહજાદાને તો રોમેરોમે હીરણ વ્યાપી ગઇ છે શુધસાન રહી નથી અને વાહ ચીર વાહ !' એવા લવારા હાને છે બીરબલ કહે ઊઠ રે ઊઠ શાહજાદા ' હુ તને હીરણ અપાવુ લવારો કર્યે ગાંડો થઇશ તો ત્રણ કતીકા મારી તને કાઢી મૂકશે ને છોકરા વાંસે ધૂળ ઉડાડશે

બીરબલ ' તુ મારો જીવાધાર ' એમ કહી શાહજાદો પગે પડવા જાય ત્યા બીરબલ હીરણને મહેલે ચાલ્યા

આટલી વાત કરીને વળી રૂપસિંહ બોલ્યો: 'અરે હે ધૂતણા! મારી છાતી દોરીએ ભીંસાય. હું વાત કેમ કરું ?'

ધૂતણાએ ઊઠીને છાતીના દોર ઢીલા કર્યા એટલે રૂપસિંહે વાત આગળ ચલાવી.–

બીરબલ આવીને હીરણને મહેલે ઊભો રહ્યો. જુએ તો સોનેરી સેજ બિછાવી, ગુચ્છેગુચ્છે ફૂલના તકિયા માંડી, બાલ્બાલ મોતી પ્રોઇ, થાળમાં મુકતાફળનાં મોતી મૂકી હીરણ બેઠી બેઠી રમત રમે છે. હીરણના રૂપના ઓછાયા પડતાં હજાર હજાર હીરણના દેહ દેખાય છે. બે ઘડી તો બીરબલ 'આ હીરણ કે આ હીરણ ?' એમ ગુંચવાતો ફરતા ફરતા આંટા મારતો રહ્યો ત્યાં હીરણે ફૂલના બોલે આવકાર દીધા :' આવો ભાઈ બીરબલરાજ ! આજ અમારાં ઘર પાવન કર્યાં ?'

બોલને રણકારે બીરબલે સાચી હીરણને જોઇ અને સામો જવાબ દીધો : 'બહેન ! દિલ્લીનાં તખત ડગે. તારો આધાર લેવા આવ્યો છું.'

હીરણ કહે : 'એવી શી આફત કે દિલ્હીનાં તખત ડગે ?'

બીરબલ કહે : 'શાહજાદો તારું નામ લવે. ગાંડો થાશે તો જગ જાણશે કે હીરણે જાદુ કર્યાં. કાં શાહજાદાનો હાથ પકડ ને કાં જાદુગારીનાં ઓઢણાં ઓઢ.'

હીરણ કહે : 'બીરબલ 'હું અપસરા. શાહજાદો કાળા માથાનું માનવી. હું માનવીનાં મોં ન જોઉં. અમારો મેળ કેમ મળે ? છતાંયે જા, શાહજાદાને કહેજે કે એને ત્યાં સાત રાત ચોપાટ રમવા આવીશ.'

બીરબલે જઇને શાહજાદાને કહ્યું : 'ઊઠ રે શાહજાદા ! હીરણ તારે મહેલ સાત રાત ચોપાટ રમવા આવશે. કરામત હોય તો એને હાથ કરજે, નહિ તો હાથ ઘસતો રહેજે.'

આટલી વાત કરી ફરી રૂપસિંહ બોલ્યો : 'અરે હે ધૂતણા ! મારું પેટ દોરીના બંધે ભીંસાય. હું વાત કેમ કરું ?'

ધૂતણાએ ઊઠીને પેટના દોર ઢીલા કર્યા એટલે રૂપસિંહે વાત આગળ ચલાવી–

સાંજ ! પડી એટલે હીરણ હાથમાં રત્નજડિત ફાનસ લઇ, ઝાંઝરના ઝમકાર કરતી શાહજાદાને મહેલે આવીને ઊભી રહી. શાહજાદે અર્ધી આંખ ઉઘાડી ન ઉઘાડી ત્યાં તો પદમણીનાં રૂપ જોતાં એની નજર ફટકી અને 'વાહ રૂપ ! વાહ રૂપ !' એમ લવતો બિછાને ગોટપોટ થઈ ગયો.

'માળાં માનવી તો ગાંડાં જ રહ્યાં !' એમ બોલી હીરણે પોતાને હાથે ચોપાટ બિછાવી, ડાબે જમણે હાથે સામસામા દાવ નાખી, ચારબાજી રમીને પહેલો પહોર વીતતાં હીરણ હાલી ગઇ.

આમ એક રાત, બે રાત અને ત્રણ રાત ગોટપોટ વીતી ત્યારે બીરબલે પૂછ્યું : 'કાં શાહજાદા ? હીરણનાં રૂપ કેવાં ?'

શાહજાદો કહે : 'સામે નજર મંડય તો રૂપ જોઉં ને ?'

બીરબલને થયું કે આ ગાંડિયાનું કરવું શું ? હમણાં સાત દિવસ વીતી જશે ને હાથ ઘસતો રહેશે. બીરબલ કહે : 'સામે નજર ન મંડાતી હોય તો આવતી કાલે એની વાંસે વાંસે હેઠી આંખે હાલ્યો જા. કાંઇ મારગ નીકળે તો તારાં નસીબ.'

બીજે દિવસે હીરણ ચોસરબાજી રમીને હાલી નીકળી એટલે શાહજાદો હેઠું ઘાલીને પાછળ હાલ્યો. હીરણે ઘેર જઈ કનકના થાળમાં સાત લાડુ મૂકયા. છનનન છનનન નેપુર વગાડતી હીરણ તળાવને કાંઠે આવીને ઊભી રહી ત્યાં તો ઘરરર કરતું દેવલોકમાંથી વિમાન ઊતર્યું. વિમાનમાંથી છ અપસરા ઊતરી. એટલે સાતે જણીએ એકએક લાડવો ખાઇ, તળાળમાં માથાબોળ નહાવણ કરી, શણગાર સજી, વિમાને પગ માંડયો ત્યાં ઘરરર કરતું વિમાન દેવલોકને મારગે ઊડયું.

શાહજાદે આ બધી વાત બીરબલને કરી એટલે બીરબલ કહે : 'આવતી કાલે તું એ વિમાનમાં બેસી જજે. દેવલોકમાં જે કાંઈ જુએ એ હીરણને કહેજે. કાંઇક મારગ નીકળશે.'

આટલી વાત કરી વળી રૂપસિંહે કહ્યું :

'અરે હે ધૂતણા ' મારા પગ દોરીએ બાંધી સાથ વાત કેમ કરુ ?'

ધૂતણાએ પગના દોર ઢીલા કર્યા એટને માન સિંહે વાત આગળ ચલાવી–

બીજે દિવસે જેવુ વિમાન ઊતર્યું કે શાહજાદો વિમાનને પગથિયે ભરાઇ બેઠો હીરણે નહાવણુ કરી વિમાને પગ દીધો કે ધરરર કરતુ વિમાન ઊડયુ અને એક ઘડીમા દેવલોકમા આવીને ઊભુ રહ્યુ

શાહજાદો જુએ છે તો મોતીના મહેલ વચ્ચે સોનના સિંહાસન માથે ઇંદ્રરાજા બેઠા છે ડાબજમણે અપસરા નાચે છે સગીતના સૂરે પવન પડી ગયો છે વીજળી થંભી ગઈ છે અને મેઘ મધરો થઈ ગયો છે ઇંદ્રના મસ્તક માથે મલાર મેઘાડંબર કરીને ઊભો છે વસંત પંખો નાખે અને ફાગણ ફૂલડા ફંગોળે છે

મે ઘડી વીતી અને હીરણ નાટારંભ કરવા ઊભી થઈ છનનન છનનન છમકારા કરતી થેઇ થેઇ પગલીએ હીરણ નાચવા લાગી પણ દેવલોકનો મોનિયો તબલચી ઓને ગયો અને હીરણના પગ આડાઅવળા જવા લાગ્યા હીરણ ઘણીયે આખ તાણે પણ મોનિયો નજર કરે તો ને ?

આવો લાગ જોઇ ને શાહજાદો મોનિયાની આડો 'જરાતને બેસી ગયો અને તબલા ખેંચી વગાડવા લાગ્યો તાલ મેળમા આવતા થાપેથાપે હીરણને રોમેરોમે શૂર ચડયુ અને નાગરબે મહલને માથે લીધો

'વાહ ! તમનની વાહ ! એમ પોકારી ઇંદ્રે તબલચીને માથે મોતીનો દડો ફેંક્યો ત્યા તો નટનો સમય થતા શાહજાદે નટની થાપ મારી હીરણે નટની છાયા ઘુમાવી તબલાને થાપે થાપે જાણે સરવર માથે ગિરિ નાચવા લાગ્યો હીરણાએ ખુશ થઇને પોતાનો રૂમાલ તબલચી માથે ફેંક્યો

તબલચી રંગે ચડયો ઊંધુ વાળીને તબલા વગાડે જાય છે અને હીરણાએ ઇંદ્રાસનને ચકડોળે ચડાવ્યુ છે 'વાહ નાગરબે ! વાહ તબલચી ! એમ પોકારી ઇંદ્રે હીરણને સોળ શણગાર ભેટ દીધા અને તબલચીને કેડેથી કાઢી કટાર ભેટ દીધી હીરણાએ પણ પોતાનો નવસરો હાર કાઢીને તબલચીને માથે ફેંક્યો

આમ કરતા રાતના ચાર પહોર વીત્યા અને ગગ તગાવર્ષે આવીને ભેરવ મચાવ્યો એટને હીરણ પગે લાગીને વિમાને ચડી શાહજાદો પણ વિમાનમા ભરાઈ ગયો અને ધરરર વિમાન તળાવની પાળે હીરણને ઉતારીને પાછુ વળ્યુ

મહેલે પહોચી શાહજાદે બીરબલને દેવલોકની બધી વાત કરી બીરબલ કહે 'આજ રાતે હીરણ આવે ત્યારે સામી નજર ન મડાય તો કાઇ નહિ પણ આ મોતીનો દડો, રૂમાલ કટાર અને નવસરો હાર એની સામે મૂકી દેજે અને કહેજે કે 'અપસરના નાટારંભમા માનવીની થાપ હોય તો ઇંદ્રાસન લાજે કે શોભે ?

સાજે હીરણ આવીને ઊભી રહી કે શાહજાદે આડી નજરે મોતીનો દડો, રૂમાલ કટાર અને નવસરો હાર મૂકી કહ્યુ 'અપસરાના નાગરબેમા માનવીની થાપ હોય તો ઇંદ્રાસન લાજે કે શોભે ?'

• આ બોલ કાને પડતા હીરણને તબલચી અને શાહજાદો એક છે એવો ખ્યાલ આવ્યો કે નીચુ જોઈ ગઈ અને બોલી અપસરા હારી અને માનવી જીત્યો આજથી તમે મારા સ્વામીનાથ અને હુ તમારી અસ્ત્રી'

આટલી વાત કરી ત્યા બધા બધ દીવા થઇ જતા રૂપસિંહે છનાગ દીધી અને ખીંટીએ ટાંગેલી પોતાની તરવાર ઉપાડી

### લાખા હુવારની સજ કરેલ, મોનિયા વાઢાળાની વાર કરેલ

માથામા ફણુકાની ટોચ તો ભાગ ખાવાનો દહશેરો હરદ્વારના મેળામા દૂબળા સાધુના હાથનું ખીચડીનુ રામપતર જેમ લોકકા હાથની થપાટે અદ્ધર હાથે જઇ પડે તેવી તરવાર ઉપાડીને રૂપસિંહે ધૂતણા માથે છનાગ મારીને કીધુ 'અરે હે ધૂતણા હવે તુ તારા ઇષ્ટદેવને યાદ કરી લે આ ધરતીની તુ ઘડીબેઘડીની મહેમાન છો" ક્રમશ

# કુમકુમ સિલ્ક મિલ્સ

આકર્ષક ડિઝાઈન અને સુમેળ રંગોવાળી

ચુનંદી જાતોની અસારી વિશિષ્ટતાઓ

આર્ટ સિલ્ક, નાયલોનના ફેન્સી કાપડ બનાવનારા, નાયલોન શર્ટીંગ, પાલવજરી સાડી, પ્રિન્ટેડ સાડી, ફેન્સી ફ્રોક તથા નાયલોન ઓશી અને બ્રોકેડ વગેરે.



**શ્રી કુમકુમ સિલ્ક મિલ્સ**

સુંદરબાગ, આગ્રારોડ, કુર્લા—૭૦ : મુંબઈ

તંત્રીઓ :
ઈશ્વરલાલ મો. દવે
જયમલ્લ પરમાર



ઓગસ્ટ-૧૯૭૦
સળંગ અંક ૪૮૫

# દિખા દે તૂ હૈ કયા ઓ ક્રાન્તિ !

વિશ્વ—જીવનકા અવિચલ ધર્મ ?
પ્રગતિ કા ધ્યેય ? નિયતિકા મર્મ ?
ભુતકી આત્માકા નર્તન—
કી તૂ અભિનવ ભવિષ્ય-સર્જન ?

સૃષ્ટિકા નીરા મનોરંજન ?
લોકકા યા તૂ દુઃખ ભંજન ?
કાલ ભૈરવ મૃદંગ પર ધમ ?
પ્રકૃતિકે નૃત્ય—તાલકા સમ ?

દૂર કર દેવી હમારી ભ્રાંતિ
દિખા દે તૂ હૈ કયા ઓ ક્રાંતિ ?

*

યુગોયુગ સંચિત પીડા કે
વંચના કે પ્રતારણા કે
દાહ કે એકત્રિત બલ સે
તોડ કર બાંધ રૂઢિ છલ કે.

ભડકાતા ઉત્પીડન કે ગ્રામ
પ્રતિષ્ઠિત સ્વાર્થ શાંતિકા ધામ
નચાતા તુંગ તુરંગ અથાહ
વહી તૂ જીવન—સરિત પ્રવાહ

સ્વયં બની જાતી ફિર જો શાંતિ
દિખા દે તૂ હૈ કયા ઓ ક્રાંતિ !

*

હૃદયકી ધડકત જગ-વપુ મેં
કહે કોઈ કસાં કર ન તુમ્હેં
શુદ્ધ કર દોષિત રક્ત પ્રસાર
કરે જો નવશોણિત સંચાર

સત્યકા કર નવીન ઉત્સાહ
ન રે શિવકા ફૈલા વિસ્તાર
નયી સુંદરતા કા શૃંગાર
સજાતી તૂ નૂતન સંસાર

હટાતી ઉબ મિટાતી કલાંતિ
બતા દે તૂ હૈ કયા ઓ ક્રાંતિ ?

*

પતન ઉત્થાન પદદ્વય મેં
કલહ ઘુંઘરું કર દ્રુતલય મેં
નૃત્ય કરતી અદશ્ય કિ ઓર
ચલી તૂ કિસ ભવિષ્યકી ઓર
બની ભીષણ આકર્ષક ક્રાંતિ
બતા દે તૂ હૈ કયા ઓ ક્રાંતિ !

૧૯૩૩-૩૪માં અમે સાબરમતી જેલમાં. મારી કોટડી ને ભગતસિંહના સાથીદાર ભુસાવલ બોમ્બ કેસના કેદી શ્રી. ભગવાનદાસની કોટડી વચ્ચે એક દીવાલ. રાતનાં અંધારાં ઊતર્યે રાષ્ટ્રજાગૃતિનાં અને ક્રાંતિનાં ગીતો અમે સામસામા લલકારીએ. એમાંથી શ્રી. ભગવાનદાસે જ રચેલું આજે ય પ્રશ્નાર્થ બની રહેલું ક્રાંતિનું ગીત અહીં આપ્યું છે. આજે તેઓ ઝાંસીની કોઈ કોલેજમાં પ્રોફેસર છે.

— જ. પ.

# ઊર્મિ નવરચના

તંત્રીઓ : ઇશ્વરલાલ દવે : જયમલ્લ પરમાર

વર્ષ ૪૧ ઓગષ્ટ '૭૦ અંક ૫ સળંગ અંક : ૪૮૫







ગ્રાહકોને —

* દર માસની પહેલી તારીખે અંક પ્રગટ થાય છે.

* કોઇ પણ મહિનાથી ગ્રાહક થઇ શકાય છે.

* ગ્રાહકોને અંક પંદર દિવસ સુધી ન મળે તો તે વિભાગની પોસ્ટ ઓફિસે તપાસ કર્યા બાદ કાર્યાલયને જણાવવું અંક સિલિકમાં હશે તો મોકલાશે

* સરનામું બદલાયાની ખબર અંકની પ્રસિદ્ધિ પહેલાં પંદર દિવસે ગ્રાહકે ગ્રાહક નંબર સાથે કાર્યાલયને પહોંચાડવી.

'ઊર્મિ–નવરચના'ના લવાજમના દર

| | |
|---|---|
| વાર્ષિક–દેશમાં | રૂ. ૧૦–૦૦ |
| વાર્ષિક–પરદેશમાં | રૂ. ૨૧–૦૦ |

લેખકોને—

* લેખ, વારતા કે કવિતા વગેરે ન સ્વીકારાતા પરત મેળવવા ઇચ્છનારે જરૂરી ટિકિટ સાથે જ બીડવી.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના હોય છે. તંત્રીઓ તે વિચારમાં સમ્મત જ હોય તેવું માનવું નહિ.

પ્રકાશકોને—

* બદલાનાં સાપ્તાહિક, પાક્ષિક કે માસિક વગેરે તથા અવલોકન માટેના પુસ્તકો નીચેના સરનામે મોકલવાં.

એજન્ટોને—

* 'ઊર્મિ–નવરચના'ના વેચાણ અને ગ્રાહકો અંગેનો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

ઊર્મિ–નવરચના કાર્યાલય
૧૩, જાગનાથ પ્લોટ
રાજકોટ ( જિ રાજકોટ )

પ્રકાશક ઈશ્વરલાલ મો. દવે : મુદ્રક ને માલિક : જયમલ્લ પરમાર : ૧૩, જાગનાથ પ્લોટ, રાજકોટ.
મુદ્રણસ્થાન : સુરૂપ મુદ્રિકા, ડૉ. યાજ્ઞિક રોડ કન્યા છાત્રાલય સામે : રેસકોર્સ, રાજકોટ–૧

# લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા




## ઉંચી જાતની
## ભૂકી ચામાં
## બિનહરીફ

આ ચા પોષાય એવા ભાવમાં તમને પૂરી સોડમવાળી સોનેરી રંગની અને વધુમાં વધુ પ્યાલા પૂરા પાડે છે. તમે તેની લહેજત માણી જુઓ. તમારા અતિથિઓનો પણ આ ચાથી સત્કાર કરો. તમને આ પીવાની ખરેખરી મઝા આવશે. તમામ મહેમાનો પણ આનંદિત થશે. તેના પ્રકારની બીજી બધી ચામાં લીપ્ટનની હિમાલયન ગોલ્ડન ડસ્ટ ચા અજોડ છે

લીપ્ટન એટલેજ




સારી ચા




## બાળકોના જન્મ વચ્ચે અંતર રાખવા.

આજે તો, બાળકો નસીબજોગે નહિ પણ ઇચ્છીએ ત્યારે મેળવી શકાય છે. ઇચ્છો ત્યારે જ બાળકો મેળવવામાં નિરોધ તમને મદદ કરે છે.

## માતા તથા બાળકની તંદુરસ્તી માટે.

ડૉક્ટરો કહે છે કે યોગ્ય ઉછેર માટે બાળકને પ્રથમ ત્રણથી ચાર વર્ષની ખાસ સંભાળની જરૂર પડે છે. બાળકના જન્મબાદ સ્વાસ્થ્ય પાછું પ્રાપ્ત કરવામા માતા પણ સમય માગે છે. નિરોધ વાપરીને તમે નવા બાળકનો જન્મ થતો મુલત્વી રાખી શકો તેમ છો.

ફક્ત ૫ પૈસા ખર્ચીને તમે તમારૂં કુટુંબ મર્યાદિત કરી શકો છો !

# નિરોધ

વાપરો



કુટુંબ નિયોજન માટે
ઉંચા જાતના
રબ્બરમાંથી બનાવેલું સાધન
૧૫ પૈસાના ૩

સરકારી મદદ દ્વારા ઓછી કિંમત

નિરોધ (કંડોમ) પુરૂષો માટે ઉંચી જાતના રબ્બરમાંથી બનાવેલું સાધન છે. નિરોધ જગતભરમાં વપરાય છે. કારણકે તે સાદું અને સલામત સાધન છે તેમજ વાપરનારાઓની તબીયત પર ખરાબ અસર કરતું નથી. નિરોધ હવે દેશભરમાં બધે મળે છે,

પરચૂણ વસ્તુભંડારો, કરીયાણાંની દુકાનો, દવા તથા રસાયણોની દુકાનો આમ વેપારીઓ તથા પાનની દુકાનોમાં નિરોધ વેચાય છે.

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઇએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# ચિડિયાં ચૂગ ગઈ ખેત, ગુજરાત ચેત હવે તો ચેત !

આજે જ્યારે સત્તાના રાજકારણમાં ગુજરાતને હોમી દેવાની હાર્યા જુગારીની શ્રી. મોરારજીભાઈની ચાલ સામે ગુજરાત ધરતીકંપના આંચકા અનુભવી રહેલ છે ત્યારે આ સ્થિતિની આગાહી ૧૯ મહિના પૂર્વે 'ઊર્મિ'એ કરેલી. લગાતાર બે વરસથી 'ઊર્મિ' ગુજરાતને ચેતવતું આવ્યું છે. પણ 'ઊર્મિ'નું ગજું કેટલુંક ? એનો અવાજ કેટલાક કાને પહોંચે ? ઉલટ પક્ષે એ કારણે ગુજરાત અને મુંબઈમાંથી ઊર્મિ'એ ૩૦૦ થી વધુ ગ્રાહકો ગુમાવ્યા છે અને 'જરા બુદ્ધિ ઠેકાણે રાખીને લખવા'ના કેટલાક પત્રો મળ્યા છે તે વધારામાં. જે જે પંથકમાંથી 'ઊર્મિ'એ ગ્રાહકો ગુમાવ્યા છે તે જ પંથકમાંથી શ્રી. મોરારજી દેસાઈની ગુજરાતને ગરદન મારવાની સત્તાભૂખ સામે આજે અવાજ ઊઠી રહ્યા છે, ત્યારે ૧૫ મહિનાથી 'ઊર્મિ' ગુજરાતને ચેતાવવા સાવચેતીના જે સૂર ઊઠાવતું તેનાં થોડાં અવતરણો અહીં આપ્યાં છે.

—સંપાદક

## ગુજરાતમાં લાય લગાડશે

જો ઇંદિરાજીનું જૂથ શ્રી. મોરારજીને તોડવા મથી રહ્યું છે તો શ્રી. મોરારજીનું જૂથ પાટીલને મેદાનમાં ઉતારી રહ્યું છે. અને આમ કોંગ્રેસી રાજ્યોમાં જ્યાં એક ગુજરાતમાં નથી સળગ્યું ત્યાં પણ સત્તાની-ભૂખ લાય લગાડી રહી છે. ગુજરાતને હોમાયે જ છૂટકો. એમાંથી કોઈ ચાવી શકે તેમ નથી. કારણ કે કોંગ્રેસનું નાવ સત્તાના રાજકારણમાં ઘુમરાવે ચડયું છે. રાષ્ટ્રને વિઘાતક એવા એવા વિચાર અને નીતિવાળા પક્ષો સાથેનાં અનિષ્ટ જોડાણ એ આંતરબાહ્ય સત્તાના વ્યામોહનું જ આત્મઘાતક પરિણામ છે. રાષ્ટ્રની ધરી આમ કડાકા કરી રહી છે.'

એપ્રિલ અંક–૧૯૬૯

## જો જો ગુજરાત એકલું ન પડી જાય !

...અને ગુજરાત હોમાઇ ચૂકયું છે. ભયતો છે કે...ગુજરાત એકલું ને એકલવાયું બની જશે. વ્યક્તિ વિશેષના જેમ લાભ હોય છે તેમ ગેરલાભ પણ ઘણા હોય છે. સરવાળે સહન તો અંતે પ્રજાને જ કરવું પડે છે...શ્રી. મોરારજી ભાઈના સૌથી નિકટના સાથી પાટીલના રાષ્ટ્રીયકરણના ઉઘાડા વિરોધથી એ પુરવાર થાય છે કે મોરારજીભાઈ કઇ બાજી ખેલી રહ્યા છે ?

ઓગસ્ટ અંક ૧૯૬૯

## સત્તા ને સિદ્ધાંતના ગારૂડી

શ્રી. મોરારજીભાઈના સત્તા અને રાજકારણના ખેલથી જગત અને ગુજરાત અજાણ નથી. સગા ભત્રીજાને હાથે ચૂંટણીમાં માર ખાઈને પાછલા બારણેથી પાછા પ્રધાનપદે આવી ગયેલા. ગાંધીવિચાર સરણીના ભારતમાં આગલી રાજપુરૂષ ગણાયા ને એક એક ગાંધી વિરોધી સરકારી પ્રવૃત્તિને તાજે આખર સુધી થતા રહ્યા, સિદ્ધાંતો સામે એમણે સત્તાનું જ મહત્ત્વ સ્વીકાર્યું છે. શ્રી. મોરારજીભાઈ સત્તા અને ગાંધીવાદનો સૌથી મોટો વિસંવાદ બની રહેલ છે. સૌને હડદાવીને પોતે અંત સુધી અલિપ્ત રહેવાની ચાલ ખેલતા ગયા છે.

દેવની જેમ એ પોતાને માથે કદી દોષ લેતા નથી. એ એમની કુશળતા ગણાઈ છે. પણ મધ્યયુગની રાજપુતી જેવો એમનો હઠાગ્રહ કાળનાં પરિબળોને પામવા દેતો નથી, એટલે ઠેક ઠેકાણે ચડી જાય છે ને ગુજરાતને પણ ચડાવી દે છે.

## લોકશાહી નહિ, ખપે છે મોરારજી ?

ગુજરાતમાં તો પુરવાર થઇ ગયું કે ગુજરાતની સંસ્થા કોંગ્રેસની, એના આગેવાનોની નિષ્ઠા રાષ્ટ્રલક્ષી નથી, પ્રજાલક્ષી નથી અરે ગુજરાતલક્ષી પણ નથી પણ વ્યક્તિલક્ષી છે. આ વ્યક્તિનિષ્ઠાને કારણે જ રાષ્ટ્રના રાજકારણના ક્ષેત્રે રાજકીય પ્રૌઢતાનું સરિયામ દેવાળું

[અનુ૦ પૃષ્ઠ ૩૫૦

ઊર્મિ નવરચના

## ચડી ગયા સફરે

વાતડિયુ વૈયાંના ઘેરા વળે, કાળજ કેરે કણુસલે ચાંચુ ભરે
હાળયા ઉપર ઠામ દિયે એમ બીજમાં બટકાં ભરે;
પતંગ હાર્યે પડયાં પનારાં, કોડિયાં કયની કરે. વાતડિયુ.

મોઢે શરમના શેરડા ફૂટયા ને તારલા હાંસી કરે;
રાત સવારે રડી પડી ઈ કોને અરજુ કરે વાતડિયું.

ભોળાં હરણાં ભડકી ગિયાં ઇ તો જાતાં ફાળુ ભરે;
જોવા વાળા જોતાં રિયા કે મરને કમોતે મરે. વાતડિયુ.

આ કાંઠેથી ઊપડી નીકળ્યાં, શઢને સાબદો કરે;
ઓલે કાંઠે કોઇ ઓળખે નહિ એમ ચડી ગયાં સફરે વાતડિયુ.

અંતર વલોવે ઉતાવળા થઈ, ખોટા ઉધામા કરે,
નવનીત નાવે હાથ · નકામુ છાશમાં માખણુ તરે. વાતડિયુ.

સૂતા ખોળામાં માથડાં મૂકી તોય છરિયું ફેરવે ગળે;
ઠાકર કોને ઠબકો દેવો ! વાડયુ ચીભડાં ગળે. વાતડિયુ.

ભૂપત હોય ઇ અને ભિખારી તયેં વાંદરાં આયુધ ધરે;
'દાદ' ફૂલડાં ડૂબવા લાગે ત્યારે પથરા સિંધુ તરે. વાતડિયુ.

દાદુદાન પ્ર. ગઢવી

# નફ્ફટ ! બેશરમ ! બેહયા !

સંપાદકીય

બાવે એક તડબૂચ ચોર્યું. હાથમાં રામપાતર, બગલમાં પાવડી અને લુગડામાં એક લંગોટી. તડબૂચ ચોર્યું તો ખરૂં પણ સંતાડે શેમાં ? પછી ઘડીક બગલમાં, ઘડીક રામપાતરમાં અને ઘડીક પીઠ પાછળ ફેરવ્યા કરે, પણ તડબૂચ અછતું થોડું રહે ?

અવિભાજીત કોંગ્રેસ વખતે રાષ્ટ્રપતિની ચૂંટણીની વાતથી શ્રી. મોરારજી દેસાઈ, નિજલિંગપ્પા અને કામરાજ વગેરે સ્વતંત્ર પક્ષ, જનસંઘ અને કોંગ્રેસના મોવડીરૂપે ત્રિપક્ષી જોડાણની સંતલસ કરી રહ્યા હતા. પણ તડબૂચ છતું થઈ ગયું ને આજની ઘડી સુધી એ સંતલસ આગળ વધારતા રહીને એને સંતાડવાની કોશીશ કરતા રહ્યા.

## ત્રિપક્ષી જોડાણના ભણકારા

છુપાવવાની કોશીશ કરતા રહ્યા તેમ તેમ લોકોની શંકા વધતી ગઈ કે કશુંક ખોટું થઈ રહ્યું છે. ખોટું ન થઈ રહ્યું હોય તો છુપાવવાની શી જરૂર ! સીન્ડીકેટની મહાસમિતિના ઠરાવ પહેલાથી આ મોવડીઓનાં જનસંઘ અને સ્વતંત્રપક્ષના આગેવાનોનાં એકસરખાં નિવેદનો ઇંદિરાજી અને એની સરકાર વિરૂદ્ધ બહાર પડવા માંડયાં. એમાં શ્રી. મોરારજી, નિજલિંગપ્પા, કામરાજ અને પાટીલનાં નિવેદનોમાંથી ત્રિપક્ષી જોડાણના ભણકારા ઊઠતા હતા.

સાથીદારોની અને લોકોની શંકા મજબૂત થવા માંડી ત્યારે ત્રણેય પક્ષોના મોવડીઓ શાસક કોંગ્રેસ, સામ્યવાદી પક્ષ અને મુસ્લિમ લીગનું અપ્રગટ જોડાણ થયાની, સામ્યવાદી હિંસાની, કોમવાદની ને ઇંદિરાજીની આપખુદીની કાગારોળ શરૂ કરીને કહેવા લાગ્યા કે 'દેશ ખતરામાં છે, લોકશાહીને બચાવો.'

## અવિભાજીત કોંગ્રેસનાં ફરજંદ

નકસલાઇટની પ્રવૃત્તિ પૂરાં ચાર વરસથી ચાલે છે. છેલ્લાં બે વરસથી એ વધુ વકરી છે. કોમી હુલ્લડો પણ થયા જ કરતાં હતાં, બંગાળમાં ને કેરલમાં સામ્યવાદી સરકારો હતી જ. મોંઘવારી ને બેરોજગારી વધતી જ જતી હતી ત્યાં સુધી તો અવિભાજીત કોંગ્રેસ કેન્દ્રમાં શાસન ઉપર હતી. અને શ્રી. મોરારજી અને એમના ઘણા સાથીઓ પ્રધાન મંડળમાં જ હતા. કોમવાદ સામે અવાજ તો સંસ્થા કોંગ્રેસના શાસનવાળા અમદાવાદમાં કોમી હુલ્લડ થયું ત્યાર પછી જ વધુ જોર પકડતો થયો. પાછો એ અવાજ બેસી ગયો એ મહારાષ્ટ્ર રાજ્યમાં થયેલા કોમી હુલ્લડ પછી પાછો ઊંચો આવ્યો.

## કયું આભ તૂટી પડયું છે?

એ સિવાય છેલ્લા બાર મહિનામાં બંગાળની અને કેરળની સામ્યવાદી સરકારોને તૂડી પડતી ઇંદિરાજીએ બચાવી નથી. નકસલાઇટની પ્રવૃત્તિ સામે પગલાં ભરવા બંગાળમાં ઇંદિરાજીની સરકારે અટકાયતીધારો દાખલ કરવા ધાર્યું ત્યારે સ્વ. જન. કોંગ્રેસે જ તે દાખલ ન થવા દીધો. કારણ કે પરિસ્થિતિ વધુ વણસે તો જ ઇંદિરા સરકારને બદનામ કરીને વિરોધનું વધુ બળ પેદા કરી શકાય. ત્યારે દેશના કયા વિચાર વાણી કે વર્તન ઉપર કાપ મૂકાયો છે ? સિવાય કે ૧૪ બેન્કોના રાષ્ટ્રીયકરણ ઉપરાંત વ્યાપાર ઉદ્યોગ ઉપર જે કાંઈ નિયંત્રણો લદાયાં ને બીજાં વિચારાઇ રહ્યાં છે તે સિવાય ? અવિભાજીત કોંગ્રેસના દસ મુદ્દાના કાર્યક્રમોમાં આ નિયંત્રણોનો સમાવેશ થાય છે. બહુ બહુ તો એમ કહી શકાય કે એવાં રાષ્ટ્રીયકરણ માટે કે નિયંત્રણો માટે પરિસ્થિતિ પાકી નથી. આ પરિસ્થિતિ વિવાદાસ્પદ કદાચ રહે. પણ લોકોની ધીરજનો અંત આવી રહ્યો છે એ કારણે નકસલાઇટોને વધુ બળ મળી રહ્યું છે, તે પરિસ્થિતિની અવગણના દેશનું હિત ધરાવનાર કોઇ કરી જ કેમ શકે ? અને એ બધાં પાપની ભાગીદાર અવિભાજીત કોંગ્રેસ જ રહેતી આવી છે,

### ઈરાદા છુપાવવાનાં કારણો

વિચાર, વ્યક્તિત્વ અને સત્તા સાથે જ ચાલે છે. કોઈપણ વિચારને સત્તા ખાતર કે સ્થાન ખાતર સ્વીકારી લેવામાં આવે તેથી વ્યક્તિના મૂળભૂત વલણોમાં જ્યારે ફેર નથી પડતો ત્યાં જ સત્તાનો સંઘર્ષ પેદા થાય છે. આ સંઘર્ષને પરિણામે ઇંદિરાજીને ઉથલાવતાં શ્રી. મોરારજી અને મોવડી મંડળ ઉથલી પડયું. આ પરાજય અને ત્યારબાદ સત્તા હસ્તગત કરવામા એક પછી એક સાંપડતી જતી નિષ્ફળતાના ઝનૂનને છાવરવા મહાન-સૂત્રોનો અંચળો ઓઢવામાં આવ્યો.

સીન્ડીકેટનું મોવડી મંડળ આ ત્રિપક્ષી જોડાણ પાછળ રહેલી સત્તાભૂખની બદસૂરતી લોકોથી છુપાવવા માગતું હતું. જેથી લોકોમાં અપ્રતિષ્ઠિત બની હલકા ન દેખાય. જોડાણ પાછળની યોજના શાસક કોંગ્રેસથી છુપાવવા માગતું હતું, જેથી કરીને યોજના આકાર લે તે પહેલાં તેને નિષ્ફળ ન બનાવે. પોતાના સાથીદારોથી છુપાવવા માગતું હતું, કારણ કે એકાએક સંસ્થા કોંગ્રેસનો ધર્મપલટો થતાં આંચકો ન લાગે.

### રાજકીય સાંપ્રદાયીકતા વચ્ચે સૂગ

રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘનો જન્મ મુસ્લિમોના હિંદુ વિરોધી ઇસ્લામી ઝનૂન અને ખ્રિસ્તીઓ તરફથી અચરાતી હિંદુ વટાળ પ્રવૃત્તિના પ્રત્યાઘાતમાંથી થયો છે. એમાં હિંદુ સિવાયનો કોઈ નાગરિક દાખલ નથી થઇ શકતો. જનસંઘ એનું રાજકીય સ્વરૂપ છે. દેશના બંધારણીય માળખામાં બંધ બેસીને રાજકારણમાં આગળ વધવા કોઇ પણ કોમ માટે જનસંઘ ની નીતિ ને સિદ્ધાંતમાં માનનારા માટે છૂટ રાખી છે. એમાં કોઇ મુસ્લિમો જોડાયા હોય તો તે પાકીસ્તાનના ઇસ્લામી રાજ્યમાં જોગેન્દ્રનાથ મંડળ જેવા એક હરિજન પ્રધાનને લીધેલા તેના જેવું એ છે.

સ્વતંત્ર પક્ષનો જન્મ મૂડીવાદ અને સામંતશાહીના બચાવની ભાવનામાંથી થયો છે.

કોંગ્રેસનો જન્મ દેશહિતના વિચારમાંથી થયો છે. છેલ્લાં ૫૫ વરસથી તે રાજકીય રીતે ગમે તેટલી આગળ પાછળ ગઈ હોય તો પણ એના વિચારનું સંચાલક બળ ગાંધીજીની વિચારસરણીનું રહ્યું છે. વર્તમાનમાં એ ગાંધીજીની વિચારસરણીને પોતાની નબળાઇથી ભલે પહોંચી શકી ન હોય, પણ રૂઢિઓથી ગાંધીવાદી અને વિચારથી કેટલેક અંશે અસ્પષ્ટ એવી સમાજવાદી રહી છે. રૂઢિનું પ્રાબલ્ય સંપ્રદાય કરતાં પણું વિશેષ હોય છે. ભારતમાં દરેક પક્ષ એકબીજા પક્ષો માટે વિધર્મીઓની સૂગ કેળવતા રહ્યા છે.

નેહરૂજીએ કોંગ્રેસને જે એક સમાજવાદી ઘાટ આપવા પ્રયત્ન કર્યો તેની અને નવા વિચારોની અસર નીચે નૂતન કોંગ્રેસીઓનો એક સમૂહ પણ ખરો. આ બધા કશી જ પ્રગતિ ન કરી શક્યા હોય તો પણ એમનું માળખું ગાંધીવાદી અને સમાજવાદીનું છે. સમાજવાદી અસરતળેના તો વળી ગાંધીવાદીઓ કરતાં પણ વધુ સૂગ જનસંઘ અને સ્વતંત્ર પક્ષ પ્રત્યે કેળવી બેઠા છે. હવે એકાએક આ બધાનું ધર્માંતર કેમ કરીને થાય ? જો કે એક મોટો વર્ગ તો સંજોગો પ્રમાણે સુકાન ફેરવનારો જ હોય છે, સ્વતંત્ર પક્ષ અને કોંગ્રેસમાં આ વર્ગ વધુ મોટો છે.

### રાજકીય ધર્માંતરો

જગતમાં ધર્માંતરો થતાં જ આવ્યાં છે. ભારતમાં પણ લાલચ અને સત્તાના બળે ધર્માંતર ન થયાં હોત તો દોઢ પાકીસ્તાન જેટલા મુસલમાનો ભારતમાથી ન મળત, એ જ રીતે લાખોની સંખ્યામાં દેશી ખ્રિસ્તીઓ ન મળત. એનો અર્થ એવો પણ નથી કે બધાએ ધર્માંતર સ્વીકારી જ લીધું. કેટલાકે ધર્મનિષ્ઠ રહીને પ્રાણ અર્પણ કર્યા છે, કેટલાક છટકી ગયા છે ને કેટલાક બચી ગયા છે. ધર્મ પલટો ન ઇચ્છનારો વર્ગ ભારતમાં ન હોત તો ભારતમાં આટલા બધા હિંદુઓ બાકી ન બચ્યા હોત.

મુસલમાનયુગમાં જે રાજકર્તા કોમોએ ધર્માંતર કર્યું એની પાછળ રાજ્યના ભોગવટા અને સત્તાની લાલસા જ હતી. છેલ્લે એવું એક રાજકીય ધર્માંતર પોતાના ઠીક ઠીક સમૂહ સાથે ડૉ. આંબેડકરે કરેલું. પણ એમાં સીધી સત્તા લાલસા ન હતી પણ સત્તાની સમતુલા બનવા અને અસ્પૃશ્યોની સામાજિક હાડમારીમાંથી ઊંચે ઊઠવાનો વિચાર

મુખ્ય હતો. સીન્ડીકેટના મોવડીઓને દેશના બીજા નંબરના આખાયે મોટાપક્ષનું ધર્માંતર કરાવવું હોય ત્યારે ઓછા આઘાત અને ઓછા આંચકા લાગે તેવી હુશિયારીથી જ કરાવવું રહ્યું. ત્યાં જૂઠનો આશ્રય લેવો જ પડે. એટલે કોમવાદી અને સામ્યવાદી બાગ્રડો ઊભો કરી 'લોકશાહી બચાવો'નો અંચળો ઓઢીને સંસ્થા કોંગ્રેસના મોવડીમંડળે એની મહાસમિતિમાં જોડાણ માટેનો મોઘમ અર્થવાળો ઠરાવ પસાર કરાવી લીધો. વિરોધ ઊઠયો ત્યારે સૌ જુદાં જુદાં અર્થઘટન કરીને ફરી ઇંદિરાજી પાસેથી સત્તા ઝૂંટવવાના ઇરાદાને છાવરવાના પ્રયત્નો કરવા માંડ્યા. એકનો એક મોવડી જુદે જુદે વખતે જુદા જ અર્થો ઘટાવવા માંડયો, કારણકે સાચી વાતને દબાવવી હતી.

## ઠરાવ પહેલાં જ રંધાઈ ચૂકેલું

સંસ્થા કોંગ્રેસના કાર્યકરો ને લોકો વિમાસણમાં પડ્યા. સ્પષ્ટતાઓ મગાવા માંડી ને ગૂંચવાડા વધતા ચાલ્યા. પણ જનસંઘના શ્રી. બલરાજ મધોક ને સ્વતંત્ર પક્ષના શ્રી. મસાણીનાં નિવેદનોથી ગૂંચવાડા દૂર થઇને બિલોરી કાચની જેમ કળાઇ આવ્યું કે મહાસમિતિના ઠરાવ પહેલાં ઘણું ઘણું રંધાઈ ચૂકયું છે ને કડદો થઇ ગયો છે. મહાસમિતિના આર્થિક ઠરાવના કાર્યક્રમમાં ત્રણેય પક્ષોનું એમની નીતિરીતિ અને એમના કાર્યક્રમોનું જોડાણ થઇ શકે એવી પૂરી સંભાવના ને ત્રિપક્ષી વિચારણા પછી જ તે ઘડાયો હતો.

ઠરાવનો એક અર્થ ઘણો સ્પષ્ટ છે કે રાષ્ટ્રીયતા, લોકશાહી, બિનસાંપ્રદાયીકતા અને સમાજવાદ એ ચારેય સિદ્ધાંતોમાં માનતા હોય તેવા પક્ષો સાથે મોરચો રચવો એમ નથી, પણ એ ચારમાંથી કોઇ પણ એક સિદ્ધાંતમાં માનતા હોય તેવાઓનું જોડાણ રચવું. લોકશાહીનાં પોપટવાકયો તો સામ્યવાદીઓ સહિત સૌ ભણે છે. એટલે બારણાં બધાના માટે ઉઘાડાં રાખ્યાં પણ એમાં સ્વતંત્રપક્ષ અને જનસંઘ સિવાય કોઇ ન જોડાય એવું જ ઠરાવનું ઘડતર કર્યું.

## ઠરાવનું આંતરિક સ્વરૂપ

સંસ્થા કોંગ્રેસ તરફથી મુસ્લિમ લીગને પણ આમંત્રણ અપાયું છે. એ જનસંઘના ભારતીયકરણ સાથે કેવી રીતે બંધ બેસે ? સામ્યવાદીઓને પણ આમંત્રણ અપાયું. એ સ્વતંત્ર પક્ષના મુકત વ્યાપાર, મુકત ઉદ્યોગ અને મુક્ત ખેતીના મૂડીવાદી સિદ્ધાંતમાં કઈ રીતે ભળે ? એવું જ પ્ર. સ. પક્ષ અને સંસો નું કહી શકાય.

૧૯૭૨ ની ચૂંટણી સુધી ઇંદિરાજીની સરકાર ચાલુ રહે તો પછી એ આ બધા સત્તા ભૂખ્યાઓને ભારે પડી જાય. અને આજની જેમ સંસદમાં લઘુમતિમાં જ રહે તો આ બધાની સત્તાભૂખ કયાંથી સંતોષાય ? એટલે પ્રગટ અપ્રગટ ઇરાદો ચૂંટણી પહેલાં જ ઇંદિરાજીની સરકારને ઉથલાવવાનો છે. ઇંદિરાજીની સરકાર ઉથલે ને બહુમતિ ત્રિપક્ષી જોડાણવાળા નવા મોરચાની રહે તો પ્રજા સમાજવાદી પક્ષ, સંયુક્ત સમાજવાદી પક્ષ અને સામ્યવાદીઓનો તો ખાતમો બોલી જાય. ત્યારે 'લોકશાહી બચાવો' મોરચાનો ફાંસીનો ગાળિયો પોતાના ગળામાં સામે ચાલીને આ બધા પક્ષો શા માટે ભેરવે ?

ત્યારે ડી. એમ. કે., અકાલીદળ અને અપક્ષોને પોતાને પક્ષે વાળવાની એક સંભાવના પણ ત્રિપક્ષી જોડાણના પક્ષોની ખરી. અને સત્તા હાંસલ કરી શકે તો શાસક કોંગ્રેસમાંથી પણ આ જોડાણમાં આવી ભળે એવી પણ ધારણા.

## છાપરે ચડીને બોલ્યું

મહાસમિતિમાં શ્રી. જશવંત મહેતાનો સુધારો ન સ્વીકારાયો ત્યારે બાવાનું તડબૂચ છતું થઈ ગયેલું. તડબૂચ સંતાડવાનું લંગોટીનું કેટલુંક ગજું ? ઠરાવ પસાર કરાવી દેતાં મોવડી મંડળ અતિ ઉત્સાહમાં આવી ગયું. અને આ મોવડી મંડળની ગંગા કેટલી પાતાળે ચંપાણી છે તેનો તાગ આવવા માંડયો.

કામરાજે કહ્યું: સિદ્ધાંતોને ઘડીક નેવે મૂકીને પણ લોકશાહીને બચાવો.

સંજીવ રેડીએ કહ્યું કે : નકસલાઇટનો સહકાર લઇને પણ આંધ્રની ઇન્ડીકેટ સરકારને ઉથલાવો.

નિજલિંગપ્પાએ કહ્યું: અમે તો લોકશાહીને બચાવવા સામ્યવાદીઓ કે મુસ્લિમલીગને પણ મોરચામાં જોડાવા આમંત્રણ આપીએ છીએ.

આમ ઇંદિરાજી પાસેથી સત્તા ઝૂંટવી લેવાનો અને ગમે તેવા સિદ્ધાંતોનો ભોગ આપીને પણ વેર વાળવાનો ઇરાદો છતો થઈ ગયો ઇંદિરાજીને ઉથલાવીને નવું પ્રધાનમંડળ રચવાની વાતો પણ શરૂ થઇ ગઇ વડા પ્રધાન શ્રી મોરારજી, ગૃહપ્રધાન જનસંઘના શ્રી બલરાજ મધોક કે શ્રી બાજપાઈ અને નાણા ખાતું સ્વતંત્ર પક્ષના શ્રી મસાણીને

સીન્ડીકેટની મહાસમિતિનો મહોર મારેલો ઠરાવ ત્રિપક્ષી જોડાણ માટે અનિવાર્ય હતો કોઇક દરખાસ્ત તો દરેક પક્ષને વિચારવા માટે જોઇએ જ ને ! એટલે જનસંઘ અને સ્વતંત્રપક્ષને જોડાણ માટે આગળ વધવા મહાસમિતિનો ઠરાવ જરૂરી હતો બાકી તો બધુ રંધાઈ ચૂકેલું

## જોડાણ માટેની શરતો

આ રંધાઈ ચૂક્યુ છે એ વાત જનસંઘ અને સ્વતંત્રપક્ષના ઠરાવો અને ઉદ્બોધનોમાંથી બહાર આવી જનસંઘના સંમેલન, ઉદ્બોધનો અને પત્રકાર પરિષદમાંથી ચોખ્ખું સમજાયુ કે સાલિયાણા નાબુદી અંગે કંઇક વચલો રસ્તો કઢાશે દસ મુદ્દાનો કાર્યક્રમ ફેરફાર માગે છે હાલ સંસદ પૂરતુ જોડાણ રહેશે ને ત્યારબાદ સંસદ બહાર એનો વિસ્તાર થશે આ જોડાણમાં એક નેતા એક શિસ્ત અને સમાન ભૂમિકા માટે લઘુતમ કાર્યક્રમ રહેશે

સ્વતંત્રપક્ષે મહાસમિતિના આખા ઠરાવને હર્ષના અતિરેક સાથે સ્વીકાર્યો એટલું જ નહિ પણ બધી રીતે આગળ વધવા શ્રી મસાણીને સંપુર્ણ સત્તા આપી દીધી પણ આ ત્રિપક્ષી જોડાણ પાછળ શું ચાલી રહ્યુ છે તે તો રાજાજીની સ્વતંત્ર પક્ષને મળેની શીખામણમાથી જાણવા મળે છે રાજાજીએ એક નેતા એક કાર્યક્રમ, અને ચૂંટણી ચિહ્ન સ્વીકારી લેવા કહ્યુ રાજાજીએ કહ્યુ કે આપણા સિદ્ધાંતો જળવાતા હોય તો સંસ્થા કોંગ્રેસમા મળી જવામાં કોઇ જોખમ નથી

## સૌ સૌની ગતમા

ત્યારે જનસંઘની નીતિ અને સિદ્ધાંતો જળવાય, સ્વતંત્ર પક્ષની નીતિ અને સિદ્ધાંતો જળવાય અને સંસ્થા કોંગ્રેસની નીતિ અને સિદ્ધાંતો જળવાય અને છતા ત્રિપક્ષી જોડાણ થાય એ કેવી રીતે બને? દેખીતી રીતે જ રાજાજીના ઉદ્બોધનમાંથી સ્પષ્ટ અર્થ ઊઠે છે કે સંસ્થા કોંગ્રેસના શ્રી, મોરારજી અને કામરાજ સાથે સ્વતંત્ર પક્ષની પૂરી તડજોડ થઈ ગઈ છે કે સ્વતંત્ર પક્ષના સિદ્ધાંતો જળવાય એવા ફેરફાર સંસ્થા કોંગ્રેસના સિદ્ધાંતો અને કાર્યક્રમોમા કરાશે અને સમય પાકેલો જણાય ત્યારે સ્વતંત્ર પક્ષે સંસ્થા કોંગ્રેસમા ભળી જવુ રાજાજીએ એમ નથી કહ્યુ કે પોતે બદલી ગયા છે કે સ્વતંત્ર પક્ષ બદલી ગયો છે એમણે તો એમ કહ્યુ કે "હવે કામરાજ અને મોરારજી બદલી ગયા છે ' નિજલિંગપ્પા તો બદનેલા હતા જ પોતે બદલી ગયાની રાજાજીની વાતનો મોરારજીએ ઈન્કાર નથી કર્યો પણ બીજી રીતે લઇને માથે જ ચઢાવી લીધી છે કારણ કે રાજાજી એનું રાજકીય પરિવર્તન જાણે છે

ત્યારે સ્વતંત્ર પક્ષનું બાહ્ય માળખાનું અસ્તિત્વ ન રહે તેમ આખી સંસ્થા કોંગ્રેસને સ્વતંત્રપક્ષના સિદ્ધાતની બનાવી દેવી અને સ્વતંત્ર પક્ષનુ ૭૨ની ચૂંટણીમાં અસ્તિત્વ ભૂંસાઇ જાય તે પહેલા એનું સંસ્થા કોંગ્રેસમાં રૂપાંતર કરી દઇને સંસ્થા કોંગ્રેસને જ સ્વતંત્રપક્ષ બનાવી દેવાની રાજાજીની એ અદ્ભૂત ચાલ છે

બીજી બાજુ જનસંઘ પણ સમજે છે કે '૭૨ની ચૂંટણીમા પણ કોઈ એક રાજ્યમાં કે કેંદ્રમા બીજા કોઇ પક્ષ સાથેના જોડાણ સિવાય સત્તાસ્થાને આવવુ શકય નથી તો સંસ્થા કોંગ્રેસ અને સ્વતંત્ર પક્ષનુ બળ સામે ચાલીને મળતુ હોય તો આજે જનસંઘનો જેમણે બિનકોમી કહીને સ્વીકાર કર્યો છે અને જનસંઘના સહકાર માટે જેણે પોતાની નીતિ અને સિદ્ધાંતોમાં બાંધછોડ કરી છે તેની પાસે આવતીકાલે જનસંઘના વધુ સિદ્ધાંતોનો પણ સ્વીકાર કરાવી શકાશે એટલા માટે ન્યુનતમ કાર્યક્રમની ભૂમિકા ઉપર એક શિસ્ત અને એક નેતાની શરત રાખી છે મસાણીએ તો જિદ્દને જિદ્દને આવા જોડાણનો આશાવાદ પ્રગટ કરી નાખ્યો છે જનસંઘનો ઇરાદો પોતાનું પૂરૂ વ્યકિતત્વ જાળવીને

સંસ્થા કોંગ્રેસ અને સ્વતંત્રપક્ષને હેડપ ન કરી જવાય તો પૂરો ઉપયોગ કરી લેવાની છે.

## ધર્માસાઠી ધર્માંતર

બાવો તડબૂચ સોંતો પકડાણો જ્યારે શ્રી. મોરારજીએ ગુજરાત પ્ર૰ સમિતિના ઠરાવમાંથી જનસંઘ ને સ્વ. પક્ષનાં નામો પડતાં મૂકાવીને જાહેર કર્યું કે પ્રદેશ સમિતિનો ઠરાવ મહાસમિતિના ઠરાવનું સમર્થન કરે છે ને મારી યોજનામાં આગળ વધવામાં મને ક્યાંય બાધકર્તા નથી. અને તરત જ નિજલિંગપ્પાએ જાહેર કર્યું કે લોકોના હિત ખાતર દસ મુદ્દાના કાર્યક્રમમાં પણ ફેરફાર કરવો પડે ને સાલિયાણાનો પ્રશ્ન તો તદ્દન નજીવો છે ત્યારે.

અહીં પાછી ધર્માંતરની વાત આવે છે. ઔરંગઝેબના કાળમાં મરાઠા સરદારો મુસલમાન થવા માંડ્યા ત્યારે કોઇકે પૂછ્યું કે "તમે શું કરવા મુસલમાન થાઓ છો?" ત્યારે એના જવાબમાં એક સૂત્ર પેદા થઇ ગયેલું કે "ધર્માસાઠી ધર્માંતર" "અમે તો ધર્મની ખાતર ધર્માંતર કરીએ છીએ. અમે ધર્માંતર કરીએ જેથી હિંદુ ધર્મને અમે બચાવી શકીએ."

એમ સીન્ડીકેટનું મોવડી મંડળ ધર્માંતરના ઇતિહાસનું પુનરાવર્તન કરી રહ્યું છે કે અમે તો લોકહિતના ધર્મખાતર ધર્માંતર કરી રહ્યા છીએ.

## ગુ. પ્ર. સ. ક્યાં ઘોરતી હતી ?

આટલું બધું રંધાઇ રહ્યું હતું, રંધાઈ ચૂક્યું હતું ત્યાં સુધી ગુજરાત સંસ્થા કોંગ્રેસ ક્યાં વસતી હતી ? હિન્દુસ્તાનમાં કે હિન્દુસ્તાનની બહાર ? મહાસમિતિના ઠરાવ પહેલાં ઘણા સમયથી આખું જગત જાણતું હતું ને ગુજરાત સંસ્થા કોંગ્રેસ નહોતી જાણતી ? ગુજરાત સંસ્થા કોંગ્રેસ અબુધ છે ? અબુદ્ધિશાળી છે ? નાની કીકલી છે તે છેવટ સુધી કાંઇ ગતાગમ જ ન પડી ? કે પછી શ્રી. મોરારજીએ ઊંઘતાં વેચી ? કે પછી મોરારજીને વેચાયેલી જ છે ? કે પછી પગ નીચે રેલો નહોતો આવ્યો લાગતો ? આજે હિતુભાઇની બહાદરીનાં બણગાં દિલ્હીથી ફૂંકાવા માંડ્યાં છે તે મહાસમિતિની બેઠક વેળાએ અને તે પછી પણ હિતુભાઈ મનુભાઈ પંચોળીની જેમ પરદેશ સીધાવ્યા હતા ? શ્રી. મોરારજીના પેટનો પાર ત્યારે નહોતા પામ્યા ? હિતુભાઇને વિશ્વાસમાં લીધા વગર શ્રી મોરારજી પોતાની યોજના આગળ વધારી રહ્યા હતા ? કે પછી ગુ. સીન્ડીકેટના શાણપણ પાછળની તમામ નબળાઇઓથી મોરારજીભાઇ પોતાની યોજનામાં મુસ્તાક હતા ?

## ગુરૂ લોભી શિષ્ય લાલચુ

અખબારો બોલે છે કે સીન્ડીકેટની મહાસમિતિમાં ઠરાવ આવ્યા પૂર્વે જ ગુજરાતના કેટલાક પ્રધાનો સહિતના સભ્યો સાથે શ્રી. મોરારજી સાથે થોડી ચડભડ પણ થયેલી. આ ચડભડ એમ બતાવે છે કે ઠરાવ પાછળના ભવ્ય અપવિત્ર જોડાણની જાણકારી ગુજરાતના આગેવાનોને કાને પહોંચી ગઇ હતી અને ગુજરાતના કેટલાક આગેવાનોની લાગણીને તૃણવત્ ગણીને શ્રી. મોરારજી પોતાની યોજનાને આગળ વધારવાનો નિરધાર કરીને બેઠા હતા.

જો ગુજરાત પોતાના ખીસામાં છે એમ મોરારજી ન માનતા હોય, મૂઠીભર ગુજરાતી આગેવાનો અણસમજુ ને લેખામાં લીધા જેવા નથી એમ ન માનતા હોત તો શ્રી. મોરારજી શ્રી. જસવંત મહેતાનો સુધારો જરૂર સ્વીકારી લેત. પણ ગુજરાતના પ્રધાનો અને આગેવાનોને શ્રી. મોરારજી વસવાયાંથી (રાખ્યા રહે અને કાઢ્યા જાય) વિશેષ ન માનતા હોય ત્યારે જ આવું આપખુદ પગલું ભરી શકે. ગુજરાતની નબળાઇ એ જ મોરારજીનું બળ છે.

## ગડગડ ઘાટનાં ગજવણાં

એટલા પછી પણ ગુજરાતના હાજર રહેલા સભ્યોમાંથી કેમ કોઇએ ત્યારે વિરોધ ન ઉઠાવ્યો ? પૂરા બળની ખાત્રી ન હોય તો એકલા પડીને ઉથલી પડાય એ કારણે ? ફેંકાઈ જવાય એવી રાજકીય બુદ્ધિથી ? એમાં મોરારજીની આમન્યા હતી કે સરાજાહેર બીરૂતા ? કયો સિદ્ધાંત એમાં કામ કરતો હતો ?

એ પછી મહાસમિતિની બેઠકમાંથી પાછા ફર્યા

બાદ જે વજુભાઇ અને હિતુભાઈ આજે ગાજતા માંડયા છે તે ઠરાવના અર્થઘટનમા લજવાતા શા માટે હતા ? કાંઈક ખોટુ કરી આવ્યના ગળચના શા માટે માટે ગળતા હતા ? અને પરસ્પર વિસવાદી અને વિરોધાભાસી નિવેદનો શા માટે કરતા હતા ? કોનાથી ડરતા હતા ? મોરારજીથી, સંસ્થા કોંગ્રેસના સાથીઓથી કે પ્રજાથી ? કઈ બાજુ સ્થાનની સલામતી છે એ નક્કી કર્યા પહેલા બેમાથી એકેય બાજુ ન બોલતા ગળગળ ઘાટે બોલાય એમને ?

## 'એકસરખા અપ્રામાણિક'

જેમણે દિલ્હીમા લાખી જીભ અને મોર્ગ જડમાને માથે લોહાની નાગફણી જડી રાખેની તેવા ઓએ જનસંઘ અને સ્વતંત્રપક્ષ સાથે જોડાણ થશે તો રાજીનામાં દેવાની જાહેરાતો કરીને ધ ન્યવાદ મેળવી લીધા. પણ ઠરાવ પહેલા ખૂબ અળખામણા બ ન્યા પછી જનસંઘ ને સ્વતંત્ર પક્ષનાં નામ મોરારજીને કહ્યે પડતા શા માટે મૂકવા દીધા ? ત્યારે રાજીનામા વાળાઓની બહાદરી પાછી કયો વેપાર ખેડવામા રોકાઈ ગયેલી ? ત્યારે નહોતી ખબર કે મોરારજી મૂરખ બનાવી રહ્યા છે ? લોકોએ અને અખબારોએ આ સ્થિતિમા મુકાયેલા જોડાણ વિરોધી કાર્યકરોને ઘણા દુઃખ અને કઇક તુચ્છકાર સાથે 'અપ્રામાણિક કહ્યા છે

## સત્યના સ્વાંગ નીચેનું જૂઠ

એટના પછી જ્યારે ઠરાવમાથી નામ પડતા મૂકવા અંગે શ્રી. વજુભાઇ જૂઠો બચાવ કરી રહ્યા હતા કે 'ઠરાવ લાંબો ન થઈ જાય તે માટે જનસંઘ ને સ્વતંત્રપક્ષમા નામ પડતા મૂક્યા છે ત્યારે વળી ઠાકોરભાઈએ કહ્યુ કે કેટલાકનું મન રાખવા માટે નામ પડતા મૂકવામા આવ્યા છે, ઠરાવ લાંબો થઈ જાય તેટલા માટે નહિ એથી તો જોડાણનો વિરોધ કરનાર ઠંડ તળિયે બેસી ગયેલા તે કાંઇક ઊંચા આવ્યા ત્યારે પણ શ્રી ઠાકોરભાઇને શ્રી મોરાર જીનું નામ લેવામા કઇ કુલીન ઘરની લાજ આબરૂ લૂંટાઈ જતી લાગેલી ?

## નાદારીનુ નગ્ન પ્રદર્શન

અને બીજી જ ક્ષણે પત્રકારો સમક્ષ શ્રી મોરારજીએ કહ્યુ કે આ ઠરાવ મહાસમિતિના ઠરાવનુ અને મારી યોજનાનું સમર્થન કરે છે ત્યારે પણ જોડાણ વિરોધી બડકમદારોની જીભ કેમ સીવાઇ ગયેલી ? ઠરાવમા જો પ્રગટપણે જ જનસંઘ-સ્વ પક્ષના જોડાણનો વિરોધ રહેલો હતો, શ્રી મોરારજી એ ઠરાવના એક પક્ષકાર હતા તો પછી બીજી જ ક્ષણે પત્રકારો સમક્ષ શ્રી મોરારજીએ પોતાનું સમર્થન કરાવતો જ ઠરાવ પસાર થયો હોવાનું કેમ જાહેર કર્યું ? એનો અર્થ તો એ થયો ને કે ઠરાવ પસાર થતી વેળા શ્રી મોરારજીના અને જોડાણ વિરોધી ઓના બેયના દિલમાં પાપ હતુ ? ગુજરાત જેવા પ્રદેશનું રાજ્ય કરતી આખી સંસ્થા એના સર્વોચ્ચથી માંડીને નાના કાર્યકર સુધી આટલી બધી અપ્રમાણિક હોઇ શકે ? અને તે એક સાથે સૌ પોતાની જાતને સિદ્ધાંતને નામે, ગાંધીને નામે, લોકોના હિતને નામે, ગુજરાતને નામે સામેથી અપ્રમાણિક પુરવાર કરે કે જોઈ લ્યો, અમ સૌ કેવા ભીરૂ, ડરપોક, કેવા કાયર ને કેવા અપ્રમાણિક છીએ !

## કા કોઈની જાડી ન ફાટી ?

ઠરાવ ઘડનારા, ઘડાવનારા અને એને પસાર કરનારા અને પછી એના વિવિધ અર્થઘટન કરનારા માથી કોઇને શરમ ન આવી ? કોઇને ઢાંકણીમા પાણી લઇને બૂડી મરવા જેવુ ન લાગ્યુ ?

એ તો ઠીક પણ ઠરાવ ઘડનાર મૂકનાર ને પછી પસાર કરાવનાર શ્રી વજુભાઇએ શ્રી મોરારજીનુ અર્થઘટન યથાર્થ હોવાનું કહ્યુ ત્યારે ય કોઇ બહાદરી આની જાડી કેમ ન ફાટી ? ઠરાવ એ નિર્ણય કહેવાય, કાગળ એ લાગણી વ્યક્ત કરી કહેવાય બધા ણીય રીતે ઠરાવને જ ધ્યાનમા લેવાય કાગળની કોઇ કિંમત ખરી ?

## બહાદુરીના બેશરમ બણગા

અને હવે જ્યારે બંગાળમાથી મહીસુરમાથી બિહારમાથી, કાશ્મીરમાથી એમ ચારેકોરથી સંસ્થા કોંગ્રેસની અંદરથી વિરોધ ઊઠી રહ્યો છે ડૉ. રામ સુભગસીંગે સંસ્થા કોંગ્રેસ છોડી જવાની ધમકી આપી,

મહીસુરના મુખ્ય પ્રધાન શ્રી. વીરેન્દ્રપાટીલે સીન્ડીકેટની પાર્લામેન્ટરી બોર્ડના પ્રત્યેક સભ્યને અગાઉથી વિરોધના પત્રો પણ લખી નાખ્યા છે ત્યારે અખબારોમાં બહાદરીનાં બણગાં ફૂંકવામાં આવી રહ્યાં છે કે વજુભાઇએ વિરોધ કર્યો, હિતુભાઇએ વિરોધ કર્યો માટે સીન્ડીકેટના મોવડીઓની ત્રિપક્ષી જોડાણની યોજના અટકી પડી છે.

## નફ્ટ રાજકારણ

રાજકારણમાં આટલી અપ્રમાણિકતા, આટલું જૂઠ, આટલો દંભ આજ સુધીના ભારતે કદી નથી ભાળ્યાં. સંસ્થા કોંગ્રેસે અને ખાસ કરીને ગુજરાતની સમગ્ર પ્રદેશ સમિતિએ બધી જ મર્યાદાઓ મેલી દીધી છે. એમનું રાજકારણ બેશરમ અને નફ્ટ બની ગયું છે. ભૂંડા લાગવાનો ભય છાંડી ગયું છે, વચનભંગ ગણાશું, અવિશ્વાસુ ગણાશું, અપ્રમાણિક ને જૂઠા ગણાશું, સગવડીઆ સિદ્ધાંતવાદી ગણાશું, દંભી ગણાશું, સત્તા ભૂખ્યા ગણાશું એવી શરમ શુદ્ધાં છૂટી ગઇ છે. લોકો ઠેકડી ઉડાવે છે એની લગીરે લાજ શરમ નથી રહી.

## કૂટનીતિ ને કિન્નાખોરી

આટલું ઓછું હોય તેમ ગુજરાતની સીન્ડીકેટમાથી જોડાણ વિરોધી પ્રધાનો અને એના સાથીદારો ઉપર ઇન્ડીકેટ સાથે ભળી ગયાના આક્ષેપો અને નિંદા શરૂ થઇ ગયાં છે. તાકી તાકીને પ્રધાનોને ઉડાડવાની ઉઘાડી ચાલ ખેલાઇ રહી છે. અને શ્રી. મોરારજી એમના માથે રહેમ રાખીને એવા પ્રધાનોનું બોલ્યું ચાલ્યું જતું કરવાનું કહી રહ્યા હોય એના અખબારી પ્રચાર શરૂ થઇ ગયા છે.

**પીપળ પાન ખરંતાં હસતી કુંપળિયા,**
**અમવીતી, તમ વીતશે, ધીરી બાપડિયાં !**

ક્યાં જાતું ગુજરાતના શાસનકર્તાઓનું રાજકારણ પછડાણું છે ? અને એ ક્યાં જઇ ને પહોંચશે ? જે ઇંદિરાજી સામે થઇ રહ્યું છે જે જીવરાજ મીનીસ્ટ્રી સામે થતું હતું એ જ હવે જોડાણ-વિરોધી પ્રધાનો સામે થઇ રહ્યું છે. કોઇકના ઘરમાં દારૂના શીશા છુપાવી-ભરાવી ને પછી એને પકડાવીને બદનામ કરવાની આ રમત ગુજરાતમાંથી જ શ્રી. મોરારજી દિલ્હી લઇ ગયેલા, એ દડો પાછો ગુજરાતમાં ઉછાળવામાં આવી રહ્યો છે. પવન જોઇ જોઇને પાઘડી ફેરવનારા આ બહાદુરોના આંતરિક સત્તા-કલહનાં હવે બઠબડિયાં બોલવા માંડયાં છે. એમનું તો જે થવાનું હશે તે થશે, પણ પ્રજા જીવનનાં મૂલ્યોનો ભયંકર હ્રાસ થઇ રહ્યો છે તેનું શું ?

## સિદ્ધાંતનિષ્ઠાની ઠેકડી

અમે ધ્રાંગધ્રા જેલમાં હતા ત્યારે વગર ગુને અમને મારવા કેવી રીતે ? એટલે સાવ શાંત બેઠા હોઇએ તો પણ એમ કહેવામાં આવે કે "એલા કેમ બારીમાંથી ડોકાં કાઢતો હતો ?" અમે કહીએ કે "અમે ઊભા જ નથી થયા." ત્યારે ફોજદાર ખીજાઇને કહે "જૂઠું બોલશ ?" એમ કહીને અમને લમઢારવામાં આવતા.

એમ ઇંદિરાજીની સરકારને ઉથલાવવા "લોકશાહી ભયમાં છે." એવું કૂડ ઊભું કરવામાં આવ્યું. એકવાર 'લોકશાહી ભયમાં છે' એમ ઊભું કરવામાં આવે પછી એને બચાવવા સાધનોની શુદ્ધિ-અશુદ્ધિનો ખ્યાલ છોડીને હવે બધાં જ શસ્ત્રો અજમાવવાની નીતિને લોકોના હિતમાં મનાવવામાં આવી રહી છે.

એમ કહેવામાં આવી રહ્યું છે કે મહાત્મા ગાંધીથી માંડીને સૌ દેશના સંજોગોને લક્ષમાં લઇને સિદ્ધાંતો છોડતા જ રહ્યા છે. એટલે લોકશાહી માટે સમાજવાદનો સિદ્ધાંત પણ છોડી દેવાય તો એમાં કશું જ ખોટું નથી. કારણ કે લોકશાહી બચાવી લેવાય છે. આ તર્ક ત્યાં સુધી ખેંચી જઇ શકાય કે જેમ સમાજવાદનો સિદ્ધાંત છોડી દઇ શકાય તેમ થોડા માણસોને લાગે કે લોકશાહી દેશના હિત માટે છોડી દેવી જોઇએ તો લોકશાહી પણ છોડી દેવાય.

સમાજવાદ એ કાર્યક્રમ નથી પણ લોકશાહીનું અવિભાજ્ય અંગ છે. સમાજવાદ વગરની લોકશાહી મૂડીવાદી ને સામંતશાહી પ્રથાનું પોષણ કરે. લોકશાહી વગરનો સમાજવાદ સરમુખત્યારશાહી લાવે.

## પ્રજાજીવનનાં મૂલ્યોનું શું ?

લોકોમાં અશક્તિઓ તો પડી જ છે. પણ

ચોક્કસ ધ્યેયને લક્ષમાં રાખીને જ પક્ષ આખડતા આગળ વધે છે પણ આગળ વધતાં વારવાર પડી જાય એને નીતિ ન બનાવાય એ જ રીતે પરિસ્થિતિ જોઇને પાઘડી ફેરવાય, સત્યને જૂઠ ને જૂઠને સત્ય મનાવાય, અપ્રમાણિકતાને રાજની કૂટનીતિનું અગ બનાવાય, સિદ્ધાતહીનતાને નીતિ મનાવાય નિષ્ઠાની ઠેકડી ઉડાવાય તો પછી પ્રજાને ત્યાગ, સ્વાર્પણ, વચન પાલન, જીવનનિષ્ઠા, સમર્પણ વ્યવહાર શુદ્ધિ, સમાજ નિષ્ઠા, શૌર્ય, ધર્મ અને નીતિ અગે આપણે કયુ માર્ગદર્શન આપશુ ? પ્રજા તો હજી સુધી આ બધા રાજપુરુષાને નજરમા રાખીને જ આગળ ચાલે છે તો પછી પ્રજા પાસેથી આપણે કઇ અપેક્ષા રાખી શકશુ ? દભ, જૂઠ, પાખંડ, લાલચ, લાલસા અને કાયરતા સિવાય ! ઇચ્છીએ કે કાયરતા ખ ખેરી નાખીને નિડરતા પૂર્વક પોતાની નિષ્ઠા ને નિરધાર માટે ન્યોચ્છાવર કરવાનુ બળ આગેવાનોમા આવે

**શ્રી મોરારજી દેસાઈને થયેલો પડકાર**

સસ્થા કોંગ્રેસની સસદ બોર્ડે વધુ સહકાર માટે ઠરાવ કર્યો તે પછી શ્રી બાજપાયી અને મસાણીના નિવેદનો જ બનાવે છે કે સહકારથી ને મોરચાથી વિશેષ એવી કોઇ જોડાણની જ વાત હતી કેટલાકને ઈંદિરાજીના પ્રધાન મડળમાથી રાજીનામા અપાવીને હવે જનસઘ અને સ્વતત્રપક્ષ નીચે એને કામ કરવાનુ કહો ત્યારે ડૉ રામસુભગસીગ અને જયસુખભાઈ હાથી જેવા માટે તો ધરતીનો છેડો જ આવી રહે ને ! આજે તો દેશમા 'જોડાણ'ના જલસાની ઠેકડી ઉડાવાઇ રહી છે

મહૈસુર અને ગુજરાતને હાથમાથી ન જવા દેવા અત્યારે એ જોડાણ હીનમા મુકાતાં હવે મોર ડીઓએ પાઘડી ફેરવી એ માટે અદરથી સાચો વિરોધ ઊઠી રહ્યો છે. જોડાણ માટે જેણે તૈયારી કરીને ઠરાવ પસાર કરાવ્યો તેનુ શુ ? હજી જોડાણ પ્રવાહી સ્થિતિમાં છે રખે કોઇ ભ્રમણામા રહેતા ! અને ખરેખર ગુજરાતને કારણે જોડાણ અટકયુ હોય તો મોરારજીભાઇએ પોતાનામાં ગુજરાતનો અવિશ્વાસ પ્રગટ થતો હોઇ રાજીનામુ દઇ દેવુ જોઇએ જોડાણ દેશના હિતમાં માનતા હોય તો ગુજરાતને પડતુ મૂકીને આગળ વધવુ જોઇએ, નહિ તો શ્રી મોરારજી ગાધીજીનું નામ વટાવી ખાનારા 'સર્વોચ્ચદભી' તરીકેની જ આબરૂ રળશે આજે તો ચોરની મા કોઠીમાં મો ઘાલીને રોઇ રહી છે

**માણસોએ મહાત્માને પણ છોડી દીધેલા**

કોઇને કોઇ રીતે સમાજમા મહત્ત્વનુ સ્થાન પ્રાપ્ત કરનારા આગેવાનો એકવાત ભૂલી જાય છે કે ગમે તેવી નબળી–નોબલથી લાલચથી કે પછી હૈયા દુબળાપણાથી–નબળી પ્રજા એના પગ હેઠે રેનો નથી આવતો ત્યા સુધી જ આગેવાનથી દોરવાય છે કે પાછળ પાછળ ચાલે છે અરે મહાત્મા ગાધી પાછળ પણ છેવટ પ્રજા નહોતી ચાલી પાછળ ચાલવામા સ્વાર્થ હતો ત્યા સુધી જ ચાલી આવા આગેવાનો અતિ તતીલા હોય છે ત્યા જેમાથી એમણે બળ મેળવ્યુ હોય છે એ જ એના સામાજિક મૃત્યુનું કારણભૂત બને છે પણ તત છૂટતો નથી

સીન્ડીકેટમા આજે આ પ્રશ્ન ઉપર જે આતરિક મોરચા મડાઇ ગયા છે તે બતાવે છે કે સિદ્ધાતને નામે, લોકશાહી બચાવવાને નામે સ્વાર્થનો અને મહત્ત્વકાક્ષાઓનો હવે સઘર્ષ જામી પડયો છે ડૉ રામસુભગસીગનું નેતાપદ જતુ હતુ, ગુજરાત અને મહૈસુરના પ્રધાનોને પોતાના રાજ જતાં હતા અને મોવડી મડળ તથા એમના તરફદારો અશોક મહેતા, તારકેશ્વરી વગેરેના હાથમાથી કિન્નો લેવાનો કીમિયો અને ભારતની ભાવિ સત્તાના દોર હાથમાથી છૂટી જતા હતા જનસઘ આથી ઉશ્કેરાઇ ગયો છે ને સ્વતત્રપક્ષમા નિરાશા વ્યાપી ગઇ છે

**હવે હેમાળો હાકલ દે છે**

સૌથી વધુ તો સીન્ડીકેટના મોવડી મડળે સીન્ડીકેટમા પડેના બન્ને ભાગોનો વિશ્વાસ ગુમાવ્યો છે સત્તા અને સચાલનનો દોર પ્રદેશોના આગેવાનોના હાથમા ચાલ્યો ગયો છે સભવ છે કે ગુજરાત અને મહૈસુરને પ્રાદેશિક રીતે વર્તવાની છૂટ આપીને પણ જોડાણની યોજના આગળ વધે ગુજરાત હવે ત્રિપક્ષી જોડાણમા ભળી શકે તેવુ રહ્યુ નથી મોવડી મડળના હિતમા છે કે તેમણે હવે રાજીનામા આપી છૂટા થઇ જવુ જોઇએ હવે કોંગ્રેસના સિદ્ધાત પણ જળવાય છે ને ત્રિપક્ષી જોડાણનું પણ જળવાય છે' એવી શ્રી મોરારજીની હુશિયારી ચાલે તેમ નથી શ્રી મોરારજીને જેમ ભોગવતાં પણ ન આવડયુ તેમ ગુજરાત એમની વિરુદ્ધમા ઊતરવા છતા છોડતા પણ નહિ આવડે કાબે અર્જુનને લૂટયા પછી અર્જુને પણ નહોતો આપઘાત કર્યો કે નહોતુ ગાડીવ છોડી દીધુ પણ એ બધાને હેમાળે ગળતા તો આવડતુ હતુ કોંગ્રેસનું કુરુક્ષેત્ર પૂરુ થતા હવે સીન્ડીકેટની યાદવ સ્થળી મડાણી છે મોવડી મડળને હવે કોઈ હેમાળાનો મારગ ચીધે તો સારુ

# ગોલણુ મર ગાડાં ફરે

**કાનજી બારોટ**

"એ ગોલણવાળા ! જુઓ, તો ખરા આ સુઘરીનો માળો ! છે તો નાનું એવું ચકલ્યાંની જાતનું પંખીડું, પણ એની કરામત કરામાત કહેવાય."

"વીસળદેવજી ! એને ઇશ્વરે હૈયા ઉકલત દીધી હોય."

"ગોલણવાળા ! હૈયા ઉકલત તો ઇશ્વરે માનવીને ય કયાં ઓછી આપી છે ? નજર તો કરો ! કયાં અદ્‌ભુત મનુષ દેહ અને કયાં નાનું એવું ચકલું ! આ માળામાંય બચ્ચાંને રહેવાની જગ્યા અલાયદી, પોતાને વસવાનું જુદું, વળી પોતાના ચણનો ચારો રાખવાનું સ્થાન પણ ગોઠવ્યું હોય એમ લાગે છે. વળી આ પંખી એવે ઠેકાણે માળો બાંધે કે બારેય મેઘ ખાંગા થાય તોય એને જરાય આંચ આવે નહિ. બીજાં જીવજંતુ, પશુ પંખી અતિવૃષ્ટિથી પારવાર દુઃખી થઇ જાય ત્યારે આ સુઘરી કિલ્લોલ કરતી હોય."

અણહીલપુર પાટણનો રાજા વીસળદેવ વાઘેલો ને તળાજા ઝાંઝમેરનો ધણી ગોલણવાળો બેય સરસ્વતી નદીને તીરે શિકારે ચડેલ. બેયની રાંગમાં ડુંગરનાં હાલતા ટૂક જેવા ઘોડા ને શિકાર ખેલતાં ખેલતાં ખજૂરિયુંની ઘાટી ઝાડીમાં આડા અવળા હાલ્યા જાય છે. એમાં વીશળદેવની નજર ખજૂરીવૃક્ષના તાડિયાં ઉપર સુઘરિયુંના લટકતા માળા ઉપર પડી. એટલે પોતે ઘોડાની પીઠ ઉપર સહફ ઊભા થઇ એક માળો તોડી લીધો. માળો ખાલી હતો. માળો હાથમાં લઇ વીસળદેવ વાઘેલો ગોલણવાળાને બતાવે છે ને નાના એવા પંખીની અદ્‌ભુત કારીગીરીનું આશ્ચર્ય વતાડે છે કે:

"ગોલણવાળા ! કાળા માથાનો માનવી બીજું ઘણું કરી જાણે પણ એનાથી આવો સુઘરીનો માળો ન ગૂંથાય હો !"

"પાટણપતિ ! કયાં મનુષ્યના પગના અંગૂઠા જેવડું પંખીડું ને કયાં પોતાની બુદ્ધિથી સરગાપુરી સરજે એવો માનવી ! એની તોલે ચકલું બિચારૂં શું ?"

"તંયે કોઇ આવો માળો ગૂંથી દયે ખરૂં ?"

"એમાં શું ! હું ગૂંથી દઉં."

"ગોલણવાળા તમે ?" વીસળદેવ આશ્ચર્યથી ગોલણવાળા સામે જોઇ રહ્યા.

"હવે એમાં કઇ મોટી વાત ?"

"ગોલણવાળા ! વાતું કરવાથી આવા માળા ન ગૂંથાય. આ સુઘરીને ય કચે છે કે મહિનો પંદર દિવસ માળો ગૂંથતાં લાગે છે."

"વાઘેલારાજ ! આવો જ માળો આઠ દીમાં ગૂંથી દઉં, પછી શું ?"

"અને આઠ દીમાં ન ગૂંથાય તો શું કરો?"

"તો તો હાથનાં કાંડાં કાપી નાખવાં પડે."

"હા–હા–હા–હા" વીસળદેવ હસી પડયા ને બોલ્યા :

"એવો વાદ ન કરો ગોલણવાળા ! કયાં ચકલીની ચાંચ ને કયાં મનુષના હાથની આંગળિયું ! પંખીની ચાંચ જેવું કામ આપણાં ટેરવાં ન કરી શકે એટલે એવી પતરાજી છોડી દયો."

પણ વાળો પાછો ન વળે.

**ગાડારા પૈ જેમ ગડે, કથન બિચારા કે'ણુ;**
**ન ફરે હામું નાગરા, વાળા થારા વેણુ.**

પાટણ શહેરમાં વાત પરવરી ગઈ કે તળાજા ગોલણવાળાથી આઠ દિવસ સુધીમાં સુઘરીનો માળો ન ગૂંથાય તો પોતે પોતાના હાથનાં કાંડાં ભાંગી નાખશે.

વીસળદેવ વાઘેલે તો પોતાની પટરાણી નેત્રમ બારૈયાણીને પણ વાત કરી કે ગોલણવાળો સુઘરીનો માળો ગૂંથવાના છે. આથી રાણી નેત્રમદેને પણ

ગોલણવાળા જેવા ચતુર પુરુષને નીરખવાના કોડ જાગ્યા છે.

હવે ગોલણવાળાના રહેવાસ ફરતા પાટણપતિના ચોકી પહેરા ચડી ગયા ને માળો બનાવવા માટે ઘાસનાં જેવાં જોઈએ તેવાં તણખલાં, ખજૂરી વગેરે ઝાડ-પાંદના રેસા વગેરે પૂરું પાડવામાં આવે છે.

ગોલણવાળાએ સુઘરીના માળાનો બારીકાઈથી અભ્યાસ કરી પોતાની આંગળિયું ને નખથી માળાની ગૂંથણી આદરી દીધી. પણ અઠવાડિયામાં તો અસલ સુઘરીના માળાને ટોચો મારે એવો માળો ગોલણવાળાના હાથને ટેરવે રચી દીધો.

આઠમે જ જાણે તો વીસળદેવ આગેવાની કચેરીમાં આવી બે ય માળા હાજર કર્યા. વીસળદેવની સભા ચકિત થઈ ગઈ. અસલ માળો કયો ને નકલ કયો એ કોઈ વરતી શકયું નહિ. જાણે બેય માળા સુઘરીની ચાંચની કરામતના લાગ્યા.

આ બેય માળા લઈ વીસળદેવ રાણી નેત્રમદેના આવાસમાં આવ્યા ને કહે: "રાણીજી! આમાં એક માળો પંખીની રચના છે, બીજો માનવીના હાથની કૃતિ છે."

નેત્રમદેએ બેય માળા ઝીણવટે જોયા. જાણે એક જ બીબાંના બે રમકડાં. મનમાં થયું કે 'વાહ રે ગોલણવાળા તારા હથ્થડા! હવે તો તને જોઉં તઈ જ જીવને જંપ વળશે.'

**જીવ્યા કરતાં જોયું ભલું, પૂરે મનની આશ;**
**આંબા પેં ઉમરો ભલો, ફળે જે બારે માસ.**

રાણી નેત્રમદેએ વીસળદેવ પાસે હઠ લીધી કે: "ઈ પુરુષને મારે નીરખવો છે જેણે સુઘરીનો માળો ગૂંથ્યો."

રાજાને રાણીની હઠથી હારવું પડયું ને નેત્રમને મહેલે ગોલણવાળાને નોતર્યો. વીસળદેવના મનમાં એવો ય પોરહ થયો કે ભલે નેત્રમ પણ જાણે કે ગોલણવાળા જેવા તો મારા ધણીના તાબેદાર ખંડિયા છે.

નેત્રમદેએ વાળારાજાને ઝરૂખાથી રા આંગણમાં ઘોડે ચડી આવતો દીઠો ત્યાં તો નેત્રમદેનું મન પણ ગૂંથાવા મંડયું. રૂપમાં પણ ગોલણવાળો એટલે બીજો માધવોનળ.

રાણીએ વીસળદેવની હાર્યે જ ગોલણવાળાને જુગતે જમાડીને રજા દીધી પણ ગોલણવાળાને ઉતારે ખાનગીમાં પોતાની વિશ્વાસુ દાસી સાથે કહેરાવ્યું કે:

**ગોલણ માળો ગૂથિયો, મન ગૂંથાણો મોય;**
**નર અવરાંસુ ન્હોય, નેડો હવે નેત્રમ હંદો.**

હે ગોલણવાળા! તેં તો પંખીનો માળો ગૂંથ્યો પણ એવું જ મારું મન તારી હાર્યે ગૂંથાઈ ગયું છે. હવે આ નેત્રમના સનેહ બીજા હારે ન હોય,

**સુઘરિયું સગા, કોડે માળા કરતિયું;**
**(એવી) ગૂંથણ ગોલણિયા, તારી તળાજા ધણી.**

સુઘરિયું કોડથી માળાની જે ચતુરાઈ ભરી ગૂંથણ કરે છે એવી હે તળાજાના ધણી ગોલણવાળા તારી ગૂંથણ જે દીથી શરૂ થઈ એમાં મારું મન ગૂંથાતું આવ્યું છે ને ત્યારથી હું તને મારો સગો ગણું છું.

ગોલણવાળે નેત્રમને સામું કહેવરાવ્યું કે "બારૈયાણી! રે'વા દેજે. વીસળ રૂઠશે. પાટણ જેવા રાજવૈભવ તળાજાની ટેકરીમાં નહિ પામો."

ત્યારે નેત્રમ જવાબ વાળે છે કે:

**વીસળ વારી'જી વદા, મળી હું ખીર માન;**
**ગોલણ હંસ સમોગણાં, કરો ઝઝવા કાન.**

અરે હે ગોલણ! વીસળ તો વારી કહેતાં પાણી છે ને હું દૂધ છું. આ તો પાણીમાં દૂધ પડયું છે. માટે તું હંસ બનીને નીર ક્ષીરને નોખાં પાડ.

એટલું કહેવરાવતાં ય ગોલણવાળો માનતો નથી. ત્યારે નેત્રમદે ફરી વાળાને વીનવે છે કે:

**અમે ગોલણના ગરાગ, ગોલણ ગણકારે નઈ;**
**દી ઊગ્યે દરબાર, વાળા હું વિનતિયું કરૂં.**

તો ય ગોલણ નથી માનતો ત્યારે છેવટનાં વેણ નેત્રમદે કહેવરાવે છે:

**હું મોતી ને તું હંસ, ભાવે ભોગવ્ય ને ભલા;**
**વાયરીનો હોય વંસ, તો ગણું ન ધોખો ગોલણા.**

અરે હે ગોલણવાળા! હું મોતી છું ને તું તો હંસ ગણાય. વેળા વહી જાય છે વાળા! માટે ચૂગી લે, ચૂગીલે! પણ વાયરી કહેનાં જો બગલીનો કેડવો (વંશ) હો તો તો મારે ધોખો ધરવાનો જ નથી રહેતો.

આ દુહાનાં વેણથી ગોલણવાળો બાણની જેમ વીંધાઇ ગયો ને રાણી નેત્રમદેને કહેવરાવ્યું કે બારૈયાણીજી! ત્યારે આવી જાઓ તળાજે. પણ તમને અહીંથી તો નહિ તેડી જાઉં, કારણ કે વીસળદેવ મારો મોટેરો છે."

થોડા દિવસ વીત્યા ન વીત્યા ને રાણી નેત્રમદે જાત્રાના બહાને વીસળદેવ વાઘેલા પાસેથી રજા લઇને તળાજા આવી ગોલણવાળાના દરબારમાં સમાઈ ગયાં.

વીસળદેવને આ જાણ્ય થતાં તો પગથી માથાલગી અગનઝાળ લાગી ગઇ. મોટી સેના સજી તળાજાને ઘેરી લીધું ને ગોલણવાળાને કહેવરાવ્યું કે:

"ગોલણવાળા! બારૈયાણીને પાછી સોંપી દે, તારો ગુનો માફ કરૂં."

ગોલણવાળે કહેવરાવ્યું કે "વીસળદેવજી! મેં નેત્રમનું હરણ નથી કર્યું મારે આંગણે આવેલ સ્ત્રીને તો હું કેમ સોંપું?"

વીસળદેવે સામું કહેવરાવ્યું કે: "તો તળાજાનો, તારો ને નેત્રમનો નાશ થશે!"

ગોલણવાળે જવાબ વાળ્યો કે: "વાઘેલા રાજા! હું બધુંય સમજું છું. પણ શરણે આવેલાને ક્ષત્રી કેમ સોંપે? એમાંય હું વાળો, લીધેલા પણનો વળ ન છોડું."

ત્યારે વીસળદેવ કહેવરાવે છે કે "ગોલણવાળા! તારૂં ને તારા માણસોનું ખળું કરીશ ને ઉપર જૂતેલાં ગાડાં ને સાંતીનાં હાલરાં જોડાવીશ!'

ત્યારે ગોલણવાળો ઉત્તર મોકલે છે કે:

**અધખૂડી અધ વાલ, ઊભા ધર આલાં નહિ;**
**મૂઆ પછી માલ, ગોલણ મર ગાડાં ફરે.**

અરે વાઘેલા! હું જીવતાં તો નેત્રમ કે તળાજાની ખૂડીવા (ભાલાની લાકડીના છેડાની ગોળાઈ જેટલી) ધરતી કે અર્ધા વાલ જેટલું ધન પણ તારે હાથ નહિ પડે. બાકી મારા મરી ગયા પછી તું તારે મારા માથે ગાડાં ફેરવજે ને!

વાટાઘાટ પૂરી થઇ. વાઘેલા ને વાળા વચ્ચે ઘોર ઘમસાણ મચ્યું. પાટણની સામટી ફોજે તળાજું પાડયું ને ગોલણવાળા ને એના માણસોને જીવતા ઝાલી લીધા. પછી એ બધાને ભોંય નાખાને બળદ જોડેલાં ગાડાં ને લોઢાની ધારવાળી રાંપુંવાળા સાંતીનાં હાલરાં એમના માથે હાંકયાં. પણ ગોલણવાળો કેવો અણનમ ને વજ્જર જેવો વરતાણો!–

**રાંપડિયું રાચું, (વાળાની) રાખડિયું રાચું નઇ;**
**પંડય ભોંયે પડતે, વાળે વળ મેલ્યો નઇ.**

ગોલણવાળાના મોઢા માથે વાઘેલાએ રાંપતું હાલરૂં હાંકયું ત્યારે લોઢાની રાંપ ભાંગી ગઇ પણ મોઢાના દાંતની રાક્ષસીમાં તરડ સુદ્ધાં ન પડી. એવા વજ્જર દેહના વાળાનું પંડય પડયું પણ વાળારાજે પણ ન મેલ્યું. વાળે વળ ન મેલ્યો.

નેત્રમદે બારૈયાણીએ કહેવાય છે કે જળ-સમાધિ લીધી.

*

સાંઈસું સાચી રહું, બાજ બાજ રે ઢોલ;
પંચન મેં મેરી પત રહે, સખિયન મેં રહે બોલ

ઢોલ વજંતાં હે સખી પતિ આયો મુજ લેણ;
વાગાં ઢોલાં હું ચલી, પતિરો બદલો દેણ.

# અનેક ઇશ્વરવાદનાં અનિષ્ટો

(હપ્તો છેલ્લો)

નાજાભાઇ નથુભાઇ વાળા : રે. ચાડિયા (જિ. અમરેલી)

માણસની પ્રગતિ જિંદગીના સાઠ–પાસઠ વર્ષની ઉંમરે પૂરી થાય છે એમ મને લાગ્યું. પછી જીવવાનું મળે તો આનંદથી જીવવુ, પણ માયા મમતાનો તાંતણો પાતળો કરતો જવો એ વધારે સારૂં છે. શાંતિથી સમય ગુજારવો પણ એક મુસાફરની જેમ બીસ્તરા બાંધી રાખવા વધારે સારા. વૃદ્ધાવસ્થાનું શરીર એટલે જૂનું મશીન. હવે સમારકામ તો ચાલું જ રહેવાનું, છતાં અટકી જ પડશે ત્યારે મોજથી મરવું એટલું જરૂર શીખી લેવું. આ રીતે મોતની ઓળખાણ કરી લેવાથી મોતની ભયંકરતા મટી જાય છે. એક બીજી વાત પણ સમજવાની છે કે આવા વિચારોથી જીવન નીરસ ન બની જાય તે ખાસ જોવાનું રહે છે. જીવન નીરસ બની જાય તો આપણું શેષ જીવન આપણને પોતાને અને આપણા લાગતા વળગતાને ભારરૂપ બની જાય છે. માટે છેવટ સુધી કલ્લોલતું જીવન જીવવું છતાં ખેલ પૂરો થયા પછી મોહ ન થવા દેવો એનું નામ જ્ઞાન+મોક્ષ.

હવે જીવન પૂરું થયું, માણસ મરી ગયો, પછીથી મરનારને જીવતા સંબંધીઓ સાથે સંબંધ રહી શકે છે એવું હંબગ ઊભું કરીને પાખંડી કર્મકાંડીઓ મરનારના નામે જીવનારને લૂટે છે. આવી લૂંટ જગતના બધા જ ભાગોમાં બધા જ ધર્મોમાં ચાલી રહી છે. દરેક ધર્મના સ્વર્ગો અને દોઝખો જુદાં છે, પણ લૂંટ તો સરખી જ ચાલે છે. મરનારનાં સગાં સ્નેહીઓ જ્યારે લાગણીવશ હોય છે ત્યારે જ કર્મકાંડી બ્રાહ્મણો અને ગોરલોકો મરનારને સ્વર્ગે પહોંચાડવાની શરતે અને બ્હાને ભયંકર લૂંટ ચલાવે છે. નાનું મરણ હોય, ઘરમાં રડવા કૂટવાની ધમાલ ચાલી રહી હોય એ જ વખતે યમરાજનો ભાઇ (ગોર) બીલકુલ નિષ્ઠુર ભાવે જેટલું લૂંટાય એટલું લૂંટવા દોડાદોડી કરતો હોય ત્યારે ખરેખર એ દુષ્ટને ગોળીએ દેવાનું મન થાય એવો ક્રોધ થઇ આવે છે. છતાં સમાજને મરજિયાત કે ફરજિયાત લૂંટાવું પડે છે. દરેક સમજદાર માણસે પોતાના વારસને કહી દેવું જોઈએ કે 'ભાઈ! હું મરણ પછી તમારાં નેવાં ઉપર બેસવા આવવાનો જ નથી, માટે મારા નામે મારા ખાતર આવા દુષ્ટોને એક દોકડો પણ ન આપશો.'

વર્ષો પહેલાં અમારા એક સંબંધી નાની ઉમરમાં ગુજરી ગયેલા. ગુજરનારનાં માબાપ હયાત હતાં. પત્ની હતાં. મરણ કુટુંબને અને સ્નેહી સંબંધીને ભારે આઘાત કરે તેવું હતું. આવાં મરણમાં ગરૂડ પુરાણ વાંચવામાં આવે છે. આ પુરાણ એટલું ભયંકર અને કરૂણ હોય છે કે ગમે તેવા માણસનું હૃદય ધ્રુજી જાય, પીગળી જાય. સ્નેહીના મરણના ઘાથી માણસ ઢગલો થઈ ગયો હોય, મરનાર ઉપરની મમતા ઊભરાઈ જતી હોય એ જ વખતનો લાભ લઈ ભૂદેવ ગરૂડ પુરાણ ઉખેળે છે.

ભટ્ટ વ્યાખ્યાનકાર જેવા હતા યમદૂત જીવને લઈ જતા હોય, રસ્તામાં અનેક દુઃખોમાં પ્રાણી ત્રાહીમામ્ પોકારતો હોય; લોઢાના ગોખરૂ ઉપર ચાલવું, લોહી પરૂની નદીઓમાં તરવું ડૂબવું, અંગારા ઉપર ચાલવું, ઉપરથી અંગારા વરસવા, આવા અનેક દુઃખોનું ભટ્ટ એવું તાદ્દશ સ્વરૂપ અને આસાનીથી વર્ણન કરતો ત્યારે મરનારનાં માતાપિતા અને પત્નીને લાખો વીંછીની વેદના થતી હોય એવું એમના ચહેરા ઉપરથી લાગતું. ત્યારે ભટ્ટજી આ બધી વેદનાથી જીવને છોડાવાનું બીડુ ઝડપતા, અને જીવને છોડાવવા રાહત અપાવવા માબાપ અને પત્ની પાસેથી જાત જાતનાં દાન પ્રાણીને પહોંચાડવાની શરતે પડાવતા ત્યારે ગોરબાપાના મુખ ઉપર લાગણીનું એકપણ ચિન્હ ન હોઈ આ બધુ જોઈને મારૂં મન આ પોથાં સળગાવી દેવાનું અને ગોરબાપાનું ગળુ પકડી દાબી દેવાનું મન થતું.

મરનાર જીવ ઉપર જમલોકો જે જુલમ ગુજારતા અને હજુ ગુજારવાના છે એવી વાત ગોર-

મહારાજ વાંચતા એને સાચી માની શ્રોતાજનો અને ખાસ કરીને મરનારનાં અંગત માણસો જે દુઃખ અનુભવતાં એની અસર બીલકુલ ગોરના મુખ ઉપર કે વર્તન ઉપર ન હતી. કારણ કે એ તો આ બધાં ગપને સમજતો, અને પોતે લઈ બેઠેલા આ ધંધામાં વધારે પ્રગતિ અને વધારે સફળ થવા કોશીશ કરતો. જીવતાંનાં સુખદુઃખ જોવા કરતાં મરનારને વધારે સામગ્રી સપ્લાય કરવાની ખૂબ કાળજી કોશીશ ગોરબાપો કરતો. આવા સમયે આવી સમજપૂર્વકની ખોટી લૂંટ કરનાર ગોર મને તો એટલો દુષ્ટ લાગે છે કે એને રાક્ષસ કે પીશાચ કહેતાં પણ સંતોષ થતો નથી. આ પ્રથાનો સંપૂર્ણ ઉચ્છેદ થવો જોઈએ. આ બધું ખોટું છે એવું જાણવા છતાં પોતાની આજીવિકાને ખાતર મરનારના દુઃખી સંબંધીઓને આવી કથા વાંચી સંભળાવી વધારે દુઃખી કરી પોતાનું પેટ ભરવું એથી બીજી અધમતા શું હોઈ શકે ?

મોત ભયંકર છે, યમ ભયંકર છે, મરનારને યમદૂત લઈ જાય છે. આ બધી લૂંટારૂઓએ લૂંટ ખાતર ઊભી કરેલી કલ્પના છે. એ કલ્પના મન સાથે મજબુત રીતે બંધાઈ જાય તો મોત ખરેખર ભયંકર થઈ જાય. પણ દઢતાથી મજબુત મને આ બધું કાઢી નાખીએ તો મોત હળવું થઈ જશે, મિત્ર બની જશે. સાંભળ્યું છે કે શ્રી સહજાનંદ મહારાજ માણસોને સમાધિ કરાવતા અને અક્ષરધામ કૈલાસ વૈકુંઠ ગૌલોક અગર યમપૂરી માણસને સમાધિમાં બતાવતા. દરેક માણસ સ્વર્ગ, યમપુરી અગર પોતાના માનેલા ગુરૂઓએ પઢાવેલા પાઠ પ્રમાણે વિચાર અને કલ્પના કરતો જ હોય છે. આ વિચાર કરતો માણસ મહારાજ પાસે જાય ત્યારે એની કલ્પનામાં એક ચિત્ર જે એણે પૂર્વે સાંભળ્યું હોય કે કલ્પ્યું હોય તેવું તેના મનમાં રમી રહેલ હોય જ. પછી ત્રાટક જેવો કંઈ કીમિયો અજમાવી સમાધિ કરાવાય. સમાધિ થાય ત્યારે એનું માનસિક ચિત્ર સહેજે દેખાય, એ જ રીતે આપણે યમ અગર તો યમપુરીની કલ્પના કરી રાખેલ હશે તો મોત વખતે જરૂર એ ચિત્ર ખડું થઈ જવાનું અને દુઃખી કરવાનું. પણ આ વિચાર ખંખેરી જ નાખો. એવું કંઈ છે જ નહીં તો જરૂર શાંતિથી મરી શકશું અને જમ કે જમપુરી જોવાનો વખત નહીં આવે.

જેમકે રશિયામાં સોવિયેટ સત્તા પહેલાં સોએ સો ટકા પ્રજા ભૂતપ્રેતમાં માનનારી હતી. સોવિયેટ સત્તા આવી, એમણે ભૂતપ્રેતની વાત કે વિચાર કરનારને ભારે સજા કરવાનું ફરમાવ્યું, એટલે પ્રજાનાં મનમાંથી ભૂતપ્રેત ગયાં. એટલે રશિયામાંથી પણ ગયાં. એ જ રીતે યમ અને યમપૂરી પણ જાય.

હવે સાચી વાત તો એ છે કે શરીર પંચભૂતનું છે. શરીર ચાલુ રહે ત્યાં સુધી કુદરતી રીતે તેમનું સમારકામ ચાલુ રહે છે. શરીર ચાલતું બંધ થાય એટલે પંચભૂત પોતપોતાનો ભંડાર ખેંચી પોતપોતામાં મેળવી લે છે. પાછળ શૂન્ય રહે છે. આ છે મરણનું પરિણામ. પળે પળે નવનિર્માણ, નવસર્જન થયા કરે છે. જૂનો ભંડાર અનંતમાં સમાય છે. આ છે કુદરતનો ક્રમ. તે અનંત કાળથી ચાલ્યો આવે છે. અનંતકાળ ચાલ્યા કરવાનો છે. સ્વર્ગ અને દોઝખ, પૂર્વ–જન્મ અને પુનઃજન્મ આ બધું કલ્પનાની લીલા છે. વિશેષ પ્રત્યક્ષ સાબીતી કંઈ નથી મળતી. આ બધાની જીવન-દોરી શ્રદ્ધા ઉપર છે. બુદ્ધિશાળી ઉસ્તાદ લોકો શામ, દામ, અને ભયથી હજારો વર્ષથી માનવજાતનો કબજો કરીને બેસી ગયા છે તે હજુ કેટલો સમય ચાલશે એ કહી શકાય નહીં.

રાહુલ સાંકૃત્યાયનનું લખેલું 'વોલ્ગાસે ગંગા' નામનું પુસ્તક મેં વાચ્યું, એમા પ્રવાહન નામના પોપને એમની પત્ની લોપા પૂછે છે કે 'આ બધી તમારી લીલા કયાં સુધી ચાલશે ?' ત્યારે પ્રવાહન કહે છે કે 'મૂંઝાવાનું કાંઈ કારણ નથી. અમારા ગપનાં ઝાડનાં મૂળ એટલાં ઊંડાં છે કે હજી સો પેઢી ચાલશે.'

આ કયાં સુધી ચાલશે તેનો આધાર માણસને સાચી સમજ આવે એના ઉપર છે. સાચી સમજ ન આવે ત્યાં સુધી ઈશ્વરના નામે રાજ કરવાના જ છે. કદાચ કોઈ મારા જેવાની આંખ ખૂલ્લી જાય એનાથી પોપદેવનાં ઘી કેળાં મટવાના નથી.

(દૂઝે નવલખ ગાય, કહાં એક ભેડ વસુકી !)

છતાં માણસે નાસીપાસ થવાની જરૂર નથી. સમાજ સુધારવો એ આપણા જેવા નાના માણસનું

કામ નથી. એ મોટુ કામ કોઈ ગાધીબાપુ જેવા મોટા સમર્થ પુરુષ કરશે હું કરૂ એવો ખોટો અહમ રાખી મહેનત ન કરવી અ ધારાને ગાળો ન દેવી પણ આપણે આપણું કોડિયું પ્રગટી લેવુ આપણા લાગતા વળગતાને મજબુતરીતે કહી દેવુ કે હું આજે મરૂં કે સો વરસ પછી મરુ, પણ મર્યા પછી તમારી આશા નહી રાખુ તમારાં નેવાં ઉપર બેસવા હુ નહી જ આવુ. તમ જ તમારી વચ્ચેથી જઈશ ત્યારે મારો કાઈ મારસ્તિયો મૂકીને જવાનો નથી હું ભાર દઈને કહુ છુ કે મારા નામ ઉપર પ્રેમ હોય તો મારી પાછળ બિલકુલ લૂટાશો નહી મને ખાત્રી છે કે હુ અનત માંથી આવ્યો છુ અને અનતમાં મળી જવાનો છુ કુદરતીરીતે મારુ જે રૂપાંતર થયુ છે એ મૂળ સ્થિતિમા જ ફેરવાઈ જશે એથી વિશેષ કઈ જ નથી

હુ જાઉ છુ હુ જાઉ છુ ત્યાં આવશો કોઈ નહી,
સો સો દીવાલો બાંધતા ત્યાં ફાવશો કોઈ નહી

( કલાપી )

## ગોરનાં ગપ

પહેલુ ગપ્પુ ભૂતપ્રેતનું, બીજુ દેવને દેવી,
ત્રીજુ ગપ્પુ પથ્થરા ઠાકર, ખરી વાત છે એવી

ચોથું ગપ્પુ પુનર્જનમનુ, પૂર્વ જનમ પણ એવું,
એવી નથી કોઈ આવક જાવક, ચોકસ માની લેવું

મર્યા પછી કોઈ મળ્યુ નથી, બની પ્રેત કે ભૂત,
આ બધુ છે બ્રાહ્મણભાઇનુ ખોટુ તૂતે તૂત

યમ નથી યમ પૂરી નથી, નિર્ણય થઇને રહેલુ,
આ બધા છે ગોરના ગપ્પા, વધુ નથી કાંઈ કહેવું

સ્વર્ગ મહી સખ્લાય કરીને, ભલો ઉપાડયો ભાર
સાચી વાતો સમજ્યા ત્યારે વરસે છે અગાર

ગોરબાપા તો ગજબ કરે છે, મર્યા પછી પણલેવુ,
સો પેઢી ચલાવ્યે રાખ્યુ, હજુ કેટલુક દેવું !

મરણ હોય કે પરણુ ભલે હો, ગોર દુડાવે ઘોડો,
ગીત ગાઓ કે રડી મરો પણ અમારુ દર હોડો

સાચુ ખોટુ સમજો નહી ને ધરમને નામે ઘોડો
કર જોડીને કરુ વિનતી, હવે તો આ ગપ છોડો !

મને યાદ પણ નથી એટલા સમયથી ઈશ્વર અને નિરીશ્વર સબધી હુ વિચાર કરતો જ આવ્યો છુ એ સમયમાં હુ નાસ્તિક ન હતો તેમ આસ્તિક પણ ન હતો શરૂઆતમાં મારા મન ઉપર આર્ય-સમાજની સારી એવી અસર પડેલી એ વખતમાં ચાર વાક મતનુ મે મળ્યુ એટલુ સાહિત્ય વાંચ્યું તેમજ ઈશ્વરના ઇન્કાર જેવાં નાસ્તિક મતનાં પુસ્તકો વાચ્યાં આપણાં પુરાણો શાસ્ત્રોનુ સામાન્ય વાંચ્યુ અને સાંભળ્યુ, તેમજ ગુજરાતી કુરાન અને બાઈબલનો નવો કરાર અને બૌદ્ધ ધર્મનું છૂટક સાહિત્ય વાંચ્યુ. ઈશ્વર નિરીશ્વર સબધી વિચારો આવ્યા જ કરતા નિરીશ્વરવાદ સબધી વાંચ્યુ વિચાર્યુ પણ એ વાત ગળે ન ઊતરી તેથી ધીમે ધીમે નિરીશ્વરવાદના વિચારો ઓછા થતા ગયા મારુ મન ઈશ્વર તરફ ઢળતું ગયુ છેવટે હુ સપૂર્ણ પણે નિરીશ્વરવાદી મટી ગયો ઈશ્વરવાદી આસ્તિક થયો, પણ પછીથી ઈશ્વર સાકાર કે નિરાકારની ગડમથલ ઊભી થઈ. એ જ વિચારો આવ્યા કરતા હુ આસ્તિક થયો પણ શાસ્ત્રોમાં છે એ બધુ સાચુ માનુ એવો શ્રદ્ધાળુ આસ્તિક હુ ન થયો એટલે આ શુ હશે, કેમ હશે એવી વિચાર ગૂચ ઊભી થાય ત્યારે કેટલીએ રાત અને એકાંતનો સમય એ ગડમથલમાં જાય. કોઈ વખત સહેજેય ઉકેલ આવી જાય, અને કોઈને પૂછતાં કે વાંચતાં મનનું સમાધાન થઈ જાય. અગર એ વણ ઉકેલ્યો કોયડો વખત જતાં મનમાં શમી પણ જાય

ઘણા સમય અને વિચારને અતે પરિણામ એ આવ્યુ કે સાકાર ઈશ્વરવાદ તો મને નિરઈશ્વરવાદથી પણ વધારે બદતર જણાવા લાગ્યો, અને મૂર્તિ અને મૂર્તિપૂજા ઉપર તો મને નફરત પેદા થઈ આવુ મારુ માનસ થયા પછી મને કઈક નિરાધારી લાગવા માંડી આ વખતે નિરાકાર ઈશ્વરનુ અવલબન માણસ શી રીતે કરી શકે એ મને સૂઝ ન હતી એટલે મારા મનમાં એ પણ એક મૂઝવણ ઊભી રહેતી ઘણા વખતથી આ મુશ્કેલ ગડમથલમાં હતો, પણ પ્રભુ દયાળુ છે આનો ઉકલ મને જુનાગઢમાંથી નીકળતા 'પ્યારા બાપુ' માસિક પત્રમાંના શ્રી કેદારનાથજીના લેખ 'ઈશ્વર નિષ્ઠાની પ્રાપ્તીનો ઉપાય' એ લેખમાંથી મારી સમજ પ્રમાણે મને મળી ગયો. મારા મનનો મોટામાં

મોટો પ્રશ્ન પતી ગયાનો મને આનંદ થયો અને સંતોષ થયો.

શ્રી કેદારનાથજીના લેખનો સાર એ છે કે ઈશ્વરનિષ્ઠ થવા માટે મનની દ્રઢતાની બહુ જ જરૂર રહે છે. મજબુત મન સિવાય અને મન ઉપરના સંપૂર્ણ કાબુ સિવાય ઇશ્વરનિષ્ઠા ટકશે નહીં. કેવળ ઈશ્વરનું નામ લેવાની ચેષ્ટા કર્યા કરવાથી ઈશ્વરનિષ્ઠ નહીં થઈ શકાય, અગર વિધિનિષેધમાં મચ્યા રહેવાથી ઈશ્વરનિષ્ઠ ન થવાય; અગર મારામાં ઈશ્વરનિષ્ઠા છે એવું માનવાથી પણ અર્થ નહીં સરે. પણ હું જ ઈશ્વર છું, હું ધારૂં તો પણ ઈશ્વરથી અળગો રહી શકું તેમ નથી. હું એ જ છું એ મારાથી અળગો નથી એવી એકાકારી થાય એ જ ઈશ્વરનિષ્ઠા છે. એનો અર્થ કાઢવાની કોઈ જરૂર નથી. ઈશ્વરનિષ્ઠા જાગૃત થાય અને જાગૃત રહે તો તે વૃદ્ધિ પામે છે. એટલે માણસ ડગલે ને પગલે ઈશ્વરના કાયદા પાળતો થઈ જાય છે. એનાં કોઈપણ કામમાં ઈશ્વર એનો વગર માગ્યો સાક્ષી સામે ઊભો દેખાય છે. આ રીતે માણસની વૃતિ ઈશ્વરમય બની જાય તો પછી કંઇ કરવાનું બાકી ના રહે. આવી દ્રઢતા આવે એટલે એ જીવ ઈશ્વર ને શરણે જ રહે છે. એ ઈશ્વરનું નામ માણસ પોતાની ઈચ્છા પ્રમાણે રાખી શકે છે. મને રામનામ ગમે છે. આ જ સ્થિતિમાં માણસ ખોટું કાંઈ કરી શકતો નથી. જેમ માલિકની સતત અને ચકોર નજર હોય તો ચોર ચોર જ મટી જાય છે. એમ ઈશ્વરનિષ્ઠ માણસ ખોટો વિચાર જ કરી શકતો નથી. એનાં મન વચન અને કર્મ ઉપર પ્રભુનો પાકો પેરો લાગી જાય છે.

ઈશ્વરનિષ્ઠ માણસના વહેવાર અને વેશભૂષા જેમના તેમ રહે છે, પણ અંદરથી સંપૂર્ણ પલટાઇ જાય છે. આવી ઈશ્વરનિષ્ઠામાંથી બને તેટલી બાંધછોડ કરાવવા લુચ્ચું મન તો યુકિતપ્રયુકિત અજમાવ્યા જ કરે છે. અને કર્યે જ રહેવાનું, પણ મનને પળેપળ પરાજિત કરવાની તાકાત મેળવી સતત જાગ્રત રહે એ જ ઈશ્વરનિષ્ઠ રહી શકે. મનના હુમલા અને છેતરામણામાંથી બચવા પણ ઈશ્વરનો જ ઓથ લેવો જરૂર છે. ઈશ્વરને મંદિરમાં પૂરી મનફાવે તેમ મહાલવાની વધારેમાં વધારે સગવડ મૂર્તિપૂજામાં છે. મૂર્તિપૂજાનો અર્થ જ એ કે ઇશ્વરને વ્યાપક મટાડી પરીમિત માનવો અને માનવને મનગમતી રીતે વર્તવાની છૂટ મેળવવાની એ કોશિશ માત્ર છે. ખરેખર આ પણ પાપી મનની અને બુદ્ધિની ચાલબાજી માત્ર છે.

ઈશ્વરનિષ્ઠ માણસ મનની આ દગાબાજીને તુરત ઓળખી જાય છે. અને પોતાના ઈશ્વરનિષ્ઠ વિચારોમાં પાછો ફરી જાય છે. જે રીતે 'કૂવા ઉપરની કોરના પાકા કાળા પહાણ, દોરીએ છેદાય છે એ લેવું એંધાણ ' એ રીતે ધીમે ધીમે માણસની કચાશ દૂર થઈ ઇશ્વરનિષ્ઠા પરીપકવ થતી જાય અને એક વખત એવો જરૂર આવે કે મનની ડગમગ મટી જાય અને ઈશ્વરનિષ્ઠા સ્થિર થાય. આવી સ્થિરતા પ્રાપ્ત કરતાં સુધી ડગલેને પગલે મન સાથે લડવાનું રહે છે. આટલું જાણવું અને એ દિશામાં આગળ વધવા મહેનત કરવી એ આપણું કામ છે. સફળતા મળવી કેટલી મળવી એ હરિને હાથ છે. શ્રી કેદારનાથજીનો લેખ વાંચવા વિચારવાથી મારી નિરાધારી તો ટળી જ છે. "સકલપદારથ હે જગમાંહી, રામ પ્રતાપસે દુર્લભ નાહીં."

ઉપરનું લખાણ વાંચીને કોઈને એમ લાગશે કે, એક નાના માણસે બહુ મોટી વાત કરી છે. પણ એવું કંઈ નથી. એક એક સ્વતંત્ર વિચારનો માણસ જે કંઇ વિચારે તે જ મેં વિચાર્યું છે. અને મનનના અંતે જે કંઇ સાચું લાગ્યું તે લખ્યું છે. આટલું કોઈ મુકત માણસ વાંચે વિચારે તો સમાજના લુંટારૂઓએ પોતાના સ્વાર્થ ખાતર યુકિતપૂર્વક ઊભા કરેલા દેવી દેવલા અને યમ કે યમપુરીનાં કલ્પિત ભય અને ખોટા ખ્યાલોમાંથી મુકિત મેળવી માણસ અભય અને ઈશ્વરનિષ્ઠ બની શકે તેવા વિચારો છે.

આ લખાણ સૌ કોઈ વાંચશે પણ જેટલી જેનામાં દ્રઢતા અને સ્વતંત્ર વિચારવાની શકિત હશે હશે એટલો લાભ લઈ શકશે. આ વિચારો પચાવવા મુશ્કેલ છે. પણ ખોટા ખ્યાલો દૂર કરી જીવન જીવવા જેવું બની જાય અને મુકત જીવનમાં મદદ કરે તેવું છે. યમ અને યમપુરી આ ભવ અને પેલો ભવ, પૂર્વ જન્મ અને પુનરજન્મની કલ્પનાઓ કાઢી નાખી નકર સત્ય સૂઝી જાય તો મોતનો કલ્પિત ભય મટી જાય. મોત હળવું ફૂલ થઈ જાય. માણસે દ્રઢરીતે માની લેવું જોઈએ કે હું અગમ્યમાંથી આવ્યો છું. અગમ્યમાં જવાનો છું. એમાં દુઃખ, શોક શો કરવાનો હોય ! આટલું દ્રઢ સમજાઇ જશે તો બસ થશે.

# શિવ–ભીલડી

કંઠસ્થ : શાન્તાબેન ભા પરમાર | સં ખોડીદાસ પરમાર

છેલ્લા ત્રણચાર સૈકામા ગુજરાતના મધ્યમવર્ગના માનવીની આતરૈષણાઓ ધર્મને પથે વધારે દઢ અને સકુચિતરૂપની થતી જતી દેખાય છે એકેશ્વરવાદ, સુફીવાદ અને બીજા વાદાઓની સામે ભાગવત ભકિતમા પણ લોકો વધારે તરબોળ બની ગયા છે મધ્યમવર્ગના નરનારીના ભાગવત–વૈષ્ણવ સસ્કારે તેમજ કથા, આખ્યાન દ્વારા ધર્મના બે શબ્દો સાભળવા અને તે રીતે પ્રભુનુ સ્મરણ થાય છે તેવી લોકોમા માન્યતા હતી તેથી તે કાળના ગુજરાતી કવિઓએ સસ્કૃતમા વર્ણીત કથા, આખ્યાન, ઉપાખ્યાન વગેરેને પોતાની ગુજરાતી ભાષામા તેને ઉતારવા અનેરા પ્રયત્નો કર્યા છે તે કાળે આખ્યાન રૂપ ખૂબ જ પ્રચાર પામેલુ સામાન્ય રીતે ભાલણે જ આખ્યાનને પૂર્ણરૂપ આપ્યુ છે તેમ છતા ભકત નરસિહના સુદામા ચરિતમા આખ્યાનરૂપના ઘણા એ ઘાણ તો મળી જ રહે છે એટલે આખ્યાનનો આછોપાતળો પ્રવાહ ભાલણ પહેલાથી શરૂ થયેલો જોઇ શકાય છે છતા સાચી રીતે આખ્યાનના રૂપબધની શરૂઆત તો ભાલણે જ કરી, તેથી વિદ્વાનો ભાલણને આખ્યાનોની શરૂઆત કરનાર કહે છે તે ભાલણે "હર–પાર્વતી સવાદ" નામે એક શ્રગગ્રંથ કાવ્ય આપ્યુ છે આ કવ્ય ખરેખર તો લોકકલ્પનામઢિત જ છે, આ કાવ્ય લખાયુ છે તે પ્રસગ શાસ્ત્રમા કયાંય વર્ણીત થયો નથી કદાચ તે કાળે આ લોક–જનસમાજમા પ્રચલિત અને મુખપાઠી રૂપનુ લોકગીત હોય અને તેના ઉપરથી જ ભાલણે થોડુ ઘણુ ઉમેરીને રચના કરી હોય તેવુ પણ બન્યુ હોય તો શુ ખબર ! વળી શિવ પાર્વતીના ભવાઇના વેશમા પણ આ જ પ્રકારને મળતો · શિવ પાર્વતીનો વેશ ભજવાય છે, તેથી ભાલણે "હર પાર્વતી સવાદ" એ તે કાળે કોઇ પ્રચલિત લોકગીત ઉપરથી આધાર લઇને રચ્યુ હોય તેવુ ન બને ? ગુજરાતીમા ભાલણનું મૌલિક પ્રદાન તો છે જ છતા મોટાભાગનું તેણે સસ્કૃત ઉપરથી ગુજરાતી રૂપે કરેલુ છે પણ તેમાય વચ્ચે વચ્ચે કયાક તેણે પોતાનુ મૌલિક ઉમેરણ તો જરૂર કર્યું જ છે, છતા જો તે કૃતિઓ માટે તેણે છાયા તો કોઇકની લીધી જ છે તેથી જ આપણે કહેવુ હોય તો જરૂર કહી શકીએ કે આ "હર પાર્વતી સવાદ" (કે શિવ ભીલડી સવાદ) પણ ભાલણે કઠસ્થ લોકરચના ઉપરથી કેમ ન લીધો હોય ?

અહી રજૂ થતુ શિવભીલડી સવાદ લોકગીત (રાસડો)મા નખરાળી નારી કામવિજેતા શિવનેય ચ્યુત કરે છે પોતાના રૂપ અને ચાચલ્યમા લુબ્ધ કરીને શિવ જેવા સાધત મહાદેવને પણ તે મોહમા જકડે છે તેનું અહી સુદર નિરૂપણ છે જો કે આ કલ્પના ગ્રામજનસમાજની જ છે આ લોક આખ્યાન જેવુ લોકગીત ગ્રામનારીઓમા પણ ઉજાળવણંની નારીનુ પ્રદાન હશે, તેમ આ ગીતના ઘાટ, રૂપ અને પ્રસગ ઉપરથી કહી શકીએ છીએ

## શિવ–ભીલડી

ઉગમણાં વાશીદા વાળે આથમણી રજ ઊડે જી રે.
કાખમા સૂડલો ને હાથમા સાવરણો, ભીલડીનો વેહ લીધો જી રે.
રૂમઝુમ કરતી નીહરી ભીલડી તપ સોડાવા હાલી જી રે
આખડી ખોલી પૂસે મા'દેવજી કિયા પુરુષ ઘેર નારી જી રે.
રૂમઝુમ કરતી રૂડી રાણી ભીલડી, કર્યને શભુજીની સેવા જી રે

ભીલાને પડતો મેલ્ય રાણી ભીલડી, કર્યને શંભુજીની સેવા જી રે.
તમારે શિવજી જાડી જટા તે દેખીને અમે ડરીએ જી રે.
જાડી જટા દૂર કરાવું, બાલ ચોટી રખાવું જી રે.
તમારે શિવજી ભગવાં લુગડાં, તે દેખીને અમે ડરીએ જી રે.
ભગવાં લુગડાં દૂર કરાવું, દોરંગી વેતરાઉં જી રે.
તમારે શિવજી ટાઢા ટૂકડા, તે દેખીને અમે ડરીએ જી રે.
ટાઢા ટૂકડા દૂર કરાવું, શેરા પુરી રંધાવું જી રે.
તમારે શિવજી લાલીઓ ઘોકો, તે દેખીને અમે ડરીએ જી રે.
લાલીઓ ઘોકો દૂર કરાવું, લાલ સોટી રખાવું જી રે.
તમારે શિવજી પાદર્ય ઝૂંપડાં, તે દેખીને અમે ડરીએ જી રે.
પાદર ઝૂંપડા દૂર કરાવું, લાલ મેડીયું ચણાવું જી રે.
તમારે શિવજી ગંગા પારવતી, તે દેખીને અમે ડરીએ જી રે.
પારવતીને પિયર વળાવું, ગંગા તમારી દાસી જી રે.
પારવતીએ સવરૂપ પલટ્યું, ભીલડીનો વેહ છોડયો જી રે
બે કર જોડી ઊભાં પારવતી ભોળા મા'દેવ તમે બોલો જી રે.*

× × ×

* આજ રાસડો જુદા જુદા પાઠ ભેદે પણ મળે છે. જુઓ લોકસાહિત્યમાળા મણકો ૯ માં, પાન. ૧૫૦ ઉપર "શંકર ભીલડી". તેમજ લોકસાહિત્યમાળા મણકો ૧૦ માં, પાન ૬૦ ઉપર "ભીલાંરાણી"



## શિવજીનું જોગીડાપણું

જોગીડાપણું રે શિવજી, તમારૂં મેં જાણ્યું રે.

ભોળા ભોળા શંભુ તમને, વિશ્વ વખાણે રે;
મૂળની વાતું રે તમારી, કોઈ નવ જાણે રે.

જોગીંદરપણું શિવજી, તમારૂં મેં જાણ્યું રે,
જટામાં ઘાલીને શિવજી, આ કયાંથી આણ્યું રે!

કોઇ લાવે કેડે ઘાલી, કોઈ લાવે હાથે ઝાલી;
માથામાં ઘાલીને શિવજી, કયાંથી તમે આણી રે.

પીળી પટોળી ને, અંગે છે ગોરી રે;
શીદને છુપાવો શિવજી, છતી થઈ છે ચોરી રે.

ના રે માનો તો શિવજી, જટાયું છોડાવું રે;
જટામાંથી નીકળે તો, ફરી ના બોલાવું રે.

ભભૂતિ ચોળીને શિવજી, વાળ્યો આડો આંક રે;
એવાં તમારાં લખણ જોતાં, પાણી ન પાંઉં ટાંકરે.

આકડો ધંતૂરો શિવજી, વિજયાના ભોગી રે;
મહેતા નરસિંહના સ્વામી, તમે જૂના જોગી રે.

# આઈ રૂપેણ

અમરદાસજી ખારાવાળા

જેની નાડી ધોઈને પીવરાવતાં આડા ભાગે એવા નાગેશ્રીના પવિત્ર પુરૂષ સુમરા વરૂ લખમણ જતિનો અવતાર લેખાતા.

એક દી પરભાતના પો'રે ઢોર આઢવાનું ટાણું ને સુમરો વરૂ પાદરમાં આંટા દયે, એમાં એક વેલડું દેખાયું. અજાણ વેલડાને જોતાં પોતે આવકાર આપવા સામે ચાલ્યા.

વેલડામાં એક ચારણ આઈ બેઠેલા. પણ આઈએ અણસારે ઓળખી લઈને આશીર્વાદ આપતાં કહ્યું:

"બાપ સુમરો વરૂ કે ?"

"હા, આઈ ! આ ઓજિયાને માણસ સુમરો વરૂ કહે છે. પધારો ! પધારો !"

આઈ કહે: "બાપ સુમરા ! કચ્છમાંથી આવું છું. ત્યાં દુકાળથી ઢોરઢાંખર અને રોગચાળાથી સંબંધીઓ પરલોક સીધાવ્યાં છે. કોઈ માનો જણ્યો ભાઈ મળે એવા વીરને ગોતવા ફરતી હતી, ત્યાં ટીંબી મૂકીને ઉલણા આવી ત્યાં સમાચાર મળ્યા કે માજણ્યાનું હેત જોવું હોય તો જાઓ નાગેશ્રી, એટલે આવી છું વીર !"

સુમરો વરૂ કહે: "આઈ ! બહુ દયા કરી અમારા ઉપર."

સુમરો વરૂ આઈને ઘેર લઈ આવ્યો. ખાંતેથી આઈની આગતા સ્વાગતા કરી. સુમરા વરૂના ઘરમાં પણ બાઈ જોગમાયા જેવાં. આવ્યા ગિયા ને ઉલટ વાધે. ઉતારા પાણી ને જમાડયા પછી જ આઈનું નામ પૂછયું. ત્યારે આઈએ કહ્યું કે: "મારૂં નામ રૂપેણ છે."

આઈ નામ પ્રમાણે જ રૂપ રૂપનાં અંબાર હતાં. વખતને જતાં વાર લાગતી નથી. બે પાંચ કરતાં મહિનાક દિવસના દનિયા વહી ગયા ત્યારે આઈ રૂપેણ કહે:

"વીરા ! સુમરા વરૂ જેવા ભાઈને ઘરે બહેનને શું તૂટો હોય ! પણ મનખા દેહ મળ્યો છે તો કાંઈક સકારજ કરવું એવી તૃષ્ણા રહ્યા કરે છે. કાંઈક ઝૂંપડી જેવો જોગ કરી દે તો કાંક મે'નત કરી ખાઉં."

"આઈ ! આ ઘરમાં જે કાંઈ રાબ છાશ છે તે આપના જ આશીર્વાદ છે. આંહીં રહીને આપને જે કાંઈ પુન્યદાન કરવાં હોય ઈ આપ ખુશીથી કરો."

"ભાઈ સુમરા ! દેહ ધરીને હાથપગ હાલતા હોય ને બેઠાં બેઠાં ખાય એનો જનમ અકારજ જાય. એટલે ગામને પાધર કાં'ક ઝૂપડીનો જોગ કરી દે."

સુમરા વરૂનો અને આખા કુટુંબનો આગ્રહ છતાં આઈનું મન ન માન્યું. એટલે સુમરા વરૂએ આઈને ગામની બહાર મજાની મઢૂલી બનાવી દીધી. અનાજ વાસણકુસણ ને ચીજ વસ્તુ પરાણે વસાવી દીધાં ને ભેંસના આરાની ટંકે અધમણ દૂધ આપતી એક ગાય પણ આઈની ઝૂપડીએ બાંધી દીધી.

આઈની આવડતે ઝૂંપડી સજીવન થઈ ગઈ. સીમ ખેતરમાં આઈ જાતે જ ગાય માટે ઘાસચારો લેવા જાય. ધીરે ધીરે આઈની મઢૂલી આવ્યા ગિયાને આશીર્વાદ રૂપ થઈ ગઈ. અભિયાગતને આઈ પંડયનાં છોકરાંની જેમ જાળવે. આઈની સેવાની ફોરમ ફરતાં ગામોમાં ફેલાઈ ગઈ. બે પાંચ ગાઉનો ફેરો ખાઈને સાધુ સંતો આઈની ઝૂંપડીએ મહેમાન બનવાનો લહાવો લ્યે. સાધુડાં તો લીલાનાં હરણ કહેવાય. માલપૂડા મળે તો મહિનો ય કાઢી નાખે. ઉતાવળ જેવું તો નહિ જ. એને કયાં અણદોર્યાં આઢી જાતાં હોય !

આમ વરસ ઉપર વરસ અલગલોટિયાં ખાવા માંડયાં. એમાં એક બાવો યાત્રા ઊધરાવતો ઊધરાવતો નાગેશ્રી આવી ચડયો. પણ આઈની સુવાસથી અમથો અમથો બળતરા કરવા માંડયો. અકરાડિયું ચોકમાં ધૂણો ધખાવ્યો. પછી અડીંગો લગાવી ગામ પાસેથી ધારી રકમ પણ લીધી. પણ વાત વાતમાં આઈની પ્રશંસા સાંભળીને બાવાને સવાઈ આઈ થ ાની ચાનક ચડી ગઈ.

આઈની ઝૂંપડી સામે જ બાવે ઝૂંપડી બાંધી. પણ સેવા સત્કાર કાંઈ અમથા થાય છે? આઈ બહાર ગયાં હોય ત્યારે આઈની ઝૂંપડીએ પહોંચી જાય ને ચીજ વસત ઉપાડી જાય. પણ આવું તે ક્યાં સુધી અછતું રહે? લોકો આવીને આઈને વાત પણ કરે કે "આપની ગેરહાજરીમાં બાવો કાં'ક ખાંખાં ખોળા કરતો હોય છે."

આ સાંભળીને આઈ મલકી ઊઠીને કહે કે: "ભાઈ! ઈ તો બહુ સારૂં કહેવાય. સાધુ મા'રાજ માગવા આવે એટલે તો આપણે દેવાનું જ હોય છે. પણ પોતાની મેળે લઇ જાય ઈથી રૂડું શું?"

આઈની ઉદારતા બાવાને ફાવતી આવી ગઈ. સુમરા વરૂ પણ હવે આ લોકમાં નથી. આઈ કાળી મજૂરી કરીને આવ્યા ગિયાને જાળવે છે. આઈને ઝૂંપડેથી કોઇ ભૂખ્યું તરસ્યું પાછું ફરતું નથી.

બાવાને આઈનો ચડ વધતો જાય, પણ આઈ તો જાત મહેનતથી સાધુસંતોને જાળવે છે ને બાવાની તો જીભ જ હાલે. એને તો મોટા મેંત થાવાનાં સ્વપ્નાં. બાવે જોયું કે આઈની અરધી ઉપાધિ તો આ ગાય ઓછી કરે છે, એટલે બાવે ય એક ગાય બાંધી. પણ દેનારે વીણીને જ આપેલી તે હરાડી આડોઆંક.

બે પાંચ દી તો માગી ભીખીને બાવે ગાયને નીરણપૂળો કર્યો. પણ રોજ રોજ માગવા જાય એટલે પછી ગામનાં માણસ પણ મોઢાં મરડે. એટલે પછી ગાયને સીમમાં ચરવા બાવો છોડે. ગાય પણ બાવાના જ બરની તે રાતે કોઈકના ઊભા મોલ ચરી આવે ને પ્રાગડ વાસે બાવાની ઝૂંપડી ભેળી થઈ જાય.

ગામને કપાણ થઇ પડી. બાવાની હરાડી ગાયને વરાંહે રાતવાહાના ઉજાગરા ખેંચવા પડે. એમાં કોઈકના ઊભા મોલમાં ગાય પડી ને વાસુ ગયેલું કોઈક ખીજાણું તે ગાયને સારી પેઠે લમઢારી. બાવે જાણ્યું કે ગાય હાથમાંથી જાશે. એટલે બીજે દી ચરવા ન છોડી. ગામમાં તો બાવે બારમું કરી મેલેલું. એટલે ગાય રાત બધી ભૂખી ભાંભરડા પાડતી રહી.

બીજે દી આઈ સીમમાંથી નીરણ વાઢીને સવારે ઝૂંપડીએ ભારી મૂકી કાં'ક ચીજ વસત લેવા ગામમાં ગયાં. બાવાને તો આટલું જ જોતું'તું, તે ભારી ઉપાડીને પોતાની ઝૂંપડી ભેગી કરી દીધી. આઈ આવીને જ્યાં જુએ ત્યાં ખડની ભારી જ ન મળે. આઈ મુંઝાણાં. પાસે રમતાં છોકરાંવને પૂછ્યું કે: "એલા આંઈથી ખડ કોણ લઈ ગ્યું?"

ત્યારે બાવાજીની બીકે થોથવાતી જીભે છોકરાં કહે: "આઈ! અમારૂં નામ ન આપતાં, ખડ તો ઓલ્યો બાવો ઉપાડી ગ્યો છે."

બાવોય આઈનો ઓલ્યા જુગનો વેરી પાકેલો તે આઈને કંઠ પ્રાણ લાવી દીધેલા. આઈ કહે: "એને હું શું કહું? ભલે લઈ ગ્યો, એ પાપીઆનું મોઢું બાળો."

આટલું કહેતાં તો થાવાકાળ છે ને બાવાને મોઢે કાળી બળતરા ઊપડી. કોઈ રીતે ન સહેવાય. દોડતો આવી ને આઈના પગમાં આળોટી પડયો;

"જૅગમાયા બચાવો, આઈ બચાવો, મેં મર જાઉંગા!"

ગોકીરો થાતાં ગામલોકો ભેગા થઈ ગયા. "બળું છું, બળું છું" કરતાં બાવો ઊભો થઈને ફરી પડયો તે પ્રાણ છૂટી ગયા.

આઈને વસમાણ થઇ પડી. "અરરરર! મારાથી સહેજે બોલાઈ ગયું ને બાવે તો બળીને પ્રાણ છાંડયા. હું દેવ મટીને ડાકણી થઈ. હે સૂરજ નારણ! મેં નિષ્પાપ ભાવે બાવાને કહ્યું હોય અને મારા મનમાં જરાય ડંખ દોષ ન હોય તો મને પણ આગ ઊઠો."

ત્યાં તો આઈના પંડયમાં અગ્નિ પ્રગટયો ને આઈ સતી થયાં. આજે ગામના પાદરમાં આઈનો પાળિયો છે ત્યાં લાપસીનાં નિવેદ ધરાય છે ને બાવાને રોટલો ને ડુંગળી મુકાય છે.

*

# રૂપેણકાંઠાનાં લોકગીતો

સંપાદક : પ્રવીણકુમાર એ. ગઢવી

મધ્ય-પ્રદેશનો એક આદિવાસી બોલી ગયો છે. "If you want to know the story of my life, then listen to my Karma" જો તમારે મારું જીવન જાણવું હોય તો મારાં કર્મ (એક પ્રકારના નૃત્યગીત) ને સાંભળજો × આદિવાસી હૃદયની આ નિખાલસવાણી આપણને ઘણું કહી જાય છે ખરું પૂછો તો માનવ-ઝંખનાનું નિરંતન ગાન આપણી લોકવાણીમાં ગૂંથાયું છે.

સાગરતીરે જઈને, એક કવિ-હૃદય તરીકે જેમ આપણે કાંઠે પડેલાં છીપલાંમાંથી સાગરનું સંગીત પામી શકીએ તેમ લોકવાણીમાંથી પણ આપણને એની પાછળ ઘૂઘવતા માનવ-જીવનના સાગરનું સંગીત સંભળાય છે. અવિરત સંગીત રચતાં જીવન-સાગરના હરેક મોજાંને આપણી બળુકી લોકવાણીએ ઝીલ્યાં છે.

[૧]

રૂપેણતીરનું આ ગીત છે તો મેળાનું. શ્રાવણ-માસની અમાસે મોઢેરાની પવિત્ર ભૂમિપર, પ્રસિદ્ધ કલાકૃતિ સૂર્યમંદિરના પ્રાંગણમાં મેળો ભરાય. મોઢેરાનો મેળો એટલે રૂપેણકાંઠાનાં માનવીઓનો મનમેળો' અને સાથે સાથે રંગરંગી મનફૂલડાં જેવાં લોકગીતોનો યે મેળો. મેળો માણવા ઠાકરડા સ્ત્રીઓ એક બીજાને ખંભે હાથ મૂકી, ટોળે વળી આવી રહી હોય ત્યારે આ ગીત એમના રંગીલા મનોભાવોને વાચા આપે છે :

મુઢરાનો મેળો મારી બેનડીઓનો..........
ઇનો સસરો ઇમ કે'સે વઉ નથ જાવું મેળે..

છાનોમાનો રે'જે ખાડુ ચારી ખાજે!
જરૂર જૈ'શ મેળે !..........મુઢરાનો મેળો
ઈની સાસુ ઇમ કે'સે વઉ નથ જાવું મેળે .
છાનીમાની રે'જે કંકોડાં વેણી ખાજે !
જરૂર જૈ'શ મેળે !.........મુઢરાનો મેળો.
ઇનો જેઠ ઇમ કે'સે વઉ નથ જાવું મેળે...

છાનોમાનો રે'જે હોળ સેડી ખાજે !
જરૂર જૈ'શ મેળે !.........મુઢરાનો મેળો.

-ગીત પર મેળો લ્હેરાઈ રહ્યો છે. એ મેળાની આસમાની (Romance) પર સંસારનો નિર્મળ વિનોદ ગૂંથીને નારીએ એની કલા-શકિતની ઓળખ આપી છે. આ ભાવનાં વિનોદ ગીતો અનેક ગવાયાં છે, પણ મેળાના ઉમંગમાં આવો વિનોદ ક્યાંય ઘૂંટાયો નથી !

'મૂળાનું તો શાક કર્યું, ને ડોસો કે'છે કૂચા,
કૂચા કૂચા શું કરો છો ? હમણાં કાઢીશ કૂચા;
વહુ વાઘણ રે, મારા ઘરમાં થી જા !
વહુ વઢકણી રે, મારા ઘરમાં થી જા !+'

-એ ગીતમાં હાસ્ય છે પણ આવી હેલે ચડતી રંગ-મસ્તી નથી ! 'મુઢરાના મેળા' વાળી નારી કોઈ વઢકણી વહુ નથી પણ મેળામાં જોબનિયાના પાલવને ફરકાવવા ઝંખતી કોઈ રંગીલી નવોઢા છે.

[૨]

(એવી નવોઢા પિયરિયેથી,
ટીલડી પહેરીને સાસરે ગઈ:)
સવાશેર સોનુ ને સવાશેર રૂપું;
ઈની મારૂ ટીલડી ઘડાવો !

હો સૈયર મારી, ટીલડી મેણાં મારે સે!
ટીલડી પે'રીને અમે સસરા ઘેર જ્યાં'તાં,
સાસુડીએ મોં મચકોડયાં !

હો સૈયર મારી ટીલડી મેણાં મારે સે!
ચ્યમ રે સાસુ તમે મોં મચકોડયાં ?
નથ મારૂ સસરે ઘડાવી !

---

× The Folk-Songs of Maikal Hills-P. 14

+ મણકો ૧૦-પૃ. ૧

હો સૈયર મારી, ટીલડી મેણાં મારે સે !
કાકે કરાવી, માર મામે મઢાવી,
વીરલે મોરલી મેલાઈ !

હો સૈયર મારી, ટીલડી મેણાં મારે સે !
ટીલડી પે'રીને અમે જેઠ ઘેર ગ્યાં'તાં,
જેઠાણીએ મોં મચકોડયાં !

હો સૈયર મારી, ટીલડી મેણાં મારે સે !
ક્યમ રે જેઠાણી તમે મોં મચકોડયાં ?
નથ મારૂ જેઠે ઘડાવી !

હો સૈયર મારી, ટીલડી મેણાં મારે સે !
કાકે કરવી, મારૂ મામે મઢાવી,
વીરલે મોરલી મેલાઇ !

હો સૈયર મારી, ટીલડી મેણાં મારે સે !

આખા ગીત પર 'ટીલડી મેણાં મારે સે !' ની જોબનવંતી હલક હિલોળા લઈ રહી છે એટલે પેલી સોરઠીવાણી યાદ આવ્યા વિના રહેતી નથી :

'હૈયે ટંકાવેલ મોર તે ઝળકું કરે,
વાલાં સાજણનાં નેણુલાં ઢળકું કરે...'*

હૈયે ટાંકેલ મોર પણ નેણલાં જેવો બની જાય છે. લોકવાણીમાં કોઇ static–ગતિવિહીન ન હોય, નિર્જીવ ન હોય. એમાં તો ટીલડીને પણ મેણાં મારવાનું મન થાય. ને એમ, એક તો ટીલડી ઠમકારે ઠમકારે મેણાં બોલતી હોય અને પાછી સાસુડી મોં મચકોડે, એટલે રૂપેણતીરની નારી બોલ્યા વિના રહે ખરી કે ?

શ્રી. વસંત જોધાણી સંપાદિત એક ગીતને અહીં યાદ કરવા જેવું ખરૂં. એમાંથી દાદા, મામા, અને વીરલો સૂરત શહેરની બંગડી ઘડાવી દે છે, નવોઢા સાસરિયે જાય છે ને સાસુજી મોં મચકોડે છે, તેથી પટ દઈને નવોઢા કહે છે :

'× સુરતની બંગડી બાર બંધવાની,
દાદે ઘડાવી ને મામે મઢાવી,
વીરે મારે ચુનીઓ મૂકાવી, હો રાય ! સુરતની.
બંગડી પહેરી હું તો સસરા ઘરે ગઇ'તી,
સાસુએ મોં મચકોડયાં, હો રાય ! સુરતની.

કહો રે સાસુજી, કેમ મ્હોં મચકોડયાં ?
નથી મારા સસરે ઘડાવી, હો રાય ! સુરતની.

–પછી તો એ જેઠ અને દિયરને ઘરે પણ જઈ આવી. ત્યાં પણ એ જ રોફ અને મસ્તી ! અહીં સુધી બન્ને ગીત સાથે ચાલે છે, પણ પછી આ ગીતમાં જરા નવો રંગ ઉમેરાય છે, ને ઘૂંટાય છે. આપણને તો સુકુમાર ભાવો હેલે ચડેલા ભાસે છે.

બંગડી પહેરી હું તો જળ ભરવા ગઇ'તી,
જળમાં બંગડી ડૂબી, હો રાય ! સુરતની.

–લ્યો, જે બંગડી ખાતર એણે સાસરિયાને ઠમકારે માર્યાં હતાં, તે જ બંગડી જળમાં ડૂબી ! એણે તો જો જડી જાય તો બ્રાહ્મણો જમાડવાનું કહ્યું. પણ પછી તો પહેલે પગથિયે જ બંગડી ઝબકી એટલે પાછી એની એ મસ્તી !

મારી હતી ને મને જડી છે,
હવે શેની દખણા આલુ ? હો રાય ! સુરતની.

–આ બધી સુકુમાર, સુકોમળ ઊર્મિઓ છે. એને તો માણી શકાય, વિવેચનના તાવડે ન ચડાવાય, નહીં તો રંગરગી મનફૂલડાં ચરમાઈ જાય ને ?

[૩]

અને આ ગીતમાંની નવોઢાનોય પણ ક્યાં રોફ ઓછો છે ? એના સસરા ડોલતા ડુંગર જેવા છે, તો સાસુડી સમદર લે'ર જેવી છે. જેઠ અષાઢીલો મેહૂલો છે તો જેઠાણી વાદળની વીજ જેવી છે. દિયર દેવળસંગના દેરા જેવો તો દેરાણી દેરા માંયલી પૂતળી જેવી છે. એવો સુખથી હર્યોભર્યો એનો સંસાર છે. એના જીવનમાં મીઠપ છે, ને એ મીઠપને વાચા મળે છે આ સાદા શબ્દોમાં :

હું તો વહેલી ઊઠી પરભાતમાં રે !
ભાન ભૂલીને મેં'ઠું નાંખ્યું ભાતમાં રે.
મારા સસરાને રાખું મોટા માનમાં રે.
મારી સાસુને સમજાવતી સાનમાં રે !

---

* પરકમ્મા, પૃ. ૩૦
+ મણકો ૧૦, પૃ. ૨૬૩

હું તો વહેલી ઊઠી પરભાતમાં રે,
ભાન ભૂલીને મેં'તું નાંખ્યું ભાતમાં રે!

મારા જેઠજીને રાખું મોટા માનમાં રે,
મારી જેઠાણીને સમજાવતી સાનમાં રે!

હું તો વહેલી ઊઠી પરભાતમાં રે,
ભાન ભૂલીને મેં'તું નાખ્યું ભાતમાં રે!
મારા દેરજીને રાખું મોટા માનમાં રે,
મારી દેરાણીને સમજાવતી સાનમાં રે!

મીઠા સંસારની નવોઢા છે એટલે આવું ગાય છે. નહિતર તો એ પણ આવો મર્મ મારત.

× તુવેરની દાળ કરી, ને ડોસો કે' છે માંખો
માંખો માંખો શું કરો છો? ફોડી નાખીશ આંખો'

અને એમ તો સાસુ–સસરો પણ સાનમાં સમજત નહિં ને સામે ગાત કે:

વહુ વાઘણ રે, મારા ઘરમાંથી જા
વહુ વઢકણી રે, મારા ઘરમાંથી જા

લોક કવિની કરામત ત્યાં છૂપાઈ છે. એનો ધર્મ તો માત્ર ગાવાનો. એની નજરમાં ક્યાંય સૂગ નથી એની નજર તો માત્ર જીવતા જીવન પર છે.

[૪]

પણ એકવાર સાસુજી સાનમાં ન સમજ્યાં. છેલ–છબીલી ઢાંકણી વહુએ ફોડી નાખી. સાસુએ વનવાસ દીધો. વનમાં બેઠી બેઠી જાણે નવોઢા ગાય છે:

છેલ–છબીલી મારી ઢાંકણી,
માંય ભમ્મરીયાળી ભાત જો,

સાસુએ ફોડી ઢાંકણી,
વહુએ વેઠયા વનવાસ જો.

પાળે બેઠું એક પારેવડું,
વીરા સંદેશો એક લૈ જાજે જો,

મારા દાદાને જઇ એમ કેજે,
તમારી દિચરીનાં મેણાં ભાંગો જો.

દાદા આયા એમના ગરાસદાર,
સવાસો ઓરડીઓ લાયા જો,
લ્યો, લ્યો, વેવાણો ઓરડીઓ,
મારી દિચરીનાં મેણાં ભાગો જો.

શું રે કરું તમારી ઓરડીઓ,
મારી ઢાંકણીના તોલે ના આવે જો!

–પછી તો કાકા, મામા અને વીર પણ આવ્યા, તોયે સાસુજી ન રીઝયાં. આખરે હસમુખા બનેવી આવ્યા. જાતના કુંભાર!

પાળે બેઠું એક પારેવડું,
વીરા સંદેશો એક લૈ જાજે જો,
મારા બનેવીને જઈ એમ કે'જે,
તમારી સાળીનાં મેણાં ભાગો જો.
બનેવી આયા એમના કુંભારી,
સવાસો ઢાંકણીઓ લાયા જો,
લ્યો, લ્યો, વેવાણો ઢાંકણીઓ,
મારી સાળીનાં મેણાં ભાગો જો!

–લોકકવિ આપણને નિર્મળ વિનોદ ભણી ખેંચી ગયો. નહિંતર દીકરીનાં મેણાં ન ભાંગત અને ગીત કરુણરસ ભણી વહી જાત. 'પાળે બેઠું એક પારેવડું' એ સંધગાનની કડી છે. સાસરેથી પિયર સંદેશો મોકલવો હોય તો લોકગીતમાં એ કડી આવે જ. પછી ભલે એ રૂપેણકાંઠો હોય કે પંજાબ:

'ઉડુદા તે જાઇં', કાવાં બૈહદાં જાઇં',
બૈહદાં જાઇં મેરે પિયોકડે...×'

[હે કાગ, ઊડતો ઊડતો, બેસતો બેસતો મારે પિયરિયે જાજે!]
–એ છે લોકવાણીની પ્રવાહિતા અને સંઘોર્મિની તાકાત!

એક ગીત નળકાંઠામાં ગવાય છે એમાં સામ્ય માત્ર બન્નેની વસ્તુમાં જ છે. બાકી બન્નેની મસ્તી જુદી જુદી છે:

*કાંકરિયાળો કૂવો રે,
મેં તો ગુલાબ લેતાં ગાગર નંદવી!

---

× મણકો ૧૦ પૃ. ૧

× ધીરે બહો ગંગા, પૃ. ૬૧
* વાગે રૂડી વાંસળી રે...,પૃ. ૧૦૨

સસરા મોરા, ગાગર નંદવી !
સાસુડી જખ મારે રે,
મેં તો ગુલાબ લેતાં ગાગર નંદવી !

—એમાંની નવોઢા વનવાસ વેઠે તેવી નથી, કે પારેવડા સાથે સંદેશ મોકલાવે તેવી નથી. ગીતમાં તો માત્ર નારીહૃદયની મસ્તી હિલોળા લઈ રહી છે.

[૬]

બેનીને ત્યાં વીર આવ્યો. વીર રોકાતો નથી, તેથી બેની કહે છે; જો જો કાંઈ બોલતા ! 'તમો રે આડી ચૂપ સે જી રે...'

બાર બાર વરસે માર્ વીરોજી આયા,
શું લઇને વધાવા જઈશ જો,
તમો રે આડી ચૂપ સે જી રે !

ડાબા તે હાથમાં રાગ દીવડો જી રે,
જમણા હાથે વાયણાં લઇશ જો,
તમો રે આડી ચૂપ સે જી રે !

રો'તો વીરાજી ઢાળું ઢોલિયા જી રે,
જાવ તો હેંચોળા-ખાટ જો,
તમો રે આડી ચૂપ સે જી રે !

નાનાં બેનીબા અમે નૈં રહીએ જી રે,
માર્ સંગ ચાલ્યો જાય જો,
તમો રે આડી ચૂપ સે જી રે !

રો'તો વીરાજી રાંધું લાપસી જી રે,
જાત તો કઢિયલ દૂધડાં જો,
તમો રે આડી ચૂપ સે જી રે !

નાનાં બેનીબા અમે નૈં રહીએ જી રે,
માર્ સંગ ચાલ્યો જાય જો,
તમો રે આડી ચૂપ સે જી રે !

રો'તો વીરાજી માથાં ગૂંથું જી રે,
ચાલો તો છૂટેલ વેલ જો,
તમો રે આડી ચૂપ સે જી રે !

મારા ગીતમાંથી બહેન સુખી સંસારની નારી છે. એને સુખ-દુઃખના ઉભરા નથી ઠાલવવા. એને તો માત્ર વીરને રોકવો જ છે. પ્રેમાળ હૃદયની એ ભાવના છે તેથી જ આખા ગીત પર 'તમો રે આડી ચૂપ સે જી...'નું મનોહર આવરણ છવાઈ ગયું છે ને ?

બીજાં અનેક ગીતોમાં વીર આવે છે, સાથે ગીત પણ ચાલે છે :-

×' બાર બાર વરસે રે બેની જોયા તમારા દેશ !
વીરા ઘોરીને બાંધીશ વચલે ઓરડે
નીરીશ નીરીશ નાગરવેલ, નીરીશ શેરડી
વીરા મેડીએ ઢાળીશ ઢોલિયા......'

બન્ને ગીતનાં ભાવ-ઝરણાં કેવાં ખળખળ નાદે, સાથે સાથે વહી રહ્યાં છે ? પણ ગીતમાંની બહેનને માત્ર વીરાને રોકવો જ નથી, સુખ દુઃખના ઉભરા ઠાલવવા છે....ગીત તો વહી રહ્યું છે :

આવો બેની બેસો બેસણે રે...
કહો તમારા સુખ-દુઃખની વાતો રે...

બહેનની આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વરસવા માંડે. સુખ-દુ;ખની વાતો ચાલે. ગીતમાં ઘેરો કરુણરસ ઘોળાતો જાય ને કથાગીત તો ખળખળ નાદે વહે જ જાય.

જગતભરનાં લોકગીતોમાં બહેનનું હૃદય આલેખાયેલું છે. શ્રી. દેવેન્દ્ર સત્યાર્થી તો લખે છે, 'એમ તો સમગ્ર દુનિયામાં બહેનીનું હૃદય લોક-ગીતોનું વસ્તુ ( plot ) બન્યું છે. પ્રત્યેક ભાષામાં બહેન-ભાઈની સ્નિગ્ધ, શાંત પ્રેમ ધારા, ગામની પડખે વહેતી નદી જેવી લાગે છે. *'

[૬]

આ ગીતમાં પણ એની ધારા વહી રહી છે અને વધુ ઉત્કૃષ્ઠ ઊર્મિઓનાં સંવેદન આપી જાય છે:

વીરા મારા વાડામાં ચણોઠડી,
વીરા, ચણોઠડી વઢાવો, તીનાં પાટિયાં પડાવો,
વેલડી ઘડાવો, મારા આણલે આવો !

---

× ગુજરાતનાં લોકગીતો મધુભાઈ પટેલ, પૃ. ૧૬૦
× ધીરે બહો ગંગા, પૃ. ૮૯

વીરા, કડલાં પે'રૂં તો શરમું લાગે,
મારૂ સાંકળાંની જોડ, સાંકળાની જોડ !

વીરા, મારા આણુલે આવો !

વીરા, હાંહડી પે'રૂં તો શરમું લાગે,
મારૂ દૂપિયાંની જોડ, દૂપિયાંની જોડ !

વીરા, મારા આણુલે આવો !

વીરા, નથડી પે'રૂં તો શરમું લાગે,
મારૂ દામણીની જોડ, દામણીની જોડ !

વીરા, મારા આણુલે આવો !

[૭]

થોડા વિનોદની આછી છાંટ વાળા આ ગીતમાં કોઈ કન્યાને આણુવાંનું રટણ લાગ્યું છે.

આણુલાં આણુલાં શું રે કરો,
તમે આણુલાં જેવડાં થાઓ !
કે આણુલાં ના આવીયાં...

સસરા માથે શલ્યા પડી,
સાસુડીને ડસિયો નાગ !

આણુલાં આણુલાં શું રે કરો,
તમે આણુલાં જેવડા થાઓ !
કે આણુલાં ના આવીયાં...

જેઠ અમારો જોગી બન્યો,
જેઠાણી જોગીડાને જાય !

આણુલાં આણુલાં શું રે કરો,
તમે આણુલાં જેવડાં થાઓ !
કે આણુલાં ના આવીયાં..

દેર અમારો હડે રમે ને,
દેરાણી પાણીડાંની હાર !

આણુલાં આણુલાં શું રે કરો,
તમે આણુલાં જેવડાં થાઓ !
કે આણુલાં ના આવીયાં..

સોપારી માથે સડો પડયો ને,
લવીંગડે મેલી આગ !

આણુલાં આણુલાં શું રે કરો,
તમે આણુલાં જેવડાં થાઓ !
કે આણુલાં ના આવીયાં..

છે તો વિનોદ ગીત. આ ગીત ગાતી વખતે એક ખાસ પ્રકારનું ઠેકડા–નૃત્ય પ્રયોજાય છે. નૃત્ય કરતાં કરતાં સામસામા અથડાઈ જવાય તેવી હાસ્યની છોળો ઊઠે ! વાઘરણ બાઈઓએ આ કજોડાનું ગીત ગાયેલું:

નાના મોટા નું મારું કાસલડું[1] રે,
પાણીડાં ભરવા જઉં તો મારી સંગાથી આવે,
રોંઢવું ઝાલી ઝાલી રૂવે કે ઔ મારું કાસલડું રે !

નાના મોટા નું મારું કાસલડું રે,
દયણાં છડવા જઉં તો મારી સંગાથી આવે,
સાંબેલું ઝાલી ઝાલી રૂવે કે ઔ મારું કાસલડું રે !

નાના મોટા નું મારું કાસલડું રે,
દયણાં દળવા જઉં તો મારી સંગાથી આવે,
ઘંટુડી ઝાલી ઝાલી રૂવે કે ઔ મારું કાસલડું રે !

નાના મોટા નું મારું કાસલડું રે,
રોટલા ઘડવા જઉં તો મારી સંગાથી આવે,
છેડલો ઝાલી ઝાલી રૂવે કે ઔ મારું કાસલડું રે !

–આવાં અનેક સાંસારિક ગીતોમાંથી નારીનું અચ્છું શબ્દ–ચિત્રણ આલેખી શકાય તેમ છે અહીંની લોકવાણીમાં સ્થાનિક લોકસંસ્કૃતિ વસી છે. "આવી લોક સંસ્કૃતિ એ કોઈ કલ્પના વિહાર નથી પણ વાસ્તવ ભોમ ઉપરનો જીવનનો જ આવિષ્કાર છે. લોકસમાજનું સાચુ ને સમૃદ્ધિવંત ચિત્ર છે. અણુ અણુ સૌંદર્ય મંડિત એ સંસ્કૃતિ લાગણીના ઉર્ધ્વીકરણનું કારણ છે.*" એવા શ્રી. જયમલ્લ પરમારના શબ્દો યાદ રાખવા જેવા છે

અને મારે તો એટલું જ કહેવું છે કે લોકવાણીમાં ઉઘાડા મૂકાયેલા માનવમનની મ્હેંક માણે તો ખરા !

*

૧–કાસલડું=નાની ઉમરનો ધણી: આ શબ્દ હાલ વપરાશમાં નથી.

* આપણી લોકસંસ્કૃતિ. પૃ. ૩૯૮

# વારતાની કરામત

કવિ મેકરણ ગગુભાઇ લીલા

વાવડી ગામના કાઠી ગીરાસદાર રામવાળા બહારવટે ચડયા પછી છેલ્લું ગામ બગસરા, ભાયાણી, પાસે ખીજડિયા નામનું ગામ ભાંગ્યું. એમાં એક પટારો પગની પાટુથી ભાંગતાં રામવાળાને પગની પેનીમા લોઢાની ચૂંક વાગી. પોતે પહેરેલ પગરખાંને એ વખતે તેલ ચોપડેલ. એટલે ખીજડિયું ગામ ભાંગી થોડું ઘણું હાલતાં રામવાળાનો પગ પાકી પડયો. પગ સૂજીને થાંભલો થઈ ગયો. ચાલી શકાય નહિ. એ વખતે જૂનાગઢ સ્ટેટનું સોરઠ ભેંસાણ ગામની બાજુમાં નાના ગુજરિયાના કાઠી દરબાર કાળુભાઈ ખુમાણનો રામવાળે આસરો લીધો. થોડા દિવસ ગુજરિયાની ખજુરિયુંનાં ઝૂંડમાં પગની અસહ્ય પીડા સહન કરતાં કરતાં દિવસો વીતાવતા હતા. રામવાળાની આખી ટોળી પૈસે ટકે ખરચીખૂટ થઈ ગઈ. નાણાં ભીડ વરતાવા લાગી.

આ વખતે મોટી કુંકાવાવ પાસેના મોટા ઉજળાના કાઠી ગીરસદાર જેતાભાઈ બસિયા ગુજરિયા ગામના કાઠી દરબાર કાળુભાઈ અને રામવાળાને મળવા ગયા. અને વાતવાતમાં બાતમી આપી કે આકડે મધ ને માખિયું વગરનું એવું ગામ. અમારા ઉજળાને સીમાડે ગોંડલ સ્ટેટનું એકલું ને અટૂલું વાવડી નામનું ગામ છે. ગામ ખૂબ બરેતું (પૈસો ટકે સુખી) સહેજે જ દશ પંદર હજાર રૂપિયો દાગીના મળી જાય તેવું છે અને તમે ખરચીખૂટ છો, રામભાઈ બીમાર છે સો ખરચી મળી જાય તેવું છે.

રામવાળાની ટોળીના માણસો ઝાલર વગડયે ઠાકરની આરતી પૂરી થતાં વાવડી ગામ ઉપર ઠાકરની આરતી પૂરી થતાં વાવડી ગામ ઉપર ખાબકયા. બંદૂકોના અવાજથી વાવડી ગામ ઘેરાઈ ગયું. હમમ... હમમ...ધુંવાધોર બંદૂકો છૂટી. નાનકડા ગામના ગામડીઆ માણસો ભય ને ગભરાટના માર્યા અવળા સવળા અંધારામાં ભાગી જઈ વોંકળા, ખાતરાવાડિયુંમાં સંતાઇ ગયા.

માલદારને પૈસે ટકે જે પટેલનું ઘર લૂંટવું હતું તેની જ ભેની મારી ડેલી ઉઘાડી રહી ગઈ. બે ત્રણ જુવાનો બજારમાં ટેલવા લાગ્યા અને બે ચાર જુવાનો જે માલદાર પટેલ હતા તેની ડેલીમાં અંદર ગયા. હાથમાં ઉપર ભરવાની દેશી બંદૂકોના જોટા, ભરાઉદાર ઘુસબી, મોઢે દાઢિયું ભાળતાં ભેસત ખવાઈ જાય એવા કરડા જુવાનો. જુવાનો પટેલની ડેલીમાં પગ મૂકતાં પટેલનાં ઘરનાં બધાં સ્ત્રી, પુરુષો ભાગી ગયેલ. અંદર રેણાક ઘરમાં પટેલના દીકરાની જુવાનજોધ વહુનો સુવાવડનો ખાટલો જોયો. સુવાવડીબાઈ ખાટલામાં નાનકડા બાળકને પોઢાડી સૂતેલ તે બેબાકળી બેઠી થઈ ગઇ.

બહારવટીઆના એક જૂવાને પટારાની કૂંચિયો માગી. પે'રેલાં ઘરેણાં કાઢી આપવા કહ્યું. જુવાન પટલાણી બાઇએ બધી હીંમત ભેળી કરી જવાબ દીધો: "બાપુ, મને સુવાવડ છે. બે ચાર વાહા (દિવસો) થયા છે. અમારા ઘરનાં બધાં માણસો ભેનાં માર્યાં ભાગી ગયાં છે. હું સુવાવડી બાઈ કયાં ભાગીને જાંવ? અને પટારાની કૂંચી અમારા વહુવારૂ માણસો પાસે બાપુ કયાંથી હોય? કયો તો બાપુ આ મારા કાનની ત્રોટિયું કાઢી દવું!"

બહારવટીયાના એક જુવાન ગોલણવાળે કહ્યું કેઃ "ભાયું! આ ઘર લૂંટાય નહિ. બાઈ સુવાવડી છે. આ ઘર લૂંટયે, અકેકાર થઈ જાય આપણને કદવા ખાઈ જાય. સૂરજ દાદો દુભાઈ જાય. રામવાળાના બહારવટાંને કાળી ટીલી બેસે. આ બોનની સોનાની કાનની ત્રોટિયું પણ આપણને ન ખપે, કોઈ લે એને સૂરજની સાત ધરાઈ છે. (સૂરજના સોગન)

"આમ તો આપણે આ ભવ આવી દશા ભોગવીએ છીએ. અહિથી તહીં રખડવું પાટકવું, નિંદર હરામ, એક ઠેકાણેથી બીજે ઠેકાણે ભમવું ને ભાગવું પડે છે. નિરદે [illegible] હાવી ખાવું, પીવું, સૂવું, બેસવું, [illegible] ઠેકાણું નથી.

એમાં બાપલા આ સુવાવડી બાઈના ખાટલાની કદુવા ખાઈ જાય. સરગાપરમાં આપણો નેઠો ન રહે. ધરમરાજાના દરબારમાં આપણો ન્યાય તોળાય તંઈ પરભુ મોઢું ફેરવી જાય.

"આ ઘર પટેલનું પૈસાદાર છે પણ આપણે અપશુકન થયાં. આ ઘરનું પાણીનું ટીપું'ય આપણને અગરાજ કહેવાય. કાઠીના દીકરા માટે આ કુદરતવાળો આવું ન સાંખે" એમ કહી ગોલણવાળે પોતાના બગલથેલામાંથી પોતાની હાથખરચીના થોડાઘણા પૈસામાંથી રાણીછાપના રૂપિયા પચ્ચીસ ચાંદીના કાઢી ખાટલામાં સૂતેલ નાનકડા બાળકના પડખામાં હળવેક દઈ મૂકી પટલાણી બાઈને હૈયાધારણ આપી. મરદાઈ ભરેલાં પાછાં પગલાં ભરી ડેલી બહાર બધા જુવાનો નીકળી ગયા.

ગામમાં બીજાં એક બે ઘર લૂંટી બહારવટી આના જુવાનો વાવડી ગામથી ભાગી છૂટયા.

એ વખતે ગોંડલ રાજ્યમાં ટેલીફોનની સગવડ નહિ. વાવડી ગામના માણસો ભેનાં માર્યાં અમુક માણસો ભાન ભૂલી એકાદ ગાઉ કુંભાજીની દેરડી નામના ગામે નીકળ્યા. બેબાકળા થઈ ભાગી છૂટેલ માણસો દેરડી ગામે આવતાં ભાનમાં આવ્યા. ગામમાં પોલીસ પટેલ ગેટે જાહેર કર્યું કે: "અમારૂં ગામ બહારવટીઆએ ભાંગ્યું છે, અમે ભાગીને અહીં આવેલ છીએ."

એક પોલીસ પટેલ તથા એક પસાયતા દેરડીના ભેના માર્યા વાવડી ન જતાં રાતો રાત સીધો પસાયતો કોળી નારણભાઈ ઘોડે ચડી ગોંડલ ભેળો થઈ, ત્યાં પોલીસ વડા અધિકારીને વાવડી ગામ ભાંગ્યાની જાહેરાત દીધી એ વખતે પોલીસ અધિકારી શ્રી. મણિશંકર વિશ્વનાથ હતા.

પ્રાગડના દોરા ફૂટતી વખતે સવારના પહોરમાં સનાળી ગામના ચારણ સ્વ. ગગુભાઈ લીલાની ડેલી આગળ પચ્ચીસ ત્રીસ અરબી ઘોડાં હમસી ખૂંદવા લાગ્યાં. સોલજરી જીનની કડી બાજી. ખાખી લીબાસમાં સજ થયેલ એક ઘોડેસવાર ભાલનો ચિત્તો કૂદે એટલી ઝડપે ઘોડા ઉપરથી ઠેકડો મારી નીચે ઊતર્યો. મૂછના આંકડા ભરડુંમાં ગયેલા. માથે ખાખી સાફો બાંધેલ. આંખમાં ક્રીરના તાતણા લાલ લાલ જડાઈ ગયેલ. ખંભામાં રીવોલ્વોર આસટા ખાઈ રહ્યો છે. બીજા સાથેના ઘોડેસવારો પણ ફટ–ફટ નીચે ઊતરવા લાગ્યા.

પહેલા ઘોડેસવાર જે ઊતર્યા તેમણે હાકલ કરી "ગગુભાઈ ઘેર છે.?"

આવો અવાજ સાંભળી ગગુભાઈ લીલા ડેલી બહાર આવ્યા. ત્યાં તો ગોંડલ રાજ્યના પોલીસ અધિકારી મણિશંકર વિશ્વનાથને જોતાં ગગુભાઈ લીલા બોલી ઊઠયા: "ઓહો હો, અટાણમાં કંઈ બાજુથી? ભારે કામ કર્યું. પધારો...પધારો."

અને મણિભાઈએ બથમાં ઘાલી ગગુભાઈ લીલાને મળ્યા. હેતના સાગર ઊભરાણા એવી મહોબત.

ગગુભાઈ લીલા મણિશંકર ભાઈને ટૂંકા નામથી મણીભાઈ કહી સંબોધતા. સ્વ. ગગુભાઈ લીલાની નાનકડી ઓફિસમાં ગોંડલ પોલીસ અધિકારીએ નીચે પાથરેલ ગાલીચા ઉપર આસન લીધું. બીજા ઘોડેસ્વારો બહાર ઊભા રહ્યા. પોલીસ અધિકારીનો એક માનીતો માણસ અંદર આવીને બાજુમાં બેઠો.

ગોંડલના પોલીસ વડા અધિકારીએ વાત શરૂ કરી. "ગગુભાઈ! અમારૂં બાજુનું ગામ વાવડી આજ રાતે ભંગાણું છે. અમોને રાતે જાહેરાત આવી છે. વાવડી જવું છે. તમારે કાંઈ અગવડતા ન હોય તો અમારી સાથે આવવાનું છે. એટલે અહીં તમોને મળવા આવ્યા છીએ."

ગગુભાઈ લીલાએ કહ્યું: "રાતે ટાઢા પહોરના બંદૂકના અવાજ સંભળાતા હતા ખરા." મણિભાઈએ ખબર અંતર પૂછી વાત ફેરવી ને શરૂઆત કરી કે; "ગગુભાઈ! વરસ પાણી–ઉપજ પાણી કેવાક છે?"

ગગુભાઈ લીલાએ કહ્યું: "મણિભાઈ! દેવાવાળો મોટો સમરથ છે." આમ કહી વાત વાતમાં વાતનો તુક્કો ઊપડયો.

"એક વખત અકબર બાદશાહના વખતમાં ખાનખાનાને (અબ્દુલ રહીમ) હિંદુસ્તાનની સરહદે પેશાવર રહેવાનું થયું."

ખાનખાના દુરશાજી આઢા શાખના ચારણ કવિના પરમ મિત્ર હતા.

ચારણ કવિ દુરશાજીને ખાનખાનાને મળવાની ઈચ્છા થતાં ખાનખાના પાસે મળવા ગયા.

ઠાહરે ઠાહરે મોગલ સિપાહીઓના ઉઘાડી તેગે પહેરા લાગી ગયા હતા. અબ્દુલ રહીમ ખાનખાન છાવણીમાં તંબુ નાંખેલ ત્યાં ખાનખાના ગાદી તકીઆ ઉપર બીરાજમાન થયેલ. છેટેથી કવિરાજને ભાળતાં ચારે પલ્લા ઝાટકી ઊભા થઈ કવિરાજ દુરશાજીને બથમાં લઈ મળ્યા. દુરશાજી આઢાએ દોહો કહ્યો:

"ખાનખાના નવાબની"
"ખાંડે આગ ખરંત"
"પાણી વાળા પ્રજળ્યા,"
"ઓળા લે ઉગરંત."

એક બીજાનાં હૈયાં ખોલી ખબર અંતર પૂછયા અને ખાનખાનાની બાજુમાં ગાદી તકીઆ ઉપર કવિરાજ દુરશાજી આઢાએ આસન લીધું.

ખાનખાનાના ગાદી તકીઆની બન્ને બાજુ ચાંદીના સીકકા ભરેલા લોઢાના સુંડા બે ભરેલા જોયા અને ગરીબ ગુરૂબાંને ખાનખાના મૂઠીઓ ભરી ભરી દાન આપતા જોતાં કવિરાજ દુરશાજીએ દોહો કહ્યો.

નવાબ ઐસે કહાં શીખે
ઐસી દેની દૈન,
જયું જયું કર ઊંચે કરે
ત્યું ત્યું નીચે નૈન!

હે નવાબ ખાનખાના! આવું દાન દેવાનું કયારે કોની પાસેથી શીખ્યા? જ્યારે જ્યારે તમારો હાથ દાન દેવામાં ઊંચો થાય છે ત્યારે ત્યારે તમારાં નૈન–આંખો નીચે નમી જાય છે? વાતનો તુકકો ઊપડયો. ઉપરનો દોહો ગગુભાઈ લીલાએ કહ્યો એ સાંભળતાં બાજુમાં બેઠેલ મણિભાઈ પોલીસ અધિકારીનો માનીતો માણસ ગોઠણીઆભર થઈ ગયો. છાતી ફૂલી ગઈ. રૂંવાડાં અવળાં ઊભાં થઈ ગયાં. ગગુભાઈ લીલા સામે એકીટશે જોઈ રહ્યો. ખાનખાનાનો પ્રત્યુત્તરનો દોહો ગગુભાઈએ ઉપાડયો: ખાનખાના જવાબ વાળે છે.

દેન હાર તો ઔર હે
ભેજત વો દિન રૈન,
લોક ભરમ હમ પે ધરે
યાતે નીચે નૈન.

કવિરાજ! દેવાવાળો પ્રભુ–ખુદા કોઈ ઓર છે. એ દિવસરાત હાથીને હારો ને કીડીને કણ આપી રહ્યો છે. હું શું આપી શકું? લોકો ભરમથી હું આપુ છું એમ ધારે છે. એટલે હું નીચે જોઈ શરમાઈ જાઉં છું, હું મીસકીન માણસ શું આપું? આપવાવાળો ખુદા મોટો છે.

એમ કહી ગગુભાઈએ આભની સામે આંગળી ચીંધી. મણિભાઈનો માનીતો માણસ વારતાના તુકકામાં તરબોળ બની ગયો. આભ સામે મીટ માંડી મનમાં ખુદાની દુવા માગવા લાગ્યો.

ત્યાં ગગુભાઈ લીલાના કાકાના દીકરા રાજસિંહભાઈ અંદરથી ચા લઈ આવ્યા.

વચ્ચે મણિભાઈ બોલી ઊઠયા: "ચા હું પીતો નથી. બીજા માણસોને આપો."

ગગુભાઈ કહે: "કેમ આપ ચા પીતા નથી! શું કારણ છે.?"

મણિભાઈ કહે: "ગગુભાઈ, જુવો! આ પાસેના ગામ કુંભાજીની દેરડી ગામે હકમીચંદ શેઠની દુકાનમાં આજથી ચાર મહિના પહેલાં ઘરફોડી ચોરી થઈ હતી. ચાર પાંચ હજારનો માલ રેશમી કાપડ સુતરાઉ તથા રોકડા રૂપીઆ ગયેલા. ત્યારથી એ ચોરી ન પકડાય ત્યાં સુધી મારે ચાની અગડ છે. ત્યાં વળી આ વાવડી ગામ ભંગાણું. અધુરામાં પૂરૂં આ મોટી આફત આવી પડી છે. આમાં ચા કેમ ભાવે?"

બાજુમાં બેઠેલ મણિભાઈનો માનીતો માણસ માળિયા મિયાણા ગામનો મિયાણો જુવાન હતો. એનું નામ ઓસમાનભાઈ.

ગગુભાઈ લીલાના વારતાના તુક્કાથી એમને મોજના હિલોળા છૂટેલા.

ઓસમાનભાઈએ મણિભાઈ સામે જોઈ કહ્યું: "સાહેબ! આ ગઢવીજીનો ચા પીધા સિવાય કેમ ચાલે?"

મણિભાઈ કહે: "ઓસમાન તને ખબર છે કે, દેરડી કુંભાજી ગામની ઘરફોડી ચોરી હાથ આવે, મુદામાલ મળે તે વિના કેમ બની શકે?"

ઓસમાનભાઈ કહે:– "સાહેબ! આ ગઢવીજીના વારતાના તુક્કાથી મારે મોજના હિલોળા આવે છે. આમનો ચા પીધા વિના ચાલે સાહેબ!"

મણિભાઈ કહે: "ઓસમાન, એ બની શકે નહિ."

ઓસમાન ગામેતી કહે: "સાહેબ! ગઢવીજીનો ચા આપ પી લિયો. આ વાતના તુક્કાથી મારા કબજાનાં બુટાન તૂટવા માંડયાં છે. આમની વાણી કહેવાની છટા કોઈ અદ્દભુત છે. એમનો તો ચા પીવો જ જોવે. એ માથું માગે તો આપવા તૈયાર થઈ જઈએ એવી એમની વારતા કહેવાની કરામત છે. આપ મહેરબાની કરી ચા પી લિયો. કુંભાજીની દેરડીનું ખાતર (ઘરફોડી) તો મારી મૂઠીમાં છે. આપ ચા પી લિયો. એક શરત છે કે વચ્ચે ગઢવીજી રહે ને ખાતર પાડનારને સજા માફ કરવી જોવે. એ શરત છે. મણિભાઈએ કબુલ કર્યું.

"પણ ઓસમાન! ગુન્હો માફ. મને ખાતર (ઘરફોડીની) ની સાબીતી થવી જોઈએ." એમ કહી મણિભાઈએ ચા પીધો.

ઓસમાન ગામેતી કહે: "સાહેબ! એ ખાતર પાડનાર હું પોતે જ છું. એ ઘરફોડી કરીને પછી હું આપ પાસે નોકરીમાં રહ્યો છું. અને આપની મહેરબાની મેળવી. આજે મને આ ગઢવીજીની વાત ઉપર મોજ આવી. મારા દિલની વાત કહી દીધી. એ ઘરફોડીનો મુદ્દામાલ એક દરબારનાં દીકરીના લગ્ન પ્રસંગે વપરાઈ ગયો છે. મારી પાસે હવે તો ફક્ત ડબલ ઘોડાની બોસકીનો એક રેશમી તાકો છે. આ ગઢવીજી વચ્ચે છે. હવે મારો કે જીવાડો આપના હાથની બાજી છે. મારાથી વારતા સાંભળી રહેવાણું નહિ, મોજના હિલોળા છૂટયા ને આપને વાત કરી દીધી. હવે ગઢવીજી મારા જેવું કામકાજ કેજો. હું ઓસમાન ગામેતી."

ગગુભાઈ લીલા કહે: ઓસમાન ગામેતી! તમારા જેવા મરદોની દિલની મહોબતને નિખાલસતાનોજ હું ચાહક છું. રંગ છે જવાંમર્દ! ભલે ઓસમાન ગામેતી ભલે!"

મણિભાઈ જ્યાં સુધી ગોંડલ રાજ્યમાં નોકરીમાં રહ્યા ત્યાં સુધી ઓસમાન ગામેતીને પોતાના અંગરક્ષક તરીકે રાખ્યો અને ગુન્હાની માંડવાળ કરી. રંગ છે મરદોની નિખાલસતાને. આવી સ્વ. ગગુભાઈ લીલાની વારતાની કરામત હતી.

કામન લાવણ્ય કવિ વચન

ચીત હરને કો ઠોર

(પણ) બેધુકો મેન બેધવો,

વો કામન કવિ ઓર.

* નોંધ: વાવડી ગામ ભંગાણું તેમાં માણસો પકડાણાં એટલે પછી રામવાળા નાના ગુજરિયાથી બીવખા દ. શ્રી કાંધડવાળા પાસે ચાલ્યા ગયેલા. ત્યાં તેમના બગીચામાં અમુક વખત રહેલા. ત્યાંથી ગિરનારમાં બોરિયા ગામે ગયેલા. સરકારી દબાવ થતાં ત્યાં મરાણા.

---

દોરંગાં સાથે નવ બેસીએ
એમાં પત્ય પોતાની જાય–દોરંગાં.
કુંડાં રે કપટી ને લોભી લાલચુ
પારકે દુઃખે ન દુભાય–દોરંગાં.
ઘડીક રંગ ચડે ઘડીક ઉતરે
ઘડીક વેરાગી બની જાય–દોરંગાં.
ઘડીક ગુરૂ ને ઘડીક ચેલકા
ઘડીક પીર થૈને પુજાય–દોરંગાં.

# ઢાંક પાસેના પાટણમાં મળી આવેલી વધુ બૌદ્ધ ગુફાઓ

મણિભાઈ વોરા



ચુડવા – પત્થરનો હાથી
ફોટો : મણિભાઈ વોરા

## મારા બે પ્રવાસો–

### (ચુડવા)

સોરઠમાં માણાવદર તાલુકામાં સરદારગઢ પાસે ચુડવા ગામ છે. આ ગામે પથ્થરનો એક વિશાળ હાથી છે એ સાંભળેલ, જોવા જાણના કેળવણી અધિકારી શ્રી રાણાભાઈ ગોરશિયા સાથે ૨૪–૨–'૭૦ ના ઊપડયો:

ચુડવા શાળામાં ઊતર્યા. આચાર્ય શ્રી કાન્તિલાલ વોરા મારા સગોત્ર બંધુ નીકળ્યા. ઝાલાવાડથી બસો વર્ષ પૂર્વે ઝાલા રજપૂતો સાથે આવેલા ઔદીચ્ય બ્રાહ્મણ છે. તેમના મદદનીશ શિક્ષક શ્રી યુસુફભાઈ મલેક છે, જે ૫૮ વર્ષ પૂરાં કરી બે ચાર માસમાં નિવૃત્ત થશે. યુસુફભાઈની મુલાકાતે મારો આ પ્રવાસ ધન્ય બન્યો.

સાંજે ગામની પરવાડે ઊભેલ પથ્થરનો હાથી જોવા ગયા. કોઈ મહાન દેવમંદિર અથવા રાજમંદિરના મુખ્ય દ્વારે રાખેલ બે હાથી પૈકીનો આ એક છે. અથવા કોઈ મહાન પુરુષનો માનીતો હાથી ગત થયા બાદ સ્મૃતિ રૂપે મૂકાયેલ પણ હોઈ શકે છે. કાંધે બેઠેલ માવત તૂટી ગયાની નિશાની છે, સૂંઢ પણ થોડી ખંડિત છે. ઊભવાની અદા મનોહર છે. ચૂનાના પથ્થરનો બનાવેલ ભેંશ જેવડો આ હાથી, આજુબાજુના ગામલોકોથી હાથણી તરીકે પૂજાય છે. હાથણીની માનતા મનાય છે. અમે ત્યાં હતા અને એક ટેક્ષી મોટર આવી. ઉતારુઓ શ્રીફળ વધેરી હાથણીને પગે લાગ્યા. બાજુમાં પડેલો નાળિયેરના છોલાનો ઢગલો અને લાકડાના હાથ પગ, જે હાથણીને ચડાવાય છે, જોતાં શ્રદ્ધાળુ લોકોમાં હાથણી કેટલી બધી પૂજાસ્થાને છે તેનો ખ્યાલ આવે છે. પાસે થોડા સોલંકીકાળના શિલ્પાવશેષો પડયા છે.

અહીંથી ગામને ફરતો એક આંટો માર્યો. ગામની વાયવ્યે એક વાઘેલાયુગની વિશાળ નાળવાળી વણઝારી વાવના અવશેષો છે. ગામમાં ઝાલાઓનો ગઢ છે જે ઓસમના ડુંગર પરના ગઢ જેવો પણ નાનો છે. જીર્ણદુર્ગ–ઢાંક કુતિયાણાના જૂના માર્ગ પર ચોકી તરીકે આ કિલ્લો હોય એમ લાગે છે.

રાત્રે એક ભજનિક સાધુ અને સરપંચ શ્રી ઝાલા શાળાએ આવ્યા. બેક સુંદર ભજનોથી રાતની શરૂઆત થઈ જૂનવાણી વસ્તુઓની વાતોએ વળગ્યા. પથ્થર યુગનું એક સાધન, સો વર્ષ જૂનું લાકડાનું એક ઝુમ્મર અને ચુડવામાં જ લખાયેલી બસો વર્ષ જૂની એક પોથી શ્રી યુસુફભાઇએ બતાવ્યાં. યુસુફભાઈ ગામડાની પ્રાથમિકશાળાના શિક્ષક છે।

સવારે ગામની સીમ અને પૂર્વમાં જૂનો ટીંબો છે તે જોવા ગયા. 'દેવળિયા ટીંબા' તરીકે લોકો એને ઓળખાવે છે. રસ્તામાં શ્રીયુસુફભાઈ જંગલની વનસ્પતિને જોતા જાય અને સમજાવતા જાય. ટીંબા ઉપર શિવ હનુમાનની નાની દહેરી છે. બાજુમાં એક મૂળ

દ્વાર પરનું, બન્ને બાજુથી કોતરેલ શિવ પરિવારનું સુંદર શિલ્પ ધરાવતું ઉદ્દગમ પડેલું છે.

થોડા પાળિયા, ગામના પાદરમાં નાની દહેરીઓ અને જ્યાં ત્યાં પડેલાં સોલંકીકાલીન શિલ્પાવશેષો જોઈ શાળાએ પાછા ફર્યા.



પાટણની બૌદ્ધગુફા દૂરથી : ફોટો : નરોત્તમ પલાણ

શ્રી યુસુફભાઈ ધોરણ પેલું ભણાવે છે. પચાસ બાળકોના તે ગુરુ છે. વર્ગમાં અ, બ, ક, વિભાગ કરી યોગ્ય રીતે સમય અને શિક્ષણ આપે છે. I. Q. કે Plan, Project નામ આપ્યા વગર કુદરતી રીતે એનો ઉપયોગ થઈ રહેલ છે.

ભાષા, ગણિત, ગમ્મત, વાતચીત, સામાન્ય જ્ઞાનમાં બાળકો બહુ તૈયાર લાગ્યાં. ગામમાં ફરવા નીકળીએ તો 'યુસુફબાપા' કહીને ગામનાં



પાટણની બૌદ્ધગુફા : પ્રવેશ દ્વાર - ફોટો : નરોત્તમ પલાણ .

બાળકો સામે આવતાં જોયાં !

એક દશ વર્ષની જયા નામની બાળા, મૂંગી અને બહેરી. માબાપે શહેર–ડોક્ટર કરી જોયા આખર યુસુફભાઈનાં હાથ નીચે બેસાડી. છેલ્લા ત્રણ માસમાં ક, ખ, ગ, ઘ, ઉચ્ચાર અને અક્ષર ઓળખતાં, તેમજ ૧, ૨, ૩, ૪, સંખ્યા સમજતાં, બતાવતા શીખી ગઈ છે ! બાળકોના બાપા યુસુફભાઈએ કમાલ કરી છે તે નજરોનજર જોયું.

શાળાના આંગણામાં પચાસેક કુંડામાં જીવતી વનસ્પતિઓ જોઈ. પાદરની અને સીમની ઔષધિઓને યુસુફભાઈએ એકઠી કરી છે: ઉદરકની, ઊંટકટો, આવળ, મીંઢીઆવળ, કીડામારી, કુવાર, ભોરીંગણી, રતવેલિયો, ભાંગરો, જેઠીમધ વગેરેની ચમરખીઓ લગાવેલી છે અને એમાંથી બનેલાં ઓસડિયાંની ડબીઓ પણ ત્યાં રાખેલી છે. શાળામાં ચાલતી આ પ્રવૃત્તિથી તો હું છક થઈ ગયો.

આ સાલ ગુજરાત રાજ્ય વિજ્ઞાન મેળામાં ભાવનગર મુકામે ચુડવા શાળાને પારિતોષિક તથા પ્રમાણપત્ર મળ્યાં. મુખ્યત્વે માધ્યમિક શાળાના આ મેળાવડામાં પ્રાથમિક શાળા ચુડવા માન લઈ આવી ! યુસુફભાઈએ મૂકેલા વનસ્પતિ વિભાગે આયુર્વેદ કોલેજને પણ આકર્ષી.

યુસુફભાઈ ધોરણ પહેલું ભણાવતા પ્રાથમિક શાળાના મદદનીશ શિક્ષક છે ! ! હું ધન્ય થયો ! !

પાટણ (ઢાંક પાસે)

ચૂનાના પથ્થરની ખાણોથી પ્રખ્યાત પાટણ.

આલેચના ડુંગરાઓના પૂર્વ ટેકરાઓમાં જામજોધપુર અને ઢાંકની વચ્ચે આવેલ્ છે. ઘોડીધાર અને રાવટો નામની બે ટેકરીઓ વચ્ચે ઊંચા ધડા પર વસેલું, ડુંગર પર અવલંબન રાખતી કોળી, ચારણ, રબારીની વસ્તીવાળું આ ગામ પ્રાચીન છે.

ઢાંકની જૈનગુફાઓ અને તેની ઉત્તરે ઝિંઝુવડી-ઝરની બૌદ્ધગુફાઓ અને પથ્થરની ખાણો છે. એ ભાગના પ્રવાસ પછી લાગ્યું કે પશ્ચિમના ડુંગરાઓમાં પણ પ્રાચીન સમયમાં આવો જ વસવાટ હોવો જોઈએ અને એ જિજ્ઞાસા સંતોષવા માટે ૧૦–૬–'૭૦ના અમે મિત્રો : શ્રી નરોત્તમ પલાણ, શ્રી નથુભાઈ વાઢિયા અને હું ઊપડયા.



ઓચવડી વાવ : ફોટો : મણિભાઇ વોરા

જામજોધપુરથી ચારેક ગાઉ ઉપર પાટણ છે. આ ચાર ગાઉ નાની નાની ટેકરીઓ અને પલાશ વૃક્ષોથી રમ્ય બનેલા છે. પાટણના પાદરમાં સતી નાગબાઇ આઇનું થાનક છે. ઘણી પ્રસિદ્ધ જગ્યા છે. ભજનાનંદી સ્વ. પ્રેમભિક્ષુજી મહારાજે તો રામધૂનથી આ ભાગને ગજાવી મૂકેલો એ સાંભળ્યું. રાવટાની



ચારણબાઇ નાગબાઇનું સ્થાનક : ફોટો : મણિભાઇ વોરા

ઉત્તરબાજુ પથ્થરની ખાણો છે અને પૂર્વમાં 'ઓરડા-વાળી' ઝર છે. જ્યાં કુદરતી ભેખડોની ઊંડાઈ આડે પથ્થરની વંડી ચણી ચોરલોકોએ ઓરડા જેવું કરેલ લાગ્યું. કદાચ આ જગ્યાએ પ્રાચીન ગુફાઓ હશે. પથ્થર ખોદી કાઢવાની પ્રવૃત્તિ અને ચોરને નિર્મૂળ કરવાની ભાવનાથી એવાં સ્થાનોનો નાશ થયો હોય તેમ સંભવે છે. હાલ કોઈ નિશાન મળતું નથી

પાટણની ઉગમણે–રાવટાના દક્ષિણ ઢાળ પર નાની કુદરતી બખોલો અને કંઈક માનવ સર્જિત ભોંયરાંનાં એંધાણ છે. એક માનવ સર્જિત ગુફા તો તૂટેલી સ્થિતિમાં ચોકકખી દેખાય છે. લોકો કહે છે કે અહીં રાજમહેલનાં ભોંયરાં હતાં. સાણા અને ઇંટવાના બૌદ્ધવિહાર પાસેથી મળતી માટીની પાકી ઈંટોના જેવા જ ઈંટ ટૂકડા અમને અહીંથી મળેલ છે. આ સ્થાન ચોકકસ ઝિંઝુવડીઝરના બૌદ્ધવિહાર જેવું જ હશે, જેનો કાળક્રમે નાશ થયેલ છે. વળી આજુબાજુ પ્રાક્ચાલુકય કાળના શિલ્પાવશેષો પણ પડેલા છે.

નીચેના ભાગમાં પશ્ચિમ તરફ એક ઝર ચાલી



ચારણો અને ચારણોના પાળિયા
ફોટો · નરોત્તમ પલાણ

જાય છે, એની સામે પડખે ઉત્તરાભિમુખ આબાદ બૌદ્ધગુફા આવેલી છે આ ગુફામાં વચ્ચે દ્વાર અને બન્ને બાજુ બારીઓ આવેલી છે બારી નીચેના ભાગમાં ઝિંઝુવડીઝરની ગુફા જેવી જાળીની ઝાંખી કોતરણી દેખાય છે. બારી અને બાર વચ્ચેના સ્તંભ પણ કંઈક કોતરણી પામ્યા છે. આ ગુફામાં જમણી બાજુ ૫' × ૫' ની, સામી ભીંતે આસનવાળી એક ગુફા છે,

આ ગુફા આડે પણ વંડીઓ બાંધી રબારીઓએ વસવાટ કર્યાનાં નિશાન છે.

પાટણમાં પણ બીજી સદીની બૌદ્ધ ગુફાઓ જોતાં ઢાંક, ઝિંઝુવડીઝરના સાધકોનો જ આ વિસ્તાર હશે એ સાબિત થાય છે

પાટણથી અગ્નિકોણે દક્ષિણ તરફ દોઢ ગાઉ પર હરસાઝરના ચોવા ચારણની સુંદર ઝોંક છે અહીં 'લાખીઆઈ કરીને સો વર્ષ ઉપરના એક વૃદ્ધ ચારણઆઈ રહે છે જે સતી નાગબાઈનાં વંશજ અને ભુઈ છે.

આ નેસથી પૂર્વમાં પોણા ગાઉ પર બોચવડી વાવ અને રબારીનો નેસ છે. પોતાના વફાદાર કૂતરાની યાદમાં આ નેસના ચારણે અને કુતિયાણાના શાહુકારે વાવ બંધાવી કે સમરાવી તથા વાવમાં કૂતરાની આકૃતિ મૂકાવી. આજે કૂતરાની આકૃતિ રહી નથી પણ બોચવડી પ્રાચીન વાવ છે સાતમી કે આઠમી સદીની આ વાવ ઉપર ચૈત્ય કમાનયુક્ત સુંદર શિલ્પ આવેલું છે, ઢાંકની ઝિંઝણી, મુંજેશ્વરી વાવ જેટલી જ, કદાચ તેનાથી પણ જૂની આ વાવ છે

આસપાસ ડુંગરમાં કોઈ સ્થળે આ વાવ જેવું અને જેટલું પાણી નથી ચારણ રબારીની વસ્તી અને બાજુમાં નિશાળ છે જામનગર, રાજકોટ અને જૂનાગઢ–ત્રણે જિલ્લાની સરહદ અહીં ભેગી થાય છે.

બોચવડીથી વાયવ્યે એક ગાઉ પર ટપકેશ્વરની જગ્યા છે અહીં આવેલા કુદરતી લીંગ ઉપર કુદરતી રીતે ઉપરના ખડકમાંથી આજે પ્રખર ઉનાળામાં પણ ટીપું ટીપું પાણી ટપકે છે અને લીંગ ઉપરના ખાડામાં લેલાંડાં, ચકલાં પાણી પીતાં નજર આવે છે ટપકેશ્વરનું લીંગ અને ઉપરથી પડતા પાણીનો ખડક ઊર્ધ્વસ્તંભ તથા અધોસ્તંભ છે ચૂનાના પથ્થરમાં જૂના ખડકોનાં પોલાણમાં આવી રચના થાય છે આદિત્યાણા પાસે કારીખપરના ભોંયરામાં પણ આ



આઈ લાખીબાઈ સાથે ચારણ કુટુંબ
ફોટો નરોત્તમ પલાણ



ટપકેશ્વર : ફોટો : નરોત્તમ પલાણ

જોઈ શકાય છે.

પાસે એક કુદરતી સુંદર ગુફા છે, જેની ઉપર ઓરડી જેવું બાંધી લીધેલ છે, સામે પાકા ખડકની બીજી સાંકડા મોઢાની ગહન ગુફા છે. એક સાધુ રહે છે. જુદા જુદા અંતરે અગાશીઓ બાંધી જગ્યાને સગવડભરી બનાવવા પ્રયત્ન થયો છે. કુદરતી એકાંતની આ ઘણી જ શાંતિ આપે એવી જગ્યા છે, પણ જગ્યાને બાંધી વિકસાવી પ્રખ્યાત કરવાના પ્રયાસથી કુદરતી સૌંદર્ય હણાયું છે.

આલેચની ડુંગરમાળાનું આ ભાગનું સૌંદર્ય ચોમાસામાં ખાસ માણવા જેવું લાગ્યું. અમે તો ઉનાળો અને બળબળતો બપોર માથે લઈને આ પ્રવાસ માણ્યો.

**નોંધ :** પાટણના પ્રવાસમાં તાતા કું. ના પાટણ ખાણો ઉપરના મેનેજર શ્રી વી. વી. યાજ્ઞિકનો ઉષ્માભર્યો સાથ અમને સાંપડયો.



## ઈ મારો સોરઠ દેશ

રાયકા તારી વા'વેગી સાંઢણિયું કિયે રે મલક લોળાંભી;
અલેવનની આણુંતની કળાયું કિયે રે ઓરડે કોળાંબી ?

હાલ્યને, રાયકા ઓલ્યે મલક; ન્યાં સાંઈ-એભલની વાતું.
મર ને ઊડતી મનવેગી-પવનવેગી, હવે તો નથી રહેવાતું !

ઓલ્યે અવતાર ઇ મલકના અમે માનવી ન્યાં ઊભી મારી ખાંભી;
ખરલ ઘૂંટયા કસુંબામાં હજી ય રૂડાં ગોરાંદેની કળાયું કોળાંબી !

ઈ અંખુ મારા સોરઠ દેશને ગર્યના ગાળે ગાળે વીજોગી-વાતું વળાંભી;
રાયકા તારી વા'વેગી સાંઢણિયું કિયે રે મલક લોળાંભી ?

રંગભીના રેવતે ચડતા અમે, હેમરથી બાથું રે ભીડતા એકલ;
કચારિયુમાં કસુંબા ઘૂંટતા અમે, લાખ-પસાવ દેવીપુતરોને દેતલ.

સાંભરે મને ઈ મારો સોરઠ દેશ, ન્યાં અલણદે-નાગમદેની વાતું;
હાલ્યને ! રાયકા ઈ મલક, હવે તો મન મારું મૂંઝાતું !

—કાનજી માલધારી

# મરદાનગીનાં મૂલ્ય

કાલિદાસ સોલંકી

જીવનનું માંગલિક પર્વ લગ્ન છે.

લગ્ન સમો હર્ષ નહિ ને મૃત્યુ સમો શોક નહિ.

ગૂર્જરીના ભાલે શોભતા ચાંદલા જેવો ભાલપ્રદેશ.

આમ વેરાન પણ આમ નંદનવન જેવો.

તેમાં આવેલા હડાળા ગામમાં લગ્નની મોસમ પુરબહાર ખીલી હતી.

ચૈત્રી પૂર્ણિમાનું પ્રભાત હતું.

શહનાઈના મંગલધ્વનિ ગૂંજતા હતા.

ઢોલ અને ત્રાંસાની જુગલબંધી માદકતા પાથરતી હતી.

ભરજોબનમાં હિલોળા લેતા દરબાર ડોલુભાનો વરઘોડો નીકળ્યો હતો.

સાજન–માજન મોકળા મને વરઘોડામાં મહાલતું હતું. રંગીન કલ્પનાની પાંખે ચડીને વરરાજા વિહરતા હતા.

જાન કન્યાને માંડવે જવા તૈયાર થઈ.

... ... પણ ત્યાં તો બૂંગિયો ધ્રબૂકી ઊઠયો !

ગામમાં ધાડ પડી હતી. હિલોળા લેતા મબલખ પાક ઉપર જેમ તીડ તૂટી પડે એમ ધાડપાડુઓએ ગામ ભેળ્યું. આડેધડ લૂંટ ચલાવી, ગામનું પશુધન હાંકી પાધરમાં આવી ચૂકયા હતા.

બૂંગિયાની દાંડી સાંભળી વરરાજા ડોલુભા વિહ્વલ થઇ ગયો ! એની નશોમાં લોહી દોડવા લાગ્યું. એને થયું : મારે બેઠે ગામ લૂંટાય ? દુશ્મનો હાથમાંથી જશે કે શું ?

–ને એણે ઘોડીને એડી મારી

ઘોડી ઘરનો ઉછેર હતી. નામ એનું લક્ષ્મી, પણ લાડમાં એને સૌ લખી કહેતું. ભારે જાતવાન પ્રાણી. ધણી માટે વફાદારી પણ એની નસમાં ખાંડી ખાંડીને ભરેલી.

એડી વાગતાં લખીને જાણે પાંખો ફુટી !

વરઘોડામાં મલપતું સાજન–માજન મોં ફાડીને જોઇ રહ્યું ! રસાળકંઠે ગવાતાં ગાણાં અટકી પડ્યાં !

"એ જાય...! એ જાય....!" થઈ રહ્યું.

તરવરિયો અસવાર અને લખી પલવારમાં અદૃશ્ય થઈ ગયા !

ડોલુભા અને ધાડપાડુઓ ગામના ગોંદરે ભેટંભેટિયાં થઇ ગયા.

ગિરની વનરાઈમાં જેમ સાવજ ગરજે એમ ડોલુભાએ દુશ્મનોને પડકાર્યા.

ડોલુભા એટલે ડોલુભા ! રૂપમાં કામદેવનો અવતાર અને શૌર્યમાં શંકરનો. કેરીની ફડશ જેવી એની ભમ્મરિયાળી વાંકડીમાં ઘેરાયેલ કેશરિયો રંગ દુશ્મનોને ડારવા બસ હતો. ધરતી માથે જેમ વીજળી ત્રાટકે એમ એ શત્રુદળમાં ત્રાટકયો ! નાનો નાનો પણ રાઇનો દાણો ! એકાકી તોય સિંહ ! વિદ્યુતના ચમકાર જેવી એની તલવારે લીલુડાં માથાનો મિનાર ચણ્યો !

ડોલુભાએ એક કૂતરી પાળી હતી. અજબ નિમકહલાલ પ્રાણી ! પોતાના માલિકનું પગેરું શોધતી એ આવી ચડી ! ક્ષણવારમાં એ મામલો પારખી ગઇ. "તોબાહ ! તોબાહ !" પુકારી ભાગતા દુશ્મનોને એણે આંતર્યા ને બચકાટયા ! સંકટ સમયે એ માલિકને પડખે ઊભી રહી.

કાળ–ઝાળ ને વિકરાળ થયેલા રઘવાયેલા એક દુશ્મને ડોલુભા પર ઘા ઝીંકયો. ડોલુભા ઘોડી પરથી ગબડયો !

પોતાનો માલિક ધીંગાણામાં ખપ આવી ગયો જાણી લખીએ પાદ–પ્રહારોથી દુશ્મનોનો ખુરદો બોલાવી દીધો.

સમરાંગણમાં કફનની સોડ તાણીને ડોહુભા સૂતો છે. માલિકની સંભાળ રાખતી, આર્તસ્વરે વિલાપ કરતી કૂતરી પાસે બેઠી છે ત્યાં લખી ઘર ભણી નાઠી ! માર્ગમાં એણે ડોહુભાના ભાગોતોને વહારે આવતા જોયા. લખી એ આદમીઓના લૂગડાં મોઢે ખેંચી યુદ્ધભૂમિ ભણી દોરવા લાગી ! જાણે કહેતી ના હોય : "મૂઓ ! મોડા પડયા ! મૃત્યુટાણે ય બંકા દીશતા મારા માલિકનું અંતિમ દર્શન કરવા તો આવો!"

વીર ડોહુભાની શૌર્યવંતી આ યશગાથા અમર બની ગઈ ! શહાદતનાં શોણિતે પુનિત બની ગયાં !

લખી અને કૂતરી માલિકની પાછળ માથાં પટકી મૂઆં.

આ વાતને આજે પાંચસો વર્ષ થયાં છે. આજે પણ ભાલ પ્રદેશમાં આવેલા હડાળા ગામના સિમાડે વીર ડોહુભાનો સિંદૂરે ત્રબકતો પાળિયો પૂજાય છે. વહુવારુઓ એમની મર્યાદા જાળવે છે. મરદો અદબ રાખે છે. આસ્થાવાળા આદમીઓએ ચાંદીનાં છત્ર ચડાવ્યાં છે. લગભગ પાંચેક કિલોગ્રામ ચાંદીના છત્ર પાળિયા પર ઝૂકેલી પીલૂડાની ડાળે સોહે છે. પાસે જ પેલાં નિમકહલાલ પ્રાણીઓ : ઘોડી લખી અને કૂતરીની ખાંભીઓ ખોડાયેલી છે. ! *

---

* આ મર્દાનગી ભરી કથાના પ્રસંગથી ગુજરાતી સાહિત્યને "હડાળાની કૂતરી"નો રૂઢપ્રયોગ મળ્યો. પૃષ્ઠ : ૩

---

# ખેતસિંહ અને કેશરબા

સૌરાષ્ટ્રની ધીંગી ધરા.

તેમાં નવરંગી ચૂંદડીમાં સોહતી ટીલડી સમું કુંદણી.

લીંબડી ઠાકોરના પૂર્વજ ઝાલા ખેતસિંહ ત્યાં રાજ કરે.

ધીંગી ધરાનો ધીંગો આદમી. નશોમાં ખાંડી ખાંડીને મર્દાનગી ભરેલી. સાક્ષાત કામદેવનો અવતાર !

ભડલીના સરવૈયા ભીમની રાજકુંવરી કેશરબા એમના ગાગરબેડિયાં પૂજે. મનથી વરી ચૂકેલાં. અંતરનો આરાધ્યદેવ ઝાલા ખેતસિંહ.

–પણ વિધાતાએ અવળા લેખ લખ્યા હતા !

ભીમે સરધારના વાઘેલા ગોધાજી સાથે કેશરબાને વળાવ્યાં !

એક મ્યાન : બે તલવાર !

શે નભે ?

વાઘેલા ને સરવૈયાની ફોજ્યું ચડી.

બાર બાર વરસ સુધી લડાઇ ચાલી !

ખેતસિંહ અજબ પરાક્રમ દાખવ્યું. એની શિહોરી તલવારે લીલુડાં માથલડાંનો મિનારો ખડકયો. શત્રુદળ તોબાહ તોબાહ પૂકારી ઊઠયું !

કાળ–ઝાળ ને વિકરાળ દુશ્મનના કોઇ ઘાએ ખેતસિંહનું માથું ઊડાડી દીધું !

સર પડયું પણ ધડ લડયું !

કોઇ જૂદી જ માટીમાંથી ઘડાયેલ ખેતસિંહના ધડનું ભેંકાર આક્રમણ દુશ્મનો જીરવી ન શકયા !

ખેતસિંહનું શિખ લઇ કેશરબા ચિતાએ ચડયાં.

આ પ્રેમ–શૌર્યની યશગાથા અમર બની ગઇ !

કુંદણીમાં વીર ખેતસિંહ અને સતી કેશરબાનાં સ્મારક છે.

વાઘેલાની જાન, આવી તળાવે ઉતરી;
ત્યાં ખંતીલો ઝાલ, ખેતસી ઘોડા ખેલવે.
ચંડીઝથી છૂટા પડી, કડયે લટકે કેશ;
જાણે ચંદન લટકીયો, વળ દઈ કરી કેશ !
મન મોહું બાઈ તણું, અંતર ઉપજ્યું વા'લ;
તનડામાં તું હી તું હી, વાહરંગીલો ઝાલ !
બાઈએ બાની મોકલી; સુણ ખેતા મકવાણ;
વરું તો ઝાલા તુજને, નહિ તો છોડું પ્રાણ!
કડયે કટાણા ધુંખણા, ભમ્મર ભાલું હાથ;
વરું તો ઝાલા રાણને, બીજા ભાઇ ને બાપ.
ભડધીએ પડયું ભંગાણ, વાઘેલા નાઠા તહીં;
રણમાં કોપ્યો રાણ, ખડગ ધરીને ખેતસી.
કુંદણીએ કનકા તણો, ખેલે નરંદા;
દુશ્મન દળ ભગાડીને, રણમાં હુંદા.
ખરી ખત્રીવટ દાખવી, મરદાને મકવાણ;
સર પડયું ને ધડ લડયું, રંગ હો ઝાલા રાણ!
કુંદણી ગઢનો કેશરી, મહાબળી મકવાણ;
પરાક્રમ કરી પડયો, રણમાં ખેતો રાણ !

—કાલિદાસ સોલંકી

# લોકસંગીત : કેટલાક નવા વિચારો

હરેશ બક્ષી

લોકસંગીતનો જન્મ ઉછેર ગામડાંઓમાં થયો. આંજી દે એવી શહેરની આધુનિકતા ગામડાં સુધી નહોતી પહોંચી ત્યાં સુધી લોકસંગીત કોયડારૂપ નહોતું. વારતહેવારો, પ્રસંગો, સામાજિક રીતરિવાજો, સારીનરસી રૂઢિઓ, શૌર્યકથાઓ, બીજી વાર્તાઓ, જીવનચરિત્રો, ભક્તિભાવ, ઇશ્વરનું ગુણગાન વગેરે મુદ્દાઓને સંગીતનો સાથ મળતાં લોકસંગીત ફૂલ્યું-ફાલ્યું. આનન્દમાં કે દુઃખમાં ગ્રામજનનું ભોળું હૈયું સંગીતના સૂરમાં વહી જતું. કવિ, સંગીતકાર, ગાનાર કે ગવરાવનારનું કંઇ જ મહત્ત્વ ન જળવ્યા છતાં બધાનું માન રહે તેવું લોકસંગીતનું ખમીર. બધાંને ખબર હોય, બધાંને ગમી જાય અને યાદ રહી જાય તેવું સરળ અને સચોટ સાહિત્ય. અને બધાં ગાઈ શકે તેવી મધુર અને સરળ સ્વરરચના. શહેરનો વિકાસ અને વિજ્ઞાનની પ્રગતિ ગામડાંમાં પહોંચ્યા પહેલાંના સમયમાં સાચું, શુદ્ધ લોકસંગીત સાંભળવા મળતું. સમૂહમાં ગવાય અને વ્યવસ્થિત તાલિમ પામ્યા વગરના લોકો ગાય; છતાં તેમાં અદ્‌ભૂત શાસ્રીયતા અને મનોરંજકતા મળે.

ધીમે ધીમે સમય બદલવા માંડ્યો. વિજ્ઞાનના વિકાસની માદક અસર શહેરોમાં દેખાવા માંડી. ઉદ્યોગો અને વાહનવ્યવહાર વધવાથી ગામડાં અને શહેરો વચ્ચેનું અંતર ઘટી ગયું. ગામડાંઓ ઉપર શહેરોની અસર જામવા લાગી. વિજ્ઞાને રેડિયો આપ્યો, ફિલ્મ આપી, રેકોર્ડ આપી. ત્યાર પછી ટેપ રેકોર્ડર, ગ્રામોફોન, ટેલિવિઝન વગેરે અનેક સાધનો આવ્યાં. આ બધાંનો ઉપયોગ કેમ કરવો તે નક્કી કરવામાં બહુ સંભાળ રાખની જરૂરી હતી. આ સાધનો કરોડો માણસોને આવરી લેતાં હોવાથી તેનો ઉપયોગ નક્કી કરતી વખતે ખૂબ સઝસમજ અને લાંબી નજર હોવી અનિવાર્ય હતી. રેડિયો, ફિલ્મ કે રેકોર્ડ મારફત લોકસંગીત રજૂ થાય તો સારું હતું, પણ એ લોકસંગીત સારું છે કે નહિં, સાચું છે કે બનાવટી, અસલી છે કે નકલી—આ બધું બરાબર ચકાસ્યા પછી જ તે જનતાને કાને પડે તો ઠીક, નહિંતર પારાવાર નુકસાન થઈ જાય.

આમ લોક સંગીત પોતાનાં જન્મસ્થાનનો નાનો વિસ્તાર છોડી શહેરમાં અને દેશમાં પ્રચાર પામવા લાગ્યું ત્યારે અનેક પ્રશ્નો ઊભા થયા. જેવા કે (૧) સાચું લોકસંગીત કોને કહેવાય ? તે અસલી છે કે બનાવટી એ કઇ રીતે જાણી શકાય ! (૨) લોકસાહિત્ય મૂળ સ્વરૂપમાં રજૂ થાય છે કે પાછળથી બદલી ગયેલું છે એ કઈ રીતે નક્કી થાય ? તેના શબ્દો આજકાલમાં લખાયા હોય અને તે જૂનાં સાહિત્ય તરીકે રજૂ કરવામાં આવતા હોય ત્યારે જૂનાંનવાંનો ભેદ પારખવાની કસોટીઓ તૈયાર કરી શકાય ? (૩) એ જ પ્રમાણે લોકગીતના ઢાળો સાચા અને અસલ છે. તે નક્કી કરવા માટે શો રસ્તો છે ? (૪) લોકસંગીતનાં અને લોકસંસ્કૃતિના વાતાવરણમાં ન ઊછર્યા હોય તેવા (શહેરના) ગાયકો લોકસંગીત બરાબર ગાઈ શકે ? (૫) શબ્દો મૂળ રાખીને, ઢાળ બદલીને ગાવામાં આવતું ગીત એ લોકગીત કહેવાય ? (૬) ઢાળ મૂળ રાખીને, શબ્દો બદલીને ગાવામાં આવતુ ગીત એ લોકગીત કહેવાય ? (૭) લોકસંગીતના નવા ઢાળ બનાવી શકાય ? અને આવા નવા ઢાળોને લોકસંગીત કહેવાય ? (૮) ગામડાંમાં ઊછરેલા લોકસંગીતના બધા જ કલાકારો સાચું ગાય છે એમ કેમ માની લેવાય ? (૯) નવું લોકસાહિત્ય લખાય તેનુ શું સ્થાન ગણાય ? (૧૦) લોકસંગીતના સાથ માટે હારમોનિયમ વપરાય તે યોગ્ય છે ? યોગ્ય ન હોય તો હવે કંઇ ઉપાય રહ્યો છે ?

આવા અનેક પ્રશ્નોના જવાબ શોધતાં પહેલાં, આજના સમયમાં લોકસંગીતનું સ્થાન યોગ્ય અને જરૂરી છે કે નહિં તે નક્કી કરી લેવું જોઇએ. માત્ર જૂનું છે અને ખૂબ ખેડાયેલું છે માટે લોકસંગીતને આજે પણ ઉત્તેજન આપવું એવી દલીલ બરાબર

નથી. આ બાબત વિશે સ્વ. શ્રી મેઘાણીના વિચારો બહુ મનન કરવા જેવા છે. એ વિચારો તેમનાં પુસ્તક "ચારણી સાહિત્ય"ના ત્રીજા પાનાં ઉપર રજૂ થયેલ છે: " 'ચારણ અને ચારણી સાહિત્ય' એ વિષય પાસે પણ ગુજરાત અને તેનાં નૂતન આત્મભાનમાં કોઇ ફાળો આપવાનો ન હોત તો કેવળ પુરાતનતા જ એને આંહીં સ્થાન ન અપાવી શકત. માટી ચાહે તેટલી જૂની હોય, કદાચ વેદવારાથી સંઘરાયેલી હોય, તો પણ આજના ગુજરાતી આત્મભાનના કઢાયામાં ઉકળતા ધાતુપુંજમાં એને ન નાખી શકાય....ગુજરાતનાં મૂર્તિવિધાનમાં જે રસાયણ ખપ લાગે તેને જ આજની ભઠ્ઠી ઉપર સ્થાન હોઇ શકે...માત્ર વિપુલતા કે માત્ર પુરાતનતાને હિસાબે આપણા નવવિધાનમાં નિરર્થક છે..." આ વિચારો લોકસંગીત કે કોઇ પણ પ્રાચીન રચનાને એટલા જ લાગુ પડે છે.

સંસ્કારઘનની દૃષ્ટિએ લોકસંગીત આજનાં સંસ્કૃતિ જીવનમાં મહત્ત્વનો ફાળો આપે છે. શાસ્ત્રીયતા તેમ જ મનોરંજન માટે લોકસંગીત ગૌરવભર્યું સ્થાન લઈ શકે તેમ છે. આ કારણોસર આજ પણ લોકસંગીત ઉત્તેજન પામવા લાયક છે. તેથી જ તેના ઉપર વિચાર કરવો જરૂરી છે. અગાઉ જોઈ ગયેલા પ્રશ્નોનો ગંભીરતાપૂર્વક વિચાર માત્ર શહેરના "ભદ્ર" સંગીતરસિકોએ જ કરવાનો છે તેવું નથી; તેમના પહેલાં તો લોકસંગીતના ગાયકોએ એ બાબત વિચારવાનું છે. લોકસંગીત અંતે તો તેઓની મારફત ટકવાનું છે. તેથી એ ગાયકોએ જ એ પ્રશ્નોના જવાબ વિચારી તેને વ્યાવહારિક બનાવવા રહ્યા. આવાં અગત્યનાં કાર્યમાં લોકસંગીતના વિદ્વાનોનો તેમને જરૂર સાથ મળશે. આ વિદ્વાનો, લોકગાયકો અને શહેરના સંગીતરસિકો સાથે મળી ઘણું કરી શકે.

તે ઉપરાંત એક બહુ મહત્ત્વની વાત વિચાર માગી લે છે. ફિલ્મ સંગીતની અસર એટલી બધી ઊંડી પ્રસરી ગઇ છે કે માત્ર શહેરો જ નહીં પણ ગામડાંઓમાં પણ ફિલ્મી ગીતો ઘેર ઘેર વાગે છે. નવી લોકપ્રિયતાની દૃષ્ટિએ ફિલ્મ સંગીતની આ મોટી સિદ્ધિ ગણાય. પણ એ સિદ્ધિ મેળવવા માટે ફિલ્મી ગીતો ઘણી વાર બહુ નીચી કક્ષાની, હલકી લાગણીઓ ઉશ્કેરે છે. ફિલ્મ સંગીત સાથે લોકસંગીતની હરિફાઈ છે જ નહિ; આવી હરિફાઇ થાય તો પણ ફિલ્મ સંગીત બધાંને હરાવી શકે. લોકસંગીત આવી હરિફાઇમાં ઊતરે તેવું બનવું જ ન જોઇએ, કારણ કે ફિલ્મ સંગીત જે ધોરણો અને મૂલ્યો અપનાવી લોકપ્રિય બને છે એ ધોરણો અને મૂલ્યો પ્રત્યે લોકસંગીતકારને ઘૃણા થવી જોઇએ. લોકસંગીત મૂળભૂત રીતે જ એટલું સરળ અને લાલિત્યપૂર્ણ છે કે તેમાં કંઇ જ બાંધછોડ કરવાની જરૂર નથી. આમ છતાં કેટલાક ગાયકો નકલી અવાજ, બેહુદી નાજુકતા અને કૃત્રિમ ઢંગથી લોકસંગીત ગાય છે. આમ કરવાથી લોકસંગીત પોતાનું પોતાપણું ગુમાવી દે, નકલી થઇ જાય અને હલકું પડે એની ચિન્તા આવા ગાયકોને નથી. આમ "સુધરેલાં" લોકગાયક થવાથી સંગીતનો નાશ થાય છે. ગાવામાં, ઢંગમાં અવાજમાં સુધરેલા થવાની જરૂર નથી; ત્યાં તો જૂનવાણી જ રહેવામાં ભલીવાર છે. સુધરેલા થવાની જરૂર છે વિચારોમાં. વિચારોની આપલે કરી લોકસંગીતના મૂળભૂત સિદ્ધાન્તોને વૈજ્ઞાનિક પદ્ધતિથી સમજવા અને સમજાવવા; લોકસંગીતકાર તો એ સિદ્ધાન્તો સમજાવતાં સમજાવતાં તેનું ગાયન દ્વારા પ્રત્યક્ષ દૃષ્ટાન્ત પણ આપવા શક્તિમાન છે. આજના જમાનામાં તો વિજ્ઞાનની જ, વૈજ્ઞાનિક સિદ્ધાન્તો મારફત જ શ્રોતાઓ પ્રત્યક્ષ સુધી પહોંચી શકાય છે. એ સાથે પ્રત્યક્ષ પ્રયોગ લોકસંગીતના ગાયનમાં કરી બતાવીએ તો શાસ્ત્રની સાથે મનોરંજન ભળે—સોનામાં સુગન્ધ ભળે તેમ. આમ નવું જ્ઞાન મેળવી લોકસંગીતકાર તેમજ શ્રોતાઓ "સુધરે" આધુનિક થાય; અને સાહિત્ય, ઢાળ અને ઢંગમાં "જૂનવાણી" રહી સાચું સંગીત સાચવે અને સંભળાવે.

બીજો એક મુદ્દો એ છે લોકસંગીતકારની નવી પેઢી ઊભી કરવાનો. હાલના જાણીતા લોકગાયકોમાં દરેક વારસારૂપે નવા બેત્રણ સારા ગાયકોને તૈયાર કરે તો બહુ મોટું કામ થાય. જૂની વિદ્યાનો પ્રવાહ ચાલતો રહે, શુદ્ધ રહે અને અખંડ રહે. આ માટે કંઇક વિચાર થયો હશે જ; કદાચ ન થયો હોય તો તાત્કાલિક આ દિશામાં કંઈક કરવાનીજરૂર છે.

ત્રીજી અગત્યની વાત છે શ્રોતાવર્ગ તૈયાર કરવાની. સાંભળનારાઓ તો સમય આપવા તૈયાર છે જ. લોકસંગીત લોકોને કાને ખૂબ પડતું થવું જોઇએ. અને લોકો ખૂબ સાંભળે તે સાથે સાચું અને સારું સાંભળે તેની તકેદારી રાખવી જોઇએ. આગળ જણાવ્યા મુજબ આધુનિક પદ્ધતિ અને વિચારો પુરાણા ઢંગની સાથે સુમેળ સાધે તો લોકસંગીત ઘણું લોકપ્રિય થશે. આમાં રેડિયો, રેકોર્ડ અને ટેપરેકોર્ડર ઘણો મોટો ફાળો આપી શકે. રેકોર્ડની માફક ગીતો ઉતારેલી તૈયાર ટેપ વેચાતી મળી શકે તેવી વ્યવસ્થા થવી જોઇએ. શાસ્ત્રીય સંગીતમાં ગીતો અને આલાપોની સરગમ લખાય છે, તેમ લોકસંગીતનાં ગીતોનું મોટા પાયાપર સ્વરાંકન થઇ લોકો સમક્ષ મુકાવું જોઇએ. સ્વરલેખનનાં અનેક બન્ધનો છે, અનેક ખામીઓ છે. સરગમ લખવાથી ગીતની ખૂબીઓ બતાવી શકાતી નથી. પણ એકબાજુ આ ખામીઓ આપણે જાણીએ અને સરગમનો ઉપયોગ કરનારને જણાવીએ; બીજી તરફ ખૂબ સાંભળવા મળતાં ગીતોની જ સરગમ બહાર પાડીએ, તો નુકસાન ન થાય એ રીતે છાપેલાં સ્વરાંકનો દ્વારા લોકસંગીતનો પ્રચાર થઇ શકે. ઉપયોગ કરતાં આવડે તો ભાષાનો દરેક શબ્દ મંત્ર છે અને દરેક વનસ્પતિ ઔષધ છે, એવી જ સરગમની અને બધાં સાધનોની વાત છે.

આ ઉપરાંત, હાલના સારા લોકસંગીતકારોએ પોતાની કલામાં જે કંઈ અસલ અને શુદ્ધ હોય તે ટેપ કરાવી રાજકોટ જેવાં શહેરમાં એક ટેપ લાઇબ્રેરી ઊભી કરવી જોઇએ. લોકસંગીતમાં ઘણા પ્રકારો છે તે બધામાં જે સારું સારુ હોય તે આ રીતે સચવાય તે જરૂરી છે. નવા ગાયકો એ સાંભળી સારાંનરસાંનો ભેદ સમજે અને સંશોધન કરતા અભ્યાસીઓને પણ ખૂબ મદદ થાય.

અન્તમાં, લોકસંગીતના ક્ષેત્રમાં સંશોધનની ખૂબ જરૂર છે. જે ભૂતકાળમાં હતું અને આજે ખોવાઇ ગયું છે તે મેળવવા, જે આજે છે તેને જરૂર લાગે તો શુદ્ધ કરવા અને સમજવા, તેમ જ પ્રચારકાર્ય માટે અને માર્ગદર્શન માટે સંશોધન અનિવાર્ય છે. જે અભ્યાસીઓ વૈજ્ઞાનિક રીતે સંશોધન કરી લોકસંગીતની સેવા કરવા ઇચ્છિના હોય તેઓને લોકસંગીતના ગાયકો મોકળાં મનથી સર્વ પ્રકારે સાથ આપે તો લોકસંગીતનું ભાવિ ઘણું ઉજ્જવળ થશે.

આગળ જણાવેલા પ્રશ્નોનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિચાર હવે પછી કરશું.

●

## સંકેત

બેડલા માથે ભાર રે ઘણેરા નંદલાલ વાતું કેમ કરિયે.

સાવ સોનાનો મારે શિરઘડુલો, હાથ સોનાની ઝારી રે;
રાધાજી પાણીડાં નીસર્યાં, સોળ વરસની નારી રે.

લટકે આવું, લટકે જાઉં, લટકામાં સમજાવું રે;
એક ઘડી તમે ઉભા રે'જો, બેડું મેલી પાછી આવું રે.

એક ઠેકાણું એવું બતાવું, ત્યાં જઇ ઉભા રે'જો રે;
તન મનની વાતડિયું કરશું, હેતે હરિ રસ પીજો રે.

સાવ સોનાનો મારે પાવજતોડો, હાથ સોનાનો ચૂડો રે;
ભલે મળ્યો મે'તા નરસીનો સ્વામી, શામળિયો વર રૂડો રે.

# સ્વ. રણજીતરામની આર્ષદૃષ્ટિ

ઈન્દુલાલ ગાંધી

લગભગ પાંચ દાયકાના લાંબા ગાળા પછી 'ગોપકાવ્યો'ની નકલ હાથ પર ચઢી. સને ૧૯૧૪માં પ્રગટ થયેલો આ વિશિષ્ટ કાવ્યસમુચ્ચય સુરતના રાષ્ટ્રીય કાર્યકર અને તે વખતના 'પટેલબંધુ' માસિકના તંત્રી કલ્યાણજી વિઠલભાઇ મહેતાએ તથા ઉમરેઠના ચુનીલાલ રામચંદ્ર શેલતે સંપાદિત કર્યો છે. તેની કિંમત ફક્ત આઠ આના છે. અંગ્રેજી કવિતા સાહિત્યમાંથી અવનવા દૃષ્ટિકોણથી નવા નવા કાવ્ય સમુચ્ચયો બહાર પડે છે. મારી પાસે એવા બે વિશિષ્ટ પ્રકારના કાવ્ય સંગ્રહો Sea Anthology અને City Anthology છે. સાગર–કાવ્ય સંગ્રહ અને નગર–કાવ્યસંગ્રહ. કવિતાના આ બંને વિષયો પર સોનેટ કાવ્યો માગવામાં આવ્યા હતા અને તેના સર્વોત્તમ કાવ્યો માટે ઇનામો મુકકર થયાં હતાં. એમાંથી સારાં કાવ્યોની વીણણી કરીને આ બે સમુચ્ચયો થોડા જ વખતમાં તૈયાર થઇ બહાર પડયા હતા. આપણે ત્યાં સમુચ્ચયો કરવાની આ રીત અંગીકારવા જેવી છે, પરંતુ આપણે ત્યાં કાર્યપદ્ધતિ ખામીવાળી છે, કામ કરનાર ઓછા છે, ઊંચી કવિતાનો રસભોગી વર્ગ નજીવો છે અને પ્રકાશકનું પીઠબળ તે જ કારણે મળતું નથી. આવા સમુચ્ચય પાછળ દૃષ્ટિ, વૃત્તિ, શ્રમ અને ધન જોઇએ. વધુ દુઃખની વાત તો એ છે કે કહેવાતા નવીનો જૂના સોના જેવા લોકસંગ્રહને ભૂલી જાય છે. પોતાના નવા એલ્યુમિનિયમ ધાતુના અલંકારને વખાણ્યા કરે છે ! જૂનાં લગ્નગીતોને અને નવાં લગ્ન–જોડકણાંને સરખાવી જોશો તો આ કથન સમજાશે.

આ સમુચ્ચયમાં કવિ શ્રી નાનાલાલનાં 'કેટલાંક કાવ્યો'માંનાં ગોપકાવ્યો રજૂ થયાં છે એ એનું સદ્‌ભાગ્ય લેખાય. પરંતુ આજે યે સારામાં સારી શાળા, કન્યાશાળામાં કવિશ્રીના અનુપમ ઊર્મિગીતોને ઝિલાતાં મેં સાંભળ્યા નથી. રાસસંગ્રહોમાં અને રાસમાં અને રાસના ઉપક્રમોમાં નવીન કવિઓનાં જોડકણાં મેં બહુવાર સાંભળ્યાં છે. આપણા પાઠ્યપુસ્તકોમાં પણ કાવ્યો અને ગીતોની પસંદગી કવિતાની દૃષ્ટિએ હલકી કે ખામીભરી હોય છે. અહીં આ વિષયમાં ઊંડા ઊતરવા કારણ નથી, માત્ર વસ્તુસ્થિતિનો નિર્દેશ છે.

ગોપકાવ્યોનું આ ધન જૂનું સોનું છે. સમુચ્ચય વિશિષ્ટ ગુણધર્મનો છે, શિષ્ટ ને સંસ્કારી છે, સમૃદ્ધ છે. વળી એમાં ખેતી, કુદરત વગેરેનું ગ્રામજીવન હોઇ આ જમાનાને ખાસ અનુકૂળ છે. લોકસાહિત્યની, ભક્ત કવિઓની અને તે સમયના કવિઓની કૃતિઓ એમાં રજૂ થયેલી છે. આ સમુચ્ચયને વળી સ્વ. રણજીતરામ વાવાભાઇ મહેતાની પ્રસ્તાવનાનો મોટો લાભ મળ્યો છે, અને એ આ પુસ્તકનું જબરું આકર્ષણ છે. આજની નજરે મૂલવીએ તોપણ એ પ્રસ્તાવના કેટલી બધી સાચી નીવડે છે તે જાણવાનો આનંદ લેવા જેવો છે. જાણે ભવિષ્ય ભાખતા હોય તેમ લેખક પ્રસ્તાવનાની શરૂઆત આમ કરે છે–

'આપણા ગુજરાતના ઉદયની ઉષા ઝળઝળવા માંડી છે. નવું ચેતન, નવો તનમનાટ, નવો ઉત્સાહ, નવો આગ્રહ સ્થળે સ્થળે પ્રવર્તતા જાય છે.'

જરાક આગળ વધતાં જણાવે છે કે–

'વ્યક્તિની ઉન્નતિ વ્યક્તિ માટે જ નથી. તરેહ તરેહના સંબંધવાળા વ્યક્તિઓના સમૂહ માટે જ નથી, પણ દેશની સમગ્ર ઉન્નતિ અર્થે જ છે. તેમ 'દેશ' સંજ્ઞા સાર્થક કરતી પ્રત્યેક ઉન્નતિ વિના દેશની ઉન્નતિ પણ નથી.'

આ વિચારો સ્વ. રણજીતરામ ઇ.સ. ૧૯૧૪ માં નોંધે છે એટલું યાદ રાખીને આપણે આગળ ચાલીએ તો એમનું આર્ષદર્શન કેટલું તીવ્ર છે તે સમજાશે. જુઓ–

'આ યુગના બે મોટા મંત્ર છે: દેશભક્તિ અને લોકાધિપત્ય. જે દેશમાં જન્મ થયો હોય તેની સંસ્કૃતિ ખીલવવા, તેની સુખ–સમૃદ્ધિ વધારવા

પ્રેરનાર બળ તે દેશભક્તિ જેમનાથી દેશ અસ્તિત્વમાં આવે છે તે પ્રત્યેક વ્યક્તિ આ બળથી પ્રજ્વલિત હોય, અને દેશની સાચેસચી ઉન્નતિ આણુના એ બળ વાપરવુ હોય, તો પ્રયત્ન માત્રની પ્રેરણા હૃદયે હૃદયે જન્મની જોઇએ, અને તેનો નિર્વાહ સર્વેએ એકલા અને સાથે મળીને કરવો જોઇએ પોતાનું અને સર્વનું ભાગ્ય ઘડવાનું આમ પોતાના તેમજ સર્વમા સમાયલા પોતાના હાથમા આવવુ એ લોકાધિપત્ય'

ભાગ્ય ઘડવાની સત્તા સર્વના હાથમા છે અને એવી શક્તિ મેળવવાનો તેમજ તેનો ઉપયોગ કરવાનો સર્વ દેશજનને આ જન્મ હક છે, ધર્મ પણ છે એમ લેખક સ્પષ્ટ કરે છે પણ તે સાથે જરૂરી ચેતવણી પણ આપે છે –

'ધર્મ અને હક હોવાથી સત્તા એકદમ પ્રત્યેકના હાથમા આવી જતી નથી એને પ્રયાસથી, આહુતિથી, યોગ્યતાથી મેળવવી પડે છે'

આ ધર્મ અને હકનું ભાન થવા, તેનું પાલન કરવાની વૃત્તિ થવા અને પાર ઉતારવા આ વિદ્વાન લેખક કેટલુ તો ગૂઢસૂક્ષ્મ સૂચન કરે છે!

'જરૂર પડયે પોતાની વાસનાઓની આહુતિ આપવા, અને આ સર્વમા (ઓતપ્રોત) અમાતુથી સત્તા મેળવવા જ્ઞાનસપન્ન થવુ ઘટે છે'

અને ત્યારબાદ કહે છે કે 'શિક્ષણ વિના જ્ઞાનની પ્રાપ્તિ નથી' આખી પ્રસ્તાવના આવા ઝવેરાતની રત્નકણિકાથી પથરાયેલી પડી છે, જેનું સાચુ મૂલ્ય આકવાને આપણે હજુ પૂરા શક્તિમાન કે દૃષ્ટિવાન પણ થયા નથી આગળ જતા ખેડૂતનું જીવન કેવા પ્રકારનું છે એ સમજાવતાં કાવ્યો ટાકીને તેના ઉજળાં લક્ષણો બતાવે છે અને જણાવે છે કે–

'ખેડૂતનું જીવન 'સ્વર્ગસુદર' છે એના સ્વર્ગમા બે દાનવો છે–રાજપુરુષો તરફથી વેઠવી પડતી હાડમારી અને કુદરત તરફથી ખમવા પડતા કેર આમ આસુરી સપતથી હેરાન હેરાન થવા છતા તેનું દૈવત સહેજ પણ ઝાંખુ થતુ નથી પ્રકૃતિ માતા રૌદ્ર રૂપ ધારણ કરી ખેડૂતને પાયમાન કરે છે તેમ સૌમ્ય રૂપે ન્યાલ પણ કરે છે'

રાજપુરુષો રાજભાગ માટે એને કનડે છે તો એની નાનાવિધની આપત્તિઓના પ્રતિકાર પણ તેઓ જ રોપે છે અને તેથી કરીને પ્રકૃતિના ચચલ પ્રસાદ પર ખેડૂતની આબાદીનો આધાર રાખવો પડતો નથી એમ વધુ પડતી સમદૃષ્ટિ નોધે છે જેના નિરતર સહવાસમા ખેડૂત પોતાનું જીવન ગાળે છે તે પ્રકૃતિ વિષે કહે છે કે–

'પ્રકૃતિ પ્રભુનું મહામંદિર છે આ મહામદિરમાં એ જીવન ઉચ્ચ લક્ષણોથી પ્રકાશિત રહે છે એ સ્વાભાવિક છે'

ગામડાંની વાત આવે ત્યારે એના પડછાયામા શહેર પણ સહેજે આવી ભળે કાવ્યોમાંથી કેટલાક ઉપયોગી અવતરણોમા શ્રી બ ક ઠાકોરના ખેતી કાવ્યમાથી આ જાણીતી ચાર પક્તિઓ ઊતારી છે

'શહેરો ને શહેરી રોગો,
ને કતાયેલા શહેરી તન,
ટૂકા જીવન, નિર્બળ કલુષિત,
શિથિલ બિચારા શહેરી મન,
શહેરી ગરીબી, શહેરી સુસ્તી,
વ્યર્થ શહેરી તણી જજાળ,
શહેરી પાપો, શહેરી જૂઠાણા,
શહેર તણા કલહો કગાળ'

ગામડાના જીવનનો ગુણપક્ષ રજૂ કરવા જતા તેને અવગુણપક્ષ ભૂલી જવાય, અને શહેરી જીવનનો અવગુણપક્ષ રજૂ કરવા જતા તેનો ગુણપક્ષ ભૂલી જવાય એ સ્વાભાવિક જેવુ છે, પણ પ્રસ્તુત પ્રસ્તાવનાકાર એને ભૂલ્યા નથી એ કહે છે કે આ જમાનામા ખેડૂતનું કુટુબ વધતુ જાય અને વશપરંપરાની જમીન સર્વનું પોષણ કરવા અસમર્થ નીવડે ત્યારે નગર સિવાય બીજો કયો આશરો છે? પણ હવે જે એ કહે છે તે વધુ મહત્ત્વની વાત છે

'પ્રજાની મહત્તા જેના વડે છે તે સસ્કૃતિ નગરમા જ ખીલે છે એ સસ્કૃતિ પરત્વે અભિમાન પ્રત્યેક દેશજનમા હોવુ જોઇએ વિશ્વની ઘટનામાં

જેમ ગામને સ્થાન છે તેમ નગરને પણ છે.'

'ખેડૂતની ડૅાશી' નામે એક સારા કાવ્યમાં તેના લેખક 'સ્નેહ જ્યોતિ' ખેડૂતને ભણવાની જરૂર નથી એ મતલબે ગાય છે કે–

'ખેડૂતનું ભણવું ખેતરમાં જ સાચું,
વાંચ્યે–લખ્યે નહિ શીખે હળ જોડવાનું;
એ રોટલો જ સુખનો દિવસે કમાઇ
સાંજે ઘરે કરી નિરાંત ભજે પ્રભુને.'

જે રીતે શ્રી બ. ક. ઠાકોરે બતાવેલા શહેરી દુર્ગુણ ઘણે અંશે સાચા છે તેમ આ કાવ્યમાંના આ અવતરણમાં પણ વસ્તુ સ્થિતિનો તથ્યાંશ છે જ. ફૅશન પરસ્ત ભણેલી સ્ત્રીઓ રસોઈ કરવાનું ઓછું જાણે તેમ શહેરવાસી ભણેલો ખેડૂત હળ જોડવાનું ભૂલી જશે. આવા અપવાદ ભલે જૂજ હશે, પણ છે તો ખરા જ. પણ પ્રગતિશીલ દ્રષ્ટા રણજીતરામ 'સ્નેહ જ્યોતિ'ની ઠીક ધૂળ ખંખેરે છે તે સાથે ભવિષ્યનો ખેડૂત કેવો જોઇએ તેની મીમાંસા પણ સારી કરે છે:

'.......અમારે તો અમારા ખેડૂતો વિદ્યાસંપન્ન જોઇએ છીએ. પુરાણા કાળનાં હળ રગસિયાપણાથી જમીનમાં ઘસડતા અને બળદનાં પૂછડાં આમળતા ખેડૂતને વીજળીથી અને વરાળ અને સૂર્યતાપથી વીઘાનાં વીઘાં જમીન ખેડતાં અને પૃથ્વીના ઉદરમાં સમાયલી સમૃદ્ધિમાત્ર મનુષ્યના ઉપયોગ માટે બહાર આણતા જોવા અમે તો ઉત્કંઠિત છીએ. અમારા ખેડૂતો પટાવાળા કે સિપાઇથી ડરે એવા નહિ પણ લોકલબોર્ડ, મ્યુનિસિપાલિટી અને ધારાસભામાં વિરાજી પોતાનો દેશધર્મ બજાવે એવા જોઇએ છીએ. પૃથ્વીનો પટ વિશાળ છે. સાહસ, બુદ્ધિ અને મહેનત માટે સર્વને અવકાશ છે. અમારા ખેડૂતો એમનાં ગામડામાં જ ભરાઈ ન રહેતાં પૃથ્વીપટે પ્રસરે અને ગુજરાતનું દૂંવ દીપાવે તો જ એમના સાદા પરોપકારી જીવનની મહત્તા... વિદ્યા અમારો શ્વાસ અને પ્રાણ છે. એ વિના અમારું મૃત્યું છે... સંતોષ, વૈરાગ્ય, વૈભવશૂન્યતાના લહાવા ઘણાં વર્ષ લીધા. હવે તો લોહીના ટીપે ટીપે અસંતોષ ઊછળવો જોઈએ. ઊંચું સ્થાન લેવાની પ્રબળ આકાંક્ષાથી પળેપળ જિંદગી ઉત્તેજિત થવી જોઇએ....'

અહીં આપણને સ્વ. વિઠ્ઠલભાઇ પટેલ, દરબાર શ્રી ગોપાળદાસ અને વલ્લભભાઇ પટેલ સહેજે યાદ આવી જાય છે. વિશેષમાં એ કવિ શ્રી નાનાલાલનું અવતરણ ટાંકે છે:

'દૂધલડાં દ્હોશું પીશું ને પાશું,
મટુકી ભરી લઇશું જગને માટ.'

અને તેનો સત્યાર્થ સમજાવે છે કે–

'અમારે સુખી થવું છે અને બીજાને કરવા છે. અમારા દેશની કીર્તિ ઝળકાવવી છે. અમારા લોકોને સુખી, સમૃદ્ધ અને સંસ્કારી કરવા છે. પ્રભુની વાંસળીમાં આ અનહદ નાદ વાગે છે, એ નાદ સાંભળી અમારાં હૈડાં ઢળકવાં જોઇએ. એ નાદના ભેદો સૂણી, સમજી, આચારમાં મૂકવાના છે.'

આખી પ્રસ્તાવના લેખકની આષ દષ્ટિનું આલેખન છે, તે સાથે એ જેટલું નિષ્પક્ષપાતભર્યું ને સ્વતંત્ર, તેટલું જ સરસ વિવેચન છે. કવિતાની દષ્ટિએ પણ એમની વેધક દષ્ટિ કેવી છે તે જુઓ.

'પણ પ્રકૃતિ ચેતનમય દેવી જેવી જીવનમાં વિરાજતી હોય એવો અનુભવ આ સંગ્રહના કાવ્ય નથી કરાવતા. પ્રકૃતિ મનુષ્યજીવન–વ્યવહારની ભૂમિકા હોય, પશ્ચાદ્ભૂમિ હોય એવું લાગે છે.'

પ્રકૃતિ અને મનુષ્યજીવન બન્ને પ્રભુના નિવાસસ્થાન મહામંદિર છે. તેમનો આદર પણ ભક્તિનો એક અગત્યનો પ્રકાર છે.'

અહીં આપણે આ વિહંગાવલોકન બંધ કરીએ. પ્રસ્તાવના પૂનામાં ૩–૧૦–૧૯૧૪ અને માણેકઠારી પૂનમે લખાયેલી છે. મહાશોકની વાત એ છે કે આવા તેજસ્વી રણજીતરામનું જીવન સાગરનાં મોજામાં ઝડપાઈ ગયું અને લાંબું ન જીવી શકયા.

પૂરા પંચાવન વર્ષ ઉપર આ સંગ્રહના સંપાદકોએ અને તેની પ્રસ્તાવના લેખકે જે શ્રમ, ઉત્સાહ અને પ્રતિભા બતાવ્યાં છે તે ધન્ય અને

પ્રેરનાર બળ તે દેશભક્તિ. જેમનાથી દેશ અસ્તિત્વમાં આવે છે તે પ્રત્યેક વ્યક્તિ આ બળથી પ્રજ્વલિત હોય, અને દેશની સાચેસાચી ઉન્નતિ આણવા એ બળ વાપરવું હોય, તો પ્રયત્ન માત્રની પ્રેરણા હૃદયે હૃદયે જન્મવી જોઇએ, અને તેનો નિર્વાહ સર્વેએ એકલા અને સાથે મળીને કરવો જોઇએ. પોતાનું અને સર્વનું ભાગ્ય ઘડવાનું આમ પોતાના તેમજ સર્વમાં સમાયેલા પોતાના હાથમાં આવવું એ લોકાધિપત્ય.'

ભાગ્ય ઘડવાની સત્તા સર્વના હાથમાં છે અને એવી શક્તિ મેળવવાનો તેમજ તેનો ઉપયોગ કરવાનો સર્વ દેશજનને આ જન્મ હક છે, ધર્મ પણ છે. એમ લેખક સ્પષ્ટ કરે છે પણ તે સાથે જરૂરી ચેતવણી પણ આપે છે.–

'ધર્મ અને હક હોવાથી સત્તા એકદમ પ્રત્યેકના હાથમાં આવી જતી નથી. એને પ્રયાસથી, આહુતિથી, યોગ્યતાથી મેળવવી પડે છે.'

આ ધર્મ અને હકનું ભાન થવા, તેનું પાલન કરવાની વૃત્તિ થવા અને પાર ઊતારવા આ વિદ્વાન લેખક કેટલું તો ગૂઢસૂક્ષ્મ સૂચન કરે છે!

'જરૂર પડયે પોતાની વાસનાઓની આહુતિ આપવા, અને આ સર્વમાં (ઓતપ્રોત) અમાનુષી સત્તા મેળવવા જ્ઞાનસંપન્ન થવું ઘટે છે.'

અને ત્યારબાદ કહે છે કે 'શિક્ષણ વિના જ્ઞાનની પ્રાપ્તિ નથી.' આખી પ્રસ્તાવના આવા ઝવેરાતની રત્નકણિકાથી પથરાયેલી પડી છે; જેનું સાચું મૂલ્ય આંકવાને આપણે હજુ પૂરા શક્તિમાન કે દષ્ટિવાન પણ થયા નથી. આગળ જતાં ખેડૂતનું જીવન કેવા પ્રકારનું છે એ સમજાવતાં કાવ્યો ટાંકીને તેના ઊજળાં લક્ષણો બતાવે છે અને જણાવે છે કે–

'ખેડૂતનું જીવન 'સ્વર્ગસુંદર' છે. એના સ્વર્ગમાં બે દાનવો છે–રાજપુરુષો તરફથી વેઠવી પડતી હાડમારી અને કુદરત તરફથી ખમવા પડતા કેર. આમ આસુરી સંપતથી હેરાન હેરાન થવા છતાં તેનું દેવત્વ સહેજ પણ ઝાંખું થતું નથી. પ્રકૃતિ માતા રૌદ્ર રૂપ ધારણ કરી ખેડૂતને પાયમાલ કરે છે તેમ સૌમ્ય રૂપે ન્યાલ પણ કરે છે.'

'રાજપુરુષો રાજભાગ માટે એને કનડે છે તો એની નાનાવિધની આપત્તિઓના પ્રતિકાર પણ તેઓ જ શોધે છે અને તેથી કરીને પ્રકૃતિના ચંચલ પ્રસાદ પર ખેડૂતની આબાદીનો આધાર રાખવો પડતો નથી. એમ વધુ પડતી સમદૃષ્ટિ નોંધે છે. જેના નિરંતર સહવાસમાં ખેડૂત પોતાનું જીવન ગાળે છે તે પ્રકૃતિ વિષે કહે છે કે–

'પ્રકૃતિ પ્રભુનું મહામંદિર છે. આ મહામંદિરમાં એ જીવન ઉચ્ચ લક્ષ્યોથી -પ્રકાશિત રહે છે એ સ્વાભાવિક છે.'

ગામડાંની વાત આવે ત્યારે એના પડછાયામાં શહેર પણ સહેજે આવી ભળે. કાવ્યોમાંથી કેટલાંક ઉપયોગી અવતરણોમાં શ્રી બ. ક. ઠાકોરનાં ખેતી કાવ્યમાંથી આ જાણીતી ચાર પંક્તિઓ ઊતારી છે:

'શહેરો ને શહેરી રોગો,<br>
ને કંતાયેલાં શહેરી તન;<br>
ટૂંકાં જીવન, નિર્બળ કલુષિત,<br>
શિથિલ બિચારાં શહેરી મન;<br>
શહેરી ગરીબી, શહેરી સુસ્તી,<br>
વ્યર્થ શહેરી તણી જંજાળ;<br>
શહેરી પાપો, શહેરી જૂઠાણાં,<br>
શહેર તણાં કલહો કંગાળ.'

ગામડાના જીવનનો ગુણપક્ષ રજૂ કરવા જતાં તેને અવગુણપક્ષ ભૂલી જવાય, અને શહેરી જીવનનો અવગુણપક્ષ રજૂ કરવા જતાં તેનો ગુણપક્ષ ભૂલી જવાય એ સ્વાભાવિક જેવું છે, પણ પ્રસ્તુત પ્રસ્તાવનાકાર એને ભૂલ્યા નથી. એ કહે છે કે આ જમાનામાં ખેડૂતનું કુટુંબ વધતું જાય અને વંશપરંપરાની જમીન સર્વનું પોષણ કરવા અસમર્થ નીવડે ત્યારે નગર સિવાય બીજો કયો આશરો છે? પણ હવે જે એ કહે છે તે વધુ મહત્ત્વની વાત છે.

'પ્રજાની મહત્તા જેના વડે છે તે સંસ્કૃતિ નગરમાં જ ખીલે છે. એ સંસ્કૃતિ પરત્વે અભિમાન પ્રત્યેક દેશજનમાં હોવું જોઇએ. વિશ્વની ઘટનામાં

જેમ ગામને સ્થાન છે તેમ નગરને પણ છે.'

'ખેડૂતની ડોશી' નામે એક સારા કાવ્યમાં તેના લેખક 'સ્નેહ જ્યોતિ' ખેડૂતને ભણવાની જરૂર નથી એ મતલબે ગાય છે કે–

'ખેડૂતનું ભણવું ખેતરમાં જ સાચું,
વાંચ્યે–લખ્યે નહિ શીખે હળ જોડવાનું;
એ રોટલો જ સુખનો દિવસે કમાઇ
સાંજે ઘરે કરી નિરાંત ભજે પ્રભુને.'

જે રીતે શ્રી બ. ક. ઠાકોરે બતાવેલા શહેરી દુર્ગુણ ઘણે અંશે સાચા છે તેમ આ કાવ્યમાંના આ અવતરણમાં પણ વસ્તુ સ્થિતિનો તથ્યાંશ છે જ. ફેશન પરસ્ત ભણેલી સ્ત્રીઓ રસોઈ કરવાનું ઓછું જાણે તેમ શહેરવાસી ભણેલો ખેડૂત હળ જોડ-વાનું ભૂલી જશે. આવા અપવાદ ભલે જૂજ હશે, પણ છે તો ખરા જ. પણ પ્રગતિશીલ દૃષ્ટા રણજીત-રામ 'સ્નેહ જ્યોતિ'ની ઠીક ધૂળ ખંખેરે છે તે સાથે ભવિષ્યનો ખેડૂત કેવો જોઇએ તેની મીમાંસા પણ સારી કરે છે:

'......અમારે તો અમારા ખેડૂતો વિદ્યા-સંપન્ન જોઇએ છીએ. પુરાણા કાળનાં હળ રગસિયા-પણાથી જમીનમાં ઘસડતા અને બળદનાં પૂછડાં આમળતા ખેડૂતને વીજળીથી અને વરાળ અને સૂર્યતાપથી વીંધાનાં વીંધાં જમીન ખેડતાં અને પૃથ્વીના ઉદરમાં સમાયલી સમૃદ્ધિમાત્ર મનુષ્યના ઉપયોગ માટે બહાર આણતા જોવા અમે તો ઉત્કંઠિત છીએ. અમારા ખેડૂતો પટાવાળા કે સિપાઇથી ડરે એવા નહિ પણ લોકલબોર્ડ, મ્યુનિસિપાલિટી અને ધારા-સભામાં વિરાજી પોતાનો દેશધર્મ બજાવે એવા જોઇએ છીએ. પૃથ્વીનો પટ વિશાળ છે. સાહસ, બુદ્ધિ અને મહેનત માટે સર્વને અવકાશ છે. અમારા ખેડૂતો એમનાં ગામડાંમાં જ ભરાઈ ન રહેતાં પૃથ્વીપટે પ્રસરે અને ગુજરાતનું દૂધ દીપાવે તો જ એમના સાદા પરોપકારી જીવનની મહત્તા... વિદ્યા અમારો શ્વાસ અને પ્રાણ છે. એ વિના અમારું મૃત્યુ છે...સંતોષ, વૈરાગ્ય, વૈભવશૂન્યતાના લહાવા ઘણાં વર્ષ લીધા. હવે તો લોહીના ટીપે ટીપે અસંતોષ ઊછળવો જોઈએ. ઊંચું સ્થાન લેવાની પ્રબળ આકાંક્ષાથી પળેપળ જિંદગી ઉત્તેજિત થવી જોઇએ....'

અહીં આપણને સ્વ. વિઠ્ઠલભાઇ પટેલ, દરબાર શ્રી ગોપાળદાસ અને વલ્લભભાઇ પટેલ સહેજે યાદ આવી જાય છે. વિશેષમાં એ કવિ શ્રી નાનાલાલનું અવતરણ ટાંકે છે:

'દૂધલડાં દોહશું પીશું ને પાશું,
મટુકી ભરી લઇશું જગને માટ.'

અને તેનો સત્યાર્થ સમજાવે છે કે–

'અમારે સુખી થવું છે અને બીજાને કરવા છે. અમારા દેશની કીર્તિ ઝળકાવવી છે. અમારા લોકોને સુખી, સમૃદ્ધ અને સંસ્કારી કરવા છે. પ્રભુની વાંસળીમાં આ અનહદ નાદ વાગે છે, એ નાદ સાંભળી અમારાં હૈડાં હળકવાં જોઇએ. એ નાદના ભેદો સૂણી, સમજી, આચારમાં મૂકવાના છે.'

આખી પ્રસ્તાવના લેખકની આપ દૃષ્ટિનું આલેખન છે, તે સાથે એ જેટલું નિષ્પક્ષપાતભર્યું ને સ્વતંત્ર, તેટલું જ સરસ વિવેચન છે. કવિતાની દૃષ્ટિએ પણ એમની વેધક દૃષ્ટિ કેવી છે તે જુઓ.

'પણ પ્રકૃતિ ચેતનમય દેવી જેવી જીવનમાં વિરાજતી હોય એવો અનુભવ આ સંગ્રહના કાવ્ય નથી કરાવતા. પ્રકૃતિ મનુષ્યજીવન–વ્યવહારની ભૂમિકા હોય, પશ્ચાદ્ભૂમિ હોય એવું લાગે છે.'

પ્રકૃતિ અને મનુષ્યજીવન બન્ને પ્રભુના નિવાસ-સ્થાન મહામંદિર છે. તેમનો આદર પણ ભક્તિનો એક અગત્યનો પ્રકાર છે.'

અહીં આપણે આ વિહંગાવલોકન બંધ કરીએ. પ્રસ્તાવના પૂનામાં ૩–૧૦–૧૯૧૪ અને માણેકઠારી પૂનમે લખાયેલી છે. મહાશોકની વાત એ છે કે આવા તેજસ્વી રણજીતરામનું જીવન સાગરનાં મોજાંમાં ઝડપાઈ ગયું અને લાંબું ન જીવી શક્યા.

પૂરા પંચાવન વર્ષ ઉપર આ સંગ્રહના સંપાદકોએ અને તેની પ્રસ્તાવના લેખકે જે શ્રમ, ઉત્સાહ અને પ્રતિભા બતાવ્યાં છે તે ધન્ય અને

અનુકરણીય છે. તત્કાલીન નવા કવિઓની કૃતિઓ પ્રમાણમાં કાવ્યતત્ત્વે કાચી છે. એક જ વિષયનું એક પક્ષી સેવન અચારકામી બની જાય છે, ઊભી કરેલી પ્રેરણાનો રસ પૂરેપૂરો ઊંચે પહોંચતો નથી, અને વ્યક્તિગત કવિની શક્તિ-અશક્તિની મર્યાદા પણ ખરી જ. પૂરી સહૃદયતાની એકરસતા વગર ઊંચી પ્રેરણા અલભ્ય છે. આજે ઊંચી પ્રેરણા લભ્ય છે તો ત્યાં સહૃદયતાનો અભાવ વર્તાય છે. વળી સાચો કવિ કવિતાના એક જ અંગને વળગી રહી શકે નહિ, પરંતુ સહેજે એ તરફ ખુશીથી ઢળે છે. ગાંધીજીના આટલા તપ અને ભોગ પછી પણ પ્રત્યક્ષ સક્રિય જીવન વગર સાચી ગ્રામજીવનની કવિતાવૃત્તિ જાગી ઊઠી નથી. તેમાં જે તે કવિઓનો દોષ કાઢી શકાય નહિ. ૧૯૨૦ થી આપણો સ્વાતંત્ર્ય-સંગ્રામ શરૂ થયો. પૂરાં સત્તાવીશ વર્ષનો એ ભીષણ યુદ્ધકાળ હતો, અને આજેય તેવો નહિ પણ બીજા રૂપે તેવો જ ચાલે છે. દરમિયાન શહેરો અતિ ગીચ અને અતિ મોંઘા થયાં છે. હવે જો ખેતી સુધરે ને વધુ પાક પાકે તો શહેરોને બહુ સહેલાઈથી આછાં બનાવી શકાય અને છૂટાંછવાયાં નિર્મળ સલામત ગામોને ગ્રામોદ્યોગને અંગે કરવા જેવાં બનાવી શકાય. આમ થવું આજે પણ અતિ જરૂરી છે. શહેરો અને ગામડાંનો બેવડો હ્રાસ ચાલુ છે તે જાણે આપણા રાષ્ટ્રજીવનની મીણબત્તી બે છેડે બળતી હોય એમ લાગે છે! આપણી સરકાર આવી કંઈક વ્યવસ્થા કરવામાં આગળ વધશે ત્યારે સાચું દેશજીવન અને સાચું પ્રકૃતિ જીવન મળતું થશે; અને ત્યારે જ નવી કવિતામાં નવા જીવનનાં નવી પ્રેરણા ને નવા પ્રાણ પૂરશે... આજે તો વળી પાછું પાંડિત્યનું પાંડુપણું કવિતાના દેહમાં ઘર કરી જતું જણાય છે 'જીવનસંવેદના ખૂબ ઊંડી રહે છે અને પ્રેરણા ખૂબ ઊંચી રહે છે તેની ના નથી; પણ વિરાટ ભાવસૃષ્ટિનાં દર્શનો ઝીલતી સો હવે જ થનારી છે. ત્યારે જ મહાકવિનો મહાકાવ્યયુગ બેસશે.



## પ્રાચીન ભજનો

મહી ઢળશે રે મારાં ગોરસ ઢળશે
જી જાવા દોને રે
મોહન મહીડાં ઢળશે!

હાથમાં ચૂડી ને માથડે ગૈયારાં રે
કંકણ ચૂડીએ મારાં કાંડાં ખળકે
જી જાવા દોને રે–મોહન.

આ કાંઠે ગંગા ને ઓલે કાંઠે જમુનાજી
વચમાં સરજૂ રે કેરાં વ્હેણાં ખળકે
જી જાવા દોને રે–મોહન.

જમુનાને તીરે વાલો મોરલી વગાડે રે
ધુંધુણ્યું દેશ માં મારાં મહીડાં ઢળશે
જી જાવા દોને રે–મોહન.

રંગ રસિયા રે મારા દિલડામાં વસિયા
જી આંયાં રહી જાવ ને...
મોહન રંગના રસિયા.

ક્યાં તેરા ડેરા ને ક્યાં તેરાં તંબુડાં;
કેડનાં કંટારાં ચે તમે કેણી પેરે કસિયાં
જી આંયા રહી જાવને...મોહન.

જમુનાને તીરે વાલો ગૌધેન ચારે રે
મુખડે મોરલિયાં હુંદા સેંસા રચિયા
જી આંયાં રહી જાવને...મોહન.

'બાઈ મીરાં કે' છે પ્રભુ ગિરધરના ગુણ
તમને દેખીને મારાં મેણાં હસિયાં
જી આંયાં રહી જાવને...મોહન.

# જનતાનો કવિ–ગાયક મેઘાણી

[એમની ૭૪મી જન્મજયંતી પ્રસંગે]

જયમલ્લ પરમાર

ભારતની આઝાદીનું મંગલ પર્વ ઓગસ્ટ માસ અને મેઘાણીભાઈની જન્મજયંતી આકસ્મિક રીતે એક બન્યાં છે. આઝાદી અને આઝાદીના કવિ યોદ્ધા મેઘાણીના ઉદ્‌ભવના સમાન માસ પાછળ કેમ જાણે કુદરતનો કોઈ સંકેત હોય!

સંવત્ ૧૯૫૩ના શ્રાવણ વદ પાંચમનો એટલે કે સને ૧૮૯૭ના ઓગસ્ટની ૧૮ મી તારીખે મેઘાણીભાઈનો જન્મ: એટલે કે આ એમની ૭૪મી જન્મજયંતી છે. આજે તેઓ આપણી વચ્ચે હોત તો! કદાચ આજના પીડિત ભારતની 'યુગવંદના'ને બદલે 'યુગવેદના'નો એક ભવ્ય કાવ્યસમુચ્ચય આપણને મળ્યો હોત. પણ મેઘાણીભાઈ જન્મ્યા ઓગસ્ટ માસમાં અને ૧૯૪૭ના ઓગસ્ટમાં આજના સ્વાધીન ભારતી ધૂંધળી ઉષાનાં અજવાળાં ભાળ્યા પહેલાં જ પોતાનું યુગકાર્ય પૂરું કરી તેઓ પરલોક સીધાવ્યા.

અને છતાં, ત્રેવીસ વર્ષ પહેલાં હતા તેટલા જ બલ્કે તેથી વધુ જાજરમાનરૂપે મેઘાણીભાઈ આપણી વચ્ચે જ છે.

માનવ જીવનના ક્યા આવિષ્કારમાં મેઘાણીના કસુંબલ રંગનાં પ્રતિબિંબ નથી ઊઠતાં?

જનેતાના વાત્સલ્યભાવમાં, બહેનીના હાલરડામાં, વીરોના બલિદાનોમાં, સ્વાધીનતાની કબરોમાં, શહીદોના નિઃશ્વાસોમાં, પીડિતોની અશ્રુધારામાં, રાજકીય રીતે નવસ્વાધીન ભારતના નવસ્વપ્નોમાં, ભૂખ્યાં કંગાલોમાં, ભક્તોના તંબુરમાં અને એકરંગાં ને ઉજળાં માનવીઓમાં આજે પણ એ જ કસુંબલ રંગ મલકી રહ્યો છે, ભભકી રહ્યો છે. મેઘાણીભાઈનું અવતારકાર્ય પૂરું થયું; પણ જે યુગને એમણે આત્મવિલોપન સાથે વંદના કરી એ યુગનું કાર્ય તો હજી અધુરું જ છે. મેઘાણીભાઈએ જે શહાદતને બિરદાવી એની ચેહ હજી ધખ્યા કરે છે:

**વીરા! તારી ચિતામાં ધધખતી વરાળ**
**નવ નવ ખંડે લાગિયું હોજી**
**વીરા! તારી નહિ રે ઝંપે પ્રાણઝાળ**
**ઠારેલી ભલે ટાઢિયું હોજી.**

૩૯ વરસ પહેલાં લંડનમાં ગોળમેજી પરિષદમાં ભારતના જ મહાન ગણાયેલા બેટડાઓએ ભારતમાની જે અપદ્દશા બેસાડેલી એના કરતાં સ્વાધીન ભારતમાં આજે, એથી પણ વધુ વિપરીત દશા છે. તે દિવસની મેઘાણીભાઈની વેદના કદાચ આજે વધારે ઉગ્રભાવમાં વ્યક્ત થઈ હોત; કારણ કે આજે તો ગાંધીજીના જ બેટડાઓના હાથે મા ભારતી પીંખાઈ રહી છે:

**ચીર પાંચાળીના ખેંચવામાં**
**નહોતા પાંડવોએ દીધા હાથ**
**આજે અધિકાઈ મેં દેખી**
**બેટાઓએ માતને પીંખી**

કેમ કરીને મેઘાણી ભુલાય? એકબાજુ નક્સલાઈટોના હાથે ગાંધીજીના નામ સાથે જોડાયેલ વસ્તુ માત્રનો વિનાશ વેરાઈ રહ્યો છે; ત્યારે બીજી બાજુ જે હિંદુ-મુસ્લિમ એકતા માટે ગાંધીજીનું ખૂન થયું તે એકતામાં જ ભારતીયકરણને નામે આગ ચાંપનારાઓ સાથે ગાંધીજીની જ કોંગ્રેસના એક ભાગનું આજે આત્મવિલોપન થઈ રહ્યું છે. મેઘાણીના કાળે પણ 'ગાંધી ન જોઈએ' એવા પડકારા ભારતીયજનોમાંથી જ ઊઠતા હતા. આજે પણ એ પડકારા બીજારૂપે ઊઠી રહ્યા છે. મેઘાણીએ તે દિવસે ભવિષ્ય ભાખેલું કે પછી દેશ માથડાં ઢાંકીને ગાંધીને પોકારશે:

**ધાઓ ધાઓ ધેનુપાળ!**
**એવા તે દી ઊઠશે હાહાકાર,**
**સાદુળા ને સાંઢ માતેલા**
**ઢૂંગે ઢૂંગે ભાગશે ભેળા.**

સ્વરાજ હાલ્યું આવતું હતું ત્યારે જાતાં જાતાં

મેઘાણી આગમ ભાખતો ગયેલ કે:

દૂરે દૂરે તથાપિ
વિજય ગજવવાનું હજી દૂર ટાણું;
પૂરું ઊગ્યું ન માનું
સકલભયહરા મુક્તિનું રમ્ય વ્હાણું,
ઓ મારા રંક પ્રાણ!
મદછક ન થજે: રાત પૂરી ન વીતી
જો જે હો માત મારી!
વિજય તણી સુરાપ્યાલી આજે ન પીતી!

ક્યાં છે આજે પીડિતોનો કવિ? શોષણ બંધ થઇ ગયાં? દમન પૂરાં થઇ ગયાં? કંગાલિયત ગઈ-કાલની ગુજરી બની ગઈ? મેઘાણીએ જ્યાં રીબાતી માનવતાના ખદબદાટ જોયેલા એ ચિત્રો ભૂંસાઈ ગયાં?

વળેલો કેડ ભાંગેલો સૈકાના દુખઃભારથી;
ઊભો છે ટેકવી કાયા કોદાળી કરમાં લઈ.
ઊંડા ડોળા ધગધગ થતી ભોંયમાં શું જુએ છે!
મોઢ એને શતયુગ તણી શૂન્યતા ઘૂઘવે છે.
ગાલે ચીરા: નયન ફરતી દાઝકાળી પડેલી;
સૈકાઓના સિતમ ઢગલે કેડય વાંકી વળેલી.

હરિયાળી ક્રાંતિ કોના માટે થઇ છે? આવા ખેતમજૂરો ને ઊભડો, આદિવાસીઓ અને અસ્પૃશ્યોની શબનીસરણી ઉપર નહિ? અરે નાના ખેડૂતોને ભોગે મોટા ખેડૂતો માલેતુજાર નથી બન્યા? હરિયાળી ક્રાંતિ કોના માટે અને કોણ એનાં ફળ ભોગવે છે?

દેશના વડાપ્રધાન એક મહિલા છે ત્યારે પણ આ દેશની માલેતુજારી અને સત્તાના અમલમાં નારીઓ પીંખાતી બંધ પડી કે પછી નારીઓને પીંખવાના રૂપાળાં સાધનો ભયાનક હદે જઈ રહ્યાં છે? મેઘાણી એ જ દારૂણતાની વાચા બની ગયેલો:

પ્રિયજનની સેવાને કારણિયે સરજેલી
નારીની પુણ્યવતી કાયા;
એરે કાયાનાં આજ દુનિયાના ચોકમાં
સોંઘેરાં હાટડાં મંડાયાં.

સ્વરાજનાં ત્રીસ વરસમાં વેશ્યામંદિરો વધ્યાં કે ઘટયાં? સ્વરાજ પહેલાં સ્ત્રીઓનાં સોંઘાં હાટડાંની માનવતાના દર્દથી પીડાઇને સર્વે કરનારા બધા ક્યાં સંતાઈ ગયા? મેઘાણી ગાઇ ગયા એ સ્થિતિ વધુ નથી વણસી?

તમે પૂરી અમ પુત્રીઓને ભોળી સાવિત્રીઓને
કોમળ કળીઓને છેક વેશ્યા મંદિરીએ
ટુકડા સોટીને કાજ, વેચે વનિતાઓ લાજ
એવા તમ રાજ્યના પ્રતાપ શે વીસરીએ,

હાય એ સહુ આશા અમારી, સૂતી હત્યા પથારી,
એને રૂધિરે ભિંજાડી નયનો અમ લાવ્યાં.

પણ કયા કૃપાલો કંપે છે? કયા રક્ષપાલો કંપે છે? પરની રોટીના ભક્ષનારા કોણ થડકો ખાય છે? જેલમાં મળવા આવેલી સ્ત્રીની પાસે વેદના ઠાલવતા એક કેદીને મુખે મેઘાણી ગાઈ ગયો કે:

બરધીઆને કાંધ હવે કેમ છે હો ભાઇ!
(મારા) બરધીઆને કાંધે હવે કેમ છે?
રે'તા ભૂખ્યા કે રાતના ધરાય રે?

અને અખબારોએ થોડા જ દિવસો પહેલાં કચ્છમાં હળે જૂતેલાં માનવીઓના ફોટા આપવાની મજા માણી. ત્યાં ધરાયેલા તો ઠીક પણ ભૂખ્યો ય બળદ નથી મળતો ને માણસ હળે જૂતે છે. ૩૦–૪૦ વરસ પહેલાંની રાજાશાહીમાં આવાં દૃશ્યો ઉપર પ્રજા ફીટકાર વરસાવતી. એ કરુણા ક્યાં છુપાઇ ગઇ? મડદાલ ઢોરોને નીરણપૂળો આપવામાં જ માનવતા બંધાઈ રહી? કે પછી:

અમે માનવીને પશુ સમ નચવીએ,
'પ્રભુ' શબ્દ બોલીને પંખી પઢવીએ,
પુરા અંધને સ્વર્ગ-ચાવી અપવીએ.

અમે ગારુડી ધર્મતર્કટ તણા
મદારી ખરા લોકમર્કટ તણા.

અમે દેશમૂર્તિની માંડી દુકાનો
કિફાયત દરે વેચીએ બ્રહ્મજ્ઞાનો
પ્રભુધામ કેરાં ઊડવીએ વિમાનો!

દેશ દાસત્વના એ બધા થાંભલાઓના ટેકા

બની રહ્યા છે આપણા પ્રધાનો ને રાજપાલો. અને પાપગામીઓના એવા પ્રવાહો પુણ્યગંગાની પ્રતિષ્ઠા પામી રહ્યા છે.

ગાંધીજી આવ્યા અને ગયા. સ્વાધીનતા આવી અને પરાધીનતા ગઇ છતાં મેઘાણીએ ગાયેલી એ જ દશા આજે ઊભી છે:

ભઠીઉં જલે રે બળતા પો'રની હોજી
ધમણ્યું ધમે રે ધખતા પો'રની હોજી

ખન ખન અંગારે ઓરાણા,
કસબી ને કારીગર ભરખાણા;
ક્રોડ નર જીવંતા બફાણા,
તોય પૂરા રોટા નવ શેકાણા,
–હો એરણ એની!

વડાપ્રધાન સુધીના સૌ કહે છે કે શ્રીમંતો વધુ શ્રીમંત થયા છે ને ગરીબો વધુ ગરીબ થયા છે ત્યારે એમની વેદનાની વાચા બનનારો મેઘાણી આપણી પાસે નથી. વેદના વધુ તીવ્ર બની છે. એટલે જ મેઘાણી ભૂલાતો નથી.

પ્રકૃતિ સૌંદર્ય અને કલ્પનાવિહાર પાછળ મેઘાણી માનવધર્મ નહોતા ચૂક્યા. પણ માત્ર એણે વેદના જ નથી ગાઇ, જીવનની મહત્તા જ્યાં કોઇ વ્યક્તિ કે ઇતિહાસને આલિંગીને ઊભી હતી ત્યાં મેઘાણીની કવિતા જીવનના પરમભાવોને ઉપાસતી ઊભી જ હતી. એટલે જ એમણે જનતાના હૃદયનો અને કંઠનો કબજો મેળવેલ.

જે કાળે બ. ક. ઠાકોરશૈલી કવિતાની નવી શૈલીની પ્રતિષ્ઠાનાં શિખરો સર કરી રહી હતી એ કાળે એક માત્ર મેઘાણી યુગની નવજાગૃતિના, નવા-વિચારોનાં સ્પંદનો ઝીલીઝીલીને એને લોકવાણીના સામર્થ્ય વડે લોકઢાળોમાં કવિતાને ખોળે ખેલાવી રહ્યો હતો. પદ્યમાં જ નહિ, ગદ્યમાં પણ એ કવિતા રેલાવી રહ્યો હતો. મેઘાણીએ એ લોકભોગ્ય શૈલીમાં નવસંસ્કારવતી ને પ્રાણવાન ન બનાવી હોત તો આજે એ શૈલી ખોવાઇ ગઇ હોત. ગુજરાતી કવિતાના ક્ષેત્રે મેઘાણીની એ ઐતિહાસિક દેન છે.

હકીકતમાં તો કવિતાના મરજાદીપણા સામેની, અર્થઘનતાને નામે વિહરતી દુર્બોધતા સામેની, ચિંતન–પ્રધાનતાને નામે સુગાળવાપણા સામેની, કલ્પકતા અને સૌંદર્યલક્ષિતાને નામે કૂપમંડુકતા કેળવ્યે જતી કવિતા સામેની એ બગાવત હતી. એ બગાવત હતી: કે વિદ્વતા અને પાંડિત્યને નામે તમે કરોડોજનોની આશા, આકાંક્ષા, વેદના અને નાના માણસમાં રહેલી આત્માની ભવ્યતાની અવહેલના નહિ કરી શકો. લોકને નામે સૂગ કેળવનારા તમે જ અસ્પૃશ્યો બની રહેશો. એક જ ડાંગે ને એક ડચકારે તમે કવિઓ અને કવિતાને નહિ હાંકી શકો.

અરે ગાંધીજીની જ્યારે બોલબાલા, વીર ભગત-સિંહને ફાંસીને માચડે ચઢાવવાની તૈયારી, ત્યારે એ ક્રાંતિકારીઓનો રસ્તો હિંસક હોવાને કારણે ભગત-સિંહ વગેરેને ફાંસી ન આપવાની સરકારને વિનંતી કરતો ઠરાવ સુદ્ધાં કરાંચીની કોંગ્રેસ નહિ કરી શકેલી. જવાહર જેવા ઝઝૂકી ગયા હતા. ત્યારે કોંગ્રેસથી જ ઘેરાયેલા અખબારમાં બેઠેલા મેઘાણીનો ચારણ–આત્મા બંડ પોકારી ઊઠયો અને એ વીરનરોની શહાદતને ભરપેટે બિરદાવી:

વીરા! તારે નો'તા રે દોખી ને નો'તા દાવ
તરસ્યો યે નો'તો રક્તનો હોજી.

વીરા! તારી છાતી યે છલ્યો ભવ્ય ભાવ
મા ભૂમિ કેરા ભક્તનો હોજી,
વીરા! એ તો ફાંસી રે નહિ, ફૂલમાળ:
પે'રીને પળ્યો પોંખણે હોજી,
વીરા! તારૂં વદન હસે ઉજમાળ
સ્વાધીનતાને તોરણે હોજી.

પ્રત્યેક ક્ષણનું પરિવર્તન, પ્રત્યેક પલનો સંઘર્ષ જો એના હૃદયના તાર હલાવી ન નાખે તો એ ચારણ શેનો? માનવજીવનને રૂંધતી પાળો સામે એ સદાય ઝૂઝતો રહેલો. વતનના જ નહિ, રાષ્ટ્રના જ નહિ પણ વિશ્વભરના શોષિતો અને પીડિતોનાં દુઃખોથી એનું હૃદય દ્રવ્યા કરતું. એ મુક્તાત્મા જેમ કવિતાની સાંપ્રદાયીકતામાં નહિ પુરાયેલ તેમ આંધળી

રાષ્ટ્રીયતાની સંકુચિતતાનાં બંધન એની સંવેદનાને પગે કદી બેડીઓ નહિ બની શકેલ. એ તો મુક્ત માનવતાનો શાયર હતો.

એ કોઈ નવતર વાડા કે નવતર કુંડાળાનું અભિમાન ધારનારો આદમી ન હતો, પણ કરોડો માંહેનો એક હતો. લોકો વચ્ચે જ—લોકોની વેદના અને સુખદુઃખોનો જ એનો ઉછેર હતો, એટલે એ લોકમય જ હતો. એને લોકમય બનવાનું રહેતું નહતું. એમા અપ્રમાણિકતા કે આડંબર ને અવકાશ જ ન હતો. નરદમ સચ્ચાઈ.

ઊર્મિલ હતા, આવેશશીલ હતા, ઉગ્ર પણ હતા પણ હજાર વરસની ગુલામી અને હજારો વરસથી પીડાતા માનવપ્રાણને જકડી રહેલી જડતાની બેડીઓ તોડવા માટે એ ઊર્મિલતા, એ ઉગ્રતા, એ ઉત્કટતા ગુણ બની રહેલી, અવગુણ નહિ જેવો રોગ અસાધ્ય એવો જ એનો ઇલાજ હોઇ શકે કદાચ મેઘાણીભાઇની ઊર્મિલતા, આવેગ અને ઉગ્રતા એ યુગનો જ આવિર્ભાવ હતો.

પ્રજાજીવનના હિલોળાથી જેમ એમનું હૈયુ હીંચોળાતું એમ જ પ્રજાજીવનનાં દુઃખોથી એટલું જ ઝણઝણી ઊઠતું. લોકજીવન સાથેનુ આટલું તાદાત્મ્ય છતાં સર્જનનું માંગલ્ય એ કદી વિસર્યા નથી એટલે જ આઝાદીકાળની પચ્ચીસીના એ શ્રેષ્ઠ ચારણ હતા એ જેમ યુગનો લલકાર હતા તેમ યુગનો ચિત્કાર પણ હતા.

એમનો વત્સલ, કરુણ અને વીરરસ, એમની નિર્ભીકતા, એમની ધીંગી ને મસ્ત શૈલી, એમની પદરચનાનો નાદવૈભવ, વર્ણસગાઇ અને લયકલ્લોલ આધુનિક યુગના શ્રેષ્ઠ ચારણના જ લક્ષણો છે નવોદિત ચારણોમા ખૂટતા જે નવયુગના સ્પંદનો, નવી વિચારધારા, માનવજીવનનાં નૂતન મંડાણ, ઊર્મિઓના નવા ઉન્મેષો તે એમણે જૂની વાણીમાં નવાપ્રાણરૂપે પૂરીને શ્રેષ્ઠ ચારણનો આદર્શ પૂરો પાડયો છે.

હું એમને એટલા માટે પણ શ્રેષ્ઠ ચારણ કહું છું કે એમણે વીર નરનારીઓને, કર્મવીરોને અને ધર્મવીરોને કોઇપણ પ્રકારની અપેક્ષાથી રહિત નિર્વ્યાજ ભાવે બિરદાવ્યા છે એટલા માટે, લગભગ બધા જ વર્ગો અને વ્યક્તિઓથી તેઓ નિરાળા જ રહેતા. એ જ રીતે શ્રેષ્ઠ ચારણોનાં બીજા લક્ષણોમા એમણે કદી એવી પ્રભુતામાં પગ દીધો નથી કે હું એક લબ્ધપ્રતિષ્ઠ કવિ—લેખક, અને મારાથી કોઇ ગિરકીન મજૂરનાં કોઈ દુઃખી બાઈનાં, કોઈ રાંક ખેડૂતનાં કે કોઈ નાનકડા પ્રસંગનાં કે નાનકડા માણસનાં ગીતો કેમ રચાય ? કેમ ગવાય ?

સત્યાગ્રહકાળનાં એવાં એમનાં ગીતો લગભગ બધાં પ્રગટ થઈ ગયાં છે. પણ કેટલાંક અતિપ્રાસંગિક તદ્દન પ્રસંગનિર્મિત હોઇને તેમણે ગ્રંથસ્થ નથી કરેલા એવાં ગ્રથસ્થ નહિ થયેલાં થોડાં ગીતોમાં પણ એમની એ મહત્તા દેખાશે એમાં મેઘાણીનો પત્રકાર આત્મા નહિ પણ સૈનિક આત્મા—લોકાત્મા બોલતો હતો ૩૦—૩૫ વર્ષ પર રચાયેલાં એવાં કોઇ કોઇ ગીતની કેટલીક કડીઓ કંઠસ્થ રહી ગઇ છે ને કેટલાંક ગીતો તો હજી એવાં જ યાદ રહી ગયાં છે.

મેઘાણીભાઈની કવિતાનું એક અંગ હાસ્ય, કટાક્ષ, રમુજ અને વ્યગનું એ ગીતોમાં પૂરબહારમાં ઝળકી ઊઠતું. એવા કટાક્ષગીતોમાં મેઘાણીભાઇ જેવી વેધકતા તો ભાગ્યે જ કોઇ કવિ લાવી શકયો છે. સેંકડો ભાષણો ને નિવેદનો જે કામ ન પાર પાડી શકતા તે મેઘાણીભાઇનુ એવું એકાદ ગીત જ રામબાણ પુરવાર થતુ,

આવાં ગીતો તત્કાલીન દંભ કે આડંબરને ભેદી નાખીને વસ્તુનું સાચું સ્વરૂપ પ્રગટ કરતા, દમન અને હિંસાની નિરર્થકતા બતાવી દેતાં, સત્તાધિકારીઓના હથિયાર બુઠ્ઠાં બનાવી એની હાસ્યાસ્પદતા પૂરવાર કરતાં, જેને ઉદ્દેશીને એ ગીતો રચાતાં એમને એમના દુર્વર્તન માટે આંચકો ખવરાવી દેતાં, સામાજિક આબરૂનો ભય પેદા કરી દેતાં, એકાદ ગીત દ્વારા જ સત્યના સ્વાંગ પહેરીને લહેરાતા જૂઠના પડદા ચીરાઇ જતાં લોકો છેતરાતા અટકતા, નવી રીતે વિચારતા પણ થતા અને નવો ઉત્સાહ અને બળ પણ મેળવતા

જામનગરમાં જામ રણજીતનો કાળ પોતે ક્રિકેટમાં રાત દી રચ્યા પચ્યા રહે વિશ્વભરમાં ક્રિકેટમાં

નામ કાઢ્યું, પણ જામનગરની પ્રજા દારૂણ દુઃખ દર્દોમાં પડેલા: અધિકારીઓ ને લીંબા પટેલની વારિયું. છવા સતાના ડેલાનો ભયંકર જુલમ. અખબારોમાં પોકાર પડ્યા, સત્યાગ્રહો થયા. ઠેઠ ઇંગ્લેન્ડ સુધી રાડ પહોંચી પણ રાજાઓને તો પોતાના રાજ્યના જુલમો છાવરવાના જ હતા. અને જામ રણજીતની ક્રિકેટની બાહોશીનાં ગીતો મુંબઇ સુધી ગાજે, પછી મેઘાણીભાઇએ એવી પ્રશસ્તિઓ સામે એનું ચર્ચરીછંદમાં પ્રતિકાવ્ય રચેલું;

આવો રે લોકવૃંદ ગાઓ ચર્ચરી છંદ
રાજા રણજીત સંગ કિરકટ ખેલે
સત્તાની સંગ કૂડ કિરકટ ખેલે.

રાજા તો ઇશ અંશ, સૂરજ ચાંદાના વંશ
રણજીત તો ખાસ કંસમારના કુટુંબી

એ જો ના બોલે જૂઠ
એ જો ના કરે કૂડ
તો તો યદુવંશતણી કીરતી જાય ડૂલી.

ગીત ઘણું લાંબું હતું. એમાં બધા જુલમોને છાવરવાની જામ રણજીતની હોશિયારી ઉપર માર્મિક પ્રહારો કરેલા. ઉપરની કડીમાં બે શબ્દોમાં એ મર્મ રહેલો છે. એક યદુવંશના કુળભાણ ઉદ્ધારક તરીકે તેમની પ્રશસ્તિઓ રચાતી હતી તેના ઉપર, બીજો પ્રહાર સ્તુતિ–નીંદા પ્રકારનો છે. 'કંસમાર' એટલે યદુકુળના કૃષ્ણ. કૃષ્ણના વંશની જામરણજીતને પ્રતિષ્ઠા પહેલાં આપી ને પછી કૃષ્ણના કૂડકપટનો વારસો પણ ઓઢાડ્યો છે. જામરણજીતનાં પ્રશસ્તિગાન ચર્ચરી છંદમાં જોડાતા. એનો જવાબ પણ મેઘાણીભાઇએ ચર્ચરી છંદમાં જ આપ્યો છે. ખૂબ લોકપ્રિય બનેલું એ ગીત.

એ જ રીતે રાજકોટ સત્યાગ્રહ વેળાએ સર પેટ્રીક કેડલ દીવાન હતા. અને આ કેડલે ગાંધીજી, સરદાર અને રાજકોટની પ્રજાને રાજરમત અને કાયદાની ગૂંચમાં અટવાવવા અનેક ખેલ ખેલેલા. એ વખતે બિકાનેર નરેશ સર ગંગાસિંહ રાજવી મંડળમાં મોવડી સમા અને બહુ કરડા ગણાતા. રાજકોટ સત્યાગ્રહ સફળ ન થાય એ માટે સર ગંગાસિંહે કેડલને ઘણી સુફિયાણી સલાહો દીધેલી. નહિ તો સત્યાગ્રહની સફળતાની આંચ સમસ્ત દેશીરજવાડાંને લાગી જાય તેમ હતું. પણ દેશી રાજ્યોની જાગૃત પ્રજા સર ગંગાસિંહની હુંશિયારીથી છેતરાય તેમ નહતું. એના ઉપરનું કટાક્ષ ગીત મેઘાણીભાઇએ મિશ્રિત મારવાડી ભાષામાં અને બિકાનેર અંગેના જ એક પ્રખ્યાત ગીત 'તરકારી લેલો, આઇ રે માલનિયા બિકાનેર સે' એ એ ઢાળમાં લઇને સર ગંગાસિંહને રાજકારણની હુશિયારી વેચવાવાળી કાછિયણની ઉપમા આપીને જોડેલું. મૂળ ગીત પણ ફીરંગીઓ ઉપરના કટાક્ષનું જ છે:

તરકારી લેલો, આઈ રે માલનિયા બિકાનેર સે,
શક્કર કંદકા કોટ બનાયા, મૂલીકા દરવાજા
ગાજરકી તો તોપ બનાઇ, લડે ફીરંગી રાજા રે
તરકારી લેલો.

આવાં કટાક્ષ ગીતોમાં પણ મેઘાણીભાઈનું કવિતાકૌશલ, નાદવૈભવ, વર્ણસગાઈ, શબ્દવૈભવ અને મર્મ પૂરબહારમાં ખીલી નીકળતા.

હુશિયારી લે લો, આયો મેં રાજા બિકાનેરકો
ફિશિયારી લે લો, આયો મહારાજા બિકાનેરકો

માંકો તો મેં રખ્યો સલામત
થાંરો કેડલ ટાણું
ખબરદાર ડર કુણરો થારે
મેં ખોંખારો મારૂં

હુશિયારી લે લો, આયો મેં રાયો બિકાનેરકો
ફિશિયારી લે લો, સબસેં મેં ડાયો બિકાનેરકો

ગંગાજીરે નેર કિનારે
અશો ખુંખારો ખાશું
રાજકોટરી ગાંધી સેના
બી જાશે કે આ શું?

હુશિયારી લે લો, આયો છોગાળો બિકાનેરકો
ફિશિયારી લે લો, મૂછડ ગુચ્છાળો બિકાનેરકો

આ અંધાર ગલી મેં આપણ
ભેળા રૈ સબ ચલણો

હિલણો મિલણો હાકલ કરણો
દિલમેં બેશક ડરણો

હુશિયારી લે લો, આયો મેં બાપુ બિકાનેરકો
હિશિયારી લે લો, સસ્તે મેં આપું બિકાનેરકો

સબ રાયા મેં હું બખતરિયો
બંકો ઢોલામારૂ
અકકલ હીણો ઊંટ રસાલો
ઊંચું ગૌરવ મારૂં

સરકારી થેલો, વહેનારો આયો બિકાનેરકો
હિશિયારી લે લો, આયો મેં રાયો બિકાનેરકો.

રાજકોટ સત્યાગ્રહ પૂર બહારમાં ચાલતો હતો. સારાએ સૌરાષ્ટ્રમાંથી સત્યાગ્રહી ભાઈ બહેનોનાં ટોળે ટોળાં ઊતર્યે જતાં હતાં. આ સત્યાગ્રહને જેર કરવા ગુજરાતમાં સત્યાગ્રહીઓ ઉપર દમન ગુજારવામાં પંકાયેલા એવા ખાનસાહેબ નામના એક પોલીસ અમલદારને રાજકોટ રાજ્યે રોકયા. બોરબી સત્યાગ્રહમાં પણ એણે ખૂબ જુલમ ગુજારેલો રાજકોટના સત્યાગ્રહીઓને હેરાન પરેશાન કરવામાં એણે બાકી નહિ રાખેલી પણ મહિલા સત્યાગ્રહીઓને એ કેમ પહોંચી વળે ? તે દિવસે સૌરાષ્ટ્રમાં સ્ત્રી પોલીસની ભરતી નહિ. એથી એણે આજી નદીને સામે કાંઠે પડાવ રાખીને રહેતી ચામઠીઓની સ્ત્રી પોલીસ તરીકે ભરતી કરેલી. પછી મેઘાણીભાઇ ચગવામાં બાકી રાખે ? ભારે ગીતને લડાવ્યું, ને એ એક જ ગીતે ખાનની હુશિયારીના કાંકરા કાઢી નાખ્યા. ગોતી કાઢયો એક મરદ્દાઇને બિરદાવતો રાસડાનો ઢાળ. એ ઢાળનો ઉપયોગ મેઘાણીભાઇએ 'બીડીયુંવાળા' એ ગીતમાં કરૂણરસમાં કરેલો. અને ખાન સાહેબનો બરડો ફાડી નાખે એવો ગીતરૂપી કાગળિયો ફટકાર્યો :

વેળા રે હોય તો વાંચજો રે મારો કડકો કાગળિયો
ખાં સાહેબ, કટકો કાગળિયો

જંગબહાદર તમે જોરમાં રે'જો
પેટની પીડાયું કયાંય નો કે'જો
મૂંછને બે આટાં ધૂંચળા દેજો
ફેર ઘોડે ચડિયો ! વેળા રે.

રાજાણે થોડાક નર મુંઝાણા
નારિયુનાં ત્યાં તો ખાબકયાં ધાડાં
ઓરતું બીચ તું ઝીંકતો ઘોડાં
દૂબળો પાતળિયો. વેળા રે.

ખાન તુંમાં દીઠી એક તાજુબી
ભડ છો ને ભેળી ભેજેય ખૂબી
ચામઠી ફોજને કીધ તેં ઊભી
ઝંઝણે બંગડિયો. વેળા રે.

કોળી ડફેર આડોડિયા ઝ્યાડા
'કાંટીઆં લોકનાં જૂથ સૌ જાડાં
તારી નજર એની પાર ગૈ લાડા
ચામઠયું હૈ ચડિયો. વેળા રે.

કાલ મંડાશે જંગ યુરોપી
ખાખડશે રોગી ટોપીએ ટોપી
કૈંક જોદ્ધાઓની લાજ ત્યાં લોપી
ઝુઝજે મોખડિયો. વેળા રે.

કૈંક જરમર તે દી ઝબકી જાશે
ફોજ તારીના એ ફાકડા થાશે
રાજ અંગ્રેજોનું આબાદ રે'શે
ફેર પીછે વલિયો. વેળા રે.

રાજકોટ સત્યાગ્રહ દરમિયાન ૧૪આના હાઉસ-ટેક્સ નાખવામાં આવેલો. લોકોએ આ ટેક્સ ભરવાનો ઈન્કાર કર્યો. પછી આ ૧૩–૧૪ આનાની રાજ તરફથી જપ્તિ મંડાણી, મોટા મોટા અમલદારો આ જપ્તિ કરવા સાથે જાય. લોકો પૈસા ન આપે તેના ઘરમાંથી કોઇની ગાગર, કોઈનાં બકડિયાં વગેરે ઉઠાવી જાય. અને આવી ગાગર, બકડિયાંની જપ્તિઓનાં હાવરાં નીકળે. લોકો હુરિયો બોલાવે. એને ઉદ્દેશીને મેઘાણીભાઇએ ગીત રચ્યું. અને આવાં ગીતો પાછાં સત્યાગ્રહોના મંચો ઉપરથી છૂટથી લલકારાય. પોલીસો દાંત કાઢે ને જગત હસે. અમલદાર જપ્તિમાં ગાગર ઉપાડે. કદી શાકની થેલી પણ ન ઉપાડે તેવા. પછી

ધાણીભાઈ એને નચવ્યા વગર રહે ? ઢાળ ગોત્યો 'ખ્વાજા લેલો ખબરિયાં હમારી રે' એવો નાચતો ઝૂલતો ચગાવણ:

દેખો દેખો બહાદુરિયાં હમારી રે
લાયે લાયે ગગરિયાં તુમારી રે
અબ તો છોડો નગરિયાં ખુમારી રે।

ગગરીકા નાચ કરને
આયે હૈં દૂર સેં
પઘરી હમારી ભર દો
બે ઇજ્જતકી ધૂર સેં

ભર દો ભર દો બોતલિયાં હમારી રે!
કૈસે કટેગી રતિયાં હમારી રે!
છોડો છોડો નગરિયાં ખુમારી રે!

× × ×

બાવાને ઘેર પહેલાં
પહોંચ્યા અમે શું કામ?
કાંકે અમેય બાવલાં
ખાસા ભિખારી રામ–

લેશું લેશું લકડિયાં ઠઠાડી રે,
ગાગર ફાગર બકડિયાંને થાળી રે.
દેખો દેખો બહાદુરિયાં હમારી રે!

× × ×

મોટાને માલદારો
અમથી નથી બીતા
બાવાને બંધ કરશું–
અમે પાણી પણ પીતા

તેર જ તેર જ આનાની ઉઘરાણી રે
તોયે છાતી ના જરી ગભરાણી રે
જપતી લઇને ત્રાંબાની ગાગર આણી રે
દેખો દેખો બહાદુરિયાં અમારી રે!

ગાગરના ગુણ ઘણા છે.
સમજે નહીં ગમાર
ગાગરના મરમ કેટલા
શાણા કરો વિચાર–

જાશું જાશું ગગરિયાં લઈ પાણી રે
લેશું લેશું લજ્જતિયાં એ માણી રે.

× × ×

ગાગરનો નાચ નાચી,
સહુને રીઝાવશું
પનઘટથી આવી ઘેર પછી
નાઈ નાખશું!

ધડકે ધડકે છે છતિયાં હમારી રે
તોયે જપ્તી લૈ જાયેં જખ મારી રે
લાયે લાયે ગગરિયાં તુમારી રે
દેખો દેખો બહાદુરિયાં હમારી રે!

*

પ્રસંગે પ્રસંગનાં એવાં એમણે ઘણાં ગીતો રચેલાં, અને એ ગીતોએ જનજુવાળને જબ્બર ટેકો આપી દીધેલો. ગીતો પાંખાળાં બનીને સૌરાષ્ટ્રભરમાં ગાજતાં રહેતાં. કેદસ ઉપર એમણે ત્રણ ચાર ગીત રચેલાં. એ જ રીતે રાજકોટ કોઠીના અંગ્રેજ રેસિડેન્ટ ગીબ્સનની રમતને પણ એમણે ગીત દ્વારા જ ખુલ્લી પાડેલી. ગીબ્સન રમતોનો શોખીન હતો. પણ વોલીબોલની રમત એને વિશેષ પ્રિય હતી. અને રાજાઓ અને પ્રજાને પણ રમાડયા જ કરતો. એના ઉપર વેધક પ્રહાર કરતાં મેઘાણીભાઇએ ગીત રચ્યું:

ચલો છોકરાં રમત શીખાવું
સોરઠમાં રમવાની રે.

વોલીબોલની રમત જ રમવા
હું સોરઠમાં આવ્યો રે.

સોરઠ દેશ રમતનો શોખીન
મનમાં ભારી ભાવ્યો રે—ચલો છોકરાં.

અનંત કાણાંવાળી કાળી,
જાળી આંહી જડે છે રે.

એવાં જાળીદાર કલેજાં
સોંઘા ખૂબ પડે છે રે—ચલો છોકરાં.

કૂદે કૂદે ખૂબ કૂગાતા
પુષ્કળ દડા પડ્યા છે રે.

ઠાંસે ઠાંસે ઉછળે હોંશે
પવને પેટ ભર્યાં છે રે—ચલો છોકરાં
વોલીબોલ વિનાની તમને
એકે નોય અનુકૂળ રે.
કાઠી કુળ, યદુવંશીનાં કુળ
આજ રમતમાં મશગુલ રે—ચલો છોકરાં

*

રાજકોટ સત્યાગ્રહ વખતે ઠાકોર શ્રી ધર્મેન્દ્રસિંહજીને રાજકાજમાં ભાગ ન લેવા દેવાની જ દીવાનોની કરામત. ઠાકોર સાહેબ દિવસે સૂઇ રહે ને રાતે ઊઠે. રાજથી અને પ્રજાથી એમનો વિચ્છેદ થઈ ગયેલો. એમને પોઢાડી રાખવામાં જ દીવાનોની ચતુરાઇ. આ તો બધું બહુ લાંબું ચાલેલું ને બાપુના સૂઇ રહેવાના—સૂતેલા રાખવાના કારણે ઘણા રોમાંચક પ્રસંગો પણ બની ગયેલા એ દુઃખદ સ્થિતિનું, માનવધરતીની વેદનાને હાસ્યરૂપે વાચા આપતું હાલરડું મેઘાણીભાઇએ રચ્યું. દીવાનમુખે ગવાતું હોય તે પ્રકારે. ગીતના એક સ્વતંત્ર પ્રકારે પણ આ હાલરડું ટકી શકે તેવું છે :

પોઢો બાપુ! પોઢો બાપલા રે! પોઢો નિરાંતે નાથ!
ધીંગી ધરાના નાથ તમારે શાના હોય ઉચાટ?

હોલોલોલો હાલાં રે વાલાં,
નિરાંતે પોઢજો વાલા,
હોલોલોલો હાલાં, રે હાલાં,
વાલાજીને ઘોડિયાં વાલાં.

× × ×

વ્હાણું નથી વાયુ બાપલા રે! ફૂટયું નથી પરભાત,
કૂતરાં એ તો અમથાં ભસતાં એને ના દિન કે રાત.

પોઢો તમે રાજવી રૂડા!
ભસે એ તો કૂતરાં કૂડાં.

× × ×

પોઢો મારા પરમેસર રે! રાંકના રાખણહાર!
ગોલકીનાં એ તો લોક કરે છે ઠાલો રે કકળાટ.

બાપુ! હાથ લાંબા તમારા
જોર ત્યાં શું કરે બચાડાં?

ફફડો મા મારા બાપલા રે! પોઢો રે રાજા રામ
છતે આવ્યો ઓલો લંગોટીવાળો સાધુડો જેવા ગામ,

હાલ્યો ઇતો હમણાં જાશે,
માગી લોટ ફાકતો જાશે.

× × ×

સુંદરીયુંના સાયબા રે! તમે આલમના આધાર,
કીડીયુના તે કુંજર સામે કટક કેટલી વાર?

હાકોટા બસ છે બાપુ!
નિરાંતે પોઢજો બાપુ!

× × ×

આભ પોઢ્યા પોઢી પૃથ્વીને ઓલ્યો પોઢયો વિશંભર નાથ.
સૌ સંગાથે પોઢો રે સ્વામી! જાગું છું હું તમ કાજ

પછી કોની બીક તમારે
ધણી કોનો ધાક તમારે.

× × ×

કાંઇ નથી; પોઢો રાજવી! એ તો અમથું ડોલે આભ,
ધરતી ખાલી ધણધણે; આ તો કાગડાના કકળાટ.

બેઠો છું—હું કાગ ઉડાડું,
નથી બાપુ કાંઇ બીકાળુ.

× × ×

આભને ડોલવા ટેવ પડી એ તો, કાગને બોલવા ટેવ,
ધાન વિહોણી આ ધરતીને તેમ ભૂખ્યા ભડભડવાની ટેવ.

ધણી ધરતીના ધીરા!
રક્ષે તુંનો રામજી વીરા!
હોલોલોલો હાલાંરે હાલાં,
વાલાજીને ઘોડિયાં વાલાં.

× × ×

એ જ રીતે લીંબડીના હીજરત વખતે લીંબડી ઠાકોર સાહેબના કુમારોએ આખો પ્રશ્ન પોતાના ડહાપણથી ચૂંથી નાખ્યો. માત્ર પ્રશ્ન જ નહિ, આખું

લીંબડીમું રાજ ચૂંથી નાખ્યું તે હજી સુધી લીંબડી ઠેકાણે નથી પડયું. ત્યારે ઠાકોર સાહેબ શ્રી. દોલતસિંહજીને ઉદ્દેશીને બહુ કરૂણભાવે આગાહીઓ ઉચ્ચારતું ગીત રચેલું. ભારે વસમું લાગે તેવું, પણ કાળબોલ બોલતા હોય તેવું. અને બધું બન્યું પણ એવું જ. ગીતનું મથાળું હતું "દોલુભા દીકરાવાળા, ભવ રે ભવના રહી જાશે ઓરતા". મને સ્મરણ છે ત્યાં સુધી મેઘાણીભાઈએ લીંબડીના ચોકની જાહેરસભામાં આ ગીત ગાયેલું પણ ખરૂં.

પણ મેઘાણીભાઈનો આ જીવન વે ટ્રાજીક ન હતો. સમાજમાં જ્યાં જ્યાં એમણે વિસંવાદો, વિરોધાભાસો, આડંબરો ને દંભ જોયા છે ત્યાં ત્યાં એમણે વેધક પ્રહારો કર્યા છે. રાજકારણમાં પણ શેખી કે પતરાજીને તેઓ સહી શકયા નથી. ૧૯૩૯ ની સાલમાં બીજું વિશ્વયુદ્ધ ચાલે ત્યારે બંગાળનું કોંગ્રેસ માંહેનું ગરમદળ ખૂબ ઉશ્કેરાઈ ગયેલું અને અંગ્રેજ સરકાર સામે લડી લેવા આખરીનામું આપવાનાં પડકાર છ બાર મહિને કર્યા જ કરે. આખરીનામા માટે ત્યારે 'અલ્ટીમેટમ' શબ્દ વપરાતો.

સરકારને અલ્ટીમેટમ આપવા પહેલાં દેશને તૈયાર કરવો પડે. બંગાળના ગરમદળને એમ લાગે કે દેશ તો લડાઇ માટે હણહણી રહ્યો છે. ગાંધીજી જવાહર અને અન્ય નેતાઓ બહુ સમજપૂર્વક આગળ વધવા માગતા હતા. જો કે એ આખરીનામું—અલ્ટીમેટમ ૧૯૪૨માં અંગ્રેજ સરકારને અપાયું, પણ માત્ર દોઢ જ વરસમાં પ્રજાજુવાળનાં વળતાં પાણી થઇ ગયેલાં. ૧૯૪૪માં તો તાજિયા સાવ ટાઢા થઇ ગયેલા. જે ઝૂઝ્યા તે બહાદુરીપૂર્વક ઝૂઝ્યા. પ્રજામાં પણ જાગૃતિ હતી, પણ સ્વરાજ મેળવવા માટેના જરૂરી સ્વાર્પણની તૈયારી ન હતી. સુભાષબાબુ પણ ખૂબ ઝૂઝ્યા. પણ જે બનવાનું હતું તે જ બન્યું. સ્વરાજ કેમ મળ્યું એ તો હવે આખું જગત જાણે છે.

ત્યારે વાત વાતમાં સરકારને અલ્ટીમેટમ દેવાના પહોંચ વગરના પડકારથી બંગાળ પ્રત્યેના, ગરમદળ પ્રત્યેના સંપૂર્ણ આદર, છતાં તેવડ વગરના પડકાર પ્રત્યે વ્યંગપૂર્ણ વાણીમાં ને બંગાળી ભાષામાં મેઘાણીભાઈએ એ વખતે એક ચોટદાર કટાક્ષગીત રચેલું, કાળ એવો ઉષ્માભર્યો હતો કે આવાં ગીતો જોડાતાં ને કાળજે લાગી કંઠે ચડી બેસતાં. આજે ય એ ગીતની કેટલીક કડીઓ યાદ છે :

આમાદેર બાંગલા દેશેર,
એ ઇંજે નુતન કાર્જકોરમ,
દિયે દાઉ એકટિ ખાસા,
લમ્બા ચૌડા આલ્ટીમેટમ
દિયે દાઉ શિગ્ગી દાદા,
બાર છ માશેર આલ્ટીમેટમ
આલ્ટીમેટમ દેબાર પોરે
જાઇબો શશુર બાડી
ખાઇબો બાંટી માછખાબા
આર એકટા ચાઉલ હાંડી
સંધ્યા બેલાય ઘૂમબો ઘોરે
ઘૂમબો ભોરે પો'ર દુપૂરે
સ્નાન સેરે એક બેશ પુકૂરે
માખવો માથાય તેલ પોમેટમ
દિયે દાઉ આલ્ટીમેટમ
આમાદેર કુંજભોરા કોકિલ ડાકે આલ્ટીમેટમ
આમાદેર સકલ બેલાય છૂટબે ગોલા આલ્ટીમેટમ
આમાદેર મુક્તિ આર ના દૂર
દિયે દાઉ આલ્ટીમેટમ
આમાદેર સકલ સૂરેર સૂર
સારેગમ આલ્ટીમેટમ
આલ્ટીમેટમ આર પોમેટમ
આલ્ટીમેટમ સોશ્યાલીઝમ
આલ્ટીમેટમ મેસ્મેરીઝમ
ઉફ્ ! કિ ચમત્કાર એઈ રીધમ
મિલલો આમાર ગાને
આર કિ બાકી ? વાહ ! એથીઝમ
બાજલો બાઉલ-તાને
તાન દિયે ગાઉ ગોણોનભોરા આલ્ટીમેટમ
મૂષક ચેંચાઉ ! બીડાલ મ્યાંમ્યાંઉ ! આલ્ટીમેટમ
ખાસા એક આલ્ટીમેટમ.

આ ગીતમાં બંગાળ શબ્દ તો એક નિમિત્ત માત્ર છે બાકી આજના તમામ પક્ષોની મોરચા બાજીના સૂત્રો આલ્ટીમેટમ જેવા ચમત્કાર કરી દેખાડવાના જ નથી? એ સૂત્રોમાથી આલ્ટીમેટમની બાગો કાઢી નાખો એટલે એમની ડેમોક્રસી, સીક્યુરીટી ને સોસ્યાલીઝમમા મેસ્મેરીઝમ સિવાય બાકી ઊંદરડાના ચૂ ચૂ અને બિલાડીના મ્યાઉ મ્યાઉ અવાજો જ બાકી રહે છે ને! માત્ર ચોક્કસ પક્ષોના આગેવાનોના મોઢામાથી એ ચૂ ચૂ ને મ્યાંઉ મ્યાંઉ સામસામા ઘૂરકે છે એટલુ જ

જનાબ ઝીણા બાટવા ગામે માલેતુજાર મેમણો પાસેથી ફાળો ઉઘરાવવા આવેલા મેઘાણીભાઈની તબિયત નાદુરસ્ત હોતા તેઓ થોડા દિવસ માટે આબુ આરામ કરવા ગયેલા ગાંધીજી અને જ ઝીણાની વાટાઘાટો તો ચાલ્યા જ કરતી હતી એમાના એકાદ પત્રમા ગાંધીજીનુ વલણ રાષ્ટ્રહિત સાથે સુસંગત નહિ હોવાનુ વાચતા મેઘાણીભાઈ આબુથી આરામ પડતો મેલીને રાણપુર દોડયા આવ્યા. જે ગાંધીજી માટે એમણે ગીતાંજલિઓ અર્પણ કરેલી અને જે ગાંધીજીએ એમને રાષ્ટ્રીય શાયરનું બહુમાન કરતુ બિરદ આપેલુ, એ જ ગાંધીજીના વલણ ઉપર એમણે સખ્ત ટીકાઓ કરતા એથી, ત્રણ અઠવાડિયા સુધી અગ્રલેખો લખેલા 'ફૂલછાબ' ત્યારે સાપ્તાહિક હતુ મેઘાણીભાઈ કદાચ ભૂલતા પણ હોય, ઊર્મિલ પણ બની જતા હોય પણ જનજીવનનું હિત એ કદી ન ભૂલતા એ સદાય સમષ્ટિ-નિષ્ઠ હતા

મૃત્યુપારની અમરતા ઉપર મીટ માંડવાની વેળા એમના ટૂંક જીવનકાળ દરમિયાન બહુ ઓછી મળેલી પણ જે એમણે સિદ્ધ કર્યુ તેની તુલના થઇ શકે તેમ નથી એમના જીવન કર્તૃત્વની સાર્થકતા જ એમણે કવિતાવડે જે જનજીવન જાગૃત કર્યું, બળ પૂર્યું, આગળ વધાર્યું અને વ્યક્તિ તથા સમાજના જૂનવાણી ખોળિયામા નવો આત્મા પૂર્યો એમા રહેલી છે એમની તુલના બીજી રીતે થઇ શકે નહિ પ્રાચીનમા અર્વાચીન ભાન પેદા કરવાની એમનામાં નિસર્ગદત્ત શક્તિ હતી પછી એ સ્વયસર્જન હોય કે અનુસર્જન હોય સ્વનિર્માણ હોય કે પ્રતિનિર્માણ હોય કાળે એમની પાસે જે માગ્યુ તે એમણે દિલચોરી વગર આપ્યું છે એ જ રીતે એમણે જે સિદ્ધ કર્યું તેનુ અને તેટલુ કોઇ સનાતનરંગી કવિતાનો કવિ કરી શકે કે કેમ તેવી તુલના કરવી પણ ખોટી છે મેઘાણીની તુલના મેઘાણીના યુગકાર્યથી થાય અને સનાતનરંગી કવિતાની તુલના સનાતનરંગી કવિતાના તોલે ત્રાજવે જ થાય બેયને એક તોલે ને એક ત્રાજવે તોળાય જ નહિ

એના કરતા એમ કહી શકાય કે અલ્પજીવી પ્રસંગને પણ મેઘાણીભાઇ કાવ્યની થોડી ઊંચેરી ભૂમિકા ઉપર લઇ ગયા છે ને ત્યાગ, બલિદાન, મણસાઇ ને સાત્વિકતાના જીવનમૂલ્યો તરફ પોતાના વાચકને વાળ્યો છે

લોકોની વેદનાથી એ સંવેદિત થતો માનવ હતો એ કવિ ન થયા હોત તો પણ એ પદ્યમા નહિ તો ગદ્યમા નખત અને ગદ્ય કે પદ્યમા ન નખી શકયા હોત તો વિશ્વના એક અદના માનવી તરીકે રીબાતી માનવતાના દેશી પરદેશી તંત્રો, સમૂહો, વર્ગો અને વ્યક્તિઓ સામે આખર સુધી ઝૂઝ્યા હોત કવિતા તો એમની સંવેદના ભાવના અને જે જીવનની ઉપાસનાનો તેઓ સંસ્કાર પામેના, અને જે સંસ્કાર યુગના નવોદિત ભાવોથી વિકસિત થયેનો તેની વાહક બનેલી

શક્તિ હોય, શકયતા હોય તો કવિ અને એની કવિતા એકાંગી કે વ્યક્તિગત વિકાસ જરૂર સાધી શકે, પણ મેઘાણીભાઇએ પોતાનો વિકાસ સમષ્ટિના વિકાસમા જ જોયો અને તે પણ સભાનપણે નહિ, એમના માટે એ જ સહજ સ્વાભાવિક હતુ એથી એમના ક્ષેત્રમા એ મહાન બની ગયા એ જનતામા જીવ્યા અને જનતામાં સમાઈ ગયા જન જનના હૈયેથી આજે પણ એટલા માટે જ હોકારા ઊઠે છે જ્યા સુધી જનજીવનમા વત્સલભાવ, વીર અને કરૂણભાવ રહેશે, જ્યા સુધી માનવતાનુ સંવેદન રહેશે ત્યા સુધી તો મેઘાણી નહિ જ ભૂલાય

જેમ શહાદતને એમણે બિરદાવી તેમ જીવનની મહત્તા જ્યાં એમણે જોઇ ત્યા પણ એને પોતાના

યુગકાર્ય રૂપે જ બિરદાવી છે. જેમ ગાંધીજીને અને રવિશંકર મહારાજને તેમ વીર જતીનને અને ભગતસિંહને. એ જ રીતે સ્વ. શ્રી. ઠક્કરબાપાને અને સ્વ. ફૂલચંદભાઇને પણ.

સૌરાષ્ટ્રમાં સ્વ. ફૂલચંદભાઇ જેવો અગ્નિપુરુષ બીજો પાકયો નથી, કે બીજાનાં પાપ પણ એમાં પડીને ભસમ થઇ જાય. એવો આગ જેવો પવિત્ર પુરુષ વઢવાણને ટીંબે પાકયો અને એ કર્મવીરનો પૂરો લાભ ગુજરાત પામે તે પહેલાં એમનું દેહાવસાન થયું. સૌરાષ્ટ્રનાં દેશી રાજ્યોની પ્રજાજાગૃતિ અને જુલ્મ-જહાંગીરી સામે જે સત્યાગ્રહો ખેલાયા તેનો એ આદિ પુરુષ હતો. પણ અસીધારા વ્રતે જીવનારો તપસ્વી. મૃત્યુ પહેલાંના થોડા દિવસ પૂર્વેની એમની એક તસ્વીર જોઇને મેઘાણીના હૃદયમાંથી જે કાવ્ય સર્જાયું તે ખરેખર અદ્‌ભુત છે. કાવ્યનાં ઉત્તમ લક્ષણો માંહેનું પણ તે એક ગણી શકાય તેવું છે. અબુલકલામ આઝાદને અંજલિ અર્પતું કાવ્ય પણ એમણે 'એકતારા'માં ગ્રંથસ્થ કર્યું છે ને ફૂલચંદભાને અંજલિ અર્પતું કાવ્ય ગ્રંથસ્થ કરવામાંથી કેમ બાકી રહી ગયું હશે ? મેઘાણીભાઇની મર્યાદામાં એમનાં કાવ્યોનું જે મૂલ્યાંકન થાય તેમાં મેઘાણીભાઇના ઉચ્ચકોટિના કાવ્યમાંહેનું એક તે બની રહે તેવું છે. એ અંજલિ કાવ્યમાં પણ ફૂલચંદભાઇ તો નીમિત્ત બની રહે છે, કારણ કે એ કાવ્યમાં જીવન અને મૃત્યુની પેલેપારની અમરતા ઉપર મેઘાણીભાઈની મીટ મંડાયેલી છે. એમાં એક સાધકનું સૌંદર્ય વિલસે છે. એ આખું કાવ્ય અમારા પુસ્તક "કાઠિયાવાડના ઘડવૈયા"માં સંઘરાયેલું છે:

## ભોગાવાની રેતના હે તપસ્વી !

વીરા ! તારી આ છબીને મથાળે
માંડેલા છે શબ્દ કે 'મોત સાથે
તું ખેડે છે જીવવાનું ધીંગાણું !'

જૂઠું ! જૂઠું ! હું કદાપિ ન માનું,
એવાં જુધ્ધે નો'ય ટંકાર તારાં
આયુધોનાઃ તું સિપાહી અનોખો;
સંકેલ્યા તે કયારના સૈન્યવેશ.

ને આ જૂની ગોદડી જિંદગીની,
ગંધાતી ને ત્રાગ-ત્રાગે જળેલી,
એને કાજે વિક્રમે કાગ ખાધો !
તારા એવા નો'ય કંગાલવેડા.

ને મૃત્યુની એવડી શી મજાલ,
કે તું જેવા વીર સું બાથ ભીડે !
મૃત્યુ તો છે ગીધડાંનું કુટુંબી,
લોચા તોડે ફક્ત એ તો શબોના.

ભોગાવાની રેતના હે તપસ્વી !
રા'ની રાણી દેવડીની ચિતાને
બેઠો છે તું તાપતો હે જતિ શા !
વર્ષોથી ? – ના, ના, યુગોથી અકેલો.

એ ધૂણીનો દેવતા ખેર કેરો
શાતા દેતો સોરઠી કોતરોનાં
શીતે થીજ્યાં બેચરો ભૂચરોને,
એ માંહેલું કોહલું એક મૃત્યુ.

જોગી ! – એવો બોલ હું વાપરૂં છું,
માની લેતો ના અલંકાર કાજે;
તારા મોંના દર્શને દર્શને મેં
જોયો જાણે બાળુડો ગોપીચંદ.

આત્મરૂપી ઈશ્વરી સુંદરીને
પૃથ્વી-પાટે ઘૂમવા કોડ જાણે
છૂપા વેશે, એટલા કાજ ઓઢી
આછી તારી દેહડી-ચૂંદડી શી.

સ્વર્ગંગાના સોરઠી શુભ્ર ઘાટે
તાજે સ્નાને નિતરન્તી પ્રશીતા
વેણી જાણે સૂકવે જોગમાયા,
એવી તારી પાવની હેમ-કાયા.

મિથ્યાગર્વી, દંભી, દર્પી જનોનાં
ડંફાસુ વાતોડિયાં ટોળલાંને
કાને મીઠી બાજતી ખંજરી સું
શે ભૂલું એ મોકળું હાસ્ય તારું !

તારી વિદ્યા તું મહીં ગોપવીને
જીવ્યો છે તું ધાવણા બાળ જેવો;

ગ્લાનિ કેરા હોજ ને હોજ ભાઇ !
પી જૈને તેં કો' કહે કયાં શમાવ્યાં ?

બોલન્તો તું તે છતાં મૌનમગ્ન,
ભાસ્યો ભાઈ ! ત્યાગમાં રાગલગ્ન,
ભસ્મે છાયા ભેખને ભીતરેથી
લે'રાતી શી ભોગ કેરી ગુલાબી !

'શૂરા જાગો !' એહ માંગલ્ય-ગીતો
ગાતો દીઠો ગલ્લીએ રાજમાર્ગે,
દીઠો બંદી, ગ્રીષ્મના ઘોમ તાપે
રસ્સી કેરાં ફીંડલા કાંતતો તું.
દીઠો મૂંગા બોલકા સોરઠીડા
કેરી બાંગે ગાજતી મેં'ફિલોમાં,
જયાં દીઠો ત્યાં એકરંગી જ દીઠો,
દોરંગાને યે સદા વંદનીય.

તારી હાંસી-હામ કોની, ઉડાવે !
તારી ભક્તિ શત્રુઓનેય ભાવે;
ધોકાપંથી ! એમ કે'નાર કૈંક
તારે માથે બીજ લાવી શકે ના.

'કથાધારી'! કયાંક શું કામ માંડે'!
પારે બેઠી માવડીની શું હાક ?
પૃથ્વીપંથે વાટ-ભૂલેલ વીરા !
આ બોલાવે, ઘેર જાવા અધીરો ?

રોકાવાનું કોણને કોણ કે'શે?
આંહી આજ્ઞા રાતવાસા જ કેરી.
મોડા વે'લાં ઊઠીને પ્રાતવેળા
પંથે ન્હેવું-આપણે સર્વ યાત્રી



૧૯૪૭ માં અમે મેઘાણીભાઇને અંજલિ અર્પતું 'ઝવેરચંદ મેઘાણી-સ્મરણાંજલિ' નામનું એક પુસ્તક પ્રકાશન કરેલું. એમાંથી શ્રી શશીન ઓઝાનું અંજલિ અર્પતું એક કાવ્ય અહીં આપ્યું છે :

સૌરાષ્ટ્રના મોહક ભૂતકાળનાં; અંતસ્તલે જઇ કંઈ વર્ષ કાઢયાં;
ઢંઢાળીને ગૌરવ રાષ્ટ્રવીરલા, કર્યાં સુકામાં રસધારછાંટણાં !

ખૂંદી ખૂંદી દેશ તણા ખૂણેખૂણા, કો ગ્રામ હૈયે લયલીન થાતી;
સૌરાષ્ટ્રના ગીત સમૃદ્ધિ-દીપમાં, સુચેતના નૂતન તેલ સીંચ્યાં

દૌર્બલ્ય ને દૈન્ય વિષે દળાયલી, અશ્રુ, ચીસો, હાય થકી વીંટાયલી;
સૃષ્ટિ તણી ચીતરી ભાવ-ઝંખના, કરી ખરી પીડિત યુગ-વંદના !

લખી લખી વાસ્તવ સુખલાલની કથા, થયા કલાન્ત છતાં નહિ તમે;
ભદ્રા તણી પાછળ દોટ મૂકતે, ધર્યો નહિ અંતર અધ્વ ખેદને !

અંધાર ! અંધાર ! થકી ન અન્ય, પેખ્યું જ્યારે નેત્ર એ થઈ નિરાશ;

આંજી ત્યારે જ્ઞાન-અંજન-શલાકા, અમને બતાવ્યા
જ્વલંત દીવા ઉર માણસાઇના !

બતાવતો એ દીપ ગૂલ થઈ ગયો ! પ્રકાશ સ્થાનો તણું મૂલ દઇ ગયો !
સોરઠી સંસ્કૃતિ કેરે હૈયેથી ક્રન્દના વહી !
પહાડના બાળની વાંસે ધરિત્રી યે રડી રહી !

# મોંઘીમા

જોરાવરસિંહ જાદવ

"મોઘીમા," મોંઘીમા ! વાવવાળી વાડીએ ધોમાંચક ધીંગાણું થઇ ગ્યું." દાયમાના ખોરડાના એક લવરમૂછિયા જુવાનડે હાંફળા ફાંફળા આવીને મનુભાઇ દાયમાના માના કાને વાત નાખી: મોઢા પર દુઃખની એક પણ રીંછડી રમવા દીધા વિના મોંઘીમા બોલ્યાં :

"બેટા ! મારો મનુ ધીંગાણામાં પાછો તો નથી પડયો ને !"

"ના મા, મનુકાકાએ તો રંગ રાખી દીધો. રાઘાને છઠ્ઠીનું ધાવણ ઓકાવી દીધું."

સગા પેટના દીકરાની વડાઇ સાંભળીને મોંઘીમાની છાતી હરખથી ફૂલી રહી..."પણ દીકરા ! ધીંગાણું શીદ કારણ થ્યું ?" મોંઘીમા વાતના થડ કને આવ્યા.

"મા, રાઘા કણબી હારે આપણી વાડીના શેઢાની તકરાર હાલતીને !"

"હા બાપ ! ઈ તો મનુના બાપા પાસા થ્યા ઇ મોર્યનો કજિયો હાલતો આ'યો છે." મોંઘીમા ભૂતકાળને વાગોળતાં વચ્ચે જ બોલી ઊઠયાં.

જુવાને ગાડાના પૈડા ઘોડયે વાતને આગળ ચલાવી. "વાડીએ શેઢા ઢૂકડા આવીને રાઘો ને ઇનો છોકરો કાનો મારા મનુકાકાને એલ ફેલ બોલવા માંડયા. કણબીની કોબાડ બોલસા હાંભળતાં વેંત જ પાણકો પડતાં બણુણ દેતી મધપુડાની માખીઓ ઊડે ઇમ મનુકાકાના તેંપન કરોડ રૂંવાડા સણુણાટ દઇને બેઠાં થૈ ગ્યાં. કાળના ભર્યા જે હડી કાઢી છે ને !.. ઘોડીને રાઘાને લાકડીનો વરામનો ઘા ઝીંકર્યો ને ઈની બાંગ ફડાવી નાખી. ઈ તો બાપડો એવડ જ વળી ગ્યો. બાપને મેથીપાક પડતો ભાળીને કાનો હામો થિયો ને છૂટા હાથની મારા મારી જામી પડી. મનુકાકાએ ઇનેય હારીપેટ ઢીબી નાખ્યો."

"રંગ....દીકરા રંગ તુને !" મોંઘીમાનો હરખ હીલોળા લઇ રહ્યો. ત્યાં જુવાને વેણુ વડે વાતને પાછી સાંધી.

..."પણ મા, મારા મનુકાકાને ઘાના એન એન-સરકા થૈ ગ્યા છે. પગે ય હારી પેટે વાગ્યું છે."

"વાગવાની તો કંઇ ફકર્ય ને." મરક મરક થતાં મોંઘીમા બોલ્યાં: "ઇ તો ઇને હું આઠ દીમાં હાજોનરવો કરી દૈ શ. ભડનો દીકરો ઝાઝા દી પડદે નો રિયે બાપલા !....જો મનુ ધીંગાણામાંથી હરરીને પાછો આ'યો હોત તો મારૂં મોત બગડી જાત ઇ તું જાણુશ ? "

કાઠિયાવાડની ખમીરવંતી ધરતીને માથે ઊભેલા કબૂતરના ઇંડા જેવા રૂડા ગામની આ વાત છે. પચ્ચીસેક ઉનાળા તપી ગયા હશે આ વાતને માથે. ખસ ગામમાં મનુભાઈ દાયમા નામના મકરાણી જેવા રજપૂત રહે. ઊગીને ઊભા થતા જુવાનની શીંધલા ઘેટારોખી કાયામાં ભગવાને નવરા પડીને રૂપ અને બળ બેય ખાંતે ખાંતે ભર્યાં હતાં. ઘરે પાંચ પાંચ ભગરી ભેંસુ દૂઝતી હતી. વહેલા પરોઢિયે પાંચે ભેંસુના ગોરહડાંની છાશું મંડાતી રમઝમ રમઝમ રમઝમ. આ ભેંસુનાં, ઘી દૂધ ઊભા-ગળે ખાઇને ઊછરેલા મનુભાઇના પંડમાં રજપૂતાઇ રણકતી હતી. ક્ષત્રિયવટ ને જુવાની રૂંવાડે રૂંવાડે ટંકાઇ રહી હતી. કોઇનો ટૂંકારો કે વહરૂં વેણુ સાંભળતાં જ મનુભાઇ કાળના માર્યા ત્રણ ત્રણ વળ ખાઈ જતા: ગરીબ ગુરબાંની સદાયે વહાર કરનાર મનુભાઈ ડાંડ અને આડોડિયોને કદી ઠમઠોર્યા વગર છોડતા નહીં. એથી ગામમાં સાચું-ખોટું કરનારા તેમનાથી આંચકો ખાતા.

કામણગારો ફાગણ બેઠો ને વસંતી વાયરાની લેરખિયું ઝકોળા લેવા માંડી. કાલાની વીઅણી ઉકલી જતાં મોળાપાતળા ઘરની છોકરીના પંડ ઉપર લીંદરડાં લબડે એમ ધરતી માથે આવેલા ખેતરુંમાં

સૂકી ભઠ્ઠ સાઠિયુ ઊભી છે ઘઉનો વાઢ મડાણો છે મનુભાઇની વાવવાળી વાડીમાં ઘઉ વઢાય છે પરગામથી આવેલા પાચ પદર ઉધડીઆ પછેડીની ફાટુ વાળીને ઝપાટા મોઢે ઓળિયા વાઢે છે ગામના વહવાયા વાહે વેરાતા ઘઉનો સનો કરે છે મનુભાઇ ઘઉની ખળી ઢૂકડા ઊભા રહીને જાસ્યમા ઘઉની ફાટુ નખાવે છે બે ચાર દાડિયાં જાસ્ય માથે ઘઉ ખૂદે છે વાડીને અડીને ઊભેના ખેતરમા રાધો અને કાનો બેય બાપદીકરો સાઠિયુ ખોદે છે જાસ્ય ભરાવી ઘરે કરાવીને મનુભાઈ રાધા પટલના ખેતર ભણી ગયા વાતમાં વાત નીકળતા શેઢાના ખૂટની વાત નીકળી મનુભાઇ બોલ્યા

' આપણા ખેતરની હદથી હાત આઠ ઓળિયા શુ લેવા મારામા વાવો છો ? વરહોવરહ વહમત્ત કરી જાવ છો ઈ ઠીક નથી '

રાવો ઠાવકુ મો કરતોક ને બોલ્યો ખેતર વચ્ચે ખૂટ જ ચા છે ? પચ્ચી વરહથી હુ વાવુ છુ, ઇ જ હદે તો વાવુ છુ '

મનુભાઈ બોલ્યા 'મડિયો પાણો ખસઇ ગ્યો હોય પણ સુનાકસી તો સે ને ?

'સુનાકસીની સાબિતી શુ ? ઈ તો વાહેથીય નખાય '

રાધાને અવળચડાઇ કરતો જોઇને મનુભાઇથી ન રહેવાયુ રાધા તુ ખાલી ખોટો હક ઠાકી બેહાડવા મફતનો થૂક શીદને ઉડાડશ ?

રાધો પાણી પછાડતો બોલ્યો યાં ચા તાણે તમારા બાપદાદાએ આવીને દિયાદાન કરી દીધુ છે ? મારી ભો છે ઈ તો હુ ખેડવાનો જ '

"તારી ભોં હોય તો મને ખૂટ બતાવ્ય ને "

"પૂછડામા ગ્યો તમારો ખૂટ "

રાવાનુ આ વેણ સાભળીને મનુભાઇનો રીકાટ બદલાવા માડયો "મારા બાપાએ તેને હરામણમાં થોડાક જ ઓળિયા લખી દીધા છે ? બળ પછાડા મારતુ હોય તો ઓણ ઈ ભો માથે સાઠ પાડી જોજે મનુભાઇનો ગજવેલરોબો મારકણો સાદ રણકી ઊઠયો

બીજે દી રાધો ને એનો દીકરો વટના માર્યા સાંતી લઇને ખેતરે આવ્યા રાધાનો સરાહ તો ચઈ માતો નથી એણે તકરારી ભોં ભણી જેવુ સાંતી વાળ્યુ એવા જ મનુભાઇએ શિકાર કરવા સાબદા બનેલા સાદુળાની પેઠે હડી કાઢીને રાધાના તુબડા જેવા માથામા ફૂફડ દઇને કુળલિયાળી ડાગ બફડકાવી રાધો કાળો બોકાહો નાખી ગયો બાપને માર પડતો ભાળીને કાળ જેવો કાનો હાથમાં કળિયાની રાપ લઇને દેકયો ને મનુભાઈના માથે ઘા કરી લીધો મનુભાઇએ લાકડીના સહારે દસ શેરિયા રાપના ઘા ઝીલવા માડયા બાપને પડેલા ભાળીને કાનાના પડમા ઝનૂનનો રાક્ષસ હડિયાપાટી લેવા માડયો લાકડી માથે રાંપુના ધડાધડ વાવ ઝીલતા મનુભાઈ લાગ મળ્યે કાનાને આટતા જાય છે માથેથી સોટિયા વા સૂરજ ખરયો ત્યાં સુધી આ ધીગાણુ ચાલ્યુ મનુભાઈના ભરાવદાર પડ પર રાપના અગણિત સરકા થયા કાનાના લમણામા લાકડીનો ઘા પડતા તે તમ્મર ખાઇને ઉધા કાન પડયો

મનુભાઈની કમળફૂલ સરખી કાયા માથેથી લોહીની બળુડિયુ વછૂટતી હતી જાણે કે ગુનાને રમીને નો આવ્યા હોય ! તેઓ વાડી વચાળે ઊભેની લીમડાના ઝાડ નીચે જઇને બેઠાને ચલમ સળગાવતા સળગાવતા પાણીનો લોટો ભરી લાવવા કરશનને ટોકો કર્યો ત્યા તો અડખે પડખેના ખેતરમાં કામ કરતા સૌ ખેડૂતો દોડી આવ્યા અને મનુભાઇને ઠપકો આપવા લાગ્યા "ભલા માણસ! એકલા પડે બે જણ હારેં બાખડાતુ હશે ? અમને બકોરવા તા'તો ખરા ! એક રીડ દીધી હોત તોય અમે વહ્યા આવેત

મનુભાઇ પાણીનો લોટો મોઢે માંડતા માડતા બોલ્યા " આમા ચા મોટા પાળ હારેં ધીગાણુ આદરવાનું હતુ ? આ તો હાથમાં લાકડી રમાડતો જાસ્ય ભરાવવા આવેલો ઇમા કારમુક ધીગાણુ થૈ ગ્યુ, એટલે રાંપના બે ટસકા પડી ગ્યા છે

તોફાની દરિયાનો જુવાળ ઓસરે એમ ધીગાણાનો જુસ્સો ઓસરતાં મનુભાઇને રાપના ઘા કળવા માડયા તેઓ ફેંટ્ય બાધીને ઘરભણી જવા સાબદા થયા પગે કળતર વધવા માંડ્યુ ધરતી માથે

એક પગ મંડાતો જ નહોતો. આ જોઇને ઊભેલા-માંથી એક આધેડ વયનો આદમી બોલ્યો :

"મનુભૌ ! હાલીને ઘરે જવાનો મમત હેઠો મૂકો. પછેડીની ઝોળી કરીને તમને ઝપટમોઢે ઘર ભેગા કરી દેવી. ઘરે જઇને હડડાટ કંઈક દવાદારૂ તો થાય ને !"

ઝોળીમાં બેસીને ઘેર જવાની વાતથી જાણે કે મનુભાઇનું સ્વમાન હણાયું. તે બોલી ઊઠયા : "આંય મોત આવશે તો હસતે મોઢે કાળને મારગે વયો જઇશ પણ ઝોળીમાં બેહીને ઘરે તો નહીં જ જાઉં."

એક ઘીડિયાએ ઠપકો આપ્યો અને સૌએ ખૂબ ભીંહ કરી. ત્યારે મનુભાઇ મહાપરાણે ઝોળીમાં બેઠા. બે સાથીઓ લોહી નીતરતી ઝોળી લઇને તાજા પળોટેલા ગોધલા ધોડયે દોહાદોડ કરતા ઘેર આવ્યા.

મોંઘીમા તો દીકરાની વીરતાને વધામણાં આપવા ડેલીની બારસાખ કને ઊભાં હતાં અને ઉગમણી દસ્યેથી આવનાર સૌ કોઇને ધીંગાણાની ખબર્ય પૂછતાં હતાં ત્યાં મનુભાઇની ઝોળી આવતી ભાળીને મોંઘીમાના માથે જાણે હીમ વરસ્યું. એમના હૈડે ફાળ પડી કે નકકી નો થવાની થઇ જઇ લાગે છે. ઘડીભરમાં તો અમંગળ વિચાર એમના મનમાં આંટો દઇને વહી નીકળ્યો. ત્યાં તો મનુભાઈ ઝોળી-માંથી સડડાટ દેતા બેઠા થયા. દીકરાને ઝાઝું વાગ્યું નથી એ જોઇને એમના મનને ટાઢક વળતાં મોંઘીમા પોલાદી સાદે બોલ્યાં-: "બેટા મનુ ! ઝાઝું લાગ્યું તો નથી ને !'

'"ના મા ! તમ જેવાના રૂડા પરતાપે હાજો હમો છું."

"મોંઘીમા ! વખત વહ્યો જાય છે. ઝટ લઇને ઓહડિયાં કરો. રાઘો ને ઇનો છોકરો તો સીમમાંથી ઢહડા કરતા કરતા આવે છે, અમે વળી યાં હતા તે મનુભાને ઝોળીમાં નાખીને ઝટ ઘરે લાવ્યા" એક સાથી હરખભેર બોલી ઊઠયો. સાથીના આ વેણ મોંઘીમાને છાતીએ દાતરડાના દાંતની જેમ ચોંટી ગયા. એ ખરાડી ઊઠયાં :

"અલ્યા મનુ ! ઓલ્યા કણબીને એટએટલું વાગ્યું છે તોય તરણ ગાઉ માથેથી ઢહડા કરતા આવે છે ને તું રજપૂતનો દીકરો થઇને ઝોળીમાં ઘરે આવ્યો ? દીકરા ! તેં મલકમાં ચંઈ ઉજળા મોઢે ફરે એવું નો રે'વા દીધું ; તેં તો બાપ ! મરનારનું મહણ લજાવ્યું." એટલું બોલતાં તો મોંઘીમાનો સાદ ફાટી ગયો. "વાડીએ પાછો જા અને ત્યાંથી તારા પંડે વયો આવ્ય. પછી જ આ ડેલીનું કમાડ ઊઘડશે." એમ કહીને મોંઘીમા ખટાક દઇને ડેલીની સાંકળ ભીડતાંકને ઘરમાં જતાં રહ્યાં.

માનાં આકરાં વેણ સાંભળીને મનુભાઇના માથે જાણે વીજળી ત્રાટકી. વટના કટકારોખા મનુભાઈ મન કાઠુ કરીને વાડી ભણી ચાલી નીકળ્યા. ગામવાળા સૌ બોલી ઊઠયા : "મોંઘીમાએ ભારે કરી નાખી" નેવાના છાયા બે અછોડવા આઘા ખસ્યા નો ખસ્યા ત્યાં તો મનુભાઈ વાડીએ આંટો દઇને ઘેર આવ્યા. ડેલીએ જઇને સાદ દીધો. "બા ! બારણું ઉઘાડો" ઓશરીના ઝેરે વાટ જોઇને બેઠેલાં મોંઘીમા દીકરાનો અવાજ સાંભળીને હરખભેર દોડતાં ડેલીએ આવ્યાં, ને વીરપુત્રનાં વધામણા લીધાં. દુખણાં લેતાં લેતાં એમની દસેય આંગળિયુંના રૂપાળા ટચાકડા ફૂટયા.

દીકરાને ખાટલો ઢાળીને ઘરમાં સુવાડયો. વાણિયાની હાટડિયેથી દસેક નાળિયેર મંગાવીને ફોડ્યાં ને મનુભાઇને બે કળસ્યા ભરીને અમૃતરોખુ પાણી પાયું. પછી ઘરની પછીતે આવેલા વાડામાં જઇને ખોબો ભરીને અરણીનાં પાંદડાં વીણી લાવ્યા ને ઓશરીની રાવટીમાં બેસીને ઝીણાં ઝીણાં વાટી તપેલીમાં ભર્યા પછી ઘરમાં જઇ મનુભાઇના ઘા ઉપર લગાડ્યાં ને ધોયેલો સાડલો ફાડીને પાટા બાંધ્યા. મોંઘીમાના હાથનો બનાવેલો શેર શેર ઘીનો શીરો રોજ પેટમાં જતાં મનુભાઈ પંદરેક દિવસ પડદે રહીને અરણા પાડા હાર્યે બાખડે એવા સાજા નરવા થઈ રહ્યા. ત્યારે મોંઘીમાએ "દીકરાને નખ-માંનોય ઘા નૈ રુઝાય ત્યાં લગી ઘી દૂધ ન ખાવાની લીધેલી બાધા" માતાના મઢે જઇને છોડી.

[લેખકના તાજેતરમાં પ્રગટ થનાર 'મરદાઈ માથાં સાટ' લોકકથા સંગ્રહમાંથી]

# ઘરઘોડા કુંવર અપચળા

(હપ્તો બીજો)

(અદ્ભુત રસની લોકકથા હળવા રૂપે)

જયમલ્લ પરમાર

તલવાર ઉપાડીને રૂપસિંહે ધૂતણા ઉપર છલાંગ મારીને કહ્યું "હે ધૂતણા! તું તારા ઇષ્ટદેવને યાદ કરી લે"

તરત ધૂતણા રૂપસિંહને પાયે પડી અને બોલી "અરે હે રાજા! અઢાર વરસની ઉંમરમાં મેં અઢારશે રાવરાજાને મારીને આ મહેલમાં ગપત કર્યા પણ તમે માગ માથાના નીકળ્યા આજથી તમે મારા સ્વામી નાથ અને હું તમારી અસ્ત્રી મારી કરામતે પાંચ પાતશાહી ફૂલ થાય એટલું ધન મારા બાપે ભેગું કર્યું છે એ આજથી તમારું સમજજો"

ધૂતણાએ તરત લાલસિંહ ધુનારાને બોલાવ્યો અને ઘડિયા લગન લેવરાવી રૂપસિંહ સાથે ફેરા ફરવા બેઠી ચોથો ફેરો પૂરો કરી રૂપસિંહે ઘોડે છલાંગ દીધી અને ધૂતણાને કહ્યું "મારે તો બાર વરસનો વનવાસ આ હજી મારા બાપની બોમકા મારાથી અહીં ન રહેવાય પાછો ફરું ત્યાં સુધી સતધરમ પાળજે બારમે વરસે આવીને તેડી જઈશ

એમ કહીને રૂપસિંહ હાલી નીકળ્યો હાલતો હાલતો મધરાતે ચંદ્રાવતી નગરીને દરવાજે ઊભો રહ્યો પરોઢિયું થાતાં પરોળિયે દરવાજા ઉઘાડ્યા ને જેવું રૂપસિંહ દરવાજામાં ડગલું દીધું કે 'ખમ્મા ખમ્મા' કહેતા વજીર-પ્રધાને રૂપસિંહને આવકારા દીધા આ નગરીનો રાજા ગઈ રાતે મરણ પામેલો ગાદીનો કોઈ વારસ ન હોવાથી રાજાએ મરતાં મરતાં કહેલું કે વળતી સવારે દરવાજામાં પહેલો પગ માંડે એને ગાદીએ બેસારજો અને મારી કુંવરી ચંદ્રાવતી પરણાવજો એ પ્રમાણે રૂપસિંહે ડગ દેતાં એને વાજતે ગાજતે મહેલે લઈ ગયા એને ચંદ્રાવતીની ગાદી સોંપી અને ચંદ્રાવતી સાથે લગન કરી દીધાં રૂપસિંહે રાજકાજ હાથમાં લીધું અને અક્કલહોશિયારીથી રાજ ચલાવવા લાગ્યો

આ બાજુ વનમાં રામસિંહનું શું થયું?

આ વનમાં થઈને લાખો વણઝારો પોતાની ખપોઠ લઈને દિલ્હીને મારગે હાલ્યો જાય વનમાં રાત પડી અને વડની અડખેપડખે લખપોઠનો પડાવ નાખ્યો વડની ફરતા ચાર ચાર ગાઉમાં વણઝારાના હાથી હલકે છે, ઊંટ આફળે છે ઘોડા હણહણે છે અને બળદ બાબરે છે

લાખા વણઝારાને એકની એક દીકરી નામ રંભાવતી રંભાવતીને લાખો બેટના દીકરાની જેમ જાળવે છે અને પાલખીમાં પોઠ સાથે ફેરવે છે રંભાવતીને અખંડ કુવારકાનાં નીમ રંભાવતીની પાન ખીની પડખે સોળ સાહેલીઓનો સાથ રાત દિવસ રમે છે

બીજે દિવસે સવારના પહોરમાં રંભાવતી પાલખીમાંથી ઊતરી સોળ સાહેલીઓ સાથે રમવા નીકળી આવીને વડ હેઠે જુએ તો જાણે થાંભલા રોપ્યા હોય એવી વડવાઈઓ ઝામી ગઈ છે રંભાવતી સોળ સાહેલીઓ સાથે વડવાઈએ વડવાઈએ વર વરની રમત રમવા લાગી રંભાવતી અને સાહેલીઓ સામસામી દોડે છે અને વડવાઈને બથ ભરી 'આ મારો વર! આ મારો વર!' એમ કહી ઊભી રહી જાય છે ઘડી બેઘડી રમત રમી ત્યાં સાહેલીઓએ રંભાવતીને રમણે ચડાવી અને વડવાઈ ભુલવાડી દીધી હમણાં માથે દાવ આવ્યો કે આવશે?—એમ વિચારતી રંભાવતી વડના થડે દોડી અને થડને બાથ ભરી બોલી "આ મારો વર"

પણ આમ બોલી ન બોલી ત્યાં એ ઝબકી અને સામે નજર કરે તો પોતાની બથમાં થડની બખોલમાં એક માનવીનું મડું બેઠું છે, "હશે, જીતવા! મારા નસીબમાં મૂઓ વર માંડ્યો હશે!" એમ કહી, ચૂંદડીનો છેડો હેઠો કરી રંભાવતી રામસિંહનું મડું ખોળામાં લઈને બેસી ગઈ

સાહેલીઓએ દોડીને લાખા વણઝારાને વાત કરી લાખો વણઝારો સાસભર્યો આવીને કહે બેટા! ઊભી થા, ઊભી થા મૂઆ મડા હારે મારી લાખેણી દીકરીનાં લગન હોય? કહે તો તને રાજાના કુંવર સાથે પરણાવું અને કહે તો શાહસોદાગરને ઘેર પરણાવું

રંભાવતી કહે 'બાપુ! રામરામ ભજો એક

વારે ઝીલ કચરાઈ ગઈ અને હવે ફરી એવું તો મારું નામ લાજે. સાત દિવસ વાટ જોઉં. જો મડું હોંકારો ન દે તો મારે સતી થાવું. મને અગનકાટ દઈને તમે હાલી નીકળજો." આમ કહી ઘીનો દીવો સળગાવી રંભાવતી "સ્વામીનાથ ! સ્વામીનાથ !" જપતી વગડામાં બેઠી છે.

એક રાત, બે રાત અને ત્રણ રાત અખંડ જાગતી રંભાવતી બેઠી છે ત્યાં એ વનમાં બે બ્રાહ્મણ નીકળ્યા; એક બાપ અને બીજો બેટો. બાપ આંધળો અને દીકરો દેખતો. દીકરો બાપને દોરતો જાય અને કાશીને મારગે હાલ્યા જાય.

વનમાં બોલાશ સાંભળીને બાપ બેટાને પૂછે છેઃ "અરે હે દીકરા ! આ વનમાં આપણે સાત વાર નીકળ્યા. પણ એકેય વાર આપણે માનવી ભાળ્યો નહિ અને આ બોલાશ શાનો ?"

બાપ-દીકરાને બોલતાં સાંભળીને લાખો વણઝારો દોડયો આવ્યો. માંડીને બધી વાત કરી. બ્રાહ્મણના પગ ઝાલીને કરગરવા લાગ્યો : "મહારાજ! તમે બ્રહ્માના પૂતર. મારી દીકરીનો ચૂડો અખંડ રહે તેવું કરો."

આંધળો બ્રાહ્મણ કહેઃ "કાશીની સાતસાત ખેપ કરી. પશુપંખીનાં મૂઆં મડાં કરવાનું હું જાણું. પણ માનવીના મડાં બેઠાં કરતાં મને ન આવડે. છતાં જોવા દે. જોવાં તારી દીકરીનાં નસીબ."

આમ કહી આંધળે બ્રાહ્મણે રામસિંહના મડા માથે હાથ ફેરવ્યો. પગ, પેટ, હાથ અને મોઢા માથે હાથ ફેરવતો ફેરવતો જેવો તાળવે હાથ મૂકયો ત્યાં એ થંભી ગયો. જીવ હજી તાળવે લવકારા મારે છે.

"અરે ! આ તો નાગણનો ડંખ. નાગણને બોલાવવા દે!" આમ કહી એણે ખડિયામાંથી ચાર કોડીઓ કાઢી ઉગમણી, આથમણી, ઓતરાદી અને દખણાદી ફેંકી. ઘડીપળ વીતી ત્યાં ફૂં..ફૂં...ફૂંફાડા મારતી કાળી ઝેબાણ નાગણી દખણાદી દિશાએથી આવી પહોંચી. નાગણીના ફૂંફાડા સાંભળીને બ્રાહ્મણ બોલ્યો : "ફટ રે ફટ ભુગરી ! તને બાર જોજન વનખંડીમાં ચારો ઓછો મળ્યો કે માનવી જેવા માનવીને ડંખ દીધો ?"

નાગણી બોલી : "મહારાજ ! જૂએ ડંખ નથી દીધો, દુઃખે ડંખ દીધો છે. આ જુવાને મારા સ્વામીનાથને મારી મારું એવાતણ ભાંગ્યું. પછી ડંખ ન દઉં તો શું કરું ?"

"પણ તારું એવાતણ અખંડ કરી દઉં તો?"

"તો, મારી ઝપટ પાછી ખેંચું અને મૂઉં મડું બેઠું થાય."

તરત નાગણીએ નાગનો મરેલ દેહ બ્રાહ્મણ પાસે મૂકયો. મંતરીને જેવું બ્રાહ્મણે નાગ માથે અંજલિ પાણી છાંટયું કે સૂપડા જેવડી ફેણ ડોલાવતો બોરીંગ બેઠો થયો.

તરત નાગણી રામસિંહના મડાને ચાર આંટા મારી અંગૂઠે ડંખ માંડયો. જમણી દાઢે ચસ...ક કરી બધું ઝેર ચૂસી લઈને, ડાબી દાઢેથી ફરરર... અગ્નીની હોયળી દાબી. રામસિંહ આળસ મરડીને બેઠો થયો. અડખે પડખે 'આ બધું શું થઈ રહ્યું છે' તે ચકળ-વકળ આંખે જોવા લાગ્યો. લાખા વણઝારા અને રંભાવતીના હરખનો પાર ન રહ્યો. લાખે વણઝારે માંડીને બધી વાત કરી.

એને એ વખતે ઘડિયાં લગન લીધાં વનમાંથી આલાલીલા વાંસ વાઢી, ધૂળની ઢગલી મૂકી ચોરી કરી અને આંધળા બ્રાહ્મણે રંભાવતી અને રામસિંહનાં લગન કરાવ્યાં. લગનના ચાર ફેરા પૂરા કરી રામસિંહે પોતાના ઘોડા માથે છલંગ મારી. રંભાવતીએ ઘોડાની વાઘ ઝાલી પૂછ્યું : "અરે હે સ્વામીનાથ ! પરણીને પૂરાં ઊઠયાં યે નહિ ત્યાં કાં હાલતાં થાગ્યો ! અમારો વાંક, શો ગુનો ?"

રામસિંહ કહે : " અરે હે સની રાણી ! વાંક અમારા નસીબનો. આ હઠ મારા બાપની બોમક્ષ. મારે માથે બાર વરસનો વનવાસ. મારાથી અહીં રહેવાય નહિ. તમે તમારો સતધરમ પાળતાં પિતા સાથે ફરજો. બારમે વરસે આવીને તેડી જઈશ."

આમ કહી રામસિંહે ઘોડાને એડી મારી કે હવા હવા હવાં કરતો ઘોડો ઘડી પલમાં વન વટાવીને આઘો નીકળી ગયો.

હાલતાં હાલતાં રાત પડી ત્યારે રામસિંહ ચંદ્રાવતી નગરીને દરવાજે આવીને ઊભો રહ્યો. નગરીને તો દરવાજે બંધ. પરોળિયા [illegible] રામસિંહે સાદ દીધો : "અરે હે પરોળિયા ! દરવાજા ઉઘાડ."

પરોળિયા કહે: "દરવાજાની કૂંચી મહારાજાની મહેલાતે. કૂંચી આવે ત્યારે સવારે દરવાજા ઉઘડે. અત્યારે તો અહીં જ રાત કાઢો."

રામસિંહે ઘોડાનું જીન છોડી દરવાજા બહાર લંબાવ્યું. લંબાવતાં ભેગી ઊંઘ આવી ગઇ. ફરતા-ફરતા પરોળિયા રામસિંહના અંગ માથે નજર માંડે છે અને અમૂલ ઘરેણાં જોઇ અંદરોઅંદર વાતો કરે છે: "આ જો હાથ કરીએ તો આખા જનમારાનું દાળદર ફીટી જાય."

થોડી વારમાં રામસિંહ નસકોરાં બોલાવવા લાગ્યો કે પરોળિયા એને માથે તૂટી પડ્યા. આખે અંગેથી ઘરેણાં ઉતારી લીધાં. હાથપગ કાપી રામસિંહનો પોટલો બાંધ્યો અને આઘે આઘે એક ખાડામાં નાખી આવ્યા.

વહેલી પરોડે દરવાજા ઊઘડ્યા અને એક કુંભાર ગધેડા હાંકી માટીખાણે માટી ખોદવા આવ્યો. ખાણમાં આવીને જ્યાં કોદાળીનો ઘા કરે ત્યાં પડખે અવાજ સંભળાયો. કાન માંડીને સાંભળે તો કોઈ દુઃખનું માર્યું માનવી કણસતું હોય એમ લાગ્યું. અવાજે અવાજે કુંભાર ખાણમાં આવ્યો. જઇને જુએ તો એક જુવાન આદમી ગોટપોટ પડ્યો કણુસ્યા કરે છે.

કુંભાર પૂછે: "અરે હે માનવી! તુ કોણ છે?"

રામસિંહ કહે: "ભાઇ! વખાનો માર્યો માનવી છું; લૂંટારા લૂંટીને હાથપગ કાપી અહી નાખી ગયા છે. દુઃખ સહન નથી થાતું. આ કરતાં મને નદીમાં નાખી દે તો મારો વહેલો અંત આવે. ભગવાન તારું ભલું કરશે!"

કુંભાર કહે: "અરે ભાઇ! દુનિયામાંથી હજી દયા ક્યાં મરી પરવારી છે કે તને જીવતે જીવ પાણીમાં નાખું? હાલ્ય મારે ઘરે. મારે એકેય દીકરો નથી તે તું જ મારો દીકરો!"

ગધેડે નાખીને કુંભાર રામસિંહને ઘેર લઇ ગયો. રામસિંહને ખાટલે નાખ્યો અને હાથેપગે ભીની માટીના પાટા બાંધ્યા. સાત દિવસ પાટા બાંધ્યા ત્યાં તો ખરરર ઝાડને પાંદડાં ફૂટે એમ રામસિંહને હાથેપગે આંગળાંનાં ફૂડસવાં ફૂટ્યાં અને બીજા સાત દિવસ જાતાં તો આખેઆખા હાથપગ આવી ગયા. રામસિંહ હરતો ફરતો થઇ ગયો અને કુંભાર બાપને કામ કરાવવા લાગ્યો. કુંભારે એનું નામ પાડ્યું તળશી.

તળશી જોતજોતામાં કુંભારનું કામ શીખી ગયો અને ચાકડેથી ઠામના ઢગલા ઉતારવા લાગ્યો. ઠામે ઠામે નખની નકશી કરે અને માણસ મોઢામાં આંગળાં નાખી જાય એવાં ચિતરામણ કરે. તળશીની તો કાંઇ કારીગરી! કાંઇ ચિતરામણ! એમ કહેતાં ગામ આખાનાં માણસ તળશીને નિંભાડેથી ઠામ લઈ જાય છે અને કુંભારને ઘેર સાંજ પડતાં પૈસાના ઢગલા થાય છે, થોડાક મહિના ગયા ત્યાં તો કુંભારનું ઘર અભરે ભરાઇ ગયું.

આ જ નગરીમાં મોટોભાઈ રૂપસિંહ રાજા થઇને રાજ કરે છે. પણ રામસિંહને આ વાતની કાંઇ ખબર નથી. એ તો કુંભારને ઘેર ઘડા ઘડે છે અને આનંદથી દિવસો ગાળે છે.

પણ નસીબ બે ડગલાં આગળ ને આગળ.

થયું એવું કે આ નગરીના બે શેઠિયા નામે ઝવેરચંદ અને સૂરચંદે લાખલાખનાં વહાણ ભર્યાં અને જાવાની ખેપ કરવા તૈયાર થયા. પણ વહાણ કાંઇક અવજોગમાં બંધાયાં હશે તે સવળા વાયરા થાય નહિ અને વહાણ બારા બહાર નીકળે નહિ. ખારવા સઢ આમ ચડાવે, તેમ ચડાવે પણ વહાણ હલે કે ચલે.

શેઠિયાએ જાણા જોશીને બોલાવ્યા અને જોશ જોવડાવ્યા. જોશી કહે કે દરિયાલાલ કોપાયમાન થયા છે. દરિયાલાલ બાર વરસના ભૂખ્યા છે. બત્રીસાનો ભોગ આપો. તો જ વહાણ હાલશે.

શેઠિયાએ જઇને રાજાને જાણ કરી. રાજાએ હુકમ દીધો કે "જાઓ, ગામમાંથી બત્રીસો મળે એને પકડી આવો અને દરિયાલાલને ભોગ ધરો."

શેઠિયાનાં અને રાજાનાં માણસ આખા ગામમાં ફરવા લાગ્યાં. ફરતાં ફરતાં કુંભારને ઘેર આવીને જુએ તો તળશી બેઠો દાતણ કરે. એનું તાલકું તેજ કરે છે અને હાથપગમાં પદમકમળની રેખાઓ છે. "આ રહ્યો બત્રીસો, પકડો એને." એમ કહેતાં રાજાનાં માણસોએ તળશીને પકડયો અને પરબારો દરિયાને કાંઠે લઇ ગયા. તળશીને તો વહાણને કૂંવાથંભે બાંધ્યો. કપાળમાં ટીલું તાણ્યું. ગળામાં કરેણનો હાર પહેરાવ્યો. પડખે ઘીનો દીવો કર્યો અને ચાર જોડય શ્રીફળ વધેરીને મારો તરવાર તોળીને ઊભો રહ્યો.

રામસિંહ કહે: "પણ મને નિર્દોષને મારો છો શું કામ?"

શેઠિયા કહે: "શું કરીએ ભાઈ! વહાણ ચાલતાં નથી. બત્રીસાનો ભોગ દીધે વહાણ હાલે એવા જોષીના જોષ છે."

રામસિંહ કહે: "પણ મને માર્યા વગર વહાણ હલાવી દઉં તો મને છોડો?"

શેઠિયા કહે: "તો તને મારવાનું અમારે કામ જ ક્યાં છે?"

તરત રામસિંહે વહાણને મોરે જઇને પોતાની ટચલી આંગળીએ તરવાર માંડી દરિયાને લોહી ચડાવ્યું અને બોલ્યો: "હે દરિયાલાલ! તું ધરતીનો ધણી! જો તારામાં સત હોય તો વાયરા સવળા કરજે અને વહાણ વહેતાં મૂકજે."

આમ કહેતા ભેગાં તો હ ફૂ ફૂ ફૂ ફૂ કરતાં દરિયાનાં મોજાં ઊમટયાં અને વહાણને ઉપર ઉપાડી લીધાં. ઘડીપળમાં વહાણ બારા બહાર નીકળી ગયાં અને જાવાને મારગે હાલતાં થયાં. શેઠિયાને થયું કે "આ માણસ કોઇ જાદુગારો તો નહી હોય? આપણાં વહાણ મધદરિયે અટકે તો શું કરીએ? લઇ લો એને પણ સાથે." આમ વિચારી રામસિંહને સાથે લઇ લીધો અને જાવાના મારગે હાંકી મૂકયાં. ત્રણ મહિના થાનાં તો વહાણને જાવાને બારે ભુટકાડી દીધાં.

જાવાના રાજાને એક કુંવરી, કુંવરીનું નામ હંસાવળી. હંસાવળીને સ્વયંવરથી પરણવાનાં નીમ. બરાબર આ જ વખતે હંસાવળી માટે સ્વયંવર રચાયો છે અને દેશદેશના રાજા હંસાવળીને વરવા આવી પહોંચ્યા છે. શહેર બહાર મંડપ રચાયો છે અને આખું ગામ સ્વયંવર જોવા ઊમટયું છે. શેઠિયા પણ બારામાં વહાણ નાંગરી સ્વયંવર જોવા આવીને ઊભા રહ્યા. સાથે રામસિંહને નોકર તરીકે લઇ લીધો છે. શેઠિયા મંડપમાં જઇને બેઠા અને રામસિંહ બેઠક પાછળ ઊભો રહ્યો.

મંડપની વચ્ચે હાથણી સૂંઢમાં કળશ લઇને ઊભી છે અને હાથણી માથે તેજનાં બિંબ જેવી હંસાવળી બેઠી છે. ગોરમહારાજે મંત્ર ભણી શુભ ચોઘડિયું પોકાર્યું કે હાથણી મંડપમાં હાલી નીકળી. રાવરાજાને મૂકી, સામંત પટાવતને મૂકી, શેઠ-સોદાગરોને મૂકી, ડોલતી ડોલતી હાથણી મંડપમાં આડા-અવળા આંટા મારવા લાગી અને બેઠક પાછળ ભૂંડાભૂખ નોકરના વેશે ઊભેલા રામસિંહ પાસે આવીને ઊભી રહી. રામસિંહની અડખેપડખે ચાર આંટા ફરી હાથણીએ રામસિંહને માથે કળશ ઢોળ્યો.

"હાથણી ભૂલી! હાથણી ભૂલી!" એવા મંડપમાં પોકાર થયા. "અરે! આવા નોકરને માથે તે કળશ હોય? હાથીને લાવો, હાથીને લાવો." એવા રાવરાજાએ રીડિયા પાડયા. માણસોએ મળીને રામસિંહને મંડપ બહાર કાઢયો અને હાથીને શણગાર સજાવીને મંડપ વચ્ચે ઊભો રાખ્યો.

હંસાવળી આવીને હાથી માથે બેઠી અને ગોરમહારાજે મંત્ર ભણીને શુભ ચોઘડિયું પોકાર્યું કે હાથી મંડપમાં ફરવા નીકળ્યો. હાથીએ પણ રાવરાજા મૂકયા, સામંત-પટાવત મૂકયા, શેઠ-સોદાગર મૂકયા અને ડોલતો ડોલતો મંડપ બહાર આવીને ઊભો રહ્યો. આવીને જ્યાં માણસનાં ટોળાં વચ્ચે રામસિંહ ભૂંડાભૂખ વેશે ઊભો હતો તેના અડખેપડખે ચાર આંટા ફરીને રામસિંહને માથે કળશ ઢોળ્યો.

"હાથી ભૂલ્યો! હાથી ભૂલ્યો!" એવા ફરીથી રાવરાજાએ રીડિયા નાખ્યા. પણ હંસાવળી કહે: "એ જ મારા સ્વામીનાથ. ઇંદ્રરાજાનું વાહન ગજપતિ ગણેશરૂપ મારું ભૂંડું વાંછે નહિ." એમ કહી રામસિંહને વરમાળ આરોપી.

એ ને એ વખતે ઘડિયાં લગન લેવાયાં. રાવરાજા, સામંતપટાવત અને શેઠસોદાગર રામસિંહના જાનૈયા બન્યા અને સાંજ પડતાં ધામધૂમથી વિવાહ થયા.

(આવતા અંકે પૂરું)

પૃષ્ઠ ૨૮૭ થી ચાલુ] ચેત ચેત ગુજરાત ચેત

કાઢ્યું છે. પોતાની વ્યક્તિલક્ષી કૂપમંડૂકતાને કારણે અલગતા કેળવીને એકલું પડી ગયું છે. આ એકલતાનાં પરિણામ તો આખા ગુજરાતે—ગુજરાતની પ્રજાને ભોગવવાનાંને ? અને તે વ્યક્તિલક્ષીતાને કારણે જ !

ગુજરાત કોંગ્રેસની વ્યક્તિલક્ષીતા તૂટે નહિ, આ ગૂઠાછાપ મટે નહિ, કલ્પનાહીનતા ખસે નહિ, અભ્યાસનીષ્ઠતા આવે નહિ, પ્રજાલક્ષીતા કેળવાય નહિ અને રાજકીય પ્રૌઢતા પામે નહિ ત્યાં સુધી આ જ દશા રહેવાની. આગળના જમાનામાં રાજા મરે ત્યારે રાજ આખું રંડાપો ભોગવે એવી દશામાં ગુજરાત કોંગ્રેસ માથે આવી પડી છે.

સંસ્થા કોંગ્રેસનું બુઠ્ઠામંડળ શ્રી. મોરારજીને અને ગુજરાતને હોળીનું નાળિયેર બનાવી રહેલ છે અને મોરારજીની સત્તાભૂખનો ભારે લાભ તેઓ પોતાની રાજરમતમાં ઉઠાવી રહ્યા છે.

સપ્ટેમ્બર અંક ૧૯૬૯

## આપખુદીનું એકચક્રી શાસન

શ્રી. મોરારજીભાઈએ સત્તાદ્વારા સેવાનો ગાંધીવાદને નામે એક નવો તરીકો ઊભો કર્યો છે. આ તરીકો ગુજરાતમાં શ્રી. મોરારજીના વારસદારોમાં ઊતરી આવ્યો છે. પરિણામે સત્તાદ્વારા થતી સેવા માટે સિદ્ધાંતોમા સાટાખત થતાં જ આવે છે. સરદાર સાહેબ જતાં ગુજરાતનું એકચક્રી શાસન શ્રી. મોરારજીના હાથમાં આવ્યું. એમને પડકારનારૂં કોઈ ન રહ્યું. એથી આખી ગુજરાત કોંગ્રેસ સત્તાદ્વારા સેવાના નવતર મીજાજ અને શ્રી. મોરારજીના હઠીલા સ્વભાવને કારણે ઊભી થયેલ આપખુદ શાસનને અનુકૂળ આવે એવા ઢાંચામાં ઢળતી ગઈ. જે વડિલશાહી રાજકારણ કોંગ્રેસની ઉચ્ચકક્ષાએ સર્વોપરી બની બેઠેલું એ વડિલશાહીથી ગુજરાત કોંગ્રેસ શ્રી. મોરારજીની પ્રતિછાયા—રબ્બર સ્ટેમ્પ બની રહી.

શ્રી. મોરારજી કદી કાર્યકર કે સૈનિક હતા જ નહિ. સીધા સેનાપતિ બની ગયેલા. પરબારી આગેવાની મળી જતા આપખુદ સ્વભાવથી શાસન એનો સ્વભાવ બની ગયો છે. એટલે ગાંધીજીના વિચારો પણ શ્રી. મોરારજીના બીબામાં ઢળીને એના સ્વભાવથી રંગાઈને જ બહાર આવે છે. એ કદી પડકાર ખમી શકયા નથી. શબ્દનો, વિચારનો, સિદ્ધાંતનો કે સત્તાનો પડકાર થતાં એ તરત ઉગ્ર પ્રત્યાઘાત પાડે છે. એમાંથી એની અસહિષ્ણુતા જોર કરી ઊઠી છે. શ્રી. મોરારજીની હઠીલી આપખુદ ને અહંવલ પ્રકૃતિ હંમેશાં સિદ્ધાંતનું સ્વરૂપ લઈને જ આવે છે.

## હું તારો મદારી ને તું મારૂં માંકડું

ગુજરાતના રાજકારણને પોતાને ફાવતું આવે તે રીતે સાફ કરવામાં સિદ્ધાંતને નામે એમણે રાજકારણનાં બધાં શસ્ત્રો અજમાવ્યાં છે ને પોતે નિરાળા ને નિરાળા હોય એવો દેખાવ કર્યો છે. શ્રી. મોરારજીની આ શાસનભૂખી વૃત્તિએ ગુજરાત કોંગ્રેસને મદારીના માંકડા જેવી કરી મેલી છે. આ શાસન-પ્રણાલિએ કોંગ્રેસના કાર્યકરોને સત્તાના લાલચુ, લોભી ઓશિયાળા ને પામર બનાવી મૂકયા છે. ઉપરથી નીચે સુધીના સૌને ગૌરવહીન, તેજહીન, અને લાચાર બનાવી મૂકયા છે. પરિણામે કાર્યકરોનો વિચાર વિકાસ અટકી ગયો છે. વિચાર જડતા પ્રજાની આકાંક્ષા ન પામી શકે, પણ યુગનાં પરિબળોથી એવી ફરજ પડતી હોવાથી દંભ અને પાખંડ પેદા થાય છે.

મુંબઈ ગુજરાતના દ્વીભાષી રાજ્યમાં મહારાષ્ટ્રને અણખપતા હોઈ જવાહરલાલ નેહરૂએ એમને કેન્દ્રમાં બોલાવી લીધા દ્વીભાષીમાં ગુજરાતને સિદ્ધાંતને નામે માર ખવરાવ્યો. કામરાજ યોજના સાથે અને પછી ત્રણ ત્રણ વાર ઉથલ્યા. પગલે પગલે માર પડયો છતા એણે કદી દુરાગ્રહ ન છોડયો, સત્તાભૂખ ન છૂટી અને એમનું દુર્ભાગ્ય તે ગુજરાતનું દુર્ભાગ્ય બનતું રહ્યું ગુજરાત કોંગ્રેસની આંધળી કદમબોશીથી ગુજરાતને ગરદન મારવાની દશાએ પહોંચાડયુ.

શ્રી. મોરારજીના દુરાગ્રહે ને પરાજયના ઝનુનને દોરડે ગુજરાતનાં હિતોની ગરદન શા માટે જકડી રાખો છો ? ગુજરાતનાં હિતો ભારતભરમાં ફેલાયે છે તે રખે ભુલાય ! શ્રી. મોરારજીની હાર્યાજુગારીની મનોદશાને નાંગળે ગુજરાતનું નાવ જોડીને ગુજરાતની

પ્રજા માટે કઈ સિદ્ધિ હાંસલ કરવાની છે ?

### એ સજા ગુજરાતને શા માટે ?

ગુજરાત સંસ્થા-કોંગ્રેસ ગાંધીનિષ્ઠ છે ? ગુજરાતનિષ્ઠ છે ? રાષ્ટ્રનિષ્ઠ છે ? સિદ્ધાંતનિષ્ઠ છે કે મોરારજીનિષ્ઠ છે ? જો મોરારજીનિષ્ઠ હોય તો ગુજરાતની પ્રજાએ વહેલું વિચારવું જોઈએ કે ગુજરાતનું હિત શામાં છે ? ગુજરાતની સમસ્ત પ્રજાના ગળામાં શાસનની શકિત વિનાનો શિસ્તના દોરડાનો ગાળિયો પરોવી દેવો છે ? ગુજરાતના કયા ગુનાસર ? એ સજા ગુજરાને શા માટે સહન કરવી ?

ગુજરાત કોંગ્રેસ જો શ્રી. મોરારજી પ્રત્યેની નિષ્ઠાને એટલે કે સત્તાની નિષ્ઠાને જ વળગી રહેવા માગતી હશે તો એણે કોંગ્રેસના સિદ્ધાંતોમાં ન માનનારા પક્ષો સાથે અપવિત્ર જોડાણ કરવું જ પડશે. તો પછી સિદ્ધાંતનિષ્ઠાનો દંભ અને શિસ્તની તલવારો સમણવાનો પ્રશ્ન જ કયાં રહે છે ? આત્મઘાતને કેડે જતી ગુજરાત ! ચેત હવે તો ચેત !

ડિસેમ્બર અંક ૧૯૬૯

### ગુજરાત કયે માર્ગે ?

ગુજરાત આજે જે માર્ગે ઘસડાઈ રહ્યું છે તેમાં એક માત્ર શ્રી. મોરારજીની સત્તાની મહત્ત્વાકાંક્ષા સિવાય બીજું કયું કારણ હોઈ શકે ? એ સત્તાભૂખ અને એમાંથી પેદા થયેલું નિષ્ફળતાનું ઝનૂન ગુજરાતને ખાડામાં નાખશે. ગુજરાતનો ભાવિનો પ્રશ્ન બધી જ પ્રકારનાં દ્વંદ્વ વચ્ચે, સંઘર્ષો વચ્ચે સર્વોપરી બનવો જોઈએ. પક્ષ નહિ, જૂથ નહિ, સત્તા નહિ, સ્થાન નહિ પણ ગુજરાતની સ્થિરતા, સુદઢતા, પ્રગતિ અને વિકાસને અનુલક્ષીને જ ગુજરાતે પોતાનો માર્ગ નકકી કરવો રહેશે. આ તો બધો સત્તાનો સંઘર્ષ છે. ગુજરાતની સ્થિરતા, સુદઢતા કે સલામતીનો હરગીજ નહિ.

એપ્રિલ અંક ૧૯૭૦

### ગૂમરાહ ગુજરાત

વડાપ્રધાનપદના જુગારને પાટલે ઈંદિરાજીને ઉઠાડી મેલવાના ઉઘાડા કોભાંડ પહેલેથી જ શ્રી. મોરારજીએ ગુજરાતને હોડમાં મૂકી દીધેલું. ઈંદિરાજીને ઉથલાવતાં શ્રી. મોરારજી તો ઉથલી પડયા અને ગુજરાતને પોતાની મહત્ત્વાકાંક્ષાની આગમાં હોમી દીધું.

શ્રી. મોરારજી પોતાની રમતમાં હતા એટલે સ્વતંત્રપક્ષ સાથે હાથ મિલાવ્યા પછી ગુજરાતમાં કોંગ્રેસ સરકાર માટે કોઈ પડકાર ન રહે. પણ એમાં ધારી કામયાબી ન મળી. ગુજરાત સ્વતંત્ર પક્ષ અવળો ઊડયો.

શ્રી. મોરારજી દેસાઈની જનસંઘ સાથેની વાટાઘાટો ચાલ્યા કરે છે. જો સ્વતંત્ર પક્ષ, જનસંઘ અને સંસ્થા કોંગ્રેસનો મોરચો રચી શકત તો ઈંદિરા સરકારને પડકાર આપી શકાય અને આગામી ચૂંટણી સંયુકતબળે લડી શકાય. પણ સબળો નબળાને ખાય એમ સ્વતંત્રપક્ષની સામંતશાહી ને મૂડીવાદમાં અને જનસંઘની સંગઠન અને વ્યવસ્થા શક્તિમાં સંસ્થા કોંગ્રેસને ભૂંસાઈ જવાનું, ઓગળી જવાનું જ રહે છે. એમાં ગુજરાતની સંસ્થા કોંગ્રેસે તો પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ગુમાવવાનું જ રહે છે.

મે અંક–૧૯૭૦

### સિદ્ધાંતહીન સહયોગ

સંસ્થા કોંગ્રેસ, જનસંઘ અને સ્વતંત્રપક્ષ અકલ્પ્ય ઝડપે ઈંદિરાજીને ઉથલાવવા સહયોગ સાધી રહ્યા છે. જે કોંગ્રેસને, જનસંઘ કોમવાદી ને સ્વતંત્રપક્ષ મૂડીવાદી લાગતો હતો તે હવે ગળ્યા સાકર જેવા લાગે છે. એક રાતમાં અભિપ્રાય બદલી ગયા.

પક્ષ પલટાનું બુમરાણ મચાવતા એમનો પક્ષોનો સત્તાની ભાગીદારી અને આગામી ચૂંટણી માટેનો આ સહયોગ પક્ષપલટાનું અને સિદ્ધાંતહીનતાનું સૌથી મોટું સ્વરૂપ છે. આવા સહયોગમાં સમાન કાર્યક્રમની ભૂમિકા પાછળ કયા વિચારનું માધ્યમ અથવા સૈદ્ધાંતિક કે વૈચારિક એકતા રહેલી છે ? સિવાય કે સત્તાની લાલસા ! ગુજરાત સંસ્થા કોંગ્રેસ એવો સહયોગ ન સધાયાના ગમે તેટલા બચાવ કરે પણ એ સહયોગ તો સધાઈ ચૂકયો છે. આવા સહયોગને પરિણામે સ્વતંત્રપક્ષે ને જનસંઘે સમાજવાદી અને બિનસાંપ્રદાયીક ગણાતી સંસ્થા કોંગ્રેસનું બળ પોતાને પક્ષે મેળવ્યું છે ને સંસ્થા કોંગ્રેસે પાયાના સિદ્ધાંતોનું સત્તાની ખાતર બલિદાન આપ્યું છે.

બદલામાં સંસ્થા કોંગ્રેસના સર્વોચ્ચ તરફથી જનસંઘને સર્ટીફીકેટ મળ્યું કે તે કોમી નથી અને સ્વતંત્ર પક્ષ સમાજવાદની ઘણી નજીક આવી ગયો છે. ગુજરાતે વિચારવાનું રહે છે કે શ્રી. મોરારજી પછવાડે ગુજરાતની કેટલી બરબાદી બેસાડવી છે ?

જૂન–અંક–૧૯૭૦

## કોમવાદનો હાથો સંસ્થા–કોંગ્રેસ

આશ્ચર્યની વાત તો એ છે કે હિન્દુરાષ્ટ્રવાદીઓ પણ ગાંધી વિચારસરણીના સામ્યવાદીઓ જેટલા જ વિરોધી છે. એ કારણે હિન્દુરાષ્ટ્રવાદીઓએ ગાંધીજીનું ખૂન કર્યું. હિંસક સામ્યવાદીઓ હવે ગાંધીજીનું ખૂન કરવા બહાર પડયા છે. અને હિન્દુરાષ્ટ્રવાદ અને મુસ્લિમોના ભારતીયકરણની જેહાદ પોકારનારા પણ ગાંધી વિચારોનું ખૂન કરીને સામ્યવાદીઓનું જ કામ કરી રહ્યા છે. આમ ગાંધીવાદને ગાંધીજીની વિચારસરણીને ભારતની બે પ્રબળ શક્તિઓ તરફથી માર પડી રહ્યો છે. છતાં ગાંધીજીના અનુયાયી તરીકેનું અભિમાન લેતા સંસ્થા કોંગ્રેસના આગેવાનો આ હિન્દુરાષ્ટ્રવાદીઓ સાથે સત્તાની ભાગીદારી માટે હાથ મિલાવી રહ્યા છે ને એ રીતે ગાંધીજીની વિચારસરણીને સુરંગ ચાંપનારી પ્રવૃત્તિને ઉત્તેજન આપી રહ્યા છે. પછી સિદ્ધાંતોને વળગી રહ્યાનાં ગમે તે બહાનાં આપે કે ઠરાવો કરે ને નિવેદનો કરે. પછી 'લોકશાહી બચાવો' અને 'ભારત બચાવો'ના જોડાણ માટેનાં ગમે તે બહાનાં આપે પણ પરિણામ તો ગાંધીવાદીઓના હાથે જ ગાંધીવાદને નષ્ટ કરવામાં આવી રહ્યાં છે. ગુજરાતની સંસ્થા કોંગ્રેસના આગેવાનો ગમે તે નિવેદનો કરે પણ આવતા દિવસોની એમાં આગાહી છે કે સંસ્થા કોંગ્રેસ લોકશાહીને નામે જનતાનું શોષણ કરનારી સામંતશાહી ને મૂડીશાહી તથા બીજી બાજુ હિન્દુરાષ્ટ્રવાદીઓના પક્ષકાર જ બની રહ્યા છે.

જુલાઈ ૧૯૭૦

*

## સાભાર સ્વીકાર

### નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ : નાં પ્રકાશનો

**ગાંધીજીનો અક્ષર દેહ :** ગાંધીજીનાં ભાષણો, લખાણો ને પત્રો વગેરેનો સંગ્રહ, કુલ ભાગ ૧ થી ૧૬ . પહેલો બીજો ભાગ એક જ ગ્રંથમાં છે. એમ કુલ ગ્રંથ ૧૫. પ્રત્યેક ગ્રંથની કિંમત રૂા ૧૬/૫૦. **મહાત્મા ગાંધી શતાબ્દીગ્રંથ :** સંપાદક . ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્ : સહસંપાદક : આર. આર. દિવાકર; કે સ્વામીનાથન . અનુવાદક : નગીનદાસ પારેખ અને યશવંત શુકલ : પૃષ્ઠ ૪૦૮ : મૂ. સાડાબાર રૂપિયા. **ગાંધી ગૌરવ :** લે. યોગેશ્વર (ગાંધી ગૌરવ ગાથા પદ્યમાં) પૃષ્ઠ ૩૪૦ : મૂ દસ રૂપિયા **શ્રી. કિશોરલાલ મશરૂવાળા એક અધ્યયન :** લે. કેતકી બલસારી : પૃષ્ઠ ૩૮૫ કાચું પૂંઠું : મૂ. આઠ રૂપિયા. **બહુરૂપી ગાંધી** (અનુ બંદોપાધ્યાયકૃત 'બહુરૂપી ગાંધી' નો અનુવાદ) અનુવાદક : જિતેન્દ્ર દેસાઈ : પૃષ્ઠ ૨૪૧ કાચું પૂંઠું : મૂ. સાડાચાર રૂપિયા. **ગુજરાતના શિરછત્ર સરદાર :** : સંપાદક : મુકુલભાઈ કલાર્થી : કાચું પૂંઠું ૧૧૨ : મૂ. એક રૂપિયો.

### ગુજરાત રાજય મહાત્મા ગાંધી જન્મ–શતાબ્દી ઉજવણી સમિતિનું પ્રકાશન

**ગાંધીજીની દિનવારી :** સંગ્રાહક : ચંદુલાલ ભગુભાઈ દલાલ : પાકું પૂંઠું. પૃષ્ઠ ૭૬૨ : મૂલ્ય પાંચ રૂપિયા.

નવજીવન પ્રકાશન મંદિરના 'ગાંધીજીનો અક્ષરદેહ'ના પંદર ગ્રંથો અને ગુજરાત રાજ્ય મહાત્મા ગાંધી જન્મશતાબ્દી તરફથી પ્રગટ થયેલ 'ગાંધીજીની દિનવારી' એમ કુલ ૧૬ ગ્રંથ ગુજરાત સરકારના માહીતિ ખાતા તરફથી સમાલોચનાર્થે મળ્યા છે.

